॥ श्री गुरुवे नमः ॥

आध्यात्मिक ग्रन्थमाळा.



प्रथम पुष्प.

# श्री रामकृष्ण परमहंस

(विस्तृत, सचित्र जीवनचरित्र, ७५० उपदेशामृत सह.)

तव कथामृतं तप्त जीवनम्, कविभिरीडितं कल्मषापहम् ।
श्रवण मंगलं श्रीमदाततम्, भुवि गृणन्ति ये भूरिदा जनाः ॥ श्री. भा.

(श्रीक्षेत्र चांदोदनिवासी के. उलासराम नरोतमदास भट्टना श्रेयार्थ.)

लेखक
डाह्याभाई रामचन्द्र म्हेता.
अमदावाद.

मूल्य.
रु. २—८—०.

## ॥ श्रीरामकृष्ण स्तोत्र ॥

ॐ ह्रीं ऋतं त्वमचलो गुणजित गुणेड्यः, नक्तंदिवं सकरुणं तव पादपद्मम् ।
मोहंकषं बहुकृतं न भजे यतोऽहं, तस्मात्त्वमेव शरणं मम दीनबन्धो ! ॥१॥

भक्ति र्भगश्च भजनं भवभेदकारि, गच्छन्त्यलं सुविपुलं गमनाय तत्त्वं ।
वक्त्रोद्धृतन्तु हृदिमे न च भाति किंचित्, तस्मात्त्वमेव शरणं मम दीनबन्धो ! ॥२॥

तेजस्तरन्ति तरसा त्वयि तृप्त तृष्णाः, रागे कृते ऋतपथे त्वयि रामकृष्णे ।
मर्त्यामृतं तव पदं मरणोर्म्मि नाशं, तस्मात्त्वमेव शरणं मम दीनबन्धो ! ॥३॥

कृत्यं करोति कलुषं कुहकान्तकारि, ष्णान्तं शिवं सुविमलं तव नाम नाथ ।
यस्मादहं त्व शरणो जगदेकगम्य, तस्मात्त्वमेव शरणं मम दीनबन्धो ! ॥४॥

स्वामी विवेकानंद ॥

प्रथम आवृत्ति. संवत १९७४.
प्रत ३०००. सन १९१८.



प्रकाशक,
डाह्याभाई रामचन्द्र म्हेता.
सम्पादकः सस्तीवार्तामाळा.
ठे. दाणापीठ, नवोवास, वचली पोळ–अमदावाद.

बाईन्डर
यशवंतराव दौलतराव.
ढालगरवाड, अमदावाद.

अमदावाद, सलापोसरोड,
डायमंड ज्युबिलि छापखानामां
परिख देविदास छगनलाले
छाप्यु.

## श्री रामकृष्ण परमहंस,

गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वर. ।
गुरुस्साक्षात् परब्रह्म तस्मै श्री गुरुवेनमः ॥



जन्मः संः १८३६ स्वस्वरूपमीलन मंः १८८६

कै० उलासराम नरोतमदास भट—चांदोद.



जन्म सं० १९१४.

कै० सं० १९७१.

The Bombay Art P. Works

# प्रयोजन.

**श्रीमत् परं ब्रह्मगुरुं वदामि, श्रीमत् परं ब्रह्मगुरुं भजामि ॥**
**श्रीमत् परं ब्रह्मगुरुं स्मरामि, श्रीमत् परं ब्रह्मगुरुं नमामि ॥**
**निरंजनं नित्यमनन्त रुपम्, भक्तानुकंपाधृतविग्रहं वै ॥**
**ईश्वरावतरं परमेशमीड्यम्, तं रामकृष्णं शिरसा नमामि ॥**

---

"ઇશ્વર-દર્શન કરવા માટે કોણ આતુર થાય છે? વિષય-ભોગ પ્રાપ્ત નહિ થવાથી મનુષ્યો ત્રણ ઘડી પર્યંત અશ્રુપાત કરે છે, પુત્રને વ્યાધિ થતાં પાંચ ઘડી અશ્રુપાત કરે છે, પરંતુ ઇશ્વરદર્શન થયાં નહિ એમ કહી એક પણ અશ્રુબિંદુ કોણ સારે છે? જે અશ્રુપાત કરી જાણે છે તેજ ઇશ્વર-પ્રાપ્ત કરી શકે છે."

**શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ.**

---

**આ**ર્યોના સનાતન ધર્મને જાગ્રત કરનાર અને તેનાં સૂક્ષ્મ તત્ત્વોનું યુરોપ અમેરિકાદિ દેશોને જ્ઞાન કરાવનાર **સ્વામી વિવેકાનંદ**નું નામ સુશિક્ષિત વર્ગમાં સુવિદિત છે. જે સ્વામી વિવેકાનંદ (પૂર્વાશ્રમના શ્રીયુત નરેન્દ્રનાથે) અંગ્રેજી ઉચ્ચ કેળવણી લીધી હતી અને જેમણે પ્રાચ્ય અને પાશ્ચાત્યોનાં દર્શન શાસ્ત્રાદિ તત્ત્વ ગ્રંથોનો અભ્યાસ કર્યા પછી પાશ્ચાત્ય દર્શનકારોના જેવોજ નિશ્ચય કર્યો હતો કેઃ "ઇશ્વર છે ખરો પરંતુ તેનો સાક્ષાત્કાર કરવાનો કોઇ માર્ગજ નથી અથવા તેવો માર્ગ હશે તો પણ તે કોઇના જાણુવામાં નથી." જે સ્વામી વિવેકાનંદ, સ્વગુરૂ ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના સમાગમમાં વારંવાર આવવા છતાં તેમના ઉપર પણ શંકાયુક્ત દૃષ્ટિએ જોતા અને જેઓ કોઇ પણ ભગવાંધારી સાધુ સન્યાસીની પાસે જતાંજ પ્રથમ તેમને એવો પ્રશ્ન પૂછતા કેઃ "શું તમે ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે?" પ્રતિઉત્તરમાં "ના" સાંભળતાંજ તેઓ પોતાની

નાસ્તિકય માન્યતાને દઢતાણે વળગી રહેતા, અને તેનો મુક્ત કણ્ઠે સર્વત્ર પ્રસાર કરતા. જે સ્વામી વિવેકાનંદ( શ્રીયુત નરેન્દ્રનાથ )ના પિતા પંચત્વ પામતાં દરિદ્રાવસ્થામાં આવી પડયા હતા અને અનેક પ્રયત્ન કરવા છતાં ઉદર પોષણનું સાધન નહિ પ્રાપ્ત કરવાથી એવાજ નિશ્ચયપર આવ્યા હતા કેઃ " જગત્‌માં ઈશ્વર છેજ નહિ. જો હોય તો તે મ્હારી પ્રાર્થના કેમ સાંભળે નહિ ? અને તે મ્હારા કુટુંબી જનોના ઉદર પોષણનું સાધન મ્હને કેમ પ્રાપ્ત ન કરાવે ? શું ઇશ્વર નિર્દય હશે ? ના, ના, ઈશ્વર છેજ નહિ. " આવી મતલબના ઉદ્દ્‌ગારો કલકત્તાના ભલભલા વિદ્વાનો સમક્ષ કહેવાને ચૂકતા નહિ, તેજ સ્વામી વિવેકાનંદને ઈશ્વરદર્શન કરાવી તેમના ઉપરોક્ત સર્વ વિચારો–વિકારો એક ક્ષણમાં નિર્મૂળ કરી, " ઇશ્વરનો સાક્ષાત્‌કાર થઇ શકે છે, ઇશ્વર મનુષ્ય કરતાં પણ વિશેષ નિકટમાં રહી સાધકો સાથે વાર્તાલાપ કરી શકે છે અને તે સચરાચર વ્યાપક છે. " એવો નિશ્ચય કરાવનાર તેમના ગુરૂદેવ, ઇશ્વરાવતાર ભગવાન **શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ**ની આ જીવન કથા આજે પ્રકટ કરતાં આ ક્ષુદ્ર લેખકને અપાર આનંદ થાય છે. એ આનંદનું વર્ણન કરવું અશક્ય છે.

આ અને આવીજ અન્યબોધક–ઉપદેશક જીવન કથાઓની ઉપયોગિતા સર્વત્ર સુવિદિત છે. આર્યોનાં ધર્મશાસ્ત્રો આવી અનેક કથાઓથી ભરેલાં છે. એ કથાઓના અધ્યયનદ્વારા જ્ઞાનામૃતનું પાન કરી પ્રાચીન ઋષિમુનિયો અને અર્વાચિન અનેક ઇશ્વર ભક્તો અજર અમર થઇ ગયા છે. અમૃતનું પાન કરતાં જીવ માત્ર અમર થાય એમાં સંદેહ શો ? ભક્તમાળમાં કેટલાએ અમર–આત્માની કથાઓ છે. તે સર્વના જીવનમાંથી જ્ઞાનામૃત પ્રાપ્ત થાય એમ છે. પોપટજીની પેઠે માત્ર તેનું અધ્યયન નહિં કરતાં તેમાં સમાયલા ઉપદેશ પ્રમાણે વર્તવામાં આવે તો વાંચકે જ્ઞાનામૃતનું પાન કર્યું કહેવાય અને તેને અમરત્વ પ્રાપ્ત થાય. આજ ઘણાં મનુષ્યો એવા જોવામાં આવે છે કે જેઓ ગીતાજી, ભાગવત, ઉપનિષદ્ કિંવા અન્ય ધર્મ શાસ્ત્રોનો અમુક અંશ નિત્ય અધ્યયન કર્યા વિના અન્નજળ ગ્રહણ કરતા નથી પરંતુ તેઓ તેમાં દર્શાવેલા ઉપદેશનો એક શબ્દ પણ પાળતા નથી ! આજે ઘણાં એવાં સ્રીપુરૂષો જોવામાં

આવે છે કે જેઓ દેવળમાં દેવમૂર્તિ સમક્ષ જાય છે તે વખતે મન શુદ્ધ રાખી પોતાનાં પાપની ક્ષમા પ્રાર્થના કરે છે પરંતુ ત્યાંથી બહાર નીકળતોજ કૂતરાની પૂછડી પેઠે અનેક પાપ કર્મો કરવા પ્રવૃત્ત થાય છે! આજે ઘણા ભક્તો અંબાજી માતાની યાત્રાએ જાય છે, ત્યાં તેઓ અતિ પવિત્ર વ્રત પાલન કરે છે, તે એટલે સુધી કે પત્નીને સુદ્ધાં ભગિની પ્રમાણે માને છે અને તેના તરફ સુદ્ધાં કુદ્રષ્ટિ કરતા નથી, ત્યાં અસત્ય વદતા નથી પણ ત્યાંથી બહાર નીકળ્યા કે પૂર્વે હતા તેવાજ–પાપ કર્મરત બની જાય છે! આ પ્રમાણેજ અનેક તીર્થ યાત્રા કરનાર માનવીઓનું સમજવું. એવાં મનુષ્યોનાં મન પવિત્ર ક્યાંથી થાય? એમને જ્ઞાન–ભક્તિ ક્યાંથી મળે અને એમનું કલ્યાણ શી રીતે થાય? તાત્પર્ય કે: ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં અને જીવન કથાઓમાં કહેલા ઉપદેશ પ્રમાણે વર્તવું જોઇએ. તેમાં રહેલા જ્ઞાનામૃતનું પાન કરવું જોઇએ તોજ મનુષ્ય સાચું સુખ પ્રાપ્ત કરે. દેવળોમાં દેવ દેવીની મૂર્તિ સમક્ષ હોય તેટલી ક્ષણ અથવા તો કોઈ સાધુ–સંત–મહાપુરૂષનો ઉપદેશ મળે ત્યાં સુધી માનવ–મન પવિત્ર રહે છે તેજ પ્રમાણે દેવળમાંથી બહાર નીકળ્યા પછી અથવા તો મહાપુરૂષોના સમાગમમાંથી દૂર થયા પછી સંસારના અનેક કાર્યો કરવા છતાં પણ માનવ–મન નિત્ય પવિત્ર રહેવું જોઇએ. તોજ તે દર્શનનું અને શાસ્ત્ર–અધ્યયનનું–કહો કે માનવ જીવનનું–સાર્થક્ય થશે. તોજ તે જ્ઞાનામૃત વડે અજર–અમર થવાશે, અને સંસારનાં અનેક બંધનોથી મુક્ત થઇ ચિર સુખી થવાશે. પોપટજીની પેઠે માત્ર "રામ, રામ" બોલવાથી ધૂળપર લિંપણુજ!

પરંતુ એમ નહિં થવાનું કારણ મનુષ્યને સત્યજ્ઞાન થતું નથી એજ છે. જ્ઞાનનો અપાર મહિમા કોણ વર્ણવી શકે એમ છે? સંસારની અનેક ઉપાધિઓમાં ફસાયલું માયાવી મન જ્ઞાનનો મહિમા જાણવા છતાં પણ પુનઃ માયા પાશને લીધે અજ્ઞાની સ્વાર્થી–બની જાય છે. અનેક કેળવાયલા મનુષ્યો એવા પણ જોવામાં આવે છે કે: જેઓ ધર્મ, અને ઇશ્વર સબંધી વેદાન્તનાં પુસ્તકોમાં વાંચવા છતાં અને તે સંબંધી ઉપદેશ સાંભળવા છતાં તે ઉપદેશનું કિંચિત્ અંશે પણ પાલન કરતા નથી. કારણ શું? કારણ એજ છે કે ભારતવર્ષ ઉપર જેમ જેમ પરદેશીઓનું રાજ્ય થયું તેમ તેમ ભારતવર્ષનો ધર્મ વિકૃત

થતો ગયો. ભારતવર્ષની મૃત-સંજીવની જેવી સંસ્કૃત વિદ્યાનો લોપ થતો ગયો. ધર્મગ્રન્થોનું અધ્યયન કરનારા-જગદ્ગુરૂ મનાતા બ્રાહ્મણો તે વિદ્યાથી વિમુખ થયા તેથી પ્રથમ તેમનામાંથીજ ધર્મ ઓછો થતો ગયો. તેમની નાતિ-રીતિ -આચરણ આદિ બદલાયાં. પરદેશી-પરધર્મીઓના હુમલાથી ધર્મ બચાવવાની ચિન્તામાં તેઓ અસ્તવ્યસ્ત થઇ ગયા. જ્ઞાનામૃત વિતરણ કરનાર, ચાતુર્વર્ણ્ય પ્રજાના મુખરૂપ મનાતા બ્રાહ્મણોમાંથીજ જ્ઞાનનો લોપ થઇ ગયો, ત્યાં પછી તે અમૂલ્ય વસ્તુ વિતરણ કરે કોણ? તેમની વિદ્યાની કદર જાણનારા ઓછા થઈ ગયા, ત્યાં પછી વિદ્યા રહે ક્યાં? સંસારની પ્રત્યેક વસ્તુ પરિવર્તનશીલ છે તેમ આર્યોની તે વિદ્યા, જ્ઞાન અને જનસમાજમાં પણ પરિવર્તન થઇ ગયું! આજે મ્હોટી ખોટ જો હોય તો તે જ્ઞાનામૃતનીજ છે. જ્ઞાનામૃત વિતરણ કરનાર સદ્ગુરૂનીજ છે. બ્રાહ્મણોના હૃદયમાં જ્ઞાનામૃત સિંચન કરી આપનાર નિઃસ્વાર્થી-ત્યાગી, આત્મદર્શી-યોગેશ્વરનીજ ખોટ છે. આદર્શ સદ્ગુરૂનીજ ખોટ છે. એ ખોટને લીધેજ જ્ઞાનનો અપાર મહિમા કોઇથી સમજાતો નથી. સમજાય છે છતાં માયાવી માનવ મનમાં ઠસતો નથી. ઠસે છે છતાં તે વારંવાર લોપ પામે છે! જ્ઞાનનો મહિમા સમજાવનારા ધર્મગુરૂઓ-ઉપદેશકોજ-આજે તો વિવિધ પ્રકારની વાગ્જાળનો વિસ્તાર કરી રહ્યા છે-તેઓજ વિવિધ પ્રકારના વિષય-સુખ-બંધનમાં બંધાઈ પાપકર્મ કરી રહ્યા છે, ત્યાં પછી તેઓ પોતાના શિષ્યોને-ભક્તોને-શ્રોતાઓને દુઃખ-પાપથી મુક્ત કરે શી રીતે? બાંધેલો બંધાવે. છુટેલો છોડાવે. જે મનુષ્ય પોતેજ બંધાયલો છે, તે બીજાને મુક્ત કરવા શક્તિમાન હોયજ ક્યાંથી? તાત્પર્યઃ આપણને તો માયાના બંધનથી મુક્ત હોય, એવા ત્યાગી-વિરાગી-મહાપુરૂષોની-સદ્ગુરૂ દેવની આવશ્યક્તા છે. આપણને તેમના પવિત્ર અંતઃકરણમાંથી ધ્વનિત થતો ઉપદેશ સાંભળવાની આવશ્યક્તા છે. તોજ આપણા મનમાં તે સમજી શકાશે—તોજ તે દઢરૂપે આપણા હૃદય ઉપર ઠસી શકશે-તોજ આપણે તે ઉપદેશ પ્રમાણે આચરણ કરવા શક્તિમાન થઇશું. ક્યાં મળે એવા સદ્ગુરૂ?

સ્વામી વિવેકાનંદજી ગુરૂ સંબંધી કહે છે કેઃ "સાચા ધર્મ-ગુરૂમાં શાસ્ત્ર રહસ્યજ્ઞાન, પવિત્ર આચરણ અને શુદ્ધ હેતુ, એ ત્રણ ગુણ હોવા જોઇએ.

કેટલાક લોકો કહે છે કેઃ ગુરૂના આચાર અને ગુપ્ત વર્તનનો વિચાર આપણે શા માટે કરવો જોઇએ? આપણે તો માત્ર તે જે ઉપદેશ આપે તેનોજ વિચાર કરવો જોઇએ, પરંતુ તેમનું એ કથન યથાસ્થિત નથી. અધ્યાત્મ શાસ્ત્રમાં જે દુરાચારી મનુષ્ય છે તેના આત્મામાં આત્મ–સ્વરૂપના પ્રકાશનો પ્રભાવ પણ પડવો અસંભવનીય છે. દુરાચારી મનુષ્ય ધર્મનું શિક્ષણ કેવી રીતે આપી શકે વારૂ? કોઇને આત્મજ્ઞાન શીખવાની ઇચ્છા થાય અથવા તો બીજાને તે શીખવવાનું કાર્ય માથે આવી પડે તો અંતઃકરણની અને આત્માની શુદ્ધિ થયા-વિના એ દિશામાં તેનાથી બે ડગલાં પણ આગળ વધી શકાતું નથી. **આત્માની શુદ્ધિ થયા વિના પરમાત્માનાં દર્શન કિંવા દિવ્યજ્ઞાન–**અતીન્દ્રિય જ્ઞાનની એક કપર્દિકા માત્ર પણ તેને હસ્તગત થવાનો સંભવ નથી. જો તેનામાં આધ્યાત્મિક શક્તિ નહોય તો તે બીજાનો ઉદ્ધાર શી રીતે કરીશકે? ગુરૂના મનમાં પરમાર્થજ્ઞાનની એવી બલવતી લહરીઓ આવવી જોઇએ કે, (ચંદ્રોદય થતાજ સમુદ્રમાં ભરતી આવે છે તે પ્રમાણે) પ્રેમના વેગથી તેનું અંતઃકરણ શિષ્યના અંતઃકરણને પકડી શકે, શિષ્યમાં રહેલી બુદ્ધિમત્તા અને તેના [illegible] ઉત્તેજન આપવું એટલુંજ કાંઇ ગુરૂનું કર્તવ્ય નથી, કિન્તુ તેના આત્માની થોડી ઘણી પણ ઉન્નતિ તો કરવીજ. એ તેનું પ્રધાન કર્તવ્ય છે, સત્ય અને ગુણ વિશિષ્ટ એવો એક પ્રકારનો પ્રવાહ ગુરૂના મનમાંથી નીકળીને શિષ્યના મનમાં જતો હોય છે માટે ગુરૂ પવિત્રજ હોવો જોઇએ."

માનવજીવન એ કાંઇ માત્ર ક્ષણે ક્ષણ ઉષ્ણ નિશ્વાસ નાંખી, લમણે હાથ દઇ નિરાશ થઇ બેસી રહેવા માટે નથી. એક જીવાત્મા કોણ જાણે કયાંથી અણચિન્તવ્યો આવે છે, અને કેટલાંક વર્ષ જગતમાં કર્મ કરી સ્વજનનો ત્યાગ કરી એકાએક કોણ જાણે કયાંયે ચાલ્યો જાય છે! જન્મ વખતે કેટલોએ આનંદ થાય છે પરંતુ જયારે તે જીવ ચાલ્યો જાય છે ત્યારે કેટલો ક્લેશ થાય છે? જે જીવની જીવિત દશામાં કુટુંબી જનો તેને સુખ આપવા પ્રાણ પાથરતા તેજ જીવ જગતમાંથી ચાલ્યો જાય છે ત્યારે હાહાકાર થઇ રહે છે! તે કયાં ગયો તેના કશા સમાચાર પણ જણાતા નથી. પરંતુ પ્રશ્ન એ થાય છે કે ત્યારે શું જીવનું જગતમાં આવવું અને જવું એટલુંજ માત્ર

નિર્માણ થયું છે? ના, તેમ નથી. પરંતુ વાચક સજ્જનો : એ જીવન-મરણ રહસ્ય સંબંધી તમે કોઇ દિવસ એક ક્ષણ પણ વિચાર કર્યો છે ખરો? શું મનુષ્યે જન્મ ધારણ કરી કૂતરાં-બિલાડાંની પેઠેજ જગતમાંથી ચાલ્યાં જવું કે આત્માની ઉન્નતિ કરી કર્મ બંધનમાંથી મુક્ત થઇ પુનઃ જન્મ-મરણનું દુઃખ ન ભોગવવું પડે એવી કોઇ ક્રિયા કરવી? એ બેમાંથી કયું ઇષ્ટ માનો છો? ઉદ્દેશ્ય વિનાનો જીવન-યજ્ઞ હોઇ શકેજ નહિં. અવસ્ય તે યજ્ઞનો ઉદ્દેશ્ય હોવોજ જોઇએ. તે યજ્ઞની સાફલ્યતા માટેજ ઋત્વિક્, ઉદ્‌ગાથા, અને શ્રેષ્ટ આચાર્યનું પ્રયોજન છે. ત્યારે જીવનનો તે ઉદ્દેશ્ય કયો? તે ઉદ્દેશ્ય મુક્તિ. મુક્તિ કોની? મનુષ્ય-જીવની. જીવ કોણ? સોऽહં. ત્યારે મુક્તિનું પ્રયોજન શું? માછલીના વિકસિત મુખમાં સ્વાતિ-નક્ષત્રનું જળ પડે છે. માછલી એ જળમાં મ્હોળાં કરીને ઉદરમાં તે ધારણ કરી રાખે છે. થોડા સમયમાંજ તે જળનું મુક્તાફળ બને છે. માછલી સમુદ્રમાં જન્મે છે, સમુદ્રનાં ગર્ભમાં વિચરણ કરે છે. તેનાજ ઉદરમાં એક બિન્દુ જળ મુકતા સ્વરૂપ થઇ ગયું છે. માછલી જે સમયે પોતાનું બાહુ બન્ધન ત્યજી દેશે તે સમયે મુકતાફળ જળમાં [illegible] જળના સ્વરૂપમાં બદલાઇ જશે. તે સમયે તે જળ થઇ જળ સાથે મળી જઇ મુકત થઈ જશે. આપણે જીવાત્મા પણ કોઇ એક સ્વાતિ નક્ષત્રના જળની પેઠે કોઇ એક ક્ષણે મહામાયાના ઉદરમાં પ્રવેશ કરી જીવ સ્વરૂપ થઇ રહ્યા છીએ. મહામાયાના કરાલ બાહુ-પાશ-બંધનમાંથી ઉદ્ધાર પામી મુક્તાફળની પેઠે અનન્તના ખોળામાં ઢળી પડવા શક્તિમાન થઇએ તો મુકિત પામીએ. સ્વાતિ નક્ષત્રનું જળ મુકતાફળ થવા પામ્યું તેથીજ તેને વ્યકત જળ કહી શકાય નહિં. અનન્તની એક કણા જીવ થઇ છે. તે (જીવ) પ્રકૃતિના બાહુ—બન્ધનમાં પ્રવિષ્ટ થયો છે. તેથી તે અવ્યકત કહી શકાય. આત્મા માત્ર અવ્યકત બ્રહ્મ છે. બાહ્ય અને અંતઃ પ્રકૃતિને વશીભૂત કરી આત્માનો તે બ્રહ્મભાવ વ્યકત કરવો એજ જીવનનું લક્ષ્ય અને ઉદ્દેશ્ય.

આપણે જીવો માયાના આવરણથી ઢંકાયલા હોવાથી આત્મ વિસ્મૃત થયા છીએ. માયા એટલે શું? ભ્રાન્તિનું નામજ માયા. ઇન્દ્રિયો મનુષ્યને બાહ્ય વિષયો તરફ આકર્ષી જાય છે. જે સ્થળે કોઇ પણ યત્ને સુખ પ્રાપ્ત

થતું નથી, તે સ્થળેજ મનુષ્ય સુખ શોધે છે. જે વિષયોનું સેવન કરવાથી ક્ષણપર્યંત સુખ ભાસે છે પણ તેનાથી વિમુખ થતાંજ પુનઃ અસંતોષ, દુઃખ થાય છે તેમ છતાં ભ્રાન્ત માનવ જીવ તેને સુખ માની રાત દિવસ તેનુંજ સેવન કરી રહે છે! અનન્ત યુગથી આપણે સર્વે જાણીએ છીએ કે: "એ સર્વ વૃથા છે." શાસ્ત્રકારો, ઉપદેશકો, આચાર્યો વારંવાર આપણને ઉપદેશ આપે છે કે: એ સર્વ સુખ ક્ષણિક-મિથ્યા—છે, તેમ છતાં માને છે કોણ? સાંભળે છે કોણ? અનેક સભાઓ ભરાય છે અને ઉપદેશ અપાય છે છતાં આપણે તે ગ્રહણ કરતા નથી. કારણ? ઉપદેશકો-આચાર્યો તે પ્રમાણે વર્તતા નથી તેથી આપણા મન ઉપર તેમના ઉપદેશની અસર થતી નથી. આપણું મન તે કરવા જેવું શુદ્ધ નથી. વિષય સુખો પ્રાપ્ત કરવામાંજ આપણે અનેક તીવ્ર આઘાત પામીએ છીએ, અનેક પ્રકારનાં દુઃખ ક્લેશ ભોગવીએ છીએ તેમ છતાં પણ આપણને તેની ક્ષણભંગુરતાનું જ્ઞાન થતું નથી. સત્ય વસ્તુ-આનંદ સ્વરૂપ પ્રાપ્ત કરવાનું ભાન થતું નથી. પતંગિયું જેમ પુનઃ પુનઃ દીપક તરફ ઉડી આવી પ્રાણ ખુવે છે તેમ આપણે પણ વારંવાર વિષયો તરફ ત્વરિત ગતિએ દોડીએ છીએ. તેના સેવનથી અનંત સુખ પ્રાપ્ત થતું નથી તેમ છતાં ઉત્સાહપૂર્વક વારંવાર તે તરફજ દોડી જઇએ છીએ. અન્તે નિરુત્સાહ થઇ, અનેક પ્રકારના વ્યાધિનો ભોગ થઇ કૂતરાને મોતે એક દિવસ મરણને શરણ થઇએ છીએ! જીવનનો ઉદ્દેશ્ય આઝ્યેશીજ આડે છે. પરંતુ જીવન યજ્ઞનો ઉદ્દેશ્ય એ નથી.

સર્વ સંહારક કાલ સર્વ વસ્તુનો ગ્રાસ કરે છે, અને કરશે. કોઇ પણ વસ્તુ અવશેષ રાખશે નહિ. તે પાપીને ગ્રાસ કરે છે, પાપને ગ્રાસ કરે છે; રાજાને-પ્રજાને, સુન્દર કુરૂપ સર્વને ગ્રાસ કરે છે. તે કોઇને પણ છોડતો નથી. સર્વે વસ્તુઓ તે વિનાશની દિશામાં અગ્રસર થઇ રહી છે. આપણું જ્ઞાન, શિલ્પ, વિજ્ઞાન, સર્વ તે એક અનિવાર્ય મૃત્યુ તરફ વળી રહ્યાં છે. કોઇ પણ મનુષ્ય તેનાં તરંગની ગતિ રોકી શકે તેમ નથી. આપણે તે કાળને-મૃત્યુને ભૂલવાનો યત્ન કરીએ છીએ. અરે! આપણને તે જરા પણ પ્રિય નથી, ભલભલા વૃદ્ધ ડોસાઓને પણ પ્રિય નથી, તેમ છતાં તે આપણને ભૂલે એમ નથી. તે આપણને છોડે તેમ

નથી ! કોઇએક દિવસ પણ તે આવી આપણી ડોકી મરડી નાંખશે ! સુંદર સુગંધિત પુષ્પો નીચે સડેલું મુરદું કેટલા દિવસ ઢાંકી રાખી શકાય ? એક દિવસ પુષ્પનો ઢગલો દૂર થઇ જશે તે સમયે મુરદું પ્રથમના કરતાં અતિ ભયંકર રૂપમાં જણાશે. આપણું સર્વ જીવન એવા પ્રકારનુંજ છે. આપણે આપણા પુરાતન સડેલા ઘાને સુવર્ણના વસ્ત્રોવડે આચ્છાદિત કરી રાખવાનો યત્ન કરીએ છીએ પરંતુ એક એવો દિવસ આવશે કે જે સમયે સુવર્ણનાં વસ્ત્રો સરી જશે અને તે સડેલા, દુર્ગંધમય ઘા અતિ ભયંકર રૂપે જણાશે.

ત્યારે તેનો ઉપાય શો ? જે માયાને લીધે–માયાના બંધનમાં બંધાવાથી સંસારમાં સર્વ વિનષ્ટ થાય છે તે માયાનો ત્યાગ કરવાની શું આશા નથી ? પ્રિય બંધુ વાચક ! માયાને જીતવાનો–ત્યાગ કરવાનો ઉપાય છે. એની ખાત્રી રાખવી. સાંભળો ! શ્રીમદ્ ભગવદ્ ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કેઃ—

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥**

"મ્હારી એ દૈવ ગુણમયી માયા અતિ કષ્ટે અતિક્રમ કરી શકાય છે. જે મ્હારે શરણે આવે છે, તેજ એ માયા અતિક્રમ કરી શકશે."

"ઓ શ્રમિત થયેલા અને સંસારના ભારથી દબાયલા પ્રવાસીઓ ! આવો. હું તમને સર્વ પાપથી મુક્ત કરીશ અને આશ્રય આપીશ."

યમુના કિનારેથી એવો મોહનીય બંસીનાદ થઇ રહ્યો છે. મહામાયાના સમરક્ષેત્રની મધ્યમાંથી મેઘ–ગર્જના થઇ રહી હોય તેમ શ્રીકૃષ્ણ ભગવાન સંસારના અનેક કષ્ટ ભારથી દબાઇ ગયેલા જીવોને આહ્વાન કરે છે. એ અભયવાણી–એ આનન્દવાર્તા–એ રસતત્ત્વ શ્રવણ કરવા માટે આપણે તત્પર થવું જોઇએ. માયાના મોહ–કોલાહલમાંથી ચિત્તને કંઇક સ્થિર કરવું જોઇએ. માતા, પિતા, ભાઈ, ભગિની, પત્ની, પતિ, પુત્ર, બંધુ, સ્વજન, એ સર્વ કોણ કોનું છે ? સર્વ જીવતાની માયા છે. જીવતા જીવ ઉપરજ સર્વ અપૂર્વ પ્રેમ બતાવી શકે છે. પરંતુ શરીરમાંથી જીવ જતાંજ સુવર્ણ જેવા સુંદર–અતિ પ્રિય દેહને બાળી ખાખ કરવામાં આવે છે ! તેની સાથે બીજું કોઇ બળી મરતું નથી. માટેજ કહેવામાં આવે છે કે કોણ કોનું છે ? કોને કોના

ઉપર પ્રેમ છે? સર્વ સ્વાર્થનું સગું છે! પત્ની સુંદર હોય ત્યાં સુધીજ પતિને તેના ઉપર મોહ રહે છે! પુત્ર દ્રવ્ય પ્રાપ્ત કરતો હોય ત્યાં સુધીજ માતાની તેના ઉપર મમતા રહે છે! ભાઇ જ્યાં સુધી બ્હેનને સારા વસ્ત્રાલંકારો કે અખણ્ડ મંડલાકાર આપે છે ત્યાં સુધીજ તે "મ્હારો ભાઇ, મ્હારો ભાઇ" કહી પ્રેમ બતાવે છે! પતિ જ્યાં સુધી સારી પેઠે પોષણ કરે છે અને મોજશોખ કરાવે છે, ત્યાં સુધીજ પત્ની તેના ઉપર "વ્હાલ" બતાવે છે અર્થાત્ જેને જ્યાં સુધી વિષયોનું સુખ આપવામાં આવશે ત્યાં સુધીજ તે "પ્રેમ દર્શાવશે. સુખથી વંચિત થતાં કોઇ કોઇનું નથી. જગતમાં સર્વત્ર સ્વાર્થનો પ્રેમ છે, અથવા સ્વાર્થ એજ માયા અને માયા એજ સ્વાર્થ છે! તે માયાને જીતવી, તેના બાહુ પાશમાંથી મુક્ત થવું, તેની સારાસારતા જાણી તેમાંથી ચિત્તને નિરાળું કરી આત્મતત્વનું ચિન્તન કરવું અને આત્મદર્શન–ઇશ્વરદર્શન કરવું એજ જીવનયજ્ઞનો ઉદ્દેશ્ય છે. એજ જન્મ ધારણ કરવાનું સાર્થક્ય છે. સર્વ શાસ્ત્રમાં, સર્વ ગ્રન્થોમાં, સર્વ સાધુને મુખે એવોજ ઉપદેશ સાંભળવામાં આવે છે કે: "ભાઇ! માયાનું બંધન છોડી આત્મદર્શન કરો. તોજ મુક્તિ પ્રાપ્ત થશે. તોજ જન્મ મરણનો ફેરો ટળશે." ભગવાન શ્રીરામકૃષ્ણે પણ એવોજ ઉપદેશ આપ્યો છે, અને તે માટે સરળ માર્ગ બતાવ્યા છે. આવો વાચક! આપણે આ પુસ્તકમાંથી તે અત્યુત્તમ બોધામૃત પાન કરી અજર–અમ[illegible]

[illegible]

કેટલાક મનુષ્યો કહે છે કે: અમે અત્યારે ગૃહસંસારનો, પિતા, માતા, પુત્ર, પત્ની આદિ સ્વજનોનો ત્યાગ કરી જંગલમાં જઇ સાધુ સન્યાસી થઇ શકીએ એમ નથી. પરંતુ ભાઇ! જગંલમાં–એકાંતમાં જવાથી અધર્મ થાય તેમ નથી. માત્ર એકાએક ત્યાં જવાતું નથી એટલુંજ. આપણે જંગલમાં ગયા સિવાય સન્તાન સન્તતિ, પિતા માતાને લઇ બેસી રહી શું કરીએ છીએ? રાતદિવસ અનેક પ્રકારનાં વિષયસુખ ભોગવવાની ચિન્તા કે બીજું કાંઇ? અનેક પ્રકારના જૂઠા સાચા પ્રપંચ કરી, કોઇને વિશ્વાસઘાત કરી, કોઇનાં ગળાં રહેંસી દ્રવ્ય સંપાદન કરવામાં આવે છે એજ કે બીજું? ઘાંચીના બળદ પેઠે રાત–દિવસ મહેનત કરી દ્રવ્ય પ્રાપ્ત કરી પેટને એ,

વેંત ખાડો પૂરીએ છીએ કે બીજું કાંઇ? અનેક ક્ષણિક વિષય સુખમાં સુખ માની અન્તે દુઃખ પામીએ છીએ કે બીજું કાંઇ? જેને "મ્હારૂં મ્હારાં" કહી સમસ્ત જીવન પર્યંત પ્રેમ કરીએ છીએ તેને છોડી એક દિવસ ચાલ્યા જવાના કે બીજું કાંઇ? રાતદિવસ પાપકર્મો કરી દ્રવ્યભંડાર ભરી એક દિવસ ચાલ્યા જઇએ છીએ અને સુખેથી પેટ ભરીને આહાર પણ કરી શકતા નથી એજ કે બીજું કાંઇ? ગમે તેટલા વિભવ–વિલાસને ભોગવવા છતાં એક દિવસ કૂતરાં–બિલાડાંની પેઠે મરણ પામી જગત્માંથી અલોપ થઇ જઇએ છીએ એજ કે બીજું કાંઇ? મરણ પછી કોણ યાદ કરે છે? આત્માની શી ગતિ થાય છે? આ જગત્માં, જે દેહમાં અને જે વસ્તુ સ્થિતિમાં આત્મા છે તેના કરતાં ઉર્દ્ધગતિ પ્રાપ્ત કરવી કે અધોગતિ તે કોણ સમજી શકે છે? મનુષ્યો સ્વતંત્ર જણાવા છતાં પ્રકૃતિના દાસ છે. પ્રકૃતિ દેવી પોતાની ઇચ્છાનુસાર એક દિવસ મનુષ્યનું ગળુ મરડી નાંખશે! શું તેના કરાળ હસ્તમાંથી મુક્ત થવાની મનુષ્યમાં જરા પણ સત્તા છે? મનુષ્યો એટલા બધા પરતંત્ર છે છતાં તેનો અહંકાર ઓછો થતો નથી. અહંકાર એજ વિનાશનું મૂળ છે, એવો અનુભવ થવા છતાં પણ અહંકારનો ત્યાગ થતો નથી. વાચકબંધુ! ભગવાન શ્રી રામકૃષ્ણની જીવન કથામાંથી અહંકાર નાશ કરવાનો અતિ સુંદર ઉપદેશ મળે છે. માનવજીવન અફળ જવાનો ભય રહેતો નથી. [illegible] કરવાનોજ બોધ મળે છે. વાંચકને વન–જંગલમાં જવું પડશે નહિ, સંસારનો ત્યાગ કરવો પડશે નહિ. ગૃહસ્થાશ્રમમાં, સ્વજનમાં નિવાસ કરીને, નિજ કર્તવ્ય કર્મ સંપાદન કરવા સાથેજ સ્વઉદ્દેશ્ય પાર પડશે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરી, આત્માને ઉર્દ્ધગતિએ લઇ જઇ શકાશે. આર્ય ઋષિમુનિ કથિત યોગશાસ્ત્રાનુસાર વર્તન અને ઇશ્વરાવતાર શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના ઉપદેશામૃતનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન, એજ જીવને મુક્તાત્મા બનાવી શકશે, એજ જીવ માત્રને અનન્ત માર્ગના પ્રવાસીઓને, પાશવ–જીવનમાંથી મુક્ત કરી તે ચિદાનન્દરૂપ, અખણ્ડ જ્યોતિરૂપ આત્મ–દર્શન કરાવી શકશે.

ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના જીવનમાંથી ગૃહસ્થાશ્રમી જનોને

કેવો ઉપદેશ મળે છે ? પરમહંસદેવ ગૃહસ્થાશ્રમી હતા. સુંદર પત્ની હતાં, તેમ છતાં તેમણે વિષયભોગની લાલસાને વેગળે ધકેલી દઇ ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો, અને બાહ્ય આડંબર તરફ દૃષ્ટિપાત નહિ કરતાં આંતર–બ્રહ્માંડને અવલોકયું. બહારનાં મોજશોખનો ત્યાગ કરી આંતર વસ્તુનો સાક્ષાત્કાર કર્યો. પૂર્વ જન્મનાં અનેક પુણ્યથી પુનિત થયેલી, સાક્ષાત્ દેવી જગદંબા સ્વરૂપ, જગત્ જનનીએ પણ સાક્ષાત્ ઇશ્વર તુલ્ય પતિના મનોભાવ જાણી લઇ વિષય–સુખને વિષવત્ માની તેનો ત્યાગ કર્યો. એક બે કે ચાર સંતાન સંતતિની માતા થવાને બદલે અનેકભક્તરૂપી સંતાન સંતતિની માતા–કહો કે વિશ્વજનની થવાનુંજ સ્વીકાર્યું. સાચી પતિવ્રતા મહાદેવી તો એજ ! પતિની ઇચ્છા, પતિની આજ્ઞા એજ પરમેશ્વરની આજ્ઞા. પરમહંસદેવનાં પત્ની શ્રીએ પણ પતિની સેવા કરી ઇશ્વર–સાક્ષાત્કાર કરવાનુંજ સ્વીકાર્યું અને તે ઉદ્દેશ્ય પરિપૂર્ણ કર્યો. તેમણે વિષય–વિષની જવાળામાં, જીવન પર્યંત બળવાનું પસંદ કર્યું નહિ. મા જગદંબાએ જગતની નારીઓને દર્શાવી આપ્યું છે કેઃ સાચુ પતિવ્રત તો પતિની આજ્ઞા અને ઇચ્છામાંજ સમાયલું છે. સ્થૂળ સૃષ્ટિનો વ્યાપાર સ્થૂળ પરિણામ ઉપજાવી મનુષ્યોને જીવન પર્યંત અનેક પ્રકારની [illegible]માં અટવાવે છે. પણ સૂક્ષ્મ સૃષ્ટિથી દુર્લભ્ય એવું માનવજીવન સંપૂર્ણ [illegible] સુખ પ્રાપ્ત કરે છે. સાક્ષાત્ સૃષ્ટિ કર્તાનાં દર્શન કરાવી આ લોક પરલોકમાં આનંદજ પ્રાપ્ત કરાવે છે. હજી પરમહંસદેવનાં પત્ની વિદ્યમાન છે. તેઓશ્રી કાશીમાં નિવાસ કરે છે. પરમહંસદેવના જન્મોત્સવ પ્રસંગે (ફાગણ શુદ ૨ને દિવસે, કલકત્તે બેલુડ મઠમાં પધારે છે. તે વખતે હજારો નરનારીઓ તેમનાં દર્શનનો લાભ લઇ કાય, મનોવાકયપૂર્વક પવિત્રતા પ્રાપ્ત કરે છે. પરમહંસદેવનાં જીવનથી ગૃહસ્થાશ્રમીજનોને અનેક પ્રકારનો બોધ મળે એમ છે.

તેજ પ્રમાણે ભગવાં વસ્ત્રધારી સાધુ–સન્યાસી–ભિક્ષુ કે એવાંજ બીજાં નામચિહ્ન ધારણ કરવાવાળા ત્યાગી વૈરાગીઓને પણ પરમહંસદેવના જીવનમાંથી ઘણું શીખવાનું મળે એમ છે. શીખવું હોય તેને માટે તો તેઓ એક આદર્શરૂપ છે. જેને ભગવાં ધારણ કરી માલમસાલા ખાઇ, વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ કરી જીવન મોજ શોખ અને ભોગવિલાસમાં ગાળવું હોય તેને

માટે તો તેમની સ્વઇચ્છા એજ તેમનો આદર્શ! અનેક શાસ્ત્રોનું અધ્યયન, અનેક ત્યાગી મહાત્માઓનાં વર્તનનું અવલોકન છતાં પણ જેના મનપર અસર ન થતી હોય અને કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરમાં સડ્યા કરતા હોય, મનસ્વીપણે વર્તતા હોય તેને માટે તો આ જગતની બીજી કોઇ પણ વસ્તુ આદર્શરૂપ નથી. ઘણા આચાર્યો, ઘણા ગુરૂઓ, ઘણા સાધુઓ, રાત દિવસ પ્રવૃત્તિમાંજ પડ્યા રહે છે, અનેક પ્રકારનાં પાપપ્રપંચોમાંજ મસ્ત રહે છે અને તેમ છતાં પરોપકાર કરવાનું બ્હાનું બતાવી રહ્યા છે-બિચારા ભોળા અને વિશ્વાસુ જનો ભગવાં વસ્ત્ર કે ગુરૂ આચાર્યને જોઈ નમે છે અને માન આપે છે-પરંતુ તેમના ગુપ્ત આચરણ પ્રકટ થાય છે ત્યારેજ તેમના કાન ઉઘડે છે! એવા ત્યાગી વૈરાગી કહેવાતા મહાત્માઓને પણ ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનું ચરિત્ર અનેક પ્રકારનો ઉપદેશ શીખવે એમ છે. પરમહંસ દેવે શ્રી રામચન્દ્રનો સાક્ષાત્કાર કરવા દીક્ષા લઇ હનુમાનભાવ ધારણ કર્યો તે વખતે તેઓ વૃક્ષ ઉપર બેસી હનુમાનજીનાં જેવાંજ આચરણ આચરતા. તેમને બરડે ચાર પાંચ ઇંચ પૂછડી થઇ હતી એમ સાંભળ્યું છે. તેમજ શ્રીકૃષ્ણ ભગવાનનો સાક્ષાત્કાર કરવા માટે તેમણે શ્રીકૃષ્ણને પ્રિય એવાં શ્રી રાધાજીનો ભાવ ધારણ કર્યો હતો અર્થાત્ પોતેજ જાણે શ્રી રાધાજી હોય

તેમ સ્ત્રીનાં વસ્ત્રો પહેરતા અને શ્રી કૃષ્ણ ભગવાનનો સાક્ષાત્કાર કરવા યત્ન કરતા. તે સમયે તેમનાં સ્તન સ્ત્રીનાં જેવાં થયાં હતાં તેમજ તેમને પ્રત્યેક મહિને ઋતુસ્રાવ થતો હતો. તેઓ શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર કરવા સમર્થ થયા હતા. આનું નામ તે સાચી ભક્તિ! આજે સુધરેલા બંધુઓ કદાચ આ વાતને માનવા તૈયાર નહિં હોય પણ તેમના ગુરૂદેવ પ્રાશ્ચાત્યોએ કહ્યું છે કેઃ ભાવના પ્રમાણે સિદ્ધિ થાય છે, અને તેનાં અનેક પ્રમાણ આપી શકાય એમ છે. મેસમેરિઝમ, હિપ્નોટિઝમ, મેન્ટલ ટેલેપથી, વગેરે ક્રિયાઓ પણ માનસિક ભાવનાઓનો વિકાસજ છે. એટલે પરમહંસદેવમાં જણાતા અસાધારણ ચિહ્નો અશક્ય નથી. તેઓશ્રીનાં ચરિત્રે બતાવી આપ્યું છે કેઃ ગુરૂઓ-આચાર્યો-કેવા સમર્થ ત્યાગી, વિરાગી અને ઇશ્વરનો સાક્ષાત્કાર કરેલા હોવા જોઇએ. છે આજે કોઈ પણ એવો ત્યાગી ગુરૂ? પ્રસ્તુત જીવન ચરિત્રમાંથી

ગૃહસ્થાશ્રમી અને સન્યાસી, આચાર્ય અને ગુરૂ, સર્વને ઉત્તમ પ્રકારનો બોધ મળે એમ છે. આશા છે કે સજ્જન વાચકો તેમાંથી થોડું ઘણું પણ ગ્રહણ કરશે. જ્યાં સુધી એવા ત્યાગી ગુરૂ ન મળે ત્યાં સુધી મનુષ્યના ત્રય તાપ ટળવા મુશ્કિલ !

જગદ્‌ગુરૂ ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસનો જન્મ થયો તે સમયે બંગાલામાં એક તરફથી બ્રહ્મસમાજના સંસ્થાપક શ્રીયુત કેશવચંદ્રસેન પ્રચંડ ગર્જના કરી એકેશ્વરવાદનો પ્રચાર કરી રહ્યા હતા. દેવ-દેવીઓની મૂર્તિ-પૂજા એ એક પ્રકારનું પાખણ્ડ છે એમ કહી તેનો સંહાર કરવા ભગીરથ પ્રયત્ન કરી રહ્યા હતા! સુપ્રસિદ્ધ સુધારક રાજા રામમોહનરાય અને દેવેન્દ્રનાથ ઠાકુર જેવા એકેશ્વર વાદીઓ તન, મન અને ધનથી મૂર્તિપૂજાનો ઉચ્છેદ કરવા મથન કરી રહ્યા હતા ! બીજી તરફથી પાદરીઓ ખ્રીસ્તી ધર્મનેજ માત્ર મોક્ષ-માર્ગ બતાવી માંસ ભક્ષક-વિલાસી બંગાલીઓના મન તે દિશા તરફ વાળી રહ્યા હતા. સ્પર્શ્યાસ્પર્શ્ય અને ભક્ષ્યાભક્ષ્યનો વિશેષ નિષેધ નહિ માનનારા બંગાલીઓમાંથી ઘણા સુશિક્ષિત બંગાલીઓ સુદ્ધાં સાહેબી ધોરણ પ્રમાણે વર્તવા લાગ્યા હતા અને ખ્રીસ્તી ધર્મનો અંગીકાર કરી રહ્યા હતા. સનાતન આર્ય ધર્મની ગ્લાનિ થઇ રહી હતી, તેજ સમયે સનાતન આર્ય ધર્મને જાગ્રત કરવા ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનો જન્મ થયો હતો. તે પ્રભુએ જન્મ ગ્રહણ કરી બંગાલીઓને ઉપદેશામૃતનું પાન કરાવી સનાતન ધર્મોદ્ધાર કર્યો છે,* તેમણે કરોડો-લાખો બંગાલીઓને સનાતન-ધર્મનિષ્ઠ બનાવ્યા છે, અને તેમને ખ્રીસ્ત આદિ ધર્મમાં વટલાતા અટકાવ્યા છે. બંગાલામા આજે લાખો બંગાલીઓને ઘેર ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવની છબી તથા મૂર્તિની પૂજા થઇ રહી છે. તેમજ કલકત્તાથી થોડે વેગળે બેલુડ મઠમાં ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના જન્મોત્સવ પ્રસંગે હજારો બંગાલીઓ

---

* ગુજરાત કાઠિયાવાડમાં ઘણા ત્યાગી નિરાભિમાની ભક્તો થઇ ગયા છે. જો તેમનાં જીવન ચરિત્રો અને છબીઓ મળશે તો તે પ્રકટ કરવાનો યત્ન કરવામાં આવશે. એવા ભક્ત સાધુઓ ચમત્કારી મહાપુરૂષો જે જે સજ્જનોના જાણવામાં હોય તેમણે અમને સવિસ્તર લખવા કૃપા કરવી.-લેખક.

એ ત્ર થઇ અવનત મસ્તકે ઇશ્વર–ચિન્તનમાં નિમગ્ન થઇ રહે છે. મ્હોટા મ્હોટા અમલદારો, ભલભલા ગ્રેજ્યુએટો, હિંદુ, પારસી, મુસલમાન, ખ્રીસ્તી આદિ સર્વ સમ્પ્રદાયના મનુષ્યો તેમના સુશીતળ ઉપદેશામૃતનું પાન કરી ચિત્તમાં વિમળ આનંદના ભોક્તા થઇ રહ્યા છે.

શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ આદ્યશક્તિ કાલી માતાના ઉપાસક હતા. તેઓ જગન્માતાને ઇશ્વર રૂપેજ માનતા અને તેમની ઉપાસના કરતા. તેમણે આદ્યશક્તિ મ્હામાયાનો સાક્ષાત્કાર કર્યો હતો. ગુજરાતમાં પણ એવા કેટલાક પ્રભુ ભકતો થઇ ગયા છે. પરંતુ તેમાંથી એક મહાન દેવી ઉપાસક મહાત્મા **ભટ્ટ વલ્લભ ધોળા** સંબંધી ઉલ્લેખ કરી શકાય એમ છે. ઇ. સ. ૧૬૯૬ માં અમદાવાદમાં તેમનો જન્મ થયો હતો. તેમણે આદ્ય શકિત શ્રી બહુચરા માતાજીની ઉપાસના કરી હતી. પોતાના યોગી ગુરૂ દ્વારા દિક્ષા પ્રાપ્ત કરી શ્રી જગદમ્બાનો સાક્ષાત્કાર કર્યો હતો. તેઓ શ્રી જગદમ્બા–બહુચરી સાથે પ્રત્યક્ષ વાર્તાલાપ કરતા. તેઓ જ્ઞાતે ભટ્ટ મેવાડા બ્રાહ્મણ હતા. તેમના પિતા અને પ્રપિતા પણ શ્રી બહુચરાજીના ઉપાસક હતા, તેથી શ્રી વલ્લભ ભટજીમાં તે સંસ્કાર ઉતરે એમાં આશ્ચર્ય શું? તેમના જીવનમાં બનેલા અનેક ચમત્કારો હજી પણ લોકસ્મૃતિપટ પર તાજાજ છે. હાલ માણેકચોકમાં શ્રી બહુચરાજી માતાના દેવળમાં વલ્લભ ભટ્ટજીના વંશજ દેવીભક્ત શ્રીમાન પૂંજાભાઈ લલ્લુભાઇ વિદ્યમાન છે. શ્રી વલ્લભભટજીના જેવો દેવી ઉપાસક, મહાન સાધક, ગુજરાતમાં હજી બીજો કોઇ થયો નથી. ભક્તરાજે અનેક રાગરાગણીઓમાં માતાજીના ગરબા રચ્યા છે. ગુજરાતમાં સ્વામીનારાયણ સમ્પ્રદાય પ્રવર્તક મહાત્માશ્રી સહજાનંદજીએ અને પુષ્ટી માર્ગ પ્રવર્તક મહાત્માશ્રી વલ્લભાચાર્યજી દ્વારા પણ ધર્મ જાગ્રતિનું કાર્ય બહુ સારી રીતે થયું છે. વળી છેલ્લી સદીમાં કેટલાક ધર્મ પ્રચારકો થયા છે. તેમાં વિરક્ષેત્ર નિવાસી પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજી અને કાઠીયાવાડ અંતર્ગત બિલખા નિવાસી પૂજ્યપાદ મહાત્મા શ્રીમદ્ નથુરામજી શર્મા દ્વારા પણ ઉચ્ચ પ્રકારનો ધર્મ પ્રચાર થયો છે અને થાય છે.

૧૯૧૧ના જૂન માસની ૧૬ મી તારીખે આ લેખકના ભાગીદારે "ભાર-

તજીવન" પ્રેસ સંબંધી વિશ્વાસઘાત કર્યો તે વખતે ચિત્ત બહુ અસ્વસ્થ થઇ ગયું. દશ વર્ષ પર્યંત જે છાપખાના પાછળ તન, મન અને ધનનો વ્યય કરી, રાત દિવસ પ્રમાણિકપણે મહેનત કરી, તેજ સારી ખ્યાતિ પામેલા છાપખાનાનો એક ભાગીદાર વિશ્વાસઘાત કરે ત્યારે મનુષ્યનું માયાવી મન કેટલું ખિન્ન થાય? આ લેખકે પોતાના પરિચયમાં આવનાર મિત્ર સ્વજનોની બનતી સેવા બજાવી છે, કોઇનું અકલ્યાણ કરવાના હેતુથી કોઇપણ અપ્રમાણિક કાર્ય કર્યું નથી. "**ભારતજીવન**" માસિકપત્ર દ્વારા, આઠ વર્ષ પર્યંત યથાશક્તિ સાહિત્ય સેવા બજાવી છે. એ સાહિત્ય સેવા બજાવવામાં અનેક વિટંબણાઓ સહન કરવી પડી છે છતાં પ્રમાણિકપણું છોડયું નથી, તેમ છતાં સ્વાર્થનો દાસ બનેલો ભાગીદાર, સ્વાર્થ સિદ્ધિ માટે વિશ્વાસઘાત કરે એ કેવું અસહનીય! આ પ્રસંગે ત્રણ દિવસ પર્યંત ચિત્ત અસ્વસ્થ રહ્યું. તેજ સમયે એક મહાત્માનો સમાગમ થયો. તેમને ઉપરોક્ત સ્થિતિ નિવેદન કરતાં ઉત્તર મળ્યો કેઃ "ભાઇ! આ જગતમાં મનુષ્યો એ પ્રકૃતિ દેવીના અલંકારો જેવા છે. જેમ એક શેઠાણીને ગળે આજે સુવર્ણનો ચંદ્રહાર હોય છે પણ થોડા દિવસ પછી તેને ગળાવી બીજોજ સુંદર હાર તૈયાર કરાવી તે ધારણ કરે છે, અને આનંદ ભોગવે છે. તેમ ભગવાન તમને પણ કદાચ નવા અલંકારની સ્થીતિમાં મૂકતા હશે. કર્તવ્ય કર્મ કર્યા જવું તેમાંજ કલ્યાણ છે." મહાત્માની આશ્વાસન વાણીથી ધૈર્ય મળ્યું. હૃદય શાંત થયું. એ વખતથીજ અધ્યાત્મજ્ઞાનનું અધ્યયન શરૂ થયું. જગતના ક્ષણિક સુખ વૈભવો ઉપરથી આસક્તિ ઓછી થવા લાગી. જ્યાં ત્યાં સ્વાર્થના દાસ જણાવા લાગ્યા. એ પ્રસંગે એક બંગાલી મિત્રે શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવન વૃત્તાંત વાંચવા અને તેમની છબીનું પૂજન અર્ચન કરવાની સૂચના કરી. તેમ કરવાનું શરૂ કર્યું. શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનાં જીવન ચરિત્રો મંગાવી વાંચવાનું શરૂ કર્યું. જેમ જેમ તે વંચાતુ ગયું તેમ તેમ હૃદય ઉપર ઇશ્વરભક્તિના મહિમાની છાપ પડતી ગઇ. ઇશ્વર, આત્મા, માયા, ઇશ્વરાવતાર અને ધર્મ સંબંધી કંઇક જ્ઞાન થયું. તે ઉપરાંત સાધુ–સંગતના ઉત્તમ પરિણામ સમજાવા લાગ્યાં. જીવ અકળાવા લાગ્યો. શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ ક્યાં મળે? તેમના ચરણમાં જઇ શરણ

લેવાની ઘણીએ ઇચ્છા થઇ. સંસારની અનેક વિટંબણાથી તપેલો આ જીવ ભગવાન શ્રીરામકૃષ્ણદેવનાં દર્શન કરી કૃતાર્થ થવા ન પામ્યો. તે મુંઝવણનો પાર ન હતો ! સર્વ હતું છતાં પણ તે અકારૂં લાગ્યું. એજ સમયે યોગનાં પુસ્તકો વાંચ્યાં એટલે તો જાણે પરમહંસદેવ સિવાય જીવન વ્યર્થ જણાવા લાગ્યું. ક્યાં જવું કે જેથી પરમહંસદેવના જેવાજ નિસ્પૃહિ, ત્યાગી, યોગી, કલ્પતરૂ સમાન ત્રિકાલ જ્ઞાની સંતનો સમાગમ થાય? ક્યાં જવું કે જેથી યોગના ચમત્કારો જોવામાં આવે ? ક્યાં જવું કે જેથી સાક્ષાત્ ઇશ્વરનાં દર્શન થાય ? **अहंब्रह्मास्मि**નો ઉચ્ચાર કરતાં તો ઘણા સાધુ સન્યાસીઓને સાંભળ્યા છે પણ સાચા **अहंब्रह्मास्मि**નાં દર્શન ક્યાં થાય ? પ્રાતઃ, મધાહ્ન, સાયં અને મધ્ય રાત્રિ વિત્યા પછી પણ એજ પ્રાર્થના ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસદેવની છબી પાસે અને આકાશમાં થવા લાગી. પ્રભો ! અમે બિંદુરૂપ છીએ. અમને સાગરમાં ભેળવી સિંધુ સાગરરૂપ બનાવી દ્યો. પ્રભો ! અમે અંતવાન છીએ અમને અનન્તમાં મેળવી અનન્તમય બનાવી દ્યો. પ્રભો ! અમારા ઉપર કૃપા કરો. દયા કરો. અમારા અનેક અપરાધ ક્ષમા કરો. અમને માયાના બંધનમાંથી છોડી મુક્ત કરો, અમને સત્યને માર્ગે લઇ જાઓ. અમને ચિદાનંદ આપો. પ્રાર્થના વ્યાકુળ ચિત્તે થવા લાગી. પરમહંસદેવે કહ્યું છે કે: " વ્યાકુળ ચિત્તની પ્રાર્થના તે ભગવાન સાંભળે છે. " ગુરૂરૂપ પરમહંસદેવના વાક્ય ઉપર અટલ શ્રદ્ધા હતી. ભગવાને કંઇક પ્રાર્થના સાંભળી. અઠયાસી હજાર ઋષિઓએ જે નદીના વિશાળ તટ ઉપર તપસ્યા કરી છે એવી પાપ-તાપ નાશિની, બ્રહ્મ સ્વરૂપા પવિત્ર નર્મદાને કિનારે એક પવિત્ર સ્થળમાં જવું થયું. એક દિવસ પ્રાતઃકાલમાં એક મહાત્માનાં દર્શન માટે ગમન કર્યું. ત્યાં શું જોયું ? જેનું વર્ણન કરવા વેદ, શાસ્ત્ર, પુરાણ સમર્થ નથી, જેના કૃપા કટાક્ષથી મનુષ્યની વાસનાઓનો ક્ષય થઇ પુનરપિજન્મ અને પુનરપિ મરણથી રહિત થઇ જવાય છે, જેના દર્શનથી મનુષ્યોના પાપ-તાપનો ક્ષય થાય છે અને જેના સ્પર્શથી માનવ મન દિવ્ય ચક્ષુઓ પ્રાપ્ત કરી ઐહિક, પારલૌકિક સુખના માર્ગ સેવે છે તેવા યોગેશ્વરનાં દર્શન થતાંજ મન શાન્ત થયું. વાર્તાલાપ કરતાં અને એક બે નહિં પણ પંદર દિવસ પર્યંત સમાગમ કરવાથી જે આનંદ થયો તેનું વર્ણન કરવા આ ક્ષુદ્ર લેખિનીમાં શક્તિ નથી. ભજનાનંદ વખતે છવાઇ જતી

સુધાછાયાનો અનુભવ લેવા જીવ વારંવાર તલપી રહેતો—હજી પણ તલપી રહે છે. કેટલાક અભૂત પૂર્વ ચમત્કારો જોતાંજ મન આશ્ચર્ય સાગરમાં ડૂબી ગયું. યોગશાસ્ત્ર કથિત યોગીજનોની અદ્ભૂત સ્થિતિ અત્યાર સુધી માત્ર શિવ-સંહિતા, ગોરક્ષ સંહિતા, ઘેરણ્ડ સંહિતા, યાજ્ઞવલ્કય સંહિતા, યોગ તત્વ વારિધિ, યોગશિક્ષા, હઠયોગ પ્રદીપિકા, આદિ અનેક હિંદી, બંગાલી, ગુજરાતી ગ્રંથોમાં વાંચવામાંજ આવી હતી પરંતુ જ્યારે તેમાંનું કેટલુંક નજરે જોવામાં આવ્યું ત્યારે જે સ્થિતિ થઇ તેનું વર્ણન થાય તેમ નથી. અતિ આનંદ ! અતિ આનંદ ! યોગેશ્વરને વર્તમાન ગુરૂ તરીકે શિરસ્યાવંધ માની વારંવાર તેઓ-શ્રીના સમાગમનો—ઉપદેશનો લાભ લેવા માંડયો. તેઓશ્રી અન્ય મહાત્માઓની પેઠે પ્રસિદ્ધ થવાની ઇચ્છા રાખતા નથી, કારણ તો તે પરમાત્માજ જાણે. તેમનું કથન છે કે: "મનુષ્ય જ્યારે અનેક પ્રકારનાં દુઃખ પામશે ત્યારે પોતાની મેળે અધ્યાત્મજ્ઞાન અને ઇશ્વર તરફ વળશે, અથવા તો જેને ક્ષુધા લાગશે તે પોતાની મેળે આહાર શોધી લેશે." મહાત્માશ્રીના મુખમાંથી નીકળતાં ઘણાં બોધવચનો પરમહંસદેવનાં કથનને મળતાંજ આવે છે. પરમહંસદેવે જન્મ ગ્રહણ કરી ઉપદેશામૃત વિતરણ કરવાની પ્રવૃત્તિ કરી હતી. આ મહા-ત્માશ્રી એવી પ્રવૃત્તિથી વિરક્ત છે. તેઓ નિવૃત્તિ પરાયણ છે. આ ક્ષુદ્ર કિંકર પ્રસંગોપાત તેમનાં દર્શનનો લાભ લે છે. આ સેવકના અનુભવથી સિદ્ધ થયું છે કે: યોગશાસ્ત્રના ગ્રન્થો સત્ય છે. માત્ર તેમાં લખેલી ક્રિયાઓ કરનાર પવિત્ર સાધકો નથી. ધર્મશાસ્ત્રો સાચ્યાં છે. માત્ર તેમાંનું રહસ્ય સમજવા-વાળા પવિત્ર મનના અધિકારીઓ નથી. આજે જડવાદી ગુરૂઓના શિષ્યો, સાહેબી ધોરણપર વિચિત્ર જીવન ગાળનારા પુરૂષો વેદ, વેદાન્ત આદિ અધ્યાત્મ જ્ઞાનના ગ્રંથોના ભાષાંતરો કરવા અને તેવાંજ વિચિત્ર પ્રકારનાં મનુષ્યો ઉપ-દેશ કરવા મંડી પડયા છે ! તેનું ફળ શું ? પરમહંસદેવે કહ્યું છે કે: "જેણે ઇશ્વર—દર્શન કર્યાં નથી તે ઇશ્વરના ગુણ—ધર્મ સંબંધી શી રીતે બોધ કરી શકે ? જેણે કોઇ પણ રાજા મહારાજાનાં દર્શન કર્યાં નથી, અને જેને તેમનો પરિચય નથી તે તેમના ગુણનું વર્ણન કરે એ વ્યર્થંજ !" આજના ધર્મોપદેશકો સંબંધી શું કહેવું ? એનો નિર્ણય સુજ્ઞ વાંચકો કરી લેશે.

આપણે આર્ય પ્રજા દીર્ઘ કાળથી માનતા આવીએ છીએ કે: "ધર્મની ગ્લાનિ થતાંજ જગતગુરૂ–ઇશ્વર અવતાર ગ્રહણ કરી અધર્મ–અધર્મીઓનો વિનાશ કરી પુનઃ ધર્મ જાગ્રતિ કરે છે. પાશ્ચાત્ય પ્રજા જડવાદી એટલે શરીરને સુખી રાખવું એમાંજ સર્વ સુખ માને છે. તેમણે અત્યાર સુધી ઇશ્વર–દર્શનનો માર્ગ શોધી કહાડયો નથી. આપણા ઋષિમુનિઓએ તે માર્ગ શોધી આપણને યોગ–શાસ્ત્રદ્વારા બતાવી દીધો છે. પાશ્ચાત્ય શિક્ષા શરીરને સ્વચ્છ નિર્મળ રાખવાનો ઉપદેશ આપે છે ત્યારે આપણું યોગશાસ્ત્ર શરીર અને મન બન્નેને નિર્મળ–સ્વચ્છ–પવિત્ર રાખવાનું શિખવે છે એ આપણાં અહોભાગ્ય છે. પાશ્ચાત્ય વિદ્વાનોએ વરાળયંત્ર, વિજળીકયંત્રો, વિમાન વગેરે અનેક આશ્ચર્યકારક શોધો કરી જગતને બતાવી છે પરંતુ હજી સુધી કોઇએ આત્માનો સાક્ષાત્કાર કર્યો નથી. એ માર્ગ તેમને મળ્યો નથી અને એમનો આહાર–વિહાર એ માર્ગ એમને પ્રાપ્ત કરાવશે નહિં એમ માનવાનું પણ કારણ છે. ગમે તેમ હો, પણ આર્યાવર્ત ઉપર ભગવાનની અપાર કરૂણા છે. તેથીજ ભગવાન વારંવાર જન્મ ગ્રહણ કરી આપણને ધર્મમાર્ગ–ઇશ્વર સન્નિધ પહોંચવાનો માર્ગ–દર્શાવે છે. આપણા પાપ–તાપમાંથી ઉદ્ધાર કરે છે. ઇશ્વરાવતાર ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસદેવે પણ એવાજ કારણથી અવતાર ગ્રહણ કર્યો હતો.

પરમહંસદેવ ભગવાં વસ્ત્રો કિંવા કોઇપણ સમ્પ્રદાયનાં ચિહ્નો ધારણ કરતા નહોતા. તેઓ કહેતા કે: ભગવાં વસ્ત્રો પહેરવાથી પણ "હું સન્યાસી છું." એવો અહંકાર થાય છે. તેઓ જીવતા હતા ત્યાં સુધી મઠ જેવાં બંધનમાં બંધાયા નહોતા. તેમને પંચત્વ પ્રાપ્ત થયા પછી તેમના શિષ્યોએ મઠ–સેવાશ્રમો બંધાવી જીવ માત્રની સેવા કરવાનું શરૂ કર્યું છે. દાનશીલ મનુષ્યોએ એ ખાતાંમાં દાન આપવાથી કલ્યાણ સાધી શકાશે.* હજારો રૂપીઆ

---

* શ્રીરામકૃષ્ણ સેવા–સદન, વગેરે નામાભિમાનથી પરમહંસદેવના શિષ્યોએ કનખલ, કાશી, હરદ્વાર વગેરે પવિત્ર સ્થળે સેવા ગૃહો અને ઔષધાલયો સ્થાપ્યાં છે, તેમાં હજારો જીવોની સેવા થાય છે. દાન આપવાની ઇચ્છા રાખનાર દાનવીર સજ્જનોએ "મેનેજર–ઉદ્બોધન. નં. ૧ મુખર્જી લેન. બાગ બજાર–કલકત્તા" એ શરનામે દાનની રકમ મોકલવી. લેખક.

આપવા આવનાર ભક્તોને પરમહંસદેવે પાછા કાઢયા હતા. તેઓ એક આદર્શ વિરાગી, મહાપુરૂષ હતા. તેમનો દર્શાવેલો માર્ગ ગ્રહણ કરવાથી, તેમના ઉપદેશ પ્રમાણે વર્તવાથી, આ લોક અને પરલોકમાં સુખ પ્રાપ્ત થાય એમાં સંદેહ શો? આવો વાચક બંધુઓ! આપણે પરમહંસદેવની અમૃતમય જીવનકથા વાંચી આપણા તપ્ત આત્માને શાંત પાડવા અને અક્ષય સુખ પ્રાપ્ત કરવાનો યત્ન કરીએ. ભગવાન શ્રીરામકૃષ્ણદેવ વાંચક બંધુ અનેભગિનીઓને જ્ઞાન–ભક્તિ આપી તેમનું કલ્યાણ કરે એજ પ્રાર્થના પૂર્વક ૐ शान्तिः शान्तिः॥

*  *  *  *

પરમહંસદેવનું જીવનચરિત્ર વાંચ્યા પછી તે ગુજરાતી ભાષામાં પ્રકટ કરવાની ઇચ્છા થઇ. જે મહાપુરૂષે બંગાલી પ્રજાના હૃદયમાં ધર્મભાવના જાગ્રત કરી બંગાલીઓને સનાતન ધર્મ તરફ વાળ્યા, તેમનું જીવનચરિત્ર અને તેમનો અમૃતમય ઉપદેશ ગુર્જર પ્રજાના હૃદયમાં પણ અસર કરી તેમને ધર્મ શાસ્ત્રનાં ગૂઢ રહસ્યો સમજાવવા શક્તિમાન થશે તેમજ અવતાર, મૂર્તિપૂજા, ઇશ્વરનું અસ્તિત્વ વગેરે ઇન્દ્રિય અગોચર વસ્તુઓ પ્રત્યે શંકાશીલ થયેલા જીવોને કંઇક માર્ગદર્શક–બોધકારક થઇ પડશે એમ ધારી સંકલન કાર્ય શરૂ કર્યું. ભગવાનના ગુણાનુવાદ ગાતાં બ્રહ્મા, વિષ્ણુ ને સદાશીવ તથા મ્હોટા મ્હોટા ઋષિમુનિયો થાકી ગયા છે તો પછી આ સેવકનું શું ગજું? તેમ છતાં જેટલા પ્રસંગો અને બોધવચનો મળ્યાં તેટલાં આ પુસ્તકમાં પ્રકટ કર્યાં છે. મ્હારે કહેવુંજ જોઇએ કે આવું મ્હોટું વિસ્તૃત જીવનવૃતાંત બંગાલી, મરાઠી, હિંદી કે અંગ્રેજીમાં પણ નથી. ગુજરાતીમાં તો હોયજ ક્યાંથી? આ પુસ્તક કોઇ પણ એક પુસ્તકનો સ્વતંત્ર અનુવાદ નથી, પણ નીચલાં બંગાલી પુસ્તકોને આધારે લખ્યું છે:—

૧. શ્રી શ્રી રામકૃષ્ણ પરમહંસદેવેર જીવનવૃતાન્ત.
૨. શ્રી શ્રી રામકૃષ્ણ ચારિત્ર.
૩. શ્રી શ્રી રામકૃષ્ણ લીલાપ્રસંગ—ગુરૂભાવ. પૂર્વાર્દ્ધ.
૪. ,, ,, ગુરૂભાવ. ઉતરાર્ધ.
૫. ,, ,, સાધકભાવ.

૬. શ્રી શ્રી રામકૃષ્ણ લીલાપ્રસંગ—પૂર્વકથા ઓ બાલ્યજીવન.
૭. શ્રી શ્રી રામકૃષ્ણદેવેર ઉપદેશ. (સંક્ષિપ્ત જીવનસહ.)
૮. શ્રી શ્રી રામકૃષ્ણ કથામૃત ભાગ ૧-૨-૩-૪.
૯. તત્ત્વ પ્રકાશિકા વા શ્રી રામકૃષ્ણ દેવેર ઉપદેશ.
૧૦. મદીય આચાર્યદેવ.
૧૧ ઉદ્‌બોધન નામક બંગાલી માસિક પત્રની જૂની ફાઇલો.

ઉપરોક્ત બંગાલી પુસ્તકોને આધારે પ્રસ્તુત જીવનકથા* લખાઇ છે તેથી તે તે ગ્રન્થના લેખકોનો આભાર માનવામાં આવે છે. આ જીવનકથા સંપૂર્ણ છે એમ કહેવાનો આશય નથી. સંપૂર્ણ તો તે પરમાત્મા પોતે એકજ છે, તેમ છતાં બનતો યત્ન કરી, જેટલા પ્રસંગો શોધી શકાયા તેટલા આ પુસ્તકમાં પ્રકટ કરી, બોબડી તોતડી વાણીમાં ભગવાનના ગુણાનુવાદ ગાયા છે. એમાં અનેક દોષો રહી ગયા હશે, તેમ છતાં હંસ ક્ષીર ન્યાયે સુજ્ઞ વાંચકો મૂળ આશય સમજી લઇ ભગવદ્‌ભક્તિ—રસામૃતનું પાન કરી પવિત્ર થશે અને સંસારમાં રહી અસત્ય, પ્રપંચ, કપટ, કામ, ક્રોધ અને અહંકાર, લોભાદિથી દૂર થઇ, સત્વગુણ પ્રકૃતિ વિશિષ્ટ થઇ, સદ્‌ગુરૂના ચરણશરણ ગ્રહણ કરી જીવન વ્યતીત કરશે તો તેમને આલોક—પરલોકમાં સુખજ મળશે એવું માનવું છે.

અત્યાર પહેલાં રાજકોટ નિવાસી સ્વ. વકીલ કેવળરામ માવજીદ્વારા શ્રી મહેન્દ્ર વિરચિત "Leaves from the Gospels of shri Ramakrishna." નામક અંગ્રેજી ગ્રંથનો અનુવાદ "શ્રી રામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર" એ નામથી પ્રસિદ્ધ થયો છે પરંતુ તેમાં પરમહંસદેવના જીવન પ્રસંગોનું જોઇએ તેટલું વર્ણન નથી. આ પુસ્તકમાં અનેક પ્રસંગો

---

* કેટલાંક પુસ્તકોમાં પરમહંસદેવનો જન્મ ઇ. સ. ૧૮૩૩ માં થવાનું લખ્યું છે, પરંતુ તે અસત્ય છે. પરમહંસદેવના પરમભક્ત સ્વામી સારદાનંદ કે જેઓ હાલ બેલુડના શ્રી રામકૃષ્ણમઠના ચાલક છે તેમણે "શ્રી રામકૃષ્ણ લીલાપ્રસંગ" નામક ચાર પુસ્તકો લખ્યાં છે. તેના છેલ્લા પુસ્તકમાં પરમહંસદેવની જન્મભૂમિમાં જઈ અનેક શોધખોળ કરી જન્મ ઇ. સ. ૧૮૩૬ માં થયાનું સિદ્ધ કર્યું છે.

વિશદરૂપે વર્ણવ્યા છે. તેમાં ઘણા પ્રસંગો ટુંકાવ્યા છે અને ઘણા તો લખ્યાજ નથી. તે માત્ર શ્રીયુત મહેન્દ્રની ડાયરીમાં લખાયલા કેટલીક પ્રસંગ પ્રકટ થયા છે. બીજું એક ન્હાનું પુસ્તક "શ્રી રામકૃષ્ણ પરમહંસ" નામથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીદ્વારા પ્રકટ થયું છે. પરંતુ તે માત્ર પ્રૉ. મેક્સમૂલર કૃત અંગ્રેજી ગ્રન્થને આધારે લખવામાં આવ્યું છે અને તેમાં ફક્ત ટુંકુ જીવનચરિત્ર અને થોડાંક બોધામૃતો છે. ત્રીજું એક પુસ્તક પરમહંસ રામકૃષ્ણનાં "બોધવચન" નામથી "ગુજરાતી" પ્રેસદ્વારા પ્રકટ થયું છે. તે અગ્રેજીમાં લખનાર મેક્સમૂલર અને સ્વામી અભેદાનંદના ગ્રન્થ ઉપરથી ભાષાંતર થયું છે, અને તેમાં ૨૩ પૃષ્ઠમાં પરમહંસદેવનું જીવનવૃત સમાવી દેવામાં આવ્યું છે તથા ૫૦૦ બોધવચનોનો સંગ્રહ છે. જ્યારે પ્રસ્તુત પુસ્તકમાં સ્વામીજીનું જીવનવૃત ૩૮૪ પૃષ્ઠ, સ્વામી વિવેકાનંદનું ટુંક જીવન ૧૬૧ પૃષ્ઠ મળી ૫૪૫ પૃષ્ઠ અને પ્રકીર્ણ લીલાપ્રસંગ વગેરે તથા ૭૫૦ ઉપદેશામૃત (બોધવચનો) મળી કુલ્લે ૭૮૪ પૃષ્ઠ થાય છે. પ્રયોજન, અનુક્રમણિકાનાં પૃષ્ઠ ૪૮ જૂદાં. એ ઉપરથી પ્રસ્તુત પુસ્તકની ઉપયોગિતા વાંચક સજ્જનો સહેલાઇથી સમજી શકશે. ઇચ્છા છે કે હજી પણ કલકત્તે જઇ ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના જીવનવૃત સંબંધી વિશેષ મેળવી તે પ્રકટ કરવું. ઉપદેશામૃતનો વિશેષ સંગ્રહ અત્યારથીજ કરવા માંડયો છે. ભવિષ્યમાં એકાદ હજાર પ્રકટ કરવાની ધારણા છે. હાલ તો યુરોપના યુદ્ધને લીધે પૂઠાં–કાગળની સખ્ત મોંઘવારી ચાલે છે. કાલની વાત ઇશ્વર જાણે.

પરમહંસદેવને આ સેવક પોતાના ગુરૂદેવ–સાક્ષાત્ ઇશ્વર માને છે એટલે આ જીવનકથા લખતી વખતે તેજ ધ્યેય–દૃષ્ટિ સમક્ષ રખાયું છે. જો કોઈ અન્ય ધર્મ–સમ્પ્રદાયવાળાને એમાંથી કાંઇ પણ અગ્રાહ્ય હોય તો તે માટે લેખકનો આગ્રહ નથી. જ્યારે સમય આવશે ત્યારે મનુષ્યને હિતાહિતનું જ્ઞાન થશે. "ભૂખ લાગશે ત્યારે ક્ષુધાતુર પોતાની મેળે આહાર શોધી લેશે" એ માન્યતા દ્દઢ રૂપજ છે. આ ક્ષુદ્ર સેવક કોઇ પણ ધર્મનો પ્રતિપક્ષી નથી. સર્વ ધર્મ પ્રત્યે શિર નમન કરે છે. ભગવાન સર્વનું કલ્યાણ કરો એજ અંતઃકરણની પ્રાર્થના છે.

* * * * *

આ પુસ્તક પ્રકટ કરવાના કાર્યમાં મુખ્ય સહાયક, ઉત્સાહક અને પ્રેરક શ્રી ક્ષેત્ર ચાંડોદ નિર્વાસી ભાઇશ્રી જગન્નાથ હિમ્મતરામ પાઠક છે. એમના સંબંધી જૂદો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પ્રસ્તુત પુસ્તકમાં જે કાગળો વપરાયા છે તે અત્રેના પેપરમર્ચંટ રમણુલાલ ઠાકોરલાલની કંપની તરફથી પૂરા પાડવામાં આવ્યા છે. રા. રમણુલાલ ઉછરતા જૂવાન છે. તેમને પરમહંસદેવ ઉપર સારી આસ્થા છે. તેઓ પરમહંસદેવના એક ભક્ત છે. મ્હારા કાર્યમાં ઉત્સાહ પ્રેરતા રહ્યા છે. તેમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું. આ પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલી પરમહંસદેવની તથા સ્વામી વિવેકાનંદની છબીઓ (Photos) તૈયાર કરવાનું કામ અમદાવાદના સુપ્રસિદ્ધ ઉત્સાહી ફોટોગ્રાફર્સ મેસર્સ પરમાનંદ એન્ડ જનારદને કર્યું છે. તેમણે ઘણો પરિશ્રમ લઇ બન્ને છબીઓ તૈયાર કરી આપી છે તેથી તેમનો ઉપકાર પણ ભૂલાય તેમ નથી. એ બંધુએ બનતો યત્ન કરી છબીઓ તૈયાર કરી આપી છે. તે વાંચક સજ્જનો સમક્ષ સાદર થાય છે.

આ અને આવાંજ અધ્યાત્મજ્ઞાનનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનાં કાર્ય માટે રૂા. ૧૦૦૦)ની સહાયતા આપનાર ઉદાર ભાઇશ્રી જગન્નાથ હિમ્મતરામ પાઠકે પરમહંસદેવના જીવનવૃત સાથે **"ઉપદેશામૃત"** પ્રકટ થાય તો સારૂં એવી ધારણાથી તેનું તમામ ખર્ચ તેઓ ભાઇએજ આપ્યું છે. તેથીજ વાચકબંધુઓને જીવનચરિત્ર ઉપરાંત તેનો લાભ પણ મળે છે. તે માટે તેમણે સ્વધર્મનિષ્ઠ ભાઇ જગન્નાથ પાઠકનોજ ઉપકાર માનવો જોઇએ. હું તો માત્ર મજુરી કરી છૂટયો છું. બંગાળામાં "ઉપદેશામૃત" નાં પુસ્તકો છપાવી વિદ્યાર્થી વર્ગમાં **મફત-ભેટ** વહેંચાય છે. ગુજરાતમાં પણ એ પુસ્તક શ્રીમંતો તરફથી ભેટ અપાય તો તેથી પરોપકાર સાધી શકાશે.

સંસ્કૃત વિદ્યાના લોપ સાથે અધ્યાત્મજ્ઞાનનાં સારાં પુસ્તકોનો પણ લોપ થવાજ બેઠો છે. કેટલાક શ્રીમંત લેખકો-પ્રકાશકો વ્યવસાયાત્મક બુદ્ધિનો ઉપયોગ કરી સમયને અનુસરતાં પુસ્તકો પ્રકટ કરવામાં જ શ્રેય માને છે. પુસ્તક પ્રકટ કરનારાં ખાતાંઓ દ્વારા પણ ગુજરાતી પ્રેસ સિવાય આવા ગ્રન્થો વિશેષ પ્રકટ થતા નથી. આશય વગરની ગમે તેવી હલકી નવલ કથાઓ વગેરે

પ્રકટ કરી પૈસા પ્રાપ્ત કરનારા બુકસેલરો ઘણા છે! હમણાં વડોદરેથી "સર સયાજી-રાવ સાહિત્યમાળા" નામક ગ્રંથમાળા પ્રકટ થવા લાગી છે. તેના દ્વારા અધ્યાત્મજ્ઞાનના તેમજ ઇતિહાસના શ્રેષ્ઠ ગ્રન્થો પ્રકટ થવાની આશા રાખીએ તો તે અનુચિત નહિ કહેવાય. તેના વિદ્વાન ચાલકો આ પ્રાર્થના લક્ષ્યમાં લેશે તો તેથી વાચક પ્રજા ઉપર વિશેષ ઉપકાર થશે. એક સમય એવો હતો કે જે સમયે કવિઓ અને લેખકોને દેશી રાજાઓ તરફથી સારૂં ઉત્તેજન મળતું. એક દ્રષ્ટાંત આપવુ યોગ્ય જણાય છે. વિજાપુર નિવાસી સુપ્રસિદ્ધ કવિ જયેષ્ઠારામ ખુશાલભાઇને, સુંથ-લુણાવાડાના ઉદાર મહારાજા શ્રી પ્રતાપસિંહજીએ, કવિએ એકજ પુસ્તક રચ્યું હતું તે માટે રૂપિયા એક લાખ રોકડા અને ઝવેરાત તથા પોષાક અર્પણ કરી કવિની કદર કરી હતી. એટલું જ નહિ પણ તેમને જાગીર સુદ્ધાં આપી હતી.

આવાં ઘણાં દ્રષ્ટાંતો મળી શકે એમ છે. જો વિશેષ ઉદારતા દર્શાવી ન શકાય તો પણ સારા ગ્રંથો પ્રકટ કરવા જેટલો ખર્ચ આપવાની પણ દેશી રાજાઓ અને શ્રીમંતો ઉદારતા દર્શાવે તો ઉત્તમ-ગુર્જર ગ્રન્થ રત્નભણ્ડાર ભરપુર થાય. ધર્મનાં સાત્વિક પુસ્તકોનો પ્રચાર કરવો એ પણ ક્ષાત્ર ધર્મ છે, પરંતુ આજે તો કેટલાંક દેશી રાજ્યોમાં ઉલટુંજ જોવામાં આવે છે. ધર્મ કર્મ બાજુએ રહી વિલાસ-વિભવ અને આડંબર એજ કર્તવ્ય થઇ પડયું છે! એક દેશી રાજા વિલાયત શિકાર રમવા ગયા ત્યાં રૂા. ૨૪૦૦૦ ખર્ચે કરી નાંખ્યો! રાજાઓને માટે શિકાર રમવો એ ક્ષાત્ર ધર્મ છે પરંતુ તે સાથે એટલાજ રૂપિયા જો સારા ગ્રન્થો પ્રકટ કરવા પાછળ પણ ખર્ચવામાં આવે અને તેનું અનુકરણ અન્ય રાજાઓ કરે તો તેથી ગુર્જર સાહિત્ય વિશેષ સમૃદ્ધ થાય એમ માનવું છે. સાહિત્યની ઉન્નતિ થશે તો જ દેશની ઉન્નતિ થશે. ભગવાન શ્રી રામકૃષ્ણદેવ સર્વને સદ્બુદ્ધિ આપે અને ગુર્જર સાહિત્ય ભંડાર વૃદ્ધિ પામે.

આ પુસ્તકની થોડી કૉપીઓ અગાઉથી તૈયાર કરાવી ગુજરાતના જૂદા જૂદા વિદ્વાનો-સાક્ષરો તરફ અભિપ્રાયાર્થે મોકલી હતી. અન્ય અગત્યના કાર્યમાં રોકાયા છતાં પરિશ્રમ લઇ પુસ્તક વાંચી થોડા સમયમાંજ તેઓએ

પોતાના સ્વતંત્ર અભિપ્રાયો લખી મોકલ્યા છે. એ તેમની સાહિત્ય-પ્રિયતા જોઇ આનંદ થાય છે. મળેલા અભિપ્રાયો પ્રસ્તુત પુસ્તકમાંજ પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. અભિપ્રાય લખી મોકલનાર સર્વ વિદ્વદ્જજનોનો મ્હારા ઉપર ઉપકાર થયો છે. આ સેવકે કોઇ પ્રકારના માન કે યશની ઇચ્છાથી આ અને આવીજ બીજી સાહિત્ય સેવા બજાવી નથી. મ્હારી ક્ષુદ્ર દૃષ્ટિમાં જે પુષ્પો સુંદર જણાય છે તે આમથી તેમથી એકત્ર કરી સરસ્વતી માતાના ચરણમાં અર્પણ કર્યાં છે. આ કાર્યમાં રહેલા દોષો ગુર્જર બંધુઓ જો દર્શાવશે તો તે બીજી આવૃત્તિ વખતે સુધારવા યત્ન કરી શકાશે.

આ પુસ્તકના ગ્રાહકોને " **શ્રીમદ્‌ભગવદ્ ગીતા** " મૂળ-શ્લોકનું પુસ્તક **વિના મૂલ્યે ભેટ** આપવાની શુભ ઇચ્છાથી શ્રી ક્ષેત્ર ચાંડોદ નિવાસી બંધુ રા. રા. જગજીવનદાસ હેતશંકર પંડયા તરફથી તેનો છપામણી-બંધામણીનો સર્વ ખર્ચ આપવામાં આવ્યો છે. તે મુરબ્બી કૈલાસવાસી મામાશ્રી કૈલાસરામ તરફનો તેમનો ભક્તિભાવ દર્શાવી આપે છે. રા. રા. જગજીવનભાઇએ પુષ્કળ બ્રહ્મભોજન કરાવ્યું છે. હમણાં તેઓ વિદ્યાદાન તરફ વળ્યા છે. બોધક-ઉપદેશક ગ્રંથોની લ્હાણી કરવી એજ સુકમાઇનો સદ્‌ઉપયોગ છે. અન્નદાનથી મનુષ્યને એક વખત તૃપ્તી થાય છે પરંતુ વિદ્યાદાનથી મનુષ્યની ભવક્ષુધા તૃપ્ત થાય છે અને તેવો એક વિદ્વાન બીજા અનેક વિદ્વાનો-દાનવીર-ધર્મવીર ઉપજાવી શકે છે. ભગવાન શ્રી રામકૃષ્ણદેવ રા. રા. જીગજીવન ભાઇને વિદ્યાદાન કરવાનું વિશેષ સામર્થ્ય આપે અને તેમને જ્ઞાન, ભક્તિ તથા ધર્મ લાભ કરાવે.

આ પુસ્તકના પવિત્ર કાર્યમાં સહાય કરનાર ઉદાર ધર્મનિષ્ઠ ભાઇશ્રી જગન્નાથ હિમ્મતરામ પાઠકનો તથા બ્રહ્મનિષ્ઠ-બ્રહ્મસ્વરૂપ વર્તમાન ગુરૂદેવનો પુનઃ પુનઃ ઉપકાર માની શ્રી સદ્‌ગુરૂદેવનાં ચરણમાં અનેકાનેક સાષ્ટાંગ દણ્ડવત્ પ્રણામ સહ ૐ **तत्सत् श्री रामकृष्णाय नमः** ઉચ્ચારતોઃ—

વિનયાવનત

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**



# कै. उलासराम नरोतमदास भट्ट. श्रीक्षेत्र चांडोद.

सर्व कर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥

"નિત્ય સર્વ કામ કરતો છતો, મ્હારે શરણે રહેતો (મનુષ્ય) મ્હારી કૃપાથી તે હમેશના અવિનાશી પદને પામે છે." (શ્રીમદ્ ભગવદ્ ગીતા. અ. ૧૮ શ્લો. ૫૬)

જગતમાં ઘણાં મનુષ્યો જન્મે છે અને મૃત્યુ પામે છે પરંતુ તેનો હિસાબ કોણ રાખે છે? આજે તો શ્રીમંતોની શ્રીમંતાઇનો હિસાબ રહે છે, દાનેશ્વરીના દાન મહિમા ગવાય છે, તેમનાં જીવનચરિત્રો લખાય છે, પણ જે કર્મવીર પુરૂષે ગરીબાઇમાં ઉછરી, સાદાઇ રાખી, જીવન પર્યંત ધર્મ કર્મનિષ્ઠા રાખી રાખી હોય અને જેના જીવન ઉપર એક બે નહિ, માત્ર સ્વકુટુંબ કે સ્વજ્ઞાતિજ નહિ પણ સેંકડો માનવીઓનું જીવન અવલંબી રહ્યું હોય તેવા એક સાધારણ પણ આદર્શ કર્મવીર પુરૂષનો હિસાબ કોણ રાખે છે? મહત્વના ઇતિહાસરૂપે હિસાબ તો તેજ છે, કારણ કે તેવા કર્મવીર પુરૂષો સર્વ સાધારણ પ્રજાને માટે આદર્શરૂપ છે. એવા પુરૂષનાં જીવનમાંથી માનવાત્માને અનેક શિખામણો મળી શકે એમ છે. સત્ય કહીએ તો એવા પુરૂષનું જીવન સફળ થયું એમજ કહેવાય. જે પુરૂષના મરણથી અનેક મનુષ્યો અશ્રુપાત કરી રહે છે તેના મરણનેજ સાચું મરણ કહી શકાશે. અમે વાંચકો સમક્ષ તેવાજ એક વીર પુરૂષની ટુંક જીવનકથા સાદર કરીએ છીએ. જેના જીવનથી કોઇ પ્રાણીનું કલ્યાણ થયું નહોય, જેના જીવનમાંથી માનવોને કંઇ શિક્ષા મળી નહોય, જેના જીવનથી અનેક મનુષ્યોને ભય, ત્રાસ અને ક્લેશ થતો હોય અને જેના જીવનને જોઇ અનેક માનવીઓ પાપમાર્ગે ચઢતા હોય તેના જીવનને પશુના જીવન કરતાં પણ

અધમ માનવું જોઇએ ! અત્રે જે કર્મવીર પુરૂષ જીવનની કંઇક રૂપરેખા આ-લેખવામાં આવે છે તેમાંથી વાંચકને જે સદ્‌બોધ મળશે તેની તુલના તેમણેજ કરી લેવી.

નર્મદા કિનારે શ્રી ચાંદોદ–ચંદ્રાવતી નામનું એક મહાપવિત્ર ક્ષેત્ર આવેલું છે. આદર્શ કર્મવીર કૈલાસવાસી ઉલ્લાસરામનો જન્મ ઇ. સ. ૧૯૧૪ના ચૈત્ર માસમાં થયો હતો. પવિત્ર ભૂમિનાં પવિત્ર અન્નોદકવડે પોષાયલો જીવાત્મા પુણ્યશાળી ધર્મ કર્મનિષ્ઠ હોય તેમાં આશ્ચર્ય શું ? ઉલ્લાસરામના પિતા શ્રી નરોતમદાસ નાંદોદ જેવા રજવાડામાં બાપુસાહેબ મહિડાને ત્યાં રહી મોજ-શોખમાં પોતાનું જીવન વ્યતીત કરી રહ્યા હતા, તેમ છતાં ઉલ્લાસરામ તથા તેમના ભાઈ મોતીલાલ અને ભાવકોર તથા વખત નામક બે બ્હેનો મળી ચારે સન્તાનને તેમનાં ધૈર્યશાળી પવિત્ર માતુશ્રી ધીરજબાએ રંકાવસ્થા છતાં સારી રીતે ઉછેર્યાં. સર્વને સારૂં શિક્ષણ એટલે નીતિ અને ધર્મ પરાયણ રહી ખંત રાખી ઉદ્યોગ કરવાનું શિખવ્યું. શ્રીમંત અવસ્થામાં સંતાનને ઉછેરવાં સ્હેલાં છે પરંતુ જે વખતે દરિદ્રાવસ્થા હોય તે વખતે તન, મનથી મહેનત કરી પ્રમાણિકપણે બાળકોનું પોષણ કરવું અને તેમને મ્હોટા કરવા એ કામ ઘણું મુશ્કિલ હોય છે. તેમાં પણ એક સ્ત્રી જાતિને માટે તો વિશેષ મુશ્કિલ જ કહેવાય. ગમે તેવી વિકટ સ્થીતિઓ ભોગવી છતાં ધર્મનિષ્ઠ ધીરજબાએ સર્વને ઉછેરી મ્હોટાં કર્યાં. સતત્ જેમ જોવામાં આવે છે તેમ નિર્ધન અવ-સ્થામાંજ મનુષ્યને ઇશ્વર સ્મરણ થાય છે. રંક જનોજ ઇશ્વરની વિશેષ ભક્તિ કરે છે. શ્રીમંતો શ્રીમંતાઇના તોરમાં ઇશ્વરનું નામ વિસરી જાય છે. તેમને લક્ષ્મીનો મદ ચઢે છે, તેઓ ઇશ્વરનું સ્મરણ કરતા હોય તો માત્ર વિશેષ ધન મેળવા માટેજ ! કેટલેક સ્થળે તો માત્ર તેઓ જનસમાજને બાહ્યાડંબર બતાવવા માટેજ ઇશ્વરનું સ્મરણ કરે છે. સાચી ભક્તિ તો રંક જનોજ કરી શકે છે. તેઓ ભક્તિદ્વારા ભગવાનને પ્રસન્ન કરી પોતાની અવસ્થામાંથી ઉદ્ધાર પામવાની ઇચ્છા રાખે છે. આ કુટુંબમાં પણ તેમજ થયું. ભક્તિવાન ધીરજબાની કુખે ઉત્પન્ન થયેલાં સન્તાનોનાં હૃદયમાં ભક્તિનાં બીજ રોપાયાં હતાં, તેથીજ જ્યેષ્ઠ પુત્ર મોતીલાલનું હૃદય ભક્તિ માર્ગ તરફ વળ્યું. આ

સમયે ભક્તિમાર્ગનાં બીજ રોપવા માટે અમદાવાદ નિવાસી મહારાજશ્રી નારાયણ મહારાજનું ચાંડોદ ક્ષેત્રમાં આગમન થયું હતું. તેમના મનોહર કણ્ઠમાંથી ગવાતાં ભગવાનનાં ભજનોએ કેટલાક પવિત્ર જીવોના હૃદયમાં સારી છાપ પાડી હતી. ઉલ્લાસરામના જ્યેષ્ઠબંધુ મોતીલાલ તેમના શિષ્ય થયા અને પ્રભુ ભક્તિ કરવા લાગ્યા. ચાંડોદ એક તીર્થક્ષેત્ર છે. ગોરપદાનો-યજમાન વૃત્તિનો-ધંધો વિશેષ પ્રમાણમાં છે. કેટલાક બ્રાહ્મણો ગોરપદામાંથી કંઇક દ્રવ્ય સંગ્રહ કરી વ્યાજે નાણાં ફેરવી શ્રીમંત થયા છે. જ્યારે કેટલાક હજી સાધારણ સ્થીતિમાંજ છે. રા. મોતીલાલ યજમાન વૃત્તિમાં વિશેષ દ્રવ્ય નહિં પ્રાપ્ત કરવાથી ડુંગરમાં નોકરીએ લાગ્યા, પરંતુ બુદ્ધિમાન અને ચાલાક ઉલ્લાસરામે નોકરીની ઝુંસરી પસંદ કરી નહિં. તેઓ બાલ્યાવસ્થાથીજ મહેનતુ અને ખંતી હતા. શ્રમને તો તેઓ ગણતાજ નહિં તેથી તેમણે યજમાન વૃત્તિમાં સુયશ પ્રાપ્ત કર્યો. તેર વર્ષની લઘુ વયમાંજ સદ્‌ભાગ્યે થોડું ઘણું દ્રવ્ય મળતાંજ તે નાણાં તેઓ વ્યાજે ફેરવવા લાગ્યા. તેમનો તે વ્યાપાર વ્યાજે નાણાં લેનારા વર્ગમાં પ્રિય થઈ પડ્યો. વ્યાજે નાણાં ધીરવામાં પણ કેટલાક વ્યાજખાઉ વ્યાપારીઓ કસાઈ જેવું વર્તન ચલાવે છે. તેઓ પોતાનાં અજ્ઞાન-અભણ ગ્રાહકોને ગમે તે રીતે નિચોવે છે, તેમને છેતરે છે અને મ્હોટા શ્રીમંત બને છે, પરંતુ ઉલાસરામ તેવા નહતા. તેમણે ન્યાય-નીતિથી વ્યાજનો વ્યાપાર ચલાવ્યો. દૈવયોગે તેમના જ્યેષ્ઠબંધુ, પત્ની તથા સંતતિ અનુક્રમે દેવલોક પામ્યાં. તે પછી થોડા સમયમાંજ તેમના કનિષ્ઠ બ્હેન વખત પણ પોતાની સંતતિ સહિત ક્રમે દેવલોક પામ્યાં. દૈવ રૂઠે છે ત્યારે કાંતો મનુષ્ય કે કાંતો દ્રવ્ય બેમાંથી એકની હાની કરે છે એવું જોવામાં આવે છે. ઉલાસરામને પણ તેમજ થયું. તેમને દ્રવ્યની હાની તો ન થઇ, તેમાં તો તેમની ઉન્નતિજ થવા લાગી પણ મનુષ્યોનો દુકાળ પડયો! જ્યેષ્ઠ બંધુ તથા પિતા નરોતમદાસ, કનિષ્ઠ ભગિની, પરમ શુભેચ્છક માતુશ્રી ધીરજબા વગેરે બધ્બે ચારચાર વર્ષના અંતરે પરલોક સિધાવ્યાં. હવે ઉલાસરામના મસ્તક ઉપર સંસાર વ્યવહારની સમસ્ત ઝુંસરી આવી પડી. તેમણે પણ જ્યેષ્ઠ બંધુની પેઠેજ શ્રી સદ્‌ગુરૂ નારાયણ મહારાજનું શિષ્યપદ સ્વીકારી તેમનો ઉપદેશ ગ્રહણ કર્યો. ગુરૂકૃપાનું ફળ કંઈ જેવું તેવું નથી. તેનું ફળ તો મહાન છે, અદ્‌ભૂત છે. ગુરૂની કૃપાથી

ઉલ્લાસરામના હૃદયમાં ભક્તિરૂપી વૃક્ષ વિશેષ ફળીભૂત થયું હતું. તેમણે શાંત ચિત્તે સંસાર વ્યવહાર ચલાવવા માંડયો. તે સાથે શ્રી કુબેરેશ્વરની ભક્તિ કરવા માંડી હતી. ગુરૂ અને દેવ, એ ઉભયની કૃપાથી ઉલ્લાસરામે પોતાને મસ્તકે આવેલી જોખમદારી સારી રીતે પરિપૂર્ણ કરી. તેમની પ્રથમ પત્ની આત્માબા તથા પુત્ર ભાઇ પુરૂષોત્તમ સ્વર્ગવાસી થયાં. દુકાળમાં વિશેષ દુકાળ! સુગ્ન પત્નીના સ્વર્ગવાસથી ઉલાસરામને અતિશય દુઃખ થયું, તેમાં એકના એક પુત્રનું સ્વર્ગગમન એ કાંઇ જેવો તેવો ઘા નહતો! જગત્‌માં પુત્ર સમાન બીજો શોકજ નથી, તેમ છતાં પણ ધીરજબાના ધૈર્યવંત પુત્ર ઉલ્લાસરામે ઉલ્લાસપૂર્વક સ્વકર્મ કર્યા કર્યું. એમનાં દ્વિતીય પત્ની, ગુલુતંતે પણ થોડાં વર્ષ પતિસેવા કર્યા પછી સં. ૧૯૬૮ ના ફાગણ શુદ ૮ ને દિવસે સ્વર્ગગમન કર્યું. આ વખતે ઉલાસરામનું ધૈર્ય જોવા જેવું હતું. એક તરફથી દિનપરદિન દ્રવ્યની સારી રીતે પ્રાપ્તી થતી હતી અને બીજી તરફ સ્વજન વિયોગ થતો હતો તેમ છતાં તેમણે સાદાઇ અને ધર્મ નીતિનો ત્યાગ કર્યો ન હતો. આ વખતે તેમના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. તેથી તેઓ વિશેષરૂપે ઇશ્વરભક્તિ કરવા લાગ્યા. તેમની રંકાવસ્થામાં ઉછે-રેલાં તેમનાં ભાંડુઓ સ્વર્ગે સીધાવી ગયા પછી માત્ર એક બ્હેન ભાવકોરબા તથા ભાણેજ રા. જગન્નાથ હિમ્મતરામ પાઠક હયાત રહ્યાં. રા. જગન્નાથ ભાઇના પિતા પણ રંકજ હતા. તેથી તેઓ મામાશ્રી ઉલાસરામની છાયા-માંજ ઉછરતા હતા. મામાશ્રી એક આદર્શ કર્મવીર પુરૂષ હતા. નીતિ અને ધર્મને તેઓ વળગી રહ્યા હતા. અતિથિ સત્કાર, કર્મનિષ્ઠા અને દેવ-બ્રાહ્મ-ણ પ્રત્યે પૂજ્યભાવ એ મહાન સદ્દગુણો તેમનામાં વિદ્યમાન હતા. તેજ સર્વ સદ્દગુણ તેમણે પોતાના ભાણેજ ભાઇ જગન્નાથમાં આરોપણ કર્યા. તેમને સારી કેળવણી આપી. પોતાને કંઇ સંતતિ નહિ હોવાથી તેમણે રા. જગન્નાથભાઇ અને તેમની સંતતિનેજ પોતાનાં માન્યાં. બાલ્યાવસ્થામાં રા. જગન્નાથભાઇ ઉપર તેઓ પુત્રવત્ પ્યાર દર્શાવતા અને રા. જગન્નાથભાઇને સંતતિ થતાં તેમની પુત્રીઓ બ્હેન શિવલક્ષ્મી, તથા કમળા તથા ચિ. ભાઈ કેશવલાલ ઉપર અપૂર્વ પ્રેમ રાખતા. ભાણેજના પુત્ર ચિ. કેશવલાલને

તેઓ હમેશાં આનંદમાં રાખતા અને તેની ઇચ્છાને માન આપતા. પરંતુ તે સાથે તેને ધર્મ–નીતિનો બોધ આપવા ચૂકતા નહિ. મામાશ્રીનો ભાણેજ રા. જગન્નાથ અને તેમની સંતત્તિ ઉપર અપૂર્વ પ્રેમ હોવાથી જેમ રા. જગન્નાથને સારી કેળવણી આપી ઉછેર્યા હતા તેજ પ્રમાણે તેમની સંતતિનાં લગ્ન વગેરેનો સર્વ ખર્ચ પોતેજ કરેલો એટલુંજ નહિ પણ અવસાન સમયે તેમણે પોતાની તમામ મિલ્કત રા. જગન્નાથભાઇનેજ સોંપી દીધી છે. રા. ઉલાસરામ સ્વભાવે શાંત, ભલા, ઉદ્યોગી, ખંતી અને મહેનતુ હતા. તેને પરિણામેજ તેઓ અનેક મનુષ્યોનો પ્યાર મેળવી શકયા હતા. તેમણે તેર વર્ષની વયથી કોઠારા અને રાજપરા નામક બે ગામોમાં વ્યાજે નાણું ધીરવા માંડયા હતાં અને તેમાંજ તેમણે સારૂં દ્રવ્ય સંપાદન કર્યું છે. તેમ છતાં આશ્ચર્યની વાત એ છે કે; તેમને કોઈ પણ આસામી સાથે તકરાર કે કોર્ટમાં ફરીઆદ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નથી ! આજે ઘણા વ્યાપારીઓ પોતાના આસામીઓ જોડે વારંવાર તકરાર અને ગાળાગાળી કરી લ્હેણા પૈસા માટે કોર્ટમાં દોડે છે પરંતુ રા. ઉલાસરામને માટે તેથી ઉલટોજ પ્રસંગ હતો. તેમના તમામ આસામીઓ તેમને વિશેષરૂપે ચ્હાતા અને માન આપતા. ૪૪ વર્ષ પર્યંત તેમના સમાગમમાં આવ્યા છતાં તેમનો ઉલાસરામ પ્રત્યે અખંડ પ્રેમજ રહ્યો છે. એટલુંજ નહિ પણ રા. ઉલાસરામના અવસાનથી તે તે ગામોના ૬૦—૭૦ વર્ષના વૃદ્ધો સુદ્ધાં અશ્રુપાત કરે છે અને અનેક બારિક પ્રસંગે સલાહ માટે તેમનું સ્મરણ કરે છે ! એજ તેમની લોકપ્રિયતા દર્શાવી આપે છે. ધન્ય છે એવા ભલા પુરૂષોને.

રા. ઉલાસરામ શ્રીકુબેરેશ્વરના એક ચુસ્ત ભક્ત હતા. તેઓ તેમનું સ્મરણ કદી પણ ચૂકયા નથી. અનેક કામ મૂકીને પણ તેઓ શ્રાવણ માસમાં ત્યાં પૂજન કરતા. તેમનું સ્મરણ કરતાં કરતાંજ તેમણે સં. ૧૯૭૧ ના પોષ શુદ ૪, રવિવારે સાંજના આઠ વાગે, ક્ષેત્ર ચાંદોદમાં, શેષશાયીજીને ટેકરે, પોતાના લક્ષ્મણભટવાળા મકાનમાં કૈલાસવાસ કર્યો છે, અને પોતાનાં અનેક સગાંસંબંધી તથા ખેડૂતોને અશ્રુપાત કરતા મૂકયા છે. ભગવાન તેમના આત્માને અખંડ શાંતિ આપો.

કે. ઉલાસરામના મળતાવડા સ્વભાવને લીધે મુંબઇ, વડોદરા, અમદાવાદ, નડીઆદ વગેરે અનેક શહેર ગામોના યજમાનો તેમના સંબંધમાં આવ્યા છે. તે સર્વ હજી તેમને યાદ કરે છે. કે. ઉલાસરામ રંકાવસ્થામાં હતા તેમ છતાં તેમણે પોતાની માતુશ્રીને મહાયાત્રા કરાવી હતી તેમજ પોતે મહારૂદ્ર અને શતચંડી વગેરે યજ્ઞાનુષ્ઠાનદ્વારા ધર્મકાર્યો કર્યા છે. તેમણે ગરીબાઇ વખતે ખંતથી કર્મ કર્યું છે, તેને પરિણામે તેઓ સારૂ દ્રવ્ય અને કીર્તિ સંપાદન કરી ગયા છે. કુબેરેશ્વર ઉપરની ભક્તિ જળવાઇ રહે તે માટે તેમણે પોતાની પશ્ચાત્ બ્રાહ્મણદ્વારા પુજન કરાવવાનો બંદોબસ્ત કર્યો છે. પોતાના વડીલ બંધુ મોતીલાલના શ્રેયાર્થે તેમણે શ્રી શેષનારાયણ ભગવાનના દેવાલયનો જીર્ણોદ્ધાર કરાવી શિખર પ્રતિષ્ઠા, સં. ૧૯૭૧ ના માગશર માસમાં કરાવી છે અને તેમ કરી તેમણે આ લોક-પરલોકનું સાધન કર્યું છે તેમજ અન્ય ધનવાનોને અનુકરણ કરવા માટે દ્રષ્ટાંત મૂકયું છે.

સં. ૧૯૬૯ ના કારતક માસમાં આ લેખકને કાર્ય નિમિત્તે શ્રી ક્ષેત્ર ચાંદોદ જવું થયું. પ્રારબ્ધવશાત્ મામાશ્રી ઉલ્લાસરામને ત્યાંજ ઉતરવાનું થયું. ભાઇ જગન્નાથનો પણ ત્યાં સમાગમ થયો. મામા ભાણેજનો પોતાના યજમાનો ઉપરનો પ્રેમ જોઇ આશ્ચર્યજ થયું. દ્રવ્યના લોભી ગોરદેવતાઓના જેવી વૃત્તિ જણાઇ નહિ. પૂર્વ જન્મના પુણ્ય સંસ્કારને લીધે મામા ભાણેજ બન્ને ઉદાર અને પ્રેમી જણાયા. બન્નેએ અમારી આગતા સ્વાગતા સારી પેઠે કરી. આ ક્ષુદ્ર સેવકને વિદ્યાનું વ્યસન છે એ જાણવાથી મામા ભાણેજ બન્નેનો વિશેષ પ્રેમ થયો. રા. ઉલ્લાસરામ આ લેખક ઉપર પોતાના આપ્ત જેટલીજ માયામમતા રાખતા અને આતિથ્ય સત્કાર કરતા. તેમની મમતા ભૂલાય તેમ નથી. રા. જગન્નાભાઇને વિદ્યાની કિંમત છે. તેઓ વિદ્યાથી થતા ફાયદા સમજે છે. તેથી વારંવાર સમાગમ થતાં તેઓએ સારા આધ્યાત્મિક ગ્રન્થો પ્રકટ કરવાની અને તે દ્વારા મામાશ્રી ઉલ્લાસરામનું શ્રેય કરવાની ઇચ્છા દર્શાવી. આ લેખકે પણ શ્રી રામકૃષ્ણ પરમહંસના કેટલાક જીવન પ્રસંગો તેમને કહી સંભળાવ્યા તેથી તેમને પરમહંસદેવના અદ્ભૂત જીવનચરિત્ર ઉપર પ્રીતિ ઉપજી. આ ગ્રન્થ બહાર પાડવાનો નિશ્ચય થયો.

તેમાં ભાઇશ્રી જગન્નાથે આ અને આવાજ બીજા ગ્રન્થો પ્રકટ કરવાના કાર્ય માટે નિઃસ્વાર્થ ભાવે રૂપિયા એક હજાર આ લેખકને સમર્પણ કર્યા, અને એજ કામ માટે બીજા એક હજાર રૂપિયાનો ઉપયોગ કરવાની સગવડ કરી આપી. સારાં પુસ્તકો પ્રકટ કરવા માટે લાંબા વખતની આવશ્યકતા હોય છે. થયું પણ તેમજ. આ પુસ્તક પ્રકટ કરવા માટે બંગાલી પુસ્તકો, માસિકો વગેરે સામગ્રી એકત્ર કરવાનું શરૂ કર્યું. પ્રભુ ઇચ્છાએ ત્રણ ચાર વર્ષના પરિશ્રમ પછી આ પુસ્તક આજે બહાર પડે છે. એમાં પરમહંસદેવ વિતરિત "ઉપદેશામૃત" પ્રકટ થાય તો ઘણુંજ સારૂં એવી ઇચ્છા રા. જગન્નાથભાઇએ દર્શાવવાથી તે પ્રકટ કરવામાં આવ્યાં છે, અને તેનું તમામ ખર્ચ ઉદાર પરોપકારી ભાઇ જગન્નાથે આપ્યું છે.

હાલ કાગળ તથા પૂઠાના ભાવો ચાર પાંચ ગણા વધી ગયા છે. તેવા વખતમાં "ઉપદેશામૃત" નો ખર્ચ વહન કરવો એ મ્હોટા શ્રીમંતોનું કામ છે તેમ છતાં ધન કરતાં મનના શ્રીમંત ભાઇ જગન્નાથે જે ઉદારતા દર્શાવી છે તે માટે વાંચકોએ તેમનો ઉપકાર માનવો ઘટે છે એટલુંજ નહિ પરંતુ અન્ય ધનવાન સજ્જનોએ તેમનું અનુકરણ કરી સારા ગ્રન્થો વિશેષરૂપે પ્રકટ થાય એવો યત્ન કરવો જોઇએ.

ભાઇ જગન્નાથ સાથેના પરિચયથી જોવામાં આવ્યું છે કે તેમની પોતાના મામા ઉપર અપૂર્વ પ્રીતિ હતી. ધન્ય છે એ મામા–ભાણેજને! ભાઇ જગન્નાથે મામાશ્રીની પેઠેજ પ્રારબ્ધ અજમાવવાનું સાહસ કરી જમીનોનો વ્યાપાર ખેડી તેમાં સફળતા પ્રાપ્ત કરી છે, અને તેમાં લક્ષ્મી પ્રાપ્ત કરે છે તે સાથે તેઓ યથાશક્તિ ધર્મ કાર્યો પણ કરતા રહે છે. તેઓએ મામાશ્રીની પાછળ બ્રહ્મભોજનાદિ કાર્યો કર્યાં છે તેમજ કુટુંબીજનોમાં તેમની યાદગીરી જાળવવા શ્રીક્ષેત્ર ચાંડોદમાંના પોતાના મકાનને **ઉલ્લાસભુવન** નામ આપ્યું છે. સદર સ્થળે આવનાર પ્રવાસીઓને ન્યાતજાતના ભેદ સીવાય એક દિવસ માટે શ્રી ભગવદ્ ઇચ્છાનુકુળ સમય સુધી શ્રી ભગવદ્ ઇચ્છાનુસાર યતિકંચિત સુખડી આપવામાં આવે છે. તે ઉપરાંત માતુશ્રી ધારજબાના સ્મરણાર્થે શ્રી શેષનારાયણ ચઢતાં એક પરથાર બાંધી ભેખડો પડતી જમીન સુધારી છે અને યાત્રાળુઓને પડતું મહા સંકટ અટકાવ્યું છે.

વળી સ્વ. મામી ગુણવંતના ચિ. બ્હેન શીવલક્ષ્મી ઉપરના પ્રેમના સ્મર્ણમાં તેનાં લગ્ન પ્રસંગે તેમની યાદગીરી માટે ચાંડોદ કન્યાશાળામાં પ્રથમ નંબરે પાસ થનાર કન્યાને ઇનામ આપવાનો તથા ચિ. પુરૂષોત્તમ ઉલ્લાસરામના સ્મર્ણાર્થે એંગ્લો વર્નાક્યુલર સ્કુલમાં પાસ થઈ પ્રથમ નંબરે આવનારને ઇનામ અપાય છે તથા સ્વ. સૌ. બ્હેન વખતના સ્મણાર્થે શ્રી શેષનારાયણુ મહારાજના મંદિરના પડખામાં આરસ જડાવ્યા છે.

ભગવાન જગન્નાથભાઇને ધન, આયુ અને બળ આપે અને તેમને હસ્તે એવાંજ શ્રેયસ્કર ધર્મ કાર્યો કરાવી આ લોક–પરલોકનું સાધન પ્રાપ્ત કરાવે. હમણાં ઘોર કલિકાલ છે. મનુષ્યોમાંથી ધર્મનિષ્ઠા ઓછી થઇ ગઇ છે. કીર્તિ ચારે તરફ ગવાય તેનેજ ઉત્તેજન આપતા જણાય છે. તેવા સમયમાં ભાઇ જગન્નાથ આવા અધ્યાત્મિક જ્ઞાનના ગ્રન્થો પ્રકટ કરવામાં ઉદારતા દર્શાવે એ પ્રશંસાપાત્રજ કહેવાશે. ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ એમને દીર્ઘાયુ સાથે જ્ઞાન અને ભક્તિ આપે જેથી તેઓ નિત્ય શુભ કર્મ કરવા શક્તિમાન થાય.



# આ પુસ્તક સંબંધી સાક્ષર–વિદ્વાનોના અભિપ્રાય.

૧. રા. બા. **કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.** સુરત–પ્રેમચંદ-રાયચંદ મેલટ્રેનિંગ કૉલેજના માજી પ્રિન્સિપાલ સાહેબ. તા. ૧૮–૨–૧૮—"**શ્રીરામકૃષ્ણ પરમહંસ.**"–આ જીવન વૃત્તાન્તનું પુસ્તક તમે મને મોકલ્યું તેના ઘણા ભાગ પર હું નજર કરી ગયો છું. એ **મહાત્માનું ચરિત્ર તથા "ઉપદેશામૃત" પ્રસિદ્ધ કરી તમે ગુજરાતી સાહિત્યની મોટી સેવા બજાવી છે, અને વાંચક વર્ગ પર ભારે ઉપકાર કર્યો છે.** આવા સત્પુરૂષના જીવનની હકીકતથી સ્થળે સ્થળે વાંચકને બોધ મળે છે. "**ઉપદેશામૃત**" માંનો દરેક ઉપદેશ મનન કરવા યોગ્ય છે."

૨. **સુપ્રસિદ્ધ દેશભક્ત રા. રા. મગનભાઇ ચતુરભાઈ પટેલ.** બી. એ. એલ. એલ. બી. બૅરિસ્ટર એટ–લૉ. અમદાવાદ. તા. ૨૧–૨–૧૯૧૮.–"* * **શ્રીરામકૃષ્ણ પરમહંસની જીવન કથાનું** પુસ્તક હું વાંચી ગયો છું. ભગવાન રામકૃષ્ણ અને સ્વામી વિવેકાનંદ જેમણે આર્યાવર્તને પુરૂષત્વ આપી સતેજ કર્યું છે એમની જીવન કથા **ગુજરાતી વાચકોમાં ઘેર ઘેર ફેલાવાની જરૂર હતી અને તમે એ કથા પ્રશંસનીય પ્રયત્ન કરી મૂળ બંગાલીમાંથી ઉપજાવી કાઢી ગુજરાતને સસ્તા સાહિત્ય તરીકે અર્પણ કરી ગુજરાત ઉપર ઉપકાર કર્યો છે.**

આપનું પુસ્તક વાંચતાં મને રસની સાથે અત્યંત બોધ મળ્યો છે. ભક્તિ–માર્ગની મૂળ શક્તિનું કારણ આ જીવનમાંથી સરલ રીતે સમજાઇ વેદાન્તના અદ્વૈત્ બ્રહ્મમાં ભળી જતું જોઇ બુદ્ધિ અને હૃદયમાં અપૂર્વ પ્રકારની શાન્તિ પ્રસરે છે. મતાન્તરના ખોટા ભેદના ભ્રમ ભાંગી નાખતી આ મહાત્માઓની લીલા પ્રત્યેક મનુષ્યે વિચારવા જેવી છે એમ મારૂં માનવું થાય છે.

તમે આ જીવનના ગૂઢ પ્રસંગને પણ બહુ સરલ અને છૂટી ગુજરાતી ભાષામાં પ્રકટ કર્યા છે તે આ વિષયમાં થયેલી તમારી સ્પષ્ટ દૃષ્ટિનું સૂચન કરે છે.

**તમારો પ્રયત્ન સફળ થયો છે; અને હું ધારૂં છું કે દરેક અભ્યાસી આ જીવનકથા વાંચી કાંઈક ને કાંઈક શીખી શકશે.”**

૩. **રા. બા. ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ.** વડોદરા રાજ્યના ન્યાય મંત્રી સાહેબ, તા. ૨૨-૨-૧૮.—“ * * આપ જે સાહિત્ય સેવા કરો છો તેને માટે હું આપને ધન્યવાદ આપું છું. આપે અત્યાર સુધીમાં ઘણું કર્યું છે અને હવે પછી કરશો એવી આશા રહે છે. પ્રભુ આપના જેવા વિદ્યાપ્રેમીને આરોગ્ય બક્ષે. * * **શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવન વૃતાન્ત** મેં ઘણાજ આનંદથી વાંચ્યું છે. આપની ભાષામાં એવી મીઠાશ પડે છે કેઃ એકવાર વાંચવા લીધા પછી આપનું પુસ્તક પૂરૂં કર્યા વગર હાથમાંથી મૂકવું ગમતું નથી. * * તેમની જીંદગીનું એકંદર વૃત્તાન્ત ઘણું બોધદાયક અને મનન કરવા યોગ્ય છે. આપે તે ઉત્તમ રીતે લખ્યું છે અને **મારી ખાત્રી છે કે તેનો બહોળો ફેલાવો થઈ આપે લીધેલી અનહદ મહેનતનો બદલો ગુણીયલ ગુજરાતી વાચક વર્ગ આપ્યા વગર રહેશે નહિં ** ”**

૪. **રા. રા. હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ**—બી. એ. પ્રિન્સિપાલ, નેટીવ ઇન્સ્ટીટયુશન. અમદાવાદ. તા. ૨૪-૨-૧૮.-“× × **શ્રીરામકૃષ્ણ પરમહંસ**–એમનું વિસ્તૃત સચિત્ર જીવન વૃતાન્તની “ પ્રેસકોપી ” હું ઘણીખરી જોઇ ગયો છું, અને **મને અત્યંત સંતોષ થયો છે. ** આપના પુસ્તકથી ગુજરાતી સાહિત્યમાં એક મહા અગત્યનો ઉમેરો થયો છે, અને આપે લીધેલા પરિશ્રમને માટે આપને ખરેખર ધન્યવાદ ઘટે છે.**

ઇતિહાસદ્વારા ધર્મોપદેશ આપવો એ આ દેશની સનાતન પરિપાટી છે, અને જીવનચરિત્ર એ એક વ્યક્તિનો ઇતિહાસ છે, અને આપનું પુસ્તક પણ એક અતિ મહાન વ્યક્તિનું જીવનચરિત્ર છે તેથી આપના પુસ્તકથી ધર્મ વિષયક બોધ બહુજ સુંદર અને સરલ રીતે પ્રાપ્ત થાય એ સ્વાભાવિક છે. શુષ્ક વેદાન્ત અને શુષ્ક વેદાન્તીઓને પણ વિચાર કરવા જેવા અનેક પ્રસંગો આપના પુસ્તકમાં દ્રષ્ટિગોચર થાય છે. એકંદર આપના પુસ્તકથી

મને અત્યંત સંતોષ થયો છે, એ હું પુનઃ કહું છું, અને **આશા રહે છે કે જે ભાવનાથી અને ઉત્સાહથી આપે આ પુસ્તક પ્રકટ કર્યું છે તેવીજ ભાવના અને ઉત્સાહથી ગુજરાતી વાચકવર્ગ આપના પુસ્તકને વધાવી લઈ આશ્રય આપશે. આપનો શ્રમ સર્વ પ્રકારે ફળીભૂત થાઓ એ મારી જગન્નિયંતા પ્રત્યે ખરા દીલની પ્રાર્થના છે.**

આ પુસ્તકના છેવટના ભાગમાં આપેલા પરમહંસ મહારાજના "**ઉપ-દેશામૃત" થી પુસ્તકની ઉપયોગિતામાં અતિ મહત્વનો વધારો થયો છે.** માત્ર એટલોજ ભાગ કોઇ શ્રદ્ધા અને મનનપૂર્વક વાંચશે તો તેટલાથી પણ તેના જીવનમાં વિલક્ષણ પ્રકારનો ફેરફાર થવા સંભવે છે અને તે ઉચ્ચગામી થવા સંપૂર્ણ આશા રહે છે. **સનાતન ધર્માવલંબી અને એતદ્દેશીય ભાવનાની મમતા રાખનાર નરનારીઓના હાથમાં આ પુસ્તક જોવાથી મને ખરેખર સાનંદ હર્ષ થશે."**

૫. **રા. રા. છગનલાલ હરિલાલ પંડયા** બી. એ. "કાદંબરી"-ના કર્ત્તા, વિદ્યાધિકારી સાહેબ, જુનાગઢ તા. ૨-૩-૧૮. "* * તમે ચિરકાલથી ગુર્જરપ્રજા સમક્ષ જે ઉંચા પ્રકારનું સાહિત્ય સ્વલ્પ મૂલ્યે મુકવા માંડયું છે તે માટે તમારો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. તમારી એ દેશ-સેવા માટે સર્વ ગુજરાત તમારૂં ઉપકૃત છે. ઇંગ્લૅન્ડના મહા કવિયોના ગ્રંથ આવી રીતેજ સામાન્ય વર્ગના વાચકોના હાથમાં પહોંચી શકે છે તેથી તેનો લાભ નિર્ધન વિદ્યા-વિલાસીઓ પણ લઇ શકે છે. જ્યારે આપણા ઉત્તમ લેખકોના ગ્રંથ આવી રીતે સોંઘા પ્રસિદ્ધ થશે ત્યારેજ કેળવણીનો બહોળો ફેલાવો થઇ શકશે.

**પ્રસ્તુત ગ્રંથની ઉપયોગિતા વિશે તો બે મત હોઈ શકે એમ છેજ નહિ.** જેમના પ્રભાવથી તથા કૃપાકટાક્ષથી સ્વર્ગસ્થ સ્વામી શ્રી વિવે-કાનંદજી જેવા મહાસમર્થ વક્તાઓ અમેરિકા જેવી વિદ્યા વિષયમાં આગળ વધેલી ભૂમિમાં જઇને પણ જયઘોષનો ડંકો વગાડી આવ્યા. જતાં વારજ સર્વને મોહજાળમાં નાંખી પોતાના ગંભીર વિચારોની છાપ ધર્મ જેવા ગ-

હન વિષય પરત્વે પણ આખા જગતના ધર્મગુરૂઓની સમક્ષ ત્યાંની પ્રજાપર પાડી શકયા તે મહાપ્રતાપી સ્વામી **શ્રી પરમહંસ રામકૃષ્ણનું જીવન એટલું બોધદાયક છે કે તે વાંચવાથી સર્વ કોઇને કંઇ ને કંઈ લાભ મળ્યા વિના રહે તેમ નથી** * * અન્ય લેખકોએ ભિન્ન ભિન્ન દૃષ્ટિએ તેનું વિવેચન કરેલું છે. પરંતુ તમારા ગ્રંથમાં જે બંગાલી સાહિત્યમાંથી વીણી વીણીને તેમાંના રત્નોનો સંગ્રહ કર્યો છે તેવો બીજા કોઇએ હજી કરેલો નથી. મહાત્માશ્રીના સમાગમથી અનેક સત્પુરૂષો તરી ગયા છે * * તેમના વચનામૃતનું પાન કરવામાં **સ્વામી શ્રી વિવેકાનંદને** કેવો આનંદ થતો ને પોતે તેમની કૃપાનું વિશેષપાત્ર કેવી રીતે બનેલા હતા તથા પોતાના ઉપર તેમણે વિશ્વાસ રાખેલો ને હાથ મૂકેલો તેને લીધેજ પોતે બ્રહ્મવિદ્યામાં પ્રવીણતા મેળવી શકયા હતા તે સર્વ સ્વામી શ્રી વિવેકાનંદને સ્વમુખે મ્હારા સાંભળવામાં આવ્યું હતું. જુનાગઢ મુકામે તેમનો સમાગમ મને ઘણો વખત થયો હતો * * તેમના ગુરૂજીને લગતો વૃત્તાન્ત કેટલોક સાંભળવાનો પણ અમારે પ્રસંગ આવ્યો હતો તેથી તેમની સહૃદયતા, અતિશય દયા, માયાળુતા, સાદાઇ, ધર્મનિષ્ઠતા, ગંભીરાઇ, વચનસિદ્ધિ, ટુંકા વાકયોદ્વારા ગહન વિષયોનું સચોટ વિવેચન, દ્રષ્ટાન્તો આપીને બોધ કરવાની ખુબી વિગેરે અમારા સમજવામાં આવ્યું હતું * * એવા એક યશસ્વી વ્યક્તિના જીવન વૃત્તાન્ત ઉપરે જેટલો પ્રકાશ પડે તેટલો પ્રજાને લાભકારક છે એ તો નિઃસંશય છે અને તમે વાચકવર્ગ પાસે મુકેલી વાની સર્વાંશે મધુર નીવડશે એવી મ્હારી સંપૂર્ણ ખાત્રી છે. મૂળ ગ્રંથોનું તાત્પર્ય મહાશ્રમે સરલ ભાષામાં તમે પ્રસિદ્ધ કરીને આપણા સાહિત્યના ઉત્તમ ગ્રંથોની નાની સંખ્યામાં એક કીમતી વધારો કરી શકયા છો તેથી તમને જેટલો ધન્યવાદ આપાએ એટલો ઓછો છે. આ પ્રમાણે હજી વિશેષ દેશ–સેવા કરવાને તમે પ્રભુ કૃપાથી શક્તિમાન થાઓ એવી પ્રાર્થના છે * *"

૬. **રા.રા. હીરાલાલ ત્રીભોવનદાસ પરિખ.** બી. એ. અધિપતિઃ "બુદ્ધિપ્રકાશ." અમદાવાદ. તા. ૨૭–૨–૧૮. "* * એકલા બંગાળામાંજ

નહિં પણ અખિલ ભારતવર્ષમાં **શ્રીરામકૃષ્ણ પરમહંસનું નામ** બહુ ભક્તિ ભાવથી અને માનપૂર્વક બોલાય છે, અને ઓગણીસમી સદીના એક મહાન સંત-અવતારી-પુરૂષ-તરીકે એમની ગણના થાય છે. સર જોન વુડ-રોફના-કલકત્તા હાઇકોર્ટના ન્યાયાધિશના-શબ્દોમાં કહીએ તો તેઓ એક **સિદ્ધ** પુરૂષ હતા. મધ્યયુગના મહાનં અવતારી પુરૂષોની માફક એમનું જીવન વૃત્તાન્ત અનેક અદ્દ્ભુત ભક્તિ અને પ્રેમના પ્રસંગો અને ચમત્કારોથી ભર-. પૂર છે અને તે ભક્તિમાં એટલું બધું તલ્લીન થયેલું હોય છે કે ખરેખર તે પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે, એમ આપણી પ્રતીતિ થાય છે, એટલું તે હૃદય પ્રભુ ભક્તિમાં લીન અને ઉન્નત સંસ્કારવાળું હતું. જે શુદ્ધ પ્રેમ અને આનંદની લગની અને એકતાનું-પ્રભુમયતાનું-ચિત્ર, ગૌરાંગ પ્રભુની લીલા અવલોકતાં આપણી સમીપ રજુ થાય છે, તેવાજ ભક્તિરસથી ઉછળતી ઉન્માદ અવસ્થાનું દર્શન આપણને **શ્રીરામકૃષ્ણ પરમહંસનું** ચરિત્ર નિહા-ળતાં થાય છે. એમનો પરિચય ઘણાને-શિક્ષિત વર્ગને પણ થયો હતો અને તે સુપ્રસિદ્ધ **સ્વામી વિવેકાનંદ**ના ગુરૂ હતા, એટલે એમની જીવન કથામાં વર્ણવેલા પ્રસંગો કે બનાવો વિષે શંકા આણવાનું લેશપણ પ્રયોજન નથી, અને તે માટે અનેક પૂરાવા મોજૂદ છે. તે આપણી ખાત્રી કરી આપે છે કેઃ પ્રભુના અવતારી પુરૂષોની લીલા હમેશાં અસાધારણ ભક્તિભાવ અને ચમત્કારોથી ભરેલી હોય છે.

મધ્યયુગમાં થયેલા અનેક સંતપુરૂષોના આધારભૂત જીવનચરિત્રો આપ-ણને ઉપલબ્ધ નથી. નરસિંહ મહેતા, મીરાંબાઇ, તુકારામ, કબીર વગેરેનાં જીવનના છૂટક પ્રસંગોથી-માત્ર પરચાથી-આપણે પરિચિત છીએ. વાસ્તવિક રીતે જોઇએ તો આવા સંત પુરૂષોના કથનો જનસમાજ પર બહોળી અસર કરે છે, અને એમનો ઉપદેશ અનેક મનુષ્યોનાં ચારિત્ર્ય ઘડે છે, અને તેમને પ્રભુ પ્રતિ દોરે છે તેટલા માટે (આવા) અવતારી પુરૂષોનાં ચરિત્રોની ખરી જરૂર છે * * પુસ્તક બેશક આવકારદાયક લેખાવું જોઇએ. ગુજરાતી સાહિ-ત્યમાં ચારિત્ર્યના ગ્રંથો જૂજ છે અને આ પુસ્તકની પ્રસિદ્ધિથી તેમાં કીમતી ઉમેરો થયો છે, એટલું બધું તે ઉપયોગી અને બોધદાયક છે. વિશેષ એમાં

મહાન પુરૂષનાં ઉપદેશામૃત—જેટલાં મળી આવ્યાં તેટલાં—આમાં આપવામાં આવ્યાં છે, તે ઉત્તમ થયું છે અને અમારી ખાત્રી છે કે તેની યોગ્ય કદર થશેજ. "સસ્તી વાર્તામાળા"ના પ્રયોજક અને પ્રસિદ્ધ લેખક રા. રા. ભાઇ ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતાએ અત્યંત શ્રમ લઇને અને ભારે શ્રદ્ધાપૂર્વક તે જીવનચરિત્ર રચ્યું છે, અને આવું ઉત્તમ પુસ્તક તૈયાર કરવા બદલ અમે તેમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. વાંચક બંધુને તે અવશ્ય વાંચી જવાને અમારી નમ્ર સૂચના છે."

૭. રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી. માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ, સૌરાષ્ટ્ર પ્રાંત સુરત ૧૯-૩-૧૮,—" * * સ્વામી વિવેકાનંદનાં દર્શન તથા સમાગમનો મહાબળેશ્વર મને લાભ થયેલો. તે સમયથીજ હું તેમનો એક વખાણનાર હતો * * તેમના ગુરૂદેવ શ્રી રામકૃષ્ણ પરમહંસનું, સચિત્ર, વિસ્તૃત જીવન વૃત્તાન્ત તમે શ્રમ લઇને રચ્યું તે હું હોંસે વાંચી ગયો. અને આપણા સાહિત્યમાં આપે એક મૂલ્યવાન વધારો કર્યો છે એમ માનું છુ અને તે માટે આપને ધન્યવાદ આપુ છું.

આવા ગ્રંથો આપણા યુવકોનું ખાસ કરીને અને સર્વે ગુર્જર સ્ત્રી પુરૂષોનું સામાન્ય રીતે હૃદય ઉચ્ચ બનાવે છે. એટલુંજ નહિ, વર્તન ઉપર પણ તેની હિતકર સ્થાયી અસર થવાનો સંભવ માનું છું, અને તેથી એ દિશામાં નાના મોટા ગ્રંથોને હું વધાવી લઉં છું. એવાં પુસ્તકો નાનાં મોટાં સર્વે વાંચે એમ અંતરથી ઇચ્છું છું. કેમ કે તેની કિંમત હું અમૂલ્ય ગણું છું.

છેવટ, તમે ઉપદેશામૃતનો જે સંગ્રહ કર્યો છે તે કોઈ ઉદારચિત્ત ગૃહસ્થ જો હજારોની સંખ્યામાં છપાવે અને બહોળે હાથે વહેંચે તો તેથી પણ અણધાર્યો લાભ થાય તો તેમાં આશ્ચર્ય થવા જેવું કાંઈ નથી.

તમારા શ્રમને અંતઃકરણથી જય ઇચ્છું છું. તે એકલા તમારે માટેજ નહિ પણ સુભાગ્યે કદાચ વાંચકવર્ગમાંથી કોઇ વિવેકાનંદ કે રામ-

**કૃષ્ણ પરમહંસ** ઉદ્ભવે તો આપણા ગુજરાતની શોભા અને કીર્તિમાં વધારો થાય તેથી અને ઉપરાંત લોકસેવા પણ ગણાય."

૮. **રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.** બી. એ. વિદ્યાધિકારી સાહેબ. ભાવનગર તા. ૩૧-૩-૧૮—"**આપનું શ્રી રામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર**" **ગુજરાતી પાઠક વર્ગને અતિ ઉપયોગી થઈ પડશે.** આપે પુષ્કળ શ્રમ લીધો છે એ આપોઆપ જણાઇ આવે છે. શૈલી સરલ, સાત્વિક, સુંદર અને મનોહર છે. આપની કૃતિનો વિજય પ્રાર્થું છું."

૯. **રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા. બી. એ.** ચીફ ઓફીસર સાહેબ. **વાંદરા.** મ્યુનિ. તા. ૨-૪-૧૮—"* * શ્રીરામકૃષ્ણ પરમહંસના નામથી હિંદુસ્તાનનો કોઇપણ કેળવાયલા વર્ગના ધાર્મિક મનુષ્ય ભાગ્યે અજાણ્યો હશે. **આ વિશ્વવંદ્ય સાધુ પુરૂષના જીવન મહિમાને જણાવનારૂં આ પુસ્તક ધર્મના વાઙ્મયમાં ગુજરાતી ભાષામાં મ્હોટી ખોટ પુરી પાડે તેમ છે** * * સાધુ નાયકના નાના મોટા સઘળા જીવનના પ્રસંગોપર પ્રકાશ નાંખવામાં આવ્યો છે. * * નરેન્દ્રના (પાછળથી થયેલા **સ્વામી વિવેકાનંદના**) સંબંધ પછીનું પરમહંસજીનું જીવનચરિત્ર અદ્ભુત અંતર્જ્ઞાનની દીપ્તિવાળું તરી આવે છે * * ગ્રંથની ભાષા ઘણી સરલ છે * * એકંદર તુલના કરતાં આ ગ્રંથ સાચી ધર્મ ભાવનાથી રચાયેલો અને સાધુ જીવનના રહસ્યને સારી રીતે સમજાવી શકે તેવો થવા પામ્યો છે. આશા છે કે ગુજરાતી વાચકવર્ગ આદરપૂર્વક આ ગ્રંથનું અવલોકન કરશે."

૧૦. **રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ. "કેળવણી"**ના માજી તંત્રી. **વડોદરા.** તા. ૩-૪-૧૮—"**શ્રી રામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર** એ ભક્તિ પ્રધાન ગ્રંથ છે. શ્રીમદ્ ભાગવતની પેઠે એમાં પણ **ભકિતની સાથે જ્ઞાન અને વૈરાગ્ય ઓત પ્રોત ભરેલાં છે** * * પ્રસંગે ભક્તિ ગદ્ગદ્ થઇને પોતાના પ્રેમોદ્ગાર પ્રકટ કર્યા છે. **ઇતર સાધકભક્તોને**

તે માર્ગ દર્શક થઈ પડે એમ છે. શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનું ચરિત્ર જોકે ભક્તિ પ્રધાન હતું તથાપિ આશ્ચર્યની વાત તો એ છે કે સનાતન ધર્મના ગ્રંથોના રહસ્યનો એકે ખૂણો તેમનાથી અજ્ઞાત નહોતો * * પૃથ્વી ઉપરના અનેક ધર્મની એક વાક્યતા જો કોઇએ કરી હોય તો તે શ્રી પરમહંસદેવેજ કરી હતી * * શ્રીપરમહંસદેવની શારીર મૂર્તિ ગુરૂરૂપે તથા ઇશ્વરરૂપે સાધકોને સાકાર ધ્યાનમાં સાધનરૂપ થઇ પડે એવો આપનો નિગૂઢ આશય પણ પ્રસંશનીય છે * * આ ગ્રંથની છેવટે ઉપદેશામૃતનો લગભગ ૧૫૦ પૃષ્ટનો ગ્રંથ જોડેલો છે. આ ઉપદેશ વચનો એ જાણે અનુભવ કરેલા સિદ્ધાન્તો જેવા છે. તે પુનઃ પુનઃ વાંચવાની ઈચ્છા થાય છે એજ તેની શ્રેષ્ઠતાનો પુરાવો છે. આપે આ પુસ્તક લખીને ગુજરાતી ભાષામાં એક ઉપયોગી ગ્રંથની વૃદ્ધિ કરી છે. પુસ્તકની ભાષા શુદ્ધ અને સંસ્કારી છે. * *"

૧૧. **ધર્મવીર, શીઘ્ર કવીવર રા. રા. નગીનદાસ પુરૂષોતમદાસ સંઘવી. અમદાવાદ.** તા. ૮-૪-૧૮-"આપે અભિપ્રાય માટે મને વાંચવા આપેલા આપના સંગ્રહેલા "શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ" નું જીવન ચરિત્ર તથા ઉપદેશામૃતના પુસ્તકને હું આદ્યંત વાંચી ગયો છું. તે પુસ્તક વાંચતાં મ્હને ઘણો આનંદ થયો છે. તેને માટે હું આપનો આભાર ખરા અંતઃકરણથી માનું છું. મારો અને આપનો સંબંધ નવો નથી. આપે પ્રજાને નીતિની રેખા મર્યાદામાંથી નહિં ખસતાં લખેલાં ઇતિહાસવૃત્તક અને સદ્બોધમય આનંદ આપનાર પુસ્તકોનો દુર્લભ લાભ સુલભ મૂલ્યમાં આપવાનું કામ લગભગ આખી વીશી બજાવ્યું છે, તે સાહિત્ય પ્રેમી જન સમાજને સારી પેઠે જાણીતું છે. લાંબી તપશ્ચર્યા જેવી શોધ ખોળ કર્યા પછી વિવિધ બંગાલી પુસ્તકોનું સંમેલન કરી આપે પૂજ્ય પરમહંસદેવ શ્રી રામકૃષ્ણ મહાત્માનું જીવન લીલામૃત ગુજરાતી પ્રજા આગળ ધરી ગુજરાતી ભલી પ્રજાને ખરા અને ખોટા મહાત્માઓને શી રીતે પારખી કાઢવા તે બતાવવાનું એક બહોળું સાહિત્ય આપે આ પુસ્તકમાં પુરૂં પાડયું છે. આ ભોળી ગુર્જર ભૂમિમાં મહાત્મા થઈ પડનારા પણ બહુ ઉભા થાય છે, અને તેમની મુજાવરી કરનારા પણ જોઇએ તેટલા મળી

આવે છે, તથા તેમને માનનાર માટે તો "દુનિયા ઝુકનેકો તૈયાર હૈ, ઝુકાને વાલા ચાહીયે" એજ કહેવત સાર્થક છે.

આપે સંગ્રહેલું **આ સાચા મહાત્મા પરમહંસદેવશ્રીનું જીવન ચરિત્ર એ આપે કરેલા તપોમય પરિશ્રમનું ઉત્તમ ફળ છે.** સ્વાભાવિક મહાત્માઓના ઉદ્ભવના કારણ, તેમના પ્રાકટ્યની રીતિ, તેઓનાં વિવિધ અવતાર કૃત્ય, તેઓનાં વિવિધ, રાજસ, તામસ, સાત્વિક અને મિશ્ર લીલા ચરિત, તેઓના પરિવાર અને પરિચારક મંડળની વ્યક્તિયો, વગેરે વિષયોનું સ્પષ્ટ દિગ્દર્શન કરાવનાર આપનો આ ગ્રંથ છે. આપે તેને પુર્ણતા આપવામાં આપથી બનતો સર્વ પ્રયત્ન આપે આ ચરિત્રના નાયક શ્રી પરમહંસદેવ વિષેની આપની ગુરૂભક્તિને બજે કરવામાં કાંઇપણ ખામી રાખી નથી. આપની ગુજરાતી ભાષા ઉપરની સત્તા અને આધાર ગ્રંથો માટે ખોળ કરવાની આપની અપ્રતિહત ખંતથી ગ્રંથ જેવો વિસ્તૃત થયો છે તેટલોજ ભાષા અને ભાવના ચમત્કારથી વિભૂષિત છે. આ જે કંઇ કહું છું, તે આપના ગ્રંથ સંબંધેજ કહું છું તોપણ **શ્રીમન્નૃસિંહાચાર્યજી મહારાજ** જેવા સમર્થ મહેશ્વરાવતારના એક દાસાનુદાસ તરીકે હું સાચા મહાત્માઓની સ્તુતિ કરવાનો જે તેઓશ્રીનો કૃપાલેશ પામી ચૂકયો છું, તેને પ્રતાપે પરમહંસદેવને નૈસર્ગિક દૈવી શકિતનીજ ઇચ્છાથી ઉદ્ભવેલી અને તેનીજ ઇચ્છાથી સાધકદશા અને સિદ્ધ દશાના બંને તીરનો અનુભવ પામી, સર્વાતીત પદને હસ્તામલકવત્ કરનાર એક દિવ્ય અભિવ્યક્તિ રૂપે જોઈ શકું છું, એટલું કહ્યા વિના રહી શકતો નથી. **પાશ્ચાત્ય રંગમાં રંગાયલા અને તેમનું અનુકરણ કરનાર નવ શિક્ષિતોના ગુમાનનું મર્દન કરવાનેજ આ એક જગન્માતાના ચમત્કારનો આવિર્ભાવ હતો.** શ્રી સનાતન ધર્મ મર્યાદાના રક્ષણની સાથે ઉદાર ભાવના શિક્ષણનો પવિત્ર અખ્તરો શ્રીપરમહંસદેવે ફતેહમંદીથી કરી બતાવ્યો છે. તેઓશ્રીનું મહાત્મ્ય આ વલણુમાંજ ઝળકી ઉઠે છે. સુંડને ગાંગડે પસારીના મહાજનના પટેલ બની સનાતન ધર્મ મર્યાદાને ઉંધી વાળવાની બાજી ખેલનારા બાજીગરો જેવો અધિકાર વિના નજરબંધી ખેલ મહાત્મા પ્રવરશ્રી પરમહંસના જીવનમાં,

એક પણ વચનમાં કે વર્તનમાં જણાતો નથી. તેઓશ્રીના પવિત્ર ચરિત્રનો સવિસ્તાર મનન રસં જો શ્રીગુરૂ કૃપા હશે તો ફાલ્ગુણ માસના "**શ્રીમહાજ્યોતિ**" ના અંકમાં લેઈ શકીશ.

**આપનો ચરિત્ર ગ્રંથ વાચક અને શ્રોતાઓને શ્રી સનાતન હિંદુ ધર્મનાં રહસ્યનો મર્મ સમજાવવા એક પ્રકાશરૂપ થઇ પડો એ શુભેચ્છાપૂર્વક વિરમું છું.**"

**Mr. Keshavlal L. Oza. M. A., M. S. P.,** *Professor of English Literature; Examiner in English in the University of Bombay. Writes on 12th April 1918 from Bahauddin College, Junagad:—*

"Happy is the man that findeth wisdom, and the man that getteth understanding....Length of days is in her right hand, in her left hand reches and honour." Wrote Solomon, a thousand years before Christ and "**Life and Teachings of Ramkrishna Paramhansa,**" an advance copy of which has been sent to us **by Mr. Dayabhai Ramchandra Mehta of Ahmedabad,** is eminantly fitted to given the increased power for service to others which such inspirational biography confers. We delight to honour men, who, under trying circumstances, often without school or teacher, have acquired such spirituality and power to hold audience by putting "pep" into the dull monotony of daily life, and I have no doubt that Mr. Mehta's admirably,* * * * written volume will stimulate many an ardent reader to put forth vigorous and thorough efforts to hearten and cheer his less fortunate bretheren. Given a wide circle of readers of this biography, "there will be a strong man in the family," parents say, "when years of weck old age come upon us."

It has been my privilege to watch with keeneth interest Mr. Mehta's endeavours to propagate the best thought of the

East among the Gujarati reading public and I must warmly congratulate him on present achievement. I wish it will meet with a hearty response from the lovers of Gujarati literature.

**મિ. કેશવલાલ એલ. ઓઝા. એમ. એ; એમ. એસ. પી;** ઇંગ્રેજી સાહિત્યના પ્રોફેસર, મુંબઈ યુનિવર્સિટીના ઇંગ્રેજીના પરીક્ષક. બહાઉદ્દીન કોલેજ, જુનાગઢથી તા. ૧૨-૪-૧૮ ના પત્રમાં લખે છે કે:—

મહાત્મા ઈસુખ્રિસ્તની પહેલાં એક હજાર વર્ષ પૂર્વે થઈ ગયેલા મહાજ્ઞાની સોલોમન લખી ગયા છે કે: "જ્ઞાનદેવીનાં જેને દર્શન થાય છે અને તે રીતે જેને સુપ્રજ્ઞા પ્રાપ્ત થાય છે તે મનુષ્યનાં ખરેખર ધનભાગ્ય છે. કારણ કે, તે દેવીનાં વામ હસ્તમાં દીર્ઘાયુષ્ય અને દક્ષિણ હસ્તમાં લક્ષ્મી અને કીર્તિ રહેલાં છે. અમદાવાદ નિવાસી મિ. **ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા તરફથી શ્રી રામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર અને ઉપદેશામૃત** નામક પુસ્તકની એક કોપી અગાઉથી અમને અભિપ્રાયાર્થે મોકલવામાં આવી છે, તે ઉપરથી અમે જોઈ શકીએ છીએ કે: આંતર સ્ફુરણને આધારે લખાયલાં જીવનચરિત્રો જનસેવા કરવાની અધિકાધિક શક્તિ આપે છે તે કામ આ પુસ્તક બહુજ સારી રીતે બજાવી શકે તેવું છે. જે મહાપુરૂષો ઘણુંજ કસોટીના પ્રસંગોમાંથી પસાર થઇને અને ઘણીવાર શાળામાં શિક્ષણ લીધા વિના કે ગુરૂની સહાય વિના એવું તો આધ્યાત્મિક બળ પ્રાપ્ત કરે છે કે: સંસારી લોકોનાં નિરસ અને લુખાં જીવનોમાં નવીન ચેતન અને રસસિંચન કરી તેમને ઉપદેશામૃતના પિપાસુ બનાવે છે, તેવા મહાપુરૂષોનો સત્કાર કરતાં આપણને બહુ આનંદ થાય છે, અને તેથી હું નિઃસંશય રીતે કહી શકું છું કે: * * ખરેખર પ્રશસ્ય રીતે લખાયલું મિ. મ્હેતાનું આ પુસ્તક અનેક ઉત્સાહી વાચકને પોતાના કમભાગ્ય બંધુઓના મનમાં ઉત્સાહ અને હિંમત પ્રેરવાનો પૂર જોસથી પ્રયત્ન કરવા ઉત્તેજિત કરશે. જો આ જીવનચરિત્રને વાચકોનું વિશાળક્ષેત્ર પ્રાપ્ત થશે તો કેટલાંક માતાપિતા કહે છે તેમ ક્ષીણતા અને નિર્બળતાયુક્ત વૃદ્ધાવસ્થા સમર્થ સબળ સહાય અને સેવા કરી શકે તેવાં દ્રઢ યુવાનો કુટુંબમાં ઉત્પન્ન થશે.

ગુજરાતી વાચકોની અંદર પૂર્વના સર્વોત્તમ વિચારો પ્રસારવાના મિ. મ્હેતાના શુભ પ્રયાસોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતા રહેવાનો માનપ્રદ હક્ક મ્હને મળતો રહ્યો છે, અને તેથી પ્રસ્તુત પુસ્તક લખવાના તેમના સફળ પ્રયત્ન માટે હું તેમને ખરા અંતઃકરણથી ધન્યવાદ આપું છું. ગુજરાતી સાહિત્યના ભક્તો તરફથી આ પુસ્તકને ઘણોજ પ્રેમભર્યો આવકાર મળશે એમ હું ઇચ્છું છું.

# આ પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

૧. અમદાવાદ-ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.
ઠે. દાણાપીઠ નવોવાસ, વચલી પોળ.
૨. ,, રા. જે. એન. વકીલ. "જ્ઞાતિબંધુ" ઓફીસ-રીચીરોડ પુલઉપર
૩. ,, અંબાલાલ શંકરલાલ દવે. ઠે. ખાડીઆ શ્રી રામજીનીશેરીમાં.
૪. ,, સ્વદેશી સ્ટોર્સ કંપની લી. રીચીરોડ.
૫. ,, એસ. બી. શાહની કું. બુકસેલર્સ પાનકોરનાકા.
૬. ,, રા. મેનેજર સુંદરીસુબોધ. રાયપુર.
૭. ,, ન્યુસ એન્ડ બુકસ એજન્સિ. બુકસેલર્સ ત્રણ દરવાજા.
૭. નડીઆદ રા. મગનલાલ દામોદરદાસ પંડયા. લખાવાડને નાકે
તલાટી પોળ.
૯. ચાંડોદ—રા. જગન્નાથ હીંમતરામ પાઠક. ઉલ્લાસભુવન.
૧૦. ભરૂચ રા. ગણપતરામ દુર્ગારામ દેસાઇ. વીમાના એજન્ટ
હાજીખાના બજાર.
૧૧. સુરત રા. રંગીલદાસ કાશીદાસ. જનરલમર્ચંટ બરાનપુરી ભાગોળ.
૧૨. મુંબઈ. એન. એમ. ત્રિપાઠીની કું. બુકસેલર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ.
૧૩. ,, એલ. એમ. ઠક્કર. બુકસેલર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ.
૧૪. ,, હરિલાલ જીવણલાલ. બુકસેલર્સ કાલબાદેવીરોડ
અલસીના પાટીઆની બાજુમાં.
૧૫. ,, રા. કેશવજી વેલજી. ઠે. મૂળજી જેઠા મારકીટ.
નવી સ્ટેશન ગલિ.
૧૬. ભાવનગર. અબ્દુલહુસેન આદમજી. બુકસેલર.
૧૭. કરાંચી. રા. છોટાલાલ ત્રિભુવન દવે. ઠે. હંસરાજ હરીના
કમ્પાઉન્ડમાં રણછોડલાઇન્સ બાલાપીર.
૧૮. વઢવાણસીટી. રા. રા. પુંજાલાલ ભગવાનદાસ પરિખ બુકસેલર.

# અનુક્રમણિકા.

| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|

# સુધારો.

આ પુસ્તકમાં દ્રષ્ટિદોષથી કોઇક ભૂલો રહી જવા પામી છે તેમાં
પાને ૨૧૧ માં અષ્ટવિંશ અધ્યાય.
પાને ૨૧૫ માં ઉનત્રિંશ અધ્યાય.
પાને ૨૨૧ માં ત્રિંશ અધ્યાય.
પાને ૨૩૨ માં એકત્રિંશ અધ્યાય. એ પ્રમાણે વાંચવું.

શરૂવાતનાં ફોર્મમાં પાને ૨૮ મે છેલ્લી લીટીમાં નીચે પ્રમાણે વાચવું.

ચૈત્ર, શુક્લ રામનવમી.
૧૯૭૪
અમદાવાદ.

વિજ્ઞાવનત

ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.

धर्म्मेण धर्म्मस्य विवादकाले, यो भारते धर्म्म समन्वयाय ।
आविर्बभूव स्थित धीर्महात्मा, तं **रामकृष्णं** सततं स्मरामि ॥ १ ॥

परोपकाराय सतां विभुति-र्विधानमेतत् परिपालनीयम् ।
सुयोग मासाद्य मतं हि यस्य, तं **रामकृष्णं** सततं स्मरामि ॥ २ ॥

ज्ञानार्थि शिष्यो ललना विलासं, त्यजेत्तथा रत्न हिरण्य लोभम् ।
यस्यैतदासीदुपदेश वाक्यं, तं **रामकृष्णं** सततं स्मरामि ॥ ३ ॥

आकारयुक्तो जगतामधीश, आकारहीनः किमु वेति तर्कं ।
तुषारखण्डं तुलितं हि येन, तं **रामकृष्णं** सततं स्मरामि ॥ ४ ॥

योमुक्तिपूर्णावयवस्वकाय, मतप्रकाशाद् भुवने वरेण्यः ।
निरक्षरोऽप्यक्षरसंविधाता, तं **रामकृष्णं** सततं स्मरामि ॥ ५ ॥

**श्री हरिचरण काव्य-व्याकरण-तीर्थ ॥**



# श्री रामकृष्ण परमहंस.

## પ્રથમ અધ્યાય.

### જન્મકથા.

यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहंम् ॥
परित्राणाय साधुनां विनाशाय च दुष्कृताम् ।
धर्म संस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥

ઈશ્વરાવતારરૂપે જે જે મહાપુરૂષો અદ્યાપિ પર્યંત જગત્‌માં પૂજાય છે, તેમાંથી ભગવાન્ રામચન્દ્ર અને શાક્યસિંહ સિવાય અન્ય સર્વનાં પાર્થિવ જીવનો, દુઃખ દારિદ્ર, સંસારની અનેક વિટંબણા અને કઠોરતામાંથીજ આરંભ થયેલો જોવામાં આવે છે. દ્રષ્ટાંત તરીકેઃ ક્ષત્રિય રાજકુલ અલંકૃત કરવા છતાં પણ ભગવાન્ શ્રી કૃષ્ણનો કારાગૃહમાં જન્મ અને આત્મીય સ્વજનથી દૂર, ▆ ગોપકુળમાં તેમનું બાલ્યજીવન વ્યતીત થયું હતું. ભગવાન્ ઇસુખ્રિસ્તે ધર્મશાળામાં, પશુ રક્ષાગૃહમાં, દરિદ્ર માતા-પિતાનો ખોળો દેદિપ્યમાન કર્યો હતો. શ્રી ભગવાન શંકરાચાર્ય દરિદ્ર વિધવાના

**ભાવાર્થઃ** જ્યારે જ્યારે ધર્મની હાની અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે ધર્મની વૃદ્ધિ કરવા હું શરીર ધારણ કરૂં છું. સાધુ પુરૂષોનું રક્ષણ કરવા અને અધર્મનો (પાપીઓનો) વિનાશ કરવા માટે તથા ધર્મની સારી રીતે સંસ્થાપના કરવા માટે હું યુગે યુગે જન્મ લઉં છું. (ભગવદ્ગીતા.)

પુત્રરૂપે અવતર્યા હતા. શ્રી ભગવાન કૃષ્ણ ચૈતન્ય અતિ સામાન્ય કંગાલ મનુષ્યને ઘેર જન્મ્યા હતા. ઇસ્લામ ધર્મ પ્રવર્તક હઝરત મહમ્મદ સાહેબના જીવનમાં પણ એવુંજ જોવામાં આવે છે, અર્થાત્ તેઓ દરિદ્ર ગોવાલણના સહવાસમાં બહુ રહ્યા હતા. એ પ્રમાણે હોવા છતાં પણ જે દુઃખ દરિદ્રતાના અંતરમાં સંતોષની સુરસતા ન હોય, જે નિર્ધન ગૃહસ્થાશ્રમમાં નિઃસ્વાર્થતા અને પ્રેમ ન હોય, જે દરિદ્ર પિતામાતાના હૃદયમાં ત્યાગ, પવિત્રતા અને કઠોર મનુષ્યત્વની સાથે કોમલ દયા, દાક્ષિણ્ય આદિ ભાવનાઓનું મધુર મિલન ન હોય, તે સ્થળે તેમણે કદી કદિપણ જન્મ ગ્રહણ કર્યો નથી.

વિચાર કરી જોતાં પૂર્વોક્ત વિધાન સાથે તેમના ભાવી જીવનનો કંઇક ગૂઢ સંબંધ જણાઇ આવે છે. કારણકેઃ યૌવન અને પ્રૌઢાવસ્થામાં જેને સમાજમાં દુઃખી, દરિદ્ર અને અત્યાચારી જનોના નયન–અશ્રુ લુછી તેમના હૃદયમાં શાન્તિદાન કરવુ પડશે તે તેવાં સર્વ મનુષ્યોની અવસ્થા સાથે પૂર્વથી પરિચિત અને સહાનુભૂતિસમ્પન્ન ન હોય તો એ મહદ્ કાર્ય પરિપૂર્ણ કરે શી રીતે? માત્ર એટલુંજ નહિં પણ અમે જોઇ શક્યા છીએ કે સંસારમાં ધર્મગ્લાનિનું નિવારણ કરવા માટેજ અવતારી પુરૂષોનો અભ્યુદય થાય છે. એ કાર્ય પરિપૂર્ણ કરવા માટે તેમને પૂર્વ પ્રચારિત ધર્મ વિધાનોની અવસ્થાઓ સાથે પ્રથમથીજ પરિચય પ્રાપ્ત કરવો પડે છે, અને તે સર્વ પ્રાચીન વિધાનોનું વર્તમાન ગ્લાનિ–કારણ તપાસી તેમની પૂર્ણતા અને સાફલ્ય સ્વરૂપ દેશકાલને ઉપયોગી થઇ પડે એવી નૂતન વિધાન રચના કરવી પડે છે. એ પરિચય પ્રાપ્ત કરવાનો વિશેષ સુયોગ, દરિદ્ર દુઃખીની ઝુંપડી સિવાય ધનવાનનો રાજમહેલ કદી પણ સરલ થઇ પડતો નથી. કારણકેઃ સંસારનાં સુખ—ભોગથી રહિત થયેલો દરિદ્ર મનુષ્ય હોય છે તેજ ઇશ્વર અને તેના નિયમોને જીવનના મુખ્ય આધાર સ્વરૂપ માની તેને દઢ આલિંગન કરે છે. કહો કે દરિદ્રના ઘરમાંજ ઇશ્વર નામોચ્ચાર થાય છે અને તેજ બિચારાં ઇશ્વરી નિયમો પ્રમાણે વર્તતાં જણાય છે. તેમનેજ ઇશ્વરના કાયદાનો ભય લાગે છે. તેથી સર્વત્ર ધર્મની ગ્લાનિ થવા છતાં પણ પ્રાચીન ધર્માજ્ઞાઓનો કિંચિદ્ આભાસ, દરિદ્રની ઝુંપડીને ઉજ્વળ કરી રાખે છે, અને તેટલા માટેજ,

ધારવા પ્રમાણે, સર્વ જગદ્દગુરૂ મહાપુરૂષો જન્મ ગ્રહણ કરવાને સમયે દરિદ્ર કુટુંબ પરિવાર તરફજ આકર્ષાય છે.

અમે જે ઇશ્વરાવતાર મહાપુરૂષનું જીવન વૃત કથવા બેઠા છીએ તેમણે પણ પૂર્વોક્ત નિયમનું ઉલંધન કર્યું નથી.

શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવના પિતા ખુદિરામ ચટ્ટોપાધ્યાયનો નિવાસ હુગલિ જીલ્લામાં કામારપુકુર નામક એક ન્હાના ગામમાં હતો. તેમનું ન્હાનકડું ઘર ગામના ઘોરી રસ્તાપરજ હતું. બ્રાહ્મણ અતિ દરિદ્ર પરંતુ મહા તેજસ્વી અને ત્યાગી હતા. રાત દિવસ તે પોતાના ગૃહદેવતા રઘુવીરની મૂર્તિ-પૂજામાં મગ્ન રહેતા. રઘુવીરની મૂર્તિ સંબંધી એક વાર્તા પ્રચલિત છે. એક દિવસ ખુદિરામ કોઇ કાર્ય પરત્વે દૂર દેશાવર ગયા હતા. પાછા ફરતી વખતે તાપ અને થાકને લીધે તેમણે વડના એક વૃક્ષ નીચે શયન કર્યું.

નિદ્રા આવી જતાં સ્વપ્નમાં જોયું કેઃ સુન્દર બાળક વેશ ધારણ કરી શ્રીરામચન્દ્ર તેમને પોતાની પાસે બોલાવીને કહે છે કેઃ " હું આ સ્થળે અનાહાર સ્થિતિમાં પડી રહ્યો છું. તું મ્હને ત્હારે ઘેર લઇ જઈ મ્હારી સેવા કર. " થોડીવારે નિંદ્રા ભંગ થઇ. તેમણે વિચાર્યું કેઃ " સ્વપ્નમાં કહ્યું છે તે સત્ય હોવું જોઇએ. રઘુવીરનું સ્થાન તો શોધવુંજ જોઇએ. " એમ કહી સ્થળ શોધવા છતાં કશો પત્તો લાગ્યો નહિ. પુનઃ વિચાર કરવા લાગ્યા. " જો સ્વપ્નની વાત સાચી હશે તો હું પુનઃ નિદ્રાવશ થાઉં છું. રઘુવીર મ્હને પુનઃ દર્શન દઇ જે સ્થળે તેઓ ગુપ્ત છે તે સ્થળ બતાવી આપશે. " શ્રદ્ધાળુ-ભક્તિવાન ખુદિરામ પુનઃ નિદ્રાવશ થયા, તેમાં જે સ્થળે રઘુવીરની મૂર્તિ હતી તે સ્થળ રઘુવીરે બતાવી દીધું. તેઓ જાગ્રત થઈ પોતાની સ્હામેજ માટીમાં અર્ધા દટાયલા પણ ઘાસથી ઢંકાયલા શાલિગ્રામ તરફ ગયા. ત્યાં જઇ ઘાસ ખસેડી જોતાં તેમને ઘણું આશ્ચર્ય થયું ! તેમણે જોયું કે એક કાળો ફણિધર નાગ ફણા વિસ્તારી એક શાલિ-ગ્રામને વિંટળાઇ બેઠો છે. એ જોઇ ખુદિરામ ભય પામી કમ્પવા લાગ્યા. સ્વપ્નમાં સાંભળેલા શબ્દોનું સ્મરણ થતાંજ વિચાર્યુંઃ " વિષ્ણુ ભગવાને પોતે જ્યારે સ્વપ્નમાં દર્શન આપી પોતાની સેવા કરવાની મ્હને આજ્ઞા કર-

આવી છે ત્યારે પછી સર્પનો ભય કેવો ?" ખુદિરામે નજીક જઇ હાથ લાંબો કર્યો, એટલે વિષધર સર્પ અંતર્ધાન થઈ ગયો ! તેમણે ધીમેથી શાલિગ્રામજીને લઇ પ્રેમપૂર્વક છાતી સાથે દબાવ્યા અને ઉતાવળે પગલે ઘર તરફ વળ્યા. ઘેર આવતાંજ શાલિગ્રામનું નામ રઘુવીર પાડયું. તે સમયથીજ ખુદિરામ રઘુવીરની પૂજા કરવામાં કાય, મનોવાક્ય પૂર્વક યત્ન કરવા લાગ્યા. તેઓ ઘણા દરિદ્ર હતા તેમ છતાં તેમણે જીવન પર્યંત કોઇની નોકરી કરી નથી, ભિક્ષા લીધી નથી અથવા દાન દક્ષિણા લીધા નથી. તેમના ઘરથી થોડે વેગળે એક ન્હાનું ખેતર હતું. તે ખેતરમાં તેઓ "રઘુવીર, રઘુવીર." એવો શબ્દોચ્ચાર કરતા કરતા અનાજ વાવતા, અને તેમાંથી જે ઉત્પન્ન થતું તે વડેજ પોતાના ગૃહસ્થાશ્રમનો નિર્વાહ ચલાવતા. પરમાત્માની કૃપાથી એ ખેતરમાં કોઇ પણ વર્ષે અન્ન ન પાકયું હોય એવું બન્યુંજ નથી !

ગામમાં જમીનદાર લાહાબાબુની એક અતિથિશાળા (ધર્મશાળા) હતી. એ રસ્તેથી જતા આવતા સાધુસન્યાસીઓ તેજ અતિથિશાળામાં વિશ્રામ કરી ગામમાંથી ભિક્ષા લાવી આહારાદિ મેળવતા. પરંતુ સાધુ અતિથિઓ ખુદિરામને ઘેર જેવી શ્રદ્ધા, સત્કારપૂર્વક ભિક્ષા પ્રાપ્ત કરતા તેવું ગામમાં બીજે કોઇ સ્થળેથી મેળવતા નહિ. એકપણ દિવસ એવો નહિ હોય કે જે દિવસે દરિદ્રતા ભોગવતા ખુદિરામને ઘેર એક બે પણ અતિથિ ન હોય. ગમે તેવી સ્થિતિ હોવા છતાં ખુદિરામ સ્વગૃહે આવતા અતિથિનો હાસ્યપૂર્વક સત્કાર કરતા અને આહારાદિ કરાવતા. ખુદિરામ પોતે જેવા શ્રદ્ધાળુ ધાર્મિક અને અતિથિપ્રિય હતા તેજ પ્રમાણે તેમના પત્ની ચન્દ્રાદેવી પણ અતિથિઓનો સત્કાર કરવામાં, તેમને માટે રસોઇ કરવામાં અને તેમને જોઇતી વસ્તુ પુરી પાડવામાં નિત્ય ઉત્સુકજ રહેતાં. તેમને પણ અતિથિ સેવા કરવામાં આનંદજ થતો. તેમને માટે રસોઇ તો તેઓ પોતાને હાથેજ બનાવતાં, તેથી નિત્ય ભોજન કરતાં તેમને મધ્યાહ્ન થઇ જતા. અતિથિઓની સેવા કર્યા પછી માર્ગમાં એક બાજુ ઉભા રહી કોઇ દરિદ્ર ભૂખ્યું છે કે નહિં તેની ખબર કઢાવતાં, ત્યાર પછી તેઓ ભોજન કરતાં. ઘરમાં પૂરતું અન્ન નહિ, તેમ છતાં આવો અતિથિ પ્રેમ! ધન્ય એ દરિદ્રતાને ! અને ધન્ય એ અતિથિ

પ્રેમને ! એંશી નેવું વર્ષ ઉપરનો આ બનાવ છે, પરંતુ હવે તો કળિકાળનું મહાત્મ્ય એવું થઇ ગયું છે કે જેથી ભાગ્યેજ કોઇ એવી અતિથિ સેવા કરતું હશે અને ભૂખ્યાંતરસ્યાં દુઃખી જીવાત્માઓને અન્નજળ આપતું હશે ! આજે તો કોઇ તરસ્યાં દરિદ્રીને એક લોટો જળ પાવાને મ્હોટાં મ્હોટાં શેઠ શેઠાણીઓને આળસ થઇ જાય છે અને તેને બેચાર ગાળો પણ દઇ દે છે ! ત્યાં પછી અન્નની તો વાત શી કહેવી ! અન્ન તો આપેજ કોણ ? આજે દરિદ્ર નારાયણની સેવાનું મહાત્મ્ય સમજેછેજ કોણ ? આજે તો બધા શ્રીમંતના સગા ! જ્યાં ત્યાં ધનનુંજ ગૌરવ !

ખુદિરામને બે પુત્ર અને એક કન્યા હતી. પ્રથમ પુત્રનું નામ રામકુમાર, દ્વિતીયનું નામ રામેશ્વર અને કન્યાનું નામ કાત્યાયની હતું. ખુદિરામને, નિધિરામ અને કાનાઇ નામક બે ભ્રાતા હતા, અને રામશીલા નામક એક કનિષ્ઠ ભગિની હતી. રામશીલાના પતિનું નામ દેરેપુર–નિવાસી ભાગવાતબન્દોપાધ્યાય હતું. તેના એકના એક પુત્રનું નામ રામચાંદ અને એકની એક કન્યાનું નામ શ્રીમતી હેમાંગિની દેવી હતું. હેમાંગિનીનો જન્મ દેરેપુરમાં થયો હતો. ખુદિરામ તેના ઉપર બહુ પ્રેમ રાખતા અને પોતાની પુત્રી પ્રમાણેજ પોતાના સન્તાનોની સાથે તેનું પાલન કરતા. ખુદિરામની પ્રથમ સ્ત્રી નિઃસન્તાન અવસ્થામાં મરણ પામી હતી. તેથી તેમણે માયાપુરમાં દ્વિતીય લગ્ન કર્યું હતું. દ્વિતીય પત્ની ચન્દ્રાદેવીનાં સર્વ પુત્રો સદ્દગુણી અને સુશીલ હતા. તેઓ હેમાંગિનીને પોતાના ન્હાના ભાઇ જેવીજ જાણતા. ખુદિરામ રામચાંદા ઉપર પણ બહુ પ્રેમ રાખતા, અને તેને મળવા માટે પ્રસંગોપાત તેની નોકરીનું સ્થળ મેદિનીપુર હતું ત્યાં જતા. ઘણા દિવસ થયાં રામચાંદના સમાચાર નહિં મળવાથી તેને મળવા માટે તેઓ એક દિવસ મેદિનીપુર ગયા. માર્ગમાં થોડેક વેગળે ગયા પછી તાજાં પત્રોથી ભરપૂર એક વિશાળ બિલ્વવૃક્ષ જોઇ તે સુંદર બિલ્વ પત્રોદ્વારા શંકર ભગવાનની પૂજા કરવાની તેમને પ્રબળ વાસના થઇ. તુરતજ તેઓ નજીકના ગામના બજારમાં થઇ એક મ્હોટી છાબડી અને એક લુગડાનો કટકો વેચાતો લઇ આવ્યા. ત્યાર પછી તપાસ કરી એક તળાવમાં જઈ વસ્ત્ર અને છાબડી ધોઇ આવ્યા. વૃક્ષ પાસે

જઈ બિલ્વપત્રોથી છાબડી ભરી તે પર જળ છાંટી ઉપર વસ્ત્રનો કટકો ઢાંકી માથે લઇ ઉતાવળે પગલે ઘર તરફ પાછા ચાલવા માંડ્યું. મધ્યાન્હે સ્નાન કરી પૂજામાં બેઠા. પૂજા કર્યા પછી આહાર કરતા હતા તે સમયે ઘરનાં મનુષ્યોએ પાછા ઘેર આવવાનું કારણ પૂછ્યું. તેમણે ઉત્તર દીધો કે: સુંદર બિલ્વપત્રો વડે શંકરભગવાનની પૂજા કરવાનો લોભ થોભાવી શક્યો નહિ, તેથી પાછા ઘેર આવવું પડ્યું. આહાર કર્યા પછી તુર્તજ જઇશ." એમ કહી આહાર કર્યા પછી તેઓ મેદિનીપુર ચાલ્યા ગયા. કેવી પૂજા-શ્રદ્ધા! સુંદર બિલ્વપત્રોવડે શંકરની પૂજા કરવા માટે કેટલાક ગાઉ દૂર ગયા પછી પાછા આવવું એ કાંઇ ઓછી શ્રદ્ધાની વાત છે! હમણાં તેઓ પ્રૌઢાવસ્થામાં હતા તેમ છતાં જીવનપર્યંત બ્રાહ્મણોનું કર્તવ્ય તેઓ પાલન કરતા હતા. તેથીજ મ્હોટી વય હોવા છતાં કઠોર પરિશ્રમ કરવા જેટલું તેઓમાં બળ હતું. તેમના તપઃ પ્રભાવની વાર્તાઓ અદ્યાપિ પણ કામારપુકુરમાં નિવાસ કરતા વૃદ્ધ સ્ત્રી પુરૂષોને મુખેથી સાંભળવામાં આવે છે. તેમના સદ્‌ગુણને લીધે સમગ્ર ગ્રામવાસી જનો તેમને વશ થયા હતા, અને તેમના ઉપર એટલી બધી શ્રદ્ધા-ભક્તિ રાખતા કે: "હાલદાર-પુકુર" નામક તળાવમાં ખુદિરામ જ્યાં સુધી પ્રાતઃ સ્નાન નહિં કરતા ત્યાં સુધી ગામનું એક પણ મનુષ્ય તે તળાવમાં પગ મૂકતું નહિં! વળી એમપણ કહેવામાં આવે છે કે તેમના ચરણની રજ લેવા માટે કોઇપણ મનુષ્ય તેમને પગે સ્પર્શ કરવાનું સાહસ કરતું નહિં. તેઓ લાંબા, પહોળા, શરીર સુકોમળ પરંતુ કૃશ (સુકા), વર્ણ ગૌર, મુખશ્રી ઉત્તમ કાન્તિવાન હતી. તેમનું ભાષણ મધુર મિષ્ટ હતું. તેમણે પોતાના જીવનમાં કોઇને નિષ્ઠુર વાક્ય-પ્રયોગ કર્યો નહોતો.

એક દિવસ ખુદિરામને પોતાની પ્રિય કન્યા કાત્યાયનીના વ્યાધિગ્રસ્ત થયાના સમાચાર મળ્યા. બધા કહેતા હતા કે તેના શરીરમાં કોઈ ઉપદેવતા છે. ખુદિરામ કન્યાને જોવા ગયા. કન્યાના ઓરડામાં પ્રવેશ કરી તપસ્વી ધર્મનિષ્ઠ ખુદિરામ ગંભીર સ્વરે બોલ્યા: "ભૂત હો કે કોઇ ઉપદેવતા હો, જે હોય તે તુર્તજ મ્હારી કન્યાને છોડી ચાલ્યા જાઓ. હવે જરાપણ કષ્ટ આપશો નહિં." તેજસ્વી, તપસ્વી બ્રાહ્મણની આજ્ઞા સાંભળી કન્યાના શરીરમાં ભરા-

યલા ભૂતે કહ્યું: "હું તમારી કન્યાનો ત્યાગ કરી જવા ખુશી છું પરંતુ દયા કરી ગયા ધામ જઈ મ્હારે નિમિત્તે પિણ્ડદાન દઈ મ્હારો ઉદ્ધાર કરવા કૃપા કરો." એટલું કહી તેણે પોતાનું નામ, ગોત્ર, વગેરે જણાવ્યું. ખુદિરામે ગયા ધામ જવાનું સ્વીકાર્યું અને કહ્યું: "તું ચાલ્યું ગયું છે એવું અમે શી રીતે જાણીશું?" ભૂતે કહ્યું: "હું નજીકના લીંબડાના વૃક્ષની જે શાખા ઉપર નિવાસ કરૂં છું તે શાખા, તમે ગયાધામમાં પિણ્ડદાન કરશો કે તુર્તજ ભાંગી નીચે પડશે, અને તમે જે સમયે ગયાધામ જવા નીકળશો તેજ ક્ષણે હું કાત્યાયનીના શરીરમાંથી નીકળી જઈશ." ખુદિરામે કહ્યું: "હું આવતી કાલેજ ગયાજી જઈશ." તેમના આત્મીય સ્વજનોએ તેમને અટકાવતાં કહ્યું: "તમે યુવાવસ્થામાં પગે ચાલીને રામેશ્વર તીર્થ દર્શન કરી આવ્યા છો એ સત્ય પરંતુ હમણાં પ્રૌઢાવસ્થામાં પગ રસ્તે ગયાજી જવાનો સંકલ્પ કરવો ઉચિત નથી." સગાંસંબંધી જનોએ ઘણી અડચણો બતાવી પરંતુ અપૂર્વ પુત્રીપ્રેમે તેમની શંકાનું સમાધાન કરી, કોઈપણ વિઘ્નને નહિં ગણકારતાં તેમણે બીજે દિવસે પ્રાતઃ સમયે ગયાજી તરફ પ્રયાણ કર્યું. બીજી તરફ કાત્યાયનીનું શરીર સારૂં પણ થઇ ગયું. કહેવામાં આવે છે કે: ખુદિરામે જે દિવસે જે સમયે વિષ્ણુભગવાનના ચરણમાં પિણ્ડદાન કર્યું તેજ સમયે ઉપર જણાવેલા લીંબડાના વૃક્ષની એક શાખા ભાંગી ગઇ હતી!

પિણ્ડદાન કર્યા પછી ગયાજીમાં ત્રણ દિવસ નિવાસ કરવો જોઇએ એવો નિયમ પ્રચલિત છે. તે પ્રમાણે ખુદિરામ ત્રણ દિવસ ગયાજીમાંજ રહ્યા હતા. એક દિવસ પાછલી રાતને સમયે તેમણે સ્વપ્ન જોયું કે: "શંખ ચક્ર ગદા પદ્મ ધારી ભગવાન્, નવ યૌવન-સમ્પન્ન થઇ તેમના સ્હામે ઉપસ્થિત થઇ મૃદુ મધુર હાસ્ય કરતા કહે છે કે: "હું ત્હારા પુત્રરૂપે જન્મ ગૃહણ કરીશ." ખુદિરામે મ્લાનિ પામી કહ્યું: "પ્રભો! હું દરિદ્ર છું. શી રીતે આપની સેવા કરી શકીશ?" ભગવાને ઉત્તર દીધો. "ત્હારે ત્હેની ચિન્તા કરવાની આવશ્યકતા નથી." ખુદિરામ જાગ્રત થઇ અપાર ચિન્તા સાગરમાં ડૂબતા જણાવા લાગ્યા, પછી તેમને નિદ્રા આવી નહિ. તેજ દિવસે તેમની પત્ની ચન્દ્રાદેવી પોતાના ગામ કામારપુકુરમાં બે પાડોશણો સાથે ગામથી થોડે

વેગળે એક શિવાલયમાં ઉભી રહી પરસ્પર વાર્તાલાપ કરતી હતી. તે સમય તેમણે જોયું કે: શિવલિંગમાંથી એક દિવ્ય જ્યોતિ ઉત્પન્ન થઇ અને સર્વત્ર પ્રકાશ ફેલાઇ ગયો. તેણે તેમના શરીરમાં પ્રવેશ કર્યો એ જોઇ ચન્દ્રાદેવીને ઘણો ભય લાગ્યો, અને તેઓ મુર્ચ્છા પામી ગયાં, પણ ધની પડોશણે તેમને ઘણા પ્રયત્ને સાવચેત કર્યાં. ચન્દ્રાદેવીએ તેને કારણ સમજાવ્યું. તે તેણે સત્ય માન્યું પણ બીજી એક સ્ત્રીએ તે સાંભળી કહ્યું કે "તને ભૂત વળગ્યું છે." ખુદિરામ ગયાધામથી જ્યારે ઘેર આવ્યા ત્યારે ચન્દ્રાદેવીએ વ્યાકુલ થઇ તે વાત તેમને જણાવી. ખુદિરામે પણ તે રહસ્ય જાણી લઇ પોતાને ગયાજીમાં થયેલા સ્વપ્નની હકિગત પત્નીને સંભળાવી કહ્યુ કે: "સાંભળ. એ વાત બહુજ ગુપ્ત રાખવી. કોઇના મુખ આગળ પ્રકટ કરવી નહિ, અને કાંઇ પણ અજાયબી ભરેલું બને તો ભય પામવો નહિ." અવતારી પુરૂષોના જન્મ સંબંધી આવી અપૂર્વ કથાઓ સર્વ ધર્મમાં પ્રચલિત છે. શ્રીરામકૃષ્ણ દેવના જન્મ સંબંધી ઉપરોક્ત અપૂર્વ કથા અમે કામારપુકુર ગ્રામમાં અવસ્થાન સમયે ખુદિરામ ચટ્ટોપાધ્યાયના પડોશીઓને મુખેથી સાંભળી છે. દિનપર દિન ચન્દ્રાદેવીને ગર્ભ રહ્યો હોય તેવાં લક્ષણો જણાવા લાગ્યાં અને તેમને અતિશય સુંદરરૂપ લાવણ્ય પ્રાપ્ત થવા લાગ્યું. ગામની અનેક સ્ત્રીઓ વિચારવા લાગી: "ચન્દ્રાને આટલી મ્હોટી વયે ગર્ભ રહ્યો છે અને તેમાં પણ વળી બહુ સુંદર થઇ છે! કદાચ આ વખતે તે મરણ પામશે!" ગર્ભ સમયે ચન્દ્રાદેવી અનેક પ્રકારનાં અદ્‌ભૂત સ્વપ્નદર્શન કરતાં. કવચિત તેઓ જૂદાં જૂદાં દેવદેવીઓનાં દર્શન કરતાં તો કવચિત્ ગોપાલક—કૃષ્ણ ભગવાન્ પગે નુપૂર ધારણ કરી તેમની આસપાસ નૃત્ય કરતા. એક દિવસ તેઓ પોતાના ઓરડામાં નિદ્રાવશ થયાં હતાં. તે સમયે તેમના કાનમાં સુમધુર નુપૂર ધ્વનિ સંભળાગો. તેઓ નિદ્રામાંથી ચમકી જાગી ઉઠી ઓરડામાં સર્વત્ર જોવા લાગ્યાં પરંતુ કોઇ જણાયું નહિં. દ્વાર ઉઘાડી ઘરમાં અન્યત્ર જોયું, પણ ત્યાંએ કોઇ જણાયું નહિ. ત્યારે એ નુપૂર ધ્વનિ સંભળાયો ક્યાંથી? પોતાની આસપાસ નૃત્ય કરે છે કોણ? કોઇ નહિં જણાયાથી ચન્દ્રાદેવીએ પોતાના પતિને સર્વ વાર્તા નિવેદન કરી. ખુદિરામે તેમને કહ્યું: "જો, એવા અને એથી પણ

અધિક આશ્ચર્યજનક બનાવો ઘણા બનશે એ હું જાણું છું. એ ઉપરથીજ જણાય છે કેઃ આપણી આશા પરિપૂર્ણ થશે. ભય રાખવો નહિં. ભય રાખવાનું કશું કારણ નથી.” ખુદિરામ તેમને સર્વદા એવાં વાક્યોદ્વારા આશ્વાસન આપતા અને એ વાત કોઇને પણ નહિં કહેવા સમજાવતા, પરંતુ સ્ત્રીઓના વિચિત્ર સ્વભાવ પ્રમાણે ચન્દ્રાદેવી, પોતાની બ્હેનપણીઓ અને પડોશણોને મ્હોંડે, પતિની આજ્ઞા નહિં છતાં પણ પોતે જોયલા આશ્ચર્યકારક બનાવોનું વર્ણન કરવાનું છોડતાં નહિં !

શરત્, હેમન્ત અને શીત કાલ અતીત થઇ ક્રમે ઋતુરાજ વસન્ત ઉપસ્થિત થયો છે. શીત અને ગ્રીષ્મનાં સુખ–સમ્મિલનથી મધુમય થયેલો ફાલ્ગુણ, સ્થાવરજંગમનાં આંતરમાં નવીન પ્રાણ સંચાર કરી આજે ૭ દિવસથી સંસારમાં અવતર્યો છે. જીવ જગત્માં, એક પ્રકારનો વિશેષ ઉત્સાહ, આનન્દ અને પ્રેમની પ્રેરણા સર્વત્ર જોવામાં આવે છે. શાસ્ત્રમાં લખ્યું છે કેઃ બ્રહ્માનન્દની એક કણાએ, સર્વ પદાર્થોમાં વ્યાપી રહી તેમને સરસ બનાવી મૂક્યા છે. એજ દિવ્યોજ્વળ આનન્દ કણાની ઓછી વત્તી માયા પ્રાપ્ત થવાથીજ શું હમણાં સંસારમાં સર્વત્ર આટલો બધો ઉલ્લાસ જણાય છે? હા, વસંત ઋતુની ફાગણ માસની–એજ બલિહારી છે !

હમણાં ફાગણ માસ ચાલે છે. દશ માસ પુરા થતાંજ, ઇ. સ. ૧૮૩૬ ના ફેબ્રુવારીની ૧૭ મી તારીખે, ફાગણ શુકલ પક્ષની દ્વિતીયા બુધવારે શુભ દિવસે ચન્દ્રાદેવીએ પતિને વિદિત કર્યું કેઃ “મ્હને પેટમાં પ્રસવ પીડા થાય છે. ખુદિરામે કહ્યું. “ એ શું કહે છે? પ્રથમ રઘુવીરને માટે રસોઇ તૈયાર કર. તેમની સેવા થવા દે. તે પહેલાં પ્રસવ થશેજ નહિ.” પતિની આજ્ઞા શિરોમાન્ય કરી ચન્દ્રાદેવીએ રઘુવીરને માટે રાજભોગ તૈયાર કર્યો, તેમની સેવા થઇ. સર્વેએ આહાર કર્યો.

રાત્રે આહારાદિ કર્યા પછી ખુદિરામ અને રામકુમારે એક ઓરડીમાં શયન કર્યું. ધનીએ ચંદ્રાદેવી સાથે એક ન્હાની ઓરડીમાં શયન કર્યું. રઘુવીરના ઓરડા સિવાય ઘરમાં બીજા ત્રણ ન્હાના ઓરડા હતા. એકમાં રસોઇ થતી. એકમાં ધાન્ય રાખતા અને એકમાં ન્હાવાનું પાણી ઉન્હુ મૂકાતું.

સ્થળ સંકોચને લીધે ઉન્હા પાણીવાળી ઓરડીમાંજ ચંદ્રાદેવી અને ધનીએ શયન કર્યું હતું. તેજ સુવાવડની ઓરડી હતી.

રાત્રિ પૂરી થતાં પહેલાં થોડો વખત આગમચ ચન્દ્રાદેવીને પ્રસવ પીડા થઇ. ધનીની સહાયતાથી ચન્દ્રાદેવી બેઠાં થયાં. તેમણે તુર્તજ એક પુત્રને જન્મ આપ્યો. તેજ ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસ. ચન્દ્રાદેવીને સહાય કરી ખાટલા પર સુવાડી બાળકને જ્યાં મૂક્યું હતું ત્યાં જોયું પણ ત્યાં તે ન હતું! તે તો કોણ જાણે ક્યાંએ ચાલ્યું ગયું હતું. ધનીએ ભય પામી, દીવાને વધાર્યો અને આસપાસ તપાસ કરતાં તેને જણાયું કેઃ બાળક તો ધૂળ ઉપરથી આળોટતું આળોટતું ચુલામાં જઇ શરીરે ચુલાની રાખોડી ચોળી ત્યાંજ ગુપચુપ પડયું છે! બાળકનું ભસ્મ વિલેપિત સુંદર મુખ જોઇ ધનીને વિશેષ ભય થયો. તેણે તેને સંભાળથી ઉંચકી સ્વચ્છ કરી દીવાના પ્રકાશમાં તેનું મુખ જોયું. અહા! અતિ પ્રિય દર્શન! અતિ સુંદર મુખ! વાંચક! જન્મ સમયથીજ ભસ્મ ચોળેલું દિગંબર સ્થિતિનું બાળક મ્હોટી વયે કેવું નિવડયું હતું તે સર્વજન વિદિતજ છે!

પુત્ર જન્મની વાત સાંભળી ખુદિરામનું મન અતિશય આનન્દ પામ્યું. તેમને ગયાધામનું સ્વપ્ન યાદ આવ્યું, અને સર્વજન સમક્ષ બાળકનું નામ ગદાધર પાડયું. તેમણે કહ્યુંઃ "અહા! અમારૂં કેવું સૌભાગ્ય કે; અમારે ત્યાં સન્તાનરૂપે સ્વયં ગદાધરનો જન્મ થયો!" મનમાં એવો વિચાર કરતા અપાર આનન્દનો અનુભવ કરવા લાગ્યા. ગામની સ્ત્રીઓએ જ્યારે સાંભળ્યું કેઃ ચન્દ્રદેવીએ પુત્રને જન્મ આપ્યો છે, તે મરણ પામી નથી, ત્યારે તેઓ સુવાવડ ગૃહમાં આવી બાળક ગદાધરનો મુખચન્દ્ર જોઇ જવા લાગી, અને પરસ્પર કહેવા લાગી કેઃ "અહા, કેવો સુંદર! કેવો હૃષ્ટપુષ્ટ! જાણે ૭ માસનું બાળક ન હોય! આવું બાળક તો અમે ક્યાંય પણ જોયું નથી. અહા! જાણે તેનું રૂપ જોઇ ધરાતાંજ નથી. જાણે આંખોમાંથી ખસેડવું ગમતું નથી! જાણે સ્વપ્ન જોતાં ન હોઇએ!" ધની લુહારિણી પ્રથમથીજ આવી પહોંચી હતી. તે સુવાવડી અને બાળકની સેવામાં નિયુક્ત થઇ હતી. ધીમે ધીમે આસપાસનાં ગામોની સ્ત્રીઓ પણ ચન્દ્રા-

દેવીનો પુત્ર જોવા અને તે બચવા પામ્યાં છે કે નહિં તે જાણુવા માટે ત્યાં આવવા લાગી.

ષષ્ઠી પૂજા ( છઠ્ઠી પૂજા )ને દિવસે સ્ત્રીઓએ આવી બાળકને ખોળામાં લઇ રમાડવા માંડયું. આ સમયથી પાડોશણુ સ્ત્રીઓ ગૃહ કર્મ સત્વર પુરૂં કરી ગદાઇને ખોળામાં લેવા આતુર થતી અને ગદાઇ પણુ સર્વના ખોળામાં જતો. જે કોઇ તે સુંદર બાળકને એક વખત લેતું તે તેને બીજાના ખોળામાં આપવા રાજી થતું નહિ.

## દ્વિતીય અધ્યાય.

### બાલ્ય લીલા.

પ્રતિદિન મધ્યાહ્ન સમય પછી પાડોશણુ સ્ત્રીઓ બાળક ગદાઇને (શ્રીરામકૃષ્ણુ પરમ હંસદેવને) રમાડવા આવતી. તેનું સુંદર ગૌર મુખ, તેજસ્વી ચામડી, મધુરૂં હાસ્ય, હૃષ્ટપુષ્ટ શરીર જોઇ સર્વ કહેતાં કેઃ “ કેવું આશ્ચર્ય ? આને જોવાની રોજરોજ ઇચ્છાજ થયાં કરે છે ! કર્મનિષ્ઠ રામકુમાર પાઠ, પૂજા, જપ વગેરેનું કાર્ય કરતા, જો કે તેનાથી જોઇએ તેવી આવક થતી નહિ, પરંતુ ગદાઇના જન્મ પછીથી તે આવકમાં વૃદ્ધિ થવા લાગી. રામકુમાર રોગીને જોતાંજ જાણી જતા કે તે બચશે કે નહિ? જો તે જીવે એવું જણાતું તોજ તેઓ તેના જપ કરવા જતા. રામચાંદ પોતાના મામાને મહિને પંદર રૂપિયા સહાય મોકલતો અને તેણે એક દુધવતી ગાય આપી હતી. તેથી ખુદિરામનો ગૃહસ્થાશ્રમ ચાલવામાં હવે કશી અડચણુ આવતી નહિ.

ખુદિરામનો દ્રઢ નિશ્ચય હતો કે, તેનો પુત્ર ગદાઇ એ સ્વયં ભગવાન્ છે, અને શ્રી ગયાજી ધામમાં થયેલ શ્રી ગદાધરનાં સ્વપ્નનું સ્મરણુ કરી શીશુનું નામ ગદાધર અથવા ગદાઇચાંદ રાખ્યું હતું અને તેજ નામે બધાં તેને બોલાવતાં હતાં. ગદાધર જન્મ પામ્યો ત્યારથી નાના પ્રકારના અલૌકિક

બનાવો બનવા લાગ્યા હતા. એ અલૌકિક બનાવો સંબંધી ચન્દ્રાદેવીને વિશેષ સમજણ પડતી નહિં તેથી તેઓ તેને ભૂત પ્રેતના બનાવ તરીકે માનતાં અને બાળક ગદાઇને ભૂત પ્રેત વળગી હેરાન કરે નહિં તેથી તેઓ ભૂવા જતિઓને બોલાવી, દોરા, ધાગા અને તાવિજ, માદળીયાં કરાવતાં !

બાળકરૂપે અવતરેલા ગદાઈ કિંવા ભગવાન્ રામકૃષ્ણ પૂર્ણિમાના ચંદ્રની કળા પેઠે દિનપ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યા. છ માસ થતાં તેમને અન્ન પ્રાશન સંસ્કાર કરાવ્યા અને નામકરણનો દિવસ પણ નક્કી કરવામાં આવ્યો. ગામના સારા સારા માણસોએ ખુદિરામને આગ્રહ કરી સંસ્કાર વિધિનો પ્રસંગ મ્હોટી ધામધુમથી ઉજવવા અને ભોજન કરાવવાનો આગ્રહ કર્યો. ખુદિરામે પ્રથમ તો એ સંબંધી ના પાડી, કારણ દરિદ્ર ગૃહસ્થાશ્રમ, તેમાં વળી આવો મ્હોટો ખર્ચ ! એ કેમ બને ? પરંતુ પાડોશીઓએ ઘણો આગ્રહ કર્યો તેથી કબુલ કરવુંજ પડયું, અને પોતાના સારી સ્થિતિના ભાણેજ રામચાંદની સહાયતાથી ગામનાં અનેક માણસોને તથા પોતાના સર્વ સગાં-સ્નેહિઓને ઉપરાંત નજીકના બેચાર ગામના પરિચિત્ બ્રાહ્મણોને આમંત્રણ કરી સર્વેને સંતોષપૂર્વક ભોજન કરાવ્યું. દયાળુ ખુદિરામે આ સમયે અનેક દુઃખી દરિદ્રીઓને પણ ભોજન કરાવ્યું હતું. બાળકનું નામ આજથી રામ-કૃષ્ણ પાડવામાં આવ્યું. પરંતુ ખુદિરામ તો પોતાના ગયાજીના સ્વરૂપનું સ્મરણ રાખવા ગદાઇ અથવા ગદાધર કહીને બોલાવવામાંજ આનંદ પામતા. તેમનું જોઇને અન્ય મનુષ્યો પણ તેજ નામથી તેમને બોલાવતા.

આ પ્રમાણે એક વર્ષ વીતી ગયું. એક દિવસ ચન્દ્રાદેવી નિદ્રાવશ થયેલા ગદાઇને મચ્છરદાની નાંખેલા બિછાનામાં સુવાડી સ્નાન કરવા ગયાં હતાં. સ્નાનથી પરવાર્યાં પછી ઓરડામાં આવી જુવે છે તો બાળક ન મળે ! તેને ઠેકાણે પાંચ સાત વર્ષનું એક મ્હોટું બાળક સુતું હતું. ચન્દ્રાદેવી ભય વિહ્વલ થઈ રડતાં રડતાં પતિને બોલાવવા લાગ્યાં. તેમણે કહ્યું. "અરે! જૂવો તો ખરા ! છોકરાને ભૂત વળગ્યું છે ! કોઇ ભુવાને બોલાવી બતાવો." ખુદિરામ જરાપણ વિચલિત નહિં થતાં બોલ્યાઃ " ચુપ રહે ચુપ ! ગડબડ શા માટે કરે છે ? એનું કારણ તો હું જાણી શકું છું. એ કાંઇ સાધારણ

બાળક નથી. તું ગભરાઇશ નહિ. વિચારો કરીશ નહિં. આપણા ઘરમાં રઘુવીર આવ્યા છે, તેજ એનું રક્ષણ કરશે."

ક્રમે દિન, માસ, વર્ષ વ્યતીત થવા લાગ્યાં. ધની લુહારણ ઘણું ખરૂં નિત્ય ચન્દ્રાદેવીની પાસે રહી બાળકને સાક્ષાત્ ગોપાલ જાણી તેની સેવામાં હાજર રહેતી. ગદાઇ ધીમે ધીમે મ્હોટો થવા લાગ્યો. ગૌરવર્ણના ગદાઇનું સુંદર રૂપ ઉપરાંત માથાના કાળા વાળ છોકરીઓની પેઠે બહુ લાંબા હતા. જે તેને એક વખત જોતું તે તેના ઉપર સ્નેહ કરતું. ગામનાં છોકરાં ગદાઇ ઉપર બહુ પ્રેમ રાખતાં અને સર્વદા તેની સાથે રમવામાં પરમાનન્દ પ્રાપ્ત કરતાં. ગામની સ્ત્રીઓ ગદાઇ ચાંદને સ્વહસ્તે ભોજન કરાવવા ચ્હાતી, અને સ્ત્રીઓ પોતાના ઘરમાં કાંઇ નવીન મિષ્ટાન્નાદિ ભોજન બનાવતી તો તેમાંથી પ્રથમ ગદાઇને માટે જૂદું રાખી તેને ખવડાવી જતી ત્યારેજ તેમને સંતોષ થતો. તે પહેલાં તેઓ પોતે ખાતી નહિં તેમજ પોતાનાં છોકરાંઓને સુદ્ધાં ખવડાવતી નહિં ! જેમનાં ઘર ત્યાંથી થોડે વેગળે હતાં તેઓ પણ સાંજને સમયે આવી ગદાઇને કંઇક ખવડાવી જવામાં જીવનનું એક અતિ આવશ્યક કાર્ય સમજતી ! ગદાઇ પણ ક્રમે પોતાના ફળીયામાં અને પાછા સમગ્ર ગામના લોકોને ઘેર જઇ સર્વેની સાથે નાના પ્રકારની ક્રીડા, ગાન અને કાલી કાલી બોલીમાં વાર્તાલાપ કરી આનન્દ ઉપભોગ કરતા.

ગામડાના બાળકો ટોળું વળી, કોઇ પોતાના લુગડાને છેડે અથવા કોઇ પોતાના ગજવામાં થોડી ધાણી અને ચણા લઇ ખાતા ખાતા આમ તેમ ફરતા-રમતા હોય છે. ગદાઇ પણ તે પ્રમાણે ધાણી—ચણા ખાતો ખાતો ગામને છેડે ખેતરોમાં જઇ સમાન વયના બાળકો સાથે નાના પ્રકારની લીલા કરતા. કવચિત્ તો ગદાઇ ઘરનાં માણસોને કહ્યા વગરજ પોતાના મિત્રો સાથે ચાલ્યા જતા. તેમની માતા ચારે દિશામાં શોધતાં ફરતાં. કવચિતતો ગદાઇ ખેતરોમાં જઇ ભરવાડનાં બાળકો સાથે ગોપ-લીલા કરતા. તેમને શ્રીદામ અને સુદામ બનાવી પોતે કૃષ્ણ બની ગોચારણ કરતો. પૃથિવીપરથી કોમલ લીલું ઘાસ ઉખેડી ઉખેડી ગાયોના મુખમાં ખવડાવતો, અને મિઠાઇ, રેવડી વેચાતી લઈ ગોવાળ-બાળકોની સાથે બેસી એકત્ર

ભોજન કરતા. એક દિવસ ગદાઈ ખોળામાં પહુવાં લઇને ખેતરમાં થઇને જતા હતા, એટલામાં આકાશમાં કાળું વાદળું જણાયું તેમજ આકાશમાં તેજ સ્થળે બગલાં ઉડતાં જણાયાં. ગદાઇએ તે નવજલધરની ઘોર કૃષ્ણ કાંતિ અને તેમની નીચે બગલાંની હાર ઉડતી જોવાથી તે સ્તબ્ધ અચેતન થઇ પડી ગયા. હાથમાંના પહુવા વગેરે પડી ગયું. કેટલીકવાર સુધી એવી સ્થિતિમાં રહ્યા પછી જ્યારે તેમને બાહ્ય જ્ઞાન આવ્યું ત્યારે તેમને ઘેર લઇ ગયા. આ સમયે તેઓ ૬–૭ વર્ષના હશે. ગદાઇના જીવનમાં ભાવ–સમાધિ–ધ્યાનાવસ્થા–થવાનો આ પ્રથમ પ્રસંગજ હતો. જે સ્થળે કીર્તન–મંડળી ભરાતી અથવા રામાયણની કથા થતી ત્યાં જઇ ગદાઇ તે આદિથી અંત સુધી સાંભળતા. તેમનામાં ખુબી એ હતી કેઃ એક વખત તેઓ જે કાંઇ સાંભળતા તે કદી પણ ભૂલતા નહિ. કૃષ્ણ લીલાનાં અને રામાયણનાં તમામ પદો તેમને મુખે થઇ ગયાં હતાં. ગદાઇ બાળકોને ખેતરોમાં લઇ જઇ પુનઃ તેજ ગાન ગાઈ સંભળાવતા અને નાટકના જેવાજ વેશ ભજવી બતાવતા. ગામના કોઈ કોઇ માણુસો ઑાથે ભરાઇને બાળકોની એ લીલા જોતા અને તેમનાં કાર-સ્થાન જોઈ મોહ પામતા.

ગ્રામના જમીનદાર લાહા બાબુની ધર્મશાળામાં અનેક સાધુ સન્યાસીઓનો સમાગમ થતો. એ સમયે ગદાઇનો અખાડો ત્યાંજ રહેતો. તે સમયે તેઓ ભાગ્યેજ કોઇ દિવસ ઘેર ભોજન કરતા. અતિથિશાળામાં જઇ સાધુ, સન્યાસીઓ પાસે બેસી તેમની ચર્ચા શ્રવણ કરતા અને તેમની સેવા પણ કરતા. તેઓ બાળક ગદાઇની ધર્મ શ્રદ્ધા, સુંદર મુખ, શ્રદ્ધાળુ હૃદય અને આતુરતા જોઇ તેમના ઉપર પ્રેમ રાખતા અને ભિક્ષા માંગી લાવી પોતાનું કરેલું ભોજન જમાડતા તેમજ તેને શરીરે વિભૂતિ લેપન કરી કપાળમાં ચન્દન લેપન કરી આપતા. એક દિવસ બાળક ગદાધરે, પોતાનાં નવાં ધોતીયાંના કટકા કરી, સન્યાસીની પેઠે કૌપીન પહેરી માતાના સ્હામે આવી ઉભા રહ્યા અને બોલ્યાઃ " માતાજી ! જુવો તો ખરાં. હું કેવો સંન્યાસી બન્યો છું ? " નવું વસ્ત્ર ફાડી નાંખેલું હોવાથી સર્વે તેનો તિરસ્કાર કરવા ચ્હાતાં છતાં બાળકનો આનન્દ અને સાધુનો વેશ તેમને સુંદર જણાતો હોવાથી સર્વે મોહ પામી હસવા લાગ્યાં !

કામારપુકુરથી અર્ધ ગાઉ ઉત્તરમાં ભુરશોભા યા ભુરસુવા નામક એક ગામ છે. ત્યાં માણુકચન્દ્ર બન્દોપાધ્યાય નામક એક પ્રખ્યાત દાતા અને ભક્ત રહેતા હતા. તેમના સહોદર રામજય, ખુદિરામના પરમ સ્નેહી મિત્ર થતા હતા. તેઓ મ્હોટા ધનાઢ્ય અને જમીનદાર હોવાથી સર્વ તેમને માણિકરાજા કહેતા. ખુદિરામ ઘણું ખરૂં નિત્ય ગદાઇને લઈ તેમને ઘેર જતા. તેઓ ગદાઇને અત્યંત ચ્હાતા, એટલુંજ નહિં પણ ખુદિરામના આવ્-વાની વાટ નહીં જોતાં ઘરમાંથી એકાદ સ્ત્રીને મોકલી ગદાઇને તેડાવી મંગાવતા અને અનેક પ્રકારની મિઠાઇ તૈયાર કરાવી તેમને ભોજન કરાવતા. એક દિવસ તો એ પ્રમાણે ભોજન કરાવી કાંઇક ઘરેણા પણ પહેરાવી દીધાં હતાં. રામજય ખુદિરામને કહેતા કે: " ભાઇ! ત્હારો પુત્ર એ કાંઇ સામાન્ય મનુષ્ય નથી. હું તો એને દેવતા સમજું છું."

ગામની સ્ત્રીઓ એકત્ર થઇ ગામ બહાર થોડે છેટે દેવીનાં દર્શનાર્થે જતી ત્યારે તેઓ ગદાઇને સાથે લઈ જતી. એ પ્રમાણે એક દિવસ તેઓ નજીકના આનુડ ગામમાં વિશાલાક્ષી દેવીનાં દર્શને ગયાં હતાં. લાહાબાબુની ગૃહિણી ગંગાવિષ્ણુ લાહાની માતા પણ તેમની સાથે હતાં. ગંગાવિષ્ણુની માતા બાળક ગદાઇ ઉપર અત્યંત પ્રેમ રાખતાં અને કોઇ કોઇ વખત તો કહેતાં કે: " ગદાઈ! કોઇ કોઇ વખત તો જાણે તને દેવતા જ જાણું છું. તને જોયા વગર રહેવાતું નથી. તેનું કારણ શું ? કહે તો જોઉં ? " ગદાઇ હાસ્ય કરતા ઉત્તર દેતા કે: " તમે મ્હને ચ્હાઓ છો માટેજ મ્હને દેવતારૂપે જુવો છો." એમ કહી હસતા હસતા ચાલ્યા જતા.

પાંચ વર્ષની વયે ખુદિરામે ગદાઇને વિદ્યા શિખવા માટે પાઠશાળામાં મૂકયા હતા, પરંતુ ગદાઇ નિત્ય સ્હવારે નિયમિત રીતે પાઠશાળામાં જતા ન હતા. સમાન વયનાં બાળકો સાથે પ્રથમ જેમ કૃષ્ણ—લીલા, નાટક, ગાન, અને અનેક સ્થળે ફર્યા કરતા તેજ પ્રમાણે કવચિત્ રમવા-ફરવા ઉપડી જતા ! ગુરૂ મહાશય અન્ય બાળક શિષ્યોને જેમ મારીને પણ વિદ્યા ભણ-વામાં પ્રેરતા તેજ પ્રમાણે ગદાઇની ગેરહાજરીમાં તેને પણ મારીને ભણા-વવાનો વિચાર કરતા પરંતુ ગદાઇ જ્યારે પાઠશાળામાં આવી હાજર થતો

અને ગુરૂ મહારાજના સ્હામે ઉભો રહેતો તે સમયે તેઓ પોતાની પ્રતિજ્ઞા ભૂલી જતા. અને ઉલટા તેઓ ગદાઇ ઉપર અત્યંત પ્રેમ દર્શાવતા. તેમણે લોકોને મુખેથી અને પોતાના અન્ય વિદ્યાર્થીઓને મુખેથી ગદાઇની કૃષ્ણ લીલા, નાટય, ગાન, અને પોતાના ભણાવવાની નકલ આબેહુબ કરવાની ખુબી સાંભળી હતી તેથી એક દિવસ ગદાઇ જ્યારે પાઠશાળામાં આવ્યા ત્યારે તેમને પૂછ્યું કેઃ " કેમ ગદાઇ ! તું મ્હારા ભણાવવાની સારી નકલ કરી શકે છે ખરૂં કે ? " ગદાઇએ સ્પષ્ટ ઉત્તર દીધોઃ " હા, મહારાજ ! " ગુરૂ મહાશયે કહ્યું: "વારૂ ત્યારે એકે વખત તે પ્રમાણે કર. મ્હારે જોવું છે." આજ્ઞા મળતાંજ ગદાઇએ અન્ય વિદ્યાર્થીઓને જે કરવાનું હતું તે કહ્યું અને પોતે ગુરૂ મહાશયનો વેશ ભજવવા માંડયો. પોતે હાથમાં સોટી લઇ ગુરૂ જેમ ભણાવતા હતા તેમજ આબેહુબ ભણાવવા માંડયું !

અન્ય વિદ્યાર્થીઓ એવું ધારતા હતા કેઃ ગદાઇ, ગુરૂ મહાશયની ગેર-હાજરીમાં તેમની નકલ કરે છે ખરો પરંતુ તેમની હાજરીમાં એક શબ્દ પણ બોલી શકશે નહિં, પરંતુ અહિં તો ગદાઇએ નિર્ભય ચિત્તે, ખુલ્લા મનથી ગુરૂ મહાશયની નકલ કરવાનું શરૂ કર્યું. તે જોઇ ગુરૂ મહાશય તરફથી કશો ઠપકો નહિં મળવાથી તેના મિત્રોએ પણ ત્હેની આજ્ઞા પ્રમાણે વર્તવા માંડયું. ગુરૂ મહાશયની અવિકલ નકલ જોઇ સામાન્ય બાળકો અને ગુરૂ પોતે સ્તબ્ધ થઇ ગયા! ગુરૂ મહાશયે કહ્યું: " ગદાઇ ! હવે જરા નાટક થવા દે ! " તત્ક્ષણાત્ ગદાઇચાંદ તૈયાર ! તેમને એવુંજ કામ ગમતું હતું. ભણવા લખવાનું તેમને પસંદજ નહોતું ! ગદાઇએ પોતાના મિત્રોને લઇ નાટક શરૂ કર્યો. ગુરૂ મહાશય ગદાઇનો મધુર કણ્ઠ, વિશુદ્ધ હાવભાવ ( એકટીંગ ) અને મધુર વાણી જોઇ મોહ પામી ગયા ! ઘણી મહેનત કરીને પણ તેઓ તેને હીસાબ કે બીજાનું કાંઇ શીખવી શકયા નહોતા. આંક લખવાનું કહેતાં ગદાઇ સ્લેટપાટી ઉપર દેવ દેવીનાં નામ લખતા ! વાંચવા લખવામાં તેનું કેમ મન નથી તે સંબંધી કોઇ ધાનું પુછતું તો ગદાઇ જવાબ દેતા કેઃ " વિદ્યા શિખવાથી શ્રાદ્ધ સરાવવું પડે અને દાળ, ચોખા, લોટ બાંધી લાવવાં પડે ! મ્હને એવી વિદ્યાની જરૂર નથી. તેવું અનાજ તો

મ્હારા ખેતરમાં ઘણુંએ પાકે છે. ”

લાહા કુટુંબ ગામમાં મ્હોટું ધનાઢ્ય શ્રીમંત હતું. તે સર્વ કાર્યો મ્હોટી ધામધૂમથી કરતા. એક વખત તેમને ઘેર કોઇની શ્રાદ્ધ ક્રિયા વખતે અનેક સ્થાનમાંથી સંસ્કૃત પાઠશાળાઓના પણ્ડિતો અને કર્માન્તર કરાવનારા વિદ્વાન્ બ્રાહ્મણો પધાર્યા હતા. પણ્ડિતોની સભા ભરાઇ હતી. તે વખતે પણ્ડિતોએ એકાદ પ્રશ્ન ઉપર તુમુલ શાસ્ત્ર-સંગ્રામ કર્યું હતું. તે કોલાહલ સાંભળી ઘણા લોકો આકર્ષાઇ ત્યાં એકઠા થયા હતા. ગદાઇ પણ પોતાના બાળક મિત્રોનું ટોળું લઇ વાદવિવાદ થતો હતો ત્યાં જઇ પહોંચ્યા. પણ્ડિતો કોઇ પણ પ્રકારના નિર્ણય ઉપર આવી શકતા નથી એમ જાણી ગદાઇ ધીમે ધીમે પણ્ડિતોની વચમાં જઇ બેઠા અને સુમધુર કણ્ઠે સામાન્ય એક બે બાબતો બ્રાહ્મણોને કહી સંભળાવી. પ્રચણ્ડ ભડકાથી બળતો અગ્નિ જેમ મૂશળ જળધારાથી એકદમ ઓલવાઇ જાય તેવીજ સ્થિતિ પણ્ડિતોની થઇ. કઠિન શાસ્ત્રીય પ્રશ્નનો ટુંક અને સરલ ઉત્તર સાંભળી પંડિતો વાક્યુદ્ધ કરતા બંધ પડ્યા અને ગદાઇના સુંદર મુખ ચંદ્રમાનું એકીટસે જોવા લાગ્યા. તેનું સુંદર મનોહર રૂપ લાવણ્ય, અને સુમધુર હાસ્ય અને છુટા વિખરાયલા ચિકણા કાળા વાળની વચમાં જણાતું સ્નિગ્ધ મુખ અવલોકન કરી અનેકના મનમાં માનવ પ્રકૃતિ સિદ્ધ સરલતાનો પુનઃ ઉદય થયો. તેઓએ અપૂર્વ બાળક ગદાઇને બીજા પણ કેટલાક કઠિન શાસ્ત્રીય પ્રશ્નો પૂછ્યા. ગદાઇએ તે સર્વના બહુ સરલતાથી ઉત્તર દઇ તેમના મનનું સમાધાન કર્યું હતું. પણ્ડિતો વિસ્મય પામી તેની ઓળખાણ પૂછવા લાગ્યા. અન્તે સર્વે આનન્દ પામી તેને આશીર્વાદ આપવા લાગ્યા.

ગદાઇ-ગદાધર-નવ દશ વર્ષના બાળક હતા તે વખતે સમાન વયના બાળકો સાથે આમ તેમ નાના પ્રકારની ક્રીડા કરવામાં ગુંથાતા, પરંતુ તેમની ક્રીડા કંઇ સાધારણ બાળકો જેવી નહોતી. ક્વચિત્ માટી લઇને શિવ, પોઠીયો, ત્રિશૂલ, પાર્વતિ, ગણપતિ, રણશિંગ, ભેરી, ઇત્યાદિ અને ક્વચિત્ કાલી, જયાવિજયા, દુર્ગા, કૃષ્ણ, રામ, હનુમાન વગેરે બનાવતા. એ બધી મૂર્તિઓની રચના એટલી બધી નિર્દોષ અને સૌંદર્યપૂર્ણ બનતી કે જેથી તેના એ અસાધારણ રચના-ચાતુર્યની વાર્તા સર્વે ગામમાં પ્રસરી ગઇ, અને ગામમાં જેને

ઘેર દુર્ગા પૂજા થવાની હોય તેને ઘેર દુર્ગા તૈયાર થયા પછી ગદાઇને લઇ જઇ તે મૂર્તિ નિર્દોષ છે કે નહિ તે પૂછતા. દોષયુક્ત મૂર્તિ જણાતાં ગદાઇ પોતાને હાથે તેટલો એડોળ ભાગ સુધારી દેતા!

ખુદિરામ પ્રતિદિન, રઘુવીર અને રામેશ્વરથી લાવેલા રામેશ્વર નામક શિવલિંગની પૂજાને માટે છાબડી હાથમાં લઇને પુષ્પ વીણી લાવતા. એક દિવસ માળાને યોગ્ય એવાં સુન્દર પુષ્પ વીણી લાવી માળા ગુંથી રઘુવીરને ચઢાવવાની વાસના થતાં તેમણે અતિશય મહેનત કરી એક માળા બનાવી અને તે પછી રઘુવીરની પૂજામાં બેઠા. ખુદિરામ અતિ ભક્તિભાવથી દેવ-પૂજા કરતા અને ધ્યાન કરતી વખતે સ્થિર ચિત્તે બાહ્યજ્ઞાન શૂન્ય થઇ અવિ-રલ આનન્દાશ્રુ વર્ષાવતા. તે દિવસે પૂજામાં બેસતાંજ ગંભીર ધ્યાનનિમગ્ન થયા. બીજી તરફ ગદાધર કોણ જાણે ક્યાંથી આવી પહોંચ્યા, અને રઘુવીરને માટે તૈયાર કરેલી પુષ્પમાળા પોતાના ગળામાં પહેરી, નૈવેદ્ય આરોગી, રઘુવીરને પોતાના હાથમાં લઇ ત્યાંજ બેઠા. હજી પણ ખુદિરામનું ધ્યાન ભંગ થયું નહોતું. ઘણીવાર થવાથી ગદાઇને ધીરજ રહી નહિ. છેવટે તેમણે કહ્યું: "પિતાજી! પિતાજી! જુવો તો ખરા. માળા પહેરી હું કેવો દેખાઉં છું તે તો કહો?" આ પ્રમાણે વારંવાર કહેવાથી ખુદિરામે નેત્રો ઉઘાડી જોયું. તો ગદાઈ માળા પહેરી, નૈવેદ્ય આરોગી પૂજાની વસ્તુઓનો પોતે ઉપભોગ કરી બેઠા હતા; તેમ છતાં તેમણે સ્મિત હાસ્ય કર્યા સિવાય બીજું કંઇ પણ કર્યું નહિ. એ સમયે તેમના મનમાં કેવા વિચારો ઉત્પન્ન થયા હશે તે તો પ્રભુ જાણે પરંતુ જો કોઈ બીજો માણસ હોત તો ગદાઇનો તિરસ્કાર કર્યા વગર ભાગ્યેજ રહેત!

ઉપનયનનો સમય આવ્યો. ઘરનાં સર્વે નાના પ્રકારની તૈયારી કરવા લાગ્યાં. ધની લુહારણ ગદાધરના જન્મથી તે અત્યાર સુધી મન, વચન અને કાયથી તેમની સેવા કરતી હતી. તેની પ્રબળ ઇચ્છા હતી કે: ગદાધરને ભિક્ષા પીરસવી. વખત આવતાંજ એક દિવસ ધનીએ ગદાધરને એકાંતમાં લઇ જઇ પોતાની મન વાચ્છના નિવેદન કરી. ભક્તવત્સલ ગદાધરે ધનીને ભિક્ષા-દાતા–માતા કરવાનું હા કહ્યું. ઉપનયનને દિવસે ગદાધરે સર્વેને જણાવ્યું કે:

" હું ધનીને ભિક્ષા—માતા કરવા કબૂલ થયો છું માટે પ્રથમ એની ભિક્ષા લીધા સિવાય બીજાની ભિક્ષા ગ્રહણ કરીશ નહિ. " એ સાંભળી મંડપમાં બેઠેલા સર્વે જનો સ્તબ્ધ થઇ ગયા. એમના વંશમાં કોઇએ શૂદ્રનું દાન ગ્રહણ કર્યું નહોતું. તેમ છતાં આજે એક શૂદ્ર—સ્ત્રી ભિક્ષા માતા થાયજ કેમ ? રામકૃષ્ણ પોતાના મ્હોટાભાઇ ઉપર અત્યંત પ્રેમ રાખતા હતા. તેમણે પોતાના ન્હાનાભાઈ ગદાધરને ઘણુંએ સમજાવ્યા. તેમણે કહ્યું: " ભાઇ! શૂદ્રની સ્ત્રી કાંઇ બ્રાહ્મણ બટુકની ભિક્ષા—માતા થાય ખરી કે ? આપણા કુટુંબમાં શૂદ્રનું અન્ન ગ્રહણ થતું નથી. શૂદ્રનું દાન ગ્રહણ કરવાથી બ્રાહ્મણો પતિત થયા છે. આપણા વંશમાં એવું કૃત્ય બને તો આપણી નિંદા થાય. એ વાત પુનઃ બોલશો નહિ: " વગેરે કહ્યું પણ ગદાધરે તે વાત તરફ લક્ષ્યજ આપ્યું નહિ. તેમણે તો કહ્યું કે. " એજ ધની મ્હારી ભિક્ષા—માતા થશે. " ક્રમે ખુદિરામના પાડોશી જમીનદાર લાહા બાબુને કાને એ વાત ગઇ. તેમણે ચટ્ટોપાધ્યાય મહારાજને ઘેર આવી ગદાઇની ભિક્ષા—માતા થવા માટે ધનીની આતુરતા, અને ગદાધરનો એ માટે અત્યંત આગ્રહ જોઇ સર્વેને સમજાવ્યાં. પરિણામે સર્વ ગદાધરની ઇચ્છાનુસાર કાર્ય કરવા કબુલ થયાં, અને ધનીને ગદાઇની ભિક્ષા—માતા થવાની રજા આપી.

શ્રી નિવાસ નામક એક ભક્તિમાન ચુડગર ( કે જે શંખની ચુડીઓ બનાવતો તે) સામાન્ય દુકાન કરી જીવિકા નિર્વાહ કરતો હતો. ગદાધર ઉપર તેને અત્યંત પ્રેમ અને ભક્તિ હતાં. ક્વચિત્ મિષ્ટાન્ન લાવી ગદાધરને પોતાને હાથે ભોજન પણ કરાવતો. એક દિવસ તે મનમાંજ કંઇક વિચાર કરતો દુકાને બેસી એક ફુલની માળા ગુંથતો હતો. તે સમયે ગદાધર ત્યાં આવી પહોંચ્યા. ચુડગરે તેમને માન આપી બેસાડયા. ઉતાવળે માળા ગુંથી લઇ તે માળા અને થોડુંક મિષ્ટાન્ન વસ્ત્રમાં ઢાંકી લઇ, ગદાધરનો હાથ ઝાલી ખેતરો તરફ ચાલવા લાગ્યો. થોડે વેગળે ગયા પછી એક એકાન્ત સ્થાનમાં વૃક્ષ નીચે ગદાધરને ઉભા રાખી પ્રેમ કમ્પિત હાથે તેમના ગળામાં માળા પહેરાવી દીધી અને કૉળીયે કૉળીયે મિષ્ટાન્ન તેમને જમાડતાં નેત્રમાંથી પ્રેમનાં આંસુ સારતા બોલ્યો: "ગદાધર ! હું તો વૃદ્ધ થયો છું. વધારે દિવસ જીવી શકીશ નહિ.

તમે ભવિષ્યમાં કેવી કેવી લીલાઓ કરશો તે હું જોવા ભાગ્યશાળી થઇશ નહિં. ગમે તેમ થાય ગદાધર, મ્હને તેની ચિન્તા નથી પરંતુ મ્હારા ઉપર કૃપા કરો, કે જેથી મ્હારો જન્મ સાર્થક થાય." ગદાધરે સ્મિત હાસ્ય કરી તેની ઇચ્છા પૂર્ણ થશે એવો સંકેત કર્યો હતો. કામારપુકુર પ્રવાસ સમયે, ત્યાંના કેટલાક વૃદ્ધ મનુષ્યોને મુખેથી, શ્રીરામકૃષ્ણને સૌથી પહેલા અવતાર તરીકે તેણે ઓળખ્યા હતા એવું સાંભળ્યું હતું. પરમહંસ દેવ કહેતા કે: "ચુડગરમાં બળરામનો ભાવ હતો."

ખુદિરામે પોતાના ભાણેજ રામચંદ્રનું પોતાના પુત્રની પેઠે પાલન કર્યું હતું. પાછળ કહેવામાં આવ્યું છે કે: ખુદિરામ પ્રસંગોપાત્ પોતાના ભાણેજને મળવા માટે વિદેશ પણ જતા. ગદાધર અગીઆર વર્ષના થયા તે સમયે ખુદિરામને સંગ્રહણીનો રોગ શરૂ થયો હતો. તેમને કોઇ દિવસ કોઈ પણ વ્યાધિ થયો ન હતો તેથી તેઓ પ્રથમજ સંગ્રહણીનો વ્યાધિ થતાં જરા પણ ભય પામ્યા નહિ, તેમજ તેને અટકાવવાનો યત્ન પણ કર્યો નહિ. એટલુંજ નહિં પણ તેવીજ સ્થિતિમાં તેઓ એક દિવસ રામચંદ્રને મળવા સેલામપુર તેને ઘેર ગયા હતા. ત્યાં તેમનો વ્યાધિ વિશેષ વૃદ્ધિ પામ્યો. રામચન્દ્રે યથાશક્તિ ઓષધાદિની સહાયતા આપી પરંતુ વ્યાધિ મટ્યોજ નહિ. વિજયાદશમીને દિવસે ખુદિરામ મૂર્ચ્છિતાવસ્થામાં શયન કરી રહ્યા હતા, તે સમયે રામચન્દ્રે આવી તેમનો મરણ સમય જાણી કહ્યું: "મામા! તમે સર્વદા રઘુવીર રઘુવીર કહેતા હતા તે આજે ચુપ ચુપ સુઇ કેમ રહ્યા છો?" ખુદિરામે કહ્યું: "કોણ? રામચન્દ્ર આવ્યો?" રામચંદ્રે કહ્યું: "હા, મામા!" ખુદિરામે ધીમે ધીમે કહ્યું: "ત્યારે જો. મ્હને બેસવા દે." એમ કહી ઉઠી બેઠા થયા, અને ત્રણ વખત "રઘુવીર, રઘુવીર, રઘુવીર." એ પ્રમાણે બોલી સ્થિર ધ્યાન ધરતા બેસી રહ્યા. રામચન્દ્ર અને તેમની ભગિની બન્ને મામાના ચરણમાં મસ્તક મૂકી "અમારા મામાના હૃદયમાં રામ હતા તેજ-રામ અત્યારે ક્યાં ગયા?" એમ કહી રોદન કરવા લાગ્યા. ખુદિરામનો આત્મા પંચત્વ પામ્યો હતો. તેને હરિ કીર્તન કરતા કરતા મ્હોટી ધામ ધુમ સાથે નદી કિનારે લઇ જઇ અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો. મૃત્યુ સમયે

રામકુમાર સિવાય કોઇપણ પુત્ર ખુદિરામ પાસે હાજર નહતો.

ગદાધર બાલ્યાવસ્થામાં સર્વ મનુષ્યોના અંતઃપુરમાં જતા અને સ્ત્રીઓ ઘરકામમાં ગુંથાયલી હોય ત્યાં જઇ તેમની વચમાં બેસી અનેક કથાવાર્તા કહેતા અને ઇશ્વર સંબંધી કથા–જ્ઞાન કથતા. સ્ત્રીઓ પણ તેને ગાયન ગાઇ સંભળાવવામાં કોઇપ્રકારની શરમરાખતી નહિં. કામ કરતી વખતે ગદાધર આવતાં તેઓ એમજ સમજતી કે હવે કામનો બોજો ઓછો થશે. તે સમયની જે વૃદ્ધ સ્ત્રીઓ હજી પણ જીવતી છે તે કહે છે કેઃ " અહા ! તે સમય કેવા આનંદ–ઉત્સવમાં વ્યતીત થતો ? તે આનન્દનું વર્ણન એક મુખે થઇ શકે એમ નથી. જે દિવસે ગદાધરનું દર્શન થતું નહિં તે દિવસે અમે અતિશય વ્યાકુલ થઇ જતાં. કદાચ તેનું શરીર સારૂં નહિં હોવાથી આવ્યા નહિં હોય એવી અમે કલ્પના કરતાં, અને એકાદ મનુષ્ય જઇને તેમની ખબર લઇ આવતું નહિં ત્યાં સુધી અમને બહુ વ્યાકુલતા થઈ રહેતી." ગદાધરનાં દર્શન કર્યા વગર સર્વે સ્ત્રીઓ તેનુંજ સ્મરણ કર્યા કરતી. કોઇ કોઈ વખત તો ગદાધર સ્ત્રીનો વેશ ધારણ કરી તેમના જેવાજ હાવ–ભાવ–ચાળા કરી તેમને આનન્દ આપતા ! તેમનો સ્ત્રીવેશ, હાવભાવ, ચાલચલણ, વાતચિત, સર્વે બરાબર સ્ત્રીનાં જેવાંજ જણાતાં એટલુંજ નહિં પણ જો પહેલેથી જાણવામાં ન આવે તો કોઇ તેમને ઓળખી પણ શકે નહિં.

શ્રી રામકૃષ્ણ–ગદાધર–જે સમયે તેર ચૌદ વર્ષની વયના હતા તે સમયે શ્રીનિવાસ ચુડગર, ગયા વિષ્ણુ અને ધર્મદાસ લાહા વગેરે કેટલાક મનુષ્યોએ રામલીલા–કૃષ્ણલીલા કરવા માટે એક મંડળી ઉભી કરી હતી ! સીતાનાથ પાઇનને ઘેર એક દિવસ મંડળીએ શિવલીલા કરી હતી તે દિવસે ટોળીમાંનો જે છોકરો શિવનો પાર્ટ ભજવવાનો હતો તેનું શરીર એકાએક બગડવાથી તે દિવસનો ખેલ બંધ રાખવાની તજવીજ થતાં ગયા વિષ્ણુએ ગદાધરને શિવ બનાવવાનો ભાર ગ્રહણ કર્યો હતો. ગયા વિષ્ણુના કહેવાથી ગદાધરે શિવનો પાર્ટ લેવાનું કબૂલ કરી અર્ધો ખેલ થયા પછી ગદાધર શિવનો વેશ પહેરી પર્દા બહાર આવ્યા. શિવનો આબેહુબ વેશ ! ગદાધર રૂપી શિવનું ધીર ગંભીર ચલન, રાતાં ચળકતાં નેત્ર, અને દ્રષ્ટિ બાહ્યજ્ઞાન શૂન્ય જોઇ પ્રક્ષકોને ભ્રમ

ઉપજ્યો. તેઓ કહેવા લાગ્યા કેઃ "આ તે ગદાધર શિવ બન્યા છે કે : સાક્ષાત્ શિવ ભગવાને ભક્તોને પોતાની લીલા બતાવવા માટે કૈલાસ પરથી કામારપુકુરમાં આગમન કર્યું છે ?" નાટકના તખ્તા ઉપર શિવ બની આવ્યા પછી ગદાધર બાહ્યજ્ઞાન શૂન્ય–ચૈતન્ય રહિત થઇ ત્યાંજ સ્તબ્ધ ઉભા રહ્યા હતા. તેમનાં મનોહર અણીદાર ચળકતાં નેત્રમાંથી પ્રેમાશ્રુનો વર્ષાદ વર્ષવા લાગ્યો. સભામાં બેઠેલા સર્વ મનુષ્યો શિવના જેવી આબેહૂબ ભાવ–સમાધિ જોઇ સ્તબ્ધ થઇ ગયા. ખેલ બંધ રાખવામાં આવ્યો. સર્વેએ જોયું કેઃ તેઓ જે સ્થળે ઉભા હતા તે સ્થળ નેત્રનાં પ્રેમાશ્રુથી પલળી ગયું છે. કેટલાક ભાવિક મનુષ્યોએ તો તે સમયે નૈવેદ્ય–પુષ્પ–બિલ્વપત્રદ્વારા ગદાધરનું (શ્રી રામકૃષ્ણ દેવનું) સાક્ષાત્ શિવભગવાન જાણી પૂજન કર્યું હતું. ક્રમે રાત્રિ વીતી, પ્રાતઃ-કાલ થયો પરંતુ રામકૃષ્ણદેવની સમાધિ ઉતરી નહિં. તેઓ પ્રથમની પેઠે ચૈતન્યહીન, સ્મિતહાસ્ય વદને ઉભા હતા. તેમના નેત્રમાંથી અવિરલ આંસુધારા વહ્યાં કરતી હતી ! તેથી સર્વેએ ઉંચકી તેમને ઘેર પહોંચાડયા, અને શિવનો વેશ બદલાવી મુખ ઉપર જળ છાંટી તેમનામાં ચૈતન્ય લાવ્યા. કહેવામાં આવે છે કેઃ આ પ્રમાણે બાહ્યજ્ઞાન પ્રાપ્ત થવા છતાં પણ ત્યાર પછી ત્રણ દિવસપર્યંત ગદાધરને જાણે કાંઇ નિસાકરી હોય તેવી નિસા ચઢેલી રહી હતી.

ધની લુહારણ, લાહાબાબુના મકાનની એક બાજુએ એક ન્હાની ઓરડીમાં રહેતી હતી. ઘરમાં બીજું કોઇ નહિ હોવાથી તે પોતાને હાથેજ રસોઇ કરતી. ગદાધર પોતાની ભિક્ષા–માતા ધની ઉપર એટલો બધો પ્રેમ રાખતા કેઃ તેઓ ત્યાં જઇ નિત્ય કથાવાર્તા કરતા, અને ધની શૂદ્ર જાતિ હોવાથી ના તેમને કહેતી તેમ છતાં–અમે સાંભળ્યું છે કે–તેમનું રાંધેલું અન્નાદિ ઝુંટાવીને ખાઇ ન્હાસી જતા ! બ્રાહ્મણ, કાયસ્થની વિધવાઓની પેઠે ધની ખાદ્ય સંબંધી કઠોર નિયમ પાળતી નહિં, તે મત્સ્ય પણ ખાતી. (બંગાળામાં મત્સ્યાહારનો સર્વત્ર રિવાજ જ છે.) તેની જાતિની અનેક વિધવાઓ તે દેશમાં એ પ્રમાણે વર્તતી. ત્યાંનો સમાજ, એમાં કશો દોષ જોતો નથી. એક દિવસની વાત છે. ધની પોતાની ઓરડીમાં રાંધતી હતી. એક દિવસ શાક વઘારતી વખતે તેનો સુગંધ આવતાંજ ધનીના મનમાં વિચાર થયોઃ "અહા ! જો ગદાધર

મ્હારો સ્વજાતિ હોત તો કેવો આનંદ થાત હું તેને આ શાક ખવડાવી કેટલો આનંદ ભોગવત. હવે તો તેણે જનોઇ પહેરી છે. હવે તો એ વાતનો વિચાર કરવામાં પણ પાપ છે." એવો વિચાર કરતી કરતી ધની ઓરડાના એક ખુણા તરફ કાંઇ કામ કરવામાં રોકાઇ હતી. કાંઇ ખખડાટ થતાં તેણે પાછું ફરી જોયું તો જણાયું કેઃ "ગદાધર રસોઇ પાસે બેસી પેલું સ્વાદિષ્ટ શાકજ ખાય છે." એ જોઇ ધનીને અતિશય આનન્દ થયો પરંતુ બીજું કોઇ જાણવા પામે તેથી તે બોલી! "એ ગદાધર! ખાતો નહિ. ખાતો નહિ." એ સાંભળી ગદાધર હસતા હસતા ઘરમાંથી ચાલ્યા ગયા. આ પ્રમાણે દીન-હીન-દરિદ્ર મનુષ્યોની સાથે બે વર્ષ લીલા કરી પોતાના મ્હોટા ભાઈ રામકુમાર સાથે કલકત્તે આવ્યા.

---

## તૃતીય અધ્યાય.

### કલકત્તામાં આગમન.

ગામડામાં આમતેમ ભ્રમણ કરી, પૂજાપાઠ અને જપદ્વારા જીવનનિર્વાહ કરવાનું પણ્ડિત રામકુમારને સારૂં લાગ્યું નહિ. તેમણે કલકત્તે આવી ઝાલાપુકુરમાં એક સંસ્કૃત શાળા સ્થાપી. વિદ્યાર્થિઓને વિદ્યાધ્યયન કરાવવા લાગ્યા, અને સુવિખ્યાત સાતુ બાબુની મંડળીમાં નામ નોંધાવી દીધું, કારણ કેઃ અનેક ગૃહસ્થોને ત્યાંથી દક્ષિણા-દાન મળે તેમ હતું. રામકુમાર ન્હાનાભાઇ ગદાધર ઉપર અત્યંત પ્રેમ રાખતા. તેથીજ ગદાધર પણ તેમની સાથે કલકત્તે આવી રહેવા લાગ્યા. પરંતુ મ્હોટાભાઇ જ્યારે તેમને વિદ્યાભ્યાસ કરવાનું કહેતા ત્યારે ગદાધર તેમને પહેલાંના જેવોજ ઉત્તર દેતા કેઃ "ભણવાથી શું ફળ? માત્ર દાળ ચોખા (પંચભાગ) બાંધી લાવવાની સગવડ થશે. મ્હને દાળ ચોખા ઉઘરાવી લાવવાની વિદ્યા પસંદ નથી."

રામકુમાર ક્રમે એક મહાન પણ્ડિત તરીકે પ્રસિદ્ધ થવા લાગ્યા તેથી આસપાસના પાડોસીઓને ત્યાં આવ જા કરવાની પણ સરલતા થઇ હતી.

આ સમયે ગદાધર (શ્રીરામકૃષ્ણ) માત્ર સોળ વર્ષના હતા. અમે પ્રથમજ કહ્યું છે કેઃ બાલ્યાવસ્થાથીજ તેઓ સુમધુર કણ્ઠે ગાન ગાતા, અને કોઇ પણ તેમને ગાવાનું કહેતું તેજ વખતે જરાપણ સંકોચ કે શરમ વગર તેનું મન રાજી રાખવા ગાન ગાવા તત્પર થતા. જેઓ એક વખત તેમનું ગાન સાંભળતા તે ફરીથી તેમને ભૂલી શકતા નહિ, તે તો તેમના તરફ વિશેષ રૂપેજ આકર્ષાતા. તેમના ભાઇની પાઠશાળાની આસપાસના ગૃહસ્થોને ઘેર અને તેમના અંતઃપુરમાં જઇને પણ ઇશ્વર–સંબંધી ગાયનો સંભળાવતા અને સાંભળનાર તેમના મધુર કણ્ઠમાંથી નિકળતો ભગવત્‌ભાવ અને પ્રેમાશ્રુથી પલળી જતી કિશોર મુખકાંતિ જોઈ મુગ્ધ થઇ જતાં.

આ પ્રમાણે કેટલોક સમય વીતી ગયો. કલકત્તા જાન-બજાર નિવાસી માહ–વંશીય સુવિખ્યાત રાણી રાસમણિ, કાલી માતા અને રાધાશ્યામની મૂર્તિઓ સ્થાપન કરવા માટે દક્ષિણેશ્વરમાં એક વિશાળ મંદિર બંધાવતાં હતાં. તેમણે દેવદેવીની પ્રતિષ્ઠા કરી, નિત્ય તેમની ષોડષોપચારવડે પૂજા અને અન્ન–ભોગ આપવાની વિધિ જાણવાની ઇચ્છાથી તેમણે દેશદેશાન્તરથી, પુષ્કળ દ્રવ્ય ખર્ચ કરી વિદ્વાન પણ્ડિતોને તેડાવ્યા હતા. પરંતુ રાણી ઉચ્ચ જાતિની નથી એમ કહી પણ્ડિતજનોએ દેવને માટે અન્ન–ભોગ વિરૂદ્ધ મત દર્શાવ્યાથી ભક્તિમતિ રાણી રાસમણીને બહુ ખેદ અને ચિન્તા થઇ. પરંતુ આશ્ચર્યની વાત તો એજ હતી કેઃ પણ્ડિતોના નિરૂત્સાહજનક ઉદ્‌ગારો સાંભળવા છતાં પણ રાણી ઉદ્યમહીન થયાં નહિ. તેમણે તો કાલી માતાને અન્ન–ભોગ આપી નિત્ય પૂજા કરવાનો સંકલ્પજ કર્યો હતો, અને શાસ્ત્રની સમ્મતિ લેવા માટે બમણા ઉત્સાહથી પુનઃ અન્ય મનુષ્યો મોકલ્યાં. વણ્ડિતોને સારી દક્ષિણા આપી વિદાય કર્યા. રાણીનો એક માણસ કર્મશાસ્ત્રી પણ્ડિત રામકુમારની પાઠશાળામાં જઇ ચઢયો. તેણે રામકુમારને રાણીની મનોવાંચ્છના કહી સંભળાવી. રામકુમારે રાણીની અપાર ભક્તિની પ્રશંસા કરી અને કહ્યું: "એ માટે તમે બધા ચિન્તા શામાટે કરો છો? રાણી જો પોતાના ગુરૂદેવના નામ ઉપર મંદિરની પ્રતિષ્ઠા કરશે તો દેવ–દેવીને ભોગ ધરાવવામાં અડચણ થશે નહિ." રામકુમારની આશ્વાસન વાણી તે મનુષ્યે રાણીને

નિવેદન કરી. રાણીએ તો આ વખત જાણે પુનર્જિવનજ પ્રાપ્ત કર્યું. તેમણે બંગ સંવત ૧૨૫૯ ના અસાડ માસમાં, સ્નાનયાત્રાને દિવસે, કાલી માતાની પ્રતિષ્ઠા કરવાનો નિશ્ચય કર્યો. તે દિવસ આવી પહોંચ્યો. પરંતુ કોઇ પણ બ્રાહ્મણ મંદિરમાં પૂજા કરવા નોકરી રહેતો નહિ. રાણી કૈવર્ત જાતિની હોવાથી તેનું અન્ન માતાજીને ભોગ ધરાવાય કેમ ? એજ સર્વ બ્રાહ્મણોને માટે મ્હોટો પ્રશ્ન થઇ પડયો હતો. રામકુમારે આપેલો નિર્ણય કંઇ મનસ્વી નહતો. તેથી રાણીએ, પણ નિર્ણય આપનાર રામકુમારનેજ માતાજીની પૂજા કરવા આગ્રહ કર્યો. વિદ્યાલયની અનિશ્ચિત આવક ઉપર નિર્વાહ ચલાવવા કરતાં રાસમણિનો આગ્રહ કબૂલ કરવાથી સંસારનિર્વાહને માટે ચિન્તા કરવી પડશે નહિ, અને કાય મનોવાક્યપૂર્વક મહાકાલી માતાની પૂજા કરવાની સંધિ મળશે એમ જાણી રામકુમારે પણ રાણીની પ્રાર્થના સ્વીકારી. રામકુમારનો એ વિચાર જાણી રાણીના આનન્દનો પાર રહ્યો નહિ. શ્રી જગન્નાથ દેવની સ્નાનયાત્રાને દિવસે મ્હોટી ધામધૂમ સાથે દેવાલયની પ્રતિષ્ઠા કરવામાં આવી, અને અસંખ્ય દરિદ્ર–કંગાલોને મિષ્ટાનાદિનું ભોજન આપી તૃપ્ત કર્યાં. બ્રાહ્મણ પણ્ડિતોને પણ પુષ્કળ દ્રવ્યાદિ દાન આપ્યું. શ્રીરામકૃષ્ણ દેવ–દેવીઓની પ્રતિષ્ઠા જોવા માટે દક્ષિણેશ્વર ગયા હતા. પ્રતિષ્ઠા સમયે મ્હોટી ભીડમાં થઇને પણ તેઓએ મંદિરમાં પ્રવેશ કર્યો હતો અને જગદમ્બા, જગતજનની, માતા કાલીનાં દર્શન કર્યાં હતાં. ત્યારપછી મંદિરની બહાર આવી એક દુકાનમાંથી એક પૈસાની ધાણી અને કંઇક મિષ્ટાન્ન વેચાતું લઇ ત્યાંથી કલકત્તે વિદ્યાલયમાં આવી આહાર કર્યો હતો. પાઠશાળામાં છ સાત દિવસ રહ્યા પછી મ્હોટાભાઇને શોધવા માટે તેઓ દક્ષિણેશ્વરના મંદિરમાં ગયા હતા. તેમણે જોયું કે: "રામકુમારે માતાજીની પૂજા કરવાની નોકરી સ્વીકારી છે." એ જોઇ રામકૃષ્ણદેવે મ્હોટાભાઇને પૂછ્યું હતું કે: "તમે પૂજા કરવાની નોકરી શામાટે સ્વીકારી ?"

રામકુમારે ઉત્તર દીધો કે: "રાણી એક રાજાના જેટલી ધનવાન છે. એમના આશ્રયમાં રહેવાથી આપણને કોઇ વસ્તુની ખોટ પડશે નહિ. મથુર બાબુ પણ રાજાના જેવો ઐશ્વર્યશાળી છે. તે મ્હારા ઉપર અત્યંત પ્રેમ રાખે

છે. તેથીજ આ સ્થળે માતાજીની પૂજા કરવાનું કામ સ્વીકાર્યું છે."

શ્રી રામકૃષ્ણ: "આપણા પિતા કદીપણ શૂદ્રનું અન્ન કે દ્રવ્ય દાન ગ્રહણ કરતા નહોતા. તમે શામાટે શૂદ્રની નોકરી લીધી?"

રામકુમારે ન્હાનાભાઇના મનનો વિચાર જાણી પુનઃ કહ્યું: "ભાઇ, લૌકિક રીતે તો આપણી નિન્દા થશે એ હું પણ કબૂલ કરૂં છું પરંતુ મ્હેં ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ કામ કર્યું નથી. ત્હને શાસ્ત્ર પ્રમાણ આપવા તૈયાર છું." એમ કહી ભાઇને સમજાવવા લાગ્યા કે: "રાણી રાસમણિ જો કે ગમે તે જાતિની હોય તેની આપણને અડચણ નથી પણ આ દેવાલય તો તેમણે પોતાના ગુરૂને નામે સ્થાપન કર્યું છે. ધર્મની રીતે જોતાં તો આ દેવાલય ઉપર અને સર્વ સમ્પતિ ઉપર તેના ગુરૂદેવનોજ અધિકાર છે. તેમ હોવાથી આપણે તેના ગુરૂદેવની નોકરી કરીએ છીએ. આ કામ કોઇ પણ રીતે ધર્મ વિરૂદ્ધ કર્યું નથી." મ્હોટાભાઇના કથનથી શ્રી રામકૃષ્ણના મનને સંતોષ થયો નહિ તેમ છતાં ભ્રાતૃસ્નેહને લીધે તેઓ પણ ત્યાંજ રહેવા કબૂલ થયા, પરંતુ ગંગાને કિનારે પોતાને હાથે રસોઇ બનાવી જમવા લાગ્યા.

એક દિવસ રાણી રાસમણિના જમાઇ પ્રસિદ્ધ જમીનદાર બાબુ મથુરાનાથ વિશ્વાસ રામકૃષ્ણનું અતિશય સુંદર રૂપ–તેજ–પુંજ જોઇ રામકુમારને કહેવા લાગ્યા કે: "આ મનોહર મૂર્તિ–બ્રહ્મચારી કોણ છે?"

રામકુમારે ઉત્તર દીધો: "એ મ્હારો ન્હાનો ભાઇ છે."

મથુરાનાથ: "એ જો આ સ્થળે રહે તો પૂજામાં ઠીક થઇ પડશે."

રામકુમાર: "તે આ સ્થળે રહેવા કબૂલ કરશે નહિ." પરંતુ મથુરના મને તે વાત કબૂલ કરી નહિ! "કેમ નહિ રહે? યોગ્ય આદરસત્કાર કરીએ તો કેમ નહિ રહે?" એ વિચારે અને તેજસ્વી મનોહર મૂર્તિ બ્રહ્મચારીએ તેમના મનમાં પ્રવેશ કર્યો.

આ સમયે તેમની ફોઇની પુત્રી હેમાંગિની દેવીના પુત્ર હૃદયનાથ મુખોપાધ્યાય ચાકરી શોધવા માટે વર્દ્ધમાન આવ્યા હતા. ત્યાં સાંભળ્યું કે: "તેમના મામાના બે પુત્રો રાણી રાસમણિના દક્ષિણેશ્વરના દેવાલયમાં નોકરી છે." હૃદયનાથ રામકૃષ્ણ કરતાં બે વર્ષે ન્હાના હતા. તેઓ રામકૃષ્ણને પ્રાણથી

પણ અધિક ચ્હાતા હતા. બન્ને ભાઇઓને મળવાની અને ત્યાં કાંઇ નોકરી મળે તો તે કરવાની ઇચ્છાથી હૃદયનાથ દક્ષિણેશ્વર ગયા. રામકૃષ્ણદેવ પણ પ્રિય સુહૃદ ભાણેજને મળવાથી બહુ આનન્દ પામ્યા અને સર્વ એકત્ર રહેવા લાગ્યા.

રાણી રાસમણિના દેવાલયમાં રામકૃષ્ણે પૂજા કરવાની નોકરી સ્વીકારી તે સંબંધી હૃદયનાથે નીચે પ્રમાણે કહ્યું છે:–"એક દિવસ મથુરાનાથ કાલી મંદિરમાં પૂજા કરવા જતા હતા. મંદિરના ચૉકમાં રામકૃષ્ણદેવને હૃદયનાથ સાથે આમતેમ ફરતા જોઇ તેમણે રામકુમારને કહ્યું: "ભટ્ટાચાર્ય મહાશય ! કૃપા કરી આપના ભાઇને અહિં બોલાવશો કે ?" એ સાંભળી રામકુમાર ન્હાનાભાઈ રામકૃષ્ણની પાસે ગયા. મથુરાનાથ મંદિરમાં જઇ પૂજા કરવા બેઠા.

રામકુમારે રામકૃષ્ણને મથુરાનાથની માંગણી કહી સંભળાવી. પરંતુ તેમણે ત્યાં જવા ના પાડી. એ જોઈ હૃદયનાથે ન્હાના મામાને કહ્યું: "મામા ! એક રાજા જેવો મહાન પુરૂષ તમને બોલાવે છે, તેમ છતાં તમે જતા કેમ નથી ?" રામકૃષ્ણે ઉત્તર દીધો: "હૃદુ ! હું એની પાસે જઇશ તો એ મ્હને આ સ્થળે રહેવાનું (અર્થાત્ નોકરી કરવાનું) કહેશે."

હૃદયે કહ્યું: "ભલેને, અહિં રહો ત્યારે, અહિં રહેવાથી તો કલ્યાણજ થશે."

રામકૃષ્ણ: "ના, હું નોકરીના બન્ધનમાં બંધાવા ચ્હાતો નથી. તું રહેજે જા."

હૃદય: "મામા ! તમે જો રહો તોજ હું રહું." રામકુમારે રામકૃષ્ણને પુનઃ કહ્યું: "એક શ્રીમંત ગૃહસ્થ તને બોલાવે છે ત્યારે તું ત્યાં આવતો નથી એ શું ?" એમ કહી તેઓ રામકૃષ્ણનો હાથ ઝાલી કાલી મંદિરમાં લઇ ગયા. મથુરબાબુ જપ કરતા હતા. રામકૃષ્ણને જોતાંજ આસન ત્યાગ કરી તેમનો હાથ ઝાલી મંદિર બહાર પશ્ચિમ દિશામાં લઇ જઇ કહ્યું: "ભાઇ ! તમેજ અહિં રહો."

રામકૃષ્ણે ઉત્તર દીધો: "આ બધાં કામકાજની બહુ ધમાલ રહે છે બધી જણસો ઠેકાણે રાખવી બહુ કઠિન થઇ પડે છે." તેમ છતાં મથુરાનાથે

વારંવાર આગ્રહ કર્યો તેથી તેમણે હૃદયનાથને બતાવી કહ્યું: “ જો તમે મ્હારા ભાણેજને રાખી શકો તો હું રહું.” એટલામાં રામકુમારે આવી કહ્યું: “ તમારી વાતચિત પૂરી થઇ ?”

મથુરાનાથે ઉત્તર દીધો: “ હજી થાય છે.” ત્યાર પછી રામકૃષ્ણુના સ્હામે જોઇ બોલ્યા: “ ઠીક, વારૂં, તમારો ભાણેજ માતાજીના શૃંગાર ધારણ કરાવશે, તમે અહિંજ રહો.” મથુરે પુનઃ રામકુમારને કહ્યું: “હૃદય મહારાજ તમારા બન્ને ભાઇઓની વસ્તુઓ ઠેકાણે રાખશે. વ્યવસ્થા કરવાનું કામ એમને સોંપું છું.” ત્યાર પછી મથુરાનાથે દિવાનને બોલાવી નવીન બન્દોબસ્ત સંબંધી સમજણ આપી. એ સમજણ આપી. તે સમયથીજ રામકૃષ્ણુ વિષ્ણુમંદિરમાંની શ્રીરાધાકાન્તની બન્ને મૂર્તિયોને શૃંગાર–પૂજાદિ કાર્ય કરતા, અને હૃદય કાલી માતાને શૃંગાર ધરાવતા અને બન્ને મંદિરની વસ્તુઓ વ્યવસ્થિત રાખતા.

ગંગાજીને પૂર્વ કિનારે, કલકત્તાથી ઉત્તરે બે અઢી માઇલ વેગળે, રાણી રાસમણિનું વિખ્યાત દેવાલય પ્રતિષ્ઠિત થયું છે. ઉચ્ચ શિખરવાળા કાલી મંદિરની ઉત્તરે વિષ્ણુ મંદિર છે. તેમાં રાધા–શ્યામની મૂર્તિઓ બિરાજે છે. એ બન્ને મંદિરની પશ્ચિમે વિશાળ મેદાન છે. પૂર્વમાં દેવ સેવા માટે રસોઇ ગૃહ અને તળાવ છે. મેદાનની પશ્ચિમે દ્વાદશ શિવ મન્દિર, તેમના વચમાં વિશાળ મંડપગૃહ, અને તેની સાથે પગથીઆં છે. તેની ઉત્તરે અને દક્ષિણે વિશાળ પુષ્પોદ્યાન છે. દેવાલયની દક્ષિણે હારબંધ ઓરડાઓ બાંધ્યા છે તેમાં દેવાલયના નોકરો રહે છે. ઉત્તરમાં ઓટલા, ગરીબોને જમવાનું સ્થળ, મંદિરના ચૉકમાં જવા માટે એક પ્રશસ્ત દેવડી, એક વિશાળ ઓટલાની વચમાં દિવાલ હોવાથી તે ઉત્તર અને દક્ષિણ એમ બે વિભાગમાં વહેંચાઇ ગયો હતો. સર્વથી છેલ્લે ગંગાજીને કિનારે એક મ્હોટો ઓરડો છે. એજ પશ્ચિમોત્તર ખુણાના ઓરડામાં શ્રી રામકૃષ્ણુદેવનો નિવાસ હતો. એની ઉત્તરમાં વિશાળ બગિચો અને તેમાં એક સુસજ્જિત મકાન બાંધેલું છે. રાણી અને તેમના ઘરનાં મનુષ્યો દેવાલયમાં આવતાં ત્યારે તેઓ ઉપલા મકાનમાં નિવાસ કરતાં. પતિતપાવની ભાગીરથીને કિનારે વિસ્તીર્ણ ઉદ્યાનમાં આવેલું દેવાલય, તે

ભક્તોના માનસ-કલ્પિત શિલ્પસૌન્દર્યનું એક આદર્શ છે. અનેક મનુષ્યો કહે છે કે: ભારતવર્ષનાં બહુ સ્થાનમાં પ્રવાસ કરવા છતાં આવું સુંન્દર મંદિર ક્યાંય પણ જોવામાં આવતું નથી.

હૃદયના આવ્યા પછી થોડા દિવસ બાદ જન્માષ્ટમીને દિવસે વિષ્ણુ-મંદિરના પૂજારી ક્ષેત્રનાથ ચટોપાધ્યાયે સ્નાન કરાવતી વખત-મૂર્તિને બહાર લાવતી વખત, સાવચેતી નહિં રાખવાથી, પડી જતાં મૂર્તિનો એક પગ ટૂટી ગયો. એ અપરાધને લીધે ક્ષેત્રનાથને મંદિરમાંથી રજા મળી હતી. ભાંગેલી મૂર્તિની પૂજા થઇ શકે કે નહિં ? તે સંબંધી રાણીને અતિશય ચિન્તા થઇ. સર્વે પણ્ડિતો કહેવા લાગ્યા કે: "ટૂટેલી મૂર્તિની પૂજા કરવી એ શાસ્ત્ર વિરૂદ્ધ છે." તેઓએ મૂર્તિ ધડનારને બોલાવી નવીન મૂર્તિ તૈયાર કરવાની રજા આપી. રાણીએ પણ તેમજ કર્યું. એટલામાં રામકૃષ્ણદેવે રાણી પાસે જઇ કહ્યું, "તમે એક દિવસ પણ્ડિતોને નિમન્ત્રણ કરી બોલાવો, અને પૂછો કે: "જો કોઇ સ્રીનો સ્વામી અથવા પુત્ર પડી જતાં તેનો પગ ભાંગી જાય તો તેથી તે સ્રીએ પોતાના સ્વામી અથવા પુત્રનો ત્યાગ કરવો ?"

રામકૃષ્ણદેવની આવી અપૂર્વ યુક્તિસિદ્ધ વાર્તા સાંભળી રાણી અતિ-શય સંતોષ પામ્યાં અને સત્વર પણ્ડિતો એકત્ર કરી તેમણે ઉપર પ્રમાણે પ્રશ્ન કર્યો. પ્રશ્ન સાંભળી પણ્ડિતો મોટા વિચારમાં પડયા. કેટલીક વાર સુધી તો તેઓ પરસ્પર એક બીજાનું મુખ જોતા બેસીજ રહ્યા પછી બોલ્યા: "એવા પતિ કે પુત્રની દવા કરવી એજ યોગ્ય છે." એટલે રાણીએ કહ્યું: "ત્યારે તો મંદિરમાં ટૂટેલી મૂર્તિનો ત્યાગ કરવો ઉચિત નથી. તેને ઠીક કરાવવી એજ યોગ્ય કહેવાય ?" એટલે ન છૂટકે પણ્ડિતોએ કહ્યું: "મૂર્તિનો ત્યાગ કરવો નહિં પણ યોગ્ય મનુષ્યદ્વારા તેનો પગ ઠીક કરાવવો ઉચિત છે." એટલું કહી પણ્ડિતો ચાલ્યા ગયા. ત્યાર પછી રાણી શ્રી રામકૃષ્ણદેવ પાસે જઇ બે હાથ જોડી બોલ્યાં: "ત્યારે મહારાજ ! શું તમે કૃપા કરીને મૂર્તિ ઠીક કરશો કે ?" રામકૃષ્ણે તે મૂર્તિનો પગ એવી ખુબીથી જોડી દીધો કે: કોઇપણ જોનાર તેને ટૂટેલો જાણે નહિ. હજી સુધી તે મૂર્તિ તેવીજ સ્થિતિમાં છે.

થોડા દિવસ પછી મર્તિ ધડનાર કારીગર નવી મૂર્તિ બનાવી લાવ્યો.

તે મથુરાનાથે રામકૃષ્ણદેવને બતાવી કહ્યું: "મહારાજ ! આ નવીન મૂર્તિ જૂની મૂર્તિના જેવી થઇ છે કે ?" બન્ને મૂર્તિનું એકત્ર નિરીક્ષણ કરતાં કરતાં તેમના હૃદયમાં રાધાભાવ ઉપસ્થિત થયો અને તે રાધાભાવની અવસ્થામાંજ બૂમ પાડી કહ્યું: "બરાબર થઇ નથી." એ સાંભળી મથુરાનાથે જાણ્યું કે: "મૂર્તિ બરાબર થઇ નથી." તેમ છતાં કારીગરને તેના પૈસા ચુકવી આપ્યા અને નવીન મૂર્તિ પેટીમાં રહેવા દીધી. રાધાકાન્તજીના પૂજારીને રજા આપી હતી તેથી એક પૂજકની ત્યાં જરૂર જણાઇ. મથુરાનાથે રામકુમારને કહ્યું: "મહારાજ ! આપના ભાઇ જો રાધાકાન્તની પૂજા કરે તો ઘણું સારૂં થાય. તમે તેમને કહી હા કહેવડાવશો કે ?" રામકુમારના આગ્રહથી રામકૃષ્ણદેવે હા કહી.

રાધાકાન્ત મૂર્તિની પૂજા કરવાનું સ્વીકાર્યા પછી રામકૃષ્ણદેવ પોતાને હાથે શિવલિંગ બનાવી તેની પુજા કરતા. એક દિવસ એકચિત્તે તેઓ શિવપૂજા કરતા હતા, હૃદય પાસેજ બેઠો હતો, તે સમયે મથુરાનાથ ત્યાં આવી પહોંચ્યા. મૃત્તિકાના શિવ, ત્રિશૂળ, ડમરૂ અને પોઠીયાની અનુપમ રચના જોઇ તેઓ આશ્ચર્ય પામ્યા. તેમણે હૃદયને પૂછ્યું: "આ શિવલિંગ વગેરે કોણે બનાવ્યું છે ?" હૃદયે કહ્યું: "મામાએ પોતાને હાથે બનાવ્યું છે." એ સાંભળી મથુરને વિશેષ આશ્ચર્ય ઉપજ્યું. તેઓ પૂજા પૂર્ણ થતા સુધી ત્યાંજ બેસી રહ્યા. પૂજા થઇ રહ્યા પછી તે મૂર્તિઓ સાચવીને રાણી રાસમણિ સમક્ષ લઇ જવામાં આવી, અને રામકૃષ્ણની અત્યંત પ્રશંસા કરી કહ્યું: "જો રામકૃષ્ણને કાલી-પૂજા કરવા નિમ્યા હોય તો તેઓ અતિ શિઘ્ર કાલિમાતાને જાગ્રત કરી શકશે." બન્ને જણે વિચાર કર્યા પછી મથુરાનાથે રામકૃષ્ણ પાસે આવી કહ્યું: "મહારાજ ! કૃપા કરી તમારે કાલી-માતાની પુજાનું કાર્ય સ્વીકારવું પડશે."

રામકૃષ્ણદેવે ઉત્તર દીધો: "હું તો મન્ત્રતન્ત્ર જેવું કશું જાણતો નથી. શાસ્ત્રવિધિ અનુસાર પુજા શી રીતે કરી શકીશ ?"

મથુરાનાથે કહ્યું: "મહારાજ ! તમારા હૃદયમાં જે પ્રકારની ભક્તિ વિદ્યમાન છે, તે ભક્તિ-પ્રેમ વડેજ તમે કાલીમાતાને બાંધી દેશો. તમારી

પૂજામાં મન્ત્ર તન્ત્રની દરકાર નથી. તમે ભક્તિ ભાવથી જે શબ્દો બોલીને પૂજા કરશો તેનાથીજ માતાજી સંતુષ્ટ થઈ પૂજા સ્વીકારશે. ” મથુર બાબુના એવા અપાર વિશ્વાસ ઉપર પ્રસન્ન થઇ રામકૃષ્ણદેવે જગતમાતાનું પૂજા-કાર્ય સ્વીકાર્યું, અને રામકુમારે વિષ્ણુ પૂજાનું કાર્ય કરવા માંડયું. હૃદય પોતાના ન્હાના મામાની સહાયતાનું કાર્ય કરતો. તે માકાલીને સારી પેઠે શૃંગારથી સજાવી દેતા, અને રામકૃષ્ણ મદ્યપાનથી ઉન્મત્ત બનેલા મદમસ્તની પેઠે વિશ્વજનની પૂજા કરતા. તેઓ ભૂત શુદ્ધિ અંગન્યાસાદિ કરતી વખતે સમસ્ત પ્રત્યક્ષદેવી દર્શન કરી પૂજા કરતા. “**रं इति जल धारया अग्नि प्राकारं विचिन्त्य ।** ” વગેરે ઉચ્ચાર કરતી વખતે તેઓ અગ્નિનું કુંડાળુ પ્રત્યક્ષ જોતા અને તેમની સર્વ બાહ્ય ઇન્દ્રિયો શિથિલ થઈ જતી. આ સમયે જે કોઇ મનુષ્ય તેમની પૂજા અને સુંદર આરતિનું અવલોકન કરતા તેઓ પોતાને ભાગ્યશાળી સમજતા, અને તેઓ એમજ માનતા કે સાક્ષાત્ બ્રહ્મણ્યદેવજ કાલી માતાની પૂજા કરી રહ્યા છે, અને પોતે પૂર્વ જન્મના પુણ્ય ફળને પ્રતાપેજ સ્વનેત્રે આ અલૌકિક દર્શન કરી રહ્યા છે.

શ્રી રામકૃષ્ણે દેવિ-પુજાનું કાર્ય સ્વીકાર્યું હતું ખરૂં પરંતુ તે અતિ શ્રદ્ધા-ભક્તિ સહિત દેવીની પુજા કરતા. ક્વચિત્ તેઓ દેવીને સુવાસિક પુષ્પમાળાઓ વડે સુસજ્જિત કરી પ્રાણ તૃપ્ત કરતા. ક્વચિત્ દેવીનાં ચરણ કમળમાં કમલ-કુસુમ અથવા બિલ્વ જુઇ સ્થાપન કરી એવી ચરણ-શોભાનાં દર્શન કરી આનંદ સાગરમાં નિમગ્ન થઇ જતા. ક્વચિત્ પ્રસંગે રામપ્રસાદ, કમલાકાન્ત, અને ક્વચિત્ નરેન્દ્ર ( પાછળથી વિવેકાનંદ તરીકે પ્રસિદ્ધ થયેલા તે ) આદિ શક્તિ-સાધકોએ રચેલી શક્તિ-વિષયક સંગીતનાં ગાન કરતા. ક્વચિત્ તેઓ બે હાથ જોડી, નેત્રદ્વારા આંસુની ધારા વર્ષાવતા દીન વદને બોલતાઃ “ઓ મા ! મ્હારાપર દયા કર મા ! તેં મા રામપ્રસાદ પર દયા કરી ત્યારે મ્હારાપર કેમ દયા કરતી નથી મા ! મા ! હું શાસ્ત્ર ભણ્યો નથી મા ! હું પંણ્ડિત નથી મા ! મા ! હું કંઇ જાણતો નથી! કંઈ સિખ્યો નથી ! હું કશું જાણવા-શિખવા મ્હાતો નથી ! તું મ્હારા પર દયા કરશે કે નહિં તે કહે મા? મા! મ્હારો પ્રાણ જાય છે મા, મ્હને દર્શન આપો. હું અષ્ટ-

સિદ્ધિ માંગતો નથી ! મા, હું લોકો પાસેથી માન મેળવવા ઇચ્છતો નથી ! કોઇ મ્હને ઓળખે, માને કે માન આપે, એવી પણ મ્હને ઇચ્છા નથી મા ! તું મ્હને દર્શન આપ મા ! " રામકૃષ્ણ નિત્ય સંધ્યા સમયે આરતિ કરી રહ્યા પછી એકલા દેવીની સ્હામે બેસી રહેતા અને માતાનાં દર્શન કરવા માટે તેમની કેટલીએ પ્રાર્થના કરતા. જે સમયે ભક્તો દેવ દેવીના મંદિરમાં પ્રવેશ કરે છે તે સમયે તેમના હૃદયમાં કેવો અપૂર્વ ભક્તિનો પ્રવાહ વહન થાય છે તેનો અનુભવ પ્રત્યેક ભક્તોનેજ થઇ શકે છે. તે કદીપણ વાક્ય કિંવા શબ્દો દ્વારા પ્રકટ કરી શકાય નહિ. આ પ્રમાણે દેવીના મંદિરમાં, દેવી સમક્ષ, તેમાં પણ વળી નિર્જન સ્થાન, તે સાથે એક બાળકનો સરલ અને અકપટ વિશ્વાસ અને પ્રેમ. જે જે અવસ્થા અનુકૂળ થતાં મનુષ્યને ઇશ્વર દર્શન થાય છે અર્થાત્ પ્રેમ અને અકપટ વિશ્વાસ ઉત્પન્ન થવો જોઇએ તે બન્ને રામકૃષ્ણને થયાં હતાં. ઇશ્વર પ્રત્યે વિશ્વાસ સ્થાપવો અને તેમનાં શ્રીચરણમાં મન અર્પણ કરવું એવો પ્રત્યેક ધર્મનો મુખ્ય ઉપદેશ છે તેજ ઉપદેશ રામકૃષ્ણે ગ્રહણ કર્યો હતો અર્થાત્ ધર્મના મ્હોટા ગ્રંથો ભણ્યા શિવાયજ તેમના હૃદયમાં એવીજ પ્રેરણા થઇ હતી એમ કહેવું પડશે. તેઓ રાત્રિ દિવસ માકાલીના ધ્યાનમાં–વિચારમાં–નિમગ્ન રહેતા. ક્રમે ક્રમે તેજ કારણથી તેમના પ્રાણવ્યાકુલ થઇ ઉઠયા. જે સમયે તેમના પ્રાણે રોદન કર્યું, જે સમયે બ્રહ્મમયી માતાના દર્શન માટે તેમના પ્રાણ દોડયા, જ્યારે જગત્‌ની સમસ્ત બાહ્ય વસ્તુમાંથી તેમના પ્રાણે વિદાયગીરી લીધી, જ્યારે માતાનાં દર્શન વિના તેમના પ્રાણ ઓઠે આવી પહોંચ્યા, ત્યારે અન્તર્યામિની–જગતજનનીએ પણ તે વાત જાણી લીધી. એક દિવસ શ્રીરામકૃષ્ણ દેવીના સમ્મુખ બેસી " મા ! મ્હને દર્શન આપ મા ! " કહીને રોદન કરતા હતા. તેમના નેત્રમાંથી ચોધાર આંસુ ચાલ્યા જતાં હતાં તે સમયે તેઓ એકાએક ઉન્મત્ત જેવા થઈ ગયા. તેમનુ મુખ અને નેત્રો રાતાંચોળ થઇ ગયાં, ચક્ષુની દ્રષ્ટિ બાહ્ય જગત્‌માંથી અંતર્હિત થઇ ગઈ, અવિરામ નયન ધારા વડે તેમનું વક્ષઃસ્થળ ભિંજાઇ જઇ, જે સ્થળે તેઓ બેઠા હતા તે સ્થળ જાણે તણાવા લાગ્યું. તે સમયે અન્ય મનુષ્યો તેમને અન્ય સ્થાને લઈ ગયા. બીજે દિવસે, દિવસને સમયે

તેઓ નેત્રો ઉઘાડી શકયાં નહિ. તેમના મુખમાં પરાણે આહાર ખોસવામાં આવ્યો ત્યારેજ તેઓ ભોજન કરી શકયા. અજાણુતાંજ મળમૂત્ર ત્યાંજ વિસર્જન થઇ જતું, તેમ છતાં માત્ર તેઓ “મા” બોલી શકતા અને “ મા, મા, ” કહીને રોદન કરતા. શ્રી રામકૃષ્ણુની એ અવસ્થા ક્રમે ક્રમે વૃદ્ધિ પામવા લાગી. તે સમયે તેમની અવસ્થા જાણે માતાનુ સ્વપ્ન પાન કરનાર ન્હાના બાળકના જેવી થઇ રહી હતી. બાળક જેમ પોતાની માતાને નહિં જોવાથી “ મા, મા. ” કહીને બુમો પાડે છે તેમ શ્રી રામકૃષ્ણુને જોતાંજ જોનારને બરાબર તેવુંજ ભાન થતું હતું. પરંતુ ખરી રીતે જોતાં તે સમયે તેમની કેવી અવસ્થા થઇ હતી તે અમે કેવી રીતે જાણી શકીએ અથવા કેવી રીતે તેનું વર્ણન કરી શકીએ ? તેમ છતાં તેમનાં બાહ્ય લક્ષણુ જોતાં, શાસ્ત્રની સહાયતાથી અને સાધુપુરૂષોનાં વાક્ય સાંભળીને અને ગુરૂ મહારાજના કૃપા પ્રસાદથી અમે માત્ર એટલુંજ કહી શકીશું કે તેઓ વિરહાવસ્થામાં આવી પડયા હતા. કારણુકે એક વખત તે સચ્ચિદાનંદમયીની જ્યોતિતેજપુંજ મૂર્તિનાં દર્શન કર્યા પછી અને તેની સુંદર છબિ, અલૌકિક રૂપ લાવણ્ય, અનિર્વચનિય ભાવકાંતિ, અને જગદાનન્દનો રૂપ–પુંજ જોયા પછી તેનાથી વંચિત થતાંજ શ્રી રામકૃષ્ણુના અંતરમાં વિરહ ઉપસ્થિત થયો હતો. એવી વિરહાવસ્થા આવવાનું વિશેષ તાત્પર્ય છે. ઇશ્વરનાં દર્શન કર્યા વિના, તેનું અસ્તિત્વ ઉપલબ્ધ કર્યા વિના, તેના સ્વરૂપનું જ્ઞાન–પ્રાપ્ત કર્યા વિના, માત્ર નામ શ્રવણુ કર્યાથીજ જ્યારે મનુષ્યોના અંતરમાં પ્રબલ પ્રેમનાં લક્ષણો પ્રકટ થઇ શકે છે ત્યારે પછી એક વખત તેનાં દર્શન કર્યાથી અથવા કોઇ પ્રકારે તેની અસાધારણુ શક્તિનો પ્રકાશ જોયાથી મનુષ્ય–પ્રેમ વિશેષ વૃદ્ધિ પામે એમાં કંઇ પણુ વિચિત્રતા નથી. ઇશ્વિરનો સાક્ષાત્કાર થયા વિનાજ, શ્રી રામકૃષ્ણુનો ઇશ્વર પ્રેમ અત્યાર પ્હેલાં છેલ્લી હદે પહોંચ્યો હતો તો પછી હવે ઇશ્વર દર્શન થયા પછી માત્ર નેત્રવડે જોયાથીજ તેમના પ્રાણુ તૃપ્ત થાય ખરા કે ? કોઇ મહાત્મા સાથે આપણો સાક્ષાત્કાર થાય છે ત્યારે છેવટે તેમના મુખમાંથી બેચાર વાક્યો સાંભળ્યા સિવાય કદી પણુ ત્યાંથી અન્ય સ્થળે જવાની આપણુને ઇચ્છા થતી નથી તો પછી જે મહાનથી

પણ મહાન્ છે, જે શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ છે, જે આનંદથી પણ પરમાનન્દ છે, જે સત્‌થી પણ સત્ છે, જે મંગલથી પણ પરમમંગલ છે, તેનું સ્વરૂપ—દર્શન કરીને શ્રી રામકૃષ્ણ પ્રેમાકાંક્ષી ના થાય, તેનો વિચાર કરી તે સાબિત કરી આપવાની જરૂરજ નથી. જે સ્વરૂપ વિચારથી પણ અતીત છે, વિજ્ઞાન-શાસ્ત્ર જેના સ્વરૂપનું તાદ્રસ્ય વર્ણન કરી શકતું નથી, જેનો મહિમા અપાર અનંત અને અતુલ છે, જેને માટે, અગણિત શાસ્ત્ર, અગણિત મત, અને અગણિત ભાવ, વિભિન્ન અર્થદ્વારા પરિચય આપે છે, વેદમાં જેને અવ્યક્ત, અચિન્ત્ય, અને અનાદિ દર્શાવી પતાવી દેવામાં આવ્યું છે, ષડ્ દર્શનમાં જેના દર્શનને એક પ્રકારે અદર્શન બનાવી દીધું છે, પુરાણમાં જેના રૂપનું કેટલાએ પ્રકારે વર્ણન કર્યું છે, શ્રીમદ્ ભાગવતમાં જેના પ્રેમની વાર્તાઓનો પ્રવાહ વહી રહ્યો છે; તેજ જગત્ પતિ, જગદીશ્વરનાં દર્શન કરી મનમાં કયા પ્રકારનો આનન્દ અને ઉત્સાહ ઉત્પન્ન થવાનો સંભવ છે તે વાત સાધારણ પ્રકારના મનથી સંપૂર્ણ બહિર્ભૂત કહી શકાશે.

સમાધિની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી માનસિક અવસ્થા બદલાઇ જઇ, જ્યાં સુધી શ્રીરામકૃષ્ણદેવ બાહ્યપૂજા કરતા અટકયા નહોતા ત્યાં સુધી ઉપર લખ્યા પ્રમાણેજ તેઓ જગદમ્બાની પૂજા કરતા હતા. ત્યાર પછી તેમના ભાણેજ હૃદયનાથ માતાજીની પૂજા કરવા લાગ્યા હતા. એ સંબંધી અમે હૃદયનાથને મુખેથી નીચે પ્રમાણે સાંભળ્યું છે:—

" એક દિવસ રામકૃષ્ણદેવ ગાંડા ઘેલા જેવા વેશે પૂજા કરી રહ્યા હતા તે સમયે મથુરાનાથ વિશ્વમાતાની મનોહર પૂજાનાં દર્શન કરવા મંદિ-રમાં આવી બેઠા. સમાધિનિષ્ઠ શ્રીરામકૃષ્ણદેવ પૂજા કરતાં કરતાં એકાએક આસન ઉપરથી ઉઠી, હૃદયનો હાથ ઝાલી તેને પૂજારીના આસન ઉપર બેસાડી બોલ્યા કે: " મ્હારી પૂજા વખતે જેવું થશે તેવુંજ હૃદુ પૂજા કરશે ત્યારે પણ થશેજ. " મથુરાંનાથે તે વખતે કાંઇ પણ કહ્યું નહિં પણ થોડી-વાર પછી તેને વેગળે લઇ જઇ કહ્યું: " તુમારા ભાગ્યની હદ નથી. બહુ સારૂ. તમે કોઇ એક પણ્ડિતની પાસે જઇ પૂજા પદ્ધતિ શીખી આવો. " હૃદયે તે પ્રમાણેજ કર્યું. પૂજા સમયે શ્રીરામકૃષ્ણદેવ પાસે આવતાં તેમને જમણી

બાજુએ બેસાડી અર્ઘ્ય, ચન્દન, પુષ્પવડે કાળીમાતા જાણી એક ચિત્તે તેમની પણ પૂજા કરતા.

રાણી રાસમણિ પ્રતિષ્ઠિત કાળીમાતાની મૂર્તિનાં દર્શન કરવા માટે દૂર દેશદેશાન્તરમાંથી અનેક બાળ, યુવા, વૃદ્ધ, ધનવાન—દરિદ્ર આવવા લાગ્યા. તેમાં જેની જેવી શક્તિ, તે પ્રમાણે તેઓ ભેટ ધરી કાળીમાતાનાં દર્શન કરી, પોતાને ભાગ્યશાળી માનતા. રાસમણિના દેવાલયની પ્રચલિત નીતિ અનુસાર ભેટનું દ્રવ્ય પુજારીઓને મળતું તેમ છતાં રામકૃષ્ણદેવ તે પુષ્કળ દ્રવ્યને સ્પર્શ પણ કરતા નહિ. તે દ્રવ્ય હૃદયને આપી કંગાલ દરિદ્રીઓમાં વહેંચાવી દેતા. ”

કાલીમાતાની પૂજા કર્યા પછી તેઓ ઘણો વખત સુધી રામપ્રસાદ રચિત જગદમ્બા વિષયક ગાન ગાઇ માતાજીને સંભળાવતા. તે સમયે આનન્દાશ્રુવડે તેમનું વક્ષઃ સ્થળ પલળી જતું. ક્વચિત્ રડયાજ કરતા, અને કહેતા કેઃ “ મા ! તું મ્હને દર્શન દે મા ! તું સાંભળે છે કે નહિ મા ? તેં રામપ્રસાદને દર્શન દીધાં અને મ્હને નહિ દે મા ? ” ઘણા દિવસ પર્યંત એ પ્રમાણે કરતાં કરતાં તેમના મનનો વેગ એટલો બધો પ્રબળ થઇ ઉઠયો કે જેથી તેઓ વ્યાકુલ થઇ છટ્ફટ્ કરવા લાગ્યા ! ધ્યાન કરવા બેસતા તે વખતે પત્થરના પુતળાની પેઠે સ્થિર બાહ્ય જ્ઞાન શૂન્ય થઇ જતા, અને એવીજ અવસ્થામાં ત્રણ ચાર કલાક વીતી જતા. ધીમે ધીમે ગાઢ ધ્યાનાવસ્થા વધવા લાગી, અને ઘણો લાંબો વખત સુધી જડવત્ થઇ બેસી રહેવા લાગ્યા. આ વખતે તેમનાં નેત્રો ઉઘાડાં હોય કે મીચાયલાં પણ તેમને બાહ્યજ્ઞાન રહેતું નહિ. જગજ્જનનીની પૂજા કરતાં પહેલાં આત્મપૂજા કરતી વખત પોતાને મસ્તકે પુષ્પ ચઢાવતાંજ વિહ્વળ ચિત્ત—સંજ્ઞાહીન થઇ જતા. ક્વચિત્ આરતિ કરતાં કરતાં ચોધાર આંસુવડે છાતી પલાળી નાંખતા. એ સમયે નેત્રો અને મુખમણ્ડલ રાતું ચોળ, મદ્યપાન કરેલું હોય તેમ સર્વાંગ લથડતું, જાણે બાહ્ય ચૈતન્ય હોય નહિ તેમ, કેટલીએવાર પર્યંત આરતિ કર્યાજ કરતા. જાણે શુદ્ધિજ નહિ. ડાબા હાથનો ઘણ્ટ અને જમણા હાથની આરતિ ચાલ્યાંજ કરતી ! ક્રમે એક કલાક વીતી જતો તોપણ વિશ્રામ

નહિં. તેમની જોડે ઉભા રહી જેઓ ઝાંઝ, ઘડીઆળ વગાડતા તેમના હાથ પગ થાકી જતા. તેમ છતાં બીજો કલાક નીકળી જતાં તેઓએ વગાડવું બંધ કરી દીધું; પરંતુ રામકૃષ્ણદેવ તો સમાનભાવે આરતિ–ઘણ્ટા ચલાવ્યાજ કરતા! માત્ર વચમાં વચમાં "મા! મા!" એવો શબ્દોચ્ચાર કરતા!

એ સમયે તેઓ પોતાના હૃદયમાં અને બહાર, સમાનભાવે મા કાલીનાં પ્રત્યક્ષ દર્શન કરી પૂજા કરતા. તેમની ચિત્તવૃત્તિ મા કાલીના દર્શનમાંજ સ્થિર થઇ જતી. તે સમયે તેમનામાં અપૂર્વ બળ આવતું. ક્વચિત્ તેઓ મા કાલીના ચરણમાં બિલ્વ–પુષ્પ ચઢાવી પૂજા કરતા. ક્વચિત્ પોતાના હાથમાં એક અર્ધ્ય લઇ પોતાની મેળેજ મા કાલીના પાદપદ્મમાં નહિ અર્પણ કરતા પ્રથમ પોતાના મસ્તકે અને હૃદય ઉપર સ્પર્શ કર્યા પછી મા કાલીના પાદપદ્મમાં ચઢાવતા. તેઓ કહેતા કે: "માતાજીના ચરણમાં અર્ધ્ય ચઢાવવા જતાં હાથ એની મેળેજ વંકાઇ જઇ પોતાના શરીર પર પડતો. ક્વચિત્ સિંહાસન ઉપર એક પગ રાખી મા કાલીની દાઢી ઝાલી પોતાનો પ્રેમભાવ દર્શાવતા. ગાન ગાતા–ખડખડાટ હસતા–વાતો કરતા–વળી ક્વચિત્ વિશ્વજનનીનો હાથ પકડી અનુપમ નૃત્ય કરતા! ક્વચિત્ ભોગનું અન્ન માતાજીને નિવેદન કરતાં કરતાં કુદકો મારી થાળ પાસે જતા અને તેમાંથી કિંચિત્ અન્ન લઇને મા કાલીના મુખમાં આપતા અને પછી માતાજી સ્હામે જોઇ બોલતા કેઃ "શું કહે છે મા? હું ખાઉં? વારૂ, લે, હું ખાઉં છું." એમ કહી કિંચિત્ પોતે ગ્રહણ કરતા અને વળી પાછા માતાજીના મુખમાં ખવડાવતા. એક દિવસ ભોગ નિવેદન કરે છે એટલામાં એક બિલાડીએ મ્યાઉં, મ્યાઉં કરતાં ત્યાં પ્રવેશ કર્યો. તેને જોઇ શ્રી રામકૃષ્ણે કહ્યુંઃ "મા, તું ખાશે? મા, તું ખાશે?" એમ બોલી બિલાડીને ભોગમાંથી થોડું અન્ન આપ્યું હતું ત્યાર પછી તેને માતાજીના પલંગ ઉપર, માતાજી જાણીનેજ શયન કરાવ્યું હતું. ક્વચિત્ તો પલંગમાં તેઓ પોતેજ શયન કરતા.

આ સમયે તેમને મન્ત્ર ગ્રહણ કરવાની વાસના થઇ. તેથી કલકત્તા બૈઠક–ખાના નિવાસી તાન્ત્રિક કેનારામ ભટ્ટાચાર્યની પાસેથી શક્તિમન્ત્ર લેવાનો દિવસ નક્કી કર્યો. કેનારામે મંદિરમાં માતાજીના સમ્મુખ રામકૃષ્ણદેવના કાનમાં

મન્ત્રનો ઉચ્ચાર કર્યો તેજ ક્ષણે તેઓ હુંકાર ધ્વનિ કરી સમાધિસ્થ થયા.

રામકૃષ્ણદેવ સમાધિ અવસ્થામાં આવી જઇ, લોકોના દેખતાં કેટલાંક નિયમ વિરૂદ્ધનાં કાર્ય કરતા તે જોઇ મંદિરના ખજાનચી અને બીજા નોકરોએ એકઠા મળી વિચાર કર્યો કેઃ "ભટ્ટાચાર્ય (રામકૃષ્ણદેવ) ગાંડા થઇ સર્વ નષ્ટ કરવા બેઠા છે. માતાજીને ભોગ—પૂજા કાંઇ બરાબર થતું નથી. ઉલટું સર્વત્ર અનાચાર ચાલે છે. ગાંડાની પેઠેજ બધું કરે છે. એ બધી વાત, મથુરબાબુને જણાવવીજ જોઇએ." સર્વ નોકરોએ એવી સલાહ મસલત કરી સર્વ વાત મથુરાનાથને નિવેદન કરી. તેઓ એક દિવસ દક્ષિણેશ્વર આવી ગુપ્ત રીતે સર્વ જોવા લાગ્યા. તેમણે રામકૃષ્ણદેવની જે ક્રિયા—કર્મ જોઇ તે ઉપરથી તેઓ અતિ વિસ્મય પામ્યા. તેમના મનમાં નિશ્ચય થયો કેઃ "શ્રી રામકૃષ્ણને કાલીમાતાનો સાક્ષાત્કાર થયો છે, એમની પૂજા તેજ વાસ્તવિક પૂજા થાય છે, અને એમની પૂજાજ કાલીમાતા ગ્રહણ કરે છે." એવો નિર્ણય કરી તેમણે રામકૃષ્ણદેવને સાષ્ટાંગ પ્રણામ કર્યા. મંદિરના નોકરોએ નિશ્ચય કર્યો હતો કેઃ "મથુર આવી શ્રી રામકૃષ્ણને રજા આપશે." પરંતુ તેમ નહિ કરતાં મથુરને સાષ્ટાંગ પ્રણામ કરતો જોઇને અને "આટલા દિવસ પછી મા કાલીની પ્રતિષ્ઠા સાર્થક થઇ, અને પૂજા પણ આટલા દિવસ પછી સાર્થક થઇ." એવું શ્રવણ કરી તેઓ આશ્ચર્ય પામ્યા. આ સમયે રામકૃષ્ણદેવ સમાધિ જેવી સ્થિતિમાં મસ્ત હતા. તેમનું શરીર લથડતું, ચૈતન્યરહિત થતું. મથુરે પણ એ જોઇને ભાવના—તરંગમય હૃદયે જાન—બજારમાં (પોતાને ઘેર) આવી ત્યાંથી પત્રદ્વારા મંદિરના નોકરોને સૂચના આપી કેઃ "રામકૃષ્ણદેવ જે સમયે જે માંગે, અથવા તેમની જે સમયે જે ઇચ્છા હોય તે પ્રમાણેજ કરવું. તેમના વિરૂદ્ધ કોઇએ કાંઇ પણ બોલવું નહિ." એ પત્ર મળતાં નોકરો વિશેષ આશ્ચર્ય પામ્યા. ત્યારથીજ તેઓ શ્રી રામકૃષ્ણદેવ પ્રત્યે કોઇ પણ પ્રકારનાં વિરૂદ્ધાચરણ કરવાનું સાહસ કરતા નહિ.

રામકુમારે, એક વર્ષ પર્યંત રાણી રાસમણિના દેવાલયમાં નિવાસ કર્યા પછી (આ સમયે) પરલોકગમન કર્યું હતું. તેમના કાકાનો પુત્ર રામતારક ચટ્ટોપાધ્યાય તેમની નોકરી લેવા માટે દક્ષિણેશ્વર આવ્યો હતો, પરંતુ દેવા-

લયનું અન્ન ગ્રહણ કરવાની ના પાડવાથી મથુરાનાથે તેને કહ્યું કે: "આપના ભાઇ શ્રી રામકૃષ્ણ, અને આપના ભાણેજ હૃદય, કેમ અન્ન ગ્રહણ કરે છે? તેઓ જ્યારે અન્ન ગ્રહણ કરે છે ત્યારે આપને અડચણ શી?"

રામ-તારકે (હલધારીએ) કહ્યું: "મહાશય! મ્હારા ભાઇની અવસ્થા એક ચોક્કસ પ્રકારની થઇ છે. તેથી તેમનો કશો દોષ થતો નથી, પરંતુ મ્હારી તેવી અવસ્થા થઇ નથી. હું શી રીતે અન્ન આહાર કરૂં? હું ભોજન કરૂં તો મ્હને દોષ લાગે." એ સાંભળી મથુરે સન્તુષ્ટ ચિત્તે હલધારીને માટે કોરૂં સીધું આપવાનો બન્દોબસ્ત કર્યો. હલધારી સીધું લઇ પંચવટી નજીક એક ભાંગેલી ઓરડીમાં પોતાને હાથે રસોઈ બનાવી ભોજન કરતો.*

## ચતુર્થ અધ્યાય.

### લગ્ન-દેવળમાં પૂજારી.

આ પ્રમાણે શ્રીરામકૃષ્ણદેવે ભાવ-ઉન્મત્તદશામાં ત્રણચાર વર્ષ નિર્ગમન કર્યા પછી તેમના આત્મીયજનોએ તેમનો વિવાહ કરવાનું નક્કી કર્યું. એક દિવસ તેઓ પોતાના ભાણેજ હૃદયના ઓરડામાં બેઠા હતા, તે સમયે એક અતિથિ ખંજરી વગાડી ગાન ગાતો હતો, તેથી ગામના અનેક મનુષ્યો તે ગાન સાંભળવા આવી પહોંચ્યાં હતાં. તે ટોળામાં એક વૃદ્ધા બ્રાહ્મણીને પોતાની ત્રણ વર્ષની દૌહિત્રીને કેડે બેસાડી ત્યાં ગાન સાંભળવા આવેલી જોઇ ટોળામાંથી એક મનુષ્યે તે બાલિકાની મશ્કરી કરતાં પૂછ્યું: "બ્હેન! તું આટલા બધા લોકોમાંથી કોની જોડે પરણશે?" તેજ ક્ષણે બાલિકાએ શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ તરફ આંગળી બતાવી હતી. હૃદયે કહ્યું હતું કે: એ બનાવ બન્યા પછી બે વર્ષે શ્રીરામકૃષ્ણદેવના સગાં સંબંધીઓએ તે બાલિકાની જન્મપત્રિકા જોઇ તેનીજ સાથે વિવાહસંબંધ નક્કી

* આ વાત હૃદયાનંદ મુખોપાધ્યાયે કહી છે.

કર્યો હતો. તેઓ જ્યારે પંદર કિંવા સોળ વર્ષના થયા તે સમયે તેમના વડિલોએ તેમનો વિવાહ કરવાની વ્યવસ્થા કરી. વિવાહની વાત સાંભળીને રામકૃષ્ણદેવે કંઇ પણ વાંધો દર્શાવ્યો નહતો. ઉલ્ટું તેઓ તો એ વાત સાંભળી આનંદ પામ્યા હતા. તેમ છતાં વિવાહ એટલે શું? વિવાહ કરવાનું કારણ શું? એ સંબંધી તેઓ કશું સમજતાજ નહોતા. ઘણું ખરૂં તો ઇશ્વરાનુરાગી ૧૫-૧૬ વર્ષનો બાળક એની વાતોમાં ન સમજે એ સ્વાભાવિકજ છે.

રામકૃષ્ણદેવના સ્વદેશની પાસે જયરામવાટી નામક ગામમાં, રામચન્દ્ર મુખોપાધ્યાય નામક એક મનુષ્યની કન્યા સાથે રામકૃષ્ણદેવનો વિવાહ કરવાનું નક્કી થયું. કન્યાનું નામ શ્રીમતી સારદામણિદેવી હતું. એ સમયે સારદામણિનું વય આઠ વર્ષનું હતું.

લગ્નનો દિવસ પણ નક્કી કરવામાં આવ્યો. રામકૃષ્ણદેવ આનંદભરેલે ચિત્તે, શુભ મુહૂર્તમાં દેશ તરફ રવાના થયા, અને શુભ લગ્ન સમયે લગ્નાદિ કાર્ય સંપૂર્ણ થયું. સાસરામાં તેમણે કાલીમાતાનાં ગાયન સંભળાવી સર્વેને આનન્દ આપ્યો હતો. ત્યાર પછી પુનઃ દક્ષિણેશ્વર આવી પોતાનું કાર્ય કરવા પ્રવૃત્ત થયા હતા. લગ્ન થયા પછી પ્રસંગોપાત તેમને પોતાની પત્નીની વાત યાદ આવતી. ક્વચિત્ મનમાં સાસરે જવાની વાસના પણ થઇ આવતી. પરંતુ મનની વાસના મનમાંજ ઉત્પન્ન થઇ, મનમાંજ ક્રીડા કરતી અને મનમાંજ લય પામી જતી.

રામકૃષ્ણદેવ પ્રથમથીજ જાણતા હતા કેઃ મનુષ્યોને માટે વિવિધ પ્રકારના સંસ્કારો નિર્માણ થયા છે. જેમકેઃ કર્ણવેધ, ચુડાકરણ, દીક્ષા, યજ્ઞોપવીત, વિવાહ વગેરે. વિવાહ વખતે તેમના મનમાં એ વિચારો બહુ બળવાન થયા હતા, તેથીજ કદાચ તેમણે લગ્ન સમયે કોઇ પ્રકારનો વાંધો લીધો નહિ હોય. લગ્ન થયા પછી સાસરે જવાની તેમને અભિલાષા થતી હતી તેનું કારણ તેઓ પોતેજ જાણતા નહોતા. કલ્પના થઇ શકે છે કેઃ દેવમંદિરમાં નિવાસ કરતાં મનુષ્યો જે સમયે તેમનાં લગ્ન સંબંધી વાતચિત કરતાં ત્યારેજ તેમના મનમાં સાસરે જવાની વાત યાદ આવતી હશે પરંતુ તેમની તે આશા પરિપૂર્ણ થઈ નહોતી.

કામારપુકુરમાં રહેતા તે સમયે રામકૃષ્ણુદેવ પોતાના ઘરની પાસેના સ્મશાનમાં નિત્ય જતા અને કોઇ કોઇ દિવસ તો ત્યાં એક બે રાત્રિ એકલા નિવાસ પણુ કરતા. ઘણા દિવસ પહેલાં તેમણે તે સ્મશાનમાં એક બિલીનું વૃક્ષ રોપી તેની આસપાસ તુળસીના છોડ વાવ્યા હતા. આ સમયે તેઓ તે સ્થાનમાં બેસી ગુપ્ત રીતે સાધના કરતા. સાંભળ્યું છે કે: તે બિલીનું વૃક્ષ અદ્યાપિ પર્યંત વિદ્યમાન છે.

દક્ષિણેશ્વર પધાર્યા પછી તેમનો ભગવદ્ વિરહ એટલો બધો પ્રબળ થઇ ઉઠયો હતો કે: "મા ! દર્શન આપ—ઓ મા ! દર્શન આપ મા !" એમ કહી કરૂણુરૂદન કરતા, અને પૃથિવી સાથે મ્હોં ઘસતા ! એમ કરતાં કરતાં ક્વચિત્ મ્હોં ઉપર છોલાઇ જતું અને તેમાંથી દડ્ દડ્ ધારે રક્ત પડતું ! કવચિત્ તેઓ બ્હાવરા જેવા બની વિચાર કરતા ભાગીરથીને કિનારે ગાંડા જેવા બેસીજ રહેતા, અને ઉચ્ચ સ્વરે "મા ! ઓ મા ! મ્હારી મા ! મ્હને દર્શન આપ મા ! મ્હને માન જોઇતું નથી. મ્હને ઐશ્વર્ય જોઇતું નથી, મ્હને કાંઇ પણુ જોઇતું નથી. મા ! માત્ર તું મ્હને દર્શન આપ મા !" એમ કહી હૃદય—વિદારક રોદન કરતા ! નજીક ઉભેલાં મનુષ્યોએ તેમના મનના ભાવ સમજ્યા વગરજ ભટ્ટાચાર્યજી મહારાજ ગાંડા થયા છે એવો સિદ્ધાંત કર્યો હતો.

શ્રી રામકૃષ્ણુ એવી ઉન્મત્તાવસ્થામાં ક્રમાન્વયે છ માસ પર્યંત રહ્યા હતા. શાસ્ત્રમાં વિરહનાં જે સર્વ લક્ષણો આલેખવામાં આવ્યાં છે, તે સર્વ લક્ષણોનાં તેમનામાં દર્શન થતાં હતાં. ત્યાર પછી ધીમે ધીમે તેમની એ અવસ્થા કિંચિત્ પ્રમાણુમાં શાંત પડતી ગઇ હતી.

---

## પંચમ અધ્યાય.

### સાધનાવસ્થા.

રાસમણિના દેવાલયના ઉદ્યાનમાં હમણાં જે સ્થાનમાં પંચવટી છે તે સ્થાનમાં રામકૃષ્ણુદેવે પૂજા કાર્ય સ્વીકાર્યું તે સમયે—પંચવટી સિવાય એક આંબલીનું વૃક્ષ, એક ખાબોચીઉં અને ચારે દિશામાં

જંગલ હતું. તેથી એ સ્થળે કોઇ જતું નહિ. રામકૃષ્ણદેવ તેજ આંબલીના વૃક્ષ નીચે બેસી નિત્ય સન્ધ્યા સમય પછી ધ્યાન ધરતા. હૃદય એ વાત જાણતો નહિ. સન્ધ્યા પછી રામકૃષ્ણદેવને નહિ જોતાંજ તે આમતેમ તપાસ કરતો તેમ છતાં તેમને શોધી શકતો નહિ. એક દિવસ તેણે રામકૃષ્ણદેવને પૂછ્યું: " મામા ! તમે નિત્ય સન્ધ્યા પછી ક્યાં જાઓ છો ?" શ્રી રામકૃષ્ણે ઉત્તર દીધો: " પ્હણે એક આંબલીનું વૃક્ષ છે. તેની નીચે બેસી હું ધ્યાન ધરૂં છું. તે સ્થળે બેસવાથી એની મેળેજ ધ્યાનાવસ્થા થઇ જાય છે. હું તો જાણું છું કે: તે સ્થળે બેસી જે જેનું ધ્યાન ધરશે તે તેને સિદ્ધ થશે."

એ સાંભળી હૃદયે એક દિવસ સન્ધ્યા સમય પછી ત્યાં જઇ જોયું તો રામકૃષ્ણદેવ નગ્ન થઇ તે એકાંત સ્થાનમાં લાકડાના પૂતળા પેઠે બેસી ધ્યાન ધરતા હતા. એ જોઇ હૃદયે કહ્યું: " થયું છે શું? જનોઇ, વસ્ત્ર ફેંકી દઇને નગ્ન થઇ કેમ બેઠા છો ? "

ધ્યાન ભંગ થયા પછી રામકૃષ્ણદેવે કહ્યું: " ત્હને ખબરજ ક્યાં છે ? એ પ્રમાણેજ બાળકની પેઠે જગદમ્બાનું ધ્યાન ધરવું જોઇએ. તે માતા છે. આપણે તેનાં બાળક છીએ. થોડીવારમાંજ વસ્ત્રો પહેરી લઉં છું." હૃદયે વિચાર્યું કે: " આ તો બધું ગાંડાનું કામ. મામા આ પ્રમાણે કેમ આચરણ કરતા હશે ?" એવો વિચાર કરી રામકૃષ્ણદેવને તેમના કાર્યમાંથી વિચલિત કરવા અનેક પ્રકારના ઉપાયો લેવા લાગ્યો. રામકૃષ્ણદેવને ધ્યાન કરવાને સમયે વેગળેથી તે તેમને પત્થરો મારતો, અને નાના પ્રકારનો ઉત્પાત કરવા લાગ્યો. એક દિવસ રામકૃષ્ણદેવે તેને કહ્યું: "તું એમ કરતો નહિ." પરંતુ હૃદયે તે ઉપર ધ્યાન આપ્યું નહિ. તે તો પ્રતિદિન તોફાન કર્યાજ કરતો. શ્રીરામકૃષ્ણ પણ તેને વિશેષ કાંઇ નહિ કહેતાં અવિચલિત ચિત્તે તેનો અત્યાચાર સહન કરવા લાગ્યા. મ્હોટા માણસોના કાર્યમાં એક પ્રકારનો ચેપી ગુણ હોય છે. કેટલાક દિવસ એ પ્રમાણે કર્યા પછી હૃદયને પણ એક દિવસ તે સ્થળે બેસી ધ્યાન ધરવાનું મન થયું. શ્રીરામકૃષ્ણદેવને કાંઇ પણ જણાવ્યા વગરજ તે આંબલીના વૃક્ષ નીચે બેસી ધ્યાન ધરવા લાગ્યો. પરંતુ થોડીવાર પછી હૃદય બૂમ પાડી ઉઠયો કે: " મામા ! બળી મર્યો રે! બળી મર્યો

રે ! મ્હારા શરીર પર કોઇએ ત્રણ આગના અંગારા ફેંક્યા રે ! બળી મર્યો રે મામા ! રક્ષણ કરો ! મામા બચાવો ! મરી ગયો રે !" હૃદયની બૂમો સાંભળી રામકૃષ્ણદેવ ત્યાં જઈ પહોંચ્યા અને "શું થાય છે ?" કહી હૃદયને શરીરે હાથ ફેરવવા લાગ્યા. તેમનો હસ્તસ્પર્શ થતાંજ હૃદયની જ્વાળા બંધ પડી, અને તે શાન્ત પડયો. તે શાન્ત થતાંજ રામકૃષ્ણદેવે કહ્યું ! "જા, ત્હારૂં અવિદ્યારૂપી પાપ બળી ગયું. હવે પછી કોઇ પણ દિવસ તું મ્હારી સાથે ઠઠ્ઠા મશ્કરી કરતો નહિ. હવે તું ક્રમે ક્રમે બધું સમજી શકશે." એ પછીથી હૃદયે કોઇ પણ દિવસ પહેલાંની પેઠે મામાને સતાવ્યા નથી ! તે પછીથી રામકૃષ્ણદેવ જે કાંઇ કરતા તેનો થોડો ઘણો ભાવાર્થ સમજવા તે શક્તિવાન થયા હતા અને જીવતોડ મહેનત કરી તેમની સેવા કરતા.

આ સમયે રામકૃષ્ણદેવ નિયમિત્તરૂપે કાલીમાતાની સેવા કરી શકતા નહિ. હૃદયજ નિયમિત્ત રીતે પૂજા કરતા. રામકૃષ્ણદેવની ઇચ્છા થતાં તેઓ પણ કોઇ સમયે પૂજા કરતા, અને પૂજા કર્યા પછી અનેક ક્ષણપર્યંત જગદમ્બા સંબંધી ગાન ગાતા અને આનન્દાશ્રુવડે છાતી પલાળી દેતા. એક દિવસ તેઓ કાલી માતાની સ્હામે ઉભા રહી એક ચિત્તે ગાન કરી રહ્યા હતા. તે સમયે રાણી રાસમણિ મંદિરમાં આવી તેમની પાસે બેસી ગાન સાંભળવા લાગ્યાં. થોડીવાર પછી રામકૃષ્ણદેવે એકદમ ગાન બંધ કરી રાણીના બરડા ઉપર જોરથી એક થપ્પડ મારી કહ્યું: "હૅં ! આ સ્થળે પણ મુકરદમાનાજ વિચાર ?" ખરૂં જોતાં રાણીનું મન આ વખતે જગદમ્બાના ગાયનમાં ન હોતું. તે એક મુકરદમાનાજ વિચારો કરતાં હતાં." શ્રી રામકૃષ્ણ મનના વિચારો જાણી શકે છે. એમ જાણી રાણીને બહુ આશ્ચર્ય થયું. વળી વિચાર્યું: "શ્રી રામકૃષ્ણ મ્હારા હૃદયમાં પણ જોઇ શકે છે. તેમ ન હોત તો હું મુકરદમાના વિચારો કરતી હતી તે એ શી રીતે જાણે ? એ કાંઇ સાધારણ પુરૂષ નથી." એવો વિચાર કરી, આ બનાવ પછી, રામકૃષ્ણદેવ ઉપર તેમની પ્રગાઢ શ્રદ્ધા બંધાઇ. રાણીની પાસે જે દાસ દાસીઓ ઉભાં હતાં, તેમને રામકૃષ્ણદેવ ઉપર ઘણો ગુસ્સો ચઢયો હતો. રાણી મંદિરમાંથી પોતાના મકાનમાં આવ્યાં ત્યારે દાસ દાસીઓએ કહ્યું: "માતાજી ! ભટ્ટાચાર્ય મહાશયે ( રામકૃષ્ણદેવે ) ઘણુંજ નઠારૂં કામ કર્યું છે."

રાણી રાસમણિ બહુ બુદ્ધિમાન હતાં. તેમણે નમ્રતાથીજ ઉત્તર દીધો : "નહિ, નહિ. તમે જાણતા નથી. આજે મા કાલીએ પોતેજ મ્હને થપ્પડ મારી જ્ઞાન આપ્યું છે. આજે મ્હને જ્ઞાન થયું. તમે જાઓ. આ શરબત અને મિઠાઈ રામકૃષ્ણદેવને આપી આવો." એમ કહી પોતાને હાથે સાકરનું અને બેદાનાનું શરબત બનાવી રામકૃષ્ણદેવની સેવા માટે મોકલ્યું. આ સમયથીજ રાણી ત્યાં આવતાં ત્યારે એક ચિત્તે તેમનું ગાન સાંભળતાં. કેટલાંક ગાયનો તો તેમને ઘણુંજ પ્રિય લાગતાં.

હૃદય, પ્રતિદિન સન્ધ્યા પછી કાલીમાતાની આરતિ કરતો. રામકૃષ્ણદેવ ત્યાં ઉભા રહી આરતિનાં દર્શન કરતા. એક દિવસ સન્ધ્યા પહેલાં હૃદયે રામકૃષ્ણદેવને કહ્યું: "મામા ! ચાલો, આરતિ જોવા ચાલો." રામકૃષ્ણદેવે કહ્યું: "તું જા, હું નહિ આવું." હૃદય વારંવાર આગ્રહ કરવા લાગ્યો, પરંતુ તેઓએ ના જ કહી. તેઓ તો પોતાના ઓરડામાં બેસીજ રહ્યા. થોડી વારમાં આકાશ મણ્ડલ વાદળાંથી ઘેરાઇ ગયું. ગાઢ અંધકાર સર્વત્ર ફેલાઇ ગયો. મંદિરમાં હૃદય એકચિત્તે અંધકાર રૂપિણી માતાજીની આરતિ કરતો હતો. એ સમયે આકાશ કમ્પાવી, ઘોરગર્જના કરતી વિજળી, મંદિર ઉપરના એક શિખર પર પડી. તે શબ્દ સાંભળતાંજ મંદિરનો એક નોકર મૂર્ચ્છા ખાઇ પડયો. શ્રીરામકૃષ્ણદેવ પોતાના ઓરડામાં બેઠા હતા. તે સમયે હૃદયે આવી તેમને વિજળી પડવાના સમાચાર કહ્યા. એટલે તેઓ મંદિરની સ્હામે જોતા બોલ્યા: "હું શું કરૂં ? એ બધી માતાજીની રમત છે." એમ કહી ખડખડ હસવા લાગ્યા. મૂર્ચ્છા પામેલા નોકરના માથા ઉપર પાંચસાત ઘડા જલ રેડયું એટલે તેને ચૈતન્ય પ્રાપ્ત થયું.

એ બનાવ પછી એક દિવસ સન્ધ્યા સમયે રામકૃષ્ણદેવ જે સ્થળે જઇ ધ્યાન કરતા તે સ્થાન બતાવી હૃદયને કહ્યું: "સાંભળ ! આ સ્થળે પંચવટી કરવાની ઇચ્છા થઇ છે. શું કરવું તે કહે જોઉં ?" હૃદયે કહ્યું: "એ તો સાધારણ વાત છે. એને માટે આટલો બધો વિચાર શો ?" એ સ્થાને એક ન્હાનું તળાવ હતું. તેને સર્વે હંસપુકુર કહેતા. એ વાત પછી એક મહિને તે તળાવ સારી પેઠે ખોદાવ્યું. હૃદયે તેની માટી દ્વારા

ખાડા ખાબોચીઆં પૂરાવી જમીન બરાબર સપાટ કરાવી. જંગલ સાફ કરાવ્યું, અને તે સ્થાને અશ્વત્થ, બિલ્વ, અશોક, અને લીંબડાના છોડ રોપી પંચવટી બનાવી આપી. રામકૃષ્ણદેવે પોતાને હાથે માત્ર અશ્વત્થ (પીપળા)નું વૃક્ષ રોપ્યું હતું. તેમણે પંચવટીની ચારે દિશામાં ગોળાકાર રૂપે તુલસીનાં વૃક્ષની વાડ કરી લેવાની આજ્ઞા કરી હતી. હૃદયે તે પ્રમાણે કર્યું હતું, તેના મધ્ય સ્થળમાં એક વેદી ચણી લેવામાં આવી હતી. ભર્તાભારી નામક દેવાલયના માળીએ ચારે બાજુ ઇંટોની ક્યારી ચણી આપી હતી. વૃક્ષો થોડા દિવસમાંજ સતેજ—ઉચ્ચ થઇ ગયાં, અને તુલસી વૃક્ષ તો એટલાં ઉચ્ચ થઇ ગયાં કે તેની વચમાં બેઠેલા ધ્યાનાવસ્થ રામકૃષ્ણદેવને કોઇ જોઈ શકતું નહિ. તેઓ નિત્ય ત્યાંજ બેસી સન્ધ્યા પછી ધ્યાન કરતા.

પંચવટી પ્રસ્તુત કરાવતાં પહેલાં તેમણે વૃન્દાવનથી રજ, રાધાકુણ્ડ અને શ્યામકુણ્ડમાંથી માટી, વગેરે પવિત્ર વસ્તુઓ મંગાવી હતી. પંચવટી તૈયાર થતાંજ હૃદયદ્વારા તે સમસ્ત રજ અને માટી ત્યાં છંટાવી દીધી હતી, અને તેમાંથી કિંચિત્ પોતાના ઓરડામાં એક સ્થળે સ્વહસ્તે સ્થાપન કરી બોલ્યા કે: "આજથી આ સ્થળ વૃન્દાવન થયું છે." તે પછી મથુરને કહ્યું: "મથુર! એક મહોત્સવ કરવાની ઇચ્છા થાય છે." મથુરાનાથને વિશેષ કહેવાની જરૂર નહોતી. તેણે તુર્તજ હા કહી. એક દિવસ ત્રિશ પચિશ ભજન મંડળી, ઓળખાણવાળા ગોસ્વામિઓ અને વૈષ્ણવોને નિમન્ત્રણ કરી મહોત્સવ કર્યો. બે ત્રણ હજાર મનુષ્યોએ એકત્ર થઇ પંચવટી આગળ મહા આનન્દપૂર્વક ભજન કીર્તન કર્યું. ત્યાર પછી કેટલાક ગોસ્વામીઓએ વૈષ્ણવોને કડવાં વચનો કહ્યાં તેથી વૈષ્ણવો ઘણા ગુસ્સે થઇ ચાલ્યા જવા તૈયાર થયા. તેજ ક્ષણે રામકૃષ્ણદેવે મથુરને કહ્યું: "મથુર! તમે વૈષ્ણવોને કહો કે: "અમે તમને નિમન્ત્રણ કરી બોલાવ્યા છે, તમારે ગોસાંઇઓ જોડે સંબંધ નથી. અમે તમને દક્ષિણા આપીશું. તમે તમારી મેળે તમારૂં કામ કરો." મથુરે જ્યારે તેમને એ પ્રમાણે કહ્યું ત્યારેજ તેઓ શાંત પડી ભોજન કરવા બેઠા અને દક્ષિણા લઇ સંતુષ્ટચિત્તે વિદાય થયા.

સાધન સમયે ઉન્મત્તાવસ્થા પ્રાપ્ત રામકૃષ્ણદેવ પ્રસંગોપાત કામારપુકુર

જઇ કેટલાક દિવસ ત્યાં પણ નિવાસ કરી આવતા. એ સમયે ગામના લોકો તેમના અસાધારણ મનોભાવ જાણ્યા સિવાય બોલવા લાગ્યા કેઃ "એમને વાયુરોગ થયો છે. કોઇ કહેવા લાગ્યું કેઃ એમને ભૂત વળગ્યું છે." ચન્દ્રાદેવી તો લોકોની અનેક પ્રકારની વાતો સાંભળીને અને પુત્રનાં ગાંડા જેવાં વિચિત્ર લક્ષણ જોઇને એક પ્રસિદ્ધ ભુવાને બોલાવી લાવ્યાં. કહે છે કેઃ "ચણ્ડ નામક ભુવાએ ભૂત ઉતારતાં કહ્યું: "રામકૃષ્ણને ભૂત વળગ્યું નથી. એ રામકૃષ્ણ! તું તો સાધુ થવાનો છે, પણ આટલું બધું સોપારી શામાટે ખાય છે?" આ સમયે તેઓ ઘણું સોપારી ખાતા. ગામના લોકોએ જાણ્યું કેઃ એમને ભૂત વળગ્યું નથી એ ખરૂં પણ ગાંડા થયા છે. લોકોનું કથન સાંભળી તેમનાં માતા અત્યન્ત ભય પામ્યાં અને એક શિવાલયમાં જઈ બાધા માની આવ્યાં. મહાદેવે સ્વપ્નમાં તેમને કહ્યું: "તમારો પુત્ર રામકૃષ્ણ ગાંડો કેમ હોય? તેનામાં તો ઇશ્વિરભાવનું અસ્તિત્વ છે. ચિન્તા કરશો નહિ." સ્વપ્નમાં શંકર ભગવાનનું કથન સાંભળી તેમનું મન શાન્ત થયું.

રામકૃષ્ણદેવ પ્રતિવર્ષે પાનિહારીનો મહોત્સવ જોવા જતા. એક વર્ષે તેઓ પોતાના પ્રિયસેવક હૃદયનાથને સાથે લઇ પાનિહારીનો મહોત્સવ જોવા ગયા. ત્યાં જઇ તેઓ મણિસેનના ઘરમાં બેઠા હતા. એટલામાં પણ્ડિત વૈષ્ણવચરણ તેમને જોયા વગરજ બોલવા લાગ્યાઃ "તમારે ત્યાં કયા મહાપુરૂષનું આગમન થયું છે?" એમ કહેતાં કહેતાં તેઓ ચારે દિશામાં તપાસ કરવા લાગ્યા. એક દિશામાં તેમણે જોયું કેઃ શ્રી રામકૃષ્ણદેવ બિરાજ્યા છે. એટલે તેમના આનન્દની સીમા રહી નહિ. તેમણે તેમની પાસે જઇ ભક્તિભાવપૂર્વક પૂછ્યું: "આપનો નિવાસ ક્યાં?" હૃદયે ઉત્તર દીધોઃ "એઓ દક્ષિણેશ્વરમાં રાણી રાસમણિના દેવાલયમાં રહે છે."

વૈષ્ણવચરણે કહ્યું: "ત્યારે તો અમે કલકત્તે જતી વખત ત્યાં ઉતરી પડીશું."

થોડીવાર પછી વૈષ્ણવચરણે પાંચ રૂપિયા હાથમાં લઇ શ્રી રામકૃષ્ણદેવને આપવા ઘણોએ આગ્રહ કર્યો. અન્તે તેમણે હૃદયને લેવાની રજા આપી અને તેમાંથી કેરી, ધાણી, રેવડી વગેરે વેચાતું લાવવા કહ્યું. હૃદય તે બધું

લઇ આવ્યો ત્યાર પછી વૈષ્ણુવચરણુ અને અન્ય સર્વે એકત્ર થઇ રામ-કૃષ્ણુદેવની પાસે બેસી મહા આનન્દોત્સવ કરવા લાગ્યા. એ સમયે તેમને સમાધિ થઇ. વૈષ્ણુવચરણે કેરી વગેરે પ્રસાદમાંથી થોડું થોડું તેમના મુખમાં મૂકી આપ્યું, પરંતુ તે રામકૃષ્ણુદેવના ગળામાં ઉતરી શક્યું નહિં. તેઓ તો સમાધિ સ્થિતિમાં—જડવત્જ થઇ ગયા હતા. કેરી વગેરે ગળે ઉતારી શક્યા નહિ. વૈષ્ણુવચરણુ વગેરે તેજ પ્રસાદ ગ્રહણુ કરી પોતાને કૃતાર્થ માનવા લાગ્યા. તેજ દિવસે વૈષ્ણુવચરણુ સ્ટીમરમાં બેસી કલકત્તા જવાના માર્ગમાં દક્ષિણેશ્વર ઉતર્યા હતા. પરંતુ રામકૃષ્ણુદેવને પાછા ફરતાં વિલંબ હોવાથી તેમનો મેળાપ થયો નહિ. ત્યાં આવ્યા પછી રામકૃષ્ણુદેવે એ સમા-ચાર સાંભળ્યા હતા. પરંતુ તે પછી ક્વચિત્ ક્વચિત્ વૈષ્ણુવચરણુ આવી તેમનાં દર્શનનો લાભ લઇ જતા.

રામકૃષ્ણુદેવનો ઉન્મત્ત ભાવ કિંચિત્ ઓછો થતાંજ તેમનામાં બીજો એક ભાવ આવી ઉપસ્થિત થયો. આ વખતે તેમને ગાત્ર દાહ થવા લાગ્યો. સળગતા અંગારા મૂકતાં જેટલો તાપ થાય તેટલોજ રામકૃષ્ણુદેવના હૃદયમાં (છાતીમાં) તાપ ભભકતો અને તેથી તેમને અતિશય વેદના થતી. તેનું નિવારણુ કરવા માટે અનેક ઉપાયો કરવામાં આવ્યા પરંતુ કશાથી તે વેદના મટી નહિં. ગાત્રદાહ સમાવવા માટે ગંગાજીની માટી શરીરે લપેડી ગંગાના જળમાં સર્વાંગ ડૂબાવી રાખી બેસી રહેવા માંડયું. તેમ છતાં દુઃખ ઓછું થયું નહિં. એક દિવસ એક ભૈરવીએ આવી તેમના સર્વાંગે ચન્દનનો લેપ કરવાનું કહ્યું. તેથીજ થોડા દિવસમાં અગ્નિ—વેદના કંઇક ઓછી થઇ. ભૈરવી બ્રાહ્મણુ કન્યા હતી તેથી તેને રામકૃષ્ણુદેવ " બ્રાહ્મણી " કહેતા. આ વખતે પણુ તેમની વેદના સમૂળી ગઇ નહોતી. બારાસાત નિવાસી મુખત્યાર શ્રીરામકનાઇ ઘોષાલ એ એક શક્તિ મન્ત્રોપાસક હતા. તેઓ જગદ-મ્બાની પુજા કરતા કરતા સમાધિ જેવી જડવત્ સ્થિતિ પ્રાપ્ત કરતા. તેમના નેત્રોમાંથી ચોધાર આંસુ પડતાં અને તેવી સ્થિતિમાં ક્વચિત્ પ્રેમ પુર્ણુ વેગે માતાજીને બુમો પાડતા. વળી કોઇ વખત માતાજીને ગાળો પણુ દેતા ! તેથીજ રામકૃષ્ણુદેવ તેને વીરભક્ત કહેતા, કેટલાક દિવસ પછી ઘોષાલ

મહાશય રામકૃષ્ણદેવ પાસે આવી ઉપસ્થિત થયા અને એક કવચ માત્ર તેમને ધારણ કરાવ્યું. એ કવચ પહેર્યા પછી હૃદય વેદના તદ્દન મટી ગઇ હતી.

---

## પઞ્ચમ અધ્યાય.

---

### કાલીમાતાને દર્શન માટે પ્રાર્થના.

શ્રી રામકૃષ્ણે જે સમયે ઉન્મત્તાવસ્થા પસાર કરી ધ્યાનાવસ્થામાં પ્રવેશ કર્યો તે સમયે તેમના સાધન કાર્યનો આરંભ થયો. તેઓ સર્વદા કહેતા હતા કે: " ફુલ પહેલાં ફળ થાય નહિ, પરંતુ તુમડી અને કોહોળાને પ્રથમ ફળ આવે છે ત્યાર પછી ફુલ આવે છે. " શ્રી રામકૃષ્ણને પ્રથમ ઇશ્વર-દર્શન થયાં હતાં ત્યાર પછી તેમનું સાધન-કાર્ય શરૂ થયું હતું.

ઇશ્વર-સાધનમાં પ્રવૃત્ત થયા પહેલાં મનુષ્ય માત્રે પોતાના મનને જેવું તૈયાર કરવું જોઇએ, તેવું શ્રી રામકૃષ્ણે કર્યું હતું. તેમના મનમાં એવો વિચાર થયો હતો કે: અભિમાન-અહંકાર છે એજ ઇશ્વર માર્ગમાં કંટક સ્વરૂપ અથવા આવરણ સ્વરૂપ છે, કારણકે અહંજ્ઞાનથી જે મન નિત્ય પરિપૂર્ણ હોય તે સ્થળે ઇશ્વિરભાવ કદી પણ પ્રવેશ કરી શકતો નથી! તેટલા માટેજ તેઓ નિત્ય સેવના કરતા કરતા માતાજીને કહેતા હતા. " મા ! મ્હારો અહંકાર નાશ કરી દો. મ્હારો અહંભાવ-મ્હારાપણું-નાશ કરી ત્યાં તુંજ વ્યાપી રહે. હું હીનથી પણ હીન છું, દીનથી પણ દીન છું. " એવો ભાવ મ્હારા મનમાં સર્વદા, સર્વક્ષણે વિદ્યમાન્ રહે. બ્રાહ્મણ હો કે ક્ષત્રિય હો, વૈશ્ય હો કે શૂદ્ર હો, અથવા સમાજમાં નીચ ગણાતા મોચી ચમાર હો કિંવા પશુ, પક્ષી, કીટ, પતંગાદિ હો પણ મા ! તે સર્વે મ્હારા કરતાં શ્રેષ્ઠ છે. એવું જ્ઞાન, એવી શિક્ષા અને એવીજ ધારણા મ્હને થાય તેમ કર. " ક્વચિત્ તેઓ એવું કાર્ય કરતા કે જેથી અન્ય મનુષ્યો ક્રોધે ભરાઇ તેમનો તિરસ્કાર કરતાં. તેમ થવા છતાં તેમના મનમાં કોઇ પ્રકારની લાગણી

કે અભિમાન ઉત્પન્ન થતું નહિ. ક્વચિત તેઓ સાવરણી લઇને જાજરૂ સાફ કરતા, તેમ છતાં પણ તેમના મનમાં અભિમાન ઉત્પન્ન થતું નહિં. એવો દેખાવ જોઇ અન્ય મનુષ્યો અનેક વચનો બોલતાં. કેટલાંક અનુમાન કરતા કે તેમના શરીરમાં કોઇ દેવ ભરાયો છે, અને કોઇ તેમને ઉન્માદ રોગ થયો છે એવું ધારતાં. શ્રી રામકૃષ્ણના વિચિત્ર વર્તનથી લોકો તેમનો વિલક્ષણ રીતે તિરસ્કાર કરતા પરંતુ તેઓ તેમના કથનને જરા પણ ગ્રાહ્ય કરતા નહિં. તેમના મનના પ્રબળ વેગ આગળ બંધુનો ઉપદેશ, શત્રુનું હાસ્ય, મંદિરના વ્યવસ્થાપકો તરફનો તિરસ્કાર, સતાવણી, ધમકાવણી, આદિને તેઓ મચક આપતા નહિં. જે સમયે જે કાંઇ કરવાનું તેઓ મનપર લેતા તે વખતે તે કાર્ય સંપૂર્ણ કરતાં સુધી તેમના મનોયોગમાં કિંચિત્ પણ વૈલક્ષણ્ય થતું નહિં.

શ્રી રામકૃષ્ણે "મા" શબ્દ હજી પણ પરિત્યાગ કર્યો નહોતો. તેઓ જે કાંઇ કાર્ય કરવા તૈયાર થતા તે સર્વ "માતા"ને વિદિત કરતા અને "મા, મા." શબ્દોચ્ચાર કરીને વચમાં વચમાં કેટલુંએ રોદન કરતા. ક્વચિત્ તેઓ ગંગા કિનારે પડયા પડયા ઉચ્ચ સ્વરે "મા! મા!" કહીને બૂમો પાડતા. તેમની "મા" કહી બોલાવવાની પદ્ધતિ અતિ અપૂર્વ હતી. જે મનુષ્યો તેમની એ અવસ્થા જોતા તેઓ મુગ્ધ થઇને અશ્રુપુર્ણ નેત્રે કહેતા કે: "બાળક તદ્દન ઉન્મત્ત થઇ ગયો છે. તેમને કોઇ પ્રકારના દુઃખની અતિશય વેદના થાય છે તેથીજ તેઓ" મા, મા, "કહીને બૂમો પાડે છે." જે સમયે તેઓ માને બોલાવતા–બૂમો પાડતા–તે સમયે તેઓ કોઇના કોઇ પણ પ્રશ્નનો ઉત્તર આપતા નહિ.

## સપ્તમ અધ્યાય.

### કામિની અને કાંચન પ્રત્યે વિચાર.

મનુષ્યને જ્યાં સુધી "હું અને મ્હારૂં" એવું જ્ઞાન હોય છે ત્યાં સુધી તેને કોઇ પણ સત્કાર્ય કરવાનો અધિકાર નથી. શ્રી રામકૃષ્ણે તે અભિમાન એકદમ દૂર કરી, લજ્જા, ઘૃણા, અને ભય આદિ વિવિધ

બન્ધનમાંથી વિમુક્તિ પ્રાપ્ત કરી મનઃ સંયમ સાધનમાં પ્રવૃત્ત થયા હતા. તેઓ મનમાં ને મનમાંજ સમજી શક્યા હતા કેઃ જડ જગતમાં જે સર્વ દ્રવ્ય પદાર્થો છે તેમનું પૃથક્કરણ કરી જોતાં. **કામિની અને કાંચન,** એ બે આદિ સ્થાન પ્રાપ્ત કરે છે. કામિની અને કાંચન દ્વારાજ સર્વ પદાર્થોનો સંબંધ સંધાઇ શકે છે. કામિની દ્વારા—આપણી ઉત્પત્તિદ્વારાજ—સંતાનાદિ જન્મ પામી વિવિધ પ્રકારની સંબંધ—સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

જેમકે, સ્ત્રીદ્વારા પુત્ર કન્યાનો જન્મ થાય છે. તેમનાં લગ્નાદિ થવાથી કુટુંમ્બાદિ વિસ્તૃત થઇ પરિણામે સન્તાનાદિ પ્રસવ થતાં વંશની વૃદ્ધિ થાય છે. એજ પ્રમાણે ક્રમે ક્રમે અતિ વિસ્તીર્ણ સંબંધ સ્થાપન થઇ જાય છે. એવી સ્થિતિમાં આવી પડવાથી મનુષ્યોના મનની સમાનતાનું રક્ષણ થતું નથી. એવા પ્રકારના મનુષ્યોનું મન, અણુ અણુ થઇને ક્યાંયે ચાલ્યું જાય છે, અર્થાત્ મન વિચલિત થઇ જતું હોવાથી એ મન ક્યાં જતું રહે છે તે શોધવા છતાં પ્રાપ્ત થતું નથી!

કાંચન સંબંધી પણ એજ પ્રમાણે સમજવું. અર્થ ( દ્રવ્ય—ધન ) પ્રાપ્ત કરવા માટે વિદ્યાભ્યાસ કરવો પડે છે, અર્થને માટે પારકાના જોડા—ખાસડાં ઉંચકવામાં અપમાન જણાતું નથી! અર્થને માટેજ અમુક કાર્યોમાં આત્મ-સમર્પણ કરવું પડે છે, અને અર્થને માટે સતત્ શંકાશીલ અને ચિન્તાતુર રહેવું પડે છે, અર્થાત્ મનને વિરામ પામવાનો સમય પ્રાપ્ત થતો નથી. મન કાંચન પ્રાપ્ત કરવામાંજ ભટકીયાં માર્યા કરે છે!

જે મનુષ્ય અનન્ત ઇશ્વરને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતો હોય, તેણે પાર્થિવ આસક્તિ અર્થાત્ કામિની અને કાંચનનું જ્ઞાન—ધ્યાન તદ્દન ત્યાગ કરવું જોઇએ એજ તેનું મુખ્ય કર્તવ્ય છે. એ વાત શ્રી રામકૃષ્ણના હૃદયમાં પોતાની મેળેજ ઉદય પામી હતી. એ સમયે તેમને દિવ્ય જ્ઞાન થયું હતું કેઃ તે સર્વ સાર વસ્તુનો મુખ્ય સાર ઇશ્વર એજ આ જગતમાં એક માત્ર અવલમ્બનીય વસ્તુ છે અને કામિની—કાંચન અસાર, અને ત્યજનીય—ત્યાગ કરવા લાયક—પદાર્થ છે. ત્યાર પછી તેમણે એક દિવસ એક હાથમાં રૂપિયો અને એક હાથમાં મૃત્તિકાનું ઢેકું લીધું અને મનને સંબોધન કરી કહેવા લાગ્યા કેઃ

"મન! આને કહે છે રૂપિયો અને આને મૃત્તિકા કહે છે. મન! આ સમયે તું એ ઉપર વિચાર કરી જો. રૂપિયો એ રૂપાની ગોળાકાર ચકતિ છે, એના ઉપર મડમનું (વિક્ટોરિયા રાણીનું) મુખ ચિતરેલું છે. એ જડ પદાર્થ છે. રૂપિયા વડે ચોખા, વસ્ત્ર, ઘર, હાથી, ઘોડા ઇત્યાદિ પ્રાપ્ત થઇ શકે છે. દશ મનુષ્યોને દાળભાત ખવડાવી શકાય છે–તેમનું પોષણ કરી શકાય છે, અને તીર્થયાત્રા, દેવતા અને સાધુસેવા પણ એના વડે કરી શકાય છે, પરંતુ (એના વડે) સચ્ચિદાનંદ પ્રાપ્ત કરી શકાય તેમ નથી. કારણકે અર્થ (દ્રવ્ય) દ્વારા મનમાં અહંકારનો ઉદય થાય છે, એના દ્વારા અહંભાવ તદ્દન વિનષ્ટ થઇ શકતો નથી, અર્થ વડે કદી પણ મન આસક્તિહીન થઇ શકતું નથી. દેવતા અથવા સાધુને માટે (ધાર્મિક) કાર્યો કરવા છતાં પણ તે દ્વારા મનમાં રજઃ તમોભાવનું પ્રાધાન્યપણું ઉત્પન્ન થાય છે. રજઃ કિંવા તમોભાવથી સચ્ચિદાનન્દ પ્રાપ્ત કરી શકાતો નથી."

"સચ્ચિદાનંદ પ્રત્યે જે મનુષ્યનો મન–પ્રવાહ ધાવમાન થઇ રહેશે, જે કોઇ મનુષ્ય પૂર્ણ–બ્રહ્મના પ્રેમભરેલા મુખનાં દર્શન કરવા માટે વ્યાકુલ થશે, તેના મનમાં કોઇ પણ ગુણની આધિક્યતા રહેશે નહિ. એવા મનુષ્યે તો (સત્વ, રજ, તમ એ) ત્રણે ગુણ અતિક્રમ કરી શુદ્ધ સત્વગુણમાં પ્રવેશ કરવો જોઇએ. શુદ્ધ સત્વ થવાથીજ ભગવાનનો સાક્ષાત્કાર થઇ શકે છેઃ" શ્રી રામકૃષ્ણે એ સૂત્ર જાણ્યું હતું. તેમણે એટલું પણ નક્કી જાણ્યું હતું કેઃ "રૂપિયા દ્વારા કિંચિત્ મંગલજનક કાર્યો થઇ શકે છે એ ખરૂં પરંતુ એનાથી મનમાં જેટલા પ્રમાણમાં અહંકાર ઉત્પન્ન થાય છે, તેનાથી સંચિત પુણ્ય કરતાં કરોડોગણાં પાપનો જન્મ થાય છે! અર્થાત્ કિંચિત્ પુણ્ય પ્રાપ્ત કરવાને ખાતર જે પદાર્થ દ્વારા પાપનો ઢગલો પ્રાપ્ત કરી શકાય છે, તેવા દ્રવ્ય પર આસક્ત થવું તો દૂર રહ્યું પણ તેનો સંસર્ગ સુદ્ધાં ન રાખવો એજ કર્તવ્ય તેમણે માન્યું હતું. તેમણે એક વખત કહ્યું હતું કેઃ "કોઇ મનુષ્યે એક અતિથિશાળા સ્થાપી હતી. જે કોઇ મનુષ્ય ત્યાં આવતું તે સર્વને ત્યાં આશ્રય મળતો. એક દિવસ એક કસાઇ, એક ગાયને લઇને ત્યાંથી જતો હતો. માર્ગમાં ગાય અટકી પડી. કસાઇ મ્હોટી ગભરામણમાં પડયો. કસાઇ

ગાયને પુષ્કળ મારવા લાગ્યો અને આગળ ચલાવવા લાગ્યો, પરંતુ ગાય ત્યાંથી એક ડગલું પણ આગળ વધી નહિ. કસાઇ ક્ષુધા તૃષાથી અતિશય પિડિત થવાથી તત્ક્ષણાત્ તેણે ગાયને એક વૃક્ષ નીચે બાંધી ઉપરોક્ત દાતાની અતિથિશાળામાં જઇ અતિથિ થયો. અતિથિશાળાનાં દ્વાર નિત્ય મુક્ત હતાં. ત્યાં જતાંજ કસાઇએ પેટ ભરીને ભોજન કર્યું. આહાર કર્યા પછી વિલક્ષણ બળ પ્રાપ્ત થયું તેથી તે ગાયને ખેંચતો સપાટાબંધ પોતાને ઘેર લઇ ગયો, અને તુર્તજ તેને નષ્ટ કરી નાંખી. ગાયને મારવાનું જે પાપ થયું તે અધિક-અંશે પેલા અતિથિશાળા સ્થાપનાર દાતાને પ્રાપ્ત થયું. કારણ કે તેની (ભોજનની) સહાયતા ન મળી હોત તો કસાઇ તે ગાયને કોઇ પણ પ્રકારે પોતાને ઘેર લઇ જઇ શકત નહિ."

મૃત્તિકા હાથમાં લઇને શ્રી રામકૃષ્ણ કહેતા કે: "આ પણ જડ પદાર્થ છે. તેમ છતાં મૃત્તિકા દ્વારા અન્ન ઉત્પન્ન થઇ શકે છે. એના દ્વારા જડ-જીવનનું રક્ષણ થઇ શકે છે. મૃત્તિકા દ્વારા ગૃહ વગેરેની રચના કરી શકાય છે, અને દેવ, દેવીની મૂર્તિઓ નિર્માણ કરી શકાય છે. અર્થ (દ્રવ્ય) દ્વારા જે કાર્યો થઇ શકે છે તેવાંજ કાર્યો મૃત્તિકા દ્વારા પણ થઇ શકે છે. બન્ને એકજ જાતિના જડ પદાર્થો છે અને ઉભયનું પરિણામ એકજ પ્રકારનું થાય છે." તેઓ મનમાંજ પુનઃ બોલતા કે: "મન! તું આ (બન્ને પદાર્થો)ને લઇને તૃપ્ત થશે કે સચ્ચિદાનંદ પ્રાપ્ત કરવાનો યત્ન કરશે?" તેમના મને અર્થ ગ્રહણ કર્યો નહિ. અર્થને તેણે અતિ યત્ સામાન્ય જડ પદાર્થ જાણ્યો. તેમણે નેત્રો બંધ કરી "રૂપિયા, માટી, રૂપિયા, માટી, રૂપિયા, માટી," એવો વારંવાર જપ કરવા માંડયો. થોડી વાર પછી તેમણે રૂપિયા અને માટીને ગંગાજળમાં ફેંકી દીધાં. ત્યાર પછી તેમણે કોઇ પણ દિવસ રૂપિયાને સ્પર્શ કર્યો નહોતો. એટલુંજ નહિ પણ કોઇ પ્રકારની મૂલ્યવાન ધાતુનો સ્પર્શ કરતાંજ તેમને અત્યંત વેદના થતી. જો કોઇ મનુષ્ય તેમના સમક્ષ અર્થ (દ્રવ્ય)ની વાત કરતું તો તેઓ તત્ક્ષણાત્ તે વાત રોકતા. અર્થ લઇને અનેક મનુષ્ર્યે તેમની અનેક પ્રકારે પરીક્ષા કરી જોઇ હતી પરંતુ તે સમયે તેમની માનસિક અને શારીરિક અનાસક્તિ સંપૂર્ણ રૂપે જણાઇ આવી હતી.

ત્યાર પછી શ્રી રામકૃષ્ણે કામિની સંબંધી વિચાર કર્યો હતો. તેમણે મનને પૂછ્યું કેઃ " મન ! કામિનીનો ઉપભોગ કરશે ? કામિની કોને કહે છે તે પ્રથમ સમજી લે. તે માત્ર એક હાડકાંનું પિંજરૂં છે. માંસ ઉપર ચામડી દ્વારા તેને આચ્છાદન કર્યું છે. કવિઓ કામિનીના મુખને ચન્દ્ર સાથે તુલના કરે છે પરંતુ તે જ્યોતિ કોનામાં છે ? શરીર ઉપરથી ચામડી કાઢી લઇએ તો તે જ્યોતિ પ્રકટ થશે કે? કામિનીના શરીરમાં માંસ રક્ત અને મેદ ઇત્યાદિજ છે. તેને લઇને કેવો ઉપભોગ કરી શકાય? કામિનીઓના શરીરમાં જે સર્વ છિદ્રો દ્રષ્યમાન થાય છે તે સર્વનો સ્વતન્ત્ર ઉદ્દેસ્ય છે. શારીરિક પુષ્ટિ કરવા માટે કોઇ છિદ્ર દ્રવ્ય સામગ્રી લઇ જવાની પ્રણાલિ સ્વરૂપ છે અને કોઇ છિદ્ર વિષ્ટા–મૂત્ર બહાર કાઢવા માટે નિર્માણ થયું છે. એવા પ્રકારની કામિનીને માટે જગતનાં મનુષ્યો ઉન્મત્ત થઇ ગયાં છે! કામિનીદ્વારા આલોક પરલોક તદ્દન વિનષ્ટ થઇ જાય છે, કારણકે, આત્મેન્દ્રિયના સુખને માટે જોકે સ્ત્રી ગૃહણ કરવામાં આવે છે, પરંતુ તેથી મસ્તક દુર્બળ થઇ જાય છે, પરિણામે મનની શક્તિ તદ્દન નાશ પામે છે. કિંવા માત્ર સન્તાનાદિને માટે નિયમ પૂર્વક રીતે સહવાસ કરવાથી પણ મન વિચ્છિન્ન થવાનો વિશેષ સંભવ છે. એ પ્રમાણે મન એક તરફ સ્ત્રીની મોહિની શક્તિમાં વિમોહિત થઇ પડે છે અને બીજી તરફ વાત્સલ્ય મોહમાં ઢંકાઇ જાય છે. જે સમયે મનની એવી અવસ્થા થાય છે તે સમયે તેના દ્વારા અનન્ત ઇશ્વરનું ચિન્તન કદી પણ થઇ શકતું નથી. અર્થાત્ કામિની ઇશ્વર-પ્રાપ્તિકાર્યમાં વિઘ્ન ઉપસ્થિત કરે છે. મન ! હવે વિચાર કરી જો કે એ જડ પદાર્થ સાથે તું વેચાઇ જશે કે જડ પદાર્થનો જન્મ આપનાર ( ઇશ્વર ) ને પ્રાપ્ત કરવા તૈયાર થશે ? ઉત્તર એજ કેઃ " શ્રી રામકૃષ્ણના મને કામિનીનો ત્યાગ કર્યો. તેમના મનમાં એવું થયું કેઃ ઇશ્વરની શક્તિને માયા કહે છે. એ માયા–શક્તિમાંથી જગતનો જન્મ થયો છે. માયાને તેઓ માતા કહેતા અને માતારૂપે તેમનાં દર્શન કર્યાં હતાં. માયામાંથી સ્ત્રીઓની ઉત્પત્તિ જાણી પ્રત્યેક સ્ત્રી ઉપર તેમને માતૃભાવ ઉત્પન્ન થયો હતો.

શ્રી રામકૃષ્ણનું મન સર્વદા વિચારગ્રસ્ત રહેતું. તેઓ વગર વિચાર્યે કોઇ

પણ કાર્ય કરતા નહિં. કામિની અને કાંચનનો વિચાર કર્યા પછી તેમના મનમાં જે નિશ્ચય થયો હતો તેણે એટલું બધું પ્રબળ કાર્ય કર્યું હતું કેઃ ક્વચિત્ કોઇ ઉત્તમ વસ્ત્ર કિંવા અન્ય કોઇ પદાર્થ તેમના ઉપયોગ માટે આપવામાં આવતાં તેઓ તેનું તુર્તજ કારણ જાણી લઇ તે દ્વારા સચ્ચિદાનંદ પ્રાપ્ત કરવામાં સહાયતા પ્રાપ્ત થઇ શકે તેમ હોય તોજ તે વસ્તુ ગૃહણ કરતા; નહિં તો તત્ક્ષણાત્ અતિ અપમાનસૂચક વિચારો દર્શાવી તેનો પરિત્યાગ કરતા. તેમનામાં વિચાર કરવાની અતિ સુંદર પ્રણાલી હતી. તેમના વિચારોમાં પ્રથક્કરણ ( Analysis ) અને એકીકરણ ( Synthesis ) કરવાની ક્રિયા વિશેષરૂપે જણાતી હતી. તેઓ પ્રત્યેક પદાર્થનું સ્થૂળ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી સૂક્ષ્મ જ્ઞાનમાં ગમન કરતા. સૂક્ષ્મ જ્ઞાનમાં થોડો સમય સ્થિતિ કર્યા પછી તેનું કારણ શોધી લઇ અંતે મહાકારણમાં મન પરોવતા. એ મહાકારણમાં તેઓ અદ્વિતીય ભાવે સચ્ચિદાનંદનું દર્શન કરી શકતા. એકીકરણ પ્રથા અનુસાર તેઓ મહાકારણમાંથી કારણ, સૂક્ષ્મ, અને સ્થૂળ-માં પ્રત્યાગમન કરતા કરતા આનંદમાં લીન થઇ જતા. તેથીજ તેઓ કહેતા કેઃ " જેમ છોડાં વેગળાં કરવાથી ( કાઢી નાંખવાથી ) વચલો ગર્ભ (અન્ન અથવા ફળ) પ્રાપ્ત કરી શકાય છે અને તે વચલા ગર્ભથી છોડાં સુધીનો વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે કે જો કેઃ સ્થૂળ દ્રષ્ટિમાં છોડાં અને વચલો ગર્ભ ( અન્ન–ફળ ) જૂદા જૂદા પદાર્થો જણાય છે ખરા પરંતુ મહાકાર-ણમાં જઇ વિચાર કરી જોતાં તે બન્નેની એક સત્વમાંથીજ ઉત્પત્તિ થઇ છે, એવો નિશ્ચય થાય છે. "

શ્રી રામકૃષ્ણ એ પ્રમાણે મન દ્વારા સાધન કરવા લાગ્યા. ક્રમે ક્રમે તેમનું અભિમાન દૂર થયું—તેમના મનમાંથી અહંકારનો નાશ થયો. એ સંબંધી મનમાંજ તેઓ સમજી શકયા હતા, પરંતુ તેમના પ્રાણે પરીક્ષા આપવાને વાંચ્છા દર્શાવી. તે સમયે તેમના મનમાં એવો વિચાર ઉદય પામ્યો કેઃ જો અભિમાન નાશ પામ્યું હોય તો તે કાર્ય દ્વારા પ્રકટ થવુંજ જોઇએ. અર્થાત્ એવું કાર્ય કરવું જોઇએ કે જે દ્વારા અભિમાન નાશ પામ્યું છે તેની ખાત્રી થાય. તેમણે અનેક પ્રકારના વિચારો કર્યા પછી અભિમાન દૂર કરવાની

એક સ્વતંત્ર ક્રિયા શોધી કાઢી. તેમને જણાયું કેઃ પૃથ્વીમાં સારૂં નઠારૂં, સત્ અસત્, ન્યાય અન્યાય, ચંદન વિષ્ઠા, વિષ અમૃત ઈત્યાદિ અહંકાર-દર્શક નાના પ્રકારની વસ્તુઓ છે. એ સર્વ વાર્તાઓમાંથી–વસ્તુઓમાંથી મન નીકળી જાય તોજ તે મન દ્વારા સચ્ચિદાનંદ પ્રાપ્ત કરી શકાય. શ્રી રામકૃષ્ણમાં એવી એકાગ્રતા હતી કે જે વખતે જે વિચાર થતો તે, કાલક્ષેપ કર્યા વિના તુરત તે કાર્ય કરી દેતા. કયે પ્રકારે એ નુતન વિચારમાંથી પસાર થવાય તે તેમણે પોતાની સચ્ચિદાનંદમયી જનની પાસે જઇ નિવેદન કર્યું. કાલીના મંદિરમાં પ્રવેશ કરી તેમણે બે હાથમાં ચન્દન પુષ્પ ગ્રહણ કરી કહ્યુંઃ " મા ! આ લે ત્હારૂં સારૂં, અને આ લે ત્હારૂં નઠારૂં, મ્હને તો માત્ર શુદ્ધ ભક્તિ આપ મા ! " એમ બે હાથનાં બે પુષ્પ કાલીમાના ચરણમાં સમર્પણ કર્યાં. પુનઃ એજ પ્રમાણે પુષ્પ લઇને કહ્યુંઃ " મા ! આ લે ત્હારૂં સત્, આ લે ત્હારૂં અસત્, આ લે ત્હારી પવિત્રતા, આ લે ત્હારી અપવિત્રતા, મ્હને તો માત્ર ભક્તિ આપ. આ લે ત્હારૂં વિષ, આ લે ત્હારૂં અમૃત, મ્હને માત્ર ભક્તિ આપ." શ્રી રામકૃષ્ણે કાલીમાતાની પૂજા કરી પોતાના મનોબળની પરીક્ષા કરી હતી. તેમણે એક હાથમાં વિષ્ઠા અને અન્ય હાથમાં ચન્દન લઇને મનને પૂછ્યું કેઃ " હે મન ! ( એક હાથ સ્હામે જોઇને ) આને ચન્દન કહે છે. એ દેવતા અને મનુષ્યના શરીરની શોભા વધારે છે. એમાં કેવી મધુર સૌગંધ છે ! એને સુંઘવાથી શરીર સ્નિગ્ધ થઇ જાય છે, ( બીજા હાથ સ્હામે જોઇને બોલ્યા ) અને આને કહે છે કે વિષ્ઠા. એ પૃથ્વીના સર્વ પદાર્થો કરતાં તિરસ્કાર જનક પદાર્થ છે. " તેઓ ચન્દન અને વિષ્ઠા લઇને શાંત ચિત્તે બેસી રહ્યા, તેમ છતાં તેમના મનની સમાનતા કોઈ પણ પ્રકારે નષ્ટ થઇ નહિ.

શ્રી રામકૃષ્ણ જ્યારે આ પ્રકારનું સાધન કરતા હતા તે સમયે મંદિરમાં રહેતાં મનુષ્યોએ તેમની ઉન્મત્તતા–ગાંડાપણા–સંબંધી સ્થિર નિશ્ચય કર્યો. જે મનુષ્યોના મનમાં શ્રી રામકૃષ્ણ ઉપર કોઇ દેવ–કોપનો વહેમ હતો તે આ સમયે દ્રઢ થયો. અઘોરી સિવાય અન્ય કોઈ વિષ્ઠા લઇને સાધન કરે નહિ પરંતુ શ્રી રામકૃષ્ણે તો અઘોરી સમ્પ્રદાયમાં પ્રવેશ કર્યો નહતો, વસ્તુસ્થિતિ એવી

હોવાથી કોઇ તેમના ઉદ્દેશ્યની કલ્પના સુદ્ધાં કરી શક્યું નહિ !

જો કે પ્રાચીન સમયે જનક વગેરે મહર્ષિઓ સુખ અને દુઃખ સંબંધી સમભાવ દર્શાવી ગયા છે કિંતુ તેવો સમાનભાવ શ્રી રામકૃષ્ણના વર્તનમાં કોઇએ આરૂઢ કર્યો નહિ અથવા બીજા શબ્દોમાં કહીએ તો કોઇની દ્રષ્ટિમાં શ્રી રામકૃષ્ણનો સમાનભાવ જણાયો નહિ. તેમનો નિકટનો સગો હલધારી, બહુ શાસ્ત્રવિશારદ હોવા છતાં તે પણ શ્રી રામકૃષ્ણ ઉપર કોઇ દેવ–કોપ થયાનું કહેતો હતો ત્યાં પછી મંદિરના અન્ય નોકરોની શી વાત ? તે ક્વચિત્ ક્વચિત્ શ્રી રામકૃષ્ણને વેગળે–એકાંતમાં લઈ જઇ કેટલોયે ઉપદેશ દેતો, પરંતુ તેથી કશું વળતું નહિ. વિષ્ટા ચન્દનની કથા સાંભળ્યા પછી મંદિરનો કોઇ એક નોકર શ્રી રામકૃષ્ણને ચિડવવા બોલ્યો કેઃ “ ભટ્ટાચાર્ય મહાશય ! તમેજ વિષ્ટા–ચન્દન એક માનો છો કે ? તમે તો ખરેખરા બ્રહ્મજ્ઞાની થયા છો ! પરંતુ સાંભળ્યું છે કેઃ તમે તમારી પોતાની વિષ્ટા લીધી. એવા પ્રકારના બ્રહ્મજ્ઞાની તો સર્વેનેજ કહી શકાય છે. પોતાના મળને કોણ સ્પર્શ કરે નહિ ? જો અન્યની વિષ્ટા સ્પર્શ કરી શકો તોજ એ વાત સાચી માની શકાય. ( તોજ ખરા બ્રહ્મજ્ઞાની કહી શકાય.) શ્રી રામકૃષ્ણે તેનું સર્વ કથન અતિ શાંત ચિત્તે સાંભળી લીધું, અને મનમાં ને મનમાંજ વિચાર કર્યો કેઃ આ માણસ તદ્દન અયોગ્ય કહેતો નથી. ખરી રીતે જોતાં પોતાની વિષ્ટાને સ્પર્શ કરવાથી સાધન શું થયું ? એતો ઉલ્ટું અભિમાનનુંજ કાર્ય થયું. આ વાત શ્રી રામકૃષ્ણે કાલી માતાને નિવેદન કરી. તુર્તજ મહાશક્તિની શક્તિએ તરૂણ સાધકપ્રવર શ્રી રામકૃષ્ણના શરીરમાં પ્રવેશ કર્યો. શ્રી રામકૃષ્ણના શરીરમાં એવો પ્રચણ્ડ વેગ ઉત્પન્ન થયો કે તેઓ તત્ક્ષણાત્ ગંગા કિનારે જે સ્થાને સર્વ મનુષ્યો મળમૂત્રાદિ પરિત્યાગ કરતા હતા, તે સ્થાને જઇ પહોંચ્યા અને ત્યાંથી તાજી વિષ્ટા, મૃતિકાની પેઠે હાથમાં ઉંચકી લીધી. એટલુંજ નહિ પણ જીહ્વા દ્વારા તેને સ્પર્શ કરવામાં પણ તેમને તિરસ્કાર ઉત્પન્ન થયો નહિ ! શ્રી રામકૃષ્ણને મુખેથીજ અમે સાંભળ્યું છે કેઃ જે સમયે તેમણે વિષ્ટાને જીહ્વા અડકાડી તે સમયે તેમને કોઇ પ્રકારની દુર્ગંધ જણાઈ નહોતી !

રામકૃષ્ણદેવના એ સાધનદ્વારા અતિ ગૂઢ તાત્પર્ય પ્રકટ થાય છે. વિષ્ટા–

ચન્દનનો સમાન અનુભવ કરવો એ માત્ર વિચારબળનું પરિણામ નથી. જેઓ માત્ર વિચાર કરીનેજ કોઇ પણ વસ્તુના ગુણાવગુણ નક્કી કરે છે તેમની અવસ્થા અને જેઓ વિચાર કર્યા પછી તેવુંજ કાર્ય કરી બતાવે છે, તેઓની અવસ્થા જૂદી જૂદી થાય છે. " એક વ્યક્તિએ એક બીલીપત્રનો કાંટો લઇને, નેત્રો બંધ કરી મનમાં ને મનમાંજ વિચાર કર્યો કે: એ એક ઉદ્‌ભિદ્ પદાર્થમાંથી ઉત્પન્ન થયો છે. એને અગ્નિનો સ્પર્શ કરીએ તો એ તુર્તજ બળીને ભસ્મ થઇ જશે. પરિણામે તે મનુષ્યે કાંટો ભસ્મીભૂત કર્યો નહિ. તેણે જેવો કાંટા ઉપર હાથ નાંખ્યો કે તુરતજ કાંટો તેના હાથમાં વાગ્યો અને તેથી તેને અતિશય દુઃખનું કારણ થયું. અથવા " ભાંગ, ભાંગ " કહેવાથી કોઇને કેફ ચઢતી નથી. ભાંગ લાવીને તેને ઘૂંટવી જોઇએ, તેને કેવળ સ્પર્શ કરવાથી કિંવા તેને માત્ર મુખમાં મુકી રાખવાથી ભાંગ ખાધા જેટલું ફળ પ્રાપ્ત થતું નથી. તે તો ખાવીજ જોઇએ, અને તેને પેટમાં ઉતારવીજ જોઇએ. ત્યાં થોડો વખત રહ્યાથી શરીરમાં પ્રસરે ત્યારેજ ભાંગનો આનન્દ પ્રાપ્ત કરી શકાય છે. અર્થાત્ કાર્ય કર્યા સિવાય કાંઇ પણ વિષયની ફળ પ્રાપ્તિ થતી નથી. રામકૃષ્ણદેવને વિષ્ટાની દુર્ગંધ કેમ જણાઇ નહિ તેનું તાત્પર્ય એજ કે જે મનુષ્યનું મન ઇશ્વરમાં સંપૂર્ણરૂપે સમર્પિત થઇ રહ્યું છે, તે મનુષ્યનું મન બાહ્ય કાર્યોમાં કિંવા પદાર્થ વિશેષમાં કદી પણ ચોંટતું નથી, તેટલા માટેજ તે સર્વ પદાર્થનો વિકાર તે જાણી શકતા નથી.

## અષ્ટમ અધ્યાય.

### પંચવટીમાં સાધન.

પૂર્વ કથિત નાના પ્રકારના સાધનદ્વારા મન વશ કર્યા પછી રામકૃષ્ણદેવનાં મનમાં કર્મની ઉત્પત્તિ થઈ. તેમણે ગોકળવતથી તે વેદ, પુરાણ, તન્ત્ર આદિ પૂર્વ પ્રચલિત કર્મકાણ્ડની પ્રક્રિયાઓનું એક પછી

એક સાધન કર્યું હતું. એ સર્વ સાધનોનો ભાવ એની મેળેજ તેમના મનમાં ઉદય પામતો. કોઇને પૂછીને કિંવા કોઇ શાસ્ત્રનું અધ્યયન કરીને તે જાણવાનો તેઓ પ્રયત્ન કરતા નહિ. તેમના સાધનનો અનુક્રમ ઇતિહાસ કોઇ પણ રીતે પ્રાપ્ત થઇ શકે એમ નથી. કારણ કે તેઓ કઇ વખતે શું કરતા તે તેઓ પોતેજ ભૂલી જતા. શિષ્ય અથવા અન્ય શ્રોતાઓને ઉપદેશ આપતી વખતે જે કાંઇ તેમના મનમાં આવતું અને જે પ્રકટ કરવા યોગ્ય જણાતું તેટલાજ વિષયનો તેઓ બોધ કરતા. તેમના વ્યાખ્યાનથી અમે જે સમજ્યા છીએ તે તેજ રૂપમાં પુસ્તકાકારે પ્રકટ કરવાનો અમે યત્ન કર્યો છે.

સાધારણ વ્રતનિયમાદિ પૂર્ણ કર્યા પછી તેઓ યોગના ઉચ્ચતમ સાધનમાં પ્રવૃત્ત થયા હતા. પાછલા વિભાગમાં એક સ્થળે અમે પંચવટી નામક યોગનાં સ્થાનની વાર્તા લખી છે. તે સ્થાન ચાર હાથ લાંબુ હતું. પરમહંસદેવે પંચવટી પ્રસ્તુત કરાવી વૃન્દાવનની પવિત્ર રેતી મંગાવી તે સ્થાનમાં પાથરી હતી. રાત્રિને સમયે જ્યારે મનુષ્ય કોલાહલ ચારે દિશામાંથી બંધ થઇ જતો, જ્યારે નિશાચરો પોતાની ગુહાઓમાંથી કિંવા નિવાસ સ્થાનમાંથી આહાર શોધવા બહાર નીકળી પડતાં, જ્યારે નિશાદેવી ઝમઝમઝમ શબ્દ—રવ કરતી, પ્રાણ ભરીને પરમપુરૂષોના ગુણ કીર્તન કરતી, તેજ સમયે પરમહંસદેવ, નિઃશબ્દે પંચવટીનાં મધ્યમાં પ્રવેશ કરતા અને ત્યાં બિરાજી ધ્યાનમાં નિમગ્ન થતા. ત્યાં કેટલો સમય બિરાજતા અને ત્યાં શું કરતા તે અદ્યાપિપર્યંત કોઇ જાણી શક્યું નથી. પંચવટીમાં સાધન કરતા તે સમયે તોતાપુરી ( નામક મહાત્મા ) પાસે તેમણે સન્યસ્તાશ્રમ ગ્રહણ કર્યો હતો. સન્યાસી થઇને કુમ્ભકાદિ યોગદ્વારા તેઓ નિર્વિકલ્પ સમાધિ સ્થિતિ પ્રાપ્ત કરી શક્યા હતા, કહેવાયાં આવે છે કે નિર્વિકલ્પ સમાધિને યોગની અતિઉચ્ચ અવસ્થા માનવામાં આવે છે. કેટલાક સમયપર્યંત હઠયોગ કરી આસનાદિ સિદ્ધ થયા પછી પ્રાણાયામ, ધ્યાન, ધારણા આદિ કરી શકાય ત્યારેજ સમાધિસ્થિતિ પ્રાપ્ત થાય છે, પરંતુ પરમહંસદેવે ત્રણ દિવસમાં એ સ્થિતિ પ્રાપ્ત કરી લીધી હતી. ગુરૂ તોતાપુરી કેવી રીતે ત્યાં આવી ચઢ્યા હતા અને તેમને કેવી રીતે યોગ શીખવ્યો તે સર્વ વર્ણન હવે પછી પ્રકટ થશે.

કુમ્ભકયોગને સમયે તેમના મુખગહ્વરના સમ્મુખ દિશાના મધ્યસ્થાનમાંથી કોઇ કોઇ વખત રક્તશ્રાવ નીકળતું હતું. તે રક્તનો રંગ રાતો જણાતો હતો. ઔષધદ્વારા પણ તે રક્ત બંધ કરી શકાતું નહિ. થોડીવાર સુધી રક્ત નીકળ્યા પછી તે એની મેળેજ બંધ થઇ જતું. એ પ્રમાણે રક્તશ્રાવ થવાથી પરમહંસદેવ કોઇ કોઇ દિવસ અતિશય નિર્બળ થઇ જતા, અને મુખમાં વસ્ત્ર ઘાલી ડૂચો દઇ રક્તધારા બંધ કરવાનો નિષ્ફળ પ્રયત્ન કરતા. થોડીવાર સુધી રક્તશ્રાવ થયા પછી તે એની મેળેજ બંધ થઇ જતો. આ સમયે તેમનું શરીર અતિશય સ્થૂળ થયું હતું, અને તેમના રૂપલાવણ્યવડે ચારે દિશાઓ પ્રકાશિત થઇ રહેતી. તેઓ વસ્ત્ર પહેરી શકતા નહિ. તેથી એક જાડા લુગડાદ્વારા સમસ્ત શરીર ઢાંકી રાખતા. આ સમયે સાધુઓએ તેમને પરમહંસનું વિશેષણ આપી બોલાવવાનો આરંભ કર્યો કહેવાય છે. પરમહંસદેવ જો કે કુમ્ભકાદિયોગ કરતા હતા તથાપિ કાલી મંદિરમાં જવાનું તેમણે બંધ કર્યું નહોતું. તેમના સમાધિ—સમયથીજ હૃદયાનન્દ કાલી માતાની પૂજા કરતો હતો. પરમહંસદેવની સેવા સુશ્રૂષાદિ પણ તેજ કરતો હતો. જ્યારે તેઓ અજ્ઞાનાવસ્થામાં અચેતન રહેતા ત્યારે હૃદયાનન્દ આવીને તેમને આહાર કરાવતો અને શરીર પરનો મેલ વગેરે સાફ કરી દેતો. તેથીજ પરમહંસદેવનું પૂજા કરવાનું કામ નિયમિત થતું નહતું. જે સમયે તેમની ઇચ્છા થતી તે સમયે સમયાસમય, પવિત્રાપવિત્રતા, કિંવા અન્ય કોઇ બાબત તરફ દ્રષ્ટિપાત નહિ કરતાં તેઓ પૂજા કરવા જતા. કોઇ દિવસ કાલી માતાને ચામરવડે વાયુ ઢોળતાં ઢોળતાંજ પરમહંસદેવ સમાધિસ્થ થઇ જતા. તે સમયે હાથનું ચામર હાથમાંજ રહી જતું. ક્વચિત્ તેઓ દેવીનાં ચરણ ધારણ કરી મનમાં ને મનમાં કેટલાએ શબ્દો બોલતા અને ક્વચિત્ શિવની સાથે કેટલીએ વાતો કરતા ! કોઇ કોઇ દિવસ તો પ્રાતઃ સમયથીજ નાના પ્રકારનાં પુષ્પો ચુંટી દેવીની પૂજા કરતા અને ક્વચિત્ સુલલિત ગીત અને અદ્‌ભૂત નૃત્ય કરીને ધ્યાનમાં ને ધ્યાનમાં મસ્ત થઇ ઉઠતા. પરમહંસદેવ ગુપ્ત રીતે સાધન કરતા હતા તે મંદિરનાં કોઇ પણ મનુષ્યો જાણતાં નહોતાં. સાધુ સન્યાસીઓ સર્વદા ત્યાં આવતા અને તેમને યોગ્ય ભોજન સામગ્રી

આપવા માટે રાસમણિએ વ્યવસ્થા પણ કરી રાખી હતી. તેથી નિત્ય નવા નવા સાધુ ફકીરો ત્યાં આવવા છતાં કોઇ કાંઇ પણ જાણી શકતા નહિ. પૂર્વ કથિત હલધારી પરમહંસદેવનો એક આત્મીય એ મંદિરમાં નિવાસ કરતો હતો. વેદાંતશાસ્ત્રમાં તે ઘણો પારંગત હતો. હલધારી સાકાર પૂજાદિનો તદ્દન તિરસ્કાર કરતો. નૃત્ય, ગીત અને કીર્તન આદિને તે મસ્તકનો વિકાર અને માયાનું કાર્ય કહી તેનો ઉપહાસ કરતો. તે પરમહંસદેવને ક્વચિત્ ક્વચિત્ ઉપદેશ દેતો અને તેમને વેદાંતશાસ્ત્ર શ્રવણ કરાવવાનો યત્ન કરતો. પરમહંસદેવે હલધારીને મુખેથી વારંવાર પોતાની દુરાવસ્થા સાંભળી એક દિવસ ઘરમાં પ્રવેશ કર્યો અને મા, મા, કહીને રડવા લાગ્યા. રામકૃષ્ણદેવે જે સમયે મા, મા, કહીને બૂમ પાડી તેજ સમયે આદ્યશક્તિ કાલીરૂપે તેમના સ્હામે આવી ઉપસ્થિત થયાં. તેમણે માતાનાં દર્શન કરી કહ્યું: "મા ! હલધારી કહે છે કે મ્હારૂં મસ્તક બગડી ગયું છે અને હું જે જોઉં છું તે મ્હારાં ચક્ષુનો દોષ, માયા માત્ર કહે છે. મા ! સાચું કહી દે. મ્હને શું થયું છે વારૂ ?" અભયાજનનીએ તેજ ક્ષણે અભય દાન આપી કહ્યું : "તું જે સ્થિતિમાં છે તેજ સ્થિતિમાં રહેજે." એટલું કહી માતા અદ્રષ્ય થઇ ગયાં. રામકૃષ્ણદેવ તે સમયથી કોઇની પણ વાત સાંભળતા નહિ. કોઇના તરફ દ્રષ્ટિપાત પણ નહિ !

કાલી માતા પ્રત્યે પરમહંસદેવનો એવા પ્રકારનો આત્મનિવેદન ભાવ હતો કે જે સમયે જે કાંઇ કાર્ય તેઓ કરતા તે માતાને નિવેદન કર્યા સિવાય કદી પણ કરતા નહિ. તેઓએ કોઇ પણ સમયે કોઇ પણ વસ્તુની પ્રાર્થના કરી નથી, તેનું પ્રયોજન પણ સમજી શકતા નહિ અને અપ્રયોજનનું પણ અનુમાન કરી શકતા નહિ.

એક દિવસ તેમણે જોયું કે: તેમની પંચવટીની વાડ ભાંગી ગઇ છે. તેમણે મનમાંજ વિચાર કર્યો કે: આ વાત કોને કહેવી અને મ્હારૂં કહ્યું કોણ માનશે ? ભર્ત્તાભારિ નામક બગિચાનો એક માળી હતો. તેણે પરમહંસદેવને મહાત્મા તરીકે ઓળખી લીધા હતા. તેણે એક દિવસ પરમહંસદેવને પૂછ્યું હતું કે: "પૃથ્વીમાં કઇ વસ્તુ ઉચ્છિષ્ટ થતી નથી ?" પરમહંસદેવે

ઉત્તર દીધો હતો કે: "બ્રહ્મ-વિજ્ઞાન અદ્યાપિ પર્યંત ઉચ્છિષ્ટ થયું નથી, અને તે કદી પણ થશે નહિ." ભર્ત્તાભરિ ત્યારથી તેમના ઉપર અતિશય પ્રેમ રાખતો હતો. ઉચ્છિષ્ટની એ વાત ત્યાર પછી પણ અમે તેમને મ્હોડે સાંભળી હતી. તેઓ કહેતા કે: "વેદ, પુરાણ, શાસ્ત્રાદિ ઋષિ મુનિના મુખમાંથી નિસર્યાં છે માટે તે ઉચ્છિષ્ટ છે પરંતુ બ્રહ્મ-વિજ્ઞાન એ વાક્યાતીત અવસ્થાનું કથન છે. તે મુંગાના સ્વપ્ન જેવું છે. તે લોકોને કોઇ પણ પ્રકારે કહી શકાય તેવું નથી. જેને તેનો અનુભવ થાય છે તેજ તેને જાણી શકે છે. તેજ તેને સમજી શકે છે. તેથીજ તે ઉચ્છિષ્ટ છેજ નહિ.

પરમહંસદેવ ભર્ત્તાભારિને પોતાના મનની એક બે વાતો ક્વચિત્ કહેતા. પંચવટીની વાડની વાત તેમણે તેનેજ કહી હતી પરંતુ તે એક સામાન્ય સેવક, ક્યાંથી કઇ વસ્તુ પ્રાપ્ત કરવી, તે માટે તે કશું કરી શક્યો નહિ. તેઓ પંચવટીના વટ વૃક્ષના મૂળ આગળ ઉભા રહી કંઇ વિચાર કરતા હતા એવે સમયે ગંગામાં એક મ્હોટું મોજું આવ્યું. મોજાંની સાથેજ ફાડેલા વાંસનો એક ભારો અને કેટલીક વાંસની ખુંટીઓનો એક ભારો; એમ બે ભારા આવી પરમહંસદેવના સમ્મુખ ડૂબી ગયા. રામકૃષ્ણદેવે તે જોયું અને તુરતજ ભર્ત્તાભારિને એ વાત જણાવી. ભર્ત્તાભારિ આનન્દમાં વિહ્વળ થઇ તુર્તજ કૂદકો મારી જળમાં પડ્યો, અને ડુબકી મારી ફાડેલા વાંસનો તથા ખુંટીઓનો મળી બે ભારા બહાર કાઢ્યા. ભર્ત્તાભારિએ તે વડે પંચવટીની આસપાસ વાડ બાંધી આપી. આશ્ચર્યનો વિષય તો એજ કે વાડ તૈયાર કરવા માટે જે જે વસ્તુનું પ્રયોજન હતું તે તે સર્વ વસ્તુઓ બન્ને ભારીઓમાંથી પ્રાપ્ત થઇ હતી.

એ બનાવથી પરમહંસદેવ અતિશય આનંદ પામ્યા હતા. તેઓ મનમાં ને મનમાંજ બોલ્યા કે: "લોકો મ્હને ગાંડો કહે છે પરંતુ હું મા (કાલી)ને સાક્ષાત્ જોઇ શકું છું. તેની સાથે વાત કરી શકું છું. તે પણ મ્હને કેટલુંયે કહે છે. શું એ બધું મિથ્યા—ભ્રમ—જોઇ શકું છું? વારૂં, હમણાંજ પરીક્ષા કરી જોવી જોઇએ." એવો નિશ્ચય કરી વિચાર કરવા લાગ્યા કે: "કેવી રીતે પરીક્ષા કરવી?" પરંતુ તે સમયે કાંઇ પણ નિશ્ચય કરી શક્યા નહિ.

એક દિવસ તેઓ ગંગા સ્નાન કરવા ગયા હતા. તે સમયે રામધન નામક રાસમણિનો એક અતિ પ્રિય સેવક તે સ્થાને થઇને ગમન કરતો હતો. રામધન પરમહંસદેવ પ્રત્યે હમેશાં ક્રોધે ભરાયલો રહેતો. એટલુંજ નહિ પણ તે તેમની સાથે વાતસુદ્ધાં કરતો નહિ. રામધનના સ્હામે જોઇ પરમહંસદેવે મનમાં ને મનમાંજ મા (કાલી)ને કહ્યુંઃ “મા! જો તું સત્ય હોય તો રામધનને એક બંધુની પેઠે મ્હારી પાસે તેડી લાવ. જો તેમ કરશે તોજ હું જાણીશ કે તું મ્હારી વાત સાંભળે છે, અને ત્હારી અન્ય સર્વે વાતોને હું સત્ય માનીશ.” આ વિચાર મનમાં થતાંજ રામધન એકાએક રામકૃષ્ણદેવની રહામું જોઇ તેમની પાસે ગયો અને મૃદુ સ્વરે બોલ્યોઃ “ભટ્ટાચાર્ય મહાશય! કાલી (માતા)નો સાક્ષાત્કાર થતો હોય તો ઘણું સારૂં પરંતુ આટલી બધી ધામધુમ કરવાની આવશ્યકતા શી?” એટલું કહી રામધન ચાલ્યો ગયો.

જો કે હમણાં રામકૃષ્ણદેવની ઉન્મત્તાવસ્થા ઘણે દરજ્જે ઓછી થઇ હતી. તેમ છતાં તેઓ સમયે સમયે અધીર થઇ ઉઠતા. જ્યારે તેમનું શરીર કમ્પાયમાન થતું ત્યારે પાંચ મનુષ્યો હોય તો પણ તેમને પકડી રાખી શકતા નહિ. તેથી તેમની ચિકિત્સા કરવાનું બંધ રાખ્યું નહોતું. વૈદ્યોએ વાયુનો રોગ નક્કી કરી તેમના શરીરે નાના પ્રકારનાં તૈલ મર્દન કરાવતા હતા. સ્નિગ્ધકારક અને વાયુનાશક ઔષધિઓનું તેમને સેવન કરાવવામાં આવતું અને કોઈ કોઈ તો પરમહંસદેવને સ્ત્રીસહવાસ કરાવવાની પણ સલાહ આપતા!

સ્ત્રી–સહવાસ સંબંધી તેઓ વિશેષ આપત્તિ દર્શાવતા. વિવાહ થયા પછી કાર્યનાં રોકાણને લીધે તેઓ પોતાની સ્ત્રીનું મુખ દર્શન કરી શક્યા નહોતા. ત્યાર પછી તો તેમની અવસ્થામાં ફેરફાર થઇ ગયો હતો. તે સમયે તેઓ પ્રકૃતિને સકલ વસ્તુની ઉત્પત્તિનું કારણ માની તેને માતૃ સંબોધન કરી ચૂક્યા હતા. તે સમયે તેઓનો દૃઢ નિશ્ચય થઈ ચૂક્યો હતો કેઃ સ્ત્રી માત્ર શક્તિનો અંશ છે તેથી શક્તિ (સ્ત્રી) સાથે ગમન કરવાથી માતૃહત્યાનો અપરાધ લાગશે. મંદિરમાં રહેતા લોકો એ વાત જાણતા હતા અને તેથીજ તેઓએ પરમહંસદેવની તદ્દન ગાંડામાં ગણત્રી કરી હતી!

સ્ત્રી–સહવાસ નહિ કરવો એજ જ્યારે તેમની ઉન્મત્તતાનું કારણ નક્કી કરવામાં આવ્યું ત્યારે હૃદય મુખોપાધ્યાયે તેમને ગુપ્ત રીતે અનેક પ્રકારનો ઉપદેશ દેવાનો આરંભ કર્યો. પરંતુ તેના ઉપદેશથી પરમહંસદેવનું મન ચંચલ થયું નહિ. ઉપદેશથી જ્યારે કશું વળ્યું નહિ, ત્યારે હૃદય મુખોપાધ્યાયે એક યુક્તિ રચી. તેણે મંદિરમાં રહેતી એક પ્રૌઢા દાસીને દશ રૂપિયા ઇનામ આપવાનું નક્કી કરી પરમહંસદેવની પાછળ પાછળ ફરવાની ગોઠવણ કરી. તે દાસીએ કોઇ ન જાણે તેમ એક દિવસ કોણ જાણે ક્યાંથી એક યુવતી કામિનીને લાવી પરમહંસદેવના શયન–ગૃહમાં ઉપસ્થિત કરી દીધી. તે સ્ત્રીને જોતાંજ પરમહંસદેવ અન્ય ગૃહમાં ચાલ્યા ગયા અને હૃદયનો યથોચિત તિરસ્કાર કર્યો !

આ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા. એક દિવસ પરમહંસદેવ હૃદયની સાથે કલકત્તાના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ ગંગાપ્રસાદસેનને ત્યાં ગયા. ત્યાં પૂર્વ બંગનો કોઇ એક પણ્ડિત વૈદ્યરાજ બેઠો હતો. ગંગાપ્રસાદે પરમહંસદેવને વાયુરોગી નક્કી કરી પ્રથમથીજ તૈલાદિ મર્દન કરવાની વ્યવસ્થા કરી હતી. પંડિતે પરમહંસદેવને જોતાંજ હૃદયને પૂછ્યું કે: “આ મનુષ્યને કોઇ પ્રકારની યોગ સાધના કરવાનો અભ્યાસ છે કે ? એમના લક્ષણ જોતાં યોગી જેવા જણાય છે.” હૃદયે તેમનું કહેવું કબુલ કર્યું. પરમહંસદેવની અવસ્થા સંબંધી સત્ય અભિપ્રાય પ્રથમ તે પંડિતેજ કર્યો હતો. પરંતુ તેમના અભિપ્રાયનો કશો ઉપયોગ થયો નહિ. હૃદય પણ તેમનું કહેવું સમજ્યો નહિ અને કવિરાજ ગંગાપ્રસાદના ધ્યાનમાં પણ તે ઉતર્યું નહિ. તેઓ તો તૈલ મર્દન કરાવવા લાગ્યા.





## નવમ અધ્યાય.

### બ્રાહ્મણી અને તંત્રોક્ત સાધન.

મંદિરના કર્મચારીઓએ જે સમયે રામકૃષ્ણદેવને ઉન્મત્ત–ગાંડા–માની લીધા હતા અને જ્યારે નિકટનાં ગ્રામ્ય પંડિતોએ પણ તેમને માટે એવુંજ અનુમાન કર્યું હતું ત્યારે રાસમણિએ પોતાનું કર્તવ્ય જાણી પરમહંસદેવની નાના પ્રકારે ચિકિત્સાલ કરાવવા લાગી. તે સમયે પણ રામકૃષ્ણદેવે પોતાના ભાવોમાં ફેરફાર કર્યો નહતો. તેમનું કર્તવ્ય કર્મ જોતાં એવુંજ જાણવામાં આવતું કે: તેઓ કોઇ પણ વસ્તુ ગ્રહણ કરતા નહિં. કોઇના બોધનું એક પરમાણુ જેટલું પણ મૂલ્ય સમજતા નહિં, અને મનુષ્યને તેઓ મનુષ્ય જાણી તે સંબંધી કશો વિચાર કરતા નહિ. તેમના મનમાં જે સમયે જે કાર્ય કરવાનો વિચાર ઉત્પન્ન થતો તે કાર્ય તત્ક્ષણાત્ પરિપૂર્ણ કર્યા વગર કોઇ પણ રીતે સ્થિર થતા નહિ. વાસ્તવિક રીતે જોતાં તેઓ સર્વનો તિરસ્કાર કરતા નહોતા. તેઓ દાંભિકતાથી પૂર્ણ થઇ દેવના ઉદ્દેશથી જે સર્વ કાર્યો કરતા તે સત્ય રીતે જોતાં અહંભાવથી થતાં નહિ. તેઓ સંપૂર્ણ પ્રેમને વશ થઇનેજ એવા દેવ–કાર્ય કરતા. તેમના ઉપદેશથી જાણ્યું છે કે: " જીવનની નિશ્ચયતા અતિ સંદેહજનક છે–તેથી કોઈ પણ ઉપાયવડે થાઓ,–પણ જે કાર્યવડે ઇશ્વરનો સાક્ષાત્કાર કરી શકાય, એવાંજ કાર્યો કરવાં એજ સર્વનું કર્તવ્ય છે. કારણકે સમય હોવા છતાં તેનો ઉપાય નહિં કરવામાં આવે તો પરિણામે બહુ પશ્ચાતાપ કરવો પડશે."

પરમહંસદેવ મનમાં ને મનમાં કાંઈ પણ પ્રકારનો સંકલ્પ કરતા નહિ. પ્રથમજ કહેવામાં આવ્યું છે કે: તેઓ સચ્ચિદાનંદમયી ( કાલી ) માતાના શ્રી ચરણમાં પોતાનું આત્મ સમર્પણ કરી, માતાના સ્તનનું પયપાન કરનાર બાળકના જેવો સ્વભાવ પ્રાપ્ત કરી શક્યા હતા. તેમના મનમાં જે

સમયે જે ભાવ–વિચાર–જુસ્સો–ઉત્પન્ન થતો તે વિચારજ તેમને મંત્રવત્ કાર્ય કરાવી લેતો. તેજ કારણને લીધે તેમની ભાવોન્મત્ત અવસ્થામાં તેઓ એક જૂદાજ પ્રકારના દેખાતા.

એક દિવસ પ્રાતઃ સમયે એક વિખરાયલા વાળવાળી, ભગવું વસ્ત્ર ધારણ કરેલી, સન્યાસિની યુવતીને ગંગા કિનારે ઉભેલી જોઇ પરમહંસદેવે તેને બોલાવી લાવવા માટે હૃદયને આજ્ઞા ફરમાવી. એ સાંભળી હૃદયને અતિશય આશ્ચર્ય થયું, કારણકે અત્યાર પહેલાં જે પુરૂષે કોઇ પણ સ્ત્રી જાતિ સાથે સબંધ રાખ્યો નહોતો અને જેની પાસે સ્ત્રીનું નામ દેતાંજ મ્હોટી પંચાત થઇ રહેતી તે પુરૂષના અંતઃકરણમાં આવા પ્રકારનો ભાવાન્તર જોઇ, દુર્બળ ચિત્તના મનુષ્યમાં સહજે સંદેહ ઉત્પન્ન થાયજ.

હૃદયના મનમાં ગમેતેમ થયું હોય છતાં તે તત્ક્ષણાત્ બ્રાહ્મણીને પરમહંસદેવની પાસે તેડી લાવ્યો. બ્રાહ્મણીને જોઇ પરમહંસદેવે "મા" કહી અને તુરતજ સમાધિસ્થ થયા. ત્યારપછી નાના પ્રકારની તત્વજ્ઞાનની વાતચિત કરી ઉભયને આનન્દ થયો હતો. એજ સન્યાસિનીને "બ્રાહ્મણી" કહી ઓળખાવવામાં આવી છે. તે અસાધારણ ગુણસમ્પન્ન હતી. હિન્દુ, વિશેષતઃ બંગ મહિલાઓમાં એવા પ્રકારની બીજી કોઇ પણ સ્ત્રી અદ્યાપિ પર્યંત જોવામાં આવી હોય એવું જાણવામાં નથી. સંસ્કૃત ભાષામાં તે એવી તો નિપુણ હતી કે તત્કાળના પંડિત અગ્રગણ્ય વૈષ્ણવચરણ અને પૂર્ણાનંદ વગેરે મહાશયો તેનું ભાષણ સાંભળી નિર્વાક્ થયા હતા. હિન્દુઓનાં જેટલાં સામ્પ્રદાયિક શાસ્ત્રો છે તે સર્વે તેને કણ્ઠસ્થ હતાં અને જાણે કોઇ સાધનદ્વારા તે સર્વ તેણે વશ કરી રાખ્યાં હોય તેમ હતું. વેદ, વેદાન્ત, પુરાણ, ગીતા, તન્ત્ર, અને વૈષ્ણવ ગ્રન્થાદિ તે બહુ સારી કુશળતાથી જાણતી હતી, માત્ર એટલુંજ નહિ પણ આધુનિક ઘોષપાડા, નવરસિક, પંચનામી, બાઉલ* પ્રભૃતિ ધર્મ પ્રણાલીઓ પણ તે જાણતી હતી.

એ બ્રાહ્મણીએ પરમહંસદેવની અવસ્થા અને ભાવ શાસ્ત્રસંગત કહી જણાવ્યા અને ઇશ્વરને નામે તેમની જે જડવત્ સ્થિતિ થઈ જતી તે મૃગી

---

* બંગાળામાં એ નામના અર્વાચીન ધર્મ સમ્પ્રદાયો પ્રવર્તે છે.

હિસ્ટિરિયા—વાયુ—જનિત રોગ નથી પણ તેને તેણે **મહાભાવ**—નિર્વિકલ્પ સમાધિ કહી હતી.

બ્રાહ્મણીને મુખેથી સમાધિની વાત સાંભળી સર્વને અતિ આશ્ચર્ય થયું. સમાધિ કોને કહે છે તે વૈષ્ણવ સિવાય કોઇ જાણતું જ નથી. ત્યાં પછી સમાધિનો અર્થ તો સમજેજ કોણ? મહાપ્રભુ શ્રી ગૌરાંગને એવી સમાધિ-અવસ્થા, જડવત્ સ્થિતિ થતી હતી એવું વૈષ્ણવ ગ્રન્થોમાં લખ્યું છે, કિન્તુ હમણાં તો વૈષ્ણવોની દુરાવસ્થા થઇ છે! તેથી તે ભાવનો અર્થ જાણવાનું તો દૂર રહ્યું પરંતુ ઘણા અલ્પ મનુષ્યોનેજ તેનો વિચાર ઉત્પન્ન થતો હશે. બ્રાહ્મણીને મુખેથી સમાધિની વાત પ્રકટ થયાથી સર્વ મનુષ્યોએ "ભાવ" નામક એક નવીન શિક્ષા પ્રાપ્ત કરી, તેમ છતાં એ દ્વારા પરમહંસદેવ પ્રતિ કોઇને શ્રદ્ધાભક્તિ ઉત્પન્ન થઇ નહિ.

કેટલાક દિવસ પછી ઉત્તર—પશ્ચિમ દેશમાંથી કોઇ દિગ્વિજયી પંડિત (કાલી) મંદિરમાં આવ્યો. ત્યાં આવ્યા પછી તેણે કલકત્તાના પંડિતો સાથે વાર્તાલાપ કરવાની ઇચ્છા દર્શાવી. એ સાંભળી રાસમણિના જમાઇ મથુરાનાથ વિશ્વાસ તે સમયના મહા પ્રસિદ્ધ પંડિતવર વૈષ્ણવચરણને સાથે લઇ ત્યાં આવ્યા. જે સમયે તે બન્ને આવ્યા તે સમયે પંડિતજી અને પરમહંસદેવ બન્ને દેવી મંદિરના સમ્મુખ ભાગમાં બેઠા હતા. વૈષ્ણવચરણને જોતાંજ પરમહંસદેવ અત્યંત વિહ્વળ થઇ ઉતાવળે પગલે તેમની પાસે જઇ તેમની ખાંધ ઉપર ચઢી ગયા! વૈષ્ણવચરણ પરમહંસદેવનો અપૂર્વ ભાવાવેશ—સમાધિ-અવસ્થા—જોઇ તેમની સ્થિતિ સમજી શક્યા હતા અને તેમને સાક્ષાત્ "ચૈતન્ય" મહાપ્રભુ જાણી પોતાના રચેલા શ્લોકાદિદ્વારા તેમનું વંદન કરવા લાગ્યા. એ સર્વ શ્લોક તેમની પૂર્વની રચના નહોતી પરંતુ તેજ સમયે મનના ઉત્સાહથી તેમના હૃદયમાંથી નિસર્યા હતા. વૈષ્ણવચરણની એવી અસાધારણ શક્તિ જોઇ દિગ્વિજયી પંડિતજી મહાશયે પોતાની મેળેજ પરાજય સ્વીકારી લીધો, અને પરમ-હંસદેવની સમક્ષ કેટલાક દિવસ નિવાસ કર્યા પછી સ્વસ્થળે પ્રયાણ કર્યું હતું.

પરમહંસદેવનાં દર્શન, સ્પર્શ થવાથી વૈષ્ણવચરણ આનન્દથી ઉત્સા-હિત થયા. બ્રાહ્મણી પણ વૈષ્ણવચરણ ઉપર અતિશય પ્રીતિ રાખતી હતી.

પરમહંસદેવ સંબંધી બ્રાહ્મણીએ જે મહાભાવ ( સમાધિ ) ની વાત જણાવી હતી તેનું વૈષ્ણવચરણે પણ સમર્થન કર્યું હતું. કોઇ કોઇ વખત તો તેમણે શાસ્ત્રાદિ ગ્રન્થો લાવી પરમહંસદેવનાં પૂર્વ સાધનની અવસ્થાઓ મેળવી જોઇ હતી અને તે ઉપરથી તેમને તેમનામાં અશાસ્ત્રીય કશું જણાયું નહોતું. પરમહંસદેવ લૌકિક શાસ્ત્ર ભણ્યા નહોતા તેમ છતાં એવાં અઘરાં સાધનોની પ્રક્રિયા પોતાની મેળેજ શી રીતે સિદ્ધ કરી શકયા, તેનો વિચાર કરતાં વૈષ્ણવચરણને અતિશય આશ્ચર્ય થયું હતું ! જો કે તેમને ગુરૂઓ પ્રાપ્ત થયા હતા એ સત્ય પરંતુ તેમના દ્વારા તેમને કોઇ પણ કાર્યમાં વિશેષ સહાયતા પ્રાપ્ત થઇ નહોતી.

જે સમયે વૈષ્ણવચરણે બ્રાહ્મણીનું કથન સિદ્ધ કરી બતાવ્યું ત્યારે મથુરબાબુ અને અન્ય મનુષ્યોને પરમહંસદેવ ઉપર કિંચિત્ વિશ્વાસ ઉત્પન્ન થયો. બ્રાહ્મણીએ પરમહંસદેવની પાસે ક્રમે બાર વર્ષ પર્યંત નિવાસ કર્યો હતો. તે સમયે પરમહંસદેવ તન્ત્રોક્ત સાધનમાં નિયુક્ત થયા હતા અને તે કાર્યમાં તેમને બ્રાહ્મણી દ્વારા ઘણી સહાયતા મળી હતી. પૂર્વે જે બિલ્વ વૃક્ષનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેની નીચે પંચમુણ્ડી વગેરે લઇને તેમણે તન્ત્રોક્ત સર્વ સાધનાઓ–પ્રક્રિયાઓ–સિદ્ધ કરી હતી.* કહેવામાં આવે છે

---

* તન્ત્ર સાધકોમાં મુખ્ય બે શ્રેણી સચરાચર જોવામાં આવે છે. જેમકે દક્ષિણ માર્ગી અને વામ માર્ગી. દક્ષિણ માર્ગી સાધકો સાત્વિક ભાવ પૂર્વક ભગવતીની પૂજાદિ કરી એકાન્ત ચિત્તે મન્ત્ર જપ કરી સિદ્ધાવસ્થા પ્રાપ્ત કરી શકે છે. બીજી શ્રેણીવાળાઓ મદ્ય માંસાદિનો ઉપયોગ કરે છે !

વામમાર્ગીઓનાં કાર્યો–સાધન પ્રણાલી–સંપૂર્ણ તામસ ભાવ પૂર્ણ જોવામાં આવે છે. એ પ્રણાલીમાં " કુલ સ્ત્રી " ની પૂજા કરવામાં આવે છે. જે સ્ત્રી કુલ–ભ્રષ્ટ થઇ હોય અથવા પરપુરૂષ ગામિની થઈ હોય તેનેજ " કુલ સ્ત્રી " કહેવામાં આવે છે. નટ સ્ત્રી, કાપાલી, વેશ્યા, ધોબણ, હજામડી, બ્રાહ્મણી, શુદ્રાણી, ભરવાડણ, માલણ, વગેરે નવ પ્રકારની સ્ત્રીને કુલ–કામિની કહે છે. પંચતત્વ વા પંચમકાર, એટલે મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા, મૈથુન અને ખ–પુષ્પ અર્થાત્ રજઃસ્વલા સ્ત્રીઓના રજનો પણ તેઓ ઉપયોગ કરે છે! વામમાર્ગીઓના લતા સાધન વગેરે જે સાધન–કાર્યો છે તે અશ્લીલતાથી પરિપૂર્ણ છે ! એવાં

કે: એક સમયે નર–મસ્તક લઇને સાધન કરતી વખત પરમહંસદેવના મનમાં કિંચિત વિકૃતભાવ ઉત્પન્ન થયો હતો, તે જોઇ બ્રાહ્મણીએ કહ્યું હતું કે: " એ શું કરો છો મહારાજ ! જુવો હું એને બચકું ભરૂં છું. " એમ કહી તેણે નર–મસ્તકને બચકું ભરી બતાવ્યું હતું. તન્ત્રનું સાધન સ્વાભાવિક રીતેજ અતિ ભયંકર છે. પંચ મકાર સિવાય એ સાધન કાર્ય થઇ શકતું નથી. જો કે અનેક દ્વૈતી–સાધકો તેનો વિચિત્ર ભાવાર્થ કરીને શબ્દાર્થમાં વિપરિતતા કરે છે પરંતુ ગ્રન્થોનો ખરો ઉદ્દેશ્ય તે નથી.

પરમહંસદેવ તન્ત્ર સાધના કરતા તે સમયે ત્યાં ઘણા તાંત્રિકોનો સમાગમ થતો. પરમહંસ તેમને માટે મદ્ય, ભાત અને અડદની દાળ તૈયાર કરી રાખતા. કાલીઘાટવાળા અચલાનન્દ સ્વામી પણ ત્યાં સર્વદા આવ જા કરતા. પરમહંસદેવ ઉપર લખેલી ખાવાની વસ્તુઓને જિહ્વાવડે સ્પર્શ કરતા નહિ. તેઓ માત્ર તેને આંગળીના ટેરવાપર લઇ કપાળે ટીલું કરતા. તન્ત્ર શાસ્ત્રમાં ઉર્દ્ધમુખ તન્ત્ર નામક જે ગ્રન્થ છે તેની સાધન પ્રણાલી અતિશય ભયંકર છે. તે જનસમાજમાં નિવેદન કરી શકાય તેમ નથી. તેમાં ઉલ્લિખીત પ્રક્રિયાઓ અશ્લીલતાથી પરિપૂર્ણ છે, કિન્તુ સાધકનો તેની સાથે કોઇ પ્રકારનો સંસર્ગ રહેતો નથી. એ સાધન દ્વારા મનની શક્તિની વિલક્ષણ રીતે પરીક્ષા થઇ શકે છે. પરમહંસદેવને એ સાધન કાર્ય સંપન્ન કરવામાં બ્રાહ્મણી દ્વારા વિશેષ સરલતા મળી હતી.

---

તિરસ્કાર જનક કાર્યો દ્વારા ધર્મ ભાવનામાં કયા પ્રકારનું ઉત્તેજન મળે છે તે તેઓજ કહી શકશે ! એ માર્ગીઓની શબ–સાધના અતિ ગુરૂતર કાર્ય છે, એમાં સંદેહ નહિ. કૃષ્ણ પક્ષના મંગળવારે અથવા ચતુર્દશીને દિવસે શ્મશાનમાં, નદી કિનારે, બિલ્વવૃક્ષના મૂળમાં કિંવા અરણ્યમાં અસ્વાભાવિકરૂપે મૃત મનુષ્યનું શબ–દેહ લાવી તેની પૂજા કરવી પડે છે. પૂજાની મત્સ્યાદિ સામગ્રી લઇને શબની છાતીપર બેસી મન્ત્ર જપ કરવા પડે છે ! ( ગુજરાતમાં પણ ઘણા વામમાર્ગીઓ છે પરંતુ તેઓ માત્ર મદ્ય, માંસ, મૈથુનાદિ તિરસ્કારજનક અશ્લીલ ક્રિયાઓ કરવામાંજ અને દેવી ઉપાસનાને નામે ઇન્દ્રિય તૃપ્તિ કરવામાંજ મસ્ત જણાય છે ! ભા. ક. )

તન્ત્રોક્ત સાધન કાર્ય કરી રહ્યા પછી તેમણે કર્ત્તાભજા, નવરસિક, અને બાઉલ* પ્રભૃતિ નાના પ્રકારની સાધનાઓ સાધ્ય કરી હતી. બ્રાહ્મણી એ સર્વ ધર્મ પ્રણાલી અતિ સુંદરરૂપે જાણતી હતી. કર્ત્તા ભજા સમ્પ્રદાયના ચન્દ્રનાથ નામક પૂર્વ દેશના એક મનુષ્યને બ્રાહ્મણી તેડી લાવી હતી. અમે સાંભળ્યું છે કેઃ "પરમહંસદેવને જે સમયે (સમાધિ) મહાભાવ થયો હતો, તે સમયે તેઓ બાહ્ય જ્ઞાનથી શૂન્ય થઇ જતા હતા. તુરતજ ચન્દ્ર તેમનો જમણો હાથ પકડી " ઓ રામકૃષ્ણ ! આ શું ? " કહેતો પરંતુ તેમ કરવા છતાં પરમહંસદેવની અવસ્થામાં પરિવર્તન થતું નહિં. કર્ત્તાભજા સમ્પ્રદાયના મત પ્રમાણે સહજ જ્ઞાન પ્રાપ્ત થાય એજ સર્વ શ્રેષ્ઠ કહેવામાં આવે છે. તેઓ કહે છે કેઃ " બાહ્ય જ્ઞાનની સાથે અન્તરજ્ઞાન રહેવું જોઇએ. પરંતુ તે અતિ નિમ્ન શ્રેણીનો મત કહી શકાશે. વૈદાન્તિક નિર્વિકલ્પ–સમાધિની સ્થિતિ તેઓ સમજી શકતા નથી. જે સ્થિતિ યોગીઓ યોગ સાધનદ્વારા પ્રાપ્ત કરે છે, તે સ્થિતિ ચૈતન્ય મહાપ્રભુને પ્રતિ મુહૂર્તે થતી તેજ નિર્વિકલ્પ–સમાધિ પરમહંસદેવે કુમ્ભક યોગ દ્વારા ગુરૂ તોતાપુરીની સહાયથી પ્રાપ્ત કરી હતી. યોગદ્વારા સમાધિની જે અવસ્થા ઉત્પન્ન થાય છે તે અતિશય કષ્ટ સાધ્ય છે. કિંતુ તે સ્થિતિ પ્રાપ્ત કરવાની અતિ સરલ પ્રણાલી પરમહંસદેવ દર્શાવી ગયા છે. તેઓ ચૈતન્ય મહાપ્રભુની પેઠે ક્ષણે ક્ષણે બહિર્ચૈતન્યથી રહિત થઈ જતા, એટલુંજ નહિ પણ એક દિવસ તેમના શરીર ઉપર દેવતાનો મ્હોટો અંગારો પડયાથી શરીરનું થોડું માંસ બળી ગયું હતું તેમ છતાં તેમને તે સંબંધીનું જ્ઞાન નહતું ! પરમહંસદેવના પેટના ડાબા વિભાગમાં ઉંડો ઘા પડયાનું જે ચિહ્ન હતું તે એજ રીતે ઉત્પન્ન થયું હતું. અનેક યત્ન કરવા છતાં કંઈ પણ નહિં કરી શકયાથી અંતે ચન્દ્ર પોતાને સ્થાને ચાલ્યો ગયો હતો.

કર્ત્તાભજા સમ્પ્રદાયના સાધન સમયે પરમહંસદેવ પ્રસંગોપાત બાલી-નિવાસી તારાપ્રસન્ન ભટ્ટાચાર્ય પાસે આવ જા કરતા હતા. તેજ કારણથી હજી પણ ઘણા મનુષ્યો તેમને " કર્ત્તાભજા " (સમ્પ્રદાયના) તરીકે ઓળખે છે. પરમહંસદેવની ધ્યાનાવસ્થા પેઠેજ બ્રાહ્મણી પણ ધ્યાનાવસ્થ–અચેતનવત્–

* બંગાળામાં આ જાતના કેટલાક સમ્પ્રદાય છે.

થતી. બ્રાહ્મણીએ પરમહંસદેવ સાથે વાત્સલ્ય ભાવનો સંબંધ સ્થાપન કર્યો હતો. તે કોઇ કોઇ સમયે નાના પ્રકારના વસ્ત્રાલંકાર ધારણ કરી, નજીકનાં ગામડાંની મહિલાઓને સાથે લઇ, ડાબા હાથમાં રૌપ્ય પાત્ર લઇ તેમાં ક્ષીર માખણ વગેરે ભોજ્ય સામગ્રી લઇ, જેમ યશોદા ગોપાળનાં દર્શન નહિ કરવાથી દગ્ધ હૃદયે આકુળવ્યાકુળ થઇ, વત્સહીન ગાયની પેઠે દ્વારકામાં ગઇ હતી તેજ પ્રમાણે બ્રાહ્મણી પરમહંસદેવના નિવાસગૃહ તરફ ઉતાવળે ગમન, કરતી અને સ્વરચિત ગોપાળ વિષયક ગીતો ગાતી ગાતી તેમના ગૃહદ્વારમાં ઉપસ્થિત થતી, તેજ ક્ષણે તેને મૂર્ચ્છા થઇ જતી! જ્યારે તેના કાનમાં જોરથી ગોપાળ ધ્વનિ શ્રવણ કરાવતા ત્યારેજ તેને ચૈતન્ય પ્રાપ્ત થતું. બ્રાહ્મણી સંબંધે નાના પ્રકારની ઘટનાઓ સાંભળી છે પરંતુ તે સર્વ જનસમાજ સમક્ષ પ્રકટ કરવાથી એક મ્હોટો ગ્રંથ થઇ જાય એમ છે!

પરમહંસદેવ અન્ય પ્રકારનાં સાધનો કરતા હતા ખરા પરંતુ કાલી (દેવી) ના મંદિરમાં જવાનું તેઓ કદી ભૂલ્યા નહોતા. બ્રાહ્મણી પણ તેમની પાછળ પાછળ દોડતી. એક દિવસ કોઇ ખાસ કારણને લીધે કાલી પૂજા કરતાં બકરાનું બલિદાન આપવામાં આવ્યું હતું. તેના રૂધિરની હાંડલી જે સમયે દેવીના સન્મુખ ધરવામાં આવી ત્યારે બ્રાહ્મણીએ તેમાંથી ભક્ષણ કરવા માંડ્યું હતું. તેણે તે તાજા રૂધિર સાથે કેળાં, પેંડા વગેરે અમ્લાન વદને ભક્ષણ કરી દીધું હતું! તે જોઇ પરમહંસદેવને જરા હાસ્ય ઉત્પન્ન થયું હતું!

## દશમ અધ્યાય.

### ગુરૂ-પરીક્ષા!

કહેવામાં આવે છે કે: બ્રાહ્મણી અને વૈષ્ણવચરણના કહેવાથી મથુરબાબુ પરમહંસદેવને સિદ્ધ પુરૂષ તરીકે જાણી શક્યા હતા. એટલા માટેજ તેણે તેમની સ્વતંત્રતા માટે નાના પ્રકારની વ્યવસ્થા

કરી આપી હતી અને પ્રસંગોપાત પરમહંસદેવ પાસે બેસી તેઓ કેટલોક સમય વ્યતીત કરતા હતા. રાસમણિ દાસી પણ જાણી શકી હતી કે પરમ-હંસદેવ ખરા સિદ્ધ પુરૂષ થયા છે. ગમે તેમ હો, પણ મથુરબાબુ અને રાસ-મણિ વગેરે મંદિરના કાર્યભારીઓના મનમાં પરમહંસદેવ સંબંધી અતિ ઉચ્ચ ભાવ ઉત્પન્ન થયો હતો. તેઓ ક્રમે ક્રમે જાણી શક્યાં હતાં કેઃ પરમ હંસદેવનું સાધન–ભજન અતિ આશ્ચર્યકારક અને અસ્વાભાવિક પ્રકારે સાધિત થયું છે. તેમણે જાણ્યું કેઃ પરમહંસદેવ આજકાલના સાધારણ પરમહંસ જેવા વિચિત્ર સ્વભાવના નથી, પરંતુ તેમના હૃદયમાં સાધારણ જીવભાવ વિલુપ્ત થઇ શિવત્વ ભાવનો સંચાર થયો છે, અને તેઓ કાલીદેવીના ખાસ વર–પુત્ર છે એમાં કાંઇ પણ સંદેહ નથી. કોઇ કોઇ મનુષ્યો એમ પણ કહેતા કેઃ ક્વચિત્ રામપ્રસાદેજ પુનઃ જન્મ ગ્રહણ કર્યો છે. આ સમયે પરમહંસ-દેવનું વય આશરે ચોવિશ પચિશ વર્ષનું હશે. તેમનું શરીર અતિશય બળવાન હતું અને તેમનું રૂપ લાવણ્ય જોતાંજ જોનારનું ચિત્ત ચમકિત થઇ જતું! રામકૃષ્ણદેવ જેવા પૂર્ણ યુવકને જોવા છતાં કોઇ પણ મનુષ્ય તેમને યુવક જાણતું નહિ પણ સર્વે તેમની સાથે પાંચ વર્ષના બાળકની પેઠેજ વર્તતું. સ્ત્રીઓ તેમની પાસે આવતાં કદી પણ શરમાતી નહિ, અથવા તેમના મનમાં જરા પણ લજ્જા ઉત્પન્ન થતી નહિ. એક સ્ત્રીને લઇ હૃદયે તેમની સાથે જે અત્યા-ચાર કર્યો હતો તે વાર્તા રાસમણિ અને મથુરબાબુએ પણ જાણી હતી. તેમ છતાં પણ મનુષ્યનું મન એટલું બધું દુર્બળ અને હૃદય એટલું બધું અવિશ્વાસી હોય છે કે જેથી અન્તે તેમણે બાળકવત્, ઉન્માદવત્ શ્રી રામકૃષ્ણની ઇન્દ્રિય પરીક્ષા પણ કરી હતી!

કલકત્તામાં મછુયા–બજાર (માછવા બજાર) માં રહેતી લચ્છીબાઇ નામક એક વારાંગના સાથે અગાઉથી સલાહ મસલત કર્યા પછી પરમહંસ-દેવને ત્યાં લઇ જવામાં આવ્યા હતા. લચ્છીબાઇએ એક સુંદર શય્યાગ્રહમાં પંદર સોળ સુંદર યુવતીઓને અર્ધ નગ્નાવસ્થામાં રાખી હતી. પરમહંસદેવને તે ગ્રહમાં લઇ ગયા પછી મથુરબાબુ ધીમે રહીને અદ્રષ્ય થઇ ગયા. પ્રથમજ કહેવામાં આવ્યું છે કે પરમહંસદેવ આ સમયે નગ્નાવસ્થામાંજ રહેતા હતા.

શરીર ઉપર માત્ર એક લુગડું ઢાંકી રાખતા. નમ્ર રામકૃષ્ણદેવે જોયું કે ગૃહમાં યુવતી મંડલી એકત્ર થઇ છે. તેમના રૂપલાવણ્ય વડે, તેમના હાવભાવ અને નેત્ર કટાક્ષ વડે મુનિઓનાં મન અને અકામી–નપુંસકોને પણ ચિત્તવિકાર થવાનો સંભવ હતો. સાધારણ રીતેજ સ્ત્રીઓ જગન્મોહિની હોય છે તેમાં વળી તે દિવસે હરહૃદિ વિહારિણી હર–મોહિનીના સ્નેહાંચલ વડે આચ્છાદિત થયેલી શ્રી રામકૃષ્ણના મનને મોહ પમાડવા માટે મોહિની જાળ પ્રસારી તેઓ અંતઃકરણપૂર્વક સ્વઅભિષ્ઠ સિદ્ધ કરવાની ઇચ્છાથી સર્વ યુવતીઓ તેમની વાટ જોઇ રહી હતી. પરમહંસદેવ તેમના સમ્મુખ આવી ઉભા રહ્યા તેજ ક્ષણે તેમણે સર્વ યુવતીઓને "મા આનન્દમયી! મા આનન્દમયી!" કહી મસ્તક નમાવી તેમને પ્રણામ કર્યા અને તેમની વચમાં ઉભા રહી "મા બ્રહ્મમયી! મા આનન્દમયી!" કહેતાં કહેતાં સમાધિસ્થ થઇ ગયા! સમાધિને સમયે તેમના નેત્રમાંથી અનર્ગલ પ્રેમાશ્રુ પ્રવાહ વહેતો હતો. પરમહંસદેવની એવી અવસ્થા જોઇ વારાંગનાઓને ભય લાગ્યો, અને ગભરાઇ જઇ કોઇ વાયુ ઢાળવા લાગી, તો કોઇ પોતાનો અપરાધ થયો માની બે હાથ જોડી અપરાધની ક્ષમા પ્રાર્થના કરવા લાગી! એ બનાવ જોઇ મથુરબાબુ અતિશય લજ્જા પામ્યો. તેજ સમયથી પરમહંસદેવ ઉપર તેની પ્રગાઢ ભક્તિમાં વૃદ્ધિ થઇ. તે સમયથી મથુરબાબુ પરમહંસદેવના ચરણકમળમાં મન પ્રાણ સમર્પણ કરી તેમના એક વેચાયલા દાસની પેઠે પોતાને સમજવા લાગ્યો!

મથુરબાબુએ પરમહંસદેવની પરીક્ષા કરી તે વાર્તા અનેક મનુષ્યોના જાણવામાં આવી. તેથી કેટલાંકને આશ્ચર્ય થયું, અને કોઇ કોઇ તો તેમને નાના પ્રકારનો દોષ પણ દેવા લાગ્યા! આ સમયે અનેક મનુષ્યોએ એવો પણ વિચાર દર્શાવ્યો કે: રામકૃષ્ણદેવ સિદ્ધ પુરૂષ થઇ શક્યા નથી, પરંતુ ઇન્દ્રિય જય પ્રાપ્ત કરવાનું કારણ એ છે કે: નાના પ્રકારના સ્નાયવીય રોગોને લીધે તેમને પુરૂષાર્થહાનિ થઇ છે અર્થાત્ તેઓ નપુંસક હોવાથીજ તેઓ સ્ત્રી પાસે જવા અસમર્થ થઇ ગયા છે! આ પ્રમાણે જેમનો જેવો સ્વભાવ, તે તેવી રીતે પરમહંસદેવનાં દર્શન કરવા લાગ્યું. રાસમણિ દાસીએ પણ એ વાર્તા સાંભળી. તેણે જાતે પરમહંસદેવની સિદ્ધાવસ્થા જાણી હતી તેમ છતાં

(વિષયીનું મન એટલું બધું દુર્બળ હોય છે કે જેથી) તેણે પુનઃ તેમની પરીક્ષા કરવાની આજ્ઞા આપી. અમે પરમહંસદેવને મુખેથી સાંભળ્યું છે કે: "એક દિવસ સન્ધ્યા સમયે મ્હેં ઓરડીમાં શયન કર્યું હતું તે સમયે રાણીની મોકલેલી બે સ્ત્રીઓ મ્હારી પાસે આવી. તેમણે બે ચાર આડીઅવળી વાતો કર્યા પછી મ્હારી......(સૌજન્યને ખાતર એ નામ લખી શકતા નથી.) ગ્રહણ કરી. હું મા! મા! મા! કહી ચિત્કાર કરી ઉઠયો. ત્યાર પછી મ્હને કાંઇ જ્ઞાન રહ્યું નહોતું. ચૈતન્ય આવ્યા પછી જોયું કે: તે સ્ત્રીઓ મ્હારાં ચરણ પકડી રોદન કરતી હતી." મ્હેં તુરતજ મ્હારા પગ ખેંચી લઇ તે સ્ત્રીઓને મા આનન્દમયી કહી નમસ્કાર કર્યા. ત્યારપછી બન્ને સ્ત્રીઓ નાના પ્રકારે કાલાવાલા-વિનતિ કરી ત્યાંથી ચાલી ગઈ."

પૂર્વે લખવામાં આવ્યું છે કે: પરમહંસદેવ સ્ત્રીજાતિ માત્રને પ્રકૃતિદેવીનો અંશ સમજી તેને માતા કહેતા હતા. તેઓ કાલીમાતાના મંદિરમાં જઇ પ્રાર્થના કરતા કે: "મા! અવિદ્યાએ તું અને વિદ્યા પણ તું. ગૃહસ્થની કુલ-વધૂએ તું અને મેછો (મછુવા) બજારની વારાંગનાએ તું. મા! ઉભય રૂપે તું મ્હારી માતા છે. હું ત્હારૂં સન્તાન છું."

એ વખત પરીક્ષામાંથી પસાર થવા છતાં પરમહંસદેવનો છુટકો થયો નહતો. એક વખત વૈષ્ણવચરણ પરમહંસદેવને કલકત્તાની નજીકના કાચિ-બાગાન નામક સ્થાને લઇ ગયા હતા. તે સ્થાને નવરસિક સમ્પ્રદાયના લોકોનો વિશેષ નિવાસ છે. પરમહંસ ત્યાં ઉપસ્થિત થયા કે તુરતજ કેટલીક સ્ત્રીઓ આવવા લાગી અને તેમને ઘેરી વળી આસપાસ બેઠી. એ સ્ત્રીઓ વારાંગના નથી; પરંતુ તેમના ધર્મનો એવો તિરસ્કારજનક રિવાજ છે કે જે વાચક બધુઓને નિવેદન નહિ કરવા માટે ક્ષમા માગું છું! એ સમ્પ્રદાયના સિદ્ધાંત પ્રમાણે પ્રકૃતિ સાધન એક માત્ર વિષય-આનન્દ ભોગવવાના નિદાન સ્વરૂપ છે! એટલે સાચા આધ્યાત્મિક તત્ત્વને જલાંજલિ આપી પરકીય રસાસ્વાદનો વિકૃત ભાવ સાબિત કરી તેઓ ઇન્દ્રિય-સુખ-ભોગવવું એજ સ્વધર્મનું સારતત્વ સમજ્યા છે! એ ધર્મ-સમ્પ્રદાય સાથે વૃન્દાવનની રાસલીલાની સરખામણી કરાવવામાં આવે છે પરંતુ રાસલીલાના ખરા અધિકારી તો કેવળ પૂર્ણબ્રહ્મ

શ્રીકૃષ્ણ ભગવાનજ થયા હતા, અને મહાપ્રભુ શ્રી ચૈતન્યે સન્યસ્તાશ્રમ ગ્રહણ કર્યા પછી એ શૃંગાર રસપૂર્ણ વાર્તા શ્રવણ કરી હતી. ઉપરોક્ત નવરસિક જનો શૃંગાર રસમાં મસ્ત બની જાય છે! વૈષ્ણવચરણ પરમ પંડિત હોવા છતાં એ સમ્પ્રદાયના સિદ્ધાંતને વિશિષ્ટ રૂપે પુષ્ટિ આપતા હતા. તે ગમે તેમ હો પરંતુ પરમહંસદેવને પ્રાપ્ત કરી નવરસિક લોકોમાંથી એક યુવતીએ આકુળ-વ્યાકુળ થઇ ઉતાવળે તેમના પગનો અંગુઠો પોતાના મુખમાં ઘાલી દીધો અને દ્વિતીય યુવતીએ અતિ કુત્સિત કાર્યનો ભાવ દર્શાવ્યો. પરમહંસદેવે વૈષ્ણવચરણનો તિરસ્કાર કરી ત્યાંથી ઉઠી ચાલ્યા ગયા. નવરસિક લોકોએ તેમને "ઉર્ધ્વરેતા" (અખંડ બ્રહ્મચારી) તરીકે જાણ્યા હતા.

એ પ્રમાણે પરમહંસદેવને નાનાવસ્થામાં મૂકી પરીક્ષા દ્વારા તેમના ઇન્દ્રિયવિકાર સંબંધી સર્વનો ભ્રમ વિદુરિત થયો ત્યારે અન્ય જનોએ તેમના પ્રત્યે ભક્તિ દર્શાવી હોય કે નહિ પરંતુ મથુરબાબુ તો સર્વ કરતાં વિશેષ ભાવે વિમુગ્ધ થયો હતો એમાં જરા પણ સંદેહ નથી.

---

## એકાદશ અધ્યાય.

### રાણીને થપ્પડ !

પૂર્વેજ કહેવામાં આવ્યું છે કે: પરમહંસદેવ પોતાની ઇચ્છાનુસાર કાલી માતાની પૂજા કરવા જતા. એ પૂજા નિત્ય પૂજામાં ગણવામાં આવતી નહોતી. કારણ, પરમહંસદેવની ઉન્મત્તાવસ્થા થઈ ત્યારથી તેમના પૂજા-કાર્ય પરત્વે હૃદયાનંદની નિમણુક થઇ હતી. એક દિવસ તેઓ પૂજા કરવા ગયા ત્યારે દેવીને માટે જે પુષ્પમાળાઓ પ્રસ્તુત કરવામાં આવી હતી તે પોતાને ગળે ધારણ કરી અને ચન્દનાદિ પોતાને શરીરે લેપન કરી દઇ સમાધિમાં બેસી ગયા હતા. તેમના એ કાર્યથી મંદિરના કર્મચારીઓ ગુસ્સે થયા અને તેઓ પુનઃ મંદિરમાં પ્રવેશ કરી શકે નહિ એવી યુક્તિ રચી હતી, પરંતુ પરમહંસદેવ સ્વેચ્છાથી ધૂનમાં ને ધૂનમાંજ જ્યારે મંદિ-

રમાં ગમન કરતા ત્યારે તેમને રોકવાનું કોઇ સાહસ કરી શકતું નહિ. વળી એક બીજે દિવસે તેઓ પૂજા કરવા ગયા ત્યારે દેવીના પાદ–પદ્મમાં પુષ્પ બિલ્વ સમર્પણ નહિ કરતાં મંદિરમાં જે સેવકો તથા બીજા જે જે પદાર્થો હતા તે સર્વની તેમણે પૂજા કરી હતી. તેઓએ કેટલાંક બિલાડાં પાળ્યાં હતાં. પૂજા સમયે સાકર વગેરે નૈવેદ્ય કાલીમાતાને નિવેદન નહિ કરતાં કોઇ કોઇ વખતે તેઓ બિલાડાંને ખવડાવી દેતા અને પોતે પણ ભક્ષણ કરી જતા. પરમહંસદેવની એવી વિચિત્રતા જોઇ મંદિરની દેખરેખ રાખનાર મનુષ્યો અતિશય ગુસ્સે થઇ ગયા અને તે સર્વ વાર્તા મથુરબાબુને કાને પહોંચાડી. મથુરબાબુના ઉત્તરની દરકાર નહિ કરતાં તેઓએ પરમહંસદેવને મંદિરમાં પ્રવેશ કરતાં અટકાવી દીધા. એ આજ્ઞાનો ભાર દ્વારવાનને શિરે પડયા પછી પરમહંસદેવ એક વખત મંદિરમાં પ્રવેશ કરવા જતા હતા એટલામાં દ્વારવાને પ્રથમજ તેમને અટકાવ્યા, પરંતુ તેઓ એટલા બધા વિહ્વલ ચિત્તે ઉતાવળે જતા હતા કે: દ્વારવાનનું નિષેધ વાક્ય તેમના કાનમાં પ્રવેશ કરી શક્યું નહિ. એ જોઇ દ્વારવાને બે હાથ પહોળા કરી તેમને જતા રોકવાનો યત્ન કર્યો પણ પરમહંસદેવે તેને એક મુક્કો મારી, મંદિરમાં પ્રવેશ કરી ઇચ્છાનુસાર પૂજા કરવા લાગ્યા. એક મુક્કી પડતાં દ્વારવાન એટલો બધો ગભરાઇ ગયો કે જેથી તે તત્ક્ષણાત્ તે સ્થાન પરિત્યાગ કરી ચાલ્યો ગયો. દેખરેખ રાખનાર મનુષ્યોને એ વાતની ખબર પડતાં ક્રોધે ભરાઇ તેઓએ મથુરબાબુને નાના પ્રકારની કાલ્પનિક વાતો કહેવડાવી. દેખરેખ રાખનાર મનુષ્યોદ્વારા પરમહંસદેવ વિરૂદ્ધ અતિશયોક્તિ ભરેલા દોષારોપ સાંભળી મથુરબાબુએ ઉત્તર દીધો કે: "ભટ્ટાચાર્ય મહાશય (પરમહંસદેવ)નાં કાર્ય પ્રત્યે કોઇ કંઇ પણ બોલી શકશે નહિ. તેમની ઇચ્છામાં આવશે તે તેઓ કરશે." એ સાંભળી પગારદાર કર્મચારીઓ ઉપરથી તો શાંત થયા પરંતુ ક્રોધ, અપમાન અને નિરાશાથી મનમાં ને મનમાંજ બળવા લાગ્યા !

પરમહંસદેવ પ્રત્યે મથુરબાબુની એવી ભક્તિ અને બાધ્યબાધકતા જોઇ સર્વ મનુષ્યોએ મનમાં ને મનમાંજ નિશ્ચય કર્યો કે: ભટ્ટાચાર્ય મહાશયે મથુરબાબુને વશ કરી લીધા છે. તેમ ન હોય તો જે મથુરબાબુના પ્રબળ

પ્રતાપથી સર્વે મનુષ્યો થરથર કમ્પતાં, જે મથુરબાબુની પાસે એક સમયે પરમહંસદેવ જઇ શકતા નહિ, તેજ મથુરબાબુ પરમહંસદેવને એટલા બધા વશ થઇ ગયા છે કેઃ કાલીપૂજાની સામગ્રી ભક્ષણ કરી જવા છતાં બાબુજી તેમને કશું બોલી શકતા નથી ! હિંદુઓને માટે એ કાર્ય અત્યંત આશ્ચર્યજનકજ કહી શકાશે. કાલી જેની ઇષ્ટદેવી, ભગવતી અને સ્વયં બ્રહ્માણ્ડેશ્વરી છે તેનું નૈવેદ્ય એક મનુષ્ય ભક્ષણ કરી જાય, તે તરફ દુર્લક્ષ્ય કરવું એ કાંઇ સામાન્ય વાત નથી. અન્ય કોઈ સાધારણ મનુષ્યને માટે એ કાર્ય અવશ્ય અતિ અન્યાય અને અધર્મનુંજ કહેવામાં આવે પરંતુ મથુરબાબુ ગાંડા બન્યા નહોતા. તેમજ તેમનું બાહ્યજ્ઞાન પણ વિલુપ્ત થયું નહોતું, તેમ છતાં શામાટે તેમણે પરમહંસદેવનો એવો વ્યવહાર જોઇ તેમને કાંઇ પણ ઠપકો આપ્યો નહિ ? અમે તેનું કારણ જાણીએ છીએ. અન્ય સ્થાને તે સવિસ્તર પ્રકટ કરીશું.

મથુરબાબુએ પરમહંસદેવના એ અન્યાય કાર્યને પુષ્ટિ આપી તે વાત રાસમણિને કાને પણ ગઇ. રાસમણિ મનમાં ને મનમાંજ ઘણી ગુસ્સે થઇ તેમ છતાં મથુરબાબુના કથન પ્રત્યે તે પોતાનો અભિપ્રાય પ્રકટ કરી શકી નહિ. એક દિવસ તે પોતે મંદિરમાં જઇ પહોંચી.

રાસમણિએ રેશમી વસ્ત્ર પરિધાન કર્યું હતું. તેણે દેવીમંદિરમાં પ્રવેશ કરી જોયું તો પરમહંસદેવ પણ ત્યાં બેઠાજ હતા. રાસમણિ જ્યારે જ્યારે મંદિરમાં આવતી ત્યારે ત્યારે પરમહંસદેવને મુખેથી બે ચાર શક્તિ વિષયક સંગીત સાંભળ્યા સિવાય ત્યાંથી ઘેર જતી નહિ. આ સમયે પણ તેણે તેવીજ ઇચ્છા દર્શાવી. પરમહંસદેવ ગાયન કરવા લાગ્યા. દૂર્ભાગ્યે રાસમણિનું મન ગાયનમાં નહિ ચોંટતાં કોઈ એક મુકદ્દમામાં પરોવાયું. પરમહંસદેવે તેની આંતરવૃત્તિ જાણી લઇ તેના બરડા પર એક થાપટ મારી સારી પેઠે તિરસ્કાર કર્યો ! રાસમણિ દાસી એક સ્ત્રી હતી અને તે સાથે મંદિરની માલિક હતી. તેને તેના એક પગારદાર પૂજા કરનારે થાપટ મારી, એ જોઇ સર્વ ભય પામ્યાં, અને ભદ્રાશયનું હવે શું થશે ? તેની વાટ જોવા લાગ્યાં. પરંતુ ઇશ્વરનું કેવું આશ્ચર્યજનક કૌશલ ! પરમહંસદેવના એ કૃત્યથી રાસમણિ

અપમાનથી ક્રોધે નહિ ભરાતાં કિંવા અભિમાનિ નહિ બનતાં શોકાતુર ચ્હેરે મંદિરમાંથી બહાર ચાલી ગઇ. રાસમણિએ શામાટે પોતાનો કંઇ પણ અભિપ્રાય દર્શાવ્યો નહિ, તે કોઇથી અજાણ્યું નહોતું. કાંતો તેમને બ્રાહ્મણ જાણીને કે કાંતો તેમને ગાંડા ધારીને કિંવા પોતાના મનની વાત જાણી લીધી તેથી સિદ્ધ પુરૂષ માનીને તેણે તેમને કશું કર્યું નહિ હોય. ગમે તેમ હો, તે વખતે તો તેણે કંઇ પણ કર્યું નહિ, એ ખરૂં પરંતુ એક દિવસ પરમહંસદેવને એકાંતમાં મળતાં તેણે પુછ્યું હતું કેઃ "ભટ્ટાચાર્ય મહાશય ! મથુરે શું આપને કંઇ કહ્યું હતું કે ?" પરમહંસદેવે તેને કંઇ પણ ઉત્તર આપ્યો નહિ. પરંતુ રાસમણિએ એવું અનુમાન કર્યું હતું કેઃ મથુરબાબુએ પરમહંસદેવ દ્વારા પોતાને વશ કરવાનો વિચાર કર્યો હતો.

## દ્વાદશ અધ્યાય.

### રામ-સાધના.

પૂર્વે કહેવામાં આવ્યું છે કે પરમહંસદેવના મનમાં જે સમયે જે સાધનભાવ ઉત્પન્ન થતો તે પરિપૂર્ણ કર્યા સિવાય તેઓ રહેતા નહિ, અને તે કાર્યની સહાયતારૂપે એકાદ સાધુ પણ આવી પહોંચતો. થોડા સમય પછી તેમના મનમાં ભગવાન્ રામચંદ્રનો વિચાર ઉત્પન્ન થયો.* તેમણે જાણ્યું હતું કેઃ હનુમાન એજ રામચન્દ્રજીના સાચા ભક્ત હતા. તેમની સાધના કર્યા સિવાય, તેમનામય થયા સિવાય, શ્રી રામચંદ્રનાં ચરણ પ્રાપ્ત કરી શકાશે નહિ. હનુમાને નિઃસ્વાર્થ ભક્તિ કરી હતી. પૃથિવીનો જે કોઇ પદાર્થ તેમની દ્રષ્ટિયે પડતો તેમાં શ્રી રામચન્દ્રનાં દર્શન નહિ થતાં તે વસ્તુ તેઓ ગ્રહણ કરતા

---

* કોઇ કોઈ ભક્તો કહે છે કેઃ કાલી દર્શન કરતાં પહેલાંજ તેમણે રામ મંત્રની દિક્ષા લઇને તે સાધન કર્યું હતું. એ સમયે તેમના મુખમાંથી રક્ત વહેતું હતું. એ વાત સત્ય હોવા છતાં ત્યારપછી તેમણે હનુમાનનું સાધન કર્યું હતું એમાં સંદેહ નહિ, અર્થાત્ પોતે સ્વયં હનુમાનરૂપ બન્યા હતા.

નહિ. તેમના જેવી એકનિષ્ઠ ભક્તિ અતિ વિરલજ છે. તેઓ જાણતા કે સર્વ વસ્તુઓમાં શ્રી રામચંદ્રનુંજ અસ્તિત્વ છે. રામચંદ્ર વિનાની કોઇ વસ્તુ હોઇ શકેંજ નહિ. તેઓ રામચંદ્રનાં મનોહરરૂપ સિવાય અન્ય કશું જોવા ઇચ્છતાજ નહિ. એવી નૈષ્ઠિકભક્તિ પ્રાપ્ત કરવા માટે પરમહંસદેવે હનુમાનની સાધના કરી અર્થાત્ પોતે હનુમાનજ છે એવી ભાવના કરવા લાગ્યા. જે સમયે તેમના શરીરમાં પવન–સુતનો સંચાર થતો તે સમયે કોઇ પણ મનુષ્ય તેમની પાસે રહી શકતું નહિ. તેમના હાવભાવ અને અન્ય શારીરિક લક્ષણોમાં મનુષ્ય સ્વભાવથી વિપરીત લક્ષણો જોવામાં આવતાં. તેઓ એ અવસ્થામાં “ રઘુવીર ” શબ્દ એવા ઉચ્છ્વાસ અને ગંભીર શબ્દે બોલતા કે જાણે તેઓ તેનો સાક્ષાત્કાર પ્રાપ્ત કરીને એ શબ્દ બોલે છે એવું સર્વને ભાન થતું. એ અવસ્થામાં તેમની પાસે જામફળ અને અન્ય ફળો મૂકવામાં ના આવે તો તેઓ મ્હોટી ગડબડ ઉપસ્થિત કરતા. ફળ મળતાંજ તેઓ દાંતવડે કરડી ભક્ષણ કરતા. ક્વચિત્ તેઓ વસ્ત્રનું પૂછડું ધારણ કરી વૃક્ષ ઉપર બેસી રહેતા અને “ રામ રઘુવીર ” કહીને બુમો પાડતા. પરમહંસદેવે કહ્યું હતું કેઃ તે સમયે તેમને એક ઇંચ જેટલી પૂંછડી થઇ હતી. થોડા સમય પછી તે ખરી પડી હતી. એ સમયે પરમહંસદેવે એક રામાનંદી સન્યાસી પાસેથી રામમંત્રની દિક્ષા લીધી હતી. એ સાધુ પાસે એક પિત્તળની મૂર્તિ હતી. એ મૂર્તિ ઉપર પરમહંસદેવને બહુ વાત્સલ્યભાવ ઉત્પન્ન થતો. સાંભળ્યું છે કેઃ તેઓ જે સમયે બગિચાના જે કોઇ સ્થળે જતા ત્યાં રામલાલા ( તે મૂર્તિનું નામ ) તેમની સાથે જવા ઇચ્છતા ! કોઇ કોઇ સમયે પરમહંસદેવ તેની સાથે એવી રીતે વાતચિત કરતા કે જે સાંભળવાથી સત્ય બનાવ તરીકેંજ નિશ્ચય થતો. એક દિવસ વૃષ્ટિને સમયે પરમહંસદેવ બહાર જતા હતા. તેમણે પાછું જોઇ કહ્યું કેઃ “ પુનઃ જો આ પ્રમાણે ત્રાસ આપશે તો ત્હને પ્રહાર કરવો પડશે. સાંભળ્યું કે ગાંડા ! બગિચામાં કાદવ થયો છે. પગે વળગશે. વૃષ્ટિથી માથું શરીર ભીંજાઇ જશે, અંતે જ્વર વ્હોરી બેસવો છે ? ” વળી એક દિવસ ગંગાસ્નાન કરવા જતી વખત પરમહંસદેવ કહેતા હતા કેઃ “ જો, આટલા બધા જળમાં જવું નહિ. એટલાં બધાં જળમાં તો

ડૂબી જવાય. આવ, ત્હારૂં શરીર લુછી નાખું." અમે તેમને મુખેથીજ એ સર્વ વાતો સાંભળી છે. તેઓ એમ પણ કહેતા કે રામલાલા દેખાવમાં ત્રણ ચાર વર્ષના બાળક જેવો જણાતો. એવા શરીરાવયવ અને દેહની કાંતિ કોઇએ કદી પણ જોઇ નહિ હોય. તેમની વાત સાંભળતાં મનુષ્ય પોતાનું સ્વભાન ભૂલી જતા. રામલાલાની મૂર્ત્તિ પરમહંસદેવને પૂર્વોક્ત સાધુ આપી ગયો હતો. એ મૂર્તિ અદ્યાપિ પર્યંત દક્ષિણેશ્વરમાં વિદ્યમાન છે.

---

## ત્રયોદશ અધ્યાય.

### સખીભાવ.

પરમહંસદેવે ઉપર પ્રમાણે રામ–વિષયક સાધના કર્યાં પછી નાનાવિધ સમ્પ્રદાયના સાધુઓ સાથે મળી તે પ્રત્યેક પાસે દિક્ષા લઇને અને સાધન કરીને તેમાં સિદ્ધ મનોરથ થયા પછી અંતે શ્રીદામ સુબલાદિનું ધ્યાન ધરી–સખ્ય પ્રેમનું સાધન કરવા માંડયું હતું. તે સમયે તેઓ સમાધિવસ્થામાં શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરી તેને ઇચ્છાનુસાર વસ્ત્રાલંકારો દ્વારા સુસજ્જિત કરતા. ક્વચિત્ તેમના ચરણમાં નૂપુર પહેરાવી રણઝણ શબ્દ શ્રવણ કરી તેઓ પોતે પણ આનંદ પામી નૃત્ય કરતા. ક્વચિત્ ગહન વાટિકાઓમાં કૃષ્ણનાં દર્શન નહિ થતાં છાતી કુટતા રોદન કરતા ! ક્વચિત્ એવા વિરહાન્તે કૃષ્ણને આલિંગન કરી કહેતા કે: "પ્યારા કનૈયા ! હવે ત્હને જવા દઇશ નહિ. સમજ્યો ! ત્હારા દર્શન વગર તો મ્હારા પ્રાણ વ્યાકુલ થઇ ઉડે છે. દશે દિશા મ્હને શૂન્યવત્ જણાય છે. લે પ્યારા, આ ફળ ખા." એમ કહી કેટલીએ વાતો કરતા. ક્વચિત્ તેઓ નન્દ યશોદા જેવો વાત્સલ્યભાવ ધારણ કરી "ગોપાલ, ગોપાલ" કહી બુમો પાડી રોદન કરતા અને થોડા સમય પછી ગોપાળને કેડે લઇ અપાર આનન્દ ઉપભોગ કરતા.

શ્રીકૃષ્ણ સંબધી એવાં વિવિધ સાધન કર્યાં પછી પરમહંસદેવે સખીભાવનું સાધન આરંભ્યું હતું. સર્વ સાધનો કરતાં પહેલાં તેમણે અમુક ભક્તોનું

શરણ ગ્રહણ કર્યું હતું. સખીભાવ સમયે પણ તેવું બન્યું હતું. સખીભાવ સમયે તેમણે બે વખત સાધન કર્યું હતું. પ્રથમ તેમણે અષ્ટ નાયિકાનો ભાવ ધારણ કરી નાયિકાઓના જેવાં વસ્ત્રાલંકારથી વિભૂષિત થઇને જમણા હાથમાં ચામર ગ્રહણ કર્યા પછી, મહાકાલના વક્ષઃ સ્થળ ઉપર વિરાજિત મહાકાલી સમ્મુખ દાસીની પેઠે ઉભા રહેતા. વચમાં વચમાં નૃત્ય પણ કરતા અને ચામર દ્વારા વાયુ ઢાળી દેવીના શરીરમાં શીતળતા ઉત્પાદન કરતા.

દ્વિતીય પ્રકારનાં સખીભાવમાં તેઓ વૃન્દાવનેશ્વરી શ્રીમતિ રાધિકાની અષ્ટ સખીમાંની એક સેવિકા બન્યા હતા. સ્ત્રીનો વેશ ધારણ કરવા માટે તેમણે માથે ચોટલો રાખ્યો હતો. તેઓ નાસિકામાં વેસર નથની, નેત્રમાં અંજન, કપાળમાં સિંદુર, નાક ઉપર છુંદણું, અધરમાં તાંબુલ, કાનમાં કર્ણાભરણ, કણ્ઠે હાર, છાતી પર કાંચળી અને તેના પર ઓઢણી, બન્ને હાથે નાના પ્રકારના અલંકાર, વસ્ત્રમાં સાડી, કમ્મરે ચંદ્રહાર, અને બન્ને પગે નૂપુર પહેરતા. આ સર્વ અલંકારો મથુરબાબુએ તેમને અર્પણ કર્યા હતા. પરમહંસદેવ સર્વ વસ્ત્રાલંકારો ધારણ કરી કોઇ એક સ્થાને બેસી બે હાથ જોડી બોલતાઃ "ક્યાં છે લલિતા ! ક્યાં છે વિશાખા ! એક વખત મ્હારા ઉપર દયા કરો. હું અતિ હીન, અતિ દીન છું. મ્હારી શી ગતિ થશે ? મ્હેં સાંભળ્યું છે કે શ્રીમતિ રાધિકા તમારા પ્રેમમાં વેચાઇ ગઇ છે. તમારી દયા સિવાય કોઇ રાધિકાનો સાક્ષાત્કાર પ્રાપ્ત કરી શકતું નથી. હું પૂજા જાણતી નથી. હું ભજન જાણતી નથી. હું તો તમારી દાસીનીએ દાસી છું. મ્હારા પર દયા કરો. તમારી દયા થયા સિવાય હુ રાધાનાં દર્શન કરી શકીશ નહિ." એમ કહેતાં કહેતાં તેમના હૃદયમાં પ્રેમનો સંચાર થઇ આવતો. તેમનાં બન્ને નેત્રોમાંથી અનર્ગલ અશ્રુ નિસરતા, અને ગદ્ગદ્ કણ્ઠ થતા. તે સમયે તેઓ રોદન કરતા, કીર્તનના સ્વરમાં વિરહ-વિષયક ગાન કરતા કરતો સમાધિસ્થ થઇ જતા. તત્ક્ષણાત્ તેઓ શ્રીમતિનાં દર્શન કરતા. તેઓ એક દિવસ બેઠા હતા એટલામાં તેમણે જોયું કેઃ એક અપૂર્વ રૂપલાવણ્યવતી પૂર્ણ યુવતી તેમના સ્હામે આવી ઉપસ્થિત થઇ. તે અલંકારવડે વિભૂષિત થઇ હતી. તેના શરીરે જરીથી ભરેલી

સાડી, કાંચળી અને બદન હતું. માથા ઉપર કાળા ભ્રમર જેવા વાંકડા વાળ હતા. તેમાંના થોડા મુખ ઉપર પડી વદન કાંતિની અપુર્વ શોભા વધારતા હતા. તે યુવતીએ પરમહંસદેવના સ્હામુ જોઇ સ્મિત હાસ્ય કર્યું અને પોતાના બન્ને હાથની આંગળીઓમાં આંગળીઓ ભેરવી તે હલાવતી હલાવતી અદ્રષ્ય થઇ ગઈ. ત્યારથી તેમનો સખી ભાવ જતો રહ્યો હતો. ક્વચિત્ તેઓ કહેતા કે: " કયાં છે શ્રીમત્તિ રાધા ! કયાં છે રાધા પ્રેમમયી ! તમે એક વખત મ્હારાપર દયા કરો. તમે અષ્ટ સખીમાં શિરોમણી છો. તમે (સમાધી) મહાભાવમયી, મહાભાવ પ્રસવિની છો–તમે દયા કરો. તમારી દયા નહિ થાય તો હું શ્રી કૃષ્ણનાં દર્શન કરી શકીશ નહિ. શ્રી કૃષ્ણચન્દ્ર તો તમારાજ છે. તેઓ તમારા પ્રેમમાં બંધાયલા છે. તમે છોડી દેશો તોજ મ્હને તેનાં દર્શન થશે. તેથીજ કહું છું કે: મ્હારાપર દયા કરો. શ્રી કૃષ્ણ–દર્શન માટે મ્હારા પ્રાણ વ્યાકુલ થઇ રહયા છે. એ પ્રાણ નિષેધ માનતા નથી, અટકાવું છું તે સાંભળતા નથી, કહે છે કે શ્રી કૃષ્ણ લાવી બતાવો. જો સખિ! જોઇ જો, મ્હારા પ્રાણ કયાં છે તે ? પ્રાણ ઓઠે આવ્યા છે. છાતી રૂપી પિંજર ભેદ કરી પ્રાણ બહાર નીકળી જશે એમ જણાય છે. મ્હારૂં રક્ષણ કર. શ્રી કૃષ્ણ આપીને મ્હારા પ્રાણ બચાવો. હું તમારો શ્રી કૃષ્ણ લઇશ નહિ. તમને પાછો આપીશ. માત્ર હું તેને એક વખત નેત્ર તૃપ્ત થતાં સુધી ધારી ધારીને જોઇશ." આ પ્રમાણે રોદન કરતા કરતા તેઓ સંજ્ઞા–શૂન્ય–અચેતન થઇ પડતા. ક્રમે તેઓ પોતાને જ શ્રીમતિ રાધા જાણતા અને તેના જેવો સ્વભાવ દર્શાવી શ્રી કૃષ્ણને પતિ કહી સમ્બોધન કરતા. ક્વચિત્ શ્રી કૃષ્ણના દર્શન નહિ થતાં વિરહ વ્યાકુળ થઇ વિરહજનિત ગાયનો ગાઇ શ્રી કૃષ્ણને દર્શન દેવા વિનવતા. જ્યારે ગાયન ગવાઇ રહેવા સાથે તેમનું વાક્ય પણ સમાપ્ત થઇ જતું, ત્યારે તેઓ સ્થિર દષ્ટિયે જોઈ રહેતા. નેત્રની પલક મારતા નહિ. મુખ ઉપર હાસ્યની છટા જણાતી. જમણા હાથની તર્જની આંગળી દ્વારા જાણે કોઇ વસ્તુ બતાવતા. એ ભાવ ક્રમે અવસાન પામતો ત્યારે તેઓ પૂર્વના જેવી પ્રકૃતિમાં આવતા.

સખીભાવનું સાધન કરતા તે સમયે પરમહંસદેવનો સ્વભાવ, ચરિત્ર અને શારીરિક ગઠન તદ્દન સ્રીના જેવું થઇ ગયું હતું. તેમને શ્રીમુખેથીજ

અમે સાંભળ્યું છે કેઃ એ સમયે તેમણે પોતાનામાં તદ્દન સ્ત્રીનું રૂપજ જોયું હતું.*

સખી ભાવમાં રહેતા હતા તે સમયે પરમહંસદેવ સ્ત્રીઓ સાથેજ ઘણો સમય નિવાસ કરતા હતા. વાત વાતમાં તેમનું સહજ જ્ઞાન વિલુપ્ત થઇ જતું અને તેમને જડભાવ પ્રાપ્ત થતો—અર્થાત્ તેઓ સમાધિસ્થ-જડ-વત્—થઇ જતા. પૂર્વેજ કહેવામાં આવ્યું છે કેઃ એવી અવસ્થાને બ્રાહ્મણીએ મહાભાવ ( સમાધિ ) સ્થિતિ કહી છે. મહાભાવ ( સમાધિ સ્થિતિને ) પરમહંસદેવના સાધનનું ફળ કહેવામાં આવતું નથી. એવી સ્થિતિ તો તેમને કુમ્ભક-યોગ કરતાં પહેલાંજ પ્રાપ્ત થઈ હતી. એ મહાભાવનું વૃત્તાન્ત ચૈતન્ય—ચરિતામૃત ગ્રન્થમાં વિશેષરૂપે વર્ણવવામાં આવ્યું છે. મહાભાવ સાક્ષાત્ શ્રીમતિ—સ્વરૂપિણી છે. મહાભાવ ( સમાધિ સ્થિતિ ) ઉપસ્થિત થતાં અશ્રુ, કમ્પ, સ્વરભંગ, પુલક, સ્વેદ, ઉન્મત્તતા, અને મૃતપ્રાય સર્વ લક્ષણ ક્રમે ક્રમે પ્રકટ થાય છે. એવી અવસ્થાનું વર્ણન મહાપ્રભુશ્રી ચૈતન્યદેવના જીવન વૃત્તાંતમાંજ વાંચવામાં આવ્યું છે. પરંતુ તેમની અપ્રક-ટાવસ્થા પછી અત્યાર સુધી અન્ય કોઇ મનુષ્યમાં એવા મહાભાવ ( સમાધિ અવસ્થા ) નું લક્ષણ જોવામાં આવ્યું નથી. પરમહંસદેવના શિષ્યોમાંના

* આધુનિક વિજ્ઞાનવિત્ પંડિતો એ વાત સાંભળી અમને ગાંડામાં ગણી કહાડશે એમાં ભૂલ નથી. પરંતુ તેમની જાણ માટે વિલાયતનો એક બનાવ અત્રે લખવામાં આવે છે. જો મનમાં કોઈ વિષયનો ગાઢ સંસ્કાર જન્મ પામે તો તેવુંજ કાર્ય થવામાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન આવતું નથી. એક સમય ડૉક્ટર વૉડને અમને કહ્યું હતું કેઃ એક પુરૂષની સ્ત્રી મરણ પામતાં તેનું ધાવણું બાળક આક્રંદ કરતું ત્યારે તે પુરૂષ બાળકને પોતાની છાતીએ વળગાડી તેને માતાની પેઠે સાન્ત્વના આપવાનો પ્રયત્ન કરતો. બાળક જેટલો સમય છાતીએ વળગતું તેટલો સમય તે પોતાને ભૂલી જતો. કેટલાક દિવસ એ પ્રમાણે વ્યતીત થતાં તે પુરૂ-ષના સ્તનમાથી દુધ નીકળવા માંડયું ! સંસ્કાર ( Impression ) બળવડે જે નહિં થવાની કલ્પના કરવામાં આવે છે તે પણ થઇ શકે છે. અંગ્રેજી પુસ્તકોમાં એવાં અનેક દ્રષ્ટાંતો જોવામાં આવે છે. અંગ્રેજી પુસ્તકોનો આધાર આપવામાં ન આવે તો આજકાલ કોઈ મનુષ્ય કોઇપણ વાત માને નહિં. તેથીજ આટલી નોંધ લખવી પડી છે. ( ભાવના સિદ્ધિ થાય છે એ સૂત્ર કદી પણ ભૂલવું જોઇતું નથી )

**અનેકને સમાધિઅવસ્થા થતી જોવામાં આવી છે, અને ચૈતન્ય પ્રભુના સમકાલીન શિષ્યોને પણ સમાધિઅવસ્થા પ્રાપ્ત થતી હતી એવી જન શ્રુતિ છે. કિંતુ મહાભાવ—અવસ્થા ( સમાધિ સ્થિતિ ) શ્રી ચૈતન્ય અને પરમહંસદેવ સિવાય કોઇ બીજા મનુષ્યમાં જોવામાં આવી નથી.**

એક તરફ પરમહંસદેવ સખી ભાવમાં મહાભાવ પ્રાપ્ત કરી શ્રી કૃષ્ણચન્દ્ર સાથે વિહાર—સુખ ભોગવતા અને અન્ય તરફ તેઓ રાત્રિ દિવસ સ્ત્રી મંડલમાં નિવાસ કરતા હતા એમ કહેવાય છે. તેમના મનની વાત કોઇ જાણી શકતું નહિ. એ સમયે મથુરબાબુ ઘણું ખરૂં તેમની સાથે ને સાથેજ રહેતા. તેમને નહિં જોતાં બાબુજીને દશે દિશા શૂન્ય જણાતી, તેથીજ તેઓ સર્વદા તેમની પાસે ને પાસેજ રહેતા. તેમના આહારને માટે ખાસ જૂદીજ વ્યવસ્થા કરવામાં આવી હતી. તેમને પહેરવા માટે બાલુચરની અતિ ઉત્કૃષ્ટ રેશમી સાડી મંગાવી તેઓ પોતાને હાથે મહારાજને પહેરાવતા. શિયાળાને સમયે ઘણાં કિમતી ગરમ વસ્ત્રો મંગાવી તેમને દાન કરતા, પરંતુ પરમહંસદેવ તે વસ્ત્રો એકથી બીજીવાર પહેરતા નહિ. મૂલ્યવાન વસ્ત્રો એક વખત પહેર્યાં પછી તેઓ તેના કટકે કટકા કરી નાંખતા. દોઢ હજાર રૂપિયાની કિંમતની એક ગરમ શાલ માટે અમે સાંભળ્યું છે કે સખ્ત ઠંડીના દિવસોમાં મથુરબાબુએ એક બનારસી શાલ પરમહંસદેવના શરીરે વિંટાળી દીધી હતી. થોડીવાર પછી સમાધિઅવસ્થામાં પરમહંસદેવ બોલવા લાગ્યા કેઃ “ હે મન ! આનું નામ શાલ. ઘેટાંના વાળ, અગ્નિમાં મૂકતાંજ બળી ભસ્મ થઇ જાય. તે સમયે એમાંથી એવી દુર્ગંધ નીકળે છે કે જેથી કોઇ પણ મનુષ્ય ત્યાં ઉભું રહી શકે નહિ. આ શાલની કિંમત દોઢ હજાર રૂપિયા ! એને શરીરે ધારણ કરતાં રજોગુણની વૃદ્ધિ થાય. સામાન્ય સ્થિતિના મનુષ્યો તો એ પહેરી શકેજ નહિ. તેઓ જાડી કાળી કામળનો ઉપયોગ કરે. આ શાલ શરીરે ઓઢી બીજાની પાસે જવામાં આવે તો મન ગરમ થઇ ઉઠે, અને તે લોકોને ગરીબ તરીકે ઓળખીએ. કવચિત્ તેના શરીર સાથે સ્પર્શ થાય તેટલા માટે અતિ અહંકાર ભરિત શબ્દે “ અરે ! તું તો ગરીબ છે. વેગળો જા. ” એવા અહંકારી શબ્દો મુખમાંથી બહાર નીકળે ! “ આ પ્રમાણે તેઓ

પોતાના મનમાં ને મનમાંજ વિચાર કરતા કરતા પેલી શાલને ધૂળમાં નાંખી દઇ તેના ઉપર "થૂ થૂ" કરી થુત્કાર કરતા હતા! એજ સમયે મથુરબાબુ ત્યાં આવી પહોંચ્યા. તેમણે એ સર્વ બનાવ નજરે જોયો. તેથી તેમનાં નેત્રમાં જળ આવ્યાં, અને મનમાંજ નિશ્ચય કર્યો કેઃ "આવા મહાપુરૂષ સમક્ષ હું પુનઃ કોઈ પણ દિવસ દ્રવ્યનો અહંકાર પ્રકટ કરીશ નહિ!"

આ સમય પછીથી તેમણે પરમહંસદેવને પોતાના જાન બાજારના ભવ્ય મકાનના અંતઃપુરમાં લઇ જઇ રાખ્યા. પૂર્વેજ કહેવામાં આવ્યું છે કેઃ મથુરબાબુ તેમનાં દર્શન કર્યા સિવાય એક પળ પણ રહેતા નહિ. તેમને નહિ જોતાં તેમનું હૃદય ખિન્ન થઇ જતું. હવે તેમની એ ખિન્નતા લોપ થઇ ગઇ.

---

## ચતુર્દશ અધ્યાય.

### મથુરાનાથ પર ગુરૂકૃપા.

દક્ષિણેશ્વરના કાલીમંદિરની સંસ્થાપક રાણી રાસમણીના જમાઈ મથુરાનાથનો પરમહંસદેવ સાથે સંબંધ થવો એ પણ એક ઇશ્વરી બનાવજ છે. કઇ અદ્રશ્ય સત્તાએ એ સર્વનો સંયોગ કરી આપ્યો તે કોણ કહી શકે એમ છે? તોપણ એટલું તો કહેવુંજ પડશે કેઃ જ્યારે જ્યારે સિદ્ધ મહાત્મા અને ઇશ્વિરાવતાર ઉત્પન્ન થયા છે ત્યારે ત્યારે તેમને એજ પ્રમાણે અદ્રશ્ય સત્તાએ શ્રીમંત ધનવાનો સાથે જોડી આપ્યા છે. તેમ ન બને તો ધર્મની સંસ્થાપનાનું કાર્ય પરિપૂર્ણ થાય શી રીતે! ભગવાન રામકૃષ્ણના જીવનમાં ગુરૂભાવનો વિકાશ થઇ ચૂકયો હતો. બાર વર્ષ પર્યંત કઠોર સાધન-તપશ્ચર્યા પછી તેનું સુફળ પ્રાપ્ત થયું હતું. આ વખતે તેમનો ચિત્ત-સૂર્ય સર્વત્ર કિરણમાળા વિકસાવી ઉજ્વલ પ્રકાશ પ્રસરી રહ્યો હતો અને તે અમૃતમય પ્રકાશ વડે અજ્ઞાની પણ સંસ્કારી મનુષ્યોનાં હૃદયનો અંધકાર દૂર થતો. મથૂરબાબુ પણ તેમાંનાજ એક હતા. તેમની સાથેનો પરમહંસદેવનો સંબંધ એ એક અત્યદ્ભૂત વ્યાપારજ કહી શકાશે. મથુરબાબુ ધનવાન

પરંતુ ઉચ્ચ પ્રકૃતિના હતા. તેઓ વિષયી હોવા છતાં ભક્ત હતા, હઠીલા હોવા છતાં બુદ્ધિમાન હતા, ક્રોધપરાયણ હોવા છતાં ધૈર્યશીલ અને ધીર પ્રતિજ્ઞ હતા. મથુરબાબુ અંગ્રેજી વિદ્યા—ભણેલા અને તાર્કિક હતા પરંતુ કોઇ મનુષ્ય કાંઇપણ સમજાવી કામ કઢાવી લે તેવા નહોતા. તેઓ ઇશ્વર—વિશ્વાસુ અને ભક્ત હતા ખરા પરંતુ તેટલા પરથીજ કોઇ ધર્મ સંબંધી ગમે તેમ સમજાવે તે તેઓ આંખ—કાન બંધ કરી વિચાર કર્યા વગરજ માની લે તેવા ન હતા. તેથીજ પરમહંસદેવ હો કે ગુરૂ હો, અથવા કોઇ અન્ય મનુષ્ય હો, ગમે તે હો, તેઓ સરલ—ઉદાર પ્રકૃતિના અને સરલ હોવાથી કાંઇ કોઇ વ્યવહારકાર્યમાં અન્ય કેટલાક શ્રીમંતોની પેઠે ઠગાઇ જાય તેવા મૂર્ખ નહોતા! તેમ છતાં પણ અન્ય જમીનદાર ગ્રહસ્થો, કપટાચરણ અને પ્રસંગે ધૂર્તતાનો ઉપયોગ કરી—ગરીબોને રડાવી—પોતાની સમૃદ્ધિ—વિષયમાં વૃદ્ધિ કરે છે તેવા દુર્ગુણો પણ ક્વચિત્ તેમનામાં જોવામાં આવતા. વાસ્તવિક રીતે જોતાં કહી શકાશે કે: રાણી રાસમણિના અન્ય જમાઇઓ હોવા છતાં, સર્વ કામ-કાજ ઉપર દેખરેખ અને સુવ્યવસ્થા રાખવામાં કનિષ્ટ જમાઇ મથુરબાબુ તેમના જમણા હાથ સ્વરૂપ હતા, સાસુ તથા જમાઇની બુદ્ધિ એકત્ર થવાથીજ રાણી રાસમણિના નામથી તે સમયે એક પ્રકારનો રૉફ પડી ગયો હતો.

વાંચકો કદાચ કહેશે કે: શ્રી રામકૃષ્ણદેવ સંબંધી કથાનક લખતાં વાંચતાં મથુરબાબુ સંબંધી શા માટે લેખ લખાય છે? પરંતુ મથુરબાબુ સાથે પરમ-હંસદેવનો નિવાસ—પરિચય અને તેને ભક્ત-શિષ્ય માની જે વર્તણુક ચલાવી હતી તથા તે પ્રસંગે જે જે ચમત્કારો થયા હતા તે અત્ર લખવામાં આવતા હોવાથી મથુરબાબુ સંબંધી એટલું જણાવવું ઉચિતજ છે.

પરમહંસદેવનો સરલ—બાળક ભાવ, મધુર પ્રકૃતિ અને સુંદર રૂપ જોતાંજ મથુરબાબુ પ્રથમ દર્શન સમયેજ તેમના તરફ આકર્ષાયા હતા. ધીમે ધીમે તેમના ચમત્કારો જોયા પછી તેમણે જાણી લીધું હતું કે: પરમહંસદેવ સાક્ષાત્ ઇશ્વરાવતારજ છે. જ્યારે જ્યારે પરમહંસદેવને અર્ધ બાહ્ય દશા અથવા સમાધિ સ્થિતિ પ્રાપ્ત થતી ત્યારે તે સ્થિતિનું રહસ્ય સમજી જઇ મથુરબાબુ તેમને સાક્ષાત્ ઇશ્વર જાણી દણ્ડવત્ પ્રણામ કરતા અને વારંવાર

તેમના દર્શન—સમાગમનો લોભ રાખતા, એટલુંજ નહિ પણ તે અવસ્થાને પરમહંસદેવની ઇશ્વરભક્તિનું ફળ જાણી વિસ્મય અને ભક્તિપૂર્ણ થઇ વિષયી મથુર તેમના સમાગમમાંજ સમય નિર્ગમન કરતા અને તેમાંજ પોતાના જીવનનું સાર્થક માનતા.

એક દિવસ બનારસી શાલની દુર્દશા સંબંધી અમે પ્રથમ લખી ગયા છીએ. પરમહંસદેવ કહેતા કે: " મથુરની મ્હારા ઉપર અત્યંત શ્રદ્ધાભક્તિ થઇ હતી. કયે પ્રકારે મ્હને પ્રસન્ન કરવો તેજ તે શોધતો હતો. એક દિવસ મથુરે દોઢ હજાર રૂપિયા કિંમતની ઉચ્ચ પ્રકારની શાલ પોતાને હાથે મ્હારે શરીરે ઓરાડી દઇ મહાન આનન્દ પ્રાપ્ત કરવા લાગ્યો. શાલ વાસ્તવિક રીતે જોતાં મૂલ્યવાનજ હતી. પચાશ વર્ષ પૂર્વે જે શાલની કિંમત દોઢ હજાર રૂપિયા હતી તેની આજે કેટલી કિંમત હોઇ શકે ? એવી શાલ આજે તો જોવામાં આવતીજ નથી. શાલ ઓઢવા પછી પ્રથમ તો થોડો વખત મ્હને બહુ જ આનન્દ થયો. હું આમતેમ ફરવા લાગ્યો. વારંવાર શાલ સ્હામે જોવા લાગ્યો. અન્ય જનોને બોલાવી બતાવવા લાગ્યો અને મથુર-બાબુએ અમુક કિંમતે ખરીદી ઓરાઢી છે એમ પણ બોલવા લાગ્યો. પરંતુ થોડી વાર પછી બાલકની પેઠે મ્હારા મનમાં અન્ય વિચાર ઉત્પન્ન થયો. મ્હને વિચાર થયો કે: " આ ( શાલ )માં વિશેષ છે પણ શું ? કેટલાંક ઘેટાંના વાળ કે બીજું કાંઇ ? જે પંચભૂતના વિકારથી સર્વ વસ્તુઓ બને છે તેજ પંચભૂત વડેજ આ (શાલ) પણ બની છે, અને ટાઢનું નિવારણ તો કામળી—ધાબળી—વડે જેમ થઇ શકે છે તેજ પ્રમાણે આ (શાલ) વડે પણ થઇ શકે છે. અન્ય સર્વ વસ્તુઓની પેઠે આ વસ્તુ (શાલ) વડે પણ સચ્ચિદાનંદની પ્રાપ્તી થશે નહિ, ઉલટું શરીરે ઓઢવાથી મનમાં એવો અહં-કાર થશે કે: હું બીજા મનુષ્યો કરતાં મ્હોટો—શ્રીમંત છું ! અહંકાર અને અભિમાન ઉત્પન્ન થતાંજ મનુષ્યનું મન ઇશ્વરથી વેગળું જઇ પડે છે ! આ (શાલ)માં એટલો બધો અવગુણ ભરેલો છે ! " આવા વિચારો કર્યા પછી શાલને પૃથિવી ઉપર ફેંકી દઇ " ત્હારા વડે સચ્ચિદાનન્દની પ્રાપ્તી થશે નહિ. " એમ કરી " થૂ થૂ " કરી તેના પર હું થૂંક્યો અને પછી તેને

ધૂળમાં ખૂબ રગદોળવા મંડ્યો. અન્તે અગ્નિ સળગાવી તેમાં શાલને બાળી દેવાની તૈયારી કરી. એ સમયે કોણ જાણે કોણે ત્યાં આવી પહોંચી મ્હારા હાથમાંથી શાલ લઇ લીધી! શાલની જે દુર્દશા થઇ તે મથુરબાબુએ જાણ્યું છતાં તેને જરાપણ ક્લેશ થયો નહિ. તેમણે તો કહ્યું! કે: "મહારાજે બહુ સારૂંજ કર્યું છે!" આ ઉપરથી જોઇ શકાશે કે મથુરબાબુ પરમહંસદેવને નાના પ્રકારના ભોગસુખમાં રાખવા કેવા તત્પર હતા.

પરમહંસદેવની કરૂણાનું એક દ્રષ્ટાંત સાંભળો. મથુરબાબુના જાન બજારના મકાનમાં સંધ્યા પહેલાં એક દિવસ પરમહંસદેવ અર્ધ બાહ્યદશામાં પડી રહ્યા હતા. તેમની પાસે કોઇ અન્ય મનુષ્ય નહતું. તેમની સમાધિ ભંગ થઇ હતી. બાહ્ય જગત્નું ભાન ધીમે ધીમે આવવા લાગ્યું હતું. તે સમયે મથુરબાબુનો ઇર્ષાખોર પુરોહિત હાલદાર ત્યાં આવી પહોંચ્યો. તેને પરમહંસદેવ ઉપર બહુ ઇર્ષા થઇ હતી. પોતાના યજમાનને કોણ જાણે કેવી ભૂરકી ભભરાવી પરમહંસદેવે વશ કરી લીધા છે? તે સંબંધી કલ્પના કરી તેણે જે તે બ્હાને પરમહંસદેવને કનડવાની ધારણા બાંધી હતી. તેણે આજે યોગ્ય સમય જોઇ તેમની પાસે જઇ તેમના શરીરને ધક્કો મારી વારંવાર બોલવા લાગ્યો: "એ બ્રાહ્મણ! કહેને, બાબુને કેવી રીતે વશ કરી લીધા છે? કેવી રીતે તેમના પર ભૂરકી નાંખી છે? બોલ. ઢોંગ કરી ગુપચુપ પડી કેમ રહ્યો છે? બોલ?" વારંવાર આ પ્રમાણે કહેવા છતાં પરમહંસદેવ કંઇ બોલી શક્યા નહિ. કારણ કે તે વખતે વાત કરવાની તેમનામાં શક્તિજ નહોતી, ત્યારે હાલદાર પુરોહિત ગુસ્સે થઇ "જા અભાગી–બોલતો નથી!" એમ કહી જોરથી તેમને એક લાત મારી ત્યાંથી ચાલ્યો ગયો. મથુરબાબુ જો એ વાત જાણે તો બ્રાહ્મણ ઉપર ક્રોધે ભરાય અને કંઇક નવા જુની કરી બેસે એમ જાણી નિરાભિમાની પરમહંસદેવે એ વાત કોઇને કહીજ નહિ! ધન્ય મહારાજ! આટલી બધી સહનશક્તિ તો અમે મ્હોટા મ્હોટા આચાર્યો કહેવાતા મહાપુરૂષોમાં ભાગ્યેજ જોઇ શકીએ છીએ. થોડા દિવસ પછી અન્ય અપરાધ માટે મથુરબાબુના ક્રોધમાં સપડાતાં તે બ્રાહ્મણને કાઢી મૂકયા પછી એક દિવસ વાત કરતાં કરતાં પરમહંસદેવે મથુરાનાથને એ વાત કહી ત્યારે મથુર ક્રોધે ભરાઇ

બોલ્યાઃ " મહારાજ ! જો આ વાત તમે મ્હને અગાઉ કહી હોત તો સત્ય કહું છું કેઃ હું બ્રાહ્મણનું માથું રહેવા દેત નહિ ! "

પરમહંસદેવની અપાર કરૂણા—વાર્તા, મથુરબાબુ સ્ત્રી સહિત મનપ્રાણમાં અનુભવ કરતા હતા. તેઓ તેમને દેવતા સમજતા હતા. મથુરબાબુના ઘરની સ્ત્રીઓ પાસે જઇ પરમહંસદેવ બિરાજતા અને વિના સંકોચે સર્વ વાતચિત કરતા. સ્ત્રીઓ પણ તેમને ઈશ્વર જાણી સન્માન આપતી એટલુંજ નહિ પણ તેમનો સ્પર્શ કરી આનન્દ કરતી.

મથુરબાબુના જાનબજારના મકાનમાં પ્રતિવર્ષે નવરાત્રિને સમયે દૂર્ગા માતાની પ્રતિમા રચાવી મ્હોટી ધામધૂમથી દૂર્ગા પૂજા કરવામાં આવતી. આ સમયના આનન્દનું વર્ણન કરવું મુશ્કેલ છે. તે સમયે પરમહંસદેવના શરીરમાં જગદમ્બાનો આવેશ અને મૂર્તિમાં પણ માતાજીનો આવિર્ભાવ—સાક્ષાત્ જીવન્ત જ્યોતિર્મયી થઇ જાણે હાસ્ય કરી રહી હોય તેવું જણાતું હતું ! ઘરનાં સર્વ મનુષ્યોનાં અંતઃકરણ આનન્દ પામી પ્રફુલ્લિત થઇ ઉઠતાં હતાં. પૂજામાં ઊણપ નહોતી. ધનવાન બાબુ ! પૈસાની ખોટ ન હતી. પછી પૂજામાં ઊણપ શાની હોય ! સર્વ સુંદર હતું—ઉત્તમ હતું.

જગદમ્બાની પૂજા વખતે એક તરફ જગદમ્બાની પ્રતિમા અને બીજી તરફ પરમહંસદેવ, એ બન્નેનાં રૂપમાં અતિશય સુંદરતા, તેજસ્વિતા વૃદ્ધિ થતી. તે એટલે સુધી કે અનેક મનુષ્યો માત્ર પરમહંસદેવનું રૂપ જોવા એકત્ર થતા. પરમહંસદેવ કહેતા કેઃ " હાડમાંસનું પાંજરૂં જોવા આટલા બધા માણસો એકત્ર થાય છે પણ તેની અંદર બેઠેલા આત્મારામને જોવાનો તો કોઇ યત્નજ કરતું નથી ! એક મનુષ્યને જોવા માટે આટલાં બધાં મનુષ્યો ભેગાં થાય છે ! બહુ આશ્ચર્ય ! "

એક દિવસ માતાજીની આરતિ થવાની તૈયારી હતી. પરંતુ પરમહંસદેવને સમાધિ થઇ હતી તે ઉતરતી નહોતી. મથુરબાબુનાં પત્ની શ્રીમતી જગદમ્બા દાસીએ, પરમહંસદેવને કોઇ પણ રીતે જાગૃત કરી માતાજીની આરતિમાં લઇ જવાનો વિચાર કર્યો, પરંતુ પરમહંસદેવની સમાધિ ભંગ થતીજ નહિ. પરમહંસદેવને એવી સ્થિતિમાં મૂકી જવાનું જગદમ્બા દાસીને ઉચિત

જણાયું નહિ. શું કરવું તે તેને સૂઝયુંજ નહિ. કોઇને ત્યાં મૂકીને જવામાં આવશે તો આરતિનાં વાજિંત્રો વાગતાંજ તે મનુષ્ય પણ ત્યાં જતો રહેશે. વળી પરમહંસદેવ ભાવાવેશમાં છે એટલે તેઓ પોતાના શરીરને સંભાળી શકશે નહિ. એવી સ્થિતિમાંજ એક વખત પરમહંસદેવ સળગતા કોલસા ઉપર પડી ગયા હતા તેથી તેમનું શરીર બળી ગયું હતું. તે કેટલે બધે દિવસે રૂઝાયું હતું? એકલા મૂકી જતાં આનન્દના દિવસોમાં કંઇક વિઘ્ન આવી પડે! વળી પતિદેવ શું કહે તે કોણ કહી શકે છે?" આ પ્રમાણે અનેક વિચાર કરતી જગદમ્બાદાસીના મનમાં એક વિચાર સૂજી આવ્યો. ઉતાવળે પોતાના અનેક દાગીના કાઢી પરમહંસદેવના શરીર પર પહેરાવતાં પહેરાવતાં તેમના કાનમાં વારંવાર કહેવા લાગી કે: "ચાલો, મહારાજ! માતાજીની આરતિ થશે. માતાજીને ચામર કોણ ઢોળશે?"

પરમહંસદેવ ગમે તેટલા ભાવાવેશમાં બાહ્યજ્ઞાન શૂન્ય હોય તો પણ શું? જે મૂર્તિ અને ભાવનામાં તેમનું મન સમાધિસ્થ થયું હોય તે સિવાય અન્ય વસ્તુ, વ્યક્તિ અને ભાવના ઉપરથી તેમનું મન ગમે તેટલું દૂર જઇ પડયું હોય તોપણ સર્વ સમયે એટલું તો જોવામાં આવ્યું છે કે: તે મૂર્તિનું નામ અથવા તે મૂર્તિની ભાવનાને અનુકૂળ કેટલીક વાર્તાઓ તેમના કાનમાં કહેવામાં આવે તો તેજ ક્ષણે તેમનું મન તે તરફ આકર્ષાતું અને તે સમજવા—સાંભળવા શક્તિમાન હતા. એકાગ્ર ચિત્તના નિયમ અને આચરણ એવાંજ હોય છે તે મહામુનિ પતંજલિ વગેરેનાં યોગશાસ્ત્રમાં વિસ્તારથી લખાયલું નહિ હોવા છતાં સાધારણ રીતે તેનો ઉલ્લેખ જોવામાં આવે છે. તેથી શાસ્ત્રજ્ઞ વાંચકો પરમહંસદેવની એવી સ્થિતિ સંબંધી સત્વર સમજી શકશે. વળી આ જન્મ અને પૂર્વજન્મના બહુ પુણ્યને પ્રતાપે જેઓ જીવનમાં કિંચિત માત્ર ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરી શક્યા છે તેઓ તો એ કથનની સત્યતા સત્વર સમજી શકશે.

મથુરબાબુની પત્નીનાં કથને પરમહંસદેવના કાનમાં પ્રવેશ કર્યો. સહજ વારમાંજ તેઓને ચૈતન્ય આવ્યું. તેઓ અર્ધબાહ્ય દશામાં આવ્યા. તેઓ ઉઠયા અને આનન્દ પ્રફુલ્લિત થઇ તેની સાથે ચાલવા લાગ્યા. તેઓ મૂર્તિના ઓરડા

આગળ પહોંચ્યા કે તુર્ત આરતિનો આરંભ થયો. પરમહંસદેવ સ્ત્રીઓના ટોળામાં જઇ ચામર હાથમાં લઇ માતાજીની મૂર્તિને વાયુ ઢોળવા લાગ્યા. મૂર્તિની એક બાજુએ સ્ત્રીઓ અને બીજી બાજુએ પુરૂષો ઉભા રહી મા જગદમ્બાની આરતિ નિહાળવા લાગ્યા. ભક્તિપૂર્વક હૃદયમાં જગદમ્બાનું સ્મરણ કરવા લાગ્યા. એટલામાં એકાએક મથુરબાબુનાં નેત્રો સ્ત્રીવર્ગ તરફ ગયાં. તેમણે જોયું કેઃ તેમની સ્ત્રીની પાસે ઉભી રહી વિચિત્ર વસ્ત્રાલંકાર ધારણ કરેલી, અપૂર્વ સૌંદર્યનો વિસ્તાર કરતી કોઇ સ્ત્રી ચામરવડે વાયુ ઢોળી રહી છે ! વારંવાર તેના તરફ જોવા છતાં જ્યારે તે સ્ત્રી ઓળખી શકાઇ નહિ ત્યારે તેમણે કલ્પના કરી કેઃ વખતે પત્નીની કોઇ ઓળખીતી સ્ત્રી આરતિનાં દર્શન કરવા આવી હશે !

આરતિ પૂર્ણ થઇ. અંતઃપુરની સ્ત્રીઓ જગદમ્બાને પ્રણામ કરી અંતઃપુરમાં ચાલી ગઇ—પોતપોતાના કામમાં ગુંથાઇ. પરમહંસદેવ પણ તેવીજ અર્ધબાહ્ય દશામાં મથુરબાબુની સ્ત્રી સાથે અંતઃપુરમાં ગયા, અને ધીમે ધીમે સાવચેતીમાં આવી શરીર પરના અલંકારો ઉતારી જગદમ્બાદાસીને આપી દઇ,-પુરૂષોના ટોળામાં આવી બેઠા, અને અનેક ધર્મવાર્તાઓ કહી દ્રષ્ટાન્તદ્વારા સર્વને દેવી રહસ્ય સરલ રીતે સમજાવી સર્વનાં ચિત્ત હરણ કરવા લાગ્યા.

થોડીવાર પછી મથુરબાબુ અંતઃપુરમાં ગયા ત્યારે બીજી વાતો કરતાં કરતાં સ્ત્રીને પૂછ્યુંઃ “ આરતિ સમયે ત્હારી પાસે ઉભાં રહી ચામર કોણ ઉરાડતું હતું ? ” મથુર પત્ની હસતી હસતી બોલીઃ “ તમે તેમને ઓળખી શક્યા નહિ ? એતો પરમહંસદેવ ભાવાવસ્થામાં ચામર ઉરાડતા હતા. એમ બનવું સંભવિતજ છે. સ્ત્રીના જેવા વસ્ત્રાલંકારો ધારણ કરતા પરમહંસદેવને કોઇ પુરૂષ તરીકે જાણી શકે નહિ.” એમ કહી મથુરબાબુને આદિથી અંત સુધીની સર્વ હકિગત તેણે કહી સંભળાવી. મથુરબાબુ તદ્દન આશ્ચર્યચકિત સ્તબ્ધ થઇ બોલ્યાઃ “ સત્ય છે. સામાન્ય વિષયોમાં પણ ઓળખાવ્યા સિવાય મહારાજને કોઇ જાણી શકે નહિ. જુવો તો ખરા, ચોવિશે કલાક મહારાજની પાસે રહેવા છતાં અને તેમનાં દર્શન કરવા છતાં પણ આજે હું તેમને ભૂલી ગયો ”

મથુરબાબુને દેવીની પ્રતિમા ઉપર એટલી બધી શ્રદ્ધા ચોંટી હતી કે

જેથી તે તેમને વિજયાદશમીને દિવસે વિસર્જન કરવા મ્હાતા નહોતા. વિસ-ર્જન કરવાનો વખત થઈ ગયો. પુરોહિત બૂમો પાડતા હતા છતાં મથુરબાબુ ત્યાં જતા નહિ. તેમને કહેવા જવું તેના ઉપર ગુસ્સે થઇ બોલતા કે: "શા માટે દેવી વિસર્જન કરૂં? હું નિત્ય તેમનું પૂજન કરીશ. માતાજીની કૃપાથી મ્હારામાં શક્તિ છે, ત્યારે પછી શામાટે વિસર્જન કરૂં?" બધાં વિચારમાં પડી ગયાં છે! બાબુ બહુ ક્રોધી હતા. અન્તે પરમહંસદેવ તેને સમજાવવા ગયા. બાબુએ તેમને કહ્યું: "મહારાજ! બીજા બધાં ગમે તેમ કહે પણ હું મા જગદમ્બાને પ્રાણથી અધિક ચ્હાઉં છું. હું તેમની નિત્યપૂજા કરીશ. માતાજીને છોડી હું શી રીતે રહી શકું?"

પરમહંસદેવ તેની છાતી પર હાથ ફેરવતા ફેરવતા બોલવા લાગ્યા. "ઓહો! તમને એજ ભય છે કે? માતાજીને છોડી તમારે રહેવું પડશે એવું તમને કોણુ કહે છે? અને વિસર્જન કરવા છતાં પણુ તે માતાજી જશે ક્યાં? બાળકને મૂકી મા કદી પણુ બીજે રહી શકે ખરાં કે? ત્રણુ દિવસ તો મૂર્તિમાં રહીને તમારી પૂજા ગ્રહણુ કરી છે પણુ આજથી તમારી પાસેજ રહેશે. સર્વદા તમારા હૃદયમાં નિવાસ કરી તમારી પૂજા સ્વીકારશે."

પરમહંસદેવના સ્પર્શમાં અને બોલવામાં કેવી અદ્ભુત મોહિની શક્તિ હતી તે સમજાવવું કઠિન છે! કેટલીક વખત એવું પણુ જોવામાં આવ્યું છે કે: કોઇ માણુસ તેમની પાસે આવી તર્ક વિતર્ક કરતા હોય, તેમની વિરૂદ્ધ અભિપ્રાય આપતા હોય તે સમયે પરમહંસદેવ ધીમે રહીને તે મનુ-ષ્યના શરીરે સ્પર્શ કરી દેતા. તેજ ક્ષણે તે મનુષ્યના વિચારનો પ્રવાહ બદ-લાઇ જતો અને મહારાજશ્રીનો સિદ્ધાંત માન્ય કરતા. એ સંબંધી તેઓ અમારી પાસે ક્વચિત્ કહેતા કે: "વાત કરતાં કરતાં આ પ્રમાણે લોકોને સ્પર્શ કેમ કરૂં છું તે જાણો છો કે? જે શક્તિવડે તેઓના એવા વિચાર બંધાયા હોય છે તેનું જોર ઓછું થઇ જતાં સત્ય તેના સમજવામાં આવે છે તેથીજ." એ પ્રમાણે સ્પર્શ કરતાંજ, અન્ય મનુષ્યનામાં સત્ય પ્રાપ્ત કરવાના માર્ગમાં અંતરાયરૂપ થઇ પડેલી શક્તિઓને તેઓ પોતાનામાં ખેંચી લઇ તેમનો પ્રભાવ ઓછો કરવા, અથવા એ સર્વને ચિરકાલને માટે એક-

દમ હરણ કરવા સંબંધી અનેક દ્રષ્ટાંન્ત પરમહંસદેવના જીવનમાં જોવામાં આવ્યાં છે અને સાંભળવામાં આવ્યાં છે. ગમે તેમ પણ શ્રી જગદમ્બાની મૂર્તિએ પોતાની હૃદય કન્દરા અપૂર્વ પ્રકાશવડે પ્રકાશિત કરી દીધી છે. એ જોઇ મથુરબાબુનો ઉત્સાહ અનેકગણો વૃદ્ધિ પામ્યો હતો અને પ્રતિમા નહિ વિસર્જન કરવાની ધૂન ઓછી થઇ ગઇ હતી. યથાર્થ ગુરૂ હોય તોજ તે આ પ્રમાણે ઉચ્ચ લક્ષ્યની ઉજવળ છટાવડે શિષ્યની દ્રષ્ટિ આકર્ષી લે છે. તેમ થવાથી અન્ય ભાવ તેના મનમાંથી દૂર થઇ જાય છે.

મથુરબાબુ પોતાને મા કાલી વગેરેનાં દર્શન કરાવવા માટે સમાધિ સ્થિતિનો અનુભવ લેવાની પરમહંસદેવને વારંવાર પ્રાર્થના કરતા હતા. પરમહંસદેવ તેમને અનેક રીતે સમજાવવા છતાં તે માનતા નહિ. અન્તે કહ્યું કે: " ઠીક છે, હું માતાજીને પૂછી જોઇશ. તે કહેશે તે પ્રમાણે વર્તીશ. "

કેટલાક દિવસ વિત્યા પછી એક દિવસ મથુરને ભાવ સમાધિ થઇ. પરમહંસદેવ કહેતા કે: " મ્હને તેણે બોલાવ્યો હતો. મેં જઇને જોયું કે: જાણે તે મનુષ્ય નથી. નેત્ર લાલ, તેમાંથી જળ પડતું હતું. ઇશ્વરની વાત કરતાં કરતાં તે રડી પડતા ! તેનું હૃદય થરથર કમ્પતું હતું. મ્હને જોતાંજ તેના બે પગ સીકડાઇ ગયાં. તેણે કહ્યું: " મહારાજ ! આજે ત્રણ દિવસથી આ સ્થિતિ થઇ છે. અન્ય કામકાજમાં ચિત્ત દોરવા છતાં ત્યાં ચિત્ત જતુંજ નથી. બધી ખાના ખરાબી થઇ ગઇ છે ! તમારી ભાવના તમે પાછી ખેંચી લ્યો. મ્હારે તે જોઇતી નથી. " મ્હેં કહ્યું: " તમેજ કહ્યું હતું ને કે: મ્હને સમાધિ–સ્થિતિ આપો. " ત્યારે તમે હવે તે ભોગવો, "એમ પણ કહો છો કે: તેમાંજ આનન્દ છે પરંતુ મ્હારાં બધાં કામ બગડે છે તેનું શું કરવું ? મહારાજ ! તમારી સમાધિ–ભાવના તમનેજ શોભે. મ્હને એની જરૂર નથી. તમારૂં તત્વ પાછું ખેંચી લ્યો. " એ સમયે હું માત્ર હાસ્ય કરતો. મ્હેં તેને કહ્યું: " એ વાત મ્હેં તને પહેલાંથીજ કહી હતી ને ? " તેણે ઉત્તર દીધો: " હા મહારાજ ! પરંતુ તે વખત હું કંઇ એવું જાણતો હતો કે: " તે એકદમ ભૂતની પેઠે આવી ડોકે બેસશે ? અને મ્હારે તેની પાછળ ચોવિશે કલાક ફરવું પડશે ? ઘણીએ ઇચ્છા થવા છતાં બીજું

કશું કરી શકતો નથી. " ત્યાર પછી મ્હેં તેની છાતીપર હાથ ફેરવી દીધો! " એક માત્ર ત્યાગ–વૈરાગ્ય–એજ અમૃતત્વ આપવા સમર્થ છે. થોડીવાર સમાધિઅવસ્થા થાય પણ હૃદયમાં ધન, માન વગેરેની અનેક વાસનાઓ ભરેલી હોય તેથી કંઇ સમાધિ થઇ ગઇ કે? ભગવાન શંકરાચાર્યે કહ્યું છે કે: " યથાર્થ વૈરાગ્યરૂપ સહાયતા પ્રથમથી સંગ્રહ કર્યા વગર જેઓ ભવસમુદ્રની પેલેપાર જવા અગ્રસર થાય છે, તેની બોચી ઉપર વાસનારૂપી મગરો ચઢી બેસી તેને બળ પૂર્વક અતલ જળમાં ડૂબાડી દે છે. " અમે પરમહંસદેવ સમક્ષ એવાં કેટલાંએ દ્રષ્ટાન્તો જોયાં છે. કાશીપુરના બગિચામાં નિવાસ હતો તે સમયે એક દિવસ કેટલાક વૈષ્ણવ ભકતો એક ઉન્મત્ત યુવકને લઇ ત્યાં આવ્યા હતા. આ પહેલાં તેઓને પરમહંસદેવ પાસે આવેલા અમે કદી જોયા નથી. આવવાનું કારણ એ હતું કે: " તેમની સાથેના યુવકને પરમહંસદેવને બતાવવો અને તેને કયા પ્રકારની આધ્યાત્મિક સ્થિતિ ઉપસ્થિત થઇ છે તે જાણવું. પરમહંસને તે સંબંધી ખબર આપવામાં આવી.

મહારાજશ્રીએ યુવકને જોયો. તેની છાતી અને મુખ લાલચોળ થયાં હતાં. તે દીનભાવે સર્વનાં ચરણની રજ મસ્તકે ચઢાવતો હતો. ભગવાનનું નામ દઇ થર્‌થર્ કમ્પતો અને આનન્દ પામતો. બન્ને નેત્રોમાંથી ચોધાર આંસુ પડતાં હોવાથી નેત્રો લાલચોળ થઇ ઉઠયાં હતાં. તેનો રંગ શ્યામ, બહુ જાડો નહિ, પાતળોયે નહિ, શરીર કૃશ, મુખમંડળ અને અવયવો બહુ સુંદર, સુગઠિત, મસ્તકે શિખા. શરીરે એક મેલું ધોતીઉં, જનોઇ જણાતી નહોતી, પગમાં જોડા નહોતા. શરીર સ્વચ્છ રાખવામાં કિંવા તેનું રક્ષણ કરવામાં તે તદ્દન ઉદાસીન હતો! સાંભળ્યું હતું કે: હરિકીર્તન કરતાં કરતાં એકાએક એક દિવસ આ પ્રમાણે ઉત્તેજિત અવસ્થા તેને પ્રાપ્ત થઇ છે. તે સમયથીજ આહાર તો જાણે એક પ્રકારનો છેજ નહિ. નિદ્રા નથી અને ભગવાનનાં દર્શન થતાં નથી, તેથી રાતદિવસ અશ્રુપાત–કલ્પાંત કરતો આળોટતો ફરે છે! કેટલાક દિવસથી આવીજ સ્થિતિ ચાલે છે.

આધ્યાત્મિક ભાવના–સમૂહના અતિશયપણાથી માનવીના શરીરમાં જે વિકારો આવી ઉપસ્થિત થાય છે તે વિષય સમજવાની અને જાણવાની

શક્તિ પરમહંસદેવનામાં જેવી હતી તેવી અમે બીજા કોઇપણ પુરૂષમાં જોઇ નથી. ગુરૂ ગીતામાં ગુરૂદેવને "**ભવરોગ વૈદ્ય**" ઇત્યાદિ વિશેષણો આપવામાં આવ્યાં છે. એ વાક્યમાં જે ગૂઢ અર્થ સમાયલો છે તે પરમહંસદેવનાં પુણ્ય-દર્શન કરતાં પહેલાં અમારા સમજવામાંજ ન હતો. શ્રી ગુરૂદેવ એ માન-સિક રોગના સાચા વૈદ્ય છે અને ભિન્ન ભિન્ન આધ્યાત્મિક ભાવનાઓ ઉદય થતાં મનુષ્યના મનમાં જે જે વિકારો ઉત્પન્ન થતા તે જોતાંજ તેઓ જાણી લઇ તેનાં લક્ષણ જોઇ અનુકૂળતા હોય તો તે સાધકના મનમાં સહજ રીતે સમજાઇ જાય અને અતિ ઉચ્ચ ભાવ સોપાન ઉપર આરોહણ કરાય એવી તેને શક્તિ આપતા. તેની યોગ્ય વ્યવસ્થા કરતા, અને પ્રતિકૂળતા જણાતાં તે સ્થિતિસાધકનું અનિષ્ટ નહિ કરતાં ધીમે ધીમે તે બદલાઇ જાય એવી પણ વ્યવસ્થા કરી શકતા, એ અમે પ્રથમ જાણતા નહોતા. પરંતુ પરમહંસદેવને એ પ્રમાણે નિત્ય કરતા જોયા પછી અમને તે ઉપર દ્રઢ વિશ્વાસ ઉપજ્યો હતો. પુજ્યપાદ સ્વામી વિવેકાનંદ (શ્રીયુત નરેન્દ્રનાથ)ને જ્યારે પ્રથમ નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થઇ ત્યારે પરમહંસદેવે તેમને કહ્યું હતું કેઃ "હમણાં કેટલાક દિવસપર્યંત ત્હારે બીજા કોઇના હાથનું રાંધેલું અન્ન જમવું નહિ. ત્હારે પોતાને હાથેજ રાંધીને જમવું. આવી અવસ્થામાં વખતે પોતાની માતાના હાથનું રાંધેલું અન્ન જમીએ તો ચાલે. અન્ય કોઇના હાથનું જમીએ તો તે ભાવના નષ્ટ થઇ જાય છે! જ્યારે એ ભાવના દ્રઢ થઇ જાય છે ત્યારે ગમે તેના હાથનું જમવામાં વાંધો નહિ આવે."

યુવકને જોયા પછી પરમહંસદેવે કહ્યું કેઃ "આ તો મધુર-ભાવનાં પૂર્ણ લક્ષણો જણાય છે* પરંતુ એ અવસ્થા એને સ્થાયી રહેશે નહિ. તે ધારણ કરી શકશે નહિ. એ અવસ્થા સાચવવી બહુ કઠિન છે. સ્ત્રીઓનો સ્પર્શ

---

* વૃન્દાવનમાં શ્રીમતી રાધારાણીના સર્વાંગ શરીરમાં ઓગણીશ પ્રકારના અષ્ટ સાત્વિક શારીરિક વિકાર શ્રીકૃષ્ણના પ્રેમમાં પ્રકટ જણાતા હતા. જેમકેઃ "હાસ્ય, રડવું, અશ્રુ, કમ્પ, પુલક, સ્વેદ, મૂર્છા, વગેરે વૈષ્ણવ શાસ્ત્રમાં એનેજ મધુરભાવ કહે છે. મધુરભાવની છેલ્લી હદને મહાભાવ કહે છે. એ મહા-ભાવમાંજ ઓગણીશ પ્રકારના શારીરિક વિકાર-ઇશ્વર પ્રેમથી ઉપસ્થિત થાય છે. તે જીવમાં સર્વાંગે વ્યાપ્ત થવા અસંભવિત કહેવામાં આવે છે.

કરતાંજ ( કામ—ભાવે ) એ ભાવ રહી શકશે નહિ. તે ભાવ એકદમ નષ્ટ થઇ જશે. ” ગમે તેમ હો, યુવક સાથે આવેલાં માણસો પરમહંસદેવના અભિપ્રાયથી એટલું તો જાણી શક્યા હતા કે તે ગાંડો થઇ ગયો નથી. કેટલોક સમય વ્યતીત-થયા પછી જાણવામાં આવ્યું હતું કે. તે યુવક સંબંધી પરમહંસદેવે જે કહ્યું હતું તે સત્ય ઠર્યું છે. થોડા દિવસ પછી તેની તે સ્થિતિ અધમ દશાએ પહોંચી છે. એવા પ્રકારના ભયથીજ સ્વામી વિવેકાનન્દ હમેશાં જ્ઞાનમિશ્ર ભક્તિનાજ પક્ષપાતી થયા હતા, અને એવી ભક્તિ કરવાનીજ સર્વને શિક્ષા આપતા.

તેઓ મથુરબાબુને સર્વદા ઇશ્વરની અદ્દભૂત શક્તિ અને તેના અલૌકિક કાર્ય સંબંધી નાના પ્રકારનો ઉપદેશ દેતા. એક દિવસ વાતમાં ને વાતમાં મથુરબાબુએ કહ્યું કે: “ મહારાજ ! ઇશ્વરનાં પ્રત્યેક કાર્ય અલૌકિક છે. એના વિરૂદ્ધ કોનાથી બોલી શકાય એમ છે? પરંતુ તેમણે એક વખત જે સૃજ્યું છે તે પુનઃ બદલી શકતા નથી. જેમકેઃ તેમણે મનુષ્યની શ્રૃષ્ટિ કરી દીધી છે તે નિયમ તેમણે હજી સુધી બદલ્યો નથી. જુવોની આ જવાનાં પુષ્પ. જે વૃક્ષ ઉપર રાતાં પુષ્પ થાય છે તે વૃક્ષ ઉપર સફેદ પુષ્પ કદી પણ થઇ શકતાંજ નથી. ” પરમહંસદેવ જરા ગુસ્સે થઇ બોલ્યાઃ “ તમારી એવી સ્થુળ બુદ્ધિ ના હોત તો તમારી દુર્દશા પણ કેમ થાત ? ઇશ્વરનો અપાર મહિમા છે. તેનામાં અનન્ત શક્તિ છે, જેના કાર્યની . ગંભીરતાનું પ્રમાણ કરતાં મનુષ્યબુદ્ધિની બિલકુલ ગતિ થઇ શકતી નથી. તેની શકિત સંબંધી વિચાર કરવો એ અજ્ઞાન મનુષ્યનુંજ કર્મ કહી શકાશે. ” એવો વિચાર કરવામાં મથુરબાબુનો કશો દોષ નહતો. જો કે તે સમયથીજ આ દેશમાં ઓગણીશમી શતાબ્દિના તરંગો લાગવાનો આરંભ થયો હતો, જો કે તે સમયથીજ પાશ્ચાત્ય વૈજ્ઞાનિક શિક્ષાનાં રજ ઉત્પન્ન થવા માંડયાં હતાં, તથાપિ હજી પણ આ પ્રદેશમાં ઇશ્વર ઉપર વિશ્વાસ રાખવા જેવો પ્રાચીન કુસંસ્કાર તદ્દન વિલુપ્ત થઇ ગયો નહોતો ! જો કે તે સમયથીજ લોકો જડવિજ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત કરી સ્થુળનાં સ્થુળ કાર્યોનું અવલોકન કરી ચમત્કૃત થયા હતા. તથાપિ તેમનો ત્રિશકોટી દેવદેવી પ્રત્યે વિશ્વાસ અને ભક્તિ કાયમજ હતાં; તેથીજ મથુરબાબુ પરમહંસદેવના કથન સ્હામે પ્રતિઉત્તર આપી શક્યા નહિ. અમે

તેમના કહેવા ઉપર વિશ્વાસજ રાખતા. પરમહંસદેવે મથુરને જે પ્રશ્ન પુછ્યો હતો તેનો પ્રત્યુત્તર આપવાનું તે સમયે મથુરની વિદ્યા–બુદ્ધિમાં આવે તેમ નહતું એ ખરૂં પરંતુ એજ પ્રશ્ન જો કોઇ અંગ્રેજી વિજ્ઞાનવિદ્દ મનુષ્યને પૂછવામાં આવે તો તે પણ માથુ ખંજવાળી એક મૂર્ખ મનુષ્યની પેઠે થાંભલા જેવો ઉભો રહે એમાં સંદેહ નહિ !

બીજે દિવસે પ્રાતઃકાલને સમયે પરમહંસદેવ ગંગા કિનારે આમતેમ ટહેલતા હતા. એ સમયે તેમણે જોયું કેઃ એક રાતા જવા વૃક્ષ ઉપર એકજ ડાળી ઉપર એક રાતું અને એક સફેદ એમ બે પુષ્પો ખીલી રહ્યાં છે. તેમણે તત્ક્ષણાત્ મથુરબાબુને બોલાવી મંગાવી બતાવ્યું કેઃ " જુવો ! ઇશ્વરની જે ઇચ્છા થાય છે તે તે કરી શકે છે. તેટલા માટેજ તે ઇશ્વર કહેવાય છે. મનુષ્યો પોતાની શક્તિ પ્રમાણે ઇશ્વરને જોવા ઇચ્છે છે, પોતાની શક્તિની ગતિનો હિસાબ કરી ઇશ્વરની શક્તિનું પ્રમાણ કરી શકે છે. તમે કદી પણ તેમની શક્તિ પ્રત્યે કિંચિત્ પણ સન્દેહ કરશો નહિ, અથવા કાર્ય જોઇને કારણ નિરૂપણ કરવા તૈયાર થશો નહિ. " મથુરબાબુ અવાક્–સ્તબ્ધ–બની ગયા ! પરંતુ ધન્ય પાશ્ચાત્ય શિક્ષા ! ધન્ય પાશ્ચાત્ય વિદ્વાનો ! ધન્ય છે તમારી પાશ્ચાત્ય શિક્ષાના ફળને ! નેત્રવડે જોયા વગર, કાનવડે સાંભળ્યા વગર, હસ્તવડે સ્પર્શ કર્યા વગર,–જે વસ્તુ તમે સાક્ષાત્ જોઇ શકતા નથી–તે અમારા ધર્મ દ્વારા કિંવા સાધુ મહાત્મા દ્વારા પ્રદર્શિત થતાં, કોઈ પણ પ્રકારે તેને સત્ય નહિ માનવાનો તમે જે ગુરૂમંત્ર આપ્યો છે તેની હદ કોણ ઉલ્લંઘન કરી શકે એમ છે ? મથુરબાબુ થોડો સમય ચુપ થઇ બેસી રહ્યા ખરા પરંતુ ત્યાર પછી તેમના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કેઃ પરમહંસદેવ કોઇ યુક્તિથીજ કદાચ એક ડાળી પર બે પુષ્પ ચોંટાડી રાખી મ્હને આશ્ચર્ય પમાડતા હશે ! એવો વિચાર કર્યા પછી તેમણે તે ડાળીને સારી પેઠે તપાસી જોઇ પરંતુ અંતે તેમની વિદ્યા બુદ્ધિનો પરાજય થયો ! ત્યારે બીજો કોઇ રસ્તો નહિં મળવાથી બોલ્યા કેઃ " મહારાજ ! એમાં ઇશ્વરનો મહિમા શો ? એ તો તમારોજ મહિમા ! "

એક દિવસ જાનબજારના ભવનમાં પરમહંસદેવ, મથુરબાબુ અને

તેમની પત્ની એક આસન પર બેઠાં હતાં એટલામાં તીર્થયાત્રા સંબંધી વાતચિત ચાલી. નાના પ્રકારના અભિપ્રાય દ્વારા તીર્થયાત્રા સારી કિંવા નઠારી, એ પર વિચાર થયા પછી મથુરબાબુની પત્નીએ કાશી, વૃન્દાવન આદિ સ્થળે ભ્રમણ કરવાની મનેચ્છા દર્શાવી. એ સાંભળી મથુરાબાબુએ ના કહી. તેમણે ઉત્તર દીધો કેઃ " નિરર્થક દ્રવ્યનો વ્યય કરી જાણી જોઇને શરીરે દુઃખ વ્હોરી લેવાનું પ્રયોજન શું ? એક ભગવાન તો આપણી સ્હામેજ બેઠા છે, પછી બીજા ભગવાનને ક્યાં શોધવા જવા ? " પરમહંસદેવે તેમના કહેવાનો પ્રતિવાદ કરીને " પૂર્વથી ચાલતો આવેલો રિવાજ બંધ કરવાનો કોઇને પણ અધિકાર નથી. " એમ કહી મથુરાબાબુની સ્ત્રીના મતનું સમર્થન કર્યું. એમ થવાથી મથુરબાબુની સ્ત્રીના આનંદનો પાર રહ્યો નહિ. તીર્થયાત્રા જવા માટે તેજ ક્ષણે નિશ્ચય કરવામાં આવ્યો. મથુરબાબુએ સ્વપત્નીને કહ્યું કેઃ " જો મહારાજશ્રી પધારે તોજ હું આવીશ. નહિતો ત્હારે એકલીને જવું પડશે. " પરમહંસદેવે તીર્થયાત્રા જવાનું કબૂલ કર્યું. તીર્થ વૃત્તાંત હવે પછીના એક અધ્યાયમાં પ્રકટ કરવામાં આવ્યું છે.

મથુરબાબુ જેમ પરમહંસદેવથી કોઇ વિષય ગુપ્ત રાખતા નહોતા તેજ પ્રમાણે પરમહંસદેવ પણ સમાધિની સ્થિતિ સિવાય બીજે કોઇ પણ સમયે કોઇ પણ વાત મથુરથી ગુપ્ત રાખતા નહિ. માતાની પાસે જેમ બાળક, મિત્રની પાસે જેમ મિત્ર, નિષ્કપટભાવે જેમ સર્વ વાર્તા કહે સાંભળે તેવો તેમનો સ્નેહ સંબંધ હતો. સાધના સમયે અને તે પછી પણ કોઇ વસ્તુની આવશ્યકતા જણાતાં તેઓ મથુરબાબુ પાસે, વિના સંકોચે માંગતા. વળી સમાધિ સમયે અને તે પછી જે કાંઇ અનુભવ થતો—જે કાંઇ દર્શન થતાં—તે મથુરને કહેતા અને પુછતા કેઃ " આ પ્રમાણે થવાનું કારણ શું હશે વારૂ ? તમે એનો અર્થ કેવો કરો છો વારૂ ? " મથુર અને રાસમણિના પૈસાનો સદ્ઉપયોગ થાય, યથાર્થ રીતે દેવસેવા થાય, અતિથિ, કંગાલ, સાધુસન્તનું પાલન થાય, અને તેના પુણ્યબળવડે તેઓનું કલ્યાણ સધાય તે પરત્વે પરમહંસદેવનું લક્ષ્ય રહેતું. મથુરબાબુ અને રાણી રાસમણિના શરીર પતન પછી પણ પરમહંસદેવનું લક્ષ્ય પ્રથમના જેવુંજ હતું, તે સંબંધી એક દ્રષ્ટાંત આપવું ઉચિત જણાય છેઃ—

મથુરબાબુના જીવન સમયથીજ એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો કેઃ કાલીમાતા અને રાધા–ગોવિંદનો રાજભોગ થઇ રહ્યા પછી એક મ્હોટા થાળમાં પ્રસાદી અન્ન સામગ્રી અને એક થાળમાં ફળ–મૂળ–કંદ–મિષ્ટાન્ન વગેરે પરમહંસદેવના નિવાસ–સ્થાનમાં પહોંચાડવું અને તેમાંથી પરમહંસદેવ તથા તેમની પાસે બેઠેલાં મનુષ્યો પ્રસાદ પ્રાપ્ત કરે. તે સિવાય મ્હોટાં પર્વને દિવસે કાલીમાતા અને રાધાગોવિન્દજીને વિશેષ પ્રકારનો રાજભોગ ધરાય તેમાંથી પણ કેટલોક અંશ પરમહંસદેવને ત્યાં મોકલવામાં આવતો.

વર્ષાઋતુ ચાલતી હતી. આજે ફલહારિણી પૂજાનો દિવસ હતો. એ દિવસે મંદિરમાં એક ન્હાનો આનન્દ ઉત્સવ ઉજવાતો હતો. શ્રી જગન્માતા કાલિકાની વિશેષ પ્રકારે પૂજા થતી અને નાના પ્રકારના ફળમૂળનો ભોગ નિવેદન કરાવવામાં આવતો. આજે પણ તે પ્રમાણે થઇ રહ્યું છે. નોબત વાગી રહી છે. પરમહંસદેવની પાસે હમણાં યોગાનન્દ સ્વામી વગેરે કેટલાક ભક્તો બેઠા છે.

વિશેષ પર્વને દિવસે પરમહંસદેવના શરીર–મનમાં વિશેષ પ્રકારનો દેવ–ભાવ પ્રકટ થતો. વૈષ્ણવોના પર્વને દિવસે તેમનામાં વૈષ્ણવભાવ અને શાક્ત લોકોના પર્વને દિવસે શક્તિસંબંધી ભાવ તેમનામાં તાદષ્ય થતા. જેમકે દુર્ગા-પૂજાને સમયે, વિશેષ રૂપે કાલીપૂજાની સન્ધિ સમયે પરમહંસદેવના શરીર–મનમાં શ્રી જગદમ્બાની ભાવના–આવેશ તાદષ્ય થતાં. તે વખતે તેઓ સ્તબ્ધ, સ્થિર થઇ જતા, અને જાણે ભક્તોને અભય–વરદાન દેતા હોય તેમ તેમના હાથ ઉંચા અભય–પ્રદ જણાતા. જન્માષ્ટમી વગેરે પર્વને દિવસે તેઓ શ્રીકૃષ્ણ અને શ્રીમતિ રાધાના ભાવમાં આરૂઢ થવાથી કમ્પ, પુલક આદિ અષ્ટ–સાત્વિક લક્ષણ તેમના શરીરમાં જણાતાં. કવચિદ્ વાર્તાલાપ કરતાં ઓચિંતા તેઓ ઇશ્વરપ્રેમમાં–ભાવાવેશમાં–લીન થઇ જતા. કલકત્તામાં શ્યામપુકુર સ્થાને નિવાસ હતો તે સમયે અમે એવાં અનેક દૃષ્ટાન્ત જોયાં હતાં. ડાકટર મહે-ન્દ્રલાલ સરકાર વગેરે મનુષ્યો સાથે વાર્તાલાપ કરતાં કરતાં શ્રી દુર્ગાપૂજાની સંધિ સમયે એકાએક પરમહંસદેવને એવો ભાવાવેશ ઉપસ્થિત થયો હતો ! તે સમયનું તેમનું હાસ્યછટા વિકશિત જ્યોતિપૂર્ણ મુખમંડલ અને તેમનું

પ્રથમનું વ્યાધિગ્રસ્ત શ્યામ રંગનું મુખ જોઇ કોણુ કહી શકે કે તેઓ પૂર્વના વ્યાધિગ્રસ્ત પરમહંસદેવ છે?

ફલહારિણી પૂજાને દિવસે પણુ પરમહંસદેવના શરીર–મનમાં એવોજ ભાવાવેશ ઉપજ્યો હતો. ક્વચિત્ તેઓ આનન્દ પ્રફુલ્લિત થઇ પાંચ વર્ષના બાળકની પેઠે માતાનું નામ દઇ ગાન નૃત્ય કરે છે, સર્વે આનન્દ–હર્ષ પામી, મુગ્ધ થઇ, તેમનું અપૂર્વ જ્યોતિપૂર્ણ મુખમંડળ જોઇ રહ્યા છે, અને તે અદ્રષ્ટપૂર્વ દેવ–મનુષ્યના સંગને પ્રતાપે કેટલાએ પ્રકારના અપૂર્વ દિવ્ય ભાવનો મનમાં અનુભવ કરી રહ્યા છે. માતાજીની પૂજા સમાપ્ત થતાં લગભગ રાત્રિ વ્યતીત થઇ ગઇ. સહજ નિદ્રાવશ થતાં ન થતાં તો પ્રાતઃ સમય થયો.

સવારના ૮–૯ વાગ્યાને સમયે પરમહંસદેવે જોયું કેઃ તેમના ઓરડામાં ફળ–મૂળ વગેરે પ્રસાદી મોકલવાની વ્યવસ્થા થવી જોઇએ તેમાંનું કશુંએ આવ્યું નથી. કાલીમાતાના પૂજારિ, પરમહંસદેવના ભત્રિજા રામલાલને બોલાવી તેમણે કારણુ પૂછ્યું. તે કશો ઉત્તર આપી શક્યો નહિ. તેણે એટલુંજ કહ્યું કેઃ સર્વે પ્રસાદી–સામગ્રી દફતરખાનામાં ખજાનચીની પાસે નિયમ પ્રમાણે પહોંચાડવામાં આવી છે. ત્યાંથી, જેને માટે જેવો નિયમ છે તે પ્રમાણે પહોંચાડવામાં આવે છે. પરંતુ આ સ્થાને (પરમહંસદેવને ત્યાં) હજી સુધી શામાટે પ્રસાદ આવ્યો નથી તેનું કારણુ કહી શકાતું નથી. "ખજાનચીને ત્યાંથી હજી શામાટે પ્રસાદી આવી નથી?" એ સંબંધી તેઓ વિચાર કરતા અને જે કોઇ ત્યાં આવતું તેને પૂછતા. આ પ્રમાણે થોડી વાર થોભ્યા તેમ છતાં પણ પ્રસાદી આવી નહિ. એટલે તેઓ સપાટ પહેરી ખજાનચીની પાસે જઇ પહોંચ્યા. તેમણે તેને પૂછ્યુંઃ "કેમ ભાઇ! હજી (પોતાનું નિવાસસ્થાન બતાવી) પેલા મકાનમાં નિયમ પ્રમાણે પ્રસાદી મોકલી નથી તેનું કારણુ શું? શું કંઇ ભૂલ થઇ છે કે? નિત્યનો નિયમ હોવા છતાં ભૂલથી બંધ થઈ જાય તો તે અન્યાયજ કહેવાય!" ખજાનચી સ્તબ્ધ થઇ બોલ્યોઃ "શું હજી આપને પ્રસાદી પહોંચી નથી? અન્યાયનું કામજ કહેવાય. હું હમણાંજ મોકલું છું."

સ્વામી યોગાનંદ તે સમયે બાળક હતા. ઉચ્ચ મુનિયાદિ–ખાનદાન

ચોધરી કુળમાં જન્મેલા હોવાથી તેના મનમાં કંઇક અભિમાન પણ હતું. કાલીમંદિરના ખજાનચી, કર્મચારીઓ, પૂજારિ વગેરેને તેઓ મનુષ્ય રૂપે જાણતા નહતા ! તેમ છતાં પરમહંસદેવના પ્રેમથી, અને નિશ્વાર્થ કૃપાથી તેઓ ત્યાં આવ જા કરતા હતા. તેમનો બગિચો કાલીમંદિરની પાસેજ હતો, તેથી ત્યાં આવી મહારાજ સાથે વાર્તાલાપ કરી આનંદ ઉપભોગ કરતા. યોગાનન્દે પરમહંસદેવની વ્યગ્રતા જોઇ તુર્ત કહ્યું: "આપ તો કશો આહાર કરતા નથી. પ્રસાદી ના આવી તેમાં અડચણ શી ? કેવું આશ્ચર્ય ? કોઇ પણ વિષય ઉપર આસક્તિ વગરના પરમહંસદેવ આજે સામાન્ય ફળ-મૂળને માટે આટલા બધા વ્યગ્ર થયા છે !" ઘણો વિચાર કરવા છતાં યોગાનન્દને કાંઇ કારણ જણાયું નહિ. અન્તે તેમણે કલ્પના કરી લીધી ! "હવે સમજ્યો છું. પરમહંસદેવ હો કે પછી અન્ય ગમે તે શ્રીમંત હો, આ-કર્ષણ થયા વગર રહેજ કેમ ? વંશાનુક્રમે ચોખા, દાળનો પંચભાગ ઉધરાવનાર બ્રાહ્મણ પૂજારિને ઘેર જન્મ થયો છે. તે વંશના ગુણ કાંઇ ટળી જાય ? તેના કંઇક ગુણ તો હોયજ ! કારણ એજ ! મ્હોટા મ્હોટા વિષયમાં વ્યગ્ર થતા નથી પણ આ એક સામાન્ય વિષયને માટે આટલા બધા વ્યગ્ર થઇ ઉઠયા છે ! પોતે બધો પ્રસાદ આરોગતા નથી, પોતાના કોઇ ઉપયોગમાં આવતો નથી ! તેમ છતાં તેને માટે આટલી બધી ચિન્તા કેવી ? કારણ વંશાનુક્રમ અભ્યાસ પડી ગયો છે તેજ !"

યોગાનન્દ આવો સિદ્ધાંત કરતાં બેઠા હતા. એટલામાં પરમહંસદેવ બહારથી ફરીને આવ્યા અને તેને કહેવા લાગ્યા: "શું તું જાણતો નથી કે રાણી રાસમણિએ દ્રવ્ય આપ્યું છે તે દેવતાને રાજભોગ ધરાવવા અને તેમાંથી સાધુ સન્તો અને ભક્તોને પ્રસાદ મળે તે માટેજ. આ સ્થળે જે પ્રસાદી વસ્તુઓ છે તે સર્વ ભક્તો આરોગે છે. ઇશ્વરની પ્રાપ્તિને માટે જેઓ અત્રે આવે છે તેઓજ એ પ્રસાદી આરોગે છે. તેમ થવાથી રાસમણિએ જે કાર્ય માટે દ્રવ્ય આપ્યું છે તેનું સાર્થક થાય છે, પરંતુ એ કાર્ય સિવાય મંદિરના બ્રાહ્મણો જે પ્રસાદી લઇ જાય છે તેનો સદ્ઉપયોગ થાય છે કે ? તેઓ તો પ્રસાદી-ભાત રોટલી વગેરે બીજાઓને વેચી પૈસા ઉપજાવી લે છે !

અરે! તેમાં કેટલાકે તો વેશ્યાઓ પણ રાખી છે! પ્રસાદી અન્નાદિ લઇ જઇ તેઓ તેમને ખવડાવી દે છે! રાસમણિએ જે કારણથી દાન કર્યું છે તેનું કંઇક અંશે પણ સાર્થક થાય એજ હેતુથી હું આટલો વ્યગ્ર થાઉં છું અને પરિશ્રમ કરૂં છું." એ સાંભળી યોગાનન્દ સ્વામીજી તો સ્તબ્ધજ થઇ ગયા! એ કામમાં પણ પરમહંસદેવનો ગૂઢ અર્થ જોઇ પોતાની ભૂલ ભરેલી કલ્પના માટે મનમાંજ પશ્ચાત્તાપ કરવા લાગ્યા!

મથુરબાબુ ઉપર પરમહંસદેવની અપૂર્વ કૃપા હતી. તે કેટલીક વખત અન્ય જમીનદારો સાથે મારામારી, ખુનામરકી, કરી આવતો અને પછી પરમહંસદેવના ચરણમાં પડી ક્ષમા પ્રાર્થના કરી રક્ષણ માંગતો. પરમહંસદેવે એક એવે વિકટ પ્રસંગે–કે જે વખતે મથુરબાબુ કેદમાં જાય તેમ હતું તેવે પ્રસંગે મથુરે કૃપાભિક્ષા માંગી તે વખતે તેને ઘણી ગાળો દીધી–તેનો તિરસ્કાર પણ કર્યો તેમ છતાં મથુરે તેમનીજ કૃપાભિક્ષાની પ્રાર્થના કરી ત્યારે દયા લાવી કહ્યું: "ચિન્તા ન કર. માતાજીની ઇચ્છા હશે તેમજ થશે." તેમનામાં ઇશ્વર–શક્તિ જોનાર મથુરને સંપૂર્ણ વિશ્વાસ હતો કે: "ગુરૂદેવ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનું શરણ લેવાથી કદી પણ વિઘ્ન ઉપસ્થિત થશેજ નહિ." એવાં કેટલાંક દ્રષ્ટાંતો મળ્યાથી તે પરમહંસદેવને સાક્ષાત્ ઇશ્વર માનતો. કહો કે: પોતાના મધુરભાવને લીધે પરમહંસદેવે તેને ચિરકાલને માટે આકર્ષી રાખ્યો હતો. એક દિવસ ભાવ–સમાધિ–સમયે પરમહંસદેવે મથુરબાબુ પાસે જગદમ્બાની પ્રાર્થના કરાવી હતી કે: "માતાજી! મ્હને શુષ્ક ભક્ત રાખશો નહિ. મ્હને રસપૂર્ણ રાખજો મા." તેના ફળ સ્વરૂપ મથુરમાં પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન થયાં હતાં. જગદમ્બાએ પણ પરમહંસદેવને કહ્યું હતું કે: "મથુરબાબુ એક મૂખ્ય ભંડારી છે. તેજ ત્હારૂં દેહરક્ષણાદિ કાર્ય કરશે." વાસ્તવિક હતું પણ તેમજ. એક લક્ષાધિપતિ શ્રીમંત, એક દરિદ્ર બ્રાહ્મણ પુત્રની આજ્ઞામાં નિત્ય હાજર! તે તેનેજ ઇશ્વર, કાલી, શંકર, વિષ્ણુ વગેરે સર્વસ્વજ માનતો. અહા! દૈવી સંબંધ સિવાય એ બન્નેમાં આવો સંબંધ હમેશ માટે જળવાઇ રહે ખરો કે? ઓ પૃથિવી માતા! આવો વિશુદ્ધ મધુર સંબંધ, અત્યાર સુધીમાં ત્હેં કેટલાં મનુષ્યો વચ્ચે જોયો છે? અરે ઓ

ભોગવાસના ! દુષ્ટા ! ત્હેં મનુષ્યોને કેવાં વજ્રબંધનમાં બાંધી રાખ્યાં છે તે જોઈ અમને અતિ આશ્ચર્યજ થાય છે ! શુદ્ધ–બુદ્ધ–યુક્ત સ્વભાવની નિઃસ્વાર્થ પ્રેમી અપૂર્વ અદ્દભૂત પ્રતિમા ( પરમહંસદેવ )ને જોવા છતાં અને તેમની સાથે સંબંધ બાંધવા છતાં પણ ત્હારો ( ભોગવાસનાનો ) સંબંધ ત્યાગ કરવાનું અમને કેમ મન થતું નથી ? પરમહંસદેવ પાસે રહી તેમના ઉચ્ચતર જીવન ચરિત્રનો વારંવાર અભ્યાસ કરવા છતાં અને તેમના ઇશ્વરીકાર્ય જોઇ તેમના ઉપર ઇશ્વર જેટલી દ્રઢ શ્રદ્ધા ઉત્પન્ન થવા છતાં પણ અમે, ઓ દુષ્ટ વિષય–ભોગાદિની વાસના ! ત્હને કેમ ભૂલી શકતા નથી ? અને ત્હને ભૂલી જઇ અમે કેમ ઇશ્વિરદર્શન કરવા સમર્થ થતા નથી ? પરમહંસદેવને શ્રી મુખેથી મથુરબાબુ સંબંધી અપૂર્વ વાર્તાલાપ સાંભળતાં, અને તેના સદ્દભાગ્યનું ચિન્તન કરતાં તલ્લીન અને સ્તબ્ધ થઇ જઇ એક મિત્રે પરમહંસદેવને પૂછ્યું હતું કેઃ " મૃત્યુ પછી મથુરબાબુની શી ગતિ થઇ છે વારૂ ? નક્કી હવે તેને જન્મ ધારણ કરવો પડયો હશે નહિ. " પરમહંસદેવે ઉત્તર દીધો હતો કેઃ " તે કોઇ સ્થળે એકાદ રાજા થઇને જન્મ્યો છે બીજું શું ? તેના મનમાં ભોગ–વાસના હતી. " એટલું કહી પરમહંસદેવ અન્ય વાર્તાલાપમાં ગુંથાયા. મથુર-બાબુ ઉપર પરમહંસદેવની કૃપા હતી તેથીજ તેને જગદમ્બાનાં દર્શન થયાં હતાં પરંતુ બાબુજીનાં પૂર્વજન્મના સંસ્કારો તદન નાશ પામ્યા નહિ તેથીજ તેમના મનમાં ઉચ્ચ પ્રકારના ભોગો ભોગવવાની વાસના રહી ગઇ હતી અને તેથીજ તેમને પુનઃ જન્મ ધારણ કરવો પડયો હશે.

---

## પંચદશ અધ્યાય.

### ઇસ્લામ–સાધના.

પરમહંસદેવે, પૂર્વોલ્લિખિત મત પ્રમાણે જ્ઞાન અને ભક્તિમાર્ગની વિવિધ શાખાઓમાં પરિભ્રમણ કરીને પ્રાચીન હિંદુઓના વિધિ-બદ્ધ સર્વ ધર્મોનું અને તેમની સ્વકલ્પિત પ્રણાલીઓનું સાધન કરી પ્રત્યેકની

ઉચ્ચાવસ્થામાં પહોંચીને જોયું કેઃ સર્વ ધર્મસમ્પ્રદાયનું પરિણામ–ફલ તો એકજ પ્રકારનું છે. અર્થાત્ સર્વ ધર્મ મત ઇશ્વર પ્રાપ્તિ માટેજ યત્ન કરી રહ્યા છે. વૈદાન્તિક મતના અન્ય પરમહંસદેવની જેવી અવસ્થા હોય છે, તેવીજ તન્ત્ર શાસ્ત્રના મત પ્રમાણે સિદ્ધાવસ્થામાં કૌલ લોકોની અવસ્થા હોય છે.* કર્ત્તા-ભજાના મતમાં "સહજ" વા "આલેખ" (અલેખ), નવરસિક મતમાં "અટુટ" (અખંડ બ્રહ્મચારી) બાઉલ મતમાં "સાંઇ" અને વૈષ્ણવોના "મહાભાવ" વગેરે તેમણે નાના પ્રકારના ભાવ સાથે મેળવી જોયું હતું, પરંતુ સાધનની સર્વોપરિ અવસ્થામાં–છેલ્લી અવસ્થામાં–કોઇની સાથે કોઇનું પાર્થક્ય તેઓ જોઇ શક્યા નહોતા. આ પ્રમાણે વિવિધ ધર્મની આંતર અવ-સ્થા તેઓ પ્રત્યક્ષ જાણી–સમજી શક્યા હતા કેઃ સાધારણ રીતે ધર્મ જગત્ બે વિભાગમાં વહેંચાઇ ગયું છે. પ્રથમ, જ્ઞાન વા આત્મતત્વ વિભાગમાં અને દ્વિતીય, ભક્તિ અને લીલા વિભાગમાં. વૈદાન્તિક, તાન્ત્રિક, અને વૈષ્ણવશા-સ્ત્રાદિ પ્રથમ શ્રેણીમાં અને પૌરાણિક મતાદિ દ્વિતીય શ્રેણીમાં આવે છે. વૈદાન્તિક મત પ્રમાણે "તેજ હું અથવા હું તેજ તે" અર્થાત્ જે કાંઇ છે, હતું અથવા હશે તે મ્હારામાં અથવા હુંજ હતો, હુંજ છું અને હુંજ હોઇશ. પરિણામે મ્હારા સિવાય અન્ય કાંઇ છેજ નહિ, હતું નહિ અને હશે પણ નહિ. જેમકે પંચભૌતિક વિષયીભૂત જગત્–એનાં સર્વ સ્થાનમાં પાંચ તત્વો-નુંજ સત્વ જોઇ શકાય છે. તેમાંનો કોઇએક પદાર્થ લઇને વિચાર કરવામાં આવે તો તેનું કારણ જોતાં તેમાં રહેલા પદાર્થ સર્વત્ર વિદ્યમાન છે–વ્યાપી રહ્યા છે–એવું જ્ઞાનદ્રષ્ટિથી જોતાં જણાશે. કિંતુ પાર્થિક પાંચભૌતિક સિવાય મનુષ્ય દેહમાં જે પરમ પદાર્થ છે તે અન્ય કોઇ પણ સ્થાનમાં, તેવા રૂપમાં નહિ હોવાથી, મનુષ્ય ઇચ્છાનુસાર નાના પ્રકારના પદાર્થ ઉત્પન્ન કરે છે, અને તેનો ધ્વંશ પણ કરી શકે છે, એટલા માટેજ મનુષ્યજાતિએ સર્વ કરતાં શ્રેષ્ઠ પદ પ્રાપ્ત કર્યું છે. જડજગતમાંથી ચાલ્યા જઇને અર્થાત્ યોગ માર્ગ ગ્રહણ કરી સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ પર્યંત ગમન કરવાથી,

---

* દક્ષિણાચારીઓના એક મતને કુલાચાર કહે છે. કુલાચારમાં સિદ્ધાવસ્થાને "કૌલ" કહે છે.

પોતાનું "અસ્તિત્વ જતું રહેશે; એનેજ વૈદાન્તિક મત પ્રમાણે સમાધિ કહે છે. ભક્તિ મત પ્રમાણે મહાભાવ–સમાધિસ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે તે પણ એજ પ્રમાણે. આ સ્થળે કાર્યનું તારતમ્ય હોવા છતાં ફલમાં ભેદ રહે છે. તન્ત્રના મત પ્રમાણે" પાશબદ્ધ (હોય તે)ને જીવ, અને પાશયુક્ત (હોય તે)ને શિવ. કહેવામાં આવે છે. પૂર્વેજ કહેવામાં આવ્યું છે કે: માયાના આવરણદ્વારા જીવાત્માને સ્વસ્થાને આબદ્ધ રાખવામાં આવે છે. એ આવરણનું નામાન્તર "પાશ" કહેવાય છે. એજ આવરણ વા પાશ વિચ્છિન્ન થવાથી જીવનું જીવત્વ વિલુપ્ત થઈ જીવ શિવત્વ વા મંગલમય કાર્ય કરવાનો અધિકાર પ્રાપ્ત કરે છે. વૈષ્ણવમત પ્રમાણે એ અવસ્થાને "ભાવ" કહે છે. શિવત્વ પ્રાપ્ત કરવું એ તન્ત્રશાસ્ત્ર મતનો અંતિમ ઉદ્દેશ્ય નથી. શિવનું શવત્વ થવાથીજ બ્રહ્મમયીનો સાક્ષાત્કાર થાય છે. આ સ્થિતિને પણ મૃત્યુનો ભાવ (સ્થિતિ) અથવા સમાધિનોજ નિશ્ચય થાય છે. એ માટે કાલી મૂર્તિનું દ્રષ્ટાંત આપી શકાશે. બાઉલ વગેરે અન્ય મત પ્રમાણે મહાકારણમાં પરમાત્મદર્શનનીજ વાત કહેવામાં આવે છે, ત્યારે તેમના સ્થૂલ ભાવોમાં ભેદભાવ હોવા છતાં પ્રાચીન મત સાથે અનૈક્ય થતું નથી.

દ્વિતીય મત પ્રમાણે નિત્ય લીલા અથવા સેવ્ય સેવક ભાવનાનાં કાર્ય થઇ શકે છે. એ ભાવનામાં જીવાત્મા અને પરમાત્માનું એકીકરણ કરવાની ભક્તની ઇચ્છા થતી નથી. અમુક ભાવનાનો આશ્રય ગ્રહણ કરીને ઇશ્વર અને જીવ સ્વસ્વઅવસ્થામાં રહીને લીલા રસામૃતનું પાન કરે છે. જીવ અને ઇશ્વર એવી ભિન્નભાવનાથી દ્વૈતજ્ઞાનનું કાર્ય થાય છે પરંતુ (ઇશ્વરનાં) પ્રત્યક્ષ દર્શન થાય છે તે સમયે સાધક (ભક્ત)ને પોતાનું અસ્તિત્વ હોય એવું જ્ઞાન થતું નથી. તેનું મન અને પ્રાણ, તે (ઇશ્વરની) મૂર્તિમાં એકદમ તલ્લિન થઇ જાય છે. આ અવસ્થા સાથે પૂર્વે લખેલી અવસ્થાનું મળતાપણું જણાય છે.

પરમહંસદેવ, એ પ્રકારે વિવિધ ધર્મનાં આદિ કારણો શોધીને નિશ્ચિત થયા નહતા. તેમના પ્રાણ અતિશય ઉત્સાહિત થતાંજ તેમણે શિખ ધર્મની દિક્ષા લીધી હતી. ત્યાર પછી તેઓ અન્ય ક્ષુદ્ર અને વિવિધ ધર્મ સમ્પ્રદાયમાં ભળ્યા હતા પરંતુ તે સર્વે માટે અમને વિશેષ માહિતી નથી. હિંદુ મત

સાથે સરખામણી કરીને તેમણે મનમાં ને મનમાંજ વિચાર કર્યો કેઃ હિંદુ અને મુસલમાનમાં ભેદ શો ? " ક્રમે ભાવમય–પરમહંસદેવ–ના એ નવીન ભાવ તરંગે ઉછાળો માર્યો. તેમના સ્વભાવસિદ્ધ ઉત્સાહ પૂર્ણ–હૃદયે એ વિચાર માતા ( કાલી ) ને નિવેદન કર્યો. કરૂણામયીની કરૂણા અપાર છે! નિષ્કપટી ભક્તના મનોરથ કેવી રીતે પૂર્ણ કરવા તે દયામયી મા ( કાલી ) સિવાય અન્ય કોણ જાણી શકે ? માતા પોતેજ ભક્તના મનમાં વાસનાની પ્રેરણા કરે છે અને તે વાસના પરિપૂર્ણ કરવાની પણ તે પોતેજ વ્યવસ્થા કરી રાખે છે. પરમહંસદેવનું જીવન તેનું જાજવલ્યમાન દ્રષ્ટાંત કહી શકાશે.

પરમહંસદેવની બાળકવત્ પ્રાર્થનાએ જે સમયે માતાના કાનમાં પ્રવેશ કર્યો તેજ સમયે તુર્ત્તજ તેણે તે પ્રાર્થના પરિપૂર્ણ કરી દીધી.

ગોવિન્દદાસ નામક એક મનુષ્ય, જાતિનો કૈવર્ત, દમદમા નામક ગામની પાસે ગુપ્ત રીતે મહમ્મદી ( ઇસ્લામી ) ધર્મ પ્રમાણે સાધન ભજન કરતો હતો. આ સમયે તેણે પરમહંસદેવ પાસે આવી તેમને મુસલમાન ધર્મની દીક્ષા આપી ત્રણ દિવસ પર્યંત નિયમ પૂર્વક એ કાર્ય કરાવ્યું. ત્રણ દિવસ પછી તેમનો એ ભાવ બદલાઇ ગયો. એ ત્રણ દિવસ તેઓ કાલીના મંદિરમાં પ્રવેશ કરી શકયા નહોતા. કાલીનો પ્રસાદ ભક્ષણ કરતા નહોતા, અને તેમના અંતઃકરણમાંનો હિંદુ ભાવ સુદ્ધાં અંતર્ધ્યાન થયો હતો!

મુસલમાન ધર્મ સાધન કરીને તેમણે હિંદુઓનું જ્ઞાન અને ભક્તિમત સાથે તેની તૂલના કરી જોઈ હતી. હિંદુઓની પ્રણાલી જે પ્રકારની છે તેવીજ તેમણે મહમ્મદીય ધર્મમાં પણ જોઇ હતી. હ. મહમ્મદ સાહેબે કહ્યું છે કેઃ જેઓ કાફરોનો સંહાર કરી શકશે તેઓ કયામત પછીના જન્મમાં કાજળ આંજેલી અપ્સરા સાથે સુખે નિવાસ કરશે." કાફરનો અર્થ હ. મહમ્મદ સાહેબે રિપુઓ કરેલો હોવો જોઇએ. કારણકેઃ શરીરમાં રિપુઓ ( જેવા કેઃ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, એ ષડ્ રિપુ ) એજ કાફર અથવા વિજાતીય ધર્માવલંબી કહી શકાય. તેમનો વિનાશ કર્યાથી અથવા રિપુઓનું દમન કર્યાથી, વિદ્યા શક્તિનો પ્રકાશ થાય છે. વિદ્યાના સહવાસ સવાય મનુષ્યને માટે સુખ સ્વચ્છંદતા પ્રાપ્તિનો અન્ય ઉપાય કયાં છે ? "



## ષષ્ઠદશ અધ્યાય.

### ઇસુ–સાધના.

ધર્મવીર પરમહંસદેવે જોકે મુસલમાનોના ધર્મનો મર્મ જાણ્યો હતો તથાપિ તેમનું હૃદય નિશ્ચિંત થયું નહિ. અદ્યાપિ પણ તેમના હૃદયમાં ક્ષુધા છુપાઇ રહી હતી. એક દિવસ તેઓ દેવમંદિર સ્હામે યદુલાલ મલ્લિકના બગિચામાંના મકાનના એક ઓરડામાં ઉભા હતા. તે ઓરડામાં મેરીના ખોળામાં સૂતેલા બાળક ઇસુખ્રિસ્તની છબી ટાંગેલી હતી. પરમહંસદેવ તે છબી સંબંધી કશું જાણતા નહતા. થોડીવારમાં તેમના મનમાંથી પૂર્વનો ભાવ એકદમ ઉડી જવા લાગ્યો. એ જોઇ તેઓ ચિન્તાયુક્ત થઇ " મા ! મા ! " કહી ઉંડા નિઃશ્વાસ નાંખવા લાગ્યા. ત્યાર પછી ઇસુખ્રિસ્ત તરફ દ્રષ્ટિપાત કર્યો. તેમણે જોયું કેઃ ઇસુના ચિત્રમાંથી એક જ્યોતિ નિસરી આવી તેમના શરીરમાં પ્રવેશ કરે છે. ત્યાર પછી તેઓ પોતાને ઘેર પાછા ફર્યા. અન્ય સાધનોની પેઠે ઇસુખ્રિસ્તનો ભાવ તેમના શરીરમાં ત્રણ દિવસ પર્યંત રહ્યો હતો. ઘેર બેઠાં બેઠાંજ તેઓ ( ખ્રિસ્તીઓનાં ) મ્હોટાં મ્હોટાં દેવળો જોઇ શક્યા અને પાદરીઓના ઉપદેશ સાંભળી શક્યા. એ કેટલાક દિવસ પર્યંત તેમના મુખમાંથી કાલી, કૃષ્ણ, શિવ, રામ વગેરે કંઇ પણ નીકળતું નહતું, અથવા તેમની વાત પણ તેમના મનમાં ઉદય પામી નહોતી. એ સમયે તેમણે ઇસુખ્રિસ્તની એક છબી લાવી ઘરમાં રાખી હતી. એ છબી દક્ષિણેશ્વરમાં અદ્યાપિ પર્યંત છે. એ છબીમાં ઇસુખ્રિસ્તનું ચિત્ર આ પ્રમાણે ચિતરેલું છેઃ " એક સમુદ્રને કિનારે તેઓ ભ્રમણ કરતા હતા. એ સમયે એક વૃદ્ધે આવી તેમને પ્રશ્ન કર્યો કેઃ " પ્રભુ ! હું ઇશ્વરને કેવી રીતે પ્રાપ્ત કરી શકીશ ? " ઇસુએ એ પ્રશ્નનો ઉત્તર નહિ દેતાં તેનો હાથ ઝાલી સમુદ્ર જળમાં કેટલેક પર્યંત પ્રવેશ કર્યો. વૃદ્ધ સ્તબ્ધ થઇ પરિ-

ણામનો વિચાર કરવા લાગ્યો. એટલામાં ઇસુએ વૃદ્ધની ડોકી ઝાલી તેને જળમાં ડૂબાડી થોડીવાર પછી છોડી દઇ પૂછ્યું: " હમણાં ત્હારા પ્રાણની કેવી સ્થીતિ છે ? " વૃદ્ધ આશ્ચર્ય પામી હાંફતો હાંફતો સભય બોલ્યો: "પ્રાણ જાય છે !" ઇસુએ કહ્યું: "ઇશ્વરના વિરહમાં જ્યારે પ્રાણની એવી અવસ્થા થશે ત્યારે તું તે પ્રાપ્ત કરી શકાશે." પરમહંસદેવ પોતે પ્રથમથીજ એ કથા સારી પેઠે—મન—પ્રાણપૂર્વક જાણી શકયા હતા, અને તેજ પ્રમાણે તેઓ સાધના પણ કરી શકયા હતા. પ્રભુશ્રી ચૈતન્યદેવના જીવનમાં પણ તદ્રૂપ એવા પ્રકારનોજ ભાવ જણાય છે. તેઓએ તો ( ઇશ્વરના ) વિરહમાં માથાના વાળ ઉખેડી નાંખ્યા હતા અને ( પૃથ્વી સાથે ) મોઢું ઘસ્યું હતું ! સમાધિ સમયે તેમના પ્રાણની એવી અવસ્થા થતી હતી તે સ્પષ્ટ અક્ષરે હજી વિદ્યમાન છે. ઉપરોકત સર્વે કારણોથી ઇસુનો મત પણ મહા કારણમાં પ્રવેશ કરતાં એકજ પ્રકારનો તેમનો જણાયો હતો.

પરમહંસદેવને બહુ આડંબર પસંદ નહતો. એક રીતે—જેમ તેમ તેઓ પોતાનું કામ કરી લેતા. તેઓ કહેતા કે: " પોતાને મારવા માટે એક ટાંકણી કિંવા થૂવરનો કાંટો બસ છે પણ બીજાને મારવા મ્હોટાં હથિઆરની જરૂર પડે છે. પોતાને તત્વજ્ઞાન જાણવાની ઇચ્છા થતાં એકજ વાકયમાં—સહજે—સમજી શકાશે. તે માટે અધિક આડમ્બરનું પ્રયોજનજ નથી પરંતુ બીજાને સમજાવવા જતાં ઘણી શાસ્ત્રીય યુક્તિઓની આવસ્યકતા જણાય છે." તેટલા માટેજ તેઓ એમ પણ કહેતા કે: " એક જ્ઞાન તેજ જ્ઞાન, બહુ જ્ઞાન તેતો અજ્ઞાન." ( અર્થાત્ બહુ ધર્મ શાસ્ત્ર-વિદ્યા ભણી વિદ્વાન થયેલા-ઘણા ખરા—નાસ્તિક થઇ જાય છે. થોડું ભણેલાઓને ઇશ્વર ઉપર બહુ આસ્થા હોય છે. ) પરમહંસદેવને તેમના કહેવા પ્રમાણેનું જ્ઞાન તેમના હૃદયમાંથીજ ઉદય પામ્યું હતું અને તેના પોષણાર્થે તેમને એક દ્રષ્ટાન્ત પણ પ્રાપ્ત થયું હતું. એક દિવસ એક સાધુ આવ્યો હતો. તેની પાસે ઠાકોરજીની મૂર્તિ કિંવા અન્ય કોઇ વસ્તુ નહતી. પૂજા કરતી વખતે પોતાની ઝોળીમાંથી એક મ્હોટો ગ્રન્થ બહાર કાઢી તે તેની પુજા કરતો. પરમહંસદેવે તે ગ્રન્થ જોઇ તેનું નામ પુછતાં સાધુએ તેને "રામાયણ"

કર્યું હતું. પરમહંસદેવને તે ઉપર વિશ્વાસ થયો નહિ. તેમણે બળપૂર્વક પુસ્તક ખેંચી લઇ ઉઘાડી જોયું તો તેના પ્રથમ પૃષ્ઠ ઉપર મ્હોટે અક્ષરે "રામ" શબ્દ લખ્યો હતો ગ્રંથમાં બીજું કશું લખ્યું ન હતું. તેઓ તુર્તજ તેનો મર્મ જાણી ગયા અને મહાભાવમાં નિમગ્ન થઇ સમાધિસ્થ થઇ ગયા.

ઇસુની સાધના કર્યા પછી તેમનાં સર્વ સાધનો એક પ્રકારે પૂર્ણ થવા આવ્યાં હતાં. તેમણે બૌદ્ધ મત પ્રમાણે સાધન કર્યું હતું કે નહિ તે અમે સાંભળ્યું નથી, પરંતુ તેમના ઓરડામાં પત્થરની એક બૌદ્ધમૂર્તિ જોવામાં આવી છે. અત્યાર પહેલાં તેમનું પૂજા તર્પણાદિ કાર્ય બંધ થઇ ગયું હતું. પ્રસંગોપાત તેઓ આખો દિવસ પુષ્પ વીણી લાવી કાલી (માતા)ની પૂજા કરતા. એક દિવસ તેમણે જોયું કે જેને માટે પુષ્પ એકઠાં કરવામાં આવે છે તેનું શરીરજ આ વિશ્વબ્રહ્માંડ છે. (અર્થાત્ મા કાલી બ્રહ્માંડેશ્વરી–વિરાટ્-રૂપિણી છે.) પ્રફુલ્લિત ફળફુલથી મનોહર જણાતાં વૃક્ષો તેના શરીરની શોભામાં વૃદ્ધિ કરે છે. એ જોઇ પરમહંસદેવ હાસ્ય કરી ઉઠયા, અને બોલ્યા કે: "પ્રસાદિ પુષ્પ વડે શી રીતે ત્હારી પૂજા કરૂં મા! સર્વમાં તું છે. સર્વ ત્હારૂં છે." તે સમયથી તેમનું પૂજા–કાર્ય બંધ થઇ ગયું.

પરમહંસદેવ સાધન કાર્યમાંથી ફારેગ થયા પછી જે સમયે જેવી અવસ્થામાં આવી પડતા તે સમયે તેજ ભાવમાં આનન્દ પામતા. કવચિત્ તેઓ સાધુઓ સાથે સારી વાર્તાઓ કરવામાં સમય વ્યતીત કરતા અને કવચિત્ હરિનામામૃતનું પાન કરી તેમાંજ વિહ્વળ થઇ જતા, અને હુંકાર ધ્વનિસહિત નૃત્ય કરતા કરતા મહાભાવમાં નિમગ્ન થઇ જતા. કવચિત્ દેવીમંદિરમાં પ્રવેશ કરી ચામર ઢાળીને અને તાળીઓ વગાડીને શક્તિ વિષયક ગાન ગાતા. કવચિત રાધાકૃષ્ણ સમ્મુખ જઇ તેમના યુગલ રસના રસિક થઇ બેસીજ રહેતા. કવચિત્ "જય શિવ! જય શિવ!" બોલતા સમાધિસ્થ થઇ બેસી રહેતા. કવચિત્ "ક્યાં છે રામ રઘુવીર!" કહીને આર્તનાદ કરતા અને કવચિત્ સ્વર ગ્રામના આરોહણ અવરોહણ નિયમ પ્રમાણે "રામ, રામ, રામ." બોલી મસ્ત થઇ જતા. વળી કવચિત્ પ્રસંગે હનુમાનના જેવો દાસ્યભાવ ધારણ કરી ભાવોન્મત્ત થઇ જતા. કવચિત્ વૃન્દાવનના નન્દકિશોર અને રાધ-

કિશોરીનો કૈશોરિક (કિશોર વયનો) ભાવ અવલોકન કરી પ્રેમાનન્દમાં ડૂબી જતા. ક્વચિત્ વેદાન્ત સૂત્રનાં સૂત્ર પ્રમાણે નિરાકાર અદ્વિતીય બ્રહ્મમાં સંમિલિત થઇ જઇ જડ સમાધિ પ્રાપ્ત કરતા. ક્વચિત્ ઘોષપાળ, બાઉલ, નવરસિક, અને પંચનામી વગેરે સામ્પ્રદાયિક ઉપાસકો સાથે આલેખ, સહજ અને રૂપસાગર સંબંધી ગીત ગાન કરી પરમાનન્દ પ્રાપ્ત કરતા. ક્વચિત્ "**બ્રહ્મમય જગત્**" જાણી તેઓ ન્હાના મ્હોટા, ભદ્ર અભદ્ર, ધનવાન નિર્ધન, બાળક વૃદ્ધ, સ્ત્રી પુરૂષ, સર્વને પ્રણામ કરતા. ક્વચિત્ કીડીઓને ખાંડ ખવાડતા આમતેમ ફરતા, ક્વચિત્ દુર્વાદલ ઉપર પગ નાંખ્યા પછી પોતે પોતાની જાતને તિરસ્કાર કરતા, અને દુર્વાદલ તેમના પગ નીચે કચડાઇ અતિશય દુઃખ પામ્યાં છે, અથવા તો કોઇના જાણે અંગપ્રત્યંગ ચૂર્ણ થઇ ગયાં હોય એમ રોદન કરતા, અને અપરાધને માટે તેમની ક્ષમા યાચના કરતા! ક્વચિત્ ઉદ્‌ભિદમાં ચૈતન્ય વિરાજી રહ્યું છે એમ જાણી તેમનામાં એટલો બધો પ્રબળ ભાવોદય થતો કે જેથી તેઓ એક પણ પુષ્પ કિંવા એક પણ પાંદડું તોડી શકતા નહિ, અથવા કોઇને પણ તેવું કરતાં જોતા કે તુરતજ તેઓને અતિશય ક્લેશ થતો! તેઓ સર્વદા પંડિતો સાથે સહવાસ રાખતા અને તેમને મુખેથી શાસ્ત્રાદિ શ્રવણ કરી દિવસો નિર્ગમન કરતા. તેઓ ક્વચિત્ રામલીલા, ક્વચિત્ ચંડીનાં ગાયનો અને ક્વચિત્ કીર્તન શ્રવણ કરતા. એ પ્રમાણે ગાયનો વગેરે સાંભળવામાં પુષ્કળ દ્રવ્ય ખર્ચાતું અને મથુરબાબુ તે ખર્ચનો ભાર આનન્દપૂર્વક ઉપાડતા.

## સપ્તદશ અધ્યાય.

### તીર્થ-યાત્રા.

શુભ દિવસે, શુભ ક્ષણે મથુરબાબુ સ્વપત્ની અને પરમહંસદેવ સહિત અતિ આડંબરપૂર્વક તીર્થ પર્યટન કરવા નીકળ્યા હતા. પરમહંસદેવની સેવા માટે તેમણે હૃદયાનંદને પોતાની સાથે લીધો હતો. કાશીક્ષેત્રમાં ગયા

પછી પરમહંસદેવે શંકર ભગવાન કાશીનાથ અને મા અન્નપૂર્ણાનાં દર્શન કર્યાં. દર્શન શબ્દનો પ્રયોગ થતો ખરો પરંતુ તેમના ભાગ્યમાં દેવદેવીનાં દર્શન કરવાનું ઘણું ખરૂં બનતુંજ નહિ. ક્વચિદ્ દેવદેવીના નામ શ્રવણ કરતાંજ પરમહંસદેવ ધ્યાનાવસ્થ થઇ જતા, ત્યારે તેમના જડવત્ શરીરને લઇ જઇ દેવ સમક્ષ મૂકવામાં આવતું. ક્વચિત્ દેવમંદિર પાસે જતાંજ તેઓ પોતાપણું ભૂલી જતા અને ક્વચિતજ તેઓ દેવ સમક્ષ પહોંચી શકતા. પરિણામે સાધારણ મનુષ્યો જે પ્રકારે મનના સંતોષપૂર્વક દેવદેવીનાં દર્શન કરે છે તે પ્રકારે દર્શન કરવાનું પરમહંસદેવના ભાગ્યમાં કદી પણ બન્યું નથી. તથાપિ દેવદર્શન કરવાનો આડંબર તો તેઓ સંપૂર્ણ કરતા. તેઓ શું જોતા, શું સમજતા અને તેમના પ્રાણમાં શું થતું અથવા બાહ્યજ્ઞાન રહિત થઇ અંતર્દૃષ્ટિવડે શું જોતા તેનું અમે સ્થૂળ દ્રષ્ટિનાં મનુષ્યો શી રીતે અનુમાન કરી શકીએ ? કાશીના લોકો પણ એ બનાવથી આશ્ચર્ય પામ્યાં. તેમને માટે આશ્ચર્યનો વિષય તો એ હતો કે: " ક્ષણે ક્ષણે એક પુરૂષ ( તેઓ ) અચેતન થઇ જાય છે અને વળી ક્ષણે ક્ષણે વીરભાવે આનંદસૂચક ગાયન ગાય છે, સાધુની પેઠે તેમણે વસ્ત્રો પહેર્યા નથી.* તેમનામાં કોઇ સામ્પ્રદાયિક લક્ષણ જણાતું નથી અને વળી સાથે એક ઘણો ધનવાન મનુષ્ય છે. એવો પુરૂષ તે કોણ હશે ? " આ પ્રમાણે નાના પ્રકારનાં મનુષ્યો નાના પ્રકારના તર્કવિતર્ક કરતા હતા. તેઓ કાશી નિવાસી થયા હતા, વિશ્વેશ્વરના રાજ્યમાં રહેતા હતા ખરા પરંતુ હવે તે સમય રહ્યો નથી. સમયને પ્રભાવે કાશીના લોકોએ પણ તે સાધુ—મહાત્માને ઓળખ્યા નહિ ! કોણ ઓળખી શકે ? સ્થૂળ દ્રષ્ટિ એજ હમણાં તો કાલધર્મ થઇ પડી છે. તેઓ કાશીમાં કેવળ દણ્ડી સન્યાસી અને માથા મુંડેલા પરમહંસ દેખતા ! તેઓ

---

* પરમહંસદેવે કોઈ પણ દિવસ જનસમાજમાં કિંવા તેમના નિવાસસ્થાનમાં સાધુનાં વસ્ત્રો ધારણ કર્યાં નહોતાં. જે સમયે જે જે સાધન કરતા તે સમયે તે માર્ગને યોગ્ય એવો વેશ ધારણ કરતા. ત્યાર પછી તે સર્વ વસ્ત્રો કોઇ પણ દિવસ પહેરતા નહિ ! એક જાડી ચાદર શરીરે વિંટાળીનેજ તેમણે ઘણા દિવસ વ્યતીત કર્યા હતા. ત્યાર પછી એકાદ વસ્ત્ર પહેરેલુ રહેતું. ભક્તો કહે છે કે: છેવટ તેમણે પહેરણ વગેરે વસ્ત્રો પણ પહેર્યા હતાં.

માત્ર દર્શનશાસ્ત્રની વાકૂવિતણ્ડા, આત્મગરિમા અને કર્મકાણ્ડની સ્થૂળ વાતો સાંભળ્યા કરતા! તેમનામાં અન્તર્દ્રષ્ટિ નહોતી, તે ઓળખે શી રીતે? પણ્ડાઓ પણ એવાજ! તેમની વાત—તેમની રહેણી કરણી—ગણત્રીથી વેગળીજ! વિશ્વનાથ એજ જેનો વ્યવસાય! તેમની તૂલના કોઇની સાથે થઇ શકે નહિ! પરમહંસદેવ કાશી પધાર્યા તે સમયે તેમનાદ્વારા કોઈ વ્યક્તિએ તત્વજ્ઞાનનો લાભ મેળવ્યો નહિ. પરંતુ તેમનાદ્વારા અનેક મનુષ્યોને દ્રવ્યનો લાભ થયો હતો! ધનવાન ગ્રહસ્થોના નિયમ પ્રમાણે મથુરબાબુએ ત્યાંના બ્રાહ્મણ પણ્ડિતોને કયે પ્રકારે દાન કરવું એ સંબંધી પૂછતાં પરમહંસદેવે તેની વ્યવસ્થા કરી આપી હતી. પ્રત્યેક કુટુંબના બાલક બાલિકા, વૃદ્ધ, વૃદ્ધા, યુવક યુવતી, અને જેટલાં મનુષ્યો હતાં તે સર્વની ગણત્રી કરી પ્રત્યેકને એક એક રૂપિયો દાન કરવાની સલાહ આપી. મથુરબાબુએ તેમની આજ્ઞા શિરોમાન્ય કરી હતી. એક દિવસ તેઓ મહાત્મા ત્રૈલંગ સ્વામીને મળી ઘણો આનંદ પામી પછી કાશીથી વૃન્દાવન ગયા હતા. એ સ્થાને પહોંચ્યા પછી ત્યાં દેવાદિનાં દર્શન કરી અમુક અમુક સ્થાનમાં ખાસ પૂજાઓ કરાવી તેમણે વન—પરિક્રમા કરી હતી. આ સ્થળે તેમણે ગુપ્ત રીતે વૈષ્ણવ સમ્પ્રદાયના નિયમ પ્રમાણે ભેખ ધારણ કર્યો હતો. વૃન્દાવનમાં જઇને પણ તેઓ કાશીની પેઠે વિફલ મનોરથ થયા હતા! ત્યાં એક પણ સાચા ઇશ્વર પ્રેમી મનુષ્યનો તેમને મેળાપ થયો ન હતો! પરમહંસદેવે એક દિવસ આક્ષેપ મૂકીને કહ્યું હતું કે: "વૃન્દાવનમાં આવીને શું કર્યું? તે સ્થળે (દક્ષિણેશ્વરમાં) જેવાં આમલીનાં વૃક્ષો છે, અહિં પણ તેવાંજ છે. ત્યાંના પક્ષીઓ જેવાં છે, અહિંનાં પક્ષી પણ તેવાંજ છે. ત્યાંના રાધાકૃષ્ણ જેવા છે, તેવાજ રાધાકૃષ્ણ અહિં પણ છે. ત્યાંના મનુષ્યો જેવાં છે તેવાંજ મનુષ્યો અહિ પણ છે. તેમ છતાં પછી આટલે દૂર શામાટે આવ્યો?"

પરમહંસદેવે કદાચ ધાર્યું હશે કે: વૃન્દાવનમાં જઇને શાસ્ત્રોક્ત વૃન્દાવનનાં દર્શન કરી શકાશે. પૂર્વની ગોપગોપીઓના નિષ્કામ પ્રેમ તરંગ જોવામાં આવશે. હમણાં તો સર્વ સમ્પ્રદાયો શાકબજારના દુકાનદારોના જેવા થઇ પડ્યા છે તે તેઓ જાણવા છતાં અજાણ થયા હતા! એક સમયે જે વૃન્દા

વનમાં નિષ્કામ ધર્મ રમી રહ્યો હતો તેજ વૃન્દાવનમાં આજે સકામ વ્રતનો જીવન્તશ્રોત પ્રવાહિત થઇ રહ્યો છે! મુખમાં રાધાકૃષ્ણ અને હ્રદય કપટતાથી પરિપૂર્ણ ! શ્રી વૃન્દાવનની એવી દુર્દશા જોઇ પરમહંસદેવે આક્ષેપ કર્યો હતો. ત્યાં તેમને ( પરમહંસદેવને ) કોઇ ઓળખી શક્યું નહોતું. કિંતુ વૃન્દાવન વાસ્તવિક રીતે જોતાં શ્રી કૃષ્ણનું ક્રીડા સ્થળ છે, પ્રેમમયી રાધા જે સ્થાનની અધિશ્વરી હતી તે સ્થાનમાંથી સાચાં પ્રેમિક, પ્રેમિકા તદ્દન અદ્રષ્ય થઇ જાય એમ કદી પણ બનેજ નહિ. જેમ માત્ર એકલા યોગેશ્વર ત્રૈલંગ સ્વામીએ કાશીનું માન જાળવ્યું હતું તેજ પ્રમાણે વૃન્દાવનમાં પણ પરમહંસદેવ સાથે સત્વર એક અપૂર્વ સંમિલન થયું હતું. વૃન્દાવન એ પ્રકૃતિગત પ્રકૃતિ વિશેષ સ્થાન, તે સ્થાનમાં પુરૂષ કેવી રીતે પ્રકૃતિભાવને પ્રાપ્ત કરી શકે ? મુછના વાળ મુંડાવી નાંખી સ્ત્રીનાં વસ્ત્રો ધારણ કરવાથીજ શું પ્રકૃતિ થઇ શકાય ? એજ કારણને માટે પ્રકૃતિ વેશ ધારી, પ્રકૃતિ વિશિષ્ટ વૃન્દાવનવાસીઓના સહવાસથી પરમહંસદેવને સુખ-સંતોષ પ્રાપ્ત થયાં નહિ, પણ એક દિવસ તેઓ નિધુવનમાં ભ્રમણ કરવા ગયા હતા. ત્યાં ગંગામાતા નામક એક અતિ પ્રાચીન સ્ત્રી સાથે તેમનો સાક્ષાત્ થયો. પરમહંસદેવનાં દર્શન કરતાંજ ગંગામાતાનો આનન્દ સાગર ઉછળી ઉઠયો. તેણે “ ઓ દુલાલી !* દુલાલી ! ” કહીને તેમને આલિંગન દીધું.

એ સમયે પરમહંસદેવનું બાહ્ય ચૈતન્ય લોપ થયું હતું. ગંગામાતાનો અપૂર્વ ભાવાવેશ જોઇને તેમણે પોતાને કૃતાર્થ માન્યા હતા. તેનાં નેત્રોમાંથી પ્રેમાશ્રુ નિસરવા માંડયાં અને વચમાં વચમાં “ દુલાલી, દુલાલી ” બોલવા લાગી. જાણે તે હમણાં કેટલુંએ બોલશે પરંતુ અપાર આનન્દ થતાં મનુષ્યની વાક્ શક્તિ બંધ થઈ જાય છે તેવીજ તેની અવસ્થા થઇ ગઇ. તે કેવળ એક દ્રષ્ટિયે પરમહંસદેવના મુખ સ્હામું જોઇ રહી. એ પ્રમાણે થોડો સમય વિત્યા પછી પરમહંસદેવને પૂર્વની પેઠે ચૈતન્ય આવ્યું અને બન્નેઓ પરસ્પર ગંભીર અર્થ સૂચક ( કોઇ નહિ સમજી શકે એવી ) ભાષામાં નાના પ્રકારની વાતો કરી. તેમની એ વાતોનો સાર કોઇ પણ સમજી શક્યું નહિ.

---

* દુલાલી એટલે શ્રીમતિ રાધાનું એક અન્ય નામ.

ગંગામાતા સ્વહસ્તે આહાર પ્રસ્તુત કરી પરમહંસદેવને ભોજન કરાવતી અને સર્વદા તત્વજ્ઞાનની વાતો કરવામાં દિવસ વ્યતીત કરતી.

પરમહંસદેવે જે સમયે વૃન્દાવનથી પાછા ફરવાની ઇચ્છા દર્શાવી ત્યારે ગંગામાતાને અતિશય વિષાદ થયો અને તે નાના પ્રકારના વાંધા દર્શાવવા લાગી. તેણે રોદન કરી કહ્યું કેઃ " ઓ દુલાલી ! વૃન્દાવન તો ત્હારૂં નિત્ય નિવાસ સ્થાન છે. વ્રજબાલાઓને માટે પણ વૃન્દાવન સિવાય અન્ય સ્થાન નથી. હું વૃન્દાવનમાં નિવાસ કરી રહી છું. શા માટે રહી છું તે શું તું જાણતી નથી ? જ્યારે મ્હને દાસી તરીકે જાણે છે, અને જ્યારે દયા કરીને દર્શન દીધાં છે ત્યારે હવે પુનઃ મ્હને વિરહાનલમાં દગ્ધ કરશે કે ? અરેરે ! આશામાં ને આશામાં કેટલા દિવસ પ્રાણ ટકી શકશે ! આશા હોય તો કદાચ પ્રાણ બચી શકે પરંતુ મિલન પછી વિરહ એ કેવું અસહ્ય દુઃખ છે તે શું તું જાણતી નથી કે દુલાલી ! મ્હેં આટલા દિવસ કેવળ ભાવાવસ્થામાં પ્રાણ ધારણ કર્યા હતા. હું મનમાંજ ધારતી હતી કેઃ આ વૃન્દાવનમાંજ એક દિવસ મ્હારી કમલિની કદમ્બ વૃક્ષ નીચે–કયું કદમ્બ વૃક્ષ તે જાણતી નથી–કનૈયાની સાથે વિહાર કરી ગઇ છે. કદમ્બનાં વૃક્ષો તો ચારે દિશામાં જોઈ શકું છું પરંતુ મ્હારા નન્દકિશોર અને રાય–કિશોરીનાં ક્યાંય પણ દર્શન થતાં નથી ! અરેરે ! અમારૂં તે યુગલ રૂપ ક્યાં હશે ? જ્યારે વનનાં ચોગાનમાં, લીલાછંમ જેવાં દુર્વાદલ ઉગી રહેલાં જોઉં છું ત્યારે મનમાં થઇ આવે છે કેઃ ક્યાં છે મ્હારો તે ગોપાલ ? ક્યાં છે તે ગોવાળિઆઓ ? અને ક્યાં છે તે ગોપાલ વત્સગણ ! જ્યારે એ ખેતરોમાં ગાયોનાં ટોળાં વિચરણ કરતાં જોઉં છું ત્યારે તેને જોઇ મ્હને પૂર્વની વાતો યાદ આવી નેત્રોમાંથી જળધારા વહે છે. સખિ ! મનમાં એવુંજ થઇ આવે છે કેઃ એક સમયે આપણો ગોપાલ આ પ્રમાણેજ ગોપાલ થઇને ફરતો હતો. તે સમયે યશોદામાતાએ તેમને પહેરાવેલાં વસ્ત્રાલંકારો મનમાં ઉદય પામી મ્હને બેબાકળી બનાવી મૂકે છે ! ગોપાલના માથા પર ચોટલો, નાકે છુંદણું, કપાલમાં અને ગાલ પર સુંદર ટિપકીઓ જાણે શરદના આકાશમાં રાત્રે તારકાઓ હોય તેમ

જણાતું હતું ! તેના ઓષ્ઠાધર પર ગજમોતિ લટકતું ! આહા ! કેવું સુમધુર મૃદુહાસ્ય ! તેના હાસ્યની છટાથી મન-પ્રાણુ વિમોહિત થઇ જતો. મરૂં રે મરૂં ! વારી જાઉં રે તેના પરથી ! કેવી સુંદર ભ્રૂ લતા ! તે વાંકા નેત્રોની દર્શન છટા મનમાં આવતાં કોઇ પણુ કુલિન બાલા સ્વકુલને તિલાંજલિ આપ્યા વગર રહે નહિ ! જે સારૂં છે તેનું શું બધુંજ સારૂં હોય છે કે ? તે સારૂં શેનું ? એના જેવો નિષ્ઠુર તે કોઇ બીજું હશે ખરો ? કુલિન કુલ-વધૂનો કુલ-નાશ કરી તેમને માર્ગની ભિખારિણી બનાવી અન્તે બન્ને કુલ નષ્ટ કરનાર એવો ગુરૂરાજ બીજો કોણુ હોઇ શકે ? જુવો, પેલી યમુના, જે યમુનાને કિનારે વ્રજ-કુલબાલા, સ્વકુલ શીલ ભૂલી જઇને ગોકુલચન્દ્રના મુખમાંથી નિકળતી સુમધુર બંશીધ્વનિ-સ્વરૂપ અમૃતધારા કર્ણુપટમાં ઢાળવા માટે એકત્ર થતી; જે યમુના કિનારે એક દિવસ નન્દદુલાલ ગોપાંગનાઓનાં વસ્ત્ર હરણુ કરી વૃક્ષ શાખાઓમાં સંતાઇ રહ્યા હતા તે વૃક્ષ છે, તે યમુના તટ છે, પરંતુ તે ચોર ક્યાં ? તેનાં કેમ દર્શન થઇ શકતાં નથી ? યમુનાની જે રેતીમાં આપણી કમલિની કનકલતિકા શ્યામ-કદમ્બથી ભ્રષ્ટ થઇ જે દિવસ રેતીમાં પડી જતાં સખીઓના રોદનસ્વર સાથે "હા કૃષ્ણુ ! હા કૃષ્ણુ !" નો સ્વર સંભળાયો હતો તે સખીઓ પણુ ક્યાં છે ? અને તે વ્રજેશ્વરીયે ક્યાં છે ? હવે તે કુંજવન નથી ! હમણાં તો ત્યાં માત્ર ઘોર જંગલજ છે ! વ્રન્દાવનમાં નિવાસ કરૂં છું પરંતુ મન મૂકીને વાત કરવા જેવું કોઇ નથી ! તેથીજ કહું છું કે: ઓ દુલાલી ! મ્હને મુકીને તું કયાં નાશી જશે ?" એમ કહી ગંગા માતાએ પરમહંસદેવનો હાથ પકડયો. અત્યાર સુધી પરમ-હંસદેવ ધ્યાનાવસ્થામાં હતા. ગંગામાતાએ જે કંઇ કહ્યું તે તેમના સાંભળ-વામાં આવ્યું હતું કે નહિ તે કહી શકાય નહિ. પરમહંસદેવની ધ્યાનાવસ્થા સમાઇ જતાં તેઓ ત્યાંથી જવા માટે તૈયાર થયા, પરંતુ ગંગામાતાએ કોઇ પણુ પ્રકારે તેમનો હાથ છોડયો નહિ. હૃદયાનન્દ તેમની પાસેજ ઉભો હતો. ગંગામાતાનો આગ્રહ જોઇ તેણે પણુ પરમહંસદેવનો બીજો હાથ પકડી ઘેર જવા માટે આગ્રહ કરવા લાગ્યો. આ સમયે પરમહંસદેવ રડવા લાગ્યા. તેમને દુઃખી થતા જોઈ ગંગામાતાએ લજ્જા પામી તેમનો હાથ છોડી

દીધો, અને બે હાથ જોડી આશીર્વાદ માગ્યો. પરમહંસદેવે તેમને અભયદાન આપી ત્યાંથી કલકત્તા તરફ રવાના થયા. એજ ગંગામાતાએ વૃન્દાવનની પાસેના વર્ષણ નામક સ્થાનમાં નિવાસ કરી કેટલાંક વર્ષથી દેહત્યાગ કર્યો છે.

માર્ગમાં કોઇ એક સ્થાને, પર્વતમાં રહેનારાં કેટલાક અસભ્ય નરનારી એક ખેતરમાં નિવાસ કરી રહ્યાં હતાં. તેમને પહેરવા માટે કોઇ ખાસ વસ્ત્ર નહતું. તેમનું નિવાસસ્થાન વૃક્ષ નીચે હતું, આહાર ક્વચિત્ મળતો તો ક્વચિત્ તેઓ ભૂખ્યા પણ પડી રહેતા! તેમનો મલિન વેશ, અને મલિન અવસ્થા જોઇ પરમહંસદેવ રડી પડયા અને બોલ્યાઃ "મા! ત્હારા સંસારમાં આવાં દુઃખી પ્રાણીઓ પણ છે? તું તો દયામયી અને દુઃખ નિવારિણી છે ને? ત્હારામાં આવો ભેદાભેદ કેમ મા? કેટલાક ત્હારી કૃપાથી અતુલ ઐશ્વર્યના અધિકારી થઇ પડયા છે! વળી કેટલાક કોણ જાણે શામાટે દારિદ્રયની ટોચે પહોંચી રોદન કરતા દિવસો નિર્ગમન કરે છે! મા! ત્હારી એ કેવી લીલા? મા! કોઇ ત્હારી કૃપા–પ્રસાદથી સોને મઢેલા, ચળકતા મહાલયોમાં નિવાસ કરી દેહની સ્વચ્છંદતા પ્રાપ્ત કરે છે અને કોઇને તો એક તાડપત્રથી બનેલી કુટીર વિના માત્ર વૃક્ષતલે શયન કરવું પડે છે! તમારા સંસારમાં કોઇ મનુષ્યો અમૃતવત્ પદાર્થ ભોજન નહિ કરી શકવાથી વધેલા પદાર્થો કુતરાં બિલાડાંને ખવડાવી દે છે અને કોઇ બિચારાં આહાર વિના ભૂખ્યે પેટેજ દિવસો નિર્ગમન કરે છે! કોઇ ઘોડાગાડીઓમાં આવ જા કરવામાં ક્લેશ પામતાં નથી અને કોઇ બિચારા ખરા મધ્યાહ્નના સખ્ત તાપમાં, વૃષ્ટિધારામાં પલળતા, અને પવનના સપાટામાં ઉથલી પડતા, ઉઘાડે પગે માથે મ્હોટો ગાંસડો લઇને ગમન કરે છે! મા! ત્હારી લીલા ત્હનેજ છાજે! રામપ્રસાદે સત્યજ કહ્યું છે. "કોઇને દુધ સાકર, ત્યારે કોઇને શાકમાં કાંકર." મા! શું આ બિચારાં ગરિબોએ ત્હારા પાકેલા ધાનના ક્ષેત્રમાં દાતરડાં ફેરવ્યાં હતાં? શું તેમણે ત્હારો કશો અપરાધ કર્યો હતો?" પરમહંસદેવને રોદન કરતા જોઇ મથુરબાબુ તેમને નાના પ્રકારે સમજાવવા લાગ્યા, પરંતુ કોઇ પણ રીતે તેમના મનનું શાંત્વન થયું નહિ. તેમણે કહ્યું: "સાંભળ મથુર! આ અનાથ, આશ્રય વગરનાં દીન દરિદ્રિઓને ઉત્તમ પ્રકારનાં પકવાન્નાદિ તૈયાર કરાવી

ભોજન કરાવ અને પ્રત્યેકને એક એક વસ્ત્ર આપ." એ સાંભળી મથુરબાબુ આશ્ચર્ય પામી બોલ્યાઃ "મહારાજ! તમારૂં હૃદય બહુ દયાળુ છે. તમે સર્વને સમાન સમજો છો, કોઇને દુઃખી જોતાંજ તમારા પ્રાણ આકુલવ્યાકુલ થઇ ઉઠે છે, તેથીજ કોઇને દીનાવસ્થામાં જોતાંજ તમારા જીવને દુઃખ થાય છે, પરંતુ મહારાજ! પૈસા કોને કહે છે તેનું તમને જ્ઞાન નથી. મ્હારામાં એટલી બધી શક્તિ ક્યાં છે કે જેથી હું બધાં દુઃખીઓનાં દુઃખ દૂર કરી શકું?" વાંચક! એનેજ વિષયાસક્તિ કહેવામાં આવે છે. એટલા માટેજ પરમહંસદેવે વારંવાર કાંચન (પૈસા) અર્થાત્ વિષયને તુચ્છ—અકિંચિત્કર જાણવા માટેજ અતિશય ઉપદેશ આપ્યો છે. મથુરબાબુ અતુલ સમ્પત્તિનો અધિકારી હોવા છતાં અને તત્વજ્ઞાન પ્રાપ્ત કરવા છતાં પણ વિષય (દ્રવ્ય) ના આકર્ષણ વડે આકર્ષાઇ રહ્યો હતો!

ગમે તેમ હો, અંતે તેમને પરમહંસદેવની આજ્ઞા શિરોમાન્ય કરવાની ફરજ પડી હતી. કલકત્તાથી વસ્ત્રની ગાંસડીઓ મંગાવી પેલાં જંગલી દરિદ્રીઓને એક એક વસ્ત્ર પહેરવા વહેંચી આપ્યાં હતાં, અને એક અઠવાડીયા સુધી તેમને આડંબર સાથે ઉત્તમ પ્રકારનાં અન્નનું ભોજન કરાવવામાં આવ્યું હતું. ત્યાંથી કલકત્તે જતી વખતે પરમહંસદેવની આજ્ઞાથી પુનઃ તે પ્રત્યેકને એક એક પાવલી (ચાર આના) દાન આપવામાં આવી હતી.

---

## અષ્ટાદશ અધ્યાય.

### દિગમ્બર ગુરૂ તોતાપુરી.

શ્રીરામકૃષ્ણદેવની સાધનાવસ્થામાં સર્વ પ્રકારના ભિન્ન ભિન્ન ધર્મસમ્પ્રદાયના સિદ્ધ પુરૂષો તેમની પાસે આવતા, અને ઉચ્ચ કોટિના સાધુ, સન્યાસી, વૈષ્ણવ, પરમહંસ, બાવલા, સાંઇ, દરવેશ તો એટલા બધા આવતા કે તેની ગણત્રીજ નહોતી. તેમની સાધનાની છેલ્લી અવસ્થામાં તોતાપુરી નામક એક દિગમ્બર પરમહંસ દક્ષિણેશ્વર આવ્યા હતા. તેઓ સાતસો

નગ્ન સાધુઓના મહન્ત હતા, અને હૃષીકેશની નજીકના કોઇએક સ્થાનમાં નિવાસ કરતા. પોષ મહિનામાં ગંગાસાગરમાં સ્નાન કરવા આવતાં માર્ગમાં રાણી રાસમણિના દક્ષિણેશ્વરના પ્રસિદ્ધ દેવાલયમાં તેઓ આવી પહોંચ્યા હતા. ત્યાં તેમણે રામકૃષ્ણદેવને જોયા. થોડી વાર સુધી તેમના સ્હામું જોયા કર્યા પછી તોતાપુરીએ કહ્યું: "તુમ કુછ સાધન કરોગે?"

રામકૃષ્ણદેવે કહ્યું: "હમારા માઇ કહેગા તો કરેગા."

તોતાએ જાણ્યું કે: "વખતે એ તેની ગર્ભધારિણી માતાને પૂછશે." તેમણે કહ્યું: "તબ જાઓ, તુમારા માઇકો પૂછો." રામકૃષ્ણદેવ પણ સરલ બાળકની પેઠે "અચ્છા" કહીને ઉતાવળે પગલે કાલી મન્દિરમાં જઇ ઉપસ્થિત થયા. તેઓ કાલીમાતાના આજ્ઞાકારી સન્તાન હતા. જે સમયે જે કાંઇ કાર્ય કરતા તે માતાને પૂછયા વગર કરતા નહોતા. તેમણે આ વાત પણ માતાને પૂછી.

માતાએ ઉત્તર દીધો કે: "હા, ત્યારે શિખ."

પુનઃ પૂછ્યું: "કોણ શિખવશે મા?"

કાલીમાતાએ ઉત્તર દીધો: "જે તને વેદાન્ત શિખવવા આવ્યો છે તેની જ પાસે શિખ."

રામકૃષ્ણદેવે કાલી મન્દિરમાં પ્રવેશ કરી સમાધિસ્થ થઇ પોતાની મેળેજ ઉપર પ્રમાણે પ્રશ્નોત્તર કર્યા પછી તોતાપુરી પાસે આવ્યા, અને કહ્યું: "હા, હમારા માઇ બોલા હય, તોમરા પાસ બેદાન્ત શિખેગા. તુમ શિખાઓ."

એ સાંભળી તોતાપુરી બોલ્યા કે: "અમારી પાસે ઉપદેશ ગ્રહણ કરવો હોય તો સન્યાસી થવું પડશે. એ સાંભળી રામકૃષ્ણદેવે પૂછ્યું: "સન્યાસી થવું હોય તો શું કરવું પડે?" તોતાએ કહ્યું: "સન્યાસ ગ્રહણની ક્રિયા, શ્રાદ્ધ, હોમાદિ કરવું પડશે." રામકૃષ્ણદેવે તે બધું કરવાનું સ્વીકાર્યું ખરૂં પરંતુ કહ્યું કે: સન્યાસી થઇને મ્હારાથી બીજે સ્થળે જવાશે નહિ. તોતાએ કારણ પૂછતાં રામકૃષ્ણદેવે ખુલાસો કર્યો કે: "મ્હારાં માતુશ્રી જીવિત છે. ભગવાં પહેર્યા સિવાય સન્યાસી થઇ શકાય તેમ કરવું જોઇએ, કારણ કે

તેમને હવે કોઇ બીજો કોઇ પુત્ર નથી.” એ સાંભળી તોતાપુરીએ તેમની ઇચ્છાનુસાર વર્તવા કહ્યું.

શુભ દિવસનો ઉદય જાણી શ્રીમત્ તોતાપુરીએ પરમહંસદેવને પિતૃ-પુરૂષોની તૃપ્તિને માટે શ્રાદ્ધાદિ ક્રિયા કરવાનો આદેશ કર્યો, અને તે કાર્ય કર્યાં પછી શિષ્યને પોતાના આત્માની તૃપ્તિને માટે વિધિપૂર્વક પિણ્ડપ્રદાન કરાવ્યું. કારણ કે: સન્યસ્ત દીક્ષા ગ્રહણ કરવાના સમયથીજ સાધકને ભૂ આદિ સમસ્ત લોકની પ્રાપ્તિની આશા અને અધિકાર ત્યાગ કરવો પડે છે માટે તેને પહેલાંજ પોતાનો પ્રેત–પિણ્ડ પોતાની જાતેજ પ્રદાન કરવાની શાસ્ત્ર આજ્ઞા કરે છે.

પરમહંસદેવે જે સમયે જેને ગુરૂપદે સ્થાપ્યા હતા, તે સમયે તેમણે નિઃસંકોચે ગુરૂના ચરણમાં આત્મસમર્પણ કરી દીધું હતું અને તેઓ જે પ્રમાણે આચરણ કરવાનો આદેશ કરતા તે પ્રમાણે અસીમ વિશ્વાસ રાખ્યા કરતા હતા, એટલે શ્રી તોતાપુરીએ પણ આ વખતે તેમને જે પ્રમાણે કરવાનું કહ્યું તે પ્રમાણે તેઓ યથાસ્થિત કરતા હતા એ કહેવાની જરૂર શી? શ્રાદ્ધાદિ ક્રિયા પરિપૂર્ણ કર્યા પછી તેઓ શાંત થયા અને પંચવટીમાંની પોતાની સાધન કુટીરમાં ગુરૂદેવની આજ્ઞા પ્રમાણે સર્વ સામગ્રી એકત્ર કરી આનન્દભરેલે ચિત્તે શુભ મુહૂર્તની વાટ જોવા લાગ્યા.

રાત્રિ અવસાન થવાનો સમય–શુભ બ્રાહ્મ મુહૂર્તનો ઉદય થયો. ગુરૂ અને શિષ્ય બન્ને કુટીરમાં એકત્ર થયા. પૂર્વકૃત્ય સમાપ્ત થયું. હોમાગ્નિ પ્રજ્વલિત થયો, અને સનાતન કાલથી ઇશ્વિર પ્રિત્યર્થ સર્વસ્વ ત્યાગરૂપ જે વ્રતે ગુરૂપરમ્પરાથી ભારતવર્ષને અદ્યાપિ પર્યંત બ્રહ્મજ્ઞ પદવિ પર પ્રતિષ્ઠિત કરી રાખ્યું છે તેજ ત્યાગવ્રતનું અવલંબન કરાવનારા મન્ત્રોનો ગગનભેદી ધ્વનિ, પંચવટી અને તેની આસપાસના વન–ઉપવનને ગજાવવા લાગ્યો. તે ધ્વનિના સુખ સ્પર્શથી પવિત્ર ભાગીરથીનું સ્નેહ–પૂર્ણ કોમળ હૃદય કમ્પાયમાન થવાથી તેનામાં નૂતન જીવનનો અપૂર્વ સંચાર જણાવા લાગ્યો; અને લાંબા સમય પછી આજે ભારતના અને સમગ્ર જગતના અસંખ્ય જનોના હિત સાધન માટે એક સાચો સાધક, સર્વસ્વ ત્યાગરૂપ વ્રતાવલંબન કરે છે એવું જણા-

વીનેજ તે જાણે આનન્દગાન ગાઇ, તે સમાચાર દિગ્દિગન્તમાં વહન કરી લઇ જવા માટે વહેવા લાગી.

ગુરૂદેવ મન્ત્રનો પાઠ કરવા લાગ્યા. શિષ્ય સ્થિર–શાંત ચિત્ત ગુરૂદેવનું અનુસરણ કરતા, તેજ મન્ત્રોચ્ચાર કરતા, હોમાગ્નિમાં સમિધની આહૂતિ આપવા લાગ્યા. પ્રથમ પ્રાર્થના મંત્રનો ઉચ્ચાર થવા લાગ્યો:—

"પરબ્રહ્મતત્ત્વ મ્હને પ્રાપ્ત થાઓ. પરમાનન્દ આપે એવી વસ્તુ મ્હને પ્રાપ્ત થાઓ. અખણ્ડૈકરસ મધુમય બ્રહ્મવસ્તુ મ્હારામાં પ્રકાશિત થાઓ. હે બ્રહ્મવિદ્યાસહ નિત્ય વર્તમાન પરમાત્મન્ ! દેવ મનુષ્યાદિ તમારા સમગ્ર સન્તાનોમાં હું તમારો વિશેષ કરૂણાયોગ્ય બાલક સેવક છું. હે સંસારરૂપ દુઃસ્વપ્નહારક પરમેશ્વર ! દ્વૈત પ્રતિભાસરૂપ મ્હારા સર્વ દુઃસ્વપ્નનો વિનાશ કરો ! હે પરમાત્મન ! મ્હારી સર્વ પ્રાણવૃત્તિની હું તમને આહૂતિ આપું છું અને સર્વ ઇન્દ્રિયોનો સંયમ કરી ચિત્તમાં માત્ર એક તમારૂંજ ધ્યાન ધરૂં છું. હે સર્વ પ્રેરક દેવ ! જ્ઞાનપ્રતિબંધક સર્વ મલિનતા મ્હારામાંથી દૂર કરી અસ-મ્ભાવના અને વિપરીત ભાવના આદિ રહિત તત્ત્વજ્ઞાન, જે કારણદ્વારા મ્હારામાં ઉપસ્થિત થાય તેવો યત્ન કરો. સૂર્ય, વાયુ, નદીઓનાં સ્નિગ્ધ નિર્મળ જળ, સર્વ શષ્પો, વનસ્પતિયો, અને જગત્ના સર્વ પદાર્થો, આપની આજ્ઞાથી મ્હારા પરત્વે અનુકૂળ પ્રકાશયુક્ત થઇ મ્હને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાના કાર્યમાં સહાયતા કરો. હે બ્રહ્મન્ ! તમેજ જગત્માં વિશેષ શક્તિમાન છો, અને નાનારૂપે પ્રકાશિત થઈ રહ્યા છો. શરીર–મનની શુદ્ધિદ્વારા તત્ત્વજ્ઞાન ધારણ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે હું અગ્નિસ્વરૂપ તમારામાં આહૂતિ પ્રદાન કરૂં છું–મ્હારા પર પ્રસન્ન થાઓ !"*

સન્યાસ ગ્રહણ કરતી વખતે વિરજાહોમ કરવો પડે છે. તેનો સંક્ષેપ ભાવાર્થ આ સ્થળે આપવો ઉચિત જણાય છે. વિરજાહોમનો આરંભ કરવામાં આવ્યો. "પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશરૂપે મ્હારામાં અવસ્થિત થયેલાં પંચભૂત શુદ્ધ થાઓ. રજોગુણવડે ઉત્પન્ન થયેલી મલિનતામાંથી આહૂતિદ્વારા મુક્ત થઇ હું જ્યોતિઃ સ્વરૂપ થાઉં–સ્વાહા."

---

* ત્રિસુપર્ણ મન્ત્રનો ભાવાર્થ.

"પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાનાદિ, મ્હારામાં ઉપસ્થિત સર્વ વાયુ શુદ્ધ થાઓ. રજોગુણવડે ઉત્પન્ન થયેલી મલિનતામાંથી, આહૂતિ દ્વારા મુક્ત થઇ હું જ્યોતિઃ સ્વરૂપ થાઉં—સ્વાહા."

"મ્હારા અન્નમય, પ્રાણમય, મનોમય વિજ્ઞાનમય અને આનન્દમય, એ પંચકોષ શુદ્ધ થાઓ. રજોગુણવડે ઉત્પન્ન થયેલી મલિનતામાંથી, આહૂતિદ્વારા મુક્ત થઇ હું જ્યોતિસ્વરૂપ થાઉં—સ્વાહા."

"શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધવડે મ્હારામાં અવસ્થિત થયેલા સર્વ વિષયસંસ્કાર શુદ્ધ થાઓ. રજોગુણથી ઉત્પન્ન થયેલ મલિનતામાંથી આહૂતિદ્વારા મુક્ત થઇ હું જ્યોતિઃ સ્વરૂપ થાઉં—સ્વાહા."

"મ્હારૂં, મન, વાણી કાયા અને કર્મ આદિ શુદ્ધ થાઓ. રજોગુણવડે ઉત્પન્ન થયેલી મલિનતામાંથી આહૂતિદ્વારા મુક્ત થઇ હું જ્યોતિઃ સ્વરૂપ થાઉં—સ્વાહા."

"હે અગ્નિ શરીરે શયન કરી રહેલા, જ્ઞાન-પ્રતિબન્ધહરણ-કુશલ, લોહિતાક્ષ પુરૂષ ! જાગરત થાઓ. હે અભીષ્ટ પુરણકર્ત્તા ! સર્વ પ્રકારના જ્ઞાનને પ્રતિબંધક થઇ પડે તેનો નાશ કરી ગુરૂમુખે સાંભળેલું જ્ઞાન, મ્હારા અંતઃકરણમાં યથાસ્થિત ઉદય પામે તેમ કરો ! મ્હારામાં જે કોઇ વસ્તુઓનું અસ્તિત્વ છે તે સર્વ સંપૂર્ણરૂપે શુદ્ધ થાઓ. રજોગુણવડે ઉત્પન્ન થયેલી મલિનતામાંથી, આહૂતિદ્વારા મુક્ત થઇ હું જ્યોતિઃ સ્વરૂપ થાઉં—સ્વાહા."

"ચિદાભાસ બ્રહ્મસ્વરૂપ હું, સ્ત્રી, પુત્ર, સમ્પત્તિ, લોકમાન અને સુંદર શરીરાદિ પ્રાપ્ત કરવાની સમસ્ત વાસનાઓની અગ્નિમાં આહૂતિ આપી તેનો ત્યાગ કરૂં છું—સ્વાહા."

આ પ્રમાણે ઘણી આહુતિયો આપ્યા પછી "ભૂર આદિ સર્વ લોક પ્રાપ્ત કરવાની આશા આ ક્ષણથીજ હું ત્યાગ કરૂં છું." અને "જગતના સર્વભૂત માત્રને અભયદાન આપું છું." એમ કહી હોમ સમાપ્ત કર્યો. શિખા, સૂત્ર અને યજ્ઞોપવીતની વિધિપૂર્વક આહુતિ આપી, પ્રાચીનકાળથી સાધક પરમ્પરાથી ગુરૂદ્વારા અર્પણ થતું કાષાય, કૌપીન, અને *નામવડે ભૂષિત થઇ

---

* શિષ્યોમાંના કોઇ કોઇ કહે છે કેઃ સન્યાસ દીક્ષા આપતી વખતે શ્રીમત

પરમહંસદેવ શ્રીમત્ તોતાની પાસે ઉપદેશ ગ્રહણુ કરવા હસ્ત જોડી ઉભા રહ્યા.

બ્રહ્મજ્ઞ તોતાપુરીએ પરમહંસદેવને વેદાન્ત પ્રસિદ્ધ શબ્દાર્થ અવલંબન પૂર્વક બ્રહ્મ સ્વરૂપમાં અવસ્થાન કરવાનો ઉત્સાહ પ્રેર્યો. તેમણે કહ્યું:-

"નિત્ય શુદ્ધ બુદ્ધ યુક્ત સ્વભાવ, દેશકાલાદિદ્વારા સદા અપરિચ્છિન્ન એક માત્ર બ્રહ્મ વસ્તુજ નિત્ય સત્ય છે. અઘટન-ઘટન-પટીયસી માયા પોતાના પ્રભાવથી તે નામરૂપદ્વારા ખણ્ડિતવત્ પ્રતીત કરાવે છે તેમ છતાં પણુ તે કદી પણુ વાસ્તવિક તેવો નથી. કારણુ કે, સમાધિ સમયે માયાજનિત દેશ, કાલ અથવા નામરૂપનું બિન્દુ માત્ર જણાતું નથી, તેથી નામરૂપની સીમામાં જે કાંઈ વસ્તુ અવસ્થિત હોય છે તે કંઇ પણુ નિત્યવસ્તુ હોઇ શકેજ નહિ, તેને તમે દૂર કરો. નામરૂપનું દ્રઢ પિંજરૂં સિંહ જેવા પરાક્રમથી ભેદી નાંખી તમે તેમાંથી બહાર નીકળો. પોતાનામાંજ અવસ્થિત થઇ રહેલું આત્મજ્ઞાન શોધવા ચિતસાગરમાં ડૂબી જાઓ. સમાધિની સહાયતાથી તેમાંજ અવસ્થાન કરો. તમે જોઇ શકશો કે, નામ રૂપાત્મક જગત્ તે સમયે કોણુ જાણે ક્યાંએ લુપ્ત થઇ ગયું છે. ક્ષુદ્ર "હું અને મ્હારૂં" એવું અહંજ્ઞાન વિરાટમાં લીન અને સ્તબ્ધ થશે અને અખણ્ડ સચ્ચિદાનંદ ( ઇશ્વર ) ને નિજસ્વરૂપ જાણી તેનાં સાક્ષાત્ દર્શન થશે. જે જ્ઞાનવડે એક મનુષ્ય અન્ય મનુષ્યને જોઇ શકે, તેને જાણી શકે અથવા અન્યની વાતો સાંભળી શકે તે અલ્પ અથવા ક્ષુદ્ર કહી શકાશે અને જે અલ્પ છે તે તુચ્છ છે, તેમાં પરાનન્દ નથી, કિન્તુ જે જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી એક મનુષ્ય અન્ય મનુષ્યને જોઇ શકે નહિ, જાણી શકે નહિ અથવા અન્યની વાણી ઇન્દ્રિયગોચર કરી શકે નહિ, તેજ ભૂમા અથવા મહાન કહી શકાશે. તેની સહાયતાવડે પરમાનન્દમાં અવસ્થિતિ થઇ શકાય છે. જે સર્વનાં અંતઃકરણમાં વિજ્ઞાતા થઇને રહ્યો છે, તેને કયું મન-બુદ્ધિ જાણવા સમર્થ થશે ?"

---

તોતાપુરી ગોસ્વામીએ પરમહંસદેવનું નામ "શ્રી રામકૃષ્ણુ" પાડયું હતું. વળી કોઈ કોઈ કહે છે કે: પરમહંસદેવના પરમભક્ત સેવક શ્રીયુત મથુરામોહનેજ પરમહંસદેવને સૌથી પહેલાં એ નામે બોલાવ્યા હતા, પરંતુ પ્રથમ મત અમને યોગ્ય જણાય છે.

શ્રીમત્ તોતાપુરીએ, પૂર્વોક્ત પ્રકારે નાના યુક્તિ અને સિદ્ધાન્ત વાક્યની સહાયતાથી પરમહંસદેવને તે દિવસે એકાગ્રચિત્ત—સમાધિનિષ્ઠ કરવાનો યત્ન કર્યો હતો. પરમહંસદેવ પોતેજ સ્વમુખે કહેતા હતા કેઃ "તોતાએ જીવન પર્યંત સાધના કરી જે અમૂલ્ય વસ્તુ પ્રાપ્ત કરી હતી તે મ્હારા અંતરમાં પ્રવેશ કરાવી મ્હને તુરત અદ્વૈતભાવે સમાધિનિષ્ઠ કરવા માટે કમ્મર કસી હતી. દીક્ષા આપ્યા પછી તે નાના પ્રકારનાં સિદ્ધાંત વાક્ય વડે ઉપદેશ દેવા લાગ્યો અને મ્હારા મનને સર્વ પ્રકારે નિર્વિકાર બનાવી આત્મધ્યાનમાં નિમગ્ન થવાનું કહ્યું, પરંતુ મ્હને તો એવું થયું કેઃ ધ્યાન કરવા બેસતાં—યત્ન કરવા છતાં પણ હું મનને નિર્વિકલ્પ કરી શક્યો નહિ. તેમજ નામરૂપની હદ ઓળંગી શક્યો નહિ. અન્ય સર્વ વિષયોમાંથી મનને સહેલાઇથી ખેંચી લઇ શક્યો પરંતુ એમ કરતાંજ મનમાં શ્રી જગદમ્બાની ચિર પરિચિત ચિદ્‌ઘનોજ્વલ મૂર્તિ જ્વલન્ત જીવન્તરૂપે ઉદય પામી સર્વ પ્રકારના નામરૂપનો ત્યાગ કરવાની વાત એકદમ ભૂલાવી દેવા લાગી! સર્વ સિદ્ધાન્ત વાક્યો શ્રવણ કર્યા પછી ધ્યાનમાં બેસવાથી ઉપરાઉપરી એ પ્રમાણે થવા લાગ્યું ત્યારે નિર્વિકલ્પ સમાધિ સંબંધી એક પ્રકારે હું નિરાશજ થયો અને નેત્ર ઉઘાડી નાગાબાવાને કહ્યુંઃ "થતું નથી. મનને સંપૂર્ણ નિર્વિકલ્પ બનાવી આત્મધ્યાનમાં મગ્ન થઇ શકતો નથી." એ સાંભળી નાગો બાવો—તોતાપુરી—ઘણોજ ઉશ્કેરાઇ ગયો અને તિવ્ર તિરસ્કાર કરી બોલ્યોઃ "ક્યોં હોગા નહિ? (અર્થાત્ કેમ નહિ થઇ શકે?) એ શી વાત?" એમ કહી કુટીરમાં આમતેમ જોતાં એક કાચનો કટકો પડેલો મળી આવ્યો તે લઈ તેનો સોયના જેવો તીક્ષ્ણ અગ્ર ભાગ મ્હારા ભ્રૂમધ્યમાં જોરથી ઘોચી દીધો, અને કહ્યુંઃ "આ બિન્દુમાં મનને એકત્ર કરી રાખ." આ સમયે પુનઃ દ્રઢ સંકલ્પ કરી હું ધ્યાનમાં બેઠો અને જગદમ્બાની શ્રી મૂર્તિ પૂર્વની પેઠે મનમાં ઉદય પામતાંજ જ્ઞાનને તલવાર જાણી તેનાદ્વારા મૂર્તિના મનમાં ને મનમાંજ બે કટકા કરી નાંખ્યા! ત્યાર પછી મનમાં કોઇ પણ પ્રકારનો સંકલ્પવિકલ્પ રહ્યો નહિ. મન એકદમ હુ હુ કરતું સમગ્ર નામરૂપના રાજ્યની ઉપર ઉચ્ચ ભૂમિકામાં ચઢવા લાગ્યું, અને હું સમાધિમગ્ન થયો."

પરમહંસદેવને પૂર્વોક્ત પ્રકારે સમાધિનિષ્ઠ થયેલા જોઇ શ્રીમત્ તોતાપુરી અનેક ક્ષણ પર્યંત તેમની પાસે ઉભા રહ્યા, ત્યાર પછી ગુપચુપ કુટીરની બહાર જઈ તેમની અજાણતામાં કોઇ કુટીરમાં પ્રવેશ કરી પરમહંસદેવને વિરક્ત કરે નહિ તે માટે બારણે તાળું માર્યું. ત્યાર પછી કુટીરથી થોડે વેગળે, પંચવટીમાં પોતાના આસનપર જઇ બેઠા અને બારણું ઉઘાડવા માટે પરમહંસદેવના આહ્વાનની વાટ જોવા લાગ્યા.

દિવસ ગયો. રાત્રિ થઇ. એ પ્રમાણે ત્રણ દિવસ વીતી ગયા, તેમ છતાં પરમહંસદેવે બારણાં ઉઘાડવા માટે કુટીરમાંથી તોતાપુરીને બુમ પાડી નહિ! ત્યારે આશ્ચર્ય પામી તોતાપુરી પોતેજ આસન પરથી ઉઠી બારણાનું તાળું ઉઘાડી શિષ્યની સ્થિતિ તપાસવાની ઇચ્છાથી કુટીરમાં ગયા. તેમણે ત્યાં જોયું કે તેઓ તેમને જેમ બેસાડી ગયા હતા તેમ ને તેમ પરમહંસદેવ બેસી રહ્યા છે. દેહમાં પ્રાણનો પ્રકાશ નથી, કિંતુ મુખ શાન્ત, ગંભીર, જ્યોતિપૂર્ણ જણાય છે! તેમણે જાણ્યું કે હજી પણ શિષ્ય બહિર્જગતથી મૃતવત છે. સ્થિર દીપશિખાની પેઠે તેનું ચિત્ત બ્રહ્મમાં લીન થઇ રહ્યું છે!

સમાધિ રહસ્યના જ્ઞાતા મહાત્મા તોતાપુરી સ્તંભિત હૃદયે જોવા લાગ્યા કે "હું જે જોઉં છું તે વાસ્તવિક રીતે સત્ય છે કે? ચાલીશ વર્ષ પર્યંત કઠોર સાધન કર્યા પછી જીવનમાં હું જે સ્થિતિ—જે આનન્દ પ્રાપ્ત કરી શક્યો છું તે આ મહાપુરૂષે (પરમહંસદેવે) માત્ર એકજ દિવસમાં પ્રાપ્ત કર્યું!" સંદેહને વશ થઈ તોતાપુરીએ તેમની પરીક્ષા કરવામાં ચિત્ત પરોવ્યું. શિષ્યના શરીરનાં સર્વ લક્ષણો ઘણીજ બારીકાઇથી તપાસી જોયાં. હૃદય હાલે છે કે નહિ, નાકમાંથી કિંચિત્ વાયુ નિસરે છે કે નહિ, તે સર્વની વિશેષરૂપે પરીક્ષા કરી. શરીરમાં લોહી ફરવાનાં, લોહી થડકે છે તે સર્વ સ્થાન પર આંગળી મુકી—બરાબર તપાસી જોયાં, પરંતુ ત્યાં કાંઇ હાલતું જણાયું નહિ. પરમહંસ તો સ્થિર ધીર, કાષ્ટના પુતળા પેઠે જડવત્ અચલજ થઇ રહ્યા હતા. તોતાપુરીએ શિષ્યના શરીરે વારંવાર સ્પર્શ કર્યો, પરંતુ તેમાં જરા પણ વિકારનાં લક્ષણ કિંવા ચેતનનો ઉદય થયો નહિ! તે સમયે વિસ્મયાનંદમાં આવી જઇ ચિત્કાર કરતાં બોલી ઉઠયા કેઃ "અહા!

યહ ક્યા દૈવી માયા." સત્યરૂપે એ સમાધિ સ્થિતિજ હતી. એ વેદાન્તોક્ત જ્ઞાનમાર્ગનું અતિ ઉચ્ચ ફળ હતું. તેમને નિર્વિકલ્પ સમાધિ અવસ્થા પ્રાપ્ત થઇ હતી. દેવતાની એ કેવી અદ્દભૂત માયા !

શિષ્ય તો સમાધિમાં નિમગ્નજ છે. ત્રણ દિવસ થઇ ગયા છે. હવે તેને સમાધિમાંથી જાગ્રત કરવો જોઇએ. તોતાપુરીએ તે માટે ક્રિયા શરૂ કરી અને "હરિ ૐ" મન્ત્ર બોલી પંચવટીનું સ્થળ, જળ અને આકાશ-માર્ગ ગજાવી મૂક્યો. ઘણી મહેનત કર્યા પછી પરમહંસ દેવની સમાધિ ભંગ થઇ.

શિષ્ય પ્રેમમાં મુગ્ધ થઇને તેમને નિર્વિકલ્પ ભૂમિમાં દૃઢ પ્રતિષ્ઠિત કરવા માટે મહાત્મા શ્રીમત્ તોતાપુરી દક્ષિણેશ્વરમાં દિન પર દિન અને માસ પર માસ વ્યતીત કરવા લાગ્યા.

---

## ઉન્નવિંશ અધ્યાય.

---

## તોતાપુરી–મૂર્તિપૂજા માનવા લાગ્યા.

ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના દીક્ષાગુરૂ યોગીરાજ શ્રીમદ્ તોતાપુરીનો પરિચય ઉપરોક્ત પ્રકરણમાં આપવામાં આવ્યો છે, તેમ છતાં આ સ્થળે તેમના સંબંધી કંઇક વિશેષ વાર્તા લખવાની જિજ્ઞાસા થાય છે. કારણ એ છે કે: તેઓ એક વખત પરમહંસદેવના ગુરૂ થયા હતા પરંતુ તે પછી બીજીજ પળે પરમહંસદેવ તેમના–એટલે ગુરૂના ગુરૂ થયા હતા ! અર્થાત્ પરમહંસદેવ પોતેજ જગદ્દગુરૂ હતા, તે સિદ્ધ કરવા માટેજ આ પ્રસંગ અત્રે પ્રકટ કરવામાં આવે છે. જેઓએ યોગસિદ્ધિ પ્રાપ્ત કરી છે, જેમણે પોતાની મનવાસનામાં અદ્વૈતભાવના ભરી દીધી છે, જે જીવમાત્રમાં અભિન્ન દ્રષ્ટિયે જુવે છે અને જેને ગુરૂકૃપાવડે દિવ્ય નેત્રો પ્રાપ્ત થયાં છે તેને મનથી મૂર્તિપૂજા નિરર્થક જણાય છે એટલુંજ નહિ પણ તે તો બાહ્ય જણાતી પ્રત્યેક વસ્તુને પોતાના હૃદયમાંજ જોઇ રહ્યો છે ત્યાં પછી તેને અન્ય વસ્તુની પુજા કરવાપણું–દ્વૈતપણું–રહેતુંજ નથી. તેમ છતાં કેટલાક

રજોગુણી–તમોગુણી–મહાત્માઓ અદ્વૈતવાદી હોવા છતાં મૂર્તિ તરફ દ્વૈતભાવ દર્શાવે છે, અને તેને પરિણામે તેમના અનુયાયી-શિષ્યો–મિત્રો પણ દેખાદેખી મૂર્તિપુજા તરફ અભાવ દર્શાવતા થાય છે એ કેટલે દરજ્જે હિતાવહ કહી શકાશે? અમે તો એવા અભાવને પરિણામે હાનિકારકજ માનીએ છીએ. વાચક બન્ધુઓને દ્વૈતાદ્વૈતનું કંઇક રહસ્ય સમજાવવાની ધારણાથીજ અમે આ પ્રસંગ અત્રે આલેખીએ છીએ.

તોતાપુરી લાંબા, પહોળા, હૃષ્ટપુષ્ટ પુરૂષ હતા. તેમણે ચાલીશ વર્ષ પર્યંત ધ્યાન ધારણા કરી હતી અને એકાંત નિવાસ કર્યો હતો. તેને પરિણામે તેઓ નિર્વિકલ્પ સમાધિમાં મન સ્થિર કરી, વૃત્તિમાત્રનો ક્ષય કરવા સમર્થ થયા હતા. તેમ છતાં પણ તેઓ નિત્ય ધ્યાન–ધારણા અને સમાધિમાં ઘણો સમય વ્યતીત કરતા. તેઓ સર્વદા બાળકની પેઠે નગ્ન રહેતા તેથીજ પરમહંસદેવ તેમને નાગાબાવા–નાગામહારાજ–કહીને બોલાવતા. વળી ગુરૂનું નામ સર્વદા બોલવું જોઇએ નહિ તેમજ તેમનું નામ દઇને તેમને બોલાવાય નહિ. તેથી પણ એ પ્રમાણે કરતા. પરમહંસદેવ કહેતા કેઃ નાગાબાવા ઘરમાં કદી પણ રહેતા નહિ અને નાગા–સમ્પ્રદાયના હોવાથી તેઓ સર્વદા અગ્નિની સેવા–ઉપાસના કરતા. નાગા–સાધુઓ અગ્નિને મહાન પવિત્ર જાણીનેજ દર્શન કરે છે, તેથી તેઓ જે સ્થળે રહેતા હોય છે તે સ્થળે કાષ્ટ લાવી અગ્નિ પ્રજ્વલિત કરી રાખે છે. એ અગ્નિ ધૂણિનાં નામથી ઓળખાય છે. ઘણું ખરૂં તો અનેક સાધુઓ પોતાનો પડાવ હોય છે ત્યાં ધૂણી સળગતીજ રાખે છે. નાગા–સાધુઓ સવાર સાંજ ધૂણીની આરતિ કરે છે, અને ભિક્ષાથી પ્રાપ્ત થયેલો આહાર પ્રથમ ધૂણી–રૂપી અગ્નિદેવતાને નિવેદન કર્યા પછી પોતે આહાર કરે છે. તેટલા માટેજ દક્ષિણેશ્વરમાં નિવાસ હતો તે સમયે નાગા–બાવા પંચવટીનાં વૃક્ષ નીચે આસન કરી રહ્યા હતા, અને ત્યાંજ પાસે ધૂણી બળતી હતી. તાપ હો, વર્ષાદ હો, પણ નાગા–બાવાની ધૂણી તો એક સરખી બળ્યાજ કરતી. આહાર કરતી વખત કહો કે શયન કરતી વખત કહો, દરેક વખતે નાગા–બાવા ધૂણીની પાસેજ પોતાનું તે કાર્ય કરતા, અને જ્યારે મધ્યરાત્રીએ સમગ્ર બાહ્ય જગત્‌, વિરામદાયિની નિદ્રાના ખોળામાં, સર્વ ચિન્તા ભૂલી

જાઇ, માતાના ખોળામાં સુતેલાં બાળકની પેઠે, સુખશાન્તિથી શયન કરતું ત્યારે નાગા-બાવા બેઠા બેઠા ધૂણીનો અગ્નિ અધિક પ્રજ્વલિત કરી અચલ-અટલ સુમેરૂની પેઠે એક આસને બેસી, પવન વગરની દીપક-જ્યોતિના જેવા સ્થિર મનને સમાધિમગ્ન કરતા. અનેક સમયે દિવસને વખતે પણ નાગા-બાવા ધ્યાન કરતા, પરન્તુ લોકો જાણવા પામે નહિ તેમ ગુપ્ત રીતે કરતા. ધ્યાન કરવા માટેજ શરીર ઉપરનું લુગડું માથે મોઢે ઓઢી, ધૂણીને કિનારે શબની પેઠે લાંબા થઇ સૂતેલા તેમને ઘણી વખત જોવામાં આવ્યા છે. તેમને જોનાર મનુષ્યો તો એમજ જાણતાં કે: નાગા-બાવા નિદ્રાવશ થયા છે!

નાગા-બાવાની પાસે એક જળપાત્ર-લોટો અને એક લાંબો ચિપિયો તથા આસન કરવા માટે એક મૃગચર્મ રાખતા. તેમજ એક જાડુ લુગડુ સર્વદા શરીરે ઓઢી રાખતા હતા. નાગા-બાવા નિત્ય લોટો અને ચિપિયો અજવાળી ચકચકિત-સ્વચ્છ રાખતા. તેમની એવી ખંત જોઇ એક દિવસ પરમહંસદેવે નાગા-બાવા (તોતાપુરી) ને પુછ્યું કે: "આપને તો બ્રહ્મ પ્રાપ્તિ થઇ છે, સિદ્ધ થયા છો, તો પછી શામાટે નિત્ય ધ્યાનાભ્યાસ કરો છો?" એ સાંભળી નાગા-બાવા શાન્ત ચિત્તે, લોટા તરફ આંગળી બતાવી બોલતા કે: "એ કેવો ઉજ્વળ છે તે જો? તે નિત્ય અજવાળવામાં ન આવે તો એના ઉપર કાટ નહિ ચઢે કે? મન પણ એ પ્રમાણેજ જાણવું. ધ્યાનાભ્યાસ કરી મનને નિત્ય ઘસીને અજવાળીએ નહિ તો તે મલિન થઇ જાય." તીક્ષ્ણ દ્રષ્ટિસમ્પન્ન પરમહંસદેવે ગુરૂનું કથન માન્ય કરી નમ્રભાવે પુછ્યું: "પણ મહારાજ! જો એ લોટો સોનાનો હોય તો? તો તેને નિત્ય ઘસીને અજવાળીયે નહિ તો પણ તેને કાટ ચઢતો નથી." નાગા-બાવાએ હાસ્ય કરી એ કથન કબુલ કર્યું અને કહ્યું: "હા, તમારૂં કહેવું સત્ય છે." નિત્ય ધ્યાનાભ્યાસની ઉપકારિતા સંબંધી નાગા-બાવાનો ઉપદેશ પરમહંસદેવના મનમાં નિત્ય જાગૃત રહેતો અને તે નાગા-બાવાના નામથી ઘણી વખત શિષ્યોને તેઓ કહી સંભળાવતા હતા. અમે એમ પણ ધારીએ છીએ કે: "સોનાનો લોટો નિત્ય અજવાળ્યા વગર પણ કટાઇ જતો નથી." એ પરમહંસદેવનું કથન પણ નાગા-બાવાના

મનમાં સદાને માટે કોતરાઇ રહ્યું હશે. નાગા–બાવાએ જાણી લીધુંજ હશે કેઃ પરમહંસદેવનું મન વાસ્તવિક રીતેજ સોનાના લોટા જેવું ઉજ્જવળ થઇ ગયું છે! ગુરૂ–શિષ્યમાં એ પ્રમાણે આદાન–પ્રદાન પ્રથમથીજ ચાલતું હતું.

વેદાન્તશાસ્ત્રમાં લખ્યું છે કેઃ "બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતાંજ મનુષ્ય તદ્દન ભયશૂન્ય થાય છે. સંપૂર્ણરૂપે ભયશૂન્ય થવાનો એજ એક માત્ર માર્ગ છે. વાસ્તવિક છે પણ એમજ. જે મનુષ્ય જાણી શકે છે કેઃ તે સ્વયં નિત્ય–શુદ્ધ–બુદ્ધ-સ્વભાવ, અખણ્ડ સચ્ચિદાનન્દ સ્વરૂપ, સર્વવ્યાપક અજરામર આત્મા છે, તો પછી તેને મનથી ભય કેવો? અને તે ભય થાય પણ કોના દ્વારા? એક સિવાય દ્વિતીય વસ્તુ અથવા વ્યક્તિ જગત્‌માં છેજ નહિ એવું જે સત્ય રીતે જોઇ શકે છે, અને સર્વદા એવુંજ મન–પ્રાણથી અનુભવ કરે છે, તેને ભય કેવો? તેને ભય થાયજ શી રીતે? આહાર કરતાં, સૂતાં, બેસતાં, ફરતાં, નિદ્રા લેતાં, જાગૃત અવસ્થામાં, અને સર્વ અવસ્થામાં, સર્વ સમયે તે જોઇ શકે છે કે તે પોતે અખણ્ડ સચ્ચિદાનન્દ સ્વરૂપ છે, સર્વ જડ–ચેતનમાં–જગત્‌ની સર્વ વસ્તુઓમાં–તે પોતેજ સર્વદા–સર્વત્ર–પૂર્ણ રૂપે વ્યાપી રહ્યો છે, તેને આહાર નથી, વિહાર નથી, નિદ્રા નથી, ઉજાગરો નથી, અભાવ નથી, આલસ્ય નથી, શોક નથી, હર્ષ નથી, જન્મ નથી, મૃત્યુ નથી, ભૂત નથી, ભવિષ્યત્ નથી. સાધારણ મનુષ્યો પંચેન્દ્રિદ્વારા અને મન–બુદ્ધિની સહાયથી જે કાંઇ સાંભળે છે–જૂવે છે, વિચાર અથવા કલ્પના કરે છે, તેમાંનું તેને કશુંયે નથી. એવા પ્રકારના અનુભવનેજ શાસ્ત્ર "**નેતિ નેતિ**"ની વિરામાવસ્થા કહે છે, અને એનેજ પેલે પાર પૂર્ણ સ્વરૂપ આત્માનું અવસ્થાન અને પ્રત્યક્ષ દર્શન થવાનું કહ્યું છે. એજ આત્મદર્શન સદા સર્વ ક્ષણ થાય તેનું નામજ "જ્ઞાનમાં સ્થિત" થવું કહે છે; અને એ પ્રકારે જ્ઞાનમાં સંપૂર્ણ રીતે સ્થિત થતાંજ સર્વ બંધનથી મુક્ત થઇ શકાય છે. પરમહંસદેવ કહેતા કેઃ એ પ્રમાણે જ્ઞાનમાં સંપૂર્ણરૂપે સ્થિત થતાંજ જીવાત્માનું શરીર જગત્‌માં એકવિંશ દિવસ માત્ર રહીને શુષ્ક પાંદડાંની પેઠે પડી જાય છે, અર્થાત્ નષ્ટ થઇ જાય છે, અને પછીથી તે અહંજ્ઞાન લઇને આ સંસારમાં પુનઃ જન્મગ્રહણ કરતો નથી. જીવન્મુક્ત પુરૂષો પણ પ્રસંગોપાત

સ્વલ્પ સમયને માટે એ પ્રમાણે જ્ઞાનમાં સ્થિત થાય છે અને આત્માનું દર્શન પ્રાપ્ત કરતાં કરતાં અન્તે પૂર્ણ સ્થિતિ અને દર્શન લાભ થાય છે. વળી નિત્ય-મુક્ત ઈશ્વર કોટિના પુરૂષો, કે જેઓ કોઇ વિશેષ સત્યનું સ્થાપન કરી અસંખ્ય જનોનું કલ્યાણ કરવા માટેજ જગતમાં જન્મ ગ્રહણ કરે છે તેઓ પણ બાલ્યાવસ્થાથીજ પ્રસંગોપાત સ્વલ્પ સમયને માટે એવા જ્ઞાનમાં સ્થિત થઇ રહે છે અને જે કર્મને માટે તેમણે જન્મ ગ્રહણ કર્યો હોય છે તે કર્મ પૂર્ણ થતાંજ અન્તે સંપૂર્ણરૂપે જ્ઞાન સ્વરૂપ સ્થિતિમાં પ્રવેશ કરે છે. વળી જેમની અલૌકિક આધ્યાત્મિક શક્તિ જોઇ જગત્, અત્યાર સુધી કોઇ પણ નિશ્ચય કરી શકતું નથી, તેઓ સ્વયં ઇશ્વર છે અને માનવ-કલ્યાણને માટે મૂર્તિ-જન્મ-ગ્રહણ કરી અવતર્યા છે અથવા અતિ અદ્ભૂત શક્તિ સમ્પન્ન મનુષ્યો, તેજ અવતારી પુરૂષો, એવી પૂર્ણ જ્ઞાનાવસ્થામાં બાલ્ય સમયથીજ ઇચ્છા થતાંજ—ઇચ્છા હોય તેટલો સમય-સ્થિત થાય છે અને પુનઃ ઇચ્છા થતાંજ લોકકલ્યાણને માટે જન્મ-જરા-શોક-હર્ષ આદિની મિલનભૂમિ આ સંસારમાં જન્મ ગ્રહણ કરી શકે છે. પરમહંસદેવના શિક્ષાગુરૂ શ્રીમત્ તોતાપુરી ગોસ્વામીએ ચાળીશ વર્ષ પર્યંત કઠોર સાધન કરીને પરિણામે પૂર્વોક્ત જીવન્મુક્ત અવસ્થા પ્રાપ્ત કરી હતી. તેથીજ તેમનો આહાર, વિહાર, શયન, જાગરણ વગેરે સર્વ કાર્યો સાધારણ મનુષ્યના જેવાં નહોતાં. તેઓ તો નિત્ય મુક્તાવસ્થા ભોગવતા વાયુદળની પેઠે બંધનશૂન્ય થઇ અત્રતત્ર વિચરણ કરતા ફરતા હતા. સંસારના કોઇ પણ દોષ ગુણ તેમને વાયુની પેઠેજ સ્પર્શ કરી શકતા નહિ અને વાયુની પેઠેજ તેઓ કદી પણ એક સ્થાને નિવાસ કરી રહી શકતા નહોતા, કારણ કે પરમહંસદેવને શ્રીમુખેથીજ સાંભળ્યું છે કે "તોતાપુરી ત્રણ દિવસથી અધિક કોઇ પણ સ્થળે નિવાસ કરતા નહોતા" પરંતુ પરમહંસદેવનું અદ્ભૂત આકર્ષણ થવાથી તેમણે દક્ષિણેશ્વરમાં લાગ-લાગટ અગિઆર માસ પર્યંત નિવાસ કર્યો હતો. આહા! પરમહંસદેવમાં કેવી અદ્ભૂત મોહિની શક્તિ હતી!

તોતાપુરીની નિર્ભયતાની પરમહંસદેવે અમને અનેક વાર્તાઓ કહી હતી. તેમાં એક ભૂત-પ્રેત જેવી વાર્તા પણ કરી હતી. તેનું વર્ણન સાંભળો.

એક દિવસ મધ્ય રાત્રે તોતાપુરી પ્રજ્વલિત ધૂણીની પાસે સમાધિમાં બેસવાની તૈયારી કરતા હતા. જગત્ વિશ્વ નિસ્તબ્ધ હતું. તમરાં અને પ્રસંગોપાત દેવીમંદિરના શિખરપર બેઠેલાં નિશાચરો ગંભીર ધ્વનિ કરતાં હતાં. તે સિવાય અન્ય કોઇનો શબ્દસ્વર સંભળાતો નહોતો. વાયુનો સંચાર જણાતો નથી. એ સમયે એકાએક પંચવટીની વૃક્ષ શાખાઓ એકાએક હાલવા લાગી, અને એક લાંબો પહોળો માનવાકૃતિ પુરૂષ વૃક્ષ ઉપરથી નીચે ઉતરી તોતાપુરીની નજીક આવી સ્થિર દ્રષ્ટિએ જોતો જોતો ધીમે પગલે ધૂણીની છેક નજીક આવી બેઠો. નાગાબાવાએ પોતાના જેવા નગ્ન પુરૂષને જોઇ આશ્ચર્ય પામી પૂછ્યું: "તમે કોણ છો?" તેણે ઉત્તર દીધો. "હું દેવ ભૈરવ. આ વૃક્ષ ઉપર નિવાસ કરૂં છું." તેને જોઇ નાગાબાવા જરા પણ ભય પામ્યા નહિ. તેમણે કહ્યું: "બહુ સારી વાત છે. તમે જે છો તેજ હું છું. તમે પણ બ્રહ્મનો એક પ્રકાશ છો. હું પણ તેજ છું. આવ, બેસ. ધ્યાન કર." પુરૂષ હાસ્ય કરતો જાણે વાયુ સાથે મળી ગયો! એ બનાવથી નાગાબાવા જરા પણ ભય પામ્યા નહિ. તેઓ ધ્યાનમગ્ન થયા. બીજે દિવસે નાગા બાવાએ એ વાત પરમહંસદેવને કહી સંભળાવી હતી. પરમહંસદેવે તેમને કહ્યું: "હા, તેઓ એ સ્થાને રહે છે ખરા. મ્હેં પણ એક વખત તેમનાં દર્શન કર્યાં છે. પ્રસંગોપાત કોઇ ભાવિષ્યવત્ બનાવ સંબંધી મ્હને ઉત્તર પણ દે છે. એક સમયે કંપની સરકારે દારૂગોળો બનાવવાના કારખાના (Powder Magazine) માટે પંચવટીની સમસ્ત જમીન વેચાતી લેવાનો યત્ન કર્યો હતો. એ સાંભળી મ્હને બહુ ચિન્તા થતી હતી. સંસારના કોલાહલથી ઘણે વેગળે નિવાસ કરી નિર્જન સ્થાનમાં બેસી મા-જગદમ્બાની પ્રાર્થના કરતો હતો તે હવે શી રીતે થશે? એજ ચિન્તાનું કારણ હતું. મથુરબાબુએ રાણી રાસમણિના તરફથી તે જમીન નહિ આપવા માટે કમ્પની સાથે મ્હોટો ઝઘડો કર્યો હતો. એ અરસામાંજ એક દિવસ ભૈરવદેવને વૃક્ષ ઉપર બેઠેલા મ્હેં જોયા હતા. તેમણે મ્હને સંકેતમાં કહ્યું હતું કે: "કંપની સરકાર આ (પંચવટીનું) સ્થાન લઇ શકશે નહિ. કેસમાં પરાજય પામશે." કોર્ટમાં કેસ નીકળતાં તેમજ થયું હતું!"

નાગા—બાવાનું જન્મસ્થાન પશ્ચિમમાં કયે સ્થળે હતું, તે સંબંધી અમે પરમહંસદેવને મુખેથી કશું સાંભળ્યું નથી. પરમહંસદેવે પણ એ સંબંધી તેમને પુછવાનું ઉચિત જાણ્યું નહોતું. વળી પૂર્વાશ્રમનાં નામ, ધામ, ગોત્ર વગેરે પુછવાથી સન્યાસીઓ તેનો ઉત્તર દેતા નથી. કહે છે કે: સન્યાસીઓને એવા પ્રશ્નો કરવા, અને સન્યાસીએ તેના ઉત્તર દેવા એ બન્ને શાસ્ત્રમાં નિષિદ્ધ છે, તેથીજ કદાચ પરમહંસદેવે નાગા—બાવાને એ સંબંધી પ્રશ્ન કર્યો નહિ હોય. તેમ છતાં બેલુરમઠ નિવાસી—પરમહંસદેવના શિષ્ય—સન્યાસીઓ, પરમહંસદેવના દેહાન્તર પછી ભારતવર્ષના ઉત્તર—પશ્ચિમમાં ભ્રમણ કરવા ગયા તે સમયે પ્રાચીન સન્યાસી પરમહંસોને પૂછતાં જાણી શક્યા છે કે: તોતાપુરી ગોસ્વામી (ગોસાંઇ) પંજાબ પ્રદેશની નિકટના કોઇ સ્થાન—નિવાસી હતા. તેમનું ગુરૂસ્થાન—કુરૂક્ષેત્રની પાસે લુધિયાના નામક સ્થાનમાં હતું. તેમના ગુરૂ પણ એક વિખ્યાત યોગી પુરૂષ હતા, અને તે સ્થાને તેમણે એક મઠ સ્થાપ્યો હતો. એ મઠ તેમણે કે તેમના ગુરૂના ગુરૂએ—કોણે—સ્થાપ્યો હતો તે જાણી શકાયું નથી. તેમ છતાં શ્રીમત્ તોતાપુરીના ગુરૂ એજ મઠના મોહાન્ત (મહંત) થયા હતા અને તેમના માનમાં તે સ્થળે હજી પણ પ્રતિવર્ષે, ચારે દિશાના ગામ—લોકનો મેળો ભરાય છે, એવું પ્રાચીન સાધુઓએ કહ્યું હતું. તેઓ તમાકુનું સેવન કરતા હતા તેથી ગામ—લોકો હજી પણ મેળા સમયે તમાકુ લાવી તેમના મઠમાં ભેટ આપે છે. ગુરૂનો દેહાન્ત થયા પછી શ્રીમત્ તોતાપુરીજ તે મઠના મોહાન્ત પદ પર અધિષ્ઠિત થયા હતા.

શ્રીમત્ તોતાપુરીના કથન પ્રમાણે તો જાણી શકાય છે કે તેમણે સન્યાસી મણ્ડલીના અધિશ્વર—પોતાના ગુરૂ પાસેજ—બાલ્યાવસ્થામાં વેદાન્ત શાસ્ત્રનો ઉપદેશ ગ્રહણ કર્યો હતો, અને દીર્ઘકાળ પર્યંત તેમની પાસે નિવાસ કરી સ્વાધ્યાય અને સાધનરહસ્ય જાણી લીધું હતું. કારણ, તેમણે પરમહંસદેવને કહ્યું હતું કે: તેમની મંડળીમાં સાતસો સન્યાસીઓ નિવાસ કરી ગુરૂના આદેશ પ્રમાણે વેદાન્તમાં રહેલું સત્ય જીવનમાં અનુભવ કરવા માટે ધ્યાનાદિ અનુષ્ઠાન કરતા. એ મંડલીમાં ધ્યાન શિક્ષાદિ દાન પણ બહુ સુંદર

પ્રણાલીથી કરવામાં આવતું. એ સંબંધી પણ નાગા–બાવાએ પરમહંસદેવને કંઇક આભાસ આપ્યો હતો. પરમહંસદેવ એ સંબંધી અમને ઉપદેશ દેવા માટે પ્રસંગોપાત કહેતા. એક વખત તેમણે કહ્યું હતું કેઃ "નાગા–બાવા કહેતા કેઃ તેમની મંડળીમાં સાતસો નાગા–બાવા હતા. જેને પ્રથમ ધ્યાન કરવાનું આરંભ કરાવતા, તેને નરમ ગાદી ઉપર બેસાડી ધ્યાનં કરાવતા! કારણ કે કઠિન આસન પર બેસી ધ્યાન કરવાથી પગમાં ઝણઝણી ચઢી જાય છે, અને એવા ઝણઝણાટથી અભ્યાસ વગરનું મન, ઇશ્વરમાં નહિ ચોંટતાં શરીર તરફ જઇ પડે છે. ત્યારપછી જેમ જેમ તેનું ધ્યાન દ્રઢ થવા લાગતું તેમ તેમ તેને વિશેષ કઠિન આસન પર બેસાડી ધ્યાન કરાવવામાં આવતું. અન્તે એક મૃગચર્મ અને પૃથિવી ઉપર બેસાડી ધ્યાન કરવાનો અભ્યાસ કરાવવામાં આવતો. આહારાદિ સર્વ વિષયો માટે એવાજ નિયમો પ્રચલિત હતા. વસ્ત્ર ધારણમાં પણ ધીમે ધીમે શિષ્યોને નગ્ન રહેવાનો અભ્યાસ કરાવતા. લજ્જા, તિરસ્કાર, ભય, જાતિ, કુલ, શીલ, માન, ઇત્યાદિ અષ્ટ–બંધન વડે મનુષ્ય જન્મથીજ બંધાયલો છે. તેથી એક પછી એક બંધનનો ત્યાગ કરવાની તેમને શિક્ષા મળતી. ધ્યાનાદિમાં મન પરિપક્વ–સિદ્ધ થયા પછી તેને પ્રથમ અન્ય સાધુઓની સાથે અને ત્યારપછી એકલાં પ્રત્યેક તીર્થ ભ્રમણ કરી આવવું પડતું. નાગા–બાવાઓમાં આવા નિયમો પ્રચલિત છે." એ મંડળીના મોહાન્તની ચુંટણી સંબંધી નિયમો પણ તોતાપુરીએ પરમહંસદેવને કહ્યા હતા. પ્રસંગોપાત એક દિવસ તેમણે અમને એ સંબંધી કહ્યું હતું કેઃ "નાગા–બાવાઓમાં જેને પરિપૂર્ણ પરમહંસ દશા પ્રાપ્ત થયેલી જણાય છે તેનેજ, મોહાન્તની ગાદી ખાલી પડતાં તે પર સર્વ મળીને બેસાડે છે. તેમ ના હોય તો રૂપિયા, માન અને સત્તા હાથમાં આવતાં તે તે પદવિને શોભાવે શી રીતે? સાધારણ સાધુનું તો મગજજ ફરી જાય! તેથીજ જેના મનમાંથી કાંચનનો યથાસ્થિત ત્યાગ થયેલો સર્વના જોવામાં આવે છે તેનેજ ગાદી પર બેસાડી પૈસા ટકાનો વહિવટ સોંપવામાં આવે છે. કારણ કેઃ તેવો ત્યાગી–યોગી–પુરૂષજ દેવતા અને સાધુઓની સેવામાં તે રૂપિયા, યોગ્ય રીતે ખર્ચી શકે છે."

તોતાપુરીના ઉપરોક્ત કથન ઉપરથી જાણી શકાય છે કે: તેઓ બાલ્યાવસ્થાથીજ સંસારની માયા—મોહ, ઇર્ષા દ્વેષાદિથી દૂર, જાણે એક સ્વર્ગીય રાજ્યમાં, ગુરૂદેવના સ્નેહમાં—લાલિતપાલિત થયા હતા. ઉત્તર—પશ્ચિમ પ્રદેશમાં એવો રિવાજ છે કે: જે દમ્પતિને યોગ્ય વયે સન્તાન પ્રાપ્ત થાય નહિ, તેઓ દેવસ્થાનમાં જઇ એવી બાધા લે છે કે: તેમના પ્રેમનું પ્રથમ ફળ—સન્તાન થશે તેને સન્યાસી બનાવી ઇશ્વિરની સેવામાં અર્પણ કરવામાં આવશે, અને બાધા રાખનાર મનુષ્યો તે પ્રમાણે વર્તે છે પણ ખરા. તોતાપુરી પણ એવીજ રીતે ગુરૂને અર્પણ થયા હતા તે કોણ કહી શકે? તોપણ તેમના પૂર્વાશ્રમના માતાપિતા, ભ્રાતા બગિની વગેરે સંબંધી કશો પરિચય પરમહંસદેવને તેમણે આપ્યો નહોતો તેથી એવું અનુમાન બાંધવાને કારણ મળે છે ખરૂં.

પૂર્વજન્મના પુણ્ય—સંસ્કાર બળવડે તોતાપુરીનું મન પણ ઘણું સરલ—વિશ્વાસુ અને શ્રદ્ધાસમ્પન્ન હતું. શ્રી શંકરાચાર્ય કૃત વિવેક ચુડામણિ ગ્રન્થના પ્રારંભમાંજ લખ્યું છે કે: જગતમાં મનુષ્યત્વ, ઇશ્વર—પ્રાપ્તિની ઇચ્છા અને સદ્દગુરૂનો આશ્રય, એ ત્રણ વસ્તુ એકત્ર પ્રાપ્ત કરવી એ બહુજ દુર્લભ્ય છે. એ તો ભગવાનની કૃપા વગર થાયજ નહિ. તોતાપુરીએ સદ્દભાગ્યે એ ત્રણે વસ્તુઓ પ્રાપ્ત કરી હતી. એટલુંજ નહિ પણ એ સર્વનો યથાર્થ વ્યવહાર કરવાનો સુયોગ પ્રાપ્ત કરી, માનવ જીવનનો ઉચ્ચ ઉદ્દેશ્ય મુક્તિ પ્રાપ્તિ, તે મેળવવા પણ સમર્થ થયા હતા. તેમના ગુરૂ તેમને જેમ જેમ ઉપદેશ દેતા તેમ તેમ તેમનું મન તે ગ્રહણ કરી તે પ્રમાણેજ સર્વદા કાર્ય કરતા. તેમણે મનની ચોરી કે પ્રપંચ કદી પણ કર્યો હોય એવું જોવામાં આવ્યું નથી. વૈષ્ણવોમાં કહેવાય છે કે: ગુરૂ, કૃષ્ણ અને વૈષ્ણવ,એ ત્રણની દયા થવા છતાં જો એકની દયા ના થાય તો જીવની ગતિ નથી!" "એકની" એટલે પોતાના મનની દયા ના થાય તો જીવ વિનષ્ટ થાય. તોતાપુરીને એ પાજી—દુર્બળ—મનના ફંદામાં ફસાઇ કોઇ પણ દિવસ સંકષ્ટ ભોગવવું પડ્યું નથી. તેમનું મન સરલ ભાવનાપૂર્વક ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી ગુરૂએ બતાવેલે માર્ગે ધીમે ધીમે અગ્રસર થતું હતું. જતાં જતાં એક પણ વખત પાછું ફરી સંસારના પાપ—પ્રલોભન વગેરે તરફ અતૃપ્ત લાલસા વડે

નેત્રપાત કર્યો નથી! તેથીજ તોતાપુરી પુરૂષાર્થ, ઉદ્યમ, આત્મવિશ્વાસ અને દૃઢ નિશ્ચયનેજ સર્વસ્વ જાણુતા હતા. મન જરાક વાંકું થતાંજ સ્વપુરૂષાર્થ, પ્રબળ પ્રવાહમાં તૃણગુચ્છની પેઠે ક્યાંનો ક્યાં તણાઇ જાય છે એવોજ આત્મવિશ્વાસ અને દૃઢ નિશ્ચય કરવાને બદલે પોતાની સત્તા ઉપર ઘોર અવિશ્વાસ ઉત્પન્ન થતાં તે જીવને સામાન્ય કીટ કરતાં દુર્બલ કરી મૂકે છે, એ તોતાપુરી જાણુતાજ નહતા! ઇશ્વરની કૃપાથી બાહ્યજગતના સહસ્ર વિષયોની અનુકૂળતા પ્રાપ્ત નહિ થતાં જીવાત્માના હજારો ઉદ્યમ પણુ આશાનુરૂપ ફલ નહિ આપતાં વિપરીત ફલ આપે છે અને તેને બંધન ઉપર વિશેષ દૃઢ બંધનમાં બાંધી દે છે એ તોતાપુરીએ પોતાના જીવનમાં કદી સ્વપ્ને પણુ અનુભવ્યું નહોતું! તે શામાટે એવું અનુભવે? તેઓ એવો વિચારજ શામાટે કરે? તેમણે જીંદગીમાં જે વિષય હાથ ધર્યો હતો તેમાં સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. જે સમયે જે કાર્યને મનુષ્યને માટે કલ્યાણુકારક જાણ્યું હતું તે કાર્ય તેમણે પોતાના જીવનમાંજ અનુભવ્યું હતું. તેથીજ "મન સમજે છે પણુ પ્રાણુ સમજી શકતા નથી." એવી એક અવસ્થા મનુષ્યની થાય છે. "મન મુખ એક." નહિ કરી શકવાથી જીવાત્મા હજારો વિંછીની વેદના હૃદયમાં નિરન્તર અનુભવે છે, મનમાં હજારો કર્ત્તા છે અને શરીરની પ્રત્યેક ઇન્દ્રિય, સ્વસ્વ પ્રધાન થઇ કોઇ કોઇનું કથન સાંભળતું નથી. પોતપોતાની ઇચ્છાનુસાર વર્તી જીવને આકુલ વ્યાકુલ કરી નિરાશાના અન્ધકારમાં ધકેલી અતિશય દુઃખ આપી શકે છે, એ સૂત્ર તોતાપુરીની કલ્પનામાં પણુ કદી આવ્યું હશે કે નહિ તે માટે સંદેહજ છે. કદાચ આવ્યું હશે તોપણુ સાંભળવામાં, જોવામાં અને અનુભવવામાં અનેક ભેદ છે. તેથીજ તોતાપુરીના મનમાં અવસ્થિત થયેલી માનવોની એ અવસ્થાની છબીમાં અને જેઓ એવા પ્રકારનાં દુઃખો ભોગવી રહ્યા છે તેમના મનની છબીમાં આકાશ પાતાળ જેટલો ફેર હતો. તેટલા માટેજ તોતાપુરી પરમેશ શક્તિ—અનાદ્યવિદ્યા અને માયાના વિચિત્ર દુઃખકર પ્રભાવ સંબંધી સંપૂર્ણુ અજ્ઞાનજ હતા, અને તેટલા માટેજ દુર્બલ માનવ મનના કાર્યો જોઇ તે પરત્વે કઠોર—દ્વેષ—દ્રષ્ટિ સિવાય ક્વચિત પણુ કરૂણાની દ્રષ્ટિએ જોવા તેઓ સમર્થ થયા હશે કે નહિ તે માટે સંદેહજ

છે! પરમહંસદેવની ગુરૂભાવનાના સંબંધમાં આવ્યા પછી તેમની એવી ભાવનાઓ દૂર થઇ હતી, અને અન્તે તેમણે માયાની શક્તિ માન્ય કરી, બ્રહ્મ અને બ્રહ્મશાક્તને અભેદમાની, ભક્તિપૂર્ણ હૃદયે અવનત મસ્તકે દક્ષિણેશ્વરના કાલી મંદિરમાંથી વિદાયગીરી લેવાની તેમને ફરજ પડી હતી. હવે અમે તે સંબંધીજ ઉલ્લેખ કરીએ છીએ. સાંભળોઃ—

બ્રાહ્મણી ભૈરવીએ પરમહંસદેવને કહ્યું હતું તે પ્રમાણેજ, બાળ બ્રહ્મચારી કઠોર યતિ તોતાપુરી વાસ્તવિકજ ભગવદ્ ભક્તિ—માર્ગને એક પ્રકારનો વિચિત્ર માર્ગજ જાણતા હતા. ભક્તિ અને પ્રેમ, એ માનવને પોતાના પ્રેમ પાત્રને માટે સંસારના સર્વ વિષયો, એટલુંજ નહિ પણ આત્મતૃપ્તિ પર્યંત ધીમે ધીમે ત્યાગ કરતાં શિખવી અન્તે ઇશ્વર—દર્શન કરાવી દે છે. યથાર્થ સાધક, ભક્તિની અન્તીમ પરિણતિમાં શુદ્ધાદ્વૈત જ્ઞાનનો અધિકારી થઇ શકે છે અને તેટલા માટેજ સાધન—સહાય જપ, કીર્તન ભજનાદિ એ સર્વ ઉપેક્ષાના વિષય નથી એ સંબંધી તોતાપુરીને જ્ઞાન નહતું. એ પ્રકારના જ્ઞાન વગરના તોતાપુરી મહાત્મા ભકતજનોની ભાવવિઞ્હળ ચેષ્ટા વગેરેનું કોઇ કોઇ વખત હાસ્ય કરવા ચૂકતા નહિ ! આ ઉપરથી વાંચકે એવું સમજવાનું નથી કેઃ તોતાપુરી એક પ્રકારના નાસ્તિક હતા, અથવા તેમના અંતઃકરણમાં ઇશ્વર—પ્રેમ નહતો. શમ-દમાદિ સમ્પત્તિની સહાયતાવાળા શાન્ત પ્રકૃતિના તોતાપુરીજી સ્વયં ભક્તિની શાન્ત—ભાવનાના પ્રયાસી હતા, અને એ ભાવનાવાળી ઇશ્વર ભક્તિના પક્ષપાતી હતા, પરન્તું કલ્પનાની સહાયતાવડે જગત્ કર્તા મહાન્ ઇશ્વરનુ પોતાના સખા, પુત્ર, સ્ત્રી, અથવા સ્વામીભાવે ભજન પૂજન કરીને પણ સાધક તેની દિશામાં ઉતાવળે પગલે અગ્રસર થઇ શકે છે એ વાર્તા તોતાપુરીના માથામાં કદી પણ પ્રવેશી શકતી નહિ! એવા પ્રકારના ભક્તના અંતરમાંથી ઇશ્વર પ્રત્યે ઉત્પન્ન થયેલી હઠ—આગ્રહ, તેને પ્રાપ્ત કરવા માટેજ વિરહ, વ્યાકુલતા, અભિમાન, અહંકાર અને ભાવનાના પ્રબળ ઉચ્છ્વાસથી થતું વિકટ હાસ્ય, અશ્રુપાત, નૃત્ય વગેરે ચેષ્ટાઓને તેઓ ગાંડા માણસની હવાઇ કલ્પના અથવા અરણ્ય રૂદન સમાનજ ગણતા ! અને એવી ચેષ્ટાઓદ્વારા ઉત્તમ અધિકારી સાધકને સત્વર ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય છે એ વાર્તા તેઓ કલ્પ-

નામાં પણ લાવી શકે તેમ નહતું. તેથીજ બ્રહ્મશક્તિ જગદમ્બા ઉપર અંતઃ-કરણપૂર્વક પ્રેમ કરવા પરત્વે અને ભક્તિમાર્ગની એવી ચેષ્ટાઓ પરત્વે તોતા-પુરી અને પરમહંસદેવ વચ્ચે વાદવિવાદ ઉપસ્થિત થતો.

બાલ્યાવસ્થાથીજ પરમહંસદેવ તાળીઓ વગાડતા વગાડતા અને કોઈ કોઈ સમયે ભાવ–સમાધિ સ્થિતિમાં નૃત્ય કરતા કરતા "હરિ બોલ, હરિ બોલ." (હરિ કહો, હરિ કહો.) "હરિ ગુરૂ, ગુરૂ હરિ." "પ્રાણ હે ગોવિન્દ મમ જીવન." "મન કૃષ્ણ–પ્રાણ કૃષ્ણ–જ્ઞાન કૃષ્ણ–ધ્યાન કૃષ્ણ–બોધ કૃષ્ણ, બુદ્ધિ કૃષ્ણ" "જગત્ તુમિ, જગત્ તોમાતિ." (તુંજ જગત્, જગત્ ત્હારામાં.) "આમિ યન્ત્ર, તુમિ યન્ત્રી." (હું યન્ત્ર, તું તેનો ચાલાક.) વગેરે શબ્દો ઉચ્ચ સ્વરે વારંવાર બોલતા. વેદાન્ત જ્ઞાનપૂર્વક અદ્વૈતભાવે નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત કર્યા પછી પણ તેઓ નિત્ય એ પ્રમાણે બોલતા. એક દિવસ પંચવટીમાં તોતાપુરી સાથે નાના પ્રકારની ધર્મકથા કરતાં કરતાં સન્ધ્યા સમય થયો. સન્ધ્યા સમય જોઈ પરમહંસદેવ વાક્યાલાપ બંધ કરી, હાથવડે તાલીઓ વગાડતા વગાડતા ઉપર પ્રમાણે ભગવાનનું સ્મરણ મનન કરવા લાગ્યા. તેમને એ પ્રમાણે ભજન કરતા જોઈ તોતાપુરી સ્તબ્ધ થઈ વિચારવા લાગ્યાઃ "જે મનુષ્ય વેદાન્ત માર્ગના આટલા બધા ઉત્તમ અધિકારી, જેને માત્ર ત્રણજ દિવસમાં નિર્વિકલ્પ સમાધિ સ્થિતિ પ્રાપ્ત થઈ તે આજે અધમ અધિ-કારીના પેઠે આવા ચાળા શામાટે કરે છે?" તેમણે મશ્કરી કરતાં કહ્યું પણ ખરૂં કેઃ "અરે ! ક્યું રોટી ઠોકતે હો ?" અર્થાત્ ઉત્તર–પશ્ચિમના પુરબિ-આઓ ઘણી વખત વેલણ–આંડણીઓ નહિ લેતાં કણકનો લોચો હાથમાંજ લઈને એ હથેલીઓ પર વારંવાર પટાપટ અફાળતાં રોટલી તૈયાર કરે છે તેમ તમે કેમ કરો છો ? એ સાંભળી પરમહંસદેવે ઉત્તર દીધોઃ "જાઓ, જાઓ, મહારાજ ! હું તો ઇશ્વરનું ભજન કરૂં છું. તેને તમે રોટલી કરવાનું કહો છો ?" પરમહંસદેવનો બાળક જેવો સરલ ઉત્તર સાંભળી તો-તાપુરી હસવા લાગ્યા. તેઓ સમજી શક્યા કેઃ પરમહંસદેવનું કર્મ અર્થ-શૂન્ય નથી. એમાં પણ કોઇક ગુપ્ત ભાવના સમાયલી છે કે જે મ્હને રૂચિ-કર નથી માટેજ હું તેનો મર્મ સમજી શકતો નથી. એમના એ કાર્યમાં વિઘ્ન કરવું ઉચિત નથી."

વળી એક દિવસ સન્ધ્યા સમયે પરમહંસદેવ તોતાપુરીની ધૂણીને કિનારે બેઠા હતા. ઇશ્વર—પ્રસંગ ચાલતો હોવાથી પરમહંસદેવ અને તોતાપુરી, બન્નેનાં મન અતિ ઉચ્ચપદે આરૂઢ થઇ અદ્વૈત જ્ઞાનમાં તન્મય થઇ રહ્યાં હતાં. સ્હામે ધક્ધક્ કરતી—ભડકો થઇ રહેલી ધૂણીના અગ્નિનો આત્મા પણ તેમના આત્મા સાથે એકત્વનોજ અનુભવ કરી આનન્દપૂર્વક સેંકડો જીહ્વા પ્રકટ કરી હાસ્ય કરી રહ્યો હતો ! એટલામાં બગિચાના નોકરોને તમાકુ પીવાની ઇચ્છા થતાં એક નોકર ચલમ ભરી અગ્નિ લેવા માટે ત્યાં આવ્યો અને ધૂણીના લાકડાં ખેંચી અગ્નિ લેવા લાગ્યો. તોતાપુરી પરમહંસદેવ સાથે વાર્તાલાપ કરવામાં અને અંતરમાં અદ્વૈત બ્રહ્માનન્દનો અનુભવ કરવામાં મગ્ન હતા. તેથી નોકરનું આવવું અને ધૂણીમાંથી અગ્નિ લીધો તે તેમણે જાણ્યું નહોતું. એકાએક તે દિશામાં લક્ષ્ય જતાંજ તેઓ ગુસ્સે થઇ ઉઠયા અને નોકરને ગાળો દેવા લાગ્યા ! એટલુંજ નહિ પણ તેમનું પ્રિય હથિઆર ચિપીઓ લઇ એક બે સપાટા મારવા જેવો ડૉળ કરી તેને ભય બતાવવા લાગ્યા. કારણ તો પૂર્વેજ કહેવામાં આવ્યું છે કેઃ નાગા સાધુઓ ધૂણીરૂપી અગ્નિની પૂજા કરે છે—તેને વિશેષ સન્માન આપે છે.

તોતાપુરીની એવી વર્તણુક જોઇ પરમહંસદેવ અર્ધ—બાહ્ય સમાધિ સ્થિતિમાં આવી જઇ ખડખડાટ હસવા મંડી પડયા અને તોતાને કહેવા લાગ્યા કેઃ "જાઓ, જાઓ, મહારાજ !" એવું વારંવાર બોલવા લાગ્યા અને હાસ્ય કરવા લાગ્યા ! પરમહંસદેવની એવી સ્થિતિ જોઇ આશ્ચર્ય પામી તોતાએ કહ્યું: "એમ કેમ કરો છો વારૂ ? એણે કેવો અધર્મ કર્યો છે તે તો જુવો ?" પરમહંસદેવ હસતા હસતા બોલ્યા: "એતો સાચું છે. એતો જોઉં છું, પણ તે સાથે તમારા બ્રહ્મજ્ઞાનની દોડ પણ જોઉં છું ! એજ મુખે બોલ્યા છો કેઃ બ્રહ્મવિના બીજી સત્તાજ નથી. જગતમાં સર્વ વસ્તુ અને સર્વ મનુષ્યો તેનોજ પ્રકાશ છે, અને બીજી પળેજ તે શબ્દો ભૂલી જઇ એક મનુષ્યને મારવા પણ તમેજ દોડયા ! તેથીજ હસવું આવે છે કેઃ માયાનો કેવો પ્રભાવ !" એ શબ્દો સાંભળતાંજ તોતાપુરી ગંભીર થઇ શાન્ત થઇ ગયા. થોડીવાર પછી બોલ્યાઃ "તમે સત્ય કહ્યું છે. ક્રોધને વશ થઇ સત્ય ભૂલી

ગયો હતો. ક્રોધ એ બહુજ નઠારી વસ્તુ છે. આજથી ક્રોધ કરીશ નહિ. ક્રોધનો ત્યાગ કરૂં છું." તે દિવસથી તોતાપુરીને ક્રોધ કરતાં કદી પણ જોવામાં આવ્યા નથી. આજકાલના વેદાન્તીઓની સ્થિતિ કેવી છે તે તેમણે પોતાના મન સાથેજ સમજી લેવું! વેદાન્તનું અધ્યયન કરવું, પોતે પોતાને વેદાન્તી કહેવડાવવું અને પ્રસંગ આવતાં માયાને વશ થઈ ભયંકર અધર્માચરણ કરવાં! એવા ઢોંગી વેદાન્તીઓએ મહાત્મા તોતાપુરીના ઉપરોક્ત પ્રસંગ ઉપરથી કેટલો બધો બોધ લેવો જોઇએ? પોતાની ભૂલ સુધારનાર ગમે તે મનુષ્ય હોય તોપણ તે ભૂલ સુધારવીજ જોઇએ. દુરાગ્રહ કરી પોતાની ભૂલ નહિ સુધારતાં વિશેષ ભૂલો કરી "વેદાન્તી"ના નામને કલંક લગાડવું એનાથી વિશેષ પાતક બીજું કયું હોઇ શકે! કલયુગના વેદાન્તીઓ! તોતાપુરીને તમે ગુરૂ કરી ક્રોધ, અન્યાય, અધર્મનો ત્યાગ કરો. તેમાંજ તમારૂં કલ્યાણ છે.

પરમહંસદેવ કહેતા હતા કેઃ "પંચભૂતને ફાંદે, બ્રહ્મ પડે કાંદે." (એટલે પંચ મહાભૂતના ફંદામાં ફસાઇનેજ બ્રહ્મ અશ્રુપાત કરે છે.) નેત્ર કહે છે કે "તું કાંટો નથી. પાંજરૂં નથી." મનને ગમે તેટલું સમજાવોની, પણ કાંટા ઉપર હાથ પડતાંજ ચટ લઇને વિંધાઈ જશે અને ઉંહું, ઉંહું કરી ઉઠવું પડશે. તેજ પ્રમાણે મનને ગમે તેટલું સમજાવો કેઃ ત્હારો જન્મ નથી, મૃત્યુ નથી, પાપ નથી, પુણ્ય નથી, શોક નથી, દુઃખ નથી, ક્ષુધા નથી, તૃષ્ણા નથી, તું તો જન્મ-જરા રહિત નિર્વિકારી સચ્ચિદાનન્દ સ્વરૂપ આત્મા છે. પરંતુ જ્યાં શરીરમાં અસ્વસ્થતાએ પ્રવેશ કર્યો, જ્યાં મન સંસારના રૂપ રસાદિના લોભ સ્હામે ખડું થયું, જ્યાં કામ-કાંચનના સુખમાં તલ્લીન થઇ ભૂલે ચૂકે કાંઈ કુકર્મ કરી દીધું કે તુરતજ મોહનું દુઃખ ઉપસ્થિત થઇ સર્વ આચાર વિચાર ભુલાવી દઇ તમને એકદમ આકુળવ્યાકુળ કરી દેશે! તેટલા માટેજ ઇશ્વરની કૃપા નહિ થાય અને માયાની દોરી તોડી નાખવામાં નહિ આવે તો કોઇ પણ મનુષ્યને આત્મજ્ઞાન અને દુઃખની નિવૃત્તિ થશે નહિ, એ નક્કીજ સમજવું. ચણ્ડીમાં લખ્યું છે તે સાંભળ્યું નથી? **सैषा प्रसन्ना वरदा नृणां भवति मुक्तये।** આ જગદમ્બા કૃપા કરીને માર્ગ કંટકશૂન્ય

નહિ કરે તો કંઇ પણ શુભ ફળ થશે નહિ.

એક દ્રષ્ટાન્ત સાંભળો: રામ, લક્ષ્મણ અને સીતા વનમાં જતાં હતાં. વનનો સાંકડો રસ્તો. એકથી વિશેષ મનુષ્ય ચાલી શકે તેમ નહોતું. રામચન્દ્રજી ધનુષ્ય હાથમાં લઇ આગળ આગળ ચાલે છે, સીતાજી તેમની પાછળ પાછળ ચાલે છે, અને લક્ષ્મણ સીતાજીની પાછળ ધનુષ્યબાણ લઇને ચાલે છે. લક્ષ્મણની રામચન્દ્રજી ઉપર એટલી બધી ભક્તિ અને પ્રેમ હતો. કે, તે નવઘનસ્યામ પ્રભુને સર્વદા જોયાજ કરે, પરંતુ સીતાજી વચમાં હોવાથી ચાલતાં ચાલતાં રામચંદ્રજીને નહિ જોવાથી તેઓ વ્યાકુળ થયા. બુદ્ધિમતી સીતાજી લક્ષ્મણની મનોબુદ્ધિ જાણી ગયાં તેથી તેમના દુઃખે દુઃખી થઇ રસ્તાની એક બાજુએ ઉભાં રહી લક્ષ્મણજીને બોલ્યાં કે: "લ્યો, જુવો તમારા બન્ધુને! તેનાં દર્શન કરો." ત્યારેજ લક્ષ્મણે મન ધરાતા સુધી પોતાની ઇષ્ટ મૂર્તિ રામનાં દર્શન કર્યાં. તેજ પ્રમાણે જીવ અને ઇશ્વરની વચમાં માયારૂપી સીતાની સ્થિતિ છે, તેજ જીવરૂપી લક્ષ્મણના દુઃખે દુઃખી થઇ વેગળી ખસી ન જાય—માર્ગ મોકળો ન કરે—તો જીવ ઇશ્વરનાં દર્શન કરી શકે નહિ એ નક્કી સમજવું. તેની કૃપા થતાંજ જીવને રામરૂપી નારાયણનાં દર્શન થાય છે અને તે સર્વ દુઃખમાંથી મુક્ત થાય છે. નહિ તો પછી હજાર આચાર વિચાર કરશો તોપણ કંઇ વળવાનું નથી. કહે છે કે: એક જુવાન મનુષ્ય હજાર ચોખાના દાણા પાચન કરી શકે છે, પરંતુ જ્યારે પેટમાં દુઃખાવો થાય છે ત્યારે તેજ જુવાન મનુષ્ય એક પણ ચોખાનો દાણો પાચન કરી શકતો નથી. એ પ્રમાણેજ બધું સમજવું."

તોતાપુરી સ્વામીજી જન્મથીજ જગદમ્બાના કૃપાપાત્ર હતા. સત્ સંસ્કાર, સરલ મન, યોગી મહાપુરૂષોનો સંગ, બળવાન દ્રઢ શરીર, એ સર્વ તેઓએ બાલ્યાવસ્થાથીજ પ્રાપ્ત કર્યું હતું. ભાગવતી માયાએ તો તેમને કદી પણ પોતાની ભયંકર વિકાળ મૃત્યુની છાયા પેઠે સર્વગ્રાસી મૂર્તિનાં દર્શન કરાવ્યાં નથી, તેમને અવિદ્યારૂપિણી મોહિની મૂર્તિની જાળમાં તેણે કદી નાખ્યા નથી, તેથીજ તોતાપુરીજી પુરૂષાર્થ અને યત્નદ્વારા અગ્રસર થઇ નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્તિ, ઇશ્વરદર્શન, અને આત્મજ્ઞાન વગેરે તેમને સર્વ સરલ થઈ ગયું

હતું. તે માર્ગમાં જેટલાં વિઘ્ન આવે છે તે સર્વ જગદમ્બામાએ પોતાને હાથે વેગળાં ખસેડી તેમનો માર્ગ કણ્ટક શૂન્ય કર્યો હતો, એ તે નાગા-બાવા શી રીતે સમજી શકે વારૂ ? આટલા બધા દિવસ પછી એ વિષય તેમને સમજાવવાની જગદમ્બાને ઇચ્છા થઇ. આટલા બધા દિવસ પછી મનનો એ ભ્રમ સમજવાનો અવસર તેઓ પ્રાપ્ત કરી શક્યા.

તોતાપુરીનું પશ્ચિમી શરીર. રોગ, અજીર્ણ, અને શરીરની સેંકડો પ્રકારની અસુસ્થતા કોને કહે છે તે તેઓ કદી પણ જાણતા નહોતા. તેઓ જે આહાર કરતા તે પચી જતો. તેઓ જે સ્થળે પડી રહેતા ત્યાં ગાઢ નિદ્રા આવી જતી! અને ઇશ્વરના જ્ઞાન અને દર્શનથી મનનો આનન્દ અને શાંતિ, સેંકડો મુખે અવિચર ધારા કરી મનમાંજ પ્રવાહિત થઇ રહ્યાં હતાં. પરંતુ બંગાલાનાં પાણી અને બંગાલાની વરાળયુક્ત ભારે ગરમ હવામાં, પરમહંસદેવની શ્રદ્ધા અને પ્રેમથી મોહિત થઇ કેટલાક માસ નિવાસ કરતાંજ તોતાપુરીના બળવાન શરીરમાં રોગે પ્રવેશ કર્યો. તેઓ કઠિન રક્ત આમાશયના વ્યાધિથી પિડાવા લાગ્યા. રાત દિવસ પેટમાં ચૂક અને ગડબડાટથી તેમનું ધીર સ્થિર સમાધિસ્થ મન પણ અનેક સમયે બ્રહ્મ સદ્દ્ભાવનામાંથી ચલિત થઇ શરીર તરફ ખેંચાવા લાગ્યું ! પંચભૂતના ફંદામાં બ્રહ્મ પડી ગયા છે ! હવે તો જગદમ્બાની કૃપા સિવાય બીજો ઉપાયજ શો ?

અસુસ્થતા થવા પહેલાંજ-થોડો વખત આગમચજ-તેમના ચેતન બ્રહ્મનિષ્ઠ મને તેમને સૂચના આપી હતી કેઃ આ સ્થળે શરીર સારૂં રહેતું નથી-હવે આ સ્થળે રહેવું ઉચિત નથી. પરંતુ પરમહંસદેવનો અદ્દ્ભૂત સંગ ત્યાગ કરી-શરીર પર માયા રાખી-શું તેઓ ચાલ્યા જાય કે ? શરીર તો હાડમાંસનું પિંજરૂં છે. રસ, રક્તપૂર્ણ છે, કૃમિ વડે ભરાયલું છે, બે દિવસ સ્થાયી રહે તેવો દેહ-જેનું અસ્તિત્વજ વેદાન્તશાસ્ત્રમાં ભ્રમાત્મક કહેવામાં આવ્યું છે, તે-શરીર-ઉપર મોહ-મમતાભરી દ્રષ્ટિ રાખી, શું તેઓ અશેષ-આનન્દદાયક એક દેવ-મનુષ્યની સંગતિનો સહસા ત્યાગ કરી જશે ? જે સ્થળે જશે ત્યાં શરીરના રોગાદિક તો હુમલો કરવાનાજ છે, અને રોગાદિક થાય તો પણ ભય શો ? તે તો શરીરજ ભોગવશે, શરીર કૃશ થશે, ઘણું બળ છે તે નષ્ટ

થશે, તેમાં ઓછુંવત્તું શું થશે? તેમણે તો પ્રત્યક્ષ જાણ્યું છે અને જોયું છે કેઃ તેઓ પોતે અસંગ–નિર્વિકાર આત્મા છે. શરીર સાથે તેમને કશો સંબંધ નથી, તો પછી ભય શેનો?" આ પ્રમાણે નાના પ્રકારનો વિચાર કરી તોતાપુરી મનને ચંચળ થવા દેતા નહિ.

ક્રમે રોગનો અને કંઇક દુઃખનો આરંભ થયો તે સમયે ક્વચિત્ સ્થાનનો ત્યાગ કરવાની તોતાપુરીને પ્રબળ ઇચ્છા થઇ હતી ખરી. પરમહંસદેવ પાસે રજા લેવા માટે ક્વચિત્ તેઓ તેમની પાસે આવતા પરંતુ અન્ય સત્ પ્રસંગમાં લીન બની જઇ કહેવાની વાત ભૂલી જતા. વળી વિદાય થવાની વાત મનમાં યાદ આવતી તે વખતે જાણે કોઇ અંતઃકરણમાંથી તેમની વાક્ શક્તિ રોકી દેતું હોય તેમ થતું. બોલવાની શક્તિજ બંધ થયેલી જણાતી. તોતાપુરી મનમાંજ બોલતાઃ "ઠીક છે. કાલે કહીશું." આવો વિચાર કરતા તોતાપુરી પરમહંસદેવ સાથે વેદાન્ત–વાર્તાલાપ કરતા ફરતા ફરતા પંચવટી નીચે આસન પર આવી પહોંચતા. વખત વ્યતીત થવા લાગ્યો. તોતાપુરીનું શરીર દિવસે દિવસે અધિક દુર્બળ–શુષ્ક થતું જોઇ પ્રથમથીજ તેમને માટે ઔષધાદિની વ્યંવસ્થા કરવામાં આવી હતી; પરંતુ તેથી ફાયદો થયો નહિ. રોગ તો વૃદ્ધિ પામવા લાગ્યો. પરમહંસદેવ પણ મથુરબાબુને ભલામણ કરી, તેમના આરોગ્ય માટે ઔષધાદિનો વિશેષ બંદોબસ્ત કરી તેમની સેવા ચાકરી કરવા લાગ્યા. જો કે તોતાપુરીના શરીરમાં ઘણું દુઃખ થતું હતું ખરૂં પરંતુ ઇચ્છા થતાંજ મનને સમાધિ મગ્ન કરી દેહનું સર્વ દુઃખ ભૂલી જઇ શાન્તિ પ્રાપ્ત કરતા હતા.

રાત્રિનો સમય હતો. આજે મહાત્મા તોતાપુરીના પેટમાં દુઃખની વિશેષ વૃદ્ધિ થઇ છે. દુઃખને લીધે તેઓ સ્થિર થઇને શયન પણ કરી શકતા નથી. જરા શયન કરવાનો યત્ન કરતાંજ તેઓ સત્વર ઉઠીને બેઠા થતા. બેઠાં બેઠાં પણ શાન્તિ નથી! તેમણે વિચાર્યું કેઃ "મનને ધ્યાન–મગ્ન કરી રાખું. શરીરમાં જે થવાનું હોય તે થાય." મનને શરીરમાંથી ખેંચી લઇ સ્થિર કરતાં કરતાંમાં તો પેટમાં અસહ્ય દુઃખ થતાં મન તે તરફ વળ્યું. પુનઃ યત્ન કર્યો. પુનઃ પણ તેમજ થયું. જે સ્થિતિમાં શરીરને ભૂલી જવું જોઇએ તે

સમાધિભૂમિમાં મન પ્રવેશ કરતાં પહેલાં તો દુઃખ તરફ પાછું જઇ પડવા લાગ્યું. જેટલી વખત યત્ન કર્યો તેટલી વખત યત્ન નિષ્ફળ થયો! અન્તે તોતાપુરીને શરીર ઉપર બહુ ક્રોધ ચઢ્યો. તેમણે વિચાર્યું કેઃ "આ હાડમાંસના પિંજરાના દુઃખને લીધે આજ મન મ્હારે વશ નથી. બસ દૂર થા. મ્હેં જાણ્યું છે કેઃ શરીર છે તે કોઇ પણ રીતે હું નથી. તો પછી આ દુર્ગંધમય શરીરની સાથે રહી હું (આત્મા) શામાટે દુઃખ ભોગવું? એ (શરીર)ને હવે રહેવા દેવાથી લાભ શો? મધ્યરાત્રે એ (શરીર)ને ગંગાજીમાં વિસર્જન કરી સર્વ દુઃખમાંથી મુક્ત થઇશ." એવો વિચાર કરી નાગા–બાવાએ મનને વિશેષ યત્નપૂર્વક બ્રહ્મચિન્તનમાં સ્થિર કરી ધીમે ધીમે ગંગાજીના જળમાં ઉતરવા માંડયું અને ધીમે ધીમે ઉંડા જળમાં પ્રવેશ કર્યો. પરંતુ આ શું? શું ભાગીરથીનાં ઉંડાં જળ આજે શુષ્ક થઇ ગયાં હશે કે? અથવા તોતાપુરી પોતાના મનની અંદરની એવી છબીના બાહ્ય પ્રકાશથી એવું જોઇ શકે છે? એનો નિર્ણય કોણ કરી શકે? તોતાપુરી લગભગ પેલે કિનારે જઇ પહોંચ્યા. તેમ છતાં ડૂબી જવાય તેટલાં ઉંડાં જળ મેળવી શક્યા નહિ! ક્રમે ક્રમે રાત્રિના ગાઢ અંધકારમાં પેલે પારનાં વૃક્ષ અને મકાનો છાયાની પેઠે નયનગોચર થવા લાગ્યાં ત્યારે તોતાપુરી દિગ્મૂઢ થઇ વિચારવા લાગ્યાઃ "આ તે કેવી દૈવી માયા! ડૂબી મરવા જેટલાં જળ પણ આજે નદીમાં નથી? આ કેવી ઇશ્વરની અપૂર્વ લીલા!" એ સમયે જાણે કોઇએ તેમના હૃદય ઉપરનું આવરણ ખેંચી લીધું! ઉજ્વળ પ્રકાશમાં અંજાઇ ગયેલા તોતાપુરીના નેત્રે જોયું કે "મા, મા, વિશ્વજનની મા, અચિન્તા શક્તિરૂપિણી મા, જળે મા, સ્થળે મા, શરીર મા, મન મા, યન્ત્રણા મા, સુસ્થતા મા, જ્ઞાન મા, અજ્ઞાન મા, જીવન મા, આયુ મા, જે કાંઇ જોવામાં આવે છે, સાંભળવામાં આવે છે, વિચાર અને કલ્પના કરી શકાય છે તે સર્વ મા જગદમ્બામયજ છે! તેઓ હાની ના કરે છે અને નાની હા કરે છે! તેની ઇચ્છા સિવાય શરીરની અંદર રહેવા છતાં પણ મુક્ત થવું કોનાથી બની શકે એમ છે? મરવાનું પણ કોઇનામાં સામર્થ્યજ નથી. તે પણ તેનીજ ઇચ્છા હોય તો બને. વળી શરીર–મન–બુદ્ધિને પેલે પાર પણ તેજ મા જગદમ્બા. તુરીયા, નિર્ગુણા

મા છે! આટલા દિવસ પર્યંત તોતાપુરીએ જેની ઉપાસના કરી બ્રહ્મને નામે જેના ઉપર અત્યંત ભક્તિ દર્શાવી છે, તેજ મા! તેજ સર્વત્ર વ્યાપક મા શિવ—શક્તિ એક આસન ઉપર હરગૌરી મૂર્તિરૂપે અવસ્થિત છે. બ્રહ્મ અને બ્રહ્મ શક્તિ એ બન્ને અભેદ અદ્વૈત છે! તેમનાં જ દર્શન થાય છે.

મધ્ય રાત્રે તોતાપુરીએ ભક્તિપુરિત ચિત્તવડે, જગદમ્બાના અચિન્ત્ય, અવ્યક્ત વિરાટ સ્વરૂપનાં દર્શન કરતાં કરતાં, ગંભીર શબ્દસ્વરે ચારે દિશા ગજાવી મૂકી, અને પોતાને તેમનાં ચરણમાં સંપૂર્ણરૂપે બલિદાન દઇ પુનઃ જે રસ્તે આવ્યા હતા તેજ રસ્તે જળ ડ્હોળતા પાછા ચાલ્યા ગયા. શરીરમાં દુઃખ થવા છતાં પણ હવે તેનો અનુભવ થતો નથી. સમાધિ—સ્મૃતિના અપૂર્વ આનન્દથી પ્રાણ આનન્દમય થઇ રહ્યા છે! ધીમે ધીમે તોતાપુરીએ પંચવટી નીચે ધૂણિને કિનારે આવી બેસી સમસ્ત રાત્રિ જગદમ્બાના નામ સ્મરણ અને ધ્યાનમાં વ્યતીત કરી!

પ્રાતઃસમય થતાંજ પરમહંસદેવ તોતાપુરીના શરીર—સમાચાર જાણવા આવી પહોંચ્યા. તેમણે જોયું કે જાણે તે પહેલાંના તોતાપુરીજ ન હોય! મુખમણ્ડલ આનંદથી પ્રફુલ્લિત થઇ ઉઠયું છે. હોઠ ઉપર હાસ્ય ફરકી રહ્યું છે. શરીરમાં જાણે કાંઇ રોગજ નથી! તોતાએ ઈશારત કરી પરમહંસદેવને પોતાની પાસે બેસવાનું કહી ધીમે ધીમે રાત્રિની સર્વ બીના કહી સંભળાવી તેમણે કહ્યું: “રોગેજ મ્હારા મિત્રની ગરજ સારી છે. ગઇ રાત્રે જગદમ્બાનાં દર્શન થયાં છે, અને તેની કૃપાથી રોગમુક્ત પણ થયો છું. આટલા બધા દિવસ સુધી હું કેવો અજ્ઞાન હતો! ગમે તેમ હો, તમારી માને કહી મ્હને આ સ્થાનમાંથી જવાની રજા અપાવો. હવે હું સમજી શકયો છું કે, તેમણેજ મ્હને એ પ્રકારનું શિક્ષણ આપવા માટે આટલા બધા દિવસ સુધી આ સ્થાને અટકાવી રાખ્યો હતો. નહિ તો આ સ્થળેથી ચાલ્યા જવા માટે મ્હેં ઘણો લાંબો સમય થયાં વિચાર કર્યો હતો. તમારી પાસે રજા લેવા માટે ઘણી વખત આવ્યો હતો પરંતુ કોણ જાણે કોણ મ્હને તે વાતજ કાઢવા દેતું નહિ! અન્ય વાર્તાલાપમાં ભેળવી મ્હને તે વાત ભૂલાવીજ દેતું અને આમ તેમ ભટકાવી અથડાવી પુનઃ ધૂણિ પાસે લઇ જતું!”

એ સાંભળી પરમહંસદેવ હસતા હસતા બોલ્યાઃ " તમે તો મા-જગદમ્બાને-દેવીને માનતાજ નહોતા અને એ શક્તિને જૂઠી, તર્ક કલ્પના વગેરે કહી મ્હારી સાથે વાદવિવાદ કરતા હતાને ? હવે તો ખાત્રી થઇ કે ? હવે તો આંખ-કાનનો સંશય ટળ્યોને ? તેણે તો મ્હને પ્રથમથીજ સમજાવ્યું છે કેઃ બ્રહ્મ અને શક્તિ, એ બન્ને અભેદ છે, અગ્નિ અને તેની દાહિકા શક્તિ જેમ ભિન્ન નથી તેજ પ્રમાણે ઇશ્વર અને તેની શક્તિનું સમજવું."

ત્યાર પછી પ્રભાતી સ્વરમાં નોબતધ્વનિ થતો સાંભળી શિવ અને રામની પેઠે ગુરૂ-શિષ્યના સંબંધમાં આબદ્ધ થઇ ઉભય મહાપુરૂષ ત્યાંથી ઉઠી મા જગદમ્બાના મંદિરમાં દર્શનાર્થે ગયા, અને માજીની શ્રીમૂર્તિ સમક્ષ દણ્ડવત્ પ્રણામ કર્યા. બન્નેએ મનમાં જાણ્યું કેઃ માતાજીએ તોતાપુરીને પ્રસન્ન વદને વિદાયગીરી આપી છે. એ બનાવ પછી થોડા દિવસ વીતતાંજ તોતાપુરીએ પરમહંસદેવ પાસે રજા લઇ દક્ષિણેશ્વરનું કાલીમંદિર ત્યાગ કરી પશ્ચિમ તરફ રવાના થયા. દક્ષિણેશ્વરના કાલીમંદિરનું પ્રથમ અને છેલ્લું દર્શન આ વખતેજ હતું. કારણ કે; આ વખત પછી તોતાપુરી પુનઃ દક્ષિણેશ્વર આવ્યા નથી.

હવે એક વિષય સંબંધી ઉલ્લેખ કરવાથી તોતાપુરી સંબંધી જેટલી વાર્તા અમે પરમહંસદેવને શ્રી મુખે સાંભળી હતી તે પૂર્ણ થાય છે. તોતાપુરીને કિમિયા વિદ્યા ઉપર વિશ્વાસ હતો. માત્ર વિશ્વાસ હતો એટલુંજ નહિ પણ તેમણે પરમહંસદેવને કહ્યું હતું કેઃ એ વિદ્યાને પ્રભાવે હું તાંબુ વગેરે ધાતુઓનું સોનું વગેરે બનાવી શકું છું. તોતાપુરી કહેતા કેઃ તેમની મંડલીના પ્રાચીન પરમહંસ મહાત્માઓ ઉક્ત વિદ્યા જાણે છે અને ગુરૂ પરંમ્પરાથી તે વિદ્યા પોતાને પ્રાપ્ત થઇ છે. તેઓ એમ પણ કહેતા કે : એ વિદ્યાના પ્રભાવવડે પોતાનું સ્વાર્થ સાધન અથવા ભોગવિલાસ કરવો એ તદ્દન નિષેધ છે. તેને માટે તો ગુરૂનો શ્રાપ છે. પરંતુ મંડલીમાં અનેક સાધુઓ હોય છે. તેમને લઇને માહન્તને કોઇ કોઇ વખત તીર્થે દર્શન કરવા જવું પડે છે. તેમના સર્વેના આહારનો બંદોબસ્ત કરવો પડે છે. ગુરૂની આજ્ઞા છે કેઃ એવે સમયે દ્રવ્યની જરૂર પડતાં એ વિદ્યાનો પ્રયોગ કરી સાધુઓની સેવાનો બંદોબસ્ત કરવો."

આ પ્રમાણે પરમહંસદેવના ગુરૂ ભાવની સહાયતાવડે બ્રહ્મજ્ઞ તોતાપુરી પોતાને યોગ્ય માર્ગે જઇ ધન્યતા પ્રાપ્ત કરી શક્યા હતા. પરમહંસદેવના અન્ય શિક્ષાગુરૂઓ પણ તેમની સહાયતાથી એ પ્રમાણેજ આધ્યાત્મિક ઉદારતા પ્રાપ્ત કરી શક્યા હતા તે સંબંધી પણ અમે યથોચિત અનુમાન કરી શકીએ છીએ.

---

## વિંશ અધ્યાય.

---

### ષોડશી પૂજા.

ઇતિ પૂર્વે લખવામાં આવ્યું છે કે: "લગ્ન થયા પછી પરમહંસદેવ પોતાની પત્નીનું મુખ જોવાનો સમય પ્રાપ્ત કરી શક્યા નહોતા. તેમનાં પત્ની જે સમયે સોળ વર્ષનાં થયા તે સમયે પરમહંસદેવને સાસરે જવાની ઇચ્છા થઇ હતી. તેમના મનના ખરા વિચાર તેમણે મથુરબાબુને વિદિત કર્યા. તે સર્વે વિચારો સાંભળી મથુરબાબુને અતિશય આશ્ચર્ય થયું. તન્ત્ર શાસ્ત્રમાં ષોડશી પૂજાની વિધિ છે. તેઓએ પોતાની પત્ની દ્વારા તે કાર્ય પરિપૂર્ણ કર્યું. મથુરબાબુએ રેશમી સાડી, શંખ અને અલંકારાદિ દ્વારા પૂજાની વ્યવસ્થા કરી આપી તેમને દેશ મોકલ્યા હતા. પરમહંસદેવ પોતાને ઘેર નહિ જતાં એકદમ સાસરે ગયા હતા. ત્યાં ગયા પછી ઘર બહાર ઉભા નહિ રહેતાં એકદમ અંતઃપુરના ઓરડામાં જઇ ઉભા રહ્યા. તેમનાં પત્ની તે સમયે કોઇ કાર્યમાં ગુંથાયાં હતાં. એકાએક એક અપરિચિત મનુષ્ય, ગાંડાની પેઠે એક દ્રષ્ટિયે તેમના સ્હામું જોતો ઉભેલો જોઇ તેમણે પોતાની જનનીને બુમ પાડી કહ્યું: "મા! જો, જો, આ કોઈ ગાંડો આવ્યો છે." તેમની માતા એકદમ ત્યાં દોડી આવી. પ્રથમ તેનાં નેત્રો નવીન પરોણાને ઓળખી શક્યાં નહિ પરંતુ તેના પ્રાણ ગદ્દગદ્દ થઇ રડી ઉઠયા! જાણે છાતી ચિરાઇ જતી છતાં ગાંડાને કેડ પર બેસાડવા મન ધસવા લાગ્યું, અને તેને હજારો ચુંબન કરવા છતાં પણ પ્રાણ તૃપ્ત થશે નહિ એમ ધાર્યું. એકાએક ચિત્ત-

ભ્રમ અને પ્રાણુમાં ઉચ્ચાટ થવાથી તે વિચારમાં પડી કે: "આ ગાંડો કોણુ હશે?" ક્યાંથી આવ્યો હશે?" એટલામાં તો તેણે તેમને ઓળખી લીધા. તુરતજ વત્સ ગુમાવી બેઠેલી ગાયની પેઠે દોડી આવી બોલી: "બાપરે! અમારા ભાગ્યમાં શું આમજ લખ્યું હતું?" એમ કહી પરમહંસદેવના સ્હામે પછાડી ખાઇ પડી ગઇ. તેની પુત્રી સ્તબ્ધ બની જોઇ રહી હતી. તે હજી સુધી ગાંડાને ઓળખી શક્યાં નહોતાં.

પરમહંસની પત્નીએ આટલીવાર પછી પોતાના અમૂલ્ય રત્ન (પતિદેવ)ને ઓળખ્યું. તે સમયે લજ્જાદેવીએ તેમને આશ્રય આપી પૂર્ણરૂપે પતિદેવની વદન કાંતિ જોવા દીધી નહિ, તેમણે ઘુમટો તાણી, મુખ નીચું કરી ત્યાંથી ચાલવા માંડયું.

પરમહંસદેવે પોતાની ઇચ્છાનુસાર પૂજાદિ કાર્ય પરિપૂર્ણ કરવા માટેની સર્વ તૈયારી કરી લીધી. ઘરમાં પણુ સર્વને તે વાત જણાવી દીધી. પૂજા સમયે તેમની પત્નીને પગ લાંબા કરી બેસી જવા કહ્યું. તેમણે તુર્તજ તે પ્રમાણે કર્યું. પરમહંસદેવે પત્નીદેવીના બન્ને ચરણુ ઉપર પુષ્પ બિલ્વપત્ર ચઢાવી પુજા કરી. તેમની પાસે જપ કરવાની એક માળા હતી. તેને આજથી ચિર દિવસને માટે અંજલિ આપી દીધી. તેજ દિવસથી તેમના જપતપનો અંત આવ્યો.

પરમહંસદેવની મનેચ્છા કોઇ પણુ જાણી-સમજી શક્યું નહિ. તેમની સાસુ પોતાની કન્યાની પૂજાથી ક્રોધે ભરાઇ તેમને કેટલાંએ કડવાં વચનો કહેવા લાગી, પરંતુ તેમાં પરમહંસદેવનો અપરાધ શો! માયિક સંબંધ અતિ ભયપ્રદ છે. તે અન્યથા થઇ શકે એમ નથી. પરમહંસદેવ ન કહે ત્યાં સુધી તે બિચારી શી રીતે જાણી શકે કે સાક્ષાત્ શિવ તેના જામાતા છે? તેની કન્યાનું સૌભાગ્ય કેટલું બધું ઉચ્ચ હતું તે ઉપર તેને કેમ વિશ્વાસ ઉત્પન્ન થાય? મનુષ્યના ભાગ્યમાં યુગયુગાન્તરમાં જે બનાવ કદી કોઇએ જોયો હોય નહિ તે, તત્વજ્ઞાન રહિત માયાવી ભાવનાવાળી સ્ત્રીઓના હૃદયમાં કેવી રીતે સ્થાન પ્રાપ્ત કરી શકે? વિવાહ થયા પછી જો કે તેણે સર્વદા સાંભળ્યું હતું કે: તેમના (જામાતા) રામકૃષ્ણુદેવ ભ્રમિત્ત ચિત્ત (ગાંડા જેવા) થઇ

ક્વચિત્ કંઇક કરી બેસે છે અને ક્વચિત્ કંઇક બોલી બેસે છે, ક્વચિત ઠાકોરજીની પૂજા કરે છે અને ક્વચિત્ તેઓ પોતેજ ઠાકોરજી–ભગવાન થઇ બેસે છે. જો કે તે જાણુતી હતી કેઃ શ્રી રામકૃષ્ણને હવે પૂર્વના જેવું ધ્યાન રહ્યું નથી, તેઓ પોતાનું–પારકું વિચારીને હવે કોઇ કાર્ય કરતા નથી, સ્વદેશના કિંવા પોતાનાં સગાં સાથે તેઓ કશો સંબંધ રાખતા નથી, અને કોઇ તેમની મુલાકાતે જાય છે ત્યારે તેઓ વિનયવિવેક પણ જાળવતા નથી. જો કે તેઓ વિલક્ષણ રૂપે જાણુતા હતા કેઃ જે વસ્તુઓને લીધે જગત્ સંસાર છે, જેની છાયાનું અવલંબન કરી મનુષ્યો દેશવિદેશ ગમન કરી માથાનો પરસેવો પૃથિવી પર નાંખી ધન ઉપાર્જન કરે છે, જેના નેત્રકટાક્ષથી, મહા કષ્ટે પ્રાપ્ત કરેલા દ્રવ્યની સહાયતા વડે તેઓ પોતાનું પ્રિયકર દ્રવ્ય યથાસાધ્ય સંગ્રહ કરી શકે છે, અંતે જેના મુખમાંથી એક બે અમૃતમય વાર્તાઓ સાંભળી કાનને ભાગ્યશાળી કરવા માટે તેઓ યોગ્ય રીતે તૈયાર થઇ રહે છે, જેના દીર્ઘ નિશ્વાસવાળા હતાશ હુતાશન વડે તેઓનું હૃદય ક્ષણે ક્ષણે પ્રજ્વલિત થતાં તેઓ આશા રૂપી ભસ્માચ્છાદન દ્વારા સદા સન્તપ્ત કરી રાખે છે, તેજ તાપના નિવારણ માટે તેઓ જલાધિપતિને શરણે જઇ અવિરલ નેત્રજળ વર્ષાવે છે; તેમને ખાત્રી હતી કેઃ ક્વચિત્ તેઓ દેશમાં આવશે અને આવી (રૂપ ગુણ સમ્પન્ન) પત્નીનું મુખાવલોકન કરશે તો તેની આશા પરિપૂર્ણ થશે પરંતુ વિધિની ગતિ વિપરિત થઇ ગઇ! પરમહંસદેવે સ્ત્રીને સ્ત્રી (પત્ની) કહી તેનો સ્વીકાર કર્યો નહિ! તેને તેમણે માતૃસ્થાને સ્થાપન કરી તેની પૂજા કરી દીધી! કન્યાની એવી સ્થિતિ જોઇને માતાના પ્રાણુને કયા પ્રકારનો સંતોષ મળે? તેણે તો કન્યાનું સર્વ નાશ થયેલું જોઇ દશે દિશા શૂન્યમય દીઠી! જામાતાની સ્હામે કન્યા બેઠી છે, જામાતા સાથે કન્યા વાતચિત કરી રહી છે, તેમ છતાં જામાતા અને કન્યા વચ્ચે પરસ્પર કશો સંબંધ નથી એનો મર્મ કોણ સમજે અને કોણ સમજાવી આપે? તેનું દુઃખ મટયું નહિ. પરમહંસદેવ જાણુવા છતાં કંઇ બોલી શક્યા નહિ.

પરમહંસદેવની સ્ત્રીના મનોવિચારમાં કશું વિશેષ પરિવર્તન થયું નહિ. તેને સોળ વર્ષ થયાં હતાં તેથી શું થયું? હજી સુધી તેનામાં કુમારી–ભાવજ

વિદ્યમાન હતો. પતિ કોને કહે, તેનું અદ્યાપિપર્યંત તેને ભાનજ નહતું, તેટલા માટેજ સારૂં નરસું કંઇ પણ તે સમજી શકતી નહોતી. તે કંઇ સામાન્ય સ્ત્રી નહોતી! જેનો પતિ સહસ્ત્ર સહસ્ત્ર અનાથ અનાથિનીનો પતિ છે, જેનો પતિ અનંતપાપીના પતિતપાવન રૂપ છે, જેનો પતિ બ્રહ્માંડ પતિના હૃદયમણિ છે, તેમની પત્ની શું કંઇ સાધારણ ઇંદ્રિયપરાયણ, પશુપ્રકૃતિ જેવી થઈ શકે છે? શાસ્ત્ર કહે છે કેઃ પુત્રને માટે સ્ત્રી પુરૂષનું (લગ્ન) પ્રયોજન છે. પણ ઓ માતા! તમે તો સહસ્ત્ર સહસ્ત્ર પુત્ર કન્યાની જનની છો! મા! તમારે શું કૂતરાં બિલાડાંની અવસ્થા ભોગવીને માતા થવાનું છે? ક્વચિત્ તેમની માતા એ મર્મ સમજ્યા વગરજ પોતાની કન્યા માટે અન્ય વિચારો—વાંચ્છનાઓ કરે પરંતુ તેમના (શ્રી રામકૃષ્ણદેવની પત્નીના) મનમાં કિંવા પ્રાણમાં પતિ સંબંધી કંઈ પણ ભાવાન્તર થયું નહિ. ત્યારપછી પરમહંસદેવ દક્ષિણેશ્વર ચાલ્યા ગયા હતા.

---

## એકવિંશ અધ્યાય.

### ગુરૂપત્નીનું આગમન—પુનઃ પૂજા.

શ્રી રામકૃષ્ણદેવની સાધના પૂર્ણ થતાં પહેલાં એક વર્ષ આગમચ તેમનાં પત્ની પોતાના પિતાને ઘેર જયરામવાટીમાં વ્યાધિગ્રસ્ત થઇ અતિશય કષ્ટ પામતાં હતાં. કન્યાને સ્વામી પાસે રાખી ઉત્તમ પ્રકારનું ઔષધ કરાવવા માટે તેમના પિતા તેમને પાલખીમાં બેસાડી કલકત્તા તરફ રવાના થયા. માર્ગમાંજ વાવંટોળીયો અને જળવૃષ્ટિને લીધે બહુ કષ્ટ નડયું. પાલખી ઉંચકનાર બેહારાઓ જોડે કરાર કર્યો હતો કેઃ "તેઓએ અર્ધા રસ્તા સુધી પહોંચાડી ઘેર પાછા જવું." પરંતુ જળવૃષ્ટિ થતાંજ તેઓ અધવચ્ચ મૂકી ચાલ્યા ગયા. સર્વેને પગે ચાલી પ્રવાસ કરવો પડયો. થાકને લીધે માર્ગમાં સારદાદેવીને બહુ જ્વર ચઢયો પરંતુ બીજે દિવસે સવારે જ્વર ઉતરી ગયો. શારદાદેવીના પિતાએ અતિશય કષ્ટ વેઠી એક ડોળી મેળવી. ન છુટકે વ્યાધિગ્રસ્ત કન્યાને ડોળીમાં બેસાડી પ્રવાસ કરવા લાગ્યા. આઠ દશ દિવસ વિત્યા

પછી તેઓ દક્ષિણેશ્વર પહોંચ્યા. તે વખતે રાતનો એક વાગ્યો હશે.

એક બે દિવસમાંજ મથુરાનાથે ગુરૂપત્ની–માતાજી–ને માટે ઔષધનો બન્દોબસ્ત કર્યો. એકાદ વર્ષપર્યંત ચિકિત્સા અને સુશ્રૂષા કર્યા પછી માતાજીને જ્યારે આરોગ્ય પ્રાપ્ત થયું તે સમયે તેમનું વય પૂર્ણ સોળ વર્ષનું હતું. માતા આ સમયે પ્રથમજ દક્ષિણેશ્વર પધાર્યાં હતાં. રામકૃષ્ણદેવની સાધના પણ બરાબર આ સમયેજ સમાપ્ત થઇ હતી તેથી પત્નીદેવીની ચરણ પૂજા કરી સર્વ સાધનાનું ઉત્થાપન કરવાનો તેમણે વિચાર કર્યો. પરંતુ હૃદયનાથ સમક્ષ એ વાત ગુપ્ત રાખી અન્ય એક ભક્તદ્વારા જ્યેષ્ઠ માસની અમાવાસ્યા તિથિને દિવસે એટલે શ્યામાની ફળાહારી પૂજાને દિવસે સમસ્ત વસ્તુઓ તૈયાર કરાવી. સન્ધ્યા આરતિ પછી હૃદય શ્યામાના મંદિરમાં પૂજા કરવા રોકાયો તેજ સમયે રામકૃષ્ણદેવે માતાજીને પોતાના ઓરડામાં બોલાવ્યાં અને પેલા ભક્તને પૂજાની સામગ્રી ગોઠવવા આજ્ઞા ફરમાવી. ઓરડાનાં દ્વાર બંધ કર્યાં. રામકૃષ્ણદેવે પત્નીને પોતાની સ્હામે ઉભાં રાખ્યાં અને પોતે પૂજા કરવા બેઠા. તે ક્ષણે જાણે સાક્ષાત્ જગન્માતા જગત્પતિ સ્હામે ઉભાં રહી અપૂર્વ ભાવ–મગ્ન અને બાહ્ય જ્ઞાનશૂન્ય થઇ ગયાં. રામકૃષ્ણદેવે જ્યાં સુધી તેમના ચરણની પૂજા કરી ત્યાં સુધી તેઓ (તેમનાં પત્ની) જાણે જડમૂર્તિ હોય તેમ સ્થિર–નિશ્ચળ–થઇ ઉભાં રહ્યાં. રામકૃષ્ણદેવે પૂજા કર્યા પછી જપ કરવાની રૂદ્રાક્ષની માળા લઇ દેવીનાં ચરણમાં પુષ્પાંજલિ અર્પણ કરી પૂજા સમાપ્ત કરી. એ બનાવ પછી થોડે દિવસે માતાજી પોતાના પિતાજી સાથે પુનઃ જયરામવાટી ચાલ્યાં ગયાં હતાં.

એ પછી લાંબો સમય વીતી ગયો. એટલામાં એક દિવસ તેમના ગામની જોડેનાં કેટલાંક ગામની સ્ત્રીઓ પુણ્યપવિત્ર ગંગા નદીમાં સ્નાન કરવા જવાનું માતાજીએ સાંભળ્યું ! તેમની સાથે જવાની તેમને ઇચ્છા થઇ. માતા-પિતાની આજ્ઞા લઇ માતાજીએ પોતાનો વિચાર મ્હોટી વયની અન્ય સ્ત્રીઓને નિવેદન કર્યો. તેમણે તેમને સાથે લઇ જવાની હા કહી. બીજે દિવસે પ્રાતઃ સમયે ઉઠી સર્વ સ્ત્રીઓ ટોળાબંધ કલકત્તા તરફ રવાના થઇ. કોઇ દિવસ પ્રવાસ કરવાનો માતાજીને અભ્યાસ નહોતો તેમાં વળી તેઓ અતિશય કોમળ

અને કૃશ શરીરવાળાં હોવાથી થોડે વેગળે જતાંજ તેમને થાક લાગી ગયો. મધ્યાહ્નને સમયે સર્વ સ્ત્રીઓ એક ધર્મશાળામાં આવી પહોંચી. ત્યાં સર્વેએ રસોઇ કરી ભોજન લીધું. ત્યાર પછી થોડો વિશ્રામ લઇ પુનઃ સર્વે ચાલવા લાગ્યાં. સન્ધ્યા સમયે સર્વે એક ધર્મશાળામાં જઇ જરા નાસ્તો પાણી કરી રાત્રિએ નિદ્રાવશ થયાં.

બીજે દિવસે પ્રાતઃસમયે સર્વ સ્ત્રીઓએ જાગ્રત થઇ ચાલવા માંડ્યું. પરન્તુ પ્રથમ દિવસના પ્રવાસથીજ માતાજીને એટલો બધો થાક લાગી ગયો હતો કે જેથી ચાલવા જતાં તેમને પગે દારૂણ વેદના થઇ. બધી સ્ત્રીઓ સાથે મહાકષ્ટે થોડે દૂર સુધી તો ગયાં પરંતુ બહુ ધીમે ચાલતાં હોવાથી પાછળ પડી ગયાં. અન્તે બેચાર ડગલાં ચાલ્યા પછી પૃથ્વી ઉપર બેસી પડયાં. હવે તેમનાથી એક ડગલું પણ ચલાતું નહિ. અન્ય કોઇ સ્ત્રી હોય તો પોતાની સાથેની સ્ત્રીઓને બૂમો પાડી તેમને આગળ જતાં અટકાવત અને છેવટે એકાદ બેને પણ પોતાની સાથે રાખત, પરંતુ માતાજી તો એટલાં બધાં શરમાળ અને નમ્ર સ્વભાવનાં હતાં કેઃ “ રામકૃષ્ણદેવના દ્વિતીય ભાઇ રામેશ્વરની કન્યા લક્ષ્મીદેવીને પણ પોતાના દુઃખની વાત કહી શકયાં નહિ. સપાટ ખુલ્લા મેદાનમાં, સખ્ત તડકામાં થાકેલાં પાકેલાં, તેમાં પગે અતિશય કષ્ટ થતું—માતાજીનાં નેત્રમાં આંસુ આવી ગયાં. જ્યાં સુધી દ્રષ્ટિ પહોંચી ત્યાં સુધી જોતાં પોતાની સાથેની કોઇપણ સ્ત્રી નહિં જણાવાથી તેમના પ્રાણ ઉડી ગયા ! ભયથી આકુળવ્યાકુળ થઇ માતૃવિયોગી બાળકીની પેઠે રડતાં હતાં. તે સમયે એકાએક પાછળ દ્રષ્ટિ પડતાં થોડે વેગળે એક લાંબો પહોળો અતિ બળવાન પુરૂષ, માથે રાતી પાઘડી અને હાથમાં વાંસની લાકડી સહ જણાયો. તેની સાથે રૂપાનાં ઘરેણાં પહેરેલી, કાળા રંગની એક સ્ત્રી પણ છે. બન્ને માતાજીની દિશામાંજ આવે છે. આ તરફના મેદાનમાં એકલા પ્રવાસ કરનાર મુસાફરોને લુંટારા દ્વારા લુંટાવાનો બહુ ભય હતો. એટલુંજ નહિ પણ લુંટારાઓ વખતે જીવ લે તેવી પણ બ્હીક હતી. એ વાતનું સ્મરણ કરી માતાજી અધિક ભય પામી છાતીફાટ રડતાં રડતાં પેલા પુરૂષને કહેવા લાગ્યાં કેઃ “ પિતાજી ! મ્હારૂં રક્ષણ કરો. મ્હારાથી ચાલી શકાતું નથી તેથીજ મ્હારી સાથેની સ્ત્રીઓ આગળ

ચાલી ગઈ છે. પગમાં થતા કષ્ટને લીધે હું અહિં બેસી રહી છું." જો કે આ સમયે માતાજીનું વય સત્તર વર્ષનું હતું તોપણ તેમનું મુખ જોતાં કોઇ બાર વર્ષથી અધિક કલ્પના કરતું નહિ. સરલ બાળિકાનું કરૂણાજનક રૂદન જોઇ પેલાં સ્ત્રી-પુરૂષનાં હૃદયમાં સ્નેહનું કમળ પ્રફુલ્લિત થયું. તેમણે તેજ ક્ષણે માતાજીને આશ્વાસન આપી તેમનું સમસ્ત વૃતાન્ત સાંભળી લીધું. માતાજીએ પણ તે સ્ત્રીને " મા ! મા ! " કહી પોતાની સર્વ હકીકત કહી સંભળાવી. સ્ત્રીએ આશ્વાસન આપી કહ્યું કેઃ " બ્હેન ! તું કાંઇપણ ભય રાખતી નહિ, અમે તને ત્હારી સાથેની સ્ત્રીઓ પાસે પહોંચાડયા પછી ઘેર જઇશું. તું જરાપણ ભય પામીશ નહિ. તું નિશ્ચિંત રહેજે બ્હેન."

આ સ્ત્રીપુરૂષ જાતિનાં બાગ્દિ હતાં. કોઇ જમીનદારના ખેડુતો હશે. કોઇ કામપ્રસંગે અન્ય ગામ ગયાં હતાં, હમણાં તેઓ પોતાને ગામ પાછાં ફરતાં હતાં. માતાજીએ બાગ્દિની સ્ત્રીને " મા ! મા ! " કહી તેથી તે તેમના ઉપર એટલો બધો પ્રેમ દર્શાવવા લાગી કે જેથી તે પોતાને ગામ નહિ જતાં, માતાજીની સેવા કરવા લાગી, અને પોતાને ગામ નહિ જતાં તેમની સાથેની સ્ત્રીઓ સાથે મેળાપ કરાવ્યા પછીજ પોતાને ગામ પાછા જવા માતાજીને આશ્વાસન આપવા લાગી. ત્યાર પછી માતાજીનો હાથ ઝાલી ધીમે પગલે ચાલતાં ચાલતાં કહેવા લાગીઃ " આ પ્હણે ધર્મશાળા છે. ધીમે ધીમે ચાલ. ગભરાઇશ ના. હોં કે બ્હેન ! " એમ કહેતાં કહેતાં સન્ધ્યા સમયે નજીકની એક ન્હાની ધર્મશાળામાં જઇ પહોંચ્યાં. ત્યાં જઇ પોતાની પાસેનાં વસ્ત્ર પાથરી તે પર માતાજીને સુવાડયાં અને બાગ્દિની તેમની સેવા કરવા લાગી. તેમનું શરીર અને પગ દબાવતી થાક ઉતારવા લાગી. તેણે પતિને કહ્યુંઃ " તમે છોકરીને માટે કંઇ ખાવાનું લઇ આવો." ગામડાંમાંથી બાગ્દિને જે કાંઇ સારૂં ખાવાનું મળ્યું તે લાવી માતાજીને આપ્યું. માતાજીએ પણ તે લઇ ક્ષુધાનું નિવારણ કર્યું. ત્યાર પછી ઓરડીમાં માતાજી અને બાગ્દિનીએ શયન કર્યું. બાગ્દિએ હાથમાં વાંસનો સોટો લઇ દ્વાર આગળ બેસી દ્વારપાલનું કામ કર્યું.

બીજે દિવસે પરોઢીયે ઉઠી પતિપત્ની બન્ને માતાજીને લઇ ધીમે ધીમે ચાલવા લાગ્યાં. માતાજીને થાક લાગતો જણાતો તે વખતે પેલાં દમ્પતિ

તેમને જોઇ એક વૃક્ષની છાયામાં ઉભાં રહેતાં. આ પ્રમાણે મધ્યાહ્ન સમયે જ્યાં વિશ્રામ લીધો ત્યાંથી ઉત્તમ આહાર લાવી બાગ્દિએ માતાજીને આપ્યો, અને થોડો પોતે લઇ જલપાન કર્યું. સન્ધ્યા સમયે વૈદ્યવાટીમાં માતાજીને સાથેની સ્ત્રીઓમાં મેળવી દીધાં. બીજે દિવસે ગંગાસ્નાન કર્યાં પછી ઉક્ત સ્ત્રી-પુરૂષે લક્ષ્મીદેવીને અને માતાજીને સાથે લઇ દક્ષિણેશ્વર પહોંચાડી દીધાં. ગુરૂપત્ની માતા શારદાદેવી દક્ષિણેશ્વર આવી પતિદેવ શ્રીરામકૃષ્ણ ભગવાન પાસે નિવાસ કરવા લાગ્યાં. તે સંબંધી મતભેદ ચાલે છે. કોઇ કહે છે કે, તેમને જ્વર આવ્યો ત્યારે તેના પિતા તેમને કલકતે આવી દક્ષિણેશ્વર મૂકી ગયા અને કોઇ કહે છે કે ગંગાસ્નાન કરવા આવ્યાં ત્યારથીજ તેઓ પરમ-હંસદેવ પાસે રહેવા લાગ્યાં. ગમે તેમ હો પરંતુ યુવાવસ્થામાં પ્રવેશ કર્યાથી માતાજી શારદાદેવીના મનમાં પતિસેવા કરવાની ધારણા દ્રઢ થઇ હતી. તેઓ દક્ષિણેશ્વર આવ્યાં, અને પ્રકૃતિ સારી નહિ હોવાથી પ્રથમ પરમહંસદેવના શયનગૃહમાંજ તેઓ નિવાસ કરવા લાગ્યાં. દેવતુલ્ય પતિનાં દર્શન કરવાથી દિન-પ્રતિદિન તેમના અંતઃકરણમાં વિશેષ આનન્દનો અનુભવ થવા લાગ્યો. આ સમયે દામ્પત્ય જીવનનો મહાન ઉદ્દેશ્ય અને જોખમદારી સમજવાની તેમ-નામાં શક્તિ આવી હતી. પવિત્ર યુવતી દેહ-બુદ્ધિના જ્ઞાનથી રહિત પરમ-હંસદેવની સંગતિ અને નિઃસ્વાર્થ પ્રેમભાવ જોઇ દિવ્ય આનંદ પ્રાપ્ત કરવા લાગ્યાં. પરમહંસદેવની સ્ત્રીભક્તો સમક્ષ માતાજી તે આનન્દની વાર્તા કેટલીક વખત કહી અનિર્વચનીય આનન્દવડે અંતર પરિપૂર્ણ રહેતું હતું તેનો સ્વીકાર કરતાં હતાં.

આ સમયથીજ તેમના વર્તનમાં પરિવર્ત્તન થયું હતું. પરંતુ વિચક્ષણ મનુષ્ય સિવાય સાધારણ મનુષ્યો તે જાણી શકે એમ ન હતું. કારણ કે તે સમયથી તેઓ ચંચળ નહિ પણ વિચારશીલ થયાં હતાં. સ્વાર્થદ્રષ્ટિબદ્ધ નહિ પણ નિઃસ્વાર્થ પ્રેમિકા બન્યાં હતાં, અને અંતરમાંથી સર્વ પ્રકારની લોભ-લાલસાનો ત્યાગ થઇ જનસમાજનાં દુઃખ કષ્ટ જોતાં તેવાંજ દુઃખ કષ્ટનો અનુભવ તેમને થવા લાગ્યો હતો. અન્તે તેઓ સાક્ષાત્ દયા અને કરૂણાની મૂર્તિ સ્વરૂપ થઈ ઉઠયાં હતાં અને પતિદેવે માનેલાં સાક્ષાત્ જગતજનની

જગદમ્બાનું સ્વરૂપજ બની રહ્યાં હતાં. માનસિક આનન્દને પ્રતાપે તેઓ અશેષ કષ્ટને કષ્ટરૂપે માનતાંજ નહોતાં. અનેક માનવ પ્રાણીનો આદર અને યત્ન કરવા છતાં તેનો બદલો મેળવવાની યત્કિંચિત્ પણ આશા રાખતાં નહતાં. આ પ્રમાણે તેઓ પતિદેવની સાથે રહી, જેમ શ્રીકૃષ્ણ ભગવાન સાથે શ્રી રાધિકાજી, જેમ શ્રી શંકર ભગવાન સાથે શ્રી પાર્વતિજી અને જેમ શ્રી રામચંદ્ર ભગવાન સાથે શ્રી સીતાજી માતારૂપી જગતજનની આદ્યાશક્તિએ નિવાસ કરી જગતકાર્ય પરિપૂર્ણ કર્યું હતું તે પ્રમાણે પરમહંસદેવનાં પત્ની માતાજી શારદાદેવીએ પણ ભક્તવત્સલ ભગવાન પરમહંસદેવના કાર્યમાં સહાયતા કરી હતી અને માનવ માત્રને સ્વસંતાન માની તેમની કલ્યાણ કામના કરી હતી.

શ્રી માતાજીના આગમનથી પરમહંસદેવના મન અને કાર્યમાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન નહિ થતાં ઉલટી સરલતાજ થઇ હતી. તેમના આવવાથી અને એક ગૃહમાં નિવાસ કરવાથી અન્ય જનો ગમે તેમ શંકા કરે પરંતુ અમે માનીએ છીએ કેઃ પરમહંસદેવ જાણે દેવી જગદમ્બાના મંદિરમાં જઇ શયન કરતા હોય તેવાજ રૂપમાં આ સ્થળે પણ શયન કરતા. તેમણે બ્રહ્મજ્ઞાની શ્રીમત્ તોતાપુરીનું ઉપદેશવાક્ય સ્મરણ કરી પોતાના સાધનની પરીક્ષા કરવા અને પત્ની પ્રત્યે પોતાનું કર્તવ્ય પાલન કરવા અગ્રસર થયા હતા. આ સ્થળે પ્રશ્ન થશે કેઃ પત્નીને સાથે રાખી, દક્ષિણેશ્વરમાં નિવાસ કરી, અત્યાર પહેલાંજ તેઓ આ પ્રમાણે આચરણ કરી શકત, પરંતુ એ પ્રમાણે કેમ કર્યું નહિ? ઉત્તરમાં કહેવું પડશે કે સાધારણ મનુષ્ય એ પ્રમાણે કરી શકત એમાં સંદેહ નહિ પરંતુ પરમહંસદેવ તે શ્રેણીના નહતા, તેથી એ પ્રમાણે વર્ત્યા નહિ. ઇશ્વર ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી જેઓને જીવનની પ્રત્યેક ક્ષણે પ્રત્યેક કાર્ય કરવાનો અભ્યાસ થઇ ગયો છે તેઓ કોઇ પણ પ્રકારનો સ્વાર્થ સાધવા માટે કોઈ પણ કાર્ય કરતા નથી. આત્મકલ્યાણ અથવા અન્ય જનોનું કલ્યાણ સાધવા માટે તેઓ આપણી પેઠે મલિન-ક્ષુદ્ર બુદ્ધિની સહાયતા નહિ લેતાં શ્રી ભગવાનની વિરાટ બુદ્ધિની સહાયતા અને આદેશની વાટ જોયા કરે છે, તેથી સ્વેચ્છાપૂર્વક પરીક્ષા આપવા તેઓ સર્વથા

વિમુખ રહે છે, કિંતુ વિરાટની ઇચ્છા પ્રમાણે વર્તતાં ક્વચિત્ તેમને પરીક્ષા આપવાનો સમય આવી ચઢે તો તે માટે તેઓ આનન્દપૂર્વક અગ્રસર થાય છે. પરમહંસદેવ પોતાની ઇચ્છાથી પોતાના બ્રહ્મજ્ઞાનની પરીક્ષા આપવા અગ્રસર થયા નહોતા, પરંતુ જ્યારે તેમણે જોયું કે પત્ની સ્વેચ્છાથી તેમની પાસે આવ્યાં છે ત્યારે તે કાર્યમાં પ્રવૃત્ત થયા હતા. શ્રી માતાજી જ્યાં સુધી દક્ષિણેશ્વર આવ્યાં નહોતાં ત્યાં સુધી તેમણે તેમને બોલાવવાનો જરાયે યત્ન કર્યો નહોતો. યોગદષ્ટિની સહાયતાથી તેઓ જાણી શક્યા હતા કે પત્નીં પ્રતિ અમુક પ્રકારનું કર્તવ્ય પાલન કરી જગતને મહાન ઉપદેશ આપવો એજ ઇશ્વરનો સંકેત–આદેશ છે અને એજ કર્તવ્ય હવે પાલન કરવું જોઇએ.

ગમે તેમ હો, પણ પત્ની પ્રત્યે કર્તવ્યપાલન કરી પરીક્ષા આપવાનો સમય આવેલો જોઇ પરમહંસદેવ બહુ આનંદ પામી અગ્રસર થયા, અને સમય મળતાંજ માતાજીને માનવ જીવનનો ઉદ્દેશ્ય, અને કર્તવ્ય સંબંધી સર્વ પ્રકારની શિક્ષા આપવા લાગ્યા. સાંભળવામાં આવ્યું છે કે: આ સમયે તેમણે એક દિવસ માતાજીને કહ્યું હતું કે: " ચાંદા મામા જેમ સર્વ બાળકોના મામા છે તેજ પ્રમાણે ઇશ્વર પણ સર્વ જીવમાત્રના પિતા છે. તેમની પ્રાર્થના કરવાનો સર્વને એક સરખો અધિકાર છે. જે તેની અંતઃકરણપૂર્વક–એક ચિત્તે પ્રાર્થના કરશે તેને દર્શન આપી કૃતાર્થ કરશે. તમે તેની પ્રાર્થના કરશો તો તમને પણ તેનાં દર્શન થશે. " માત્ર ઉપદેશ આપીનેજ પરમહંસદેવ શાંત થતા નહિ પરંતુ શિષ્યને પાસે રાખી પ્રેમપૂર્વક તેને પોતાનો કરી લઇ તેને પ્રથમ ઉપદેશ આપતા અને ત્યાર પછી શિષ્ય તે ઉપદેશ પ્રમાણે કાર્ય કરે છે કે નહિ તે ઉપર તીક્ષ્ણ દ્રષ્ટિ રાખતા અને ભૂલેચૂકે તે કંઇ વિપરીત આચરણ કરતો તો તેને પ્રેમભાવે–પુત્રભાવે–બંધુભાવે–સમજાવી તેની ભૂલ સુધારતા. માતાજીના સંબંધમાં પણ તેઓ તેજ પ્રમાણે વર્તતા. જાણે તે પોતાનો પ્રિય શિષ્ય ન હોય તેમ તેમની સાથે અતિશય સ્નેહ ભાવે વર્તતા. પ્રથમ દિવસથીજ તેમણે તેમને પ્રેમામૃતનો મધુર સ્વાદ ચખાડયો હતો. તેથી માતાજીને તે અમૃતનો સ્વાદ જીવનપર્યંત ચાખવાની ઇચ્છા થઇ રહી હતી. તેમને પ્રેમ બતાવીનેજ તેમણે વશ કરી લીધાં હતાં. તેઓ આવ્યાં

તેજ દિવસથી તેમને પોતાના ઓરડામાં નિવાસસ્થાન આપીને અને તેમની પ્રકૃત્તિ સંપૂર્ણ સ્વસ્થ થયા પછી રાત્રે નિત્ય પોતાની શય્યામાં શયન કરવાની આજ્ઞા આપી હતી તે ઉપરથી તેમનો પ્રેમ જણાઇ આવે છે. પતિ પત્નીને–દેવ–દેવીને રાત્રે કયા પ્રકારનો અનુભવ થતો હતો તે જાણવું અન્ય રીતે મુશ્કિલ છે, કારણ કે તે ઓરડામાં ત્રીજું કોઇ રહેતું નહોતું પરંતુ કેટલીક વખત પરમહંસદેવ પોતે અને કેટલીક વખત માતાજી પોતે પોતાના ભક્તો સમક્ષ એકાદ પ્રસંગનું વર્ણન કરતાં તે ઉપરથી તેમના દિવ્ય આચરણનું વૃતાંત જાણી શકાય છે. માતાજીએ એક પ્રસંગનું વર્ણન ભક્ત સ્ત્રીઓ સમ્મુખ કર્યું હતું. તે આ સ્થળે પ્રકટ કરવામાં આવે છેઃ—

"તે સમયે તેઓ (પરમહંસદેવ) કેવા અપૂર્વ દિવ્યભાવે નિવાસ કરતા તે જીભથી કહી સંભળાવી શકાય તેમ નથી ! ક્વચિદ્ તેઓ અર્ધ સમાધિ અવસ્થાની ધૂનમાં કેટલીએ વાર્તા કહેતા, ક્વચિત્ હસતા, ક્વચિત રડતા, અને ક્વચિત્ સમસ્ત રાત્ર સમાધિમાં સ્થિર થઇ જતા. આ પ્રમાણે સમસ્ત રાત્ર વ્યતીત થતી. તેવી સમાધિ સ્થિતિ, અદ્‌ભૂત જુસ્સો, અને વિચિત્ર વર્તન જોઇ મ્હારૂં સર્વ શરીર કમ્પાયમાન થતું અને હું વિચાર કરતી કેઃ ક્યારે રાત પૂરી થાય. સમાધિ સ્થિતિની વાત તે વખતે હું કશું જાણતી નહિ. એક દિવસ તો રાત્રે તેમની સમાધિ ભંગ થઇજ નહિ, એ જોઇ ભય પામી મ્હેં પુષ્કળ અશ્રુપાત કર્યો અને હૃદયને બોલાવવા મોકલ્યું. તેણે આવી એમના કાનમાં પ્રણવોચ્ચાર કર્યો. ઘણીવાર પછી તેમને ચૈતન્યોદય થયો ! તેમની એવી સ્થિતિ જોઇને મ્હને ભય કષ્ટ થતું તે જોઇ એમણે મ્હને શિખવી દીધું કેઃ મ્હારી એવી સ્થિતિ જોઇ મ્હારા કાનમાં પ્રણવોચ્ચાર કરવો. હરિનામ સંભળાવવું." ત્યાર પછીથી મ્હને એટલો બધો ભય થતો નહતો, તેમના કહેવા પ્રમાણે નામોચ્ચાર કરવાથી એમને ચૈતન્ય પ્રાપ્ત થતું. અનેક દિવસ એ પ્રમાણે થતું હોવાથી ક્યારે તેમને સમાધિ પ્રાપ્ત થશે તેનો નિશ્ચય ન હ હોવાથી તેમના શરીરની સંભાળ લેવાને હું આખી રાત્ર ઉ[illegible]ારા કરતી નિદ્રા લેવા પામતી નહિ, એ વાત તેમણે જાણી ત્યારથી મ્હને ક[illegible] નહિ આપવાની ઇચ્છાથી મ્હારૂં નિવાસ સ્થાન નોબતખાનાની

બાજુમાં રાખ્યું, અને ત્યાંજ નિદ્રાવશ થવાની મ્હને આજ્ઞા કરી."

પરમ આરાધ્ય માતાજી કહેતાં કે: "એ પ્રમાણેજ દીવામાં બત્તી કેવી રીતે મૂકવી, ત્યાં નિવાસ કરતાં પ્રત્યેક મનુષ્યો કેવી પ્રકૃતિનાં છે અને કોની સાથે કેવી રીતે વર્તવું, કોઇને ઘેર જઇને કેવી રીતે આચરણ કરવું, વગેરે સંસારના સર્વ પ્રકારના જ્ઞાનથી તે ભજન, કીર્તન, ધ્યાન, સમાધિ અને બ્રહ્મ-જ્ઞાનની વાર્તા સુદ્ધાં-સર્વ વિષયો-તેઓ મ્હને કહી સંભળાવતા." હે ગૃહ-સ્થાશ્રમી મનુષ્યો ! તમારામાંના કેટલાં પુરૂષો પોતાની સ્ત્રીને એવું ઉત્તમ શિક્ષણ આપે છે ? તુચ્છ શરીર-સંબંધ કોઇ કારણને લીધે છોડી દેવાનો પ્રસંગ આવે તો તમારામાંના કેટલાં પુરૂષો પોતાની સ્ત્રીઓને એ પ્રમાણે માન અને ભક્તિ અને નિઃસ્વાર્થ પ્રેમ જીવનપર્યંત બતાવી શકશે ? જેના ઘરમાં સુંદર સ્વરૂપવાળી, હૃષ્ટપુષ્ટ સ્ત્રીઓ છે, તેઓ તેને માત્ર વિલાસની પુતળી સમજી તેની સાથે તેવોજ વ્યવહાર રાખી તેને જીવનપર્યંત દાસી બનાવી રાખે છે, અને તેમ થવાથી તે મહાશક્તિ, મહાદેવીનું દેવીસત્વ લોપ પામી માત્ર સેવિકા સત્વજ પ્રદર્શિત થાય છે અને તેના નારીજીવનમાં તેને કદી પણ સાચું સુખ અને શાંતિ પ્રાપ્ત થતી નથી ! તોપછી જેના ઘરમાં સ્ત્રી હમેશાં રોગી રહી ખાટલા વશ રહે છે તે સ્ત્રીની સ્થિતિ એક તૃણ કરતાં વિશેષ કિંવા તુચ્છ કીટ-પતંગ કરતાં અધિક ભાગ્યેજ જોવામાં આવે છે ! ઓ ગૃહસ્થાશ્રમી ભાઇઓ ! આવો ! આવો ! તમે ઇશ્વરાવતાર શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનું સ્વપત્ની પ્રત્યેનું આચરણ વાંચો અને તમારી ગૃહિ-ણીને એક દેવી સમાન માની તેને ગૃહસ્થાશ્રમને યોગ્ય તેમજ આ લોક અને પરલોકમાં કલ્યાણ થાય એવો ઉપદેશ આપો. તેને તમે તુચ્છ-અજ્ઞાન-મૂર્ખ ન સમજો, તમે તેને માત્ર દાસી ન સમજો. તમે તેને માત્ર ઘરની સેવિકા કિંવા સન્તતિ ઉત્પન્ન કરવા ખરીદી લાવેલી, વિલાસ કરવાની પૂતળી ન માનો ! તમે તેને તમારા જીવનની સંગિની, તમારા જીવનની સુખ-શાંતિ દાતા દેવી માનો અને તેને ઉત્તમ પ્રકારનો ઉપદેશ આપી તમારા આ લોક પરલોકનું સાધન સરલ કરવા એક ઉત્તમ ગૃહિણી બનાવો. તેમ થવાથી તમે, તે અને તમારી સંતતિ, એ ત્રણેનું કલ્યાણ સધાશે. તમે ત્રણે સુખ

શાંતિ પ્રાપ્ત કરશો. તમારા કલ્યાણને માટેજ અપૂર્વ ઇશ્વરાવતાર શ્રી રામકૃષ્ણ પરમહંસદેવે લગ્ન કર્યા પછી એક પણ દિવસ પત્ની શારદાદેવી સાથે શરીર સંબંધ રાખ્યા વિના સ્ત્રી સાથે ઉપરોક્ત પ્રકારનો અદ્દભૂત, અદ્રષ્ટ પૂર્વ પ્રેમ લીલાનો વિસ્તાર કર્યો હતો. તમે તેમાંથી બોધ મેળવી શકો તે માટેજ, ઇન્દ્રિયતૃપ્તિ શિવાય લગ્નનો એક અન્ય મહાન ઉચ્ચ ઉદ્દેશ્ય છે અને તે ઉચ્ચ આદર્શનું અનુકરણ કરી તમે પણ તમારાં વિવાહિત જીવનમાં યથાયોગ્ય બ્રહ્મચર્ય પાલન કરી સ્ત્રી–પુરૂષ–પતિ–પત્ની કૃતાર્થ થઇ શકો, તમારૂ બન્નેનું જીવન સફળ થઇ શકે, તમે તથા તમારાં સન્તાનો ઉત્તમ પ્રકારનું જ્ઞાન અને ભક્તિ પ્રાપ્ત કરી, સંસારનું મ્હોટામાં મોટું દુઃખ જે વારંવાર જન્મમરણ તેનાથી મુક્ત થઇ શકો, મહાન બુદ્ધિશાળી, અને મહાન તેજસ્વી ગુણવાન્ સન્તાનના પિતા માતા થઇ ભારતવર્ષના વર્તમાન હીનવીર્ય, નિસ્તેજ, નિર્બળ, દરિદ્ર સમાજને ભાગ્યશાળી કરી ધન્ય કહેવડાવો, તેટલા માટેજ, તેમણે એ દામ્પત્ય લીલા હતી. શ્રી રામચન્દ્ર, શ્રી કૃષ્ણ, બુદ્ધ, ઇસુખ્રિસ્ત, શ્રી શંકર, શ્રી ચૈતન્ય, આદિરૂપે પૂર્વ યુગમાં જે લીલા, લોક ગુરૂઓને બતાવવાનું પ્રયોજન જણાયું નહોતું, તે સામ્પ્રત યુગમાં તમારે માટેજ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના જીવનમાં પ્રદર્શિત થાય છે! જીવનપર્યંત કઠોર તપસ્યા અને સાધનાના બળવડે લગ્ન–બંધનનો અદ્રષ્ટ પવિત્ર "આદર્શ" જગતમાં આજે પ્રથમજ જોવામાં આવે છે. પરમહંસદેવ કહેતા હતા કેઃ તમે સર્વે પોતાનું જીવન તેજ આદર્શ–સાંચામાં ઢાળો અને નૂતન ભાવનાવાળું બનાવી દો."

માતાજી સાથે પરમહંસદેવનાં આચરણ સંબંધી વિશેષ જાણવાથી નિત્ય પાપ–પ્રપંચમાં ફસેલા માયાવી ગૃહસ્થાશ્રમીઓને કંઇક વિશેષ બોધ મળશે એમ જાણી અન્ય વાર્તા લખવાની ઇચ્છા થઇ આવે છે. સાંભળો.

શ્રીમતી માતાજી તે સમયે એક રાત્રિએ પરમહંસદેવના પગ દબાવતાં દબાવતાં પૂછવા લાગ્યાં કેઃ "પ્રભુ! આપ મ્હને કેવા રૂપમાં જોઇ શકો છો?" પરમહંસદેવે ઉત્તર દીધો કેઃ "જે મ્હારી માતા મંદિરમાં બિરાજી રહી છે, તેણેજ આ શરીરનો જન્મ આપ્યો છે, તેજ (તેમનાં પત્ની) માતા હમણાં નોબતખાનાની પડોશના ઘરમાં નિવાસ કરે છે અને તેજ માતા

હમણાં મ્હારા પગ દબાવી રહ્યાં છે. તમને સાક્ષાત્ આનન્દમયી, જગદમ્બાનું રૂપ જાણી, સત્ય કહું છું કે, હું તમારા પ્રત્યે તેટલીજ ભક્તિભાવથી જોઇ રહ્યો છું !"

કેમ વાંચક ? આ વાક્ય તમને શો ઉપદેશ આપે છે ? તમે ગૃહસ્થાશ્રમી છો. તમને એક, બે, ત્રણ અથવા અધિક સન્તાન થઇ ગયાં છે છતાં પણ હવે તમને સન્તોષ થતો નથી ? હજી પણ તમે ઇશ્વરપ્રાપ્તિને માટે તમારી ચિત્તવૃત્તિને ધીમે ધીમે જ્ઞાન-ભક્તિ પ્રાપ્ત કરવા દોરવા ઇચ્છતા નથી ? હજી તમે ક્યાં સુધી સંસારની માયાજાળમાં ભટકીયાં માર્યા કરશો ? તમે અત્યાર સુધીમાં ક્યારે સુખ શાંતિ મેળવી છે ? તમને સુખ શાંતિ મળે પણ ક્યાંથી ? માત્ર શરીર-સુખને તમે સાચું સુખ માનતા હો તો તમે ઇશ્વરાવતાર પરમહંસદેવના જીવનનું અવલોકન કરો. તેમણે જ્યારે શરીર સુખને ખરૂં સુખ માન્યું નથી ત્યારે હવે તમે સન્તાન સન્તતિ અને પૌત્ર દૌહિત્ર રૂપીલશ્કરથી સજ્જ થયા છો તો પછી હવે તો ઇશ્વર પ્રાપ્તિનો યત્નં કરો ! હવે તો સત્ય સુખ-શાંતિ શોધો ! ઇચ્છા રાખશો તો અવશ્ય પ્રયત્નને અંતે તે મળશે. યત્ન કરો ! રત્ન મળશે !

એક દિવસ માતાજી પરમહંસદેવની પાસેજ સૂતાં હતાં. એ જોઇ તેઓ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા કેઃ "મન ! આનું નામ સ્ત્રી-શરીર કહેવાય છે. લોકો એને પરમ ઉત્તમ, ભોગની વસ્તુ જાણે છે અને તેનો ઉપભોગ કરવા માટે ક્ષણે ક્ષણે આતુર બની રહે છે, પરંતુ એને પ્રાપ્ત કરવાથી દેહમાંજ ગોંધાઇ રહેવું પડે છે. પિંજરાબદ્ધ પક્ષીની પેઠે બંધનમાં બંધાવું પડે છે. એના ભોગવિલાસમાં લુબ્ધ થવાથી સચ્ચિદાનંદઘન ઇશ્વરની પ્રાપ્તિ થતી નથી. મનમાં એક અને મુખમાં એક, એ કરવું નહિ. કહે મન ! સત્ય કહે ! તું એને ગ્રહણ કરવા કે ઇશ્વરને ગ્રહણ કરવા ચહાય છે ? બોલ, મન ? સાચું બોલ ! જો તું એને ચહાતું હોય તો તે આ ત્હારી બાજુમાંજ શયન કરી રહી છે, તે સુંદર છે, તે યુવતી છે, યુવાવસ્થા અને સુંદરતાને સમસ્ત જગત્ ચહાય છે. તું શું ચહાય છે વારૂ ?"

એવો વિચાર કરી પરમહંસદેવે માતાજીના શરીરનો સ્પર્શ કરવા તત્પર

થયાં તેજ ક્ષણે તેમનું મન સંકુચિત થઇ એકાએક સમાધિસ્થ થઇ ગયું. તે રાત્રિયે તેમણે સાધારણ સ્થિતિનો અનુભવ કર્યોજ નહિ. બીજે દિવસે ઇશ્વર નામોચ્ચાર શ્રવણ કરાવ્યાથી–ઘણે યત્ને–તેમને ચૈતન્ય પ્રાપ્ત થયું.

પૂર્ણ યુવાવસ્થા પ્રાપ્ત પરમહંસદેવ અને નવ યૌવન સમ્પન્ન માતાજીની એ સમયની દિવ્ય લીલા–વિલાસ સંબંધી અમે પરમહંસદેવને મુખેથી જે કથા સાંભળી હતી તેવી જગતના આધ્યાત્મિક ઇતિહાસમાં અન્યત્ર કોઇપણ મહાપુરૂષ સંબંધી સાંભળી નથી. એ સર્વ કથા–વાર્તાથી મુગ્ધ થઇ માનવ હૃદય પોતાની મેળેજ તેમના દેવત્વ ઉપર વિશ્વાસુ થાય છે અને અંતરની શ્રદ્ધા–ભક્તિ તેમના શ્રી ચરણકમળમાં અર્પણ કરવા તત્પર થાય છે! દેહના જ્ઞાન–ભાન–વગરેના પરમહંસદેવની લગભગ સર્વ રાત્રિયો, તે સમયે સમાધિ અવસ્થામાંજ વ્યતીત થતી, અને સમાધિમાંથી જાગ્રત થઇ બાહ્ય જગતનું જ્ઞાન આવવા છતાં પણ તેમનું મન એટલું બધું ઉચ્ચ ભૂમિકા ઉપર અવસ્થાન કરતું કે, સાધારણ મનુષ્યના જેવી દેહબુદ્ધિ તેમનામાં એક ક્ષણને માટે પણ જણાતી નહિ.

આ પ્રમાણે દિવસો ઉપર દિવસ અને મહિનાઓ ઉપર મહિના વીતવા લાગ્યા તેમ છતાં અદ્ભૂત પરમહંસદેવ અને પવિત્ર માતાજીનો સંયમ–ભંગ થયો નહિ. એક ક્ષણને માટે પણ, ભૂલથાપ ખાઇ, તેમનાં મને, દેહને પ્રિય માની રમણ કામના કરી નહિ! એ સમયનું સ્મરણ કરી પરમહંસદેવ અમને ક્વચિત્ કહેતા કે: "જો તે (માતાજી–તેમનાં પત્ની) સારાં નહોત અને આત્મજ્ઞાન ભૂલી જઇ, સંસારની લાલચોને વશ થઇ પુત્રાદિની કામનાથી જો તેમણે મ્હારા ઉપર હુમલો કર્યો હોત તો સંયમનું વ્રત ભંગ થઇ દેહ–જ્ઞાન થાત કે નહિ તે કોણ કહી શકે છે? લગ્ન થયા પછી વ્યાકુલ થઇ માતાજીનો (શ્રી કાલી માતાનો) પાલવ પકડયો હતો, અને મ્હેં પ્રાર્થના કરી હતી કે: "મા! મ્હારી પત્નીના મનમાંથી કામભાવના તદ્દન દૂર કરી દે." એમની (માતાજી) સાથે એકત્ર નિવાસ કર્યા પછી હું જાણી શક્યો હતો કે: માતાજીએ મ્હારી તે પ્રાર્થના શ્રવણ કરી હતી.

બંગ સંવત ૧૨૮૦ ના વૈશાખની અમાવાસ્યાને દિવસે ફલ હારિણી

કાલિકા પૂજાનો પુણ્ય દિવસ હતો. દક્ષિણેશ્વરના મંદિરમાં આજે મ્હોટી ધામધૂમ સાથે ઉત્સવ થઇ રહ્યો હતો. પરમહંસદેવે શ્રી જગદમ્બા કાલી માતાની પૂજા કરવા માટે વિશેષ રૂપે સામગ્રી એકત્ર કરાવી હતી. પરંતુ તે માતાજીના મંદિરને બદલે ગુપ્ત રીતે પોતાના નિવાસ સ્થાનમાંજ તૈયારી કરાવી હતી. પૂજા સમયે દેવીને બિરાજવા માટે એક સુંદર સંગારેલો બાજઠ પુજકના દક્ષિણ હાથ તરફ સ્થાપવામાં આવ્યો હતો. સૂર્ય અસ્ત થઇ ગાઢ તિમિરનો ઘૂમટો તાણી અમાવાસ્યાની રજની જગત્ ઉપર ઉતરી પડી. પરમહંસદેવના ભાણેજ હૃદયનાથને આજે રાત્રિએ મંદિરમાં દેવીની પૂજા વિશેષરૂપે કરવાની હતી. તેથી પરમહંસદેવના નિવાસ સ્થાનમાં પૂજાની સામગ્રી ગોઠવી મંદિરમાં ચાલ્યો ગયો, અને રાધાગોવિન્દની રાત્રિ—સેવા—પૂજા સમાપ્ત કર્યા પછી દીનું પૂજારી આવી પરમહંસદેવને સહાયતા કરવા લાગ્યો. પૂજાની સામગ્રી એકત્રિત અને વ્યવસ્થિત કરતાં રાતના નવ વાગી ગયા. પૂજા સમયે માતાજીને હાજર રહેવા માટે પરમહંસદેવે કહાવી દીધું હતું, તેથી તેઓ પણ આવી હાજર થયાં છે. પરમહંસદેવ પૂજા કરવા બેઠા.

પ્રાથમિક પૂજા કૃત્ય સમાપ્ત થયું. પરમહંસદેવે શ્રી માતાજીને સુંદર બાજઠ ઉપર બેસવા સંકેત કર્યો. પૂજાનાં દર્શન કરતાં કરતાંજ માતાજીને અર્ધ બાહ્ય—સમાધિ સ્થિતિ પ્રાપ્ત થઇ હતી, તેથી તેઓ શું કરવા માંગે છે તે બરાબર જાણ્યા વગરજ મંત્રમુગ્ધની પેઠે તેઓ પરમહંસદેવના જમણા હાથ તરફ આસન ઉપર જઇ બેઠાં ! સ્હામે મુકેલા કળશનાં મંત્રેલાં જળવડે પરમહંસદેવ માતાજીને (પત્નીને) વિધિપૂર્વક અભિષેક કરવા લાગ્યા. ત્યાર પછી મંત્રશ્રવણ કરાવી પ્રાર્થનામંત્ર બોલવા લાગ્યાઃ—

" હે બાલે! હે સર્વ શક્તિની અધિશ્વરી માતા ત્રિપુરા સુંદરી ! સિદ્ધિનું દ્વાર ઉઘાડો. આના (માતાજીના) શરીર મનને પવિત્ર કરી એનામાં સંચાર કરી સર્વ કલ્યાણ સાધ્ય કરો ! "

ત્યાર પછી માતાજીના શરીર ઉપર સર્વ મંત્રોદ્વારા વિધિપૂર્વક ન્યાસ કરી પરમહંસદેવે તેમને સાક્ષાત્ દેવી જાણી તેમનું ષોડશોપચારવડે પૂજન કર્યું, અને ભોગ નિવેદન કરી પ્રસાદની સર્વ વસ્તુઓમાંથી થોડો થોડો અંશ

તેમના મુખમાં ધરાવ્યો. આ સમયે બાહ્યજ્ઞાનશૂન્ય માતાજી સમાધિનિષ્ઠ થઇ ગયાં! પરમહંસદેવ પણ અર્ધ બાહ્ય દશા પ્રાપ્ત કરી મન્ત્રોચ્ચાર કરતા કરતા સંપૂર્ણ સમાધિમગ્ન થયા! સમાધિનિષ્ટ પૂજક, સમાધિનિષ્ઠ દેવીની સાથે આત્મસ્વરૂપે પૂર્ણભાવ મિલિત અને એકીભૂત થઇ ગયા.

કેટલી ક્ષણ વીતી ગઇ તે કોણ જાણે! રાત્રિના દ્વિતીય પ્રહરનો ઘણો ભાગ વીતી ગયો. આ સમયે આત્મારામ પરમહંસદેવમાં બાહ્ય સંજ્ઞાનાં કંઇક લક્ષણ જણાયાં. પૂર્વની પેઠે અર્ધ બાહ્યદશા પ્રાપ્ત કરી તેમણે હવે દેવીને આત્મનિવેદન કર્યું. ત્યાર પછી સાધનાનું ફળ અને જપ કરવાની માળા વગેરે સર્વસ્વ શ્રીદેવીના પાદપદ્મમાં ચિરકાલને માટે વિસર્જન કરી મન્ત્રોચ્ચારણપૂર્વક તેમને પ્રણામ કરતા બોલ્યાઃ

"હે સર્વ મંગલનાં મંગલ સ્વરૂપ! હે સર્વ પરિપૂર્ણકારિણી! હે શરણદાયિની ત્રિનયની શિવ–ગેહિની ગૌરી! હે નારાયણિ! તમને અનેક પ્રણામ કરૂં છું."

પૂજા પરિપૂર્ણ થઈ. મૂર્તિમતિ વિદ્યારૂપિણી માનવીના દેહમાં વિદ્યમાન સાક્ષાત્ ઇશ્વરીની ઉપાસના કર્યાથી પરમહંસદેવની સાધના સમાપ્ત થઇ. તેમના દેવ માનવત્વે, સર્વ પ્રકારની સમ્પૂર્ણતા પ્રાપ્ત કરી!

એ પૂજા પછી માતાજી પાંચેક માસ તેમની પાસે રહ્યાં હતાં. પૂર્વની પેઠેજ તેઓ પરમહંસદેવ અને પરમહંસદેવનાં માતાજીની સેવામાં ગુંથાઇ દિવસને સમયે નોબતખાનાની જોડે વાળા મકાનમાં ચાલ્યાં જતાં, અને રાત્રિનો સમય પરમહંસદેવની શય્યા પાસેજ શયન કરતાં. પરમહંસદેવ રાત દિવસ સમાધિ સ્થિતિમાં રહેતા. કવચિત્ તો નિર્વિકલ્પ સમાધિમાર્ગમાં એમનું મન એટલું બધું લીન થઈ જતું કે જેથી તેમના શરીરમાં જાણે મરણ પામેલા હોય તેવાં સર્વ લક્ષણો જણાતાં. તેમનું શરીર કાષ્ટવતજ થઇ જતું. પરમહંસ દેવને ક્યારે એવી સમાધિસ્થિતિ પ્રાપ્ત થશે તેની આશંકામાં માતાજીને સમસ્ત રાત નિદ્રા આવતી નહિ. તેમને ભય તથા ઉજાગરા થતા જોઇનેજ પરમહંસદેવે તેમને માટે પોતાનાં માતાજીની પાસે શયન કરવાની ગોઠવણ કરી હતી.

એક દિવસ યોગારૂઢ પરમહંસદેવે માતાજીને પોતાના સ્વસ્વરૂપ મિલન સંબંધી કહ્યું હતું કે: "જ્યારે હું જેના તેના હાથનું ભોજન કરીશ, કલકત્તે રાત્રિ વ્યતીત કરીશ, અને ખાદ્યનો અગ્રભાગ અન્યને પ્રથમ ખવાડ્યા પછી હું બાકી રહેલો વિભાગ ખાઇશ ત્યારે જાણવું કે: આ દેહ હવે આ લોક છોડી ચાલ્યો જશે." પરમહંસદેવનું એ વાક્ય શબ્દેશબ્દ સત્ય થયું હતું.

એક દિવસ અર્ધ બાહ્યદશામાં આવી જઇ પરમહંસદેવે શ્રી માતાજીને કહ્યું હતું કે: "અંત સમયે હું કશું ભોજન કરીશ નહિ. માત્ર દુધની કાંજી ગ્રહણ કરીશ." આ વાક્ય પણ સત્ય ઠર્યું હતું. આ સમયે શ્રીમાતાજી ભોજન લઇને નિત્ય ત્યાં આવતાં. તેમણે એ સાંભળી કહ્યું: "ના, ના, હું ભાત અને અન્ય રસોઇ કરી આપીશ. દુધની કાંજી શા માટે." પરમહંસદેવે કહ્યું: "નહિ. માત્ર દુધની કાંજીજ લઇશ." એ પછી થોડે દિવસે પરમહંસદેવને ગળે વ્યાધિ થતાં બીજું કાંઇ અન્ન લઇ શકાયું નહિ. માત્ર દુધપાક, દુધ અને સાબુ ચોખાની કાંજી વગેરે ગ્રહણ કરતા.

જેવા દેવ તેવાંજ દેવી હતાં. એક શ્રી શંકર, બીજાં શ્રી પાર્વતિ. એક શ્રીરામ, બીજાં શ્રી સીતા. એક શ્રીકૃષ્ણ, બીજાં શ્રી રાધિકાજી. એક શિવ, બીજાં શક્તિ. મહારાજશ્રીના સ્ત્રી ભક્તોમાં શ્રીમંત શંભુચરણ મલ્લિકનાં પત્નીને શ્રીમાતાજી ઉપર દેવી સમાન પ્રેમ હતો. શંભુપત્ની તેમને મંગલવારે પોતાને ઘેર લઇ જઇ તેમનાં ચરણકમળની ષોડશોપચારપૂર્વક પૂજા કરતાં. અનેક સ્ત્રીઓ તેમની પાસે જઇ ઉત્તમ બોધ ગ્રહણ કરતાં.

સાંભળવા પ્રમાણે પરમહંસદેવનાં પત્ની અદ્યાપિપર્યંત વિદ્યમાન છે અને પુણ્ય કાશીક્ષેત્રમાં નિવાસ કરી ભગવદ્ ધ્યાનમાં નિમગ્ન થઇ રહ્યાં છે. ક્વચિત્ પ્રસંગે શ્રીરામકૃષ્ણદેવની જન્મોત્સવ તિથિએ તેઓ કલકત્તે જાય છે. તે સમયે લાખો મનુષ્યો તેમનાં દર્શનનો લાભ લઇ પવિત્ર થાય છે. ધન્ય છે તે જગતજનનીને અને ધન્ય છે તેમનાં દર્શનનો લાભ લઇ પવિત્ર થનાર પુણ્યાત્માઓને ! આવો, વાંચક ! આપણે પણ આ ચરિત્ર રૂપી તેમનાં દર્શનામૃતનું પાન કરી પવિત્ર થઇએ.



# દ્વાવિંશ અધ્યાય.

## ભક્ત આહ્વાન–ગૌરીકાંતનો અહંકાર ચૂર્ણ !

સાધનાકાર્ય પૂર્ણ થયા પછી એક દિવસ શ્રી રામકૃષ્ણદેવને સમાધિ સ્થિતિમાં કાલી માતાએ કહ્યું હતું કે: "ત્હારે માટે અનેક જ્ઞાની ભક્તો તૈયાર છે. તે બધા સત્વર આવી પહોંચશે." એ સાંભળી તેમણે મથુરાનાથને કહ્યું: "મથુર ! માતાજીએ કહ્યું છે કે: ત્હારા અનેક જ્ઞાની ભક્તો તૈયાર છે. તે બધા આવશે."

એ સાંભળી મથુરાનાથને અત્યન્ત આનંદ થયો હતો. તેમણે તે સર્વને જોવાની ઇચ્છા દર્શાવી હતી. પ્રસંગોપાત તેઓ કહેતા કે: "મહારાજ ! તમારા ભક્તો ક્યારે આવશે ?"

રામકૃષ્ણદેવ તેને ઉત્તર દેતા કે: "અવશ્ય તેઓ આવશે. હવે થોડી વાર છે." પરન્તુ દિવસો વ્યતીત થતા ગયા છતાં કોઇ ભક્ત આવ્યો નહિ, તેમ તેમ ભક્તોનાં દર્શન કરવા તેઓ અત્યન્ત ઉત્સુક થઇ રહ્યા હતા. તેમનું મન પ્રાણ એટલા બધા વ્યાકુલ થઇ રહ્યા હતા કે: સન્ધ્યા સમયે તેઓ ગંગાને કિનારે જઇ બૂમો પાડી ભક્તોને બોલાવતા. છેવટે નિત્ય સન્ધ્યા આરતિ થઇ રહ્યા પછી મંદિરની ઉત્તર દિશાના બેઠકખાનાની અગાશી ઉપર ચઢી બોલાવતા કે: "અરે તમે ક્યાં છો રે ! ઓ ભક્તો ! હવે તમે સત્વર આવી પહોંચો ! તમારે માટે મ્હારૂં અંતઃકરણ વિદીર્ણ થઇ જાય છે. જલદી આવોરે !" એમ કહી શરીરનું સર્વ બળ એકઠું કરી ભક્તોને બૂમો પાડતા. જાણે પોતાના ખોવાઇ ગયેલા પુત્રનેજ બૂમો પાડતા ન હોય ! ધીમે ધીમે ભક્તદર્શનની વ્યાકુલતા એટલી બધી વધી ગઇ કે: તેઓ પ્રતિદિન સન્ધ્યા સમયે ક્વચિત્ અગાશી ઉપર અને ક્વચિત્ ગંગાજીને કિનારે ઉભા રહી ઉપર પ્રમાણે બૂમો પાડતા કમ્પતા. તેમની એવી અવસ્થા અને વ્યાકુલતા જોઇ

મથુરાનાથ તેમને શાન્ત પાડવા કહેતા કેઃ "પ્રભુ! તમને બીજા ભક્તોની દરકાર શી છે? હું એકલોજ સોને ભારે છું. તમે મ્હને આજ્ઞા ફરમાવો. જે કહો તે કરવા તૈયાર છું." પરંતુ તેમની વ્યાકુલતા દૂર થતી નહિ. ભગવદ્ ભજનની કેવી બલિહારી છે? નિઃસ્વાર્થભાવે ભગવાનની ઉપાસના કરનારાઓનો કેવો પ્રભાવ હોય છે! એક ગરીબ દરીદ્ર જણાતા બ્રાહ્મણ પુત્ર સમ્મુખ એક લક્ષાપતિ દીનભાવે દાસત્વ કરવાની યાચના કરી રહ્યો છે! પોતાની લક્ષ્મી–વૈભવનો ગર્વજ નથી. અહા! ભગવદ્ભક્તિ શું નથી કરી શકતી?

કેટલોક સમય પર્યંત એ પ્રમાણે ચાલ્યા પછી વ્યાકુલતા કંઇક ઓછી થઇ, ત્યારે મથુરબાબુને એક દિવસ, પોતાની અવસ્થા સંબંધી કોઇ એક વિદ્વાન પંડિતને પૂછવાનો વિચાર જણાવ્યો. હૃદય અને મથુરાનાથે કહ્યું: "વર્દ્ધમાન જીલ્લામાં ઇંદેશ નિવાસી ગૌરીકાંત ભટ્ટાચાર્ય તર્કભૂષણ નામક એક ઉત્તમ પણ્ડિત રહે છે. તેને બોલાવાય તો બહુ સારૂં." રામકૃષ્ણદેવે હા કહી, અને એક પત્ર લખી હૃદયાનન્દના મ્હોટા ભાઇ રામરતનને આપી તેને ઇંદેશ તેડવા મોકલ્યો.

પણ્ડિત ગૌરીકાંત એક સાધક પુરૂષ હતા અને તેમનામાં એક વિશેષ શક્તિ ઉદય પામી હતી, તેથીજ તેમને વાદવિવાદમાં પરાજય પમાડે એવું કોઇ હતુંજ નહિ. પત્ર મળ્યા પછી કેટલેક દિવસે તેઓ દક્ષિણેશ્વર આવ્યા. તે સમયે રામકૃષ્ણદેવ બેઠકખાનામાં બેઠા હતા. ત્યાં આવતાંજ ગૌરીકાન્તે "**अरे! रे! रे! निरालम्बोद्‌रजनानि कं यामि शरणं**। એમ કહી ઘણીજ મ્હોટી બૂમ પાડી. એ શબ્દો સાંભળતાંજ રામકૃષ્ણદેવ સિંહની પેઠે મ્હોટી બરાડ પાડી ઉછળી ઉઠયા અને ગૌરીકાન્ત કરતાં ચાર ગણી ભીમ ગર્જના કરી તેજ શબ્દો પુનઃ ઉચ્ચારતા કુદતા કુદતા તેમની પાસે આવી પહોંચ્યા. બન્નેની આ પ્રમાણે અદ્ભૂત ગર્જના વડે બગિચો અને દેવાલય કમ્પી ઉઠયું. રામકૃષ્ણદેવને એ પ્રમાણે સિંહ ગર્જના કરતા અને કુદકા મારતા જોઇ ગૌરીકાન્તને અતિશય આશ્ચર્ય થયું. તે તો સ્તબ્ધજ થઇ ગયા. રામકૃષ્ણદેવ ગર્જના કરતા શાન્ત પડયા ત્યારે ગૌરીકાન્તે તેમનાં ચરણમાં મસ્તક નમાવી સાષ્ટાંગ દણ્ડવત્ પ્રણામ કર્યા, અને બોલ્યાઃ "પ્રભો! આજે મ્હને

દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું છે. આપ મ્હારા ઉપર કૃપા કરો. મ્હેં સાધન કરી ઉચ્ચાવસ્થા પ્રાપ્ત કરી છે ખરી પરન્તુ પ્રભો! આપની સમક્ષ આજ મ્હારૂં પતન થયું છે. આજે મ્હારો અહંકાર નાશ પામ્યો છે. આપ જગત્ગુરૂ છો. આપ જો કૃપા નહિ કરો તો મ્હારી સદ્‌ગતિ થશે નહિ." રામકૃષ્ણદેવે તેમને સાન્ત્વન આપી પોતાની પાસે બેસાડયા અને ઈશ્વર સંબંધી અનેક વાર્તાલાપ કરી આનન્દ ભોગવવા લાગ્યા. ત્યારપછી પોતાની કેવી અવસ્થા થઇ છે તે જાણવાની તેમણે ઇચ્છા પ્રકટ કરી તેથી ગૌરીકાન્ત તેમને શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે પ્રશ્નો કરવા લાગ્યા અને રામકૃષ્ણદેવ તેના ઉત્તર દેવા લાગ્યા. તેમના તાળવામાંથી થયેલો રૂધિરસ્રાવ વગેરે સ્થિતિ સાંભળ્યા પછી ગૌરીકાન્તે કહ્યુ: "લોકો પગે ચાલીને કાશી જવાની ઇચ્છા કરે છે, અને આપ તો કળની ગાડીમાં બેસી ત્યાં એકદમ પહોંચી ગયા છો. અમે શાસ્ત્રમાં ઇશ્વરાવતારનાં જે જે લક્ષણો વાંચ્યાં છે તે સર્વ આપનામાં વિદ્યમાન છે તે ઉપરાંત આપ એટલા બધા આગળ વધ્યા છો કે: શાસ્ત્રમાં તેમાંનું કશુંએ જણાતું નથી, અને અમે તેમાંનું કશું સમજી શક્તા નથી."

રામકૃષ્ણદેવે કહ્યું: "વારૂ, તમે એ અભિપ્રાય વિદ્વાનો સમક્ષ કહી શકશો?"

ગૌરીકાન્તે ઉત્તર દીધો: "મથુરબાબુ, તમે મ્હોટા મ્હોટા વિદ્વાનોને બોલાવી મંગાવો. જોઉં તો ખરો કે: કયા શાસ્ત્ર પ્રમાણ દ્વારા તેઓ મ્હારા અભિપ્રાયનું ખણ્ડન કરી શકે છે!" તે સમયે મથુરબાબુ ત્યાં આવી ઉભા હતા તેમણે કહ્યું: "એમાં વળી આશ્ચર્ય શું? હું હમણાંજ મ્હોટા મ્હોટા વિદ્વાનોને બોલાવી મંગાવું છું." રામકૃષ્ણદેવે કહ્યું: "ના, ના. એમ નહિ. લોકો કહેશે કે: પોતાના દેશના વિદ્વાનોને શીખવી રાખ્યું હશે."

વાતચિત થઇ રહ્યા પછી હૃદયનાથે રામકૃષ્ણદેવને એક બાજુએ લઇ જઇ પૂછ્યું: "મામા! એ પ્રમાણે તમે બન્ને અતિ પ્રચણ્ડ ગર્જના કેમ કરતા હતા?"

રામકૃષ્ણદેવે કહ્યુ: "તું શું જાણે? ગૌરીકાન્ત ગર્જના કરતો હતો તેનું કારણ એ છે કે: તેના હૃદયમાં એક મહા શક્તિનો ઉદય થયો છે. મ્હેં

તેના કરતાં વિશેષ ગર્જના કરી તેની શક્તિનું આકર્ષણ કરી લીધું." એમ કહી તેમણે હૃદયને સમજાવતાં કહ્યું: "સન્તાનોત્પાદન કરવાથી ગૌરીનું પતન થયું હતું, તેથીજ તેની શક્તિ હરણ કરી લીધી છે."

ગૌરીકાન્ત દક્ષિણેશ્વરમાં હતા તે સમયે એક દિવસ મથુરાનાથે કલકત્તા નિવાસી પણ્ડિત વૈષ્ણવચરણ ગોસ્વામીને બોલાવી પરમહંસદેવને સમાચાર કહેવડાવ્યા. પૂર્વે પાનિહાટી ગામમાં મહોત્સવ ઉજવ્યો તે સમયે વૈષ્ણવચરણે રામકૃષ્ણદેવને સાક્ષાત્ ભગવાન જાણી સેવા કરી હતી. આજે તો તેમને જોતાંજ રામકૃષ્ણદેવે સમાધિના આવેશમાંજ કુદકો મારી વૈષ્ણવચરણના ખભા ઉપર ચઢી બેઠા.

વૈષ્ણવચરણે પણ પોતાનો જન્મ સફળ થયો માની સંસ્કૃત કાવ્યરચના કરી તેમની અવતારભાવે સ્તુતિ કરી. સ્તોત્રાદિપૂર્ણ થયા પછી રામકૃષ્ણદેવ તેના ખભા ઉપરથી ઉતરી તેની સ્હામે બેઠા અને ગૌરીકાન્તને ગોસ્વામી જોડે વિચાર કરવા બોલાવી મંગાવ્યો. ગૌરીકાન્તે સર્વ ચમત્કાર નજરે જોયેલો હોવાથી કહ્યું: "એમની સાથે શો વાદવિવાદ કરૂં? એ તો મ્હારા અભિપ્રાયને મળતાજ છે."

એક દિવસ હૃદય અને મથુરાનાથ રામકૃષ્ણદેવની પાસે બેસી કથાવાર્તા કરતા હતા. એટલામાં વર્દ્ધમાન રાજ–સભા પણ્ડિત પદ્મલોચન તર્કાલંકાર ભટ્ટાચાર્યની વાત નીકળી. ભટ્ટાચાર્ય મહાશય તે સમયે બંગદેશમાં વેદાન્ત અને ન્યાયશાસ્ત્રમાં અદ્વિતીય પણ્ડિત હતા. એ વાત સાંભળી રામકૃષ્ણદેવે તેમનાં દર્શન કરવાની ઇચ્છા પ્રકટ કરી. મથુરાનાથે કહ્યું: "પ્રભો! હૃદયને અને બીજાં જેટલાં માણસો જોઇએ તેટલાંને સાથે લઇ તમે વર્દ્ધમાન જાઓ. હું બધો ખર્ચ આપીશ."

એ સાંભળી રામકૃષ્ણદેવે કાલી માતાને કહ્યું: "મા! તું મ્હારી હોવા છતાં મ્હારે વર્દ્ધમાન શા માટે જવું પડે? મા, તું તેને આ સ્થળે બોલાવી લાવ." વારંવાર આ પ્રમાણે બોલી બાળકની પેઠે હઠ કરતા સમાધિસ્થ થઇ ગયા, અને થોડી વાર પછી બોલ્યા: "દશ દિવસ પછી આવશે. ત્યાં જવું પડશે નહિ." તેઓ પ્રત્યેક બાબત વખતે સમાધિસ્થ થઈ સેવકભાવે

કાલી માતાને પ્રશ્ન કરતા અને થોડી વાર પછી પોતેજ કાલી માતારૂપે તેજ પ્રશ્નનો ઉત્તર આપતા. રામકૃષ્ણદેવે ઉપર પ્રમાણે ઉત્તર દીધો તે સમયે હૃદય અને મથુરાનાથે કલ્પના કરી કે: " વર્દ્ધમાનનો સભા-પણ્ડિત દશ દિવસમાં નક્કી અત્ર આવશે. ત્યાં જવાની જરૂર પડશે નહિ. "

પદ્મલોચને કાશીમાં રહી ઘણા દિવસ પર્યંત ન્યાય અને વેદાન્તશાસ્ત્રનો અભ્યાસ કર્યા પછી વર્દ્ધમાન મહારાજના સભાપણ્ડિત નિમાયા હતા. એક રીતે જોતાં તે સમયે બંગદેશમાં વેદાંતશાસ્ત્રની ચર્ચા થતી નહોતી એમ કહીએ તો ચાલે. તેથીજ પણ્ડિતોની સભામાં તેમને સર્વે વિશેષ માન આપતા. ઉપલા બનાવ પછી દશ દિવસમાંજ, એક દિવસ મથુરાનાથ ઉતાવળે રામકૃષ્ણદેવ પાસે આવી કહેવા લાગ્યા કે: " પ્રભો! તમારા વર્દ્ધમાનના પેલા પણ્ડિત કલકતે આવ્યા છે. રાજા રાધાકાન્તદેવ સાથે તેમને વાર્તાલાપ કરતાં મ્હેં જોયા છે. " એ સમાચાર સાંભળી રામકૃષ્ણદેવે હૃદયને કહ્યું: " હૃદય! પદ્મલોચન ક્યાં રહે છે તેની તપાસ કરશે કે? " હૃદયને એ ચાર દિવસમાંજ ખબર મળી કે પદ્મલોચન સખ્ત તાવથી પીડાતા હોવાથી કલકતામાં ઔષધ માટે આવ્યા છે. આંડિયાદહમાં વિમલાચરણ વિશ્વાસના ઉદ્યાનમાં રહે છે. રામકૃષ્ણદેવે તેને કહ્યું: " હૃદુ! પ્રથમ તું જા, અને તેને જોઇ આવ. જો તે અહંકારી ન હોય અને સારો માણુસ હોય તો હું આવું. " પદ્મલોચનને મળવા માટે હૃદય ચાલ્યો ગયો. રામકૃષ્ણદેવે મથુરને અંતરની વાત કહી. "હૃદય જોઇ આવશે એટલે અર્ધું મ્હેંજ જોયું સમજવું. " હૃદય ઉપર એટલી બધી કૃપા હતી કે કોઇને પણ મળવું હોય તો પ્રથમ વાતચિત કરવા હૃદયને તેની પાસે મોકલી દેતા.

હૃદય પદ્મલોચન સાથે સાક્ષાત્કાર કરી આવ્યા પછી રામકૃષ્ણદેવે પૂછ્યું: " કેમ હૃદુ, કેવો જણાય છે? "

હૃદયે ઉત્તર દીધો: " ઘણો સારો માણુસ છે મામા-ઘણોજ સારો માણુસ જણાય છે. "

રામકૃષ્ણદેવ: " તેં શી રીતે જાણ્યું? "

હૃદયે કહ્યું: " મામા! જો તે સારો માણુસ ન હોત તો મ્હારા જેવા

સાધારણ માણસનો આટલો બધો આદરસત્કાર કરત ખરો ? મ્હને પાનબીડી આપી. મ્હારી સાથે કેટલીએ મીઠી મીઠી વાતો કરી અને જ્યારે મ્હેં તમારી વાત કહી ત્યારે તે ચિત્ત દઇને આગ્રહ સાથે બરાબર સાંભળી.” એમ કહી પદ્મલોચન સાથે થયેલી સર્વ વાતચિત કહી સંભળાવી અને રામકૃષ્ણદેવનાં દર્શન કરવા માટે પદ્મલોચને અત્યંત આગ્રહ દર્શાવ્યો હતો તે પણ જણાવ્યું. એ સર્વ સાંભળી રામકૃષ્ણદેવે તેને મળવાની ઇચ્છા દર્શાવી.

બીજે દિવસે મધ્યાન્હ પછી એક નૌકા લાવી હૃદય રામકૃષ્ણદેવને પદ્મલોચન પાસે લઇ ગયો. શ્રી રામકૃષ્ણે બગિચામાં ગયા પછી પદ્મલોચન જે ઓરડામાં બેઠા હતા ત્યાંજ એકદમ પ્રવેશ કર્યો. પદ્મલોચને શયન કર્યું હતું પરંતુ રામકૃષ્ણદેવનાં દર્શન થતાંજ તેઓ ઉઠી ઉભા થયા અને તેમના સ્હામે સ્થિર નેત્રે જોઇ કહ્યું: “અહા ! કેવું આશ્ચર્યરૂપ હું જોઇ શકું છું ? બહારથી તો મનુષ્ય જેવો આકાર છે પરંતુ અંતરમાં કાલીરૂપ જણાય છે.” એમ કહી બે હાથ જોડી તેમને આસનપર બેસવાની પ્રાર્થના કરી. આસનપર બેસતાંજ રામકૃષ્ણદેવ સમાધિસ્થ થઇ ગયા. તેમણે કહ્યું: “તમારૂં નામ પદ્મલોચન કે ?”

પદ્મલોચને ઉત્તર દીધો: “હા પ્રભો ! મ્હારૂં નામ પદ્મલોચન.”

રાધકૃષ્ણદેવે કહ્યું: “તું બહુ પણ્ડિત છે કે ?”

પદ્મલોચન: “આપ જ્યારે કહોછો ત્યારે પણ્ડિત.”

ત્યાર પછી સમાધિ અવસ્થામાંજ રામકૃષ્ણદેવે કાલી માતા સંબંધી કેટલાંક ઉપરાઉપરી ગાયનો ગાયાં. તેઓ સમાધિ સ્થિતિમાં તલ્લીન હતા. અપૂર્વ મિષ્ટ સ્વરે ગાતા હત્તા. પદ્મલોચન સ્થિર દ્રષ્ટિવડે તેમનાં દર્શન કરતા અવિરલ આંસુધારાવડે છાતી પલાળી રહ્યા હતા. ગાયન બંધ પડયું. પદ્મલોચને નેત્ર લુછી હૃદયને કહ્યું: “અહા : કેવું આશ્ચર્ય ભાઇ ! મ્હારા જીવનમાં મ્હને નેત્રમાં કદી આંસુ આવ્યાં નથી. આજ પ્રભુનાં ગાન સાંભળી નેત્રમાં જળ આવી ગયાં.” એમ કહી થોડા વખત સુધી સ્તબ્ધ ઉભા રહી ગદ્ ગદ્ સ્વરે બોલ્યા: “પ્રભુનાં દર્શનથી આજ મ્હારૂં જીવન સફળ થયું. આજ મ્હારૂં શાસ્ત્ર-અધ્યયન સફળ થયું.” પણ્ડિતજીની પાસે અનેક વિદ્યાર્થિઓ

ઉભા હતા. તેમને કહ્યું: "તમે જોયું કે? એક ઓરડો ભરાય એટલાં પુસ્તકોનો અભ્યાસ કરવા છતાં હું જે સ્થિતિ પ્રાપ્ત કરી શક્યો નથી તે કરતાં કોટી ગણી ઉત્તમ સ્થિતિ કંઇ પણ ભણ્યા વગર પરમહંસદેવ પ્રાપ્ત કરી શક્યા છે."

રામકૃષ્ણદેવે ધ્યાનાવસ્થામાંજ કહ્યું: "હા, રે હા! સત્ય છે." પછી બાળકની પેઠે પૂછવા લાગ્યા: "ઓ પણ્ડિતજી! મ્હને આ શું થાય છે તે કહી શકશો કે?"

પદ્મલોચને કહ્યું: "એ તો દેવતાને દુર્લભ રત્ન, સમાધિ સ્થિતિ."

હૃદય: "અનેક મ્હોટા પણ્ડિતો એમને (રામકૃષ્ણને) અવતાર કહે છે. આપનો એવોજ અભિપ્રાય છે?"

એ પ્રશ્નથી ઉત્તેજિત થઈ પદ્મલોચને કહ્યું: "એમની (રામકૃષ્ણની) જો કૃપા થાય તો અનેક મનુષ્યો અવતારરૂપ બની જાય!"

રામકૃષ્ણદેવે કહ્યું: "તમે તો રાજાના સભા પણ્ડિત છો. તમે મ્હને આટલું માન કેમ આપો છો?

પદ્મલોચને ઉત્તર દીધો; "આપના ચરણની રજ ગ્રહણ કરતાં કેટલાએ સેંકડો મહા મૂર્ખ મ્હારા કરતાં વિશેષ પણ્ડિત બની શકે છે." પણ્ડિતજી ધીમે ધીમે વધારે ઉત્તેજિત થઇ બોલ્યા: "અવતાર તો સાધારણ વાત છે. જેમના શ્રીચરણકમળમાંથી અવતારની ઉત્પત્તિ થાય છે તેજ આપ સ્વયં છો! મ્હેં આપને માટે જે કાંઇ કહ્યું છે તે કોની મગદૂર છે કે ખણ્ડન કરી શકે? એ માટે હું શાસ્ત્રાનુંસાર વાદવિવાદ કરવા તૈયાર છું."

થોડી વાર પછી પુનઃ કહ્યું: "આ દેશમાં આવી કલકત્તાના પણ્ડિત વૈષ્ણુચરણના પિતા ઉત્સવાનન્દ ગોસ્વામી વગેરે મ્હોટા મ્હોટા પણ્ડિતો સાથે મ્હેં ઈશ્વર સંબંધી જે લેખિત વાદવિવાદ કર્યો છે તે સમસ્ત આપને વાંચી સંભળાવીશ. આપ સાંભળશો તો મ્હારા સર્વે અભ્યાસ—ચર્ચાનું સાર્થક થશે."

રામકૃષ્ણદેવે કહ્યું: "તમે રાસમણિના બગિચામાં આવી શકશો કે?"

પદ્મલોચન ચુસ્ત વૈષ્ણવ અને આચારવિચાર પાળનાર મનુષ્ય હતા. પરમાર્થ પ્રાપ્તિને માટે પોતાના આચાર વ્યવહારનો ત્યાગ કરી શકે છે કે

નહિ તે જાણવા માટેજ શ્રી રામકૃષ્ણદેવે એવો પ્રશ્ન કર્યો હતો. પદ્મલોચને તુર્તજ ઉત્તર દીધો કે: "શામાટે નહિ આવું? આપ જો ઢેડ ભંગી કે ચમારને ત્યાં હોવ તોપણ હું તો શું પણ મ્હારા પૂર્વજો-વંશજો સુદ્ધાં તે સ્થળે આવે! રાસમણિ અને મથુરબાબુ તો મહાભાગ્યશાળી છે. આપ તો સાક્ષાત્ કાલી-માતા છો. આપને જ્યારે આટલા બધા પ્રેમઆદરથી તેમણે ત્યાં રાખ્યા છે ત્યારે રાસમણિને ધન્ય છે, અને મથુરબાબુને પણ ધન્ય છે. હું જરા સાજો થઇશ એટલે આવીશ. જાનબજારના મથુરબાબુના મકાનમાં જઇશ. જે સ્થળે જેટલા મ્હોટા મ્હોટા પાણ્ડિત છે તે સર્વને નિમન્ત્રણ કરી બોલાવીશ અને આપના સંબંધી વાદવિવાદ કરીશ. જોઇશ કે મ્હારો અભિપ્રાય કોણ ખણ્ડન કરી શકે છે? આપ સાક્ષાત્ ઇશ્વર છો."

પદ્મલોચન પોતાના પુત્રને ક્વચિત્ ક્વચિત્ દક્ષિણેશ્વર મોકલી રામ-કૃષ્ણદેવને બોલાવી મંગાવતા, અને તેમની સાથે ઇશ્વર સંબંધી વાર્તાલાપ કરી આનન્દ ઉપભોગ કરતા. દક્ષિણેશ્વર જવા જેટલી તેમનામાં શક્તિ નહોતી. કારણ કે રોગ નિત્ય વૃદ્ધિ પામતો હતો. એક દિવસ વાત કરતાં પણ્ડિતજીએ કહ્યું: "પ્રભો! ધર્મ કર્મ સર્વ મ્હોઢામાંજ સમાયું છે. બધી કેવળ મુખસ્થ વિદ્યા છે. રહ્યું છે માત્ર શુષ્ક વેદાંત, બારિક તર્ક, વાક્વિતંડા, વાદવિવાદ, અને છેવટે એક બીજાને ગાળો ભાંડવી! એક કહે છે કે મ્હારા વિષ્ણુ મ્હોટા, બીજો કહે છે કે મ્હારા શિવ મ્હોટા. એક દિવસ વર્દ્ધમાનમાં મ્હોટા મ્હોટા પણ્ડિ-તોની સભા ભરી વિચાર કરવા બેઠા કે: વિષ્ણુ મ્હોટા કે શિવ! કોઇ પણ્ડિતે શિવની ઘણી સ્તુતિ કરી ત્યારે કોઇએ વિષ્ણુનાં ખુબ ગાન ગાયાં. અંતે કશો નિર્ણય થયો નહિ. ક્રમે પણ્ડિતો વચ્ચે ઝગડો ઉપસ્થિત થયો-અરે! મારામારી પર આવી ગયા! મહારાજ! લોકો એવા અજ્ઞાન છે કે જે પ્રાપ્ત કરવા જેવી વસ્તુ છે અને અન્તે જે એકજ છે તેનો સ્વાદ લેવાનું પડતું મુકી, એક કહે છે કે: મ્હારા દેવ મ્હોટા અને બીજો કહે છે કે: મ્હારા દેવ મ્હોટા! એક કહે છે કે: ઇશ્વર પ્રાપ્તિને માટે હું કહું છું તે સત્ય અને બીજો કહે છે કે: હું કહું છું તે સત્ય! વાસ્તવિક રીતે તો ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ કહેનારા બન્ને જૂઠા અને કલ્પનાને ઘોડેશ્વાર થયલા હતા! એ બન્ને-

માંથી કોઇએ પોતાના દેવનો સાક્ષાત્કાર કર્યો નથી, અથવા ઇશ્વરનો માર્ગ બતાવનારા દોઢ ડાહ્યાઓમાંથી—કહો કે પ્રપંચી ચતુરોમાંથી ઢોળ ચઢાવેલા ગિલિટ જેવા અજ્ઞાનીઓમાંથી—કોઇએ પણ ઇશ્વરનાં દર્શન કર્યા નથી! કોઇએ ઇશ્વરના ઘરનો માર્ગ જોયો નથી, તેમ છતાં બીજાને ઇશ્વરનો માર્ગ બતાવવા નિકળ્યા છે! અહા! એ અજ્ઞાનની સાક્ષાત્ મૂર્તિઓને શું કહેવું? જેને જેનું જ્ઞાન નથી તે તે કાર્ય કરવા નિકળે ત્યારે તેને "અજ્ઞાન" સિવાય બીજું વિશેષણ કયું હોઇ શકે? નથી દીઠા દેવ કે નથી દીઠો દેવના મંદિરનો માર્ગ અને તેમ છતાં દેવ—ઇશ્વર—અને દેવના મંદિરનો માર્ગ બતાવવા નીકળનારા પણ્ડિતોને શરમ પણ નથી આવતી! તેઓ પોતે કેટલા જુઠા, કેટલા પ્રપંચી અને કેટલા અજ્ઞાન છે! મહારાજ! બન્ને પક્ષને શાન્ત પાડવામાં આવતાંજ તેઓ બન્નેએ મ્હને પકડયો અને કહેવા લાગ્યા કેઃ "નિર્ણય કરો. ન્યાય આપો." મ્હેં સ્પષ્ટજ કહ્યું કેઃ મ્હેં તો શું પણ મ્હારા પૂર્વજોએ સુદ્ધાં શિવ, વિષ્ણુ કે ઇશ્વર—અથવા કોઇ દેવદેવીનાં પ્રત્યક્ષ દર્શન કર્યા નથી, એટલે પછી કોણ મ્હોટો અને કોણ ન્હાનો, કોણ સાચો અને કોણ જુઠો, અથવા ઇશ્વરપ્રાપ્તિનો અમુક માર્ગ છે તે હું શી રીતે કહી શકું? મ્હેં વર્દ્ધમાનના મહારાજાનો રાજમહેલ જોયો છે તો હું તેજ બતાવી શકું પરંતુ મ્હેં ગવર્નર સાહેબનાં કદી પણ દર્શન કર્યા નથી કે તેમના મહેલમાં જવાનો માર્ગ હું જાણતો નથી તો પછી હું તમને તે બન્નેમાંથી એક પણ શી રીતે કહી શકું? પણ્ડિત બન્ધુઓ! જગતમાં અનેક પંથ ચાલે છે. તેના આચાર્યો પોથાં થોથાં ઉપરથી પોતાનો અભિપ્રાય જનસમાજને કબૂલ કરાવવા અનેક પ્રયત્ન કરી રહ્યા છે, પણ તેમાં કેટલું સત્ય છે તે તો હવે તમે સમજી શકશો! તેઓ પોતાનો મત પ્રસારવા જેટલો ભગીરથ પ્રયત્ન કરે છે, અને વખત તથા દ્રવ્યનો ભોગ આપે છે તેટલોજ પ્રયત્ન જો ઇશ્વરનો—શિવ કે વિષ્ણુનો સાક્ષાત્કાર કરવામાં વ્યતીત કરે તો તેનું અને જગત્નું કેટલું બધું કલ્યાણ થાય? તેમજ સાક્ષાત્કાર થયા પછી જો તેઓ જનસમાજને શિવ—વિષ્ણુની મ્હોટાઇ કે ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ દર્શાવે તો જગત્ ઉપર બહુ મ્હોટો ઉપકાર થાય. શિવપુરાણમાં શિવજીને

અને વિષ્ણુપુરાણુમાં વિષ્ણુને મ્હોટા ગણ્યા છે. મ્હારો તો એવોજ અભિપ્રાય છે કે: બન્ને મ્હોટા છે. કોઇ ન્હાનો નથી. મહારાજ ! મ્હારો અભિપ્રાય સાંભળી સભામાં બેઠેલા અનેક પણ્ડિતોએ મ્હને ટેકો આપ્યો. બન્ને પક્ષ પણ કંઇક શાન્ત પડયા." પદ્મલોચનનું કથન સાંભળી શ્રી રામકૃષ્ણદેવને સમાધિ થઇ, પછી તેમણે કહ્યું: "તમને જ્ઞાન થયું છે."

---

## ત્રયોવિંશ અધ્યાય.

### બ્રાહ્મસમાજ, ભગવાનદાસ અને દીનબંધુ સાથે સમાગમ.

પરમહંસદેવ દક્ષિણેશ્વરમાંજ માત્ર નિવાસ કરી રહેતા નહોતા. પ્રસંગોપાત તેઓ જૂદેજૂદે સ્થળે ગમન કરતા હતા. એક દિવસ તેઓ બ્રાહ્મસમાજની ઉપદેશ પદ્ધતિ જોવા માટે બ્રાહ્મસમાજમાં ગયા હતા. તે સમયે બાબુ કેશવચંદ્રસેન એ સમાજમાં હતો. પરમહંસદેવે ત્યાં જઇ જોયું કે: સર્વે સમાજીષ્ટો ઉપાસનામાં પ્રવૃત્ત થયા છે. તેઓ પણ શાંત ચિત્તે ત્યાં બેઠા અને ઉપાસનામાં ગુંથાયા. ઉપાસના થઇ રહ્યા પછી પરમહંસદેવે મથુર બાબુને લક્ષ્ય કરી કહ્યું હતું કે: "માત્ર આ તરૂણ યુવકની હોડીને ગતિ થઇ છે.* બીજા મનુષ્યોનું હજી કશું પરિણામ આવ્યું નથી. એ બધા કપટી-ધ્યાન ધરી રહ્યા છે!" કલકત્તાન્તર્ગત્ કોલુટોલા નામક સ્થાને ચૈતન્ય-સભા નામક એક સભા હતી. તેના સભાસદો ચૈતન્યદેવનું આસન મધ્ય સ્થળે સ્થાપન કરી તેની ચારે દિશામાં બેસી કીર્તન ભજન કરતા હતા. એક દિવસ પરમહંસદેવ તે સભામાં ગયા અને ધ્યાનાવસ્થામાં ચૈતન્યદેવના આસન ઉપર બેઠા હતા. કોઇ કોઇ તો એ બનાવ જોઇ મુગ્ધજ થઇ ગયા હતા. કોઇ તો તેમને પ્રપંચી, કપટી, અને ચૈતન્યદેવનું ખોટું અનુકરણ કરી પોતાને અવતારરૂપે

---

* મન સાથે હોડીની તુલના કરવામાં આવી છે. આ સ્થળે પ્રાણરૂપ કાંટામાં, નામરૂપ આહાર માટે ભક્તિરૂપી જાળદ્વારા, ઈશ્વરરૂપ મત્સ્ય આવી આહારનો સ્પર્શ કરે છે તેજ ક્ષણે મનરૂપ હોડી હાલવા મંડે છે.

પ્રકટ કરનાર કહી નિંદા કરવા લાગ્યા હતા. જેઓ મુગ્ધ થયા હતા તેઓ ક્રમે ક્રમે તેમનામાં મહાભાવ (સમાધિસ્થિતિ)નાં લક્ષણની પરમ્પરા જોઇને જીવન અને નયનની સાર્થકતા સમજવા લાગ્યા. એ બનાવથી વૈષ્ણવ મંડલીમાં એક પ્રકારની મ્હોટી ઉથલપાથલ ઉત્પન્ન થઈ ગઇ હતી.

એજ સમયે કાલનામાં વૈષ્ણવકુલ ગૌરવ પરમભાગવત શ્રીમત્ ભગવાનદાસ બાવાજીનો નિવાસ હતો. તેમનું જીવનવૃત સાંભળવાથી માત્ર આશ્ચર્યજ નહિ પરંતુ નિર્વાક્ અને બુદ્ધિ ભ્રમિષ્ટ થઇ જાય એમ છે, તેમના જીવનવૃતાન્ત સંબંધી તપાસ કરતાં તેમને શાંત, દાંત, મોહાન્ત–મહંત–કહેવા છતાં પણ તેમના ગુણનો અંત પામી શકાય એમ નથી. કારણ કે: સર્વે જાણે છે કે: તેમના વયનો નિર્ણય કરવાનું કોઇનામાં સામર્થ્યજ નહતું. જેના મનમાં જેટલું અનુમાન થતું તેટલું તેમનું વય કહેતા, તેમનામાં ઉભા થવાની શક્તિ નહોતી પરંતુ કીર્તન–ભજન કરતી વખતે મત્ત હાથીની પેઠે નૃત્ય કરી શકતા! તેમના ખાસ મનોભાવ કેવા હતા તે જાણી શકાતું નહિ, પરંતુ તેઓ એક પ્રેમિક ભક્ત તરીકે સર્વત્ર વિખ્યાત છે. પરમહંસદેવ ચૈતન્ય–દેવના આસન પર બિરાજ્યા તે વાત સાંભળી ભગવાનદાસ બાવાજી તેમના પર અતિશય ક્રોધે ભરાયા હતા અને તેમનો ઘણો તિરસ્કાર કર્યો હતો. કેટલાક દિવસ પછી પરમહંસદેવ મથુરબાબુની સાથે નૌકામાર્ગે ભ્રમણ કરતા કરતા કાલના જઇ પહોંચ્યા. ત્યાં ગયા પછી પરમહંસદેવ હૃદયાનન્દને સાથે લઇ ભગવાનદાસ બાવાજીના આશ્રમમાં ગયા. બાવાજીનું વય વિશેષ હોવાથી નેત્રદ્રષ્ટિ ઘણી ક્ષીણ થઇ ગઇ હતી, તેથી તેઓ કોઇને પણ એકાએક ઓળખી શકતા નહિ. તેઓ નેત્રવડે જોઇ શકતા નહિ એ ખરૂં પરંતુ સાધનના પ્રભાવવડે તેઓ સર્વને જાણી શકતા. પરમહંસદેવ તેમના આશ્રમમાં પહોંચ્યા કે તુર્તજ તેઓ બોલી ઉઠ્યા કે: “મ્હારા જેવા દીન ઉપર દયા કરી, કયા મહાપુરૂષે, આ કુટીરમાં પોતાની પવિત્ર ચરણરજ નાંખી છે?” આ વાક્ય બોલી રહ્યા હતા એટલામાં પરમહંસદેવ તેમના સ્હામે જઈ ઉભા રહ્યા. તુર્તજ બાવાજી તેમનાં ચરણને સ્પર્શ કરી બોલવા લાગ્યા: “આજે હું કૃતાર્થ થયો. પ્રભુ! આપે મ્હને હીન, શક્તિહીન કંગાલ જાણી દયાને

વશ થઇ આપના ઉદાર ગુણવડે દર્શન આપી મ્હારી ઘણા દિવસની આશા પરિપૂર્ણ કરી છે. હું અતિ અપવિત્ર, નરાધમ, મહાપાપી છું. કારણ કેઃ હું તીર્થપર્યટન કિંવા સાધુદર્શન કરવાથી અશક્ત થઇ એક સ્થાને પિંડાકારે પડી રહ્યો છું, પરંતુ ધારૂં છું કેઃ દયાના સાગર ભગવાન ભગવાનદાસ ઉપર આટલા બધા દિવસ પછી પ્રસન્ન થયા છે ! આજે સાધુની ચરણરજવડે હું મ્હારો આશ્રમ અને મ્હારો દેશ બન્ને પવિત્ર થયાં છીએ. એવો દુર્લભ્ય પદાર્થ સર્વને પ્રાપ્ત થતો નથી. જેનામાં બ્રહ્મતેજ ઝલકી રહ્યું છે, જેના હૃદયમાં જગતના આનન્દ–વિધાતા શ્રી કૃષ્ણ વિહાર કરી રહ્યા છે, જેઓ પોતાના હૃદય-વૃન્દાવનમાં નિત્ય રાસલીલાનું દર્શન કરી, રસિક–શેખરના ઉત્કૃષ્ટ–પ્રેમનો સ્વાદ લઇ રહ્યા છે, જેઓ જન્મ પામીને સૃષ્ટિકર્ત્તાને પોતાના હૃદય–પિંજરમાં આબદ્ધ કરી આમતેમ ભ્રમણ કરે છે, તે મનુષ્યોજ સર્વને માટે પુજ્ય અને સર્વને માટે પ્રણામ કરવા યોગ્ય છે.” પરમહંસદેવની મહાભાવ–સમાધિ–અવસ્થા જોઈ બાવાજીનું શરીર કમ્પી ઉઠયું. મહાભાવ એ કાંઇ સામાન્ય વાત નથી. તે સહજમાં સાધ્ય કરી શકાય તેમ નથી. જે જીવનમાં કદી પણ પ્રકટ થઇ શકે એમ નથી, જેનું દ્રષ્ટાંત એક મહાપ્રભુ શ્રી ચૈતન્ય સિવાય દ્વિતીય કોઇ જણાતું નથી, તે શી રીતે અનાયાસે મનુષ્ય–બુદ્ધિદ્વારા અનુમાન થઇ શકે ? બાવાજી પંડિત નહોતા પરંતુ સાધક હતા. વિશેષતઃ વૈષ્ણવ શ્રેણીમાં હતા. તેઓ મહાભાવ (સમાધિ)નો અર્થ અવશ્ય બરાબર જાણતા હતા. તેઓ ક્રમે ક્રમે તે સ્થિતિ જોઇ શક્યા હતા, અને શાસ્ત્ર સાથે તેમનાં સર્વ લક્ષણો મેળવી જોઇ હર્ષોત્ફુલ્લ ચિત્તે જયધ્વનિ કરી ઉઠયા, ત્યાર પછી તેઓ જાણી શક્યા કેઃ એજ મહાત્મા કોલુટોલા નામક સ્થાને ચૈતન્યદેવના આસન પર વિરાજ્યા હતા. તેમને પોતાના પૂર્વ–અપરાધનું સ્મરણ થતાં પોતે પોતાની જાતને અશેષ પ્રકારના ધિક્કાર આપી અજ્ઞાનતાને લીધે કરેલા અપરાધ માટે વારંવાર ક્ષમા પ્રાર્થના કરવા લાગ્યા !

પરમહંસદેવે કેટલીક વખત પોતાના સ્વદેશમાં પણ ગમન કર્યું હતું. ત્યાંના લોકો તેમનાં દર્શન કરી મહા આનન્દ પામતાં. તેઓ જે સ્થાને નિવાસ કરતા ત્યાં સર્વદા લોકોનો વિશેષ સમાગમ થવાથી તે સ્થાન ઉત્સવ

મંદિર સમાન થઇ રહેતું. તેઓ હૃદયાનન્દના મકાનમાં ઘણો સમય નિવાસ કરતા. એક દિવસ તેઓ શ્યામબજાર નામક સ્થાને ગયા હતા. ત્યાં એક સમાહપર્યંત રાત દિવસ ભજન કીર્તન થયું હતું. દેશદેશાન્તરમાંથી અનેક મનુષ્યોનાં ટોળેટોળાં આવી ત્યાં એકત્ર થયાં હતાં. ગામડામાં મેળો ભરાય તોપણ આટલાં બધાં મનુષ્યોની ભીડ થતી નથી. પ્રત્યેક મનુષ્યના મુખમાંથી એવાજ શબ્દો સંભળાતા કેઃ એક અદ્ભુત પુરૂષ આવ્યો છે ! તે ક્ષણે ક્ષણે મુડદાં જેવો થઇ જાય છે પરંતુ હરિનામ કીર્તનની ઉચ્ચ ધ્વનિ થતાંજ તે પુનઃ જીવિત થઇ સિંહની પેઠે ગર્જના કરી નૃત્ય કરે છે ! એવું નૃત્ય કદી કોઇએ દીઠું નથી અને એવું કીર્તન પણ કોઇએ કદી સાંભળ્યું નથી. ખેતરોમાં, ગ્રહસ્થોનાં ગૃહની બારીઓમાં, ભીંતોપર, વૃક્ષપર અને છેવટે તાડનાં વૃક્ષ ઉપર પર્યંત ચઢીને લોકોએ તેમની અપૂર્વ ધ્યાનાવસ્થાનાં દર્શન કર્યાં હતાં. એટલા બધા લોકોનો જમાવ થયાથી પરમહંસદેવ બે ઘડી શાંત જીવે વિશ્રામ કિંવા પેટ ભરીને ભોજન કરી શક્યા નહોતા. જેમ જેમ જનરવ વૃદ્ધિ પામતો ગયો તેમ તેમ ક્રમે લોકોનાં ટોળેટોળાં ત્યાં આવવા લાગ્યાં. અરે! તેની હદજ રહી નહિ ! અતિશય મનુષ્યો જોવાથી તેઓ ગભરાઇ ઉઠયા અને બારણે જવાને બહાને તે ગામમાંથી જતા રહ્યા હતા ! એ સમયથીજ લોકોનાં ટોળાં એકત્ર થવાની બ્હીકે તેઓ કોઇની પાસે, સારી પેઠે પોતાની ઓળખ આપતા નહિ. તેઓ ઘણો સમય ગુપ્ત વેશે અને ગુપ્ત ભાવે નિવાસ કરતા.

પરમહંસદેવ પ્રતિવર્ષે પાનિહાટીના મહોત્સવમાં જઇ કીર્તન ભજન કરતા. શ્રી ગૌરાંગદેવના સમયે નિત્યાનન્દ મહારાજ પ્રચારકાર્ય માટે પરદેશમાં જૂદે જૂદે સ્થાને ભ્રમણ કરીને જ્યારે પાનિહાટીમાં આવ્યા હતા ત્યારે તેમણે કોઇને ઘેર નહિ ઉતરતાં એક વટ વૃક્ષ નીચે રાત્રિ ગાળી હતી. બીજે દિવસે પ્રાતઃસમયે ત્યાંજ થોડો આહાર કરી અન્ય સ્થાને ગમન કર્યું હતું. વૈષ્ણવો હજી પણ તે વટ વૃક્ષ નીચે પ્રતિવર્ષે મહોત્સવ ઉજવે છે. વૈષ્ણવોના કીર્તનમાં પરમહંસદેવ પધારતા ત્યારે ત્યાં અપૂર્વ રંગ જામતો. અમે સદ્ભાગ્યે એવાં કીર્તન–ભજન કેટલીક વખત સાંભળ્યાં છે. તેનું અપૂર્વ વર્ણન, લેખણી દ્વારા

એક અંશ પણ લખવા અમે અસમર્થ છીએ. અમે અનેક કીર્તન–ભજનો અને પ્રેમિભક્તો જોયા છે, અનેક જ્ઞાનીસાધક પણ દીઠા છે, અનેક સુપણ્ડિત અને સંગીત શાસ્ત્રવિશારદ ગાયકો જોયા છે, લય, માન સહિત અનેક નૃત્ય પણ જોયાં છે, કિંતુ પરમહંસદેવનું નૃત અને કીર્તનની ખુબી, એક ચૈતન્ય-દેવ સિવાય અન્ય કોઇ સાથે સરખાવી શકાય એમ નથી. જેમણે તેમને મુખેથી હરિનામ શ્રવણ કર્યું છે તેઓજ તેની મધુરતા અને આનંદ જાણી શકે છે. જેઓ હરિભક્ત છે તેઓ તેમનું કીર્તન–ભજન શ્રવણ કરી પ્રેમા-વેશમાં પુલકિત થઇ જતા એમાં જરા પણ આશ્ચર્ય નથી. પરંતુ જેઓ તમોગુણનો સમુદ્ર, ઇશ્વરનું અસ્તિત્વ માનતા નહોતા, જે પ્રદેશમાં ભક્તિ પ્રીતિનું લેશ નામ નહોતું, જેનું હૃદય શૂન્ય, લોહમય કહીએ તોપણ ચાલે! જેઓ પાશ્ચાત્ય સભ્યતાને આધારે, રાજમાર્ગનાં સાધારણ સ્થાનમાં અને સાધારણ મનુષ્યોની સમક્ષમાં નૃત્ય ગીતાદિ કરવું એ અસભ્યતાનું લક્ષણ જાણતા, જેઓ ભાવ (સમાધિઅવસ્થા) અને પ્રેમને મગજનો અને મનનો વિકાર કહી નાક ચઢાવતા તેઓ પણ ઇશ્વિર–પ્રેમમાં વિહ્વલ થઇ, હૃદયમાં ધારણ કરેલી સભ્યતાને માથે પાટું મારી તેમના ભજનમંડળમાં નૃત્ય કરવા લાગ્યા હતા!

પરમહંસદેવ જે સમયે કીર્તનમાં તલ્લીન થઇ જતા તે સમયે તેમનું બાહ્યજ્ઞાન તદ્દન અલોપ થઇ જતું. ક્વચિત્ તેઓ હુંકાર ધ્વનિ કરતા કરતા નૃત્ય કરતા અને ક્વચિત્ સ્થિર થઇ જઇને ઢળી પડતા. એજ કારણને લીધે તો તેમના ભક્તો હમેશાં તેમની પાસે ને પાસેજ રહેતા. પરમહંસદેવે બેલ-ઘરિયાના ભુવનમાં બે વખત ગમન કર્યું હતું. પ્રથમ ઇ. સ. ૧૮૭૨ માં, ફાલ્ગુન કિંવા ચૈત્ર માસમાં સવારે ૮–૯ વાગતાને સમયે તેઓ જયગોપાળ સેનના ઉદ્યાનમાં કેશવચન્દ્રસેનને મળવા ગયા હતા. કેશવબાબુ અને તેમના મંડળના સભાસદો તે સમયે સ્નાનાર્થે જવાની તૈયારી કરી રહ્યા હતા. તેમને જોઇ કોઇએ તેમનો સમાદર કે નિરાદર કર્યો નહિ. પરમહંસ કોઇના પણ સ્હામું નહિ જોતાં કેશવબાબુના સ્હામું જોઇ બોલ્યા હતા કે: "તમારી પુછડી ખરી પડી છે." ભાવાવેશમાં તેઓ જે કાંઇ બોલતા તે વખતે કોની

મકદૂર છે કે વચમાં કાંઇ પણ બોલી શકે ! કોઇ અવાક્ થઈ તેમના મુખ સ્હામું જોઇ રહ્યા અને કોઇ હાસ્ય કરી ઉઠયા. એ જોઇ કેશવબાબુ ગુસ્સે થઇ બોલ્યા કેઃ "મહારાજ જે કહે તે સાંભળો." પરમહંસદેવે કહ્યું: "જ્યાં સુધી દેડકાંના બચ્ચાંને પુંછડી હોય છે ત્યાં સુધી તેઓ જલમાંજ નિવાસ કરે છે. પુંછડી ખરી ગયા પછી તેઓ પૃથ્વી પર કુદી આવે છે." એનો ભાવાર્થ એ છે કેઃ સાંસારિક જીવાત્માઓ દેડકાંના બચ્ચાં જેવા છે. કારણ કે તેઓ સંસારમાંજ ભટક્યા કરે છે. જે જીવ ચૈતન્ય રાજ્યમાં પરિભ્રમણ કરે છે તેની અવસ્થા સાધારણ જીવોના જેવી નથી. પરમહંસદેવનાં પ્રત્યેક વાક્ય ઉપદેશથી પરિપૂર્ણજ જણાતાં. એક રીતે જોતાં તો તેઓ જાણે કશું કહેતા જ નહિ. દેડકાંના બચ્ચાનું દ્રષ્ટાંત આપી તેમણે કેટલે બધે દૂર દ્રષ્ટિ સ્થાપી હતી તે કહી શકાય તેમ નથી. તેમણે જે ભાવથી દ્રષ્ટાંત કહ્યું હતું તે ઉપરથી કેશવબાબુની ઉચ્ચાવસ્થા નિરૂપણ થતી હતી એમ નહિ. દેડકાંની પુંછડી ખરી પડવાથીજ તેનો છુટકો થતો નથી એ સર્વ જાણે છે. તોપણ તે સ્થિતિ દેડકાંના બચ્ચાં કરતાં કંઇક ઉન્નત ખરી. કારણ કેઃ જ્યાં સુધી કાલ રૂપી ભુજંગના ગ્રાસમાંથી તે દેડકો બચી ગયો નથી ત્યાં સુધી તે દેડકાના જીવનની આશા નહિ. હજી સુધી કેશવબાબુએ તે સ્થિતિ પસાર કરી નહોતી. તેથીજ તેમણે દેડકાનું દ્રષ્ટાંત આપ્યું હતું. કેશવબાબુ સાથે વાતચિત કરીને પરમહંસદેવ આનન્દ પામ્યા હતા.

દ્વિતીય સમયે, ગોવિન્દચન્દ્ર મુખોપાધ્યાયના મકાનમાં જઇને નાના પ્રકારનો ઉપદેશ આપી કીર્તન-ભજન કર્યું હતું.

પરમહંસદેવ કલકત્તા અને તેની આસપાસના ઘણાંખરાં ગામોમાં આવ જા કરતા હતા. પરંતુ બાગબજારમાં બલરામ બસુનુ મકાનજ તેમનું મુખ્ય વિરામ સ્થળ હતું. પરમહંસદેવ દક્ષિણેશ્વર ગયા પછી રાસમણિના જાનબજારના મકાન સિવાય અન્ય કોઇ પણ સ્થાને કદી પણ રાત્રિ ગાળતા નહિ. બળરામ બાબુના મકાન માટે તેમનો એ નિયમ નહતો, ધન્ય છે બલરામ બાબુને ! તેમના જેવો સૌભાગ્યશાળી મનુષ્ય અતિ અલ્પ જોવામાં આવે છે.

કોન્નગરમાં તેઓએ કેટલીકવાર આવ જા કરી હતી. એક વખત ત્યાંના

પંડિતવર દીનબન્ધુ ન્યાયરત્ન પરમહંસદેવનાં દર્શન કરવા આવ્યા હતા. તેમને જોતાંજ પરમહંસદેવે તેમને નમસ્કાર કર્યા, કિંતુ દીનબન્ધુએ તેમ કર્યું નહિ પણ પ્રશ્ન કર્યો કેઃ "શું તમે મ્હારા પુજ્ય છો? હું તમને શામાટે પ્રણામ કરૂં?" એ સાંભળી પરમહંસદેવે અતિ દીનભાવે દીનબન્ધુને કહ્યુંઃ "હું સર્વનો દાસ છું. હું સર્વને પ્રણામ કરવા યોગ્ય છું. મ્હારાથી કોઇ હીન નથી. હું સર્વથી હીન છું." તેમ છતાં દીનબન્ધુએ કહ્યું કેઃ "હું જે પુછું છું તેનો ઉત્તર તમારે આપવો પડશે. તમને હું નમન કરૂં તે યોગ્ય કે નહિ? તમે મ્હારા પુજ્ય કે નહિ?" પરમહંસદેવ શોકાતુર થઇ બોલ્યાઃ "હુ તે શી રીતે કહી શકું? હું ખાત્રીપુર્વક જાણું છું કેઃ વિશ્વ–સંસારની સર્વ વસ્તુઓ મ્હારા કરતાં શ્રેષ્ઠ છે, હું તો સર્વનો દાસાનુદાસ છું." દીનબંધુએ પુનઃ પુછ્યુંઃ "શું તમે મ્હારૂં કહેવું સમજી શકતા નથી? તમને યજ્ઞોપવીત નથી, તેથી તમે બ્રાહ્મણોના પુજ્ય નથી. બ્રાહ્મણો તમને નમન કરી શકે નહિ, પરંતુ જો સન્યસ્તાશ્રમી હોય તો અવશ્ય અમારે નમન કરવા યોગ્ય કહી શકાય." દીનબન્ધુ પંડિત અને તેમાં વળી નૈયાયિક હતા તેઓ ભક્તિ તન્ત્રનો ગૂઢ મર્મ શી રીતે સમજી શકે? ભક્તનાં લક્ષણો, સાધુના શિષ્ટાચાર, અથવા દીન–ભાવનાનો અર્થ, શું દામ્ભિક પણ્ડિતો સમજી શકે છે ખરા કે? દીનબન્ધુએ કદાચ મનમાં ધાર્યું હશે કેઃ "મ્હેં ન્યાયની વિલક્ષણ જાળ પાથરી છે. હવે પરમહંસદેવ તેમાંથી છટકી શકશે નહિ." પરંતુ સ્થૂળદર્શી નૈયાયિક મહાશય, તે દિવસે, સાક્ષાત્ શુકદેવ સમાન અમાનુષ ભાવાપન્ન નિરહંકારી રામકૃષ્ણદેવને જાળમાં સપડાવવા જતાં પોતેજ જાળમાં સપડાઇ ગયા હતા. તેઓ સમજી શક્યા નહિ કેઃ જે મનુષ્ય "હું સન્યાસી થયો છું" એટલું પણ કબૂલ કરતા નથી. તેના હૃદયમાં કેટલો ઉચ્ચ ભાવ હશે અને તેઓ અહંકારથી કેટલે દરજ્જે વિમુક્ત હશે! તેઓએ કાને સાંભળ્યું છે કે તે મનુષ્ય પરમહંસ છે, તેને વળી "તેઓ સન્યાસી છે કે નહિ?" એવો પ્રશ્ન પુછવાની જરૂર હોય ખરી? તેમને માટે એકજ શંકા થઇ શકે તેમ હતું. અન્ય પરમહંસ (સન્યાસીઓ) ની પેઠે તેમણે ગેરૂવાં વસ્ત્ર ધારણ કર્યાં નહોતાં. જો ન્યાયરત્ને તેટલીજ શંકા

દર્શાવી હોત તો તે સંબંધી પરમહંસદેવના કોઇ પણ ભક્તને પુછવાથી તેમની શંકાનું સમાધાન થઇ જાત. ગેરૂવાં (ભગવાં) વસ્ત્ર ધારણ કરવાં એ તો અહંકારનો પરિચય આપે છે, કારણ કેઃ મુખેથી બોલ્યા સિવાય, પોષાક દ્વારા સર્વને પોતાની અવસ્થા બતાવી આપવી એ રજોગુણનો ખાસ પરિચય આપવા જેવુંજ છે ! ગમે તેમ છતાં પણ ન્યાયરત્ન મહાશયે તેમને છોડયા નહોતા એ પ્રસંગોપાત્ તેમણે કબૂલ કર્યું હતું. પરમહંસદેવ કવચિત્ ક્વચિત્ હરિસભામાં અને બ્રાહ્મ મંદિરમાં જતા હતા; પરંતુ કોઇ પણ સ્થળે તેઓ વિશિષ્ટ રૂપે આનન્દ પ્રાપ્ત કરી શકતા નહિ !

## ચતુર્વિંશ અધ્યાય.

### દશ હજાર રૂપિયાનો લાભ !

પરમહંસદેવે, એ પ્રમાણે અનેક સમયપર્યંત જૂદે જૂદે સ્થાને ભ્રમણ કર્યું હતું. તેમના જીવન્ત ઉપદેશ દ્વારા અનેક મનુષ્યોના અંતઃકરણમાં ઇશ્વર સંબંધી વિશુદ્ધ જ્ઞાનનો સંચાર થયો હતો. તેઓ સત્ય રીતે કોણ હતા અર્થાત્ તેઓ કયા રૂપે વિચર્યા હતા—તેમનામાં કઇ શક્તિ હતી તે કેટલાંક મનુષ્યો સમક્ષ પ્રકટ થયું હતું. પૂર્વે કહેવામાં આવ્યું છે કે, સૌથી પ્રથમ તેઓને મથુરબાબુએ ઓળખ્યા હતા, પરંતુ તેણે પોતાનો મનોભાવ કોઇના સમક્ષ પ્રકટ કર્યો નહતો. કલકત્તાના એક અન્ય શ્રીમંત ગૃહસ્થ શંભુચરણ મલ્લિક ઉપર પરમહંસદેવની કંઇક કૃપા હતી. શંભુમલ્લિક એક સાચા ઇશ્વરપ્રેમી ભક્ત હતા. તેમની દાનશક્તિ સર્વત્ર સુપ્રસિદ્ધ છે. તેમનામાં એ પ્રકારનો જે સદ્ગુણ હતો તે તેમને પરમહંસદેવના આશિર્વાદથી પ્રાપ્ત થયો હતો.

ભારતવર્ષનાં જે સ્થાનમાં જે પ્રકારના સાધુ સન્યાસીઓ હતા તેમાંના ઘણાખરા પરમહંસદેવને ઓળખતા હતા. તેઓ જગન્નાથજીનાં દર્શન કરવા કિંવા ગંગાસાગરમાં સ્નાન કરવા કલકત્તે આવતા ત્યારે પરમહંસદેવનાં દર્શન કર્યા સિવાય રહેતા નહિ.

ક્રમે પરમહંસદેવ સર્વ જનસમાજ સમક્ષ પ્રકટ થવા લાગ્યા. પૂર્વે કહેવામાં આવ્યું છે કે તેમને ધાંધલ કે આડંબર પસંદ નહતો. તેમની પાસે બે ત્રણ મનુષ્યોની આવ જા થતાં તેઓ જરા કંટાળી જતા, તેમ છતાં તેઓ સ્વમુખેથી કોઇ પણ મનુષ્યને કટુ શબ્દ કહી શકતા નહિ. ધીમે ધીમે તેમની પાસે મનુષ્યોનો સમાગમ અધિક થવા માંડયો. તે સમયે પરદેશી મારવાડીઓ પણ ત્યાં ટોળાંબંધ તેમની પાસે આવતા. એ મારવાડીઓમાં લક્ષ્મીનારાયણ નામક એક મનુષ્ય, ગીતા અને શ્રીમદ્ ભાગવતમાં વિશેષ પારંગત હતો. જનસ્વભાવ એવો છે કે કોઇ કંઇ જાણતો હોય કિંવા નહિ પરંતુ એક વાદ ઉત્પન્ન થતાં તે સંબંધી અભિપ્રાય દર્શાવવામાં કોઇ પાછું વાળીને જોતુંજ નથી! તેમાં પણ જો કોઇ જરા જાણકાર હોય તો પછી તેની સામેથી તો જિજ્ઞાસુઓ ખસતાજ નથી. લક્ષ્મીનારાયણ કંઇક ધર્મશાસ્ત્ર જાણતો હતો. તેથીજ તેણે પરમહંસદેવ સાથે નાના પ્રકારના તર્ક વિતર્ક કર્યા પછી જ્યારે તે પરાજય પામ્યો ત્યારેજ તેણે તેમનો "સાધુ" તરીકે સ્વીકાર કર્યો હતો. ત્યારપછીથી તે પ્રસંગોપાત દક્ષિણેશ્વર જતો અને પરમહંસદેવ સાથે નાના પ્રકારની તત્વજ્ઞાનની વાતો કરી આનન્દપૂર્વક દિવસો નિર્ગમન કરતો.

એક દિવસ પરમહંસદેવના બિછાનાની ચાદર ફાટી ગયેલી જોઇ લક્ષ્મીનારાયણે કહ્યું કે: "આપના બિછાનાની ચાદર ફાટી ગઇ છે તે શામાટે બદલતા નથી?" પરમહંસદેવે ઉત્તર દીધો હતો કે "તે હજી પણ ઉપયોગમાં આવે એવી છે. જ્યારે ખરેખરી જરૂર પડશે ત્યારે આ મંદિરના માલિક બીજી આપશે." એ સાંભળી લક્ષ્મીનારાયણે કહ્યું કે: "એવો નિયમ તો અન્યાયી કહેવાય. વસ્ત્રના કટકેકટકા થઇ જાય તે પહેલાંજ નવીન વસ્ત્ર આપવું એજ કર્તવ્ય. આ દેશના ધનવાનો એ સંબંધી તદ્દન મૂર્ખ છે! તેઓ સાધુઓનું માન જાળવી શકતા નથી. ગમે તેમ હો પણ અમારા દેશમાં તો એવી પ્રથા છે કે: સાધુ મહન્ત લોકોના ખર્ચ માટે ધનવાન મનુષ્યો તેમને ધન આપે છે. તેથી સાધુને અન્ય કોઇ મનુષ્યો પાસે ભિક્ષા માગવી પડતી નથી. સાધુઓને પોતાના ખરચને માટે સમસ્ત દિવસ ચિન્તા કરવી પડે અને દ્વારે દ્વારે ભટકવું પડે તો તેમના સાધન—ભજનમાં મ્હોટું વિઘ્ન પડે!

સાધનને માટે તો વિષયોનો પરિત્યાગ કરવો જોઇએ. ત્યાં પછી તેજ વિષયોમાં તેમને બંધાયલા રહેવું પડે તો સંસારમાં રહેતાં તેમને શી અડચણ હતી? આપને માટે જો કે વદ્દન તેમ નથી પરંતુ અન્ય મનુષ્ય ધન ના આપે તો આપની ચિન્તા દૂર થાય નહિ. કોના મનના ભાવ કયે સમયે કેવા થાય છે તે શી રીતે કહી શકાય? એક મનુષ્ય આજે સાધુસેવામાં ગુલ્તાન થઇ રહ્યો છે પરંતુ તેજ મનુષ્ય બીજે દિવસે તે સાધુને પોતાનો પરમ શત્રુ જાણે છે! તે મનુષ્યની ભક્તિ ઉપર સાધુઓનું સુખ દુઃખ, કલ્યાણ અકલ્યાણ આધાર રાખે છે. મ્હારી ઇચ્છા છે કેઃ હું આપના નામે દશ હજાર રૂપિયાની સરકારી પ્રોમીસરી લોન લઇ આપું. તેનું વ્યાજ ઓછામાં ઓછું મહિને ચાળીશેક રૂપિયા આવશે. એટલા રૂપિયાથી આપનો માસિક સર્વ ખર્ચ સંપૂર્ણ થઇ રહેશે." લક્ષ્મીનારાયણના છેલ્લા શબ્દો સાંભળતાંજ પરમહંસદેવ એકદમ ક્રોધે ભરાઇ બોલ્યાઃ "શામાટે મ્હને ધનનો લોભ બતાવી અનર્થના કુવામાં નાંખો છો! ધન છે તે પરમાર્થ-માર્ગમાં કન્ટક સ્વરૂપ છે અને તે ઉત્તમ સ્થાનેથી મનુષ્યને પદભ્રષ્ટ કરી દે છે! તમે મ્હને કહી શકશો કે ધન (પૈસા) દ્વારા સચ્ચિદાનંદ પ્રાપ્ત કરી શકાય છે કે નહિ? નહિ, નહિ, કદી પણ તેમ થઇ શકતું નથી અને થશે પણ નહિ. એ મ્હેં પ્રત્યક્ષ અનુભવ કર્યો છે. અર્થ (ધન) છે તે જડ પદાર્થ છે, તેના દ્વારા જે કાંઇ પ્રાપ્ત કરી શકાય છે તે પણ જડ પદાર્થજ. જડ પદાર્થની આવશ્યકતા છે એ હું કબૂલ કરૂં છું. દેહને માટે અર્થ-ધનનું પ્રયોજન હોય છે, અરે! કેવળ પ્રયોજનજ નહિ પણ વિશેષ પ્રયોજન હોય છે એ ખરૂં પરંતુ મ્હારાં સર્વ કાર્યો એક પ્રકારે કાલી (માતા)ની ઇચ્છાથી સ્વચ્છંદપૂર્વક ચાલે છે. તેથી અર્થ સંચિત કરી રાખવાનું હું કશું કારણ જોઇ શકતો નથી. રાસમણિના દેવાલયમાં હું નિવાસ કરૂં છું તેથી રાસમણિ મ્હને આહાર આપે છે એમ તમે ધારો છો? અજ્ઞાની મનુષ્યો તો અવશ્ય તેમજ કહેશે, પરંતુ ખરી રીતે જોતાં શું તે સત્ય છે? રાસમણિને દ્રવ્ય કોણે આપ્યું છે? તેનો જન્મ થયો તે સમયે તે પોતાની સાથે દ્રવ્ય લાવી નહોતી, અને મરતી વખતે તે કશું (દ્રવ્ય) સાથે લઇ જશે નહિ. એ તો માત્ર બાહ્ય પ્રપંચજ જણાય છે. એ પ્રપંચને

નમસ્કાર કરૂં છું. પરંતુ જે સૃષ્ટિકર્ત્તા છે, સર્વનો કર્ત્તા છે, તેજ સર્વનું આદિ કારણ છે."

"જડ જગતના પદાર્થ, જડ પદાર્થના સહકારી છે. ચૈતન્ય સાથે માત્ર તેમનો આધાર–આધેય સંબંધજ છે. દેહ એ જડ પદાર્થ દ્વારા રચાયલો છે, અર્થ (દ્રવ્ય) એ તેનું પુષ્ટિ સાધન કરવામાં સહાયતા કરે છે. ચૈતન્ય સાથે તેનો કોઇ પ્રકારનો સાક્ષાત્ સંબંધ જોઇ શકાતો નથી. ત્યારે પછી કયા કારણથી જડ પદાર્થ સાથે ચૈતન્યનો સંબંધ સ્થાપવો જોઇએ, અને તમે એ પક્ષનું સમર્થન કરો છો તેનું કારણ શું? સારાંશઃ જે પદાર્થદ્વારા અતિશ્રેષ્ઠ વસ્તુથી વિમુખ રહેવાય તે વસ્તુ તદ્દન અસાર–કનિષ્ઠ અને તેનાથી સર્વદા સાવધાન રહેવું જોઇએ એજ અવશ્ય કર્તવ્ય છે સમજ્યા?"

"દ્વિતીય વાત એ છે કેઃ અહંકારનો નાશ થવા સિવાય આત્મજ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી, કારણ કે અહંકાર એ તે (આત્મજ્ઞાન) માર્ગનું ખાસ આવરણ છે. એ અહંકારરૂપી વૃક્ષના મૂળ ઉખેડી નાંખવા માટેજ સાધન અને ભજનનું પ્રયોજન હોય છે, પરંતુ એ "અહંકાર" જે વસ્તુદ્વારા વૃદ્ધિ પામે તેનો માર્ગ તમે ભાગવત્ ભણેલા પંડિત થઇને મોકળો કરી આપો છો! વેદમાં કહ્યું છે કેઃ ઇશ્વર એ મનુષ્યના મન અને બુદ્ધિથી અગોચર છે, એ સત્ય વાત છે. પરંતુ તેનો એક સ્વતંત્ર અર્થ છે. વિષયાત્મક મન બુદ્ધિથી તે (ઇશ્વર) અતીત છે, અને વિષયરહિત અર્થાત્ શુદ્ધ મન બુદ્ધિથી તે (ઇશ્વર) ગોચર છે; તે માટેજ કહું છું કેઃ "હું અનેક પ્રકારનો ક્લેશ–દુઃખ ભોગવું છું, અહંકારનો નાશ કરવા માટે મ્હેં કેટલુંયે કર્યું છે, તેમ છતાં હજી મ્હારામાંથી અહંકારનો નાશ થયો નથી. હજી આજે પણ મ્હારામાં "મ્હારૂં, ત્હારૂં." જ્ઞાન રહ્યું છે. હજી પણ અર્થ (ધન)ની વાતો કરૂં છું. હજી પણ અર્થ (ધન) સંબંધી વાદવિવાદ કરૂં છું. હજી પણ મ્હારૂં મન વિષયરહિત થઇ શક્યું નથી. આવી અવસ્થામાં છું તેમાં વળી તમે મ્હારૂં સર્વ નાશ કરશો નહિ. મ્હને શામાટે ધન આપો છો? હું સાધુ નથી. મહન્ત (મોહાન્ત) નથી. હું સિદ્ધ પુરૂષ નથી, હું કંઈ પણ નથી. હું પંડિત નથી, હું ધનવાનનો પુત્ર નથી, હું ઉંચા કુલમાં જન્મ

પામ્યો નથી, હમણાં હું બ્રાહ્મણ પણ રહ્યો નથી. મ્હેં કેટલીએ વાર જનોઇ પહેરી હતી પણ તે બધી કોણ જાણે ક્યાં ખોવાઇ જાય છે ! મ્હને દ્રવ્ય ( પૈસા ) આપવાથી તમને શું ફળ મળશે ? દ્રવ્ય આપવા માટે અન્ય અનેક સુપાત્ર છે. તમે તેમને સહાયતા કરો. તમને વિશેષ ફળ પ્રાપ્ત થશે."

એ સાંભળી લક્ષ્મીનારાયણે કહ્યું: "આપના એ અભિપ્રાયને હું અનુમોદન આપી શકતો નથી. આપના સંબંધી આપે જે વિચારો દર્શાવ્યા છે. તે યોગ્ય નથી. આપ કોણ છો તે હું જાણી શકયો છું. તેથીજ મ્હેં હમણાં એ વાત કહી છે. હું સારી પેઠે જાણું છું કે: આપનું મન વિષયોમાંથી તદ્દન પૃથક્ થઇ ગયું છે. તેલ જેમ જળ ઉપર તર્યા કરે છે, તેજ પ્રમાણે આપનું મન વિષયો ઉપર તર્યા કરશે. અહંકારની વાત આપે કહી પરંતુ તેને આપના જેવા પવિત્ર મનમાં કદી પણ સ્થાન મળે એમ નથી." પરમહંસદેવે કહ્યું: "તેલ અને જળ એકત્ર મળી જતાં નથી પણ તેજ ક્ષણે જળમાંથી તેલની ગન્ધ પ્રસરે છે અને કેટલાક દિવસ પછી તેલ અને જળનું સંયોગસ્થાન ઘટ્ટ થઇ જાય છે, અર્થાત્ ત્યાંથી દુર્ગંધજ નીકળે છે. તેજ પ્રમાણે વિષયો સાથે મનનો સંયોગ થતાં પ્રથમ વિષયોમાંથી દુર્ગંધ પ્રકટ થશે અને પછી મન વિકૃત થઇ જશે."

લક્ષ્મીનારાયણે કહ્યું: "વારૂ, એમ કરવામાં જો એટલી બધી અડચણ હોય તો આપના કોઇ આત્મીય–સગાંના નામ ઉપર રૂપિયાની લોનો લઈ આપું." પરંતુ પરમહંસદેવે તે માટે પણ ના કહી અને ઉત્તર દીધો કે: "તેમ થવાથી પણ મ્હારા મન ઉપર તેની છાયા પડશે. હું જાણીશ કે એ પૈસા મ્હારા છે, બીજાને નામે કરી રાખ્યા છે, એ તો વિશેષ પાપનું કામ." લક્ષ્મીનારાયણે પુનઃ અતિશય આગ્રહપૂર્વક કહ્યું: "આપને એ રૂપિયા અવસ્ય લેવાજ પડશે. મ્હેં જ્યારે એ રૂપિયા આપને દાન કર્યા છે ત્યારે તે હું કોઇ પણ રીતે પાછા લઇ શકીશ નહિ. આપની જેમ ઇચ્છા હોય તેમ તેનો ઉપયોગ કરો."

લક્ષ્મીનારાયણના મુખમાંથી ઉપર પ્રમાણે શબ્દો નીકળ્યા ન નીકળ્યા એટલામાં તો પરમહંસદેવ ઉચ્ચ સ્વરે રોદન કરતા બોલી ઉઠયાઃ "મા !

આવાં મનુષ્યોને મ્હારી પાસે કેમ લાવે છે મા ! જે લોકો મ્હને ત્હારાથી જૂદો પાડવા ચ્હાય છે તે મ્હારા પરમ શત્રુ છે મા !" એમ બોલતા બોલતા સમાધિસ્થ થઇ ગયા. લક્ષ્મીનારાયણુ અતિશય આશ્ચર્યચકિત થઇ ક્ષમા પ્રાર્થના કરવા લાગ્યો. પરમહંસદેવે પોતાના સ્વભાવસિદ્ધ મિષ્ટ શબ્દોમાં લક્ષ્મીનારાયણુને પૂર્વની પેઠે સંતુષ્ટ કર્યો હતો.*

## પંચવિંશ અધ્યાય.

### કેશવચંદ્રસેનને ઉપદેશ.

પાછલા એક પ્રકરણમાં લખવામાં આવ્યું છે કેઃ પરમહંસદેવ સાથે કેશવચન્દ્રસેનનો પરિચય થયો હતો. પરમહંસદેવનો ખરો મનોભાવ અને ખરી સ્થિતિ જાણવા માટે કેશવબાબુએ બે ત્રણ મનુષ્યોને દક્ષિણેશ્વર ( પરમહંસદેવ પાસે ) મોકલ્યા હતા. તે બ્રાહ્મસમાજીઓએ મંદિરના વિશ્રામસ્થાનમાં બે ત્રણ દિવસ નિવાસ કરી, પોતાની વિદ્યા—બુદ્ધિના પ્રમાણુ પ્રમાણે પરમહંસદેવની અવસ્થા નક્કી કરી પરમહંસદેવને ઉપદેશ આપવાને બ્હાને કહ્યું હતું કેઃ "મહાશય ! આપને એક ભક્ત તરીકે જાણી શક્યા છીએ, પરંતુ આપ કોઇ વખત હરિ હર કહો છો, અને વળી કોઇ વખત કાલી, કાલી કહીને નૃત્ય કરો છો. એવા પ્રકારના અંધ—ભાવમાં નહિ રહેતાં કલકત્તાના સુપ્રસિદ્ધ આચાર્ય પ્રવર શ્રીમત્ કેશવચન્દ્રસેન મહાશયને શરણે જાઓ. આપનો ઉદ્ધાર થશે, અને આપને મુક્તિ લાભ થશે. તેમની પાસેથી ચતુર્વર્ગનું ફળ પ્રાપ્ત કરી શકાય છે." પરમહંસદેવને કોઇ પણુ ફળની આકાંક્ષા નહિ હોવાથી તેમના કહેવા ઉપર કિંચિત્ પણુ આસ્થા નહિ દર્શાવવાથી બ્રાહ્મસમાજીઓ તેમના પર ગુસ્સે થઇને ત્યાંથી ચાલ્યા ગયા.

---

* મથુરબાબુએ એક સમયે પરમહંસદેવને નામે પચાશહજાર રૂપિયાની સરકારી પ્રોમીસરી લોન લઇ આપવાની ઇચ્છા દર્શાવી હતી, પરંતુ પરમહંસદેવે તેને તાત્પર્ય સમજાવી એ કાર્ય નહિ કરવાની શિખામણુ આપી હતી !

કેશવબાબુના મોકલેલા મનુષ્યોએ દક્ષિણેશ્વરથી પાછા આવી પરમહંસદેવ સાથે બનેલો બનાવ આચાર્ય ( કેશવબાબુ )ને નિવેદન કર્યો, એટલે તુર્તજ તેઓ શિષ્યો સાથે દક્ષિણેશ્વર જઇ પહોંચ્યા હતા. કેશવબાબુને જોતાંજ પરમહંસદેવ તેમના મનની અવસ્થા જાણી શક્યા હતા. તે કારણને લીધેજ તેમણે પ્રથમથીજ બ્રહ્મશક્તિ ઉપર વિવેચન કરવાનું શરૂ કર્યું. કેશવબાબુમાં એક ખાસ ગુણ એ હતો કે તેઓ કુતાર્કિક કિંવા અવિશ્વાસુ નહતા. તે સમયે તેઓ નિરાકાર ઇશ્વરનેજ માનતા હતા. તેમની ધારણા એવી હતી કે: " ઇશ્વર અરૂપ, ( નિરાકાર ) છે. તેનો કદી પણ આકાર ( સાકાર ) થઇ શકે નહિ." પરમહંસદેવે કહ્યું કે: " શક્તિનો સ્વીકાર કર્યા વગર બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થઇ શકે નહિ." કેશવબાબુ શક્તિને માનતા નહતા, અને બ્રહ્મોપાસનામાં તેનું પ્રયોજન નહિ જાણી તેમના મનમાં જે સરલ વિશ્વાસ હતો તેજ તેમણે જણાવ્યો, એટલે પરમહંસદેવે કહ્યું : " તમારો એ સંસ્કાર ભૂલ ભરેલો છે. બ્રહ્મનું લક્ષણ શું ? પંચતત્વ જેવાં કે: પૃથિવી, જલ, તેજ, વાયુ અને આકાશ અને પંચતન્માત્ર જેવાં કે: શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ઇત્યાદિથી પણ અતીત જે વસ્તુ છે તેનેજ બ્રહ્મ કહે છે, કિંવા તે અદ્વિતીય, નિરાકાર, નિર્વિકાર અને ચિન્મય સ્વરૂપ છે. તેને જાણવા માટે તેની સૃષ્ટિનું પ્રથક્કરણ કરવું જોઇએ. તેમનામાંથી સૃષ્ટિની ઉત્પત્ત થઈ છે અને તેમણેજ તે રચી છે. તે કારણથી તેજ ઉપાદાન અને નિમિત્ત કારણ છે. તેમના ( ઇશ્વર ) દ્વારા અને તેમનામાંથી સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે માટેજ શક્તિનો સ્વીકાર કરવો પડશે, કારણ કે કોઇ કોઇ તેમને નિર્ગુણ કહે છે પણ ગુણમય પદાર્થ તેમની શક્તિમાંથી ઉત્પન્ન થાય છે. જો કે બ્રહ્મ અને શક્તિ એ બે જૂદી જૂદી વસ્તુ કહી શકાય છે ખરી પરંતુ ખરી રીતે જોતાં તેમ નથી. બ્રહ્મ કહેતાં જે વસ્તુ જાણી શકાય છે તેજ શક્તિ કહેતાં પણ તેનેજ બતાવી આપે છે. બ્રહ્મ એ શક્તિમાં વિરાજિત થઇ રહ્યા છે અથવા તો શક્તિ એ બ્રહ્મમાં સ્થાપિત થઈ રહી છે. એક પ્રકારે જોતાં, બ્રહ્મની અનન્ત શક્તિનો સ્વીકાર કરવો પડશે અને અન્ય પ્રકારે જોતાં અનન્તશક્તિની સમષ્ટિનેજ બ્રહ્મ કહેવામાં આવે છે. બ્રહ્મનું એક નામ સચ્ચિદાનંદ કહેવામાં આવે છે. સત્—સત્ય

વા નિત્ય, ચિત્—જ્ઞાન અને આનંદ—આહ્લાદ અર્થાત્ બ્રહ્મ એ સત્ય અથવા નિત્ય સ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને આનન્દસ્વરૂપ છે. અર્થાત્ એ ત્રિવિધભાવની સમષ્ટિનેજ બ્રહ્મ કહે છે. પૂર્વે કહેવામાં આવ્યું છે કે: બ્રહ્મ અને શક્તિ એ અભેદ છે—બન્નેમાં ભેદભાવ નથી. જેમકે અગ્નિ. અગ્નિ શબ્દનો ઉચ્ચાર કરતાંજ તેની શક્તિનો ભાવ પ્રથમ આપણે સમજી શકીએ છીએ. જેમકે: તાપ, વર્ણ, અને દાહિકા ( બાળવાની ) શક્તિ, અથવા એ ત્રણે પ્રકારની શક્તિને અગ્નિ કહે છે. જો કે એની શક્તિઓને છુટી પાડી દેવાથી તે અગ્નિની સ્થિતિમાં રહેશે નહિ અર્થાત્ તેવી સ્થિતિને અગ્નિ કહેવામાં આવશે નહિ. આ સ્થળે અગ્નિ અને અગ્નિની શક્તિ જોતાં જો કે દ્વૈતભાવનો પરિચય થાય છે પરંતુ વસ્તુતઃ તેમ નથી. એ એકજ વસ્તુની વિશેષ અવસ્થા છે. દ્રષ્ટાંત તરીકે: દુધ અને તેનું ધવળત્વ જુવો. દુધ જે વસ્તુ છે તેજ વસ્તુ તેનું ધવળત્વ પણ છે. તે કાંઇ દુધથી સ્વતંત્ર—જૂદું નથી. જો બ્રહ્મ અને શકિતમાં અભેદ હોય તો બ્રહ્મ અને શક્તિ એ બન્નેનાં નામ જૂદા જૂદા રાખવાનું કારણ શું ? જેમકે: એક મનુષ્ય લખી શકે છે, વાંચી શકે છે, નાચી શકે છે, ગાઇ શકે છે, વગાડી શકે છે અને ચિત્ર ચિતરી શકે છે. આ સ્થળે વ્યકિત તો એકજ છે પરંતુ તેનામાં નાના પ્રકારની શકિત વિદ્યમાન છે. તેજ પ્રમાણે જે સમયે બ્રહ્મની અનન્ત શક્તિનો સ્વતંત્રભાવ પ્રકટ થયેલો જોવામાં આવે છે તેજ સમયે એ શકિતઓનો કોઇ પ્રકારનો આધાર સ્વીકારવો પડશે. આધાર ના હોય તો શકિતઓ કયે પ્રકારે સ્થિતિ પામે ? એટલાજ માટે સચ્ચિદાનંદ શબ્દદ્વારા બ્રહ્મની અવસ્થા સુંદરરૂપે જાણવામાં આવી જાય છે. સત્—નિત્ય એજ બ્રહ્મપદ વાચ્ય છે. એ અવસ્થા વાક્ય અને મનથી અતીત છે. નિત્ય એ શબ્દનો કેવો ભાવ છે અને તેને આપણે સમજી શકીએ પણ કેવી રીતે ? અનિત્ય વસ્તુ જોઇને આપણે તેનો જે ભાવ સમજી શકીએ છીએ તેના વિપરીત ભાવને નિત્ય કહે છે. એ અનુમાન કરવા જેવી વસ્તુ પણ નથી. ચિત્ એટલે જ્ઞાન. એજ ચિત્ શકિતદ્વારા જગતની ઉત્પત્તિ થઇ છે. જ્ઞાન-શક્તિ એજ સૃષ્ટિ ઉત્પત્તિના મુખ્ય કારણ સ્વરૂપ છે. સાધારણ દ્રષ્ટાંત તરીકે એક લાકડાનું પૂતળું લ્યો. પૂતળું કાષ્ટનું

બનેલું છે, પરંતુ તેને બનાવ્યું કોણે ? કોઇ મનુષ્યે કે તેના હાથે કે કોઇ ખાસ યન્ત્રે ? વાંસલો કિંવા કરવતને તેનું કારણ કહી શકાય નહિ, અથવા કાષ્ટને પણ તેની ઉત્પત્તિનું મૂળ કહેતાં ભૂલ થશે. આ સ્થળે તેજ વ્યક્તિની જ્ઞાન-શકિત બતાવવામાં આવે છે. મિસ્ત્રી પોતાની જ્ઞાન-શક્તિની સહાયતાવડે એક જાતના કાષ્ટનાં નાના પ્રકારનાં પૂતળાં બનાવી શકે છે. બનાવવાનું ઉપાદાન કારણ કાષ્ટ, સમવાય કારણ યન્ત્રાદિ અને નિમિત્ત કારણ મિસ્ત્રીને કહી શકાય છે. એજ ચિત્ શક્તિદ્વારા જે કાંઇ જોવાનું, સાંભળવાનું, કહેવાનું અને જાણવાનું છે, હતું, કિંવા હશે. તે સર્વ ચિત્શક્તિની અંતર્ગત છે. ચિત્ શક્તિમાંથી સત્ વા નિત્યનો પ્રકાશ થાય છે. જેમકે ઉષ્ણ શક્તિ એ અગ્નિનો પરિચય આપે છે, અર્થાત્ તાપનો અનુભવ થતાંજ તેનુ મૂળ કારણ અગ્નિની કલ્પના થાય છે. તાપનો અનુભવ ન થાય તો અગ્નિનું નામ કોણ જાણી શકે ? તાપ-શક્તિદ્વારા જે પ્રકારે અગ્નિનાં અસ્તિત્વનો નિશ્ચય-નિર્ણય થયો તેજ પ્રમાણે ચિત્ શક્તિદ્વારા બ્રહ્મનો નિર્ણય થઇ શકે છે અથવા તેને જાણી શકાય છે. જો કે આ સ્થળે સત્ એટલે બ્રહ્મ અને ચિત્ એટલે શક્તિ; એ બેમાં ભેદ બતાવવામાં આવ્યો છે ખરો પરંતુ ખરી રીતે જોતાં એ બેમાં ભેદ નથી. એ બન્ને એકજ વસ્તુની માત્ર જૂદી જૂદી અવસ્થાઓ છે."

"બ્રહ્મ અને શક્તિના ભેદાભેદ સંબંધી હજી પણ સુંદર વ્યાખ્યા થઇ શકે એમ છે. જેમ કે: જલાશયનું જલ. જલ જે સમયે સ્થિર હોય છે તે વખતે એને બ્રહ્મ અથવા સત્ અથવા પુરૂષ કહી શકાય કિંતુ જ્યારે તેમાં તરંગો ઉત્પન્ન થાય છે ત્યારે તેમાં ચિત્ અથવા પ્રકૃતિનો ભાવ આવે છે. જ્યારે કોઇ કાર્ય ન હોય, અર્થાત્ સૃષ્ટિનું અસ્તિત્વ ન હોય ત્યારે તેને બ્રહ્મ અથવા અચલ, અટલ મેરૂવત્ કહી શકાય પરંતુ જ્યારે કાર્ય આવ્યું ત્યારે તેને શક્તિની રમતજ કહી શકાશે."

"બ્રહ્મ એ પુરૂષ અને શક્તિ એ પ્રકૃતિ છે. કારણ કે તે પરસ્પર એક બીજાના આધારભૂત છે. એજ કારણને લીધે બ્રહ્મને પુરૂષ અને શક્તિને પ્રકૃતિ (દેવી) કહેવામાં આવે છે. જેમ કે વૃક્ષને પુરૂષ અને તેને વિંટળાઇ

રહેલી લતાને સ્ત્રી–શબ્દ–નું વિશેષણ આપવામાં આવે છે. નૌકા એ નપુંસક જાતિ છે પરંતુ તેમાં પ્રવાસીઓ હોય તો તે સ્ત્રી જાતિવાચક કહેવાશે. તમે એક ચિત્રપટ તૈયાર કરો તો તેમાંનું ચિત્ર તમારી ચિત્ર કરવાની શક્તિમાંથી તમારાદ્વારા જન્મ પામ્યું તેથી તમે પુરૂષ, તમારી ચિત્ર કરવાની શક્તિ તે તમારી સ્ત્રી, અને ચિત્ર એ તમારૂં એક સન્તાનજ સમજવું. તેજ પ્રમાણે બ્રહ્મ એ પિતા, શક્તિ એ માતા અને આપણે તેનાં સન્તાન સ્વરૂપજ છીએ. એટલા માટેજ બ્રહ્મની ઉપાસના કરતા પહેલાં શક્તિની ઉપાસના કરવી એજ કર્તવ્ય છે. કારણ કે બ્રહ્મથી તે સૃષ્ટ પદાર્થ પર્યંત શક્તિનું ઐશ્વર્ય વા અધિકાર વ્યાપ્ત રહ્યા છે, જે વડે બ્રહ્મોપાસના કરવામાં આવશે તે સર્વ શક્તિની સમ્પતિ જાણજો. બ્રહ્મોપાસનામાં ઉપયુક્ત થવું અને તે અવસ્થામાં લાવી મુકવાની શકિત; એ શકિત–દેવી સિવાય અન્ય કોઇ શકિતથી બની શકે એમ નથી. અર્થાત્ શક્તિ સિવાય બીજા કોઇનામાં એવી શકિત નથી. કારણ કે જે બોલશો અથવા જે કરશો તે સર્વ શકિતમાંજ સમાયલું છે. ભકિત એ શકિતની સમ્પતિ છે. ભાવ અને પ્રેમ એ પણ શકિતનીજ સમ્પતિ છે. પરિણામે જે સર્વ વસ્તુઓ લઇને બ્રહ્મની પૂજા કરશો તે શક્તિ સિવાય બીજા કોઇની ( મિલ્કત ) નથી. શકિતને વેગળી મુકી રાખીને કોઇ પણ મનુષ્યથી બ્રહ્મોપાસના થઇ શકતી નથી તેનું કારણ એજ. બ્રહ્મોપાસના માટે જે જે પ્રણાલી પ્રચલિત છે, તેનાથી કોઇ એક પ્રકારનો ભાવ ગ્રહણ કર્યા વિના સાધન કાર્ય થઇ શકશે નહિ. કાં તો પિતા પુત્રનો સંબંધ કે કાં તો સેવ્ય સેવકનો સંબંધ, કોઇ સ્થળે સૃષ્ટિકર્તા વા સૃજિત સંબંધ અથવા કોઇ સ્થળે રાજા અને પ્રજાનો સંબંધ હોઇ શકે. એ સંબંધ જોવામાં સુંદર તો ખરા પરંતુ સ્થળે સ્થળે ભાવમાં કિંચિત્ ઉલટપાલટ થયો છે. પિતા કહીએ તો માતાની આવશ્યકતા જણાશે, સૃષ્ટિકર્તા કહીએ તો કર્મીની જરૂર પડશે, કારણ કે કર્તા એકલો સૃષ્ટિ કરી (રચી) શકે એમ નથી. કહેવામાં આવે છે કે માતાદ્વારા પિતાને ઓળખી શકાય છે, માતા છે નહિ ( અથવા માતાને કબુલ કરો નહિ ) અને પિતાનો સ્વીકાર કરો છો એ તો કેવળ અસ્વાભાવિકજ છે ! હવે સ્પષ્ટ જોઇ શકાય છે કે ઉપરોક્ત ભાવે માતૃ વા ઉત્પત્તિનું

સ્થાન ગુપ્ત રહ્યું છે, એટલે એ માતૃ સ્થાનજ સર્વનું ઉત્પત્તિસ્થાન છે, અને એનેજ માતા કહી શકાય છે. એજ માતા વા ચિત્ શક્તિ કેવળ સૃષ્ટિ સ્થિત વસ્તુજ નહિ પણ એને અવતાર કહો, રૂપ કહો, જ્યોતિ કહો, એજ સર્વની પ્રસવિની છે. તે માટેજ,

"અનન્ત રાધાની માયા કહી ના શકાય,
"કોટિ કૃષ્ણ, કોટિ રામ, આવે, રહે, જાય.

એમ કહેવામાં આવે છે. મુખેથી શક્તિનો અસ્વીકાર કરવાથી ચાલશે નહિ. શક્તિ વ્યતીત કોઇ પણ કાર્ય થઈ શકતુંજ નથી. જુવો, આ જડ જગત્ કેવી રીતે ચાલે છે? શક્તિવડે જુવો, સૌર જગત્ તે પણ શક્તિ વડેજ ચાલે છે. મનુષ્યો જુવે છે તે પણ દર્શનશક્તિવડે, આહાર પરિપાક થાય છે તે પાક શક્તિવડે, કથા કહી શકાય છે તે વાક્ શક્તિવડે અને અનુભવ કરી શકાય છે તે સ્પર્શશક્તિ વડે. જે દિશામાં દ્રષ્ટિપાત કરશો, ત્યાં અંતરમાં, બહાર, ઉંચે, નીચે, સર્વત્ર શક્તિનું કાર્ય નથી એવું કોઇ પણ સ્થળ દેખાશે નહિ. મન શાંત રાખી, વિચાર કરી જુવો, અનાયાસે સમજી શકાશે."

"જે શક્તિવડે જગત્નો જન્મ થાય છે, તેને ચિત્ શક્તિ વા માયા કહે છે. એ કાર્યો પરત્વે બે શ્રેણીમાં વહેંચાઇ ગઇ છે. એકને વિદ્યા-માયા અને અન્યને અવિદ્યા માયા કહે છે. વિદ્યા માયામાં વિવેક અને વૈરાગ્યનો સમાવેશ થાય છે. કામ, ક્રોધ. લોભ મોહ, મદ, મત્સર, એ અવિદ્યા-માયામાં સમાયું કહેવાય છે. જીવાત્માઓ જ્યારે અવિદ્યા-માયામાં લપટાયલા હોય છે ત્યારે તેઓ ઇશ્વરથી ઘણે વેગળે પડી રહે છે. તેઓ ષટ્ રિપુઓના પ્રબળ પ્રતાપવડે એટલા બધા તો મુગ્ધ અને પરાજિત થઇ જાય છે કે જેથી તેઓ પોતાને ભૂલી જઇ જાણે તદન રિપુઓને આધિનજ થઇ જાય છે. મહા શક્તિની ઉપાસના કરવાથી રિપુઓ ક્રમે ક્રમે વેગળા થાય છે અર્થાત્ તેમનું બળ નરમ પડી જાય છે-તેમની દમનશક્તિ નિર્મૂળ થાય છે. એમ થવાથી મનોરાજ્યમાં વિવેક અને વૈરાગ્ય આવી પોતાનો અધિકાર વિસ્તારે છે. ત્યારે મન, ભાવ-ધ્યાનરૂપ રાજમાર્ગ પ્રાપ્ત કરી મહાભાવમયી-સમાધિ સ્થીતિ-મહાશક્તિની શક્તિમાં-બ્રહ્મમાં-મળી જાય છે. ફક્ત "બ્રહ્મ

બ્રહ્મ " કહીને જોઇ શક્યા હશો કે તેથી તમે કશું પ્રાપ્ત કરી શક્યા નથી. પરંતુ એક વખત માતા કિંવા સચ્ચિદાનન્દમયી અથવા બ્રહ્મમયી કહીને બોલાવો જોઉં. હમણાંજ તેના ધનવડે ધનવાન થઇ જશો ! જે ઈશ્વરદર્શન હમણાં તમારે માટે અદર્શન જેવું થઇ પડયું છે, તેનું દર્શન કરી શકશો. ધ્યાનમાં નહિ પણ પ્રત્યક્ષ દર્શન કરી શકશો. હમણાં જે ઇશ્વરને અજ્ઞેય તરીકે જાણો છો—એવું જ્ઞાન માત્ર માયિક મનમાંજ થાય છે—તે ઇશ્વર સાથે વાસ્તવિક રીતે વિહાર કરી શકશો. જે ઇશ્વરને નિરાકાર તરીકે નક્કી માની લીધો છે તેને સાકારરૂપે તમારી નજીક તમારા ચક્ષુ સમક્ષ જોઇ શકશો. તમે તેને સ્પર્શ કરી શકશો. તમે વિચાર કરો છો કે એ બધું થશે કે નહિ–એ બધું સત્ય કે મિથ્યા ? પરંતુ કરી જુવો. ત્યારેજ ખાત્રી થશે. એક વખત અકપટ ચિત્તે, બાલકવત્ બુદ્ધિદ્વારા મા, મા; કહીને અશ્રુપાત કરી જુવો. પછી કહો કે આનન્દમયી ક્યાં છે ! ખાત્રી રાખજો કે: મા આનન્દઘન મૂર્તિ દર્શન દઇને તમને આનન્દ ધામમાં લઇ જશે. તેને ચ્હાય છે કોણ ? તેનાં દર્શનની ઇચ્છાજ કોને છે ? ગમે ત્યારે તે આવશે, ગમે ત્યારે તેનાં દર્શનનો લાભ થશે એવું માની તેના રૂપને ઉડાવી દઇ નિશ્ચિંત થઇ બેસી રહેવાથી શું તેનાં દર્શન થશે ? ઇશ્વરનાં દર્શન માટે કોને આકાંક્ષા થાય છે ? તેનાં દર્શન કરવા માટે —તેનો સાક્ષાત્કાર કરવા માટે કોણ સાધન ભજન કરે છે ? ધન નહિ હોય તો તેને માટે મનુષ્યો એક ઘડી અશ્રુપાત્ કરે છે, પુત્ર નહિ હોય તો તેને માટે દશ ઘડી રડે છે, માન મેળવવાને માટે રડી રડીને અધમુવા થઇ જાય છે, પરંતુ કહો તો ખરા કે: ઇશ્વર–દર્શનને માટે—ઇશ્વરપ્રાપ્તિને માટે કોઇએ કદી પણ નેત્રમાંથી આંસુનું એક બિંદુ પણ ટપકાવ્યું છે કે ? જે મનુષ્ય તેને માટે રડયું છે, જેણે મન સંતોષ પામે તેવી રીતે તેને બોલાવ્યો છે તેની પાસે તે અપ્રકાશિત રહ્યો નથી. તે મનુષ્યના પ્રાણાત્માએ—તેની નસેનસોએ—તેના રસનો સ્વાદ લીધો છે. " મા દર્શન આપો. " એવો ઉચ્ચાર કરીને જો બાર ક્ષણ, બાર દિવસ, બાર માસ અથવા બાર વર્ષ ( એ દ્વારા પ્રેમની હદ બતાવી છે, ) પર્યંત અશ્રુપાત કરશો તો અવશ્ય તેનાં દર્શન થશે, એમાં કંઇ સંદેહ નહિ. "

"શક્તિનું ખાસ કોઇ એક નામ નથી. કોઇ તેને કાલી કહે છે, કોઇ રાધા કહે છે, અને કોઇ ફક્ત માતાજ કહે છે. શક્તિ તો એકજ છે પરંતુ તેનાં નામ અનેક છે. જે શબ્દો વડે, જે વર્ણ વડે અથવા જે ભાવ વડે તેની પ્રાર્થના કરવામાં આવશે તે સર્વનું મૂળ એકજ જાણવું. શાસ્ત્રમાં પંચાશદ્વર્ણ-રૂપિણીનું સંબોધન આપી તેનું વર્ણન કરવામાં આવ્યું છે. એનો અર્થ એ છે કે: જગતમાં જેટલા પ્રકારના વર્ણ છે,—જે દ્વારા અમારા મનોભાવ જણાવી શકીએ છીએ—તે સર્વ વર્ણ દ્વારા તે (માતા) ને પ્રાપ્ત કરી શકાય છે. કોઇ પણ નામ દઇને, અને કોઇ પણ ભાવ ધારણ કરીને મન સંયોગપૂર્વક એ મહાશક્તિની પ્રાર્થના કરશો તો તે અન્તર્યામિની તેજ ક્ષણે મનાભિલાષા પરિપૂર્ણ કરશે." આ પ્રમાણે નાના પ્રકારના ઉપદેશ દ્વારા પરમહંસદેવે કેશવબાબુને શક્તિનો સ્વીકાર કરાવ્યો હતો.

બ્રહ્મની ઉપાસનામાં, શા માટે શક્તિ—સાધનની આવશ્યકતા છે તે પરમહંસદેવે આ પ્રમાણે કહ્યું હતું. "મનુષ્યો જે જોઈ શકે છે, અથવા જેનો અનુભવ કરી શકે છે, તે દ્વારા તે વસ્તુ અથવા ભાવ, જે પ્રકારે હૃદયંગમ થવાનો સંભવ છે; તેવો માત્ર ઉદ્દેશ્ય જાણવાથી થતો નથી. ભાવ હોવો જોઇએ. ભાવ વગર સર્વ વસ્તુ શૂન્ય અને અન્ધકારમયજ જણાશે. આપણે બાલ્યાવસ્થાથી શાન્ત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર, આ પાંચ પ્રકારના ભાવ કુટુંબ—પરિવારમાંથી શીખતા આવ્યા છીએ. એવા પ્રકારની ભાવ—શિક્ષા મનુષ્યને માટે સ્વભાવ—સિદ્ધ (સ્વાભાવિક)જ છે. શાન્ત, દાસ્ય અને સખ્ય-ભાવ તો લગભગ મનુષ્ય માત્રમાં હોય છે—જોવામાં આવે છે. વાત્સલ્ય અને મધુરભાવ કોઇ કોઇ મનુષ્યનામાં નથી પણ હોતો. શાન્ત અને દાસ્યભાવ પિતા માતા દ્વારા અને અન્ય ગુરૂજનો દ્વારા શીખી શકાય છે અથવા તેમના પ્રત્યે મનુષ્યનો જે સ્વાભાવિક શ્રદ્ધા ભક્તિનો ભાવ જણાય છે, તેનેજ શાંત અને દાસ્યભાવ કહે છે. સમાન વયના મનુષ્યો પ્રત્યે અને ભ્રાતાભગિની પ્રત્યે સખ્યભાવ, સન્તાન સન્તતિ પ્રત્યે વાત્સલ્યભાવ અને સ્વામી અને સ્ત્રીમાં મધુરભાવ જોવામાં આવે છે."

"કહેવામાં આવ્યું છે કે: પિતા અને માતા પ્રત્યે સન્તાનનો શાંત અને

દાસ્યભાવ વિકસિત થઇ શકે છે, કિન્તુ પિતા સન્તાનના કલ્યાણને માટે કિંચિત્ કર્કશ વ્યવહાર કરી શકે છે અને જનની કરતાં તેનો સ્નેહ અલ્પ હોય છે એમાં સંદેહ નહિ. પરંતુ જનનીનો ભાવ–પ્રેમ–સન્તાન પ્રત્યે તેવો હોતો નથી. સન્તાન ગમે તેટલા અપરાધ વડે અપરાધી થયો હોય પરંતુ તેની (માતાની) દ્રષ્ટિમાં તે નિરાપરાધીજ જણાય છે. સ્વમાતાને એક વખત "માતા" કહીને બોલાવતાં સન્તાનના મનમાં જેમ શાંતિ થાય છે તેજ પ્રમાણે સન્તાનના શબ્દો સાંભળી માતા પણ આનન્દિત થઇ જાય છે. ત્યાં લેશમાત્ર પણ ભયને સ્થાન મળતું નથી. પરંતુ "પિતા" કહેવાથી સન્તાનના મનમાં તેવાજ પ્રકારનો ભાવ–પ્રેમ ઉત્પન્ન થતો નથી. માતાની પાસે અપરાધ સ્વીકારતાં સન્તાનને લેશ પણ ભય ઉત્પન્ન થતો નથી પરંતુ અપરાધી સન્તાન પિતાની નજીક જતાં ગભરાય છે ત્યાં પછી દોષ તો કબૂલજ કોણ કરે ? એટલા માટેજ માતૃ–ભાવ ધારણ કરી તેનું સાધનજ ઉત્તમ છે. માતૃભાવ દ્વારા સાધન કરવાનો એક બીજો પણ ઉદ્દેશ્ય છે. મનુષ્યનું ચિત્ત સ્વાભાવિક રીતેજ દુર્બળ છે. નારીની વાત આવતાંજ મનુષ્ય–ચિત્તમાં કુત્સિત–ભાવ ઉત્પન્ન થઇ મનને તદ્દન નિકૃષ્ટ પશુવત્ કરી મૂકે છે. સખ્યભાવ ધારણ કરવાથી પણ મનની સમતાનું રક્ષણ થઇ શકતું નથી. પરંતુ માતૃભાવનામાં તેવા પ્રકારના દોષ ઉત્પન્ન થઇ શકતા નથી. માતૃ–ભાવપૂર્વક ઇશ્વર–સાધના કરવાથી મન ક્રમે ઉચ્ચ ગામી થાય છે અને પૃથિવીની વિશેષ આકર્ષણકારક (સામાન્ય સ્ત્રીઓ) કામિનીના હસ્તમાંથી રક્ષણ પ્રાપ્ત કરી શકાય છે."

કેશવબાબુ પ્રસંગોપાત, અવકાશ મળતો તેમ તેમ પરમહંસદેવ પાસે જવા લાગ્યા અને સંખ્યાબંધ જીવન્ત દ્રષ્ટાન્ત દ્વારા અને બ્રહ્મતત્વવિષયક સર્વ ગૂઢ ભાવ હૃદયના પડેપડમાં સ્થાપન કરી પોતાને તે પ્રમાણે પ્રસ્તુત કરવાનો આરંભ કર્યો. તેઓ કદી પણ તર્ક કરતા નહિ અથવા કોઇ પણ પ્રશ્ન પૂછતા નહિ. અવાક્ થઇને પરમહંસદેવનો ઉપદેશ સાંભળી ચાલ્યા જતા.

કેશવબાબુને એ પ્રમાણે ઉપદેશ આપી તેમને વળી એક જુદાજ પ્રકારના સાંચામાં ઢાલી દીધા. અર્થાત્ તેમના મનની રચના એક જુદાજ પ્રકારની બનાવી દીધી. કેશવ ઇશ્વરને દયામય અને કરૂણામય જાણતા હતા.

હવે તેઓ "માતા" શબ્દ બોલતાં શીખ્યા જેથી નિરસ, શુષ્ક, નિરાકાર બ્રહ્મમાંથી રસાલ માતૃભાવ પ્રાપ્ત કરી શક્યા. તેઓ ત્યારથીજ માતૃભાવપૂર્વક ઇશ્વરની ઉપાસના કરતા. આટલા દિવસ પછી તેઓ હવે બ્રહ્મ અને ઇશ્વરનો ભેદ સમજી શક્યા. બ્રહ્મ એ માત્ર મુખેથી બોલવાની કિંવા કલ્પનાથી વિચારવાની વસ્તુ નથી તેનું પણ તેમને જ્ઞાન થયું. તે માટેજ તેમણે કેવળ ચિદ્ઘન રૂપનુંજ ધ્યાન ધરી ભજનાનન્દ ભોગવવાનો આરંભ કર્યો.

પરમહંસદેવે જ્યારે જોયું કે: કેશવબાબુ (જેવો બ્રહ્મોસમાજી) શક્તિનો રસાસ્વાદ મેળવી શક્યો છે ત્યારે તેમણે તેને કહ્યું કે: "ભગવાન્, ભાગવત અને ભક્ત એ ત્રણે એકજ છે. અર્થાત્ જે ભગવાન્ છે તેજ ભાગવત અને તેજ ભક્ત છે. આ વાત સાંભળી કેશવબાબુ આશ્ચર્યચકિત થઇ એકી દ્રષ્ટિએ તેમના મુખ સ્હામું જોઇ રહ્યા. આજે કેશવબાબુની મહા પરીક્ષાનો દિવસ હતો. જેમણે ઇશ્વર અને જીવને જૂદા—દ્વૈત—માની જૂદી જૂદી ટોળીઓ બાંધી છે, જેઓ સર્વત્ર ઇશ્વર જાણનારને બહુ ઇશ્વિરવાદી કહી એકેશ્વરવાદનો આડંબર કરી બેઠા છે, આજે તેજ અહંકારી ધર્મ—દૂષીઓનો સન્ધિકાલ ઉપસ્થિત થયો હતો. કેશવબાબુ કંઇ પણ બોલ્યા નહિ. પરમહંસદેવ બોલવા લાગ્યા: "ભગવાન, ભાગવત અને ભક્ત; એ ત્રણને એક કહેવાનો ઉદ્દેશ્ય એ છે કે: કોઇ ઇશ્વરને ભગવાન્ કહે છે. તેના ગુણાનુવાદ જેમાં વર્ણિત છે તેને ભાગવત કહે છે અને તે ભાગવતીય ભાવ જેના હૃદયમાં પ્રવેશ કરે છે તેને ભક્ત કહે છે. ભક્તની અવસ્થા સાધકના જેવી નથી. કારણ કે: સાધકાવસ્થામાં તો ક્યે પ્રકારે લીલા—રસમયને હૃદયે ધારણ કરી શકાય, એટલો જ માત્ર સાધક યત્ન કરે છે. ત્યાર પછી જરૂર ભગવાન ભક્તના હૃદયમાં પ્રવેશ કરે છે, ત્યાં તેજ પોતાનું વાસસ્થાન નિર્માણ કરે છે, ત્યારે તેજ (ભગવાન) ભક્તના હૃદયમાં કાર્ય કરે છે. એવી સ્થિતિ થાય છે ત્યારે ભગવાનની સ્વસ્વરૂપની અવસ્થામાં અને તેમની ભક્ત—હૃદયમાં વિહાર કરતી અવસ્થામાં કોઇ પ્રકારનો ભેદ રહેતો નથી. જેમકે: મૂર્ખના હૃદયમાં પાણ્ડિત્ય શક્તિનો જન્મ થતાં તેને પણ્ડિતજ કહી શકાય છે. પૂર્વે તેમની મૂર્ખાવસ્થા હતી તેથી તેને ચિરકાલ એજ વિશેષણ આપી ઓળખી શકાતો નથી."

ભક્તો ઇશ્વરને પરમાત્મીય જાણે છે, એટલુંજ નહિ પણ તેને પોતાના જીવનના પણ જીવન સ્વરૂપ આત્માનો પરમાત્મા સ્વરૂપ માની લે છે. તે (ઇશ્વર) ના પાદપદ્મમાં મન–પ્રાણ સમર્પણ કરી દઇ આહારમાં, વિહારમાં, શયનમાં અને સ્વપ્નમાં, સર્વ સમયે તેનાં પ્રત્યક્ષ દર્શન કરી તેમાંજ લીન થઇ રહે છે. જેમ કોઇ મનુષ્ય પવનનો સપાટો આવતાં સમુદ્રના ઉછળતાં મોજામાં પડી જવાથી પ્રવાહથી વિરૂદ્ધ દિશામાં જેમ તે પોતાના શરીરને લઇ જઇ શકતો નથી, તેને તો તેની ગતિ અનુસાર આમતેમ ઘસડાવું પડે પડે છે, તેજ પ્રમાણે ચિદાનન્દ–સાગરમાં પડતાંજ ભકતોની પણ તેવીજ અવસ્થા થાય છે. ભક્તોને તો માત્ર તે (ઇશ્વર)ની ઇચ્છા ઉપરજ આધાર રાખવાની ફરજ પડે છે. એવા પ્રકારના આત્મ સમર્પણ કરી બેઠેલા ભક્તનાં પ્રત્યેક કાર્ય સ્વયં ભગવાનનેજ પરિપૂર્ણ કરવાં પડે છે.* દ્રષ્ટાંત તરીકેઃ કોઈ મનુષ્ય, કોઇને પોતાનો રક્ષણકર્ત્તા ( guardian ) માની લે છે ત્યારે તેનાં સર્વ કાર્યમાં તે (રક્ષણકર્ત્તા) ઉપસ્થિત થઇ આશ્રિત મનુષ્યનો ઉદ્ધાર કરે છે. પરંતુ તે આશ્રિત મનુષ્ય માત્ર મોઢેથીજ પોતાના રક્ષણકર્ત્તાને કબૂલ કરે અને પછી પોતાની ઇચ્છા પ્રમાણે પોતાનાં કાર્યો કરે તો તેનો રક્ષણકર્ત્તા પોતાનાં આશ્રિતજનના કોઇ પણ કાર્યમાં હાથ નાંખવા ચ્હાતો નથી. કપટી ભક્તોની એવીજ દુર્દશા થઇ જાય છે !”

“ દ્રષ્ટાંત તરીકે : કોઇ રાજદરબારમાં એક મનુષ્ય નોકરી કરે છે. નોકર રાજાનો આજ્ઞાપાલક, વિશ્વાસુ અને પ્રિય થઇ પડયો છે. કેટલાક દિવસ પછી નોકરને ઘેર કોઇ કાર્ય પ્રસંગ આવતાં રાજાને પોતાને ઘેર તેડી જવાની નોકરના મનમાં ને મનમાંજ ઘણી ઇચ્છા ઉત્પન્ન થઇ. બિચારો ટુંકા પગારનો નોકર, ઘરમાં ઉત્તમ સ્થાન નહિ હોવાથી અથવા અન્ય કોઇ ઉપાય નહિ જડવાથી અનેક વિચારો કર્યા પછી રાજાના કોઇ એક પ્રિય સેવક આગળ પોતાના મનોભાવ અતિ દીન વદને વિદિત કર્યા. નોકરની અતિ દીનતા જોઇ રાજસેવકને તેના ઉપર અતિશય પ્રેમ ઉત્પન્ન થયો, અને એ

---

* નરસિંહ મહેતા જેવા અનેક ભક્તોની આખ્યાયિકાઓ સર્વજન વિદિત છે. (ભા. ક.)

વાત કોઇ પણ પ્રકારે રાજાને કાને નંખાવ એવો લાગ શોધવા લાગ્યો, અને અન્તે તે પ્રયાસમાં તેને સફળતા પણ પ્રાપ્ત થઇ. સેવકના વિનયથી રાજા તેના પર પૂર્વેથીજ સંતુષ્ટ હતા. સેવકની અરજ સાંભળતાંજ તેમણે આના-કાની કરી નહિ. નોકરની અવસ્થા રાજાના જાણવામાંજ હતી, રાજાને તેને ઘેર જતાં ત્યાં જે જે વસ્તુઓની જરૂર પડે તે સર્વ રાજભંડારમાંથી લઇ જવાની રાજાએ આજ્ઞા ફરમાવી. રાજાની એવી આજ્ઞા પ્રકટ થતાંજ પેલા નોકરને ઘેર માણુસો મોકલવામાં આવ્યાં. માણુસોએ ત્યાં જઇ પ્રથમ અરણ્ય સ્વચ્છ કરી નાંખ્યું. છાવણી નાંખવામાં આવી, તંબુઓ ઠોકાયા, રાજ્યાસન સુસજ્જિત થયું, અને ભોજનને માટે વ્યવસ્થા થવા માંડી. ત્યાર પછી રાજા પોતાના મંત્રી પારિષદો સાથે નોકરને ઘેર આવી પહોંચ્યા. ભક્ત સંબંધે પણ એ પ્રમાણેજ સમજવું. નોકર સ્વરૂપ ઉપાસક, રાજાધિરાજ ભગવાનના રાજદર-બારમાં વિશ્વાસુ, વિનયી, અને અભિમાનશૂન્ય થાય તો તે સાધુ—ભક્ત—રૂપ પ્રિય સેવકોના પ્રેમપાત્ર થશે. સાધુઓની કૃપા થાય તોજ ભગવાનની કૃપા થઇ શકે. તે સમયે તે (ભગવાન)ની પાસે જે પ્રાર્થના—યાચના કરવામાં આવે તેનું તેમને પાલન કરવું પડે છે. ઉપાસકના હૃદયની યાચના—પ્રાર્થના એવીજ હોય છે કેઃ હૃદયેશ્વર ( ભગવાન ) ને હૃદયના મધ્યમાં બેસાડી હૃદય ભરીને તેને જોયાંજ કરીએ. રાજરાજેશ્વર ( ભગવાન ) ની પાસે ઉપાસકના મનો-ભાવ પહોંચતાંજ, અંતઃકરણ રૂપ અરણ્ય સાફ—સ્વચ્છ કરવાનો આરંભ થાય છે. તે સમયે કામ, ક્રોધ, લોભ, વગેરે કાંટાળાં વૃક્ષો, સમૂળ ઉખેડી નાંખી તે સ્થળે રત્નજડિત સિંહાસન સ્થાપવામાં આવે છે. પ્રેમ અને ભક્તિ રૂપ સર્વ ઉત્તમ ભોજ્ય પદાર્થો, રાજભણ્ડારમાંથી મોકલવામાં આવે છે, કાલ-ક્રમે રાજાધિરાજ ( ભગવાન ) નોકર—ભક્ત—ની હૃદય—કુટીરમાં પધારી હૃદય—મંદિરના રત્નસિંહાસન પર બિરાજે છે અને તેનાં સર્વ કાર્યો તે પોતેજ પરિપૂર્ણ કરે છે. અર્થાત્ ભક્ત અને ભગવાનનો એવો સંબંધ થવાથી, એ બન્નેમાં કોઇ પ્રકારનો ભેદભાવ જોવામાં આવતો નથી. હવે આપણે જોઇએ કેઃ ભગવાન સાથે ભાગવતનું કંઇ પાર્થક્ય છે કે કેમ ?

જીવાત્માઓ સચરાચર ત્રિવિધ અવસ્થામાં સ્થિતિ કરી રહે છે. જે

સમયે તેઓ મનનો સંયમ કરી ધ્યાનમાં નિમગ્ન હોય છે તે સમયે તેમને ઇશ્વિરાન્તર્ગત કહી શકાય છે. કારણ કેઃ તે સમયે તેમના અહંકાર, મન અને બુદ્ધિ વડે કોઇ પણ પ્રકારનું કાર્ય થતું નથી. ધ્યાન ભંગ થતાંજ મનનું રક્ષણ કરવાનો અન્ય ઉપાય ભાગવત અર્થાત્ જેમાં ઇશ્વરનો મહિમા અને ગુણ કીર્તન આદિ વર્ણવવામાં આવ્યું છે તેનું અધ્યયન છે. એ સ્થિતિમાં મન, બુદ્ધિ અને અહંકાર ભગવાનના લીલા રસપાનમાં લીન થઇ પડે છે. તેથી તે મન, બુદ્ધિ, અહંકાર, બીજી કોઇ દિશામાં દોડી શકતાં નથી. ધ્યાન–સમયે મનની અવસ્થા જેવા પ્રકારની હોય છે તેવીજ ભાગવત વર્ણિત લીલામૃત વાંચતા પણ મનની અવસ્થા હોય છે. એટલા માટેજ એ બન્નેમાં–ભગવાન અને ભાગવતમાં–કશો ભેદ નથી એમ કહેવામાં આવે છે. ભકતનો સ્વભાવ તદ્દન સ્વતંત્ર પ્રકારનો હોય છે. તેઓ એકલા નિર્જન સ્થાનમાં સદા સર્વદા નિવાસ કરી શકતા નથી અથવા તેવી તેમની ઇચ્છા પણ થતી નથી. તેથીજ પ્રસંગોપાત તેઓ ભકત સમાજમાં આવી પહોંચે છે. ભકતને જોતાંજ ભગવાનનું સ્મરણ થાય છે, તેની–ભગવાનની–સર્વે ભાવનાઓ ક્રમે ક્રમે મનમાં ઉદય પામે છે, અને જેમ વકીલને જોતાંજ કૉર્ટની ભાવના મનમાં યાદ આવે છે તેજ પ્રમાણે ભકતને જોતાંજ ઇશ્વરની ભાવના થઇ આવે છે. એજ પ્રમાણે શરીરનું અવસ્થાન્તર થવા છતાં પણ મનની એક અવસ્થા અનાયાસે જળવાઇ રહે છે અર્થાત્ ધ્યાનમાં ભગવાન્, ભાગવત રૂપે ભગવાન્ અને ભકત રૂપે પણ ભગવાન્ થઇ રહે છે. મનની અવસ્થાનો વિચાર કરતાં એવુંજ નિરૂપણ થાય છે. એટલા માટેજ ભગવાન્, ભાગવત અને ભકત; એ ત્રણે એકજ કહી શકાય છે.

એક સમયે ગોકુલ કુલરાણી યશોદા, ગોકુલ વિહારી ગોપાલના કંઇ પણ સમાચાર નહિ મળવાથી પ્રેમમયી રાધા પાસે જઇ તેમને પૂછવા લાગ્યાં કેઃ "બહેન ! મ્હારા ગોપાળના કંઇ સમાચાર તું જાણે છે કે ?" મહાભાવમયી તે સમયે સમાધિમાં નિમગ્ન હતાં. યશોદા માતાનું કથન તેમને કાને સંભળાયું ખરૂં પણ તેમના મન પાસે જઇ શક્યું નહિ. જ્યારે યોગમાતાનો યોગ ભંગ થયો ત્યારે તેમણે પોતાની સમ્મુખ નન્દરાણીને ઉભેલાં જોયાં.

તેજ ક્ષણે તેઓ તત્ક્ષણાત્ તેમની પાસે જઇ પગે લાગ્યાં અને એકાએક શા માટે આગમન થયું છે તેનું કારણ પૂછવા લાગ્યાં. યશોદાજીએ કારણ નિવેદન કર્યું એટલે શ્રીમતિ રાધાએ તેમને નેત્રો બંધ કરી ગોપાલના રૂપનું ધ્યાન કરવાનું કહ્યું. યશોદાએ નેત્રો મીચ્યાં તેજ ક્ષણે મહાભાવમયી રાધાએ તેમને મહાભાવ–સમાધિ સ્થિતિમાં લઇ જઇ મૂક્યાં. તેઓ ધ્યાનાવસ્થામાં ગોપાલને જોઇ શક્યાં. ગોપાલનું રૂપ જોયા પછી જ્યારે ધ્યાનભંગ થયાં ત્યારે શ્રીમતિ પાસે એવું વરદાન માગ્યું કેઃ "બ્હેન! નેત્રો બંધ કરતાંજ હું ગોપાલને જોઇ શકું એવી કૃપા કર. હું જ્યારે એકલી રહું ત્યારે મ્હારી જીહ્વાએ ગોપાલનોજ જપ કરી શકું અને સગાં સંબંધીમાં જાઉં તે સમયે જાણે સ્વજનવર્ગને ગોપાલ રૂપેજ જોઇ શકું."

એ પ્રમાણે નાના વિધ દ્રષ્ટાન્ત આપીને પરમહંસદેવે, કેશવચન્દ્રને ભગવાન્, ભાગવત અને ભક્ત સંબંધી સ્પષ્ટિકરણ કર્યું હતું. તેઓ જ્યારે કોઇ પ્રકારનો ઉપદેશ આપતા ત્યારે તે સાથે કોઇ એક પદાર્થનું સંમિશ્રણ જણાતું. તે પદાર્થની મોહિની શક્તિ દ્વારા સર્વ જનો મોહિત થઇ જતા. એવી શક્તિ માત્ર પરમહંસદેવનામાંજ હતી. ઉપદેશ તો અનેક ઉપદેશકો–આચાર્યો વગેરે આપે છે પરંતુ તેને અનુસાર કામ થતું કવચિતજ જોવામાં આવે છે. તેઓ પોતેજ તે પ્રમાણે વર્તતા નથી ત્યાં બીજાની તો વાતજ શી? એક પ્રકારની આશ્ચર્યકારક મોહિની શક્તિ દ્વારા કેશવબાબુ પરાજિત થઇ ભગવાન, ભાગવત અને ભક્ત એ ત્રણ એકજ છે એવું તેમણે કબૂલ કર્યું હતું. ત્યાર પછી પરમહંસદેવે તેમને કૃષ્ણ, ગુરૂ અને વૈષ્ણવ, એ ત્રણે એકજ છે એવું કબૂલ કરવાનું કહ્યું પરંતુ કેશવબાબુએ નમ્રભાવે ઉત્તર દીધો કેઃ "હમણાં તેમ બની શકશે નહિ."



## ષષ્ઠવિંશ અધ્યાય.

### કેશવબાબુ શું શિખ્યા હતા?

ભગવાનને ભક્ત–વાંચ્છા–કલ્પતરૂ જેવા કહીને ભક્તો ઉલ્લેખ કરે છે, તે કથન તેમના પ્રત્યક્ષ સિદ્ધાંતનું ફલજ છે. માતા જેમ જેમ સન્તાનની હઠનો સારો માઠો વિચાર કર્યા વગરજ, સ્નેહને વશ થઇ તત્ક્ષણાત્ તેની અભિલષિત વસ્તુ આપીને તેના આનન્દની વૃદ્ધિ કરે છે, તેમ ભક્ત–વત્સલ ભગવાન પણ તેજ પ્રમાણે કરે છે. કેશવબાબુએ ઇશ્વરતત્વ પ્રાપ્ત કરવા માટે વાસ્તવિક રીતે જાતિ, કુલ, મર્યાદા અને પોતાની સામાજિક ઉન્નતિનો ત્યાગ કર્યો હતો. તેમણે યથાર્થ રીતે ઇશ્વર–પ્રેમ–રસનું પાન કરવા માટે પોતાને સમર્પણ કરી દીધા હતા. તેઓ પ્રાણના જુસ્સાથી, મનના ઉચ્છ્વાસથી, તત્વકથામૃત પ્રાપ્તિની ઇચ્છા માટે આમતેમ ભ્રમણ કરતા હતા તેમાં કંઇ પણ સંશય નથી. કાર્ય જોતાંજ કારણની કલ્પના થઇ શકે છે. તેમનું હૃદય મરૂભૂમિ સમાન હતું. તેમનું મન નિરાકાર ( ઇશ્વર )નું ધ્યાન ધરીને તદ્દન અંધકારાચ્છન્ન થયું હતું, અને એક માર્ગે જતાં વિપરીત માર્ગે જઇ ચઢ્યા હતા! જો કે તેઓએ ક ને ખ કહ્યો હતો અને આંબાને આંબલી કહી હતી તેમ છતાં સર્વ વાતમાં તેમનામાં સરલતા અને આગ્રહહીનતા જણાતી હતી! ગમે તેવો વાદવિવાદ ઉપસ્થિત થતાં તેઓ સ્હામા પક્ષનું પ્રત્યેક કથન બરાબર સાંભળી, તે ઉપર વિચાર કરીને પછીજ જે સત્ય જણાતું તે ગ્રહણ કરતા. કેટલાક મનુષ્યો એવાં દુરાગ્રહી હોય છે કે પોતાના આચાર્ય કે ગુરૂજનોએ કહ્યું તેને સત્ય માની અન્યના સત્યનો ત્યાગજ કરતા જણાયા છે! અર્થાત્ બીજા શબ્દોમાં તેમને મતાંધ–દુરાગ્રહી કહીએ તો ચાલશે, પણ કેશવબાબુ તેવા નહતા. બ્રહ્મ–સમાજી હોવા છતાં પરમહંસદેવની સત્ય વાતોનો તેમણે સ્વીકાર કર્યો હતો અને તે પ્રમાણે વર્તન કરતા હતા. એ સદ્ગુણને

પ્રતાપેન્ ‌બ્રહ્મ-સમાજના નેતા ( કેશવબાબુ )એ પરમહંસદેવની કૃપા પ્રાપ્ત હતી. તેમનો સરલ સ્વભાવ અને સત્ય-શોધક ચિત્ત હોવાથીજ "પરમહંસદેવના જીવનદ્વારા ઇશ્વરનો માતૃભાવ* બ્રહ્મસમાજમાં પ્રવેશ કરી શક્યો

* પરમહંસદેવના પરલોક પ્રયાણ પછી નવવિધાન સંક્રાન્ત બાબુ પ્રતાપચન્દ્ર મજમુદારે ઈ. સ ૧૮૮૬ ના સપ્ટેમ્બર અને અકટોબરના "ઇન્ટરપ્રિટર" નામક અંગ્રેજી માસિક પત્રિકાનાં ૮૭ મા પૃષ્ઠ ઉપર તેમના સંબંધી એક અદ્ભૂત પ્રકારનું વર્ણન કર્યું છે. એ પ્રમાણે તેમનો અસ્વાભાવિક મત પરિવર્તન થવાનું કારણ શું તે અમે વિચારાન્તે સ્થિર કરી શકતા નથી.

તેમણે લખ્યું છે કેઃ " He did not bring idea (God as our mother) into the church, it was there before the minister's acquaintance with him." નવવિધાનનો માતૃભાવ પરમહંસદેવદ્વારા પ્રાપ્ત થયો નહોતો, તેમની સાથે આચાર્યનો પરિચય થતાં પહેલાં તે વિદ્યમાન હતો. But he by his child like Bhakti, by his strong conception of an ever ready motherhood, helped to unfold it in our minds wonderfully." "કિંતુ ઈશ્વર સંબંધી તેમનો ગાઢ માતૃભાવ અને બાલકવત્ ભક્તિના પરાક્રમથી અમારો માતૃભાવ આશ્ચર્યરૂપે વિકસિત થવામાં સહાયતા મળી હતી." His mother was realized as are imaganary Hindu Deity, our mother was purely spiritually." હિંદુઓના કાલ્પનિક ઇશ્વરને તેમણે માતૃભાવે પ્રાપ્ત કર્યા હતા. પરંતુ અમારૂં માતૃજ્ઞાન વિશુદ્ધ આધ્યાત્મિક હતું." "But he undoubtedly intensified and vivified our conception, as undoubtedly spiritualized his." "કિંતુ તેમનાદ્વારા અમારા માતૃભાવની ધારણા નિશ્ચિત, જીવિત અને પ્રગાઢ થઇ હતી. અમે તેમના માતૃભાવને આધ્યાત્મિક ભાવમાં બદલી લીધો હતો." "His eonceptions were all mythological, our conceptions were purely monothelistic." "તેમની સમુદય ધારણા કાલ્પનિક દેવદેવીની ભાવનાવડે પરિપૂર્ણ હતી; અમારી ધારણા વિશુદ્ધ એકેશ્વર વાદની હતી." "By associating with him we learnt better Devine attributes as scattered over the 330 millions of Deities of mythological Indian, the God of the Purans. By associating with us he learnt to realize better the undivided Deity, the God of the Upanishad, the Akhanda Sachidanand."

હતો. સરલ બાળકની પેઠે ઇશ્વરને સુમધુર માતાનું સંબોધન આપવું અને તેમની પાસે બાળકની પેઠે પ્રાર્થના અને હઠ કરવી; એ અવસ્થા પરમહંસદેવ પાસેથી આચાર્યદેવ ( કેશવબાબુ ) વિશેષરૂપે શિખ્યા હતા. પૂર્વે બ્રાહ્મધર્મ એ માત્ર શુષ્ક તર્ક અને જ્ઞાનનો ધર્મ હતો ! પરમહંસદેવના જીવનની છાયા પડતાં બ્રાહ્મધર્મને સરસ કરી દીધો." (ધર્મતત્ત્વ. ૧૮૦૯ શક, આશ્વિન શુદી ૧, ૧૯૫ પૃષ્ઠ, ૮ મી લીટી.) કેશવબાબુનું હૃદય સ્વચ્છ અને નિર્મળ નહોત તો તેના પર પરમહંસદેવની છાયા કદી પણ પડી શકત નહિ. એક તરફ કેશવબાબુ અને તેમનો સમ્પ્રદાય પરમહંસદેવ દ્વારા પોતાનો મત ગઠન કરવામાં વિશેષ

---

"તેમના સંસર્ગથી પૌરાણિક ભારતના આમતેમ વિખરાયલા ઇશ્વરની વિકૃતિ જે તેત્રીશ કરોડ દેવદેવીના નામથી ઓળખાય છે, તેની અમે પૂર્વના કરતાં ઉત્તમ રીતે ધારણા કરતાં શીખ્યા છીએ, અને અમારા સહવાસથી તેઓ ઉપનિષદ વર્ણિત અખણ્ડ સચ્ચિદાનંદનો ભાવ પ્રાપ્ત કરતાં શીખ્યા છે." (**તત્વમંજરી**. ૧૮૦૮ શક, ૨ જું પુસ્તક, ૪-૫ અંક, ૭૧ પૃષ્ઠ.) કિંતુ એજ મહાત્માદ્વારા સં. ૧૮૭૯ ના "થિઇક કૉર્ટરલી રિવ્યુ." નામક પત્રિકાના ૩૩ મા પૃષ્ઠ ઉપર જે લેખ લખાયો છે તે અત્રે ઉતારવામાં આવે છે: "What is his religion ? It is Hinduism but Hinduism of a strange type of Ramkrishna Paramhansa, for that is the Saints name is the worshipper of no particular Hindu God. He is not a Shivite. He is not a Shakta, He is not a Vaishnava, He is not a Vendantist. Yet he is all these. He worships Shiva, he worships Kali, he worships Rama, he worships Krishna, and is a unfirmed advocate of Vedantist doctrines. He is an idolator and is yet faithful and most devoted meditator of the perfections of the one formless infinite Deity, whom he terms, Akhanda Sachchidananda." તેમનો ધર્મ કયો ! હિંદુ ધર્મ; પરંતુ તે એક આશ્ચર્ય પ્રકારનો હિંદુ ધર્મ છે. સાધુ રામકૃષ્ણ પરમહંસ કોઈ વિશેષ હિંદુ દેવતાના ઉપાસક નથી. તેઓ શૈવ પણ નથી, શાક્ત પણ નથી, વૈષ્ણવ પણ નથી, અને વેદાન્તિક પણ નથી. કિન્તુ તે સર્વ તેમનામાં વિદ્યમાન છે. તેઓ શિવની ઉપાસના કરે છે, કાલી (માતા) ની ઉપાસના કરે છે, રામની ઉપાસના કરે છે,

સહાયતા પ્રાપ્ત કરી શક્યા હતા. પરમહંસદેવ પણ કેશવ જેવા બુદ્ધિમાન, વિચક્ષણ અને ભક્તિપરાયણ કોઇ અન્ય મનુષ્યને તે સમયપર્યંત મેળવી શક્યા નહતા. તેઓ જે કંઇ કહેતા, જે ભાવે વાતચિત કરતા, તે સર્વ કેશવબાબુ સમજી શકતા કે નહિ તે અમે જાણુતા નથી પરંતુ પોતાના ભાવ પ્રમાણે હો, અથવા અન્ય કોઇ ભાવ પ્રમાણે સંકલિત કરીને–ગમે તે પ્રકારે–પણ તે ગ્રહણ કરી લેતા. વાક્વિતણ્ડા કરીને પોતાનો મત પ્રબળ કરવાનો યત્ન, કરતા નહિ–દુરાગ્રહી થતાનહિ–કિંવા એવા વિચારને તેઓ કદી મનમાં સ્થાનપણ આપતા નહિ. જ્યારે પરમહંસદેવના કોઇ વિચાર, તેઓ કોઇ પણ રીતે સમજી શકતા નહિ, ત્યારે પરમહંસદેવને પુનઃ પુછી જોતા. એ કારણને માટેજ પરમહંસદેવ કેશવબાબુની સાથે વાર્તાલાપ કરી વિશેષ આનન્દિત થતા. પારણામે; કેશવબાબુથીજ પરમહંસદેવે એક પ્રકારે પ્રચારકાર્યનો આરમ્ભ કર્યો હતો.

---

કૃષ્ણની ઉપાસના કરે છે, અને વેદાન્ત મતનું દ્રઢ રીતે સમર્થન કરે છે. તેઓ એક મૂર્તિપૂજક પણ છે, તેમ છતાં તેઓ અદ્વિતીય નિરાકાર અને અનન્ત ઇશ્વરના પૂર્ણત્વના અપૂર્વ સ્વસમર્પિત–આસક્ત–ધ્યાતા છે, જેને તેઓ અખણ્ડ સચ્ચિદાનંદ કહીને ઓળખે છે." "To him each of these deities is a force, an incarnated principal tending to reveal the supreme relation of the soul to that eternal and formless. Being who is unchangable in his blessedness and light of wisdom." તેમની દ્રષ્ટિમાં પ્રત્યેક દેવતાઓ, (તે) સનાતન ચિદાનંદ અને નિરાકાર સત્વ સાથે માનવાત્માનો મહોચ્ચ સંબંધ સાંધનાર એક એક શકિત અને આકારમાં બદલાયલું તત્વ હોય એમ જણાય છે. "These incarnations, he says, are but the forces ( Shakti ) and dispensations ( Leela ) of the eternally wise and blessed ( Akhand Sachchidanand ) who never can be changed, nor formulated, who is one endless and ever lasting ocean of light, truth and joy." તેઓ કહેતા હતા કે, એ સર્વ અવતારો, અનન્ત જ્ઞાનમય અને કરૂણા નિદાન અખણ્ડ સચ્ચિદાનન્દની લીલા અને શકિત છે. જે પરિવર્તન અને નિરાકરણહીન છે, જે અદ્વિતીય, અસીમ અને અખંડ સત્ ચિત્ અને આનન્દનો સમુદ્ર છે." "He would some times say, the incarnations forsook him, his mother the Vidyashakti Kali, stood at a dista-

પરમહંસદેવ ક્વચિત્ ક્વચિત્ બ્રાહ્મસમાજમાં જઇ ઉપાસનાદિ શ્રવણ કરી આવતા. એક દિવસ ઉપાસના થઈ રહ્યા પછી પરમહંસદેવે કેશવબાબુને બોલાવી કહ્યું હતું કે: "કેશવ! તેં કહ્યું કે: "ભક્તિ–નદીમાં પ્રીતિકમલ પ્રફુલ્લિત થતાં–" વારૂ હું પુછું છું કે: તેં નદીમાં કદી પણ પદ્મપુષ્પ પ્રફુલ્લિત થતાં જોયાં છે કે? તળાવમાં કિંવા બંધ–જળાશયમાં પદ્મ (કમળ) ઉગે .છે. ત્હેં કઇ નદીમાં પદ્મ–પુષ્પ જોયાં છે? અર્થાત્ એ ઉપમાલંકાર અસંબદ્ધ જણાય છે. વળી બીજું પણ ત્હેં કહ્યું છે કે: "ભક્તિ–નદીમાં ડૂબકી

---

nce. Krishna could not be realized by him, either as Gopal the child, or swami, the lord of the heart and neithsr Rama nor Mahadev would offer him much help. The *Nirakar* Bramha would swallow everything and he would be lost in speechless devotion and rapture." "તેઓ ક્વચિત્ ક્વચિત્ કહેતા કે રૂપાદિ તેમને પરિત્યાગ કરે છે. તેમની માતા વિદ્યાશક્તિ કાલી વેગળે જતાં રહ્યાં છે. તેઓ કૃષ્ણને વાત્સલ્યભાવે ગોપાલરૂપે, અથવા મધુરભાવે સ્વામીરૂપે અનુભવ કરી શકતા નથી. રામ કિંવા મહાદેવ પણ તેમને સહાય કરતા નથી. નિરાકાર બ્રહ્મ સર્વસ્વ ગ્રાસ કરી જાય છે અને તેઓ અવર્ણનીય આનન્દ ભકિતરસમાં નિમગ્ન થઇ જાય છે." "But so long as he is spared to us, gladly we sit, at his feet to learn from him the sublime, precepts of purity, unworldliness, spirituality and inebriation in the love of God." "પરંતુ તેઓ જેટલા દિવસ પર્યંત અમારી સમક્ષ જીવિત છે ત્યાં સુધી અમે આનન્દ સહિત તેમનાં ચરણતલમાં બેસી તેમની પાસેથી પવિત્રતા, વૈરાગ્ય, ચિરવાસના શૂન્ય આધ્યાત્મિકતા અને ભગવત્ પ્રેમોન્નતતા, સંબંધી અતિ ઉચ્ચ ઉપદેશનું શિક્ષણ પ્રાપ્ત કરીશું." (તત્ત્વમંજરી. ૧૮૦૮ શક, ૨ જું પુસ્તક. ૬–૭ અંક, ૧૧૬ પૃ૪.) પ્રતાપબાબુ પરમહંસદેવ જીવતા હતા તે સમયે તેમનામાં ધર્મના સર્વ ભાવ જોઇ શકયા હતા. પરંતુ તેમના પરલોક નિવાસ પછી તેમણે પરમહંસદેવને કંઈક વિચિત્ર રીતેજ ચિતર્યા છે. આ પ્રમાણે સત્યને ઢાંકી દેવાનું કારણ શું? તેમના ભાવોમાંથી નવવિધાન ગ્રહણ કર્યું છે, એ સત્ય હકીગત કદાચ પ્રકટ થઈ જવાના હેતુથી પોતાની ઇચ્છાનુસાર તેમનું વર્ણન ચિતર્યું છે એ સિવાય બીજું શું કહી શકાય?

મારી, ચિદાનન્દ–સાગરમાં ચાલ્યા જાઓ." એમ કહેવાની મતલબ શી ? સર્વ નદીઓ સાગર સાથે જઇ મળી છે, પરંતુ તું નદીમાં ડૂબકી મારી સાગરમાં જશે શી રીતે ? એકવાર ડૂબકી મારી જો વારૂં. ત્યાં ( સાગરમાં ) જઇ શકે છે કે નહિ ? પાછળ તો પગમાં દોરડાં બાંધી પુત્ર પરિવાર વાટ જોઇ રહ્યા છે, તે ભૂલી ગયો છે કે ? જો એમ કહેશે કેઃ નદીમાં આવ્યાથી શરીર સ્નિગ્ધ થયું છે, હમણાં ગાત્રદાહ નિવારણ થવાથી બળ પ્રાપ્ત થયું છે, ડૂબકી મારી દોરડું કાપી નાંખી ન્હાસી જઇશું તો તેમ કરી પણ શકશે નહિ ! જેને સાથે તેડી લાવ્યા છો ( ત્યાં બેઠેલી મહિલાઓને બતાવીને ) તેમની શી દશા થશે ? સંસારમાં રહીને જેટલા દિવસ પર્યંત ઇશ્વર–સાધન કરો તેટલા દિવસ એકદમ ડૂબકી મારી સાગરમાં નહિ જતાં એક એક વખત નદીના કિનારા તરફ જતા રહેજો."

પરમહંસદેવનો ઉપદેશ તદ્દન કઠોર અને રસહીન નહોતો. તેઓ પોતે રસિક ચુડામણિ હતા. તેથીજ તેમના પ્રત્યેક ઉપદેશ રસથી ભરપૂર હતા. એક દિવસ કેશવબાબુને દક્ષિણેશ્વરમાં રાત રહેવા માટે પરમહંસદેવે આજ્ઞા કરી હતી. કેશવબાબુએ અનેક પ્રકારનાં કારણો બતાવી, સંધ્યા સમય પહેલાં કલકત્તે ચાલ્યા જવાનો વિચાર કર્યો હતો. એ જાણી પરમહંસદેવે કહ્યું હતું કેઃ " સત્ય છે કેઃ મ્હેં તમને રાત રહેવા ભલામણ કરી તે સારૂં કર્યું નથી. ટેવ પ્રમાણે સુવાનું સ્થાન ના મળે તો શું તમને નિદ્રા આવે કે ? મ્હને એક વાર્તા યાદ આવે છે. કોઇ ગામમાં બે માછીઓ કોઇ કામ પ્રસંગે નજીકના ગામમાં ગયા હતા. પાછાં આવતાં સન્ધ્યા સમય થઇ ગયો. રસ્તો વિકટ, બે બાજુએ જંગલ, ઘોર અંધકાર, રાત્રે કોઇ દિશા જણાતી નહિ. ક્યાં જવું ? એવો વિચાર કરી નજીકના એક બગિચામાં પ્રવેશ કરી ત્યાંના માળીના ઘરમાં આશ્રય લીધો. એક તો પુષ્પનો બગિચો, તેમાં વળી રાત્રિનો સમય. નાના પ્રકારનાં પુષ્પની સુગંધથી બગિચો બ્હેકી રહ્યો હતો. માછીઓએ સ્થાન બદલ્યું હતું. પુષ્પની સુગંધ તેમના નાક માટે અસહ્ય હતી. તેમને ઘરમાં સુકાં મત્સ્યની દુર્ગંધ લેવાની હમેશાં ટેવ પડી હતી. તેથી આજે તેમને નિદ્રા આવી નહિ. જેમ જેમ મન્દ મન્દ પવનના પુષ્પ–સુગંધે તેમના નાકમાં પ્રવેશ

કર્યો તેમ તેમ તેમનું માથુ દુઃખવા લાગ્યું ! અરે ! તેમના દુઃખની સીમા રહી નહિ. અંતે પુષ્પસુગંધ અસહ્ય થયાથી તેઓ પથારીમાંથી ઉઠી બેઠા થયા, અને ક્યારે રાત્રિ પૂરી થાય તેની વાટ જોતા તડફડાટ કરવા લાગ્યા ! ક્રમે રાત્રિ વીતી પ્રભાત થવા આવ્યું. એ સમયે માછીની કેટલીક છોકરીઓ માથે મત્સ્યના ટોપલા લઇ મત્સ્ય વેચવા જતી હતી. તેમને જોતાંજ માછીઓ ઉંચે શ્વાસે તેમની પાસે દોડયા અને તેમની પાસેથી મત્સ્યનો ટોપલો લઇ તેમાં માથું ઘાલી તેની સુગંધ લેવા લાગ્યા અને આનંદ દર્શાવવા લાગ્યા ! તેથીજ કહું છું કેશવ ! ધર્મ સમ્પ્રદાયનો નેતા થવા છતાં હજી પણ તું દિવેલની ઘાણી બન્ધ કરી શક્યો નથી ! એ તદ્દન કુલક્ષણ જાણવું ! ” કેશવબાબુ કિંચિત્ ચકિત થયા અને પરમહંસદેવની એ શિખામણ તેમણે શિરોમાન્ય કરી લીધી હતી.

પરમહંસદેવના ઉપદેશથી કેશવબાબુ તદ્દન આત્મજ્ઞાન વિસ્મૃત થયા ન હોતા. તેમના પોતાના સર્વે વિચારો બદલી નાખી પરમહંસદેવના વિચારો પ્રમાણે વર્તતા નહોતા. જો કે તે ઉપદેશોને હૃદયરૂપી રત્નભાણ્ડારમાં સ્થાપન કરી રાખ્યા હતા, જો કે તેમાંનો કેટલોક અંશ “ પરમહંસદેવનાં કથામૃત. ” એ નામે ક્ષુદ્ર પુસ્તકનાં આકારમાં તેમણે છપાવ્યો હતો પરંતુ પોતાના મત પ્રમાણે અધિકાંશ વિચારો પુનઃ ગઠન કરવા જતાં વિકૃત કરી નાંખ્યા હતા !

પરમહંસદેવ કહેતા હતા કેઃ “ ઇશ્વર એક છે, પરંતુ તેની શક્તિ અનન્ત છે. પ્રત્યેક શક્તિનાં ભાવ અને રૂપ જૂદાં જૂદાં છે. મનુષ્ય જાતિ માત્ર એક પદાર્થદ્વારા ગઠિત થવા છતાં આકૃતિ અને પ્રકૃતિમાં પ્રત્યેકને જૂદા જૂદા જોઇ શકાય છે. કોઇ પણ એક મનુષ્યનું મુખ કોઇ પણ અન્ય મનુષ્ય સાથે મળતું આવતું નથી, કિંવા જેમ જળ એ એક પદાર્થ છે, છતાં કોઇ તેને પાણી, કોઇ વારિ, કોઈ નીર, કોઇ વૉટર ( Water ) અને કોઇ તેને એક્વા ( aqua ) કહે છે. આ સ્થળે ભાષામાં સંપૂર્ણ ભેદ રહ્યો છે. વૉટર કિંવા એક્વા કહેવાથી અંગ્રેજી કિંવા લેટિન ભાષાનો વિદ્વાન મનુષ્ય કંઇ પણ સમજી શકશે નહિ જાણીને ઇંગ્રેજોમાં ભાવાન્તર થયું છે એમ કહી શકાશે ? કદી નહિ. તેજ પ્રકારે ઇશ્વર એક છે. ગમે તે ભાવપૂર્વક

ઉપાસના કરો, તેથી કોઇ પ્રકારનો દોષ થતો નથી. કેશવબાબુએ એક નૂતન વાર્તા સાંભળી. સામ્પ્રદાયિક ધર્મને માટે પૃથિવી વિખ્યાત છે. સર્વ દેશના ધર્મ સમ્પ્રદાયમાં એવાજ ભાવ જ્વાજ્વલ્યમાન્ થઇ રહ્યા છે. ભારતવર્ષ એ ધર્મને માટે ચિરપ્રસિદ્ધ છે તેથી આ દેશને ઘેરેઘેર એક એક સમ્પ્રદાય પ્રવર્તિ રહ્યો છે. ખ્રિસ્ત મતાવલંબીઓ ધર્મ પ્રચાર કરવા માટે તો સાત સમુદ્ર અને તેર નદી પાર થઇને અત્રે આવ્યા છે. સામ્પ્રદાયિકતાનું એથી વિશેષ અન્ય દ્રષ્ટાન્ત આપવાની જરૂર છે ખરી? સર્વ મનુષ્યો એમજ સમજે છે કે તેનો ધર્મ શ્રેષ્ઠ છે. કિંતુ પરમહંસદેવે સર્વનું માન રાખ્યું છે. ધર્મ-જગતના આભ્યંતરિક વિવાદનું ખંડન કરવા માટેજ તેઓ સ્વયં સાધક થયા હતા. તેથીજ તેઓ આગ્રહપૂર્વક કહેતા હતા કે: સર્વના ધર્મ સત્ય છે, અને સર્વ મનુષ્યો તે એક (ઇશ્વર)નીજ ઉપાસના કરે છે. કેશવબાબુએ એ ભાવમાં વિકૃતિ કરી હતી. વર્તમાન શતાબ્ધીમાં અંગ્રેજો દ્વારા હિંદુ શાસ્ત્રનું ભાષાંતર થવાથી તે ગ્રન્થો અમારે અભ્યાસ યોગ્ય ગણાય છે! તે સર્વ ગ્રન્થોનો અભ્યાસ કરી અમે હિંદુ ધર્મનું શિક્ષણ મેળવીએ છીએ! એ અમારે માટે પુરૂષત્વ ભરેલું કહેવાશે નહિ-તેથીજ હિંદુઓની દુરાવસ્થાની અવધિ થઇ રહી છે, એ અવસ્થામાં અમે અમારા ધર્મનો મર્મ જે પ્રકારે સમજી શકીએ છીએ તેનો વિશેષ પરિચય આપવાનું પ્રયોજન જણાતું નથી, કેશવબાબુ એ સર્વ અંતઃકરણમાં સારી પેઠે સમજ્યા હતા. તેઓ એક નૂતનભાવ પ્રાપ્ત કર્યાનું સમજ્યા હતા, તેમાં તેમની ભૂલ થઇ નહોતી. પરંતુ કાલનો કેવો પ્રતાપ! પૃથિવીમાં કેવા આશ્ચર્યકારક બનાવો બને છે! કેશવબાબુએ તે ભાવ એક અન્ય રૂપમાં તાદૃષ્ય કર્યા. એક અદ્વિતીય ઇશ્વરના અનન્તભાવ છે. અનન્તભાવનો પરિચય અનન્ત વ્યક્તિ દ્વારા મળે છે. જે વ્યક્તિનો જેવો ભાવ હોય તે વ્યક્તિ તેવા ભાવનો પરિચય આપનાર છે. પરંતુ તેમ નહિ વ્યક્ત કરતાં તેમણે સકલ ભાવોની સમષ્ટિ કરીને તે એક સ્થાનમાં દર્શાવી આપવાનો પ્રયત્ન કર્યો હતો. તે મતનું નામ "નવવિધાન" આપવામાં આવ્યું. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી અને બૌદ્ધ વગેરે સર્વ ધર્મનો સારવિભાગ મન્થન કરી એવું નૂતન વિધાન ઉત્પન્ન કરવામાં આવ્યું. એમાં તેમની સમજણનોજ તદ્દન દોષ

થયો હતો. ભાવરાજ્યમાં પ્રવેશ કરતાં પહેલાંજ તેમણે પોતાનો સ્વભાવ ગુમાવી દીધો હતો. સ્વકપોલ કલ્પિત મત, ધર્મ જગતમાં એક ક્ષણ પણ ટકી શકે છે? એ કંઇ આકાશ કુસુમ નથી કે જે કોઈ જે કાંઇ કહે તે ગ્રહણ કરી શકે? ધર્મ એ તો પ્રાણનો આરામ છે, ઇશ્વર એ પ્રત્યક્ષ દર્શન કરી શકાય તેવી વસ્તુ છે, જે કોઇ મનુષ્ય તેને શોધશે તેને તે પ્રાપ્ત થશે–તે તેને જાણી શકશે. તેમાં ગડબડાધ્યાય ચાલી શકશે નહિ. ચિરકાલપર્યંત સત્યનો જય છે. કેશવબાબુ પરમહંસદેવને દબાણ તો કરી ગયા. નવવિધાનનું ઢોલ ગર્જનાયે કરી ઉઠયું. વિધાનપતાકા પત્પત્ શબ્દ કરતી ગગનમાર્ગે ઉડવાયે લાગી! કિંતુ તે હવે નથી, તે નિશાન છિન્નભિન્ન થઇ ગયું છે. તે ઢોલ ફાટી ગયું છે! સત્ય પ્રકટ થઇ ચૂકયું છે.*

---

* કેશવબાબુએ કોઈ પ્રસિદ્ધ સ્થાનમાં કિંવા કોઈ પુસ્તકમાં કિંવા કોઈ સમાચારપત્રમાં પરમહંસદેવ સંબંધી પોતાના વિચારો દર્શાવ્યા છે કે નહિ તે અમે જાણયા નથી. અમે જ્યાં સુધી જાણીએ છીએ ત્યાં સુધી કહી શકાશે કે તેઓ એ સં. ધી કશું બોલ્યાજ નથી એમ ખાત્રી થાય છે. કારણ "નવવિધાન" નામક ગ્રન્થના પાંચમા પૃષ્ઠ ઉપર કેશવબાબુએ જે "નવવિધાન"નું નૂતન રૂપ આલેખ્યું છે તે પરમહંસદેવનું કથન છે–તે માત્ર સ્વનામથી ભિન્ન અર્થદ્વારા પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. જેમકે–"ઇશ્વરદર્શન, અને તેને સ્પર્શ કરી શકાય છે, પ્રત્યક્ષ નહિ પણ–ભાવદ્વારા નિરાકાર ઈશ્વરને નિરાકારમાંજ સ્પર્શ કરી શકાય છે." એ સર્વ વિષયો ભાવભ્રષ્ટ થાય છે. સર્વ ધર્મ સમાન જાણવાનો ઉપદેશ આપવા છતાં તેમાં પણ વિશેષ ગડબડ થઇ રહી છે. તેમણે જ્ઞાની, કર્મવીર, ભકત અને ખ્રિસ્ત વગેરેનો નામોલ્લેખ કરી તેમને યથાસ્થાને દર્શાવી આપ્યા છે. અર્થાત્ જે ધર્મનો સાર છે તે તેમણે એક સ્થળે સંગ્રહ કરી દીધો છે. એજ નવભાવ, પરંતુ આક્ષેપનો વિષય એટલોજ કે: ભાવ–વિશેષ પ્રાપ્ત કરવા માટે સાધન કરવાની આવશ્યકતા છે, સાધન કર્યા સિવાય સાધ્ય વસ્તુ કદી પણ પ્રાપ્ત થઇ શકે કે? વૈષ્ણવોનો પ્રેમ ઉત્તમ છે, તે તેમણે પ્રાપ્ત કર્યો હતો. પણ કેવી રીતે પ્રાપ્ત કર્યો? વૈષ્ણવોના મત પ્રમાણે પરમહંસ દેવની પેઠે તેમણે તેનું સાધન કર્યું હતું? શાકત મત સ્વિકાર્યા સિવાય શક્તિનો ભાવ સમજે કોણ? મુસલમાન ધર્મના સાધક થયા સિવાય મહંમદીય ભાવ ગ્રહણ કરી શકાય શી રીતે? ખ્રિસ્તી ધર્મની આલોચના કર્યા સિવાય ખ્રિસ્તને જાણી શકાય શી રીતે? મ્હોડાની વાતોથી અને બુદ્ધિના

કેશવબાબુ એક પ્રકારના વિદ્વાન પણ્ડિત હતા અને પરમહંસદેવ તે સંબંધી નિરક્ષર હતા. કેશવબાબુ કલકત્તાના સુપ્રસિદ્ધ આબરૂદાર, ધનવાન પુત્ર હતા અને પરમહંસદેવ સાત રૂપિયા પગારના દેવાલયના પુજારી—નોકર હતા. એવા પુજારીના ચરણમાં મસ્તક નમાવવું એ કંઇ સામાન્ય વાત નથી. અમે જોયું છે કે: કેશવબાબુ પરમહંસદેવ ઉપર જે પ્રકારની શ્રદ્ધા અને ભક્તિ રાખતા હતા અને પરમહંસદેવ પણ કેશવબાબુ ઉપર જે પ્રકારનો પ્રેમભાવ રાખતા હતા તેવું અમે અન્યત્ર જોયું નથી એમ કહેવામાં અતિશયોક્તિ થશે નહિ. કેશવબાબુ જે સમયે પરમહંસદેવ પાસે જતા તે સમયે હિંદુઓની દેવદર્શને જવાની પદ્ધતિ પ્રમાણે તેઓ પોતાની સાથે એકાદ ફળ કિંવા પુષ્પ લઇ જતા. તે તેઓ ગુપ્ત રીતે તેમને પ્રદાન કરતા અને ઘેર જતી વખત પરમહંસદેવના ચરણને સ્પર્શ થયેલી કોઇ એકાદ વસ્તુ સાથે લઇ જતા! કેશવબાબુ પરમહંસદેવને પોતાનાથી કેટલા ઉચ્ચ દરજ્જાના જાણતા હતા તે એક દ્રષ્ટાન્ત દ્વારા સમજાવી શકીશું. એક દિવસ પરમહંસદેવે કેશવબાબુને કંઇક ઉપદેશ દેવાની આજ્ઞા ફરમાવી, તે સાંભળી કેશવબાબુએ હાસ્ય કરી કહ્યું: "લુહારની દુકાને જઇ સૉય વેચવી યોગ્ય જણાય કે?"

કેશવબાબુએ નવવિધાનની રચના કરી હતી ખરી પરંતુ અંતે તેમને તેનાં વિષમય ફળનો અનુભવ થવા લાગ્યો હતો. તેમણે હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે પૃથિવીના સર્વ ધર્મને એક કર્યા હતા ખરા પરન્તુ પોતાના કેટલાક સ્વજાતીય મનુષ્યોને એક મતમાં રાખી શક્યા નહતા!

કેશવબાબુએ પોતાની શેષ અવસ્થામાં કોઇ કોઇ મનુષ્યને મ્હોડે પરમહંસદેવને ચૈતન્યનો અવતાર કહી તેમનું વર્ણન કર્યું હતું. એક દિવસ ભૂતપૂર્વ "બંગાલી દફતર"ના સહકારી સમ્પાદક બાબુ રાજેન્દ્રનાથ મિત્રે કેશવબાબુને પરમહંસદેવની ઇશ્વર—પરાયણતા સંબંધી પ્રશ્ન પૂછ્યો હતો. કેશવબાબુએ ઉત્તર દીધો કે: "શાસ્ત્રમાં પ્રેમભાવ, મહાભાવ (સમાધિ) આદિ જે લક્ષણો

---

વિચારથી તત્વજ્ઞાનનો લાભ થતો નથી. એ સર્વ કારણોને લીધે કેશવબાબુ તદ્દન ભ્રમમાંજ પડી ગયા હતા અને પરમહંસદેવના સત્યભાવ જાણીને હો કે જાણ્યા વગર હો, તેમણે તે ભિન્ન ભાવ પ્રકટ કરવાનો યત્ન કર્યો હતો તે તો પ્રત્યેક નિષ્પક્ષપાતી મનુષ્યે સ્વીકારવુંજ પડશે.

વાંચવામાં આવે છે તે સર્વ સાધકોમાં જોઇ શકાતાં નથી. આ દેશમાં મહા-ભાવનાં લક્ષણ માત્ર ચૈતન્યમાં હતાં, અને વિજાતીઓમાં ઇસુ ખ્રિસ્તને મહાભાવ થતો હતો." એમ કહી પોતાના ઘરમાં ટાંગેલી એક છબી બતાવી કહ્યું "પરમહંસદેવને એવો ભાવ થાય છે તે માટેજ અનેક મનુષ્યો તેમને ચૈતન્યાવતાર તરીકે માને છે."

કેશવબાબુ જે સમયે વ્યાધિગ્રસ્ત થઇ શય્યાવશ થયા હતા ત્યારે પર-મહંસદેવ તેમને જોવા ગયા હતા. તે સમયે તેમણે કહ્યું હતું કેઃ "બગિચામાં પુષ્પ પ્રફુલ્લિત થતાં બગિચાનો માલિક તેને ચુંટી લે છે અર્થાત્ તમારા મન-રૂપ ભક્તિ-પુષ્પ હમણાં પ્રફુલ્લિત થયું છે. તે માતાના ચરણમાં જઇ ચિર દિવસને માટે સમર્પણ થાઓ." કેશવબાબુ પરલોક સિધાવ્યા તે જાણી પરમ-હંસદેવને અતિશય ખેદ થયો હતો. કેશવબાબુ થોડા દિવસ વધારે જીવ્યા હોત તો શું થાત તે કહી શકાતું નથી. વિજયબાબુને* જોતાં મનમાં હમણાં અનેક વિચારો ઉત્પન્ન થાય છે.

---

## સપ્તવિંશ અધ્યાય.

### અહંકારીનો અહંકાર નાશ.

અત્યાર પહેલાં કહેવામાં આવ્યું છે કેઃ ભારતવર્ષના લગભગ સર્વ સાધુઓ સાથે પરમહંસદેવનો પરિચય હતો, કિંતુ અન્ય સાધારણ મનુષ્યો એટલુંજ નહિ પણ દક્ષિણેશ્વર નિવાસી ગૃહસ્થ મનુષ્યો-તેમને વિશેષરૂપે જાણતા નહતા. દક્ષિણેશ્વરના જે જે ગૃહસ્થો સાથે તેમનો સંબંધ હતો, તેઓએ તેમને એક "ગાંડા" મનુષ્ય તરીકે માની લીધા હતા! હજી પણ ત્યાંના અનેક મનુષ્યો એવુંજ માને છે. કેશવબાબુની ત્યાં આવ જા થવાથી અનેક ગૃહસ્થોને આશ્ચર્ય થયું હતું. તેઓ તેમને ભક્ત સાધુ જાણી વર્તમાનપત્રોમાં લેખો લખતા અને અનેક મનુષ્યો પાસે તેમના સંબંધી

* વિજયકૃષ્ણ ગોસ્વામી. કેટલાંક વર્ષ થયાં એમણે દેહત્યાગ કર્યો છે.

વાતચિત કરતા, તેમ થવાથી અનેક મનુષ્યો તેમને ઓળખી શક્યાં હતાં. પરંતુ પરમહંસદેવ એ એક અતિ મહાન પુરૂષ છે, એવા પ્રકારની ધારણા જન્માવી આપવા માટે કોઇએ યત્નજ કર્યો નહતો.×

લોકોની સ્વાર્થપરતા જેવા દોષને લીધે હો કિંવા લોકોની ભીડ થાય તે પરમહંસદેવને પસંદ નહિ હોવાથી હો, ગમે તેમ પણ જનસમાજના મનમાં ઉપરોક્ત પ્રમાણે ધારણા જન્માવી આપવા શામાટે કોઇ સાહસ કરી શક્યું નહિ તે કહેવું અશક્યજ છે, પરંતુ તેમ થવાથી પરિણામે જનસમાજની વિલક્ષણ ક્ષતિ થઇ છે ! આજકાલ ધર્મશાસ્ત્રનો સાર અને મર્મ જાણવાનું કાર્ય અતિશય કઠિનજ છે. વિશેષતઃ વર્તમાન સમયે વિજાતીઓ દ્વારા સંકર–ધર્મ–ભાવ પ્રચલિત થઇ રહ્યો છે ! તે સમયે પરમહંસદેવ જેવા આચાર્યની વિશેષ આવશ્યકતા હતી અને તે માટેજ તેમનું શુભાગમન થયું હતું એમાં સંદેહ નહિ. તે ગમે તેમ હો, રાણી રાસમણિના કાલી મંદિરમાં એક ગાંડા પેઠે–વિષય ગાંડા મનુષ્યોદ્વારા પરમહંસદેવ ગણાતા હતા તે હવે બંધ થયું હતું. હવે તો તેમની પાસે પંડિત, જ્ઞાની અને ધર્મ વિશ્વાસુ મનુષ્યોનાં ટોળેટોળાં આવી એકત્ર થવા લાગ્યાં. તેમની પાસે જે કોઈ મનુષ્ય એક દિવસ ગયું હતું તે તેમને કદી પણ ભૂલી શકે એમ નથી.

પરમહંસદેવ ધનાઢ્ય મનુષ્યોને જોઈ શાંત રહી શકતા નહિ અર્થાત્ તેમને જોતાંજ તેમના મનોભાવ બદલાઇ જતા. કહો કેઃ તેમને જોઇ પરમહંસદેવને તિરસ્કારજ ઉપજતો. ધનાઢ્યો તેમની પાસે જતા ત્યારે તેઓ એવી રીતે વાત કરતા કે જેથી ધનાઢ્ય મનુષ્યો પુનઃ પ્રાણ જતે પણ તેમની

× યત્ન કરવાનું તો દૂર રહ્યું પણ અમે જ્યારે તેમની પાસે આવ જા કરતા ત્યારે કેશવ બાબુનો એક શિષ્ય, અમને ત્યાંથી ખસેડી પોતાની ટોળીમાં મેળવવાનો મહાન પ્રયત્ન કરતો હતો ! કેશવબાબુએ કહ્યું હતું કે "પરમહંસ કામિની–કાંચન ત્યાગી છે, તેમની પાસે ગૃહસ્થાશ્રમીનું કશું વળે એમ નથી. તેઓ એક દિવસ ઓચિંતા કરડી બચકું ભરી લેશે તે વખતે તેમનું (અમારૂં) શું થશે ? અમારામાં સર્વભાવ વિદ્યમાન છે." કેશવબાબુના ઉક્ત શિષ્ય સાથે અમારે "ગુરૂતત્વ" સંબંધી અનેક વાદવિવાદ થયો હતો. એ સર્વ વાત કેશવબાબુને કહેતાં તેમણે કહ્યું હતું કેઃ "એમને લલચાવવાની આવશ્યકતા નથી."

પાસે જતા નહિ.*

એક દિવસ કૃષ્ણદાસ પાલ, મહારાજા અને રાજા બાહાદુર વગેરે સુ-સભ્ય મણ્ડલીમાં પરમહંસદેવને આમંત્રણ થયું હતું. કૃષ્ણદાસ બાબુ તે સમયે સભાસદોના મુખપાત્ર જેવા હતા. આ સ્થળે પણ તેઓએ આગળ જઇ પરમહંસદેવને કહ્યું હતું કે: "વૈરાગ્ય શાસ્ત્રેજ આ દેશનું સર્વ નાશ કર્યું છે! 'આ દેશની સર્વ વસ્તુઓ અસાર કહી બોધ આપવો એવો પ્રાચીનકાલનો ધર્મ હતો. એવા બોધના દોષને લીધેજ આજ ભારતવર્ષ પરતંત્ર થઇ પડયું છે. આપનું અને દેશનું હિત સાધન થાય એવો ઉપદેશ આપજો." એ સાંભળી પરમહંસદેવે મૃદુ હાસ્ય કરી ઉત્તર દીધો હતો કે: "તમારા જેવાં રાંડિપુત્ર-બુદ્ધિના મનુષ્યો બીજાં જોવામાં આવતાં નથી! તમે શું કહો છો? તમે જીવોનું હિત સાધન કરશો? કેવું હિત કરશો? મ્હને સમજાવી શકશો કે? તમે જેને હિત કહો છો તે હું સારી પેઠે જાણું છું. પાંચ જીવોને અન્ન આપવું અને વ્યાધિ થતાં ચિકિત્સા કરવી, એકાદ રસ્તો બનાવવો કિંવા એક તળાવ કુવો ખોદાવવો તેને તમે હિત સાધન કહો છો કે? એવાં કાર્યોથી કિંચિત્ પ્રમાણમાં હિત સાધી શકાય છે ખરૂં પરંતુ કહો જોઉં કે: મનુષ્યની શક્તિથી એ હિત કેટલે દરજ્જે સાધી શકાય? તમે અન્નકષ્ટનું નિવારણ કરી શકશો? પરંતુ એ કષ્ટ ઉત્પન્ન થયું તેનું કારણ એ છે કે: ઇશ્વરે પુષ્કળ જળ આપ્યું નહિ. અન્ન ઉત્પન્ન કર્યું નહિ. નાના સ્થાનેથી ચોખા એકત્ર કરી તમે દુર્ભિક્ષ નિવારણ કરવાનો યત્ન કર્યો પરંતુ તેનાથી ફળ શું થયું? તમે કેટલાં મનુષ્યોને બચાવી શક્યા? સત્ય કહો કે: ઉડિષ્યા અને મદ્રાસના દુર્ભિક્ષમાં કેટલાં લાખ નરનારી અનાહારે મરણ પામ્યાં છે? તમારા યત્નમાં તો કંઇ બાકી નહતું! પૈસાની પણ તંગી નહતી, તોપણ્ શામાટે લોકોનું રક્ષણ કરી શકાયું નહિ? "મેલેરિયા" તાવથી પ્રત્યેક દેશ ઉજ્જડ થઇ ગયા છે. ઔષધે શું કર્યું તે

---

* અનેક મનુષ્યોની ધારણા છે કે: પરમહંસદેવ ધનવાન મનુષ્યોને વિશેષ ચ્હાતા, પરંતુ એવું ધારવું તદ્દન ભૂલ ભરેલું છે. કયો ધનવાન મનુષ્ય એકથી વિશેષ વખત તેમની પાસે ગયો હતો? વારૂ, તેમના શિષ્યોમાં ધનવાન છે પણ કોણ? જો તેઓ ધનવાનોના મનરખુ સાધુ હોત તો કોઈ એક દિવસ તેઓ મ્હોટા મહન્ત થઇ પડયા હોત!

કહેશો? જેઓનું રક્ષણ થયું છે તેઓને ઔષધ ના આપ્યું હોત તો પણ તે બચી શકત. લોકહિત કરવાનો અહંકાર તો રાખો છો પરંતુ જગત્ એ શું છે? તે કેટલું વિસ્તીર્ણ છે, તે સંબંધી તમને કશું જ્ઞાન છે કે? જીવ કહેતાં માત્ર મનુષ્યનેજ સમજવાનું નથી. આ જગત્માં જેટલાં પ્રાણી છે તે સર્વેનો આહાર કોણ મેળવે છે? એમનું રક્ષણ કોણ કરે છે? ઇશ્વિરે કહ્યું છે કેઃ મનુષ્યનું આત્માભિમાન જોઇ તે (ઇશ્વર) ત્રણ વખત હાસ્ય કરે છે. એક તો, કોઇ મનુષ્યનો મરણકાલ ઉપસ્થિત થતાં, ચિકિત્સક જ્યારે કહે છે કેઃ "ભય રાખશો નહિ. હું એને બચાવીશ." એ વખતે તે (ઇશ્વર) હસે છે. ભાઇઓ ભાઇમાં વિવાદ થતાં દોરી વડે પૃથિવીના ભાગ વહેંચવામાં આવે છે તે વખતે તે (ઇશ્વર) બીજી વખત હસે છે, અને એક રાજા જ્યારે બીજા કોઇ રાજાનું રાજ્ય છિનવી લે છે ત્યારે તે (ઇશ્વર) ત્રીજી વખત હસે છે. ગંગાજીમાં મત્સ્યનાં (ઝીણાં ઝીણાં) બચ્ચાં તમે જોયાં છે? તમે પણ અનન્ત બ્રહ્માંડમાં એક મત્સ્યના બચ્ચાં જેવા છો. જીવાત્માનું હિત કરવાની મનમાં કલ્પના કરવાથીજ પાપ થાય છે!" એ સાંભળી કૃષ્ણદાસબાબુ તો વિશેષ બોલી શક્યા નહિ, તેઓ અવાક્ થઇ ગયા, પરંતુ કોઇ એક મહારાજા બાહાદુર ચુપ રહી શક્યા નહિ. કૃષ્ણદાસનો પક્ષ લેવા–તેમનું રક્ષણ કરવા–તેઓ આગળ ધસ્યા; પરંતુ તેજસ્વી સાધુ આગળ રાજા હો કે નવાબ હો, કોઇથી પણ આગળ આવી શકાય નહિ. ધનને લીધેજ તેમને "રાજા"નું વિશેષણ આપવામાં આવે છે. જેઓ ધનના કંગાલ છે તેઓ રાજાનું માન જાળવે છે! પરંતુ જે સાધુ–મહાત્માઓ ધનને કાકવિષ્ટા જેવું જાણે છે, તેવા સાધુની પાસે શું ધનવાનોનું માન રહે છે? જેઓ ધનને મૃત્તિકાની પેઠે નજીવી વસ્તુ જાણે છે તેમની સમક્ષ તો ધનવાન મનુષ્યને અકિંચિત્કર–તિરસ્કારજનક વસ્તુ ગણવામાં આવે છે! એજ કારણથી રાજા બહાદુરને તે સભાસ્થળમાં (પરમહંસદેવને મુખેથી) નાના પ્રકારની વાતો શ્રવણ કરવી પડી હતી!

આપણે શહેરમાં પ્રસંગોપાત નાના પ્રકારના આશ્ચર્યકારક સાધુઓ જોઇએ છીએ. તેઓ ધનવાનોના દિવાનખાનામાં બિરાજી ઠઠ્ઠા, મશ્કરી, અને પાંચસો

ખુશામદ કરી પોતાનો સ્વાર્થ સાધવા માટે લાગ શોધતા ફરે છે! ધનવાનોના એવાજ સંસ્કારો હતા પરંતુ પરમહંસદેવ તે શ્રેણીના સાધુ નથી, એવું તેઓ અનુમાન કરી શક્યા નહતા. ધનવાનોમાં પાથુરીયાઘાટના યદુલાલ મલ્લિક સર્વદા પરમહંસદેવના સહવાસમાં રહેવું પસંદ કરતા હતા. યદુબાબુ કંઇક સાત્વિક વૃત્તિના હતા, તેથીજ પરમહંસદેવ પણુ તેમને ચ્હાતા હતા. અમે તેમની સાથે અનેક વખત યદુબાબુના બગિચામાં ગયા હતા. યદુબાબુ પરમહંસદેવ પાસે બેસી તેમનો ઉપદેશ સાંભળતા. યદુબાબુની માતા પરમહંસદેવ ઉપર વિશેષ શ્રદ્ધા ભક્તિ રાખતાં, અને ઘણી વખત તેમને પોતાને ઘેર લઇ જઇ ધર્મોપદેશ શ્રવણુ કરતાં.

ધનવાન મનુષ્યો પરમહંસદેવને માનતા નહિ અને તેઓ પણુ તેમની સાથે વાતચિત કરી સંતોષાનંદ પ્રાપ્ત કરતા નહિ! ક્રમે તેમનું ટોળું ઓછું થવા લાગ્યું. કલકત્તાના કેટલાક મધ્યમ અવસ્થાના મનુષ્યો તેમની પાસે આવ જા કરતા હતા. સિન્દુરિયાપટ્ટીના મનિલાલ મલ્લિક (એઓ બ્રાહ્મ ધર્મના સભાસદ હતા પરંતુ તેમની એક વિધવા કન્યા પરમહંસદેવની વિશેષ કૃપાપાત્ર હતી), અને માથાઘસાર ગલિ નિવાસી જયગોપાલસેન એઓ પણુ બ્રાહ્મ (બ્રહ્મસમાજી) હતા. કલકત્તાના ભૂતપૂર્વ ડેપ્યુટી કલેકટર અધરલાલસેન, એઓ શાક્ત હતા. અધરબાબુને ઘેર એક દિવસ, બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય સાથે પરમહંસદેવનો મેળાપ થયો. પરમહંસદેવે તેમને બંકિમ (વાંકો) કહી હાસ્ય કર્યું નહિ. નેપાલ રાજ્યના પ્રતિનિધિ વિશ્વનાથ ઉપાધ્યાય પરમહંસદેવના અનન્ય ભક્ત હતા. તેમના સંબંધી અનેક પ્રકારની જનશ્રુતિ છે. ઉપાધ્યાય મહાશય પ્રથમ નેપાલીઓના ધુસુડીના સાલ–કાષ્ટના કારખાનામાં એક અમલદાર હતા. એક દિવસ સ્વપ્નમાં તેમણે જોયું કે: એક મનુષ્ય વિદ્વાની વચમાં બેસી તેમને તત્વજ્ઞાન આપવા માટે બોલાવે છે. સ્વપ્નમાંથી જાગ્રત થયા પછી તેમના મનમાં નાના પ્રકારના તર્ક વિતર્ક ઉઠવા લાગ્યા. વિદ્વાની મધ્યમાં મનુષ્ય બેઠો છે, તે તત્વ–કથા કેવી કહેશે? અનેક વિચાર કરવા છતાં તે કશું સ્થિર કરી શક્યા નહિ. કેટલાક દિવસ પછી તેઓ એકાએક એક દિવસ દક્ષિણેશ્વર જઇ પહોંચ્યા. ત્યાં પરમહંસદેવનાં દર્શન કરતાંજ સ્વ-

મની વાત યાદ આવી, અને સ્વપ્નમાં તે મનુષ્યનેજ જોયા હોય એવું તેમને ભાન થયું. ઉપાધ્યાયજી વિષમ સંકટમાં પડયા. તેઓ પરમહંસદેવની પાસે જતાંજ જાણે કોઇ ઓળખીતા મનુષ્ય હોય તેમ તેમની સાથે વાતચિત કરવા લાગ્યા. ઉપાધ્યાયનું મન જાણે તેજ દિવસથી પરમહંસદેવે હરણ કરી લીધું. ત્યારથી ઉપાધ્યાય પ્રત્યેક અઠવાડિયે દક્ષિણેશ્વર જતા, અને પ્રત્યેક મહિને પરમહંસદેવને પોતાને ઘેર તેડી લાવી, પોતાની પત્નીને હાથે રસોઇ કરાવી ભોજન કરાવતા. પરમહંસદેવ નિત્ય સ્વચ્છ સ્થાનમાં શૌચ ક્રિયાદિ કાર્ય કરતા. તેટલા માટેજ ઉપાધ્યાય ઘરના ઓટલા ઉપર તંબુ ઉભો કરી તેમાં જાજરૂ બનાવતા. પરમહંસદેવ ભોજન કરી રહેતા ત્યારપછી ઉપાધ્યાય પત્ની સહિત તેમની સેવા કરતા. ધન્ય છે ઉપાધ્યાયને! ધન્ય છે તેમની પત્નીને! તમેજ જીવન સાફલ્ય કર્યું છે! તમેજ સાધુઓની સેવા કરવાનું જાણતા હતા. તમારા જેવી ભક્તિ કરતાં અમારે શિખવું જોઇએ.

---

## સપ્તવિંશ અધ્યાય.

### પરમહંસદેવની અંતર્દ્રષ્ટિ.

અત્યાર સુધીમાં જેટલાં મનુષ્યો દક્ષિણેશ્વર પરમહંસદેવ પાસે આવતાં હતાં તેમાંના કોઇએ પરમહંસદેવનું શિષ્યત્વ સ્વીકાર્યું નહતું. પરમહંસદેવમાં ગુરૂગિરિ નહતી. તેઓ તો જાણે ગુરૂગિરિનું ચૂર્ણ કરવાને માટેજ અવતીર્ણ થયા હતા! કોઇ તેમને નમસ્કાર કરે તે પહેલાંજ તેઓ તેમને નમસ્કાર કરી દેતા. તેમનાં ચરણની રજ લેવાનો કોઇને અધિકારજ નહતો. કોઇ તેમને ગુરૂ કહેતું તો તેઓ તેમના ઉપર અત્યંત ગુસ્સે થઇ જતા!

ઇ. સ. ૧૮૭૯ માં અમે તેમની પાસે ગયા હતા. તે સમયે અમે ઇશ્વરના અસ્તિત્વ ઉપર વિશ્વાસ રાખતા નહોતા. અમારો એવો સિદ્ધાંત હતો કે: પ્રકૃતિની લીલાવડે સર્વ આવે છે, જાય છે અને રહે છે, એટલે અમે એક

પ્રકારના નરરૂપે જંતુ વિશેષ હતા ! માત્ર અમે આહાર, નિદ્રા અને કામગંધ જાણુતા હતા. એ ત્રણુ કાર્યની સાધના કરી શકે તેજ મનુષ્યને ધન્ય સમજતા, તેથી એ વિષય નિપુણુતાથી પરિપૂર્ણુ કરવાની અમે વ્યવસ્થા કરતા હતા. અમે અમારા સ્વભાવનું ઉપર જે વર્ણુન કર્યું તેવુંજ અત્યારે સર્વત્ર બજાર ભરાઇ રહ્યું છે! અમે પણુ તે બજારથી મુક્ત નહતા. અમે મધ્યાહ્ને એક વાગે તેમની પાસે ગયા હતા. તે સમયે તેમનાં દ્વાર બંધ હતાં. કોને બૂમ પાડવી, કયા નામથી બોલાવવા, એ સંબંધી વિચાર કરતા હતા એજ સમયે એક મનુષ્યે આવી દ્વાર ઉઘાડયાં. તેમનાં દર્શન થતાંજ અમારા પ્રાણુ જાણે શીતળ થઇ ગયા. પરંતુ તે કોણુ હતા તે તે વખતે અમે જાણી શક્યા નહિ. ઘરમાં પ્રવેશ કરી પ્રણુામ કર્યા પછી બેઠા, એટલે મનમાં થયું કે: એજ તે મહાપુરૂષ હોવા જોઇએ. પૂર્વે કહેવામાં આવ્યું છે કે: પરમહંસદેવ કોઇ પણુ દિવસ કોઇ પ્રકારના સાધુના જેવાં વસ્ત્રાભૂષણુ પહેરતા નહોતા, તેથીજ અનેક મનુષ્ય તેમને જોવા છતાં તેમને કોઇ ઓળખી શકતા નહિ. અમારે માટે તે દિવસે સૌભાગ્યનો સૂર્ય ઉદય પામ્યો હતો. અમારા મનના કુસંસ્કારની વખાર તેજ દિવસે સ્વચ્છ—સાફ—થઇ ગઇ ! વિલાયતી કુ—શિક્ષાવડે જે સર્વ વિષયોને કુ—સંસ્કાર તરીકે જાણી અતિ યત્નપૂર્વક શીખી લીધા હતા તે સર્વ વિષયોને સુ—સંસ્કાર જાણી પુનઃ આદરપૂર્વક શીખી લીધા ! પરમહંસદેવે જે કાર્ય માટે જન્મ લીધો હતો, જે કાર્ય માટે તેમણે જપ, તપ કર્યાં હતાં, જે કાર્ય માટે તેમનાં ક્રિયાકાણ્ડ થયાં હતાં, અને જે કાર્ય માટે તેમના ઉપદેશનો પ્રચાર થવાનો હતો તે કાર્ય કરવાનો દિવસ આજે આવીને ઉપસ્થિત થયો. નાસ્તિકના દેવ, પતિતપાવન પરમહંસદેવજ હતા ! તેઓ આટલા બધા દિવસ થયાં અમારે માટેજ આમતેમ ફરતા હતા ! નિર્ધન કંગાલોને માટે ધનવાનો મુક્ત હસ્ત થઇ શકે છે; પરંતુ મુક્ત હસ્ત થવાથી ફળ શું ? ધન ગ્રહણુ કરશે કોણુ ? અમે જેટલે દરજ્જે કંગાલ હતા, જેટલે દરજ્જે દરિદ્ર હતા, અમારે માટે જેટલે દરજ્જે સકલસ્થાન શૂન્ય હતાં તેટલે દરજ્જે, તેટલા ઉદાર દાતા આજે અમને મળી આવ્યા. અમારી આકાંક્ષા તૃપ્ત થતાં સુધી તેમનો રત્નભાણ્ડાર લૂંટી લઇશું એવું ધારી અમે પરિવાર સહિત, સ્વજન

વર્ગ સહિત અતિશય પરિશ્રમ કર્યો, તેમ થવાથી અમારા સર્વનું હૃદય પરિપૂર્ણ થઇ ગયું. તેમ છતાં તેમનો ભણ્ડાર કોઇ પણ પ્રકારે શૂન્ય કરી શક્યા નહિ—કોઇ પણ તેમ કરી શક્યું નહિ. હાય ! હાય ! તેમના હૃદય ભાણ્ડારમાં કેટલાંએ અમૂલ રત્નો હતાં. પ્રથમ જાણ્યું હોત તો, સ્વદેશ વિદેશમાંથી પરિચિત અપરિચિત અનેક મનુષ્યોને અનેક સ્થાનેથી—તેઓ નહિ આવત તો પગે લાગીને પણ તેમને—તેડી લાવી તે રત્નો લૂંટાવી દેત. અમારૂં ક્ષુદ્ર હૃદય, થોડી બુદ્ધિ લઇને જીવન ધારણ કરી રહ્યા છીએ, અસીમ વ્યાપાર સમજવામાં આવેજ શી રીતે? તેને માટે સ્થાનજ ક્યાં? ક્ષુદ્ર હૃદયમાં સમુદ્ર જેટલી વિશાળ વસ્તુ સમાય શી રીતે ?

પરમહંસદેવ વાસ્તવિકજ જ્ઞાન—રત્ન અને ભક્તિ—માણિક્યના સમુદ્ર હતા. અમારા જેવા ઘણા કંગાલો ધનવાન થઇ ગયા તેમ છતાં તેમનું જ્ઞાન—ધન ખૂટ્યું નહિ એ શું સામાન્ય આશ્ચર્યની વાત છે! હમણાં તો ક્રમે ક્રમે અમારા જેવા કેટલાએ ચોર, લમ્પટ, મદ્યપાન કરનાર, અનાચારી, અને વિશ્વાસઘાતકોનાં ટોળેટોળાં આવી તેમનો આશ્રય લેવા લાગ્યાં છે ! પરમહંસદેવનાં દ્વાર હમેશાં ઉઘાડાંજ હતાં ! ત્યાંથી કોઇ પણ મનુષ્ય વિમુખ થઇને પાછું જતુંજ નહિ! એમને દયાનો અવતાર નહિ કહીએ તો બીજું શું કહીશું ? જેઓને ગૃહસ્થ લોકોને ત્યાં સ્થાન મળતું નહિ, જેઓનો કોઇ ધર્મજ નહતો, ગુરૂશ્રેણીના ગુરૂ જેના ગુરૂ થતા નહતા તેવા ( અધમ ગણાતા—દુનિયા પાર થઇ ગયેલા કહેવાતા વંઠેલા ) મનુષ્યો પ્રતિ બાહુ પ્રસાર કરી, પરમહંસદેવ તેમને ખોળામાં બેસાડતા હતા અને તેમને માથે ઠંડો હાથ ફેરવતા હતા !

એમના પ્રત્યેક ભક્તોનો મનોભાવ સ્વતંત્ર પ્રકારનો હતો. કેટલાક કાલીમાતાના, કેટલાક કૃષ્ણના અને કેટલાક ગૌરાંગ વગેરે સાકારના ઉપાસક છે. અને કેટલાકને શંકર વગેરે જ્ઞાન માર્ગાવલંબી સાધકોને પગલે ચાલતાં જોવામાં આવે છે, અને કેટલાક તો, પરમહંસદેવનેજ પોતાના જીવનમરણના એક સહાયક, સમ્પત્તિ, ગુરૂ, ઇશ્વર અને પરિત્રાતા જાણી નિશ્ચિંતજીવે, નિરૂપદ્રવે, નિર્વિઘ્ને, નિરાનન્દવિહને જીવનયાત્રા નિર્વાહ કરતા જોવામાં આવે છે.

એ ભક્તજનો ઉપરાંત તેમના બીજા પણ ભિન્ન ભિન્ન ભાવનાઓ

વાળા અસંખ્ય ભક્તો છે. કેટલાક મુસલમાનો, ( એક જણને તો ઓળખીએ છીએ. તે ડાક્ટર છે. ) ખ્રિસ્તી ( બેજણ સાથે અમારે મિત્રતા છે, તેમાંના એકનું નામ પિ. ડિ. મિસિર, એઓ સન્યાસી છે. એમણે મત્સ્યમાંસ ત્યાગ કર્યા છે, તેમને યોગાદિનો અભ્યાસ છે. ગુરૂના નામથીજ તેમને સમાધિઅવસ્થા થઇ જાય છે. અન્ય પુરૂષનું નામ વિલિયમ છે. તેઓ ભક્તિપ્રધાન પ્રકૃતિના છે. પરમહંસદેવ પાસેથી તેમણે પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરી લીધી છે, અને હવે પર્વતમય પ્રદેશમાં યોગાભ્યાસ કરે છે. ) એ ઉપરાંત બાઉલ, કર્ત્તાભજા, નવરસિક, વગેરે પંથના અનેક ભક્તો છે. તેઓ પોતપોતાના ભાવે ગુપ્ત રીતે સાધન કરે છે.

પરમહંસદેવે, એ પ્રમાણે આસરે સો ઉપરાંત ભક્ત સહિત કેટલાક દિવસ પર્યંત આનન્દના તરંગો વહેવડાવ્યાં હતા. કોઇ દિવસ પડતો નહિ, કોઇ રાત્રિ ખાલી જતી નહિ, તેઓ ભક્તોની સાથે સદાસર્વદા આનન્દિત થઇ રહેતા. દરેક અઠવાડિયે શનિવારે તેઓ કોઇ પણ ભક્તને ઘેર પધારતા. ત્યાં કીર્તન, નૃત્ય અને ઉચ્ચ હરિનામ ધ્વનિ કરીને તે મકાન અને તે મહોલ્લો ગજાવી મૂકતા. હરિનામ રસમાં તરબોળ કરી દેતા. તેમના હરિનામ કીર્તનથી કેટલા પાખંડી મનુષ્યો સુધરી ગયા છે અને કેટલાનો ગર્વ ઉતરી ગયો છે તેની સીમા નથી.

પરમહંસદેવમાં અતિશય અંતર્દ્રષ્ટિ હતી. જે મનુષ્યના મનમાં જે ઇચ્છા થતી, જે મનુષ્ય મનમાં જે કાંઇ પ્રાર્થના કરતો—તે તેઓ તુરતજ સંપૂર્ણ કરી દેતા. એ વિષય માટે પ્રત્યેક ભક્તો વિશેષ આશ્ચર્ય પામ્યા છે. તેમની એવી શક્તિની પરીક્ષા કરવા માટે કોઇએક **વીરાચારી** ભક્ત પોતાને ઘેર બેઠો બેઠો મનમાં ને મનમાંજ તેમનું ધ્યાન ધરી—પરમહંસદેવનું આહ્વાન કરતો હતો. પરમહંસદેવ અંતર્દ્રષ્ટિથી તે વાત જાણી શક્યા હતા તેથી તુર-તજ તેને ઘેર જઇ ઉભા રહ્યા હતા. સુરેશબાબુએ તેમની ત્રણ દિવસપર્યંત પરીક્ષા કરી હતી. એક દિવસ તેમનાં દર્શન કરવા માટે સુરેશબાબુનું મન અતિશય ચંચળ થઇ ઉઠયું. તેઓ ઑફિસમાં ગયા તો ખરા પરંતુ ત્યાં કશું કામકાજ કરી શકયા નહિ, તેથી તેમને દક્ષિણેશ્વર જવાની ફરજ પડી હતી.

ત્યાં જઇ તેમણે જોયું કે: પરમહંસદેવ એક ગાડી મંગાવી સુરેશબાબુને ઘેર જવાનો ઉદ્યોગ કરી રહ્યા હતા. સુરેશને જોતાંજ તેમણે કહ્યું હતું કે: "તમે જ્યારે અહિંજ આવ્યા છો ત્યારે પછી શામાટે તમારે ત્યાં જવું ? તમને મળવા માટે મન ઘણુંજ ઉતાવળું થઇ રહ્યું હતું." સુરેશબાબુ પરમહંસદેવને પોતાની સાથે પોતાને ઘેર તેડી લાવ્યા હતા. વળી બીજે પ્રસંગે બે દિવસ પર્યંત પરમહંસદેવને મળવાની ઇચ્છાથી સુરેશબાબુએ પુષ્કળ અશ્રુપાત કર્યો હતો, તેજ સમયે તેમણે ત્યાં જઇ તેમનો મનોરથ સિદ્ધ કર્યો હતો.

## અષ્ટવિંશ અધ્યાય.

### હૃદયને કર્મનાં ફળ !

પરમહંસદેવ એ પ્રમાણે શિષ્ટજનોનું પાલન અને પાખંડીઓનું દલન કરી ભગવત્ ગુણાનુકીર્તન કરીને દિવસો વ્યતીત કરતા હતા. મંદિરનાં સર્વ સેવકો પરમહંસદેવ ઉપર પૂર્વની પેઠે શ્રદ્ધાભક્તિ રાખતા હતા. મથુર બાબુનો પુત્ર ત્રૈલોક્ય બાબુ પણ તેમના પ્રત્યે ભક્તિ રાખવામાં ઉણપ આવવા દેતો નહિ. પરંતુ તેના પિતાની ભક્તિ કરતાં તો સોમાં અંશનો એક અંશ પણ તેઓ ભક્તિ દર્શાવી શક્યા નહોતા ! અન્ય વિષયી મનુષ્યો હંમેશાં જેવી પ્રકૃતિ આકૃતિના અને ગતિ મતિના હોય છે તેવાજ તે પણ હતા ! દેવી મંદિરના બગિચાનો તેઓ બે પ્રકારે ઉપયોગ કરતા. તેમની સાથે કલકત્તાના અનેક પ્રકારના મનુષ્યો આવતાં. તે સર્વે બગિચામાં આનંદ-વિલાસમાંજ દિવસો નિર્ગમન કરતા, અને પ્રસંગોપાત ત્યાં પરમહંસદેવને પણ બોલાવી મંગાવતા, પરંતુ ઉદાર ચિત્તના પરમહંસદેવ ત્યાં જવામાં કોઇ પણ દિવસ અભિમાન દર્શાવતા નહિં. તેઓ જાણતા હતા કે: "જેઓ પોતાના દિવાનખાનામાં ( વિલાસખાનામાં ) બેઠા બેઠા સાધુઓને બોલાવી મંગાવે છે તેમની જોડે ( એવા મૂર્ખ-અજ્ઞાનીજનો સાથે, વળી અપમાન કેવું ! બોલાવતાંની સાથેજ પરમહંસદેવ ત્યાં પધારતા પરંતુ ઘણો વખત ત્યાં બેસી રહેતા નહિં.

પૂર્વે હૃદયાનન્દ સંબંધી લખવામાં આવ્યું છે તે મનુષ્ય અદ્યાપિ પર્યંત દેવી મંદિરમાં સેવા કાર્ય કરતો હતો. હૃદયે પરમહંસદેવની અતિશય સેવા કરી હતી. તે સેવાને લીધેજ વચમાં તેણે પરમહંસદેવની કૃપા પ્રાપ્ત કરી હતી. પરંતુ કૃપા મળવાથી ફળ શું? તે કાણા ઘડા જેવો હતો! તેમાંથી મહારાજનું સર્વ કૃપા-જળ વહી જતું હતું. પરમહંસદેવ હૃદયને પ્રાણાધિક પ્રિય માનતા હતા, કામિની-કાંચન ત્યાગી મહાપુરૂષની પાસે રહેવા છતાં હૃદયના કામિની-કાંચન-ભાવ અતિ વૃદ્ધિ થવા પામ્યા હતા. સાધારણ મનુષ્યોએજ તેનું માથું ફેરવી નાંખ્યું હતું. એમાં સંશય નહિ. એ હૃદયને સંતુષ્ટ કર્યા સિવાય કોઇ ઇચ્છાનુસાર સંતોષપૂર્વક પરમહંસદેવની પાસે બેસી શકતું અથવા તેમની સાથે વાતચિત કરી શકતું નહિ. જેની જેવી સંગતિ તે પ્રકારે હૃદયની પૂજા કરવાની તેને ફરજ પડતી. ક્રમે તેનો લોભ વધી ગયો. પરમહંસદેવ એ સર્વ જાણી શકયા હતા તેથી તે હૃદયને નાના પ્રકારનો ઉપદેશ દેતા અને કોઇ તેને કંઇ આપવા ચ્હાતા તો તેઓ તેનો નિષેધ કરતા. પરંતુ હૃદય તેથી ગુસ્સે થવા લાગ્યો અને સમયે સમયે પરમહંસદેવને કડવા શબ્દો કહેવાનો આરંભ કર્યો! ઓ બાપ રે! વિષયનો કેવો મહિમા! જે મનુષ્ય એક સમયે ધન ગ્રહણ કરતો નહિ, તેનું આજે પરિણામ જોતાં શોકથી શરીર કમ્પી ઉઠે છે! હૃદયને વિશેષ કષ્ટ પામવાનું અને પરમહંસદેવ પ્રત્યે ગુસ્સે ભરાવાનું કારણ પેલા લક્ષ્મીનારાયણના દશહજાર રૂપિયા હતા! વાસ્તવિક રીતે જોતા હૃદયને માટેજ નહિ પણ અનેક મનુષ્યને માટે તે કંઈ સામાન્ય લાલચ નહોતી. પરિણામે હૃદયનું હૃદય ક્રમે ક્રમે પરમહંસદેવ પ્રત્યે વીતરાગ થઇ ઉઠયું. તે સમયે સમયે એવા માર્મિક શબ્દો બોલી પરમહંસદેવને ગુસ્સે કરતો કે જે વાત સાંભળતાંજ તેમને પગથી માથા સુધી ક્રોધાગ્નિ પ્રજ્વલિત થતો અને તેને યોગ્ય દણ્ડ આપવો એમ જાણી તે માટે મનમાં ને મનમાં જ ઇશ્વરની પ્રાર્થના થઇ જતી. કોઇ કોઇ દિવસ તો પરમહંસદેવ બાળકની પેઠે કેટલુંએ રડતા, બે હાથ જોડી નમ્રભાવે હૃદયની કેટલીએ પ્રાર્થના કરતા તેમ છતાં તે તેમના કહેવાથી ઉલટો પ્રજ્વલિત થઇ ઉઠતો!

સાધન કરતાં અનુકરણ કરવું બહુ સહેલું છે. હૃદય, એક મહાપુરૂષનો

સેવક હોવા છતાં તેમના જેવા સદ્‌ગુણુ ધારણુ કરવાના યત્ન નહિ કરતાં તેમના હાવભાવનું અનુકરણુ કરવા લાગ્યો અને તેમની પેઠેજ ભક્તજનોમાં નૃત્યગીત કરી પોતાને દ્વિતીય પરમહંસ કહેવડાવવાદેવ લાગ્યો. હૃદયને એટલું બધું અભિમાન ચઢી ગયું હતું અને તેની એટલી બધી અવનતિ થઇ ગઇ હતી કેઃ તે સમયે સમયે પરમહંસદેવના ભક્તો સમક્ષ ક્રોધ ભરી આંખો ચઢાવી તેમને ગમે તેમ બોલતો. એક દિવસ પરમહંસદેવ રામપ્રસાદ રચિત એક ભજન ગાતા હતા. તેમણે ગાવાનું શરૂ કર્યુંઃ " ઓ મા ! ધન વિન કોણુ રડે ?

રત્ન ધન દ્દેશે તો—
ધર–ખુણે પડી રહેશે !

તેજ ક્ષણે હૃદય પરમહંસદેવપર ક્રોધે ભરાઇ, મશ્કરી કરવા માટેજ, વિચિત્ર કણ્ઠ સ્વરે બોલ્યોઃ "વાહ ! વાહ ! કોણુ રડે છે ? ધનહીણુ–ધનવીણુ કોણુ રડે છે ? જ્યારે રડતા નથી ત્યારે રાસમણિના દેવાલયમાં પડી રહ્યા છો શા માટે ?" જો કે આ બનાવ વાંચતાં વાચકવર્ગને કંઇક ખેદ થશે અને તેમના અંતઃકરણમાં સખ્ત આઘાત લાગશે. જો કે આવો પ્રસંગ લખતાં અમારા હૃદયમાં પણુ કેટલો ક્લેશ થાય છે તેનું વર્ણન થઇ શકે એમ નથી ! પ્રસંગે અમને પણુ ધૈર્ય રહેતું નથી તેમ છતાં શું કરવું ? લખ્યા સિવાય છૂટકોજ નથી. પરમહંસદેવ શો ઉત્તર દે છે ? તેઓ હૃદયના મુખ સ્હામુ જરા જોઇ રહ્યા પરંતુ વિશેષ કંઈ પણુ બોલ્યા નહિ ! હૃદય પરમહંસદેવને આ પ્રમાણે સર્વ પ્રકારે વિઘ્નકારક થઇ પડયા. હૃદય જેમ કહે, તેની જેવી ઇચ્છા થાય તે પ્રમાણેજ પરમહંસદેવે વર્તવું જોઇએ એવી સ્થિતિ ઉપસ્થિત થઇ. તેના કહેવા પ્રમાણે વર્તવામાં ન આવે તો હૃદયના ક્રોધની સીમા રહેતી નહોતી !

એક દિવસ પરમહંસદેવ જ્વર ગ્રસ્ત થઇ શયન કરી રહ્યા હતા. તે સમયે કોઇ ભક્તે એક ફુલ–કોબી લાવી તેમની સ્હામે મુકયું. પરમહંસદેવ આનંદ પામી ઉઠી બેઠા થયા. અને કોબીની કેટલીએ પ્રશંસા કરી. અંતે કહ્યું કેઃ " એને આ ઓરડામાંજ સંતાડી દો. હૃદયને કહેશો નહિ ' કે મ્હેં' તે જોયું છે. તે જાણુશે તો મ્હને અનેક ગાળો દેશે." આજ્ઞા થતાંજ કોબી સંતાડી દેવામાં આવી. પરમહંસદેવ બોલ્યા કેઃ "જુઓ, હૃદયે મ્હારી જે

સેવા કરી છે તે હું કદી પણ ભૂલીશ નહિં. કદાચ મા કાલીની ઇચ્છાથી તે ના હોત તો મ્હારો દેહ આટલા દિવસ ટકી રહેત નહિં. હું જે સમયે પંચવટીમાં ધ્યાન કરતો હતો તે સમયે હૃદય મ્હારી પાછળ આવી મ્હને ભય બતાવવા માટે ઇંટ–પત્થર મારતો અને થોડી વાર પછી તે ચાલ્યો જતો. એક દિવસ સાહસ કરી તેણે પંચવટીમાં પ્રવેશ કર્યો. પંચવટી એ તો સિદ્ધ ભૂમિ હતી. ત્યાં આવતાંજ મ્હેં કહ્યું: "કોણ હૃદય કે?" હૃદયે કહ્યું: "મામા! તમે એકલા બેસી અહિં શું કરો છો?" મ્હેં તેને ત્યાં બેસી ધ્યાન કરવા કહ્યું: હૃદય બેઠો કે તુરત બુમ પાડતો બોલી ઉઠયો: "ઓ મામા! મ્હારે બરડે કોઇએ અગ્નિ નાંખી દીધો છે." મ્હે, તેને બરડે હાથ ફેરવી કહ્યું: "બ્હીતો નહિં." તે ચુપ થઈ ગયો. તેજ ક્ષણથી જાણે મા કાલીની ઇચ્છાથી હૃદયનું હૃદય બદલાઇ ગયું. જાણે પાંચ બાટલી મદ્યની નિશા તેને ચઢી ગઇ અને આનન્દથી મસ્ત બની ગયો. બીજે દિવસે રાત્રે હું બહાર જતો હતો એટલામાં હૃદય મ્હારી પાછળ આવી બોલ્યો: "ઓ રામકૃષ્ણ! જે તું છે તેજ હું છું. ત્હારામાં અને મ્હારામાં ભેદ ક્યાં છે? ચાલો, હવે આપણે આ સ્થળે રહીશું નહિ." હું ઉતાવળે તેની પાસે જઇ બોલ્યો: "ચૂપ! ચૂપ! હમણાંજ સર્વ જાણી જશે તો આપણે અહીં રહેવું ભારે થઇ પડશે. આપણે કેવા થયા છીએ વારૂ? ચુપ રહે." તેમ છતાં હૃદયે કાંઇ પણ સાંભળ્યું નહિ. તે તો વધારે ને વધારે બૂમો પાડવા લાગ્યો. બીજો ઉપાય નહિ જણાતાં મ્હેં તેને કહ્યું: "એક અણુ જેટલી શક્તિ (ત્હારા હૃદયમાં) ધારણ કરી શકયો નહિ તો પછી બીજું શું કરી શકશે? જડવત્ થઇ જા." તેજ ક્ષણે હૃદય ભૂમિ ઉપર પડી ગયો અને બોલ્યો: "મામા! શામાટે સર્વ નાશ કર્યું? હવે હું એવું નહિ કરૂં." ત્યારથીજ હૃદય મહારાજ વાસ્તવિકજ જડવત્ થઇ ગયા છે. પરમહંસદેવ કહેવા લાગ્યા કે: "હૃદયે જેવી મ્હારી સેવા કરી છે તેવીજ રીતે મા કાલીએ તેને આશાતીત ફલ આપ્યું છે, દેશમાં (તેણે) પુષ્કળ જમીનો રાખી લીધી છે. લોકોને રૂપિયા ઉધાર આપે છે, આ દેવીમંદિરમાં માલિકની પેઠે નિવાસ કરે છે અને આટલાં બધાં મનુષ્યો તેને માન આપે છે." એટલું કહેતાં કહેતાં

તો હૃદય ત્યાં આવી પહોંચ્યો. હૃદય આવતાંજ પરમહંસદેવે તેને કહ્યું: "જો, મ્હેં આ ગૃહસ્થને કોબી લાવવાનું કહ્યું નહોતું. તેઓ પોતાની ઇચ્છાથી લાવ્યા છે, માની પ્રતિજ્ઞાથી કહું છું. મ્હેં તેમને કંઇ પણ કહ્યું નહોતું." એ સાંભળતાંજ હૃદયે તિરસ્કારજનક શબ્દો કહેવાની હદ રાખી નહિ! તેની તે વખતની મૂર્તિની કલ્પના કરતાં અત્યારે પણ અમારૂં હૃદય કમ્પાયમાન થાય છે! પરમહંસદેવ રોદન કરતા મા કાલીને કહેવા લાગ્યા: "મા! ત્હેં મ્હારૂં સંસારબંધન કાપી નાંખ્યું છે, પિતા ગયા, માતા ગઇ, ભાઇ ગયા, સ્ત્રી ગઇ, જ્ઞાતિ ગઇ, અંતે હૃદયને હાથે મ્હારી આવી દુર્ગતિ થવા લાગી?" એટલું કહી હસતા હસતા પુનઃ બોલ્યા: "એ મ્હારા ઉપર બહુ પ્યાર રાખે છે. પ્યાર રાખે છે તેથીજ બડબડે છે. બાળક જેવો છે. એને જ્ઞાન થયું નથી. એના શબ્દો સાંભળી ગુસ્સે થવું જોઇએ કે મા?" એમ કહેતાં કહેતાં તેઓ સમાધિસ્થ થઇ ગયા, કિંતુ હૃદયનો ક્રોધ શાંત થયો નહિ.

પરમહંસદેવ ક્રમે હૃદયના અત્યાચારથી અતિશય કષ્ટ પામવા લાગ્યા. હૃદયે તે સમયે સર્વનું માન ભંગ કરવાનો આરંભ કર્યો હતો. મંદિરના પ્રત્યેક સેવકોને તે દુઃખ દેવા અને સતાવવા લાગ્યો હતો. પરમહંસદેવ વારંવાર તેને શિખામણ દેતા, પરંતુ તેમનો નિષેધ–બોધ નહિ સાંભળતાં અહંકાર ભરેલે મુખે બોલ્યો: "રાસમણિના અન્ન સિવાય તમારો છુટકોજ નથી. તમે બધાથી ભય પામો છો. હું કોને ગણું છું? નહિ બને તો ચાલ્યો જઇશ." હૃદય, એ ગરિબ બિચારો બ્રાહ્મણ, સાધુ (પરમહંસદેવ) ની કૃપાથી પાંચ મનુષ્યમાં પૂજાઇ માન સહિત નિવાસ કરતો હતો. એનું તેને અદ્રષ્ટવશાત્ જ્ઞાન થયું નહિ. તેનો મરણકાલ સમીપ આવી પહોંચ્યો.

કાલી–મંદિરની પ્રતિષ્ઠાનો વાર્ષિક ઉત્સવ–દિવસ આવી પહોંચ્યો. તે દિવસે ત્યાં અતિશય ધામધૂમ થાય છે. ઉત્સવ પ્રિત્યર્થે ત્રૈલોક્યબાબુ પરિવાર સહિત ત્યાં આવ્યા હતા. ઉત્સવને દિવસે પ્રાતઃસમયે હૃદય દેવીની પૂજા કરવા જતો હતો. ત્યાં ત્રૈલોકયબાબુની દશ વર્ષની એક કન્યા સાડી વગેરે પહેરી ઉભી હતી. હૃદયે તે બાલિકાના ચરણ ઉપર પુષ્પાંજલિ આપી. પરમહંસદેવ પ્રથમ એ પ્રમાણે પૂજા કરતા હતા. હૃદયે તેનું અનુકરણ કરી પોતાના

કાલને આમંત્રણ કરી લીધું ! કન્યાને પગે ચન્દનનું ચિહ્ન જોતાંજ તેની માતાએ કારણ પૂછ્યું. એટલે હૃદયનું કારસ્થાન પ્રકટ થઈ ગયું. કન્યાનું અકલ્યાણ થવાની શંકાથી ત્રૈલોક્યબાબુની પત્ની રડવા લાગી. તેના રોદનથી ત્રૈલોક્યબાબુનું મન વ્યાકુળ થઇ ઉઠ્યું. તે મદમત્ત માતંગની પેઠે કુદકો મારી દ્વારવાન દ્વારા હૃદયને બગિચામાંથી એક લુગડે હાંકી મૂક્યો, અને તેજ ક્રોધમાં પરમહંસદેવને પણ ત્યાંથી ચાલ્યા જવાનો આદેશ કહેવડાવી દીધો. દ્વારવાન એ સમાચાર લઇ પરમહંસદેવની પાસે આવી ઉભો. પરમહંસદેવે હાસ્ય કરીને પુછ્યું: "ત્હારા બાબુનો મ્હેં શો અપરાધ કર્યો છે ભાઇ ?" એમ કહી મહારાજશ્રી એવીને એવીજ સ્થિતિમાં ઓરડામાંથી બહાર નીકળી વિચારમાં ને વિચારમાં ત્યાંથી ચાલ્યા જવા લાગ્યા. જે સમયે પરમહંસદેવ બાબુજીના દિવાનખાના આગળ થઇને પસાર થતા હતા તે સમયે કોણ જાણે શા કારણથી ત્રૈલોક્ય બાબુએ " આપ ક્યાં પધારો છો ?" એમ પુછ્યું. એટલે પરમહંસદેવ ત્યાં જઇ તેમની પાસે બેઠા. ત્રૈલોક્ય બાબુએ તેમને હૃદય સંબંધી અનેક ફરિયાદ કરી અને પોતાની કન્યાના અકલ્યાણની શંકાથી ભય પામ્યાનું પણ કહ્યું પરંતુ પરમહંસદેવે તેમને અભયદાન આપ્યું પછી પુનઃ પોતાના ઓરડામાં જઇ બેઠા.

હૃદય મહારાજ હવે યદુમલ્લિકના બગિચામાં નિવાસ કરવા લાગ્યા. પરમહંસદેવ તેને પોતાની ભોજન સામગ્રીમાંથી અન્ન અને મિષ્ટાન્નાદિ પહોંચાડતા, અને પોતે તેને મળી આવતા. એ સમયે હૃદયે પરમહંસદેવને કાલી મંદિરમાંથી ચાલ્યા આવવા માટે ઘણોયે આગ્રહ કર્યો અને નાનાવિધ યુક્તિ રચી કહ્યું હતું કે: " કોઇ સ્થળે જઇ એક કાલીમૂર્તિ સ્થાપન કરી આપણે બન્ને સુખે નિવાસ કરીશું." પરંતુ એ સાંભળી પરમહંસદેવે કહ્યું હતું કે: "શું તું મ્હને લઇને બારણે બારણે ફેરી કરતો ફરશે ?"



# ઉન્નવિંશ અધ્યાય.

## હૃદયને દેવીરૂપે દર્શન-દાન.

ભક્તવત્સલ ભગવાન શ્રી રામકૃષ્ણદેવના ભાણેજ હૃદયનાથને તિરસ્કાર મળ્યા પછી કેટલુંક જ્ઞાન થયું હતું. તેને પુનઃ ત્યાં બોલાવ્યો હતો. હવે તો તે પોતાના મામાની સેવામાં બરાબર હાજર રહેતો. જ્યારે તેઓને સમાધિ થતી તે વખતે તેજ તેમની સંભાળ રાખતો. તે તેમની પાસે ને પાસે રહી તેમના અલૌકિક ચમત્કારો જોતો. તેમ છતાં પણ તેમને બરાબર ઓળખી શકયો નહોતો. ઇશ્વરાવતારને ઓળખવા માટે પણ અધિકાર જોઇએ, અનેક જન્મના સારા સંસ્કારો જોઇએ. તે સિવાય ભાગ્યેજ બને.

આશ્વિન માસ આવી પહોંચ્યો છે. શારદીય પૂજા ( નવરાત્રિ ) નો સમય સમીપ ડોકીયાં કરી રહ્યો છે. પ્રકૃતિદેવી જાણે તેજ આશાને લીધે પ્રફુલ્લિત થઇ રહી છે. ભુવનમોહિનીની અભ્યર્થના કરવા માટે જાણે તેણે નૂતન વેશ ધારણ કર્યો છે. સૂર્યદેવનાં કિરણોમાં, નીલ આકાશમાં, શાન્ત વાયુ લહરીમાં, નવપલ્લવધારી પદવિક્ષેપમાં, પ્રેમમયી ભાગીરથીના પ્રબળ પ્રવાહમાં, અને નરનારીના હૃદયકેન્દ્રમાં-સર્વત્રજ-જાણે એક નૂતન આશા જાગ્રત થઇ ઉઠી છે, અને સર્વના હૃદયમાંથી જાણે " દુર્ગા, દુર્ગા. " ધ્વનિ નીકળી રહ્યા છે, કમળપુષ્પો જાણે માતૃચરણની સેવા કરવા માટે ઉતાવળાં થઇ રહ્યાં છે. આનન્દ, આનન્દ, સર્વત્ર આનન્દ વ્યાપિ રહ્યો છે. પરંતુ એ સાર્વજનિક આનન્દને સમયે કેવળ હૃદયાનન્દ ચિંતાતુર જણાય છે. તે વિચાર કરી રહ્યો છે: " આવા આનન્દના દિવસોમાં હું શી રીતે મા જગદમ્બા, સર્વ મંગલાને મ્હારે ઘેર પધરાવી ઉત્સવ કરી શકું ? સર્વ વિષયમાં શ્રી રામકૃષ્ણદેવ વગર તેને છૂટકો નહતો. તેમની આજ્ઞા સિવાય કાંઇ કામ કરવાનું તેનામાં સાહસ નહતું. તેથીજ આજે તેણે તેમની પાસે જઇ મા જગદમ્બાની પૂજા માટે પ્રાર્થના કરી.

શ્રી રામકૃષ્ણદેવે ઉત્તર દીધો: "એમાં તો પુષ્કળ ખર્ચ થાય. હદુ ! તું કરી શકશે ?"

હૃદય: "મામા ! હું ગમે તે સ્થળેથી મેળવીશ પણ દુર્ગોત્સવ (નવરાત્રિવ્રત) કરવાની મ્હને અતિશય ઇચ્છા થઈ રહી છે."

શ્રી રામકૃષ્ણદેવ: "જેઓ દુર્ગોત્સવ કરે છે તેમને કાં તો સ્વપ્ન થાય છે કે કાં તો આદેશ મળે છે. તને એમાંનું કાંઇ થયું છે કે ?"

હૃદય: "જ્યારે મ્હને ઇચ્છાજ થઇ છે ત્યારે પછી ઉત્સવ કરવામાં આપત્તિ શા માટે ? અને આદેશ વળી બીજા કોનો જોઇએ ? તમે આજ્ઞા આપો, એટલે બસ." વળી વિચાર કરી કહ્યું: "વળી બીજી એક વાત મામા ! દાદાએ પરલોક ગમન કર્યું ત્યારે મ્હને કહેતા ગયા છે કે: "માની સ્થાપના કરી પુષ્પાંજલિ આપજે. જો કે હજી સુધી હું તે પ્રમાણે વર્ત્યો નથી પરંતુ તેમનું વચન તો પાળવુંજ જોઇએ." હૃદય આ પ્રમાણે મામાને સમજાવતો હતો એજ સમયે તેમને સમાધિ પ્રાપ્ત થઇ, અને થોડી વાર પછી એવીજ સ્થિતિમાં બોલ્યા: "હદુ ! તું ત્રણ વર્ષ પૂજા કરશે."

હૃદયની ઇચ્છા હતી કે: જીવત પર્યંત શારદીય પૂજા કરવી પરંતુ રામકૃષ્ણદેવનું કથન સાંભળી તેણે કહ્યું: "મામા ! તમે એવું કેમ બોલ્યા ? કહો કે: હું જીવન પર્યંત પૂજા કરી શકીશ." રામકૃષ્ણ દેવે તેના પ્રશ્નનો કશો ઉત્તરજ દીધો નહિં.

જે દિવસે પ્રાતઃકાલમાં ઉપલી વાત થઇ તેજ દિવસે બપોરે ત્રણ વાગતે હૃદયનો મ્હોટો ભાઇ રાઘવ ત્યાં આવી પહોંચ્યો. તે મથુરાનાથની જમીનદારીમાં તહસીલદારનું કામ કરતો હતો. તેણે હૃદયને કહ્યું: "સાંભળ ! દુર્ગા પૂજા કરવાની મ્હને ઘણી ઇચ્છા થઇ છે. ત્હારો શો વિચાર છે ?"

અહા ! હૃદયનું મન આનન્દથી પરિપૂર્ણ થઇ ગયું. પરંતુ તેણે મનોભાવ ગુપ્ત રાખી ઉત્તર દીધો: "તેમાં ખર્ચ ઘણો થાય છે. એટલા બધા રૂપિયા કોણ આપશે ?"

રાઘવ: "હું આપીશ." એમ કહી પાસે જેટલા રૂપિયા હતા તે ભાઇના હાથમાં મૂકી દઇ કહ્યું: "વિશેષ જરૂર પડશે તો બીજા પણ આપીશ."

એ પછી રામકૃષ્ણ દેવને સર્વ વાર્તા કહી સંભળાવી.

રામકૃષ્ણદેવે કહ્યું: "હૃદુ તો મ્હને સચારનો નચાવી રહ્યો છે. હવે તું પણ આવી પહોંચ્યો છે ઠીક થયું. ત્યારે તો ઉત્સવ કરો."

તેમની આજ્ઞા મળતાંજ રાઘવે હૃદયને પૂજાની સર્વ સામગ્રી તૈયાર કરવા કહ્યું, અને પોતે નોકરી ઉપર ગયો. મથુરનાથ પાસેથી રજા લઇ હૃદય પોતાની જન્મભૂમિ સિહોડ ગયો, અને ત્યાં જઇ એક મ્હોટો મંડપ બંધાવવાની વ્યવસ્થા કરી. રામકૃષ્ણદેવે તેને જતી વખત પ્રતિમા તૈયાર કરનારનું નામ દીધું અને કહ્યું કે: "એનેજ પ્રતિમા બનાવવા બોલાવજે. બીજાને બોલવતો નહિ."

થોડા દિવસમાં ચણ્ડી મણ્ડપ તૈયાર થતાંજ હૃદયે દક્ષિણેશ્વર આવી શ્રીરામકૃષ્ણદેવને સિહોડ આવવા આગ્રહ કરવા લાગ્યો. રામકૃષ્ણદેવે કહ્યું: "હું આવીશ, પણ લોકોને બતાવવા માટે નહિ. હું આવીશ તે કેવળ તુંજ જાણી શકશે. બીજું કોઈ જોઇ શકશે નહિ."

હૃદયની ઇચ્છા હતી કે: તેમને પોતાની સાથેજ લઇ જવા, અને તે માટે પુનઃ આગ્રહ કરવા લાગ્યો પરંતુ રામકૃષ્ણદેવે તો એકજ વાત પકડી રાખી હતી. તેમણે કહ્યું: "જા, જા, મ્હેં આવવાની હા કહી છે ત્યાર પછી ભય કેવો? એક તાંત્રિકને બોલાવી તુંજ પૂજા કરજે, તે માત્ર તને મંત્ર ભણાવે; પરંતુ તુ જેમ અંતઃકરણપૂર્વક મા કાલીની સેવા કરે છે તેજ પ્રમાણે એકચિત્તે કરજે. ઉપવાસ કરતો નહિ, ઉપવાસ કરવાથી મ્હોંમાંથી નઠારી દુર્ગંધ નીકળશે. દુધ, ગંગાજળ અને સાકરનું પાણી પીજે. ઉપવાસ કરતો નહિ." હૃદયે: "બહુ સારૂં. તેમજ કરીશ." કહી પુનઃ તેમને પોતાને ગામ લઇ જવાનો આગ્રહ કરવા લાગ્યો.

રામકૃષ્ણદેવે પુનઃ કહ્યું: "લોકોને બતાવવા માટેજ ત્યાં આવીને હું શું કરીશ? હું જરૂર આવીશ. પણ માત્ર તું એકલોજ મ્હને જોઇ શકશે. બીજું કોઇ જોઇ શકશે નહિ." હૃદયને સમજાવ્યા પછી એક વિદ્વાન તાંત્રિક પસંદ કરી આપ્યો. પછી હૃદયને કહ્યું: "મથુરને રાજી કરી શકે તો ત્હારી સાથે આવું." મથુરનાથને ત્યાં એવો નિયમ હતો કે નવરાત્રિમાં દુર્ગા પૂજા સમયે

રામકૃષ્ણદેવ ત્યાં જઇને બિરાજે ત્યારેજ પૂજાનો આરંભ થતો. ઘણાં વર્ષથી એવો નિયમ પ્રચલિત હતો. હૃદયે મથુરાનાથને પુછ્યું તો ખરૂં પરંતુ તેમને લઇ જવાની આજ્ઞા મળી નહિ. તેથી રામકૃષ્ણદેવની આજ્ઞા પ્રમાણે કામ કરવા કબૂલ થયો પરંતુ તેના મનનો સન્દેહ મટયો નહિ. પૂજામાં કોઇ પ્રકારનું વિઘ્ન થશે કે કેમ? તે જાણવાને માટે તેણે એક બિલીપત્ર ઉપર "વિઘ્ન થશે." અને બીજા ઉપર "વિઘ્ન નહિ થાય." આ પ્રમાણે લખીને તેને એક વાસણમાં મૂકયાં. ત્યાર પછી નેત્રો બન્ધ કરી પાત્રમાંથી એક બિલ્વપત્ર ઉંચકી જોયું તો "વિઘ્ન નહિ થાય." એ જોઇ તે શાન્ત થયો અને ઘેર ચાલ્યો ગયો.

શ્રીરામકૃષ્ણદેવની આજ્ઞાનુસાર ઉપવાસ કર્યા વગરજ તે સપ્તમી પૂજા કરવા બેઠો. આરતિને સમયે તેણે જોયું કે: "મા જગદમ્બા–દુર્ગા–ની મૂર્તિની પાસેજ શ્રીરામકૃષ્ણદેવ ઉભા છે." એ જોઇ આનન્દમાં ઉન્મત્ત બની એક ચિત્તે આરતિ કરવા લાગ્યો.

બીજે દિવસે હૃદયની અદ્‌ભૂત આરતિની વાર્તા આસપાસનાં ગામોમાં પ્રસરી ગઇ. અષ્ટમી પૂજાને દિવસે લોકોનાં ટોળેટોળાં સન્ધિ–પૂજા અને આરતિનાં દર્શન કરવા એકત્ર થઇ વાટ જોવા લાગ્યાં. સિહોડની નજીકના કુલુઇ નામક ગામમાં, પ્રજાજનોની સગવડને માટે, સન્ધિ પૂજાનો સમય દર્શાવવા માટે તેજ સમયે આતશબાજી ફોડવામાં આવતી. તેજ શબ્દ પ્રમાણે લોકો દુર્ગાની પૂજા શરૂ કરતા. ઉક્ત શબ્દ થતાં પહેલાંથીજ હૃદયે સન્ધિ–પૂજાની સર્વ તૈયારી કરી રાખી હતી. પરંતુ આતશબાજીનો શબ્દ થતાં પહેલાંજ તેણે મૂર્તિની પાસે પોતાના મામા–શ્રી રામકૃષ્ણદેવનાં દર્શન કર્યા! "જો સમય ના થયો હોત તો મામા કદી પણ લમણાં આવત નહિ." એવો વિચાર કરી તેણે તુર્તજ પૂજાનો આરમ્ભ કર્યો, પછી તે થોભી શકયો નહિ! ત્યાર પછી શ્રી રામકૃષ્ણદેવની આજ્ઞા પ્રમાણે કોળું વગેરે બલિપ્રદાન કર્યું. તે દિવસે પણ આરતિને સમયે શ્રી રામકૃષ્ણદેવ દેવીમૂર્તિની પાસે ઉભેલા જણાયા. હૃદય તેમના દર્શન કરી ઉન્મત્તભાવે આરતિ કરવા લાગ્યો. આ પ્રમાણે ત્રણે દિવસ સમાન રીતે પૂજા કરી અને નિત્ય પાંચસો મનુષ્યોને

સંતોષપૂર્વક પ્રસાદ આપ્યો. દુર્ગોત્સવ થઇ રહ્યા પછી દક્ષિણેશ્વર આવી પૂજા સમયે સિહોડમાં જે જે બન્યું હતું તે સર્વ તેણે રામકૃષ્ણદેવને કહી સંભળાવ્યું. તેમણે કહ્યું: "આરતિ અને સન્ધિપૂજા સમયે મ્હારા પ્રાણ વ્યાકુળ થઇ જતા, અને તે આ શરીરમાંથી નીકળી વિજળીની પેઠે ત્હારા મંડપમાં આવી પહોંચતા, અને અહિં સમાધિ થતી. હું દુર્ગા મા પાસે ઉભો રહેતો. તું તો મ્હને જોઇ શકતો હતો." દુર્ગોત્સવ સમયે અષ્ટમીને દિવસે એવું પણ બન્યું હતું કે: "રામકૃષ્ણદેવ દક્ષિણેશ્વરમાં ભક્તો સાથે વાર્તાલાપ કરતા હતા. બરાબર સન્ધિપૂજા સમયે એકાએક હુંકાર કરી સમાધિસ્થ થયા. તેમના બન્ને હસ્ત જાણે અભય વરદાન દેતા હોય તેમ થઇ ગયા. મુખમણ્ડલ ઉપર અપૂર્વ હાસ્ય ફરકતું હતું.

* * * * * *

ફાલ્ગુન માસ ચાલતો હતો. હૃદય રજા લઇ સિહોડ જવાની તૈયારી કરતો હતો. પરંતુ જાણે તેનું મન પાછું પડતું. હૃદયમાં કોણ જાણે શું થતું તે સમજી શકતો નહિ, છેવટે તે મામાની પાસે આવ્યો. તેણે પૂછ્યું: "મામા, રજા લઇ ઘેર જવાની ઇચ્છા થઇ. પોટલી પોટલાં બાંધ્યાં, પરંતુ મામા! હૃદયમાં કોણ જાણે શુંયે થાય છે? જવાને મન ના કહે છે. હું તો જવાનો વિચાર બંધ રાખું છું. મામા, તમારી શી ઇચ્છા છે?"

રામકૃષ્ણદેવ: "મૂળમાં રજા તો મળતી નથી અને રજા મળી ત્યારે જતો કેમ નથી?"

હૃદય: "કોણ જાણે મામા. અંતઃકરણમાં કોણ જાણે શું થાય છે તે સમજી શકાતું નથી. હું જઇશ નહિ."

રામકૃષ્ણદેવે કહ્યું: "ત્યારે જઇશ નહિ. રહી જા." તેજ ક્ષણે જઇને હૃદયે પોટલી પોટલાં છોડી નાંખ્યાં ત્યારેજ તેના જીવને શાન્તિ વળી. પ્રતિ દિવસ રાત્રિ સમયે કાલી માતાની ભોગ–આરતિ પછી હૃદય માતાજીનો પ્રસાદ લાવી રામકૃષ્ણદેવને આહાર કરાવતો. આજે સંધ્યા સમય પછીથી રામકૃષ્ણદેવ પોતાનાં માતા સાથે કથા વાર્તા કહેતા હતા. માતાજીની ભોગ

—આરતી થઇ રહી. હૃદય પ્રસંગોપાત જઇને તેમને જમવા માટે બોલાવી લાવતો. તેઓ આવવાનું કહેતા છતાં પુનઃ માતાની સાથે વાતોમાં મગ્ન થઇ જતા. તેમની માતા નૌબતખાના પાસેના ઓરડામાં નિવાસ કરતાં. બે પ્રહર રાત્રિ વિત્યા પછી રામકૃષ્ણદેવે આવી આહાર કરી શયન કર્યું. તેમની માતાએ પણ પ્રસાદ લઇ દ્વાર બંધ કરી શયન કર્યું. ચન્દ્રાદેવી નિત્ય પાછલી રાત્રે શય્યા ત્યાગ કરતાં. પરંતુ બીજે દિવસે પ્રાતઃકાલના આઠ વાગી ગયા ત્યાં સુધી તેમનાં દ્વાર ઉઘડયાં નહિ. કાલીની મા નામક મંદિરની એક દાસી પ્રતિ દિવસ સ્હવારમાં જઇ ચન્દ્રાદેવીને ગૃહકાર્યમાં સહાય કરતી. આજે તે ઓરડીને થોડે વેગળેથી ઘરરર ઘરરર અવાજ સંભળાવા લાગ્યો. દ્વાર બંધ જોઇ તેણે દોડી જઇ હૃદયને સમાચાર આપ્યા. હૃદયે જોયું કે દ્વાર અંદરથી બંધ છે અને અંદરથી ઘરરર ઘરરર શબ્દ સંભળાય છે. બુમો પાડવા છતાં ચન્દ્રાદેવીએ ઉત્તર દીધો નહિ. હૃદયે ઉતાવળે જઇ રામકૃષ્ણદેવને સમાચાર નિવેદન કર્યા, તેમણે અતિશય ચિન્તાતુર અને અસ્થિર થઇ કહ્યું: "હૃદુ! દરવાજો ભાંગી નાખીયે તો કેમ? દીનુ ખજાનચી વિચિત્ર માણસ છે તેથીજ દરવાજો ભાંગવો મુસ્કિલ! શું કરવું હવે કહે જોઉં? દરવાજો કેવી રીતે ઉઘાડી શકાય?" એમ બોલતા બોલતા તેઓ ચન્દ્રાદેવીના દ્વાર પાસે આવી પહોંચ્યા. હૃદયે બારણાને ઉતારી નાંખ્યું. અંદર જઇ જોયું તો વૃદ્ધા માતાજીએ ઉલટી કરી છે અને અચેતન પડયાં છે! ગળું ઘરરર્ ઘરરર્ બોલી રહ્યું છે. એ જોઇ રામકૃષ્ણદેવ હૃદયને ગળે વળગી પડી બાળકની પેઠે રડતા રડતા બોલવા લાગ્યા: "સારૂં થયું હૃદુ કે તું કાલે ગયો નહિ. તું ન હોત તો મ્હારી માતાનો કોણ તપાસ કરત અને દરવાજા કોણ ઉઘાડત?" હૃદયે તેમને શાન્ત પાડયા ત્યાર પછી બહાર એક શય્યા પાથરી તે ઉપર ચન્દ્રાદેવીને અતિ કષ્ટે સુવાડયાં. રામકૃષ્ણદેવે કહ્યું: "આ વખતે દેશી ઔષધ આપીએ તો સારૂં." હૃદય તત્ક્ષણાત્ એરિયાદહનિવાસી વૈદ્ય અભય પાસેથી ઔષધ લાવી મધ સાથે તેમને ચટાડયું, અને ગંગાજળ મુખમાં રેડયું. એ અવસ્થામાં ત્રણ દિવસ રહ્યા પછી ચોથે દિવસે એટલે ઇ. સ. ૧૮૭૯ માં રામકૃષ્ણદેવના જન્મદિવસેજ તેમને નાભિશ્વાસ થયો. હૃદય તુર્તજ તેમને ગંગાજી

ઉપર લઇ ગયો. *ચન્દ્રાદેવીએ હૃદયને કહ્યું: "જોજે હૃદુ, મ્હને ગંગા લાભ થાય અર્થાત્ ચૈતન્ય હોય તે વખતે ગંગાજીમાં સ્નાન કરી શકાય. રામકૃષ્ણદેવ વ્યાકુળ થઈ ગભરાતા ગભરાતા ઉઠયા અને ચન્દન, પુષ્પ, તુલસી લઇ માતાના ચરણમાં અંજલિ આપતા બોલ્યા કેઃ "આ શરીરમાંથી આ શરીર થયું છે." ત્રણ વખત અંજલિ આપ્યા પછી પોતાના ઓરડામાં જઇ બેઠા અને હૃદયને કહ્યું: "તું માતાજીને અગ્નિ સંસ્કાર કરજે." હૃદયે કહ્યું: "એમ કેમ બને? રામલાલ કરશે." તેમના ભત્રિજા રામલાલે સમસ્ત કાર્ય પરિપૂર્ણ કર્યું. રામકૃષ્ણદેવે શ્રાદ્ધાદિ કશું કર્યું નહોતું તેથી બધું કામ પતી ગયા પછી એક દિવસ વિચાર્યું કેઃ "મ્હેં તો માતાજીની કોઇ પણ ક્રિયા કરી નથી. ચાલ, આજે તર્પણ તો કરૂં." એવો વિચાર કરી ગંગાજીમાં ગયા. સ્નાન કરી તર્પણ કરવા લાગ્યા. હાથમાં જળ લીધું તેજ વખતે હાથનાં આંગળાં થરડાઈ ગયાં! હાથમાંનું સમસ્ત જળ પડી જવા લાગ્યું. એ પ્રમાણે જેટલી વખત યત્ન કર્યો તેટલી વખત હાથ વાંકા વળી સરી પડયું. અન્તે તેમણે રડતાં રડતાં "મા, મ્હને તર્પણ પણ કરવા દેતાં નથી મા!" એમ બોલતા બોલતા તેઓ પાછા ફર્યા, રામકૃષ્ણદેવનાં સમસ્ત કર્મ એ પ્રમાણેજ ત્યાગ થયાં હતાં. તેમણે પૂજાનો પણ એ પ્રમાણેજ ત્યાગ કર્યો હતો. પૂજા કરવા જતાં પુષ્પ અથવા અર્ઘ્ય, પોતાને મસ્તકે ચઢાવી દઇ બાહ્ય જ્ઞાનશૂન્ય થઈ જતા. ત્યાં પછી કોણ પૂજા કરે? પુષ્પાંજલિ આપવા માટે પુષ્પ હાથમાં લેતાંજ તે પડી જતાં. નહિ તો હાથનાં પુષ્પ હાથમાંજ રહી જતાં. બાહ્યજ્ઞાન ચાલ્યું જતું ત્યાં પછી કોણ પુષ્પાંજલિ આપે?

ભગવાન શ્રી રામકૃષ્ણદેવની આજ્ઞા પ્રમાણે હૃદયે ત્રણ વર્ષ પર્યંત દુર્ગા પૂજા કરી હતી. ત્રણે વર્ષે એ કાર્ય અતિ સુંદર રીતે, નિર્વિઘ્ને પરિપૂર્ણ થયું હતું. હૃદયની ઇચ્છા હતી કેઃ દરવર્ષે દુર્ગા પૂજા કરવી. તેથીજ રામકૃષ્ણ દેવ પાસે હવે પછીથી દુર્ગા પૂજા (ચોથા વર્ષે) માટે આજ્ઞા લેવા ગયો.

---

* કલકતા, કાશી વગેરે કેટલેક સ્થળે એવોજ રિવાજ છે કે મનુષ્યની મરવાની તૈયારી થાય કે તુરત તેને ગંગાજીને કિનારે લઈ જઇ સુવાડે છે અને ત્યાં થોડીવાર પછી તે મનુષ્ય પંચત્વ પામે છે. (ભા. ક.)

પરંતુ રામકૃષ્ણદેવે કહ્યું: " હૃદુ! ત્હારા જેવી પૂજા તો કોઈની થઈ નથી. ત્હારી પૂજાનું ઉદ્દયાપન થઇ ગયું છે. હવે પૂજા કરવાની જરૂર નથી. હવે તું પૂજા કરતો નહિં. ત્હને ખબર નથી કે: એક મનુષ્યને માટે એક વખત બિછાનું પાથર્યું અને તે આવીને તે ઉપર બેઠો પછી વારંવાર તેને માટે બિછાનું પાથરવાની જરૂર રહેતી નથી. તેજ પ્રમાણે હવે તું પૂજા કરતો નહિ. ત્હારે માટે પૂજાની જરૂર રહી નથી."

પરંતુ હૃદય એ કથનથી સંતોષ પામ્યો નહિ. તેણે તો મનમાં ને મનમાંજ પ્રતિજ્ઞા લીધી કે: " મામા ગમે તેમ કહે તેથી શું થયું? હું તો પૂજા કરીશજ." તેણે કહ્યું: " લોકો જીવે ત્યાં સુધી પૂજા કરે. એમાં શું થઇ ગયું?"

રામકૃષ્ણદેવે કહ્યું: " જો, તું લોકોની વાત કરે છે પણ તે બધા લોકો શું બરાબર પૂજા કરે છે કે? શું બધાંને ઘેર માતાજી આવે છે કે? શું બધાંનું મન-હૃદય શુદ્ધ હોય છે કે? શું બધાંની પૂજા પદ્ધતિ શાસ્ત્ર પ્રમાણે હોય છે કે? શું બધા અંતઃકરણ પૂર્વક માતાજીની પ્રાર્થના કરે છે કે? ચિત્ત કોણ જાણે કયાં હોય છે અને માતાજીની પૂજા-આરતિ-કરતા હોય છે! મા જગદમ્બા શું એવા વિહ્વલ ચિત્તના-ભટકતા મન-વાળા પાપીઓના ઘરમાં પધારે છે કે? દેવી પૂજા કરતી વખત સહજ પવિત્રતા પાળે અને પછી અપવિત્રતા-પાપના ઢગલામાં પ્રવેશ કરતા હોય તેવા જીવોને ત્યાં મા જગદમ્બા નિવાસ કરે છે? તેટલા માટેજ તો તેઓ વારંવાર પૂજા કરે છે. પરંતુ ત્હારે જેવી દુર્ગા પૂજા થઇ છે તેવી બીજા કોઇને થઇજ નથી." રામકૃષ્ણદેવનાં એ વચનો સાંભળી હૃદય મનમાંજ બબડ્યો કે: " મામા ગમે તે કહે પણ હું તો પૂજા કરીશજ."

થોડા દિવસ પછી ઉત્તરાયણ સંક્રાન્તિને દિવસે હૃદયના ભાઇ રાઘવે પરલોક ગમન કર્યું. રાઘવ દુર્ગોત્સવનો સર્વ ખર્ચ આપતો. તેથી રામકૃષ્ણ દેવે કહ્યું: " તું દુર્ગા પૂજા કરવાનું કહે છે પણ હવે કોણ ખર્ચ આપશે અને શી રીતે પૂજા કરશે?" હૃદયે ઉત્તર દીધો: " ગમે તે રીતે કરીશ." હૃદયે મનમાંજ વિચાર કર્યો: "આ વખતથી મથુરની પાસે સમસ્ત ખર્ચ લઇશ."

રામકૃષ્ણદેવે નાના પ્રકારે તેને સમજાવ્યું કેઃ હવે દુર્ગા પૂજા કરવાની ત્હારે જરૂર નથી. ત્હારી પૂજા સફળ થઇ છે. જગદમ્બાએ ત્હારી પૂજા સ્વીકારી લીધી છે. પરંતુ હૃદયના મનમાં તે વાત ઠસી નહિં. ગમે તેમ પણ અજ્ઞાન જીવ! માયાવી જીવ! લોભી, લાલચુ જીવ! સત્ય વાતો તેના મનમાં પ્રવેશે શી રીતે? જે સાક્ષાત્ ભગવાન છે, જેનાં ચરણનો આશ્રય લઇ અનેક પાપી જીવોનો ઉદ્ધાર થયો છે, જેમનાં વાક્ય સિદ્ધ થાય છે, જેઓ, ત્રિકાળજ્ઞ છે–અરે! જેઓ સાક્ષાત ભગવદાવતાર છે, અને જેના ચમત્કારો તે નિત્ય–ક્ષણે ક્ષણે જોયા કરે છે, તેમ છતાં તેમનાં વાક્ય ઉપર પણ અ-વિશ્વાસ! તે તેમને પણ સાધારણ મનુષ્ય જેવા જાણે છે! હવે એથી વિ-શેષ આશ્ચર્યની–દુર્ભાગ્યની વાત બીજી કઇ હોઇ શકે? એવા મહાત્માઓને ઓળખવા માટે અનેક જન્મના સુસંસ્કાર જોઇએ. તેમનાં વચન ઉપર શ્રદ્ધા–વિશ્વાસ ઉત્પન્ન થવા જેટલા અધિકારી થવું જોઇએ.

હૃદયે કહ્યું: " તે દિવસે તમે કહ્યું હતું કેઃ તું ત્રણ વર્ષ પૂજા કરશે, તેથીજ તમે નિષેધ કરો છો. શા માટે કહેતા કે નથી કે હા, જા, પૂજા કર."

રામકૃષ્ણદેવઃ " ઓ ભલા માણસ! શું હું કાંઇ મ્હારી ઇચ્છાથી બોલું છું? મા કાલી જે કહેવડાવે છે તેજ કહું છું. તેની ઇચ્છા પ્રમા-ણેજ થશે."

હૃદયે ગુસ્સે ભરાઇ કહ્યું: " ત્યારે તમે મા કાલીને કેમ મ્હારી ભલા-મણ કેમ કરતા નથી?"

રામકૃષ્ણ દેવે ઉત્તર દીધોઃ " હું કહું તે કાંઇ સાંભળે ખરી કે? તેની ઇચ્છાવડે જગત ચાલી રહ્યું છે. તેની ઇચ્છા હશે તેમજ તે કરશે. હું તો એક તેનું યંત્ર છું. તે મ્હને ચલાવે છે તેમ ચાલું છું." તેજ વર્ષે વૈશાખ માસમાં હૃદયે મથુરને પૂછ્યું કે, " આ વર્ષે મારે દુર્ગા પૂજા કરવી કે કેમ?" તેમણે તો ઉત્સાહ સહિત કહ્યું: " દુર્ગા પૂજા તો અવશ્ય કરવી. એ તો ઘણી સારી વાત છે." મથુરાનાથને ક્યાં ખબર હતી કેઃ રામકૃષ્ણ દેવે તેને ના કહી છે. જો એવી ખબર હોત તો તે એવું બોલતજ નહિં. ગમે તેમ હો, હૃદયે નિશ્ચય કર્યો કેઃ " મથુરે જ્યારે હિંમત આપી છે ત્યારે

પછી પૂજા કરવામાં અડચણ શી ! સમસ્ત ખર્ચ તેજ આપશે.”

આ બનાવ પછી દક્ષિણેશ્વર ખબર આવી કે: મથુરાનાથને નિત્ય સામાન્ય જ્વર આવે છે. ધીમે ધીમે તે જ્વર તેની નસેનસમાં વ્યાપિ ગયો. તે કોઇ પણ રીતે મટયો નહિં. અનેક પ્રકારની દવાઓ કરવા છતાં જ્વર મટયો નહિં. હૃદયને બહુ ચિન્તા થઇ. તે નિત્ય મથુરને જોવા જતો. મથુર પણ નિત્ય કરૂણાજનક મુખે તેને પૂછતો કે: “પ્રભુ એકે વખત નહિં આવે કે ?” હૃદયે આવી રામકૃષ્ણદેવને જણાવ્યું કે: મથુર આપને એક વખત ત્યાં જવાની પ્રાર્થના કરે છે.” એ સાંભળી રામકૃષ્ણદેવે કહ્યું: “હું જઇને શું કરીશ ? હું જો તેનો રોગ મટાડવા શક્તિમાન હોત તો ત્યાં જાત.” હૃદય પ્રતિદિન મથુરને જોઇ આવી રામકૃષ્ણદેવને સમાચાર નિવેદન કરતો અને તેમને ત્યાં જવા આગ્રહ કરતો, પરંતુ રામકૃષ્ણદેવ કોઇ પણ રીતે ત્યાં જવા કબુલ થતા નહિ. તેઓ માત્ર એટલુંજ કહેતા કે: “તું જાય છે એટલે હું જ જાઉં છું એમજ સમજવું.”

આ પ્રમાણે સાત આઠ દિવસ જ્વર આવ્યા પછી મથુરાનાથની જીભ તોતડી થઇ ગઇ. બોલવાનું બંધ થઇ ગયું. બપોર પછી ત્રણ વાગે તેને કાલીઘાટ ઉપર લઇ જવામાં આવ્યા. ત્યાં પાંચ વાગે તેમણે દેહ ત્યાગ કર્યો. બરાબર તેજ સમયે રામકૃષ્ણદેવ દક્ષિણેશ્વરમાં સમાધિસ્થ થયા હતા. સમાધિ ભંગ થયા પછી તેમણે હૃદયને મથુરના પરલોકગમનના સમાચાર કહ્યા: “મથુર આ લોકમાંથી પરલોકમાં ગયો, મથુરનું તેજ–તેનો આત્મા–અન્નપૂર્ણાના તેજમાં મળી ગયો.” મથુરના મૃતક દેહને અગ્નિ સંસ્કાર કરવા ગયેલાં મનુષ્યે તે કાર્યથી પરવારી રાત્રે નવ વાગે ઘેર આવ્યાં. તેમને મુખે હૃદયે સાંભળ્યું કે: “બરાબર પાંચ વાગે મથુરે દેહ ત્યાગ કર્યો હતો.” સમાધિ સ્થિતિમાં રામકૃષ્ણદેવ તે જાણી શકયા હતા. એથી હૃદયને અત્યન્ત આશ્ચર્ય થયું હતું !

તેજ વર્ષે પાછો દુર્ગોત્સવનો સમય આવી પહોંચ્યો. હૃદયે પ્રતિજ્ઞા કરી હતી કે: “દુર્ગા પૂજા અવશ્ય કરવી.” તેણે પોતાના મનોભાવ ગુપ્ત રાખી યદુનાથ મલ્લિકને ઘેર ગમન કર્યું. ત્યાં મામાથી છાનો એક પત્ર પોતાના ન્હાના-

ભાઈ રાજારામને લખ્યો કેઃ "દુર્ગાપૂજાની સામગ્રી એકત્ર કરવી પણ તે બધું ગુપ્ત રીતે, કારણ કે એમાં મામાની સમ્મતિ નથી, તેમ છતાં જેટલા દિવસ જીવન છે ત્યાં સુધી દુર્ગાપૂજા કરવીજ જોઇએ, એજ વાસના છે. પૂજાની સામગ્રી તૈયાર થતાંજ પત્ર લખવો કે જેથી હું દેશમાં આવીશ." આવા આશયનો પત્ર લખી પોતાને હાથેજ દક્ષિણેશ્વરની પોષ્ટમાં નાંખી આવ્યો. પૂર્વે તે રામકૃષ્ણદેવ સાથે મન મૂકીને વાર્તાલાપ કરતો તેમ કરવાનું હવે બંધ કર્યું. આજે તો આહાર કર્યા પછી તેણે શયન કર્યું. રાતના બારેક વાગે તેના પેટમાં સખ્ત દુઃખ થવા લાગ્યું. કેટલીક વાર તે દીર્ઘ શંકા કરવા ગયો. પણ દુઃખ તો ઉલટું વધતુંજ ગયું. તડફડાટ કરતાં કરતાં છેવટે ઉલટી પણ શરૂ થઇ. સર્વ શરીર થરથર કમ્પવા લાગ્યું. શરીર પાણી પાણી થઈ ગયું. હવે તેનાથી રહેવાયું નહિ. તેણે મ્હોટી બૂમો પાડી કહ્યુંઃ "ઓ મામારે! મ્હને બચાવો રે! ઓ મામા રે! હવે હું બચીશ નહિ રે! મરી ગયો રે!" આ પ્રમાણે બૂમો સાંભળી રામકૃષ્ણદેવ સમાધિસ્થ થઇ ગયા, અને તેજ સ્થિતિમાં બોલ્યાઃ "કેમ હૃદુ! મ્હારાથી ગુપ્ત રીતે તું પૂજા કરવા તૈયાર થયો છે! મ્હને પૂછ્યા વગરજ રાજારામને પત્ર લખ્યો કે? તું એમજ જાણે છે કેઃ મ્હને કશી ખબરજ નથી? વારૂ, કેમ, પૂજા કરવી છે કે? હજી પણ બોલ, પૂજા કરવી છે કે?"

હૃદય વ્યાકુલ થઇ, ગભરાઇ બોલ્યોઃ "ના, મામા, મ્હારૂં રક્ષણ કરો. મ્હને બચાવો. મ્હેં મ્હોટો અપરાધ કર્યો છે. હું પ્રતિજ્ઞા કરૂં છું કેઃ હવે હું દુર્ગાપૂજા કરીશ નહિ. નહિ કરૂં, નહિ કરૂં, મામા, નહિ કરૂં." એટલું કહેતાં કહેતાં તો પેટમાં ગડગડાટ થયો. શૌચ ગયો પરંતુ ઓરડાની પશ્ચિમનો ગોળ ઓટલો ઓળંગવા પામ્યો નહિ; તે તો ચાલવાની શક્તિરહિત થઇ ત્યાંજ પડી ગયો. સમાધિ ભંગ થયા પછી રામકૃષ્ણદેવે સાંભળ્યું કેઃ "હૃદય અશ્રુપાત કરી રહ્યો છે અને ઝીણે સ્વરે કહે છે કેઃ "હવે બચવા પામીશ નહિ. મામા, મરી ગયો મામા." ત્યારે રામકૃષ્ણ અશ્રુપાત કરવા લાગ્યા અને સર્વને જાગ્રત કરવા લાગ્યા. એ સમયે જ્ઞાનાનન્દ નામક એક મનુષ્ય ચણ્ડીપાઠ કરવા મંદિરમાં આવ્યો હતો તે ત્યાં પાસેજ સુતો હતો. તેણે જાગ્રત

થઈ એક પાટ ઉપર પથારી કરી તેના પર હૃદયને સુવાડયો. રામકૃષ્ણદેવે તેને ડાક્ટર બોલાવવા મોકલ્યો, અને હૃદયને કહ્યું: "મા કાલીની ઇચ્છા નથી કે આ વખત તું દુર્ગાપૂજા કરે. તેમ છતાં તેં મ્હને જણાવ્યા વગર શા માટે રાજારામને પત્ર લખ્યો?" હૃદયે ક્ષમાપ્રાર્થના કરી અને કહ્યું: "એવું કામ હવે કદી પણ કરીશ નહિ." રામકૃષ્ણદેવ તેની પાસે બેસી સમજાવવા લાગ્યા કે: "જે સમયે જે કાર્ય કરવું તે મ્હને જણાવ્યા વગર કરવું નહિ." હૃદયે પણ તે કબૂલ કર્યું. વાર્તાલાપ કરતાં કરતાં હૃદય નિદ્રાવશ થયો. થોડી વાર પછી જ્ઞાનાનન્દ ડાકટરને લઇ આવ્યો. હૃદયને નિદ્રાવશ થયેલો જોઇ ડાક્ટરે કહ્યું: "હવે કશો ભય નથી." એ સાંભળી રામકૃષ્ણદેવ નિશ્ચિત થયા. હૃદય બીજે દિવસે સ્હવારે, દશ વાગ્યા સુધી નિદ્રા લીધા પછી સ્વસ્થ થયા. ઉઠતાંજ રાજારામને પત્ર લખી પૂજાની સામગ્રી એકત્ર કરવા ના લખી.

હૃદય હવે બરાબર જાણી ગયો કે: રામકૃષ્ણદેવ ઇશ્વરાવતાર છે તેથી તે નિત્ય તેમની સેવામાં હાજર રહી તેમની આજ્ઞા પ્રમાણેજ વર્તતો. પોતાની ઇચ્છાથી કાંઇ કરતો નહિ. પાછળથી તેણે હૃદયાનંદ નામ ધારણ કરી સન્યાસ્ત ગ્રહણ કર્યું. તે પરમહંસદેવનો અતિ પ્રિય શિષ્ય હતો.

---

## ત્રયોદશ અધ્યાય.

---

### એક શિષ્યનો અનુભવ–સ્વપ્નમાં ગુરૂમંત્ર.

પૂર્વેજ કહેવામાં આવ્યું છે કે: પરમહંસદેવ કોઇ પણ મનુષ્યના કર્ણમાં મન્ત્ર કહી ગુરૂગિરિ કરતા નહતા. તેઓ ઉપદેશ દેતા હતા, ઇશ્વરપ્રાપ્તિનો સરલ માર્ગ બતાવી આપતા હતા કિંતુ કોઇ પણ મનુષ્યના તેઓ ગુરૂ થતા નહતા, એટલુંજ નહિ પણ તેમના સમ્મુખ કોઇ "ગુરૂ" શબ્દ બોલવાનું સાહસ પણ કરતું નહિ! તેમને જો કોઇ ગુરૂ કહેતું તો તેઓ ઉત્તર દેતા કે: "કોણ કોનો ગુરૂ છે? એક ઇશ્વરજ સર્વનો ગુરૂ છે. ચાંદામામા એ તો મ્હારાયે મામા અને તમારાયે મામા છે." એ કારણને માટેજ તેઓ કોઇ સાથે ગુરૂ શિષ્યનો સાક્ષાત્ સંબંધ રાખતાજ નહતા!

તેમને ગુરૂ કહેવા એ પોતપોતાની સ્વેચ્છાની વાત છે. એ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કેઃ જોરજુલ્મથી કિંવા ચમત્કારો બતાવીને (પોતાના શિષ્યોનું) ટોળું બાંધવાની તેમને ઇચ્છાજ નહતી-તેમણે તેવો યત્નજ કર્યો નહતો. જેઓ મનની ઇચ્છાથી આકર્ષાઇ જઇ, પારલૌકિક શુભાશુભ માટે તેમના ઉપર આધાર રાખતા તેમને માટે તેઓ ઘણા વ્યાકુલ રહેતા. વસ્તુતઃ તો ગુરૂકરણ જેને કહેવામાં આવે છે તેમજ થતું. એવી રીતે ગુરૂ કરવાથી શિષ્યનુંજ કલ્યાણ થાય છે. તેમાં ગુરૂને તો કશો લાભજ થતો નથી. જે કોઇ મનુષ્ય તેમને ગુરૂમંત્ર આપવા માટે અતિશય આગ્રહ કરતા તેમને તેમના કુલગુરૂ પાસેજ મંત્ર લેવાનું કહેતા. અનેક મનુષ્યો પોતાના ગુરૂના ચરિત્રમાં દોષ બતાવતા તેમજ તેઓને ધર્મશાસ્ત્રથી અજ્ઞાન જણાવી રૂચિ વિરૂદ્ધ કહી વાંધો લેતા તેની વાત તેઓ સાંભળતા નહિ. તેઓ તો કહેતા કેઃ

"યદ્યપિ અમારા ગુરૂ વૅસ્યા-ગૃહે જાય;
તથાપિ અમારા ગુરૂ નિત્યાનન્દ રાય."

ગુરૂ ગમે તેવા હોય તોપણ અમારૂં શું જાય છે? ગમે તે સ્થળે કાંચન પડયું હોય તો પણ શું થયું? તેના ધર્મમાં કોઇ પણ પ્રકારનું પરિવર્તન થતું નથી. ગુરૂ જે ધન આપે છે તે તેમનું નથી, પરંતુ તે ધન પરત્વે શિષ્યના કાર્યનું, સ્થાનાસ્થાન વિચારનું, કશું પ્રયોજન નથી. જેમકેઃ "કોઇની માતા વેસ્યા હો કે સતી હો, ગમે તેમ પણ સન્તાન તેને માતા કહેશે કે નહિ?" પરમહંસદેવ એવો ઉપદેશ આપીને જે મનુષ્યોના મનનું પરિવર્તન કરી શકતા, તે મનુષ્યો ત્યાંથી ચાલ્યાં જતાં; પરંતુ જે મનુષ્યો તેમનો એવો ઉપદેશ સાંભળતા નહિ અને જેઓ તેમને મનમાં ને મનમાં ગુરૂપદે સ્થાપન કરતા તેમની સાથે તેઓ અધિક વાતચિત નહિ કરતાં "મા કાલીની જેવી ઇચ્છા હશે તેવુંજ થશે." એમ કહી શાંત થતા. જે મનુષ્યો જપ, તપ કિંવા સાધન ભજન કરવામાં પોતાને અસમર્થ જાણી તેમનાં ચરણતલમાં પડયા રહેતા તેમને માટે તેઓ પોતેજ જોખમદાર રહેતા. તેઓ એવાં મનુષ્યોને પોતાના તરફથી કુલ મુખ્ત્યારનામુ અથવા વકીલાતનામુ લખી આપવા કહેતા! એ શ્રેણીમાંના કેટલાક મનુષ્યો (શિષ્યો) પરમહંસદ્વારા સ્વપ્નાવસ્થામાં (ગુરૂ)

મંત્ર મેળવી શક્યા છે. કેટલાક મનુષ્યોને (શિષ્યોને) તેમણે "તને તાર્યો છે." એવું કહી અભયદાન દીધું છે. એકંદરે કહેવું જોઇએ કે, જે મનુષ્યને જે વસ્તુની ઇચ્છા હતી તેને તેમણે તે વસ્તુ આપી છે. કહો કેઃ મનવાંચ્છના પરિપૂર્ણ કરી હતી, એજ કારણથી પરમહંસદેવના મનોભાવ કોઇ પણ મનુષ્ય સહજે સમજી શકે તેમ નથી. તેમણે એક મનુષ્યને ચિર–સન્યાસી કર્યો છે. એક મનુષ્યને અર્દ્ધ–સન્યાસી અને એક અન્ય મનુષ્યને ગૃહસ્થ–સન્યાસી બનાવી દીધો છે. એનો મર્મ કોના મસ્તિષ્કમાં પ્રવેશ કરી શકે અને તેની મીમાંસા કેવી રીતે કરી શકાય ?

પરમહંસદેવને અમે એક સ્થળે પતિતપાવન, દયામય કહી દીધા છે ! એ તદ્દન અયોગ્ય નથી. અમે અંધ (વિશ્વાસુ) થઇને તેમને એવું વિશેપણ આપ્યું છે અથવા તેમના માનમાં વૃદ્ધિ કરવાની ઇચ્છાથીજ અયોગ્ય અને અકર્તવ્ય યોગ્ય કર્તવ્ય માની લીધું છે તેમ નથી. તેમનાં અલૌકિક કાર્યો જોઇને તેમને પતિત પાવન કહેવાની અમને ફરજજ પડી છે. અમે જે સમયે પરમહંસદેવની પાસે જતા હતા, તે સમયે વાસ્તવિક રીતે અમારા મનોભાવ તદ્દન સ્વતંત્ર પ્રકારના હતા. તે સમયે અમે સંસારની ભયંકર મૂર્તિના બાહુપાશમાં સપડાઇ અકળાઇ ગયા હતા અને ક્યાં તત્વજ્ઞાન મળશે, તત્વજ્ઞાન કોણ શ્રવણ કરાવશે, અને કેવી રીતે અમે શાંતિ–લાભ મેળવી શકીશું, એવી ચિન્તા કરતા આમતેમ ફરતા હતા ! ધાર્મિક મહાપુરૂષ કિંવા સાધુ થવાનો ઉદ્દેશ્ય નહતો. પૂર્વેજ કહ્યું છે કેઃ અમે નિરીશ્વરવાદી હતા. કામિની–કાંચનના દાસાનુદાસના પણ દાસ હતા એમ કહીશું તોપણ અમારી સત્ય સ્થિતિનું વર્ણન થઈ શકશે નહિ ! કામિનીના દાસત્વ સંબંધી કિંચિત્ આભાસ આપવો એ અમારૂં કર્તવ્ય છે. કામિનીમાં એટલા બધા આકર્ષાઇ ગયા હતા કે જેથી તેનો ભાવ ઉપલબ્ધ કરવામાં કિંચિત્ પણ વિલંબ થતો નહિ. કામિની માટે તો ચક્ષુ અને કાન બન્ને સર્વદા પ્રસ્તુત અને સચકિત રહેતા ! માર્ગમાં ફરતી વખતે હો કે ગાડીમાં બેસી ગમન કરતી વખતે હો, ગંગાસ્નાન કરતી વખતે હો કે કોઇ તીર્થાદિ પવિત્ર સ્થાને દર્શન કરતી વખતે હો, કિંવા કોઇ કાર્ય પ્રસંગે પાંચ ઘરની સ્ત્રીઓને અમારે ઘેર

તેડી લાવતાં હો પણ સુંદર સુંદર કામિનીનાં રૂપ દર્શન અને તેનું મનન કર્યા વિના અમને સંતોષ વળતો નહિ! સર્વદા સકલ વિષયો પરિપૂર્ણ કરવા માટે સગવડ પ્રાપ્ત થતી નથી, અને થશે એમ પણ નથી. તેથી મનોભાવને કાર્યના રૂપમાં બદલવા શક્તિમાન થવાતું નથી. તેથી લોકો સમક્ષ બાહારથી નિર્દોશી ગણાતા હતા તેમ છતાં અમે તેવા નહતા. **પ્રતિજ્ઞા લઇને કહી શકીશું કે: અમે નર–પિશાચ સભાના એક સભાસદ હતા, તેમાં જરા પણ સંદેહ નહિ! પરંતુ દયાનાઅવતાર શ્રી રામકૃષ્ણ પરમહંસદેવે અમારી એવી દુરાવસ્થા દેખી અમને ખોળામાં–આશ્રયમાં લીધા.** અમે જાણતા હતા કે: અમે પરીક્ષા આપવા આવ્યા નથી. અમારામાં તેવી શક્તિ પણ નથી. અમારા મનની વાતો અને અમારાં કર્મો પ્રકટ કરવાનું કહેવામાં આવે તો તેમ કરી શકાશે નહિ–તેવી શક્તિજ નથી, એવું માનસિક બળ પણ અમારામાં નથી. મનમાં ને મનમાંજ અમે પ્રાર્થના કરતા હતા કે: "મહારાજ! આપ અંતર્યામી છો, અમારા મનની સર્વ વાતો તમે જાણી શકો છો, તોપછી લોકો સમક્ષ અમને શામાટે હલકા પડવા જેવું કરશો? આપનો ભય નથી, લજ્જા નથી, પરંતુ લોકોનો અમને ભય લાગે છે. લજ્જા થાય છે." દયાના સાગર પરમહંસદેવે અમારી પ્રાર્થના સાંભળી ગ્રાહ્ય કરી. તેમ છતાં મનની વિષયો પરત્વેની આસક્તિ તદ્દન દૂર થઇ નહિ. ચિરકાલથી જેનું યત્નપૂર્વક સન્માન કરી મનમાં આશ્રય આપ્યો છે તે એક વાક્યમાં શી રીતે દૂર થાય? (વિષયો) ગયા જેવા છતાં જવાની તેને ઇચ્છા થતી નહિ! જો કે જે કામિનીઓને સ્ત્રીને સ્થાને સ્થાપવા લલચાતા હતા, તેઓને હમણાં પ્રભુ (ગુરૂદેવ)ના પ્રસાદથી અકપટ ચિત્તે માતૃસ્થાને સ્થાપી તેમને "માતા" કહી બોલાવવા સમર્થ થયા હતા. તેમ છતાં પણ નિર્બળ, દુષ્ટ મન હજી પણ સગવડતા મળતાંજ ન્હાસવાનો યત્ન કરતું! એક દિવસ કોઇ એક સુંદર સ્ત્રીને જોતાંજ મન પૂર્વની પેઠે પશુ જેવા મનોભાવ ધારણ કરી નાઠું પરંતુ સર્વ બન્ધનો તોડી શક્યું નહિ! તેથી થોડેક વેગળે જઇ પુનઃ પાછું આવ્યું. તે દિવસના બનાવથી અમે અતિશય દુઃખી થઇ પરમહંસદેવ પાસે આત્મદુર્બળતા નિવેદન કરી દીધી. પરંતુ પરમહંસદેવ તો

અભયદાતા હતા. તેમણે સ્મિત હાસ્ય કરી કહ્યું: " તે માટે ચિન્તા કરશો નહિ. જે વિષય માટે મનમાં દ્રઢ સંકલ્પ થાય છે તે વિષયપરત્વે મન જતું નથી. એક દિવસ બળદગાડીમાં બેસી હું વર્ધમાન જતો હતો. માર્ગમાં એક ધર્મશાળામા મ્હેં મુકામ કર્યો હતો. એક બળદ ઉપર બીજાને ધસતો જોઇ મ્હને આશ્ચર્ય થયું. મનમાંજ વિચારવા લાગ્યો કે: આ ખાંસી કરેલા બળદો છે તથાપિ આમ કેમ કરે છે ? કેટલીકવાર પછી સમજવામાં આવ્યું કે સહસ્રાસરસ ચાખ્યા પછી એમને ખસ્સી કરવામાં આવી હતી તેથીજ તેઓ પૂર્વ સંસ્કારને અદ્યાપિ ભૂલ્યા નથી ! અમારા સંબંધમાં પણ તેમજ. " હજી પણ અમે સાધુ થયા છીએ એમ નથી. તેમ છતાં પ્રભુ ( ગુરૂદેવ પરમહંસ મહારાજ ) ની શક્તિ વડે અમારા હાથ પગ બાંધેલા છે. કોઇ પણ પ્રયત્ને ઉડી ઉભા થઇ શકીએ એમ નથી. પક્ષી ઉડી નહિ શકવાથી અસંતોષ માને છે. કાંચનના દાસ બની અમે જે ભાવનાથી દિવસો નિર્ગમન કરતા હતા તેનો પણ ઉચિત્ આભાસ આપવાની આવશ્યકતા છે. અર્થને ( ધનને ) અમે પૃથિવીમાં સાર તત્વ–અતિ ઉપયોગી પદાર્થ માનતા હતા. શું હજી પણ અમારા તે સંસ્કાર જતા રહ્યા છે ? એવું કોણ કહી શકે એમ છે ? ધનોપાર્જનને માટે સ્વાભાવિક માર્ગસિવાય અન્ય કોઇ પણ પ્રયત્ને અર્થાત્ બળ, કળ કે કૌશલ્યવડે, એ પૈસા ઘરમાં લાવી મૂકવા એવુંજ માત્ર અમને જ્ઞાન હતું. જુઠું બોલવું, ચોરી કરવી, કપટ કરવું, પ્રપંચ વિશ્વાઘાત કરવો, વગેરેને અમે કોઇ પણ રીતે અર્થોપાર્જન કરવાનાં કાર્યમાં મદદગાર કરી લેતા પરંતુ તે સંબંધી અમે જરા પણ આપળ પાછળનો વિચાર કરતા નહિ–તેમ કરવાનું અમને કારણજ નહતું. પરિણામે જે સર્વ પ્રક્રિયાનો સારાં મનુષ્યો તિરસ્કાર કરે છે તે સર્વ કાર્યોને અમે એક પણ દિવસ "નઠારાં" માન્યાં નથી. પરંતુ ઉપરોક્ત કામિની ભાવની પેઠેજ, રાજ દણ્ડના ભયથી કહો કે સગવડતા નહિ મળવાથી કહો, ગમે તેમ પણ મનને સંતોષ મળે એવી રીતે કાર્ય કરી શકયા નથી. સ્વાર્થપરતા સંબંધી એક દૃષ્ટાંતનો આ સ્થળે ઉલ્લેખ કર્યા સિવાય અમે રહી શકતા નથી. પરમહંસદેવને જૂદે જૂદે સ્થાને ગમન કરતા જોઇને અમે મનમાં ને મનમાંજ વિચારતા કે તેઓ ક્યારે દયા કરીને અમારે ઘેર પધારી એમની ચરણરજ

વડે ઘર પવિત્ર કરશે? કાલક્રમે અમારા મનોભાવ એક દિવસ મહારાજશ્રીને વિદિત કરી દીધા. તેમણે અમારે ઘેર પધારવાની ના કહી. એક સમયે મનમાં ભક્ત તરીકે વિલક્ષણ અભિમાન થયું હતું, તે આ સમયે પોતાની અવસ્થા ભૂલી જવાનો આરંભ થયો હતો. પરમહંસદેવના ચેલા તરીકે પરિચય આપતાં શિખ્યા છીએ. હવે રહેવાય ખરૂં કે? પરમહંસદેવે ના કહેવાથી મનને અતિશય શું કહીએ! કંઇ પણ માર્ગજ નહોતો. પણ પછી એક દિવસ એકાએક તેમણે અમને કહ્યું કે: "તમારે ઘરે ક્યારે ચાલીશું? અહાહા! જાણે અમે તો આકાશમાંથીજ પડયા! શું કહેવું તેનો વિચાર કરીને કહ્યું: "આપની ઇચ્છા થાય તે દિવસે." તેમણેજ દિવસ નક્કી કર્યો. પરમહંસદેવ અમારે ઘેર પધારવાની વાત સર્વત્ર પ્રકટ કરી. અમે મુખેથી આનન્દ દર્શાવતા હતા પરંતુ અંતઃકરણમાં તો અતિશય દુઃખી થઇ રહ્યા હતા. એનું કારણ? કારણ દ્રવ્યનો વ્યય! માત્ર આવવા જવાથી કોઇને નુકશાન થતું નથી. તેઓ શ્રી જ્યાં જતાં ત્યાં દોઢસો બસો ભક્ત એકઠા થતા તે સર્વને તૃપ્ત કરી શકાય એટલું ભોજન કરાવવામાં દશ રૂપિયા ખર્ચ થવાનો સંભવ હતો. અમે વિષયી, એવો ખર્ચ કરવામાં સાચુંજ કહીએ છીએ કે અમને ક્લેશકારક જણાયું! તેમની ચરણ રજ અમારા ઘરમાં પડી નહિં, એમ કહી લોકો સમક્ષ અમે કેટલોએ આડંબર કરતા હતા, એક દિવસ અમે ગુરૂ ભક્તિની પરાકાષ્ઠા બતાવી હતી. કિંતુ આજ અમે તેજ શિષ્ય, કેટલે દરજ્જે નીચ પ્રકૃતિના છીએ તે સર્વ જુવો! શું આવી ભક્તિથી અમને ઇશ્વર પ્રાપ્ત થશે? એવા પ્રકારનું હૃદય લઇને અમે કેવા સાહસથી ભગવાન સમક્ષ અગ્રસર થઇએ છીએ, તે સમયે સમયે મનમાં આવતાંજ, અમારા ગાલ ઉપર અમારે હાથેજ તમાચા મારવા છતાં, અમને યોગ્ય શિક્ષા થઇ નથી એવી કલ્પના થાય છે!

તેથીજ કહીએ છીએ કે: અમારા ગુણવડે પરમહંસદેવને અમે પ્રાપ્ત કરી શક્યા નહોતા તે તો તેમના ગુણને લીધે. અમે જે કાર્ય મનમાં ધારીએ તે શું પરમહંસદેવ કદી પણ કરવા દે ખરા કે? અમે ઇચ્છાપૂર્વક પ્રતિ મુહૂર્તે વિષપાન કરવા જ્હાતા હતા પરંતુ પરમહંસદેવ તે છિનવી લઇ અમને અમૃત દાન આપે છે! અમે શું અમૃતને ઇચ્છીએ છીએ? કદી પણ નહિ. તેમને

અમારે ઘેર કદી પણ લાવવા નહિં એવો અમે નિશ્ચય કર્યો. પરંતુ તેમણે તે સાંભળ્યુંજ નહિં. અમારી તદ્દન આંતરિક ઇચ્છા નહિં હોવા છતાં પણ બળપૂર્વક ( મ્હોઢેથી અવશ્ય અમે કબૂલ કર્યું હતું તેમ છતાં પણ ) તેઓ તેજ દિવસ સર્વ ભક્તોને લઇ અમારે ઘેર આવ્યા અને આનન્દ કરી ગયા. જો કે અમે ખુશી થવા છતાં પણ અમારા પૈસા ખર્ચાઇ જતા હોવાના કારણ અન્યજનોની પેઠે પ્રાણને સંતોષ થાય તેટલો આનંદ કરી શક્યા નહિ ! ડાક્ટરો જેમ અન્ય દરદીના હાથ પગ કાપી નાંખીને આનન્દ પામે છે, અને જે પ્રમાણે અન્યના ધન-ખર્ચ વડે પેટ ભરીને પ્રસાદ પ્રાપ્ત કરી કીર્તન-ભજન કરવાથી લાભ થયો માની ભક્તો આનન્દ પામે છે તેજ પ્રમાણે પોતાનો ખર્ચ કરીને અમારાથી આનન્દ પ્રાપ્ત કરી શકાય ખરો કે ? એક મનુષ્ય વેશ્યાને માટે પુષ્પની માળા ખરીદ કરીને લઇ જતો હતો. તેનું મન અન્ય વિચારોમાં ગુંથાયલું હોવાથી એક પુષ્પમાળા પૃથ્વી પર પડી ગઇ. તેણે વિચાર્યું કે: કાદવ ચોટેલી માળા તે લેશે નહિ. હવે શું કરવું ? અનેક વિચાર કર્યા પછી મનમાંજ નક્કી કર્યું કે: “ઇશ્વર તો સર્વવ્યાપક છે. તે તો આ સ્થળે પણ છે. આ માળા તેનાજ શરીરે અર્પણ કરવામાં આવી છે.” અમે અંતે મનમાં ને મનમાં એજ પ્રકારની ધારણા કરી પૈસા ખર્ચાયા તેનું કષ્ટ સહન કરી લીધું !

પરંતુ દયામય ભગવાનનો કેવો અપાર મહિમા ? તે કોને કયે માર્ગે કેવી રીતે, કેવે ભાવે કૃતાર્થ કરે છે, તે જીવ-બુદ્ધિ શી રીતે જાણી શકે, અથવા ધારણ કરવા સમર્થ થાય ? અમે જે મનોભાવથી પરમહંસદેવની પૂજા કરી હતી તે તો સર્વ જાણી શક્યા છે, અને તેનું અમને ફળ શું મળે ? અમારા કપટી હૃદયને કેવો બદલો મળે વારૂ ? સ્વાર્થસાધકનું પરિણામ કેવું આવે ? તેમ છતાં જે કંઇ થયું તે, વેદ-વિધિ વિહિન, કોઇ ક્યાંય પણ શોધતાં મેળવી શકશે નહિ, અથવા કોઇ તેનું અનુમાન પણ કરી શકશે નહિ !

અત્યાર પહેલાં અમે તેમના ઉપદેશથી આસ્તિક થયા હતા. ઉપદેશ એટલે કેવળ મુખની વાતો કહેતા નથી. ઉપદેશનો અર્થ અમે સચરાચર જે સમજતા હતા, અર્થાત્ વાક્યની કેટલીક કોશલ જાલ કહેવામાં આવે છે તેવો

આ ઉપદેશ નહતો. જે સમયે અમે પરમહંસદેવને પુછ્યું હતું કે: "ઇશ્વર છે કે નહિ?" ત્યારે તેમણે ઉત્તર દીધો હતો કે: "દિવસને સમયે સૂર્યકિરણના તેજને લીધે આકાશમાં એક પણ તારો જણાતો નથી તેથી ત્યાં તારા નથી એમ કહી શકાશે નહિ. દૂધમાં માખણ છે પરંતુ દૂધને જોવાથી તેમાં માખણ હશે એવું કહી શકાય ખરૂં? જેમ કોઇ મ્હોટા તળાવમાં મત્સ્ય પકડવા જતાં પહેલાં પ્રથમ જેમણે મત્સ્ય પકડયાં હોય તેની પાસે જઇ તેમાં કેવી જાતનાં મત્સ્ય છે, તેને માટે કેવો ખોરાક લઇ જવો જોઇએ, તેને માટે જાળ કાંટા કેવા જોઇએ, વગેરે વૃતાન્ત જાણી લીધા પછીજ જે મનુષ્ય મત્સ્ય પકડવા જાય છે તેના મનોરથ નિશ્ચય સિદ્ધ થાય છે. માત્ર ગલ ફેંકતાંજ મત્સ્ય પકડી શકાતો નથી, તેને માટે તો સ્થિર ચિતે, શાંત થઇને જાળ નાંખી બેસી રહેવું જોઇએ. ત્યાર પછીજ તે "જાળ" હાલતી જોઈ શકે છે. ત્યારેજ તેના મનમાં મત્સ્યના અસ્તિત્વ સંબંધી નિશ્ચય થાય છે અને ધીમે ધીમે તે મત્સ્યને પકડી લે છે. ઇશ્વર સંબંધી પણ એવુંજ સમજવું. સાધુના વચન ઉપર વિશ્વાસ હોવો જોઇએ. તોજ મનરૂપ હોડકામાં પ્રાણરૂપ ગલ,-કાંટો અને નામરૂપ આહાર લઇને ભક્તિરૂપી જાળ નાંખી (ઇશ્વરની) અપેક્ષા કરવી જોઇએ. ત્યારેજ ઇશ્વરના ભાવરૂપ "જાળ"ને હાલતી જોઇ શકશે. ત્યાર પછી કોઇએક દિવસ તે (ઇશ્વર) સાથે સાક્ષાત્કાર થશે." અમે ઇશ્વરનેજ માનતા નહોતા, ત્યાં પછી તેનું રૂપ જોઇ શકાશે એ તો માનેજ કોણ? અમારી એવીજ ધારણા હતી કે જગતમાં ઇશ્વર છેજ નહિ, અને જો હશે તો અમારા બ્રાહ્મ (બ્રહ્મોસમાજી) પંડિતોના અભિપ્રાય પ્રમાણે તે નિરાકાર છે એવું બ્રાહ્મસમાજમાં ફરતાં અમે સાંભળી રાખ્યું હતું. ઇશ્વરના અસ્તિત્વ ઉપર વિશ્વાસ થાય પણ કેમ? પરમહંસદેવ અમારા મનોભાવ જાણી શકયા હતા. તેમણે કહ્યું કે: "ઇશ્વર એતો પ્રત્યક્ષ જાણી શકાય એવો છે. જેની માયા આટલી બધી સુંદર અને મધુર છે તે શું અપ્રત્યક્ષ થઇ શકે? તમે તેને નિશ્ચય જોઇ શકશો." અમે કહ્યું કે: "સર્વ સત્ય, આપ જે કહો છો તેની વિરૂદ્ધ કોણ બોલી શકે એમ છે? પરંતુ આ જન્મમાંજ શું તે (ઇશ્વર) ને પ્રાપ્ત કરી શકાશે?" તેમણે કહ્યું: "જેવો ભાવ, તેવો

લાભ. મૂળમાં કેવળ વિશ્વાસ જોઇએ." એમ કહી એક સંગીત ગાયું:

"વિચારતાં ધ્યાનનો ઉદય થાય,
જેવો ભાવ, તેવો લાભ, મૂલે વિશ્વાસ થાય;
કાલીપદ સુખ સાગરે, ચિત્ત ડૂબી રહે,
( જો ચિત્ત ડૂબી રહે. )
તો પછી, જપ યજ્ઞ પૂજાઅલિ અગત્ય ન રહે.

તેમણે પુનઃ કહ્યું: "જે દિશામાં જેટલાં પગલાં આગળ વધવામાં આવશે, તેની વિપરીત દિશા તેટલી પાછળ પડી જશે. અર્થાત્ પૂર્વ દિશામાં દશ હાથ ગમન કરતાં પશ્ચિમ દિશા દશ હાથ દૂર રહેશેજ રહેશે." તોપણ અમે કહ્યું કે: "ઇશ્વર જેવું પ્રત્યક્ષ કંઇ પણ નહિ જોવાથી દુર્બલ અ-વિશ્વાસી મન કોઇ પણ રીતે તે ઉપર વિશ્વાસ રાખી શકતું નથી." પરમ-હંસદેવે કહ્યું: સન્નિપાતનો રોગી એક તળાવ જેટલું જળ પીવા માગે છે, એક તપેલી ભાત ખાવા માગે છે, પરંતુ વૈદરાજ શું તેના કહેવા તરફ કદી પણ લક્ષ્ય આપે છે કે? આજે તાવ આવતાં કાલેજ કવીનાઇન આપ-વાથી શું તાવ બંધ થઇ જાય છે? ના, ના. રોગીના કહેવા પ્રમાણેજ ડૉક્ટર વ્યવસ્થા કરે છે કે? જ્વર પરિપક્વ થતાંજ ડૉક્ટર પોતાની ઇચ્છા-નુસાર કવીનાઇન આપે છે. રોગીને વિશેષ કંઇ પણ કહેવું પડતું નથી." તેમ છતાં અમારૂં ચંચળ—અધીરૂં ચિત્ત કોઇ પણ રીતે શાંત થયું નહિ.

કેટલાક દિવસ વિત્યા પછી અમારૂં મન તદ્દન વ્યાકુલ થઇ ઉઠયું. તે સમયે એક દિવસ રાત્રિ અવસાન થતી વખત સ્વપ્નમાં જોયું કે: "એક પરિ-ચયવાળા સરોવરમાં સ્નાન કરી હું ઉપર આવ્યો. પરમહંસદેવ મ્હારી પાસે આવી એક મંત્ર આપી બોલ્યા કે: "નિત્ય સ્નાન કરીને પલળેલે લુગડે એ મંત્રનો એકસો વાર જપ કરજે." નિદ્રા ભંગ થતાંજ આનન્દથી કમ્પાયમાન થઇ ઉઠયો, અને તત્ક્ષણાત્ દક્ષિણેશ્વર તેમની પાસે જઇ સ્વપ્નનો સર્વ વૃત્તાંત તેમને કહી સંભળાવ્યો. એ વાત સાંભળી પરમહંસદેવ અતિશય આનન્દ પામ્યા અને નાનાવિધ ઉપદેશ દઇને સ્વપ્નમાં મંત્ર પ્રાપ્ત કરવો એ અતિશય સૌભાગ્યની વાત જણાવી આશિર્વાદ આપવા લાગ્યા. અમે જન્મથીજ એટલા

બધા અવિશ્વાસી હતા કે: સ્વપ્ન ઉપર પણ વિશ્વાસ ઉત્પન્ન થયો નહિ ! પાશ્ચાત્ય શિક્ષણનું ફળ શું એક દિવસમાં ચાલ્યું જાય ? સ્વપ્ન એ તો મસ્તિષ્કનો વિકાર છે, પેટમાં ઉષ્ણુતા થવાથી અને મનમાં સર્વદા એકજ વિષયનું ચિન્તન કરવાથી તેજ વસ્તુઓ સ્વપ્નમાં જોવામાં આવે છે; એવું અંગ્રેજી—વિદ્યા—વિશારદ જ્ઞાની—પંડિતોએ કહ્યું છે ! એ સંસ્કાર પરમહંસદેવના ઉપદેશથી શું દૂર થઇ શકે ? શું કરવું ? ગુપચુપ ઘેર પાછા ફર્યા.

ત્યાર પછી દિવસે દિવસે અશાંતિએ આવી અમારા હૃદય ઉપર અધિકાર જમાવ્યો. પૂર્વે કોઇ દિવસ કોઇએક સુંદર સ્ત્રી જોતાંજ તેના ધ્યાનમાં નિમગ્ન થઇ, થોડો ઘણો આનન્દ ભોગ કરી લેતા પરંતુ હવે તે ભાવ મનમાં ઉત્પન્ન થતાજ નથી. અશાંતિ દૂર કરવા માટે સુંદરી સ્ત્રીની છબી હૃદયના મધ્યમાં સ્થાપવાનો યત્ન કરીએ છીએ, પરંતુ તેમ થઇ શકતું નથી. જે વિષયોને લીધે એક દિવસ પ્રભુનાં આગમનની પણ ઉપેક્ષા કરી હતી તેજ વિષયોના સ્પર્શથી અશાંતિ બમણી વધી ગઇ. મનમાં એવુંજ થતું કે: જાણે આ પૃથ્વી અમારે માટે વાયુશૂન્ય થઇ ગઇ છે. વક્ષઃસ્થળમાં રહી રહીને કોણ જાણે કયા એક પ્રકારના ક્લેશકર ભાવનો અનુભવ થતો હતો. તે સમયે અમે અમારી મેળેજ આક્ષેપ કરીને કહેતા કે: કેવી કુક્ષણે પરમહંસદેવ પાસે આવ્યા ! અમને એવી દુષ્ટ બુદ્ધિ શામાટે સુજી ! શું તે સમયે કોઇ પણ એવો મિત્ર—બન્ધુ નહતો કે જે એ અશાંતિના રાજ્યમાંથી અમારો ઉદ્ધાર કરી શકે ? હવે ઉપાય શો ? ઇશ્વર છે કે નહિ તે નક્કી થઇ શક્યું નહિ. વાતો કરવા ઉપર કોણ વિશ્વાસ રાખે ? ( પરમહંસદેવ માત્ર મોઢેથી વાતોજ કરતા હતા. ) જો એવો આભાસ પણ મેળવી શકાય કે ઇશ્વર જેવું કોઇ પણ છે તો તો શાંત બેસી રહી શકીએ. જ્ઞાન—વિચાર (તર્ક) દ્વારા ઇશ્વરનું નિરૂપણ કરવું એ તો ગાંડા મનુષ્યનુંજ કામ ! કેવલ જ્ઞાનથી ઇશ્વર છે એમ કહેવું અને ઇશ્વર નથી એવી મનમાં દ્રઢ ધારણા કરી રાખવી એ બન્ને સરખુંજ છે. એવી સ્થિતિમાં અમે કેટલાક દિવસ નિર્ગમન કર્યા. એક દિવસ અગિયાર વાગ્યાને સમયે પટલડાંગાની ગોલદીઘીના દક્ષિણ પશ્ચિમ ખુણા તરફ અમે બે જણા અમારા મનના દુઃખ સંબંધી વાતચિત કરી રહ્યા હતા. તે સમયે

એક શ્યામ શરીરધારી મનુષ્ય સ્મિતહાસ્ય કરી અમારી પાસે આવી મૃદુ સ્વરે બોલ્યોઃ "ગભરાઓ છો શામાટે? શાંત થાઓ." એ સાંભળતાંજ અમે ચમકી ઉઠયા. કોણે અમારા મનની વાત જાણી લઇ, અશાંતિ રૂપ પ્રજ્વલિત અગ્નિમાં "ગભરાઓ છો શા માટે? શાંત થાઓ." એ રૂપ આશાજળ રેડયું? કોણે અમારા અન્તર–રાજ્યમાં પ્રવેશ કરી અન્તઃકરણમાંનું કંટકવૃક્ષ છેદન કરી ત્યાં શાંતિ સ્થાપન કરી? એ શું ઇશ્વરનુંજ અસ્તિત્વ ચિહ્ન? એ શું? તત્ક્ષણાત્ પાછું ફરીને જોયું પણ તે મનુષ્ય જણાયો નહિ. તે કઇ દિશામાં ગયો તે જોઇ પણ શકયા નહિ. અમે બન્ને જણાએ ઘણીજ બારીકીથી તપાસ કરી પરંતુ તે મનુષ્યનાં દર્શન થયાંજ નહિ. તેમ થવાથી સંદેહમાં વૃદ્ધિ થઇ, અને આનન્દ પણ વધ્યો. શું જોયું? શું સાંભળ્યું? એ જાણે અમૃત જેવી પ્રાણ–સંરક્ષણ કરે તેવી, જીવન–સંજીવની આકાશવાણીના જેવુંજ થઇ ગયું! અગીઆર વાગ્યાનો સમય છે. અમે બન્ને સાજે શરીરે, વિશુદ્ધ મનવડે ઉભા હતા. નેત્રમાં વિકાર નહતો, કારણ કે સર્વને પૂર્વવત્ જોઇ શકતા હતા. કાનમાં વિકૃતિ થઇ નહોતી, કારણ કે તેનાથી પૂર્વની પેઠેજ બરાબર સાંભળતા હતા–તેમાં કશો રોગ થયો નહતો! ત્યારે જોયું શું? અને સાંભળ્યું શું? અમે બન્નેએ જોયું અને બન્નેએ સાંભળ્યું છે. તો પછી શું અમને બન્ને જણને એકી સમયે એક પ્રકારના દર્શનનો અને એક પ્રકારના શ્રવણનો વિકાર ઉત્પન્ન થયો? એવા પ્રકારના વિકારને પણ ધન્ય અને એવા પ્રકારનાં દર્શન અને શ્રવણને પણ ધન્ય! અમે દક્ષિણ દિશામાં બહુબજાર (બોબજાર) પર્યંત સર્વત્ર તપાસ કરી પરંતુ તે દિશામાં તે મનુષ્ય નહતો. પશ્ચિમ દિશામાં કોલુટોલા પર્યંત જોઇ શકાતું હતું પરંતુ તે દિશામાં પણ તે નહતો. ઉત્તર દિશામાંથી તો મનુષ્ય આવ્યો હતો, અને પૂર્વ દિશામાં જો તે ગયો હોત તો અમારી સમ્મુખ થઇનેજ જાત. તે મનુષ્યને અદ્રષ્ય થવાનું કોઇ પણ કારણ અમે નક્કી કરી શક્યા નહિ. પરંતુ તેજ દિવસથી અમને એવી ધારણા થઇ કેઃ "**ઇશ્વર છે.**" એ સમાચાર અમે પરમહંસદેવને વિદિત કર્યા. તેમણે સ્વભાવસિદ્ધ મૃદુહાસ્ય કરીને કહ્યુંઃ "હજી તો કેટલુંએ જોવામાં આવશે."

આટલા બધા દિવસ પછી અમને વાસ્તવિક શાંતિ પ્રાપ્ત થઇ, અને મનનો અંધકાર-પુંજ વિદુરિત થતો હોય એવો અનુભવ થયો. અમે ક્રમે ક્રમે આનન્દનો આભાસ મેળવવા લાગ્યા. સમયે સમયે હૃદય મધ્યમાં કોણ જાણે કેવો એક પ્રકારનો ભાવ ઉત્પન્ન થતો, પછી તે વૃદ્ધિ પામી એવા પ્રકારનો ઉચ્ચ હાસ્યનો ફુવારો છોડાવતો કે જેથી અમે લાગલાગટ અર્ધા કલાક સુધી હાસ્ય કરી થાકી જતા. ક્વચિત્ એટલું બધું રોદન કરતા કેઃ નયનનાં આંસુથી વસ્ત્ર પલળી જતું. ક્વચિત્ વાત કરતાં કરતાં હાસ્ય અને ક્વચિત્ રડવું આવતું. એ રડવું વિરહને લીધે આવતું નહોતું. આ સમયે અમે સન્યાસ વ્રત લેવા માટે પરમહંસદેવને પ્રાર્થના કરી હતી. તેમણે કહ્યું કેઃ "ઇચ્છા કરવાથી કશું થતું નથી અને કરશો પણ નહિ. :કોને કઇ સ્થિતિમાં મૂકવો તે તેજ ( ઇશ્વર ) સારી પેઠે જાણે છે. જેમ તલાવમાં મત્સ્યનાં બચ્ચાંના ટોળાંની નીચેના મુખ્ય મત્સ્યને ( તેની માતા કે પિતાને ) મારી નાંખવાથી અન્ય મત્સ્ય, તે મત્સ્યનાં બચ્ચાંને ખાઇ જાય છે તેમજ પ્રમાણે તમને સંસારનો ત્યાગ કરાવવાથી (તમને સન્યાસી બનાવવાથી) તમારાં સ્ત્રીપુત્રાદિ ક્યાં જાય ? ભગવાને હમણાં એક પ્રકારનો બન્દોબસ્ત કરી મૂકયો છે, (તમને સન્યાસી બનાવવાથી) તેને વળી નૂતન વ્યવસ્થા કરવી પડે. સમય આવતાં સર્વ પ્રકારની સરળતા થશે." અમે એ ઉપદેશ શિરોમાન્ય કર્યો. સહજે સંસાર કોણ છોડી શકે છે? તે સમયે અમે અમને ઉન્નત માની લીધા હતા. તે સમયે અમે વૈરાગ્યને ધર્મનો સાર માની લીધો હતો. વૈરાગ્ય ધારણ કરવાથી અન્ય ગમે તે થાઓ કે ના થાઓ, પણ લોકોમાં સન્માન પામવાને વિલક્ષણ તક પ્રાપ્ત થાય છે! વૈરાગી થઇને આપણેજ આપણું મસ્તક ખરીદી લઇએ છીએ, તેમ છતાં લોકો તો તે માટે લાલચુ થઇને ( વૈરાગી થવા ) ભટકતાજ ફરે છે-તેમાંજ આનંદ માને છે! વૈરાગી થવાથી શારીરિક ક્લેશ સહન કર્યા વિના, સુખે સ્વચ્છન્દે દિવસો નિર્ગમન કરી શકાય છે! સર્વ મનુષ્યો ઉપર સ્વાભાવિક રીતેજ આધિપત્ય સ્થાપન કરવા માટે વૈરાગી થવા સિવાય અન્ય માર્ગજ નથી! એમ જાણીનેજ અમે પુનઃ સન્યાસી થવાનો યત્ન કર્યો. મનમાં ઘણીએ ઉત્કંઠા થઇ કેઃ લાલાબાબુની પેઠે અક્ષય નામ મૂકી જઇએ. પરંતુ

તેમ બનેજ કેમ ? પરમહંસદેવે કહ્યું: "સંસાર ત્યાગ કરીને ક્યાં જશો ? સંસારની સાથે કિલ્લાની તુલના થઇ શકે છે. કિલ્લામાં રહીને જેમ શત્રુ સાથે યુદ્ધ કરવું સહેલું થઇ પડે છે, કારણ કે ત્યાં અન્ન અને દારૂગોળો ભરપૂર એકત્ર કરેલો હોય છે, તે પ્રમાણે ઉઘાડા ખેતરમાં જઇને યુદ્ધ કરી શકાતું નથી. એવું યુદ્ધ લાંબો સમય ટકી રહેતું નથી. એજ પ્રમાણે સંસારમાં રહી સાંસારિક કાર્યો ચાર આના અને બાકીનાં કાર્યો બાર આના પ્રમાણે મનમાં રાખી ઇશ્વરની સાધના કરવી જોઇએ. સંસાર ઉપર બાર આના જેટલો વૈરાગ્ય જન્મ પામે તોજ સંસારનો ત્યાગ કરવાથી હાનિ થાય નહિ. તેમ નહિ કરવાથી " એક કૌપિનને માટે. " જેવું થાય છે. " દૃષ્ટાંત સાંભળઃ– "

"એક અરણ્યમાં એક સાધુ નિવાસ કરતો હતો. તે ફલમૂલ અને કન્દ આહાર કરીને જીવિત નિર્વાહ ચલાવતો હતો. કુટીર જેવું કંઇ નહિ હોવાથી એક વૃક્ષ નીચેજ નિવાસ કરી વર્ષાદનાં જળથી, શીત ઋતુની ટાઢથી, અને ઉન્હાળાના પ્રચણ્ડ તાપથી પોતાનું રક્ષણ કરતો હતો. અરણ્યથી થોડે છેટે એક ગામડું હતું તેથી તત્વજ્ઞાન–પિપાસુ મનુષ્યો કોઇ કોઇ સમયે સાધુ પાસે આવી ભગવત્ વૃતાન્ત શ્રવણ કરી વિષયાસક્ત ચિત્તમાં કિંચિત્ શાંતિનો અનુભવ કરી જતાં. એ સાધુને કોઇ કોઇ સમયે ગામડામાં આવવું પડતું તેથી લજ્જાને વશ થઇ એક કૌપિન ધારણ કરવાની ફરજ પડી હતી."

" સાધુ પ્રાતઃ કાલમાં ઉઠી નદીમાં સ્નાન કરી સુકી લંગોટી ધારણ કરી ભીની લંગોટી સુકાવવા માટે એક વૃક્ષની ડાળ ઉપર ભેરવતો. "

" કેટલાક દિવસ એ પ્રમાણે વ્યતીત થયા પછી એક દિવસ સાધુએ જોયું કેઃ ઉંદરે તેને કરડી કટકે કટકા કરી નાંખ્યા છે, તેથી નૂતન લંગોટી પહેરવાની તેને જરૂર પડી. સાધુ જેટલી નૂતન લંગોટીઓ બદલવા લાગ્યો તેટલી ઉંદરો નષ્ટ કરવા લાગ્યા. અન્તે સાધુ લંગોટીને માટે અતિશય ચિન્તાતુર થઇ પાંચ મનુષ્યોની સલાહ લેવા લાગ્યો. તેમણે એક બિલાડી પાળવાની સલાહ આપી. સાધુએ તુર્તજ ગામમાંથી એક બિલાડીનું બચ્ચું લાવી રાખ્યું. તેને બીજે દિવસથી સાધુની લંગોટીઓ કરડાતી બચી. સાધુના આનન્દનો પાર રહ્યો નહિ. "

"બિલાડાં સ્વાભાવિક રીતેજ મત્સ્ય આદિ કિંવા દુધનો આહારજ પસંદ કરે છે. અરણ્યમાં સાધુની પાસે રહેવા છતાં બિલાડાંએ પોતાનો સ્વભાવ બદલ્યો નહિ. તે સાધુ સાથે ફલમૂલનો આહાર કરી શકતું નહિ. આહાર વિના સુકાઇને તે ધીમે ધીમે હાડપિંજર જેવું થવા લાગ્યું. સાધુએ ભગવાનના જીવ અને પોતાના ઉપકાર કર્તા બિલાડાને માટે ગામમાંથી દુધની ભિક્ષા માંગવાનો આરંભ કર્યો."

"કેટલાક દિવસ પછી કોઈ એક મનુષ્યે કહ્યું કે:" સાધુ મહારાજ ! આપને નિત્ય દુધનું પ્રયોજન છે, બે ચાર દિવસ હોય તો ભિક્ષાથી ચાલે પણ આ તો બારે માસનું કામ. રોજ રોજ તમને કોણ ભિક્ષા આપે ? તમે એક ગાય વેચાતી લો, તેમાંથી પુષ્કળ દુધ મળશે. તમે અને તમારૂં બિલાડું બન્ને દુધથી તૃપ્ત થશો. એ સલાહ યોગ્ય માની લઈ સાધુએ તુર્તજ તેમ કર્યું. સાધુને ભવિષ્યમાં દુધની ભિક્ષા માંગવાની આવશ્યકતા રહી નહિ."

"સમય વ્યતીત થતાં ગાયને વાછરડાં થવા લાગ્યાં, અને તેને માટે ઘાસ દાણો સંગ્રહ કરવાની જરૂર પડી. પુનઃ સાધુએ ડાહ્યા ગણાતા મનુષ્યોની સલાહ લીધી અને તેમની સલાહ પ્રમાણે થોડી જમીન લઇ તે ઉપર ખેતીવાડી કરવાનું શરૂ કર્યું. તેમ થવાથી ખેતરમાંથી પુષ્કળ, અનાજ, ઘાસ, વગેરે ઉત્પન્ન થયું. ખેડીવાડીના કામ માટે ખેડુતો રાખવામાં, તેમનો જમા ખર્ચ અને ધાન્યનો હિસાબ રાખવામાં સાધુ મહારાજ સર્વદા ગુંથાએલજ રહેતા. જે સમયે ધાન્ય, ઘાસ વગેરેનો સંગ્રહ થવા માંડયો ત્યારે તેના રક્ષણ માટે એક મ્હોટું ઘર લઇ આસપાસ ભીંતો ;ચણાવી વખાર બનાવવામાં આવી.: તેમજ પોતાને અને પોતાના સેવકોને રહેવા માટેનાં મકાનો બનાવી સાધુ મહારાજ દિવસો નિર્ગમન કરવા લાગ્યા !"

"એક દિવસ સાધુ, ઘરના આંગણાંમાં નોકરો તથા ગામના લોકો સાથે વાતોના ગપાટા મારી રહ્યા હતા તે સમયે તેમના ગુરૂ ત્યાં આવી પહોંચ્યા. તેઓએ આશ્ચર્ય પામી સાધુના કોઇ એક નોકરને પૂછ્યું કે: "આ સ્થાનમાં એક ઉદાસીન–સાધુ–રહેતા હતા તે ક્યાં ગયા હશે વારૂ ?" એમ કહી ગુરૂ મનમાં ને મનમાંજ વિચારવા લાગ્યા કે: "કદાચ મ્હારીજ ભૂલ

થઇ હશે. ભૂલમાં ને ભૂલમાંજ કોઇ અન્ય સ્થાનમાં હું આવી પહોંચ્યો છું." પેલો નોકર કંઇ પણ જવાબ આપી શક્યો નહિ! અંતે ગુરૂએ સાધુના મકાનમાં પ્રવેશ કરી સ્હામે બેઠેલા પોતાના શિષ્યને પૂછ્યું: "વત્સ! આ બધું શું?" શિષ્ય આશ્ચર્ય ચકિત થઇ ગુરૂદેવનાં ચરણમાં દણ્ડવત્ પ્રણામ કરી બોલ્યો: "પ્રભો! આ બધું **એક કૌપિનનેજ માટે!**" એમ કહી પોતાની અવસ્થા કેવી રીતે બદલાઇ તેનું સર્વ વૃતાન્ત નિવેદન કર્યું. અને સર્વ વિષયોને તુર્તજ ત્યાગ કરી ગુરૂદેવની પાછળ પાછળ ચાલ્યો ગયો.*

---

* તાત્પર્ય એ છે કે: "સાંસારિક મનુષ્યો એ પ્રમાણે બન્ધન ઉપર બન્ધન દ્વારા પોતાને પોતાની અજાણતાજ આબદ્ધ કરી દે છે. આત્મ સંરક્ષક જ્ઞાન-કૌપિન, અજ્ઞાન-મુષિક (ઉંદર) દ્વારા કટકા થઈ જતું અટકાવવા માટે જે ઉપાયો અવલંબન કરવાની પ્રણાલી છે તે વડે થોડો ઉપકાર થાય છે એ ખરૂં પરંતુ પરિણામે થોડા વત્તા ક્લેશનું કારણજ થઇ પડે છે. તે સમયે ખરો ઉદ્દેશ્ય લોપ પામી જઈ બાહ્ય કાર્યનો આડંબર થઇ જાય છે. જેમકે: આત્મ રક્ષણને માટે વિદ્યા શિક્ષા, સ્ત્રી પ્રાપ્ત કરવી,, ધનોપાર્જન કરવું વગેરે અનેક પ્રકારની વિધિ છે. સંસાર-ક્ષેત્રમાં જે વડે ભ્રમ-સંકટમાં પતિત નહિં થતાં વિશુદ્ધ જ્ઞાનોપાર્જન કરી શકાય તેને માટે વિદ્યા-શિક્ષાનું પ્રયોજન છે. પરંતુ એ દ્વારા અહંભાવ એટલે બધે દરજ્જે વૃદ્ધિ પામે છે કે: અભિમાનનાં કાર્યોમાંજ સમસ્ત સમય વ્યતીત થઇ જાય છે. ચરિત્ર-રક્ષણ એજ સ્ત્રી સહવાસનો ખાસ ઉદ્દેસ્ય છે, પરંતુ તેના દ્વારા સન્તાનાદિ ઉત્પન્ન થાય છે અને નૂતન ચિન્તાનો પ્રવાહ વહેવડાવી દે છે, અર્થાત્ સન્તાનની શારીરિક મંગલ-અમંગલ કામના, તેમના વિવાહાદિ કાર્ય દ્વારા કુટુંબ સાથે સંબંધ જાળવવો, સન્તાનને સન્તાન થતાં આનંદમાં મગ્ન થઇ જવું, ઇત્યાદિ. શરીરના રક્ષણ માટે ધનોપાર્જનની આવશ્યકતા છે, પરંતુ ધન દ્વારા અભિમાનનું જેટલું પ્રાબલ્ય થાય છે તેટલું અન્ય કોઈપણ વસ્તુથી થતું નથી! ધનવાન મનુષ્યો જેવા અન્યાય કર્મ કરે છે તે અન્ય જનોથી અજાણ નથી. એ પ્રમાણેજ મનુષ્યો આત્મ-વિસ્મૃત થઈ કાર્યના ચાક ઉપર નિત્ય ચકાવે ચઢે છે. જ્યારે તેઓ તદ્દન આત્મવિસ્મૃત થાય છે ત્યારે ભગવાન ગુરૂ રૂપે જન્મ લઇ તેમનાં જ્ઞાનચક્ષુ ઉઘાડી આપે છે.

આ સ્થળે જો કે ભગવાન ઉદ્ધાર કરે છે ખરા કિંતુ પ્રથમથીજ સાવચેત રહેવાથી કર્મનાં ફ્લ રૂપે અશેષ દુઃખ ભોગવવાથી મુકિત પ્રાપ્ત કરવાનો સંપૂર્ણ સંભવ છે.

અમે તો તદ્દન નિસ્તબ્ધ થઇ ગયા. વાંચક બન્ધુઓ અને બ્હેનો! પરમહંસદેવની કેટલે દરજ્જે અંતર્દ્રષ્ટિ હતી તે આ સમયે સમજી શકશો. અમે સાધુ થયા છીએ, તેનો પરિચય આપ્યો. પરંતુ આ સમયે સાધુઓની પરીક્ષાનો દિવસ ઉપસ્થિત થયો. અત્યાર સુધી મનમાં વિલક્ષણ શાંતિ રહી હતી અને પરમાનન્દ પૂર્વક દિવસો નિર્ગમન કરતા હતા. પરંતુ કોણ જાણે શા કારણથી મન એકાએક અશાંતિ-સાગરમાં ડુબી જઇ, હૃદય પ્રદેશ શૂન્ય થઇ ગયો, અને મરૂ ભૂમિ જેવો જણાયો. અમે વિચાર કરી જોયું પરંતુ કશો નિર્ણય કરી શકયા નહિ. પરમહંસદેવ પાસે જઇ પુનઃ અમારી દુઃખ કાહિનીની દુકાન ઉઘાડી. તે સમયે તેમણે વળી અન્યભાવ દર્શાવ્યો. તેમણે કહ્યુંઃ "હું શું કરી શકું? સર્વ શ્રીહરિની ઇચ્છા." અમે આશ્ચર્ય પામીને એમને પુછ્યુંઃ "એમ કેમ મહારાજ! આપની આશાએ આટલા દિવસથી આવ જા કરીએ છીએ, આજે આ પ્રમાણે કહો છો તો પછી અમારે જવું ક્યાં!" પરમહંસદેવ ક્રોધે ભરાઇ બોલ્યાઃ "મ્હેં તમારૂં કશું ખાધું નથી, લીધું પણ નથી. મ્હારો અપરાધ શો? ઇચ્છા હોય તો આવજો, ના હોય તો આવશો નહિ! તમે જે દ્રવ્ય સામગ્રી× અત્રે રાખી હોય તે લઇ જાઓ." તેમને મુખેથી એવા દારૂણ શબ્દો સાંભળતાંજ અમારે માટે દશે દિશા શૂન્યકાર થઇ પડી! મનમાં એવુંજ થયું કેઃ પૃથ્વી! તું ફાટી જઇ અમને ત્હારા ગર્ભમાં ગળી જા! વળી મનમાં થયું, ના, ના, ગંગાજી પાસેજ છે. રાત્રે ભરતીને સમયે ડુબી મરીશું. એવું ધારી તેમની પાસેથી અન્ય સ્થળે ચાલ્યો ગયો. વળી મનમાં વિચાર ઉત્પન્ન થયો શા માટે ડુબી મરવું? એક વખત યત્ન કરવો જોઇએ. પરમહંસદેવે કહ્યું છે કેઃ સ્વયં સિદ્ધ મનુષ્ય સૌભાગ્યવાન્ છે. આજે તેજ મંત્રની બરાબર પરીક્ષા કરી જોઇશ. સાંભળ્યું છે કેઃ ભગવાન કરતાં પણ તે (મંત્ર)નું નામ વિશેષ છે, તેણે જેટલાં રૂપ ધારણ કર્યાં છે અને કરે છે તે સર્વ ગયા છે અને જાય છે પરંતુ તેનાં નામ ચિરકાલ સમભાવે રહ્યાં છે અને રહેશે. એવો વિચાર કરી પરમહંસદેવના

---

× ભકતોએ જ્યારે પરમહંસદેવ પાસે રહેવાનો આરંભ કર્યો તે વખતે તેમને માટે સુરેન્દ્રબાબુએ કંઇક સરસામાન મોકલી આપ્યો હતો.

ગૃહની ઉત્તર દિશાના ઓટલા પર શયન કર્યું. મને મનમાં ને મનમાંજ તે મંત્રનો જાપ કરવાનું શરૂ કર્યું. અતિ અંધારી રાત્રે પરમહંસદેવ એકાએક ત્યાંનું દ્વાર ઉઘાડી મ્હારી પાસે બેઠા અને ભક્ત સેવા કરવાની આજ્ઞા આપી ચાલ્યા ગયા. વળી આ તો નવી વિપદ્ ! ભક્ત સેવા કોણ કરી શકે ? તેમાં તો પૈસાનો ખર્ચ થાય છે. અર્થ વ્યય કરીને ધર્મ કરવાની શક્તિ હજી સુધી અમારામાં ન હતી. કિન્તુ અત્યાર પહેલાં અમે વૈરાગી લાલાબાબુના જેવા થવાનો યત્ન કર્યો હતો. એટલો બધો ક્રોધ, એટલો બધો આત્મધિક્કાર, ગંગાજીમાં ડૂબી મરવાની ઇચ્છા, એ સર્વ ભાવ અમારા હૃદયમાંથી આ વખતે ઉડી ગયા. ધન્ય વૈરાગ્ય ! ધન્ય તમારી લીલા ! તે ગમે તેમ હો, મ્હેં ઇચ્છાપૂર્વક તે વાતો ભૂલી જવાનો યત્ન કર્યો, પરિણામે ભૂલી પણ ગયો. કેટલાક દિવસ પછી, વૈશાખ શુકલ પુર્ણિમાને દિવસે, પરમહંસદેવે, સ્વેચ્છાથી પહેલાંની પેઠેજ મ્હારે ઘેર પધારવાની ઇચ્છા દર્શાવી. હવે શું કરવું ? એ સંબંધી અનેક વિચાર કર્યા પછી તે દિવસે મહારાજશ્રી અન્ય ભક્તને ઘેર પધારે એવો હું યત્ન કરવા લાગ્યો. અને કહ્યું કે: મ્હારે ઘેર જગ્યા બહુ સાંકડી છે, નજીકમાં કાદવ–કીચડ, અતિશય દુર્ગંધયુક્ત સ્થાન, પરમહંસદેવને મ્હારે ત્યાં પધારવાથી ઉલટું કષ્ટજ થશે, વગેરે હજારો અડચણો બતાવી. પરમહંસદેવે જે સમયે ભક્ત સેવા કરવાની વાત કહી તે સમયે મ્હેં કહ્યું હતું કે: “ધનનો તે કર્ત્તા (માલિક) છે તેજ આપશે, હું તો માત્ર તેનો સેવક છું. જે વસ્તુઓ જોઇશું તે ખરીદી લાવીશું.” અહા ! શો ચમત્કાર ! ધનની ચિન્તાવાળાને ધન મળે છેજ ! આ સમયે મ્હને અર્થોપાર્જન માટે આશ્ચર્યકારક રીતે બહુ સગવડ થઇ ગઇ, અને થોડા દિવસમાં તો સેંકડો રૂપિયા એકત્ર કરી શક્યો. હું પાખંડી ! તે રૂપિયા એકઠા કરી સ્ત્રીની પાસે સંતાડી રાખ્યા હતા. એ સમયે એક પણ વખત મ્હેં વિચાર કર્યો ન હતો કે: આટલા બધા રૂપિયા શા માટે મ્હને પ્રાપ્ત થાય છે ? આવેલું દ્રવ્ય પચાવી પડયો અને પરમહંસદેવનો ખર્ચ બીજાને માથે ચઢાવી દેવાના યત્નમાં હું ફાવી ગયો. જો કે કોઇ ભક્તે તે દિવસે પરમહંસદેવને પોતાને ઘેર લઇ જવાનું સ્વીકાર્યું તો ખરૂં પરંતુ અંતઃકરણ-

પૂર્વક નહિ. ગમે તેમ હો, મ્હારા માથાનો ભાર બીજાને માથે ગયેલો જાણી મ્હેં નિશ્ચિંત જીવે રાત્રિ વ્યતીત કરી. પ્રાતઃકાલે શય્યા ત્યાગ કરતી વખતે પૂર્વની સર્વ વાતો એક પછી એક યાદ આવી. ધન મ્હારી પાસે શા માટે આવ્યું છે અને પરમહંસદેવે વૈશાખી પૂર્ણિમાને દિવસે શા માટે મ્હારે ઘેર આવવાનું કહ્યું છે; તેનું કારણ જાણે મ્હારા સમજવામાં આવ્યું! તે વખતે મનમાં વિચાર થયો કેઃ શું આટલા માટેજ હું વૈરાગ્ય લેવા ગયો હતો કે? ધિક્! ધિક્! હું એવો કીટાનુકીટ છું કે પ્રભુનું (ગુરૂ દેવનું) ધન ઉચાપત કરી જવાને સમયે પણ મ્હને કંઇ વિચાર થયો નહિ! શું અમે વૈરાગી થઇશું? હા, એ બધાં સાચા વૈરાગીનાંજ લક્ષણ તો! પોતાનો કે પારકાનો વિચારજ નહિ. હાથમાં આવ્યું તે અમારૂંજ! બલિહારી એવા વૈરાગ્યભાવની! સાબાશ વૈરાગી મહારાજ! એ બનાવ બનવાથી અમારાં નિર્લજ્જ ચક્ષુમાં લજ્જા–ઉત્પન્ન થઇ. હવે પરમહંસદેવને કેવી રીતે મ્હો બતાવી શકાશે, અને હવે એ વાત અન્ય ભક્તોને કેવી રીતે કહી શકાશે, એ સંબંધી વિચાર કરતાં કરતાં મરણતોલ થઇ ગયો. આ સમયે મ્હેં અતિ યત્નપૂર્વક, હૃદયની લાગણીથી ભક્ત સેવાની વ્યવસ્થા કરી હતી. નક્કી કરેલે દિવસે, નક્કી કરેલે સમયે પરમહંસદેવ મ્હારે ઘેર પધાર્યા, અને નિયમ પ્રમાણે સુંદર રૂપે મહોત્સવ કાર્ય સમ્પન્ન કરી આનંદનું બજાર સ્થાપી યથા સમયે દક્ષિણેશ્વર ચાલ્યા ગયા.

પરમહંસદેવનાં પ્રથમ દર્શન કર્યા પછી થોડા દિવસ વિતતાંજ મ્હેં ચૈતન્ય ચરિત્રામૃતનું અધ્યયન શરૂ કર્યું હતું. જેમ જેમ ચૈતન્ય ચરિત્રામૃત વાંચતો ગયો તેમ તેમ જાણે પરમહંસદેવને ( તેમના ખરા સ્વરૂપમાં ) ઓળખતો ગયો. મ્હારા મનમાં એવુંજ થયું કેઃ જાણે આ ગ્રન્થમાં પરમહંસદેવનુંજ જીવન વૃતાન્ત લખ્યું છે. એ સંબંધી મ્હારા મનમાં ઘણોજ સંદેહ ઉત્પન્ન થયો. સંદેહ થવાનું કારણ પણ હતું. વાત તે કંઇ વાત જેવી હતી? એક દિવસ પરમહંસદેવે મ્હને દક્ષિણેશ્વરમાં રાત્રિ વ્યતીત કરવાની આજ્ઞા ફરમાવી. હું તે આજ્ઞા શિરોમાન્ય કરી. સંધ્યા સમયે હું તેમના ઓરડામાં બેઠો હતો ત્યાં પરમહંસદેવ સિવાય અન્ય કોઇ નહતું. તેઓ અતિશય

શાંત ભાવે થોડી વાર સુધી બેસી રહ્યા. પછી મ્હને પૂછ્યું: "શું જોઇ શકો છો?" મ્હેં કહ્યું: "આપને જોઇ શકું છું." પરમહંસદેવે પુનઃ કહ્યું: "મ્હને તમે કેવા રૂપમાં જુવો છો?" મ્હેં કહ્યું: "આપને હું શ્રી ચૈતન્ય દેવ રૂપે માનું છું." થોડી વાર ચુપ બેસી રહ્યા પછી પરમહંસદેવે કહ્યું: "બ્રાહ્મણી એ પ્રમાણેજ કહેતી હતી ખરી." અત્યાર સુધી મ્હારા મનમાં કોણ જાણે કયા એક પ્રકારનો અસ્પષ્ટભાવ દ્રઢ થયો હતો, તેથી હું વિશેષ રૂપે સમજી શકયો નહિ. પરંતુ તે દિવસનો બનાવ તો અતિશય આશ્ચર્યકારક જાણી શકયો. અમે પ્રતિ દિવસ પરમહંસદેવની અમાનુષિક શક્તિનાં અનેક કાર્ય જોતા હતા, અને તે સર્વ સ્થળે સ્થળે લખ્યાં પણ છે. જે દિવસે જે (ઉપદેશ વગેરે) શ્રવણ કરવાની ઇચ્છા રાખતો હતો તે દિવસે તેજ શ્રવણ કરતો હતો. જે મનુષ્ય (શિષ્ય) જે સ્થાને જે કાંઇ કાર્ય કરતો તે સર્વ તેઓ જાણી શકતા હતા. પરમહંસદેવને જલેબી બહુ ભાવતી. તેથી હું એક દિવસ શ્યામ બજારના ખુણાપરની એક દુકાનેથી જલેબી લઈ દક્ષિણેશ્વર જતો હતો. પૂલની દક્ષિણ દિશામાંથી ચાર પાંચ વર્ષનો એક છોકરો જલેબી લેવા માટે ગાડીની સાથે સાથે દોડવા લાગ્યો. પ્રથમ તો મ્હેં તેને ધમકાવી ન્હસાડી મૂકવાનો યત્ન કર્યો. પરંતુ તેણે મ્હારૂં કહેવું સાંભળ્યુંજ નહિં. ત્યાર પછી ભક્તમાલ ગ્રન્થમાંની એક વાર્તા યાદ આવી." એક સાધુ રોટલા બનાવી બજારમાં ઘી લેવા ગયો હતો. પાછા આવ્યા પછી જોયું કે: એક કુતરો રોટલા મ્હોમાં લઈ બહાર જાય છે. સાધુ કૂતરાની પાછળ દોડી બોલ્યો: "ઓ રામ! ઉભો રહે! જરા થોભ. રોટલાને ઘી ચોપડી આપું." એ ઉપરથી મ્હને વિચાર થયો કે: વખતે આ છોકરો પણ મ્હને ઠગતો હોય! કોણ જાણે? વખતે એ દ્વારા ઇશ્વરનુંજ કોઇ પ્રકારનું કૌતૂક હોય (ઇશ્વરે જો અમારી પરીક્ષા કરવા ધાર્યું હોય) તો, અમારૂં અકલ્યાણ થાય. એવો વિચાર કરી મ્હેં એક જલેબી તેના તરફ ફેંકી. એ વાત અન્ય કોઇએ જાણી નહિં. દક્ષિણેશ્વર ગયા પછી જલેબીનું પડીકું એક ઠેકાણે મુકી સમસ્ત દિવસ મ્હેં આનન્દમાં વ્યતીત કર્યો. સાંજને સમયે પરમહંસદેવે થોડું જળપાન કરવાની ઇચ્છા દર્શાવી. મ્હેં

ઉતાવળે પગલે પેલી જલેબી તેમના સમ્મુખ અર્પણ કરી, ત્યાં તો અતિ આશ્ચર્યકારક બનાવ જોયો. તેમણે ડાબે હાથે કેટલીક જલેબી લઇ, ઉંચે થોડીવાર જોયા પછી, જલેબીનો ભૂકો કર્યો પરંતુ મસ્તક હલાવી ભક્ષણ કરવાની ઇચ્છા દર્શાવી નહિં, અને તુર્તજ હાથ ધોઇ નાંખ્યા ! એ જોતાં મ્હારા હૃદયના મધ્યભાગમાં કેવું કષ્ટ થતું હશે તે કહી શકાતું નથી. જલેબી તુર્તજ નાંખી દેવામાં આવી. બે ચાર દિવસ પછી હું પરમહંસદેવ પાસે પુનઃ ગયો તે વખતે તેમણે કહ્યું કેઃ "જુવો ! તમે મ્હારે માટે કોઇ પણ વસ્તુ લાવો ત્યારે તેમાંથી જરા પણ કોઇ બીજાને આપશો નહિં. હું પ્રથમ ઇશ્વરને અર્પણ કર્યા સિવાય કોઇ પણ વસ્તુ ભક્ષણ કરી શકતો નથી. બીજાનું ખાધેલું ઉચ્છિષ્ટ દ્રવ્ય ઇશ્વરને કેમ અર્પણ કરી શકાય ?" આવા બનાવો નિત્ય બનતા. તેમ થવાથી તેમના પ્રત્યે અમને અવતાર ભાવના ઉત્પન્ન થઇ હતી.

ઉપર લિખિત ભક્તસેવાને બીજે દિવસે સંધ્યા સમયે હું તેમની પાસે ગયો. તેમણે મ્હને કેટલોએ ઉપદેશ દીધો. કેટલીએ વાતો કરી. વાતો કરતાં કરતાં રાત્રિના દશ વાગી ગયા. તે દિવસે આકાશ વાદળાંથી ઘેરાયલું હોવાથી અતિશય અંધકાર વ્યાપી રહ્યો હતો. દશ વાગ્યા પછી હું રજા માગી વિદાય થયો અને બહારના ઓટલા પર આવી પાછળ જોયું તો પરમહંસદેવને આવતા દીઠા. એટલે હું તેમના સ્હામું ફરી ઉભો. તેમણે મ્હારી પાસે આવી પુછ્યુંઃ "શું જોઇએ છે ? શું જોઇએ છે ?" એ શબ્દો જાણે વિજળીની પેઠે અન્તઃકરણ ભેદી ચાલ્યા ગયા. હું તો વિચારમાં પડ્યો કે શું માગું ? મનમાં ધાર્યું કેઃ ધન માગું. પણ તુર્તજ વિચાર થયો કેઃ છટ્ છટ્ ! ધન માગીશ નહિ, ધન એ શું છે ? ધનવડે કેવા કેવા અનર્થ થાય છે તે અમે જાણીએ છીએ. તો પછી ધન માગીએ શા માટે ? ત્યારે શું સિદ્ધિ પ્રાપ્ત થવા માટે પ્રાર્થના કરવી ? ના, ના, તેનું પરિણામ તો અતિશય ભયાનક છે. વારૂં, ત્યારે માગવું શું ? તે સમયે મનમાં એમજ થયું કેઃ આજે ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરી રહ્યા છીએ. આજ મ્હારા ઇષ્ટદેવ વરદાન આપવા સ્હામે આવી ઉભા રહ્યા છે. શું માગું ? મનમાં ધાર્યું કેઃ આ

સમયે જે માગીશું તેજ મળશે. કારણ કે: પરમહંસદેવ આજે મ્હારા પ્રત્યે કલ્પતરૂ સમાન થયા છે. અદ્યાપિ પર્યંત અન્ય કોઇને પ્રાપ્ત થયું છે કે નહિ તે તો હું જાણુતો નથી, કેટલાએ મનુષ્યો આવ જા કરે છે, તે સર્વે હતાશ થવાનીજ વાત કરે છે, સાધન ભજન કરવાનીજ વાત કરે છે, ઇશ્વર પ્રાપ્ત કરવાની ઇચ્છાથી કર્મ શોધતા ફરે છે, પરંતુ મ્હારા ઉપર સાધુએ કૃપા કરી છે એવી વાત તો કોઇએ કહેતું નથી. કોઇના હૃદયમાંથી શાંતિની વાત તો પ્રકટ થતીજ નથી. તો પછી આ શી નવી વાત? આ કેવો આજે મ્હારો ભાગ્યોદય? "શું જોઇએ છે?" એવું પૂછતા પ્રભુ (ગુરૂદેવ) સ્હામે ઉભા રહ્યા છે? શું માગવું? એ સંબંધી વિચાર કરતાં કરતાં હું આત્મ–ભાન ભુલી ગયો. તેથીજ ઉત્તર દીધો: "પ્રભુ! શું માગવું તે હું જાણુતો નથી! અનેક વિચાર કરી જોયો, આપની પાસેથી શું લેવું તે સમજી શક્યો નથી. શું માગવું તે આપજ કહો પ્રભુ." તેમણે તુર્તજ કહ્યું: "મંત્ર મ્હને પાછો અર્પણ કરી દે. હવે જપ તપનું કામ નથી." એ સ્વર્ગીય અમૃતમય વાણી સાંભળતાંજ પ્રાણ મદમસ્ત થઇ ઉઠયા. ઓહો! શું સાંભળ્યું? એ શું સત્ય છે? શું સ્વપ્ન જોઉં છું? સમય નહિ વિતાડતાં તુર્તજ તેમનાં ચરણમાં મસ્તક નમાવી મનમાં ને મનમાંજ તેમનો મંત્ર પુષ્પાંજલિની પેઠે અર્પણ કરી દીધો. તેમણે ધ્યાનાવસ્થામાંજ કેટલાક સમય પર્યંત મ્હારા મસ્તકના બ્રહ્મ–તાલુ ઉપર પોતાના જમણા પગનો અંગુઠો અડકાડી રાખ્યો. કેટલો વખત સુધી તેવી સ્થિતિ રહી તે કહી શકાય એમ નથી. જ્યારે તેઓ સમાધિઅવસ્થામાંથી સાધારણ અવસ્થામાં આવ્યા ત્યારે પગ ખસેડી લીધો, અને આજ્ઞા કરી કે: "જો કાંઇ પણ જોવાની ઇચ્છા હોય તો તે મ્હારામાં જો, અને જ્યારે તું મ્હારી પાસે (દર્શન) આવે ત્યારે એક પેસાની કોઇ વસ્તુ લેતો આવજે." તેજ સમયથી મ્હેં શાંતિનું રાજ્ય પ્રાપ્ત કર્યું છે. (મ્હારૂં અંતઃકરણ શાંતિમય બની ગયું છે.) હવે એક પણ દિવસ એવું થતું નથી કે મ્હારે માટે કોઇ કાર્ય બાકી રહ્યું છે. તે (પરમહંસદેવ) મ્હારૂં સર્વસ્વ ધન છે. તેઓ મ્હને જે સમયે જે ભાવે, જે અવસ્થામાં, જે પ્રકારે રાખે છે તે સ્થિતિમાંજ હું પરમાનન્દ પ્રાપ્ત કરૂં છું. એ

કારણને લીધેજ તેમને પતિતપાવન કહેવાની મ્હને ફરજ પડી છે. તેમની પાસે જવાનું મ્હને જે કારણ હતું તે આ સમયે પરિપૂર્ણ થઇ ગયું છે.

મ્હેં પૂર્વે કહ્યું છે કે: પરમહંસદેવે મ્હારા જેવા સેંકડો પાખંડી–કપટી–લુચ્ચાઓનો ઉદ્ધાર કર્યો છે–કલ્યાણ કર્યું છે. એ શ્રેણીના અનેક મનુષ્યો (શિષ્યો) ની વાત અનેક મનુષ્યો જાણે છે. મ્હેં તે સર્વનાં નામ લખી તેમના સંબંધી હકિકત પ્રકટ કરવાની ઇચ્છા રાખી હતી પરંતુ તેઓ જન-સમાજ સમક્ષ પોતાનો પૂર્વ પરિચય આપતાં શરમાય છે અને પોતાને હજી પણ પરમહંસદેવ દ્વારા ઉપકૃત થયેલા માનવામાં શંકાશીલ હોવાથી તેઓ જનસમાજ સમક્ષ પરમહંસદેવના નામ સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવા ચહાતા નથી! જો કે એમાં સર્વ મનુષ્યોનો મનોભાવ હું સ્પષ્ટ રીતે જાણી શક્યો નથી. તેઓ પરમહંસદેવના શિષ્ય તરીકે સર્વત્ર ઓળખાય છે. જે કોઇ પણ મનુષ્ય તેમના ઉપર શ્રદ્ધા રાખે છે તે માત્ર તેમનો પરમહંસદેવ સાથે સંબંધ છે એવું જાણીનેજ કિંતુ તેઓ એકાએક મ્હારી પાસે આવી હાથ બાંધી નહિ આપવાથી તેમનો અભિપ્રાય સ્થિર કરી શક્યો નથી. કદાચ તેઓ કેટલાક દિવસ પછી પરમહંસદેવને નહિ માનતાં પોતે પોતાની જાતેજ સાધુ મહન્ત થઇ બેસશે, અથવા તેમ નહિ તો હમણાં તેમની પૂર્વ–કથા પ્રકટ કરવામાં આવે તો વાંચક જનસમાજ તેમની પૂર્વાવસ્થા જાણી શકે; એ પ્રકારની લજ્જા–ભયથી તેઓ અન્યાયી–અધર્મી–આચરણ આચરે છે, એમાં તો કશો પણ સંદેહ નથી! કોઇ કોઇ ભક્તે મ્હને એવું પણ જણાવ્યું છે કે: કોઇ (શિષ્ય આદિ)નાં પૂર્વ ચરિત્ર પ્રકટ કરવામાં આવશે તો કાયદા પ્રમાણે રાજદણ્ડ ભોગવવો પડશે! મ્હેં રાજદણ્ડના ભયથી તેમનાં ચરિત્ર આ સ્થળે લખવાનું પડતું મૂક્યું છે તેમ નથી, પરંતુ જે મનુષ્યના હૃદયમાં એવા મનોભાવ હોય તેવાં મનુષ્યો સાથે પરમહંસદેવના નામનો સંબંધ ન રહે એજ મ્હને ઉચિત જણાયું છે. એ શ્રેણીના મનુષ્યો જે સ્થાને હોય છે તે સ્થાનમાં આડંબર–ધાંધલ કરી મૂકે છે, અમે ખાત્રીપૂર્વક કહી શકીશું કે: એવાં મનુષ્યો જો કિંચિત્ ઐશ્વરિક શક્તિ પ્રાપ્ત કરી શકે તો તેજ દિવસથી તેમના મુખમાંથી પણ હૃદય મહારાજના જેવાજ ઉદ્દગારો પ્રકટ થાય!

જે જે મનુષ્યોએ પોતાનાં નામ પ્રકટ કરવાની અમને ના પાડી છે તે સર્વે પરમહંસદેવની કૃપાથી અત્યારે એક મનુષ્ય તરીકે મનુષ્ય મંડલમાં પોતાનો પરિચય આપવા યોગ્ય થયા છે !

પૂર્વેજ કહેવામાં આવ્યું છે કે: અમારા જેવા સેંકડો મનુષ્યો પરમહંસદેવની કૃપાથી ઉદ્ધાર પામ્યા છે. એવાં મનુષ્યોમાં સુરેન્દ્રનાથ મિત્ર અને બાબુ ગિરિશચન્દ્ર ઘોષના પરિવર્તન સંબંધી કિંચિત્ વર્ણન કરી પરમહંસદેવનો મહિમા કેવો વિસ્તૃત છે તેનો પરિચય આપવામાં આવશે. સુરેંદ્ર બાબુ (જેનું આ પુસ્તકમાં સુરેશ નામ આપ્યું છે તે) એક વિદ્વાન અને કલકત્તાના આબરૂદાર કુળમાં જન્મ પામેલા ગૃહસ્થ છે. તેઓ વ્યાપારી ઑફિસના મૂખ્ય બંગાળી કર્મચારી છે, તેથી તેમને દ્રવ્યોપાર્જન કરવાની કશી અડચણ નહોતી. સુરેન્દ્રબાબુ બજારમાં વિખ્યાત પુરૂષ હતા. ધર્મ કર્મ કેવી રીતે કરતા અને તે સંબંધી તેમના કેવા ભાવ અને સંસ્કાર હતા તે વિસ્તારપૂર્વક કહી શકાય એમ નથી; કિંતુ પરમહંસદેવની પાસે આવ્યા ત્યાં સુધી તેઓએ કોઇ ગુરૂની દિક્ષા ગ્રહણ કરી નહોતી એજ કારણને લીધે કદાચ તેમનો ધર્મભાવ પ્રબળ ન હતો. જો કે તેઓ સર્વ હિંદુ સંસ્કારાદિનું સમર્થન કરતા નહિં કિન્તુ તેમને અહિંદુ પણ કહી શકાય નહિ. તેમ છતાં પણ તેમનામાં કંઇક અંગ્રેજી ઢંગ હતો અને તે વર્તમાન કાલનો નિયમજ થઇ પડયો છે! સુરેન્દ્ર બાબુના અન્ય વિશેષ ગુણનો અમને પરિચય નથી એ ખરૂં તેમ છતાં તેઓ હૃદયવાન્ મનુષ્ય હતા તેમાં તો જરાયે શંકા નથી. તેઓ અમારી પેઠે નિરીશ્વર વાદી નહતા પરંતુ ઇશ્વર સંબંધી તેમને કોઇ પ્રકારનું જ્ઞાન હતું એવું પણ અમે જાણી શકયા નથી. તેમને મુખેથીજ અમે સાંભળ્યું છે કે: એક દિવસ તેઓ મધ્યાહ્નકાલને સમયે આહાર કર્યા પછી ઘરને ઓટલે ઉભા હતા. એ સમયે એક કૃષ્ણવર્ણની, છુટાવાળ વાળી, રક્ત વસ્ત્ર પરિધાન કરેલી, હસ્તમાં ત્રિશૂલ ધારણ કરેલી એક સ્ત્રી ભૈરવીને તેમણે રાજમાર્ગમાંથી ગમન કરતી જોઇ. તે ભૈરવીને જોઇ સુરેન્દ્રને તેટલી ક્ષણ માટે કંઇક ભાષાન્તર થયું હતું, એ સમયે સુરેન્દ્રબાબુને કંઇક માનસિક ક્લેશ પણ થયો હતો, તેનું કારણ અમે કહી શકતા નથી. પરંતુ તેમ થવાથી તેમના પ્રાણ સંશયમાં હતા. એ

વિષદમાંથી ઉદ્ધાર કરવા માટે સુરેન્દ્ર બાબુનો કોઇ એક મિત્ર તેમને પરમહંસદેવની પાસે લઇ ગયો હતો. સુરેન્દ્રબાબુને જોતાજ પરમહંસદેવે તેમને એવી ખુબીથી ઉપદેશ આપ્યો હતો કે: જેથી તે જ્ઞાનાલોક વડે તેમનો ઘણા કલાકથી સંચિત કરી રાખેલો પૂર્વ સંસ્કાર-જનિત તિમિર-પુંજ એકદમ દૂર થઇ ગયો! ભવસમુદ્રમાં અથડાતાં સુરેન્દ્રબાબુએ તેજ દિવસે કિનારો પ્રાપ્ત કર્યો, જીવનનું લક્ષ્ય શું છે તે તેઓ સમજ્યા અને મૃત્યુના હાથમાંથી મુક્તિ મેળવી. પરમહંસદેવે તેમને જે ઉપદેશ વાક્યો કહ્યાં હતાં તેમાંના એક વાક્યે તો તેમના હૃદયમાં મૂલ મંત્રવત્ કાર્ય કર્યું હતું. પરમહંસદેવે કહ્યું હતું કે: "લોકો વાંદરાનાં બચ્ચાં જેવા થવા શા માટે ઇચ્છતા હશે? બિલાડીનાં બચ્ચાં જેવા થવાથીજ લાભ છે. વાંદરાંનો સ્વભાવ એવો છે કે: તે સ્વેચ્છાપૂર્વક માતાને બે હાથે પકડી રાખે તોજ તેનાથી અન્ય સ્થળે જઇ શકાય છે કિંતુ બિલાડીના બચ્ચાંનો સ્વભાવ તેવો નથી. તેની માતા તેને જે સ્થળે મૂકી રાખે છે તે સ્થાને પડયાં પડયાં તેઓ મ્યાઉં મ્યાઉં કરે છે. વાંદરીનાં બચ્ચાંના સ્વભાવની જ્ઞાન-પ્રધાન અને બિલાડીનાં બચ્ચાંના સ્વભાવની ભક્તિ-પ્રધાન સાધકો સાથે તૂલના કરી શકાય છે." સુરેન્દ્રબાબુનું મન એ ઉપદેશામૃતથી એકદમ મસ્ત થઇ ઉઠયું. તે સમયથીજ તેઓ પ્રત્યેક રવિવારે દક્ષિણે ઘરે ગયા વિના શાંતિ સુખ પ્રાપ્ત કરી શકતા નહિ. કિંતુ પૂર્વ સંસ્કાર તો સર્વને માટે એક સરખાજ છે. સુરેન્દ્રબાબુ પરમહંસદેવના ઉપદેશામૃતનું પાન કરી વિમોહિત અને પરિવર્તિત થવા છતાં પણ પૂર્વ-સંસ્કાર-બળવડે પ્રસંગોપાત પોતાના કુ-અભ્યાસને લીધે ત્યાંથી વેગળે રહેવાનો યત્ન કરતા, અને ક્વચિત્ તેમાં સફળતા પણ મેળવતા. એક રવિવારે તેઓ ઑફિસના કામનું બહાનું કાઢી દક્ષિણેશ્વર ગયા નહિ. એ સાંભળી પરમહંસદેવે ધ્યાનાવસ્થામાંજ કહ્યું કે: "હજી કેટલાક દિવસ ભોગવિલાસ કરવાની ઇચ્છા છે ખરી. ઠીક, તેમ કરો. પછીથી એમાંનું કશું રહેશે નહિ." તે સમયે એ કથનનો મર્મ કોઈ જાણી શકયું નહિ. બીજે દિવસે સુરેન્દ્રબાબુએ કોઇ એક ભક્ત પાસે જઇ પરમહંસદેવે પોતાના સંબંધી જે કાંઇ વાતચિત કહી હોય તે સંબંધી પૂછ્યું. તેમણે બનતે યત્ને જેટલું યાદ રાખ્યું હતું તે

સર્વ કહી સંભળાવ્યું. ત્યાર પછીને રવિવારે તેમણે દક્ષિણેશ્વર ગમન કર્યું ખરૂં પરંતુ પરમહંસદેવની પાસે નહિ બેસતાં સર્વની પાછળ આસન લીધું. સુરેન્દ્રબાબુનો સંકુચિત ભાવ જોઇ પરમહંસદેવે કહ્યું: "એમ ચોરની પેઠે કેમ બેઠો છે? મ્હારી પાસે આવ." સુરેન્દ્રબાબુ શો ઉત્તર દે? તે તેમની પાસે જઇ બેઠા. પરમહંસદેવ સર્વને ઉપદેશ કરવાને બ્હાને કહ્યું: "જુવો, લોકો જ્યારે કોઇ પણ સ્થળે જાય છે ત્યારે માતાને સાથે કેમ લઇ જતા નથી? તેમ થવાથી જે કાર્ય કરવાનો સંકલ્પ હોય નહિ તે કાર્ય કરતાં અટકી શકાય છે. પુરૂષાર્થ કરવાનું તો સદા સર્વદા પ્રયોજનજ છે." સુરેન્દ્ર-બાબુએ જાણી લીધું કે: એ વાત તેમનેજ (મ્હને) કહેવામાં આવે છે. પુરૂષાર્થની વાત સાંભળી તેઓ મનમાં ને મનમાંજ કહેતા હતા કે: "એ પુરૂષાર્થની જ્વાલાથી તો અસ્થિર બની ગયો છું." પરમહંસદેવ તેમના મનના વિચાર જાણી ગયા અને ક્રોધે ભરાઇ સુરેશચન્દ્ર સ્હામે જોઇ કટાક્ષ કરી બોલ્યા કે: "કૂતરાં શિયાળના પુરૂષાર્થને પુરૂષાર્થ કહેવામાં આવતો નથી. પુરૂષાર્થ તો અર્જુને કર્યો હતો. એનુંજ નામ ખરો પુરૂષાર્થ. જે સમયે જે કાર્ય કરવાની મનોવાંચ્છના થતી તેજ સમયે તે કાર્ય પરિપૂર્ણ કરી શકતો." એ સાંભળી સુરેન્દ્રબાબુ સ્તબ્ધ બની ગયા, અને મનમાંજ પ્રાર્થના કરવા લાગ્યા કે: "પ્રભુ! હવે વધારે વગોવશો ના. આપની પાસે શું છાનું રાખી શકીશ? મનમાંની વાત તો બહાર ખેંચી કાઢી, કોઇ સ્થળે કોઈ કાર્ય ગુપ્ત રીતે કર્યું તે જ્યારે જોઇ-જાણી શક્યા છો ત્યાં પછી શું? હવે વધારે કહેશો નહિ. હમણાંજ આ સર્વ ભક્તમંડળી જાણી જશે." પરમહંસદેવ બોલતા બંધ થયા. સુરેન્દ્રબાબુ, તેજ સમયથી પોતાની પ્રથમની સર્વ કુટેવો ધીમે ધીમે પરિત્યાગ કરવાનો અભ્યાસ કરવા લાગ્યા.

પરમહંસદેવની શક્તિના પ્રભાવવડે સુરેન્દ્રબાબુ, થોડા દિવસમાંજ એક ભક્ત-શ્રેષ્ઠ નરરત્ન થયા. પરમહંસદેવ સર્વદા તેમને ઘેર પધારતા અને ભક્ત-જનો સહિત મહા આનન્દ કરતા. સુરેન્દ્રબાબુની પૂર્વ-પ્રકૃતિ બદલાઇ જવા લાગી હતી. તેઓ પોતાની ઇષ્ટદેવી કાલીમાતાની નિત્ય પૂજા કરવા લાગ્યા. અને દક્ષિણેશ્વરમાં પરમહંસદેવ પાસે જેટલા ભક્તો રહેતા તે સર્વનો ખર્ચ

અને પરમહંસદેવ સંબંધી નાના કાર્યમાં પૈસા ખર્ચાતા તે પોતે સહન કરતા. થોડા સમયમાંજ સુરેન્દ્રબાબુ મુક્ત-હસ્ત (દાનવીર) પુરૂષ થયા.

સુરેન્દ્ર બાબુ સર્વ પ્રકારે બદલાયા ખરા પરંતુ તેમનો મદ્યપાન દોષ કોઇ પણ પ્રકારે નષ્ટ થયો નહિ. એ મદ્યપાનના દોષને લીધે ભક્તજનો સર્વદા દુઃખી થતા. એક દિવસ મહાષ્ટમીને દિવસે સુરેન્દ્ર બાબુ નૌકા માર્ગે દક્ષિણેશ્વર જતા હતા તે સમયે કોઇ ભક્તે તેમને મદ્યપાનનો ત્યાગ કરવાની પ્રાર્થના કરી ત્યારે સુરેન્દ્રબાબુએ ઉત્તર દીધો કેઃ " હું મ્હારી ઇચ્છાથી કંઇ પણ કરી શકતો નથી. એ કામ મ્હારાથી બનશે નહિં. પરમહંસદેવ જે પ્રકારની આજ્ઞા કરે તે પ્રમાણે મ્હારે વર્તવાનો નિયમ છે. " તેમણે પોતાના સાથીદારને એમ પણ કહ્યું કેઃ " તમે આ વાત કોઇને મ્હોડે કહેશો ના. " તેણે તે વાત કબૂલ કરી. સાથીદારને ચિન્તા થઇ અને વિચારવા લાગ્યો કેઃ-" જો પરમહંસદેવ કંઇ પણ શિખામણ નહિં દે તો સર્વ કાર્ય નષ્ટ થઇ જશે. " એમ કહી પરમહંસદેવનું સ્મરણ કરતા કરતા સુરેન્દ્ર સહિત દક્ષિણેશ્વર પહોંચ્યા. તેઓ બન્નેએ બગિચામાં પેસતાંજ જોયું કેઃ પરમહંસદેવ ધ્યાનાવસ્થામાં બકુલતલાના ઘાટની પાસે નેત્રો બંધ કરી ઉભા રહ્યા હતા, તેથી તે સમયે તેમની સાથે કંઇ પણ વાત થઇ શકી નહિં. થોડા સમય પછી તેઓ પોતાના મકાન તરફ વળ્યા. સુરેન્દ્રબાબુ અને તેમનો સાથીદાર તેમની પાછળ પાછળ ચાલ્યા અને તેમની સાથેજ તેમના ઓરડામાં જઇ બેઠા. પરમહંસદેવે હજી સુધી નેત્રો ઉઘાડયાં ન હતાં, કિંતુ સુરેન્દ્રબાબુ તરફ લક્ષ્ય કરી બોલી ઉઠયાઃ " ઓ સુરેન્દ્ર ! (મદ્ય) ઇચ્છા પૂર્વક શા માટે પીવું ન જોઇએ ? કુણ્ડલિનીને આપવા માટે અતિ અલ્પ પ્રમાણમાં કારણ સ્વ-રૂપ પાન કરવાની કોઇ પ્રસંગે, કોઇને આવશ્યકતા હોય છે. સાવધાન ! પગ ના લથડે અને મન ના લથડે ! શરૂવાતમાં " કારણ " અવલંબનપૂર્વક આનન્દ પ્રાપ્ત કરી શકાય છે, જેને કારણાનન્દ કહે છે, ત્યાર પછી આનન્દ એની મેળેજ આવે છે. તેને " ભજનાનન્દ " કહે છે." એ સાંભળી સુરેન્દ્ર-બાબુ અને તેનો સાથીદાર બન્ને સ્તબ્ધજ થઇ ગયા ! દિલગીરી સાથે કહેવું પડે છે કેઃ કોઇના પણ ભાગ્યમાં ન લખાયલો હોય એવો એ દૈવ વાણી-

વત્ ઉપદેશ સુરેન્દ્રબાબુના શુભાદ્રષ્ટ બળે તેમને પ્રાપ્ત થવા છતાં તે પ્રમાણે તેઓ વર્તી શક્યા નહિં ! એ દૈવ વાણીનો શા માટે તેમણે અનાદર કર્યો હતો તે કહેવાને અમે અસમર્થ છીએ. કલ્પના કરી શકાય છે કેઃ તેમના પ્રથમથી મેળવેલા પાશ્ચાત્ય સંસ્કારને લીધેજ એવી ગડબડ થઇ હશે કિન્તુ પરમહંસદેવની શક્તિનો કેવો મહિમા ! મદ્યપાન કરવા છતાં પણ સુરેન્દ્રબાબુ કોઇ પણ દિવસ આડી અવળી વાત કહેતા નહિ ! તે સમયે જાણે તેમનો ભક્તિશ્રોત ઉઘડી જતો ! તેમના બાલકવત મુખમાંથી નીકળતે "મા, મા," શબ્દ સાંભળતાં પાખંડીના હૃદયમાં પણ પ્રેમનો સંચાર થતો ! તે સમયે તેમને જોવામાં આવે તો તે નિષ્કપટી, સરલ અને સાક્ષાત્ ભક્તિની મૂર્તિ છે, એમજ કહી શકાતું. એજ કારણથી કિંચિત્ મદ્યપાન કરવા છતાં સુરેન્દ્રબાબુની આધ્યાત્મિક ઉન્નતિ થવામાં હાનિ થઇ નહિં. તેમણે પરમહંસદેવનો સર્વ ધર્મ એકત્ર કરવાનો ભાવ સમજી લીધેલો હોવાથી તેવાજ ભાવની એક છબી તૈયાર કરાવી હતી. તે છબીમાં શિવનું મંદિર અને યુરોપિયનોના દેવળની સ્હામે ગૌરાંગદેવ અને ઇસુખ્રિસ્ત એ બન્ને એક બીજાનો હાથ પકડી નૃત્ય કરે છે અને તેમની સાથે સર્વ સમ્પ્રદાયોનો એક એક ભક્ત છે, તથા મૃદંગ, કરતાલ, અને તુરાઇઓ વાગે છે, અને પરમહંસદેવ કેશવબાબુને એ દ્રશ્ય બતાવી રહ્યા છે. એ ચિત્ર તૈયાર કરવામાં બે ભાવ હતા. પ્રથમ, એવો ભાવ હતો કે તે પરમહંસદેવના સાધનનું ફળ સ્વરૂપ અને દ્વિતીય, તેવો ધર્મભાવ કેશવબાબુ પરમહંસ દેવદ્વારા પ્રાપ્ત કરી શક્યા છે, તે ભાવ હતો. કેશવબાબુના અંતઃકરણમાં ગમે તેમ હોય પણ તેમનો " નવ વિધાન " ભાવ એ પરમહંસદેવના ભાવની વિકૃતિ હતી એ સુરેન્દ્રબાબુ પણ સારી પેઠે સમજી શક્યા હતા, અને તે કારણને લીધેજ છબી કેશવબાબુને જોવા માટે મોકલી હતી. કેશવબાબુએ છબીનું અવલોકન કરી સુરેન્દ્રબાબુને એક પત્ર લખ્યો હતો. તેમાં લખ્યું હતું કેઃ " જેમાંથી આ છબીનો ભાવ પ્રકટ થયો છે તેને ધન્ય છે!" સુરેન્દ્ર બાબુએ એજ મર્મનું એક યંત્ર તૈયાર કરાવ્યું હતું. તેમણે ભિન્ન ભિન્ન સમ્પ્રદાયોના ચિહ્ન તરીકે ગણાતાં જે જે યંત્રો છે; જેવાં કે વૈષ્ણવોનું તિલક, ખ્રિસ્તીઓનો ક્રોસ, મુસલમાનોનો પંજો, ઇત્યાદિ મેળવી

એક સ્થળે એકત્ર કર્યાં હતાં. કેશવબાબુએ એ યંત્રોને સાથે લઇ એક વખત નગર કીર્તન કર્યું હતું. સુરેન્દ્રબાબુ પરમહંસ દેવને ગુરૂ કહેતા હતા.

સુરેન્દ્રબાબુ તદ્દન એક સાધારણ પુરૂષ ન હતા. તેઓ પ્રસંગોપાત કહેતા કેઃ તેઓને જે દિવસે પ્રથમ પરમહંસદેવ પાસે લઇ જવાનું તેમના બંધુએ આમંત્રણ કર્યું તે દિવસે તેમણે ( સુરેન્દ્રબાબુએ ) પરમહંસનું નામ સાંભળી કહ્યું હતું કેઃ—" જુવો ! તમે તેમના ઉપર શ્રદ્ધા રાખો છો તે સારી વાત છે પરંતુ મ્હને શા માટે તે સ્થળે લઇ જાઓ છો ? મ્હેં " હંસમાં બગલાં ઘણાં જોયાં છે ! "જો તેઓ નિરર્થક વાતો કહેશે તો હું તેમના કાન મસળી દઇશ ! " સુરેન્દ્રબાબુ વાત સંભારી રોદન કરતા અને કહેતા કેઃ " તેમની પાસે જઇ અંતે હું મ્હારાં નાક કાન મસળાવી આવ્યો ! "

## દ્વાત્રિંશં અધ્યાય.

### ગિરિશ પ્રસંગ.

બાબુ ગિરિશ્ચન્દ્રઘોષ (કલકત્તાના એક સુપ્રસિદ્ધ નાટયકાર અને નટ) નું વૃતાન્ત અતિ સુંદર છે. તેઓ પહેલાં ધાર્મિક હતા. હિંદુ ધર્મ ઉપર તેમને વિશેષ આસ્થા હતી કે નહિં તે અમે જાણતા નથી અને તે સંબંધી લખવાનું પણ નથી પરંતુ તેઓ સર્વદા આદિ બ્રાહ્મસમાજમાં ઉપાસનાદિ કાર્યોમાં શામિલ રહેતા. એક સમયે ઉત્સવનો દિવસ હતો. પ્રથમ બેચારામ બાબુ અને પછી દેવેન્દ્ર ઠાકુર અને એક પૂર્વ દેશના પ્રચારકે મંદિરમાં ઉપાસના કાર્ય કર્યું હતું. બીજે દિવસે કેશવબાબુને ઘેર ભાષણ વગેરે સંબંધી આન્દોલન ચાલતું હતું. કેશવબાબુએ કહ્યુંઃ "બેચારામ બાબુ કેવી રીતે બોલ્યા હતા ? " એક મનુષ્યે ઉત્તર દીધોઃ " આહા ! બોલવાની તેમની જેવી ઢબ છે તેવીજ રીતે શબ્દવિન્યાસ કરવાની તેમનામાં ક્ષમતા પણ છે ! " એ સાંભળી કેશવબાબુએ પુનઃ પૂછ્યુંઃ " બંગાલા ( બંગાલીઓ ) શું કહે છે !" એ સમયે ગિરિશબાબુ ત્યાં ઉભા હતા. આ બધી વાતચિત સાંભળતાંજ

તેમને સખ્ત આઘાત લાગ્યો અને વિચારવા લાગ્યાઃ "આ શું ? ધર્મ ભાવનામાં આટલી બધી કપટતા! બંગાલા, એમનામાં ( બ્રાહ્મ સમાજીઓમાં ) ભ્રાતૃ ભાવ હોવાનું માત્ર મ્હોઢાની વાતોજ કહે છે! "એટલું કહી તેઓ તદ્દન ક્રોધે ભરાઇ ગયા. સાંભળ્યું છે કે તેઓ સાધુને જોતાંજ તેનો ચીપીઓ છિનવી લઇ તે વડેજ તે સાધુને મારતા હતા ! એક પ્રસંગે તેમને ત્યાં નવરાત્રિમાં દુર્ગા માતાની સ્થાપના કરી હતી! ગિરિશબાબુએ તે દેવીના કટકે કટકા કરી બહાર ફેંકી દીધી હતી. એટલા માટે કહેવું પડશે કે તેઓ ઇશ્વરને માનતા ન હતા! તેમણે પોતાના મનમાંથી ઇશ્વર શબ્દને દૂર કરી ફેંકી દીધો હતો! લોકોમાં કિંવદંતિ ચાલે છે કેઃ એક સમયે તેઓ બરાકર સ્હામેના પંચકુટ નામક પહાડના એક ભયંકર સ્થાનમાં પડી ગયા પછી ભયને લીધે તેમના મુખમાંથી ઇશ્વર નામોચ્ચાર થઇ ગયો હતો ! તેજસ્વી ગિરિશબાબુએ પોતાને ધિક્કાર આપતાં કહ્યું કેઃ " શું કર્યું ? ભયને લીધે ઇશ્વરનું નામ મ્હેં દીધું ! હવે કદી પણ એ નામ દઇશ નહિં. જો કોઇ પણ પ્રસંગે પ્રેમને લીધે બોલી શકીશ તોજ તેનું નામ ઉચ્ચારીશ. "

ગિરિશબાબુ રચિત ચૈતન્ય—લીલા નામક નાટક જ્યારે ભજવાતું હતું ત્યારે પરમહંસદેવ તે નાટક જોવા ગયા હતા. તે દિવસે ગિરિશ બાબુની ભાગ્યદેવી તેમના ઉપર સુપ્રસન્ન થઇ હતી. પરમહંસદેવ સાથે તેમનો મેળાપ થવાથી બન્ને પરસ્પર આવ જા કરતા હતા. ગમે તેમ હો પરંતુ ગિરિશબાબુ એક વિચિક્ષણ અને બુદ્ધિમાન પુરૂષ હતા એમાં તો કંઇ પણ સંદેહ નહિ. તેઓ જાણુતા હતા કેઃ જે પુરૂષ ગુરૂ છે તે બ્રહ્મા, તે વિષ્ણુ અને તે મહેશ્વરજ છે. પરમહંસદેવને તેમણે એક અસાધારણ પુરૂષ તરીકે જાણી લીધા હતા તેમ છતાં તેમનું ચિત્ત, તેમની પરીક્ષા કરવા તરફ વળ્યું હતું. પરમહંસદેવ એક દિવસ થિયેટર ( નાટકશાળા ) માં નાટક જોવા પધાર્યા હતા. નાટ્ય પ્રયોગ પૂરો થઇ રહ્યા પછી ગિરિશબાબુએ પરમહંસદેવ પાસે આવી વાતમાં ને વાતમાં તેમને એવાં એવાં કટુ વચનો કહ્યાં હતાં કેઃ તે લખી પ્રકટ કરવાં ઉચિત્ નથી ! એના કરતાં તો જગાઇ માધાઇદ્વારા નિત્યાનંદને ઘડાનો કાનો મારવો હજાર દરજ્જે સારૂં હતું પરંતુ ગિરિશબાબુની તે દિવસની ગા-

ળોની તુલના થઇ શકે એમ નથી! કારણ કે એક વખત પ્રહાર કરવાથી તેનું દુઃખ હંમેશને માટે રહેતું નથી, પરંતુ કવિના મુખમાંથી નિકળતાં બિભત્સ કાવ્યો નસેનસને કેવી રીતે વિંધી નાંખે છે, તેનું વર્ણન કરવા કરતાં અનુમાન કરી લેવું એજ ઇષ્ટ છે! એવી ગાળો દેવાથી ત્યાં હાજર રહેલી ભક્તમણ્ડળી ક્રોધે ઉશ્કેરાઇ ગઇ હતી, પરંતુ પરમહંસદેવનો અપૂર્વ માનસિક ભાવ જોઇને સર્વ ભક્તો પોતાના મનનો જુસ્સો સમાવી શક્યા હતા. પરમહંસદેવ તો પૂર્વે જેમ હસતા હતા તેજ પ્રમાણે હમણાં પણ હસવા લાગ્યા, અને હસતાં હસતાંજ યોગ્ય સમયે દક્ષિણેશ્વર ચાલ્યા ગયા.

એ સમાચાર જે સમયે સર્વ ભક્તોમાં પ્રસરી ગયા તે સમયે સર્વના હૃદયમાં બહુ દુઃખ થયું, અને તેમ ન થાય કેમ? એક અપરાધી મનુષ્યને અતિશય કડવાં વચનો કહેવાથી લોકોના મનમાં આઘાત લાગે છે, તો પછી આ તો સર્વના શુભાકાંક્ષી, નિરપરાધી પરમહંસદેવ, એમની સાથે એ પ્રમાણે વર્તવુંજ એ તદ્દન ધર્મ, નીતિ અને લોકમર્યાદાથી વિરૂદ્ધજ કહેવાય, એમાં સંદેહ શો?

એક દિવસ પરમહંસદેવ અન્ય ભક્તો સાથે બેઠા હતા. એજ સમયે અમે ત્યાં જઇ પહોંચ્યા. અમને જોતાંજ તેમણે કહ્યુઃ "ગિરિશે ગાળો દીધી છે." અમે કહ્યુંઃ "શું કરશો?" તેમણે પુનઃ કહ્યુંઃ "મ્હને કદાચ તે મારે તો?" અમે કહ્યુંઃ "માર ખાજો." તેમણે કહ્યુંઃ "માર ખાવો પડશે? ગિરિશનો અપરાધ શો? કાલીયના સર્પ-વિષથી ગોવાળીયાનાં બાળકોનું મૃત્યુ થવાથી શ્રી કૃષ્ણે કાલીયને યથાયોગ્ય શિક્ષા આપતાં કહ્યું હતું કેઃ "તું શા માટે સર્વને વિષ આપે છે?" કાલીયે વિનયપૂર્વક કહ્યુંઃ "પ્રભુ! જેને ઇશ્વરે અમ્રત આપ્યું છે તે તેજ આપી શકે છે કિંતુ ઇશ્વરે મ્હને વિષ આપ્યું છે પછી હું અમ્રત ક્યાંથી આપી શકું?" ગિરિશના હૃદયમાં જે હતું, જે પદાર્થોદ્વારા તેનો હૃદયભાણ્ડાર ભરેલો હતો તે કાળકૂટ સમાન વાક્યો મુખમાંથી કાઢી બહાર મૂકવાનું અન્ય સ્થળ ક્યું? તે વાક્યો જ્યાં નાંખવામાં આવત (અર્થાત્ જેને કહેવામાં આવત તેને) ત્યાં વિપરિત પરિણામ આવત એમાં સંદેહ નહિ." મ્હેં કહ્યુંઃ "અમને જો એવાં વાક્યો કહ્યાં હોત તો કદાચ અમે તેને ફોજદારી કૉર્ટમાં ઘસડ્યા હોત. એ સર્વનો વિચાર કરીનેજ પ્રભુએ પોતે અંજલિ પ્રસારી

ગ્રહણ કરી લીધાં છે." અહા ! શું કહીએ ? પરમહંસદેવ પતિતપાવન દયા-મય ! મ્હારા શબ્દો સાંભળતાંજ તેમનું મુખ રાતું થઇ ગયું. તેમનાં બન્ને નેત્રોમાં જળ આવ્યાં, અને તેજ ક્ષણે ગિરિશને ઘેર જવા માટે ઉઠી ઉભા થયા. કોઇ કોઇ ભકતે તેમને મધ્યાહ્નના પ્રચણ્ડ સૂર્ય તાપથી તેમને ક્લેશ સહન કરવો પડશે એમ કહ્યું તે તેમણે સાંભળ્યું નહિ. તેઓ તો તુર્તજ ઉઠીને ગાડીમાં બેઠા અને ગિરિશચન્દ્રને ઘેર આવી ઉભા. બીજી તરફ ગિરિશબાબુ પોતાની નિંદા થતી સાંભળી પોતાની જાતને હજારો ધિઃક્કાર આપતા હતા. હવે ગ્રહસ્થોને શું મ્હોં દેખાડવું ? તેની વિમાસણમાં-વિચારમાં પડ્યા હતા. તે વિમાસણ-વિચાર હવે દૂર થયા. પરમહંસદેવે આવી તેમને એવી ખુબીથી ઉપદેશ દેવા માંડ્યો અને ભકતો સહિત એવું હરિનામ કીર્તન કર્યું કે જેથી ગિરિશ બાબુના મનમાં જે કાંઇ દુઃખ-લજ્જા ઉપસ્થિત થયાં હતાં તે નીકળી ગયાં. તેજ ગિરિશ આજે પરમહંસદેવના પરાક્રમથી પરાજય પામ્યા.

ગિરિશબાબુના જીવન ચારત્રમાં અન્ય કોઈ પ્રકારનો દોષ હતો કે નહિ તે કહી શકાતું નથી પરંતુ તેઓ મદ્યપાન કરવામાં એક્કા હતા એતો કહેવુંજ પડશે ! માત્ર મદ્યજ નહિ પણ આબકારી ખાતાની ઑફિસનો તેમણે ઇજારો લીધો હતો એમ કહેવું અતિશયોક્તિ ભરેલું નથી ! તેમનું મદ્યપાન છોડાવવા માટે કોઇ એક ભકતે પરમહંસદેવ પાસે પાર્થના કરી હતી. એ સાંભળી તેમણે કહ્યું હતું કેઃ "તમને એટલું બધું શા માટે દુઃખ થાય છે ? તે મદ્ય છોડે કે ના છોડે, જે તેનો કર્તા છે તે તેનો વિચાર કરશે. વિશેપમાં તેઓ શૂરભક્ત છે, મદ્યપાનથી દોષ થશે નહિ." ભક્ત બિચારો વિશેષ શું બોલે ? તે તો ચુપજ થઈ ગયો.

પરમહંસદેવદ્વારા ગિરિશબાબુની ક્રમે સુખ્યાતિ પ્રસરવા લાગી. એ સાંભળી તેઓ ગુસ્સે થતા અને કહેતા કેઃ "મહારાજ ! વાતો કરવાથી કશું વળતું નથી. હું અનેક વાતો જાણું છું. મ્હારે તો કાર્ય જોવું છે. હું તો જે છું તેનો તેજ રહ્યો છું." એમ કહી એક દિવસ સંધ્યા સમયે મદ્યની બાટલી ઉઘાડી બેઠા. એકબે મિત્રો પણ ત્યાં આવી ચઢ્યા. તેઓ બેચાર ગ્લાસ મદ્ય પીતાંજ એક બાજુએ ઢળી પડ્યા. ગિરિશનું તે તરફ ધ્યાન ગયું

હતું. બાટલી ખલાસ થયા પછી ગિરિશને એક વખત જરા નિશા ચઢયા પછી તમામ નિશા ઉતરી ગઇ. બીજી બાટલી ઉઘાડવામાં આવી. તે બધી પી જવા છતાં ગિરિશને જરા પણ નિશા ચઢી નહિ! ત્યાર પછી ત્રીજી બાટલી પણ જ્યારે તેમને નિશા ચઢાવવા સમર્થ થઇ નહિ અને જળવડે પેટને ફુલી ઉઠેલું દીઠું ત્યારે તેઓ ઘણા ક્રોધે ભરાયા અને તેજ દિવસથી તેમણે મદ્ય· પાનનો ત્યાગ કર્યો. ગિરિશબાબુની એકાગ્રતા શક્તિ અતિ પ્રબળ હતી. જે કાર્ય કરવાનું મન પર લેતા તે કાર્ય કરતા. કોઇ તેમને અટકાવી શકે તેમ નહતું. પરંતુ કુ-સંસ્કાર અને કુ-અભ્યાસ એ કોઇ કોઇના કહેવાથી પરિત્યાગ કરતું નથી. એ સૂત્ર પરમહંસદેવ સારી પેઠે જાણતા હતા. તેજ કારણથી તેમણે ગિરિશબાબુને મદ્યપાન કરવાની ના કહી નહોતી.

કેટલાક દિવસ પછી ગિરિશબાબુ એક નટી ( સ્ત્રીનટ-એકટ્રેસ ) ને તેના મંદવાડ સમયે જોવા ગયા હતા. ત્યાં તેમણે વ્હીસ્કી ( આ નામનો એક જાતનો દારૂ છે તે) પીધો. તે દિવસે તેમને અતિશય કેફ ચઢવાથી રાત્રિ અજ્ઞાનાવસ્થામાં ત્યાંજ વ્યતીત કરવી પડી. વેશ્યાને ઘેર રાત્રિ વાસો રહેવાનું ગિરિશબાબુના જીવનમાં આજે પ્રથમ જ બન્યું હતું. પ્રાતઃકાલમાં કિંચિત્ ચૈતન્ય પ્રાપ્ત થવાથી તેઓ પોતાની અવસ્થા જાણી શકયા હતા. વેશ્યા નારીને ઘેર રાત્રિ નિવાસ કરવો પડયો એ જાણી તેમને અતિશય દુઃખ થયું, અને તે જ કારણથી ઘેર નહિ જતાં એક ગાડી ભાડે કરી સાથે મદ્યની એક બાટલી લઇ દક્ષિણેશ્વર ગયા. દક્ષિણેશ્વર પહોંચ્યા પછી ઉચ્ચ્ગતે શ્વાસે પરમ-હંસદેવ પાસે જઇ તેમનાં બન્ને ચરણકમળ છાતીએ ધારણ કરી રોદન કરવા લાગ્યા. અન્તર્યામી પરમહંસદેવ તેમના હૃદયનો ભાવ સમજી ગયા, પરંતુ તે સમયે તેઓ કંઇ પણ બોલ્યા નહિ.

ગિરિશબાબુએ ઓરડામાં પ્રવેશ કર્યા પછી, પરમહંસદેવે એક અન્ય ભક્ત દ્વારા તેમની ગાડીમાંથી મદ્યની બાટલી, દુપટો તથા બુટ મંગાવી લીધાં હતાં. ગિરિશને મદ્ય ઉતરવાને સમયે યાદ આવ્યું કેઃ ગાડીમાં મદ્ય હતો. તે સમયે ગાડી તો ચાલી ગઇ હતી. શું કરવું? તેનો ગિરિશ વિચાર કરતા હતા એટલામાં પરમહંસદેવે પેલી મદ્યની બાટલી તેમને આપવા કહ્યું.

ગિરિશે આનન્દપૂર્વક ઘુંટડે ઘુંટડે તેનું પાન કરવા માંડયું. તે દિવસે જન્માષ્ટમીનો દિવસ હોવાથી ત્યાં અનેક મનુષ્યો એકત્ર થયાં હતાં. ગિરિશે મદ્યપાન કર્યું તે દ્રષ્ય સર્વ મનુષ્યોએ જોયું હતું.

એ બનાવથી ગિરિશબાબુએ લજ્જિત થઇ એક પ્રકારે મદ્યપાનનો ત્યાગ કર્યો હતો. તે દિવસે પરમહંસદેવે ગિરિશને મુખેથી જે કાંઇ સાંભળ્યું હતું તે સત્ય–પાસમાંથી પસાર થવા માટે, ગિરિશના ઉદ્ધારનો ભાર પોતે સ્વીકારી તેમને કહ્યું હતું કે: "થોડા દિવસ સંસારમાં છે. તેટલા દિવસ પર્યંત ઝટઝટ ખાઇ લે, પી લે." વગેરે.

હવે ગિરિશબાબુની ભક્તિની તુલના થઇ શકે એમ નથી. પરમહંસદેવ તેમને વીરભક્ત, શૂરભક્ત, કહીને બોલાવતા હતા. ગિરિશને મળવાથી તેઓ કેવા આનન્દિત થતા તે જેમણે જોયું છે તેજ જાણી શકયા છે. તેઓ કહેતા કે: ગિરિશના જેવો બુદ્ધિમાન પુરૂષ મ્હેં અન્ય કોઈ દીઠો નથી. પૂર્વ પરિચિત મથુરબાબુમાં બાર આના બુદ્ધિ હતી અને ગિરિશમાં સોળ આના ઉપર ચાર છ આના કહેતા.

એક દિવસ દેવેન્દ્રનાથ મજુમદારને ઘેર પરમહંસદેવ કેટલાક ભકતો સહિત એકત્ર થયા. ત્યાં ગિરિશબાબુ પણ આવ્યા હતા. ત્યાં પરમહંસદેવને સમાધિ અવસ્થા પ્રાપ્ત થઇ. ગિરિશબાબુ તે સમયે મનમાં ને મનમાંજ કોણ જાણે શી પ્રાર્થના કરતા હતા, તે કોઇ જાણતું નહોતું પરંતુ પરમહંસદેવે કિંચિત્ ગુસ્સાભેર કહ્યું: "ઓ ગિરિશ! વિચાર શો કરે છે? આજ પછીથી ત્હને જોઇને સર્વ સ્તબ્ધ થઇ જશે." જો કે આ પ્રમાણે ગિરિશબાબુની આકાંક્ષા વારંવાર પરિપૂર્ણ થતી હતી તોપણ હજી તેમના મનમાં કંઇક સંદેહ હતો, પરંતુ તે સત્વર દૂર થયો હતો. એક દિવસ અધરલાલસેનને ઘેર પરમહંસદેવ કેટલાક ભકતો સહિત પધાર્યા હતા. તેમાંના એક ભક્તની પાસે મદ્યની બાટલી હતી. પરમહંસદેવ તે વાત જાણતા હતા. અધરબાબુના ઘરમાં પ્રવેશ કરતી વખતે પેલા ભક્તે મદ્યની બાટલી ગાડીમાં સંતાડી દેવાનો યત્ન કર્યો, પરંતુ પરમહંસદેવે તેને તેમ કરતાં વાર્યો અને કહ્યું કે: ગાડીવાળો પી જશે, એમ કહેવાથી બાટલી વસ્ત્રથી લપેટી સાથેજ લઇ લીધી. તે દિવસે ત્યાં ચણ્ડી

સંબંધી ગાયનો થતાં હતાં, તેથી અનેક મનુષ્યો એકત્ર થયાં હતાં. એટલામાં પેલી બાટલી સભા સ્થળમાં પડી ભાંગી ગઇ, અને મદ્યની દુર્ગંધ સર્વત્ર પ્રસરી ગઇ. અનેક મનુષ્યો કહેવા લાગ્યાં કેઃ "પરમહંસદેવને નિશા જેવાં ચિહ્નો થાય છે તેનું કારણ આજ છે! તેઓ ગુપ્ત રીતે મદ્યપાન કરે છે." વળી કોઇએ કહ્યું કેઃ "તેઓ તાંત્રિક છે, એમાં (મદ્યપાનમાં) કાંઇ દોષ નથી." ત્યાર પછી મ્હોટી ગરબડ મચી રહી. જ્યારે અનેક પુરૂષોએ એ વાત જાણી ત્યારે સર્વ તેમની પરીક્ષા કરવા આવ્યા. તેમણે જોયું કેઃ ત્યાં જરા પણ મદ્ય નથી. તેમાંથી તો ડા. ગુપ્તના ઔષધીની સુગન્ધ નીકળે છે. એ સાંભળી ગિરિશબાબુએ કહ્યું હતું કેઃ "આ ઓગણીશમી શતાબ્ધિમાં એક અદ્‌ભૂત ચમત્કાર થતો જણાય છે. મદ્યમાં દોષ શો? વારૂ, ત્યારે તો અમે એવા ગુરૂના શિષ્ય થઇ શકીશું. બાટલી ઉઘાડીને ગુરૂને પાઇશું અને આપણે સર્વ પ્રસાદ મેળવીશું." એવો વિચાર કરી તેમણે મદ્યની બાટલી ઉઘાડી કાર્યનો આરંભ કર્યો. એ ચાર ગ્લાસ મદ્ય પીધા પછી તે બાટલીમાં ડા. ગુપ્તનું ઔષધજ થઇ ગયું! તે સમયથી ગિરિશબાબુનો નિષ્કપટી વિશ્વાસ પરમહંસદેવ પ્રત્યે વૃદ્ધિ પામવા લાગ્યો. એક દિવસ પરમહંસદેવે તેમને કહ્યું કેઃ "બીજુ કંઇ કરી શકાય કે નહિ પણ નિત્ય એક વખત ઇશ્વરનું નામ સ્મરણ કરજો. તમે કહેશો કેઃ એમ ના બની શકે તો? તો માત્ર સન્ધ્યા સમય પછી તે (ઇશ્વર) ને એક વખત પ્રણામ કરજો. તમે કહેશો કેઃ એટલીએ ફુરસદ ના મળે તો? બહુ સારૂં, તમે મ્હને મુખ્ત્યારનામું આપતા જાઓ." ગિરિશબાબુના મનની આકાંક્ષા તેજ ક્ષણથી પરિપૂર્ણ થઇ ગઇ છે. આજકાલ ગિરિશબાબુને જોતાં જ સ્તબ્ધ થઇ જવાય છે.* પાંચ વર્ષ પહેલાં જે ગિરિશને જે દૃષ્ટિએ અમે જોતા હતા તે દૃષ્ટિએ હવે જોઇ શકાય તેમ નથી!

ગિરિશબાબુ કોઇ પ્રકારનું સાધન ભજન કરતા જણાયા નથી, પરંતુ તેમના મનમાં વિલક્ષણ પ્રકારની શાંતિ વિરાજ કરતી હતી. હમણાં તેઓ કયા પ્રકારના તત્વજ્ઞાની થયા છે તેનું દ્રષ્ટાંત તેમના રચેલાં બુદ્ધદેવ ચરિત, બિલ્વ-

---

* કલકત્તાના સુપ્રસિદ્ધ નાટયકાર. નટ, કવિ ગિરિશચન્દ્ર ઘોષ. (ગિરિશબાબુ) બે વર્ષથી મરણ પામ્યા છે. ભા. ક.

મંગલ, નસિરામ (નરસિંહરામ) અને રૂપસનાતનાદિ નાટય ગ્રન્થમાં દેદિપ્યમાન થઇ રહ્યાં છે. અમે જાણીએ છીએ કે એ સર્વ નાટકો–પુસ્તકોદ્વારા અનેક મનુષ્યનાં ધર્મ–દ્વાર ખુલ્લાં થઇ ગયાં છે. બંગાલામાં તે નાટકો ઘણા આદર પામ્યા છે.

અન્ય સર્વ જે મનુષ્યોને પરમહંસદેવના ભક્તરૂપે ગણવામાં આવે છે તેમનાં પ્રત્યેકનાં જીવનમાં ખાસ કેટલાક વિશેષ બનાવો બનેલા છે પણ તે સર્વ આ સ્થાને એકત્ર કરી પ્રકટ કરવું દુઃસાધ્ય છે. તેઓ પ્રત્યેક ત્રયતાપવડે બળી મરણતોલ થઇ ગયા હતા; પરંતુ પરમહંસદેવની ચરણ છાંયામાં વિશ્રાંતિ લેવાથી તે સર્વેએ શાંતિ–મુક્તિ પ્રાપ્ત કરી છે.

---

## ત્રયોત્રિંશ અધ્યાય.

---

### મહેન્દ્ર પ્રસંગ.

પરમહંસદેવના એક પરમ ભક્ત મહેન્દ્રનાથ ગુપ્તનું ઇતિવૃત બહુ શિક્ષાપ્રદ છે. સાંભળ્યું છે કે મહેન્દ્રનાથ ( માસ્તર મ. ) વૈદ્યજાતિ, વિદ્યાસાગર મહાશય સ્થાપિત શ્યામબઝાર શાખા–વિદ્યાલયના મુખ્ય શિક્ષકનું કાર્ય કરતા હતા, પરન્તુ તેમના મનમાં અતિશય અશાંતિ વ્યાપ્ત રહી હતી. આ સમયે વિદ્વાનોમાં–અને તેમાં વળી અંગ્રેજી ભણેલા ઉપરાંત અંગ્રેજી–વિજ્ઞાનશાસ્ત્ર શિખેલા વિદ્વાનોમાં-હિન્દુ ધર્મની મૂર્તિપૂજા અને કોઇ કોઇ સમયે ઇશ્વરવાદનું સુદ્ધાં ખણ્ડન કરી શકાય તો વિશેષ પાણ્ડિત્ય જણાઇ આવે, એવી એક પ્રકારની ધુન અનેક શિક્ષિત વિદ્વાનોનાં મસ્તકમાં ભરાઇ હતી ! માસ્તર સાહેબ પણ પાશ્ચાત્ય વિદ્યા વિભુષિત હોવાથી તેઓ પોતાને મહા વિદ્વાન, બુદ્ધિશાળી અને સર્વશ્રેષ્ઠ માનતા હતા. જાણે તેમના જેવો વિદ્વાન બીજો કોઇ છેજ નહિ એમજ માનતા ! હમણાં સ્કુલોમાં ઉન્હાળાની રજાઓ પડી હતી, તેથી તેઓ પોતાનું ઘર છોડી, બ્હેનને સાસરે, વરાહનગરમાં ઇશાન કવિરાજને ઘેર, કેટલાક દિવસથી નિવાસ કરતા હતા. ત્યાં ગયા પછી જાણે તેમને કાંઇક શાન્તિ મળી હોય એમ તેઓ માનતા હતા.

આ સમયે મહેન્દ્રનાથનું વય ત્રિશ વર્ષનું હતું. તેમનું મુખ સુંદર, સુડોળ, પ્હોળાં રાતાં નેત્રો, મસ્તકે કાળા ભ્રમર જેવા કેશ, લાંબી દાઢી હતી. વરાહનગર ગયા પછી બે ચાર દિવસ એક પરિચિત મનુષ્ય સાથે આમ તેમ બગિચાઓમાં ફરતાં ફરતાં અનેક વાર્તાઓ કરતા હતા. તેઓ સાથીદારને બગિચાની શોભા બતાવી બોલ્યા કેઃ " વારૂં, આના કરતાં વિશેષ શોભા-યુક્ત કોઇ બગિચો છે કે ? " સાથીદારે કહ્યું. " હા, જ્યાં રામકૃષ્ણ પરમ-હંસ રહે છે તે રાણી રાસમણિનો બગિચો બહુ સુંદર છે. " માસ્તરે રામ-કૃષ્ણદેવનું નામ પૂર્વે કેટલાક વખત સાંભળ્યું હતું, પરન્તુ સાધુ, સન્યાસી અને પરમહંસના અદ્દભૂત ચમત્કારોને તેઓ ઇન્દ્રજાળ કે નજરબંધીના ખેલો અથવા તો એક પ્રકારનો પ્રપંચ–ઢોંગ–સિવાય બીજું કશું માનતા નહિ ! તેથી જ પરમહંસદેવનું નામ સાંભળી તેમના મનમાં વિશેષ કૌતુહલ થયું નહિઃ તેમ છતાં રાસમણિના બગિચો ઘણો સુંદર છે એવું સાંભળી તે જોવાનું તેમને મન થયું. સાથીદારને કહ્યુંઃ " ચાલો ત્યારે, બગિચો જોઇ આવીયે. " બન્ને બગિચામાં જઇ પહોંચ્યા, અને એક પછી એક એમ સમસ્ત સ્થાને જોઇ તેમને બહુ આનન્દ થયો એટલુંજ નહિં પણ રાણીની પ્રશંસા પણ કરવા લાગ્યા. ગ્રીષ્મકાલ હતો. બેલા, જુઇ, ચમેલી, વગેરે પ્રાણ તૃપ્તકર પુષ્પ-ના ગુચ્છા ચારે દિશામાં પ્રફુલ્લિત થઇ મનોહર સુગંધ પ્રસરાવી રહ્યા હતા. બગિચાની ભીંત આગળજ પતિતપાવની મા ગંગા પ્રવાહિત થઇ રહ્યાં હતાં. માસ્તરના મનમાં કવિતાની ભાવના જાગ્રત થઇ એટલામાં વેગળેથી તેમની દૃષ્ટિ એક મકાન તરફ ગઇ. તેમણે જોયું કે ત્યાં અનેક ગૃહસ્થો એકત્ર થઇ બેઠા છે. તેમણે સાંભળ્યું કેઃ "રામકૃષ્ણ પરમહંસદેવ પાસે ઘણા મનુષ્યો જાય છે અને તેમની ઇશ્વરીય કથા વાર્તા સાંભળી શ્રોતાઓ મુગ્ધ બની જાય છે ! " આ વખતે માસ્તરનું મન પરમહંસદેવને જોવા માટે લલચાયું. તેમ-ણે વિચાર્યું કે એ સાધુ શું કહે છે તે સાંભળવું તો જોઇએજ, કારણ કે તેઓ પણ પ્રસંગોપાત ભાષણોદ્વારા લોકોને બોધ કરતા. વિચાર કરતા કરતા માસ્તર પરમહંસદેવના ઓરડા બહાર મનુષ્યની ભીડમાં જઇ ઉભા. ઓરડા-માં તો તલપુર સ્થાનજ નહોતું ! સર્વ મનુષ્યો ચિત્રમાં ચિતરેલાં સ્થિર

ચિત્રોની પેઠે સ્થિર નેત્રોથી રામકૃષ્ણદેવના મુખચન્દ્ર સ્હામું જોતા તેમની કથા શ્રવણ કરી રહ્યા હતા. તે સમયે રામકૃષ્ણદેવ બોલી રહ્યા હતા કેઃ " જ્યારે ભગવાનનું નામ સ્મરણ કરતાંજ જેને રોમાંચ કે અશ્રુપાત થાય છે ત્યારે તેને ભગવાનનાં દર્શન થતાં વિલંબ લાગતો નથી. ભગવાન પ્રાપ્ત થતાંજ સમસ્ત કર્મનો ત્યાગ થઇ જાય છે. તેમને સન્ધ્યા, આહ્નિક, પૂજા, વગેરે કર્મ કરવાપણું રહેતુંજ નથી. સન્ધ્યા ગાયત્રીમાં લય પામે છે, અને ગાયત્રી ૐકારમાં લય પામે છે. તે સમયે ૐકારનો જપ કરવાથીજ સર્વ સિદ્ધ થાય છે." આ પ્રમાણે કેટલોક બોધ સાંભળતાંજ તેમને પરમહંસદેવનો બોધ બહુ સુંદર ઉત્તમ જણાવા લાગ્યો. બોધ સાંભળતાંજ તેમનું મન મુગ્ધ થઇ ગયું. તે સ્થાનેથી ખસવું ઠીક લાગ્યું નહિ, પરન્તુ સન્ધ્યાનો સમય થયો હતો. સર્વ શ્રોતાઓ રામકૃષ્ણદેવની કથા પૂર્ણ થયા પછી એક પછી એક સ્વગૃહે જવા તત્પર થયા. એ જોઇ માસ્તર પણ દેવાલય વગેરે જોઇ બહાર આવી બગિચાનાં અન્ય સ્થળ નિરીક્ષણ કરવા લાગ્યા. મંદિરમાં સાયં સન્ધ્યાની આરતિનો આરંભ થયો તે સાથેજ નોબતખાનામાંથી નોબતનો સુમધુર ધ્વનિ થવા લાગ્યો. માસ્તર જે કાંઇ સાંભળતા, જે કાંઇ જોતા તે સર્વ જાણે એક અપૂર્વ પ્રીતિ સમર્પણ કરતાં ન હોય ! સન્ધ્યાની આરતિ પછી મહેન્દ્રનાથ પુનઃ રામકૃષ્ણદેવના ઓરડા પાસે જઇ ઉભા. તેમણે જોયું કેઃ દ્વાર બંધ છે. મંદિરની વૃન્દા નામક દાસી દ્વાર આગળ ઉભી હતી. ઓરડામાંથી ધૂપની સુગંધ આવતી હતી. માસ્તરની ઇચ્છા હતી કે ઓરડામાં પ્રવેશ કરવો, પરંતુ તેઓ અંગ્રેજી-વિદ્વાન હતા ! રજા લીધા વગર કોઇના મકાનમાં જવાયજ કેમ ? રજા લીધા વગર કોઇના મકાનનાં દ્વાર ઉઘાડી શકાયજ કેમ ? તે તો અંગ્રેજી નીતિ વિરુદ્ધ કહેવાય ! તેથી ઘરમાં પ્રવેશ કર્યા વિના, દ્વાર આગળજ ઉભા રહી વૃન્દાને પૂછયુંઃ " આ ઘરમાં સાધુ છે કે ? "

વૃન્દા : " હા, આ ઓરડામાંજ છે."

માસ્તર : " તેઓ અહિં કેટલા દિવસથી છે ? "

વૃન્દાએ ઉત્તર દીધો : " ઘણા દિવસથી છે."

માસ્તર સાહેબ એવું જાણતા હતા કેઃ ગ્રન્થોનું અધ્યયન કર્યા સિ-

વાય મનુષ્યમાં શું મનુષ્યત્વ આવી શકે છે? નક્કી સાધુ ઘણાજ વિદ્વાન હોવા જોઈએ. તેથીજ વૃન્દાને પુછ્યું: "વારૂં, પણ એમણે પુષ્કળ ગ્રન્થોનું અધ્યયન કર્યું હશે?"

વૃન્દાએ હાસ્ય કરી ઉત્તર દીધો: "અરે ભાઇ! પુસ્તકો તો બધાંએ એમને મોઢે છે."

માસ્તર વિશેષ મુગ્ધ થયા. વૃન્દાના ઉત્તર ઉપર વિશ્વાસ ઉપજ્યો નહિ. અવિશ્વાસ પણ કરી શકતા નહિ. કૌતુહલ વિશેષ વધ્યું. વૃન્દાને પુછ્યું: "મ્હારે તેમની પાસે જવું છે. તમે તેમને જરા ખબર આપશો?"

વૃન્દાએ કહ્યું: "એમ કેમ ભાઇ! જાઓની અંદર, ઘરમાં જઇને બેસો." મહેન્દ્રે વૃન્દાના વચન ઉપર વિશ્વાસ રાખી દ્વાર ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. રામકૃષ્ણદેવ એકલા બેઠા હતા. ધૂપ કરેલો હોવાથી સર્વ દ્વાર બંધ હતાં. તેમણે અંદર જઇ બે હાથ જોડી પ્રણામ કર્યા. રામકૃષ્ણદેવે તેમને બેસવાનું કહી તેમનો પરિચય પુછ્યો. સન્ધ્યા સમયે રામકૃષ્ણદેવ અર્ધ સમાધિ સ્થિતિમાં હોય છે, તેથી વાત કરતાં કરતાં ક્વચિત્ સ્થિર ધ્યાનાસ્થ થઇ જવા લાગ્યા. જાણે વચમાં સ્તબ્ધ થઇ જતા હોય તેમ ચુપ બેસી રહેતા. તેમની સમાધિ કે ધ્યાનાવસ્થા સંબંધી માસ્તર કશું જાણતા નહોતા. તેથી વિચાર કરવા લાગ્યા કે: "રામકૃષ્ણદેવ વખતે હમણાં સન્ધ્યા કરતા હશે." આ સમયે તેમની પાસે આવવું નીતિ વિરૂદ્ધ જાણી ભય પામી તેમને પુછ્યું: "મહારાજ! આપ શું હમણાં સન્ધ્યા કરો છો?"

રામકૃષ્ણદેવે થોડી ધ્યાનાવસ્થામાંજ ઉત્તર દીધો: "ના, સન્ધ્યા, નહિ. એવું કશું નથી." ત્યાર પછી બે ચાર વાર્તાલાપ કરી માસ્તરે પ્રણામ કરી ઘેર જવાની રજા લીધી. રામકૃષ્ણદેવે કહ્યું: "પુનઃ આવજો."

પુસ્તકોનો અભ્યાસ કર્યા વગર આટલું બધું જ્ઞાન ક્યાંથી? બહુ આશ્ચર્યની વાત! માસ્તરે મનમાં જ વિચાર કર્યો: પુનઃ આવીશું. તેમના મનને ઘણું જ આકર્ષણ થવા લાગ્યું. કાલે કે પરમ દિવસે જરૂર આવીશું. એવો નિશ્ચય કર્યો.

બે ત્રણ દિવસ પછી એક દિવસ પ્રાતઃકાલને સમયે મહેન્દ્રનાથ રામ-

કૃષ્ણદેવની સન્મુખ આવી પહોંચ્યા. તેમને જોઇ રામકૃષ્ણદેવે સ્મિત હાસ્ય વદને કહ્યું: "તમે આવ્યા છો કે? અહિં બેસો." મહેન્દ્રે જોયું કે: રામ-કૃષ્ણ દેવ જરા બોબડા છે. વાત કરતાં તેમની જીભ જરા અચકાય છે, પરંતુ એ બોબડાપણુંજ તેમની કથા વાર્તામાં મિષ્ટ સ્વાદ ઉત્પન્ન કરવાનું એક અમૂલ્ય સાધન છે!

રામકૃષ્ણ દેવે કહ્યું: "તમે હમણાં ક્યાં રહો છો?"

મહેન્દ્ર: "હમણાં બ્હેનને ઘેર રહું છું. ઇશાન કવિરાજને ઘેર."

રામકૃષ્ણદેવ: "પેલા ઈશાન કવિરાજને ઘેર કે? ઠીક, કેશવની પ્રકૃતિ કેમ છે? તે બહુ માંદો હતો ને?"

મહેન્દ્ર: "મ્હેં પણ સાંભળ્યું છે ખરૂં. હમણાં તો સારૂં થયું હશે કદાચ."

રામકૃષ્ણ દેવ: "મ્હેં મ્હારી માતા પાસે કેશવને માટે નાળિએર-સાકર માન્યાં હતાં. પાછલી રાત્રે નિદ્રામાંથી ઉઠતાંજ મા કાલીની પાસે જતો, કેશવને માટે અશ્રુપાત કરતો અને કહેતો કે: "મા, કેશવનો વ્યાધિ સારો કરી દે. કેશવ નહિ હોય તો હું કલકત્તે કોને ઘેર જઇ વાતો કરીશ મા?" આ પ્રમાણે કેટલીક વાતચિત થયા પછી એકાએક રામકૃષ્ણ દેવે તેમને પૂછ્યું; "તમે પરણ્યા છો કે?"

પ્રશ્ન સાંભળી માસ્તરનું મન જરા શંકાગ્રસ્ત થયું. તેમણે કહ્યું: "હા"

રામકૃષ્ણ દેવ: "ઓ રામલાલ! જો, જો, લગ્ન પણ કરી દીધાં છે!"

મહેન્દ્રની શંકા વૃદ્ધિ પામી. તેમણે મહાન અપરાધીની પેઠે મસ્તક નમાવી દીધું. તેમણે વિચાર્યું કે: "લગ્ન કરવા એ શું આટલું બધું અપરાધ જનક છે?"

રામકૃષ્ણ દેવે પુનઃ પૂછ્યું: "છોકરાં બચ્ચાં થયાં છે કે?"

માસ્તરના મુખમાંથી હવે શબ્દોચ્ચાર થઇ શક્યો નહિ. ધીમે ધીમે અત્યન્ત અપરાધીની પેઠે બોલ્યો: "હા થયાં છે."

રામકૃષ્ણ દેવ બોલી ઉઠયા: "જા, જા, ભલા માણુસ. બચ્ચાં પણ થયાં છે કે?"

મહેન્દ્રનાથ જાણે ભયંકર અપરાધ કરતાં તિરસ્કાર પામ્યો હોય તેમ

સ્તબ્ધ થઇ બેસીજ રહ્યા. રામકૃષ્ણ દેવે પુનઃ કહ્યું: "જો, સાંભળ! ત્હારાં મુખ, નેત્ર વગેરે ઉપરથી કહું છું કે, ત્હારાં લક્ષણો બધાં બહુ સારાં છે વારૂ, તમારી સ્ત્રી કેવી છે?"

મહેન્દ્રઃ "સારી છે પણ અજ્ઞાન છે. કશું ભણી શીખી નથી."

રામકૃષ્ણદેવ મશ્કરી કરતા બોલ્યાઃ "અને તમે બહુ જ્ઞાની થઇ ગયા છો કેમ ?" માસ્તરનું વિદ્યાભિમાન ચૂર્ણ થવા લાગ્યું. તેઓ આશ્ચર્ય પામી, વિનયપૂર્વક નમ્ર થઇ સ્તબ્ધ બેસી રહ્યા. રામકૃષ્ણદેવે પુનઃ કહેવા માંડ્યું: "તમે જ્ઞાની છો કે?" માસ્તર વિચાર કરતા હતા કે આટલો બધો વિદ્યાભ્યાસ કરી કેટલું બધું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે શું જ્ઞાન નહિં કે ?" તેમને મહાન સંદેહ ઉત્પન્ન થયો. પાછળથી તેઓ જાણી શક્યા કે: ઇશ્વરને જાણવો એનું નામ જ્ઞાન. બીજું બધું અજ્ઞાન. રામકૃષ્ણદેવના કથનથી તો સ્પષ્ટ જણાય છે કે વિદ્યા જ્ઞાન તે સત્ય "જ્ઞાન" નથી. ગમે તેમ હો, રામકૃષ્ણદેવે માસ્તરને અનેક ઇશ્વરીય કથા વાર્તા કહી અનેક પ્રકારે ઉપદેશ આપ્યા પછી પૂછ્યું: "તમને સાકાર ઉપર વિશ્વાસ છે કે નિરાકાર ઉપર ?"

માસ્તર સ્તબ્ધ થઇ મનમાંજ બોલવા લાગ્યાઃ "સાકાર ઉપર વિશ્વાસ હોય તો શું નિરાકાર ઉપર વિશ્વાસ રહે ખરો? ઇશ્વર નિરાકાર છે, એવો વિશ્વાસ હોય તો પછી ઇશ્વરના સાકારત્વ ઉપર વિશ્વાસ કેમ હોઇ શકે ? બન્ને વિરૂદ્ધ અવસ્થાની વસ્તુઓ સાથે હોઇ શકે ખરી કે ? દુધ એ સફેત છે તે શું કદી પણ કાળું કહી શકાશે ?" માસ્તરે ધીમેથી કહ્યું: "હું તો નિરાકાર માનું છું."

રામકૃષ્ણદેવઃ "એ તો સાચી વાત છે. એક ઉપર વિશ્વાસ હોય તેજ ઠીક. નિરાકાર ઉપર વિશ્વાસ છે તેજ સારૂં છે, પરંતુ એજ કેવળ સત્ય છે અને બીજું બધું મિથ્યા છે એમ માનવું નહિં. નિરાકાર પણ સત્ય અને સાકાર પણ સત્ય છે, એમજ માનું છું. ઠીક પણ તમને જે વિશ્વાસ છે તે દ્રઢ રીતે માનવો."

બન્ને સત્ય છે. એવું વારંવાર સાંભળી માસ્તરને બહુ આશ્ચર્ય થયું. એ કથન તો તેમની કોઇ પોથીમાં વાંચવામાં આવ્યું નહોતું! માસ્તરનો અહં-

કાર ત્રીજીવાર ચૂર્ણ થવા લાગ્યો, પરંન્તુ હજી સંમ્પૂર્ણ થયો ન હતો, તેથીજ વિશેષ તર્કનો આરંભ થયો.

માસ્તરઃ "ઇશ્વર સાકાર છે એવું માનીએ તો માટીની પ્રતિમા એ કાંઇ તે નથી—"

રામકૃષ્ણદેવઃ—"એ માટી કેમ છે? એ તો ચૈતન્ય–પ્રતિમા છે."

માસ્તર ચિન્મયી પ્રતિમાનો અર્થ સમજી શક્યા નહિ. માત્ર એટલુંજ બોલ્યા કેઃ "વારૂ, જેઓ માટીની મૂર્તિની પૂજા કરે છે તેમને તો સમજાવી દેવું જોઇએ કેઃ એ માટીની પ્રતિમા કાંઇ ઇશ્વર નથી. અને તેમણે પ્રતિમા સન્મુખ બેસી તેમાં સાક્ષાત્ ઇશ્વરનો આવિર્ભાવ જાણી પૂજા કરવી ઉચિત છે. માટીની પૂજા કરવી ઉચિત નથી."

રામકૃષ્ણદેવ ગુસ્સે થઇ બોલ્યાઃ "તમારા કલકત્તાના લોકોને માત્ર એક પ્રકારની ઘેલછા લાગી છે! કેવળ ભાષણ આપવાં, અને લોકોને સમજણ પાડવી! તેમને કોણ સમજાવે છે તેનો પત્તો નથી! ભલા માણસ પણ તમે લોકોને સમજાવનાર કોણ છો? જેનું જગત્ છે, તેજ તેમને સમજાવશે! જેણે આ જગત્ રચ્યું છે, જેણે ચન્દ્ર સુર્ય રચ્યા છે, જેણે મનુષ્ય, જીવ જન્તુના આહારની યોજના કરી છે, જેણે તેમનું પાલન કરવા માતા પિતા સરજાવ્યાં છે, જેણે માતા પિતાનો સ્નેહ રચ્યો છે, તેજ તેમને સમજાવશે. જેણે મનુષ્યોને માટે આટલું બધું રચ્યું છે તેણે તેમને સાકાર—નિરાકાર સમજાવવાનો માર્ગ નહિં યોજયો હોય? જો સમજાવવાની આવશ્યક્તાજ હશે તો તેજ તેમને સમજાવશે. તે તો અન્તર્યામી છે. માટીની મૂર્તિપૂજા કરવામાં જો ભૂલ થતી હશે તો તે શું નહિ જાણતો હોય? તે તેનીજ પ્રાર્થના થાય છે ને તે એજ પૂજાથી સંતુષ્ટ થશે. તમારે એને માટે માથાફોડ શા માટે કરવી જોઇએ? તમને પોતાને જે માર્ગે જ્ઞાન અને ભક્તિ પ્રાપ્ત થાય તેનો તમે યત્ન કરો!"

આ વખતે માસ્તરનો અહંકાર ચૂર્ણ થયો હોય એમ જણાયું. તે વિચારવા લાગ્યાઃ "મહારાજ જે કહે છે તે સત્યજ છે. અમારે લોકોને એવું સમજાવવાની જરૂર શી? શું મ્હેં ઇશ્વરને ઓળખ્યો છે? શું મ્હેં ઇશ્વરનાં

દર્શન કર્યાં છે? શું મ્હને તેના ઉપર ભક્તિ ઉત્પન્ન થઇ છે? શું મ્હને તેના સંબંધી જ્ઞાન થયું છે? "પોતાને સુવાનું સ્થાન નથી અને પાડોશીને પલંગ આપવા જેવી વાત!" ઇશ્વર સંબંધી મ્હને જ્ઞાન થયું નથી, મ્હેં ઇશ્વરને જોયો નથી, મ્હેં ઇશ્વિર જોવાનો યત્ન કર્યો નથી. તેમ છતાં પારકાને ઇશ્વર સંબંધી જ્ઞાન–બોધ આપવાનું સાહસ કરવા જવું એના જેવો લજ્જાનો વિષય બીજો કયો હોઇ શકે? અરે! એના જેવું બુદ્ધિહીન કર્તવ્ય બીજું કયું હોઇ શકે? ઇશ્વરી જ્ઞાન એ શું ગણિતશાસ્ત્ર છે કે ઇતિહાસ છે કે સાહિત્યનો વિષય છે કે ચાલો ઝટ દઇને બીજાને સમજાવી દઇએ? એ તો હજારો વર્ષ તપસ્યા કર્યા પછી પ્રાપ્ત થાય એવું, અનેક જન્મના સુસંસ્કારબળે જાણી શકાય એવું, ઋષિ મુનિને પણ દુર્લભ્ય ઇશ્વર તત્વ છે! એ કાંઇ નિશાળમાં છોકરાઓને શિખવાય તેવી કે કૉલેજોનાં ભાષણો દ્વારા સમજાવી શકાય તેવી વિદ્યા નથી! એતો ગહન વિષય છે. મહારાજ જે કહે છે તે સત્ય જણાય છે." રામકૃષ્ણ દેવે કહ્યું: "તમે માટીની પ્રતિમા–પૂજા સંબંધી કહો છો, પણ જો તે માટીની હોય તો તેવી પૂજાની પણ આવશ્યકતા છે. નાના પ્રકારની પૂજાનું ઇશ્વરેજ આયોજન કર્યું છે. જેનું જગત્ છે–જે જગત્નો સ્વામી છે–તેણેજ અધિકારી ભેદ પ્રમાણે એવી સર્વ પ્રકારની વ્યવસ્થા કરી છે. જે બાળકના પેટમાં જેવો ખોરાક પચે છે તેવીજ વ્યવસ્થા તેની માતા કરે છે. એક માતાને પાંચ બાળકો છે. ઘરમાં અનેક રકમની ભોજન સામગ્રી તૈયાર છે પરંતુ જેને જે ભોજન પચે તેવુંજ તેની માતા તેને બનાવી આપે છે. કોઇને માટે ખીચડી, કોઇને સીરો, કોઇને લાડવા વગેરે. કેમ સમજ્યો?"

માસ્તર: "હા, મહારાજ."

તે પછી એક દિવસ મહેન્દ્રે કહ્યું: "શી રીતે ઇશ્વરમાં ચિત્તવૃત્તિ લીન થાય?"

રામકૃષ્ણદેવ "ઇશ્વરનાં નામ ગુણાનુંકીર્તન સર્વદા કરવાથી. વળી સત્સંગ, ઇશ્વરના ભક્ત અથવા સાધુઓની પાસે પ્રસંગોપાત આવજા કરવી. સંસારમાં અને વિષયોમાં રાતદિવસ રચીપચી રહેવાથી ઇશ્વરમાં ચિત્ત ચોંટતું

નથી. કોઇ કોઇ વખત નિર્જન સ્થાનમાં જઇ ઇશ્વરનું ધ્યાન ધરવું, તેને જાણવો, અને તેના સંબંધી જ્ઞાન મેળવવું જોઇએ. પ્રથમ અવસ્થામાં કોઇ કોઇ વખત નિર્જનસ્થાનમાં જઇ તેનું ચિંતવન કર્યા સિવાય ઇશ્વરમાં ચિત્ત-વૃત્તિ પરોવવી બહુ કઠિન છે. જે સમયે વૃક્ષ ન્હાનું હોય છે તે સમયે તેની આસપાસ વાડ કરી તેનું રક્ષણ કરવું પડે છે–વખતે તેના તાજા અંકુર કે પાંદડાં કોઇ જન્તુ ખાઇ જાય નહિ. વૃક્ષ મ્હોટું થયા પછી તેની કશી જરૂર રહેતી નથી. ઇશ્વરનું ધ્યાન એક ચિત્તે, ખુણામાં, અને નિર્જનમાં કરવું જોઇએ. વળી નિત્ય સત્ અસતનો વિચાર કરવો જોઇએ. ઇશ્વર એજ સત્ય અને નિત્ય વસ્તુ છે, તે સિવાય સર્વ અસત્ય અને અનિત્ય વસ્તુ છે. એ પરત્વે વિચાર કરતાં કરતાં અનિત્ય વસ્તુઓ મનમાંથી દૂર કરી દેવી જોઇએ."

માસ્તરે નમ્રતાથી કહ્યું: "સંસારમાં કેવી રીતે રહેવું ઉચિત છે?"

રામકૃષ્ણ દેવ: "સર્વ કામકાજ કરવું પરંતુ મન ઇશ્વરમાં રાખવું જોઇએ. સ્ત્રી, પુત્ર, પિતા, માતા, સર્વની મધ્યમાં રહી તેમની સેવા કરવી. જાણે તે પોતાના સાચા હિતૈષી ન હોય! પરંતુ મનમાં એવુંજ જાણવું કે તે અમારાં સગાંજ નથી. ઇશ્વરજ અમારો સાચો સગો છે. શ્રીમંતોના ઘરની દાસી તેમના ઘરનું સર્વ કામકાજ કરે છે પરંતુ હમેશાં પોતાના ઘર તરફજ તેનું ચિત્ત દોરાયલું હોય છે. પોતાના શેઠનાં બાળકોને પોતાનાં બાળકની પેઠેજ ન્હાય છે, તેને પ્રેમથી ચુંબન કરે છે, તેને દુઃખ થતાં પોતે રડે છે, તેને "મ્હારો રામ અને મ્હારો હરિ" કહી કહીને કેટલાંએ લાડથી ઉછેરે છે. પરંતુ તે મનમાં સારી પેડે જાણે છે કે: તે અમારા અંતરના સગા નથી. તેને ને આપણે વિશેષ સંબંધ નથી. કાચબી જળમાં ચરતી ફરે છે ખરી પરંતુ તેનું મન ક્યાં હોય છે તે તમે જાણો છો? તેના રહેઠાણમાં–જ્યાં તેણે ઇંડાં મુકયાં હોય છે ત્યાં. સંસારમાં સર્વ કામકાજ કરવું પરંતુ ચિત્ત વૃત્તિ તો ઇશ્વર તરફજ રાખવી. ઇશ્વર પ્રત્યે ભક્તિ રાખ્યા વગર જ સંસારમાં વિચરશો તો વિશેષ રૂપે ગુંચાઈ જશો. વિપદ, શોક, તાપ, એ સર્વના આગમનથી તમને અત્યંત શોક થશે, અને એ વિષયો ઉપર જેમ જેમ વિચાર કરશો તેમ તેમ આસક્તિ વધશે. હથેલી પર તેલ ચોપડી ફ્ણસ બાંધ-

વાથી હથેલીએ લોટ ચોંટતો નથી. તેજ પ્રમાણે ઇશ્વર પ્રત્યે ભક્તિ રાખી સંસારનાં સર્વે કાર્યો કરવાં. પરંતુ એવી ભક્તિ મેળવવા માટે પ્રથમ નિર્જન સ્થાનમાં જઇ અભ્યાસ કરવો જોઇએ. માખણ કાઢવું હોય તો નિર્જનમાં દહીં જમાવવું જોઈએ. દુધને વારંવાર હલાવવાથી દહીં જમતું નથી. શાન્ત રીતે દહીં થયા પછી નિર્જનમાં બેસી, બધાં કામ મૂકી દઇ દહીંને વલોવવું જોઇએ. ત્યારે માખણ મેળવી શકાય છે. નિર્જનમાં બેસી ઇશ્વરનો વિચાર કરવાથી જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ પ્રાપ્ત થાય છે પરંતુ મનને સંસારમાંજ ગુંથી રાખવાથી તે હલકું થઇ જાય છે. સંસારમાં તો માત્ર કામિની અને કાંચનનો જ વિચાર થયાં કરે છે. ત્યાં ઇશ્વરનો વિચાર કરવાનું કહેનારા ઢોંગી છે! ત્યાં તેવી સ્થિતિમાં ઇશ્વરનો વિચાર થતો જ નથી. સંસાર એ જળ રૂપ અને મન એ જાણે દુધ રૂપ છે. જો દુધને જળમાં રેડી દઇએ તો પછી દુધ તેમાંથી પાછું કાઢી શકાશે નહિ. દુધનું દહીં કરી માખણ મેળવી જો તે જળમાં રાખીએ તો તે ઉપર તરે છે પછી તે જળમાં ડુબતું નથી તેજ પ્રમાણે પ્રથમ નિર્જન સ્થાનમાં જઇ સાધના દ્વારા પ્રથમ જ્ઞાન—ભક્તિરૂપ માખણ પ્રાપ્ત કરી લેવું જોઇએ. પછી તે માખણરૂપ મનને સંસાર રૂપી જળમાં નાંખવાથી તેની સાથે એકત્ર થઇ જશે, તે ઉપર ઉપર તર્યા જ કરશે. તે સાથે એવો વિચાર કરવાની પણ બહુ જરૂર છે કેઃ કામિની—કાંચન અનિત્ય છે. ઇશ્વર જ એક માત્ર સત્ય વસ્તુ છે. રૂપિયા વડે શું કરી શકાય? ચોખા, દાળ, ઘઉં, ઘી, ઘર, બંગલા, વગેરે મેળવી શકાય. બસ એટલું જ. પરંતુ રૂપિયા વડે કાંઇ ભગવાન પ્રાપ્ત થઇ શકતા નથી. તેથી જ રૂપિયા એ કદી પણ જીવનનો ઉદ્દેશ્ય થઈ શકતો નથી. એનું જ નામ વિચાર સમજ્યા કે?"

માસ્તરઃ "હા, પ્રબોધચન્દ્રોદય નાટક મ્હેં વાંચ્યું છે. તેમાં "વસ્તુ વિચાર" સંબંધી ઉલ્લેખ છે."

રામકૃષ્ણદેવઃ—" હં, વસ્તુ વિચાર સંબંધી વાંચ્યું છે કે? સાંભળ. રૂપિયામાં શું છે અને સુન્દર દેહમાં પણ શું છે? વિચાર કરી જો. સુન્દરીના દેહમાં કેવળ હાડ, માંસ, ચરબી, મળ, મૂત્ર, ચામડી વગેરે છે. ઇશ્વરનો ત્યાગ કરી મનુષ્યો એ સર્વ વસ્તુ ઉપર શા માટે આકર્ષાતાં હશે? શા માટે ઇશ્વરને ભૂલી જતા હશે?"

માસ્તરે ગરીબડે ચ્હેરે પૂછ્યું: "શું ઇશ્વર દર્શન કરી શકાય છે કે?"

રામકૃષ્ણુદેવ:–"હા, અવસ્ય ઇશ્વર દર્શન કરી શકાય છે. વચમાં વચમાં નિર્જન નિવાસ, ઇશ્વરનાં નામ ગુણુગાન, વસ્તુ વિચાર, વગેરે ઉપાયો અવલંબન કરવાથી બરાબર ઇશ્વર દર્શન કરી શકાય છે."

માસ્તર: "કેવી અવસ્થામાં તેમનાં દર્શન થઇ શકે?"

રામકૃષ્ણુદેવ:–"અતિશય આકુળ વ્યાકુળ થઇ અશ્રુપાત કરવાથી તેમનાં દર્શન થાય છે. એક માતા, પોતાનું બાળક ખોવાઈ જતાં કેટલો બધો અશ્રુપાત કરે છે? રૂપિયા ચોરાઇ જતાં મનુષ્યો કેટલું બધું રડે છે? પરંતુ ઇશ્વરનાં દર્શન કરવા માટે કોઇ રડે છે કે? પોતાના ખોવાયલા બાળકની પેઠે, અંતઃકરણુની લાગણીથી તેને બૂમો પાડવી જોઇએ. વ્યાકુળતા થતાં જ અરૂણોદય થશે અને ત્યાર પછી સૂર્ય દેખા દેશે. વ્યાકુળતાથી ઇશ્વર દર્શન થશે. ત્રણુ પ્રકારનાં આકર્ષણુ થતાં તે દર્શન દે છે. જેમ વિષયી મનુષ્યોનું વિષય તરફ, જેમ માતાનું સન્તાન તરફ અને જેમ સતીનું પતિ તરફ આકર્ષણુ થાય છે તેજ પ્રમાણે ભક્તનું ઇશ્વર તરફ આકર્ષણુ થવું જોઇએ. આવું ત્રણુ પ્રકારનું આકર્ષણુ જેને એકી વખતે થશે તેને તુરત જ ઇશ્વર દર્શન થશે. ઇશ્વર ઉપર અતિશય પ્રેમ રાખવો જોઇએ. માતા જેમ બાળક ઉપર, સતી જેમ પતિ ઉપર અને વિષયી જેમ વિષય ઉપર પ્રેમ રાખે છે, તેજ પ્રમાણે ઇશ્વર પ્રેમ હોવો જોઇએ. એ ત્રણે મનુષ્યનો પ્રેમ અને આકર્ષણુ એકત્ર કરવાથી જેટલું બળ પ્રાપ્ત થાય તેટલા બળથી ઇશ્વર ઉપર પ્રેમ કરવો જોઇએ. તો તુર્ત જ તેનાં દર્શન કરી શકાય છે. વ્યાકુળ થઇને તેની પ્રાર્થના કરવી જોઇએ. બિલાડીનાં બચ્ચાં માત્ર મ્યાઉં, મ્યાંઉં કરતાં પોતાની માતાને બોલાવી જાણે છે. બિલાડી તેને જ્યાં મુકે છે ત્યાં જ તેઓ બેસી રહે છે. તે તેમને કવચિત ટોપલીમાં, કવચિત ધૂળમાં, કવચિત બિછાના ઉપર મુકી રાખે છે. તેમને કષ્ટ થાય તોપણુ તે કેવળ મ્યાઉં મ્યાઉં કરી માતાને બોલાવે છે. બીજું કશું કરી શકતાં નથી. મા ગમે ત્યાં હોય પણુ તેનાં મ્યાઉં મ્યાઉં શબ્દ સાંભળી બચ્ચાંઓ પાસે દોડતી આવે છે. એજ પ્રમાણે જે સર્વ સમયે, સુખમાં દુઃખમાં, ઇશ્વરની પ્રાર્થના કરે છે–ઇશ્વર ઉપર ભરોંસો રાખે છે તેનું જ ઇશ્વર કલ્યાણુ કરે છે."

મહેન્દ્રને બહુ સંતોષ થયો. તે જેમ જેમ રામકૃષ્ણદેવની પાસે આવતો ગયો તેમ તેમ તેને નવું જ્ઞાન નવું ચૈતન્ય પ્રાપ્ત થતું ગયું. બ્હેનને ઘેર જતાં પણ તેને એજ વિચારો થતા. સર્વદા જાણે શ્રીરામકૃષ્ણદેવની આનન્દમયી મૂર્તિ તેનાં નેત્રો સમક્ષ રમ્યાં કરે છે અને જાણે તે સર્વદા તેમની અમૃતમયી કથા સાંભળી રહ્યો છે. તે વિચારવા લાગ્યો કેઃ " એક દરિદ્ર બ્રાહ્મણ શી રીતે આવું ગહન શાસ્ત્ર જ્ઞાન શોધી-પ્રાપ્ત કરી શક્યા ? આવી સરળ રીતે ઇશ્વર તત્ત્વ સમજાવતાં મહેન્દ્રે કોઇ અન્યને કદી પણ જોયો ન હતો. તેમના મનમાં વારંવાર રામકૃષ્ણદેવનાં દર્શન કરવાની ઇચ્છા થયા કરતી. તેમની ચિત્તવૃત્તિ જાણે શ્રીરામકૃષ્ણદેવે આકર્ષણ કરી લીધી ન હોય તેમ વારંવાર તેઓ દક્ષિણેશ્વર જવાની ઇચ્છા કરતા. રવિવારે સ્કુલમાં રજા પડતાં કિંવા જ્યારે જ્યારે અનુકૂળતા મળતી ત્યારે ત્યારે તેઓ ભગવાન શ્રીરામ-કૃષ્ણ પાસે જઇ તેમના ઉપદેશામૃતનું પાન કરતા. છેવટે તેઓ તેમના એક માનિતા શિષ્ય થઇ પડ્યા હતા.*

## ચતુર્ત્રિંશ અધ્યાય.

### માઇકલ મધુસુદન દત્ત.

બાબુ મથુરાનાથનો પુત્ર દ્વારિકાંનાથ રામકૃષ્ણદેવ ઉપર પિતાની પેઠેજ અત્યંત ભક્તિ-શ્રદ્ધા રાખતો હતો. એક દિવસ તે કવિ-વર માઇકલ મધુસુદન દત્તને દક્ષિણેશ્વર રામકૃષ્ણદેવનાં દર્શન કરવા તેડી લાવ્યો હતો. તેણે બેઠકખાનામાં આવી હૃદયનાથને સમાચાર કહાવ્યા. હૃદયે જઇ તે વાત રામકૃષ્ણદેવને નિવેદન કરતાં કહ્યું કેઃ " માઇકલ મધુસુદન આપનાં

* મહેન્દ્રનાથે ( માસ્તરે ) શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ પાસે જઇ નિત્ય જે ઉપદેશામૃતનું પાન કર્યું હતું તે બંગાલી ભાષામાં પુસ્તકાકારે ચાર ભાગમાં " શ્રી મ—" એ નામથી પ્રકટ થયું છે. એ ગ્રન્થોમાં સમાયલું અમૂલ્ય બોધામૃત વાંચકવર્ગને પાન કરાવવાની ઇચ્છા છે. ભગવાન શ્રીરામકૃષ્ણદેવની ઈચ્છા હશે તો તેમ સત્વર થશે. લેખક.

દર્શન કરવા બેઠકખાનામાં આવ્યા છે.” રામકૃષ્ણદેવે કહ્યું: “ તું જા, તું જા. હું જઇશ નહિ. ” તેમની આજ્ઞા પ્રમાણે હૃદય ગયો. માઇકલે ઉભા થઇ કહ્યું: “ પધારો ” દ્વારિકાનાથે ખુલાસો કર્યો કે; “ એ પરમહંસદેવ નથી. એ તો તેમના ભાણેજ છે. ” પછી હૃદયને કહ્યું: “ તમે તેમને બોલાવી લાવો. “ દત્ત તરફ આંગળી બતાવી કહ્યું: “ આ તેમનાં દર્શન કરવા આવ્યા છે. ” હૃદય જઇ રામકૃષ્ણદેવને તેડી લાવ્યો. તેમને જોઇ મધુસુદન અત્યન્ત સંતુષ્ટ થઇ શ્રદ્ધા સહિત પ્રણામ કરી બોલ્યા: “ આપ કૃપા કરી મ્હને ઇશ્વર સંબંધી કંઇક કહો. ”

રામકૃષ્ણદેવે કહ્યું: “ શું બોલું ? જાણે કોઇએ મોઢું પકડી બંધ કરી રાખ્યું છે. ”

માઇકલ ! “ હું આપના સેવક કુલમાં જન્મ્યો હતો. મ્હને શા માટે નહિં કહો ? ”

રામકૃષ્ણ: “ તેમ નથી. હું બોલવા તો ચ્હાઉં છું પરંતુ મ્હારૂં અંત:કરણ જાણે કોઇએ પકડી રાખ્યું છે. બોલવા દેતુંજ નથી. ”

રામકૃષ્ણદેવના વિચારો નહિં સમજી શકવાથી માઇકલે અતિ દીન ભાવે કહ્યું: “ તમે મ્હને કેમ નહિ કહો તે હું જાણું છું. ”

રામકૃષ્ણદેવે હૃદયને કહ્યું: “ શાસ્ત્રીને બોલાવી લાવ તો.—તે સમયે શાસ્ત્રી મહારાજ દક્ષિણેશ્વરમાં નિવાસ કરી ચાતુર્માસ વ્રત પાલન કરતા હતા. હૃદયે જઇ જોયું કે: તેઓ ચંડી પાઠ કરવામાં એક ચિત્ત થઈ :રહ્યા છે. પરંતુ રામકૃષ્ણદેવ બોલાવતા હોવાથી શાસ્ત્રીજી તુર્તજ તેમની પાસે ગયા. રામ-કૃષ્ણદેવે માઇકલને ઉપદેશ કરવાની તેમને આજ્ઞા કરી. આજ્ઞા મળતાંજ શાસ્ત્રી-જીએ સંસ્કૃતમાં બોલી માઇકલનો પરિચય મેળવ્યો. માઇકલ પણ તેમની સાથે સંસ્કૃત ભાષામાં વાર્તાલાપ કરવા લાગ્યા. પરંતુ તેમની ભાષા અશુદ્ધ હોવા-થી નારાયણ શાસ્ત્રીએ પૂછ્યું કે: “ આપની ભાષા અશુદ્ધ કેમ છે ? ”

માઇકલ: “ અનેક દિવસથી અભ્યાસ નથી તેથી. ”

શાસ્ત્રી: “ આપ હિંદુ ધર્મને માનતા નથી કે ! ”

માઇકલ: “ માનું છું. ”

શાસ્ત્રીઃ "ત્યારે ખ્રિસ્તી થવાનું કારણ શું ?"

માઇકલઃ "હું ધર્મને માટે ખ્રિસ્તી થયો નથી. એક વિપત્તિમાં આવી પડવાથી ખ્રિસ્તી થયો હતો.* પરંતુ હમણાં હું જોઇ શકું છું કેઃ મ્હેં મ્હોટી ભૂલ કરી છે. હવે તો હું એવાજ અભિપ્રાય ઉપર આવ્યો છું કેઃ હિંદુ ધર્મના જેવો બીજો શ્રેષ્ઠ ધર્મજ નથી."

એ સાંભળી રામકૃષ્ણદેવ ગાયન ગાવા લાગ્યાઃ "મા, એ સર્વ ત્હારી ઇચ્છા. તું ઇચ્છામયી મા. ત્હારૂં કર્તવ્ય તું કરે છે મા, લોકો કહે છે અમે કરીએ છીએ." ગાન સાંભળી માઇકલે કહ્યુંઃ "મ્હારા સંબંધી પણ તેણે એ પ્રમાણેજ કર્યું છે. હું શું કરૂં!" પછી તેમણે શાસ્ત્રીજીને કહ્યુંઃ "આપ કૃપા કરી મ્હારે ઘેર પધારશો ?"

શાસ્ત્રીએ ઉત્તર દીધોઃ "હું કોઇને ઘેર જતો નથી. મ્હને કાંઇ આશા નથી. આશા હોત તો જાત." રામકૃષ્ણદેવનાં ગાયનો સાંભળવાથી માઇકલને ઘણો ઉપદેશ મળી ગયો હતો. તેમણે આનન્દ પામી રજા માગી.

શાસ્ત્રીજી દક્ષિણેશ્વર રહ્યા તેટલા સમયમાં જયપુરના સભા પણ્ડિત થવાની વાસના તદ્દન લુપ્ત થઇ ગઇ અને તેને બદલે તેમના મનમાં વૈરાગ્યનો ઉદય થયો. તેઓ રામકૃષ્ણ દેવની પાસે દીક્ષા ગ્રહણ કરવા ઉત્સુક થઈ રહ્યા હતા, પરંતુ રામકૃષ્ણ દેવે તેમને કહ્યું કેઃ "હું કોઇને મંત્ર આપતો નથી." તેમ તેમ શાસ્ત્રીનો આગ્રહ વધતો ગયો. મંત્ર લીધા વિના રહેવુંજ નહિ એવો તેમણે નિશ્ચય કર્યો. રામકૃષ્ણદેવે તેમને મંદિરમાં જઇ કાલી માતાનાં દર્શન કરવાનો ઉપદેશ દીધો. શાસ્ત્રીએ કહ્યું "આ સ્થળે (તમે પોતે) ચેતન કાલી માતા હોવા છતાં હું ત્યાં પાષાણ–કાલી જોવા જઇશ નહિ." રામકૃષ્ણદેવને તેઓ ચેતન કાલી માનતા હતા એ કહેવાની જરૂરજ નથી.

થોડા દિવસ પછી ચન્દ્રગ્રહણની રાત્રે શાસ્ત્રી મહારાજ મન કલેશથી

---

* કલકત્તામાં માઇકલ મધુસૂદન યમ નામક એક મહા વિદ્વાન કવિ થઇ ગયા છે. તેઓ એક ખ્રિસ્તી યુવતિ (મડમ) ના પ્રેમમાં સપડાયા હતા તેથી પિતા માતાની ઇચ્છા નહિ હોવા છતાં તેમણે ખ્રિસ્તી થઈ તેની સાથે લગ્ન કર્યાં હતાં. પરંતુ તેઓ એ વાત સમાનરૂપે નિવેહન કરી શકયા નહોતા.

ગંગાને કિનારે સાષ્ટાંગ થઇ પડયા હતા. તે સમયે રામકૃષ્ણદેવ ત્યાં જઇ પહોંચ્યા. શાસ્ત્રીએ તુર્તજ તેમનાં બે ચરણ ધારણ કરી અશ્રુપાત કરતાં કરતાં કહ્યું: " પ્રભો ! મ્હને મન્ત્ર આપો. મ્હને દીક્ષા આપવીજ પડશે. હું આપને છોડીશ નહિ. " રામકૃષ્ણદેવે એક મન્ત્ર આપી કહ્યું: " લો આ મંત્રનો જપ કરજો. તમારૂં કલ્યાણ થશે. " શાસ્ત્રીજી તેમ કરવા લાગ્યા. અને થોડા દિવસ પછી સંસાર ત્યાગ કરી ચાલ્યા ગયા. જતી વખત રામકૃષ્ણદેવને કહેતા ગયા કે: " જો વસ્તુ પ્રાપ્ત થશે તો પુનઃ આવીશ. નહિ તો આવીશ નહિ. " ત્યાર પછી એક પર્વત ઉપર જઇ તેમણે કઠોર તપસ્યા કરવા માંડી પરંતુ કેટલાક દિવસ પછી એકાએક વિષમ જ્વરગ્રસ્ત થતાંજ ત્યાં દેહ ત્યાગ કર્યો.

---

## પંચત્રિંશ અધ્યાય.

### દૃઢ શ્રદ્ધા સંબંધી ઉપદેશ.

એક દિવસ મંગળવારે ઓફીસેમાં રજા હોવાથી દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણદેવના મકાનમાં ઘણી ભીડ થઇ રહી હતી. વાત વાતમાં રામકૃષ્ણદેવ સમાધિસ્થ થઇ જતા. સમાધિ ભંગ થયા પછી પોતાના જીવનમાં પ્રાપ્ત કરેલું વેદ વેદાન્તનું ગૂઢ તત્ત્વ પોતાની સરલ ગ્રામ્ય ભાષામાં કહી સંભળાવતા અને શ્રોતાઓ તે એક ચિત્ત સાંભળતા. વચમાં વચમાં કોઈ શ્રોતાઓ કાંઇ પ્રશ્ન કરતા તો તેની શંકાનું તે નિવારણ પણ કરતા. એક શ્રોતાએ કહ્યું: " મહારાજ ! આપની પાસે ઘણા દૂર દેશાવરથી લોકો આવી દર્શન-ઉપદેશનો લાભ લઇ પોતાનું જીવન સફળ માને છે પરંતુ દક્ષિણેશ્વરના લોકો કેમ આપની પાસે આવતા નથી ? "

રામકૃષ્ણદેવે ઉત્તર દીધો. "સાંભળો ! જે સ્થળે એક ફાનસ બળતું હોય છે તેનો પ્રકાશ દૂર સુધી જાય છે પણ તેની નીચે હમેશાં અંધકાર હોય છે. વળી જુવો, ગંગાજીને કિનારે એક બળદ બાંધ્યો છે. તૃષાથી તેની છાતી ફાટી જવા છતાં પણ તેને એક છાંટો ગંગાજળ મળે એમ નથી. પરંતુ છુટાં

ઢોર કેટલાંએ દૂરથી ટોળે ટોળાં આવી ગંગાજળનું પાન કરી જાય છે. તેજ પ્રમાણે માયા બંધનમાં બંધાયલા ( દક્ષિણેશ્વરના ) જીવોને ભગવત્ કથા સાંભળવી પ્રિય થઇ પડેજ નહિ. જ્યાં સુધી માયાથી છુટાતું નથી ત્યાં સુધી તેઓ ભગવાનને ભૂલી જાય છે. સાંભળો એક વાત યાદ આવે છે. એક પ્રવાસી અનેક દૂર પ્રયાણુ કરવાથી થાકી જઇ એક કલ્પતરૂની છાયામાં બેસી ગયો. શીતળ છાયાથી શીતળ થઇ તે બોલ્યો: "આહા ! આ સમયે એક લોટો શરબત મળે તો પ્રાણુ શીતળ થાય. મનમાં ચિન્તા થતાંજ એક લોટો ભરેલું ઠંડું શરબત તેની સ્હામે હાજર થયું. પ્રવાસીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. શરબતનું પાન કરી શીતળ થયો. વળી તેના મનમાં વિચાર થયો કે આહા ! આ વખતે જો એકાદ સુંદરી આવી મળે તો બેહદ આનન્દ થાય. મનમાં વિચાર થતાંજ એક પરમ સુંદરી યુવતી સ્ત્રી આવી તેની સ્હામે નેત્ર કટાક્ષ કરવા લાગી. પ્રવાસીએ વિચાર્યું કે વાહ, વાહ ! આ તો ઘણુંજ સારૂં ! તે સુંદરી સાથે પ્રેમાલાપ કરી રહ્યો છે. આનન્દ ઉપભોગ કરે છે. એટલામાં એકાએક તેના મનમાં વિચાર આવ્યો કે: આ નિર્જન જંગલમાં વખતે વાઘ આવી અમને ખાઇ જાય તો !" અહા ! ભગવાન તો કલ્પતરૂ છે. તેની પાસે જે જે કાંઇ વાસના કરે છે તેને તે વસ્તુ આપે છે. જે મનુષ્ય પોતાને પાપી ધારે છે તે પાપીજ થઇ જાય છે. જે મનુષ્ય પોતે પોતાને ઘણોજ દુર્બળ અને પોતાનામાં કશી શક્તિજ નથી એમ માની લે છે તે દુર્બળજ થઇ જાય છે, અને જે ધારે છે કે મ્હને આવશ્યક સર્વ વસ્તુઓ તે ભગવાન પૂરી પાડે છે. તેની સર્વ ઇચ્છાઓ, સર્વ આવશ્યક વસ્તુઓ, ખરેખર તે ભક્તવત્સલ ભગવાન પૂરી પાડે છે. ભક્તનું દુઃખ ખરેખર ભગવાનજ ભાંગે છે. તે ભીડભંજનજ છે. ભક્તની આબરૂ ભગવાન કદી પણ જવા દેતા નથી. માત્ર તેના ઉપર દઢ વિશ્વાસ જોઇએ. એક વૃદ્ધ ગોવાલણે સાંભળ્યું હતું કે, રામ નામ ભજવાથી ધારીએ છીએ તે થઇ શકે છે. એક દિવસ ચારે દિશામાં અન્ધકાર થઇ મુશલધાર વર્ષાદ પડવા લાગ્યો. તેને એક નદીને પેલે પાર દુધ આપવા જવાનું હતું. દુર્ભાગ્યવશાત્ તે દિવસે નદીમાં એકે નૌકા પણ નહતી. વૃદ્ધ ગોવાલણે વિચાર્યું કે; રામનામ ભજવાથી ભવ-

સાગરથી પાર જવાય છે તો પછી હું આ એક નદીને પાર જઇ શકીશ નહિ? એમ બનેજ કેમ? રામના નામથી તો હનુમાનજી સાગર પાર થઇ લંકામાં ગયા હતા, તો પછી હું કેમ નદી પાર નહિ જઇ શકું? અવશ્ય જઇ શકીશ." દ્રઢ વિશ્વાસુ વૃદ્ધ ગોવાલણી રામ, રામ, રામ. કરતી નદી ઉપર થઈને પેલે પાર જતી રહી. જે બાવાજીના મંદિરમાં તે દુધ આપતી હતી તેણે પુછ્યું: "ઓ ડોસી! આટલા બધા વર્ષાદમાં તું અહિં શી રીતે આવી?" સરલ વૃદ્ધાએ ઉત્તર દીધો: "કેમ વારૂ મહારાજ? તમેજ તે દિવસે કહ્યું હતું કે: રામ નામ દેવાથી ભવસાગર પાર તરી જવાય છે. તેજ શબ્દો ઉપર વિશ્વાસ રાખી રામ નામ દેતી આજ હું નદી ઉપર થઇને આ પાર આવી." મહારાજ તો સ્તબ્ધજ થઈ ગયા! નદીને પેલે પાર મહારાજને કાંઇ કામ હતું. તેણે કહ્યું: "ડોસી મા! રામ રામ કરતો હું પણ નદી પાર જઇ શકીશ કે?" વૃદ્ધાએ હસીને ઉત્તર દીધો: "કેમ નહિ. મહારાજ! તમે તો અમને ઉપદેશ દેનાર છો. તેજ ઉપદેશ તમને કેમ પેલે પાર નહિ ઉતારે?" એમ વાતો કરતાં કરતાં બન્ને પેલે પાર જવા નદી તરફ ગયાં. વૃદ્ધા તો "રામ રામ" શબ્દોચ્ચારની ધૂન કરતી કરતી નદી પાર ચાલી ગઇ. પરંતુ બાવાજી મહારાજ રામ રામ કરતા નદીના જળમાં ઉતર્યા કે તુરતજ લુગડાં ઉંચાં લેવા લાગ્યા! વૃદ્ધાએ કહ્યું: મહારાજ! રામ રામ કહેવા અને લુગડાં સંભાળવાં એ બન્ને બનશે નહિ. એટલું કહી તેતો સડસડાટ નદી પાર થઇને ચાલી ગઇ. બાવાજી મહારાજ જેમ જળમાં આગળ જતા ગયા તેમ તેમ ઉંડાં જળ જોઇને બ્હીવા લાગ્યા, અન્તે બાવાજી ઘેર પાછા ફર્યા. ભાઇ! વૃદ્ધા ગોવાલણના જેવો વિશ્વાસ જોઇએ. બાવાજીની પેઠે રામ કહેવા અને લુગડાં સંભાળવાં, એ બે કામ બને નહિ. એકજ દ્રઢ વિશ્વાસ હોય તોજ કામ સિદ્ધિ થાય."



## ષડત્રિંશ અધ્યાય.

### ભક્તોને ધ્યાન શિક્ષા—લાટુને વિદ્યા શિક્ષા.

હમણાં રામકૃષ્ણ દેવ પાસે આવતા ભક્તો તેમની સેવામાં નિમગ્ન થવા લાગ્યા હતા. તેમાં એક લાટુ કે જે પાછળથી અદ્‌ભૂતાનંદને નામે ઓળખાયો છે તે અને હરિશ પરમહંસદેવની પાસેજ રહેવા લાગ્યા હતા. તેમના નવીન ભક્તો પણ પ્રસંગોપાત બેચાર દિવસ ત્યાં નિવાસ કરી જતા હતા. રામકૃષ્ણ દેવે સર્વ ભક્તોને બે વિભાગમાં વહેંચી નાખ્યા હતા. તેઓ એકને ઇશ્વરીકોટી અને બીજાને જીવકોટી કહેતા. ઇશ્વર કોટી જીવાત્માઓ નિત્ય મુક્ત સ્થિતિમાંજ હોય છે. તેઓ તો જ્યારે જ્યારે ઇશ્વરાવતાર થાય છે ત્યારે ત્યારે તેમની લીલામાં સહાયતા કરવા માટે તેમની સાથેજ જન્મ ગ્રહણ કરે છે. તેમનામાં એક વિશેષ લક્ષણ એ હોય છે કે: " તેઓ નિર્વિકલ્પ સમાધિ પર્યંત પહોંચવા છતાં તેઓ દેહનું રક્ષણ કરી શકે છે, પરંતુ સાધારણ મનુષ્યને નિર્વિકલ્પ પ્રાપ્ત થયા પછી એકવિશ દિવસથી અધિક દેહ ટકી શકતો નથી.

રામકૃષ્ણ દેવે પોતાના ચિર કુમાર સખા—સેવકોના જીવનમાં, કિશોર વયથીજ પોતાની ભાવનાઓનાં બીજ રોપી દીધાં હતાં. તેઓ કહેતા કે: પ્રથમ ઇશ્વર દર્શન અને ત્યાર પછી બીજાં કાર્ય કરવાં જોઇએ. આજકાલ ઘણા મનુષ્યો પોતાને વિદ્વાન કહેવડાવે છે, જનસમાજને ઉપદેશ આપવા તૈયાર થાય છે, પરંતુ જેઓએ પ્રથમ ઇશ્વર પ્રાપ્ત કર્યા નથી અને તેમની પાસેથી શક્તિ, જ્ઞાન અને બુદ્ધિની પ્રાર્થના કરી નથી તેમનામાં ઉપદેશ દેવાની સાચી શક્તિ આવવી મુશ્કિલજ છે. તેમના મનથી બી. એ. એમ. એ. સુધી ભણેલાઓ વિદ્વાન ગણાતા નહોતા. જેણે કાયદાની આંટીઓ વડે પોતાનું હૃદય ગુંથી દીધું છે. અને જેઓ અસત્યના સાક્ષાત્ પૂતળા જેવા

બની બેઠા છે તેવા મુખ્ત્યાર—વકીલો વગેરે કાયદાશાસ્ત્રીઓને તેઓ સાચા કાયદાશાસ્ત્રી ગણુતા નહોતા! પણુ જેઓના હૃદયમાં ઇશ્વરી ભાવના જણાતી તેમનેજ તેઓ ખરા વિદ્વાન ગણુતા. જેઓ રાત્રે તેમની પાસે રહેતા તેમને એવા જ્ઞાન સાથે એમ પણુ કહેતા કેઃ "દિવસને સમયે પેટ ભરીને ખાવું પણુ રાતને વખતે તો પેટનો એક ખુણો ખાલી રાખવો જોઇએ." તેમની પાસે જે ભક્તો રાત્રે રહેતા તેને વિશેષરૂપે સાધન ભજનની શિક્ષા આપતા. રાત્રે થોડો આહાર કરાવી પોતાના ઓરડામાંજ તેમને શયન કરાવી થોડીવાર જૂદી જૂદી કથા વાર્તા કહ્યા પછી ક્વચિત્ કહેતા કેઃ "હવે વધારે બોલશો નહિ. હવે નિદ્રાવશ થાઓ." પોતે પણુ શયન કરતા. એક દિવસ પથારીમાં શયન કર્યા પછી એક ભક્તને કહ્યું કેઃ "મચ્છરદાની નાંખી દે." ભક્તે મચ્છરદાની નાંખી અને તે આસપાસ ખોસવા લાગ્યો એટલે તેઓ બોલી ઉઠયા કેઃ "એ ભલા માણુસ! એ શું કરે છે? મ્હારો પ્રાણુ જાય છે. એ પ્રમાણે મચ્છરદાની ખોસતો નહિ, હું ગભરાઇ મરૂં શું." રામકૃષ્ણુદેવે સમાધિ ભંગ થયા પછી મા જગદમ્બાની પાસે પ્રાર્થના કરી હતી કેઃ "મા, મ્હને ધ્યાનમગ્ન રાખજે." તેથીજ તેમનું બાહ્ય જ્ઞાન ક્ષણે ક્ષણે લુપ્ત થતું અને જાણે તેઓ જાગ્રત સમાધિમાં હોય તેવા જણાતા. ખરી રીતે જોતાં તેઓ જાગ્રત સમાધિમાંજ રહેતા. તે સમયે તેમનામાં અનેક પ્રકારની ક્રિયાઓ જણાતી. તેમના જીવનમાં ગંભીર અદ્વૈત જ્ઞાન, નિઃશ્વાસ પ્રશ્વાસની પેઠે પ્રત્યેક કાર્યમાં જણાતું હોવા છતાં મધુમય ભક્તિ અને ભાવનાના આવરણથી તે હમેશાં આચ્છાદિત રહેતું. તેથીજ તેમના સમક્ષ તેમની અદ્વૈત ભાવના વિરૂદ્ધ કોઇ કાર્ય થતાંજ તેમના શરીરમાં અત્યન્ત દુઃખ થતું. પછી તે જડ હો કે ચૈતન્ય. તેમના સમક્ષ કોઇ કાપડનો તાકો ચરરર્ ચરરર્ ફાડતાંજ તેમને એવું લાગતું કેઃ જાણે કોઇ તેમની છાતી ચીરી નાંખે છે! કોઇ બે પત્થર અફાળતાંજ જાણે તેમના હૃદયમાં પત્થરનો આઘાત કર્યો હોય એટલું તેમને દુઃખ થતું! અર્થાત્ તેમનામાં સાચું અદ્વૈત જ્ઞાન ઉત્પન્ન થઇ ગયું હતું. મચ્છરદાની પથારીની નીચે ખોસતાંજ તેમના પ્રાણુનો અવિરામ મુક્તભાવ પ્રવાહ, જેના વડે સમગ્ર જગત્ સાથે તેમનું એકત્વ જ્ઞાન જડાયલું હતું તે જાણે એકાએક બંધ

થઇ જતું અને તેમનો નિઃશ્વાસ પ્રશ્વાસ જાણે રૂંધાઇ જવા જેવું થતું ! રામકૃષ્ણદેવના કથનથી ભક્તે મચ્છરદાની રહેવા દઈ શયન કર્યું, અને તેના હૃદયમાં પણ મુક્ત ભાવનાનો ફુવારો વહેવા લાગ્યો. તે વખતે રામકૃષ્ણદેવે તાળીઓ વગાડતાં વગાડતાંજ કહ્યું: " જય હરિ ! જય હરિ ! " એવી ધૂન મચવી મૂકી. ભક્ત બાળકોને આ વખતે સહજ નિદ્રા આવી હતી, એટલામાં રામકૃષ્ણદેવના કોમળકર સ્પર્શથી એક ભક્ત જાગ્રત થઇ બેઠો થયો. રામકૃષ્ણદેવે તેને બહુજ ધીમે સાદે કહ્યું: " સાંભળ. રાતે ત્રણજણ જાગે છે. યોગી, રોગી, અને ભોગી. શા માટે ઉંઘે છે ? જા, અમુક સ્થાનમાં જઇ ધ્યાન કર. જા. ત્યાર પછી ધ્યાન કેવું થયું તે આવીને મ્હને કહેજે. " એમ કહી તેને કેવી રીતે, કોનું ધ્યાન ધરવું તે કહી સંભળાવ્યું. અને તેના હૃદય પ્રદેશ પર હાથ વડે સ્પર્શ કર્યો. ભક્ત—બાળક રાત્રિના ગાઢ અંધકારમાં ગુરૂ કથિત સ્થાને જઇ પદ્માસને બેસી ગહન રીતે ધ્યાન ધરવા લાગ્યો. જાણે તે બાહ્ય જ્ઞાન ભૂલી ગયો છે. તે પછી રામકૃષ્ણદેવ બીજા એક બાળક ભક્ત પાસે જઇ, શરીરે સ્પર્શ કરી તેને ઉઠાડતાં કહ્યું: " ઉંઘે છે કે ? ઉઠ, ઉઠ, આ તરફ આવ. " એમ કહી તેને થોડે વેગળે લઇ ગયા. એ પ્રમાણે એક પછી એક સર્વને જાગ્રત કરી તેમના અધિકાર પ્રમાણે ધ્યાન કરવાનો ઉપદેશ આપ્યો. પાછલી રાત્રે—એ ચાર ઘડી પહેલાં—ધ્યાન પૂર્ણ થતાં એક પછી એક ભક્તે તેમની પાસે આવી જોયું તો: રામકૃષ્ણદેવ ગહન સમાધિ સ્થિતિમાં છે. સમાધિ ભંગ થવાની વખતે ( ચિત્તવૃત્તિને બ્રહ્મમાંથી માયામાં લાવવા માટે ) બોલવા લાગ્યા કે: " તમાકુ પીવી છે. તમાકુ પીવી છે. " આ પ્રમાણે એક એક સામાન્ય વાસના ધારણ કરી પોતાના બ્રહ્મપરાયણ ચિત્તને સ્થુલ જગત્માં—માયામાં—પ્રેરતા. ત્યાર પછી એક એક ભક્તને એકાંત જગ્યામાં લઇ જઇ, તેમણે ધ્યાનમાં કયા પ્રકારનું દર્શન કર્યું તે વગેરે પોતેજ કહી સંભળાવતા અને પૂછતા કે: " કેમ રે ! એ પ્રમાણે જ જોયું કે ? " બાળકો આશ્ચર્ય પામી કહેતા કે: " " હા પ્રભો ! " રામકૃષ્ણદેવ તેમને કહેતા કે: " બહુ સારૂં, બહુ સારૂં, તમને સત્વર ( ચૈતન્ય ) પ્રાપ્તિ થશે. " ત્યાર પછી તેમને શયન કરવાની આજ્ઞા આપી. પોતે

પ્રથમની પેઠે તાલીઓ પાડી "જય હરિ, જય હરિ." "હરિ ૐ. હરિ ૐ" શબ્દ નાદ કરતા શય્યામાં શયન કરી જતા. ભક્ત બાળકોને સહજ નિદ્રા આવતી હતી પરંતુ જાણે તે બધા ધ્યાનમાં જ બેઠા ન હોય, એવો અનુભવ લેતા હતા. જાણે દેવ લીલા જોતા, દેવ દેવી સાથે નાના પ્રકારની લીલા રમવામાં મગન થઇ રહ્યા છે! એકા એકા તે નિદ્રા ભંગ થઇ. સર્વેએ જોયું કેઃ "ઉષાની કિંચિત્ ઉજ્જવલ છટામાં દ્વાર આગળ દિગમ્બર સ્થિતિમાં ઉભા રહેલા રામકૃષ્ણુદેવ મધુર ગાન ગાઇ નૃત્ય કરી રહ્યા છે. નૃત્ય કરતા કરતા ઓરડાના મધ્યમાં આવી ઉભા. તેજ ક્ષણે બાળક ભક્તો પણુ તેમની આસપાસ ફરી વળી નૃત્ય કરવા લાગ્યા. ત્યાર પછી સર્વે છૂટા પડી પ્રાતઃકૃત્ય કરવામાં ગુંથાયા.

રામકૃષ્ણુદેવ જન્મથી જ જાણુતા હતા કેઃ ધર્મ એ તો આદાન પ્રદાનનીજ વસ્તુ છે. સમગ્ર જગતને ધર્મવાન કરવાનું વ્રત લઇને જ તેઓ પૃથિવી પર અવતર્યા છે. તે કાર્યની સહાયતા માટે જ તેમના બાળ બ્રહ્મચારીઓને પૃથિવીપર જન્માવ્યા છે, અને તે મહાન કાર્યનો ભાર આપવા માટે જ યુવક–બાળક–શિષ્યોને સમસ્ત રાત્રિ ઉજાગરો કરી. કઠોર સાધન સિદ્ધ કરાવે છે. બાર વર્ષ સાધના સમયે યત્ન કરવા છતાં પણુ તેમને નિદ્રા આવી ન હોતી. તેઓ કહેતા કેઃ "નિદ્રા ઉડી ગઇ છે. ત્યાં નિદ્રા કેવી રીતે લઉં? યોગમાં જાગ્રત જ રહ્યો છું. હે મા! ત્હારી યોગ નિદ્રા પ્રાપ્ત થઇ છે. બીજી નિદ્રા તો હું સમજતો જ નથી."

* * * *

આ અરસામાંજ ભક્ત રામચન્દ્રને ઘેર, છપરા નિવાસી એક મનુષ્ય પોતાના કોઇ કાર્ય પ્રસંગે બે ચાર દિવસથી આવ્યો હતો. તેનું નામ લાટુ હતું. એક દિવસ પ્રાતઃકાળમાં તેણે સાંભળ્યું કેઃ દક્ષિણેશ્વરમાં રાસમણિના દેવાલયમાં એક પરમહંસ સાધુ રહે છે. લાટુએ આહાર કર્યા પછી સાંજે મહાન ઉત્સાહ સહિત પરમહંસ દેવનાં દર્શન કરવા દક્ષિણેશ્વર ગમન કર્યું. દક્ષિણેશ્વર કઇ દિશામાં છે તે તેણે સાંભળ્યું હતું પરંતુ કેટલે વેગળે છે તે તે જાણુતો નહોતો તેમ તેણે કોઇને પૂછ્યું પણુ નહિ. માર્ગમાં લોકોને પૂછતો

પૂછતો ચાલ્યો જાય છે. ઉન્હાળાના દિવસો હતા, ચાલતાં થાક લાગતો, માથા પર સખ્ત તાપ પડતા જીવ આકુળ વ્યાકુળ થઇ જતો, મનમાંજ ક્લેશ પામતો તે વિચારવા લાગ્યોઃ " એ તે કેવા માણસ ? કેટલે દૂર છે તે તો કહ્યુંજ નહિ ! હજી કેટલે વેગળે ચાલવું પડશે ? " ઠેકાણું પૂછતાં પૂછતાં લાટુએ અંતે રાસમણિના બગિચાના દ્વાર આગળ આવી દ્વારપાળને પૂછ્યુંઃ " આ સ્થળે કોઇ પરમહંસ રહે છે ? " દ્વારપાળે આંગળીવડે મકાન બતાવી કહ્યુંઃ " હા, છે. પેલા મકાનમાં જાઓ. " થોડે વેગળે ગયા પછી લાટુએ જોયું કેઃ રાતું જાડું લુગડું પહેરી એક માણુસ ઉત્તર—પશ્ચિમના ઓટલાપર આમ તેમ ફર્યા કરે છે. બન્નેનાં નેત્ર મળ્યાં. લાટુએ ધાર્યું હતું કેઃ ભગવાં વસ્ત્રધારી પરમહંસદેવનાં દર્શન થશે, પરંતુ એ વાત સ્મરણમાં રહી નહિ. તેણે તો પાસે જઇ સાષ્ટાંગ દણ્ડવત્ પ્રણામ કર્યા.

રામકૃષ્ણદેવે પૂછ્યુંઃ " ક્યાંથી આવો છો ? "

લાટુઃ " સિમલાથી—રામચન્દ્ર દત્તને ઘેરથી. "

રામકૃષ્ણદેવે તેને અતિ પ્રેમપૂર્વક ઘરમાં લઇ જઇ બેસાડ્યો અને થાક ઉતારવા માટે કંઇક ખાવાનું અને જળ આપી તેની સાથે વાર્તાલાપ કરવા લાગ્યા. જેની સાથે વાત કરે છે તે કોણ ? તેજ પરમહંસ કે કોઇ બીજું ? વગેરે કોઇ પણ પ્રશ્ન લાટુના મનમાં ઉપસ્થિત થયો નહિં. તે તો કેવળ ત્યાં બેઠો બેઠો વાર્તાલાપ કરી સંતોષ પામવા લાગ્યો. રામકૃષ્ણદેવે વાત કરતાં કહ્યુંઃ " અહા ! રામ મ્હારા ઉપર બહુ પ્રેમ રાખે છે. " માત્ર એટલા શબ્દો ઉપરથીજ લાટુએ કલ્પના કરી કે ત્યારે શું આ પોતેજ પરમહંસ સાધુ હશે ? ભલે તેઓ સાધુ હોય કે ન હોય પણ એ જાણે મ્હારા આત્મીય ન હોય તેટલા મ્હને વ્હાલા લાગે છે. " તેઓ પરમહંસ નહિં હોય તો પણ લાટુને હવે પરમહંસ શોધવાની ઇચ્છા રહી નહિ.

સાંજે ઘેર પાછા જવા માટે લાટુ ઉઠીને ઉભો થયો ત્યારે રામકૃષ્ણદેવે કહ્યુંઃ " સાંભળો, પગે ચાલીને જશો નાહ, હું પૈસા આપું છું. ગાડી કે હોડી કરીને જજો. "

લાટુઃ " પૈસાની જરૂર નથી, મ્હારી પાસે પૈસા છે. "

રામકૃષ્ણ દેવે હસીને કહ્યું: "છે તો ઘણું સારૂં. ન હોય તો શરમ રાખશો નહિ."

લાટુ હસતાં હસતાં ડગલાના ગજવામાં પૈસા ખખડાવતો બોલ્યો: "આ જુવો, મ્હારી પાસે પૈસા છે." એમ કહી રામકૃષ્ણ દેવના ચરણની રજ ગ્રહણ કરી.

રામકૃષ્ણ દેવ: "આવજો"

લાટુ: "હા, જરૂર આવીશ"

રામકૃષ્ણ દેવે પુનઃ કહ્યું: "વારૂ, આવજો હોં."

તે દિવસે ઘેર પાછા આવ્યા પછી લાટુ સાથે રામચન્દ્રને માત્ર પરમહંસદેવનીજ વાત થઇ હતી. એ ત્રણ દિવસ પછી એક દિવસ લાટુ પ્રાતઃ ભોજન કર્યા વગરજ દક્ષિણેશ્વરે જઇ પહોંચ્યો. રામકૃષ્ણ દેવ ભોજન કરવા બેસતા હતા. લાટુને જોઇ તેની પાસે જઇ બોલ્યા: "કેમ! આવ્યા કે? બહુ સારૂં થયું. ભોજન કર્યા વગરજ આવ્યા છો ખરૂં?" જાણે તેનીજ વાટ ન જોતા હોય તેમ પૂછ્યું.

લાટુએ ઉત્તર દીધો: "હા."

રામકૃષ્ણ દેવ: "બહુ સારી વાત. ત્યારે પ્રસાદ લ્યો."

લાટુ બંગાલીઓના હાથનું રાંધેલું ભોજન કરતો નહિ. રામચન્દ્રને ઘેર રહેવા છતાં તે તેનું અન્ન જમતો નથી. પોતાને હાથે રસોઇ બનાવી ભોજન કરતો. દક્ષિણેશ્વરમાં તો સમસ્ત અન્ન-રસોઇ બંગાલીનીજ બનાવેલી. તે શી રીતે ભોજન કરી શકે? તેણે ત્યાં નહિ જમવાનોજ નિશ્ચય કર્યો. પણ રામકૃષ્ણ દેવ તેને "અહિંજ પ્રસાદ લઇ લ્યો. ચાલો, ઝટ કરો. પ્રસાદ લઇ લ્યો. એમ કહી તેમણે એક કેળનું પત્ર લાવી ગંગાજળ વડે ધોઇ પોતાની સાથેજ પીરસાવ્યું. જળપાન માટે ગંગાજળ ભરેલો એક લોટો રજૂ કર્યો. એ જોઇ લાટુએ કહ્યું: "આપ આટલું કષ્ટ શા માટે સહન કરો છો? હું જમીશ નહિ."

રામકૃષ્ણદેવે કહ્યું: "શા માટે ભોજન નહિ કરો? ગંગાજળ વડે રસોઇ થઇ છે. વળી કાલીમાતાનો પ્રસાદ છે. શા માટે નહિ જમો? જમ-

પુંજ પડશે. બેસો, પ્રસાદ લો, પ્રસાદ જમવામાં કશો વટાળ નથી. બેસો જમો."

લાટુએ કહ્યું: "ના, પ્રભુ! હું જમીશ નહિ, આપ જમવા બેસો."

રામકૃષ્ણદેવ: "કેમ વારૂં ? શા માટે નહિ જમો? પ્રસાદ જમવામાં દોષ શો ?"

લાટુ એકાએક બોલ્યો: "પણ એ આપનો પ્રસાદ હશે તો જમીશ."

લાટુના મનમાં આગળ પાછળનો કાંઇ પણ વિચાર નહિં થતાં તેની જીહ્વા એકાએક ઉપર પ્રમાણે બોલી બેઠી પરંતુ તેથી લાટુને કાંઇ ખેદ થયો નહિ. પછી તેના મનમાં તો એવોજ ભાવ ઉદય પામ્યો કે: "રામકૃષ્ણદેવનો પ્રસાદ હોય તો તેમાં બંગાળી–સ્પર્શનો દોષ રહેશે નહિ. સાધુએ જમવાની હા કહી. રામકૃષ્ણદેવે તુર્તજ પોતાના અન્નમાંથી કિંચિત્ મુખમાં મુકી તેમાંનું વધેલું લાટુના ભાણામાં મુકી દીધું અને તેને આહાર કરવા કહ્યું. લાટુ જમવા બેઠો એટલે રામકૃષ્ણદેવે કહ્યું "ખુબ પેટ ભરીને આહાર કરજો. દુધપાક હજી વધારે આપીશ." એમ કહી એક વાટકો ભરીને દુધપાક, રોટલી અને મિષ્ટાન્ન આપી લાટુને સંતોષ પૂર્વક જમાડયો. લાટુને પિતા, માતા, ભાઇ, ભગિની, વગેરે કોઇ નહોતું. તેથી રામકૃષ્ણદેવ તેના સર્વે સગાંરૂપે થયા હતા. રામકૃષ્ણદેવે તેને પ્રથમ જોતાંજ જાણી લીધું હતું કે: "તે તેમના આહ્વાન કરેલા ભક્તોમાંનો એક ભક્ત છે."

કેટલાક દિવસ પછી રામચન્દ્ર અને લાટુ, એક દિવસ, પરમહંસદેવ પાસે ગયા, ત્યારે તેમણે રામચન્દ્રને કહ્યું કે: "સાંભળ રામ ! આ છોકરો ઘણોજ શુદ્ધ સત્વ છે, એને મ્હારી પાસે રહેવા દે."

રામચન્દ્રે ઉત્તર દીધો: "લાટુ ઉપર મ્હારો કશો હક્ક નથી. આપજ એને કહો. એની ઇચ્છા હશે તો રહેશે. વળી આપની પાસે રહેવું એ તો મ્હોટા સૌભાગ્યનીજ વાત છે." એ સમયથીજ લાટુ પરમહંસદેવ પાસે રહેવા લાગ્યો. ભક્તવત્સલ ભગવાને તેનાપર કૃપા કરી હતી. તેથીજ તે તેમનાં ચરણની સેવા કરવા ત્યાં રહેવા પામ્યો હતો. એજ લાટુએ પાછળથી સન્યસ્ત ગ્રહણ કરી અદ્ભૂતાનન્દ નામ ધારણ કર્યું હતું.

એક દિવસ આહાર કર્યા પછી રામકૃષ્ણદેવે બાળક ભક્ત રાખાલને

કહ્યું: " રાખાલ ! પાનની બીડી બનાવ તો. બીડી બનાવી નથી કે ?" રાખાલ: "મ્હને બીડી બનાવતાં આવડતું નથી." રામકૃષ્ણુદેવે કહ્યું: "એમ કેમ વારૂ ? પાનની બીડી બનાવવી એમાં તે શું શીખવું હતું ? જા, પાનની બીડી બનાવી લાવ. " રાખાલે ઉત્તર દીધો: " મ્હારાથી નહિ બનાવી શકાય. " રાખાલનો સ્પષ્ટ ઉત્તર સાંભળી રામકૃષ્ણુદેવ હાસ્ય કરતા બોલ્યા: " એમ કેમ છોકરા ? કેમ બીડી નહિ બનાવી શકાય ? એવું તો મ્હેં કોઈ સ્થળે સાંભળ્યુંજ નથી કે: પાન બનાવવું તેમાં પણ આવડતું નથી ને જાણતા નથી ! જા, એક પાન બનાવી લાવ. " રાખાલ જાણે રાજપુત્ર હોય તેવો જરા અભિમાની હતો. પિતા રામકૃષ્ણુ સાથે તેને રમવા કુદવાનો અને હાસ્ય વિનોદ કરવાનોજ સંબંધ હતો. કદાચિત્ લાડ કરતો તેમની ખાંધે ચઢી બેસતો, ક્વચિત્ તેમના ખોળામાં બેસતો. તે તેમની સાથે કેટલાએ પ્રકારની રમતો રમતો તેથી રામકૃષ્ણુદેવે હઠ કરી ત્યારે બાળક ગુસ્સે થઇ બોલ્યો: " મ્હારાથી એ કામ નહિંજ બને. " એ સાંભળી રામકૃષ્ણુદેવ ખડખડ હસી પડયા. એવાં એવાં કામ કરવાનું કહી મ્હોઢે ચઢાવેલા ભક્ત–બાળક રાખાલને ચિઢવી તેઓ મહા આનન્દ કરતા. પરંતુ અન્ય કોઇ જો તેમના રાખાલને કોઇ કામ કરવાનો આગ્રહ કરતું ત્યારે તેઓ તેને કહેતા કે: " ભાઇ ! હજી એ દુધિયા દાંતનું બાળક છે. એને તમે કોઈ કામ કરવાનું કહેશો નહિં. એને કોઇ પણુ કામ કરતાં જોઇને મ્હને કષ્ટ થાય છે. એની પ્રકૃતિ ઘણી કોમળ છે. શું એ કાંઇ કામ કરી શકે એમ છે ? ના, ના." પરંતુ લાટુ નામક એક ભક્ત પણ તેમની સેવામાં રહેતો. તેને રામકૃષ્ણુદેવ જે સમયે જે કામ કરવાનું કહેતા તે તે આનન્દપૂર્વક તુર્તજ પરિપૂર્ણ કરતો. તેને કામ કરવામાંજ આનન્દ થતો. તે કદી પણ ના કહેતો નહિ. એક દિવસ રામકૃષ્ણુદેવે એક માણસને કહ્યું: " સાંભળ, વર્ણ પરિચય પ્રથમ ભાગ–પુસ્તક લઇ આવજે. પેલા સેવકુને ભણાવવો છે ! મ્હારી પેઠે તદ્દન મૂર્ખ રહી જશે ! થોડું થોડું ભણાવીશ. કેમ વારૂ ?" તેણે કહ્યું: " વિદ્યાભ્યાસ કરવો એ તો બહુજ સારૂં કામ છે. " પુસ્તક લાવવામાં આવ્યું. એક દિવસ આહાર લઇ થોડો વિશ્રામ કર્યા પછી લાટુ પુસ્તક લઇ રામ-

કૃષ્ણદેવ પાસે આવ્યો. રામકૃષ્ણદેવે પુસ્તક ઉઘાડી પ્રત્યેક અક્ષર નીચે આંગળી રાખી બોલવા લાગ્યા. "બોલ, ક. ખ. ગ." લાટુ બોલ્યોઃ "કા. ખા. ગા." રામકૃષ્ણદેવે હાસ્ય કરી કહ્યું. " એ ભલામાણસ, કા-ખા-ગા નહિ પણ ક, ખ, ગ, ઘ, ઙ, બોલ. " લાટુ મધ્ય હિંદુસ્થાની હતો. તેથી સાધારણ રીતેજ તેનાથી એવા ઉચ્ચાર થઈ જતા. રામકૃષ્ણદેવે તેને બરાબર ઉચ્ચાર કરી પુનઃ સમજાવ્યું છતાં તે બોલ્યોઃ "કા-ખા-ગા-ઘા-ઙા-" આ વખતે રામકૃષ્ણદેવ અને બીજા સર્વે ઉચ્ચ સ્વરે હસવા લાગ્યા. લાટુ પણ હસવા લાગ્યો. જેટલીવાર ક-ખ-ગ બોલાવ્યું તેટલી વાર તે કા-ખા-ગા-જ બોલવા લાગ્યો. હાસ્ય વિનોદમાં પુનઃ તેને ભણાવી શકાયું નહિં ! બે ત્રણ દિવસ પર્યંત તેને ભણાવવાનો યત્ન કરવા છતાં તેતો તેનો તેજ ! એટલે રામકૃષ્ણદેવે કહ્યુંઃ " ના, ના, ત્હારાથી ભણી શકાશે નહિ." ત્યાર પછી તેમની પાસે જે કોઇ આવતું તેની સમક્ષ લાટુના ભણવાની નકલ કરી સંભળાવતા. એ સમયે હસવાનો પાર રહેતો નહિ !

## સપ્તત્રિંશ અધ્યાય.

### સ્ત્રી-ભક્ત.

અનેક સ્ત્રીઓ પરમહંસદેવ ઉપર શ્રદ્ધાભક્તિ રાખતી હતી. તેઓના કેવા મનોભાવ-ધર્મભાવ-હતા અને પરમહંસદેવ દ્વારા તેઓ કેવા ભાવમાં બદલાઈ ગઇ હતી તે કોઇથી જાણી શકાય એમ નથી. તેમાંની કેટલીક સન્યાસિની અને કેટલીક ગૃહસ્થ સ્ત્રીઓ પણ છે. જે સર્વે સ્ત્રીઓ પરમહંસદેવ પાસે આવ જા કરતી તેમાં બાબુ મનોમોહન મિત્રની જનનીને સર્વે કરતાં ઉચ્ચ શ્રેણીની પરમહંસદેવ કહેતા હતા. તેઓ જેટલા દિવસ સધવા હતા તેટલા દિવસ તેમના જેવી પતિપરાયણ સ્ત્રી, ઓગણીશમી શતાબ્દિમાં ભાગ્યેજ જોવામાં આવતી ! વૈધવ્યદશા પ્રાપ્ત થયા પછી જેટલા દિવસ તેઓ જીવિત રહ્યાં હતાં તેટલા દિવસ તેમણે એક ગાંડી સ્ત્રીની

પેઠે વ્યતીત કર્યાં હતા. ડાબે હાથે લોહ ( બંગાલામાં લોઢાની ચુડી પહેરવાનો રિવાજ છે ) અને કપાળમાં સિન્દૂર ત્યાગ, એ સિવાય તેમનામાં વિધવાનાં અન્ય લક્ષણો જોવામાં આવતાં નહોતાં. અર્થાત્ તેઓ રાતુ (ધોતીયું) વસ્ત્ર અને હાથે સોનાની બંગડી પહેરતાં. સંપૂર્ણ સન્યાસિની જેવોજ આહાર કરતાં. તેઓ વિધવા થઈ હાથે બંગડીઓ તથા રાતું વસ્ત્ર પહેરતાં હોવાથી અનેક મનુષ્યો અનેક વાતો કરતાં ! પરંતુ તેઓ તે તરફ ધ્યાનજ આપતાં નહિ. એક દિવસ પરમહંસદેવ સમક્ષ અન્ય સ્ત્રીઓ બેઠી હતી તે સમયે પ્રસંગ ક્રમે સ્ત્રીઓના ધર્મ-કર્મની કથા નીકળી. પરમહંસદેવે કહ્યું કે: "સ્ત્રીઓને માટે તો પતિ એજ તેનો એક માત્ર ધર્મ છે, એવું શાસ્ત્ર કથન છે. પતિમાંજ શાન્ત દાસ્યાદિ સર્વ રસ વિદ્યમાન છે. પતિ જીવિત હોય કિંવા મરણ પામ્યો હોય તોપણ તેવોજ ભાવ ધારણ કરવો ઉચિત છે. અનેક સ્ત્રીઓ સ્વપતિના મરણ પછી શ્રીકૃષ્ણને પતિ માને છે." ત્યાર પછી તેઓએ એક વાર્તા કહી હતી કે: " કોઇ એક રાણી સ્વર્ણાલંકાર ધારણ કરતી નહોતી. સધવાની અવસ્થા જાળવવા માટે તે ચુડીઓ પહેરતી. એ જોઇ અનેક માણસો અનેક વાતો કરતાં કિન્તુ તે પોતાની ઇચ્છા વિરૂદ્ધ કાર્ય કરતી નહિ. થોડા સમય પછી રાજાનું મૃત્યુ થયું. એટલે રાણીએ સત્વર ચુડીઓ ભાંગી નાંખી સોનાની બંગડીઓ પહેરી લીધી. એ જોઇ લોકો તો સ્તબ્ધજ થઇ ગયા ! એક દિવસ એક પાડોશણે તેને એવા અલંકાર પહેરવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે ઉત્તર દીધો કે: "આટલા દિવસ પર્યંત મ્હારા પતિ નશ્વર હતા. તેથીજ નશ્વર પદાર્થનું ચિહ્‌ન મ્હેં ધારણ કર્યું હતું. હવે મ્હારા પતિ અક્ષય, અમર, અને અજર થયા છે. માટેજ અક્ષય સોનાની બંગડીઓ પહેરી છે. " પરમહંસદેવ કહેવા લાગ્યા કે: " આ સ્ત્રીએ બંગડીઓ પહેરી છે તેનુ એજ કારણ. એના હૃદયના ભાવ અતિ ઉચ્ચ અને સુન્દર છે. લોકોના કહેવાથી શું કોઇ પોતાના મનોભાવ પરિવર્તન કરી શકે છે ? જે મનોભાવ બદલે છે તેના મન-પ્રાણમાં તે ભાવ બરાબર પ્રફુલ્લિત થયા નથી એમજ કહેવું પડશે." મનોમોહન બાબુની માતાના ઉચ્ચ મનોભાવ સંબંધી અત્રે એક દૃષ્ટાંત આપવું ઉચિત ગણાશે. તેમના તૃતીય જમાઇ પરમહંસદે-

વના ઉપાસક થવાથી પાડોશી સ્ત્રીઓ આનાકાની કરતી. એ સાંભળી તે કહેતાં કે: “ મ્હારૂં એવું સદ્‌ભાગ્ય ક્યાંથી કે મ્હારા જમાઇ સન્યાસી થઇ સાધુ સેવામાં જીવન સમર્પણ કરે. ”

ગૌરદાસી નામની ( ગૌરીમનિ નામે ઓળખાતી ) એક અન્ય બ્રાહ્મણ કન્યા પરમહંસદેવની વિશેષ પ્રેમપાત્ર હતી. બાલિકાવસ્થા પસાર થયા પછીથી તેના હૃદયમાં પરમાર્થ તત્વ વિષય પરત્વે સૂક્ષ્મ ભાવનો સંચાર થવાનો આરંભ થયો હતો. તે પતિને ઘેર રહી પૂજા અને કીર્તન આદિ કાર્ય કરી દિવસો નિર્ગમન કરતી. સાંકડી બુદ્ધિનો કયો વિષયાસક્ત મનુષ્ય પોતાની પત્નિને ઇચ્છાપૂર્વક સન્યાસિની બનાવે વારૂ ? પત્ની ઉપર પતિની તીક્ષ્ણ દ્રષ્ટિ પડી. પરંતુ પ્રભુપ્રેમમાં મસ્ત બનેલી પત્ની બ્રાહ્મણ કન્યા એક દિવસ રાત્રિને સમયે એકજ વસ્ત્ર પહેરી પતિ-ઘરમાંથી બહાર નીકળી પડે, અને દેશ દેશાન્તરમાં ભ્રમણ કરતી કરતી, શ્રીપાટ નવ દ્વીપમાં કોઇ એક વૈષ્ણવ દ્વારા દીક્ષા પ્રાપ્ત કરી ગૌરદાસી નામ ધારણ કર્યું. વૈષ્ણવ મંત્રની દીક્ષા લઇ તે બલરામબાબુને ઘેર અને ક્વચિત્ વૃંદાવનમાંના તેમના કુંજમાં નિવાસ કરવા લાગી. એ સમયે તેને પરમહંસદેવનાં દર્શનનો સાક્ષાત્કાર લાભ થયો. તેણે પરમહંસદેવને ગૌરાંગદેવ તરીકે ઓળખ્યા. એક દિવસ તેને મનમાં ને મનમાંજ ઇચ્છા થઇ હતી કે: પ્રભુએ નવ દ્વીપમાં ભક્તમંડળ સહિત સમાધિઅવસ્થામાં મદમસ્ત બની આનંદ લુંટાવ્યો હતો તેજ પ્રમાણે મ્હને એક વખત દર્શન કરાવે તો મ્હારૂં જીવન સાર્થક થયું માનું. ” તે બિચારી પ્રકટ રીતે કશું બોલી શકી નહોતી. પરંતુ અન્તર્યામી ભક્તવત્સલ પરમહંસદેવ, ભક્તની વાસના પૂર્ણ કરવામાં વિલમ્બ કરતા ન હતા.

એક સમયે કેટલાક ભક્તો એકઠા થયા હતા. મધ્યાહ્નકાલે ગૌરીમાતાએ અન્ન સામગ્રી તૈયાર કરી પરમહંસદેવને ભોજન પિરસ્યા પછી ભક્ત પ્રવર કેદારનાથ ચટ્ટોપાધ્યાય સાથે પરમહંસદેવે ગૌરીમાતાને ઓળખાણ કરાવી. કેદારબાબુએ તેમને વિનયપૂર્વક માતા કહી પ્રણામ કર્યા. માતાએ પણ કેદાર-બાબુને પ્રણામ કર્યા. બન્નેએ પરસ્પર પ્રણામ કર્યા પછી એક વાર પરસ્પર ચાર ચક્ષુ એકઠાં થયાં. બન્નેનાં નેત્રમાંથી અશ્રુધારા પડવાથી વક્ષઃ સ્થળ

પલળી ગયું. તે સમયે પરમહંસદેવે બે ગ્રાસ ભોજન કર્યું હતું. ગૌરીમાતા અને કેદારબાબુનો પ્રેમાવેશ જોઇ તેઓ મસ્ત થઇ આહાર પરિત્યાગ કરી ઉઠી ઉભા થયા. એ જોઇ અન્ય સર્વ ભક્તો ઉન્મત્ત થયા. ભાવનો પ્રવાહ આવ્યો. કોઇના વક્ષઃ સ્થળમાં સડ્‌સડ્‌ શબ્દ કરતા આનન્દ વાયુએ પ્રવેશ કરી ઉચ્ચ હાસ્યની ઘોર ઘટા ઉપસ્થિત કરી દીધી! કોઇ સંજ્ઞાશૂન્ય થઈ કોઇના શરીર પર ઢળી પડયા! કોઇ ગાંડા જેવા થઇ નૃત્ય કરવા લાગ્યા! કોઇ નયન બંધ કરી ગદગદ્ સ્વરે "જય! રામકૃષ્ણની જય!" એમ બોલી દારૂડીયાની પેઠે લથડવા લાગ્યા! કોઇ એ દ્રષ્ય જોઇ સાંભળી ભય પામી ત્યાંથી થરૂથર્ કમ્પતા ન્હાસવા લાગ્યા. ગૌરી માતાએ પ્રેમાવેશમાં ભક્તોના મુખમાં ખિચડીનો પ્રસાદ અર્પવાનો યત્ન કર્યો પરંતુ તેમ કરી શક્યાં નહિ. તેમના હાથમાંનું અન્ન હાથમાંજ રહ્યું, અને તેઓ જડવત્ થઇ ગયાં. ચારે દિશામાં લોકો ઉભા હતાઃ તે સર્વે સ્તબ્ધ થઇ ગયા. થોડો સમય એવી સ્થિતિમાં વીત્યા પછી પરમહંસદેવે સર્વના હૃદય ઉપર હાથ અડકાડી તેમને સ્વાભાવિક ચિત્તવૃત્તિના બનાવી દીધા. ગૌરીમાતા અતિશય ભક્તિપરાયણ હતાં. પરમહંસદેવના ભક્તો પ્રત્યે તેમનો વાત્સલ્યભાવ હતો. તેઓ સર્વદા માલપુવા અને એવાંજ અન્ય જાતિના પકવાન બનાવી દક્ષિણેશ્વર લઇ જતાં. ભક્તો પેટ ભરીને તે મહા પ્રસાદ ભક્ષણ કરતા.

જે સમયે દક્ષિણેશ્વરમાં સ્ત્રીઓએ જવા આવવાનું શરૂ કર્યું તેના કેટલાક દિવસ પહેલાં શ્રી માતાજી (પરમહંસદેવનાં પત્ની) પરમહંસદેવની સેવા કરવાની ઇચ્છાથી દક્ષિણેશ્વર આવ્યાં હતાં. પરહંસદેવ ક્વચિત્ તેમને પોતાના ઘરમાં પ્રવેશ કરવા દેતા અને ક્વચિત્ નિષેધ કરતા. એ સમયે એક દિવસ માતાજીએ પરમહંસદેવને ધ્યાનાવસ્થામાં, જોઇ તેમના મનની પરીક્ષા કરવા માટે પૂછ્યું હતું કેઃ "કહો જોઉં, હું કોણ છું?" પરમહંસદેવ અતિશય આનંદ પામી બોલ્યા હતા કે; "તમે અમારી આનંદમયી માતા છો." એ સાંભળી માતાજીએ કહ્યું કેઃ "તમારે એવું બોલવું નહિ." પરમહંસદેવે ઉત્તર દીધો હતો કેઃ "હું સારી પેઠે જાણું છું કેઃ એક રૂપે મા આનન્દમયીએ આ દેહ પ્રસવ કર્યો છે, એક રૂપે મા આનન્દમયી કાલીરૂપે કાલીમંદિરમાં

બિરાજે છે અને એક રૂપે મા આનન્દમયી (તમારે રૂપે) મ્હારી સેવા કરે છે.” એ સાંભળી માતાજીના નેત્રમાં આંસુની ધારાઓ વહેવા લાગી હતી. ત્યાર પછીથી કોઇપણ દિવસ તેમણે એવી વાત કાઢી નહોતી. તેમનો નમ્ર સ્વભાવ, અને ઉદાર પદ્ધતિ હોવાથી સર્વ સ્ત્રીઓ તેમને વશીભૂત થઇ હતી. પરમહંસદેવ પાસે સ્ત્રીઓ સર્વદા જઇ શકતી નહોતી. તેઓ માતાજી પાસે જઇ વિશ્રાંતિ લેતી.

અમે એક ભૈરવીને જોઇ હતી. તે કેટલાક દિવસ પર્યંત દક્ષિણેશ્વર રહીને પરમહંસદેવ સાથે નાના પ્રકારના રંગરસની વાતો કહેતી. તેના હાથમાં ત્રિશૂલ રહેતું, કપાલમાં સિન્દુર ચોપડતી અને શરીરે ભગવું વસ્ત્ર ધારણ કરતી. તે પરમહંસદેવ સાથે જે કાંઇ વાતચિત કરતી તેમાંનું અમે કાંઇપણ સમજી શકતા નહિ. જો કે તે સરલ બંગાલી ભાષામાં વાત કરતી પરંતુ તેનું તાત્પર્ય સમજવામાં અમારૂં માથુ ફરી જતું. ભૈરવી ભિક્ષા માંગી લાવીને આહાર કરતી અને તેજ પરમહંસદેવને ખાવા આપતી.

એ ઉપરાંત એક ભક્ત સ્ત્રી સંબંધી ઉલ્લેખ કર્યા વિના આ પરિચ્છેદ સમાપ્ત કરી શકાય એમ નથી. પટલ ડાંગાના ગોવિંદ દત્તના કામાર હાટીના દેવાલયમાં એક પ્રાચીન સ્ત્રી અદ્યાપિ નિવાસ કરે છે.* તે પરમહંસદેવ ઉપર અત્યંત પ્રેમ રાખતી. તેની વાત્સલ્યભાવ–પ્રધાન પ્રકૃતિ હતી. તેથી પરમહંસદેવને આહાર કરાવવાની તેને બહુ ઇચ્છા થતી. તે શાસ્ત્ર સંબંધી કશો નિયમ રાખતી નહિ. તેને મુખેથી પરમહંસદેવ સંબંધી અતિ અદ્‌ભૂત વાર્તા સાંભળવામાં આવી છે. તે કહેતી કે: “ પરહંસદેવ એક બાળકનો આકાર ધારણ કરી ઘુંટણીએ ચાલતા મ્હારી પાસે આવી મ્હારો પાલવ પકડી ખાવાનું માગતા. ખાવાનું લીધા સિવાય પાલવ છોડતા નહિ !” ભગવાન ભક્તની મનોવાંચ્છના કેવી રીતે પરિપૂર્ણ કરે છે તે કહેવાની કોનામાં શક્તિ છે ? ભક્ત અને ભગવાનની લીલા અતિ અપૂર્વ હોય છે. તે લોકોની ચર્ચાથી અતીત વિષય છે. જેમ પતિ–પત્નીની લીલા, ભુક્ત–ભોગી થયા સિવાય અનુમાન દ્વારા કોઇથી નક્કી કરી શકાય નહિ અને તેમ કોઇપણ દિવસ થઇ

* એ સ્ત્રી બંગ સંવત્ ૧૩૧૩માં મરણ પામી છે.

પણ શકે નહિં, તેજ પ્રમાણે ભક્તવત્સલ દયામય હરિ, ભક્તની મનોવાંચ્છા કેવી રીતે પરિપૂર્ણ કરે છે તે તો ભક્તનું મનજ સમજી શકે છે. ભક્તિ રસનું પાન કરવા ભક્તજ શક્તિમાન હોય છે. ભક્તિનો મહિમાં ભક્તજ જાણી શકે છે. અભક્તને તે સમજવાનો અધિકાર નથી. તેટલા માટેજ, શરીરના બલવડે, ગરમ મસ્તકની ઉશ્કેરાયલી હાલતમાં, પોતાની વિષયાત્મક બુદ્ધિ અને વિદ્યાને પ્રભાવે, ભક્ત કાહિનીની સમાલોચના કરવા જતાં નક્કી સર્વથૈવ કુ-ફલ ફળે છે. એ સ્ત્રી "ગોપાલની માતા" તરીકે ઓળખવામાં આવતી.

પાછળ લખવામાં આવ્યું છે કેઃ પરમહંસદેવના કેટલાક ભક્તો તેમની પાસે પત્ની સહિત આવતા. તેથી પરમહંસદેવ તે ભક્તોને ઘેર જતા તે સમયે અંતઃપુરમાં જઇ આહાર કરતા. તેમનાં દર્શન કરવા માટે કુટુંબની મહિલાઓ એકત્ર થતી. તેમાં બધી સ્ત્રીઓનાં હૃદયમાં ભક્તિ જણાતી નહિં પરંતુ ઘણી સ્ત્રીઓ પરમહંસદેવની કૃપા પ્રાપ્ત કરવા ઉત્સુક જણાતી. એ પ્રમાણે ક્રમશઃ સ્ત્રી ભક્તોની સંખ્યા પણ દિન પ્રતિદિન વૃદ્ધિ પામી હતી. વિષયી પુરૂષો જેમ આત્માભિમાનથી પરિપૂર્ણ થઈ, બજારનાં શાકભાજી કિંવા નોકર ચાકરોને પોતાની ઇચ્છાનો વિષય જાણે છે, અર્થાત્ બધું જેમ તેમની ઇચ્છાને આધિન હોવાનું તેઓ જાણે છે તેજ પ્રમાણે તેઓ ધર્મને પણ કંઇક બજારમાં વેચાતી વસ્તુની પેઠે પોતાની ઇચ્છાનો વિષયજ સમજે છે! પ્રત્યેક કુટુંબની સ્ત્રીઓમાં પણ એવી અભિમાની, અજ્ઞાન અને સત્ય વાત સમજવાને અશક્ત સેંકડે એંસી નેવુંથી વિશેષ હોવાનો સંભવ છે! અમે જોઇ શક્યા છીએ કેઃ એવી ઘણી સ્ત્રીઓ પરમહંસદેવને જોતાંજ તેઓ પોતાની ટેવ પ્રમાણે નાક મ્હોં મરડી કહેતી કેઃ "ઓ મા રે! આ તે વળી સાધુ હોય કે? માથે જટા નથી, શરીરે ભસ્મ નથી, ભગવું લુગડું નથી, મૃગચર્મ નથી, એ તે વળી સાધુ કેવો! હડહડતો કળજુગ બેઠો! હવે બાકી શું રહ્યું? જુની આંખે નવા તમાશા કેટલાએ જોઇશું!" એવું એવું બોલી અભિમાનની હદ બતાવતી! પરમહંસદેવ એવા સુચતુર હતા કે તેઓ તેમાંથી ચુંટી ચુંટીને ભક્ત શિષ્ય બનાવતા. જે ઘરમાં ઉપરોક્ત સ્વભાવવાળાં સ્ત્રી કિંવા પુરૂષો અધિક જણાતાં ત્યાંજ તેઓ પ્રવેશ કરતા અને અહંકાર-હારી પરમહંસદેવ તે ગર્વનું ખંડન કરી તેમનામાં ઇશ્વર પ્રેમની

વૃદ્ધિ કરી દેતા. જે પુરૂષ કિંવા જે સ્ત્રીએ આત્માભિમાન દર્શાવી પરમહંસદેવની એક વખત નિંદા કરેલી તેઓજ બીજી વખત તેમનાં દર્શન કરવા ગાંડાતુર જેવા બની ગયેલાં જણાતાં.

પરમહંસદેવમાં નાના પ્રકારની અદ્દભૂત દૈવશક્તિનું દર્શન કર્યાથી જ શ્રીયુત મથુરબાબુનો ભક્તિ અને વિશ્વાસ છતિ પૂર્વેજ તેમના તરફ વિશેષરૂપે વૃદ્ધિ પામ્યાં હતાં. એક સમયના એક બનાવથી તે શ્રદ્ધાભક્તિ અધિક અચલ અટલ થઇ મથુરબાબુને ચિરકાલને માટે પરમહંસદેવના ચરણનો દાસ બનાવી દીધો હતો. તેનું વર્ણન સાંભળો. એમાંથી સ્ત્રીની મહત્તા પણ જણાશેઃ—

મથુરબાબુની દ્વિતીય પત્ની શ્રીમતી જગદમ્બા દાસી એક વખતે સંગ્રહણીના વ્યાધિથી પિડાતી હતી. વ્યાધિ ધીમે ધીમે એટલો બધો વૃદ્ધિ પામ્યો કેઃ જેથી કલકત્તાના અનેક સુપ્રસિદ્ધ વૈદ્ય અને ડાક્ટરોએ સુદ્ધાં તેના જીવનની આશા છોડી દીધી હતી. પરંતુ અમે પરમહંસદેવને મુખેથી જ સાંભળ્યું છે કેઃ “ મથુરબાબુ સત્પુરૂષ હતો પરંતુ તેણે દરિદ્રને ઘેર જન્મ લીધો હતો. તેને સુંદર સ્વરૂપવાન જોતાંજ રાણી રાસમણિએ તેનું પોતાની તૃતીય કન્યા શ્રીમતી કરૂણામયી સાથે અને એ કન્યાનું મૃત્યુ થતાં જ પુનઃ પોતાની કનિષ્ઠ કન્યા શ્રીમતી જગદમ્બા દાસી સાથે તેનું લગ્ન કર્યું હતું. તેથી લગ્ન થયા પછી મથુરબાબુની અવસ્થા બદલાઇ ગઇ હતી. પોતાના બુદ્ધિના બળથી અને કર્મકુશળતાથી ક્રમે તે પોતાની સાસુનો જમણો હાથસ્વરૂપ થઇ પડ્યો હતો. એટલું જ નહિ પણ રાણીના મૃત્યુ પછી તેમની અનરગળ સમ્પત્તિનો સર્વ કારભાર તેના જ હાથમાં આવ્યો હતો અને તે કાર્ય તેણે સુંદર રૂપે ચલાવ્યું હતું.

શ્રીમતી જગદમ્બાદાસીનો દુષ્ટ વ્યાધિ વૃદ્ધિ પામવાથી મથુરબાબુ પોતાની પ્રિયતમ પત્નીનેજ ગુમાવવા બેઠો હતો એટલું જ નહિ, પણ તેની સાથે સાથેજ સાસુની સર્વ સમ્પતિ ઉપરથી પોતાનો અધિકાર પણ ગુમાવવાની તૈયારી થઇ ચુકી હતી. તેથી તેના મનની આ સમયની અવસ્થા સંબંધી કંઇ પણ કહેવું નિષ્પ્રયોજન જ છે.

રોગીની અવસ્થા જોઇ ડાક્ટરો અને વૈદ્યોએ નિરાશાજનક ઉત્તર દીધો,

ત્યારે થાકી હતાશ થઇ મથુરબાબુ દક્ષિણેશ્વરમાં આવી ઉપસ્થિત થયો અને કાલી મંદિરમાં જઈ શ્રી જગદમ્બાને પ્રણામ કરી પરમહંસદેવને શોધતો પંચવટીમાં આવી પહોંચ્યો. તેની ગાંડા જેવી અવસ્થા જોઇ પરમહંસદેવે હાસ્યતારિત મુખે તેને આદર સત્કાર આપી પોતાની પાસે બેસાડયો અને એવી અવસ્થા થવાનું કારણ પૂછ્યું. તત્ક્ષણાત મથુરબાબુએ પરમહંસદેવના ચરણમાં સાષ્ટાંગદણ્ડવત્ પ્રણામ કરી ગદ્‌ગદ્‌ કણ્ઠે સર્વ વાર્તા નિવેદન કરી. તેણે દીન ભાવે કહ્યું: " પ્રભો ! મ્હારૂં જે થવાનું છે તે થાય છે. કદાચ હવે તો તમારી સેવાનો અધિકાર પણ ગુમાવી બેસીશ. ભવિષ્યમાં તમારી સેવા કરી શકીશ નહિ."

મથુરબાબુની એવી દીનવાણી સાંભળીને અને દીન મુખ મુદ્રા જોઇને પરમહંસદેવનું હૃદય કરૂણાથી પૂર્ણ થઇ ગયું. તેમણે અર્ધ બાહ્ય સમાધિનિષ્ટ થઇ કહ્યું: " ભય રાખશો નહિ. તમારી પત્ની આરોગ્ય પ્રાપ્ત કરશે. " વિશ્વાસુ શ્રદ્ધાળુ મથુરબાબુએ પરમહંસદેવની અમૃતમયી અભય વાણીને સાક્ષાત્ ઇશ્વરનું આશિર્વચન માની લીધું. તેના પ્રાણમાં આશાનો સંચાર થયો. તેને ધૈર્ય આવ્યું. તેણે પરમહંસદેવ પાસેથી ઘેર જવાની રજા લીધી. ઘેર જઈને તેણે શું જોયું? અહાહા ! ઇશ્વરનું અભય વચન કંઇ મિથ્યા હોય ? શ્રી જગદમ્બા દાસીનું શરીર અત્યારે આરોગ્ય હતું. તેને એકાએક પોતાના શરીરમાં કોઇ પ્રકારની વિજળીક શક્તિનો સંચાર થયેલો જણાયો. તેને અચાનકજ શક્તિ આવી ગઇ હોય તેવું ભાન થયું. તેના શરીરમાં થોડીવાર પૂર્વે જણાતી નિર્બળતાને સ્થાને થોડું થોડું બળ શરીરમાં પ્રવેશતું હોય એવું જણાવા લાગ્યું. મથુરબાબુએ તેની સ્થિતિ વિષે પુછતાં ઉપર પ્રમાણે જ ઉત્તર મળ્યો. તે વખતે મથુરબાબુના પ્રાણ અત્યંત પ્રફુલ્લિત થયા. તે પરમહંસદેવને અનેક ધન્યવાદ આપતો ઇશ્વર ગુણગાન ગાવા લાગ્યો. મથુરબાબુ પણ એક રીતે બચવા પામ્યો. તેનું માન–ગૌરવ અખંડ રહેવા પામ્યું. આ દ્રષ્ટાંત ઉપરથી કોણ કહી શકશે કે: ભગવાન ભક્તવત્સલ નથી ? વિશ્વાસ જોઇએ. અટલ અચલ સુમેરૂ જેવી દ્રઢ આસ્થા જોઇએ. તે ભગવાન ભક્તનું કલ્યાણ અવશ્ય કરે છે.

પરમહંસદેવ કહેતા કે: " તેજ દિવસથી જગદમ્બાદાસીને ધીમે ધીમે આરોગ્યતા પ્રાપ્ત થઇ હતી. અને તેના એ રોગનો ભોગ ( પોતાનું શરીર બતાવીને ) આ શરીર ઉપર થવા લાગ્યો. જગદમ્બાદાસીનો રોગ મટાડયા પછી છ માસ પર્યંત પેટનું દુઃખ અને અન્ય પિડાઓ ( મ્હારે ) ભોગવવી પડી હતી ! " એક ભક્ત સ્ત્રી ઉપર કેટલો પ્રેમ ?

શ્રીયુત મથુરબાબુની અદ્‌ભુત પ્રેમપૂર્ણ સેવાનું વર્ણન કરતી વખતે પરમહંસદેવ અમને ઉપરોક્ત બનાવવાનું દ્રષ્ટાંન્ત આપી કહેતા કે: " મથુરે ચૌદ વર્ષ પર્યંત મ્હારી સેવા કરી હતી તે કંઇ નિરર્થક કે ? કાલી માતાએ તેને ( પોતાનું શરીર બતાવી ) આ શરીર દ્વારા નાના પ્રકારના અદ્‌ભૂત ચમત્કારો બતાવ્યા હતા. તેથી જ તેણે એટલી બધી સેવા કરી હતી. "

## અષ્ટાત્રિંશ અધ્યાય.

### લગ્ન-પ્રયોજન.

શ્રી રામકૃષ્ણદેવ અંતર્યામી હતા. તેઓ પોતાની પાસે દર્શને આવતા ભકતોનાં મનની કલ્પના જાણી જતા; અને ઘણી વખત કોઇ પણ ભક્ત મનુષ્ય એમને પ્રશ્ન કરે તે પહેલાંજ તેનો પ્રતિ-ઉત્તર આપી દેતા. તેમની પાસે અનેક ભકતોની ભીડ રહેતી. તે સર્વના મનમાં એકએક પ્રકારનો પ્રશ્ન ઉપસ્થિત થતો. પણ શ્રી રામકૃષ્ણદેવ એવી ખુબીથી ઉપદેશ દેવાનું શરૂ કરતા કે જેથી ક્રમે ક્રમે સર્વ ભક્તોના પ્રશ્નના ઉત્તર તેમાંથી મળી જતા. તેઓ ધર્મ અને ગૃહસંસાર બન્નેનું જ્ઞાન આપતા. ફક્ત ધર્મનોજ ઉપદેશ આપે તો પછી તેમનામાં પૂર્ણત્વ—ઇશ્વિરાત્વ—કહેવાયજ કેમ? એક દિવસ દક્ષિણેશ્વરમાં પરમહંસદેવ ભોજન કરવા બેઠા હતા. તેમની પાસે અમો કેટલાક ભકતો બેઠા હતા. તેઓ અમને ધર્મ સંબંધી ઉપદેશામૃતનું પાન કરાવી રહ્યા હતા; એટલામાં તેઓના ઉપદેશનો પ્રવાહ ગૃહસંસાર તરફ વળ્યો. તેઓશ્રીએ વિવાહ—લગ્ન સંબંધી વાત કાઢી અને હાસ્ય

વિનોદ કરવા લાગ્યા. જોકે તેઓ એ વાત કાઢી ઘણી વખત આનંદ ઉપ-ભોગ કરતા–કરાવતા અને તેમાંએ એટલી બધી મધુરતા જણાતી કે તે વિનોદ સાંભળવાને પણ અમારૂં મન તલ્પી રહેતું. તે સમયે શ્રી માતાજી થોડા દિવસને માટે કામારપુકુર પધાર્યાં હતાં. કારણકેઃ પરમહંસદેવના ભત્રિજા રામ-લાલનો વિવાહ પ્રસંગ હતો.

પરમહંસદેવે બળરામ બસુ નામક એક પરમ ભક્તને ઉદ્દેશી કહ્યુંઃ "વારૂં ! મ્હેં લગ્ન શા માટે કર્યું તે કહો જોઇએ ? સ્ત્રી કયા કારણ માટે હું પરણ્યો ? પહેરવાના વસ્ત્રનું તો મ્હારે ઠેકાણું નથી ત્યાં પછી મ્હારે વળી સ્ત્રી કેવી ? "

બલરામ સ્મિત હાસ્ય કરી ચુપ થઇ બેસી રહ્યા.

પરમહંસદેવે કહ્યુંઃ " હા, સમજ્યો છું. ( થાળીમાંથી ભોજનની એક વસ્તુ ઉંચકી તે બલરામને બતાવી બોલ્યા ) આને માટે લગ્ન કર્યું છે. લગ્ન ન કરીએ તો પછી આવું રાંધીને કોણ આપે ? કહો જોઉં ? " બલરામ બાબુ વગેરે ભક્તો હાસ્ય કરવા લાગ્યા. " પરમહંસદેવ બોલ્યાઃ " સાચી વાત કહું છું બાપ. આવું રાંધીને ખવાડત કોણ ? તે બધાં આજે જતાં રહ્યાં છે. ( કોણ આવ્યું ગયું હતું તે ભક્તો સમજી શક્યા નહિ તેથી ) રામલાલની કાકી ચાલ્યાં ગયાં છે સમજ્યા ? રામલાલનો વિવાહ થવાનો છે તેથી ? કામારપુકુર ગયા છે કેમાં કેમાં મ્હેં જોયાં કર્યું, પણ કાંઇ સમજણ પડી નહિં. સાચું કહું છું. જાણે કોઇ તેને લઇ ગયું હોય તેમ, પરંતુ તેના ગયા પછી કોણ રાંધી આપશે તે સંબંધી વિચારો થયા ! સમજ્યા ? બધી જાતની અન્ન સામગ્રી પચતી તો જોઇએ. વળી બધી વખતે ખાવાની શુદ્ધિ પણ રહેતી નથી. તેજ ( શ્રી માતાજી ) જાણે છે કે કેવા પ્રકારનું અન્ન મ્હને પાચન થાય છે. તે આ, પેલું, જરા જરા ખાવાનું કરી આપે છે તેથીજ વિચાર થયો કેઃ તે બધું કોણ કરી આપશે ? "

ત્યાર પછી બોલ્યાઃ " વિવાહ શા માટે કરવો તે જાણો છો ? બ્રાહ્મણ શરીર માટે દશ પ્રકારના સંસ્કાર હોય છે. વિવાહ એ પણ એક પ્રકારનો સંસ્કાર છે. એ દશ પ્રકારના સંસ્કાર થાય તોજ તે આચાર્ય થઇ

શકે છે. જે પરમહંસ થાય છે. જે પૂર્ણ જ્ઞાની થાય છે, તેને ઢેડ, ભંગીની અવસ્થામાંથી રાજા, મહારાજા, સમ્રાટ પર્યંત સર્વ અવસ્થા ભોગવવી-અનુભવવી-પડે છે. તેમ ન થાય તો સાચો વૈરાગ્ય તેના મનમાં પ્રવેશે ક્યાંથી? જે અવસ્થા તેણે જોઇ ( અનુભવી ) ન હોય તે અવસ્થા જોવાનું (ભોગવવાનું) મન થશે. તે અવસ્થા ભોગવવા મન ચંચળ થઇ ઉઠશે. સમજણ પડી કે ? સોગટાં બાજી રમતી વખત જોયું નથી કેઃ સોગટું જ્યારે ૮૨૪ ઘર ફરે છે ત્યારેજ તે ગાળામાં પડે છે. એજ પ્રમાણે આચાર્ય પરમહંસનું સમજવું. ''

સાધારણ ગુરૂઓના વિવાહનું કારણ પરમહંસદેવે ઉપર પ્રમાણે જણાવ્યું હતું, પરંતુ તેમના પોતાનાં વિવાહનું વિશેષ કારણ અમે જે કાંઇ જાણવા શક્તિમાન થયા છીએ તે સબંધી ઉલ્લેખ કરવો ઉચિત જણાય છે. વિવાહ એ કાંઇ માત્ર ઉપભોગનેજ માટે નથી, એ કથન તો શાસ્ત્ર આપણને વારંવાર કહે છે. ઇશ્વરની સૃષ્ટિનું રક્ષણ કરવા રૂપ નિયમનું પ્રતિપાલન કરવું અને ગુણવાન પુત્ર ઉત્પાદન કરી સમાજનું કલ્યાણ-સાધન કરવું એજ હિંદુઓના વિવાહરૂપ કર્મનો ઉદ્દેશ્ય હોવો જોઇએ. એવું પણ શાસ્ત્ર અમને વારંવાર કહે છે. ત્યારે એ કાર્યમાં કાર્ય કરનારનો સ્વાર્થ કાંઇ પણ ન રહે, એવું અસંભવિત શાસ્ત્ર કહે છે? ના, ના, તેમ નથી. શાસ્ત્રકાર ઋષિઓ દુર્બલ માનવ ચરિત્રના અંતઃકરણના ઉંડા વિભાગ પર્યંત અવલોકન કરી સમજી શકયા હતા કેઃ આ જગતમાં દુર્બળ મનુષ્યોના અંતરમાં સ્વાર્થ સિવાય અન્ય કોઇ વાર્તા સ્થાન પ્રાપ્ત કરશે નહિં. લાભ, નુકશાનનો વિચાર કર્યા વગર તેઓ એક સામાન્ય કાર્યમાં પણ અગ્રેસર થશે નહિ. એ પ્રમાણે જાણવા છતાં પણ શાસ્ત્રકારોએ ઉપરોક્ત પ્રમાણે આદેશ કર્યો છે. તેનું કારણ? એ નિર્દેશ કરે છે કેઃ એ સ્વાર્થને જો એક મહાન્ ઉદ્દેશ્યની સાથે સર્વદા એકત્ર કરી રખાય તો તેથીજ તેમનું મંગળ થશે. તેમ નહિ કરે તો મનુષ્યોને વારંવાર જન્મ મૃત્યુના બંધનમાં પડી અશેષ દુઃખ ભોગવવું પડશે. પોતાનું નિત્ય-મુક્ત આત્મ સ્વરૂપ ભૂલીજઇને માનવો ઇન્દ્રિયદ્વારવડે બાહ્ય જગતનાં રૂપ રસાદિનો ઉપભોગ કરવા મચી રહે છે, અને

મનમાં એમજ સમજે છે કે આ બધા ઉપભોગ બહુજ મધુર, બહુજ આનંદ-દાયક અને બહુજ મનોહર છે ! પરંતુ તેવાં અજ્ઞાની મનુષ્યો જાણતાં નથી કે જગતમાં પ્રત્યેક સુખ, દુઃખની સાથે હમેશાં જડાયલાંજ છે! સુખ ભોગવતાંની સાથેજ એક પ્રકારના દુઃખને પણ ભોગવવું પડે છે. ક્વચિત્ સુખ ભોગવ્યા પછી પણ અણુચિન્તવ્યું દુઃખ આવી પડે છે. તે ભોગવ્યેજ છુટકો ! શ્રીયુત વિવેકાનંદ સ્વામીજી કહેતા કે: “દુઃખનો મુકુટ મસ્તક ઉપર પહેર્યા-થીજ સુખ આવીને મનુષ્યની પાસે ઉભું રહે છે.” મનુષ્ય તે વખતે સુખ ભોગવીને જ આનંદ માને છે ! પોતાના માથા પર દુઃખનો મુકુટ છે, તેને જ પોતાનો જાણી સ્વીકારી લેવાથી પરિણામે દુઃખને પણ ભોગવવું પડશે એવું તે સમયે તેના વિચારમાં પણ આવતું નથી ! તેટલા માટે જ શાસ્ત્ર તેને તે વાતનું સ્મરણ કરાવી કહે છે કે: “ભાઈ! સુખ પ્રાપ્તીને જ પોતાનો સ્વાર્થ માને છે શા માટે? સુખ અથવા દુઃખ, એ બેમાંથી ગમે તે એકની ઇચ્છા રાખશે તેની સાથે એક બીજાને ભોગવ્યા વિના ત્હારો છુટકો જ નથી. જોઇએ તો સુખની પ્રાર્થના કર કે જોઇએ તો દુઃખની પ્રાર્થના કર, ગમે તે માંગ. સુખ માંગશે તો તેની સાથે જ દુઃખ અવશ્ય ભોગવવું જ પડશે. દુઃખ માંગશે તો તેની પાછળ સુખ ભોગવ્યા વિના ત્હારો છુટકો નથી. જગતમાં જેટલાં મનુષ્યો સુખ–દુઃખ ભોગવે છે તેની સ્થિતિનું જરા અવલોકન તો કર કે કોણ સુખી છે અને કોણ દુઃખી છે? ભલભલા રાજાઓ પણ સાથે સાથે જ—અથવા પાછળથી પણ એક પ્રકારનું દુઃખ ભોગવે છે. અને ભલ-ભલા કંગાલ દરિદ્રીઓ પણ સાથે સાથે જ અથવા પાછળથી એક પ્રકારનું સુખ ભોગવે છે. કાં તો પછી આ પાર્થિવ જગત્નું કે કાંતો અધ્યાત્મિક જ-ગતનું ! સ્વાર્થને ઉચ્ચ પદવિએ સ્થાપી શા માટે વિચાર કરતો નથી કે સુખ એ પણ મ્હારો શિક્ષક છે અને દુઃખ એ પણ મ્હારો શિક્ષક છે, અને જે કાય–કર્મ વડે એ બન્નેના વિકાળ ડાચામાંથી ચિરકાલને માટે મુક્તિ પ્રાપ્ત કરી શકાય તેજ મ્હારો સાચો સ્વાર્થ અથવા જીવનનો ઉદ્દેશ્ય છે. જગત્માં જન્મ પામવો એને કોણ સાચું સુખ કહે છે? ચાલો, આપણે મ્હોટા મ્હોટા રાજા, મહારાજા કિંવા બ્રહ્મ–જ્ઞાનીઓ–તત્વ જ્ઞાનીઓને પુછીએ. બે ચાર પ્રશ્નો

કરતાં જ તેમને મુખેથી સાંભળી શકીશું કેઃ જગતમાં મ્હોટામાં મ્હોટું જો દુઃખ હોય તો તે જન્મવું અને મરણ પામવું એજ છે. રાજ ભોગને અંતે ભયંકર રોગો જ પ્રાપ્ત થાય છે અને રોગો પ્રાપ્ત થવાથી તેને જન્મ મરણ ઉપર તિરસ્કાર જ સ્ફુટશે. એ તિરસ્કારનું નામજ વૈરાગ્ય, વૈરાગ્ય થતાંજ મુક્તિની ઇચ્છા જોઇએ. ઇચ્છા એજ મનુષ્યનું કલ્યાણ. ગાડી, ઘોડા અને લક્ષ્મીની રેલ છેલમાં મચી રહેલા, માયાવી માનવીઓનાં નિત્ય કર્મ તરફ જુવો. તેમના હૃદય ઉકેલી વાંચો! તેમના મનની નાડી તપાસો. તમને તે-માંથી કંઇ ને કંઇ ભયંકર દુઃખ જણાશે જ. ભલે કદાચ માયાના આવરણથી-તત્વજ્ઞાનની ગેરહાજરીમાં-અજ્ઞાનતાને પ્રતાપેજ-ઇશ્વર જ્ઞાન પ્રાપ્ત નહિ કર્યાથી-ક્ષણિક સુખી જણાશે ખરા પરંતુ તે સુખ વાસ્તવિક નથી. તે ક્ષણભંગુર સુખ કોઇપણ અન્ય સમય કરતાં જ્યારે કોઇ શ્રીમંત કે રાજા મરણ પથારીએ પડે ત્યારે એકાંતમાં જઇ સુખ દુઃખ પરત્વે તેનો અભિપ્રાય પૂછવો. તે એમજ કહેશે કેઃ "જીવનમરણથી મુક્ત થવું એજ મ્હોટામાં મ્હોટું સુખ છે, અને મનુષ્ય માત્રે તે સુખ પ્રાપ્ત કરવા માટેજ ક્ષણે ક્ષણે ઉદ્યોગ કરવો. અન્ય સુખો માત્ર મનુષ્યને ચિરકાલ નરક કુંડ પ્રત્યે લઇ જનારાં છે." વાંચક! આ કથનની સત્યતા માટે શંકા હોય તો થોડા દિવસ સુખી શ્રીમંતોની સાથે રહી તેનો અનુભવ લેવો. તેમ થવાથી તમને જ્ઞાન થશે કે વિવાહિત જીવનમાં વિચારયુક્ત ભોગ ધારી અને સુખદુઃખ પૂર્ણ નાના પ્રકારની અવશ્ય પ્રાપ્ત થતી અવસ્થાના અનુભવ દ્વારા ક્ષણભંગુર સંસા-રનાં સર્વ પ્રકારનાં સુખ ઉપર વિરક્ત થઇ, જે કાર્યદ્વારા જીવ ઇશ્વર પ્રત્યે પ્રેમપૂર્ણ થાય અને તેનેજ (ઇશ્વરનેજ) સર્વ વસ્તુનો સાર જાણી તેનાંજ (ઇશ્વરનાં) દર્શન કરવા મહોત્સવ પૂર્વક અગ્રસર થાય એવું શિક્ષણ આપ-વાનોજ શાસ્ત્રકારોનો ઉદ્દેશ્ય છે. વિચાર કરતાં કરતાં, સંસારના કોઇપણ વિષયનો ઉપભોગ કરવા જતાં અંતે તે વિષયનો ત્યાગ કરવાની વૃત્તિ થશે એજ નક્કી માનવું. તેટલા માટેજ પરમહંસદેવ કહેતા કેઃ "ભાઇ! સદ્ અસદ્ વિચાર કરવો જોઇએ. સર્વદા વિચાર કરીને મનને અનેક વસ્તુઓ બતાવી પૂછવું જોઇએ કેઃ મન! તું આ વસ્તુનો ઉપભોગ કરવા, આ વસ્તુ

ખાવા અને આ વસ્ત્રો પહેરવા માટે વ્યાકુળ થાય છે ખરૂં પરંતુ દાળ, ભાત, પકવાન, ફળ, કંદ, રેશમી ગરમ વસ્ત્રો, આભૂષણો વગેરે પંચમહાભૂતમાંથીજ તૈયાર થયું છે, તેજ પંચમહાભૂતમાંથી હાડ, માંસ, ચામડાની નારીનું સુંદર શરીર પણ ઉત્પન્ન થયું છે. તે દ્વારાજ તમારૂં અને ગાય, બકરાં, ગધેડાં વગેરે પ્રાણીના પણ શરીર થયાં છે. જેમ સુમિષ્ટ આહાર એક બે ચાર દિવસ પછી ઉતરી જઇ દુર્ગંધ મારશે, વસ્ત્રો થોડા દિવસ ઉપભોગ કર્યા પછી જીર્ણ નિરર્થક થઇ જશે તેજ પ્રમાણે સુંદર પુરૂષ કે સુંદર નારી શરીર પણ એક સમયે કદરૂપું, જીર્ણ, દુર્ગંધયુક્ત થઇ જશે. તો પછી તેની ક્ષણભંગુર અનિત્ય સુંદરતા અને મિષ્ટ પદાર્થ આદિ પ્રાપ્ત કરવા આટલી બધી વ્યાકુલતા શા માટે? એ સર્વ વસ્તુઓ વડે ત્હને સચ્ચિદાનંદની પ્રાપ્તી થાય એમ છેજ નહિ! એમ છતાં પણ જો ત્હારી ઇચ્છા હોય તો એક બે વખત ઉપભોગ કરી, પરિણામનો વિચાર કરી જો, અને પછી તે ભોગનો ત્યાગ કરવો જોઇએ. દ્રષ્ટાંત તરીકે: મિઠાઇ ખાવાની ઇચ્છા થાય તો થોડી લાવી, બન્ને ગાલ ભરી, પેટ પૂર્ણ થતાં સુધી તેનો આહાર કરતાં કરતાં વિચાર કરવો કે: ઓ મન! એનું નામ મિઠાઇ છે. એ પણ કેરી, સંતરાંની પેઠે પંચભૂતના વિકારથીજ તૈયાર થઇ છે. બીજી વસ્તુઓની પેઠે એ પેટમાં જઇને રક્ત, માંસ, મળ અને મૂત્ર રૂપ થઇ જશે. એ કાંઇ પેટમાં એવીને એવી સ્થિતિમાં બેસી રહેવાનું નથી. જેટલી ક્ષણ પર્યંત તે મુખમાં છે તેટલી ક્ષણ મિષ્ટ લાગે છે પરંતુ ગળાથી નીચે ઉતરતાંજ સુસ્વાદનું સ્મરણ પણ રહેશે નહિ! અને જો એનો વિશેષ આહાર કરવામાં આવશે તો અપચન થઇ શરીરે અસુખ થશે. ભાઇ મન! એવી વસ્તુ પ્રાપ્ત કરવા—ભોગવવાને માટે આટલું બધું તલપાપડ કેમ થઇ જાય છે? એવી વસ્તુના ઉપભોગને માટે તું આટલાં બધાં પાપ પ્રપંચ શા માટે કરે છે? જા, જા, ભૂંડા! ત્હારામાં વિચારશક્તિ હોય, (મનુષ્યમાં મનુષ્યત્વ હોય) તો ઉંડો વિચાર કરી જો. બસ, અત્યાર સુધી એવી વસ્તુઓનો આહાર કર્યો હોય તો બસે. પણ હવે પછીથી તેનો ત્યાગ કર. અર્થાત્ એવી વસ્તુઓ ઉપર મોહ—ક્ષોભ રાખવો નહિ. (સન્યાસી ભક્તો સ્હામે જોઇ કહ્યું)

આ પ્રમાણેજ નિત્ય ઉપભોગમાં આવતી સામાન્ય વસ્તુઓ-વિષયો-ઉપર બુદ્ધિપૂર્વક વિચાર કરી તેનો ઉપભોગ કર્યા પછી ત્યાગ કરવો બની શકશે પરંતુ મ્હોટા મ્હોટા વિષયો માટે એ પ્રમાણે કરવું સાધ્ય નથી. તે વિષયોનો ઉપભોગ કરવા જતાંજ તેમાં બંધાઇ જવું પડશે! તેટલા માટેજ મ્હોટી મ્હોટી વાસનાઓ ઉપર વિચાર કરી, તેમાં દોષનું અવલોકન કરી, મનમાંથી તેને હાંકી કાઢવી જોઇએ."

શાસ્ત્રમાં વિવાહ કરવા માટે એવા પ્રકારનો ઉચ્ચ ઉપદેશ આપ્યો છે તેમ છતાં કેટલા મનુષ્યોના મનમાં એ ઉપદેશને સ્થાન મળ્યું છે? વિવાહિત જીવનમાં યથાસાધ્ય બ્રહ્મચર્યનું પાલન કરી પોતાને અને જન સમાજને કેટલા મનુષ્યોએ ધન્ય કર્યો છે? કેટલી સ્ત્રીઓએ પતિની પાસે ઉભાં રહી-તેમને ઇશ્વર પ્રાપ્તીની વાત તેઃ વેગળી રહી-લોકહિતકર ઉચ્ચ વ્રત તરફ-પ્રેર્યા છે? કેટલા પુરૂષોએ ત્યાગને જ જીવનનો મૂખ્ય ઉદ્દેશ્ય જાણી પોતાની સ્ત્રીને તેવુંજ શિક્ષણ આપ્યું છે? હાય ભારત! શરીર-સુખ-ભોગને જ સર્વસ્વ માની લેનાર પાશ્ચાત્યોનો જડવાડ ધીમે ધીમે ત્હારા અસ્થિ મજ્જામાં પ્રવિષ્ટ થઇ તને ઇશ્વર-જ્ઞાન-વગરના પશુ જેવો બનાવી દીધો છે તેનો એક વખત તો વિચાર કરી જો! શ્રી રામકૃષ્ણદેવ પોતાના સન્યાસી ભકતોને વર્તમાન વિવાહિત જીવનમાં દોષ દર્શાવી કહેતા કેઃ "ભાઇ! જો ભોગને જ સર્વસ્વ અથવા જીવનનો ઉદ્દેશ્ય માની લેવો દોષ યુક્ત હોય તેઃ વિવાહને સમયે એકાદ પુષ્પ નાંખવાથીજ તે શુદ્ધ થઇ જાય છે કે?" વાસ્તવિક જોતાં વિવાહિત જીવનમાં ઇન્દ્રિયપરતા-ભારત વર્ષમાં આટલે બધે દરજ્જે કદી પણ પ્રબળ જોવામાં આવી હશે કે નહિં તે સંદેહ જ છે! ઇન્દ્રિય તૃપ્તિ સિવાય વિવાહનો એક બીજો મહા પવિત્ર, મહોચ્ચ ઉદ્દેશ્ય છે. એ સૂત્ર આપણે આજ કાલ એક પ્રકારે ભૂલી ગયા છીએ, અને એજ કારણને લીધે દિવસે દિવસે પશુ કરતાં પણ અધમ થઇ જવા બેઠા છીએ!* નવીન ભારતના ભારતીય જનોનું

* આ સ્થળે એક દૃષ્ટાંત લખવાની અમને ઈચ્છા થઇ આવે છે. મુંબાઇમાં અમારા પાડોશમાં એક હિંદુ ડાક્ટર સાહેબ રહેતા હતા. તેમનાં પત્નીને ચાર પાંચ બાળક થયાં તે બધાં મૃત્યુને વશ થયાં હતાં. એક દિવસ અમારી ચાલીની

પશુત્વ મટાડવા માટે જ લોક—ગુરૂ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના વિવાહ તેમના જીવનમાં અન્ય સર્વ કાર્યોની પેઠેજ વિવાહરૂપ કાર્ય પણ લોક—કલ્યાણને માટેજ અનુષ્ઠિત થયું હતું.

પરમહંસદેવ કહેતા કે: "હું જે કાંઇ કરૂં છું તે તમારેજ માટે. હું સોળ આના કરૂં છું ત્યારે તમે એક આના જેટલું કરશો? હું ઉભો રહીને મૂત્રા-વિસર્જન કરીશ તો તમે પણ બરાબર તેવુંજ કરશો. તેથીજ પરમહંસદેવે વિવાહિત જીવનનું કર્તવ્ય, મસ્તક ઉપર ધારણ કરી, સર્વ મહોચ્ચ આદર્શ સર્વનાં નેત્ર સમક્ષ અનુષ્ઠાન કરી બતાવ્યું છે. પરમહંસદેવ પોતે જો વિવાહ

---

વચમાં એક કૂતરી ઉભી રહી પોતાનાં પાંચ છ બાળકોને સ્તનપાન કરાવતી હતી. એ જોઈ અમે ડાકટર સાહેબને કહ્યું કે: "ડાકટર સાહેબ! તમે ડાકટરી વિદ્યા ભણ્યા છો છતાં તમારે ત્યાં સંતાન જીવતાં નથી અને આ અજ્ઞાન પશુ-કૂતરીને ત્યાં પાંચ છ બાળકનો વિસ્તાર! જુવો તો ખરા! એ કેવું આશ્ચર્ય? વારૂં પણ ડાકટર સાહેબ! એ જ્ઞાની કે તમે? તમારામાં જો જ્ઞાન હોય તો તમારે ત્યાં સન્તાન કેમ ના જીવે?" એ સાંભળી ડાકટર સાહેબના મુખ ઉપર શરમનો શેરડો પડી ગયો! તેમનું મ્હોં ઉતરી ગયું-કહો કે ફિક્કું પડી ગયું! કંઇ પણ જવાબ તો દેવોજ જોઇએ એમ જાણી તેઓ બોલ્યા: "તમારૂં કથન સત્ય છે. અમે કુદરતી નિયમ પાળતા નથી તેથીજ અમારે ઘેર સન્તાનની વૃદ્ધિ થતી નથી, અને અમારા જેવીજ-કહો કે પશુ કરતાં પણ નિકૃષ્ટ જીવો જેવીજ—આપણા હિંદુઓની સ્થિતિ થઈ ગઇ છે. લગ્નનું પ્રયોજન અને શરીરના ધર્મ સમજતાજ નથી! પતિ પત્નીએ શારીરિક સુખ કેવા નિયમો પ્રમાણે ભોગવવું જોઇએ તેનુ હિંદુઓ જ્ઞાનજ મેળવતા નથી. આટલી બધી સ્કૂલો છે અને વિદ્વાનોમાં ગણાતા શિક્ષકો છે છતાં કોઇ પોતાના વિદ્યાર્થીઓને શરીર, વીર્ય, જીવન અને સંતતિ સંબંધી જોઇએ તેવો ઉપદેશ આપતા નથી! તેથીજ ભારતવર્ષની સામાન્ય નિશાળોમાંથીજ નહિ પણ કૉલેજોમાંથી સુદ્ધાં એ કાર્યથી અજાણ-ગ્રેજ્યુએટો કહો કે એક પ્રકારના પશુ વૃત્તિવાળાં અનેક પ્રાણીઓ પ્રકટ થાય છે! જો હિંદુઓ લગ્નનું મહત્વ સમજે અને સ્ત્રી-ઉપભોગના નિયમો જાણી તે પ્રમાણે વર્તે તો આર્યાવર્ત પુન: પવિત્ર આર્યોનું નિવાસ સ્થાન થાય અને તેમનાં સંતાનો બુદ્ધિ, બળમાં ઉત્કૃષ્ટ નિવડે!" ડાકટર સાહેબનો આ અભિપ્રાય કેટલો સત્ય છે તેનો નિર્ણય વાંચકોએજ કરી લેવો. પાછળથી સાંભળવામાં આવ્યું છે કે: ડાકટર સાહેબે પોતાનાં પત્નીને ત્રણ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પળાવ્યું અને તેને પરિણામે હાલ તેમને એક સંતતિ છે. (ભા. ક.)

ના કરત તો ગૃહસ્થ માનવીઓ કહેત કે; "વિવાહ તો કર્યો નથી! તેથીજ બ્રહ્મચર્ય સંબંધી આટલું બધું બોલાય છે. સ્ત્રીને પરણી એક સંગે એકત્ર નિવાસ તો કદી કર્યો નથી, તેથીજ અમને આટલો બધો લાંબો લાંબો ઉપદેશ આપવા માંડયો છે!" એ કારણને માટેજ પરમહંસદેવે વિવાહ કર્યો હતો એમ નથી. શ્રી જગન્માતા કાલિમાતાનાં પૂર્ણ દર્શન પ્રાપ્ત કર્યા પછી જ્યારે તેમની દિવ્યોન્માદ અવસ્થા થઈ ગઇ તે સમયે પોતાની પૂર્ણ યૌવના વિવાહિતા સ્ત્રીને દક્ષિણેશ્વરમાં પોતાની સમીપ લાવી રાખ્યાં અને તેમનામાં સાક્ષાત્ માતા જગદમ્બાનાં દર્શન કરી તેમને શ્રીષોડશી મહાવિદ્યારૂપે માની તેમની પૂજા કરી અને આત્મનિવેદન કર્યું. આઠ માસ પર્યંત શ્રી માતાજીની સાથે એકજ ઓરડામાં-એક શય્યામાં-તેમણે નિરંતર નિવાસ કર્યો છે. સ્ત્રીને શિક્ષણ આપવા માટે, પ્રાણની શાંતિને માટે અને આનંદને માટે તેમણે પ્રસંગોપાત કામારપુકુર અને કવચિત્ સાસરે જયરામ વાટીમાં જઇ ત્યાં એક બે માસ પર્યંત નિવાસ કરવા માંડયો. દક્ષિણેશ્વરમાં શ્રી માતાજી નિવાસ કરતાં હતાં તે સમયના કેટલાક બનાવોનું વર્ણન શ્રી માતાજીએ સ્વમુખેથી સ્ત્રી ભક્તોને કહી સંભળાયેલું આ પુસ્તકમાંજ અન્યત્ર પ્રકટ કરવામાં આવ્યું છે તે વાંચવાથી તે સમયની સ્થિતિ જાણવામાં આવશે.

પરમહંસદેવનો વિવાહ સંબંધી ઉપદેશ શ્રવણ કર્યા પછી કેટલાક ગૃહસ્થાશ્રમીઓ હજી પણ કહે છે કેઃ "એ તો—" અમે તેનો અર્થ સમજ્યા છીએ અને સ્વામી શ્રી વિવેકાનંદ અમારૂં સાધન ભજન જોઇ જે વાક્ય કહેતા તેજ ઉત્તરમાં કહીએ છીએ કેઃ "તમે બધા એમ જાણતા હશો કેઃ અમે પ્રત્યેક એક એક શ્રી રામકૃષ્ણ પરમહંસ થઇ જઇશું? પરંતુ ના, ના. નવ મણ તેલ બળશે નહિ અને રાધા નાચશે પણ નહિ, શ્રી રામકૃષ્ણ પરમહંસ તો જગતમાં એકજ થઇ ગયા છે. "વનમાં એકજ સિંહ હોય છે." હે ગૃહસ્થાશ્રમી મનુષ્યો! અમે પણ તમારા "એ તો—" નો ઉત્તર એવોજ સ્પષ્ટ દઇએ છીએ કેઃ પરમહંસદેવની પેઠે પત્ની સાથે રાત દિવસ નિવાસ કરવા છતાં તદ્દન અખણ્ડ બ્રહ્મચર્યનું પાલન કરવું એ તમારે માટે અશક્ય છે એવું પરમહંસદેવ જાણતા હતા તેમ છતાં તેમણે એ પ્રમાણે વર્તન કરી તમને બતાવી આપ્યું છે કેઃ તમે કેવળ તેનો એક અંશ પણ

ગ્રહણ કરી તે પ્રમાણે વર્તવા શક્તિમાન થાઓ. પરંતુ યાદ રાખજો કે: એ ઉચ્ચ આદર્શનું અનુષ્ઠાન કરી તમે સ્ત્રીજાતિને જગદમ્બાની સાક્ષાત્ મૂર્તિ સ્વરૂપ નહિ માનો, તેને બનતે પ્રયત્ને અંતઃકરણનો નિઃસ્વાર્થ પ્રેમ નહિ અર્પણ કરો, અને જગતની માતૃસ્થાનીય સર્વ સ્ત્રીમૂર્તિને તમારા શારીરિક-ભોગની સામગ્રી, પરાધીન દાસી જાણીને તેની સાથે ચિરકાલ પશુભાવે વર્તશો કિંવા તેને પશુની દ્રષ્ટિએ જોશો તો કદી પણ તમારૂં કલ્યાણ થશે નહિ! યાદ રાખજો કે એ પ્રમાણે વર્તશો તો તમારો વિનાશ અતિ સત્વર થયા વગર કદી પણ રહેશે નહિ. શ્રીકૃષ્ણ ભગવાનની સલાહ પ્રત્યે દુર્લક્ષ્ય કરવા-થીજ યદુકુળનો કેવો વિનાશ થયો તેનો વિચાર કરજો. ઇસાનો ઉપદેશ નહિ માનવાથી યહુદી લોકોનું કેવું દુઃખદ પરિણામ આવ્યું તેનું સ્મરણ કરજો. યુગાવતારનો ઉપદેશ નહિ માનવાથી સર્વ સમયે સર્વ જાતિઓનો ધ્વંશ થયો છે! ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે.

હવે આ સ્થાને એક પ્રશ્નનો ઉત્તર આપી વિવાહ બંધનમાં રહીને પરમહંસદેવે ગુરૂભાવનો અદ્રષ્ટપૂર્વ વિકાશ કેવી રીતે કર્યો હતો તે બતાવવાનો યત્ન કરીશું. રૂપ, રસ આદિ વિષયોના દાસ થઇ રહેલા, બહિર્મુખ માનવોનાં મનમાં અદ્યાપિ પણ એવી ધારણા થાય છે કે: પરમહંસદેવે જ્યારે વિવાહજ કર્યો હતો ત્યારે ફક્ત એકજ સન્તાન ઉત્પાદન કર્યા પછી સ્ત્રી સાથે શરીર સંબંધનો ત્યાગ કર્યો હોત તો ઘણું સારૂં થાત. એ પ્રમાણે કરવાથી, ભગ-વાનનું સૃષ્ટિ રક્ષણ કાર્ય કરવું એજ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે તે દર્શાવી આપત, અને સાથે સાથે શાસ્ત્ર મર્યાદાનું પણ રક્ષણ કરી શકાત. કારણ કે: શાસ્ત્ર કહે છે કે: વિવાહિત પત્ની વડે અન્તે એક પણ સન્તાન ઉત્પન્ન કરવું જોઇએ: તેમ થવાથી પિતૃ ઋણમાંથી મુક્ત થઇ શકાય છે. એનો ઉત્તર એ છે કે:—

પ્રથમતઃ જ્યાં સુધી અમારી દ્રષ્ટિ પહોંચે છે, અમે જોઇ શકીએ છીએ અને અમે સાંભળી અથવા કલ્પના કરી શકીએ છીએ ત્યાં સુધી પૂછીશું કે: શું વાસ્તવિક રીતે જોતાં સૃષ્ટિ એટલીજ છે? વિચિત્રતા એજ સૃષ્ટિનો નિયમ છે. આજે આ ક્ષણથીજ જો આપણે સર્વે સર્વ વિષયનો એકજ પ્રકારનો વિચાર કરીએ તો સૃષ્ટિનો ધ્વંશ થવામાં જરા પણ વિલંબ થશે નહિ. તે ઉપરાંત

જિજ્ઞાસા કરીએ છીએ કે: સૃષ્ટિ રક્ષણના સર્વ નિયમોનો તમે અભ્યાસ કર્યો છે કે? અને સૃષ્ટિનું રક્ષણ કરવા માટેજ તમે આજે બ્રહ્મચર્ય વિહીન થઇ બેઠા છો કે? છાતી પર હાથ મૂકી ઉત્તર આપજો. જો, જો, પરમહંસદેવ કહેતા કે: "અંતઃકરણમાં ચોરી રહે નહિ." અંતઃકરણમાં ચોરી રાખશો તો ઇશ્વરના અપરાધી થશો. વારૂ, તમારા કહેવા પ્રમાણેજ માનીએ કે સૃષ્ટિ રક્ષણનો નિયમ તમે પાળો છો, પરંતુ અન્ય જનોને તે પ્રમાણે ઉપદેશ કરવાનો તમને શો અધિકાર છે? બ્રહ્મચર્ય અથવા ઉચ્ચ પ્રકારની માનસિક શક્તિનો વિકાશ કરવા માટે સાધારણ વિષયોમાં શારીરિક શક્તિનો ક્ષય ન કરવો એ પણ સૃષ્ટિના નિયમોમાંનો જ એક નિયમ છે. સર્વ મનુષ્યો જો તમારી પેઠેજ હલકા પ્રકારની શક્તિનો વિકાશ કરવામાં ગુંથાઇ રહે તો પછી ઉચ્ચ પ્રકારની આધ્યાત્મિક શક્તિનો વિકાશ દર્શાવશે કોણ? જો તમારી ઇચ્છા પ્રમાણે થાય તો પછી આધ્યાત્મિક શક્તિ વિકાશનો લોપજ થઇ જાય!

દ્વિતીયતઃ શાસ્ત્ર વચનોમાંથી આપણી ઇચ્છા પ્રમાણે વચનો પસંદ કરી તે પ્રમાણે વર્તવાનો આપણને અભ્યાસ પડી ગયો છે. આગળ પાછળનો સંબંધ જાળવી તે પ્રમાણે વર્તવું આપણને પસંદ નથી! કારણ શું? પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કાર! એજ પ્રમાણે સન્તાનોત્પાદન વિષયમાં પણ કેટલાંક સૂત્રો આપણે પસંદ કરી લીધાં છે! અધિકાર ભેદ જોઇ શાસ્ત્રકારો કહે છે કે: "**यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्** । જે સમયે ભગવાન ઉપર પ્રેમ વૃદ્ધિ પામી સંસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થાય તેજ ક્ષણે સંસારનો ત્યાગ કરજો." તો પછી જો પરમહંસદેવ તમારી ઇચ્છાનુસાર વર્ત્યા હોત તો ઉપરોક્ત શાસ્ત્ર વાક્યનું રક્ષણ કોણ કરત? પિતૃઋણ મોચન કરવા સંબંધી પણ એજ સિદ્ધાંત માની લેવો જોઇએ. શાસ્ત્ર કહે છે કે: એક સાચો સન્યાસી પોતાના સાત પૂર્વ પુરૂષોનો અને સાત નિમ્ન પુરૂષોનો, પોતાના પુણ્યબળથી ઉદ્ધાર કરી શકે છે. એ જોતાં પરમહંસદેવે પોતાનું પિતૃઋણ ફેડયું નથી તે સંબંધી આપણને શોક કરવાનું કશું કારણ નથી!

ઉપરોક્ત શાસ્ત્રવચનોથી જોઇ શકાય છે કે: પરમહંસદેવનો વિવાહ સંસ્કાર એ માત્ર આપણને શિક્ષણ આપવા માટેજ થયો હતો. વિવાહિત

જીવનનો કેવો પવિત્ર આદર્શ તેઓ આપણે માટે નિર્માણ કરી ગયા છે તેનો કિંચિત્ પરિચય તો, શ્રી માતાજીની (તેમનાં પત્નીની) તેમણે સાક્ષાત્ શ્રી જગન્માતા રૂપે પૂજા કરી હતી તે ઉપરથીજ આપણુને મળી આવે છે. સંસારનો એક એવોજ નિયમ છે કે: "મનુષ્ય પોતાના મનની દુર્બળતા અન્ય મનુષ્યો સમક્ષ છુપાવી શકે છે. પરંતુ તે પોતાની પત્ની પાસે છુપાવી શકતો નથી. પરમહંસદેવ એ સંબંધી અમને કવચિત્ ક્વચિત્ કહેતા કે: "તમે જેટલા જેટલા મ્હોટા માણસો વધે છે; તેમાં કોઇ જડજ, કોઇ મેજીસ્ટ્રેટ, કોઇ ડાકટર, કોઇ બેરિસ્ટર, પરંતુ તે જૂવો બધાજ બહાર રૉફ બતાવવાના! ઑફિસમાં ભપકો બતાવવાના! ઘરમાં પત્ની પાસે ગયા કે: "મ્હે તેરી ગૌવાં!" બધાજ સ્ત્રીના વેચાણુ ગુલામજ જોઇ લેવા! અંતઃપૂરમાંથી કોઇ હુકમ છૂટયો કે તે પછી અન્યાય હોય તોપણુ તે રદ કરવાની તેનામાં સત્તા નથી!" એ ઉપરથી જાણી શકાશે કે: જો કોઇ પણુ મનુષ્યની વિવાહિત પત્ની, પતિનું પવિત્ર ઉચ્ચ જીવન જોઇ તેને અકપટ હૃદયની ભક્તિ અર્પે અને જીવન પર્યંત તેને ઇશ્વર જાણી પૂજન કરે તો નક્કી માની શકાય છે કે: તે મનુષ્ય બાહાર—સમાજમાં—ઉચ્ચ આદર્શજ બતાવી શકશે એમાં જરાપણુ શંકા રહેશે નહિ. તેટલા માટેજ પરમહંસદેવને માટે અમે એ સિદ્ધાંત જેટલા નિશ્ચય પૂર્વક કહી શકીએ છીએ તેટલા નિશ્ચય પૂર્વક અન્ય કોઇને માટે કહી શકીશું નહિ! પરણેલી પત્ની સાથે પરમહંસદેવે અપૂર્વ પ્રેમલીલા કરી છે. પરંતુ તેનું વર્ણન કરવા માટે આ સ્થાન નથી. આ સ્થળે તો તેમના ગુરૂભાવના વિકારનો કિંચિદ્ માત્ર આભાસજ આપવાનું પ્રયોજન હતું.

અમે કલ્પના કરી શકીએ શકીએ છીએ કે: હવે વાચક બંધુઓ અને બહેનો વિવાહનું પ્રયોજન સુંદર રીતે સમજી શકયાં હશે. માત્ર સંતાનમાં વૃદ્ધિ કરવી અને મોજ શોખ ભોગવી એક દિવસ કુતરાની પેઠે મરણુ પામવું એના કરતાં ઇશ્વર દર્શન કરી આનંદ પ્રાપ્ત કરી જીવન મરણુનો ફેરો ટાળવો એજ વિવાહનું કર્તવ્ય માનવામાં આવશે તોજ શાસ્ત્રનો ઉદ્દેશ્ય સિદ્ધ થયેલો મનાશે.

---



## ઉનચત્ત્વારિંશ અધ્યાય.

### ભક્તવત્સલતા–રોગવૃદ્ધિ.

ક્રમે ક્રમે પરમહંસદેવનો એક નિયમિત સમ્પ્રદાય થઇ પડયો હતો. આ સમ્પ્રદાય તે કાંઇ બીજા સમ્પ્રદાયોના જેવો નહતો. સમ્પ્રદાયનું નામ દેતાંજ આજે આપણા મનમાં જે ભાવ ઉદય પામે છે તેવો તે સમ્પ્રદાય નહતો. અન્ય સમ્પ્રદાયોમાં સર્વને એક નિયમ પ્રમાણે, એક વિચાર પ્રમાણે, એકજ તત્ત્વો ઉપર આધાર રાખીને વર્તવું પડે છે પરંતુ પરમહંસદેવના સમ્પ્રદાયમાં તેમ નહતું. પૂર્વે વારંવાર કહેવામાં આવ્યું છે કેઃ તેમની પાસે સર્વ સમ્પ્રદાયના મનુષ્યો આવ જા કરતાં, અને તે સર્વે પરમહંસદેવને પોતપોતાના સમ્પ્રદાયના સિદ્ધ પુરૂષ તરીકે–મૂળ આચાર્ય તરીકે જાણતા. તે સર્વ મનુષ્યો જ્યારે એકત્ર થતાં ત્યારે ત્યાં જાણે એક મ્હોટો મેળો ભરાયો ન હોય તેટલી ભીડ થતી. પરમહંસદેવ તે સર્વની મધ્યમાં બિરાજતા ત્યારે અપૂર્વ સૌંદર્ય જણાતું. તેઓ જે કાંઇ ઉપદેશ આપતા તે પોતાના વર્તનમાં બતાવી શકતા. તેઓ કહેતા કેઃ ઇશ્વર એક છે પરંતુ ભાવના અનન્ત છે. આ સ્થળે તે ભાવનું જ કાર્ય થતું. એ નાનાવિધ ભાવનાવાળા ભકતો કોઇ કાર્યનો ભાવ ગ્રહણ કરતા નહિ. તેઓ પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે ત્યાં આવતા અને તે પૂર્ણ થતાંજ ચાલ્યા જતા. કાર્ય કરનાર ભકતોમાં ભક્તવીર સુરેન્દ્રનાથ મિત્ર, બલરામ બસુ, કેદારનાથ ચટ્ટોપાધ્યાય, હરિશ્ચંદ્ર મુસ્તફી, દેવેન્દ્રનાથ મજુમદાર, ગિરિશ્ચંદ્ર ઘોષ, ચતુલકૃષ્ણ ઘોષ, મનોમોહન મિત્ર, કાલિદાસ મુખોપાધ્યાય, નવગોપાલ ઘોષ, કાલીપદ ઘોષ, ઉપેન્દ્રનાથ મુખોપાધ્યાય, નરેન્દ્ર વગેરે ભક્ત શ્રેષ્ઠ મહાત્માઓએ એકત્ર થઇ પરમહંસદેવના આવિર્ભાવ નિમિત્ત મહોત્સવ ઉજવવાનું કાર્ય શરૂ કર્યું. ભક્તવીર સુરેન્દ્રનાથે એ મહોત્સવ માટે સર્વને પ્રાર્થના કરી અને પ્રથમ વર્ષે તેણે

પોતાને ખર્ચે તે કાર્ય સુંદર રૂપે પરિપૂર્ણ કરી સર્વની નિદ્રા ભંગ કરી દીધી હતી. તે પછી બીજે વર્ષથી આજપર્યંત સર્વે ભક્ત આદિ જનસમાજને ખર્ચે પરમહંસદેવના જન્મ નિમિત્ત મહોત્સવ થાય છે. જન્મોત્સવને દિવસે પરમહંસદેવના ભક્ત તથા અન્ય જે જે મનુષ્યો તેમના પ્રત્યે શ્રદ્ધાભક્તિ રાખતા તે સર્વને નિમંત્રણ કરવામાં આવતું. નિમંત્રણ સિવાયના પણ ઘણાં મનુષ્યો ત્યાં આવતાં. પ્રાતઃકાલથીજ ભક્તો આવી એકત્ર થતા. ત્રૈલોક્યબાબુ અને તેમના નોકરો એ કાર્યમાં વિશેષ સહાયતા આપતા. જે મનુષ્યો ત્યાં આવતાં તેઓ એ મહોત્સવ નિમિત્ત સિવાય કોઇ પણ સમયે તે સ્થળે આગમન કરતાં કે નહિ તે માટે સંદેહજ છે! દશ વાગ્યા પછી પરમહંસદેવ સ્નાનાદિ કરતા. ત્યારપછી કીર્તનનો આરંભ થતો. કીર્તન સમયે કેવો આનંદ થતો તેનું વર્ણન કરવા માટે પ્રભુ દ્વારા અમે કોઇ શક્તિ પ્રાપ્ત કરી શક્યા નથી. માત્ર તેમના મનમાંજ તે શક્તિ હતી. અત્રે અમે તે આનંદનું વર્ણન કરવાનો યત્ન કરીશું, તે દ્વારા વાંચક ભાઇઓ અને બહેનોને તે આનંદનો કિંચિત્ આભાસ મળશે. અમુક શબ્દો ઉપર ભાર મૂકી તે સુકોમળ કણ્ઠથી ગાવામાં કીર્તનનો રસ વૃદ્ધિ પામે છે. પરમહંસદેવ તેમજ કરતા. તેમનો કણ્ઠ સુમધુર હતો. કીર્તન કરતાં કરતાં તેઓ કેટલાક શબ્દો ઉપર ભાર મૂકી તેને એવી કોમળતાથી ગાતા કે બસ ન પૂછો વાત! તેઓ ગાયનને મસ્ત બનાવી પોતે મસ્ત બની જતા. તેઓ મસ્ત બની ગયા પછી કોઇ બચવા પામતું નહિ! તેમની સાથે કીર્તન કરતા ભક્તો પણ ભક્તિ રસમાં વિહ્વલ થઇ ઉઠતા. તેમના મસ્તપણામાં ઉડણ શક્તિ હતી. એક ભક્તના હૃદયમાં તે ભાવના પ્રદીપ્ત થતાંજ સાંભળનાર—પાસે ઉભેલા અનેક ભક્તના હૃદયમાં તે રસની વાસના ઉડી પ્રવેશ કરતી, તેમાં જરાએ સંદેહ નહિ. પરિણામે, તે સ્થળે ઉભેલા મનુષ્યો લાકડાના પૂતળા જેવા મન્ત્રમુગ્ધ બની ઉભા રહેતા. પરમહંસદેવની મસ્ત—અવસ્થા સમયે તેમને જ્ઞાન રહેતું નહિ, એ સંબંધી અન્ય સમયે પણ કહેવામાં આવ્યું છે. તેમના કેટલાક ભક્તો તો એ સમયની વાટજ જોતા. તે સમયે તેમને ઇચ્છા પ્રમાણે સજવામાં આવતા. એક ભક્ત સ્ત્રી તેમને ચંપાના ફુલના રંગ જેવું વસ્ત્ર પહેરાવતી. આહા! એ વસ્ત્ર

ધારણ કર્યાથી પરમહંસદેવ કેવા અપૂર્વ સૌંદર્યમાન જણાતા ! ગૌરી માતા તેમને ગળે પુષ્પની માળા અને શરીરે ચંદન ચઢાવતી. જે સમયે તે માળા તેમને ગળે શોભી રહેતી અને જે સમયે સફેદ ચંદનનાં સર્વ બિંદુઓ સુકાઇ જઇ તેમને લલાટે તથા ચરણે પ્રકટ થતાં તે સમયે તેમનાં દર્શન કરી નયન અને મનની આકાંક્ષા તૃપ્ત થતી નહિ ! જાણે તે મનોહર દર્શન કર્યાંજ કરીએ. આહા ! શું તે રૂપની તૂલના થઇ શકે એમ છે ? તે રૂપને ઉપમા આપી શકાય તેમ નથી. તે રૂપને બીજા કોઇ સાથે સરખાવી શકાય તેમ નથી. તે રૂપ ઉપર એક વખત જે નેત્રો પડયાં છે તે નેત્રો પુનઃ ત્યાંથી ખસી અન્ય કોઇ રૂપ જોવા ઇચ્છતાં નહિ. જાણે રૂપની જાળમાં નયન વિહંગ સપડાઇ ગયું ન હોય ! તે રૂપ જોયા પછી જગતમાં સર્વ રૂપને કુરૂપ કહેવાનુંજ મન થતું. તેનાથી વિશેષ રૂપવાન કોઇ વસ્તુ જગતમાં છેજ નહિ એવુંજ બોલાઇ જતું. તે સમયે એવુંજ મનમાં થતું કેઃ જે રૂપ જોવાની આટલા બધા દિવસથી આકાંક્ષા થતી તે આટલા બધા દિવસ પછી આજેજ જોવામાં આવ્યું ! આહા ! જે રૂપ જોવાને ઋષિમુનિઓએ મ્હોટા મ્હોટા વેદ લખ્યા, મ્હોટાં મ્હોટાં દર્શન શાસ્ત્રો લખ્યાં, મ્હોટાં મ્હોટાં ઉપનિષદો લખ્યાં અને વેદ વ્યાસે મ્હોટાં મ્હોટાં પૂરાણો લખ્યાં છે તેજ રૂપ આજે અમે નજરે જોઇ અમારા જીવનને સફળ કરી રહ્યા છીએ ! આહા ! જે રૂપ જોવાને ભક્ત ધ્રુવે તપ કર્યું હતું, ભક્ત પ્રહ્લાદે પિતાનો ત્રાસ વેઠયો હતો, ભક્ત નારદે સ્તુતિ ગાન કર્યાં હતાં અને ભક્ત હનુમાને સેવા કરી હતી તેજ નયન મનોહર રૂપ અમે આજે પ્રત્યક્ષ જોઇ રહ્યા છીએ. જગતમાં અમે અત્યાર પહેલાં અન્ય ઘણી વસ્તુઓને સુંદર–મનોહર તરીકે જોઇ છે પરંતુ આહા ! શું તે સર્વ સુંદર વસ્તુઓ અમે અત્યારે જે સુંદર મૂર્તિને જોઇ રહ્યા છીએ તેની બરાબરી કરી શકે એમ છે ? કદી નહિ. અમે એ રૂપની કોની સાથે તુલના કરીએ ? અમને આ સુંદર રૂપ જેવું જગતમાં બીજું કોઇ સુંદર રૂપ જડતુંજ નથી. આ રૂપ તો અનુપમેય છે. ચંદ્રની તુલના ચંદ્ર સાથે, સૂર્યની તુલના સૂર્ય સાથે, સુવર્ણની તુલના સુવર્ણ સાથે થઇ શકે છે તેજ પ્રમાણે પરમહંસ રામકૃષ્ણદેવના તે રૂપની તુલના તેમના રૂપ સાથેજ

થઇ શકે છે. તેમની તુલના કરવા જેવી વસ્તુ તેમની પાસેજ છે. અન્ય કોઇ સાથે તેમના રૂપની તુલના થઇ શકે એમ નથી. તેમના નયન મુગ્ધકર સુંદર રૂપનાં દર્શન કરતાંજ મન ભૂલાવામાં પડ્યું. પોતે પોતાને ભૂલ્યા, સર્વે ભક્તો રામકૃષ્ણમય થઇ ગયા. જય ધ્વનિવડે સર્વે દિશાઓ કમ્પાયમાન થઇ રહી. મનનો ઉત્સાહસૂચક ભાવ જાણે હૃદય ચીરી બહાર નીકળવા લાગ્યો. કોઇએ ઉર્ધ્વ બાહુ કરીને, કોઇ તાળીઓ પાડીને, કોઇ સ્થિર નેત્રે કુદી કુદીને નૃત્ય કરવા લાગ્યા. નૃત્ય કરતાં કરતાં કોઇ પ્રેમવિહ્વલ થઇ પૃથ્વીપર પડ્યા. કોઇ અન્ય ભક્તના શરીર પર ઢળી પડ્યા, કોઇ આનન્દનાં અશ્રુ વર્ષાવવા લાગ્યા. કોઇ હસતા હસતા જોરથી શ્વાસ પ્રશ્વાસ મૂકવા લાગ્યા, અને સ્તબ્ધ થઇ ઉભાજ રહ્યા. ક્રમે ક્રમે સર્વે અર્ધ મુવા જેવા થઇ પડ્યા. હવે તેમનાથી બોલાતું નહિ. જોરથી વહેતા શ્વાસપ્રશ્વાસમાં કફ આવી સ્વર ભંગ કરવા લાગ્યો. સર્વને પરસેવાના ઝેબેઝેબ છૂટયા. મૃદંગ વગાડનારના હાથ ફુલી ગયા. કરતાલ વગાડનારનાં આંગળાં છોલાઇ ગયાં. તેથીજ કીર્તન બંધ થયું. શાંતિ, શાંતિ, પ્રશાંતિએ આવી સર્વને ઘેરી લીધા.

પરમહંસદેવ ધીમે ધીમે શુદ્ધિમાં આવ્યા એટલે તુરતજ તેમણે ગળાની માળા તોડી વેગળે ફેંકી દીધી. વસ્ત્ર વડે કપાળનું ચંદન લુછી નાંખ્યું, પરંતુ ચરણ ઉપરનું ચંદન કદીપણ લૂછી શકતા નહિ. મહારાજ ! ભક્તો સાથે આપની ચતુરાઇ ચાલે તેમ નથી. સ્વચ્છંદે માળા તોડી નાંખી, કપાળનું ચંદન લૂછી નાંખ્યું, પણ હવે લૂછી નાંખો જોઉં ? હવે વાટ કોની જૂવો છો ? એમ કરવામાં રજોગુણ જણાઇ આવશે. લોકો જોઇ શક્યા છે કે: ભક્તોએ પૂજા કરી છે, લૂછી નાંખો જોઇએ ? " એમ કહી રસિક ભક્તોના મનમાં આનંદ થવા લાગ્યો. તેઓ ચરણ ઉપરનું ચંદન લૂછી શક્યા નહિ ! લૂછી શકે કેમ ? ચરણ કાંઇ તેમના નથી. તેમણે જેને જે આપી દીધું છે તેના ઉપર તેમનો અધિકાર શો છે ? ભક્તોને તેમણે ચરણ આપી દીધાં છે, તે ચરણ ભક્તોનું હૃદય ધન છે, તેથીજ તેઓ તેની શોભા નષ્ટ કરી શક્યા નહિ.

ત્યાર પછી તેઓ ભક્તોની સાથે એક પંક્તિએ બેસી ભોજન કરી

અશેષ પ્રીતિ પ્રાપ્ત કરતા, પરંતુ આ સ્થળે તેઓ વર્ણાશ્રમ ધર્માનુસાર વ્યવસ્થા કરવાનો બંદોબસ્ત કરતા. જે સર્વ વસ્તુઓ ભોજન માટે તૈયાર થતી તે પ્રથમ કોઇને આપવામાં આવતી નહિ કિંવા કોઇ દેવદેવીને નિવેદન કરવા માટે પણ આપવામાં આવતી નહિ. સર્વ ભોજનસામગ્રી પરમહંસદેવના ઓરડામાં ગોઠવવામાં આવતી અને તેમનેજ નૈવેદ્ય કરવામાં આવતું અને સર્વ સામગ્રીનો થોડો થોડો ભાગ સૌથી પ્રથમ તેમનેજ આપવામાં આવતો. ભક્તો ભોગની એવીજ વ્યવસ્થા કરતા.

હવે તે દિવસો નથી! આજે તે રામ નથી, અને આજે તે અયોધ્યા પણ નથી! તે ભક્તો છે, તે દક્ષિણેશ્વર છે, તે કાલી મંદિર અને પંચવટી છે, તેવોજ જન્મમહોત્સવ પણ પ્રતિ વર્ષ થયાં કરે છે પરંતુ તે અપૂર્વ ભાવના ક્યાં છે? તેવું અપૂર્વ દ્રષ્ય ક્યાં છે? તેવો અપૂર્વ ભક્તિરસનો પ્રવાહ ક્યાં વહે છે? તેવું અપૂર્વ સુંદર રૂપ ક્યાં છે? તેવું અપૂર્વ અદ્દભૂત કીર્તન નૃત્ય ક્યાં છે? તેવો આનંદ ક્યાં છે? તે ઇશ્વર–પ્રેમનાં ઉછળતાં તરંગો ક્યાં છે? તે બધું ગયું છે. તે સર્વ જીવન પર્યંતને માટે ગયું છે. પુનઃ તે દિવસો આવશે નહિ, અને તે પ્રમાણે પ્રભુને વસ્ત્ર ધારણ કરાવી મનની તૃષ્ણા મટાડી શકાશે નહિ. હવે તે ચંદન ચર્ચીત ચરણનાં દર્શન કરી શકાશે નહિ, હવે તે શ્રી મુખમાંથી અમૃતમય મધુર ઇશ્વર–નામ શ્રવણ કરી માનવ જન્મ સાર્થક કરી શકાશે નહિ! કાલના પ્રવાહમાં સર્વ ચાલ્યું ગયું છે. માત્ર તે સમયની સ્મૃતિએ મૃતપ્રાય દેહને હજી જીવતું રહેવા દીધું છે!

પરમહંસદેવ ધનવાનોને ઘણુંખરું પસંદ કરતા નહિ. તેઓ દરિદ્ર કંગાલો ઉપર અત્યંત પ્રસન્ન રહેતા. એક સમયે જન્મ મહોત્સવને દિવસે કોઈ એક સ્ત્રી ચાર રસગોલ્લા (એક જાતની બંગાળી મિઠાઇ) લઇને ઉત્સવમાં આવી હતી. તેણે માતાજી પાસે જઇ તે સમર્પણ કર્યું. ત્યાં અનેક ભક્ત–સ્ત્રીઓ બેઠી હતી. માતાજીએ મિઠાઇ જોઇ કહ્યું: "બેટા! મહારાજ હમણાં ભક્તો સાથે ભક્તિરસમાં સ્નાન કરી રહ્યા છે, તેમને શી રીતે આ મિઠાઇ આપું? વળી તેમણે ભોજન કરી લીધું છે, હવે તો તેઓ ત્હારી મિઠાઇ ખાશે નહિ. ખાય તો શરીર બગડે." આ શબ્દો ભક્તના હૃદયમાં કેવી

તિક્ષ્ણ કટારીના ઘા જેવા લાગ્યા હશે તે ભક્ત સિવાય અન્ય કોઇ જાણવા શક્તિમાન થાય નહિ ! ભક્ત—સ્ત્રીનાં નેત્રમાં જળ આવી ગયાં. હૃદયમાં અત્યંત વેદના થઇ. તે મનમાંજ બોલીઃ ' ગુરૂદેવ ! ભગવન્ ! તમે તો અનાથના નાથ છો ! ઘણા ધનવાનો તમારા શિષ્ય—ભક્ત છે. તેઓ પુષ્કળ પૈસા ખર્ચી મહોત્સવ કરી રહ્યા છે. તમે ત્યાં ઘૂમી આનંદ કરી રહ્યા છો. હું તો દીન હીન કંગાલ છું—અનેક પ્રકારનો ક્લેશ સહન કરી, મ્હેનત મજુરી કરી ચાર પૈસા એકઠા કર્યા છે. હું શું કરૂં ? મ્હારામાં વિશેષ શક્તિ નથી, મ્હારૂં નૈવેદ્ય તમે નહિ સ્વીકારો ? હું તો ધારૂં છું કે તમે અનાથના નાથ નથી. તમે દુઃખી દરિદ્રીઓના ભગવાન નથી ! " સ્ત્રી મનમાં કલ્પાંત કરી રહી હતી. અહા ! જે ઇશ્વરની—ગુરૂની—પ્રાર્થના કરી જાણે છે, જે હૃદયના ઉંડા ભાગમાંથી ઇશ્વરને બૂમ પાડવાની કળા શિખ્યું છે, તેની પ્રાર્થના અને તેની બૂમ સાંભળ્યા વગર ઇશ્વરને ચાલેજ કેમ ? તેની પ્રાર્થનાનો ઉત્તર દીધા સિવાય ઇશ્વર ન્હાસી જઇ શકે એમ નથી. થોડી ક્ષણમાં પરમહંસદેવ તે સ્થળે આવી પહોંચ્યા અને ભક્ત—સ્ત્રીની મીઠાઈ ખાધી. ઓ પ્રભુ ! તમે આ શું કર્યું ? તમે અમારા ઉપર અકૃપા કેમ કરી ? જે નામ દઇને પ્રાર્થના કરવાથી તમે સાંભળી શકો છો, વાતચિત કરો છો, અને હાજર થઇ ભક્તનું ધરાવેલું મિષ્ટાન્ન ભોજન કરો છો તે નામ અમને કેમ શિખવતા નથી ! તેમ કરો તો અમે વારંવાર તમારી સાથે મન તૃપ્ત થતાં સુધી વાત કરી સંતુષ્ટ થઇએ. શા કારણથી અમારા ઉપર એ પ્રકારની કૃપા કરતા નથી તે કોણ જાણે ? પ્રભો ! તમને જે સારૂં જણાય છે તેજ તમે કરો છો. અમે તમને ઠપકો દેવા લાયક નથી. આપની ઇચ્છા એજ અમારી ઇચ્છા.

વળી એક દિવસ શશી નામક એક કુમાર ભક્ત ( શશી સાક્ષાત્ હનુમાનની મૂર્તિ હતો ! તેના જેવી સેવા તો સાક્ષાત્ લક્ષ્મીદેવી પણ કરી શકતાં નહિ હોય ! ) પરમહંસદેવ માટે એક પૈસાનો બરફ દુપટ્ટાને એક છેડે બાંધી કલકત્તાથી દક્ષિણેશ્વર લઇ ગયો હતો. એક પૈસાનો બરફ મધ્યાહ્નના સખ્ત તાપમાં દુપટ્ટાને છેડે બાંધેલો, સાડા ત્રણ ગાઉ સુધી બાળક લઇ ગયો ! અહા ! શો ચમત્કાર ! બરફ તેમનો તેમજ રહ્યો હતો ! તે બરફ ખાવાથી

પરમહંસદેવને અત્યંત આનંદ થયો હતો. ભગવાન ભક્તની વાસના એ પ્રમાણેજ પરિપૂર્ણ કરે છે.

એક દિવસ બાબુ કેદારનાથ ચટ્ટોપાધ્યાય, બરદાકાન્ત શિરોમણિ અને અન્ય બે ભક્તો એકત્રિત થઇ ભોજન માટે બગિચાગાં પંચવટી નીચે રસોઇ તૈયાર કરતા હતા. ભક્તો તદ્દન સ્વાર્થી હોય છે. પોતાનો સ્વાર્થ સધાયો એટલે બસ. જેની પાસે જઇને સંસારચક્રનાં અનંત દુઃખમાંથી મુક્તિ પ્રાપ્ત કરી જેની કૃપાથી કાળના વિકટ દંશ—દુઃખ ભોગવવાનું બંધ પડ્યું, તેમની સમક્ષ રસોઇ રાંધી જમવાનો નિશ્ચય કર્યો. પરંતુ તે મહાપુરૂષને નૈવેદ્ય કર્યા પછી તેમનો પ્રસાદ ગ્રહણ કરવાની કોઇને બુદ્ધિ સુઝી નહિં. તેથીજ કહેવું પડે છે કે એવી અવસ્થા ના થઇ હોત તો ભગવાન રામકૃષ્ણનો જન્મ થાત શા માટે ? પરમહંસદેવે સ્નાન કરી પંચવટીમાં ગમન કર્યું. તેજ ક્ષણે સર્વ સ્તબ્ધ થઇ ગયા. કયું કયું ભોજન તૈયાર થયું છે તેના તેમણે પ્રથમજ સમાચાર પૂછ્યા. ભક્તોને મુખેથી ખીચડી રાંધવાની વાત સાંભળી બોલ્યાઃ “ બહુ ગરમી પડે છે. તમે મ્હને અન્ન પીરસો. હું આહાર કરવા બેસીશ. ” એ સાંભળી શરમનામાર્યા સેવકે મસ્તક નીચું નમાવ્યું. કોઇ મુખમાંથી એક પણ શબ્દ બોલી શક્યું નહિ. સર્વને દશેદિશામાં અંધારૂં જણાયું. પરમહંસદેવે કહ્યું. “ સાંભળો, મ્હારા ઓરડામાં સન્દેશ ( એક જાતની મિઠાઇ)નું એક હાંલ્લુ છે. તમે તેમાં ભાત રાંધી શકશો ? ” ભક્તોની પાસે ચોખા હતા પણ તપેલી નહોતી તેથી તેઓ વિચારમાં પડયા હતા. પરમહંસ દેવ તે જાણી શક્યા હતા તેથીજ તેમણે પ્રથમ એ વાત કાઢી હતી. જોતજોતામાં એક ભક્તે મહારાજનાં ઓરડામાંથી એક હાંલ્લુ લાવી આપ્યું અને શિરોમણિ મહાશયે ભાત રાંધવા માંડયો. તે હાંલ્લામાં સદેશ વગેરે મિઠાઇ રહેતી. તેને અગ્નિનો સ્પર્શ થતાંજ ફાટી ગઇ અને જળ બહાર નીકળવા લાગ્યું અને સું સુ શબ્દ થવા લાગ્યો. જેવું કર્મ તેવું ફળ! આજે ખરેખરી પરીક્ષાનો દિવસ હતો. જો આજે ગુરૂદેવને નૈવેદ્ય નહિ ધરાવી શકાય તો જાણીશું કેઃ મ્હને જીવન પર્યંત અન્ન પ્રાપ્ત થશે નહિ. સ્હામે ભાગિરથી. માતા જો જો ! જો ગુરૂ દેવને નૈવેદ્ય નહિ ધરાવી શકાય તો આ મુખ બીજા કોઇને બતાવી શકીશ

નહિ. મા, આ પાપીને તમે સ્થળ આપજો ! ” એમ કહી રાંધનાર ભક્તશિષ્ય મનમાં ને મનમાંજ પોતાને ધિઃકાર આપવા લાગ્યો. હાંલ્લામાંથી શબ્દ ધ્વનિ થવા લાગ્યો તેમ તેમ રાંધનાર ભક્તના શરીરમાંથી જાણે એક શેર લોહી બહાર નિકળી જતું હોય એમ જણાયું ! ધીમે ધીમે ભાત તૈયાર થવા લાગ્યો. તે સમયે ખરા મધ્યાહ્ન થયા હતા. વળી પવનનો સપાટો આવતો હોવાથી ચુલાનો તાપ બહાર ઉડી જતો હતો, અધુરામાં પૂરૂં વળી હાંલ્લામાંનું પાણી બહાર નીકળી જતું હતું ! એ બધી વિટંબણા ઉપરાંત પરમહંસદેવને જમવાનો સમય વીતી જતો હતો. “ હવે શું થશે ? ” એ વિચારમાં રાંધનારનો જીવ તાળવે ચોંટયો હતો. શિરોમણી રસોઇ કરતા હતા, તે પૂર્વેજ કહેવામાં આવ્યું છે. તેઓ કથા કહેવાનો વ્યવસાય કરતા. તેમણે મનમાંજ કહ્યું; “હાય ! આ પ્રમાણે અમને શિક્ષા નહિ આપતાં કથા કહેનારા વ્યાસજીઓની પેઠે કલિને ખરો અવતાર બનાવી રાખ્યો હોત તો હજાર દરજ્જે સારૂં હતું. હું અપવિત્ર, હરિ નામનો વ્યાપારી, આપે જાણી જોઇને મ્હને આ કલંકસાગરમાં કેમ ડૂબાડયો ? કલંક ચઢેથી મ્હને ભય નથી. કલંકનું પોટલું જ્યારે માથે લીધું છે ત્યારે પછી તેનો ભય કેવો ? પરંતુ મ્હારે હાથે આજે આપને આહાર થશે નહિ એ ચિંતા–અગ્નિ સમાવી શકાશે નહિ. ઓ કલંક ભંજનહરિ ! ઓ લજ્જા નિવારણ મધુસૂદન ! મ્હારૂં રક્ષણ કરો. આ વિપદ સાગરમાંથી મ્હારો ઉદ્ધાર કરો. ઓ ભક્તવત્સલ ભગવાન ! અમારો અપરાધ ક્ષમા કરો.” એ પ્રમાણે પ્રાર્થના કરતા સર્વ શિષ્યો શોકાતુર મુખે ભાતની હાંલ્લી તરફ જોતા બેઠા હતા. પરમહંસદેવે પૂછ્યું: “ ભાત થયો છે કે ? ઓ બાપરે ! હવે શું થશે ? ઓ વજ્ર ! તું ક્યાં છે ? અમારે માથે પડી અમારો નાશ કર કે જેથી અમારામાં ઉત્તર દેવાની શક્તિજ ન રહે ! ” ઉત્તર નહિ મળવાથી પરમહંસદેવે પુનઃ પૂછ્યું. “વૃથા આટલો બધો વિલંબ થાય છે ?” “ પ્રભુ ! બસ થયું. હવે અમે ક્ષુદ્ર જીવો આપનો સપાટો સહન કરી શકીશું નહિ, અમે તો દોષ કર્યો છે. પ્રભુ ! અમે ક્યારે નિર્દોષી હતા કે આજે અમારી પરીક્ષા કરો છો ? ક્ષમા કરો. ઇચ્છા હોય તે શિક્ષા એકી વખતે કરી દો કે જેથી અમે નિશ્ચિંત થઇએ. ” એમ કહી બધા શિષ્યો નિરાશ થઇ ગયા. પરમ-

હંસદેવ બોલ્યાઃ " હવે કદાચ તૈયાર થયો હશે. " એ સાંભળી ભક્તોના જીવ ઉડી ગયા. હવે શું કરવું ? એ વિચારમાં ને વિચારમાં કમ્પતે શરીરે શિરોમણીએ હાંલ્લુ ઉઘાડી ભાતનો એક દાણો ચાંપી જોયો તો તેને જણાયું કેઃ ભાત તૈયાર થઇ ગયો છે. ઘણી સાવચેતીથી તેણે હાંલ્લામાંનું અન્ન બીજા વાસણમાં કાઢી લીધું ત્યારે તેને જણાયું કેઃ હાંલ્લાનું તળીયું ફાટી ગયું છે અને ત્યાં ચાર ચીરા પડયા છે, તેમાંથી સર્વ જળ નીકળી ગયેલું હોવાથી અન્ન પકવ થઇ ગયું હતું. એ જોઇ પરમહંસ દેવના આનંદની સીમા રહી નહિ. શિરોમણીને કહેવા લાગ્યા કેઃ "ત્હારી આરૂઢ ભકિતને લીધેજ આ ભાંગેલા હાંલ્લામાં તું રાંધી શકયો છે. ભક્તિ ન હોતતો રાંધી શકાત નહિ !" શિરોમણિ મનમાંજ બોલ્યોઃ " કહેવાથી શું ફળ છે ? આરૂઢ ભકિત હોય તો ભલે, ના હોય તોયે ભલે, પરંતુ આવી પરીક્ષા કદી પણ કરશો નહિ. પ્રભુ ! અમારામાં જો પરીક્ષા આપવાની શકિત હોત તો પછી આપનો જન્મ શામાટે થાત ? જેઓને પરીક્ષા આપવા શકિત મળી છે તે તો પોતાના બળવડેજ પસાર થઇ જાય છે, પરંતુ અમે શક્તિહીન છીએ. આપને શરણે આવ્યા છીએ એટલુંજ અમે જાણીએ છીએ. અમને આશીર્વાદ આપો, કે જેથી એ બુદ્ધિ અમારામાં દ્રઢ થાય. "

આ પ્રમાણે પરમહંસ દક્ષિણેશ્વરમાં બેઠા બેઠા નાના પ્રકારના ભક્તો* સાથે વિહાર કરતા હતા. એ સમયે આનંદની અવધિ ન હતી. નિત્ય નવા

---

* આ પ્રમાણે કહેવાનો ઉદ્દેશ્ય એ છે કેઃ જો કે સર્વ સમ્પ્રદાયનાં મનુષ્યો તેમની પાસે ઉપદેશ લેતા પરંતુ તેમના પરત્વે પરમહંસદેવનો ત્રિવિધભાવ જોવામાં આવતો. એક શ્રેણીના મનુષ્યો પરમહંસદેવને ગુરૂ અને ઇશ્વરજ માનતા. એમાંના અનેકની મુક્તિને માટે પરમહંસદેવે પોતે મુખત્યારનામું અથવા જોખમદારી લીધી હતી. એવા ભકતોને અમે મુખ્ય ભકતો તરીકે વર્ણવ્યા છે. દ્વિતીય શ્રેણીના ભકતોએ પરમહંસદેવ પાસેથી પ્રાચીન મતની કોઇ પ્રકારની દીક્ષા લીધી હતી. એટલા માટે તેમની સાથે માત્ર ગુરૂ-શિષ્યનોજ સંબંધ થયો છે. તૃતીય શ્રેણીના ભકતો અપર ગુરૂ ( કુલગુરૂ વગેરે ) દ્વારા દીક્ષિત થઇને પોતાની મનોવાંચ્છના પરિપૂર્ણ કરવા માટેજ પરમહંસદેવની સહાયતા પ્રાપ્ત કરતા. તેમની સાથે પરમહંસદેવનો " ઉપગુરૂ " તરીકેનો સંબંધ થયો છે.

નવા નવા ભાવ, નવો નવો રસ ને નવા નવા ઉપદેશથી મન, પ્રાણુ અને દેહ પ્રફુલ્લિત થઇ રહેતાં. તે સમયે પ્રત્યેક ભક્તના મનમાં કેવો અપાર આનંન્દ, નિરવિચ્છિન્ન ભાવે વ્યાપી રહેતો તેનું હમણાં સ્મરણુ કરતાં જાણે તે સ્વપ્નજ ન આવ્યું હોય એવું જણાય છે! તે સમયે સમસ્ત દિવસ ક્યાં ચાલ્યો જતો તેની ખબર પણુ પડતી નહિં. પ્રત્યેક રવિવારે અને રજાને દિવસે દક્ષિણેશ્વરમાં અનેક મનુષ્યો એકત્ર થતાં હોવાથી મ્હોટી ભીડ થતી. પરમહંસદેવ સર્વને ભક્તિરસમાં મદમસ્ત બનાવી દેતા. ભક્તિરંગે સર્વનાં હૃદય રંગી દેતા. સર્વને ભક્તિસાગરમાં ડૂબાવી દેતા. એ સમયે કેટલાક ભક્તો પરમહંસદેવને એકાંતમાં બોલાવી મનની ગુપ્ત વાતો કહેવાનો લાગ શોધતા. તેઓ બીજે કોઇ સમયે આવી પોતાની એવી ઇચ્છા પાર પાડી જતા. એક દિવસ સન્ધ્યા સમયે પરમહંસદેવે સમાધિવસ્થામાં કહ્યું હતું કે: **“આ સ્થળે જે આવશે–કેવી રીતે ઇશ્વર દર્શન અને જ્ઞાન, ભક્તિ પ્રાપ્ત કરી શકાય એવી ઇચ્છાથી જે આવશે–તેનાજ મનોરથ પૂર્ણ થશે.”** અહા! કયો ગુરૂ, કયો આચાર્ય, આવી મનોભાવના દર્શાવી ભક્તોને–શિષ્યોને–જ્ઞાન, ભક્તિ આપીને ઇશ્વર પ્રાપ્તિ કરાવે છે? જે ઇશ્વરરૂપ છે તેજ ઇશ્વર દર્શન કરાવી શકે છે. જે જ્ઞાનમય–ભક્તિમય છે તેજ જ્ઞાન–ભક્તિ આપી શકે છે. તેજ ભક્તોને જ્ઞાન અને ભક્તિ રસમાં સ્નાન કરાવી શકે છે: ધન્ય રામકૃષ્ણુ પરમહંસદેવ! આપ સાક્ષાત ઇશ્વરાવતાર છો એમ કહ્યા વિના ચાલે તેમ નથી. અમારા એ સિદ્ધાંતની શાસ્ત્ર સાક્ષી પૂરે છે.

એક દિવસ સાયંકાલને સમયે અમે પરમહંસદેવનાં દર્શન કરવા ગયા× હતા. પરમહંસદેવ એકલા બેઠા હતા. પ્રણામ કરી અમે તેમની સ્હામે બેઠા. તેમણે કહ્યું: “સાંભળો! હું માતાને કહેતો હતો કે: હવે હું લોકો સાથે વાતો કરી શકીશ નહિ. ગિરિશ, વિજય, કેદાર, મહેન્દ્ર, નરેન્દ્ર અને–(એક બીજા શિષ્યનું નામ દઇને), એ બધાને શક્તિ આપ. તેઓ ઉપદેશ આપી (ખરા ભક્તોને) તૈયાર કરશે. હું તેમને એક વખત સ્પર્શ કરીશ.” એ સાંભળી અમે આશ્ચર્ય પામ્યા. એ સમયે અમે તેમના કહેવાનું તાત્પર્ય સમજી શકયા નહોતા. તેઓ

× અમે એટલે રામ–સેવક રામચન્દ્ર વગેરે.

અમને એકલા નિરાધાર મૂકી ન્હાસી જવાનો લાગ શોધતા હતા તે કોણ જાણતું હતું ?

એ કથન પછી થોડા દિવસ વિતતાંજ પરમહંસદેવને ગળે વેદના થવા લાગી. પ્રથમ કેટલાક દિવસ તો તેમણે એ સંબંધી લક્ષ્યજ આપ્યું નહિ. ક્રમે વેદના વૃદ્ધિ થતાં ગળે અન્નજળ ઉતરવું બહુ ક્લેશકર થઇ પડયું ! કઠિન વસ્તુઓનો આહાર કરી શક્તા નહિ. માત્ર પ્રવાહી પદાર્થનું પાન કરી જીવન ધારણ કરવા લાગ્યા. એ વેદના ધીમે ધીમે ગંડમાળા—કંઠમાળા—ના રૂપમાં બદલાઇ. તેમાંની એક ગાંઠ ઉપસી, પાકી અને તેમાં લાહ્ય બળવા લાગી. તે ગાંઠ ગળાની નસમાં ફાટી તેમાંથી પરૂ નીકળવા લાગ્યું. ચિકિત્સા માટે પ્રથમ ડાકટર રાખાલદાસ ઘોષ કેટલાક દિવસ આવ જા કરતા હતા. તેમનાથી કશો ફાયદો થયો નહિ, ત્યારે હોમિયોપાથિક ચિકિત્સક ડાક્ટર પ્રતાપચન્દ્ર મજમુદારે લાંબો વખત ઔષધ આપ્યું તેમ છતાં તેનાથી પણ કશો ફાયદો થયો નહિ. પરમહંસદેવનો રોગ વધતો, અને શરીર દુર્બળ થતું, એ જોઇને તેમના ભક્તોને મ્હોટી ચિંતા થઇ. પરમહંસદેવનું શરીર દુર્બલ થતું છતાં એક પણ દિવસ કીર્તન કરવાનું અથવા ઉપદેશ દેવાનું કામ તેમણે બંધ રાખ્યું નહોતું. જે દિવસે કીર્તન ભજનમાં અતિશય મસ્ત થતા તે દિવસે રોગનું દુઃખ અત્યંત વૃદ્ધિ પામતું અને તેથી તેમને અતિશય કષ્ટ થતું, પરંતુ થોડી વારમાં તેઓ દુઃખને ભૂલી જઇ પૂર્વની પેઠે આનંદ કરતા.

દિવસો વ્યતીત થતા ગયા તેમ તેમ વ્યાધિ ધીમે ધીમે વધવા લાગ્યો. અને તેમ થવાથી તેમનું શરીર એકદમ શિથિલ થઇ પડયું. કોઇ કોઇ સમયે તો ગળામાંથી એટલું બધું લોહી નીકળતું કે તેને લીધે બીજે દિવસે પથારીમાંથી ઉઠવું અશક્ય થઇ પડતું. કોઇ પણ ઔષધથી વ્યાધિ મટયો નહિ, ત્યારે અમે કાલીપદ, ગિરિશ અને દેવેન્દ્રની સાથે સલાહ મસલત કરી નિશ્ચય કર્યો કેઃ એક વિદ્વાન્ અંગ્રેજ ડાક્ટરને બોલાવી વ્યાધિ નક્કી કરવો. નિશ્ચય કર્યા પછી બીજે દિવસે પ્રાતઃકાલને સમયે અમે દક્ષિણેશ્વર ગયા. તે સમયે અમે જોયું કેઃ પરમહંસદેવ અતિ શોકાંકિત્ મુખે એકલા બેસી રહ્યા છે. તે દિવસના જેવું તેમનું હૃદયવિદારક મુખ અમે કદી પણ જોયું નહોતું. આનંદ-

મયનું નિરસ વદન જોતાંજ અમને ચારેદિશા શૂન્ય જણાઇ. ક્યા શબ્દોમાં તેમની સાથે વાત કરવી તે પણ અમને સમજાયું નહિ. વ્યવહારિક ભાષામાં " શરીર કેમ છે ? " એટલું પણ અમે તેમને પૂછી શકયા નહિ, પરંતુ અમારૂં ઉતરેલું મુખ અને હૃદયના ભાવ જોઇ પરમહંસદેવેજ અમને કહ્યું: " ગઇ કાલે પાશેરેક લોહી પડ્યું હતું. " એ સમયે શ્રાવણ માસના છેલ્લા દિવસો ચાલતા હતા. નિત્ય વૃષ્ટિ થયા કરતી. ગંગાજીમાં રેલ આવવાથી નદીનું જળ બગિચામાં પ્રવેશ કરી શકતું હતું. એક તો ગળાની પીડા, તેમાં સખ્ત વર્ષાદ, ભોંયતળીયે નિવાસ, સર્વત્ર ભીનું થયેલું, આ બધું પરમહંસદેવને માટે અસ્વાસ્થ્યકર જાણી અંતઃકરણમાં ખેદ પામી અમે પૂછયું: " આપની આજ્ઞા હોય તો એક વાત કહેવાની ઇચ્છા છે. " તેમણે મસ્તક હલાવી આજ્ઞા આપી. અમે કહ્યુ: " જો થોડા દિવસ કલકત્તા જઇ નિવાસ કરો તો કોઇ સારા અંગ્રેજ ડાકટર દ્વારા આપનું ઔષધ કરાવવામાં આવે. આ પ્રમાણે હવે સમય નષ્ટ કરવો ઉચિત જણાતું નથી. " હાય ! કેવી અશુભ ક્ષણે એ શબ્દો અમારા મુખમાંથી નીકળ્યા ? જો અમે ના કહ્યું હોત તો પરમહંસદેવ દક્ષિણેશ્વરનો ત્યાગ કરત નહિ. અમે આગળ પાછળનો કશો વિચાર કર્યા વિનાજ મનના આવેગથી એવી સલાહ આપી. તેને પરિણામે અત્યારે આટલું બધું દુઃખ અને મર્માઘાત ભોગવીએ છીએ, અને દુઃખ ભોગવવા છતાંયે તેની શાંતિ થતી નથી ! શું બોલવા જતાં શું બોલાઇ ગયું ? તે બધી તેની ઇચ્છા. તેની ઇચ્છા સિવાય તેમનું આસન બદલવું એ શું એક સામાન્ય સેવકથી બની શકે ? કંઇ નહિ. અમારી સલાહથી તેમણે અત્યંત આનંદ પામી બાગ બજાર અને ગંગાનદીની સ્હામે એક મકાન ભાડે લેવાની (પરમહંસદેવે આજ્ઞા કરી), અને તેમના ભાઇના પુત્ર રામલાલને બોલાવી પંચાંગમાં દીન શુદ્ધિ વગેરે જોવા કહ્યું. શનિવારે બપોરના ત્રણ વાગે જવાનું નક્કી થયું. તે દિવસે ગુરૂવાર હતો, એટલે વચમાં એકજ દિવસ આડો હતો. અમે તત્ક્ષણાત્ ત્યાંથી કલકત્તે ગયા અને બાગ બજારના રાજાના ઘાટની પૂર્વ ગલિમાં એક બે માળનું નવું મકાન ભાડે લીધું. પરમહંસદેવ શનિવારે સ્હવારેજ કલકત્તા આવી પહોંચ્યા. ભાડાના મકાનમાં આવ્યા પછી તેમણે

કહ્યું: " શું તમે બધા મ્હને ગંગાયાત્રા કરાવો છો. ? આ મકાનમાં હું નિવાસ કરી શકીશ નહિ." ક્યા કારણથી તેમણે એવા શબ્દો કહ્યા હશે તે અમે કહી શકતા નથી. તેમણે તેજ ક્ષણે બલરામબાબુના મકાનમાં આવી નિવાસ કર્યો.

પરમહંસદેવ કલકત્તે આવ્યા છે, એ વાત સર્વત્ર પ્રસરી ગઇ. તેમ થવાથી લોકોનો સમાગમ ધીમે ધીમે વૃદ્ધિ પામતો ગયો. બલરામબાબુનું મકાન જાણે ઉત્સવ–ક્ષેત્ર થઇ પડ્યું. એ સ્થળે ગયા પછી તેમણે અંગ્રેજ ડાક્ટરને રોગ બતાવવાની ના પાડી, તેથી પ્રતાપબાબુ ઔષધ આપવા લાગ્યા. પરમહંસદેવનું શરીર એક બાળક કરતાં પણ દુર્બલ થઇ ગયું હતું, તેથી હોમિયોપેથિક દવાનો એક દાણો લેતાંજ તેમનું શરીર વિકૃત થઇ જતું. પ્રતાપબાબુ બહુ સાવચેતીથી ઔષધોપચાર કરતા. બલરામબાબુને ઘેર એક પખવાડિયાથી અધિક નિવાસ કરવાનું બન્યું નહિ, તેથીજ તેમણે શ્યામપુકુરમાં શિવુ ભટ્ટાચાર્યના મકાનમાં આસન બદલ્યું હતું. આ સ્થાને આવવાથી રોગમાં કંઇક વૃદ્ધિ થઇ. પ્રતાપબાબુના આગ્રહથી, ડાક્ટર મહેન્દ્રલાલ સરકારને બોલાવવા માટે મહેન્દ્રનાથ ગુપ્તને મોકલ્યા. ડાક્ટર સરકાર, પરમહંસદેવને મથુરબાબુના સમયથીજ ઓળખતા હતા, અને એજ વ્યાધિના ઔષધને માટે એક વખત તેમના શાંખારિ ટોલાના મકાનમાં પરમહંસદેવને લઇ જવામાં આવ્યા હતા, ડાક્ટર સરકારને પ્રતાપબાબુએ સલાહ પૂછવા માટેજ બોલાવ્યા હતા અને તેમની વિઝિટ ફી સોળ રૂપિયા પણ તૈયારજ રાખ્યા હતા. પરમહંસદેવને જોતાંજ ડાક્ટર સરકારે કહ્યું: " તમે અહિં ક્યાંથી ? " પરમહંસદેવે ઉત્તર દીધો: " ઔષધને માટે આ લોકો મ્હને અહિં લાવ્યા છે. " ડાક્ટર સરકારે તેમને પ્રથમ તપાસ્યા હતા અને આ વખતે પણ કાળજીપૂર્વક તપાસી વ્યાધિનું સ્વરૂપ નક્કી કરી ઔષધની વ્યવસ્થા કરી ઉપરથી નીચે ઉતર્યા. એ સમયે તેમને વિઝિટ ફીના રૂપિયા આપવા માંડયા પણ તે રૂપિયા નહિ લેતાં તેમણે પૂછ્યું: " આ મકાન કોનું છે ? " મહેન્દ્રબાબુએ ઉત્તર દીધો: "પરમહંસદેવના શિષ્યોએ ભાડે લીધું છે." ડાક્ટર સરકારે ભક્તનું નામ સાંભળી આશ્ચર્ય પામી કહ્યું: " એને વળી ભક્તો કેવા ? " ડાક્ટર સરકાર અત્યાર

સુધી તેમને મથુરબાબુના પરમહંસ અર્થાત્ મ્હોટા લોકોના આનંદને માટે જેમ નાના પ્રકારની વસ્તુઓ હોય છે, તેજ પ્રમાણે મથુરબાબુના પરમહંસ પણ હશે. પરંતુ હમણાં તેમણે નવી વાત સાંભળી. મથુરબાબુના પરમહંસ હમણાં એક સ્થાને ગોંધાઇ રહેતા નથી. એ જોઇ તેમણે કૌતુહલને વશ થઇ ભક્તોનાં નામ પૂછ્યાં. ગુપ્ત મહાશયે પણ તે નામ કહી સંભળાવ્યાં. તે સાંભળવાથી ડાક્ટર સરકારના પૂર્વ વિચારો દૂર થઇ ઉત્સાહ વિશેષ વૃદ્ધિ પામ્યો. જો કે તેઓ ઇશ્વર–વિશ્વાસુ મનુષ્ય છે પરંતુ હિંદુશાસ્ત્રાદિ અને દેવ–દેવી તથા સાધુ મહાત્માઓની અદ્ભૂત શક્તિ ઉપર વિશ્વાસ રાખતા નહિ, અને કદાચ આજે પણ તેમની તેવીજ સ્થિતિ હશે. વર્તમાન શતાબ્ધીમાં જેવા પ્રકારની પરિમાર્જિત ધર્મ ભાવના અર્થાત્ જીવોનું હિત સાધન કરવાની પ્રણાલિકા પ્રચલિત છે તેવાજ પ્રકારની ડાક્ટર સરકારની ધારણા હતી અને હજી પણ છે ! તે ગમે તેમ હો, ગિરિશચંદ્ર ઘોષ વગેરે મનુષ્યોનાં નામ સાંભળી તેઓ મ્હોટા આશ્ચર્યમાં પડયા. પરમહંસદેવ દ્વારા ગિરિશચંદ્ર વગેરેની પ્રકૃતિ પ્રવૃત્તિમાં પરિવર્તન થયું છે એ સાંભળી તેઓ અતિશય મોહિત થઇ બોલ્યા: " એથી વિશેષ હિતસાધન અન્ય કયું હોઇ શકે ! એક મનુષ્યને કુમાર્ગમાંથી સન્માર્ગમાં લાવી શકાય તો એક મનુષ્યની જોખમદારી ઓછી થઇ શકે છે. પરમહંસદેવ જનસમાજના હિતાકાંક્ષી પુરૂપ છે, તેથી હું વિઝિટ ફીના રૂપિયા લઇશ નહિ. " મહેન્દ્રબાબુએ વિશેષ આગ્રહ સહિત કહ્યું: " પરમહંસદેવના ભક્તો ( શિષ્યો ) ધનવાન નથી તોપણ કાંઇ અશક્ત નથી. તેઓએ પૈસા ખર્ચવાને માટેજ પરમહંસદેવને કલકત્ત તેડયા છે. આપ તે સંબંધી કંઇ પણ મનમાં નહિ લાવતાં રૂપિયા સ્વીકારો. " ડાક્ટર સરકારે હસીને ઉત્તર દીધો: "મ્હને તે પાંચ ભક્તોમાંનોજ એક ગણી લો. હું વિશેષ યત્ન પૂર્વક ઔષધ આપીશ. જેટલીવાર જરૂર પડશે તેટલીવાર હું સ્વેચ્છાથી જોવા આવીશ. તમે એવું ના ધારશો કે તમને ખુશી કરવા માટે હું આવીશ. મ્હારૂં પોતાનું કર્તવ્ય છે, માટેજ આવીશ. સમજ્યા ? " બીજે દિવસે સંધ્યા સમયે ડાક્ટર પુનઃ આવ્યા. તે સમયે ત્યાં મનુષ્યોની ઘણી ભીડ થઇ હતી. અને ગિરિશબાબુ વગેરે સર્વ ભક્તો ત્યાં હાજર હતા. ડાક્ટર સરકાર સાથે ગિરિશબાબુની ઓળખાણ થઇ

અને નાના પ્રકારના વિચારો થવા લાગ્યા. ગિરિશબાબુ અને અન્ય ભક્તો સાથે વાતચિત કરવાથી ડાક્ટર સરકારને ઘણો સંતોષ થયો—ઘણો આનંદ થયો. તે દિવસે ડાક્ટર સરકાર ત્યાં આસરે બે ત્રણ કલાક બેઠા હશે. કલકત્તાનો એક સુપ્રસિદ્ધ કમાઉ ડાક્ટર આ પ્રમાણે બે ત્રણ કલાક વ્યતીત કરે એનો અર્થ શો ? પરમહંસ દેવ પ્રત્યે તેને કેટલી શ્રદ્ધા—ભક્તિ ઉત્પન્ન થઇ હશે ? દેવ દેવી કિંવા શાસ્ત્રને નહિ માનનાર એક સુધરેલો ડાક્ટર જેની વિઝિટ ફી સોળ રૂપિયા—તે પરમહંસદેવની મફત દવા કરે અને તેમની પાસે બેસવામાં વખત ગાળે, એ ઉપરથી પરમહંસદેવમાં કયા પ્રકારની કેવી દૈવી શકિત હશે તે કોણ કહી શકે એમ છે ?

ડાક્ટર સરકાર નિત્ય મધ્યાહ્ન પછી પરમહંસદેવને જોવા આવતા, વ્યાધિ સંબંધી વાતચિત કર્યા પછી ધર્મચર્ચામાં પ્રવૃત્ત થતા અને ગિરિશ બાબુ સાથે નાનાવિધ તર્કવિતર્ક કર્યા પછી કોઇ દિવસ તો સન્ધ્યા પછી ચાલ્યા જતા ! એ બન્નેને તર્ક વિચાર ચાલતો તેનો સારાંશ અત્રે આપવામાં આવે છે.

ડાક્ટર સરકારનો મત એવો હતો કે: “ મનુષ્ય એ ગુરૂ થઇ શકેજ નહિ. કોઈ પણ મનુષ્ય, કોઇ પણ બીજા મનુષ્યની ચરણ રજ મસ્તકે ચઢાવી શકે નહિ. ભાવ, ( સમાધિઅવસ્થા ) સમાધિ, એ બધો મસ્તકનો વિકાર માત્ર છે ! સાકાર રૂપાદિ કિંવા ( ઇશ્વર ) અવતાર કદી હોઇ શકેજ નહિ, અને ઇશ્વર અસીમ છે, તે કદી પણ સીમા વિશિષ્ઠ નથી વગેરે મ્હોટા ગંભીર વિષયો લઇને ચર્ચા ચાલતી. જે દિવસે એ બધી ચર્ચા થઇ તેને બીજે દિવસે સન્ધ્યા સમયે ડાક્ટર સરકાર વગેરે સર્વે મનુષ્યો ઉપસ્થિત હતાં. એ સમયે ભાવ (સમાધિઅવસ્થા )ની વાત નીકળી. ભાવ એટલે ઇશ્વરને નામે જે પ્રકારની અચૈતન્યાવસ્થા ઉપસ્થિત થાય તે. વળી તેનેજ નામે જે કંઇ દૂર થઇ શકે તે. અર્થાત્ બાહ્ય સ્થિતિ ભૂલી જાઇ સર્વે ઇન્દ્રિયો આંતર—સ્થિતિ કરે તેનું નામ ભાવાવસ્થા—સમાધિઅવસ્થા. ડાકટર સરકારે એવી સ્થિતિ કોઇ પણ મનુષ્યની સ્વદ્રષ્ટિયે જોઇ નહતી. વાત કરતાં કરતાં એક ભક્ત મનુષ્ય અચેતન્ય થઇ પડયો. ડાક્ટર સરકારે તેની નાડી તપાસી, શરીર તપાસ્યું. આમતેમ હલાવી જોયું. એજ સમયે એક બીજો ભક્ત ઢળી પડયો. તેને તપાસવા

લાગ્યા. એટલામાં તો ત્રીજા ભક્તને સમાધિવસ્થા પ્રાપ્ત થઇ. એ પ્રમાણે એકી વખતે કેટલાક મનુષ્યો સમાધિવસ્થ થયા. ડાકટર સરકાર અતિશય આશ્ચર્ય પામ્યા. તેઓ સર્વની એવી અવસ્થા જોઇ તેનું કાંઇ પણ કારણ નક્કી કરી શક્યા નહિ. ઐશ્વરિક શકિતનું વૃત્તાન્ત જોકે નૈસર્ગિક તત્વમાં પ્રાપ્ત થઇ શકતું હતું, તેમ છતાં નિર્ણય શો થઇ શકે ? ભક્તોની સમાધિઅવસ્થા જોઈ સ્તબ્ધ થઇ ગયેલા ડાક્ટર કાંઈ પણ સમજી શક્યા નહિ !

ચરણ–રજ લેવા સંબંધી ગિરિશ બાબુ સાથે ડાકતર સરકારને નાના પ્રકારનો તર્ક વિતર્ક થયો હતો. તે તર્કને પરિણામે ડાકટર સરકારને એટલો બધો ઉત્સાહ થયો હતો કે જેથી તેને પરમહંસદેવની ચરણરજ લેવાની ફરજ પડી હતી. પરમહંસદેવ પ્રત્યે ડાકટર સરકારની શ્રદ્ધા–ભક્તિ દિન પ્રતિદિન વૃદ્ધિ પામતી ગઇ હતી અને એક દિવસ તો તેઓ બોલ્યા હતા કેઃ “ આ-ટલાબધા દિવસ પછી હું એક હૃદયગ્રાહી બંધુ મેળવી શકયો છું.” વળી એક અન્ય ભક્ત સાથે ડાકટર સરકારને અનન્ત અને ખણ્ડ ( ઇશ્વર ) સંબંધી કિંચિત્ ચર્ચા ચાલી હતી. ભકતે કહ્યું હતું કેઃ “ પૃથ્વીમાં કઇ વસ્તુ ખણ્ડ અથવા સીમા વિશિષ્ઠ અને કઇ વસ્તુ અખણ્ડ અથવા અસીમ છે તે નક્કી કહી શકાય નહિ. એક રેતીનો કણ–દાણો–સ્થૂલ દ્રષ્ટિમાં ખણ્ડ પદાર્થ કહી શકાય ખરો પરંતુ ખરી રીતે જોતાં તેની એ અવસ્થા સ્વભાવસિદ્ધ નથી. ભૂવાયુના ગુરૂત્વથી અને ઉતાપના તારતમ્યથી અનેક પદાર્થો રૂપાન્તર પામે છે. વિશેષતઃ રેતીનો જે કણ આપણી દ્રષ્ટિમાં એક ઝીણો રજકણ જણાય છે તે દુર્બિનથી જોતાં મ્હોટો જણાશે. રેતીનો કણ એ કાંઇ એક પદાર્થ નથી. બે જૂદાજૂદા પદાર્થો એકત્ર થવાથી તે બન્યો છે. એજ પ્રમાણે પદાર્થોના પરમાણુઓજ સંયોગક્રિયા સમ્પાદન કરે છે. પરમાણુ એ પણ આનુમાનિક અને એક પ્રકારની અવસ્થાજ છે. વસ્તુતઃ પરમાણુનું મૂળ ઉત્પત્તિ સ્થાન કયું તે કોઇ પણ કહી શકશે નહિ. અને તે કહેવાનો અધિકાર પણ નથી. જો કે એક પરમાણુ સંબંધી કંઇ પણ નિર્ણય થઇ શકશે નહિ તો પછી તેની સમષ્ટિ સંબંધી વાદ્ વિતણ્ડા કરવો એ કર્તવ્ય નથી ! પરિણામે સર્વ વસ્તુને અસીમજ કહેવી પડશે. ” એ સાંભળી ડાકટર સરકાર કાંઇ પણ ઉત્તર આપી શક્યા નહિ.

એક દિવસ પરમહંસદેવે ડાક્ટર સરકારના પુત્રને જોવાની ઇચ્છા દર્શાવી હતી. ડાક્ટર સરકાર બીજેજ દિવસે પોતાના પુત્રને સાથે લઇ મહારાજ પાસે આવ્યા હતા. પુત્રને જોતાંજ પરમહંસદેવ તેનો હાથ પકડી પોતાના ખાનગી ઓરડામાં લઇ ગયા અને તેને કહ્યું કે: " ભાઇ! ત્હારે માટેજ હું આ સ્થળે આવ્યો ( જન્મ્યો છું )." એમ કહી તેને ઉપદેશ આપ્યો હતો.

શ્યામપૂકુરમાં નિવાસ રહ્યો ત્યાં સુધી ડાક્ટર સરકાર સિવાય અન્ય કેટલાયે ડાક્ટરો અને વૈદ્યોએ પરમહંસદેવને દવા કરી પરંતુ કોઇથી રોગ મટી શક્યો નહિ—ક્વચિત્ દશ દિવસ સારૂં રહેતું અને ક્વચિત્ રોગ એટલો બધો વૃદ્ધિ પામતો કે જેથી તેમના દેહની સુસ્થતા સંબંધી વિશેષ આશા-ભરોંસો રહેતો નહિ! એ સ્થાને તેમની સેવા કરવા માટે કેટલાક ભક્તો અને એક બ્રાહ્મણ કન્યા મળી આવી હતી. એ સ્ત્રી ભક્તિમતી હતી પરંતુ તેનામાં કિંચિત્ તમોગુણ હોવાથી સેવા કાર્યમાં વિઘ્ન આવવા લાગ્યું. શ્રી માતાજી ( પરમહંસદેવનાં ધર્મ પત્ની ) અદ્યાપિ પર્યંત દક્ષિણેશ્વરમાંજ હતાં. પણ અમે પરમહંસદેવનાં ચરણ ધારણ કરી—નમ્ર કાલાવાલા—વિનતિ-કરી શ્રી માતાજીને શ્યામ—પૂકુરવાળા મકાનમાં—મહારાજશ્રીની સેવા નિમિત્તે—બોલાવી લીધાં હતાં.

પરમહંસદેવની આસપાસ નિત્ય ભક્તજનો વિંટળાયલાજ રહેતા. ભક્તો તેમને બોલવાનો નિષેધ કરતા પરંતુ તેઓ તે વાત સાંભળતાજ નહિ. એ સ્થાનમાં ભક્તો સિવાય અનેક ગૃહસ્થો મહારાજનાં દર્શન—શ્રવણે આવતા.

એ પ્રમાણે શ્યામપૂકુરવાળા મકાનમાં ત્રણ મહિના નિવાસ કર્યો હતો. ચિકિત્સા વડે ફાયદો થાઓ વા ન થાઓ, પરંતુ ઉપદેશનો પ્રચાર તો સારી પેઠે થતો હતો. નૃત્ય, ગીત અને ઇશ્વર ચર્ચામાં રાત દિવસ વ્યતીત થઇ જતાં. એ સ્થાને નિત્ય અદ્દભૂત બનાવો દ્રષ્ટિયે પડતા, એ બધા એક મનુષ્યના જીવનમાં પરિપૂર્ણ રીતે પ્રકટ થઇ શકે એમ નથી. તે માટે ઘણો લાંબો સમય જોઇએ. અન્ય અદ્દભૂત બનાવોમાંથી માત્ર કાલી પૂજાના દિવસનો બનાવ અત્રે વર્ણવવામાં આવે છે.

મહેન્દ્રનાથ ગુપ્તને પરમહંસદેવે ગુપ્ત રીતે કહ્યું હતું કે: " કાલી પૂજાનો

દિવસ તે એક ખાસ મહત્વનો દિવસ છે. તે દિવસે માતાજીની પૂજા થવી જોઇએ." ગુપ્ત મહાશયે તે વાત કાલી પદ ઘોષને વિદિત કરી. કાલીપદ એ ગિરિશ બાબુની મંડળીનો એક સભ્ય હતો. પરમહંસદેવ દ્વારા તેનામાં પરિવર્તન થયું હતું. અત્યાર સુધી કાલીપદને એક મુખ્ય ભક્ત તરીકે ગણવામાં આવતો. પરમહંસદેવ ઉપર તેની અપ્રતિમ—અનુકરણીય ભક્તિ—શ્રદ્ધા હતી. તે પરમહંસદેવની પાસે હાજર રહેનાર એક દ્રઢ ભક્ત હતો. તેજ તેમની દેખરેખ રાખતો. મહેન્દ્રની વાત સાંભળી કાલીપદે કાલી પૂજાની યથાવિધિ તૈયારી કરી આપી. દીપમાળા વડે મંદિરને આલોકિત કર્યું, અને સન્ધ્યા પછી ધૂપ, દીપ, ફુલ, બિલ્વપત્ર, ગંગાજલ અને રોટલી, શીરો, પૂરી અને મિષ્ટાન્નાદિ પરમહંસદેવના સન્મુખ નિવેદ્ય ધર્યું. ચારે દિશામાં અનેક મનુષ્યોની ભીડ થઇ રહી હતી. પરમહંસદેવની બે બાજુએ બે મીણબત્તીના દીપક સળગાવ્યા. સર્વ મનુષ્યો ધારતાં હતાં કે: પરમહંસદેવ પોતે કાલી પૂજા કરશે. પરંતુ અત્યાર સુધી દેવીની પ્રતિમા લાવવામાં આવી ન હતી. થોડીવાર સુધી બધાં સ્થિર ચિત્તે બેસી રહ્યાં. ત્યાર પછી એક ભક્તના મનમાંજ વિચાર થયો : કે: "તેઓ ( મહારાજ ) કાલીની પૂજા કરશે કે આપણે તેમની ( મહારાજની ) પૂજા કરીએ ?" એવો વિચાર થતાંજ તેણે એ સંબંધી ગિરિશ બાબુને પૂછ્યું. ગિરિશબાબુએ અત્યંત ઉત્સાહમાં આવી જઇ કહ્યું: "શું કહો છો ? કોની વાટ જુવો છો ? આપણી પૂજા ગ્રહણ કરવા માટે તો તેઓ ( મહારાજ ) વાટ જોઇ રહ્યા છે." તે ભક્તે તુરતજ "જય રામકૃષ્ણ" એવો શબ્દોચ્ચાર કરી પુષ્પાદિ લઇ પરમહંસદેવના ચરણ—કમળ ઉપર સમર્પણ કર્યું. તેજ ક્ષણે પરમહંસદેવ આનંદમયી—કાલી માતાના ધ્યાનમાં સમાધિસ્થ થયા. તેમનાં તે નવીન ભાવમાં અન્ય મનુષ્યો વિહ્વલ થઇ ગયા. સર્વત્ર "જય રામકૃષ્ણ" એવો ધ્વનિ થવાથી ચારે દિશા ગાજી ઉઠી, અને તેનો પ્રતિધ્વનિ ઘણે વેગળે સુધી સંભળાવા લાગ્યો. નૃત્યના ધબકારા અસહ્ય થઇ પડવાથી તે મકાનનો માળ કચડ કચડ શબ્દ કરતો આત્મદુઃખ પ્રગટ કરવા લાગ્યો. એ સમયે પરમહંસદેવની સમાધિઅવસ્થા ભંગ થતી જોઇ એક ભક્તે તુરતજ શીરાનું પાત્ર પરમહંસદેવના મુખ આગળ ધરી રાખ્યું. પરમહંસદેવે શીરાનો આહાર કર્યો. ત્યારપછી સર્વે

પ્રકારનાં મિષ્ટાન્ન અને તાંબુલાદિ ભક્ષણ કરી ભક્તોને અપાર આનન્દ આપ્યો હતો. એ મહા પ્રસાદ લઈને તે દિવસે કેટલો આનન્દોત્સવ કર્યો હતો તેનું વર્ણન કરવું એ અમારી ક્ષુદ્ર લેખિનીના અધિકારમાં નથી. પરમહંસદેવના સેવકો હજી પણ એ ઉત્સવ કાંકુડ ગાછીના સમાધિ–મંદિરમાં નિયમપૂર્વક ઉજવે છે.

ક્રમે પરમહંસદેવનો વ્યાધિ વૃદ્ધિ પામ્યો. અન્નનું પાણી સુદ્ધાં તેમના ગળામાં ઉતરવું મુશ્કેલ થઇ પડયું. સ્વરભંગનાં લક્ષણ દેખાયાં, અને શરીર જીર્ણ–ક્ષીણ થઇ ગયું. કોઇપણ ઔષધ ફળદાયક થઇ પડયું નહિ. ડાક્ટર સરકારની સલાહથી કલકત્તા બહાર હવા ફેર કરવાનો યત્ન કરવામાં આવ્યો. પરમહંસદેવની શારીરિક અવસ્થા અતિ ભયાનક થઇ પડી. ઉઠીને એક પગલું પણ ચાલવાની તેમનામાં શક્તિ રહી નહોતી. ઉભા થતાં ગળામાં સખ્ત વેદના થતી, તેથી સ્થાન બદલવું અશક્ય થઈ પડયું. બીજી તરફ ઘરવાળો પોતાનું ઘર ખાલી કરવા માટે અમને ત્રાસ આપવા લાગ્યો, પરંતુ શું કરવું ? “ કોને ઘેર જવું ? ” એવો પ્રશ્ન કરતાં પરમહંસદેવ ઉતર દઇ શકતા નહિ. પરમહંસદેવની ઇચ્છા પ્રમાણેનું મકાન ક્યાં હશે તે કોઇ જાણતું નહોતું. અનેક વિચારો કર્યા પછી તેમના સેવકોએ બે હાથ જોડી પૂછ્યું: “ પ્રભુ ! કઇ દિશામાં મકાન શોધવા જઇએ ? ” પરમહંસદેવે સ્મિત હાસ્ય કરી ઉત્તર દીધો: “ હું શું જાણું ? ” તે સમયે એક સેવકે દિલગીર થઇ મનમાં ને મનમાંજ કહ્યું: “ પ્રભુ ! હજી પણ અમારી સાથે આટલી જૂદાઇ ? કહો, કયાં જઇએ ? ક્યાં શોધીએ ? નકામા અથડાવી મારશો નહિ. ” સેવકે પ્રકટ રીતે કહ્યું: “ કાશીપૂર વરાહ નગર તરફ તપાસ કરીએ ? ” તેમણે ઇસારતથી હા કહી. આજ્ઞા મળતાંજ તત્ક્ષણાત્ તે સેવક કાશીપૂર તરફ ગયો અને મહિમ ચક્રવર્તી નામક મહારાજના એક ભક્ત પાસે જઇ તપાસ કરતાં તેણે એક મ્હોટા બગિચા સંબંધી ખબર આપી. પછી બગિચાના માલિક સાથે વાતચિત કરી મહીને એંશી રૂપિયા ભાડું ઠેરવી ત્રણ માસને માટે બગિચો રાખી લીધો. જે દિવસે બગિચો અને તેમાંનો બંગલો ભાડે રાખ્યો તેજ દિવસે પરમહંસદેવ તે મકાનમાં ગયા હતા. સ્થાન બદલવાથી તેમના શરીરે ઘણો આરામ થયો. ગળાનો વ્યાધિ શાંત પડયો. શરીરમાં

બળ આવવા માંડયું. તેઓ બંગલાના માળ ઉપરથી નીચે ઉતરી બગિચામાં ફરી શકતા હતા. એક દિવસ ડાક્ટર સરકાર તેમને જોવા–મળવા ગયા હતા. તેમણે પ્રભૂની પ્રકૃતિ જોઇ આનન્દ પ્રકટ કર્યો હતો. તેઓ બન્ને બગિચાની ચોતરફ ફર્યા હતા, પરંતુ અમારા દુર્ભાગ્યની હદજ ન હતી! પરમહંસદેવના ગળામાં રોગે પુનઃ પ્રબળવેગે હુમલો કર્યો. આ સમયે બહુબાજાર નિવાસી રાજેન્દ્ર દત્ત ( નામક વૈદ્ય ) મહાશયે ઔષધ આપવા માંડયું. તેમણે ચાર માસ સુધી ઔષધ આપ્યું પણ તેનાથી કશું ફળ જણાયું નહિ. રાજેન્દ્રબાબુ નિરાશ થયા પછી વૃદ્ધ નવીનપાલ નામક વૈદ્યને બોલાવવામાં આવ્યા. નવીનપાલનું ઔષધ કેટલાક દિવસ ચાલ્યું. વચમાં વચમાં અન્ય ડાક્ટરો પણ આવીને પરમહંસદેવને જોઇ જતા. જ્યારે જાણવામાં આવ્યું કેઃ કોઇપણ વૈદ્ય ડાક્ટર દ્વારા વ્યાધિ મટતો નથી ત્યારે પરમહંસદેવની આજ્ઞા લઇને કલકત્તાની મેડિકલ કૉલેજના મુખ્ય ડાક્ટર મિ. કૉટ્સ્ સાહેબને એક વખત બોલાવી રોગ બતાવ્યો. તેમણે તેમની અવસ્થા જોઇ રોગ અસાધ્ય છે એમ કહ્યું.

જો કે આટલા બધા અંગ્રેજ ડાક્ટરોએ અને વૈદ્યરાજે પરમહંસદેવને તપાસ્યા હતા પરંતુ તેમાંનું કોઇ તેમનો રોગ નક્કી કરી શક્યું નહિ. કોઈ એ કંઇ રોગ કહેવા લાગ્યા. કોઇ ગણ્ડમાલ અને કોઇ કૅન્સર કહેવા લાગ્યા. વચમાં વચમાં ગળાની અંદર પડેલી ચાંદી સુકાઇ જતી તે વખતે મહારાજને અત્યંત દુઃખ થતું એટલુંજ નહિ પણ ક્વચિત્ ક્વચિત્ તો તે ચાંદી એટલી પહોળી વિસ્તાર પામતી કે જેથી તેના દ્વારા શ્વાસનું દુઃખ ઉપસ્થિત થતું. જેટલા દિવસ પર્યંત તે ફોલ્લો (ચાંદી) ફુટી નહિ જતો ત્યાં સુધી મહારાજશ્રીને જરાપણ શાંતિ સુખ મળતું નહિ. તે સમયે આહાર બંધ થઇ જતો. પાશેર દુધ ગળામાં રેડતાં નવટંકિક ભાગ્યેજ પેટમાં જઇ બાકીનું બહાર નીકળી જતું. સુતરના તાંતણા જેવી લાલ ગળતી તે સમયે કોઇપણ વસ્તુનો આહાર થઇ શકતો નહિ. કેટલાક દિવસ પછી એ ફોલ્લો ગળા બહાર નીકળ્યો અને ત્યાં ફાટી જતાં તેમાંથી પરૂ નીકળવા લાગ્યું. તેમ થવાથી સહજ વાર પર્યંત આરામ જણાતો ખરો પરંતુ તેથી રોગનું જોર ઓછું થતું નહિ.

રોગની અસહ્ય વેદના પરમહંસદેવ હાસ્ય ભરિત મુખે સહન કરતા. રોગની ગમે તેટલી વેદના હોવા છતાં તેમણે એક પણ દિવસ મ્હોં બગાડયું નથી કિંવા બૂમ બરાડા પાડી સેવકોને ગભરાવી મૂકી તેમની પાસેથી રાજસેવા ગ્રહણ કરી નથી! તેઓ જરાયે ચિન્તાતુર જણાયા નથી! એટલી બધી વ્યાધિગ્રસ્ત દશામાં પણ તેમની પાસે એ સમયે જે કોઇ મનુષ્ય ગયું હશે તેની સાથે તે સમયે પરમહંસદેવે ઇશ્વર સંબંધી વાતચિત કરી છે. લોકો વ્યાધિનું ભયંકરપણું કહેતા તે સમયે તેઓ હસી ઉઠતા અને કહેતા કેઃ "દેહ જાણે, દુઃખ જાણે, મન તું આનન્દમાં રહેજે." કોઇ કોઇ મનુષ્યો સમક્ષ રોગની વાત કાઢી તેઓ ચિન્તાતુર થયા હતા ખરા પરંતુ તે તેમના મનોગત વિચાર ન હતા. માત્ર લોકને બતાવવાનેજ!

શશધર તર્ક ચુડામણિ નામના ગૃહસ્થે પરમહંસદેવને કેટલીએ વાર આગ્રહ કર્યો હતો કેઃ "સમાધિ સમયે ગળાની અંદરના ભાગમાં જે સ્થળે દુઃખ થયું છે ત્યાં લક્ષ્ય કરવાથી તુરતજ રોગ મટી જશે." પરંતુ પરમહંસદેવ તેમ કરવાની ના પાડતા અને કહેતા કેઃ "સમાધિ કરીને રોગ મટાડવો કે? એતો આશ્ચર્યજનક વ્યાપાર!"

પરમહંસદેવ જે સમયે દક્ષિણેશ્વર હતા તે સમયે એક દિવસ બોલ્યા હતા કેઃ "હું જે સમયે જઇશ તે સમયે પ્રેમભાણ્ડ ભાંગીને ચાલ્યો જઇશ." એ વાક્ય અમે સાંભળ્યું હતું. ઇ. સ. ૧૮૮૬ ની તા. ૧ લી જાનેવારીનો દિવસ આવ્યો. તે સમયે તેઓ ઘણા સારા હતા. રજાનો દિવસ હોવાથી તે દિવસે બગિચામાં અનેક મનુષ્યો એકત્ર થયાં હતાં.

એક અઠવાડિયા આગમચ તેમના કોઇ એક સેવકે હરિશ મુસ્તફીની મુક્તિ માટે પરમહંસદેવની પ્રાર્થના કરી હતી. તે દિવસે તો તેમણે કાંઇપણ ઉત્તર દીધો ન હતો. વળી જાનેવારીને દિવસે હરિશબાબુ પરમહંસદેવ પાસે ગયા કે તેજ સમયે તેમણે તેને કૃતાર્થ કર્યો. હરિશ આનન્દમાં ગાંડા જેવો બની આંસુ ભરેલે નેત્રે નીચે ઉતરી આવ્યો અને અન્ય સેવકને કહ્યુંઃ "ભાઇ રે! મ્હને આનન્દ સમાતો નથી! આ તે શું કહેવાય! જીવનમાં આવો બનાવ તો એક પણ દિવસ દીઠો નથી." સેવકના નેત્રમાં

પણ આંસુ આવ્યાં. તેણે કહ્યું: "ભાઇ! પ્રભુનો અપૂર્વ મહિમા છે!" સર્વ ભક્તો એકત્ર થઈ બેઠા હતા તે સમયે પરમહંસદેવે દેવેન્દ્રને બોલાવવા મોકલ્યું. દેવેન્દ્ર મહારાજ પાસેથી પાછો આવી અન્ય મિત્રોને કહેવા લાગ્યો કે: પરમહંસદેવે મ્હને પૂછ્યું કે: "રામ મ્હને (ઇશ્વરનો અવતાર કહે છે તે સબંધી તમે કંઇક નક્કી કરો. કેશવને તેના શિષ્યો (ઇશ્વરનો) અવતાર કહેતા હતા." તેમણે શામાટે એવો પ્રશ્ન કર્યો હશે તે કોણ કહી શકે એમ છે? તે વિષયનો કોઇ પણ નિર્ણય કરી શક્યું નહિ. સાયંકાળને સમયે ભક્તો બગિચામાં ફરતા હતા. તે સમયે તેમણે જોયું કે: "પરમહંસદેવ તે દિશા તરફજ આવે છે. સર્વ ભક્તો આગ્રહસહિત તેમના આગમનની વાટ જોવા લાગ્યા. તે દિવસના તેમના રૂપનું સ્મરણ થતાં અત્યારે પણ અમે આશ્ચર્ય પામીએ છીએ. સમસ્ત શરીરે વસ્ત્ર ઓઢ્યું હતું અને મસ્તકે સફેદ બનાતની કાનટોપી પહેરી હતી. પણ મુખમંડલની જ્યોતિવડે દિશાઓ પ્રકાશિત થઇ રહી હતી. મુખની આટલી બધી શોભા હોઇ શકે છે એવું કોઇના સ્વપ્નમાં પણ જણાતું નહોતું. તેમનું એવું જ્યોતિર્મય સુંદર રૂપ એક દિવસ નવગોપાલ ઘોષને ઘેર કીર્તન સમયે જોવામાં આવ્યું હતું. ભક્તોની છેક પાસે આવી પરમહંસદેવ જમણો હાથ ઉંચો કરી બોલ્યા કે: "હું તમને બીજું શું કહું? આશીર્વાદ આપું છું કે: તમને સર્વને ચૈતન્ય પ્રાપ્ત થાઓ." એટલું કહેતાં કહેતાં તેઓ સમાધિસ્થ થઇ ગયા. ભક્તોએ સત્વર પુષ્પો ચુંટી લાવી "જય રામકૃષ્ણદેવ" શબ્દોચ્ચાર કરી તેમના ચરણમાં અંજલિ પ્રદાન કરવા લાગ્યા. કોઇ કોઇએ તો પુષ્પો તેમના મસ્તક ઉપર ઉંચે ઉછાળ્યાં તેથી જાણે પુષ્પની વૃષ્ટિ થઇ હોય તેવું જણાવા લાગ્યું. સર્વે આનન્દમાં મગ્ન થયા. સર્વેનાં હૃદય પ્રફુલ્લિત થઇ ગયાં. પરમહંસદેવને કિંચિત્ સમાધિ ઉતરતાં અક્ષયકુમારસેનની છાતીએ હાથવડે સ્પર્શ કર્યો. તેમના શરીરમાંથી જાણે પ્રેમની વિજળી સેનના હૃદયમાં ઉતરી. અક્ષયબાબુ પ્રેમ—મદમસ્ત થઇ આનંદાશ્રુ વિસરજન કરવા લાગ્યા. ત્યાર પછી નવગોપાલઘોષ, ત્યાર પછી ઉપેન્દ્રનાથ મજૂમદાર, ત્યાર પછી રામલાલ ચટ્ટોપાધ્યાય, ત્યાર પછી અતુલકૃષ્ણઘોષ, ત્યાર પછી ગાંગુલી ઇત્યાદિ કેટલાંક મનુષ્યોનો ઉદ્ધાર (પાપમુક્ત)

થયા પછી હરિમોહનમિત્રને મહારાજ સમક્ષ ઉભો કરવામાં આવ્યો. તેમણે હરમોહનને સ્પર્શ કરી કહ્યું: "તને આજે પણ રહેવા દઉં છું!" એમ કહી તેઓ ઓરડા તરફ ચાલ્યા ગયા. (અત્યાર પહેલાં એક દિવસ હરમોહન ઉપર કૃપા કરવા માટે પરમહંસદેવ પાસે પ્રાર્થના કરવામાં આવી હતી પરંતુ તે સમયે પણ તેઓએ "હજી વાર છે." એમજ કહ્યું હતું.) ભક્તોને માટે તે દિવસે આનંદની અવધિ રહી નહોતી, પરંતુ હાય! કોણ જાણતું હતું કે આ તેમનો છેલ્લો નાટય પ્રયોગ છે! કોણ જાણતું હતું કે: અમારા પ્રેમદાતા શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ હવે પછી પ્રેમની લ્હાણી કરશે નહિ? તે સમયે અમે સ્વપ્ને પણ જાણતા નહોતા અને મનમાં આભાસ પણ થયો નહિ કે: પૂર્વકથિત પ્રેમ–ભાણ્ડ ભંગ કરવાનો દિવસ આવી પહોંચ્યો છે! તે સમય પર્યંત અમે સ્વપ્ને પણ જાણી શક્યા નહિ કે: પરમહંસદેવ હવે લીલા–રહસ્ય, સમાપ્ત કરવા લાગ્યા છે. મનની કેટલી બધી આશાઓ, કેટલો બધો વિશ્વાસ, કેટલું નવું થશે, કેટલું જોઇશું, તે બધું એકજ વાક્યમાં સંપૂર્ણ કરી દેશે તે અમે કોઇ સ્વપ્ને પણ સમજી શકયા નહિ. અમારી કલ્પનામાં પણ આવી શકયું નહિ. અમે આનન્દનો ઉપભોગ કરી લીધો. અમારો સ્વાર્થ પૂર્ણ થયો. શાંતિએ આવી સર્વ ઉપર અધિકાર જમાવ્યો, તે દિવસની રંગભૂમિનો પડદો પડી ગયો.

ત્યાર પછી અમે પરમહંસદેવને તેવી અવસ્થામાં દીઠા નહિ. રોગની માત્રા ધીમે ધીમે વૃદ્ધિ પામતી ગઇ. સાંભળ્યું છે કે: ત્યારથીજ તેમનો આહાર ઓછો થઇ ગયો હતો, તેથી ધીમે ધીમે શરીરનાં રૂધિર માંસનું શોષણ થઇ કેવળ હાડકાં–ચામડી રહ્યાં હતાં! કોઇ કોઇ દિવસનો રક્તપ્રવાહ યાદ આવતાં આજે પણ શરીર કમ્પાયમાન થઈ ઉઠે છે તેમજ શરીરમાંથી પુષ્કળ રક્ત વહેતું તેમ છતાં તેઓ કદી પણ ખેદયુક્ત ચ્હેરે જણાતા નહોતા. ઉલ્ટું તેઓ ઘણો આનંદ કરતા.

આ સમયે પૂર્વે લખેલા સન્યાસી ભક્તોમાંના રાખાલ, યોગેન્દ્ર, શશી, બાબુરામ, લાટુ, શરત્, નરેન્દ્ર અને ગોપાલ વગેરે કેટલાક સન્યાસીઓ મહારાજની સેવામાં નિમાયા હતા. તે સર્વેએ જીવતોડ મહેનત કરી ગુરૂદેવની સેવા કરી

હતી. તેમના વિરૂદ્ધમાં કોઇ પણ મનુષ્ય કાંઇ પણ કહી શકે તેમ નથી. સેવા એજ તેમનું ધ્યાન અને સેવા એજ તેમનું જ્ઞાન થઇ પડયું હતું. તેમનું મન અને પ્રાણ સેવામાંજ નિમગ્ન થઇ રહ્યાં હતાં. તેમણે સંસારસુખને કાકવિષ્ઠાવત્ જાણ્યું હતું અને માત્ર પ્રભુ ( ગુરૂદેવ–પરમહંસ મહારાજ )ની સેવા એજ સંસારમાં એક માત્ર કર્તવ્ય હોય એમ જાણી તેમણે આત્મનિવેદન–આત્મસમર્પણ કર્યું હતું, કિન્તુ શશી ( સન્યાસી ) ની સેવા તુલનારહિત અને અનુકરણીય હતી. જો સંસારમાં " સેવા " નામની કોઇ વસ્તુ હોય તો તે એક માત્ર શશીજ જાણતો હતો. જો કોઇને પણ " સેવક " કહેવામાં આવતો હોય તો તે માટે સર્વથી પહેલાં શશીનેજ બતાવવો પડશે. જો કોઇને નિઃસ્વાર્થ ભક્તિ, જોવાની ઇચ્છા થાય તો તેમણે શશીને તેના આદર્શ તરીકે જોવો. શશીમાં સર્વ સદ્‌ગુણોજ હતા. તેનામાં એકે દોષ જણાતોજ નહોતો; તેમ છતાં પણ કહેવામાં આવે છે કેઃ મનુષ્ય નિર્દોષ હોઇ શકતો નથી. **निर्दोषो एको हरिः** ગમે તેમ કહો પણ શશી, વિચાર કર્યા વગર, વાક્ વિતણ્ડા કર્યા વગર, સ્વાર્થ તરફ દ્રષ્ટિ નહિ રાખતાં, એક ચિત્તે પરમહંસદેવની સેવા કરતો હતો. જો એને કદાચ દોષ કહેવામાં આવે તો તેનામાં એ એકજ દોષ હતો. હનુમાનની દાસભક્તિ સંબંધી અમે સાંભળ્યું હતું, પરંતુ શશીએ દાસ્ય–ભક્તિની હદ બતાવી આપી છે. પુરાણ–શાસ્ત્રમાં સાંભળવાથી હૃદયમાં જે ભાવો ઉત્પન્ન થાય છે તેના કરતાં નજરે જોવાથી હૃદયમાં તુરતજ તેની અસર થાય છે અને મનોને ગ્રાહ્ય કરી લે છે. શશીના જેવો ભક્ત ચુડામણિ અમે પરમહંસદેવના અન્ય એક પણ ભક્તને જોયો નથી. તે એકજ સાચો ભક્ત હતો. રામના અનેક ભક્તો હતા પણ તે સર્વમાં હનુમાનની ભક્તિ સર્વશ્રેષ્ઠ હતી, અને હનુમાનજ રામના સર્વશ્રેષ્ઠ ભક્ત–દાસ હતા, તેજ પ્રમાણે શશી પણ હતો. આ વાત અમે અતિશયોક્તિ ભરેલી કહેતા નથી એ વાંચકે ધ્યાનમાં રાખવું જોઇએ. જેટલાં મનુષ્યો પરમહંસદેવની પાસે દર્શને જતાં તે સર્વેએ તેમની સાથે કંઇ ને કંઇ સ્વાર્થ–સંબંધ રાખ્યો હતો. શી રીતે પવિત્ર થવાય, કેવી રીતે સાધન ભજન કરી શકાય, કેવી રીતે યોગમાર્ગે મુસાફરી કરવા શક્તિમાન થવાય, એવો એવો કોઇએક પ્રશ્ન-

રનો પણ સ્વાર્થ સર્વ મનુષ્યોમાં જણાતો, પરંતુ શશીના મનમાં તે સર્વ-માંનું એક પણ નહતું. તેણે તો આત્મ—સમર્પણ કરી નિષ્કામ—ધર્મ પ્રભુસેવા ( ગુરૂસેવા ) કરતાં તે શિખ્યો હતો. તેજ જીવનમાં સાધ્ય કરી પોતે કૃતાર્થ થયો હતો અને જે કોઇ મનુષ્ય શશીની દાસ્ય—ભક્તિનું ઉપાખ્યાન શ્રવણ કરશે તેને પણ તેવીજ નિઃસ્વાર્થ ભક્તિ પ્રાપ્ત થશે એમાં જરા પણ સંદેહ નથી. શશી ! ભાઇ, ધન્ય છે ! તેંજ યથાર્થ સેવા—શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. પૃથિવીમાં સારધર્મ—સારનોસાર કર્મ—ગુરૂ સેવા છે ! જો જગતમાં કાંઇ પણ જોવાની વસ્તુ હોય તો તે માત્ર શ્રી ગુરૂદેવનાં પવિત્ર ચરણકમળ ! જો જગતમાં કાંઇ પણ કર્મ કરવાનું હોય તો તે માત્ર શ્રી ગુરૂદેવનાં પવિત્ર ચરણ પ્રત્યે વન્દના અને જગતમાં જો કાંઇ શ્રવણ કરવાનું હોય તો તે માત્ર શ્રી ગુરૂદેવનાં ગુણગાન ! શશી ! પવિત્ર બંધુ ! તેં તે બધું કર્યું હતું ! પ્રાણને સંતોષ થાય ત્યાં સુધી, આકાંક્ષા પરિપૂર્ણ થાય ત્યાં સુધી તેં તેજ સર્વ કર્યું હતું. ક્વચિત્ મનમાં એવો વિચાર થાય છે કેઃ જન્માન્તરમાં સેવા કરવા માટે તેં પંચ—તપ કર્યું હશે અથવા ગળું કાપી રક્ત—દાન કર્યું હશે તેથીજ ગુરૂદેવ—પરમહંસ મહારાજ ત્હારે માટે ઉત્કટ વ્યાધિગ્રસ્ત થઇ ત્હારી સેવા ગ્રહણ કરવા માટેજ ત્હારી સમક્ષ જડવત્ શયન કરી રહ્યા હતા ! ભાઇ ! તેં માનવદેહ ધારણ કરીને ખરૂં કર્તવ્ય કર્મ જાણી લીધું હતું તેથીજ તું ગુરૂદેવનો વિશેષ કૃપાપાત્ર થયો હતો. તેમની દયાથીજ તું આજે સેવક—મંડલીનો શિરોમણિરૂપ બન્યો છે. પરમહંસદેવ જેમ અમારા ગુરૂ—ગુરૂ નામો-ચ્ચાર કરતાં અમને જેટલો અહંકાર થાય છે તેજ પ્રમાણે તું તેમનો સેવક છે. તું ઓળખાવવા યોગ્ય, ખરૂં પાત્ર, તું અદ્વિતીય સેવક છે.

જો કે માતાજી ગુરૂપત્ની—પરમહંસદેવની પાસેજ રહેતાં હતાં છતાં તેમને મહારાજની સેવાને માટે કાળજી રાખવી પડતી નહોતી. શશી સર્વ દિશામાં દ્રષ્ટિ રાખતો. અન્ય કેટલાક સન્યાસી ભક્તોએ પરમહંસદેવની સેવા માટે આત્મ—સમર્પણ કર્યું હતું ખરૂં પરંતુ તેમને જપ—તપ કરવાની પ્રબળ વાસના થઇ હતી. ક્વચિત તેઓ કોપીન પહેરી, ચિપિયો લઇને શરીરે ભસ્મ ચોળી, સન્યાસી બનતા, ક્વચિત્ ધૂણિ સળગાવી અગ્નિનો તાપ સહન કરતા.

ક્વચિત્ ઉપવાસાદિનો નિયમ કરી દિવસો વ્યતીત કરતા, પરંતુ ભક્ત શિરોમણિ શશી તેમાંનું કાંઇ પણ કરતો નહિ. તે માત્ર ગુરૂમહારાજ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવની સેવામાંજ ગુંથાઇ રહેતો. ગુરૂસેવા એજ તેનું સર્વસ્વ હતું. એજ તેના જપ તપ, એજ તેનું દાન–પુણ્ય અને એજ તેનો યજ્ઞ–ત્યાગ !

પરમહંસદેવે કેટલાક સન્યાસી ભકતોને ભિક્ષા કરવા જવાની આજ્ઞા આપી હતી તેથી તેઓ પ્રસંગોપાત બહાર ભિક્ષા કરવા જતા. તેઓ સન્યાસી ભક્તની વાતો ગૃહસ્થાશ્રમી ભકતોને કહેતા નહિ અને ગૃહસ્થાશ્રમી ભકતોની વાત સન્યાસી ભકતોને કહેતા નહિ, પરંતુ ક્વચિત્ કોઇ ઉભય પક્ષને ઉભય પક્ષના દોષ કહેતા તો તેઓ પરસ્પર એક બીજાને શિક્ષા કરતા. એમ થવાથીજ ઉભય શ્રેણી વચ્ચે કિંચિત્ વૈરભાવ ઉત્પન્ન થયો હતો.

કાશીપૂરના ઉદ્યાનમાં પરમહંસદેવ આઠ માસ રહ્યા હતા ત્યાંનો સર્વ ખર્ચ ગૃહસ્થાશ્રમી ભકતો નિભાવતા.

પરમહંસદેવની અવસ્થા દિન પર દિન બદલાવા લાગી. જ્યારે આહાર ઓછો થઇ ગયો, જ્યારે ઉઠવાની શક્તિ રહી નહિ, અને જ્યારે તદ્દન સ્વરભંગ થઇ ગયો, ત્યારે અનેક ભકતો નિરાશ થઇ પડયા. અનેક ભકતોએ ધાર્યું કે: હવે બચશે નહિ. યત્ન કરવામાં કશી કચ્ચાશ રહી નહિ. ડાકટરની, વૈદ્યની, અવધૂત, ટુચકા વગેરે સર્વની સહાયતા લેવામાં આવી પરંતુ તેનાથી કશો ફાયદો જણાયો નહિ. તેમનો રોગ આરોગ્ય થાય તે માટે તેમની કેટલીક સ્ત્રી ભકતોએ તારકનાથ મહાદેવના સોમવાર કરવા માંડયા, અને નારાયણના ચરણ ઉપર તુલસીપત્ર ચઢાવવા માંડયાં. કોઇ કોઇ ભક્ત તારકનાથનાં ચરણામૃત અને બિલ્વપત્ર લાવી મહારાજને આપતા. અને કોઇએ તો ગુરૂના પ્રાણ બચે તે માટે આત્મહત્યાઓ પણ કરી પરંતુ તે સર્વ નિષ્ફળ ગયું ! તેથી હવે સર્વને શી રીતે વિશ્વાસ રહે ! કેટલાક ભકતોએ પરમહંસદેવ પાસે જઇ કેટલીએ વાર રૂદન કરી કહ્યું હતું કે: "આપ પોતે જાતે આરોગ્ય નહિ થાવ તો અન્ય કોઇ તે માટે ઔષધાદિ કરવા સમર્થ નથી. પ્રભુ ! આરોગ્ય થવું એ તો આપના પોતાનાજ હાથમાં છે. અમે ઔષધાદિ કરીએ છીએ પણ તે બધું વ્યર્થજ. આપ જગદીશ્વર છો. આપ જગતને ઔષધ

આપો છો ત્યાં પછી અમે આપને ઔષધ આપીએ છીએ તે માત્ર અમારા મનના સંતોષને માટેજ. " મહારાજશ્રી હસીને ઉત્તર દેતા કે:" શરીર એ તો કાંગળનું પિંજરૂં છે, અને ગળામાં એક છિદ્ર માત્ર જોવામાં આવે છે. એને માટે હું શું કરી શકું ? " એમ કહી ભક્તોની વાત ઉડાવી દેતા ! ક્રમે શ્રાવણ માસ પૂરો થવા આવ્યો. શ્રાવણી પૂર્ણિમા અને રવિવારનો દિવસ આવ્યો. પ્રાતઃ સમયે એક ભક્તને બોલાવી પંચાંગ જોવાની આજ્ઞા ફરમાવી. શ્રાવણ વદ અમાસનું સર્વ વૃતાંત શ્રવણ કરી ભાદ્ર શુદિ પડવાનું નામ સાંભળતાંજ તુર્ત તેમણે તેને ચુપ રહેવાનું કહ્યું. તે દિવસ કોણ જાણે કેવો ઉગ્યો હતો ! મધ્યાહ્ન પછી થોડી વારે ડાક્ટર નવીનપાલ પુનઃ આવી પહોંચ્યા. પરમહંસદેવે કહ્યું: " આજે મ્હને ઘણું દુઃખ થાય છે. જાણે બન્ને પાસાં બળી ઉઠયાં છે. " એમ કહી હાથ લંબાવ્યો. નાડી જોતાંજ ડાક્ટરનાં નેત્રો સ્થિર થઈ ગયાં. પરમહંસદેવે કહ્યું: "શો ઉપાય કરવો ? " શો ઉત્તર દેવો તે ડાક્ટરને સૂઝયું નહિ. તેઓ મૂઢજ બની ગયા ! પરમહંસદેવે પુનઃ પૂછ્યું: " કશાથી આરામ થતો નથી. રોગ દુઃસાધ્ય થયો છે ? " ડાક્ટરે " હા, મહારાજ. " કહી માથું નીચું નમાવ્યું. પરમહંસદેવે દેવેન્દ્રને જરાક કડકાઈથી કહ્યું: " આ લોકો આટલા દિવસ પછી બોલે છે શું ? રોગ આરોગ્ય થશે એમ કહીને તો મ્હારી દવા કરવા મ્હને અહિં તેડાવ્યો છે. રોગ નજ મટે તો પછી વૃથા આ દુઃખ શા માટે ભોગવવું ? " ત્યાર પછી તેમણે રોગની કે ડાક્ટરની વાત ઉચ્ચારી નથી. ત્યાર પછી તેઓ કહેવા લાગ્યા કે: " સાંભળો, મ્હને તપેલાં ભરી ભાત દાળ ખાવાની ઇચ્છા થાય છે. " દેવેન્દ્ર જાણે બાળકને ભૂલાવવાનો યત્ન કરતો હોય તેમ મહારાજને ઘણું સમજાવવા લાગ્યો પરંતુ જેમણે ચૌદ લોકને ભૂલાવામાં નાંખ્યાં છે તેમને ભૂલાવે એવું ભૂલોકમાં કોણ હતું ?



# ચત્વારિંશ અધ્યાય.

## મહા સમાધિ.

બીજા દિવસો કરતાં તે રાત્રે પરમહંસદેવ એક માત્ર–સોજી અને દુધની રાબડી સહેલાઇથી ગળે ઉતારી શક્યા હતા અને રાત્રિના એક વાગ્યા સુધી સુખપૂર્વક નિદ્રા લીધી હતી. મહારાજ એક વાગતા પહેલાં ઉઠી બેઠા થયા અને પુનઃ રાબડી પીધી. રાબડી પીધા પછી ૧ ને ૬ મિનિટે તેઓ એકાએક સ્થિર સમાધિસ્થ થઇ ગયા. પ્રથમથીજ ભક્તોના પ્રાણ કેટલા બધા વિકૃત થઇ ગયા હતા, તેમાં મહારાજશ્રીને સમાધિ થતાંજ સર્વ ગભરાઇ ઉઠ્યા. તેમના પ્રાણ આકુળ વ્યાકુળ થઇ ઉઠ્યા અને તે ઘર જાણે શૂન્ય જણાવા લાગ્યું !

અમાસની રાત્રિ હતી. તેમાં વળી તે દિવસે પાઇકપાડાના કાશિપુરની ઠાકુરવાડીમાંથી ગરીબો ભોજન લઇ સ્વગૃહે જતા હતા અર્થાત્ એ સ્થાને થઇને સમસ્ત રાત્રિ લોકો આવ જા કરતા હતા, પરન્તુ ભક્તજનોના હૃદયમાં નિરાશાનો ભય ઉત્પન્ન થવા લાગ્યો. તેમણે તો નિશ્ચય જાણી લીધું કેઃ મહારાજશ્રી હવે મહાસમાધિ લેશે અને થયું પણ તેમજ. અનેક ભક્તોના દયાળુ પિતા શ્રીરામકૃષ્ણ પરમહંસ સમાધિસ્થ થઇ ગયા. તેમના સ્થુળ શરીરે દેખીતી રીતે આ લોકનો ત્યાગ કર્યો. તેઓ અનેક ભક્તોના હૃદયમાં ક્લેશ–અંધકાર ફેલાવી–તેમને રડાવી તરછોડી ચાલ્યા ગયા ! તે રાત્રિએ આકાશમાં નાના પ્રકારનું પરિવર્તન થયું અને ચન્દ્રમણ્ડલ જોવામાં આવ્યું હતું. મહારાજશ્રીની અસ્વસ્થ પ્રકૃતિના વિષમ સમાચાર રાત્રિએજ અનેક સ્થાને મોકલવામાં આવ્યા હતા તેથી સર્વ સેવકો તે સ્થળે ઉપસ્થિત થયા હતા.

તે કાળ રાત્રિ વિદાય થઇ. ભાદ્ર શુદિ પડવાના પ્રાતઃ સમીરણે, ભગવાન

શ્રીરામકૃષ્ણ પરમહંસે માનવલીલા સમાપ્ત કરી છે એ સમાચાર ઘેરેઘેર કાનો કાન પ્રસારી દીધા. જે સમાચારની કોઇએ આશા રાખી નહોતી, જે સમાચાર સાંભળવાને કોઇ આતુર નહોતું, તેજ દુઃખદાયક, ક્લેશકર સમાચાર અણચિન્ત્યા આવી પહોંચ્યા ! હાય રે ! એ કાંઇ સમાચાર નહોતા, એ તો વજ્રાઘાત હતો—અરે! વજ્રાઘાત કરતાં પણ અધિક કઠિન—અધિક દુઃખદાયક ઘા હતો. વજ્રાઘાત થતાં પ્રાણ ચાલ્યા જાય છે—તેનાથી દુઃખ સહન કરવું પડતું નથી. એ સમાચારનો આઘાત પણ વજ્રના જેવોજ હતો, તેનાથી પ્રાણ શરીર બહાર નીકળતા નહોતા તેમ છતાં દુઃખનો પાર નહોતો ! બેહદ દુઃખ થતું હતું. અમે એક સમયે તેમની સાથે જેમ નિત્ય નિત્ય નવા નવા પ્રકારનો આનન્દ ભોગવતા હતા, તેજ પ્રમાણે આજે વિરહ—જ્વાળા હજારો જીહ્વા કરી અમારાં રૂંવે રૂંવામાં અગ્નિદાહ પ્રસારી રહી હતી ! અરેરે ! અમારા દુઃખ નિવારક, કલ્પતરૂ ચાલ્યા ગયા ! જ્યારે અમારા મનમાં એમ થતું કે તેઓ આ જગત્માં નથી, હવે તેમનાં આદરપૂર્ણ અમૃતમય વચનો સાંભળી શકીશું નહિ, તેમની નજીક જતાં પૂર્વની પેઠે પ્રેમથી બેસવાનું કહેશે નહિ, વિષય—સન્તાપમાં પ્રજળતાંજ હવે તેઓ શાંતિ—વારિ પ્રદાન કરશે નહિ, હવે તેઓ અમને લઇને કીર્તન ભજનમાં મદમસ્ત થશે નહિ, હવે તેમનું અપૂર્વ નૃત્ય પુનઃ જોઇ શકીશું નહિ, અને હવે તેમના મુખમાંથી નીકળતો હરિધ્વનિ સાંભળવા ભાગ્યશાળી થઇશું નહિ, તેજ સમયે અમારા હૃદયમાંથી દારૂણ વન્હિ જ્વાળા પ્રખર રીતે ભડકો થઇ ઉઠતી ! હાય ! હાય ! અમારી આ શી સ્થીતિ થઇ ! અરેરે ! અમારૂં સર્વ નાશ શા માટે થયું ? હવે અમે કોને આશ્રયે જઇશું ? હવે અમે ક્યાં જઇને અમારા પ્રાણ શીતળ કરીશું ? ઓગણીશમી શતાબ્ધીના વિચિત્ર વાવાઝોડામાં અથડાતાં સત્ય માર્ગ ભૂલી ગયાં હતા પરંતુ તેમ છતાં જેની ચરણ—કૃપાથી સ્થિર થઇ સન્માર્ગે ચઢી શક્યા હતા તે આજે ક્યાં ચાલ્યા ગયા ? અમારૂં તે કલ્પતરૂ આજે ક્યાં ઉડી ગયું ? અમારા તે નોધારાના આધાર અમને સંસાર સમુદ્રમાં ધકેલી ક્યાં ચાલ્યા ગયા ? અમારા તે ચિંતામણિ આજે ક્યાં અલોપ થઇ ગયા ? અમારા તે દયાસિંધુ—ઇશ્વર ક્યાં અદ્રશ્ય થઇ ગયા ? જે ગૃહસ્થ—કુલવધુઓએ કોઇ પણ

દિવસ ચન્દ્ર કે સૂર્યનાં દર્શન કર્યાં નહોતાં, જેઓ હંમેશાં પરદામાં રહેતી, તેઓ સુદ્ધાં આજે પરદાને–લજ્જાને લાત મારી છેલ્લી વખત ગુરૂદેવ શ્રીરામકૃષ્ણ પરમહંસનાં દર્શન કરવા રાજમાર્ગમાં ઉભી રહી હતી! આજે તેમને કોઇનો ભય નથી, આજે તેમને કોઈની લજ્જા નથી, આજે તો તેમણે કુલાચારને જલાંજલિ આપી શ્રીરામકૃષ્ણના ગુણ–સાગરમાં ભૂસકો માર્યો હતો.* કોઇએક સ્ત્રી સેવિકા પોતાના ગુરૂદેવ શ્રી રામકૃષ્ણ પ્રભુનાં છેલ્લાં દર્શન કરવા લઇ જવા માટે પોતાના પતિની પ્રાર્થના કરવા લાગી. તેનો પતિ કાંઇ પણ ઉત્તર આપી શક્યો નહિ. તે શું ઉત્તર દે? એક દિવસ જે પત્નીને, પતિ સ્વસ્ત્રીને કદાપિ આપવા શક્તિવાન થાય નહિ, એવું અમૂલ્ય રત્ન, રત્નને બદલે જેવું રત્ન મળી શકે નહિ અને ભવિષ્યમાં મળવાનો સંભવ પણ નહોતો, તે પણ આપ્યું હતું, અર્થાત્ શ્રીરામકૃષ્ણ પરમહંસ જેવા ગુરૂરત્ન મેળવી આપ્યા હતા. પરંતુ આજે તેને શું બતાવવા તે લઇ જાય? માટેજ તેણે પત્નીને કશો ઉત્તર દીધો નહોતો. કદાચ જો તેને તેમનાં દર્શન કરવાની પ્રબળ ઇચ્છાજ હોય તોપણ હવે આ જીવનમાં તો પૂર્વના જેવું રૂપ તે કદી પણ જોઇ શકશે નહિ, આજે તો તે મનોહર રૂપ ચિરકાળને માટે પંચમહાભૂતમાં મળી જવાનું છે. તેમનાં દર્શન કરવા જવા છતાં પૂર્વનાં સુંદર દર્શન તો થવાનાં નથી! ભક્તજનો તેમને ઘેરીને બેઠા છે. એવો વિચાર કરીનેજ પતિ નિરૂત્તર રહ્યો હતો, પરંતુ જેના પ્રાણમાં ઉચ્ચાટણ થઇ રહ્યું હોય છે, જેના પ્રાણાત્મા જે કાર્ય પ્રત્યે આકર્ષાઇ રહ્યા હોય છે, તેનાં મનની ગતિ શું કોઇના રોકવાથી રોકી શકાય છે કે? નહિ કદી નહિ. પ્રાણાત્મા જે કાર્ય કરવા તલ્પી રહ્યા હોય છે તે કાર્ય કરવા મન પ્રબળ વેગે દોડી જાય છે. સેવિકાએ પતિની દરકાર કરી નહિ. તે તો પતિને ઘરમાંજ રહેવા દઇ પોતાના ગુરૂદેવનાં છેલ્લાં દર્શન કરવા માટે યોગ્ય સમયે જઇ ત્યાં ઉપસ્થિત થઇ. ધન્ય ગુરૂભક્તિ!

નેપાલ રાજ પ્રતિનિધિ વિશ્વનાથ ઉપાધ્યાયે મહારાજ શ્રીરામકૃષ્ણ

---

* બંગાળામાં ગૃહસ્થોની સ્ત્રીઓ પરદો પાળે છે. તેઓ ઘર બહાર નીકળતી નથી. માત્ર સુધરેલા બ્રાહ્મ સમાજીઓની સ્ત્રીઓ સર્વત્ર ફરતી જણાય છે.

પરમહંસદેવ સમાધિસ્થ થયાના હૃદયભેદક સમાચાર સાંભળ્યા તેજ ક્ષણે તેઓ પ્રયાણ કરી પ્રાતઃ સમયે ત્યાં ઉપસ્થિત થયા. તેમણે જોયું કેઃ મહારાજશ્રીનું સર્વ શરીર કંટકિત અને કઠિન થયું છે તેમજ નેત્રો સ્થિર થઇ ગયાં છે પરંતુ હજી પણ તેમના મેરૂ દણ્ડ ( બરડાની કરોડ ) નો ભાગ ઉષ્ણ રહ્યો છે. તેમણે એ લક્ષણ જોઇ મહારાજશ્રીની તે અવસ્થાને મહા-સમાધિ વા મૃત્યુ કહ્યું નહિ. તેમનું એ કથન સાંભળી ભકતોએ ડાકટર સરકારને બોલાવી મંગાવ્યા. તેમણે મહારાજશ્રીને જોઇ તપાસી મૃત્યુ થયાનો અભિપ્રાય આપ્યો. આ સમયે સર્વ શંકામાં પડયા. મહારાજશ્રીની અવસ્થા કેવી છે તેનો નિર્ણય થઇ શકયો નહિ. તેમના સર્વ ભકતો આ સમયે માર્ગ ભૂલેલા વટેમાર્ગુની પેઠે દિશાના જ્ઞાન રહિત ગાંડા જેવા બની ગયા હતા. તેઓ ભવ-સમુદ્રના મધ્ય સ્થળમાં દેહ-નૌકાના નાવિક વગરના થઇ પ્રબળ પ્રવાહના તરંગોથી આમ તેમ અથડાવા લાગ્યા હતા ! તેમના જીવન-મરણની એક માત્ર સહાયતા, સમ્પત્તિ, આચાર, જ્ઞાન, બુદ્ધિ, બળ, ગુરૂ, શાસ્ત્ર, અને બન્ધુની ગેરહાજરીમાં તેઓ કર્તવ્ય શૂન્ય થઇ ગયા હતા. તેમના હૃદયમાં ઉદય પામેલો પૂર્ણચંદ્ર, એકાએક કાળાં વાદળાંથી ઢંકાઇ-છવાઇ જતાં સર્વત્ર અંધકાર પ્રસરાવી રહ્યો હતો તેથી ઉપરોક્ત કઠિન અને મહાન વિષયનો ( મહારાજશ્રીની સમાધિસ્થ સ્થીતિનો ) નિર્ણય થવો અસંભવિત થઇ પડયું હતું એટલુંજ નહિ પણ અનેક ભકતો તો તેમને કેવા જોઇ શકીશું, તેમને ( મરણ પામેલા ) કેમ જોઈ શકાય વગેરે વિચારોમાં પડયા હોવાથી તેમની પાસેજ જઇ શકયા નહિ ! તેમણે એ વિપદ વાર્તા સર્વ ભકતોને નિવેદન કરી દીધી. જે જે ભકતો જે જે સ્થાને નિવાસ કરતા હતા તે તે ભકતો સત્વર આવી એકત્ર થયા. અનેક મનુષ્યોનો જમાવ થતાં ત્યાં જાણે મ્હોટો મેળો ભરાયો હોય એવો દેખાવ થઇ રહ્યો. આટલાં બધાં મનુષ્યો કોઇ પણ મહાત્માના પરલોકગમન સમયે એકત્ર મળ્યાં હશે કે નહિ તે કહી શકાતું નથી. એ સમયે કેટલાક સન્યાસીઓ પણ આવ્યા હતા. તેમણે પરમહંસદેવે મહા-સમાધિમાં ગમન કર્યું છે અર્થાત્ તેમના પ્રાણ પરલોક ગયા છે એવું સાબિત કર્યું. તેમનું કથન સર્વ ભકતોએ વિશેષ પ્રમા-

ણભૂત માન્યું હતું. તેમ છતાં દીર્ઘકાલ પર્યંત સર્વ થોભ્યા હતા.

બીજે દિવસે પ્રાતઃ સમયે સૂર્યોદય થયાને પાંચ ઘટિકા વીતી ગયા પછી મહા–સમાધિસ્થ મહા પુરૂષ–શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવનું શરીર ઓરડામાંથી બહાર કાઢયું અને તેને એક મ્હોટી પાટપર બેસાડી, પલળેલા વસ્ત્રવડે તેમનું શરીર લુછી નાંખી સ્વચ્છ કર્યું. ત્યાર પછી તેમને પીતાંબર પહેરાવી સફેત ચંદનદ્વારા તેમનું સર્વ શરીર ઢાંકી દીધું. તે જાણે ચંદનનું વસ્ત્ર ન પહેર્યું હોય તેવું સુશોભિત દેખાતું હતું. તેમનું શરીર વ્યાધિગ્રસ્ત હોવાથી એકાદ વર્ષથી તેમને શરીરે ચંદનનો લેપ કર્યો નહતો પણ આજે જીવાત્માને સંતોષ થાય એ પ્રમાણે જીવન પર્યંતને માટે–છેલ્લાવેલ્લું તેમને ચંદન લેપન કર્યું. ગળે ફુલની માળા, મસ્તકે ફુલની માળાઓની ટોપી, કમ્મરે ફુલના હારનો કટિબંધ, ચરણમાં ફુલનાં નેપુર! સર્વત્ર ફુલના સ્ંગાર. જાણે આજે અમારા પ્રભુ ફુલ શય્યામાં બિરાજ્યા છે! પાટને પણ ફુલની માળાઓવડે સુશોભિત કરી દીધી અને ત્યાર પછી ભક્ત મણ્ડલી સાથે મહારાજશ્રીનો ફોટોગ્રાફ લીધો. પ્રભુની તે દિવસની શોભા કેવી થઇ હતી તે તો જેણે દ્રષ્ટિયે જોયું છે તેનેજ ખબર છે. કોઇ પણ ભક્ત જીવન પર્યંત તે દ્રષ્ય ભૂલે તેમ નથી. તેનું સ્મરણ કરતાં જાણે તે દેખાવ નજર આગળ તરી રહ્યો હોય તેમ જણાય છે. એ સમયે ભક્તવીર સુરેન્દ્ર આવી ઉપસ્થિત થયો. તે પોતાને ઘેરથી પુષ્પ અને બિલ્વપત્ર સાથે લાવ્યા હતો. ત્યાં આવી તેણે રૂદન કરતાં કરતાં કહ્યું: "પ્રભો! આજે આપને આવી અવસ્થામાં જોઇ શકયો? હવે શું બોલું? સર્વ આશા ભરોંસો આપની સાથેજ કદાચ લય પામશે! આ પાપિષ્ઠની છેલ્લી પુષ્પાંજલિ ગ્રહણ કરો." એમ કહી તેણે તેમનાં ચરણમાં પુષ્પ બિલ્વ પત્રાદિ પ્રદાન કર્યું.

સાંજે છ વાગ્યાને સુમારે મૃદંગ કરતાલ સાથે હરિનામ કીર્તન કરતા કરતા સર્વ ભક્તો તેમને ગંગાને કિનારે લાવ્યા. માર્ગમાં હાહાકાર ધ્વનિવડે ચારે દિશા ગાજી ઉઠી હતી. આ સમયે આકાશમાંથી વૃષ્ટિધારા પડવાથી અનુમાન થતું હતું કે: જાણે જેમના દુઃખે દુઃખ પામી રામકૃષ્ણદેવ પતિતપાવનરૂપે જન્મ પામ્યા હતા; તેમનો અકાળ દેહત્યાગ થતાં પતિત–

અવગતિયાઓની હવે સદ્ગતિ નહિ થાય જાણી સ્વર્ગના દેવ-દેવીઓ નયન-માંથી અશ્રુધારા વર્ષાવી પોતાનું મનોદુઃખ વ્યક્ત કરે છે!

સન્ધ્યા સમય થતાં પહેલાં ચિતા તૈયાર કરવામાં આવી અને શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનું પંચભૂતાત્મક શરીર તેના ઉપર સ્થાપન કરી અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો. ભક્ત ત્રૈલોક્યનાથ સાન્યાલ મહાશયે તે સ્થળે તે સમયને ઉચિત એવું ગાયન રચી ગાયું હતું. એ કરૂણા રસિક ગાયનથી સાંભળનારનું હૃદય શોકમગ્ન થતું હતું. એક કલાકમાંજ ચિતાએ પોતાનું કામ પૂર્ણ કરી લીધું. જે સમયે ચિતાગ્નિ સારી પેઠે બળતો હતો તે સમયે ચિતા ઉપર પુષ્પવૃષ્ટિ થઇ હતી. એક કલાકમાં શ્રી રામકૃષ્ણની મૂર્તિને પંચમહાભૂતમાં મેળવી દઇ, ચિતામાં બાકી રહેલાં અસ્થિ એક તાં-બાના પાત્રમાં ભરી લઇ સર્વ ભક્તો કાશિપૂરને ઘાટે સ્નાનાદિ કાર્ય માટે શૂન્ય મન અને શૂન્ય પ્રાણવડે એકત્ર થવા લાગ્યા. માર્ગમાં એક આશ્ચર્યકારક બનાવ બન્યો. ઉપેન્દ્રનાથ મુખોપાધ્યાય નામક એક ભક્તને પગે કાળો ઝેરી નાગ કરડ્યો. તે તુરતજ ત્યાં બેસી ગયો. તેના પગ ઉપર પાટો બાંધ્યો, અને ડંખ લાગ્યો હતો તે સ્થાને તપાવેલા લોખંડના સળીયાવડે ડહામ દીધો. ગુરૂદેવ શ્રીરામકૃષ્ણની કૃપાથી ઉપેન્દ્રને વિશેષ દુઃખ થયું નહિ. ડંખ-વાળું સ્થાન ૪-૫ માસ પર્યંત લીલું અને ચકામા જેવું રહ્યું હતું.

શ્રી રામકૃષ્ણ પરમહંસદેવની જીવનલીલા સમાપ્ત થઈ. જેમને પ્રાપ્ત કરીને અમે ગત કેટલાંક વર્ષથી આનન્દ-રંગભૂમિ ઉપર અભિનય કરતા હતા, આજે ત્યાં પરદો પડી ગયો. અમારા જેવા પાપીઓનો સહવાસ તે પુણ્યમય મહાત્માને અધિક દિવસ સારો લાગે ખરો કે? જેઓનો સહવાસ સહોદર સુદ્ધાં ઇચ્છાપૂર્વક પરિત્યાગ કરી શક્યા હતા તેઓ પુનઃ તેમનો સહ-વાસ ઇચ્છાપૂર્વક આટલા દિવસ પર્યંત રાખી રહ્યા હતા, પરંતુ અમે તેમને યુક્તિ-કૌશલપૂર્વક ખસેડી શક્યા હતા. સમુદ્રમન્થન કરતાં નીકળેલા હલાહલ (ઝેર) નું શંકર ભગવાને પાન કરી પોતે નીલકણ્ઠ બન્યા હતા. પરમહંસ દેવ શ્રી રામકૃષ્ણદેવે પણ અમારા પાપરૂપી વિષને ધારણ કરી-તેજ વિષની-અસહ્ય જ્વાલા પોતેજ સહન કરી હતી. તે પછી જે કાંઇ અવશેષ રહ્યું

હતું, તેનાવડે તેમનો દેહ ભસ્મિભૂત કરી અમે નિશ્ચિંત થયા હતા. કર્મ કર્યા વિના કર્મ–સૂત્ર તૂટતું નથી. પાપનું પ્રાયશ્ચિત થવું જોઇએ, પરંતુ આટલા બધા ( ભક્તરૂપી ) જુગારી, ચોર, લમ્પટ, વિશ્વાસઘાતક મનુષ્યો, સાધન કર્યા વિના, કર્મ કર્યા વિના જીવનમુક્ત થઇ શક્યા શી રીતે? એકાએક સુધરી ગયા શી રીતે? તેમણે એકાએક પોતાની કુટેવો છોડી શી રીતે? પરમહંસદેવ વારંવાર કહેતા હતા કે:–" તમારા સર્વ ( ભક્તો ) નો પાપ–ભાર ગ્રહણ કરી હું વ્યાધિગ્રસ્ત થયો છું. " હાય પ્રભુ! અમે સમજ્યા–જાણ્યા–વગરજ આપને માથે અમારા પાપનો ભાર મૂક્યો હતો. જો અમે જાણતા હોત કે: અમારે માટે આપને આટલો બધો ક્લેશ સહન કરવો પડશે તો આનંદભરિત મુખે અમે તે દુઃખ સહન કરત, પરંતુ અમે સ્વાર્થી હોવાથી પ્રથમથી એ વાત સાંભળવા છતાં તે વખતે અમને ચૈતન્ય પ્રાપ્ત થયું નહિ! તે સમયે તો પ્રભુ " અમારી મશ્કરી કરે છે " એમજ અમે માનતા હતા. જે દિવસ રાત્રિને સમયે આપે એસેટિક એસિડનું સેવન કરી રક્તની ઉલટી કરી અમારી દાઢી પકડી કહ્યું હતું કે: " આટલું બધું રક્ત પડે છે છતાં પ્રાણ કેમ નીકળી જતા નથી? " તે સમયે અમે મૂર્ખ, અજ્ઞાની ખુશીથી કહેતા હતા કે: " હા, પ્રાણ નીકળી જવા જોઇતા હતા. " પ્રભુ! હવે એ મશ્કરી કયાં ઉડી ગઈ? હમણાં તે વાતનું સ્મરણ થતાં અમે અમારી મેળેજ અમારાં માથાં કુટીએ છીએ! હવે એવું થાય છે કે: અમે અમારે હાથે કેવું સર્વ નાશ કરી નાંખ્યું છે! તે સમયે અમને ગધેડાના જેવી બુદ્ધિ શા માટે સૂઝી હશે? ઓ પામર મન! ઓ મૂર્ખ મન! ત્હારૂં કથન સાંભળી આજે અતિ વિષાદને સમયે પણ હાસ્ય આવે છે! તું ગધેડા સિવાય મનુષ્ય હતું ક્યારે? ગુરૂદેવ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવની ચરણ–રજનો સ્પર્શ થયા પછી તું મનુષ્ય–પદને યોગ્ય થયું હતું તે શું તું હવે ભૂલી જાય છે કે!

શ્રી રામકૃષ્ણદેવના પંચભૂતાત્મક શરીરને પંચભૂતમાં મેળવી દીધા પછી કોઇ ભક્તે ગંગાજળમાં સ્નાન કર્યું અને કોઇએ પોતાને નિત્ય–પવિત્ર જાણી કાશીપુરના ઉદ્યાનમાં અસ્થિપૂર્ણ પાત્ર મૂકી દઇ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

અસ્થિપૂર્ણપાત્ર એક અઠવાડિયા પર્યંત કાશીપુરના ઉદ્યાનમાં રહ્યું. તે

સમયે તેની નિત્ય પૂજા અને ભોગ રાગાદિ થયા કરતું. જન્માષ્ટમીને દિવસે તે અસ્થિપાત્ર કાંકુડગાછિના યોગોદ્યાનમાં નિયમપૂર્વક લઇ ગયા અને પરલોકગમન-મહોત્સવ કાર્ય મ્હોટા ઠાઠમાઠથી ઉજવવામાં આવ્યો હતો. તે દિવસથીજ એ સ્થાને તે અસ્થિપાત્રની નિત્ય પૂજા કરવાની વ્યવસ્થા થઇ છે. એ સ્થાને પ્રતિવર્ષે બે મહોત્સવ ઉજવાય છે. એક, કાલી-પૂજાને દિવસે પરમહંસદેવ જે રીતે પૂજા કરાવતા હતા તેજ પ્રમાણે તેમની કાલી માતાની પૂજા કરાવવામાં આવે છે અને બીજો, પરલોકગમન નિમિત્તે જન્માષ્ટમીથી એક અઠવાડીઆ પહેલાં ભોગ-રાગ અને કીર્તનાદિ થયા પછી છેલ્લે દીવસે નગર કીર્તનાદિ થઇ, મહારાજશ્રીની છેલ્લા દિવસની આજ્ઞા પ્રમાણે, "હાંડિ હાંડિ દાળ, ભાત" નો ભોગ ધરાવવામાં આવે છે, અને તે ત્યાં હાજર રહેલા, નિમંત્રણ પામેલા અને અતીત અભ્યાગતોને વહેંચી દેવામાં આવે છે. એ સિવાય ફાગણ સુદિ બીજ, વિજયાદશમી, ૧ લી જાનેવારી અને વૈશાખી પૂર્ણિમા, એ ચાર ઉત્સવના દિવસો ગણવામાં આવે છે.

## એક ચત્વારિંશ અધ્યાય.

### કલ્પતરૂ શ્રી રામકૃષ્ણદેવ. ગુરૂ કેવા હોવા જોઇએ ?

નિર્વિકલ્પ અને સવિકલ્પ સમાધિમાં રાતદિવસ નિર્ગમન કરી રહેલા ઇશ્વરાવતાર શ્રી રામકૃષ્ણદેવનું "હું અને મ્હારૂં" એવું જ્ઞાન અદ્વૈતભાવમાં બદલાઇ ગયું હતું પરંતુ કારણપરત્વે તે જ્ઞાન જણાઇ પણ આવતું. ગમે તેમ પણ તેઓ હમણાં "હું અને મ્હારૂં" એવા પરિપક્વ જ્ઞાનમાં અવસ્થાન કરી રહેતા હતા. તેમનું એ જ્ઞાન વિશ્વવ્યાપ્ત થઇ રહ્યું હતું અર્થાત્ તેઓ જગદ્‌ગુરૂરૂપે અવસ્થાન કરતા હતા. તે સમયે પરમહંસદેવને જોતાં તેઓ દીન કરતાં પણ અતિ દીન જણાતા હતા. તે સમયે પરમહંસદેવની વર્તણૂંક અને અન્યજનો સાથેનો વ્યવહાર અન્ય પ્રકારનોજ જણાતો. એ સમયે તેઓ કલ્પતરૂ જેવા થઈ ભક્તોને જિજ્ઞાસા

કરતા કેઃ "ત્હારે શું જોઇએ છે?" એ સમયે જે ભક્તો જે વસ્તુની ઇચ્છા દર્શાવતા તે તેઓ તત્ક્ષણાત્ અમાનુષી શક્તિબળપૂર્વક પૂર્ણ કરવા બેઠા હતા! દક્ષિણેશ્વરમાં અમુક ચોક્કસ ભક્તો ઉપર કૃપા કરવા માટેજ તેમણે એવો ભાવ નિત્ય ધારણ કર્યો હતો, અને તા. ૧ લી જાનેવારી ૧૮૮૬ ને દિવસે તે ભાવ બહુ સ્પષ્ટ રીતે જોવામાં આવ્યો હતો. તે દિવસે પરમહંસદેવે એવો ભાવ ધારણ કરી ત્યાં ઉપસ્થિત ભક્તોને સ્પર્શ કરી તેમનામાં ધર્મશક્તિનો સંચાર અથવા નિદ્રાવશ ધર્મભાવને જાગ્રત કરી આપ્યો હતો! તે અપૂર્વ વાર્તા અત્રે પ્રગટ કરવામાં આવે છે.

ઇ. સ. ૧૮૮૬ તા. ૧ લી જાનેવારી, પોષ માસનાં બે પખવાડીઆં વીતી ગયાં હશે. કેટલાક ભક્તોએ શ્રીયુત મહેન્દ્રલાલ સરકાર ડાક્ટરની સલાહ પ્રમાણે પરમહંસદેવને કલકત્તાની ઉત્તરે કાશીપૂરમાં રાણી કાત્યાયનીના જમાઇ ગોપાળબાબુના બગિચામાં લઇ જઇ રાખ્યા હતા. ડાક્ટરે કહ્યું હતું કેઃ કલકત્તાનાં હવાપાણી કરતાં બગિચાનાં ખુલ્લાં નિર્મળ હવાપાણી બહુ સારાં હોય છે. બને ત્યાં સુધી નિર્મળ હવા પાણીમાં રહેવાથી પરમહંસદેવનો ગળાનો વ્યાધિ મટી જશે. એજ કારણથી પરમહંસદેવને ઉપરોક્ત બગિચામાં લઈ જઇ રાખ્યા હતા. બગિચામાં આવ્યા પછી ડાક્ટર રાજેન્દ્રલાલ દત્ત પરમહંસદેવને જોવા આવ્યા અને તેમના લાઇકોપોડિયમ (૨૦.) ઔષધથી ગળાનો વ્યાધિ કંઇક ઓછો થયલો પણ જણાયો, પરંતુ પરમહંસદેવ બગિચામાં નિવાસ કરવા આવ્યા પછી બીજે માળેથી એક પણ દિવસ, એકે વખત નીચે ઉતર્યા નહોતા. અથવા બગિચામાં ફર્યા પણ નહોતા. આજે સાંજને સમયે શરીર સારૂં હોવાથી તેમણે બગિચામાં ફરવાની ઇચ્છા દર્શાવી. તે સાંભળી ભક્તોના મનમાં અપાર આનંદ થયો હતો.

એ સમયે સ્વામી વિવેકાનન્દને તીવ્ર વૈરાગ્ય થઇ રહ્યો હતો. સાંસારિક ઉન્નતિ–કામનાઓનો ત્યાગ કરી પરમહંસદેવની પાસેજ તેઓ નિવાસ કરતા હતા, અને તેમની પાસેથી ઉપદેશ ગ્રહણ કરી શ્રી ભગવાનનાં દર્શન કરવા માટે નાના પ્રકારની સાધનાઓ કરી રહ્યા હતાં. સમસ્ત રાત્રિ વૃક્ષ તળે અગ્નિ અથવા ધૂણિ પ્રકટાવી ધ્યાન, જપ, ભજન, પાઠ ઇત્યાદિમાંજ વ્યતીત

કરતા. અન્ય કેટલાક ભક્તો જેવા કે ન્હાનો ગોપાળ, કાળી (અભેદાનંદ) વગેરે, આવશ્યકીય દ્રવ્યાદિ લઇ આવવા જેવાં કામ કરી તેમને એ વિષયમાં સહાયતા કરતા, અને યથાસાધ્ય ધ્યાન ભજન કરતા. ગૃહસ્થાશ્રમી ભક્તો વિષય કર્મમાં ગુંથાયલા હોવાથી સર્વદા પરમહંસદેવ પાસે નિવાસ કરી શકતા નહિ, પરંતુ અનુકૂળતા પ્રાપ્ત થતાંજ તેઓ પરમહંસદેવ પાસે આવ જા કરતા અને જેઓ પરમહંસદેવની સેવામાં નિરંતર ગુંથાયલા રહેતા. તેમને માટે આહાર આદિ સર્વ વિષયનો બંદોબસ્ત કરી આપતા, અને ક્વચિત્ એક અર્ધો દિવસ ત્યાં રહી પણ જતા. આજે અંગ્રેજી વર્ષના પ્રથમ દિવસ નિમિત્ત સર્વત્ર રજાઓ હોવાથી અનેક ભક્તો કાશીપુરના બગિચામાં આવ્યા હતા.

સાંજનો વખત. ત્રણ વાગી ગયા હતા. પરમહંસદેવે લાલકોરનું ધોતીઉ અને એક પેરણ પહેર્યું હતું. એક મ્હોટી ચાદર ઓઢી હતી. માથે કાનટોપી અને પગમાં સ્લીપર હતા. તેઓ સ્વામી અદ્‌ભૂતાનંદની સાથે માળપરથી ધીમે ધીમે નીચે ઉતર્યા અને નીચેનો હૉલ જોઇ પશ્ચિમને દરવાજેથી બગીચામાં ફરવા ચાલ્યા. પરમહંસદેવને આ પ્રમાણે ફરવા જતા જોઇ ગૃહસ્થાશ્રમી ભક્તો બહુ આનંદ પામ્યા અને તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. શ્રીયુત નરેંદ્ર (સ્વામી વિવેકાનંદ) વગેરે બાળક અથવા યુવક ભક્તો, તે સમયે સમસ્ત રાત્રિના જાગરણથી થાકી ગયા. હોવાથી એક ન્હાના ઓરડામાં નિદ્રાવશ થયા હતા. પરમહંસદેવને ફરવા જતા જોઈ, શ્રીયુત લાટુ (સ્વામી અદ્‌ભુતાનંદ) તેમની સાથેથી પાછો ફર્યો અને અન્ય ભક્તોને બોલાવી પરમહંસદેવના ઓરડામાં સાફસુફ કરવામાં અને પરમહંસદેવનું બિછાનું, ગોદડાં વગેરે તડકે નાંખવામાં ગુંથાયો.

ગૃહસ્થાશ્રમી ભક્તોમાં શ્રીયુત ગિરિશચંદ્ર ઘોષને તે સમયે પ્રબળ ભગવદ્‌પ્રેમ ઉપજ્યો હતો. તેઓ શ્રી રામકૃષ્ણદેવને સાક્ષાત્ ઇશ્વર જાણી તેમની સેવા કરતા. ગિરિશના અદ્‌ભૂત વિશ્વાસ સંબંધી પરમહંસદેવ કેટલીક વખત ઘણી પ્રશંસા કરતા અને કહેતા કે: "ગિરિશને વિશ વસા વિશ્વાસ ઉપજ્યો છે! થોડા વખત પછી લોકો તેની અવસ્થા જોઇને ચકિત થઈ જશે!"

વિશ્વાસ–ભક્તિની પ્રબળ પ્રેરણાથી તેઓ જીવોના ઉદ્ધારને માટેજ કૃપા કરી અવતર્યા છે એવું ગિરિશચન્દ્ર દૃઢરૂપે માનતા. તેનો ગમે તેટલો નિષેધ કરવા છતાં પણ તેઓ પોતાની માન્યતા સર્વે મનુષ્યો સમક્ષ કહેતા ફરતા. ગિરિશચન્દ્ર પણ આજે બગિચામાં આવ્યા હતા, અને શ્રીયુત રામ વગેરે કેટલાક ગૃહસ્થાશ્રમી ભક્તો સાથે, એક આંબાના વૃક્ષની નીચે બેસી વાર્તાલાપ કરી રહ્યા હતા.

શ્રી રામકૃષ્ણ પરમહંસદેવની આસપાસ ભક્તો વિંટળાઇ વળ્યા છે. પરમહંસદેવ એક મ્હોટે રસ્તે થઇને પેલા આંબાના વૃક્ષ આગળ આવી પહોંચ્યા. શ્રીયુત રામ અને શ્રીયુત ગિરિશને જોઇ તેમણે કહ્યું: "ગિરિશ! ત્હેં (મ્હારામાં) શું દીઠું છે કે જેથી તું લોકોને (હું ઇશ્વરાવતાર છું વગેરે) ગમે તે કહેતો ફરે છે?"

સહસા આ પ્રમાણે પ્રશ્ન થવા છતાં પણ ગિરિશચંદ્રનો વિશ્વાસ ડગમગ્યો નહિ. તેઓ ઉતાવળે ઉઠી રસ્તાપર આવી પરમહંસદેવના ચરણમાં ઘુંટણીએ પડી, બે હાથ જોડી ગદ્‌ગદ્ કણ્ઠે બોલ્યા: "વ્યાસ, વાલ્મીકિ વગેરે જેના ગુણનું પૂરૂં વર્ણન કરવા શક્તિમાન થયા નહિ, તેમના સંબંધી હું વિશેષ શું કહી શકું પ્રભો?"

ગિરિશની એવી અદ્‌ભૂત વિશ્વાસ વાણી સાંભળી પરમહંસદેવનું સર્વાંગ રોમાંચિત થઇ ઉઠયું, અને મન ઉચ્ચ ભૂમિકામાં જઇ સમાધિસ્થ થયું. ગિરિશ પણ તે સમયે પરમહંસદેવનું દેવભાવથી પ્રકાશ મારતું મુખમણ્ડલ જોઇ આનંદપૂર્વક ઉચ્ચ સ્વરે બોલી ઉઠયા: "જય રામકૃષ્ણ." "જય રામકૃષ્ણ." એમ વારંવાર કહી તેમનાં ચરણની રજ મસ્તકે ચઢાવવા લાગ્યા.

થોડી વાર પછી પરમહંસદેવ અર્ધ બાહ્ય દશામાં આવી હાસ્ય મુખે ત્યાં હાજર રહેલા ભક્તો સ્હામું જોઈ બોલ્યા: "તમને બીજું તે શું કહું? તમને સર્વને ચૈતન્ય પ્રાપ્ત થાઓ." ભક્તોએ એ અભય વાણી સાંભળી તે સમયે આનંદ પામી જય જય ધ્વનિ કરી, કોઇએ પ્રણામ કર્યા, કોઇએ પુષ્પવૃષ્ટિ કરી અને કોઇએ તેમની પાસે જઇ તેમના ચરણને સ્પર્શ કર્યો. પ્રથમ ભક્ત દણ્ડવત્ કરી ઉભો થતાંજ પરમહંસદેવે અર્ધબાહ્ય દશામાંજ

તેની છાતીએ હાથનો સ્પર્શ કરી નીચેથી ઉપર સુધી તે હાથ ફેરવ્યો, અને કહ્યું: "ચૈતન્ય પ્રાપ્ત થાઓ." બીજો ભક્ત આવી પ્રણામ કરી ઉભો રહ્યો એટલે તેને પણ એ પ્રમાણેજ કર્યું. ત્રીજા ભક્તને પણ એ પ્રમાણે જ. ચોથાને પણ એમજ. એ પ્રમાણે ત્યાં હાજર રહેલા સર્વ ભકતોની છાતી પર અનુક્રમે સ્પર્શ કર્યો—કહો કે તેમને ચૈતન્ય પ્રાપ્ત કરી આપ્યું. એ પ્રમાણે સ્પર્શ કરવાથી તે પ્રત્યેકના હૃદયમાં એક અપૂર્વ ભાવાન્તર ઉપસ્થિત થતાંજ કોઇ હસવા, કોઈ રડવા, અને કોઇ ધ્યાન કરવા લાગ્યા. વળી કોઇ તો આનંદપૂર્ણ થઇ નિઃસ્વાર્થપરાયણ—દયાનિધિ પરમહંસદેવની કૃપા મેળવ્યા પછી ધન્યતા પ્રાપ્ત કરવા માટે અન્ય સર્વને બોલાવવા લાગ્યા ! એ બુમ અને જયધ્વનિ સાંભળી ત્યાગી ભકતોમાંના કોઇ નિદ્રા ત્યાગ કરીને અથવા કોઇ હાથમાંનું કામ પડતું મૂકીને પણ દોડતા ત્યાં જઇ પહોંચ્યા. તેમણે જોયું કે બગીચાના ધોરી રસ્તા ઉપર સર્વ ભકતો પરમહંસદેવની આસપાસ વિંટળાઇને ઉભા છે અને જાણે કોઇ ગાડો ઉભો હોય તેવો વ્યવહાર કરે છે ! એ જોતાં તેઓ સમજી ગયા કે: દાક્ષણેશ્વરમાં કોઇ અમુક ભકતો ઉપર કૃપા થતાં પરમહંસદેવની દિવ્ય-સમાધિ સ્થિતિમાં જે અદ્રષ્ટ પૂર્વ લીલા જોવામાં આવતી તેવીજ આજે સર્વ ભકતો સાથે જોવામાં આવે છે ! ત્યાગી ભકતોના આવતાં આવતાં તો પરમહંસદેવની અવસ્થા બદલાઇ ગઇ અને પુનઃ સાધારણ સ્થિતિ થઇ ગઈ ત્યાર પછી ગૃહસ્થાશ્રમી ભકતોને અનુભવ પૂછતાં જણાયું કે તે સમયે કોઇને ભાંગના જેવી નિશા ચઢી ગઇ હોય તેવી નિશા અને આનંદ જણાયો હતો. કોઇને નેત્ર મિંચતાંજ જે મૂર્તિનું નિત્ય ધ્યાન કરવા છતાં તેનાં દર્શન થતાં નહિ તેનાંજ આજે હૃદયમંદિરમાં જ્વાજવલ્યમાન દર્શન થઇ રહ્યાં હતાં. કોઇના શરીરમાં પૂર્વે કદી નહિ અનુભવ થયેલો એવી કોઇએક શક્તિ અથવા પદાર્થ સડ સડ કરતો મસ્તક તરફ ચઢી રહ્યો હોય એવો આનંદ થાય છે, અને કોઇને પૂર્વે કદી નહિ જોવામાં આવી હોય એવી એક જ્યોતિ, નેત્ર બંધ કરતાંજ જણાય છે, અને અતિ આનંદ થાય છે. દર્શન આદિ પ્રત્યેકને જૂદું થતું હોવા છતાં એક અસાધારણ દિવ્ય આનંદમાં વિભોર થઇ જવાનો અનુભવ સર્વને એકસરખો

થતો હતો, એ તો તેમને જોતાંજ માલુમ પડી આવતું હતું, એટલુંજ નહિ પણ પરમહંસદેવના શરીર-મનમાં જે દિવ્ય અમાનુષી શક્તિ હતી તેના બાહ્ય સ્પર્શથીજ ભક્તોના અંતઃકરણમાં અપૂર્વ માનસિક અનુભવ થયો હતો એવું પણ અનેક ભક્તોને જોતાંજ જણાઈ આવતું હતું. ત્યાં હાજર રહેલા અન્ય ભક્તોને માત્ર પરમહંસદેવે "હમણાં નહિ." કહી સ્પર્શ કર્યો નહોતો! અને તેઓજ કેવળ આજના જેવા આનંદને દિવસે પોતાને હતભાગ્ય માની શોકાંકિત ચહેરે ઉભા હતા.* એ ઉપરથી જોવામાં આવ્યું છે કે: કયે વખતે કોના ઉપર કૃપા થતાં પરમહંસદેવ દ્વારા એ દિવ્ય શક્તિનો તેનામાં પ્રકાશ થશે તે નક્કી કહી શકાય એમ નહોતું. સાધારણ અવસ્થામાં હોય તે સમયે પરમહંસદેવ પણ તે જાણી કે સમજી ચકતા હશે કે કેમ તે માટે સંદેહજ છે.

એ ઉપરથી સમજી શકાય છે કે: અપકવ અથવા લઘુ "અહં મમત્વ"ને સંપૂર્ણરૂપે વિસર્જન કરી શક્યા હતા તેથીજ પરમહંસદેવ "વિશ્વવ્યાપી અહંત્વ" અથવા શ્રી જગદમ્બાની શક્તિ પ્રકટ કરવાનું મહાન યંત્ર બની શક્યા હતા! અને અપકવ અહં-મમત્વનો તદ્દન ત્યાગ કરી યથાર્થ "દીનથી પણ દીન" અવસ્થામાં સ્થિતિ કરતા હતા, તેથીજ તેમનામાં શ્રી જગન્માતાનો લોક-ગુરૂ, જગદ્‌ગુરૂ ભાવ અપૂર્વ વિકાશ પામ્યો હતો. અહં-મમત્વનો લોપ થવાથીજ ગુરૂભાવ અથવા ગુરૂશક્તિ, સર્વ ધર્મના સર્વ અવતારી પુરૂષોના જીવનમાં ઉપસ્થિત થઇ હતી. તે સંબંધી જગતનો ધર્મ ઇતિહાસ ચિરકાળ સાક્ષિ પૂરે છે.

ગુરૂમાં મનુષ્ય-બુદ્ધિ અથવા ગુરૂને સાધારણ મનુષ્ય જેવા જાણવાથી ઇશ્વર પ્રાપ્તિ થતી નથી, એવું અમે સનાતનકાળથી સાંભળતા આવ્યા છીએ.

**"गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः"**
**गुरुरेव परब्रह्म तस्मै श्री गुरुवे नमः॥**

આદિ સ્તુતિ કથા અમે ચિરકાલથી વિશ્વાસ અથવા અવિશ્વાસથી મંત્ર-

* ત્યાર પછી એક દિવસ પરમહંસદેવે તેમને પણ સ્પર્શ કરી ચૈતન્ય પ્રાપ્ત કરાવ્યું હતું.

દીક્ષાદાતા ગુરૂ માટે ઉચ્ચારતા આવ્યા છીએ, પરંતુ અનેક મનુષ્યો વિદેશી શિક્ષાના વિદેશી સંસ્કારથી રંગાયલા હોવાથી પોતાની જાતીય શિક્ષા અને ભાવનાઓને તિલાંજલિ આપી વિદ્વાન છતાં પણ ઉપર પ્રમાણે બોલતાં સાંભળી તેમને મહાપાપી કહી અનેક પ્રકારનો વાદવિવાદ કરતાં પાછા હઠતા નથી ! કારણ કેઃ કોઇ કોઇ માનવ શરીરનો આશ્રય ગ્રહણ કરી તે દ્વારા ગુરૂભાવનો પ્રકાશ થવા છતાં પણ તે માનવીય ભાવરાજ્યમાં ગણી શકાય નહિ, એવું તે સમયે કોણ સમજે છે ? અને વળી તે સમયે કોણ સમજે છે કેઃ શરીરના રક્ષણને માટે ઉપયોગી એવાં જળ, વાયુ, આહાર વગેરે નિત્ય આવસ્યકીય વસ્તુઓની પેઠે, માયાપાશમાં બદ્ધ થયેલા ત્રિતાપથી તાપિત માનવ—મનની સમસ્ત જ્વાળાનું નિવારણ કરવાના અને શાંતિ પ્રાપ્ત કરવાના ઉપાય સ્વરૂપ થઇ શ્રી જગન્માતા પોતેજ એવા ભાવ અને શક્તિરૂપે શુદ્ધ બુદ્ધ અહંમમત્વશૂન્ય માનવ—મનદ્વારા પૂર્ણરૂપે પ્રકાશિત થઇ રહ્યો છે ? અને તે સમયે એવું પણ કોણ સમજે છે કેઃ જે મનુષ્યનું મન જેટલા પ્રમાણમાં અહંકારનો અને અપક્વ અહં—મમત્વનો ત્યાગ કરી શકે છે તેટલા પ્રમાણમાંજ તે એવો ભાવ અને શક્તિ પ્રકટ કરવાના યન્ત્ર સ્વરૂપ બને છે ? સાધારણ માનવ મનમાં એ દિવ્યભાવનો યત્કિંચિત્ પ્રકાશ હોવાથી તે તેટલુંજ સમજી અથવા ગ્રહણ કરી શકે છે ? જેનું મન જેટલું શુદ્ધ—જેટલું પવિત્ર—જેટલું દિવ્યભાવનાવાળું તેટલુંજ તે સમજી અને જાણી શકે છે, કિંતુ ભગવાન શ્રી કૃષ્ણ, બુદ્ધ, ચૈતન્ય, શંકર, ઇસુખ્રિસ્ત વગેરે સર્વ પૂર્વ યુગાવતારમાં અને વર્તમાન યુગમાં ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવમાં એવી દિવ્ય શક્તિની અપૂર્વલીલા જ્યારે અનેક સદ્‌ભાગ્ય ફળને લીધે કોઇની પણ દ્રષ્ટિગોચર થાય ત્યારેજ તે મન—પ્રાણથી સમજી શકે કે એ શક્તિ પ્રકાશ કાંઇ સાધારણ મનુષ્યનો નથી, એ તો સાક્ષાત્ ઇશ્વરની શક્તિનોજ પ્રકાશ ! જ્યારે એવું સમજવામાં આવે ત્યારેજ ભવ—રોગ—ગ્રસ્ત માર્ગ ભૂલેલા જિજ્ઞાસુ માનવની મોહ—મલિનતા દૂર જતી રહેશે અને ત્યારેજ તે બોલી ઉઠશે કેઃ “ હે ગુરૂદેવ ! તમે કદી પણ મનુષ્ય નથી. તમે તો તેજ ઇશ્વર છો ! ”

આ ઉપરથી સમજી શકાશે કેઃ શ્રી જગન્માતાજ ભાવ—રૂપે માનવ-

મનની સર્વ પ્રકારની અજ્ઞાન–મલિનતા દૂર કરે છે. તે ઉચ્ચભાવનું નામજ ગુરૂભાવ અથવા ગુરૂશક્તિ છે. એ ભાવનેજ શાસ્ત્રમાં ગુરૂનું નામ આપ્યું છે અને મનુષ્યોને તેના પ્રત્યે સ્વમનની સોળઆના શ્રદ્ધા, ભક્તિ અને વિશ્વાસ અર્પણ કરવાનો ઉપદેશ આપ્યો છે. પરંતુ જે મનુષ્યની સ્થૂળ બુદ્ધિએ, ભક્તિ-શ્રદ્ધાદિ શિખવાનો માત્ર આરંભજ કર્યો છે, એવા મનુષ્યનું મન તો એકાદ અશરીરીભાવ ગ્રહણ કરવા અને તેને સમજવા શક્તિમાન હોયજ નહિ! તેટલા માટેજ શાસ્ત્રે દીક્ષાદાતા માનવને ગુરૂ માની તેની ભક્તિ કરવાનું કહ્યું છે. જેઓ કહે છે કે: અમે ગુરૂભાવ ઉપર શ્રદ્ધાભક્તિ રાખી શકીએ પરંતુ જે દેહના આશ્રયમાં રહીને એ ભાવ અમારા સમક્ષ પ્રકટ થાય છે તેને–તે પુરૂષને–માન આપી તેની ભક્તિ શા માટે કરીએ? એ ભાવ કંઈ તેનો પોતાનો નથી! એવા અર્ધદગ્ધ, નવીન કેળવણી લીધા પછી નવીનભાવે સનાતન શાસ્ત્રના મૂઢ પ્રશ્નના ચપાચપ જવાબ દેવા તૈયાર બનેલા અને વખતે જો ઇશ્વરનો સાક્ષાત્કાર થાય તો આજના વકીલ બારીસ્ટરોની પેઠે ઉલટ-સુલટ પ્રશ્નો પૂછી તર્ક કરનારાઓને અમારે કહેવું પડે છે કે: "ભાઇઓ! એવા અવતારી પુરૂષો ઉપર શ્રદ્ધાભક્તિ રાખો અથવા ન રાખો એ તમારી નવીન કેળવણીને સોંપ્યું! પરંતુ યાદ રાખજો કે તમારૂં મન તમને ઠગે નહિ! જેવી વિદ્યા શિખ્યા હશો તેવી રીતેજ પરીક્ષા કરી શકશો. તમારામાં જેટલું પાણી હશે તેટલુંજ ઝળકી આવશે. જે હીરામાં જેટલું તેજ હશે તેટલોજ તે ચળકાટ મારશે! પણ એક કાચના કટકા ઉપર ગમે તેટલો ચળકાટ ચઢાવવા છતાં તે પકડાઇ ગયા વગર રહેશે નહિ! કૉલેજના નિયમ પાળવાથીજ ગ્રેજ્યુએટ થઇ શકાય છે તેજ પ્રમાણે અધ્યાત્મ રાજ્યના નિયમોનું પાલન કરવાથીજ ઇશ્વર સંબંધી જ્ઞાન થશે, બાકી ગમે તેવા નિયમો પાળવાથી ઇશ્વરી રાજ્યનું જ્ઞાન કદી પણ થશે નહિ, ત્યાં પછી ગુરૂ સંબંધી જ્ઞાન તો થાયજ ક્યાંથી? શક્તિ અથવા ભાવ, અને જેના અવલંબનથી એ ભાવ પ્રકટ થાય છે તે, બન્નેને કદી પણ પૃથક પૃથક રહેલાં જોતા નથી તો પછી શા માટે અગ્નિ અને તેની દાહિકા શક્તિને પૃથક કરી એકને સ્વિકારી તેના ઉપર શ્રદ્ધાભક્તિ રાખો છો અને શામાટે બીજાનો ત્યાગ કરો છો

તે કહી શકશો? જે મનુષ્ય અન્ય વસ્તુને ચ્હાય છે અથવા તેના ઉપર ભક્તિ શ્રદ્ધા રાખે છે તે પોતાની પ્રિય વસ્તુના વપરાશમાં આવતી એકાદ સામાન્ય વસ્તુને પણ હૃદય ઉપર ધારણ કરે છે. તેનાં સ્પર્શ કરેલાં પુષ્પ કે વસ્ત્રાદિને તે પવિત્ર માને છે, એટલુંજ નહિ પણ પોતાનું પ્રિય જે રસ્તે થઇને ગમન કરે છે તે રસ્તાની ધૂળને પણ તે અતિ મૂલ્યવાન અને અતિ પ્રેમપાત્ર માને છે, તો પછી તે જે શરીરમાં રહીને તેની પૂજા ગ્રહણ કરે છે અને તેના ઉપર કૃપા કરે છે તેના પ્રત્યે તેની શ્રદ્ધા-ભક્તિ રહે એમાં આશ્ચર્ય શું? જેઓ ગુરૂભાવનો અર્થજ સમજતા નથી તેઓજ ઉપરોક્ત પ્રમાણે બોલતા જણાય છે, પણ જે મનુષ્યોને ગુરૂભાવ ઉપર સાચી ભક્તિ છે તેઓ તો ભાવના આધાર સ્વરૂપ ગુરૂદેવના શરીર ઉપર પણ ભક્તિ-શ્રદ્ધા રાખ્યા વિના રહેશે નહિ. પરમહંસદેવ એ સંબંધી વિભીષણનું દૃષ્ટાંત આપી અમને સમજાવતા કેઃ-

શ્રી રામચંદ્ર ભગવાન સ્વસ્વરૂપમાં મળી ગયા પછી ઘણે લાંબે સમયે કોઇ એક નૌકા ડૂબી ગઇ અને તેમાંનો એક મનુષ્ય સમુદ્રના તરંગો દ્વારા લંકાને કિનારે આવી પડ્યો. વિભીષણ તો અમર છે. તે તો ત્રણે કાળમાં લંકાનું રાજ્ય કરે છે. એ સમાચાર તેને કાને પહોંચ્યા. સભામાં બેઠેલા રાક્ષસોએ પણ તે સમાચાર સાંભળ્યા. એટલે તેમની જીભે પાણી છૂટયું! કારણ? સુકોમળ માનવદેહનો ભક્ષ્ય મળશે એમ જાણીને! પરંતુ એ સમાચાર સાંભળી વિભીષણના મનમાં એક અપૂર્વ ભાવના ઉત્પન્ન થઇ. તેઓ ભક્તિ-ગદ્દગદ્દ કણ્ઠે, પ્રેમાશ્રુ વર્ષાવતા વારંવાર બોલ્યા કેઃ "અહો ભાગ્ય મ્હારાં!" રાક્ષસો તેમના કહેવાનો ભાવાર્થ સમજ્યા નહિ. તે તો સ્તબ્ધજ બની ગયા! થોડી વાર પછી વિભીષણે તેમને પોતાના મનોભાવ સમજાવી કહ્યુંઃ "મ્હારા પ્રભુ શ્રી રામચંદ્ર ભગવાને જે માનવ શરીર ધારણ કરી લંકામાં ચરણસ્પર્શ કરી મ્હને કૃતાર્થ કર્યો હતો તેજ માનવ શરીરનાં દર્શન કરી શકીશ એ મ્હારૂં અહોભાગ્યજ સમજું છું! મ્હારા મનમાં તો એવુંજ થાય છે કે જાણે ભગવાન શ્રી રામચન્દ્ર દેવ પોતેજ તે માનવ શરીર ધારણ કરી પુનઃ અત્રે પધારે છે." એમ કહી રાજા વિભીષણ પોતાના સભાસદો તથા

સેવક વર્ગને સાથે લઇ સમુદ્ર કિનારે જઇ પહોંચ્યા, અને તે મનુષ્યનો બહુ આદરસત્કાર કરી, તેને અતિશય માન આપી પોતાના મહેલમાં તેડી લાવ્યા. ત્યાર પછી તેને રાજગાદી પર બેસાડી પોતે કુટુંબ પરિવાર સહિત રાજાના દાસભાવે રહી તેની સેવા વંદના કરવા લાગ્યા! એ પ્રમાણે તે મનુષ્યને કેટલોક સમયપર્યંત લંકામાં પ્રાહુણા તરીકે રાખ્યા પછી તેને પુષ્કળ ધન, રત્ન ભેટ આપી સજલનયને ભારતવર્ષમાં વિદાય કર્યા–તેને સ્વગૃહે પહોંચાડી દીધા!"

એ વાર્તા કહ્યા પછી પરમહંસદેવ કહેતા કે: "સાચી ભકિત થતાં એ પ્રમાણેજ મનોભાવના થઇ જાય છે. સામાન્યવસ્તુ જોતાંજ ભકતના હૃદયમાં ઇશ્વિર–ભાવ ઉત્તેજિત થઇ–તે તેમાંજ તલ્લીન થઇ જાય છે. શું સાંભળ્યું નથી કે: આ માટીની પખાજ થાય છે. એટલું સાંભળતાંજ શ્રી ચૈતન્યદેવને સમાધિ થઇ ગઇ હતી? એક સમયે એક ગામમાં થઇને જતાં જતાં તેમણે સાંભળ્યું કે: "આ ગામમાં હરિકીર્તન સમયે જે પખાજ વાગે છે તે પખાજો બનાવીનેજ ગામ લોકો પોતાનો નિર્વાહ ચલાવી રહ્યા છે." એ સાંભળતાંજ તેઓ બોલી ઉઠયા કે: "આ માટીમાંથીજ પખાજ બને છે? અહા!" એટલું કહેતાંજ તેમને સમાધિ થઇ ગઇ–તેઓ બાહ્યજ્ઞાન શૂન્ય થઇ ગયા! કેમ ના થાય? તેમના શરીરની નસેનસ ઉત્તેજિત થઇ ઉઠી. તેમણે વિચાર કર્યો હતો કે: "આ માટીમાંથી પખાજ થાય છે, તે વગાડતાં હરિનામ ગવાય છે. તે હરિ સર્વના જીવન–ચેતન સ્વરૂપ છે. સુંદરનું સર્વ સુંદર. સુંદરની સર્વ રચના સુંદર. સુંદર પોતાની સર્વ વસ્તુઓમાં સુંદર રૂપેજ રમણ કરી રહ્યો છે!" તેમના મનમાં એક પછી એક આવી અનેક કલ્પના થતાં હરિમાં ચિત્ત સ્થિર થઇ ગયું! આ પ્રમાણે જેને ગુરૂભકિત થાય છે તે ગુરૂના આત્મીય–સ્વજન–કુટુંબને જોતાંજ તેના મનમાં ગુરૂભાવ ઉત્તેજિત થઇ ઉઠે છે, અને જાણે તે વસ્તુમાં સાક્ષાત્ પોતાના ગુરૂનાંજ દર્શન થતાં હોય તેમ તે તલ્લીન થઇ જાય છે! જે ગામમાં ગુરૂનું સ્થાન હોય છે તે ગામના લોકોને જોતાંજ એ પ્રમાણે મન ઉત્તેજિત થઇ–ગુરૂદર્શન કરી–તેમને પ્રણામ કરે છે. તેનાં ચરણની રજ પોતાને મસ્તકે મૂકે છે, તેમને આહારાદિ આપી

તેની સેવા કરે છે! આવી અવસ્થા થાય છે ત્યારેજ ભકત ગુરૂના દોષ જોઇ શકતો નથી. તે સમયે તો ભકત એમજ કહેશે કે:

"યદ્યપિ અમારા ગુરૂ વેશ્યા ગૃહે જાય;
"તથાપિ અમારા ગુરૂ નિત્યાનંદ રાય."*

જો તેમ ન હોય તો મનુષ્ય માત્રમાં તો અનેક દોષ ગુણ વિદ્યમાન હોય છેજ, પરંતુ ભકત પોતાની પ્રબળ ભકિત વડે ગુરૂ રૂપ મનુષ્યને મનુષ્ય રૂપે નહિ જોતાં તેમને ભગવાન રૂપેજ જૂવે છે! જેમ કમળાના રોગવાળો મનુષ્ય વસ્તુમાત્રને પીળા રંગની જૂવે છે તેજ પ્રમાણે ભકતનો ભકિત રૂપ રોગ તેને સર્વત્ર ઇશ્વરજ ઇશ્વરનાં દર્શન કરાવે છે અને તેજ (ઇશ્વરજ) ગુરૂ પિતા, માતા, મનુષ્ય, ઢોર, જડ, ચેતન સર્વે રૂપે થયો છે એમ માને છે."

એક દિવસ દક્ષિણેશ્વરમાં એક સરલ ઉદ્ધત યુવક ભકત× પરમહંસદેવ જે વિષય તેને સમજાવતા હતા તે સંબંધી નાના પ્રકારની આપત્તિ તર્ક ઉત્થાપન કરતો હતો. પરમહંસદેવે તેને ત્રણ ચાર વખત એજ વિષય સમજાવ્યો છતાં વારંવાર તે તર્ક કરી પ્રશ્નો પૂછવા લાગ્યો ત્યારે પરમહંસદેવે તેનો મિષ્ટ તિરસ્કાર કરી કહ્યું: "તું તે કેવો વિચિત્ર માણસ છે? હું કહું છું તે ત્હારા મનમાં ઉતરતુંજ નથી?" આ વખતે યુવકને ચેતન થયું. તેણે કહ્યું: "આપ કહો છો ત્યારે હવે મ્હારા મનમાં ઉતર્યું. હું તો માત્ર તર્કને ખાતરજ એવા પ્રશ્નો કરતો હતો."

એ સાંભળી પરમહંસદેવ પ્રસન્ન મુખે હસતા હસતા બોલ્યાઃ "ગુરૂભકિત કેવી હોય છે તે તું જાણે છે? ગુરૂ જે કહે તેજ શિષ્ય જોઇ શકે ત્યારે સાચી ગુરૂભકિત સમજવી. એવી ગુરૂભકિત અર્જુનમાં હતી. એક દિવસ અર્જુન સાથે રથમાં બેસી ફરતા ફરતા આકાશ સ્હામે જોઇ શ્રીકૃષ્ણે કહ્યું: "જો સખા! પેલું કબૂતરનું ટોળું કેવું ઉડી રહ્યું છે?" અર્જુને તુર્તજ ઉત્તર દીધોઃ "હા સખા! અતિ સુંદર કબૂતરો ઉડી રહ્યાં છે." થોડી વાર પછી શ્રીકૃષ્ણે કહ્યું: "ના સખા, તે કબૂતરો ન હોય." અર્જુને ઉત્તર

---

* નિત્યાનંદ સ્વરૂપ શ્રી ભગવાન્ અથવા ઇશ્વર.
× શ્રીયુત વૈકુણ્ઠનાથ સાન્યાલ.

દીધો: "સાચી વાત છે સખા, તે કબૂતરો ન હોય." કેમ તાત્પર્ય સમજ- વામાં આવ્યું? અર્જુન મહા સત્યનિષ્ઠ હતો. તે શ્રીકૃષ્ણની ખુશામદ કરે એવો અસત્યવાદી નહોતો. તેણે જાણી જોઇને ઉપર પ્રમાણે ઉત્તર દીધો નહતો, પરંતુ શ્રીકૃષ્ણના શબ્દો ઉપર તેને એટલો બધો વિશ્વાસ અને ભક્તિ હતી કે જેથી શ્રીકૃષ્ણ જે પ્રમાણે બોલતા તેજ પ્રમાણે અર્જુન જોઇ શકતો!"

શાસ્ત્રે જેને અજ્ઞાનાન્ધકાર દૂર કરવા સમર્થ ગુરૂ વર્ણવ્યા છે તે પૂર્વોક્તરૂપે ઐશ્વરિક ભાવનાવાળા હોવા જોઇએ ત્યાર પછી તેની સાથેજ એક અન્ય સત્ય વાર્તાનો સ્વીકાર કરવો પડશે. તે એજ કે: ગુરૂ અનેક નથી પણ એકજ છે. આધાર અથવા જે જે શરીરનું અવલંબન કરી ઇશ્વરનો ઇશ્વર–ભાવ પ્રકટ થાય છે તે ભિન્ન ભિન્ન હોવા છતાં પણ તમારા ગુરૂ અને મ્હારા ગુરૂ પૃથક્ નથી. ભાવરૂપે તો બધા એકજ છે. માટીની મૂર્તિ બનાવી દ્રોણને આચાર્યરૂપે ગ્રહણ કરી, ભક્તિ પૂર્વક તેમની પાસેથી એકલવ્ય ધનુ- ર્વિદ્યા શીખ્યા હતા. એ મહાભારતમાંનું દ્રષ્ટાંત સર્વના જાણવામાં હશે. દ્રષ્ટાંત સાંભળવા કરતાં પણ બરાબર સમજવા માટે અનેક સમયની અને સાધનાની આવશ્યકતા છે, અને સમજવા છતાં પણ જ્યાં સુધી મનુષ્યને પોતાનું શરીર–જ્ઞાન હોય છે ત્યાં સુધી જે શરીર દ્વારા ગુરૂશક્તિ તેના ઉપર કૃપા કરે છે તેજ શરીરનું અવલંબન કરીનેજ શ્રી ગુરૂદેવની પૂજા કર્યા સિવાય અન્ય ઉપાયજ નથી. એ માટે પરમહંસદેવ અમને હનુમાનની નિષ્ઠા ભક્તિનું જ્વલન્ત દ્રષ્ટાન્ત આપી કહેતા કે:—

"લંકા–સમર સમયે શ્રી રામચન્દ્ર અને તેમના ભાઇ લક્ષ્મણ એ બન્ને એક સમયે મહાવીર મેઘનાદદ્વારા નાગપાશમાં બંધાયા હતા, તે સમયે તેમાંથી મુક્તિ મેળવવા માટે તેમણે નાગ કુલના ચિર શત્રુ ગરૂડનું આહ્વાન કર્યું. ગરૂડને જોતાંજ નાગદેવતા ભયગ્રસ્ત થઈ જેને જ્યાં ફાવ્યું ત્યાં નાસી ગયા. શ્રીરામચંદ્રજીએ પણ પોતાના ભક્ત ગરૂડ ઉપર પ્રસન્ન થઇ ગરૂડની ચિરપૂજિત ઇષ્ટ મૂર્તિ વિષ્ણુરૂપે તેને દર્શન આપ્યાં અને તેને સમજાવ્યું કે: જે વિષ્ણુ હતા તેજ હમણાં શ્રીરામચંદ્રજીરૂપે અવતર્યા છે! પરંતુ શ્રીરામચંદ્રજીને વિષ્ણુનું રૂપ ધારણ કરતા જોઇ હનુમાનજી નારાજ

થયેલા જણાયા, અને પુનઃ તેઓ શ્રીરામચંદ્રજીનું રૂપ ક્યારે ધારણ કરશે તેનો વિચાર કરવા લાગ્યા. હનુમાનજીનો એ મનોભાવ જાણતાં શ્રીરામચંદ્રજીને વિલંબ લાગ્યો નહિ. તેમણે ગરૂડને વિદાય કરી પુનઃ રામરૂપ ધારણ કર્યું અને હનુમાનજીને પૂછ્યું કેઃ " વત્સ ! મ્હારૂં વિષ્ણુરૂપ જોઇ ત્હારી મનોભાવના બદલાઇ ગઇ શા માટે ? તું તો મહા જ્ઞાની છે, તારા તો જાણવામાં અને સમજવામાંજ છે કેઃ જે રામ છે તેજ વિષ્ણુ છે અને જે વિષ્ણુ છે તેજ રામ છે. " એ સાંભળી હનુમાનજીએ વિનય પૂર્વક ઉત્તર દીધોઃ " સત્ય છે મહારાજ ! હું જાણું છું કેઃ એક પરમાત્માએજ ઉભય રૂપ ધારણ કર્યાં છે અને શ્રીનાથ અને જાનકીનાથમાં ભેદ નથી પરંતુ મ્હારો જીવાત્મા સતત જાનકીનાથનાંજ દર્શન કરવા તલ્પી રહે છે. કારણકે તેજ મ્હારૂં સર્વસ્વ છે ! એ મૂર્તિના આંતરમાંથીજ હું ભગવાનનો પ્રકાશ જોઇ કૃતાર્થ થયો છુંઃ—

**श्री नाथ जानकीनाथे अभेद परमात्मनि ।**
**तथापि मम सर्वस्वः रामः कमल लोचनः ॥**

આ પ્રમાણે ગુરૂભાવ એ શ્રીજગન્માતાની એક વિશેષ શક્તિ છે અને એજ શક્તિ સર્વ માનવ મનમાં સુપ્ત તથા વ્યક્તભાવે વિદ્યમાન છે તેથીજ ગુરૂ ભક્તિ પરાયણ સાધક અંતે એવી એક અવસ્થાનો અનુભવ કરે છે કે જે સમયે એ શક્તિ તે (સાધક) ના આંતરમાં પ્રકટ થઇ ધર્મનાં જટિલ–ગૂઢ તત્વો પણ તેને સમજાવી દે છે. તે સમયે પછી સાધકને બહારના કોઇ પણ મનુષ્યને જિજ્ઞાસા કરી ધર્મ વિષયક કોઇ સંદેહનું સમાધાન કરી લેવું પડતું નથી. ગીતાજીમાં શ્રી ભગવાને અર્જુનને કહ્યું છે કેઃ

**यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।**
**तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥**

गीता अ. २. श्लो. ५२

જે સમયે ત્હારી બુદ્ધિ અજ્ઞાન–મોહથી મુક્ત થશે તે સમયે "ફલાણું સાંભળવું જોઇએ, ફલાણા શાસ્ત્રમાં આમ લખ્યું છે." વગેરે વિષયો સાથે ત્હારો કશો સંબંધ રહેશે નહિ. તે સમયે તો તું એ સર્વને પેલે પાર ચાલ્યો

જઇ ત્હારી મેળેજ સર્વ વિષયો સમજવા શક્તિમાન થશે. એ સમયે સાધકની એવીજ ઉચ્ચ અવસ્થા ઉપસ્થિત થાય છે.

પરમહંસદેવ એ અવસ્થા સંબંધી બોલતા કે: "અંતે મનુષ્યનું મનજ પોતાનો ગુરૂ થાય છે, અર્થાત્ તેજ ગુરૂનું કાર્ય કરે છે. મનુષ્ય તો ગુરૂ મંત્ર કાનમાં આપે છે પણ જગદ્ગુરૂ તો મંત્ર પ્રાણમાં આપે છે. પરંતુ તે મનમાં અને આ મનમાં બહુ ભેદ હોય છે. તે સમયે મન શુદ્ધસત્વ, પવિત્ર થઇ ઇશ્વરની ઉચ્ચ શક્તિ પ્રકટ કરવાના યંત્ર સ્વરૂપ બની જાય છે અને હમણાં એટલે સાધારણ અવસ્થામાં તો મનુષ્યનું મન ઇશ્વરથી વિમુખ થઇ ભોગ સુખ અને કામ ક્રોધાદિમાંજ મસ્ત બની રહેવા તલપી રહ્યું હોય છે! એવાં હજારો મનુષ્યો છે કે જેને ઇશ્વર-દર્શનની ઇચ્છાજ થતી નથી! વેદ-વેદાંતની, ઇશ્વર સંબંધીની વાતો કરનારાં મનુષ્યરૂપી ફોનોગ્રાફો તો ઘણાં જણાય છે, પણ ઇશ્વરનાં દર્શન કર્યાં હોય એવો એક પણ મનુષ્ય ભાગ્યેજ જણાશે! મનુષ્યનું મન પૂર્વ સંસ્કારોને લીધે કામ-કાંચન પ્રાપ્ત કરવા માટેજ રાત દિવસ તરફડીઆં મારી રહ્યું હોય છે, પણ જેણે સૃષ્ટિની અનેક વસ્તુઓ ઉત્પન્ન કરી છે અને જે સમસ્ત વિશ્વના જીવોનું ચેતન સ્વરૂપ છે તેને પ્રાપ્ત કરવા કોણ યત્ન કરે છે? એકાદ ગામ કે શહેર કિંવા જીલ્લાના રાજાનાં અથવા તો સામ્રાજ્યના મહારાજાનાં દર્શન કરવા માટે-તેમને પ્રસન્ન કરવા માટે-તેમને સલામ-મુજરો કે ભેટ કરવા માટે મ્હોટા મ્હોટા શ્રીમંતો હજારો લાખ્ખો રૂપિયા ખર્ચી નાંખે છે, પરંતુ જે અનેક રાજાનો રાજા છે, જેણે કૃપા કરીને રાજાને સત્તા અને સમ્પત્તિ આપી છે, તે મહારાજાધિરાજ જગતપતિ શ્રી ભગવાનને ભેટવા, પ્રણામ-સલામ કે મુજરો કરવા, કિંવા તેમની મુલાકાત લઇ જગતમાં મ્હોટામાં મ્હોટું જે દુઃખ જીવન-મરણનું, તેનાથી મુક્ત થવા કયા શ્રીમંતો પ્રયત્ન કરે છે? તેઓ તો ઇશ્વરનું નામ-મહિમા ભૂલી જઇ રાત દિવસ અહંમમત્વમાં અને લક્ષ્મીના મદમાં ને મદમાં શરીર સુખ ભોગ ભોગવી એક પ્રકારના ક્ષણિક આનંદમાં દિવસો નિર્ગમન કરી રહ્યાં છે? રાજાઓ કે શ્રીમંતોને પૂછો કે તમારૂં એ સુખ શું સાચું સુખ છે? ભોગને અંતે રોગજ તેમને મળે છે. પરંતુ ભોગમાં

ગુરુસ્તાન નહિં થતાં યોગનેજ વિશેષ મહત્વ આપી ગુરૂ કૃપા પ્રાપ્ત કરી ઇશ્વર દર્શન કરવા તરફ મનુષ્યનું ચિત્ત દોરાય તો અહાહા ! કેવું અખણ્ડ સુખ, કેવી અખણ્ડ શાંતિ મળે ? હે પામર મન ! એવુંજ અખણ્ડ સુખ–શાંતિ પ્રાપ્ત કરવા માટેજ સદ્‌ગુરૂ પ્રાપ્ત કર. ત્યારેજ તને સાચું સુખ મળશે.

પરમહંસદેવ કહેતા કેઃ "ગુરૂ એ જાણે સખી રૂપ છે. જેટલા દિવસ પર્યંત શ્રીકૃષ્ણ સાથે શ્રી રાધાજીનું મિલન થતું નથી તેટલા દિવસ પર્યંત સખીને વિરામ હોતો નથી તેજ પ્રમાણે જ્યાં સુધી સાધકનું ઇષ્ટ સાથે મિલન થતું નથી ત્યાં સુધી ગુરૂને વિશ્રાંતિ મળતી નથી. ગુરૂ પોતાના ભક્ત–શિષ્યને તેના ઇષ્ટ દેવનાં દર્શન કરાવે છે. બન્નેનું મિલન કરાવી દે છે. અર્થાત્ મહા મહિમાન્વિત ગુરૂદેવ જિજ્ઞાસુ ભક્તનો હાથ પકડી ઉચ્ચથી પણ ઉચ્ચ ભાવ–રાજ્યમાં આરોહણ કરે છે અને અંતે તેને તેની ઇષ્ટ મૂર્તિ સમ્મુખ હાજર કરી કહે છે કેઃ "ઓ શિષ્ય! લે, જો ! આ ત્હારા ઇષ્ટદેવ ! " એમ કહી અદ્રષ્ય થઈ જાય છે !

પરમહંસદેવને એ પ્રમાણે બોલતા જોઇ એક ભક્તે "ત્યારે તો ગુરૂદેવ સાથે એક દિવસ પણ વિચ્છેદ પડવો જોઇએ નહિ." એવો વિચાર કરી દુઃખિત હૃદયે પૂછ્યુંઃ "ત્યાર પછી ગુરૂ કયાં જતા હશે પ્રભો ?"

પરમહંસદેવે કહ્યુંઃ "ગુરૂ અદ્રષ્ય થઇ ભક્તના ઇષ્ટમાંજ લય પામે છે. ગુરૂ, કૃષ્ણ અને વૈષ્ણવ, એ ત્રણે એક અને એકમાંજ તે ત્રણે છે. ગુરૂ અંતર્ધાન થઇ ભક્તની ઇષ્ટ મૂર્તિમાંજ પ્રવેશ કરે છે."

શ્રોતા જનોનાં હૃદય આ વખતે શ્રી રામકૃષ્ણદેવના ઉપદેશથી આનંદ પામી રહ્યાં હતાં. ગુરૂ મહાત્મ્ય સાંભળી જેઓ શ્રીરામકૃષ્ણદેવના ભક્ત–શિષ્ય હતા તેઓ તો મનમાં ને મનમાંજ અત્યંત આનંદ પામવા લાગ્યા, અને પોતાને સાક્ષાત્ ઇશ્વર પ્રાપ્તિ થઈ છે એમ માની પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા પણ જેઓએ ગુરૂ કર્યા નહોતા તેમનાં મન ગુરૂ કરવા તલપી રહ્યાં. એમાંનાજ અનેક મનુષ્યોએ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનાં ચરણમાં પોતાનું મસ્તક નમાવી તેમનેજ ગુરૂ પદે સ્થાપ્યા હતા. ગુરૂની શક્તિ–ગુરૂનો મહિમા કોણ જાણે છે ? આજે તો જેને ફાવે છે તે ગુરૂ થઇ બેસે

છે અને જેને ફાવે છે તે શિષ્ય બની ગુરૂદેવને માલમસાલા દ્વારા સ્થૂલ આનંદના ભોક્તા બનાવે છે પરંતુ આજે ક્યાં છે શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ જેવા–ઇશ્વરાવતાર સ્વરૂપ–ત્યાગી ગુરૂ ! આજે ક્યાં છે તેમના જેવા ભક્ત–શિષ્યોનું કલ્યાણ કરનાર સમર્થ ગુરૂ ! પ્રભો ! તમે અમને એવાજ સમર્થ ગુરૂ આપો કે જેથી અમારો ભવ–રોગ દૂર થાય. અમારો જીવન–મરણનો ફેરો ટળે–અમને સાચું સુખ–શાંતિ પ્રાપ્ત થાય.

## દ્વાચત્વારિંશ અધ્યાય.

### શ્રી બુદ્ધદેવ, જૈન મત અને અદ્વૈત ભાવના.

પરમહંસદેવે વેદાન્ત સાધન સિદ્ધ કર્યા પછી નાના ધર્મ સંપ્રદાયની સાધના કરી અદ્વૈત જ્ઞાનસિદ્ધિ પ્રાપ્ત કરી હતી. ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મની દિક્ષા લેવા સંબંધી પાછલાં અધ્યાયોમાં લખાઇ ગયું છે. એટલે તેનું પિષ્ટપોષણ કરવાની આવશ્યકતા નથી, પરંતુ ઇસ્લામી ધર્મ સાધન કર્યા પછી તેઓ "અલ્લા" "અલ્લા"નો મંત્ર જપ કરતા અને મુસલમાનોની પેઠે કાછડી ખોસ્યા વગર ધોતીઉં પહેરતા, ત્રણ કાળ નમાજ પઢતા અને કુરાન ભણતા હતા, આ પ્રમાણે ત્રણ દિવસ સાધન કર્યા પછી તેઓને એક લાંબી દાઢીવાળા, ગંભીર જ્યોતિર્મય એક મહા પુરૂષનાં દર્શન થયાં હતાં. ત્યાર પછી સગુણ વિરાટ બ્રહ્મની પ્રાપ્તિ પૂર્વક તુરીયાવસ્થા–નિર્ગુણ બ્રહ્મમાં તેમનું મન લીન થઇ ગયું હતું. ઇસ્લામ ધર્મ સંબંધી સાધના કર્યા પછી–અદ્વૈત ભાવના ઉત્પન્ન થયા પછી–સર્વ ધર્મ સમ્પ્રદાય પ્રત્યે તેમની સહાનુભૂતિ ઉત્પન્ન થઇ હતી, એ જોતાં માત્ર વેદાન્ત વિજ્ઞાન ઉપર વિશ્વાસુ થવાથીજ ભારતવર્ષના હિંદુ અને મુસલમાનો પરસ્પર સહાનુભૂતિ સમ્પન્ન અને ભ્રાતૃભાવના બંધનમાં બંધાઇ શકશે એ પણ સમજાઇ જાય છે. નહિ તો પરમહંસદેવ જેમ કહેતા કે: "હિંદુ અને મુસલમાનોની વચમાં જાણે એક મ્હોટો પર્વત ઉભો રહ્યો છે. પરસ્પરની વિચાર પ્રણાલી, ધર્મ વિશ્વાસ,

અને કાર્યકલાપ, એ સર્વ આટલા બધા દિવસ પર્યંત બન્ને એકત્ર નિવાસ કરી રહ્યા છે છતાં પણ સંપૂર્ણ અજાણ જેવાં થઇ રહ્યાં છે." પરંતુ અમારે કહેવું જોઇએ કે: "એ પહાડ એક દિવસ અંતર્હિત થઇ જશે અને ઉભય જાતિ, પરસ્પર ધર્મનાં ગૂઢ રહસ્યો સમજી જઇ પ્રેમ પૂર્વક એક બીજાને આલિંગન કરશે. યુગાવતાર પરમહંસદેવનું ઇસ્લામ ધર્મ સાધન અને તેનું રહસ્ય જાણી એ ધર્મ પણ ઇશ્વર સમીપ લઇ જનાર છે એવો અભિપ્રાય, શું ઉપરોક્ત ભાવિની સૂચના કરતો નથી? જે જે ધર્મ સમ્પ્રદાયમાં ઇશ્વરને માનવામાં આવે છે તે તે ધર્મ બંધુઓએ અન્ય ધર્મની નિંદા કરવાનું છોડી દેવું અને સ્વધર્મમાં રહીનેજ ઇશ્વર દર્શનની પિપાસા રાખવી-તે માટે યત્નો કરવા-એજ શ્રેયસ્કર છે. કેટલાક અર્ધ દગ્ધ, ધર્મ વિજ્ઞાનથી વિમુખ, અજ્ઞાન અશિક્ષિત મૂર્ખ, ને ધર્માભિમાનીઓ, અન્ય ધર્મોની નિંદા કરી તેનો તિરસ્કાર કરે છે તેને ભગવાન શ્રીરામકૃષ્ણદેવનો ઉપરોક્ત અદ્વૈત અભિપ્રાય ધ્યાનમાં લેવા જેવો છે. એમાં તિલ માત્ર પણ સંદેહ નથી.

ઇસ્લામ ધર્મની દીક્ષા લીધા પછી અને ઇસુ ખ્રિસ્તનાં દર્શન કર્યા પછી તે ધર્મ માટે પણ તેમનો અભિપ્રાય ઉચ્ચ પ્રકારનોજ હતો. પૃથિવીમાં પ્રચલિત મુખ્ય મુખ્ય ધર્મ સાધન કર્યાથી કોઇના મનમાં એવો પ્રશ્ન ઉદય પામે કે: શ્રી બુદ્ધદેવ સંબંધી પરમહંસદેવનો અભિપ્રાય કેવો હતો?" તેથીજ એ સંબંધી જે કાંઇ અમારા જાણવામાં આવ્યું છે તે આ સ્થળે પ્રસિદ્ધ કરવું ઉચિત જાણ્યું છે.

ભગવાન શ્રી બુદ્ધદેવ સંબંધી અન્ય હિંદુ જન જેવોજ પરમહંસદેવનો પણ અભિપ્રાય હતો, અર્થાત્ શ્રી બુદ્ધદેવને તેઓ ઇશ્વરાવતાર માની તેમના ઉપર હૃદયપૂર્વક શ્રદ્ધા અને પૂજા સર્વકાલ અર્પણ કરતા, અને પુરી ધામના શ્રી જગન્નાથ, સુભદ્રા-બલભદ્ર રૂપ ત્રિરત્ન-મૂર્તિમાં શ્રી ભગવાન બુદ્ધાવતારનો પ્રકાશ અદ્યાપિ વિદ્યમાન છે એવું માનતા. શ્રી જગન્નાથદેવના પ્રસાદમાં ભેદ બુદ્ધિનો લોપ થઇ સર્વે માનવોએ જાતિબુદ્ધિરહિત થવા રૂપ ઉક્ત ધામનું મહાત્મ્ય સાંભળ્યું ત્યારે ત્યાં જવા માટે પરમહંસદેવ બહુ ઉત્સુક થયા હતા. પરંતુ ત્યાં ગયા પછી પોતાના શરીરનો નાશ થશે એવો સંભવ જાણી

શકવાથી અને યોગ દ્રષ્ટિની સહાયતાથી શ્રી જગદમ્બાનો એ કાર્ય માટે અન્ય પ્રકારનો અભિપ્રાય જાણી તે સંકલ્પનો ત્યાગ કર્યો હતો. ગંગાજળને તેઓ સતત સાક્ષાત્ બ્રહ્મજળ માનતા. શ્રી જગન્નાથદેવનો અન્નપ્રસાદ ગ્રહણ કરવાથી મનુષ્યોનું વિષયાસક્ત મન તત્ક્ષણાત્ પવિત્ર થાય છે અને આધ્યાત્મિક-ભાવના ગ્રહણ કરવા યોગ્ય થાય છે એવો તેમને દ્રઢ વિશ્વાસ હતો. કેટલોક કાળ વિષયી મનુષ્યોના સમાગમમાં રહેવાની તેમને ફરજ પડતી કે તુર્તજ તેઓ કિંચિત્ ગંગાજળ અને શ્રી જગન્નાથદેવનો મહાપ્રસાદ ગ્રહણ કરતા, અને પોતાના શિષ્યવર્ગને પણ તેમ કરવા કહેતા! શ્રી ભગવાન બુદ્ધાવતાર સંબંધી પરમહંસદેવનો ઉપરોક્ત અભિપ્રાય જાણવા સાથે અમે એક બીજું પણ જાણી શક્યા છીએ. પરમહંસદેવના એક પરમ શ્રદ્ધાળુ ભક્ત શ્રી ગિરિશચન્દ્ર ઘોષ નામક કલકત્તાના સુપ્રસિદ્ધ નાટયકારે શ્રી બુદ્ધાવતારનું લીલામય જીવન જ્યારે નાટયાકારે રચી પ્રકટ કર્યું ત્યારે તે પરમહંસદેવે સાંભળી કહ્યું હતું કે: “શ્રી બુદ્ધદેવ ઇશ્વરાવતાર હતા એ તો નિશ્ચય છે. તેમના પ્રવર્તિત મતમાં અને વૈદિક જ્ઞાનમાર્ગમાં કોઇ પ્રકારનો ભેદ નથી.” અમે કલ્પના કરીએ છીએ કે પરમહંસદેવ યોગદ્રષ્ટિ વડે તે જાણવા પામ્યા હશે.

જૈનધર્મ પ્રવર્તક સર્વ તીર્થંકર અને શિખ ધર્મ પ્રવર્તક ગુરૂ નાનકથી આરંભ કરીને ગુરૂ ગોવિન્દ પર્યંત દશ ગુરૂઓ સંબંધી અનેક કથાઓ પરમહંસદેવ પોતાના પરજીવનમાં જાણી શક્યા હતા. તેથી સર્વ સમ્પ્રદાય પ્રવર્તકો ઉપર તેમને વિશેષ ભક્તિ અને શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. તેમના ઓરડામાં અન્ય દેવ દેવીઓની છબીઓ સાથે એક તરફ શ્રી મહાવીર તીર્થંકરની એક પાષાણમયી મૂર્તિ અને શ્રી ઇસુ ખ્રિસ્તની છબી પણ હતી. પ્રતિદિન પ્રાતઃ અને સન્ધ્યા સમયે તે સર્વ છબીઓ-મૂર્તિઓના સમક્ષ પરમહંસદેવ સુગંધી ધૂપ કરતા. આ પ્રમાણે સર્વ ઉપર વિશેષ શ્રદ્ધા ભક્તિ દર્શાવવા છતાં પણ તીર્થંકર અથવા દશ ગુરૂઓમાંના કોઇને તેઓએ ઇશ્વરાવતાર કહ્યા હોય એવું અમારા જાણવામાં નથી. શિખોના દશ ગુરૂ સંબંધી પરમહંસદેવ કહેતા કે: “તેઓ સર્વ જનક ઋષિનો અવતાર છે.” શિખોને મ્હોડેથી અમે સાંભળ્યું છે કે: “રાજર્ષિ જનકના મનમાં મુક્તિ પ્રાપ્ત કરવા પહેલાં લોકકલ્યાણ

સાધન કરવાની કામના ઉદય પામી હતી, તેથીજ તેઓ નાનકાદિથી ગુરૂ ગોવિંદ પર્યંત દશ ગુરૂ રૂપે દશ વાર જન્મ ગ્રહણ કરી શિખ જાતિમાં ધર્મની સંસ્થાપના કરી પરબ્રહ્મની સાથે ચિરકાલને માટે મિલિત થયા હતા. શિખોનો એ અભિપ્રાય મિથ્યા હોવાનું કશું કારણ નથી.”

ગમે તેમ હો, સર્વ સાધનોમાં સિદ્ધ થવાથી પરમહંસદેવને કેટલીક અસાધારણ વસ્તુઓ પ્રાપ્ત થઇ હતી. તેઓની ધારણા થઇ હતી કે: હું ઇશ્વરાવતાર છું, અને તેનાં અનેક પ્રમાણો અમને તેમના જીવન પ્રસંગોમાંથી મળ્યાં છે. આધ્યાત્મિક જ્ઞાનના અધિકારહીન, સંયમ અને બ્રહ્મચર્યહીન, તપસ્યા અને ઇશ્વરપ્રેમહીન, તેમજ અંગ્રેજી ભણી મોટી મોટી ડિગ્રીઓ મેળવવા છતાં વેદ, દર્શનશાસ્ત્ર, અને ઉપનિષદોના જ્ઞાનથી વિહીન, ઇશ્વરપ્રાપ્ત કર્યા હોય એવા સદ્‌ગુરૂના સંગ વગરનાં ડાહ્યાડમરા મનુષ્યો તેમને ઇશ્વરાવતાર ન માને તો તે માટે અમને તેમના ઉપર દયાજ આવશે! કુતર્ક અને દુરાગ્રહપૂર્વક વિતંડાવાદ કરનારા આધ્યાત્મિક નિયમોનું પાલન નહિ કરનારા કુસંસ્કારી જનોને તેમના જીવનમાંથી આદર્શ વસ્તુઓ ન મળી આવે તો તેમાં તેમના પ્રારબ્ધનોજ દોષ કાઢી શકાશે!

આધ્યાત્મિક વિષય સંબંધી પરમહંસદેવના વિચારો આ સ્થળે પ્રકટ કરવામાં આવે છે:—

પ્રથમ—સર્વ મતનાં સાધનોમાં સિદ્ધિ પ્રાપ્ત કર્યાથી પરમહંસદેવની એવી દ્રઢ ધારણા થઇ હતી કે; સર્વ ધર્મ સત્ય છે. જેટલા મત તેટલા પથ માત્ર છે. યોગ બુદ્ધિ અને સાધારણ બુદ્ધિની સહાયતાથી પરમહંસદેવે એ અભિપ્રાય દર્શાવ્યો હતો એમ કહી શકાશે. કારણકે સર્વ પ્રકારના ધર્મમતની સાધનામાં અગ્રસર થઇ તેમણે તે પ્રત્યેકનું યથાર્થ ફળ જીવનમાં પ્રાપ્ત કર્યું હતું, અને યુગાવતાર પરમહંસદેવે તેનોજ પ્રચાર કરી પૃથિવીનો ધર્મવિરોધ અને ધર્મગ્લાનિનું નિવારણ કરવા માટેજ વર્તમાન સમયે (તેમનું) આગમન કર્યું હતું, એ સમજતાં વિલંબ થશે નહિ. કારણકે: કોઇ પણ ઇશ્વરાવતારે અત્યાર પહેલાં સાધનની સહાયતાવડે એ સમસ્ત પોતાના જીવનમાં પૂર્ણરૂપે પ્રાપ્ત કરી જગતને એ વિષય સંબધી શિક્ષણ આપ્યું નથી. આધ્યાત્મિક

મતની ઉદારતા દ્વારા સર્વ અવતારોનાં સ્થાન નિર્ણય કરવા જતાં એ વિષ-યોના પ્રચારને માટે પરમહંસદેવને, નિશ્ચય સર્વોચ્ચ આસન આપવું પડશે.

દ્વિતીય–દ્વૈત, વિશિષ્ટા દ્વૈત અને અદ્વૈત મત, એ પ્રત્યેક માનવોની આધ્યાત્મિક ઉન્નતિની સાથેજ સ્વતઃ આવી ઉપસ્થિત થાય છે તેથી પરમ-હંસદેવ કહેતા કેઃ એ સર્વ પરસ્પર વિરોધી નથી. પરંતુ તેનો માત્ર માન-વોના મનની અવસ્થા ઉપર આધાર છે. આ પ્રમાણે પ્રત્યક્ષ અનન્ત શાસ્ત્રો સમજવા માટે પરમહંસદેવને તેમના મને કેટલી સહાયતા કરી હશે તે થોડો વિચાર કરતાંજ જણાઇ આવે છે. વેદોપનિષદ આદિ શાસ્ત્રમાં પૂર્વોક્ત ત્રણ મત સંબંધી ઋષિઓએ ઉલ્લેખ કરેલો હોવાથી કેવો ગડબડાધ્યાય મચી રહ્યો છે અને તેમ થવાથી શાસ્ત્રોક્ત ધર્મ માર્ગને કેવો જટિલ કરી રાખ્યો છે તે બોલવા જેવુંજ નથી ! પ્રત્યેક સમ્પ્રદાયે, ઋષિઓના એ ત્રણ પ્રકા-રનાં પ્રત્યક્ષ અને ઉક્તિઓનો મર્મ જાણ્યા વગર માત્ર ભાષાને મારી–મચડી–એ ત્રણેને એકજ ભાવાત્મક જણાવવાનો યથા સાધ્ય પ્રયત્ન કર્યો છે, ટીકા-કારોના એવા યત્નને પરિણામે એવોજ સિદ્ધાંત થઇ ગયો છે કેઃ શાસ્ત્ર વિચાર કહેતાંજ લોકોના મનમાં એક પ્રકારના દારૂણ ભયનો સંચાર થાય છે. એ ભયથીજ શાસ્ત્ર ઉપર અવિશ્વાસ અને તેને પરિણામે ભારત વર્ષની આધ્યાત્મિક અવનતિ ઉપસ્થિત થઇ છે. તેથીજ યુગાવતાર પરમહંસદેવે એ ત્રણે મતને વિશેષ અવસ્થા સમયે સ્વયં પ્રાપ્ત કરી તેમનામાં રહેલું અદ્ભુત તાત્પર્ય સર્વત્ર પ્રચાર કર્યું હતું. પરમહંસદેવની એ મીમાંસા સર્વદા સ્મરણમાં રાખવી એજ આપણા શાસ્ત્રમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત કરવાનો એક માર્ગ છે. એ સંબંધી પરમહંસદેવે કહ્યું છે કેઃ

“અદ્વૈત ભાવ એ અંતીમ ભાવનાજ જાણવી. એ વાક્ય મનાતીત છે, માત્ર પ્રાપ્તિનોજ વિષય છે.”

“મન–બુદ્ધિની સહાયતાથી વિશિષ્ટાદ્વૈત પર્યંત કહી શકાય અને સમજી શકાય છે, તે સમયે નિત્ય તે નિત્યજ જણાય છે. લીલા પણ નિત્ય જણાય છે, ચિન્મય નામ ચિન્મય ધામ અને ચિન્મય શ્યામની નિત્યતાનું જ્ઞાન થાય છે!”

" વિષય બુદ્ધિ પ્રબળ સાધારણ માનવને માટે, દ્વૈતભાવ, એ નારદ પંચરાત્રના ઉપદેશની પેઠે ઉચ્ચ નામ–કીર્તન આદિનેજ યોગ્ય છે. "

કર્મ સંબંધી પણ પરમહંસદેવે એવોજ નિર્ણય દર્શાવ્યો છે કે: "સત્વ-ગુણી મનુષ્યનાં કર્મ સ્વાભાવિક રીતેજ ત્યાગ થઇ જાય છે. યત્ન કરવા છતાં પણ તે કર્મ કરી શકતો નથી, અથવા ઇશ્વર તેને તે (કર્મ) કરવા દેતા નથી. દૃષ્ટાંત તરીકે: ગૃહસ્થાશ્રમીની પુત્ર–વધુને ગર્ભ હોય અને જેમ જેમ તે ગર્ભ વધતો જાય તેમ તેમ ગર્ભિણીનાં ગૃહ કર્મ ઓછાં થતાં જાય છે, અને પુત્ર થતાં પુત્રને લઇનેજ તેને આગતેમ ફરવું પડે છે તેજ પ્રમાણે સત્વગુણીના નિષ્કર્મ સંબંધી સમજવું. પરન્તુ અન્ય સર્વ મનુષ્યોને માટે તો ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી, શ્રીમંતના ઘરની નોકરડીની પેઠે સર્વ કાર્ય કર-વાનો યત્ન કરવો એજ યોગ્ય છે. એ પ્રમાણે કાર્ય કરવાનું નામજ કર્મયોગ. શક્તિ પ્રમાણે ઇશ્વરના નામનો જપ અને ધ્યાન કરવું અને પૂર્વોક્ત પ્રમાણે સર્વ કર્મ કરતાં રહેવું એજ સારો માર્ગ છે. " અર્થાત્ જેઓ શુદ્ધ સત્વ ગુણી થયા નથી તેને માટે અન્ય કર્મો વિદ્યમાનજ છે. તેણે પ્રાપ્ત કર્મો કરવામાંજ મસ્ત રહેવું જોઇએ. જેણે શુદ્ધ સત્વગુણી થવાનો યત્ન કર્યો છે અને તેવાજ થયા છે, જેને બ્રહ્માનંદ આત્માનંદ પ્રાપ્ત થયો છે તેને માટે અન્ય કર્મો નથી. તેને માત્ર ઇશ્વર ભજનમાં મસ્ત રહેવાનું નિર્માણ થયું છે.

---

## ત્રિશ્ચત્વારિંશ અધ્યાય.

### પરમહંસદેવની નિર્લોભ માતા.

પરમહંસદેવના માતપિતા સંબંધી ટુંક પરિચય શરૂવાતનાં અધ્યાયમાં આપવામાં આવ્યો છે, પરંતુ આ સ્થળે તેમનાં પવિત્ર, નિઃસ્વાર્થપરાયણ, ઉદાર, સરલ અને ભગવદ્દભક્ત માતાની નિર્લોભતા સંબંધી બે બોલ લખવાની ઇચ્છા થઇ છે. તેમ કરવાનું કંઇક કારણ પણ છે. જેનો પુત્ર સાક્ષાત્ ઇશ્વર સદૃશ છે, જેના પુત્રની આજ્ઞા પાલન કરવાને

અપાર ધનવાન રાણી રાસમણિ અને સાક્ષાત્ રાજા સદૃશ મથુરબાબુ તેમજ અન્ય શ્રીમાન ધનવાનો ઉભે પગે તત્પર છે, જેમની આજ્ઞાનું પાલન કરી પ્રસન્ન કરવાથી સાક્ષાત્ જગત્ પિતા ઇશ્વરને પ્રસન્ન કરવા જેટલુંજ પુણ્ય પ્રાપ્ત થાય એમ છે અને જેઓ પોતાની લક્ષ્મી ખર્ચવામાં પણ સાર્થક્ય માને છે, જે ધનવાનો પરમહંસદેવની આજ્ઞા પ્રમાણે વર્તવાથીજ મોક્ષ પ્રાપ્ત થવાનું દ્રઢ રીતે માને છે, તેવા શ્રીમંત ધનવાનો ઉપર જેના પુત્ર (શ્રી રામકૃષ્ણદેવ)ની સત્તા હતી તેમ છતાં તે પુત્રની માતાએ કેટલી બધી નિર્લોભતા દર્શાવી હતી અને માત્ર ઇશ્વર ભજનમાંજ જીવન વ્યતીત કર્યું હતું તે દર્શાવી આપવા માટેજ અત્રે બે બોલ લખવામાં આવે છે. એ વાંચવાથી આજ કાલના આચાર્યો, આચાર્ય પત્નીઓ અને આચાર્ય પુત્રોને કંઇક શિખામણ મળશે, અને તેમની લોભ વૃત્તિનું શમન થશે, એમ ધારવામાં આવે છે.

પરમહંસદેવ જે સમયે અદ્વૈત ભાવ સાધનમાં પ્રવૃત્ત થયા તે સમયે તેમની વૃદ્ધ માતા ચંદ્રમણિ દેવી દક્ષિણેશ્વરના કાલી મંદિરમાં આવી રહ્યાં હતાં. જ્યેષ્ઠ પુત્ર રામકુમારનું મૃત્યુ થયા પછી, શોક સંતાપ મગ્ન વૃદ્ધા જનની અવશેષ બે પુત્રોનું મુખાવલોકન કરી જેમ તેમ કરી સંસાર નિર્વાહ કરતાં હતાં. પરંતુ પોતાના પ્રિયતમ કનિષ્ઠ પુત્ર ગદાધર ( શ્રી રામકૃષ્ણ ) ગાંડા થઇ ગયા છે, એવું જ્યારે લોકો કહેવા લાગ્યા ત્યારે તેમના દુઃખ-શોકનો પાર રહ્યો નહિ. પુત્રને ઘેર બોલાવી નાના પ્રકારની ચિકિત્સા અને શાન્તિ–સ્વસ્ત્યનાદિ અનુષ્ટાનો કર્યા ત્યારે તેમના એ ભાવ કંઇક બદલાયા હોય એમ જણાયું હતું, અને તે જોઇ વૃદ્ધ માતાના હૃદયમાં આશાનો સંચાર થવાથી તેમનો વિવાહ કર્યો હતો, પરંતુ વિવાહ પછી દક્ષિણે-શ્વર જતાંજ ગદાધર ( શ્રી રામકૃષ્ણ )ની પૂર્વોક્ત અવસ્થા જ્યારે પુનઃ ઉપસ્થિત થઇ ત્યારે વૃદ્ધ માતાનું ચિત્ત પોતાને સ્વાધીન રહ્યું નહિ. તેઓ મ્હેબાકળા જેવાં થઇ ગયાં. તેઓ પ્રથમ કામારપુકુર અને ત્યાર પછી મુકુન્દપુરનાં પ્રાચીન શિવાલયમાં જઇ પુત્રની આરોગ્ય–કામના માટે ત્યાંજ હત્યા આપવા પડી રહ્યાં. ત્યાં મહાદેવની આજ્ઞાથી જાણ્યું કેઃ પુત્રને દિવ્યો-ન્માદ થયો છે ત્યારે તેમને કિંચિત્ આશ્વાસન મળ્યું. તેમ છતાં વૃદ્ધાને

સંસાર ઉપર વિરાગ ઉત્પન્ન થયો, અને જીવનનો અવશેષ સમય ભાગીરથીને કિનારે વ્યતીત કરવાનો દ્રઢ સંકલ્પ કર્યો, કારણકેઃ જેને લીધે તેમને સંસારમાં રહેવાનું હતું તેઓ જ્યારે એક પછી એક સંસારનો અને તેમનો ત્યાગ કરી ચાલ્યા જાય ત્યારે પછી આટલી વૃદ્ધ વયે તેમાં લિપ્ત રહેવાનું તેમને પ્રયોજન શું? શ્રીયુત મથુરબાબુએ અન્નનો મેરૂ બનાવીને અનુષ્ઠાન કર્યું હતું તે પરમહંસદેવની વૃદ્ધા માતાની ઇચ્છાથીજ થયું હતું. ત્યાર પછી બારવર્ષે તેમનું શરીર આલોક છોડી પરલોક ગયું હતું પરંતુ તેટલા સમય દરમ્યાન તેઓ કદી પણ કામારપુકુર ગયાં નહોતાં. જટાધારી બાવાજી પાસેથી પરમહંસદેવને "રામ" મંત્રની દીક્ષા અને રામલાલાની મૂર્તિ પ્રાપ્ત થઇ હતી અને મધુરભાવ અને વેદાન્તભાવ વગેરે સાધન તેમના માતાજી દક્ષિણેશ્વરમાં નિવાસ કરતાં હતાં તે સમયેજ થયું હતું એમાં સંદેહ નહિ.

પરમહંસદેવની માતાની ઉદારતા અને સાધુ-અતિથિ સેવા સંબંધી શરૂવાતના અધ્યાયમાંજ પ્રકટ કરવામાં આવ્યું છે, તેથી આ સ્થળે માત્ર તેમની નિર્લોભતાનુંજ એક દ્રષ્ટાંત આપવું ઉચિત જણાય છે. માતાજી જ્યારે દક્ષિણેશ્વર પધાર્યા તે સમયે ત્યાંનો સર્વ અધિકાર પૂર્ણપણે મથુર બાબુના હસ્તમાં હતો. તેઓ આ સમયે મુક્ત હસ્તે નાના પ્રકારનાં સત્કાર્ય કરતા-કરાવતા. તેઓ પુષ્કળ અન્નદાન કરતા હતા. પરમહંસદેવ ઉપર તેમનો પ્રેમભાવ, શ્રદ્ધા અને ભક્તિની હદજ નહોતી. તેઓ તેમને સાક્ષાત્ ઇશ્વરજ જાણતા. તેમ હોવાથીજ પોતાના જીવન પછી પરમહંસદેવના ખર્ચ માટે અડચણ ના પડે તેવો બંદોબસ્ત કરવાનો ગુપ્ત રીતે તેઓ વિચાર કરતા પરંતુ પરમહંસદેવની કઠોર ત્યાગશીલતા જોઇ પોતાને મુખેથી તેમને એ વાત કહેવાનું તેઓ સાહસ કરી શકતા નહિ. પરમહંસદેવના મનની ઇચ્છા જાણવા માટે-તેમને કાને પડે તેવી રીતે-એક સારી મિલ્કત તેમને નામે ચઢાવવાની વાત તેઓ હૃદયને કહેતા હતા તેથી તેમને અતિશય તિરસ્કાર ખમવો પડયો હતો, કારણકેઃ એ વાતનો કિંચિદ્ આભાસ કાને પડતાંજ પરમહંસદેવે ઉન્મત્ત બની જઇ તેનો તિરસ્કાર કરતાં કહ્યું હતું કેઃ "રે મુર્ખ! તું મ્હને વિષયી બનાવવા ચ્હાય છે કે?" એટલુંજ નહિ પણ મહારાજશ્રી મથુરબાબુને મારવા

પણ દોડયા હતા! એ પ્રસંગ મથુરબાબુના સ્મરણમાં હતો. તેઓ કોઇપણ રીતે પોતાની મનેચ્છા પાર પાડી શક્યા નહોતા તેથી નિરાશ રહેતા હતા, પરંતુ હમણાં જ્યારે પરમહંસદેવના માતાજી ત્યાં આવ્યાં ત્યારે તેમના મનમાં પૂર્વની ઇચ્છા પરિપૂર્ણ કરવાની જિજ્ઞાસા જાગૃત થઇ. હમણાં તેમને લાગ મળ્યો. વૃદ્ધ માતા ચન્દ્રાદેવીને તેઓ દાદી માતા (પિતાની માતા) કહી પોતાનો પ્રેમભાવ બતાવતા, અને નિત્ય તેમનાં દર્શને જઇ તેમના આજ્ઞાકારી બાલકની પેઠે નાના પ્રકારનો વાર્તાલાપ કરતા. એમ કરવાથી તેઓ માતાજીના વિશેષ પ્રેમ પાત્ર થઇ પડયા. આજ્ઞાકારી ભગવદ્‌ભકત–પુત્ર કઇ માતાનો સ્નેહ જીતે નહિ? તેમાં પણ જે માતા ઇશ્વરપરાયણ છે, જેનું મન સંસારની મોહ જાળના તાંતણા તોડી સચ્ચિદાનંદ બ્રહ્મ સાથે આનંદ મગ્ન થયું છે, જેને કોઇપણ પ્રકારનો લોભ, આશા કે માયા મમતા નથી તે પવિત્ર ચિત્તની, નિર્મળ, નિર્લોભી, માતા ઇશ્વર પ્રેમી પુત્રને જોઇ કેમ આનંદ ન પામે? માતાજી ચંદ્રાદેવી મથુરબાબુને જોઇ બહુ આનંદ પામતાં. પ્રસંગક્રમે એક દિવસ મથુરબાબુએ તેમને પૂછયું કેઃ “દાદી મા! ત્હમે તો મ્હારી પાસેથી કોઇ દિવસ કાંઇ પણ સેવા ગ્રહણ કરતાં નથી. જો તમે મ્હને તમારો પોતાનોજ પુત્ર જાણતાં હો તો તમારી ઇચ્છામાં આવે તે વસ્તુ મ્હારી પાસેથી માંગી લો. મ્હને તમારો આજ્ઞાકારી પુત્ર સમજીને માંગો, જરા પણ સંકોચ રાખશો નહિ. જે જોઇએ તે માંગો.” મથુરની આવી ભક્તિ જોઈ સરલ હૃદયની વૃદ્ધા વિચારમાં પડી ગયાં! અનેક વિચારો કરવા છતાં તેમને કોઇ વસ્તુની ઉણપ જણાઇ નહિ; તેથી શું માંગવું તેનો પણ નિશ્ચય કરી શકયો નહિ. અન્તે તેમણે કહ્યું: “ભાઇ! તમારી કૃપાથી મ્હને કોઇ પણ વસ્તુની આવશ્યકતા નથી. જે સમયે કોઈ પણ વસ્તુની આવશ્યક્તા જણાશે તે સમયે જોઇતી વસ્તુ માગી લઇશ.” એટલું કહી વૃદ્ધાએ પોતાનો પેટારો ઉઘાડી મથુરને બતાવતાં કહ્યું: “જોયું કે? લો, જુવો ભાઇ! મ્હારી પાસે આટલાં બધાં વસ્ત્રો છે. તમારી કૃપાથી ભોજનનું તો કષ્ટજ નથી. સર્વ પ્રકારનો બંદોબસ્ત તમે કર્યો છે અને કરી દ્યોછો, ત્યારે હવે બીજું માગવું શું તે તમેજ કહો ભાઇ?” પરંતુ મથુર છોડે તેવો ન હતો. તેણે હઠ કરી કહ્યું: “ના

માતાજી ! ગમે તે પણ માગો." એવું વારંવાર તેમને કહેવા લાગ્યો. આ વખતે જો કોઇ અન્ય ભોળી સ્ત્રી હોત તો અવશ્ય કંઇક દ્રવ્યની માગણી કરત અને અન્તે દાન આપવાની કે વ્રત ઉજવવાની કિંવા તીર્થયાત્રા જવાની પણ ઇચ્છા દર્શાવત પરંતુ અહા ! આ તો સાક્ષાત્ વિશ્વપતિનાં જનની હતાં! જેમણે વિશ્વપતિને જન્મ આપ્યો તેને ખોટ શાની હોય ? દ્રવ્યના અહંકારી મથુરબાબુનો અત્યંત આગ્રહ જોઇ માતાજી વિચાર કરવા લાગ્યાં. હવે તેમને એક વસ્તુની આવશ્યકતા જણાઇ. તેમણે કહ્યું: " જ્યારે આપવાની ઇચ્છા છે ત્યારે તો મ્હારે દાંતે ઘસવાની તમાકુ ( છીકણી-તપખીર ) થઇ રહી છે તે એક આનાની લાવી આપજો." આ સાંભળી વિષયી-દ્રવ્યના અહંકારી-મથુરબાબુના નેત્રમાં જળ આવ્યાં! તેમણે માતાજીને પ્રણામ કરી કહ્યું: "ધન્ય છે માતાજી! ધન્ય છે આપની નિર્લોભતાને! આપના જેવી માતા ન હોય તો આવા ત્યાગશીલ પુત્ર ( શ્રી રામકૃષ્ણદેવ જેવા )નો જન્મ થાય શી રીતે? ધન્ય માતાજી તમને." એટલું બોલી વૃદ્ધ માતાજીની ઇચ્છાનુસાર તમાકુ મંગાવી આપી.

માતાજી નિત્ય નિયમ પ્રમાણે પ્રાતઃ સમયે જાગ્રત થઇ ઇશ્વરભજન કરતાં અને તેમનાં દર્શનાર્થે આવતી સ્ત્રીઓને પતિવ્રત પાળવાનો તથા ઇશ્વર ભજન કરવાનો ઉપદેશ આપતાં. તેઓ દિવસે તેમજ રાત્રે-જ્યારે પણ નવરાશ મળતી ત્યારે ઇશ્વર નામનો જપ કરતાં. તેમની એક ક્ષણ પણ એવી નહિ હોય કે જે સમયે તેમણે હરિ નામ વિસાર્યું હશે. દિવસે કે રાત્રે તેમણે એક ક્ષણ પણ આળસ કે મોનમાં વ્યતીત કરી નથી. તેમના ઇશ્વર ભજનને પ્રતાપેજ તેમને મૃત્યુ પણ એવુંજ એકાએક આવ્યું હતું.

---

## ચતુશ્ચત્વારિંશ અધ્યાય.

### નિર્વિકલ્પ સમાધિ.

શ્રીપરમહંસદેવને સ્વજીવનમાં સમાધિ, ભાવ સમાધિ અને નિર્વિકલ્પ સમાધિ સ્થિતિ પ્રાપ્ત થતી હતી. એમ હોવાથી સમાધિ સ્થિતિ એટલે શું તેનું સ્પષ્ટીકરણ કરવા માટે એ સંબંધી અત્રે ટુંકમાં લખવામાં આવે છે.

પરમહંસદેવના જીવન સમયે તેમની પાસે નિવાસ કરનાર ભક્તોએ તેમની એ સ્થિતિ નજરે જોઇ સ્વજીવનને ધન્ય કર્યું હતું પરંતુ આજે તે દેવના દેવ મહાદેવ નથી. આજે તો માત્ર તેમના જીવનની ઝાંખી રૂપરેખા વાંચક સમ્મુખ સાદર કરવામાં આવે છે-કારણ કે ભગવાનના ગુણાનુવાદ ગાવા એ કાંઇ સહેલું નથી તેમજ તેમની અપાર લીલાનું વર્ણન લખવું એ અમારા જેવા ક્ષુદ્ર માનવીઓને માટે અશક્યજ છે! તેમ છતાં પણ અમે જેને અમારૂં સર્વસ્વ અર્પણ કરી ચૂકયા છીએ અને જેને અમે પતિત પાવન સાક્ષાત્ ઇશ્વરાવતાર માનીએ છીએ તેમના ગુણાનુવાદ ગાવા અને તેમની અદ્‌ભૂત લીલાનું વર્ણન કરવું એ માત્ર સાહસજ છે અને તે સાહસ કર્યા સિવાય રહેવાય તેમ નથી.

ઇશ્વર પ્રેમનું પ્રાબલ્ય થતાંજ સંસારની કોઇપણ વસ્તુ અથવા કોઇ પણ મનુષ્ય ઉપર મન વિશેષરૂપે આકર્ષાતું નહિ હોવાથીજ નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત કરવાના માર્ગમાં કોઈ પ્રકારની સાંસારિક કામના-વાસનાઓ પરમહંસદેવને અંતરાય રૂપ થઇ પડી નહોતી. માત્ર તેઓ જેની આટલા બધા દિવસથી ભક્તિભાવપૂર્વક પૂજા કરતા અને જેના ઉપર અત્યંત પ્રેમ રાખતા અને જેને સર્વ સારનો સાર તથા પરથી પણ પર જાણતા તે શ્રી જગદમ્બાની " **सौम्या सौम्यतरा शेष सौम्येभ्यस्त्वाति सुंदरी** "

મૂર્તિજ અંતરાયરૂપ હતી. પરમહંસદેવ કહેતા કે: "મનને આકર્ષી એક સ્થળે સ્થાપવા જતો તેજ ક્ષણે માતાજીની મૂર્તિ આવી દ્રષ્ટિ સ્હામે ઉભી રહેતી! તે સમયે તેનો ત્યાગ કરી તેનાથી દૂર જવા ઇચ્છા થતી નહિ. જેટલી વાર મનને સર્વ વસ્તુઓમાંથી ખેંચી લઇ એકાગ્ર કરવા જતો તેટલી વાર એવીજ સ્થિતિ થતી. અંતે ઘણો વિચાર કરી, મનને ખુબ જોરથી ખેંચી લઈ જ્ઞાન બલ વડે માતાજીની મૂર્તિમાંથી પણ મનને ખેંચી લીધું, અને મનને તદ્દન શાંત પાડી દીધું. એ સમયે મનમાં કાંઇ પણ વસ્તુનું જ્ઞાન રહ્યુંજ નહિ. ભ્રુમધ્યમાં સ્થાપી એક માત્ર ભગવાનની જ્યોતિનાં દર્શન કરવા લાગ્યો. આ વખતેજ નિર્વિકલ્પ અવસ્થા થઇ ગઇ." જો કે અમારા મુખ આગળ તો આ વાર્તા અર્થહીન હતી. કારણ કે: હજી સુધી અમે કદી પણ જગદમ્બાની મૂર્તિને અમારા મનમાં બરાબર સ્થાપી શક્યા નહોતા. હજી સુધી અમે કોઇને મન-પ્રાણથી વ્હાતાં શિખ્યા નહોતા. દેવ, દેવીઓની વાતો સાંભળવામાં રસ પડતો ખરો પણ હજી સુધી અમારો હૃદય-પ્રદેશ રસાળ-ફળદ્રૂપ-થયો નહતો. હજી તો અમારૂં મન અનેક બાહ્ય વિષયોને જોઇ તેને પ્રાપ્ત કરવા દોડાદોડ કરતું હતું, ત્યાં પછી મા જગદમ્બા ઉપર અમને પ્રેમ કેવો અને કેટલો હોય વારૂ? અને તેમ હોવાથી પરમહંસદેવની મા જગદમ્બા ઉપરની પ્રીતિની વાતો સાંભળી તેનું અમે કેટલું મૂલ્ય આંકી શકીએ વારૂ? પરમહંસદેવનો સંપૂર્ણ પ્રેમ વિશ્વવ્યાપી મા જગદમ્બા ઉપર અને અમારો માંસ-પિંડના શરીર ઉપર! તેથીજ મરણનું નામ સાંભળતાંજ અથવા મનનું એકાએક પરિવર્તન થતાંજ અમારા મનમાં દારૂણ ભયનો સંચાર થાય છે. પરમહંસદેવને તેમ ન હતું. તેમણે તો સંસારમાં માતા જગદમ્બાના ચરણકમળનેજ મન-જ્ઞાનથી સાર જાણ્યાં હતાં, અને તેજ ચરણકમળનું ધ્યાન ધરીને-તેમની શ્રી મૂર્તિનીજ રાતદિવસ સેવા કરીને સમય વ્યતીત કરતા હતા. તેથીજ જ્યાં એક વખત તે મૂર્તિને મનમાંથી ભૂસી નાંખી કે પછી મન શા માટે સંસાર લિપ્ત થઇ રહે? મન-તો એકદમ આધાર રહિત થઇ, વૃત્તિ રહિત થઇ, નિર્વિકલ્પ અવસ્થામાં સ્થિત થઇ ગયું. વાંચક! જો વિષય સમજવામાં ન આવે તો તેની માત્ર એક વખત

કલ્પના કરવાનો પણ યત્ન કરજો. તેમ કરવાથીજ સમજી શકશો કે પરમહંસદેવે શ્રી જગદમ્બા માતાને કેટલે દરજ્જે પોતાનાં કરી લીધાં હતાં. તેઓ સોએ સો ટકા શ્રી જગન્માતાને વ્હાતા હતા—કહો કે તેમના ઉપર પ્રેમ રાખતા હતા.

એવી નિર્વિકલ્પ અવસ્થામાં લગભગ નિરન્તર રહેતાં પરમહંસદેવને છ મહિના વ્યતીત થયા હતા. પરમહંસદેવ કહેતા કેઃ " જે અવસ્થામાં પહોંચ્યા પછી સાધારણ જીવો પુનઃ પાછા ફરી શકતા નથી—એકવિશ દિવસ થતાંજ જેમ સુકુ પાંદડું વૃક્ષ પરથી ખરી પડે તેજ પ્રમાણે શરીર પણ પડી જાય તે સ્થળે (તેવી સ્થિતિમાં) હું છ માસ પર્યંત હતો. કયે સમયે કઇ દિશામાંથી રાત આવતી અને દિવસ જતો તેનું મ્હને કશું ગ્નાનજ રહેતું નહિ ! મરણ પામેલા મનુષ્યના નાક, મુખ ઉપર જેમ માખીઓ બેસે છે તેજ પ્રમાણે મ્હારા નાક—મુખ ઉપર પણ બેસતી પરંતુ તેની મ્હને કિંચિત્ ખબર પણ પડતી નહિ. વાળ તો ધૂળમાં રગદોળાઇ જટા જેવા બંધાઇ થઇ ગયા હતા. ક્વચિત્ બેભાનપણામાં મળ મૂત્ર વિસર્જન થઇ જતાં તેનું ગ્નાનજ રહેતું નહિ ! આવી સ્થિતિમાં શરીર રહી શકે ખરૂં કે ? કદાચ એ સમયેજ ચાલ્યું જાત પરંતુ એ સમયે એક સાધુ આવી પહોંચ્યો હતો. તેના હાથમાં એક ગોળ જાડી લાકડી હતી. ત્હેણે મ્હારી અવસ્થા જોઇનેજ જાણ્યું હતું અને કહ્યું હતું કેઃ " આ (પરમહંસદેવના) શરીર દ્વારા હજી માતાજીનાં અનેક કામ થવાનાં બાકી છે. આ (પરમહંસદેવ) ને જીવતા રાખવાથી અનેક મનુષ્યનું કલ્યાણ થશે, એમ જાણીને ખાવાને સમયે ખાવાનું લાવી આપી મરતાં મરતાં મ્હારામાં ચેતન લાવવાનો યત્ન કરતો. જરા ચેતન આવતાંજ મ્હોમાં કોળીયા ભરાવતો. એ પ્રમાણે કરતાં કોઇ દિવસ થોડું ઘણું પેટમાં જતું. કોઈ દિવસ જતુંજ નહિં ! એમ કરતાં છ માસ વિત્યા છે ! એ અવસ્થા પછી કેટલેક દિવસે માતાજીની વાણી સાંભળી કેઃ "ભાવ મુખે (સમાધિ સ્થિતિમાં) રહેજે. લોક શિક્ષાને માટે ભાવ મુખે રહેજે." ત્યાર પછી શરીર બહુ [illegible] રહ્યું હતું. આમાશય સાથે પેટમાં સખ્ત ચૂંક અને શરીરમાં દુઃખાવો થયો. એ

દુઃખ છ માસ ભોગવ્યા પછી મન જરા જરા નીચે ઉતરી સાધારણુ માણુસના જેવું ચેતન પામ્યું. નહિ તો ધીમે ધીમે મન પોતાની મેળેજ દોડતું નિર્વિકલ્પ અવસ્થામાં પહોંચી જાત !"

પરમહંસદેવના શરીર ત્યાગ પહેલાં દશ બાર વર્ષ પૂર્વે જેમણે તેમનાં તેમને મુખેથી સાંભળ્યું છે કેઃ તે સમયે પણુ પરમહંસદેવની વાતાચત સાંભળવાનું તેમના ભાગ્યમાં વિશેષરૂપે લખ્યું નહોતું. ચોવિશે કલાક ભાવ–સમાધિ સ્થિતિમાંજ તેઓ રહેતા ત્યાં પછી કથા વાર્તા કહે કોણુ ? નેપાલના સરકારી અમલદારશ્રી વિશ્વનાથ ઉપાધ્યાય–જેને પરમહંસદેવ " કપ્તાન " કહેતા, તેમને મુખેથી અમે સાંભળ્યું છે કેઃ તેમણે ( કૅપ્ટન સાહેબે ) પરમહંસદેવને લાગલાગટ ત્રણુ દિવસ રાત્રિ પર્યંત–નિરંતર–સમાધિ મગ્ન થયેલા જોયા છે ! તેમણે એમ પણુ કહ્યું હતું કેઃ એ પ્રમાણે બહુ કાલ પર્યંત મહન સમાધિ સ્થિતિમાં રહેવાને સમયે પરમહંસદેવના શરીરે બોચીથી બરડાની કરોડના છેલ્લા મણુકા પર્યંત અને જાંગથી તે પગનાં તળીયાં સુધી—ઉપરથી નિચે પર્યંત–ગાયનું ઘૃત–કોઇ કોઇ વખતે ચોળવામાં આવતું. તેમ કરવાથીજ સમાધિની ઉચ્ચ ભાવ ભૂમિકામાંથી "હું અને મ્હારૂં" એવા–માયા–રાજ્યમાં ઉતરી આવવા માટે પરમહંસદેવને સરલતા થતી.

પરમહંસદેવ પોતે અમારા સમક્ષ એક દિવસ બોલ્યા હતા કેઃ "મ્હારા મનની સ્વાભાવિક ગતિ–ઉર્દ્ધ દિશામાં ( નિર્વિકલ્પ દિશામાં ) રહે છે. સમાધિ થયા પછી તે નીચે ઉતરવા ચ્હાતું નથી. તમારે માટે બળ પૂર્વક નીચે ઉતારી લાવવું પડે છે. કોઇ એક નિમ્ન સ્થાનની વાસનાનું પ્રાબલ્ય ના થાય તો નીચે ઉતરી શકાતું નથી. તેથીજ " તમાકુ ખાવી છે. " " જળ પાન કરવું છે. " " પાન ખાવું છે. " " અમુકને મળવું છે. " " વાર્તાલાપ કરવો છે. " વગેરે પ્રકારની ન્હાની ન્હાની વાસનાઓ મનમાં ઉઠે અને તેનું વારંવાર મનમાં મનન થાય ત્યારેજ મન ધીમે ધીમે નીચે ( શરીરમાં ) ઉતરી આવે છે. કોઇ કોઇ વખત તો નીચે ઉતરતાં ઉતરતાં જ પાછું ઉર્દ્ધ દિશામાં દોડી જાય છે ! વળી પાછું તેને ઉપર પ્રમાણે

વાસનામાં ગુંથી નીચે ઉતારી લાવવું પડે છે." અહા ! કેવો ચમત્કારી વ્યાપાર ! અમે તો સર્વે આ સાંભળીને સ્તબ્ધજ થઇ બેસી રહેતા ! અને વિચારતા કે: "અદ્વૈતજ્ઞાન છેડે બાંધીને ઇચ્છા થાય તે કરો." પરમહંસદેવના એ ઉપદેશનો અર્થ આ પ્રમાણે થતો હોય તો તે પ્રમાણે અમારા જીવનમાં બન્યું છે કે કેમ ? ના, ના, અમારે માટે તો તેમનાં પવિત્ર ચરણુ કમળના શરણાગત થઇ રહેવું એજ એક માત્ર ઉપાય જણાય છે. એ પ્રમાણે કેટલાક દિવસ કરતા રહેવામાં પણ એક પ્રકારનો વિષમ ગડબડાટ જણાયો છે. એ માર્ગનો આશ્રય લેવા જતાં દુષ્ટ મન પ્રસંગોપાત કહે છે કે: "પરહંસદેવ અમને બીજાઓ કરતાં વિશેષ સ્નેહની દ્રષ્ટિએ જૂવે ના કેમ ? નરેન્દ્રનાથ (સ્વામી વિવેકાનંદ) ઉપર જેટલો પ્રેમ રાખે છે તેટલો અમારા ઉપર કેમ રાખે નહિં ? અમે તેના કરતાં ઉતરતા શાથી ? વગેરે." હમણાં તે વાતબાજુએ મૂકીએ છીએ. હમણાં તો પ્રથમનું અનુસંધાન લખીએ છીએ.

ઉચ્ચ પ્રકારના ભાવ અને સમાધિ તત્વ સંબંધી અમે પરમહંસદેવને મુખેથી સાંભળી લઇ જેટલું સમજ્યા છીએ તેજ સમજાવવાનો યત્ન કરીશું, અને ભાવ-મુખ અવસ્થાનો કાંઇક પરિચય આપીશું. પૂર્વેજ કહેવામાં આવ્યું છે કે: "મનમાં ગમે તેવા ઉચ્ચ ભાવ પ્રવેશ કરશે તેની સાથેજ કોઇ એક પ્રકારનું શારીરિક પરિવર્તન અવશ્ય જણાશેજ. એ કાંઇ સમજાવવાનો વિષય નથી. એ તો નિત્ય નજરે જોઇ શકાય એમ છે. ક્રોધ થતાં શરીર એક પ્રકારનું અને પ્રેમ દર્શાવતાં અન્ય પ્રકારનું જણાય છે અને તે નિત્ય નજરે જોવાથી, સહજે જણાઇ આવે છે. વળી સત્ અથવા અસત્નો વિચાર કોઇના મનમાં વિશેષ વૃદ્ધિ પામે છે ત્યારે તેના શરીરમાં એક પ્રકારનું એવું પરિવર્તન થાય છે કે જે જોતાંજ લોકો તેની પ્રકૃતિનું અનુમાન કરી શકે છે. અમુક મનુષ્યને જોતાંજ ધારણા થઇ શકે છે કે: "આ માણસ ક્રોધી, કામી કે સાધુ છે." કોઇને જોતાં એવું કહેવાય છે તેજ એ વિષયનું પ્રમાણ છે. વળી આસુરી પ્રકૃતિનો-ભયંકર આકૃતિનો-ભયંકર સ્વભાવનો કોઇ એક માણસ નિરન્તર સત્ ચિન્તામાં-સાધુભાવના પૂર્વક-૭ માસ

વ્યતીત કરે તો તેની આકૃતિ-પ્રકૃતિ-આચરણ વગેરે પહેલાંના કરતાં કેટલાં કોમળ અને સરલ થઇ ઉઠે છે તે પણ અમારામાંના અનેક સંજ્જનોનાં જાણવામાંજ હશે. પાશ્ચાત્ય શરીર-તત્ત્વવિત્ કહે છે કેઃ જે પ્રકારના ભાવ ( વિચાર ) તમારા મનમાં ઉત્પન્ન થશે તેનાથી તમારા મસ્તક ઉપર એક ડાઘ અંકિત થશે. તે ડાઘ કદી પણ ભૂસાશે નહિં. એ પ્રમાણે સારા-નરસા બે પ્રકારના ભાવ ( વિચારો ) ના બે પ્રકારના ડાઘાઓની સમષ્ટિના ઓછા વત્તા પ્રમાણને લઇનેજ તમારૂં ચરિત્ર રચાયું છે અને તેથીજ તમે લોકોમાં સારા અથવા નઠારા ચરિત્રવાળા કહેવાઓ છો. ભારત વર્ષના યોગી ઋષિઓ કહે છે કેઃ એવા બે પ્રકારના ભાવ—વિચારો-મસ્તકમાં બે પ્રકારના ડાઘ અંકિત કરીનેજ અટકતા નથી, તે તો ભવિષ્યમાં તમને સારાં નઠારાં કર્મમાં પ્રવૃત્ત કરી શકે એવી સૂક્ષ્મ પ્રેરણા શક્તિરૂપ ધારણ કરી મેરૂ દણ્ડ ( બરડાની કરોડ )ના છેલ્લા છેડામાં રહેલા “ મૂલાધર ” નામક મેરૂ ચક્રમાં નિત્ય અવસ્થાન કરે છે. જન્મ-જન્માન્તરથી સંચિત એવી પ્રેરણા શક્તિ સમૂહની એજ નિવાસ ભૂમિ છે. એ સમૂહનું નામજ સંસ્કાર અથવા પૂર્વ સંસ્કાર અને તે સર્વ સંસ્કારોનો નાશ શ્રીભગવાનનો સાક્ષાત્કાર થાય તોજ અથવા નિર્વિકલ્પ સમાધિ સ્થિતિ પ્રાપ્ત થાય તોજ બની શકે નહિં તો એક દેહથી અન્ય દેહ ધારણ કરતી વખતે પણ જીવ તેજ સંસ્કારોની પોટલી “ **वायुर्गंधा निवाशयात्** ” બગલમાં ઘાલી લઇ જાય છે.

અદ્વૈત જ્ઞાન અથવા શ્રી ભગવાનનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર થતાં પહેલાં શરીર અને મનનો પૂર્વોક્ત પ્રમાણે ઘનિષ્ઠ સંબંધ હોય છે, શરીરમાં કાંઇ પણ થતાંજ તેના મનમાં આઘાત લાગે છે અને મનને કાંઇ પણ આઘાત થતાંમાંજ શરીરમાં આઘાતનો અનુભવ થાય છે. એજ પ્રમાણે એક મનુષ્યના શરીર અને મનની પેઠે સમગ્ર મનુષ્ય જાતિના શરીર અને મનનો પણ એવોજ સંબંધ હોય છે. તમારા શરીર-મનનો ઘાત પ્રતિઘાત અન્ય સર્વ મનુષ્યોના શરીર-મનને લાગે છે. એજ પ્રમાણે બાહ્ય અને આંતર, તથા સ્થૂલ અને સૂક્ષ્મ જગત્ નિત્ય સંબંધથી સંધાયેલું રહે છે, અને

પરસ્પર પરસ્પર સાથે ઘાત પ્રતિઘાત કરે છે. તેટલા માટેજ જોઇ શકાય છે કેઃ જે સ્થળે અનેક મનુષ્યો શોકાકુળ થયેલાં હોય છે તે સ્થળે તેમને જોતાંજ તમારા મનમાં પણ શોકનો ઉદય થાય છે. જે સ્થળે ભક્તિમાન મનુષ્યો ભક્તિ કરતાં હોય છે તે સ્થળે તેમને જોતાંજ તમારા મનમાં પણ વગર યત્ને ભક્તિભાવનો ઉદયજ થશે. એ પ્રમાણેજ સર્વ વિષયોનું સમજવું.

તે માટેજ જોઇ શકાય છે કેઃ શારીરિક રોગ અને સ્વાસ્થ્યની પેઠેજ માનસિક વિકાર અથવા ભાવ–વિચારોમાં પણ એક પ્રકારનો ચેપ હોય છે– કહો કે તેમાં ચેપી શક્તિ હોય છે. તેટલા માટેજ ભગવદ્–પ્રેમ ઉત્પન્ન કરવા, શાસ્ત્રકારો સાધુની સંગતિ કરવાનો ઉપદેશ આપે છે. તેટલા માટેજ પરમહંસદેવ પાસે જેઓ એક વખત પણ જતા તેમને તેઓ "આ સ્થળે આવ જા કરો, શરૂવાતમાં આ સ્થળે ઘણી વખત આવ જા કરવું જોઇએ." વગેરે કહેતા. ઠીક, હમણાં એ વાત પડતી મૂકીએ છીએ.

સાધારણ માનસિક ભાવ–સમૂહની પેઠે શ્રી ભગવાન પ્રત્યે એકાન્ત–એકનિષ્ઠ તીવ્ર પ્રેમ ઉત્પન્ન થવાથી જે સમસ્ત ભાવ–મનમાં ઉદય પામે છે તે સર્વ પણ અપૂર્વ શારીરિક પરિવર્તન કરી દે છે. જેમ કેઃ એવો પ્રેમ ઉત્પન્ન થતાંજ સાધકનું મન રૂપ–રસાદિ ઉપરથી ઓછું થઇ જાય છે. આહાર અને નિદ્રા ઓછી થઇ જાય છે. અમુક પ્રકારના ખાદ્ય પદાર્થો ઉપર રૂચિ અને અમુક પ્રકારના ખાદ્ય ઉપર અરૂચિ થાય છે. સ્ત્રી પુત્રાદિ જે સર્વ મનુષ્યો સાથે માયિક સંબંધ હોય છે પણ તે જો પોતાને શ્રી ભગવાનથી વિમુખ કરે એવાં જણાય છે તો સાધકો વિષવત્ જાણી તેનો ત્યાગ કરવા તત્પર થાય છે. પરમહંસદેવ કહેતા કેઃ "વિષયી મનુષ્યોની હવા (તેના શરીરે અથડાઇને આવતો પવન) હું સહન કરી શકતો નથી. આત્મીય–સ્વજનોના સંસર્ગમાં આવતાં જાણે દમ બંધ થઇ પ્રાણ ચાલ્યા જવા જેવું થઇ જાય છે. વળી કહેતા કેઃ "ઇશ્વરને જે બરાબર બોલાવી શકે છે (અર્થાત્ તેને પ્રાપ્ત કરવાની જે યથાર્થ પ્રાર્થના કરે છે) તેના શરીરમાં મહાવાયુ સરૂસરૂ કરતો મસ્તક પર્યંત ઉર્ધ્વ દિશામાં અવશ્ય ચઢશે." વગેરે.

એ સર્વ ઉપરથી જોઇ શકાય છે કેઃ ભગવદ્ પ્રેમ ઉત્પન્ન થવાથી જે

સર્વ માનસિક પરિવર્તન અથવા ભાવ ઉપસ્થિત થાય છે તે સર્વની એક એક પ્રકારની શારીરિક પ્રતિકૃતિ અથવા રૂપ હોય છે. મનની સ્થિતિ જોઈ વૈષ્ણવ તંત્ર શાસ્ત્રોએ સર્વ ભાવને શાન્ત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર, એવા પાંચ વિભાગમાં વિભક્ત કર્યા છે અને તે સર્વ માનસિક વિકારનો આશ્રય કરીને જે શારીરિક પરિવર્તન ઉપસ્થિત થાય છે તેનું નિરીક્ષણ કરીનેજ યોગ શાસ્ત્રે મેરૂદણ્ડ અને મસ્તકની અંદર કુંડલિની શક્તિ અને ષટ્ ચક્રાદિનું વર્ણન કર્યું છે.

કુંડલિ અથવા કુંડલિની શક્તિનો સંક્ષેપ પરિચય યોગ શાસ્ત્રમાં સારી પેઠે આપ્યો છે. આ જન્મમાં અને પૂર્વ જન્મોમાં જીવાત્મામાં જેટલા માનસિક ભાવ ઉપસ્થિત થયા હતા અને થાય છે તે સમૂહની સૂક્ષ્મ શારીરિક પ્રતિકૃતિનું અવલંબન કરી અવસ્થિત થઇ રહેલી મહા ઓજસ્વિની પ્રેરણા શક્તિનેજ પતંજલિ વગેરે ઋષિઓએ કુંડલિની એવું નામ આપ્યું છે. યોગી જનો કહે છે કેઃ એ કુંડલિની બદ્ધ જીવોના શરીરમાં સંપૂર્ણ નિદ્રિત અથવા તો અપ્રકાશિત અવસ્થામાં રહે છે. તેની એવી નિદ્રિત અવસ્થાને લીધેજ જીવને સ્મૃતિ, કલ્પના, વગેરે વૃત્તિયોનો ઉદય થાય છે. તે ( કુંડલિની ) કોઇ પણ રીતે સંપૂર્ણ જાગૃત અથવા તેને પ્રકાશાવસ્થા પ્રાપ્ત થાય તોજ તે જીવને પૂર્ણ જ્ઞાન પ્રાપ્તિની પ્રેરણા કરી શ્રી ભગવાનનો સાક્ષાત્કાર કરાવી આપે છે. જો પ્રશ્ન કરો કેઃ નિદ્રિત અવસ્થામાં હોવા છતાં કુંડલિની શક્તિમાંથી શી રીતે કલ્પના વગેરેનો ઉદય થઇ શકે છે? તો તેના ઉત્તરમાં કહેવું પડશે કેઃ તે નિદ્રિત હોવા છતાં પણ બાહ્ય રૂપ—રસાદિ પદાર્થ પંચેદ્રિય દ્વારમાં થઇને નિત્ય મસ્તક ઉપર આઘાત કરે છે તે માટે થોડી ઘણી, ક્ષણ માત્ર સ્થાયી ચેતના તેનામાં ઉપસ્થિત થાય છે. જેમ કેઃ નિદ્રામાં પડેલા મનુષ્યને મચ્છરનો ડંશ થતાં તે નિદ્રામાં હોવા છતાં પણ તેનો હાથ મચ્છરને મારવા તેના ઉપરજ પડે છે અથવા તે સ્થળેથી મચ્છર ઉરાડે છે તેજ પ્રમાણે સમજવું.

યોગીઓ કહે છે કેઃ મસ્તકના મધ્ય ભાગમાં ( તાલુ સ્થાનમાં ) બ્રહ્મ-રન્ધ્રમાંના આકાશ વા અવકાશમાં અખણ્ડ સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માનું

અથવા શ્રી ભગવાનનું જ્ઞાન સ્વરૂપે સ્થાન છે. તેની સાથે કુંડલિની શક્તિનો વિશેષ પ્રેમ છે, અથવા શ્રી ભગવાન તેને નિરન્તર આકર્ષણ કરે છે. પરંતુ તે જાગૃત નહિ હોવાથી કુંડલિની શક્તિ તે આકર્ષણનો અનુભવ કરતી નથી. જાગૃત થતાંજ તેને શ્રી ભગવાનનાં આકર્ષણનો અનુભવ થશે અને તે તેમની પાસે જઇ પહોંચશે. આ પ્રમાણે કુંડલિનીને શ્રી ભગવાનની પાસે જવાનો માર્ગ પણ અમારા પ્રત્યેકના શરીરમાંજ છે. મસ્તકથી આરંભ થઇ મેરૂદણ્ડ (બરડાની કરોડની વચ)માં થઇનેજ એ માર્ગ મેરૂદણ્ડના મૂળમાં મૂલાધાર નામક મેરૂ ચક્ર પર્યંત છે એનેજ યોગ શાસ્ત્રમાં સુષુમ્ણા માર્ગ કહ્યો છે. પાશ્ચાત શરીરતત્ત્વવિત્ પણ્ડિતોએ એ માર્ગનેજ Canal Centrales–મધ્ય માર્ગ કહ્યો છે, પરંતુ એ માર્ગની કોઇ પ્રકારની આવશ્યકતા અથવા કાર્યકારિતા (ઉપયોગિતા) માટે શોધ કરી નથી. બીજા શબ્દોમાં કહીએ તો તેમને એ માર્ગની ઉપયોગિતા જણાઇજ નથી, એજ એમના પૂર્વ સંસ્કાર ! એ માર્ગે થઇનેજ કુણ્ડલિની પૂર્વે (બાલ્યાવસ્થામાંથી) પરમાત્માથી છુટી પડી મસ્તકમાંથી મેરૂ ચક્ર (મૂળાધાર)માં આવી નિદ્રિત થઇ છે. મનુષ્યનું વય જેમ જેમ વધતું ગયું તેમ તેમ તે સુષુમ્ણા માર્ગનું મુખ સ્થૂળ થઇ ગયું છે. સાધન કરતાં પુનઃ એ માર્ગે થઇનેજ કુણ્ડલિની મેરૂદણ્ડમાં ઉંચે ચઢતાં ચઢતાં છ ચક્રો ભેદ કરી મસ્તકમાં ચઢી શકે છે.*

કુણ્ડલિની જાગૃત થઇને એક ચક્રમાં થઇને બીજા ચક્રમાં જ્યારે ઉપસ્થિત થાય છે ત્યારે જીવાત્માને એક પ્રકારનો અભૂતપૂર્વ અનુભવ થાય છે અને એમ કરતાં કરતાં જ્યારે તે મસ્તકમાં ઉપસ્થિત થાય છે ત્યારે જીવને ધર્મ વિજ્ઞાનની ઉચ્ચ પ્રાપ્તિ અથવા અદ્વૈત જ્ઞાન થઇ "**कारणं कारणानां**" પરમાત્માની સાથે તન્મયત્વ થાય છે. તે સમયે જીવની ભાવના પણ ઉચ્ચા·

* યોગશાસ્ત્રમાં એ છ ચક્રનાં નામ અને સ્થળનું અનુક્રમ વર્ણન લખ્યું છે. જેમ કેઃ મેરૂદણ્ડ (કરોડ)ને છેડે (૧) મૂળાધાર, તેનાથી ઉંચે લિંગમૂળમાં (૨) સ્વાધિષ્ઠાન, તેનાથી ઉંચે નાભિસ્થળમાં (૩) મણિપુર, તેનાથી ઉંચે હૃદયમાં (૪) અનાહત. તેનાથી ઉંચે કણ્ઠમાં (૫) વિશુદ્ધ અને તેનાથી ઉંચે બે ભ્રમરની વચ્ચે (૬) આજ્ઞા. એ છ ચક્રો કરોડમાં શુષુમ્ણા માર્ગમાંજ અવસ્થિત છે તેથી હૃદય, કણ્ઠ વગેરે શબ્દપ્રયોગથી કરોડની વચમાંજ તે સ્થળ સમજવાં જોઇએ.

વસ્થામાં પહોંચે છે અથવા જેમ હાવભાવને લીધે અન્ય સકલ ભાવનાઓ સર્વ ક્ષણે મનમાં ઉદય પામે છે તે **ભાવાતીત** ભાવનામાં તન્મય થઇ અવસ્થાન કરવા રૂપ અવસ્થામાં (જીવ) સ્થિત થાય છે.

અહા! કેવી સરલ ભાષામાં પરમહંસદેવ અમને યોગનું ગૂઢ તત્ત્વ રહસ્ય સમજાવતા હતા! તેઓ કહેતા કે: "સાંભળો! ચૈતન્ય તત્ત્વ સડ્ સડ્ કરતું પગથી માથામાં જઇ સ્થિત થાય છે. જેટલી ક્ષણ તે માથામાં જઇ ન પહોંચે ત્યાં સુધી શુદ્ધિ રહે છે—બાહ્ય જ્ઞાન રહે છે, પણ જે સમયે તે મસ્તકે જઇ પહોંચે છે તે વખતે તો તદ્દન બેહોશ થઇ જવાય છે. શરીર જડવત્ થઇ જાય છે. તે સમયે જોવા—સાંભળવા કે વાતચિત કહેવાપણું રહેતું નથી. વાત કહે કોણ? "હું" "તું" એવી બુદ્ધિજ જતી રહે છે. મનમાં ઇચ્છા થાય છે કે તે સમયની સર્વ વાર્તા તમને કહી સંભળાવવી— કુણ્ડલિની ચક્રભેદ કરી ઉંચે ચઢતી સમયે થતાં કેટલાએ પ્રકારનાં દર્શનનું આબેહૂબ વર્ણન તમારા સન્મુખ કહેવું, જ્યાં સુધી તે (કુણ્ડલિની) આ સ્થાન (હૃદય અને કણ્ઠ બતાવીને) પર્યંત આવે છે ત્યાં સુધી બહુ જોર કરે છે અને ત્યાં સુધી વાર્તાલાપ કરવાનું ભાન રહે છે અને વાર્તાલાપ કરી શકું છું પરંતુ તે આ (કણ્ઠ) સ્થાન છોડી ઉપર ચઢે છે કે તુર્તજ જાણે કોઇ મુખ દબાવી રાખે છે અને બેહોશ થઇ જાઉં છું. ભાન રહેતું નથી. તે વખતે હું મ્હને પોતાને સંભાળી શકતો નથી. (કણ્ઠ બતાવી) એનાથી ઉપર જતાંજ કયા પ્રકારનાં દર્શન થાય છે તે કહેવા જતાં—કેવા પ્રકારનાં દર્શન થયાં હતાં તે કહેવાની ઇચ્છા થતાંજ મન સડક્ દઇને ઉપર ચઢી જાય છે. તેથી વિશેષ બોલાતું નથી."

અહા! કણ્ઠની ઉપરના ચક્ર પર મન ચઢ્યા પછી કેવા પ્રકારનાં દર્શન થાય છે તે કહેવાનો પરમહંસદેવે અશેષ પ્રયત્ન કરવા છતાં તેનું વર્ણન તેઓ કરી શક્યા નથી, એવું ઘણી વખત બન્યું છે. અમારા એક મિત્રે કહ્યું છે કે: "એક દિવસ પરમહંસદેવે જુસ્સામાં કહ્યું હતું કે: આજે તમને સર્વ કહેવાનો નિશ્ચય કર્યો છે. કાંઇપણ તમારાથી છાનું રાખીશ નહિ." એમ કહી બોલવાનો આરંભ કર્યો. કણ્ઠ અને હૃદય પર્યંત સર્વ ચક્રો સંબંધી બરાબર

વર્ણન કર્યું. ત્યાર પછી ભ્રૂમધ્યસ્થળ બતાવી બોલ્યા કેઃ "આ સ્થળે મન આવતાંજ પરમાત્માનાં દર્શન થાય છે અને જીવને સમાધિ થાય છે. તે સમયે પરમાત્મા અને જીવાત્મા વચ્ચે કેવળ માત્ર એક સ્વચ્છ પાતળો પર્દો રહે છે. તે તે સમયે એવું જૂવે છે કે–" એમ કહી પરમાત્માના દર્શન સંબંધી વાત કહેવાનો આરંભ કર્યો તેજ ક્ષણે સમાધિસ્થ થઇ ગયા. સમાધિ ભંગ થતાં પુનઃ બોલવાનો આરંભ કર્યો પણ પુનઃ સમાધિસ્થ થઇ ગયા! એ પ્રમાણે વારંવાર યત્ન કર્યા પછી સજલ નેત્રે અમને કહેવા લાગ્યા કેઃ "ભાઇ! હું તો બધુંજ કહેવા ચાહું છું, જરા પણ છુપાવવા માંગતો નથી પરંતુ "મા" કોઇ પણ યત્ને બોલવા દેતી નથી. મ્હો દબાવી રાખે છે. " અમે અવાક થઇ વિચારવા લાગ્યા કેઃ "આ શું? અમે જોઇ શકીએ છીએ કેઃ તેઓ બોલવા માટે ઘણો યત્ન કરે છે. નહિ બોલી શકવાથી તેમને કષ્ટ પણ થાય છે, તેમ છતાં પણ તેઓ કહી શકતા નથી. માતા તો બહુ જબરી! તેઓ સારી વાર્તા કહે છે, ભગવદ્દર્શન સંબંધી વાર્તા કહેવા ચ્હાય છે તેમ છતાં મ્હો દબાવી તેમને બોલવા દેતી નથી તેનું કારણ શું?' તે સમયે શું સમજી શકીએ કેઃ મન અને બુદ્ધિ જે શક્તિની સહાયતા વડે વાર્તાલાપ કરી શકે છે તેની ગતિ બહુ દૂર ચાલી શકતી નથી અને તેઓ જેટલી ગતિ કરાવવા ચ્હાય છે તેનાથી પર ગયા સિવાય પરમાત્માનાં પૂર્ણ દર્શન થતાં નથી. અમારા ઉપરના પ્રેમ-વાત્સલ્યને લીધે-પરમહંસદેવ અસંભવને સંભવ કરવા મથે છે એ સત્ય તત્ત્વ શું તે સમયે અમારા સમજવામાં આવે ખરૂં?

કુણ્ડલિની શક્તિ શુષુમ્ણા-માર્ગે મસ્તક ઉપર ચઢતી વખતે સાધકને જે જે પ્રકારનાં દર્શન થાય છે તે સંબંધી પરમહંસદેવ કહેતા કેઃ "સાંભળો! જે ચૈતન્ય સડ્ સડ્ કરતું માથે ચઢે છે તેની સર્વ સમયે એક સરખી ગતિ હોતી નથી. આરમ્ભમાં તેની ગતિના પાંચ પ્રકાર હોય છે. ૧-પિપીલિકા ગતિ, જેમ કીડીઓ મ્હોમાં આહાર લઇ હારબંધ સડ્ સડ્ ચાલી જાય છે, તેજ પ્રમાણે પગથી એક પ્રકારનો સડસડાટ આરંભ થાય છે, અને તે ક્રમે ક્રમે ધીમે ધીમે ઉપર ચઢી મસ્તક પર્યંત પહોંચે છે, તે પછી સમાધિ થાય છે. ૨-દેડકાની ગતિ. દેડકાઓ જેમ ટપ્ ટપ્ ટપ્-ટપ્ ટપ્ ટપ્ કરતા બે ત્રણ વખત કુદકા ભરી

થોભી જાય છે અને વળી પાછા એ ત્રણ કુદકા ભરે છે અને થોભી જાય છે તેજ પ્રમાણે પગના અંગુઠાથી કોઇ વસ્તુ ( ચૈતન્ય ) શરીરમાં—અરડાની ફરોડમાં થઇને ઉંચે ચઢતી જણાય છે. માથામાં પહોંચતાંજ સમાધિ થાય છે. ૩—સર્પ ગતિ. સર્પ જેમ લાંબો—સીધો થઇને અથવા ગુંચળું વળીને ચુપ થઇને પડી રહે છે અને સ્હામે આહાર ( શિકાર ) જોતાંજ અથવા ભય પામતાંજ કિલ્ બિલ્ કિલ્ બિલ્ કરતાં વાંકો ચૂકો થઇ દોડે છે તેજ પ્રમાણે પગથી કોઇ વસ્તુ માથા સુધી દોડે છે. તેજ ક્ષણે સમાધિ થાય છે. ૪—પક્ષી ( વિહંગ ) ગતિ—પક્ષીઓ જેમ એક સ્થળેથી બીજે સ્થળે જઇ બેસતી વખતે સડ્ સડ્ કરતાં પાંખો ફફડાવતાં ઉડે છે અને તેમાં ક્વચિત્ ઉંચે ચઢે છે અને ક્વચિત્ નીચે ઉતરે છે પરંતુ કોઇ પણ સ્થળે વિશ્રામ કરતાં નથી અને જ્યાં બેસવાની ઇચ્છા હોય છે ત્યાંજ જઇને એકદમ બેસે છે તેજ પ્રમાણે પગથી ઉંચે ચઢવા માંડેલું ચૈતન્ય તત્ત્વ સમ્ સમ્ કરતું માથે ચઢી જાય છે. તેજ વખતે સમાધિ થાય છે. ૫—વાંદર-ગતિ—વાંદરાઓ જેમ એક વૃક્ષ શાખા ઉપરથી "હુપ" કરતા બીજી શાખા ઉપર કુદે છે અને ત્યાંથી વળી ત્રીજી શાખા ઉપર જઇ બેસે છે અને એ પ્રમાણે જ્યાં ધારે છે ત્યાં જઇ બેસે છે તેજ પ્રમાણે પગથી ઉંચે ચઢતું ચૈતન્ય પણ બે ત્રણ કુદકા મારી મસ્તકમાં જતું જણાય છે અને સમાધિ થઇ જાય છે."

કુણ્ડલિની શક્તિ સુષુમ્ણા માર્ગમાં પ્રવેશ કરી મસ્તક ઉપર ચઢતી વખતે પ્રત્યેક ચક્રમાં કયા પ્રકારનાં દર્શન થાય છે તે સંબંધી પરમહંસદેવ કહેતા કે: " વેદાંતમાં સપ્ત ભૂમિકા સંબંધી લખ્યું છે. એક એક ભૂમિકાનો અનુભવ થતાં સાધક યોગીને એક એક પ્રકારનાં દર્શન થાય છે. મન સાધારણ રીતે નીચલી ત્રણ ભૂમિકાઓમાં આવ જા કરે છે. તેની એ દિશામાંજ ગતિ રહે છે. ગુદા, લિંગ, અને નાભિ એ ત્રણમાં મન રહી આહાર કરવો, વસ્ત્રો પહેરવાં અને અનેક પ્રકારના ઉપભોગ કરવા ઇચ્છાવાળું રહે છે. પરંતુ એ ત્રણ ભૂમિકાઓ પસાર કરી જ્યારે મન હૃદય—ચક્રમાં પ્રવેશે છે તે વખતે તેને જ્યોતિનાં દર્શન થાય છે, પરંતુ ક્વચિત્ ક્વચિત્ મન હૃદય

પર્યંત આવ્યા પછી પુનઃ નીચલિ ભૂમિકાઓ–ગુહ્ય, લિંગ, અને નાભિમાં ઉતરી પડે છે. હૃદય–ચક્ર પસાર કરી મન જ્યારે કણ્ઠ–ચક્રમાં પ્રવેશે છે ત્યારે પછી તે ઇશ્વરીય વાર્તા સિવાય બીજા કોઇ પણ વિષયની કથા—વાર્તા કહી શકતું નથી. મ્હને પણ તે સમયે એવો અનુભવ થયો છે. એ સમયે જો કોઇ મ્હારી સમક્ષ વિષય સંબંધી વાર્તા કહેતું તો જાણે મ્હારા માથામાં લાકડીનો ફટકો માર્યો હોય તેમ થતું. તે વખતે હું તેનાથી ઘણે દુર–પંચવટીમાં ન્હાસી જતો. તે સ્થળે ત્યાં એવી કોઇ વાત સાંભળવાનો અધીકારજ રહેતો નહિ. વિષયી મનુષ્યોને જોતાંજ ભય પામી હું સંતાઇ જતો ! આત્મીય–સ્વજનોને જાણે કુવો હોય તેમજ જાણતો. હું એવુંજ જાણતો કે જાણે તેઓ મ્હને ખેંચી લઇ કૂવામાં ફેંકી દેવાનો યત્ન કરે છે ! જાણે હું તેમાં પડી જઇશ તે ફરીથી બહાર નીકળવા પામીશ નહિં. મ્હને એટલો બધો ભય થતો ! તેમને જોતાંજ મ્હારો શ્વાસ બંધ થઇ જતો. મનમાં થતું કે જાણે પ્રાણ આ ચાલ્યા–આ ચાલ્યા ! તે સ્થળેથી હું ન્હાસી જતો ત્યારેજ મનને શાંતિ થતી ! કણ્ઠ–ચક્રમાં મન પ્રવેશે છે ત્યારે પણ કવચિત્ તે ગુહ્ય, લિંગ, નાભિમાં ઉતરી પડી શકે છે. માટે તે સમયે પણ બહુ સાવચેતીથી રહેવું જોઇએ, પરંતુ કણ્ઠ–ચક્ર પસાર કરી કોઇનું મન ભ્રૂમધ્યમાં પ્રવેશે છે ત્યાર પછી તેને નીચે ઉતરી પડવાનો ભય રહેતો નથી. ત્યાં તેને નિત્ય પરમાત્માનાં દર્શન થાય છે અને તે સમાધિમાં રહે છે. એ સ્થળ અને સહસ્ત્ર દલ કમળ—સ્થાનની વચ્ચે માત્ર સ્વચ્છ કાચના જેવો એક પાતળો પર્દો હોય છે. તે સમયે પરમાત્મા એટલા બધા નજીક હોય છે કે, જેથી મનમાં એવુંજ થાય છે કે જાણે તેમની સાથે સત્વર એકત્ર કેમ થઇ જવાતું નથી. એ સ્થળેથી મન જો નીચે ઉતરી શકે તો ઘણું ઘણું તો. કણ્ઠ કે હૃદય પર્યંત ઉતરે પરંતુ તેનાથી વિશેષ નીચે ઉતરી શકતું નથી. જીવ કોટીનું મનુષ્ય–મન એ સ્થળેથી નીચે ઉતરી શકતું નથી. એક દિવસ પર્યંત નિરન્તર સમાધિમાં રહ્યા પછી એ પર્દો જતો રહે છે, અને તે (પરમાત્મા)ની સાથે એકત્ર થઇ શકાય છે–પરમાત્માનાં દર્શન થાય છે. સહસ્ત્ર દળ કમળમાં પરમાત્માની સાથે એકત્ર મળી જવું એનુંજ નામ સપ્તમ ભૂમિકામાં સ્થિત થવું કહેવાય છે.”

પરમહંસદેવના મુખમાંથી એવો વેદ, વેદાન્ત, યોગ, વિજ્ઞાન સંબંધી વાર્તાલાપ થતો સાંભળી અમારામાંના કોઈ કોઇ મિત્રો તેમને પૂછતા કેઃ " મહારાજ ! આપે તો પાઠશાળાઓમાં વિદ્યાભ્યાસ કર્યો નથી, તો પછી આટલું બધું જ્ઞાન ક્યાંથી ?" અદ્‌ભૂત પરમહંસદેવ, એવો અદ્‌ભૂત પ્રશ્ન સાંભળી ગુસ્સે થતા નહિ. તેઓ તો સ્મિત હાસ્ય કરી ઉત્તર દેતા કેઃ " મ્હેં વિદ્યાભ્યાસ કર્યો નથી, પરંતુ પુષ્કળ સાંભળ્યું છે બાઇ ! તે બધું મનમાં છે. બીજાઓને મુખેથી, સારા સારા વિદ્વાનોને મુખેથી, વેદ વેદાન્ત, દર્શન પુરાણ વગેરે સર્વ સાંભળ્યું છે. સાંભળ્યા પછી તેમાં શું છે તે જાણી લીધા પછી–તે બધા ગ્રન્થોની માળા કરી ગળામાં પહેરી લીધી છે અને " આ લે ત્હારા શાસ્ત્ર, પુરાણ. મ્હને શુદ્ધ ભક્તિ આપ. " એમ કહી તે માતાજીના ચરણકમળમાં સર્વ સમર્પણ કરી દીધાં છે ! "

વેદાન્ત કથિત અદ્વૈત ભાવ અથવા ભાવાતીત સંબંધી તેઓ કહેતા કેઃ " એ બધું અંતીમ અવસ્થા છે. કેવી રીતે તે જાણી શકો છો કે? જેમ અનેક દિવસનો જુનો નોકર હોય તેમ. શેઠ જેમ જુના નોકરના ગુણ ઉપર પ્રસન્ન થઇ તેની દરેક વાત ઉપર વિશ્વાસ રાખે છે અને સર્વ કામકાજમાં તેની સલાહ લે છે તેમ. એક દિવસ શેઠ તેના ઉપર ઘણા પ્રસન્ન થઇ તેનો હાથ ઝાલી તેને ( નોકરને ) પોતાની ગાદી ઉપર બેસાડવા જાય અને નોકર સંકોચ પામી " શું કરો છો ? શું કરો છો ? " એમ કહે તેમ છતાં શેઠ તેને બળપૂર્વક તાણી–ખેંચી પોતાની ગાદીપર બેસાડી કહે કેઃ " કેમ, હવે સંતોષ થયો ? જે તું છે તેજ હું છું. " એજ પ્રમાણે સમજવું. "

યોગનું ગૂઢ તત્વ અને જીવાત્મા સાથે પરમાત્માનો સંબંધ કેવી રીતે થાય છે તે સંબંધો પરમહંસદેવે જે કાંઇ સમજાવ્યું છે તે ઉપરથી જોઇ શકાશે કે પરમાત્માને નિરાકાર માનનાર અને તેનાં દર્શન કર્યા વગરજ જગત્‌ને નિરાકાર મનાવવાનો આગ્રહ કરનાર મનુષ્યોની ધારણા અને તેમનું જ્ઞાન કેવા પ્રકારનાં છે ! પરમહંસદેવ પરમાત્માનો સાક્ષાત્કાર કર્યા પછીજ પોતાની પાસે આવનાર સર્વ ભક્તો પાસે પરમાત્માનું વર્ણન કરતા હતા અને તેમને પરમાત્માનાં દર્શન કરાવવા હિંમત ધરતા હતા. આજે સમાજને

એવાજ સદ્‌ગુરૂની આવશ્યકતા છે. એવા સદ્‌ગુરૂ મળશે ત્યારેજ મનુષ્ય પ્રાણી સ્વ-પરનું હિત સાધન કરતાં શિખશે, વાંચક! તમને ઇશ્વર દર્શનની ઇચ્છા હોય તો એવાજ સદ્‌ગુરૂ-પ્રાપ્ત કરવા તૈયાર થાઓ. તમારી અંતઃકરણની ઇચ્છા એવા સદ્‌ગુરૂ મેળવવાની થશે તો અવશ્ય તમને એવાજ ગુરૂદેવ મળશે. નિરાશ થશો નહિ. ભગવાન મનુષ્યની સદ્‌ઇચ્છાઓ પરિપૂર્ણ કરે છે. તમે પ્રથમ તમારી મનોવાસનાને વશ રાખતાં શિખો. દશેન્દ્રિયો ઉપર વિજય મેળવશો તો પછી આત્મદર્શન કરવાનો માર્ગ સહેલો થઇ પડશે. ઉત્તમ પ્રકારનાં આહાર, ઉત્તમ પ્રકારની શય્યાઓ, વિધવિધ પ્રકારના ભોગવિલાસ, અને શરીરના સુખને માટે લાડી, વાડી અને ગાડીની મોજશોખ, એ સર્વ પરિણામે હિતકર નથી. એ સર્વ બાહ્ય વસ્તુઓનો ઉપભોગ તમારી દશેન્દ્રિયોને ઉલટો બહેકાવી, ફગાવી, તેને ઉશ્કેરી મૂકે છે. અલબત્ત, શરીર નિરોગી રહે તેમ કરવું એજ મનુષ્ય માત્રનો ધર્મ છે પણ તેથી તે શરીરને હદ ઉપરાંત લાડ લડાવવાં અને તેનેજ અનેક પ્રકારે સુખ-સંતોષવાનો યત્ન કરવો અને મનને વશ રાખતાં ન શિખવું એ કાંઇ મનુષ્યત્વ નથી. મનુષ્યનો જન્મ તો મનને વશ રાખી, શુદ્ધ સત્વગુણી થઇ, સદ્‌ગુરૂ કૃપાએ આત્મદર્શન કરવા માટેજ છે. સદ્‌ગુરૂનું વર્તનજ એવું હોય છે કે જે નિત્ય નજરે જોવાથી ભક્ત-શિષ્યનું તેવુંજ વર્તન થઇ જાય છે, અને અન્તે ગુરૂદેવને જે અમુલ્ય-ઇશ્વર-રત્ન પ્રાપ્ત થયું હોય છે તેજ શિષ્ય-ભક્તને પણ મળે છે એમાં સંદેહ નથી. વાંચક! તું કદી પણ નિરાશ થઇશ નહિ. ત્હારી મનોવાંચ્છના અવશ્ય પૂર્ણ થશે પણ પ્રથમ મનને વશ રાખતાં શિખ. માયા-મમતા-અહંભાવનો નાશ કર, શુદ્ધ સત્વગુણી થા, ભગવાન ત્હારાથી દૂર નથી, શરીરરૂપી તિજોરીમાં છુપાઇ રહેલું અમૂલ્ય આત્મરત્ન મેળવવા ગુરૂદેવ ત્હને જ્ઞાન-યોગરૂપી કુંચી બતાવશે. **ભગવાન મંગળમય છે.**

---

## न रेन्द्र-प्रसंग

### સ્વામી વિવેકાનંદ અને શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ

### પંચચત્વારિંશ અધ્યાય.

#### નરેન્દ્રનાથનું પ્રથમ આગમન અને પરિચય.

વેદાદિ શાસ્ત્રે કહ્યું છે કેઃ " બ્રહ્મજ્ઞ પુરૂષ સર્વજ્ઞ હોય છે. " બ્રહ્મ-જ્ઞાનથી પરિચિત અને પ્રતિષ્ઠિત થયેલા શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનાં તે સમયનાં આચરણ જોતાં પૂર્વોક્ત શાસ્ત્રવાક્ય તદ્દન સત્ય જણાતું. કારણ કેઃ તેઓ આ સમયે કેવલ માત્ર બ્રહ્મની સગુણ-નિર્ગુણ ભાવનાથી અને બ્રહ્મશક્તિ-માયા સાથે સાક્ષાત્-સંબંધથી પરિચિત થઇને સર્વ પ્રકારના સંશયોને અને મલિનતાને પેલે પાર ગમનપૂર્વક સ્વયં સદાનન્દમાં રહેતા હતા, એટલુંજ નહિં પણ ધ્યાનાવસ્થામાં સર્વથા અવ-સ્થાનપૂર્વક માયાના રાજ્યનું જે ગુઢ રહસ્ય જે સમયે જાણવાની તેઓ ઇચ્છા કરતા તે સમયે તે જાણવા શક્તિમાન થયા હતા. તેમના અતિ સૂક્ષ્મ દૃષ્ટિ સમ્પન્ન મન સમ્મુખ તે ( માયા ) પોતાનું સ્વરૂપ ગુપ્ત રાખી શકતી નથી. એ પ્રમાણે થવું ઉચિતજ છે કારણકેઃ ધ્યાનાવસ્થ સ્થિતિ અને માયા-ધીશ ઇશ્વરનું વિરાટ મન જે દ્વારા વિશ્વરૂપ કલ્પના કરી ક્વચિત્ પ્રકાશિત અને ક્વચિત્ વિલુપ્તભાવે અવસ્થાન કરે છે, એ ઉભય એકજ પદાર્થ છે અને જે પોતાના ક્ષુદ્ર " અહંત્વ " નું લોપ-સાધન કરી, તેની સાથે એકીભૂત થઇ, અવસ્થાન કરવા શક્તિમાન થયા છે, વિરાટ મનમાં ઉદય પામતી સર્વ કલ્પનાઓ ત્હેના સમ્મુખ તાદૃશ્ય થાય છે. ઉપરોક્ત અવસ્થામાં પહોંચ-

ચવા શક્તિમાન થયા હતા તેથીજ પરમહંસદેવ, પોતાના ભક્તોના આવતા પહેલાંજ પોતાના પૂર્વના સર્વે જન્મોનું વૃત્તાંન્ત જાણી શક્યા હતા. વિરાટ મનની કોઇ વિશેષ લીલા પ્રકટ કરવા માટેજ તેમનું વર્તમાન શરીર જન્મ પામ્યું છે અને એ લીલાની પુષ્ટિને માટેજ કેટલાક ઉચ્ચ શ્રેણીના સાધક મનુષ્યો ઇશ્વરેચ્છાથી જન્મ પામ્યા છે, એ પણ તેઓ જાણી શક્યા હતા. એમાંના ક્યાં ક્યાં મનુષ્યો તે લીલા પ્રકટ કરવાનાં કાર્યમાં તેમને અલ્પ–અધિક સહાયતા કરશે અને ક્યાં મનુષ્યો માત્ર તેનું ફળ ભોગવી કૃતાર્થ થશે તે જાણવાને તેઓ સમર્થ થયા હતા, અને ભક્તોનો આગમન–કાલ નજીક આવ્યો છે જાણી તેમને માટે આગ્રહ પૂર્વક વાટ જોતા હતા. માયા–રાજ્યના આંતરમાં રહીને પૂર્વોક્ત સર્વ ગૂઢ રહસ્યો જાણવા જેઓ શક્તિમાન થયા હતા તે મહા પુરૂષને “ સર્વજ્ઞ ” સિવાય બીજું શું કહી શકાય ?

પોતાના ઓળખાણવાળા સર્વ ભક્તોનો આગમન કાલ સમીપ જાણી દિવ્યભાવવાળા પરમહંસદેવ, આ સમયે તેમને માટે કેટલા બધા આતુર થઇ વાટ જોઇ રહ્યા હતા તે શ્રી સ્વામી વિવેકાનંદનું તેમની પાસે પ્રથમ આગમન થવાની કથા વાંચતાં વિલક્ષણ રીતે જણાઇ આવે છે. સ્વામી બ્રહ્માનંદજી કહે છે કેઃ પરમહંસદેવ પાસે તેઓના આવવાનેજ સમયે, કલકત્તા નજીક સીમલા નામક એક પરામાં રહેનાર શ્રી સુરેન્દ્રનાથ મિત્રે દક્ષિણેશ્વરમાં આવી, પરમહંસદેવના પૂણ્ય પવિત્ર દર્શનનો લાભ લીધો હતો. પ્રથમ દર્શન થયાં તે સમયથીજ શ્રી સુરેન્દ્રનાથ મિત્ર, પરમહંસદેવ પ્રત્યે વિશેષરૂપે આકર્ષાયા હતા અને સ્વલ્પ સમયમાંજ તેમની સાથે ગાઢ સંબંધ થઇ જતાં તેઓએ તેમને એક દિવસ પોતાને ઘેર લઇ જઈ આનંદોત્સવ કર્યો હતો. મધુર કણ્ઠવાળા એકાદ ગવૈયાની જરૂર પડતાં સુરેન્દ્રનાથે તે દિવસે પાડોસી શ્રીયુત વિશ્વનાથ દત્તના પુત્ર શ્રીમાન નરેન્દ્રનાથ ( તે પાછળથી સ્વામી વિવેકાનંદ ) ને, પરમહંસદેવ પાસે ભજન ગાવા પોતાને ઘેર માનપૂર્વક આમંત્રણ કર્યું હતું. પરમહંસદેવ અને તેમની લીલાના મુખ્ય સહાયક સ્વામી વિવેકાનંદનો આ પ્રમાણે પરસ્પર સાથે પ્રથમ સમાગમ થયો હતો. તે સમયે બંગ સંવત ૧૨૮૭ ની હેમન્ત ઋતુ ઉતરવા આવી હતી. અર્થાત્

ઈ. સ. ૧૮૮૧ નો નવેમ્બર માસ હશે, અને અરાડ વર્ષની વયનો નરેન્દ્રનાથ એ સમયે કલકત્તા વિશ્વવિદ્યાલયની એફ. એ. ની પરીક્ષા આપવાની તૈયારી કરતો હતો.

સ્વામી બ્રહ્માનંદજી કહે છે કે: " નરેન્દ્રનાથને જોતાંજ પરમહંસદેવ તેના તરફ વિશેષ આકર્ષાયા હોય એમ જણાતું હતું હતું. કારણકે પ્રથમ સુરેન્દ્રનાથને અને પછી રામચન્દ્રને પાસે બોલાવી મધુર કણ્ઠે ગાનાર યુવકની ઓળખાણ મેળવી લીધી હતી, અને અવકાશે એક દિવસ તેને દક્ષિણેશ્વર લાવવાનો તેમને આગ્રહ કર્યો હતો. ભજન પૂરું થયા પછી પરમહંસદેવ પોતે નરેન્દ્રની પાસે જઈ તેના શરીરનાં સર્વ લક્ષણો ધારીધારીને તપાસતા તપાસતા તેની સાથે બે ચાર વાતો કરી પછી તુરતજ એક દિવસ દક્ષિણેશ્વર આવવાનું તેને આમંત્રણ કર્યું હતું.

ઉપરોક્ત બનાવ બન્યા પછી કેટલેક દિવસે કલકત્તા વિશ્વવિદ્યાલયની એફ. એ. ની પરીક્ષા પૂરી થઈ ગઈ, અને નરેન્દ્રનો પિતા શહેરના કોઈ એક શ્રીમંત આબરૂદાર ગૃહસ્થના આગ્રહથી તેની કન્યા સાથે પોતાના પુત્રનો વિવાહ કરવાનો યત્ન કરવા લાગ્યો. સાંભળવામાં આવ્યું છે કે: કન્યા શ્યામ વર્ણની હોવાથી તેનો પિતા વરને દશ હજાર રૂપિયા આપવા કબુલ થયો હતો. રામચંદ્ર વગેરે નરેન્દ્રનાથના મિત્રો નરેન્દ્રનાં પિતાની ભલામણથી નરેન્દ્રને એ વિવાહ કરવા માટે સમજાવતા હતા, પરંતુ નરેન્દ્રની ઈચ્છા નહિં હોવાથી એ લગ્ન થયું નહિં. રામચંદ્ર એ નરેન્દ્રનાથના પિતાને ત્યાં પ્રતિપાલિત થઈ ડાકટર બન્યો હતો. તેમજ તે તેનો થોડે વેગળેનો સગો પણ થતો હતો. ધર્મ ભાવની પ્રેરણાને લીધેજ નરેન્દ્રે વિવાહ કર્યો નહિ. એવું જાણવામાં આવ્યાથી સુરેન્દ્રનાથે તેને કહ્યું કે: " જો ધર્મ પ્રાપ્તિ કરવાનીજ ત્હને યથાર્થ વાસના હોય તો બ્રાહ્મ સમાજાદિ સ્થળે નહિં ભટકતાં દક્ષિણેશ્વરમાં પરમહંસદેવની પાસે ચાલ." આ સમયે પાડોસી સુરેન્દ્રનાથ પણ ગાડી કરીને તેને દક્ષિણેશ્વર આવવાનું આમન્ત્રણ કર્યું. નરેન્દ્રનાથ દક્ષિણેશ્વર જવા કબુલ થવાથી બે ત્રણ સમાન વયના યુવકો સાથે તે દક્ષિણેશ્વર જઈ પહોંચ્યો.

નરેન્દ્રનાથને જોઇ તે દિવસે પરમહંસદેવના મનમાં જે લાગણી થઇ હતી તે વાતચિત કરતાં એક દિવસ સંક્ષેપમાં અમને કહ્યું હતું કેઃ

" પશ્ચિમના, ગંગાની દિશાના દરવાજામાંથી નરેન્દ્ર પ્રથમ દિવસે આ મકાનમાં આવ્યો હતો. મ્હેં જોયું કેઃ તેના પિતાના શરીર તરફ તેનું લક્ષ્યજ નહોતું. માથાના વાળ અને પહેરેલાં વસ્ત્ર યથાસ્થિત રીતે નહતાં. જાણે તે સર્વ અવ્યવસ્થિત. તેનાં ચક્ષુ જોતાં તેના મનના ઉંડાણ ભાગમાંથી જાણે કોઇ સર્વદા બળ પૂર્વક તેને ખેંચી રાખતું હોય એમ જણાયું ! મ્હેં ધાર્યું કેઃ વિષયી લોકના આવાસ સ્થળરૂપ કલકત્તામાં આવા મ્હોટા સત્વગુણી પુરૂષનું અસ્તિત્વ સંભવે છે ! "

" ઓરડામાં સાદડી પાથરી હતી. તેના ઉપર મ્હેં તેને બેસવાનું કહ્યું. જે સ્થળે ગંગાજળનો ઘડો મૂકયો હતો તેની પાસેજ તે બેઠો. તે દિવસે તેની સાથે એક બે વાતો કરનારા છોકરાઓ પણ હતા. તેમનો સ્વભાવ નરેન્દ્ર કરતાં તદ્દન વિપરીત—વિષયી લોકોના જેવો હતો એ પણ મ્હેં જાણી લીધું. તેમની તો ભોગ તરફજ દ્રષ્ટિ હતી ! "

" નરેન્દ્રને ગાન ગાવાનું કહેતાં જાણી શકાયું કેઃ તે હજી બંગાલી ભાષામાં બે ચાર ગાયનોજ ગાતાં શિખ્યો હતો. તે ગાવાનું કહેતાં બ્રાહ્મ સમાજનું " મન ચલ નિજ નિકેતને-" ગાયન શરૂ કર્યું અને સોળ આના મન પ્રાણ દઇને-ધ્યાનાવસ્થ થઇને-જાણે તે ગાવા લાગ્યો. એ સાંભળી હું મ્હારૂં ચિત્ત સંભાળી શકયો નહિ. હું ભાવાવિષ્ઠ થઇ ગયો."

"તેના ચાલ્યા જવા પછી તેને મળવા માટે હૃદયમાં ચોવિશ કલાક પર્યંત એટલી બધી વ્યાકુળતા ઉત્પન્ન થઇ કે કાંઇ કહેવાનીજ વાત નહિ. કવચિત્ ક્વચિત્ હૃદયમાં એટલું બધું દુઃખ થતું કે જાણે અંદર કોઇ રૂમાલ આમળીને નિચોવતું હોય તેમ થતું ! એ સમયે મન વશ નહિ રાખી શકવાથી વ્યાકુળ થઇ ઓરડામાંથી ઉતાવળે પગે બગિચાની ઉત્તર દિશામાં સરૂ વૃક્ષનાં ઝુંડમાં જઇ "ઓ રે ! તું આવ રે ! ત્હને જોયા વિના હું રહી શકતો નથી રે ! " એમ કહી બુમો પાડી અશ્રુપાત કરતો ! થોડી વાર સુધી એ પ્રમાણે અશ્રુપાત કરતો ત્યારેજ જીવ ઠેકાણે આવતો ! ક્રમે ક્રમે છ માસ

પર્યંત એ પ્રમાણે થયું હતું. નરેન્દ્ર સિવાય બીજા કેટલાક યુવકો મ્હારી પાસે આવતા તેને માટે ક્વચિત્ ક્વચિત્ મનમાં કંઇક થતું ખરૂં પરંતુ નરેન્દ્રને માટે મન જેવું ઉચાટ પામ્યું હતું તેવું બીજા કોઇને માટે થયું નહોતું !"

નરેન્દ્રનાથને દક્ષિણેશ્વરમાં પ્રથમ દિવસે જોતાંજ પરમહંસદેવના મનમાં જે પ્રકારના અપૂર્વ ભાવનો ઉદય થયો હતો તે ઘણે ભાગે દબાવી રાખી તેણે અમને ઉપર પ્રમાણે કહ્યું હતું. શ્રીયુક્ત નરેન્દ્રનાથે વાતચિત કરતાં એક દિવસ અમને કહ્યું હતું કેઃ

"ગાયન તો ગાયું પરંતુ ત્યાર પછી પરમહંસદેવે એકાએક મ્હારી પાસે આવી મ્હારો હાથ પકડી તેઓ મ્હને ઓરડા બહારના ઓટલા પર લઇ ગયા. એ સમયે શિયાળો ચાલતો હતો. ઉત્તરનો પવન રોકવા માટે ઓટ-લાના થાંભલાઓની વચમાંનું સ્થાન કંતાન વડે બંધ કરવામાં આવ્યું હતું. તેથી ત્યાં ઉભા રહી ઓરડાનું બારણું બંધ કરવાથી ઓરડામાંનું કોઇ માણસ જોઇ શકે તેમ ન હતું. ઓટલા પર જઇને પરમહંસદેવે બારણું બંધ કરવાનો વિચાર કર્યો. જાણે મ્હને નિર્જન સ્થાને કંઇક ઉપદેશ કરવાની તેમને ઇચ્છા થઈ. પરંતુ અહા ! તે સ્થળે તેમણે જે કાંઇ કહ્યું અને જે કંઇ કર્યું તે તદ્દન કલ્પનાતીત હતું. તેઓ એકાએક મ્હારો હાથ ઝાલી દડ્ દડ્ ધારાએ આનંદાશ્રુ સારવા લાગ્યા, અને પૂર્વના પરિચિત જનની પેઠે મ્હને પરમ સ્નેહપૂર્વક કહેવા લાગ્યા કેઃ "આટલા બધા દિવસ પછી અવાય કે ? હું ત્હારી કેટલી બધી વાટ જોયા કરતો હતો તેનો ત્હને જરાયે વિચાર થયો નહિ ? વિષયી મનુષ્યોની સાથે વાતો કરી કરીને મ્હારા હોઠ બળી જવા લાગ્યા. મનની વાત કોઇને ન કહી શકવાથી મ્હારૂં પેટ ફુલી ગયું છે !" ઇત્યાદિ કેટલુંએ બોલ્યા અને રડતા ગયા ! ત્યાર પછી મ્હારી સામે હાથ જોડી ઉભા રહી મ્હને દેવતા જેટલું સન્માન આપી બોલવા લાગ્યાઃ "પ્રભુ ! હું જાણું છું કેઃ તમે પુરાતન ઋષિ છો, નર રૂપી નારાયણ છો, જીવાત્મા-ઓની દુર્મતિનું નિવારણ કરવા માટે તમે પુનઃ શરીર ધારણ કર્યું છે !" વગેરે. નરેન્દ્રે કહ્યુંઃ "હું તો પરમહંસદેવના એ આચરણ જોઇ તદ્દન સ્તબ્ધજ

થઇ ગયો. મનમાંજ વિચાર કરવા લાગ્યો કે: “હું કોના દર્શન માટે આવ્યો છું? આ તો તદ્દન ગાંડા છે. તેમ ન હોય તો હું વિશ્વનાથ દત્તનો પુત્રઃ મ્હને તેઓ આવું કહેજ કેમ? ગમે તેમ હો, હું તો ચુપચુપ ઉભોજં રહ્યો. અદ્દભુત ગાંડો! ઇચ્છામાં આવે તેમ બોલવા લાગ્યો. ત્યાર પછી મ્હને ત્યાંજ ઉભા રહેવાનું કહી તેઓ ઓરડામાં ગયા. અને માખણ, મિસરી, તથા કેટલીક મિઠાઇ લાવી તે મ્હને પોતાને હાથેજ ખવડાવવા લાગ્યા. મ્હેં તેમને કહ્યું કે: બધું ખાવાનું મ્હને આપી દો. હું મ્હારા મિત્રો સાથે ભાગ વહેંચી ખાઇશ, પણ મ્હારૂં કહેવું તેમણે સાંભળ્યુંજ નહિ. તેમણે કહ્યું: “તેઓ તો પછી ખાશે. હમણાં તું ખાઇ લે.” એમ કહી બધું મ્હને ખવડાવી દીધું ત્યારેજ તેમના જીવને ટાઢક વળી. પછી મ્હારો હાથ ઝાલી કહ્યું: “બોલ! તું શીઘ્ર એક દિવસ એકલોજ મ્હારી પાસે કયારે આવશે?” તેમનો આટલો બધો આગ્રહ જોઇ “સત્વર આવીશ.” એમ કહી ઓરડામાં જઇ હું મિત્રોની પાસે બેઠો.

“બેઠો બેઠો જ હું તેમના તરફ જોતો વિચાર જ કરવા લાગ્યો. મ્હેં જોયું કે: તેમના બોલવા ચાલવામાં, વાતચિત કરવામાં, અન્ય સાથે આચરણ કરવામાં તેમનામાં ગાંડા જેવું કશું નથી. તેમનો સદાલાપ અને ધ્યાન–સમાધિ જોઇ મ્હારા મનમાં એવુંજ થયું કે: એમણે ઇશ્વરના નામ ઉપર સર્વસ્વનો ત્યાગ–કર્યો છે અને તેઓ જે કહે છે તેનું તેમણે પોતે અનુષ્ઠાન કર્યું છે એ સત્યજ છે. “તમને જેમ જોઇ શકયો છું અને તમારી સાથે જેમ વાતચિત કરી શકું છું તેજ પ્રમાણે ઇશ્વરને જોઇ શકાય છે અને તેની સાથે વાતચિત કરી શકાય છે પરંતુ એ પ્રમાણે કોણ કરવા ચ્હાય છે? લોકો, સ્ત્રી પુત્રના શોકમાં ઘડા ભરીને આંસુ વર્ષાવે છે, વિષય અથવા રૂપિયાની પ્રાપ્તિને માટે પણ એવોજ મહાભારત શોક કરી રડી મરે છે પરંતુ ઇશ્વરનાં દર્શન નહિ થવા માટે કોણ એ પ્રમાણે વ્યાકુલ થઇ, તેની પ્રાર્થના કરે છે? અથવા અશ્રુપાત કરે છે? જો એ પ્રકારે પ્રાર્થના કરવામાં આવે તો અવશ્ય ઇશ્વર તે મનુષ્યને દર્શન દે.” પરમહંસદેવના મુખમાંથી આવા શબ્દો સાંભળતાં મનમાં વિચાર થયો કે: “આ કાંઇ બીજા ધર્મ પ્રચારકો

જેવા કલ્પના અથવા રૂપકની સહાયતાથી આ પ્રમાણે બોલતા નથી. સર્વસ્વનો ત્યાગ કરીને અને મન-પ્રાણ એક કરીને સંપૂર્ણ રૂપે ઇશ્વરની પ્રાર્થના કરીને જે નજરે જોયું છે તેજ તે કહે છે એમાં શંકા નથી." એ પછી તેમના પૂર્વના સર્વ આચરણો સાથે તેમના ઉપદેશામૃતની સરખામણી કરતાં ક્રોમ્બી વગેરે અંગ્રેજ દર્શનિક પાણ્ડતોના ગ્રન્થમાં અર્ધોન્માદ ( Monomaniac ) નો ઉલ્લેખ કર્યો છે તે સર્વ દ્રષ્ટાંતો મનમાં ઉદય પામ્યાં, અને મ્હેં મનમાંજ દ્રઢ નિશ્ચય કર્યો કે: "નક્કી પરમહંસદેવની સ્થિતિ પણ તેવીજ થઇ છે." એવો નિશ્ચય કરવા છતાં પણ ઇશ્વરાર્થે પરમહંસદેવે કરેલા અદ્દ્ભૂત ભાવનો મહિમા હું ભૂલી શક્યો ન હ. સ્તબ્ધ થઇને વિચાર કરવા લાગ્યો કે: "ગાંડા થવા છતાં પણ ઇશ્વરની પ્રાપ્તિને માટે આવો ત્યાગ તો જગતમાં કોઇ વિરલ મનુષ્યોજ કરી શકે છે. ગાંડા હોવા છતાં પણ પરમહંસદેવ મહા પવિત્ર, મહા ત્યાગી અને તેટલા માટેજ તેઓ માનવ હૃદયની શ્રદ્ધા, પૂજા અને સન્માન પ્રાપ્ત કરવા માટે યથાર્થ અધિકારી છે." તે દિવસે આવો વિચાર કરતાં, અને તેમના ચરણમાં મસ્તક નમાવી, તેમની પાસેથી રજા લઇ હું કલકત્તે આવ્યો.

જે યુવકને જોતાંજ પરમહંસદેવના મનમાં આવી અદ્રષ્ટપૂર્વ ભાવનાનો ઉદય થયો હતો તેની કંઇક પૂર્વ કથા જાણવાની વાંચકોને ઇચ્છા થાય એ સ્વાભાવિકજ છે. તેથીજ અમે આ સ્થળે તે સંક્ષેપમાં કહેવાનું ઉચિત ધારીએ છીએ.

શ્રીયુત નરેન્દ્રનાથ આ સમયે કેવળ માત્ર વિદ્યાભ્યાસ અને સંગીત-શિક્ષામાં સમય વ્યતીત કરતા હતા, એમ નહિ પરંતુ ધર્મ ભાવની તીવ્ર પ્રેરણાથી અખણ્ડ બ્રહ્મચર્ય પાલન કરવામાં અને કઠોર તપસ્યા કરવામાં નિયુક્ત થયો હતો. તેઓ નિરામિષ ભોજન કરી ભૂમિ અથવા કમ્બલ પર શયન કરી રાત્રિ વિતાડતા હતા. તેમના પિતાના ઘર સાથે તેમની માતા-મહીનું એક ભાડાનું ઘર હતું. પ્રવેશિકા પરીક્ષા થઇ ગયા પછી એ ઘરને ઉપલે માળે ઘણું ખરૂં નરેન્દ્રે પોતાનો નિવાસ કર્યો હતો. કોઇ સમયે, કોઇ કારણ પરત્વે તે સ્થળે રહેવાની અગવડ ઉપસ્થિત થતી તો તેઓ એ ઘરની

પાસેનું એક ઘર ભાડે લઇ, આત્મીય–સ્વજન પરિવાર વર્ગથી ઘણે વેગળે નિવાસ કરી, પોતાનો ઉદ્દેશ્ય પરિપૂર્ણ કરવામાં મંડયા રહેતા. તેમના સદ્ગુણી પિતા અને ઘરનાં સર્વ મનુષ્યો જાણતાં કે: ઘરમાં કુટુંબી જનોના કોલાહલને લીધે નરેન્દ્રને વિદ્યાભ્યાસમાં અંતરાય પડે છે તેથી તે જૂદા ઘરમાં નિવાસ કરે છે.

શ્રીયુક્ત નરેન્દ્ર, એ સમયે બ્રાહ્મ સમાજમાં પણ આવ જા કરતા હતા, અને નિરાકાર સગુણ બ્રહ્મના અસ્તિત્વ પર વિશ્વાસુ થઇ તેના ધ્યાનમાં અનેક સમય વ્યતીત કરતા હતા. તર્ક યુક્તિની સહાયતાથી નિરાકાર ઇશ્વરની માત્ર પ્રતિષ્ઠા કરવાથીજ તેઓ અન્ય મનુષ્યોની પેઠે સંતુષ્ટ થઇ શકતા નહોતા. પૂર્વનાં અનેક પૂણ્યસંસ્કારને લીધે તેમનું મન તેમને નિરંતર કહેતું કે: “ જો ભગવાનનું અસ્તિત્વજ હશે તો માનવ–હૃદયની વ્યાકુલ પ્રાર્થના સાંભળી તે પોતાનું સ્વરૂપ કદી પણ ગુપ્ત રાખી શકશે નહિ. તે ( ઇશ્વર )ને પ્રાપ્ત કરવાનો માર્ગ અવસ્ય તેમણે નક્કી કરી રાખ્યો છે. વળી તેનાં દર્શન કર્યા સિવાય અન્ય ઉદ્દેશ્યથી જીવન ધારણ કરવું એ વિટંબના માત્રજ છે.” અમને યાદ છે કે નરેન્દ્રે અમને એક વખત કહ્યું હતું કે:—

“ યુવાવસ્થામાં પગ મૂક્યા પછી પ્રતિ રાત્રે શયન કરતાંજ બે કલ્પના મ્હારી દ્રષ્ટિ સન્મુખ જણાયા કરતી. એક સમયે જોઇ શકતો કે: જાણે મ્હેં અતિશય ધન–સમ્પતિ, ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું છે. સંસારમાં જેને મ્હોટા માણસો કહે છે તેમના મંડળમાં હું મુખ્ય રૂપે બિરાજી રહ્યો છું, વળી મનમાં એવું પણ થતું કે: જાણે એવા થવાની મ્હારામાં શક્તિ વિદ્યમાન છે. વળી બીજી ક્ષણે જોઇ શકતો કે: હું જાણે પૃથ્વીનું સર્વસ્વ ત્યાગ કરી, એક માત્ર ઇશ્વિર–ઇચ્છા ઉપર વિશ્વાસ રાખી કૌપીન ધારણ કરી, પ્રાપ્ત થાય તે ભોજન કરી, વૃક્ષ નીચે રાત્રિ ગાળી સમય વિતાડું છું. મ્હારા મનમાં એમજ થતું કે: જો હું ધારૂં તો એ પ્રમાણે ઋષિ–મુનિયોની પેઠે જીવન વ્યતીત કરવા સમર્થ થઇ શકું ખરો. આ પ્રમાણે બે પ્રકારનું જીવન ગાળવાની છબિ કલ્પનામાં ઉદય પામી અંતે છેલ્લી છબીજ હૃદય ઉપર અધિકાર મેળવતી. હું વિચારતો કે, મનુષ્ય આ સ્થિતિમાંજ સત્યસુખ–પરમાનન્દ પ્રાપ્ત કરી શકે છે

માટે હું એ પ્રમાણેજ કરીશ. તે સમયે એવા પ્રકારના જીવન સુખનો વિચાર કરતાં ,કરતાંજ" ઇશ્વરના વિચારમાં મન નિમગ્ન થઇ જતું અને હું નિદ્રાવશ થઇ જતો. આશ્ચર્યની વાત એ છે કેઃ ઘણા દિવસ પર્યંત નિત્ય એ પ્રમાણેજ થયાં કરતું હતું !"

નરેન્દ્રનાથે પોતેજ આટલી વયે ધ્યાનનેજ ઇશ્વર-પ્રાપ્તિનો એક રાજ-માર્ગ જાણી તેજ માર્ગ ગ્રહણ કર્યો હતો. એ તેમનું પૂર્વ સંસ્કાર પ્રણિત જ્ઞાન હતું એમજ કહેવું યોગ્ય થઇ પડશે. તેમનું વય જે સમયે ચાર પાંચ વર્ષનું હતું તે સમયે સીતા-રામ, મહાદેવ વગેરે દેવદેવીની માટીની મૂર્તિઓ બજારમાંથી વેચાતી મંગાવી, તેને પુષ્પના અલંકારોથી શણગારી, તેમની સ્હામે જાણે ધ્યાન કરતા હોય એમ આંખો મીંચી સ્થિર બેસી રહેતા, અને વચમાં વચમાં આંખો ઉઘાડી જોઇ લેતા કેઃ પોતાના માથાના વાળ લાંબી જટા રૂપ થઇ તેણે વૃક્ષનાં મૂળની પેઠે પૃથ્વીની માટીમાં પ્રવેશ કર્યો છે કે નહિ ? કારણ કે ઘરની વૃદ્ધ ડોશીઓ દ્વારા તેમણે સાંભળ્યું હતું કેઃ ધ્યાન કરતાં કરતાં ઋષિ-મુનિયોને લાંબી જટા થતી અને તે ધીમે ધીમે પૃથ્વીની માટીમાં મૂળ નાંખતી. તેમની પૂજ્ય માતાએ કહ્યું હતું કેઃ " આ સમયેજ એક દિવસ નરેન્દ્રનાથે, હરિ નામક એક પાડોશી બાળક સાથે, કોઇ જાણે નહિ તેમ ઘરના એક એકાંત ઓરડામાં પ્રવેશ કરી, એટલા બધા લાંબા સમય સુધી જાણે ધ્યાનાવસ્થામાં બેઠો હોય તેમ બેસી રહ્યો હતો કેઃ સર્વ મનુષ્યોએ પેલા બાળકને શોધવા માટે ચારે દિશામાં દોડાદોડ કરી મૂકી હતી. બધાંએ ધાર્યું હતું કે રસ્તો ભૂલી જવાથી બાળક ક્યાંય ચાલ્યો ગયો હશે. કેટલીક વારે ઘરનો એક ઓરડો આગળા સાંકળથી બંધ દેખી એક જણે બારણું ભાંગી તેમાં પ્રવેશ કરી જોયું તો બાળક ત્યાં સ્થિર ચિત્તે બેસી રહ્યો હતો ! એ ઉપરથી પણ જાણી શકાશે કેઃ શ્રીયુત નરેન્દ્રનાથે કેવા અદ્દભૂત સંસ્કાર સહિત સંસારમાં જન્મ ગ્રહણ કર્યો હતો. તે ગમે તેમ હો પરંતુ અમે જે સમયની વાર્તા કહીએ છીએ તે સમયે તેમને કોઇ સગાંસંબંધી જાણતાં નહોતાં કે તેઓ નિત્ય ધ્યાનાભ્યાસ કરે છે. કારણ કેઃ રાત્રિને સમયે ઘરનાં સર્વ નિદ્રાવશ થયા પછી ઓરડાને આગળા સાંકળ દઇ તેઓ ધ્યાન

કરવા બેસતા. ક્વચિત્ ક્વચિત્ તો તેઓ એમાં એટલા બધા નિમગ્ન થઇ જતા કે ધ્યાનમાંજ સમસ્ત રાત્રિ વ્યતીત થઇ ગયા પછી તેમને તે સ્થિતિનું જ્ઞાન થતું !

એ સમય પહેલાંના એક બનાવથી શ્રીયુત નરેન્દ્રનાથને ધ્યાન કરવાનો વિશેષ ઉત્સાહ થયો હતો. સમાન વયના યુવકો સાથે તેઓ એક દિવસ આદિ બ્રાહ્મ સમાજના પૂજ્યપાદ આચાર્ય મહર્ષિ દેવેન્દ્રનાથની મુલાકાત લેવા ગયા હતા. મહર્ષિએ તે દિવસે યુવકોને સ્નેહપૂર્વક પોતાની પાસે બેસાડી અનેક સદુપદેશ આપી નિત્ય ઇશ્વિરનું ધ્યાનાભ્યાસ કરવાની ભલામણ કરી હતી. તેમણે નરેન્દ્રનાથને કહ્યું હતું કેઃ તમારામાં યોગીનાં સર્વ લક્ષણો જણાય છે. તમે જો ધ્યાનાભ્યાસ કરશો તો યોગશાસ્ત્રમાં જે ફળો લખ્યાં છે તે સર્વ તમને પ્રાપ્ત થશે. મહર્ષિના પવિત્ર ચરિત્રને માટે નરેન્દ્રનાથને પ્રથમથીજ શ્રદ્ધા હતી, તેથી તેમનો ઉપદેશ સાંભળ્યા પછી તેમણે વિશેષ રૂપે ધ્યાનાભ્યાસ કરવાનું શરૂ કર્યું હતું એમાં સંદેહ નહિ.

બાલ્યકાલથીજ નાના પ્રકારના વિષયોમાં નરેન્દ્રનાથની ચપળતા જણાઇ આવતી. પાંચમું વર્ષ પૂરૂં થતાં પહેલાં તો તેઓ મુગ્ધબોધ વ્યાકરણનાં વાક્યો મોઢે બોલી જતા. એક વૃદ્ધ સગી સ્ત્રીએ નિત્ય તેમને કેડે બેસાડી પિતૃ પુરૂષોનાં નામ, દેવદેવીનાં સ્તોત્રો, અને મુગ્ધબોધ વ્યાકરણનાં વાક્યો શિખવ્યાં હતાં. છ વર્ષની વયે તેમણે રામાયણનાં અનેક છંદો કણ્ઠસ્થ કર્યા હતા, અને પાડોસમાં કોઇ સ્થળે રામાયણની કથા થવાનું સાંભળતાંજ તેઓ ત્યાં જઇ બેસતા. સાંભળવામાં આવ્યું છે કેઃ તેમના ઘરની પાસે એક સ્થળે રામાયણની કથા કરનાર એક બ્રાહ્મણ એક દિવસ કથા કહેતાં કહેતાં કોઇ છંદ ભૂલી ગયો હતો, તે નરેન્દ્રનાથે તુર્તજ યાદ કરી આપવાથી બ્રાહ્મણે તેને શાબાસી સાથે મિઠાઇ પણ આપી હતી ! રામાયણ સાંભળતી વખતે નરેન્દ્રનાથ ક્વચિત્ ક્વચિત્ દ્રષ્ટિપાત કરતો અને શ્રી રામચન્દ્રના સેવક મહાવીર હનુમાનજી પોતાની ઇચ્છાનુંરૂપ ગાયન સાંભળવા ત્યાં હાજર થયા છે કે નહિં તેની તપાસ કરતો ! શતાવધાની અને સહસ્રાવધાની મનુષ્યોની પેઠે તેનામાં પ્રબળ સ્મૃત્તિ શક્તિનો વિકાસ થયો હતો. કોઇ વિષય

એક વખત સાંભળતાંજ તેમને યાદ રહી જતો અને એક વખત યાદ રહેલો વિષય તેમની સ્મૃતિ શક્તિમાંથી કદી પણ ભૂલાઇ જતો નહિં. તેથીજ બાલ્યાવસ્થામાંથીજ તેમની વિદ્યાભ્યાસ કરવાની ટેવ, અન્ય સાધારણ બાળકોના જેવી નહોતી. બાલ્યાવસ્થામાં નિશાળે મૂકયા પછી તેમને નિત્ય ભણાવવા માટે એક શિક્ષક રાખ્યો હતો. નરેન્દ્રનાથ કહેતા કે: શિક્ષક ઘેર આવતાંજ હું બંગાલી અને અંગ્રેજી પુસ્તકો તેમના સ્હામે લાવી મૂકતો અને કયાં પુસ્તકમાંથી કેટલા પાઠ તે દિવસે મ્હોડે કરવા છે તે જાણી લેતો. શિક્ષક જાણે પોતેજ વિદ્યાભ્યાસ કરતા હોય તેમ પુસ્તકોના પાઠ, શબ્દો અને તેના અર્થ, બે ત્રણ વખત વાંચી ચાલ્યા જતા. તેટલાથીજ હું તે તમામ પાઠ શીખી જતો." મ્હોટી ઉંમર થયા પછી પણ પરીક્ષાના બે ત્રણ માસ પહેલાં તેઓ કલાસનાં પુસ્તકો વાંચવા બેસતા. અન્ય સમયે પોતાની ઇચ્છાનુસાર અન્ય પુસ્તકો વાંચવામાં સમય વ્યતીત કરતા. આ પ્રમાણે પ્રવેશિકા પરીક્ષા ( Entrance Examination ) આપવા પહેલાં જ તેમણે સમગ્ર અંગ્રેજી-બંગાલી સાહિત્યનો અને અનેક ઐતિહાસિક પુસ્તકોનો અભ્યાસ કરી લીધો હતો. એમ કરવાથી પરીક્ષાને સમયે તેમને ઘણો કઠિન પરિશ્રમ કરવો પડતો. એક દિવસ વાતચિત કરતાં તેમણે અમને કહેલું યાદ છે કે: " પ્રવેશિકા પરીક્ષાનો આરંભ થતાં પહેલાં બે ત્રણ દિવસ આગળથીજ મ્હને યાદ આવ્યું કે જ્યોતિષિનો બીલકુલ અભ્યાસ કર્યો નથી. તે દિવસે સમસ્ત રાત્રિ જાગરણ કરી તેનો અભ્યાસ કરવા માંડયો અને ચોવિશ કલાકમાં ચાર પુસ્તકો કણ્ઠસ્થ કરી પરીક્ષા આપી આવ્યો !" ઇશ્વર ઇચ્છાથી તેઓ શરીરે બળવાન અને અપૂર્વ મેધાશક્તિ સમ્પન્ન હતા, તેથીજ તેઓ એ પ્રમાણે ઇચ્છાનુરૂપ વિદ્યાભ્યાસ કરી શકયા હતા.

અન્ય પુસ્તકો વાંચીને નરેન્દ્રનાથ સમય વ્યતીત કરતા હતા એ સાંભળીને કોઇએ એમ ન ધારવું કે તેઓ નૉવેલ, નાટકો વાંચીને સમયનો દુરૂપયોગ કરતા. એક એક સમયે તેમને એક એક વિષયનાં પુસ્તકો વાંચવાનો તરંગ આવતો. તે સમયે તે વિષયના કેટલાક ગ્રન્થો સંગ્રહ કરી શકતા, તેટલા સર્વે વાંચી કણ્ઠસ્થ કરતા. ઇ. સ. ૧૮૭૯ માં પ્રવેશિકા પરીક્ષા

આપતી વખતે ભારતવર્ષના સર્વ ઇતિહાસોનો અભ્યાસ કરવાનો તેમને તરંગ ઉઠયો હતો, તે વખતે માર્શમેન, એલ્ફિન્સટન વગેરે ઐતિહાસિકોના લખેલા સર્વ ઇતિહાસો તેમણે વાંચી નાંખ્યા હતા. એફ. એ. ના અભ્યાસ વખતે ન્યાય શાસ્ત્રના જેટલા અંગ્રેજી ગ્રન્થો હતા જેમ કે હોયેટોલિ, જેવોન્સ, મિલ વગેરે ગ્રન્થકારોના સર્વ પુસ્તકો એક પછી એક વાંચી સ્મરણમાં રાખી લીધાં હતાં, અને બી. એ નો અભ્યાસ કરતી વખતે ઇંગ્લંડ અને યુરોપના સર્વ પ્રદેશોના પ્રાચીન, અર્વાચીન, ઇતિહાસ અને અંગ્રેજી દર્શન શાસ્ત્રો કંણ્ઠસ્થ કરવાની તેમને પ્રબળ વાસના થઇ હતી. એ પ્રમાણેજ સર્વ ગ્રન્થોનું સમજવું.

આ પ્રમાણે ઘણા ગ્રન્થનો અભ્યાસ કરવાને પરિણામે પ્રવેશિકા પરીક્ષા આપવાના સમયથીજ શ્રીયુત નરેન્દ્રનાથની પુસ્તકો ઉતાવળે કણ્ઠસ્થ કરવાની શક્તિ વિશેષ વિકસિત થઇ હતી. તેઓ કહેતા હતા કે: અત્યારથીજ કોઇપણ પુસ્તકનો અભ્યાસ કરવાથી તેનાં પ્રત્યેક વાકયો વારંવાર વાંચી ગ્રન્થકારનુ વક્તવ્ય સમજવાની મ્હને આવશ્યક્તા રહેતી નહોતી. પ્રત્યેક વાકયનું પ્રથમ અને છેલ્લું વાકય વાંચી જવાથી તેમાં શું કહેવામાં આવ્યું છે તે હું સમજી શકતો હતો. ક્રમે ક્રમે એ શકિત વૃદ્ધિ પામી. પ્રત્યેક વાકયવાંચી જવાની આવશ્યક્તા રહેતી નહોતી. પ્રત્યેક પૃષ્ટનું પ્રથમ અને છેલ્લું ચરણ વાંચતાંજ હું સર્વ જાણી શકતો. વળી પુસ્તકોમાં જે સ્થળે ગ્રન્થકાર, કોઇ વિષય તર્ક યુકિત દ્વારા સમજાવતો હતો તે સ્થળે પ્રમાણ પ્રયોગ દ્વારા વિશેષ યુકિત સમજાવવા માટે ક્વચિત્ ચાર પાંચ અથવા તેથી વિશેષ પૃષ્ઠ જણાતાં તો તે યુકિતનો આરંભ વાંચતાંજ તે સર્વ પૃષ્ઠનો આશય હું સમજી જતો!"

ઘણા અભ્યાસ અને ઉંડા વિચારને પરિણામે શ્રીયુત નરેન્દ્ર આ સમયે વિષમ તર્ક પ્રિય થઇ પડયા હત. કિંતુ તેઓ મિથ્યા તર્ક કદીપણ કરતા નહિ. જ્ઞાનથી અને મનથી તે જે સત્ય સમજતા તેનાથી વિપરીત કોઇ પ્રકારનો વિચાર અથવા મત કોઇ તેમની સ્હામે પ્રકટ કરતું તો તેઓ સ્થિર થઇને સાંભળી રહ્યા હોય એવું કદીપણ બન્યું નથી. કઠોર યુક્તિ અને પ્રમાણ પ્રયોગ દ્વારા વિરુદ્ધ પક્ષનો મત ખંડન કરી વાદીને પરાજય પમાડતા. કદાચિત્ કોઈ એટજ યુકિત આગળ મસ્તક નમાવતું નહિ. વળી તર્કમાં પરાજય

પામી અનેક મનુષ્યો તેમના પ્રત્યે ઈર્ષા કર્યા વગર રહ્યાં હોય એવું પણ બન્યું નથી. તર્ક સમયે વાદીનાં બે ચાર વાક્યો સાંભળતાંજ તેઓ તેનું કહેવું સમજી જતા. તે કયી યુક્તિની સહાયતાથી પોતાના પક્ષનું સમર્થન કરશે, તે જાણી જઇ તેનો ઉત્તર તેઓ પોતાના મનમાં પ્રથમથીજ નક્કી કરી રાખતા. તર્ક સમયે વાદીનો પરાજય કરવા માટે એવી તીક્ષ્ણ યુક્તિનો પ્રયોગ તેમના મનમાં કેવી રીતે ઉદય પામતો તે સંબંધી પૂછતાં તેમણે એક દિવસ કહ્યું હતું કે: " પૃથિવીમાં કેટલાક નવીન વિચારોનું પણ અસ્તિત્વ છે. તે કેટલાકનો વિચાર કરી રાખ્યાથી અને તેમના પક્ષમાં અને તેના વિરૂદ્ધ પક્ષમાં જે જે યુક્તિઓનો અત્યાર સુધી પ્રયોગ કરવામાં આવ્યો છે, તેમાંના કેટલાક ધ્યાનમાં રાખી મૂકવાથી, વિચાર કરી કરીને વાદીને ઉત્તર દેવાનું પ્રયોજન રહેતું નથી. કારણ કે: વાદી ગમે તે વિષયનું ગમે તે ભાવે સમર્થન કરે તો પણ તે આપણી વિચારી રાખેલી યુક્તિ–તર્કમાં આવી પડયા વગર રહેજ નહિ. જગતને કોઇ વિષયના નૂતનભાવ અને વિચારો પ્રદાન કરવા શક્તિમાન હોય એવા મનુષ્ય વિરલ જન્મે છે."

સુતીક્ષ્ણ બુદ્ધિ, અદષ્ટ પૂર્વ મેધા અને ઉંડી વિચારશક્તિ સહિત જન્મ ગ્રહણ કર્યો હતો તેથીજ શ્રીયુત નરેન્દ્રનાથ સર્વ વિષયો સ્વલ્પ સમયમાંજ કણ્ઠસ્થ કરી લેતા હતા. તેથીજ વિદ્યાભ્યાસ કરતી વખતે તેમને સ્વચ્છંદે વિહાર કરવા માટે અને સમાન વયના મિત્રો સાથે આમોદ પ્રમોદ કરવાનો પુષ્કળ અવકાશ મળતો. તેમને એવી સ્થિતિમાં જોઇને અનેક મનુષ્યો કહેતા કે: " તેઓનું વિદ્યાભ્યાસમાં મન નથી." અન્ય બાલકો તેમનું જોઇને આમોદ પ્રમોદ કરવા જતાં તેઓ ક્વચિત્ ક્વચિત્ પોતાનો વિદ્યાભ્યાસ ચુકી જતાં !

નરેન્દ્રનાથને જ્ઞાનાર્જનની પેઠેજ વ્યાયામના અભ્યાસ માટે પણ બાલ્યાવસ્થાથીજ અતિશય પ્રેમ હતો. તેમના પિતાએ બાલ્યાવસ્થામાં તેમને એક ઘોડો ખરીદી આપ્યો હતો. પરિણામે યુવાવસ્થામાં તેઓ એક દક્ષ અશ્વચાલક થયા હતા. ઉપરાંત જિમનેસ્ટિક, કુસ્તિ, મુગ્દળ ચલાવવા, લાકડીપટા, તલવાર ખેલવી, તરવું વગેરે જે જે વિદ્યા શારીરિક બળનો ઉત્કર્ષ કરે એવી હતી તે સર્વમાં તેઓ પારદર્શી થયા હતા. શ્રીયુત નવગોપાળ મિત્ર પ્રતિષ્ઠિત

હિંદુ–મેળામાં ઉપરોક્ત વિદ્યાના અભ્યાસીઓની હરિફાઇ ભરેલી પરીક્ષા થતી. તેમાં ઉંચે નંબરે આવનારને ઇનામો મળતાં. અમે સાંભળ્યું છે કે: નરેન્દ્રનાથ કવચિત્ કવચિત્ એ મેળામાં જઇ પરીક્ષા આપતા.

બાલ્યાવસ્થામાંથીજ નરેન્દ્રનાથના જીવનમાં સમવયસ્ક પ્રત્યે પ્રેમ અને અસીમ સાહસનો પરિચય મળે છે. વિદ્યાર્થી જીવનમાં અને તે પછી, તેમને ટોળીના આગેવાન પદ ઉપર નિમતી વખતે, તેમના એ બન્ને ગુણોએ વિશેષ સહાયતા કરી હતી. સાત, આઠ વર્ષની વયે તેઓ એક દિવસ સમાન વયના મિત્રો સાથે કલકત્તાની દક્ષિણે મેટેબુરૂજ નામક સ્થળે લખનૌ પ્રદેશના ભૂત-પૂર્વ નવાબ વાજિદઅલીશાહની પશુશાળા જોવા ગયા હતા. બાળકોએ પોત-પોતાનાં ફંડ એકત્ર કરી ચાંદપાલ ઘાટેથી એક ન્હાની હોડી ભાડે કરી હતી. પાછાં ફરતી વખતે તેમનામાંનો એક યુવક માંદો થતાં તેણે નૌકામાંજ વમન કરી દીધું. એ જોઇ મુસલમાન માછી લોકો વિશેષ અસંતુષ્ટ થઇ ચાંદપાલ ઘાટે નૌકા થોભાવ્યા પછી તેમને બોલ્યા કે: હોડી સાફ નહિ કરી આપો તો કોઇને પણ નીચે ઉતરવા દેઇશું નહિ. બાળકોએ તેમને અન્ય કોઇ દ્વારા સાફ કરાવી લેવા અને તે માટે પૈસા આપવા કહ્યું પરંતુ તે તેમણે માન્યું નહિ. પરસ્પર ઝગડો ઉપસ્થિત થયો. એટલુંજ નહિ પણ મારામારીનો સંજોગ આવ્યો. હોડીના બધા માછીઓ એકઠા થઇ બાળકોને મારવા તૈયાર થયા. બાળકો બ્હી ગયા, સ્તબ્ધ થઇ ઉભા. નરેન્દ્રનાથ તે બધામાં ન્હાની વયનો હતો. માછીઓ સાથે તકરાર થતાં એક બાજુએ થઇને તેજ પ્રથમ હોડી-માંથી બહાર કુદી પડયા. તેને નાદાન બાળક જાણી માછીઓએ વાંધો લીધો નહિ. કિનારે ઉભા ઉભા મિત્રોનું રક્ષણ કરવાનો વિચાર કરતા હતા એટલામાં થોડે વેગળે બે અંગ્રેજ સોલજરો હવા ખાવા પસાર થતા તેમની નજરે પડયા. નરેન્દ્રનાથ તુર્તજ તેમની પાસે ગયા અને સલામ કરી તેમનો હાથ ઝાલી અંગ્રેજી ભાષા બરાબર આવડતી નહોતી તેમ છતાં થોડા વાકયોમાં બધી સ્થિતિ સમજાવી હોડી પાસે લઇ ગયા. સુંદર ન્હાના બાળકને જોતાંજ બન્ને સોલજરોનું હૃદય આનંદ પામ્યું. તેઓ તુર્તજ હોડી પાસે ગયા. ત્યાં જઇ સત્ય બનાવ તેઓ જાણી શકયા અને હાથમાંની નેતરની સોટી ઉંચી

કરી બાળકોને મુક્ત કરવા માછીઓને કહ્યું. પલ્ટનના ગોરા સોલજરોને જોતાંજ માછીઓ ભય પામ્યા અને પોતપોતાની હોડીમાં ચાલ્યા ગયા. નરેન્દ્રનાથના મિત્રોને મુક્તિ મળી. નરેન્દ્રનાથની વર્તણુંકથી સોલજરો તેના ઉપર ખુશી થયા હતા, અને તેમની સાથે તેને નાટક જોવાનું આમંત્રણ કર્યું હતું, પરંતુ નરેન્દ્રનાથે ઉપકાર સહિત ના પાડી, ત્યાંથી ઘરનો રસ્તો લીધો.

બાલ્યાવસ્થાના અન્ય અનેક બનાવો નરેન્દ્રનાથના અશેષ સાહસનો પરિચય આપે છે. આ સ્થળે એક બેનો ઉલ્લેખ કરવો અયોગ્ય થશે નહિ. ભૂતપૂર્વ ભારત સમ્રાટ્ સપ્તમ એડ્વર્ડ જે વર્ષે પ્રિન્સ ઑફ વેલ્સ થઇ ભારત વર્ષમાં પ્રવાસ કરવા આવ્યા હતા તે વર્ષે નરેન્દ્રનાથનું વય દશ–બાર વર્ષનું હશે. બ્રિટિશ ગવર્નમેન્ટનું “ સિરાપિસ ” નામક એક લડાયક વહાણુ આ સમયે કલકત્તામાં આવ્યું હતું. તે જોવા માટે સરકારી આજ્ઞા પત્ર લઇને ઘણાં માણસો વહાણુ ઉપર ગયાં હતાં. બાળક નરેન્દ્રનાથ પણુ સમાન વયના બાળકોને સાથે લઇ લડાયક વહાણુ જોવાની અભિલાષાથી, આજ્ઞા–પત્ર મેળવવાની ઇચ્છાથી, એક અરજી લખી ચોરંગીની ઓફિસમાં ગયો. ત્યાં તેમણે જોયું કેઃ દરવાજાપર ઉભેલો સિપાહી સારા આબરૂદાર અને શ્રીમંત ગૃહસ્થો સિવાય બીજા કોઇ અરજદારને ઑફિસમાં પ્રવેશ કરવા દેતો નથી. હવે કરવું શું ? તે થોડે વેગળે ઉભા રહી સાહેબની મુલાકાત લેવાનો ઉપાય શોધતા શોધતા જેઓ ઑફિસમાં જઇને બહાર નીકળતા હતા તેમનો માર્ગ જોવા લાગ્યો, તેમણે જોયું કેઃ એ બધા ઑફિસની ઉપરના ત્રીજા માળ ઉપર જાય છે. નરેન્દ્રનાથે જાણ્યું કેઃ સાહેબ એ સ્થળેજ બધાંની અરજીઓ લે છે. ત્યાં શી રીતે જઇ શકાય ? તે સ્થળે જવાનો કોઇ માર્ગ છે કે નહિં ? શોધ કરતાં કરતાં પાછલા ભાગમાં થઇને સાહેબના નોકરોને જવાનો એક લોઢાનો સાંકડો દાદર તેમના જોવામાં આવ્યો. કોઇ જુવે તો અપમાન થવાનો સંભવ હોવા છતાં પણુ સાહસ કરી તેઓ લોઢાની નિસરણી ઉપર થઇને ત્રીજે માળ ચઢી ગયા. ત્યાં જઇને જોયું તો સાહેબની આસપાસ અરજદારો વિંટ- ળાઇ વળ્યા છે. ઓરડામાં મ્હોટી ભીડ થઇ રહી છે, અને સાહેબ ટેબલ

સામે માથુ નીચુ રાખી અરજીઓ ઉપર એક પછી એક સહીઓ કર્યા જાય છે, તેઓ બધાની પાછળ ઉભા હતા ત્યાંથી લાગ જોઇને પોતાની અરજી ઉપર પણ સાહેબની સહી કરાવી લઇ તેમને સલામ કરી બધાંની સાથેજ નીચે ઉતરી પડયા.

સિમલાના બાળકોને વ્યાપારનુ શિક્ષણ આપવા માટે તે સમયે કૉર્નવૉલિસ સ્ટ્રીટમાં એક જિમનેસ્ટીક અખાડો હતો. હિંદુ—મેળાના પ્રવર્તક શ્રીયુત નવગોપાલ મિત્રેજ અખાડાની સ્થાપના કરી હતી. પોતાના મકાનની સ્હામે હોવાથી નરેન્દ્રનાથ પોતાના મિત્રો સહિત નિત્ય ત્યાં આવી વ્યાયામ શિખતા હતા. પાડોશીઓ સાથે મિત્ર મહાશયને ઓળખાણુ હોવાથી અખાડો ચલાવવાનો ભાર તેમના ઉપરજ તેમણે નાંખ્યો હતો. અખાડામાંની એક ટ્રાપિજ ( હિંચોળા ) ઉપર રમવા બાળકોએ ઘણો યત્ન કર્યો પણ તે ભારે વજનના સ્તંભો ઉભા કરી શકયા નહિં. બાળકોનું એ કાર્ય જોવા માટે રસ્તામાં જતા આવતા લોકોની ઠઠ જામી હતી. પરંતુ તેમાનું કોઇ તેમને મદદ કરવાનું સાહસ કરી શકતા નહિ. સંખ્યાબંધ માણુસોની સાથે ઉભા રહેલા એક બળવાન અંગ્રેજ સેલરને જોઇ નરેન્દ્રનાથે તેને સહાય માટે બોલાવ્યો. તે પણ આનંદપૂર્વક સહાય કરવા ગયો. સ્તંભના શિર્ષ ભાગે દોરડું બાંધી બાળકો ખેંચવા લાગ્યા. સાહેબે તેના બે પગ ખાડામાં નાંખી સહાયતા કરવા માંડી. આ પ્રમાણે કાર્ય પરિપૂર્ણું થવાની અણી ઉપર આવ્યું હતું એટલામાં ઓચિંતુ દોરડું તૂટી ગયું અને સ્તંભ પુનઃ ભોંયપર પડયા. એટલુંજ નહિ પણ એમાંનો એક પગ ખાડામાંથી અચાનક ઉંચો થઇ બહાર આવી પડવાથી તે સાહેબના કપાળમાં ધડાક દઇને વાગ્યો. તેથી સાહેબ અચેતન થઇ જમીન ઉપર પડી ગયો. સાહેબને અચેતન થયો અને તેના કપાળના ઘામાંથી અનર્ગળ લોહી નીકળતું જોઇ સર્વેએ તેને મરણ પામેલો ધારી પોલિસમાં ઘસડાવાની બ્હીકે બધાએ નહાસભાગ કરી મૂકી. માત્ર નરેન્દ્રનાથ અને તેના એક બે દિલોજાન મિત્રો ત્યાં ને ત્યાંજ ઉભા રહ્યા, અને વિપતિમાંથી મુક્ત થવાનો ઉપાય શોધવા લાગ્યા. નરેન્દ્રનાથે પોતાનું ધોતિયું ફાડી તેને પલાળી સાહેબના

કપાળના ઘા ઉપર પાટો બાંધ્યો, અને તેના ઉપર જળ છાંટીને અને પવન નાંખીને તેને ચૈતન્ય આવે એવો યત્ન કરવા લાગ્યો. થોડીવારે સાહેબને ચૈતન્ય આવતાં તેમને ઉંચકી લઈ સ્હામે ટ્રેનિંગ એકેડેમિ નામક સ્કુલમાં લઇ જઇ ત્યાં શયન કરાવ્યું. એક સારા ડાકટરને સાથે લઇ આવવા માટે નવ-ગોપાળ બાબુને ખબર કહાવી. ડાકટરે આવી પરીક્ષા કરી કહ્યું: “ઘા એટલો સખ્ત નથી. એક અઠવાડીયા પછી સાહેબને મટીજશે.” નરેન્દ્રનાથની સેવા–શુશ્રુષા અને ઔષધની સહાયતાથી સાહેબ એટલા સમયમાંજ સાજો થઇ ગયો. ગામડાના કેટલાક સારા માણસો પાસેથી એક ફંડ ઉઘરાવી સાહેબને કંઇક વાટ–ખર્ચી આપી નરેન્દ્રનાથે તેને વિદાય કર્યો. આવી વિપત્તિઓમાં પડવા છતાં તે સમયે અવિચલિત રહેવા સંબંધી અનેક બનાવો નરેન્દ્રનાથના બાલ્યજીવનમાં બનેલા અમે સાંભળ્યા છે.

શ્રીયુત્ નરેન્દ્ર બાલ્યાવસ્થાથીજ સત્યનિષ્ઠ હતા. યુવાવસ્થામાં પ્રવેશ કર્યા પછી તેમની એ નિષ્ઠા વિશેષ વૃદ્ધિ પામી. તેઓ કહેતા કે: અસત્ય ભાષણ નહિં કરવા માટે ન્હાનાં બાળકોને હું કદી પણ જુજુનો* ભય બતાવતો નથી અને ઘરમાં પણ જો કોઈ તેમ કરતું તો હું તેનો અતિશય તિરસ્કાર કરતો. અંગ્રેજી વિદ્યાભ્યાસ કર્યાથી બ્રાહ્મસમાજમાં આવ જા કરતાં શિખ્યો. એને પરિણામે વાચનિક સત્તા તે સમયે એટલે દરજ્જે પહોંચી હતી.”

સુદ્રઢ શરીર, સુતીક્ષ્ણ બુદ્ધિ, અદ્દભૂત મેધા શક્તિ અને પવિત્રતા સહિત જન્મ ગૃહણ કર્યો હોવાથી નરેન્દ્રનાથને નિત્ય આનન્દમાં રહેતા જોવામાં આવતા. વ્યાયામ, સંગીત, વાદ્ય અને નૃત્ય શિક્ષા, સમાન વયના મિત્રો સાથે નિર્દોશ હાસ્ય–રંગ વગેરે સર્વે પ્રકારના વ્યાપારમાં તેઓ વિના સંકોચે અગ્રેસર થતા. અન્ય લોકો તેમના આનન્દનું કારણ સમજી શકતા નહિ, તેથી અનેક સમયે તેમના ચરિત્રમાં દોષની કલ્પના કરી બેસતા, પરંતુ તેજસ્વી નરેન્દ્રનાથ લોકોની નિન્દા અથવા પ્રશંસા તરફ ધ્યાનજ આપતા નહિ. લોકોની ગેરવ્યાજબી નિંદાને અપ્રમાણિક ઠેરવવામાં, તેમનું ગર્વિત હૃદય કદી પણ પોતાનું મસ્તક નમાવતું નહિ !

---

* જેમ ગુજરાતમાં બાળકોને બાવાનો ભય બતાવીએ છીએ તેમ કલકત્તામાં જુજુનો ભય બતાવે છે.

દરિદ્રો ઉપર દયા કરવી એતો નરેન્દ્રનાથનો બાલ્યાવસ્થાથીજ સ્વભાવ હતો. બાલ્યાવસ્થામાં તેમને બારણે કોઇ સાધુ સંત આવી અન્ન વસ્ત્ર કે વાસણની ભિક્ષા માગતાં તેઓ તેમને તે આપી દેતા. ઘરનાં માણસો એ વાત જ્યારે જાણતાં ત્યારે બાળકનો તિરસ્કાર કરતાં અને પૈસા આપીને ભિક્ષુક પાસેથી વસ્ત્ર કે વાસણ છોડાવી લાવતાં! ઘણી વખત એ પ્રમાણે કરવાથી એક વખત તેમની માતાએ તેમને પહેલા માળના એક ઓરડામાં પૂરી રાખ્યા હતા. એ સમયે એક ભિક્ષુકે આવી ઉચ્ચ સ્વરે ભિક્ષા માંગી. તે સાંભળતાંજ નરેન્દ્રે એક બારી ઉઘાડી તેમાંથી પોતાની માતાનાં કેટલાંક ઉત્તમ વસ્ત્રો ભિક્ષુકને આપી દીધાં હતાં! તેમનાં માતા કહેતાં કેઃ "બાલ્યાવસ્થાથીજ નરેન્દ્રમાં એક મ્હોટો દોષ હતો. કોઇ પણ કારણને લીધે ક્વચિત્ તેમને ક્રોધ ઉત્પન્ન થતો તો તેઓ એકદમ જાણે ગાંડા જેવા બની જતા અને ઘરનો સરસામન ભાંગી ચૂરો કરી વિખેરી નાંખતા! પુત્રની ઇચ્છાથી કાશીમાં વિશ્વેશ્વર મહાદેવ સમક્ષ બાધા માની હતી, તેથીજ વિશ્વેશ્વર ભગવાને તેમના એકાદ ભૂતને મ્હારે ત્યાં મોકલી દીધું છે! તેમ ન હોય તો ક્રોધ થતાં આમ ભૂતની પેઠે અશાંત વ્યવહાર કરે કેમ?" બાળકના એવા ક્રોધનું તેમણે એક ચમત્કારિક ઔષધ પણ શોધી કાઢ્યું હતું. જ્યારે તેઓ જોતાં કેઃ તેમને કોઇ પણ ઉપાય વડે શાંત કરી શકાતા નથી ત્યારે વિશ્વેશ્વરનું સ્મરણ કરી એક બે ઘડા ટાઢું જળ તેમના માથાપર રેડી દેતાં. તેમ થવાથી બાળકનો ક્રોધ એકદમ શાંત પડી જતો! દક્ષિણેશ્વરમાં પરમહંસદેવ સાથે મેળાપ થયા પછી કેટલેક દિવસે નરેન્દ્રનાથે એક દિવસ અમને કહ્યું હતું કેઃ "ધર્મ કર્મ કરવામાં બીજું કાંઇ પણ નહિં થાય તો ચિન્તા નથી. તેની (ઇશ્વરની) કૃપાથી ક્રોધને વશ કરી શકું છું એજ બસ છે. પહેલાં ક્રોધ થતાંજ એકદમ ગાંડાના જેવો ઉન્મત્ત બની જતો અને ત્યાર પછી તેનેજ માટે પશ્ચાતાપ કરી બળી જતો. હવે તો કોઇ વિના કારણે મ્હને પ્રહાર કરે કિંવા મ્હારૂં નુકશાન કરે તો પણ તેના ઉપર પ્રથમની પેઠે વિફળ ક્રોધ થતો નથી."

મસ્તિષ્ક અને હૃદય, એ બન્નેનો સમાન ઉત્કર્ષ સંસારમાં વિરલ લોકોમાં થયેલો જોવામાં આવે છે. જેનો એ પ્રમાણે ઉત્કર્ષ થાય છે, તેઓજ મનુષ્ય

સમાજમાં કોઇ એક વિષય સંબંધી પોતાનું મહત્વ પ્રતિષ્ઠિત કરી શકે છે. આધ્યાત્મિક જગતમાં જેઓ પોતાનું અસાધારણત્વ સપ્રમાણ કરી શકે છે તેઓના જીવનમાંજ બાલ્યાવસ્થાથી મસ્તિક અને હૃદય સાથે કલ્પના શક્તિની વૃદ્ધિ જોવામાં આવે છે. નરેન્દ્રનાથના જીવનની આલોચના કરવા જતાં પૂર્વોક્ત વાત સત્ય તરીકે સ્વિકારવી પડશે. એ સંબંધી એક દ્રષ્ટાંત આ સ્થળે પ્રકટ કરવાથી વાંચકના સમજવામાં આવશે.

એક સમયે નરેન્દ્રનાથના પિતાએ કોઇ કાર્ય માટે મધ્ય પ્રદેશના રામપુર નામક ગામમાં કેટલાક સમય પર્યંત નિવાસ કર્યો હતો. તેમને ત્યાં વિશેષ સમય રોકાવું પડશે, એમ જાણી તેમણે કુટુંબ પરિવાર વર્ગને પણ ત્યાં બોલાવી લીધો હતો. પરિવારને રામપુર પર્યન્ત લઇ જવાનું કાર્ય નરેન્દ્રનાથને સોંપવામાં આવ્યું હતું. એ સમયે નરેન્દ્રનું વય ચૌદ કે પંદર વર્ષનું જ હતું. ભારત વર્ષના મધ્ય પ્રદેશમાં તે સમયે રેલ્વે થઇ નહોતી તેથી રામપુર જતાં વાઘ વરૂવાળા ઘોર અરણ્યની વચમાં થઇને, એક પખવાડીઆથી પણ અધિક સમય વ્યતીત કરી બળદનાં ગાડાંમાં બેસી જવાનું હતું. એવું અશેષ શારીરિક દુઃખ ભોગવવા છતાં પણ નરેન્દ્રનાથ કહેતા કેઃ "વન સ્થળનું અપૂર્વ સૌંદર્ય જોઇ હું કષ્ટને કષ્ટ તરીકે જાણતોજ નહોતો, અને યાચના વગરજ જેણે ધરતી માતાને ઉત્તમ અનુપમ વસ્ત્રાભૂષણોથી સજાવી રાખી છે, તેની અસીમ શક્તિ અને એમના પ્રેમનો સાક્ષાત્ પ્રથમ પરિચય મેળવી મ્હારૂં હૃદય મુગ્ધ થયું છે." તેઓ કહેતા કેઃ "વનના મધ્યમાં થઇને પસાર થતી વખતે મ્હેં જે કાંઇ જોયું છે, અને જે અનુભવ કર્યો છે તે સ્મૃતિ પટ ઉપર ચિરકાળને માટે કોતરાઇ ગયું છે. એક દિવસની વાત કહું છું. ઉન્નત શીર્ષ વિંધ્યાગિરિના તળ દેશમાં થઇને અમે પસાર થતા હતા. માર્ગની બન્ને બાજુએ સર્વ ગિરિશૃંગો ગગન સ્પર્શ કરી ઉભાં હતાં. અનેક જાતની વૃક્ષ–લત્તા, ફળ–પુષ્પના ભારથી લચી જઇ પર્વત પૃષ્ઠની અપૂર્વ શોભા દર્શાવી રહ્યાં હતાં. મધુર કલરવથી દિશાઓ ગજાવી મૂકી નાના પ્રકારનાં પક્ષીઓ એક કુંજમાંથી અન્ય કુંજમાં ગમન કરી રહ્યાં છે અથવા આહાર શોધવા માટે ક્વચિત્ ક્વચિત્ ભૂમિ ઉપર અવતરણ કરી રહ્યાં છે

ધીર-મન્થર ગતિએ ચાલતાં સર્વ ગાડાંઓ ધીમે ધીમે એક એવે સ્થળે આવીને ઉભાં રહ્યાં કે જે સ્થળે બે પર્વત શૃંગ જાણે પ્રેમ પૂર્વક અગ્રસર થઇ વન માર્ગને એકી સમયે સ્પર્શ કરી રહ્યા છે, તે સમયે તેમનો પૃષ્ઠ ભાગ વિશેષરૂપે તપાસતાં જણાયું કેઃ એક બાજુના પર્વતમાં મસ્તકથી તે તળીયા સુધી એક મ્હોટી લાંબી ફાટ પડી છે. તે ફાટને પૂર્ણ કરી, મધુ મક્ષિકાઓના યુગયુગાન્તરના પરિશ્રમનાં પ્રદર્શન સ્વરૂપ એક મ્હોટો મધપૂડો લંબાયમાન થઇ રહ્યો છે. તે સમયે વિસ્મયમાં મગ્ન થઇ મક્ષિકા રાજ્યના આદિ અન્તનો વિચાર કરતાં કરતાંજ મન એવા એક ઉંડા વિચારમાં ગરક થઈ ગયું કે જેથી કેટલાક સમય પર્યંત બાહ્ય સંજ્ઞાનો તદ્દન લોપજ થઇ ગયો ! કેટલા વખત સુધી એ પ્રમાણે ગાડામાં પડી રહ્યો તે સ્મરણમાં આવતું નથી. પુનઃ જ્યારે ચૈતન્ય આવ્યું ત્યારે જોઈ શકયો કે તે સ્થાન આગળથી તો ઘણે દૂર આવ્યા છીએ. મ્હારા ગાડામાં હું એકલોજ હતો તેથી મ્હારી એ સ્થિતિ બીજા કોઇના જાણવામાં આવી નહિ." પ્રબળ કલ્પનાની સહાયતા વડે ધ્યાન-રાજ્યમાં આરૂઢ થઇ એકદમ તન્મયજ થઇ જવું એ નરેન્દ્રનાથના જીવનમાં કદાચ પહેલોજ પ્રસંગ હશે.

નરેન્દ્રનાથના પિતાનો પરિચય સંક્ષેપમાં આપી અમે વર્તમાન પ્રબંધનો ઉપસંહાર કરીશું. મહાન મનુષ્ય-જીવનમાંથી વાચકને કાંઇ ને કાંઇ ઉપદેશ મળ્યા સિવાય રહેતો નથી. જેમ નરેન્દ્રના જીવનમાંથી વાચકોને અતિ મહત્વનો ઉપદેશ મળે છે તેજ પ્રમાણે તેમના પિતાના જીવનમાંથી પણ કાંઇક મળે એમ છે. વાચકો ધૈર્યપૂર્વક વાંચશે. સીમલાના દત્ત-કુટુંબીજનો ઘણી શાખાઓમાં વ્હેંચાઇ જવા છતાં પણ કલકત્તાના પ્રાચીન વંશોમાંના એક તરીકે તેની ગણત્રી હતી. ધન, માન અને વિદ્યા ગૌરવમાં તેઓ મધ્યમ અવસ્થાના કાયસ્થ ગૃહસ્થોનાં અગ્રસર હતા. નરેન્દ્રનાથના પ્રપિતામહ-દાદા-શ્રીયુત રામમોહનદત્ત વકીલાત કરી સારૂ ઉપાર્જન કરી શક્યા હતા, અને ઘણા મિત્રો-સંબંધીઓથી સમ્માનિત થઇ, સિમલાના ગૌરમોહન મુખર્જિની લેનમાં પોતાના ઘરમાં નિવાસ કરતા હતા. તેમનો પુત્ર દુર્ગાચરણ, પિતાની પુષ્કળ સમ્પત્તિનો અધિકારી થવા છતાં પણ અલ્પવયમાંજ તેને સંસાર ઉપર વૈરાગ્ય

ઉત્પન્ન થવાથી સન્યાસી થઇ ગયો. સાંભળવામાં આવ્યું છે કેઃ શ્રીયુત દુર્ગાચરણ બાલ્યાવસ્થાથીજ સાધુ–સન્યાસીના ભક્ત હતા. યુવાવસ્થામાં પ્રવેશ કરતાંજ સાધુ–સંગ પ્રવૃત્તિએ તેમને સંસ્કૃત વિદ્યાશિક્ષા પ્રાપ્ત કરાવી શાસ્ત્રનું અધ્યયન કરવામાં પ્રેર્યા અને સ્વલ્પ સમયમાંજ તેઓ વિદ્વાન પણ્ડિત બની ગયા. વિવાહ થવા છતાં પણ દુર્ગાચરણને સંસાર ઉપર આસક્તિ નહોતી. પોતાના બગિચામાં સાધુસંગતિમાંજ તેમનો ઘણો વખત વ્યતીત થતો. સ્વામી વિવેકાનંદ કહેતા કેઃ શાસ્ત્રની મર્યાદા રાખવા માટેજ તેમના પિતામહ, પુત્રનું મુખદર્શન કર્યા પછી સ્વલ્પ સમયમાંજ ચિરદિવસને માટે ઘર છોડી ચાલ્યા ગયા હતા. સંસાર પરિત્યાગ કરવા છતાં પણ વિધાતાના વિધાનને લીધે શ્રીયુત દુર્ગાચરણે પોતાની સહધર્મિણી અને આત્મીયવર્ગ સાથે બે વખત–સ્વલ્પ સમયને માટે મુલાકાત લીધી હતી. તેમનો પુત્ર વિશ્વનાથ જે સમયે બે ત્રણ વર્ષનો હશે તે સમયે તેમનાં સહધર્મિણી અને આત્મીયવર્ગ કદાચ તેમનીજ શોધ માટે કાશી ધામમાં જઇ, કેટલાક સમયપર્યંત ત્યાંજ રહ્યાં હતાં. તે સમયે રેલ્વે નહિ હોવાથી શ્રીમંત સદ્ગૃહસ્થો નૌકાદ્વારા કાશી જતા. દુર્ગાચરણની સહધર્મિણીએ પણ એ પ્રમાણેજ કર્યું હતું. માર્ગમાં બાળક વિશ્વનાથ એક સ્થળે નૌકામાંથી જળમાં પડી ગયો હતો. તેની માતાએ પ્રથમ તે દીઠું એટલે તત્ક્ષણાત્ તેણે જળમાં ભૂસકો માર્યો હતો. અતિશય યત્ન કર્યા પછી ચૈતન્ય રહિત માતાને ઉંડા જળમાંથી બહાર ખેંચી કાઢી નૌકામાં લીધી તે વખતે જોવામાં આવ્યું કેઃ હજી પણ તેણે પોતાના પુત્રનો હાથ બહુ સખ્ત રીતે ઝાલી રાખ્યો હતો! આ વખતે માતાના અપાર સ્નેહેજ વિશ્વનાથનું પ્રાણરક્ષણ કર્યું હતું. ધન્ય માતૃપ્રેમ!

કાશી પહોંચ્યા પછી દુર્ગાચરણની સહધર્મિણી નિત્ય વિશ્વનાથ દર્શન માટે જતી હતી. વૃષ્ટિને લીધે રસ્તામાં કાદવ થવાથી એક દિવસ તે વિશ્વેશ્વરના મંદિર સમ્મુખજ એકાએક પડી ગઇ. તે દ્રષ્ય એ સ્થાને થઇને ગમન કરતાં એક સન્યાસીએ જોયું, એટલે તેણે ઉતાવળે પગલે તેની પાસે જઇ બાઇનો હાથ ઝાલી ઉઠાડી અને ધીમે ધીમે તેને લઇ જઇને મંદિરના પગથીઆં ઉપર બેસાડી, અને કોઇ જગ્યાએ સખ્ત વાગ્યું છે કે નહિ તેની તપાસ કરવા

લાગ્યો. પરંતુ ચાર નેત્રો એક થતાંજ દુર્ગાચરણુ અને તેની સ્ત્રી પરસ્પર એક બીજાને ઓળખી શક્યાં, છતાં દુર્ગાચરણુ બીજી વખત તેની સ્હામે નહિ જોતાં કોણુ જાણે ક્યાંએ અંતર્ધ્યાન થઇ ગયા.

શાસ્ત્રમાં લખ્યું છે કેઃ સન્યસ્ત ગ્રહણુ કર્યા પછી બાર વર્ષે સન્યાસીએ "**स्वर्गादपि गरीयसी**" નિજ જન્મભૂમિનાં દર્શન કરવાં. તે માટેજ દુર્ગાચરણે બારવર્ષે પછી એક વખત કલકતે જઇ પોતાના એક મિત્રને ત્યાં નિવાસ કર્યો હતો અને તેને આગ્રહપૂર્વક કહ્યું હતું કેઃ તેમની આગમનની વાર્તા તેમના આત્મીય-સ્વજનો કોઈ જાણી શકે નહિ તેમ કરવું. સંસારી બંધુએ સન્યાસી દુર્ગાચરણુનો આગ્રહ પાળ્યો નહિ. તેણે ગુપ્ત રીતે તેમનાં સગાંઓને દુર્ગાચરણુના સમાચાર નિવેદન કર્યા, એટલે તેઓ ટોળાબંધ ત્યાં આવ્યાં અને એક પ્રકારનું બળ વાપરી દુર્ગાચરણુને પોતાને ઘેર લઇ ગયાં. જો કે દુર્ગાચરણુ ઘેર ગયા ખરા પરંતુ કોઇની સાથે વાતચિત કર્યા વગરજ મુનિવ્રત ધારણુ કરી, પત્થરના પૂતળાંની પેઠે નેત્રો મીચી ઘરને એક ખુણે બેસી રહ્યા ! સાંભળ્યું છે કેઃ તેઓ એ પ્રમાણે એકજ સ્થળે, એક આસને ત્રણુ અહોરાત્રિ બેસી રહ્યા હતા. અન્નજળ વગર તેઓ પ્રાણુ ત્યાગ કરશે, એવી શંકા આવવાથી તેમના આત્મીય સ્વજનો ગભરાઇ ઉઠયાં અને ઘરનાં બારણાં પ્રથમની પેઠે બંધ નહિ રાખતાં ઉઘાડાં રાખ્યાં. બીજે દિવસે જોવામાં આવ્યું કે સન્યાસી દુર્ગાચરણુ કોઇના જાણુવામાં ન આવે તેની રીતે ઘરનો ત્યાગ કરી કોણુ જાણે ક્યાંએ ચાલ્યા ગયા હતા !

શ્રીયુત દુર્ગાચરણુના પુત્ર વિશ્વનાથ વયવૃદ્ધિ થતાંજ ફારસી અને અંગ્રેજી ભાષાનું સારૂં જ્ઞાન મેળવી કલકત્તા હાઇકૉર્ટના ઍટર્નિ થયા હતા. તેઓ દાનશીલ અને બન્ધુવત્સલ હતા, અને ઘણું દ્રવ્ય પ્રાપ્ત કરવા છતાં પાછળ કશું મૂકી ગયા નહિ ! પુત્રમાં પણુ પિતૃધર્મે પ્રવેશ કરેલો હોવાથીજ કદાચ તેમને સંચયી અને મિતવ્યયી થવા દીધા નહિ હોય. વાસ્તવિક રીતે જોતાં કહી શકાશે કે વિશ્વનાથનો સ્વભાવ, અનેક વિષયમાં એક સાધારણુ ગૃહસ્થના જેવો નહતો. તેઓ આવતી કાલનો કદી પણુ વિચાર કરતા નહિ. પાત્રાપાત્રનો વિચાર કર્યા વગરજ તેઓ સર્વ સાથે કામ પાડતા. સ્નેહ-

પરાયણ હોવા છતાં પણ દૂર પરદેશ નિવાસ કર્યો તે સમયે અનેક દિવસ પર્યંત આત્મીય–સ્વજનના કશા સમાચાર નહિ લેતાં નિશ્ચિંત રહી શકતા! એજ પ્રમાણે અનેક વિષયો સંબંધી તેમને માટે કહી શકાય એમ છે.

શ્રીયુત વિશ્વનાથ બુદ્ધિમાન અને મેધાવી હતા. સંગીતાદિ કળા–વિદ્યા ઉપર તેમને વિશેષ પ્રેમ હતો. સ્વામી વિવેકાનંદ કહેતા કે: તેમના પિતાનો કણ્ઠ બહુ મધુર હતો, અને પદ્ધતિસર શિક્ષણ નહિ મેળવેલું છતાં પણ નિધુબાબુના ટપ્પા વગેરે સુંદર રીતે ગાઇ શકતા. સંગીતને નિર્દોષ આનંદનો વિષય જાણીનેજ તેમણે પોતાના જ્યેષ્ઠ પુત્ર નરેન્દ્રનાથને વિદ્યાભ્યાસની સાથે સંગીત શિખવા મૂક્યા હતા. તેમનાં સહધર્મિણી શ્રીમતી ભુવનેશ્વરી પણ વૈષ્ણવ ભિક્ષુક અને અન્ય ભિખારીઓને મુખેથી એક વખત જે ભજન–કીર્તન સાંભળતાં તે તુર્તજ તાન, લય, સૂર, તાલ સાથે શિખી જતાં.

ખ્રિસ્તિઓનું બાઇબલ અને ફારસી કવિ હાફેજની બેતો મોઢે બોલી જવા ઉપર શ્રીયુત વિશ્વનાથને બહુ પ્રીતિ હતી. મહા મહિમામય ઇસુ ખ્રિસ્તના પુણ્ય–ચરિતના બે ત્રણ અધ્યાય તેઓ નિત્ય ભણી જતા, અને તેની તથા હાફેજની પ્રેમમગ્ન કવિતાઓમાંની કોઇક કોઇક તેઓ પોતાનાં સ્ત્રી–પુત્રને ક્વચિત્ ક્વચિત્ શ્રવણ કરાવતા. ભારતવર્ષના ઉત્તર–પશ્ચિમ હિંદમાં લખનૌ, લાહોર વગેરે મુસલમાન વસ્તીવાળા શહેરોમાં નિવાસ કરવાથી તેઓ મુસલમાનોના કોઇ કોઇ આચાર વ્યવહાર ઉપર પ્રેમની દૃષ્ટિએ જોતા હતા. નિત્ય પુલાવ ખાવાનો રિવાજ તેમના કુટુંબમાં કદાચ તે ઉપરથીજ ઉપસ્થિત થયો હશે. શ્રીયુત વિશ્વનાથ જેમ ધીર–ગંભીર હતા તેજ પ્રમાણે તેઓ હાસ્યપ્રિય પણ હતા. પુત્ર કન્યાઓમાં કોઇ ક્વચિત્ અન્યાય–આચરણ કરતું તો તેઓ તેને કઠોર વાક્યમાં ઠપકો દેતા નહિ પણ તેનું તેવું આચરણ તેના બંધુ–બાન્ધવોમાં એવી રીતે પ્રચાર કરાવી દેતા કે જેથી તે પોતાની મેળેજ લજ્જિત થઇ પુનઃ તેવું કામ કદી પણ કરતું નહિ! દ્રષ્ટાંત સ્વરૂપે એક બનાવનું આ સ્થળે વર્ણન કરવાથીજ વાંચકો સમજી શકશે. તેમનો જ્યેષ્ઠ પુત્ર નરેન્દ્રનાથ કોઇ કારણસર એક દિવસ માતા સાથે રકઝક કરતાં તેમને બે ચાર કટુ શબ્દો બોલ્યો હતો. વિશ્વનાથે તે સાંભળ્યું તેમ છતાં

સેનો કાંઇ પણ તિરસ્કાર કર્યા વગર, નરેન્દ્ર જે ઓરડામાં પોતાના મિત્રો સાથે બેસતો તેના બારણાની ઉપરજ કોયલા વડે મ્હોટા અક્ષરે લખ્યું કેઃ "નરેન્દ્રબાબુએ આજે તેની માતાને નીચે પ્રમાણે શબ્દો કહ્યા છે વગેરે." નરેન્દ્રનાથ અને તેના મિત્રો ઓરડામાં પ્રવેશ કરતા તેજ સમયે ઉપલા શબ્દો તેમની દ્રષ્ટિએ પડતા, તેમ થવાથી અનેક દિવસ પર્યંત નરેન્દ્રને પોતાના અપરાધને માટે વિષમ સંકોચ અનુભવ કરવો પડયો હતો.

શ્રીયુત વિશ્વનાથ ઘણા આત્મીય સ્વજનોનું પ્રતિપાલન કરતા. અન્નદાનમાં તેઓ સર્વદા મુક્ત હસ્ત હતા. વેગળેનાં કેટલાંક સગાં તેમના અન્નથી પ્રતિપાલિત થઇ આળસમાં દિવસો વિતાડતાં ત્યારે કોઇ કોઇ ગાંજો ભાંગની નિશા કરી જીવનનું દુઃખ દૂર કરતા! નરેન્દ્રનાથ મ્હોટી ઉમ્મરના થયા ત્યારે તેમણે એવા અયોગ્યદાનને માટે પિતાને અનેક સમય રોકવાનો યત્ન કર્યો હતો પરંતુ વિશ્વનાથ ઉત્તર દેતા કેઃ "મનુષ્યજીવન કેટલું બધું દુઃખમય છે તે તું શું સમજે? જે સમયે તું તે સમજતો થશે તે સમયે એ દુઃખના હાથમાંથી જેઓ ક્ષણિક મુક્તિને માટે ભાંગ–ગાંજાની નિશા કરે છે તેમને સુદ્ધાંત તું દયાની દ્રષ્ટિએ જોઇ શકશે!"

વિશ્વનાથને અનેક પુત્ર–કન્યા થયાં હતાં. તે સર્વે અશેષ ગુણસમ્પન્ન હતાં. પરંતુ ઘણી કન્યાઓ દીર્ઘજીવન લાભ કરી શકી નહોતી. ત્રણ ચાર કન્યા પછી નરેન્દ્રનાથનો જન્મ થવાથી તેના ઉપર પિતા માતાનો બહુ પ્રેમ હતો. ઇ. સ. ૧૮૮૩ ના શીતકાળમાં નરેન્દ્રનાથ બી. એ. ની પરીક્ષા આપવાની તૈયારીમાં હતા તે સમયે તેમના પિતા હૃત્ રોગથી પરલોક સિધાવ્યા હતા. તેમના મૃત્યુથી તેમનાં પુત્ર–કન્યા તદ્દન નિરાધાર થઇ પડયાં હતાં.

નરેન્દ્રનાથની માતા શ્રીમતી ભુવનેશ્વરીના સદ્‌ગુણ સંબંધી અનેક કથાઓ સાંભળવામાં આવે છે. તેઓ સુંદર સ્વરૂપા અને દેવભક્તિપરાયણ હતાં એટલુંજ નહિ પણ વિશેષ બુદ્ધિમતી અને કાર્યકુશળ પણ હતાં. પતિના વિશાળ કુટુંબ પરિવારનો સર્વ ભાર તેમના ઉપરજ હતો. સાંભળવામાં આવ્યું છે કેઃ તેમણે નિયમિત કામ કરવાની ટેવ પાડી એક પછી એક કામ સંપન્ન

કરવાની ગોઠવણુ રાખી હતી. રામાયણુ–મહાભારતાદિ ધર્મગ્રન્થનું અધ્યયન કરવા ઉપરાંત તેમને વિદ્યાભ્યાસ નહિ હોવા છતાં પણુ તેમણે પોતાના પતિ અને પુત્રાદિની પાસેથી અનેક વિષયો મોઢે મોઢેથી શીખી લીધા હતા કે જેથી તેમની સાથે વાતચિત કરતાં તેમને એક સુશિક્ષિત–વિદ્વાન–વિદુષી ધારવામાં આવતાં. તેમની સ્મૃતિ અને ધારણા શક્તિ બહુ પ્રબળ હતી. એક વખત સાંભળતાંજ તેઓ કોઇ પણુ વિષય પુનઃ બોલી જતાં, અને ઘણે લાંબે વખતે બનેલા બનાવો પણુ જાણે કાલેજ ન બન્યા હોય તેમ તેમના સ્મરણુમાં રહેતા. પતિના મૃત્યુ પછી દારિદ્યમાં પડવા છતાં તેમનું ધૈર્ય, સહિષ્ણુતા, અને તેજસ્વિતા વગેરે સદ્ગુણો વિશેષ વિકાશ પામ્યા હતા. પ્રત્યેક મહિને હજાર રૂપિયા ખર્ચ કરી જે મનુષ્ય પોતાનો ઘરસંસાર ચલાવતું તેનેજ તે વખતે ત્રિશ રૂપિયામાં પોતાનું અને પોતાના પુત્ર પુત્રિઓનું ભરણુપોષણુ કરવું પડતું ! કેવો કાળનો અપાર મહિમા ! કેવી નારીરત્નની સહિષ્ણુતા ! કેવું ધૈર્ય ! ગમે તેમ છતાં ભુવનેશ્વરીદેવીને એક પણુ દિવસ કોઇએ ચિંતાતુર મુખે જોયાં નથી. તેઓ નિત્ય પ્રસન્ન મુખેજ દિવસો નિર્ગમન કરતાં. થોડી આવકમાં પણુ તેઓ પોતાના ન્હાનકડા સંસારનો વ્યવહાર એવી સારી રીતે ચલાવતાં કેઃ તે જોઇ અન્ય લોકો તેમની માસિક આવક ઘણી ભારે ધારતા ! પતિના અચાનક મૃત્યુથી ભુવનેશ્વરીદેવી તે સમયે કેવી ભયંકર અવસ્થામાં આવી પડયાં હતાં તેનો વિચાર કરતાં હૃદયમાં દુઃખ થાય છે. ઘર ચલાવવા માટે આવકનું ઠેકાણું નહોતું, તેમ છતાં સુખમાં ઉછરેલાં તેમનાં વૃદ્ધ માતા અને પુત્રોનું ભરણુપોષણુ અને વિદ્યાભ્યાસનો બદોબસ્ત કોઇ પણુ રીતે ચલાવવો જોઇએ. તેમના પતિની સહાયતાથી જે આત્મીય જનો સારી પેઠે બે પૈસા કમાતા હતા, તેઓ સહાય કરવાનું તો બાજુએ રહ્યું પણુ ઉલટું તેમનો ન્યાયયુક્ત અધિકાર છીનવી લેવા તૈયાર થયા ! તેમનો અતિશય ગુણુસમ્પન્ન જ્યેષ્ઠ પુત્ર નરેન્દ્રનાથ નાના પ્રકારે યત્ન કરવા છતાં પણુ દ્રવ્ય પ્રાપ્ત થાય એવી કોઇ પણુ નોકરી શોધી શકયો નહિ, અને સંસાર ઉપર વિત્તરાગ થઇ તે ચિરકાલને માટે ત્યાગ કરવાનાં પગલાં ભરી રહ્યો છે ! આ પ્રમાણે ભીષણુ અવસ્થામાં પતિત થવા છતાં શ્રીમતી ભુવનેશ્વરી જે પ્રકારનું ધૈર્ય ધારણુ કરી પોતાનું કર્તવ્ય પાલન કરતાં હતાં

તેનો વિચાર કરતાં તેમના ઉપર એની મેળેજ ભક્તિ-શ્રદ્ધા ઉત્પન્ન થતાં. પરમહંસદેવ સાથે નરેન્દ્રનાથનો ગાઢ સંબંધ બંધાયો તેની આલોચના કરતી વખતે અમારે વાચક સમ્મુખ તેમની આ સમયની પારિવારિક દરિદ્ર-સ્થિતિ વગેરેનો ઉલ્લેખ કરવો પડશે, તેટલા માટેજ આ સ્થળે આ વિષયનું વર્ણન વિશેષ રૂપે નહિ કરતાં, દક્ષિણેશ્વરે તેમનું દ્વિતીય વાર આગમન થયું તે સંબંધી લખવા પ્રવૃત્ત થઇએ છીએ.

---

## ષટ્ચત્વારિંશ અધ્યાય.

---

### નરેન્દ્રનાથનું દક્ષિણેશ્વર દ્વિતીય અને તૃતીય વાર આગમન.

સ્થિર લક્ષ્ય અને યથાર્થ પુરૂષાર્થ સમ્પન્ન પુરૂષોમાં મહત્વનો પરિચય થતાં અન્ય જનો મુક્ત કણ્ઠે તેનો સ્વીકાર કરી મનમાં અપૂર્વ આનંદનો અનુભવ કરે છે. વળી એવુંજ મહત્વ કવચિત્ કોઇનામાં અણુચિન્તવ્યું અદૃષ્ટપૂર્વ, અભાવનીય રૂપે પ્રકટ થયેલું જૂવે છે ત્યારે તેના વિચારમાં મગ્ન થઇ તેમનાં મન થોડા વખતને માટે મુગ્ધ અને સ્તંભિત થઈ જાય છે! એમ થવા છતાં પણ એ બનાવ તેમને પોતાના કર્તવ્યકર્મ અને લક્ષ્યમાંથી વિચલિત કરી તેવા પુરૂષનું અનુકરણ કરવામાં કદી પણ પ્રવૃત્ત કરતા નથી, અથવા બહુ કાળપર્યંતની સંગતિ, સાહચર્ય, અને પ્રેમબંધન સિવાય તેઓના જીવનનું કાર્ય એવા પુરૂષના વર્ણથી સહસા રંગાઇ જતું નથી. દક્ષિણેશ્વરમાં પરમહંસદેવનાં પ્રથમ દર્શન કર્યા પછી નરેન્દ્રનાથની પણ એવીજ અવસ્થા થઇ હતી. પરમહંસદેવનો અપૂર્વ ત્યાગ અને મન તથા મુખનું બરાબર ઐકય જોઇ મુગ્ધ થઇ આકર્ષાવા છતાં પણ નરેન્દ્રનાથનું હૃદય તેમને એકદમ જીવનના આદર્શ સ્થળે સ્થાપવા સમ્મત થયું નહિ. તેથી ઘેર પાછા ગયા પછી પરમહંસદેવના અદૃષ્ટ પૂર્વ સ્વભાવની વાર્તા કેટલાક દિવસ પર્યંત તેમના મનમાં વારંવાર ઉદય પામવા છતાં પોતાની વાસના પૂર્ણ કરવા માટે તેમની પાસે પુનઃ જવાની વાત, ભવિષ્યના ઉંડા

ગર્ભમાં હેલી દઇ તેમણે સ્વકર્તવ્યમાં મન પરોવ્યું. પાશ્ચાત્ય શિક્ષણના પ્રભાવથી તેમણે પરમહંસદેવને "અર્ધા ગાંડા" માની લીધા હતા, તેણેજ તેમને એ વિષયમાં અનેક સહાયતા આપી હતી. એવું માનવામાં આવે છે. ગમે તેમ હો, એ સમયે નરેન્દ્ર, ધ્યાનાભ્યાસ અને કૉલેજમાં અભ્યાસ કરવા ઉપરાંત સંગીત અને વ્યાયામ ચર્ચામાં નિત્ય ગુંથાયલો રહેતો. તે ઉપરાંત સમાન વયના તરૂણોની માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ સાધ્ય કરવા માટે તેમને લઇ તેઓ બ્રાહ્મસમાજની પેઠેજ કલકત્તાના નાના સ્થાનમાં પ્રાર્થના અને આલોચના સમિતિઓ સ્થાપતા હતા. એમ હોવાથી હજાર કામમાં રોકાયલા નરેન્દ્રનાથના મનમાં, દક્ષિણેશ્વર જવાની વાત કેટલાંક પખવાડીયાં સુધી દબાઇ રહે એમાં આશ્ચર્ય શું ? પરંતુ પાશ્ચાત્ય–શિક્ષા અને નિત્યકર્મ તેમને એ પ્રમાણે ભૂલાવો ખવડાવવા છતાં તેમની સ્મૃતિ અને સત્યનિષ્ઠા, સમય મળતાંજ તેમને દક્ષિણેશ્વરે એકલાજ લઇ જઇ પોતાનું વચન પાળવા ઉત્તેજિત કરતાં હતાં. તેજ કારણથી પ્રથમ દર્શન પછી એકાદ માસને અંતરે, અમે શ્રીયુત નરેન્દ્રનાથને એકલા પગે ચાલતા પુનઃ દક્ષિણેશ્વર જતાં જોયા હતા. ત્યાં ગયા પછી જે કાંઇ બન્યું હતું તેનું વર્ણન નરેન્દ્રનાથે પોતાને મુખેથીજ અમને એક દિવસ કહી સંભળાવ્યું હતું તે અમે આ સ્થળે પ્રકટ કરીએ છીએઃ—

"દક્ષિણેશ્વરનું કાલીમંદિર, કલકત્તાથી આટલે બધે દૂર છે એ અત્યાર પહેલાં હું ગાડી કરીને એક વખત ત્યાં ગયેલો હોવાથી મ્હને ખબર નહોતી. વરાહનગરમાં દાશરથિ સાન્યાલ, સાતકડિ લાહિડી, વગેરે બંધુઓને ત્યાં હું પહેલાંથીજ આવજા કરતો હતો. મ્હેં ધાર્યું હતું કેઃ રાસમણિનો બગિચો પણ તેમના ઘરની પાસેજ હશે, પરંતુ જેમ જેમ ચાલવા માંડયું તેમ તેમ રસ્તો ખુટેજ નહિ ! લોકોને પૂછતાં પૂછતાં હું દક્ષિણેશ્વર ગયા પછી તુર્તજ પરમહંસદેવના ઓરડામાં જઇ પહોંચ્યો. મ્હેં જોયું કેઃ તેઓ પ્રથમની પેઠેજ તેમની શય્યા પાસે પડેલી એક ન્હાની ગાદી ઉપર એકલા વિચાર કરતા બેઠા છે. તેમની પાસે બીજું કોઇ નહોતું, મ્હને જોતાંજ અતિશય પ્રેમભાવે બોલાવી મ્હને પોતાની પાસેજ એક આસને બેસાડયો. બેઠા પછી હું જોઇ શક્યો

કે: જાણે તેઓ એકચિત્તે સૂન્યકાર જેવા થઈ બેઠા છે, પછી અસ્પષ્ટ સ્વરે તેઓ પોતાના મન સાથેજ કંઇક બોલતા બોલતા સ્થિર દષ્ટિવડે મ્હારા સામે જોતા મ્હારી છેક પાસે આવતા હતા. એ જોઇ મ્હેં વિચાર કર્યો કે: પ્રથમની પેઠે કદાચ આ વખતે પણ કંઇક ગાંડા ચાળા કરશે. એ વિચાર પૂરો થયો નહોતો એટલામાં તો તેઓ એકદમ મ્હારી પાસે આવ્યા અને પોતાનો જમણો પગ મ્હારા શરીર ઉપર મૂક્યો. તેના સ્પર્શથી મ્હારામાં અપૂર્વ ભાવાન્તર ઉપસ્થિત થયું. મ્હેં જોયું કે: જાણે ઘરની સમસ્ત વસ્તુઓ અને ભીંતો સુદ્ધાં વેગપૂર્વક ચક્કર ચક્કર ફરતી ક્ષણવારમાં કોણ જાણે ક્યાંએ લીન થઇ જાય છે, અને સમગ્ર વિશ્વ સાથે મ્હારૂં શરીર જાણે એક સર્વ-ગ્રાસી મહાશૂન્યમાં એકાકાર થવા દોડ્યું જાય છે. આ સમયે મ્હને દારૂણ ભયે આવી ઘેરી લીધો. મનમાં એવુંજ થયું કે: શરીરનો નાશ એજ મરણ. તેજ મરણ સમ્મુખ છે–અરે ! અતિ નજીકમાંજ છે! હવે મ્હારાથી સહન થયું નહિ તેથી હું ચિત્કાર કરી બુમ પાડી ઉઠયો: "ઓ બાપરે! તમે મ્હને આ શું કર્યું? મ્હારે તો માતાપિતા છે!" અદ્‌ભૂત ગાંડાએ મ્હારા એ શબ્દો સાંભળી ખડખડ હાસ્ય કર્યું, અને હાથવડે મ્હારા હૃદયને સ્પર્શ કરી કહ્યું: "ત્યારે હવે બસ થયું. એકદમ જરૂર નથી. સમય આવતાંજ થશે!" આશ્ચર્યની વાત એ છે કે: તેમણે મ્હારી છાતીનો સ્પર્શ કરી ઉપર પ્રમાણે બોલતાંજ મ્હારો અપૂર્વ ભાવાન્તર–મ્હારી વિચિત્ર મન: સ્થિતિ–એકદમ ઉતરી ગઇ. જાણે કેફ ઉતરી ગઇ હોય તેમ હું પુન: ચૈતન્યમાં આવ્યો, અને ઘરની બહારના અને અંદરના સર્વ પદાર્થો પુન: પ્રથમની પેઠે જ જોવા લાગ્યો !

"જો કે કહેવામાં આટલો બધો વિલંબ થયો છે પરંતુ બનાવ તો અતિ અલ્પ સમયમાં બની ગયો, અને તેમ થવાથી જાણે એક યુગાન્તરજ ઉપસ્થિત થયો. હું સ્તબ્ધ થઇ વિચારવા લાગ્યો કે: આ શું થયું? મ્હેં જાણ્યું કે: "આ અદ્‌ભૂત પુરૂષના પ્રભાવથી એકાએક કેવો ચમત્કાર જણાયો અને લય પણ પામ્યો! પુસ્તકોમાં મોહિની ઇચ્છા શકિત–પ્રંચારણ ( Mesmerism ) અને સમ્મોહન વિદ્યા ( Hypnotism ) સંબંધી

વાંચવામાં આવ્યું હતું, તેથી હું વિચાર કરવા લાગ્યો કેઃ શું તે એવું તો કંઇક નહિં હોય ? પરંતુ એ સિદ્ધાંતને મનોદેવતાએ પુષ્ટિ આપી નહિઃ કારણ કેઃ દુર્બળ મન ઉપરજ પ્રભાવ વિસ્તાર કરી પ્રબળ ઇચ્છાશક્તિ સમ્પન્ન મનુષ્યો એવી અવસ્થા લાવી શકે છે, કિંતુ હું તો તેવો નથી. હું તો અત્યાર સુધી મ્હને પોતાને વિશેષ બુદ્ધિમાન અને માનસિક–બળ–સમ્પત્તિવાન જાણી અહંકાર કરતો આવ્યો છું. વિશેષ ગુણવાન પુરૂષનો સંગ પ્રાપ્ત કરી ઇતર મનુષ્યો જેમ મોહિત થઇ તેના હાથના પુતળા જેવા બની જાય છે તેમ હું કાંઇ આ પુરૂષને જોઇ તેવો થયો નથી. ઉલટું એમને જોતાંજ હું પ્રથમથી “ અર્ધા ગાંડા ” જેવા ધારી બેઠો છું. તેમ છતાં એકાએક મ્હારી આવી સ્થિતિ થવાનું કારણ શું ? ઘણો વિચાર કરવા છતાં કશું નક્કી કરી શક્યો નહિ. મનમાં એક પ્રકારની મ્હોટી ઉથલપાથલ થવા લાગી. એક મહા કવિનું સૂત્ર યાદ આવ્યું: “ પૃથિવીમાં અને સ્વર્ગમાં એવાં અનેક તત્વો છે કે જેને માટે માનવ–બુદ્ધિ રચિત દર્શનશાસ્ત્ર સ્વપ્ને પણ સ્પષ્ટિકરણ કરી શકે એમ નથી.” મ્હેં નિશ્ચય કર્યો કેઃ આ બનાવ પણ તેમાંનોજ એક છે. વિચારાંતે નિશ્ચય કર્યો કેઃ એનું તત્વ સમજવામાં આવશેજ નહિ, તેથી દઢ સંકલ્પ કર્યો કેઃ એ અદ્ભૂત ગાંડા બાવા, પોતાના પ્રભાવને પ્રતાપે ભવિષ્યમાં પુનઃ કોઇ વખત મ્હારા મન ઉપર આધિપત્ય જમાવવા માટે આવો ભાવાન્તર ઉપસ્થિત ન કરી શકે તે માટે મ્હારે સાવધાન રહેવું.” વાંચક ! એક વખત આવો વિચાર કરનાર અને સાવચેત રહેનાર પુરૂષ નરેન્દ્રજ થોડા સમય પછી વિશ્વવંદ્ય સ્વામી વિવેકાનંદના રૂપ બદલાઇ ગયો હતો. કાલે શું થશે તે ક્ષુદ્ર માનવપ્રાણી શું જાણે ?

નરેન્દ્રે કહ્યું: વળી હું વિચારવા લાગ્યો કેઃ ઇચ્છા થતાંજ આ પુરૂષ મ્હારા જેવા પ્રબળ મનનું બહુ લાંબા સમયનું ગઠન આ પ્રમાણે ભાંગી ચૂરો કરી માખણના જેવું નરમ બનાવી તેને પોતાના વિચાર પ્રમાણે બનાવી દે છે ત્યારે તે પુરૂષને ગાંડો પણ કેમ કહી શકાય ? કિંતુ પ્રથમ દર્શન સમયે મ્હને એકાતમાં લઇ જે શબ્દપ્રયોગ કર્યો હતો, અને જે વાતો કહી હતી તે સર્વેને એના ગાંડા તરંગી વિચારો સિવાય સત્ય શી રીતે કહી શકું ?

અર્થાત્ મ્હારા ભાવાન્તરનું કારણ જેમ હું શોધી શક્યો નહિ તેજ પ્રમાણે શિશુના જેવા પવિત્ર અને સરલ પરમહંસદેવ સંબંધી પણ કોઇ પ્રકારનો હું નિશ્ચય કરી શક્યો નહિ. બુદ્ધિ ઉત્પન્ન થઇ ત્યારથી દર્શન, અનુસન્ધાન, અને યુક્તિ તર્કની સહાયતાવડે પ્રત્યેક વસ્તુ અને વ્યક્તિ સંબંધી એકાદ અભિપ્રાય સ્થિર કર્યા સિવાય હું કદી પણ નિશ્ચિત થઇ શકતો નહોતો. આજે તેજ સ્વભાવને દારૂણ આઘાત થઇ પ્રાણમાં એક પ્રકારનું દુઃખ ઉત્પન્ન થયું. પરિણામે મનમાં પુનઃ એવો પ્રબળ સંકલ્પ ઉદય પામ્યો કેઃ ગમે તેમ થશે તોપણ આ અદ્ભૂત પુરૂષનો સ્વભાવ અને તેની શક્તિનું પ્રમાણ બરાબર રીતે જાણીશજ."

આ પ્રમાણે નાના પ્રકારની ચિન્તા અને સંકલ્પ વિકલ્પમાંજ મ્હારો સમસ્ત દિવસ પસાર થવા લાગ્યો. પરંતુ પરમહંસદેવ તો ઉપરોક્ત બનાવ બન્યા પછી જાણે એક જૂદા પ્રકારનાજ મનુષ્ય બની ગયા, અને આગલા દિવસની પેઠેજ મ્હને પ્રેમ અને યત્નપૂર્વક ખવાડવા લાગ્યા અને સર્વ વિષયમાં જાણે હું તેમનો ઘણા લાંબા સમયનો પરિચિત હોઉં તેમ મ્હારી સાથે વર્તવા લાગ્યા. અતિ પ્રિય આત્મીય કિંવા સખાને બહુ લાંબા સમય પછી પ્રાપ્ત કરતાં પ્રેમીજન જેવા ઘેલાગાંડા થઇ જાય છે તેજ પ્રમાણે પરમહંસદેવ મ્હારી સાથે વર્ત્યા હતા. ખવડાવીને, વાતચિત કરીને, આદર અને હાસ્યરંગ કરીને પણ જાણે તેમનું મન તૃપ્તજ થતું નહિ. તેમનો એવો સ્નેહ અને વ્યવહાર છતાં મ્હને સ્વલ્પ પણ વિચાર કરવાનું કારણ નહતું, ધીમે ધીમે સન્ધ્યા સમય વીતવા આવ્યો, એ જોઇ મ્હેં તેમની પાસેથી ઘેર જવાની આજ્ઞા માગી. એ સાંભળી તેઓ વિશેષ શોકાતુર થઇ "પુનઃ સત્વર આવીશ બોલ, " એમ કહી પ્રથમની પેઠેજ મ્હને પકડી બેઠા. તેથી તે દિવસે પણ મ્હારે પહેલાંની પેઠેજ પુનઃ દક્ષિણેશ્વર જવા માટે પ્રતિજ્ઞા કરવી પડી. ત્યાર પછીજ ઘેર આવવા પામ્યો."

એ પછી કેટલે દિવસે નરેન્દ્રનાથ પરમહંસદેવ પાસે ગયા હતા તે અમે જાણતા નથી, પરંતુ પરમહંસદેવમાં પૂર્વોક્તરૂપ અદ્ભૂત શક્તિનો પરિચય મેળવ્યા પછી તેમને બરાબર જાણવા અને ઓળખવા માટે, નરેન્દ્રના મનમાં

પ્રબળ વાસનાનો ઉદય જોઇ અમે ધાર્યું હતું કે: પુનઃ તેઓ દક્ષિણેશ્વર જતાં હવે વિલંબ કરશે નાહ. પરમહંસદેવના એ આગ્રહેજ નરેન્દ્રને શીઘ્ર તેમના શ્રી ચરણુંમાં ઉપસ્થિત કર્યો હતો. તેમ છતાં કૅાલેજની વિટંબણાને લીધેજ કદાચ એકાદ અઠવાડીઉં મોડું થવાનો સંભવ હતો. કારણ કે: કોઇ પણ વિષયનું અનુસન્ધાન કરવાની પ્રવૃત્તિ એક વખત જાગ્રત થઇ ઉઠયા પછી નરેન્દ્રનાથને આહાર, વિહાર, અને આરામ, વિશ્રામ તરફ લક્ષ્યજ રહેતું નહિ, અને જ્યાં સુધી તે વિષય સંબંધી સંપૂર્ણ માહિતી નહિ મેળવતા ત્યાં સુધી તેમના મનપ્રાણમાં શાંતિ થતી નહિ, તેથી પરમહંસદેવને બરાબર ઓળખવા માટે તેમના મનની એવીજ ગતિ થઇ હતી એ સમજી શકાશે. વળી પુનઃ પોતાને પ્રથમની પેઠે ભાવાન્તર ઉપસ્થિત થાય એ આશંકાથી શ્રીયુત નરેન્દ્રનાથ પોતાના મનને વિશેષરૂપે દ્રઢ અને સતર્ક કરીને તૃતીય દિવસે પરમહંસદેવની પાસે ગયા હતા, એ પણ જાણી શકાશે. પરંતુ આ વખતે જે આશ્ચર્યકારક બનાવ બનેલો તે અમે નરેન્દ્રને મોઢેથીજ સાંભળ્યો હતો. તેનુંજ વર્ણન કરવામાં આવે છે.

તે દિવસે દક્ષિણેશ્વરમાં મ્હોટી ભીડ થઇ રહેલી હોવાથી હો કે અન્ય કોઇ કારણથી હો, તે દિવસે પરમહંસદેવે નરેન્દ્રનાથને પોતાની સાથે યદુ-નાથ મલ્લિકના—રાસમણીના બગીચાની પાસેના—બગીચામાં ફરવા આવવાનું કહ્યું. યદુનાથ અને તેમની માતાને પરમહંસદેવ ઉપર વિશેષ શ્રદ્ધા—ભક્તિ હતી. બગીચાના સર્વે નોકરોને તેમણે આજ્ઞા કરી હતી કે: પોતાની ગેરહાજરીમાં પણ પરમહંસદેવ બગીચામાં ફરવા આવે તેજ ક્ષણે ગંગાના કિનારા પરનું બેઠકખાનું તેમને બેસવા માટે ઉઘાડી સ્વચ્છ કરી આપવું. તે દિવસે પણ પરમહંસદેવ નરેન્દ્ર સાથે બગીચામાં અને ગંગાને કિનારે કેટલીક વાર સુધી ફર્યા હતા, અને અનેક વાતચિત કરતા કરતા બેઠકખાનામાં જઇ ગાદીતકીયે બેઠા, પણ થોડીવારમાંજ તેઓ સમાધિસ્થ થઇ પડયા. શ્રીયુત નરેન્દ્ર, થોડે વેગળે બેસી પરમહંસદેવની એ સ્થિતિ સ્થિરચિત્તે જોયા કરતો હતો. એટલામાં પરમહંસદેવે એકાએક તેની પાસે આવી પ્રથમની પેઠે તેને સ્પર્શ કર્યો. નરેન્દ્ર પ્રથમથીજ સચેત હોવા છતાં તેમના શક્તિપૂર્ણ સ્પર્શથી

તે એકદમ સ્તબ્ધ થઇ ગયો. આ વખતે પ્રથમની પેઠે નહિ થતાં આ પ્રસંગે તો તે તદ્દન બાહ્યજ્ઞાન શૂન્ય થયો ! કેટલાક સમય પછી તેને પુનઃ ચૈતન્ય આવ્યું ત્યારે તેણે જોયું કેઃ પરમહંસદેવ તેની છાતી પર હાથ ફેરવી રહ્યા છે, અને તેને જાગ્રત થયેલો જોઇ મધુરહાસ્ય કરી રહ્યા છે.

બાહ્યજ્ઞાન શૂન્ય થયા પછી નરેન્દ્રને તે દિવસે અંતઃકરણમાં કેવો અનુભવ થયો હતો તે સંબંધી તેમણે અમને કશું કહ્યું નથી. અમે કલ્પના કરી કેઃ તે દિવસે તેણે વિશેષ રહસ્યનો અનુભવ કર્યો હશે માટેજ તે અમને કહેતો નથી, પરંતુ પ્રસંગવશાત્ પરમહંસદેવે અમને એક દિવસ એ બનાવ સંબંધી જે કાંઈ કહ્યું હતું તે ઉપરથી અમે જાણી શકયા હતા કેઃ એ બનાવ નરેન્દ્રના સ્મરણમાંજ નહતા. પરમહંસદેવે કહ્યું હતું કેઃ

"બાહ્યજ્ઞાન શૂન્ય થયા પછી મ્હેં નરેન્દ્રને અનેક પ્રશ્નો પૂછ્યા હતા. તે કોણ છે ? ક્યાંથી આવ્યો છે ? શામાટે આવ્યો છે ? (જન્મગ્રહણ કર્યો છે.) કેટલા દિવસ આ સ્થળે (પૃથિવી ઉપર) રહેશે ? વગેરે, વગેરે. તેણે પણ તે અવસ્થામાં પોતાના અંતઃકરણમાં પ્રવેશ કરી સર્વ પ્રશ્નોના બરાબર ઉત્તર આપ્યા હતા. તેના સંબંધમાં જે કાંઇ જોયું હતું અને કલ્પના કરી હતી તે તેના આ વખતના સર્વ ઉત્તરે સપ્રમાણ કરી બતાવ્યું હતું, એમ કહેવાની આવશ્યકતા નથી. પરંતુ તે ઉપરથીજ જાણી શકાય છે કેઃ તે (નરેન્દ્ર) જે દિવસે જાણી શકશે કેઃ "હું કોણ છું ?" તેજ દિવસે તે આ લોકમાં રહેશે નહિ. તે દૃઢ સંકલ્પ કરીને તત્ક્ષણાત્ યોગમાર્ગે શરીરનો ત્યાગ કરશે ! નરેન્દ્ર ધ્યાનસિદ્ધ મહાપુરૂષ છે."

શ્રીયુત નરેન્દ્રનાથ સંબંધી, પરમહંસદેવને સર્વથી પહેલાં જે કાંઇ જોવા જાણવામાં આવ્યું હતું તે વાચકોની આતુરતા તૃપ્ત કરવા માટે અમે આ સ્થળેજ પ્રકટ કરીએ છીએ. કારણ કેઃ પરમહંસદેવને શ્રી મુખેથી ઉપરોક્ત જોવા–જાણવા–ની વાત સાંભળી અમે ધાર્યું હતું કેઃ નરેન્દ્રનાથના દક્ષિણેશ્વર જતા પહેલાંજ તેમણે એ બધું જોયું–જાણ્યું હતું. પરમહંસદેવે કહ્યું હતું કેઃ

"એક દિવસ મ્હેં શું જોયું ? મ્હારૂં મન સમાધિદ્વારા જ્યોતિર્મય માર્ગે ઉચ્ચે ચઢ્યું હતું. ચન્દ્ર, સૂર્ય, તારા મંડિત સ્થૂલ જગત્ સહજે ઓ-

ળાંગી જઇ પ્રથમ તે સૂક્ષ્મ ભાવ-જગત્‌માં પ્રવિષ્ટ થયું. એ રાજ્યના ઉચ્ચમાં ઉચ્ચ પગથીએ. તે જેમ જેમ ચઢવા લાગ્યું તેમ તેમ જૂદાં જૂદાં દેવદેવીની ગંભીર વિચિત્ર ભાવનાયુક્ત મૂર્તિઓ માર્ગની બે બાજુએ ઉભી રહેલી જોવામાં આવી. ક્રમે ઉચ્ચ રાજ્યની અંતીમ હદે આવી મન ઉભુ રહ્યું. તે સ્થળે જોવામાં આવ્યું કેઃ એક જ્યોતિર્મય ગોળ વર્તુલ પ્રસરી રહી ખણ્ડ અને અખણ્ડ રાજ્યને પૃથક્ કરી રહ્યું છે. તે વર્તુલનું ઉલ્લંઘન કરી મને ક્રમે અખંડના રાજ્યમાં પ્રવેશ કર્યો. ત્યાં જોયું કેઃ ત્યાં મૂર્તિ જેવું કાંઇ પણ નથી. દિવ્ય દેહધારી દેવદેવીઓ સુદ્ધાં જાણે આ સ્થળે પ્રવેશ કરવા માટે શંકાગ્રસ્ત થઇ નીચે ઘણે વેગળે પોતપોતાનો અધિકાર વિસ્તારી રહ્યાં છે. પરંતુ થોડી ક્ષણ પછી જોયું કેઃ દિવ્ય-જ્યોતિઘન-તનુધારી સાત પ્રવીણ ઋષિઓ તે સ્થળે સમાધિસ્થ થઇ બેઠા છે. મ્હેં જાણી લીધું કેઃ જ્ઞાન અને પુણ્ય, તથા ત્યાગ અને પ્રેમના પ્રભાવવડે-માનવની તો વાત શી કરવી?-તેણે દેવ દેવીઓનું સુદ્ધાં ઉલંઘન કર્યું છે. હું આશ્ચર્ય પામી તેમના મહત્વનો વિચાર કરતો હતો તે સમયે જોયું કેઃ મ્હારી સન્મુખ જણાતા અખણ્ડ પ્રકાશમાંથી સમાન રસયુક્ત જ્યોતિર્મંડલનો એક અંશ સ્થૂળ થઇ એક દિવ્ય બાળકના રૂપમાં બદલાઇ ગયો. એ દેવ બાળકે, પોતાનામાંનાજ બીજાં બાળકોમાં ઉતરી પડી પોતાના અપૂર્વ સુલલિત બે બાહુધારા તેમનો કણ્ઠ પ્રદેશ પ્રેમપૂર્વક ધારણ કર્યો. ત્યાર પછી પોતાની વીણા વિનિન્દિત અમૃતમયી વાણીવડે પ્રેમપૂર્વક આહ્વાન કરતાં તેમને સમાધિમાંથી જાગ્રત કરવાનો યત્ન કરવાના અનેક યત્નો કર્યા. સુકોમલ પ્રેમના સ્પર્શથી ઋષિ સમાધિમાંથી જાગ્રત થયા, અને અર્ધ મીંચેલાં નેત્રોવડે પેલા અપૂર્વ બાળકનું નિરીક્ષણ કરવા લાગ્યા. તેના મુખનો પ્રસ ઉજ્વળભાવ જોઇ મનમાં એવું થયું કેઃ જાણે પેલું બાળક તેમનો ઘણા સમયનો પરિચિત ન હોય! જાણે તે તેમના હૃદયનું ધન ન હોય! તે સમયે અદ્‌ભૂત દેવ-બાળક અસીમ આનન્દ પ્રદર્શિત કરી ઋષિને કહેવા લાગ્યોઃ "હું જાઉં છું. તમારે મ્હારી સાથે આવવું પડશે." તેનો એવો આગ્રહ જોઇ ઋષિ મુખેથી કાંઇ પણ બોલ્યા નહિ, પરંતુ તેમનાં પ્રેમપૂર્ણ નયને તેમના અંતરની વાત નિવેદન કરી. ત્યાર પછી સપ્રેમ દૃષ્ટિવડે બાળકને કેટલીકવાર સુધી જોતા જોતા પુનઃ તેઓ સમાધિસ્થ થઇ ગયા. એ સમયે વિસ્મિત

થઇને જોયું કે: તેનાજ શરીર-મનનો એક અંશ, ઉજ્વળ જ્યોતિનો આકાર ધારણ કરી વિલોમમાર્ગે ધરાધામમાં અવતરણ કરી રહ્યો છે. નરેન્દ્રને જોતાંજ મ્હેં જાણી લીધું કે: " તેજ આ પુરૂષ.* "

તે ગમે તેમ હો, પરંતુ પરમહંસદેવે અલૌકિક શક્તિ-પ્રભાવવડે નરેન્દ્રના મનમાં દ્વિતીયવાર એ પ્રમાણે ભાવાન્તર ઉપસ્થિત કર્યાથી તે એકદમ સ્તબ્ધ થઇ ગયા હતા એમાં તો કશો શકજ નથી. પરમહંસદેવની અકળ, અતર્ક્ય દૈવશક્તિ આગળ પોતાનું મન અને બુદ્ધિ શક્તિ કેટલી તુચ્છ છે તેનો નરેન્દ્રને નસેનસમાં અનુભવ થઇ ગયો હતો! પરમહંસદેવને તે અત્યાર પહેલાં " અર્ધા ગાંડા " કહેતા હતા પણ તે વિચાર હવે ઘણેભાગે બદલાઇ ગયા. તો પણ દક્ષિણેશ્વરમાં પરમહંસદેવનાં શ્રી ચરણમાં પ્રથમ ઉપસ્થિત થયા તે વખતે તેમણે નરેન્દ્રને એકાંતમાં લઇ જઈ જે કાંઇ કહ્યું હતું તે સર્વનો અર્થ અને ઉદ્દેશ્ય, બીજી વખત બનેલા બનાવથી પણ તેમના સમજવામાં આવ્યો હશે એમ કહી શકાશે નહિ. તે સમજી શકયા હતા કે: " પરમહંસદેવ એ એક દૈવશક્તિ સમ્પન્ન અલૌકિક મહા પુરૂષ છે. ઇચ્છા થતાંજ મ્હારા જેવા મનુષ્યનું મન ફેરવી તેઓ ઉચ્ચ માર્ગે લઇ જઇ શકે એવા છે. " પરંતુ કહેવું પડશે કે: ભગવદ્ ઇચ્છા સાથે તેમની ઇચ્છા સંપૂર્ણ એકીભૂત થવાથીજ કોઇક સંબંધી તેમના મનમાં એવી ઇચ્છાનો ઉદય થતો વળી આ અલૌકિક પુરૂષની આ પ્રમાણે અયાચિત્ કૃપા પ્રાપ્ત થવી એ કાંઇ થોડા ઘણા સદ્ભાગ્યની વાત નથી.

પૂર્વોક્ત મિમાંસાને લઇનેજ નરેન્દ્રનાથને જન્મ ગ્રહણ કરવાની ફરજ પડી હતી અને તે સાથેજ અત્યાર પહેલાંની અનેક ધારણાઓ પણ તેમને બદલવી પડી હતી. તેમના જેવો એક દુર્બલ, સ્વલ્પશક્તિ અને દૃષ્ટિ સમ્પન્ન

---

* પરમહંસદેવે પોતાને મુખેથીજ એ દર્શનની વાત સરલ અપૂર્વ ભાષામાં અમને કહી હતી. તેમની ભાષાનો યથાસ્થિત પ્રયોગ કરવા અમે અશક્ત હોવાથી અમે અમારી ભાષામાં તેનો ભાવાર્થ પ્રકટ કર્યો છે. દર્શન વખતે જણાયલા દેવ બાળક સંબંધી પૂછતાં એક સમય પરમહંસદેવે અમને કહ્યું હતું કે. પરમહંસદેવે પોતેજ દેવ-બાળકનો આકાર ધારણ કર્યો હતો.

મનુષ્ય, કોઇનો અધ્યાત્મ જગતના માર્ગદર્શક ગુરૂરૂપે ગ્રહણ કરવા અને વિચાર્યા, વગરજ તેમની સર્વ વાતો માની લઇ તે પ્રમાણે વર્તવા આ પહેલાં બિલ્કુલ તૈયારજ ન હતા, પરંતુ બ્રાહ્મ સમાજમાં પ્રવેશ કર્યા પછી તેમની એ ધારણા કંઇક પુષ્ટિ પામી હતી. એમ તો કહેવુંજ પડશે. પૂર્વોકત એ દિવસના બનાવ ઉપરથી તેમની એ ધારણામાં મ્હોટો આઘાત થયો હતો. તેમણે જાણી લીધું કેઃ વિરલ હોવા છતાં પણ સત્ય છે કેઃ આવા મહા પુરૂષોજ સંસારમાં જન્મ ગ્રહણ કરે છે કે જેમનો અલૌકિક ત્યાગ, તપસ્યા, પ્રેમ અને પવિત્રતા સાધારણ માનવની ક્ષુદ્ર મન બુદ્ધિમાંથી જન્મ પામતી ઇશ્વર સંબંધી ધારણાને પણ ઘણે દૂર ઓળંગી જાય છે; તેથી એમને ગુરૂરૂપે ગ્રહણ કરવાથી તેમનું (માનવીઓનું) પરમ કલ્યાણ સાધી શકાશે. પરિણામે, પરમહંસદેવને ગુરૂરૂપે ગ્રહણ કરવા કબુલ થયા છતાં પણ તેઓ વિચાર કર્યા વગર તેમની સર્વ વાતો માનવાને હજી પણ કબુલ થયા નહોતા!

"ત્યાગ સિવાય ઇશ્વર પ્રાપ્ત થતા નથી" એ ધારણા પૂર્વ સંસ્કાર બળને લીધે નરેન્દ્રનાથના મનમાં બાલ્યાવસ્થાથીજ પ્રબળ થઇ હતી. તેટલા માટેજ બ્રાહ્મ સમાજમાં પ્રવેશ કરવા છતાં પણ તેમનાદ્વારા થતી દામ્પત્ય-જીવન-સંસ્કાર સભા સમિતિમાં હાજર રહેવાની તેમને ઇચ્છા થતી નહોતી. સર્વસ્વત્યાગી પરમહંસદેવનાં પવિત્ર-પુણ્યપ્રદ-દર્શન અને અપૂર્વ શકિતનો પરિચય થવાથી, તેમની ઉકત ત્યાગવૃત્તિ, આ વખતથી વિશેષરૂપે વૃદ્ધિ થવા પામી.

પરંતુ સૌ કરતાં એક વિષય, આ સમયથીજ શ્રીયુત નરેન્દ્રનાથના વિચારનો વિષય થઇ પડયો. તેમણે જાણ્યું હતું કેઃ આવા શકિત સમ્પન્ન મહા પુરૂષના સંસર્ગમાં આવ્યા પછી મનુષ્ય-મન અંધ પરીક્ષા કરીને અથવા પરીક્ષા કર્યા વગરજ તેમની સર્વ વાતો ઉપર વિશ્વાસ રાખી બેસે છે! એમાંથી મ્હારે બચવું જોઇએ. તે માટેજ પૂર્વોકત એ દિવસના બનાવથી પરમહંસદેવ ઉપર તેમના મનમાં વિશેષ શ્રદ્ધા-ભકિતનો ઉદય થવા છતાં પણ તેઓએ આ વખતથીજ દૃઢ સંકલ્પ કર્યો હતો કેઃ વિશેષ પરીક્ષાપૂર્વક સ્વયં અનુભવ અથવા પ્રત્યક્ષ કર્યા સિવાય તેમની અદ્‌ભૂત દર્શન સંબંધી

કંઇ પણ વાત માનવી નહિ. એમ થવાથી પરમહંસદેવની અપ્રીતિનું પાત્ર થવાય તો તે પણ કબૂલ. એ કારણથી આધ્યાત્મિક જગતના નવીન નવીન અદષ્ટપૂર્વ તત્વો ગ્રહણ કરવા મનને સર્વદા તૈયાર રાખવા માટે એક તરફ જેમ તેઓ પ્રયત્નશીલ થયા હતા તેજ પ્રમાણે બીજી તરફ પરમહંસદેવના પ્રત્યેક અદ્‌ભૂત દર્શન અને વ્યવહારનો કઠોરપણે વિચાર કરવા માટે તેઓએ આ સમયથી પોતેજ પોતાની નિમણુંક કરી હતી.

નરેન્દ્રનાથની તીક્ષ્ણ બુદ્ધિમાં સહજ રીતેજ સમજાઇ ગયું હતું કે: પ્રથમ દિવસની જે વાતચિતથી પરમહંસદેવને તેમણે "અર્ધા ગાંડા" તરીકે જાણ્યા હતા તેમનો ઇશ્વરાવતાર તરીકે સ્વીકાર કરવાથીજ કેવળ માત્ર તેમની પાછલી વાતોનો અર્થ ધ્યાનમાં ઉતારશે, તેમ છતાં સત્ય શોધવાની તીવ્ર ઇચ્છાવાળું તેમનું યુક્તિપરાયણ મન, એ વાત એકાએક કેમ કબૂલ કરે? તેટલા માટેજ જ્યારે પણ ઇશ્વર એ બધી વાતો સમજવાનું સામર્થ્ય આપશે ત્યારેજ એ સંબંધી આલોચના કરીશું એવો નિશ્ચય કરી તે સંબંધી કાંઇ પણ અભિપ્રાય નક્કી કરતા પહેલાં કેવી રીતે ઇશ્વરનાં દર્શન કરી સ્વયં કૃતાર્થ થઇ શકાય, તે સંબંધી પરમહંસદેવ પાસે આવતાંજ નિત્યશિક્ષા અને આલોચના કરવાનું તેમણે શરૂ કર્યું હતું.

તેજસ્વી મન, કોઇ પણ પ્રકારનું નવું તત્વ ગ્રહણ કરતી વખતે પોતાના પ્રથમના મતનું પરિવર્તન કરતાં પહેલાં પોતાનામાં એક પ્રબળ ધક્કો અનુભવે છે. નરેન્દ્રનાથની પણ આ વખતે એવીજ અવસ્થા થઇ હતી. તેમણે પરમહંસદેવની અદ્‌ભૂત શક્તિનો પરિચય મેળવ્યો હતો, તેમ છતાં તેઓ તેને યોગ્ય રીતે સ્વીકારતા નહોતા અને આકર્ષણનો અનુભવ કરવા છતાં પણ તેમનાથી દૂર રહેવા પ્રયત્ન કરતા હતા. તેમના એવા પ્રયત્નને પરિણામે કેવી પરિસ્થિતિ પ્રાપ્ત થઇ હતી તેનો હવે ઉલ્લેખ કરવામાં આવે છે.

## સપ્તચત્વારિંશ અધ્યાય.

### નરેન્દ્રનાથ અને પરમહંસદેવનો નિઃસ્વાર્થ સ્નેહ.

અમે પૂર્વે કહ્યું છે કેઃ અદ્‌ભૂત પુણ્ય સંસ્કારો સહિતજ શ્રીયુત નરેન્દ્રનાથે જન્મ ગ્રહણ કર્યો હતો, તેથીજ અન્ય મનુષ્યો કરતાં તેમના જીવનમાં અનેક વિષય પરત્વે જૂદીજ ભાવનાઓ, અત્યાર પહેલાં તાદ્રષ્ય થઇ હતી. ઉદાહરણ તરીકે કેટલીક ભાવનાઓનો ઉલ્લેખ કરવાથી વાંચકો સહજે તે સમજી શકશે. નરેન્દ્ર કહેતા કેઃ "બાલ્યાવસ્થાથીજ નિદ્રા લેવા માટે નેત્ર મીચતાંજ ભ્રમરોના મધ્ય ભાગમાં એક અપૂર્વ જ્યોતિર્બિન્દુ જોવામાં આવતું અને તેમાં થતા નાના પ્રકારના ફેરફારોને હું એક ચિત્તે જોયા કરતો. તે જોવાની સગવડને ખાતર લોકો પૃથિવીપર મસ્તક નમાવી પ્રણામ કરે છે તે પ્રમાણેજ હું શય્યામાં શયન કરતો. એ અપૂર્વ બિંદુ નાના પ્રકારના વર્ણમાં બદલાતું વૃદ્ધિ પામતું ક્રમે બિમ્બાકાર ધારણ કરતું અને અંતે ફાટી જઇ સફેદ જ્યોતિ પ્રવાહ થઈ, પગથી માથા સુધી સર્વ ઢાંકી દેતી ! એ પ્રમાણે થતાંજ હું ચૈતન્યહીન થઇ નિદ્રાને વશ થઇ જતો. હું જાણતો હતો કેઃ એ પ્રમાણેજ બધાંને નિદ્રા આવતી હશે. એ ધારણા મ્હારામાં બહુ કાળ પર્યંત વિદ્યમાન રહી હતી. મ્હોટી વયે ધ્યાનાભ્યાસ કરવાનો આરંભ કર્યો તે સમયે ચક્ષુ બંધ કરતાંજ પેલું જ્યોતિર્બિન્દુ પ્રથમજ સમ્મુખ આવી ઉપસ્થિત થતું અને તેમાંજ હું ચિત્ત એકાગ્ર કરતો. મહર્ષિ દેવેન્દ્રનાથના ઉપદેશથી કેટલાક મિત્રો સાથે જ્યારે હું ધ્યાનાભ્યાસ કરવા લાગ્યો ત્યારે ધ્યાન કરવાને સમયે કોને કયા પ્રકારનાં દર્શન થતાં અને કઇ કઇ વસ્તુઓ જોવામાં આવતી તે સંબંધી અમે પરસ્પર એક બીજાને પુછપરછ કરતા. તેમના ઉત્તર ઉપરથી જાણી શકાતું કેઃ એ પ્રમાણે જ્યોતિ દર્શન બીજાઓને કદીપણ થતું નહિ અને તેઓમાંના કોઇ પણ મ્હારી પેઠે પૂર્વોક્ત પ્રકારે નિદ્રાવશ થતા નહિ !

"વળી બાલ્યાવસ્થાથી કોઇ સમયે કોઇ વસ્તુ, કોઇ મનુષ્ય અથવા કોઇ સ્થાન જોવામાં આવતાંજ, મનમાં થતું કે તેની સાથે મ્હારો વિશેષ પરિચય છે, અને જાણે તે વસ્તુઓને અત્યાર પહેલાં મ્હેં કોઇ સ્થળે જોઇ છે! તે યાદ કરવાનો હું યત્ન પણ કરતો પરંતુ તે યાદ આવતુંજ નહિ તેમ તેને અગાઉ જોઇ નથી એવી પણ ધારણા થતી નહિ! લગભગ ઘણી વખત એવું બનતું. ક્વચિત્, મિત્ર વર્ગ સાથે એકત્ર થઇ કોઇ સ્થાને અનેક વિષયની ચર્ચા ચાલતી હોય તે સમયે તેઓમાંનો એક મિત્ર કાંઇ બોલતો, તેજ સમયે સહસા મનમાં થતું કે: "તેથીજ તો આ ઘરનાં સર્વ મનુષ્યો સાથે આ વિષય ઉપરજ અત્યાર પહેલાં મ્હેં* ચર્ચા કરી છે અને તે વખતે પણ આ મનુષ્ય-મિત્ર-આ પ્રમાણેજ બોલતો હતો! તેમ છતાં પણ વિચારાંતે કશું સ્થિર કહી શકતો નહિ, કે: કયે સ્થળે, કયે સમયે, આ લોકો સાથે અત્યાર પહેલાં આ પ્રમાણે ચર્ચા થઇ હતી! પુનર્જન્મવાદનો વિષય જ્યારે મ્હારા સમજવામાં આવ્યો ત્યારે વિચાર કર્યો કે: કદાચ જન્માન્તરે આ સર્વ દેશ અને મનુષ્યો સાથે પરિચિત થયો હતો. અને તેનીજ કંઇક સ્મૃતિ ક્વચિત્ ક્વચિત્ મ્હારા મનમાં આ પ્રમાણે ઉપસ્થિત થાય છે. ત્યાર પછી એવો વિચાર આવ્યો કે: એ વિષયની એવી મિમાંસા યુક્તિયુક્ત નથી. હમણાંx

---

* એવા અદ્‌ભૂત દર્શનની વાત, શ્રીયુત નરેન્દ્રનાથે, તેમની સાથે પરિચય થયા પછી અમને કહી હતી. એનું કારણ શેષ જીવનમાં તેમણે ઉપર પ્રમાણે નક્કી કર્યું હતું.

x અમે પાછળ એક સ્થળે, કહ્યું છે કે: દક્ષિણેશ્વર આવવાને સમયે શ્રીયુત નરેન્દ્રનાથ કલકત્તાની જનરલ એસેમ્બલીસ્ ઇન્સ્ટીટ્યુશન નામક વિદ્યાલયમાં એફ. એ. પરીક્ષાનો અભ્યાસ કરતો હતો. ઉદારચિત્ત સુપણ્ડિત હેસ્ટી સાહેબ તે વખતે ઉક્ત વિદ્યાલયના અધ્યક્ષ હતા. સાહેબની બહુશ્રુત પ્રતિભા, પવિત્ર-જીવન અને વિદ્યાર્થીઓ સાથે સરલ, સપ્રેમ આચરણ હોવાથી નરેન્દ્રનાથ એમના ઉપર વિશેષ શ્રદ્ધાભક્તિ રાખતા. સાહિત્યના શિક્ષક એકાએક માંદા પડી જવાથી હેસ્ટી સાહેબ એક દિવસ એફ. એ. ક્લાસના વિદ્યાર્થીઓને સાહિત્ય શિખવવા આવ્યા હતા. અને વર્ડસ્વર્થની કવિતાઓની આલોચના કરતાં કરતાં પ્રાકૃતિક સૌંદર્યનો અનુભવ કરતી વખતે ઉક્ત કવિને ભાવ-સમાધિ થવા વિશે તેમણે

એવો વિચાર ઉત્પન્ન થાય છે કેઃ આ જન્મમાં જે વિષયો અને જે મનુષ્યો સાથે મ્હારે પરિચય રાખવો પડશે તે સર્વને જન્મ પામતાં પહેલાં મ્હેં ચિત્ર પરમ્પરા દ્વારા કોઇ રીતે જોયાં છે અને તેનુંજ સ્મરણ, જન્મ ગ્રહણ કર્યા પછી જીવન પર્યંત મ્હારા મનમાં સમયે સમયે ઉદય પામે છે."

ગમે તેમ હો, પણ પરમહંસદેવનું પવિત્ર જીવન અને સમાધિસ્થિતિ થવાની વાર્તા અનેક મનુષ્યોને મુખેથી શ્રવણ કર્યાથીજ શ્રીયુત નરેન્દ્રનાથ તેમનાં દર્શન કરવા આવ્યા હતા. તેમનાં દર્શન કર્યાથી પોતાના મનનો કોઇ પ્રકારે ફેરફાર અથવા અદ્ભૂત દેખાવો જોવામાં આવશે એ તો તેમણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું. પરંતુ સ્થિતિ તો કંઇ જૂદીજ ઉપસ્થિત થઇ! કંઇને બદલે કંઇ થઇ ગયું! દક્ષિણેશ્વરમાં પરમહંસદેવના શ્રી ચરણકમળનાં દર્શન થતાંજ ઉપરાઉપરી બે દિવસ પર્યંત તેમણે જે અલૌકિક બનાવો જોયા અને વિચિત્ર સ્થિતિ અનુભવી તેની તુલનામાં તેમણે પૂર્વે જોયેલા અદ્ભૂત બનાવો તદ્દન મ્લાન અને ક્ષુદ્ર જણાવા લાગ્યા અને તેની ગણના કરતાં તેમની સાધારણ બુદ્ધિએ પરાજય સ્વીકાર્યો! પરમહંસદેવની સ્થિતિની તપાસ કરવા આવતાં નરેન્દ્ર ઉલટા વિષમ ભ્રાંતિમાં પડી ગયા હતા! કારણ કેઃ પરમહંસદેવની અચિંત્ય દૈવી શક્તિ વડેજ તેમને એવા અદ્રષ્ટપૂર્વ દેખાવો જણાયા હતા! અને આશ્ચર્યજનક મનઃ સ્થિતિ થઇ હતી. તે સંબંધી સંશય કરવાનું કારણ શોધતાં બિન્દુ માત્ર પ્રાપ્ત કરી શકયા નહિ, અને એ વિષય પરત્વે મનમાં

---

ઉલ્લેખ કર્યો હતો. વિદ્યાર્થીઓ "સમાધિ"નો વિષય સમજી નહિ શકવાથી તેનું વિશેષ સ્પષ્ટીકરણ કરતાં સાહેબે કહ્યું હતું કેઃ "ચિત્તની પવિત્રતા અને અમુક ખાસ વિષય પરત્વે એકાગ્રતા થતાં થતાં સમાધિની અવસ્થા ઉદય પામે છે. એવા પ્રકારની અવસ્થાના અધિકારીઓ વિરલજ જણાય છે. માત્ર એક દક્ષિણેશ્વરના રામકૃષ્ણ પરમહંસદેવને આજકાલ એવી અવસ્થા પ્રાપ્ત થતાં મ્હેં જોયા છે. એક દિવસ તમે તેમની એવી અવસ્થા જોઇ આવશો તો તમને એ વિષયનું વિશેષ જ્ઞાન થશે." આ પ્રમાણે હેસ્ટી સાહેબને મુખેથી પરમહંસદેવ સંબંધી શ્રીયુત નરેન્દ્રે પ્રથમ સાંભળ્યું હતું. પછી સુરેન્દ્રનાથને ઘેર તેમનાં પ્રથમ દર્શન કર્યાં હતાં. વળી બ્રાહ્મ સમાજમાં આવ જા કરતા હોવાથી ત્યાં પણ પરમહંસદેવ સંબંધી તેમણે એવુંજ સાંભળ્યું હોય એમ જણાય છે.

ને મનમાં જેમ જેમ વિચાર કરવા લાગ્યા તેમ તેમ તેઓ વિસ્મય–સાગરમાં નિમગ્ન થયા હતા !

વાસ્તવિક રીતે જોતાં, પરમહંસદેવની પાસે ઉપસ્થિત થતાં નરેન્દ્રનાથની સહસા જે અદ્ભૂત સ્થિતિ થઇ હતી તેનો વિચાર કરતાં વિસ્મયની અવધિ રહેતી નથી. શાસ્ત્રો કહે છે કેઃ સ્વલ્પ શક્તિ–સમ્પન્ન સામાન્ય–અધિકારી માનવના જીવનમાં, એવાં અદ્ભૂત દર્શન કરવા જેવી શક્તિ તો બહુ સમયનો ત્યાગ અને તપસ્યા થાય તોજ કોઇ વિરલનેજ પ્રાપ્ત થાય છે, અને કોઇ રીતે એક વખત તેવી સ્થિતિ પ્રાપ્ત થયાં પછી તો શ્રી ગુરુ દેવનાં –સાક્ષાત્ ઇશ્વરનાંજ–દર્શન કરી, મોહિત થઇ, તે મનુષ્ય એકદમ તેમની વશ્યતા સ્વીકારે છે. શ્રીયુત નરેન્દ્રે એ પ્રમાણે કર્યું નહોતું એ કાંઇ સાધારણ આશ્ચર્યની વાત નથી, અને તે ઉપરથીજ સમજી શકાય છે કેઃ તેઓ (નરેન્દ્ર) આધ્યાત્મિક જગતમાં કેટલા ઉચ્ચ અધિકારી થયા હતા. અતિ ઉચ્ચ અધિકારી હોવાથીજ, આશ્ચર્યકારક બનાવો જોવા છતાં અને વિચિત્ર મનઃ સ્થિતિ અનુભવવા છતાં તેઓ એકદમ ગભરાઈ ઉઠયા નહિ અને સાવચેત રહી પરમહંસદેવનું અલૌકિક ચરિત્ર અને આચરણની પરીક્ષા અને કારણ નિર્ણય કરવામાં બહુ કાલ પર્યંત મન રોકવા સમર્થ થયા હતા, કિંતુ પરાજય નહિ થવા છતાં અને એકદમ વશ્યતા નહિ સ્વીકારવા છતાં પણ તેઓ આ સમયથીજ પરમહંસદેવ ઉપર વિશેષ રૂપે આકર્ષાયા હતા એમાં તો કશો સંદેહ નથી.

પ્રથમ દર્શનના દિવસથીજ પરમહંસદેવ પણ સ્હામા નરેન્દ્રનાથ પ્રત્યે પ્રબળવેગે આકર્ષણનો અનુભવ કરતા હતા. અપરોક્ષ વિજ્ઞાન–સમ્પન્ન મહાનુભાવ ગુરૂ, સુયોગ્ય શિષ્યને જોયા તેજ ક્ષણે પોતાનું જીવન સર્વસ્વ તેના હૃદયમાં રેડી દેવા માટે આકુલ વ્યાકુલ થઇ સાગ્રહે જાણે એકદમ અધીરા થઇ ઉઠયા હતા. તે અત્યંત આગ્રહનું પ્રમાણ કરી શકાય એમ નથી. તે તો સ્વાર્થ ગન્ધ–શૂન્ય, અહેતુ અધૈર્યપૂર્ણ જીતેન્દ્રિય · આત્મારામ, ગુરૂજનોના હૃદયમાં કેવળ માત્ર દૈવ પ્રેરણા વડેજ ઉપસ્થિત થાય છે. એવી પ્રેરણાને વશ થઇનેજ જગદ્ગુરૂ મહાપુરૂષો ઉત્તમ અધિકારી શિષ્યને જોતાંજ અભય બ્રહ્મપદ પદવી-

પર આરૂઢ કરાવી તેને સત્યનિષ્ઠ, શુદ્ધ સત્વ અને પૂર્ણ કરી દે છે.*

નરેન્દ્રનાથે જે દિવસે દક્ષિણેશ્વર એકલાં ગમન કર્યું હતું તેજ દિવસે પરમહંસદેવ તુર્તજ તેમને સમાધિસ્થ કરી બ્રહ્મ પદવીપર આરૂઢ કરવા પ્રબળ ભાવે આકર્ષાયા હતા એમાં જરા પણ સંશય નહિ. કારણ કેઃ તે પછી બે ત્રણ વર્ષે નરેન્દ્રે જ્યારે પરમહંસદેવની સંપૂર્ણ વશ્યતા સ્વીકારી નિર્વીકલ્પ સમાધિ પ્રાપ્ત કરવા માટે પરમહંસદેવની વારંવાર પ્રાર્થના કરતા હતા ત્યારે એ બનાવ સંબંધી વાત કરતાં પરમહંસદેવે તેમને અમારા સન્મુખજ અનેક સમયે કહ્યું હતું કે; "કેમ? ત્હેં તો તે વખતે કહ્યું હતું ને કે ત્હારે માતા પિતા છે તેની સેવા કરવી પડશે?" વળી ક્વચિત્ કહેતા કે; "સાંભળ!

---

*શાસ્ત્રમાં એને શાંભવી દીક્ષા કહે છે. એ સંબંધી વાયવીય સંહિતામાં જે કાંઇ લખ્યું છે તેનો ભાવાર્થ એવો છે કેઃ આગમ શાસ્ત્રમાં પરમાત્મા શિવજીએ ત્રણ પ્રકારની દીક્ષાનો ઉપદેશ કર્યો છેઃ શાંભવી, શાક્તી અને માંત્રી. શાંભવી દીક્ષાથી શ્રી ગુરૂદર્શન, સ્પર્શન કિંવા સંભાષણ (પ્રણામાદિ) થતાંજ તેજ ક્ષણે જીવને જ્ઞાનોદય થાય છે. શાક્તી દીક્ષાથી જ્ઞાનચક્ષુ-ગુરૂ દિવ્યજ્ઞાનની સહાયતાથી શિષ્યમાં પોતાની શક્તિનો પ્રવેશ કરાવી તેના મનમાં ધર્મભાવના જાગૃત કરાવી દે છે. માંત્રી દીક્ષાથી મંડલ કાઢીને, ઘટ સ્થાપન કરીને અને દેવતાની પૂજાદિ કરાવીને શિષ્યના કાનમાં મંત્રોચ્ચાર કરે છે. રૂદ્રયામલમાં લખ્યું છે કેઃ શાક્તી અને શાંભવી દીક્ષા સદ્યમુક્તિ દાયિની છે. "शाक्ती च शांभवीचान्या सद्यो मुक्ति विधायिनी। વગેરે. અર્થાત્ સિદ્ધ પુરૂષો કોઇ પ્રકારનો બાહ્ય ઉપચાર નહિં કરતાં કેવળ માત્ર પોતાની આધ્યાત્મિક શક્તિની સહાયતા વડે શિષ્યના હૃદયમાં દિવ્યજ્ઞાનનો ઉદય કરી આપે છે, એનેજ શાક્તી દીક્ષા કહે છે. શાંભવી-દીક્ષામાં આચાર્ય અને શિષ્યના મનમાં પૂર્વથીજ દીક્ષા પ્રદાન અને ગ્રહણ કરવાનો સંકલ્પ રહેલો નથી. પરસ્પરનાં દર્શન થતાંજ આચાર્ય (ગુરૂ)ના હૃદયમાં એકદમ કરૂણાનો ઉદય થઇ શિષ્યપર કૃપા કરવાની ઇચ્છા થાય છે અને તેમ થવાથી શિષ્યના હૃદયમાં અદ્વૈત વસ્તુનો જ્ઞાનોદય થતાં તે શિષ્યત્વ સ્વીકારે છે. પુરશ્ચરણોલ્લાસ તન્ત્રમાં લખ્યું છે કેઃ "એવા પ્રકારની દીક્ષામાં શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે કાલાકાલ વિચારની પણ આવશ્યક્તા નથી. दीक्षायां चंचलापांगी न काल नियमः क्वचित्। सद्गुरुरोर्दर्शना देव सूर्य पर्व्वंच सर्वदा॥ शिष्यमाहूय गुरुणा

એક મનુષ્ય મરણ પામી ભૂત થયો હતો. ઘણો સમય પર્યંત એકલો રહ્યા પછી તેને કોઇ સોબતીની અગત્ય જણાઇ. કોઇને મરણ પામેલું સાંભળતાંજ તે તે સ્થળે જઇ હાજર થતો. તે વિચારતો કે: હવે મ્હારો સોબતી મળી આવશે ખરો. પરંતુ તે જોતો કે; ગંગાજળના સ્પર્શથી કે પછી બીજી ક્રિયાથી મૃતક મનુષ્યનો ઉદ્ધાર થયો છે. તેથી તે દિલગીરી ભરેલે મુખે પાછો ફરી પુનઃ એકલોજ નિવાસ કરતો. એ પ્રમાણે પેલા ભૂતને કોઇ સોબતી મળતોજ નહિ. મ્હારી પણ તેવીજ દશા થઇ છે. ત્હને જોતાંજ ધાર્યું હતું કે; હવે મ્હને એકાદ સોબતી મળશે, પરંતુ ત્હેં પણ કહ્યું કેઃ મ્હારે માતાપિતા છે તેથી મ્હને સોબતી મળી શક્યો નહિ !" આ પ્રમાણે તે દિવસનું વર્ણન કર્યા પછી પરમહંસદેવ નરેન્દ્રનાથ સાથે અનેક પ્રસંગે હાસ્યવિનોદ કરતા.

ગમે તેમ હો, સમાધિસ્થિતિ સમયે નરેન્દ્રનાથના હૃદયમાં દારૂણ ભયનો સંચાર થતો જોઇ પરમહંસદેવે તે દિવસે તે કામ બંધ રાખ્યું હતું એ અમે અત્યાર પહેલાં લખી ગયા છીએ. એમ થવાથી નરેન્દ્ર સંબંધી અત્યાર પહેલાં તેમણે જે કાંઇ જોયું હતું અને જાણ્યું હતું તે સંબંધી પરમહંસદેવને શંકા થાય એમાં આશ્ચર્ય શું? અનુમાન થઇ શકે છે કે: તેટલા માટેજ તેમણે, નરેન્દ્ર ત્રિજે દિવસે દક્ષિણેશ્વરે આવ્યો તેજ વખતે પોતાની દૈવીશક્તિના બળવડે તેને અચેતન કરી તેના જીવન સંબંધી અનેક ગુપ્

---

कृपयायदि दीयते । तत्र लग्नादिकं किंचित् न विचार्यं कदाचन ॥ અર્થાત્— હે ચંચલનયની પાર્વતિ ! વીર અને દીવ્યભાવાપન્ન ગુરૂ પાસેથી દીક્ષા લેતી વખતે કાલ વિચારની કશી આવશ્યક્તા નથી. ઉત્તરાયણ સમયે સદ્ગુરૂનાં દર્શન થતાં અને તેઓ કૃપા કરીને શિષ્યને દીક્ષા આપવા આહ્વાન કરતાંજ લગ્નાદિનો વિચાર કર્યા વગરજ તે પ્રાપ્ત કરવી. સાધારણ દિવ્ય ભાવાપન્ન ગુરૂ સંબંધી શાસ્ત્રમાં આવો નિર્ણય લખ્યો છે ત્યારે અલૌકિક પરમહંસદેવ, જગદમ્બાના હાથમાં સર્વદા યન્ત્ર સ્વરૂપ રહી, નિઃસ્વાર્થ કરૂણભાવે અન્ય જીવોમાં શિક્ષાદાન અને ધર્મશક્તિ સંચાર કરતા હતા તે સંબંધી નિર્ણય અમે શીરીતે કરીએ ! તેમના શરીર–મનમાં માત્ર કૃપા કરીને જગન્માતા દિવ્યભાવે લીલા કરી રહ્યાં હતાં.

વાતો તેની પાસેથી જાણી લીધી હતી, અને પોતે જોયેલા ભવિષ્ય સાથે તે સર્વ મેળવી જોઇ નિશ્ચિંત થયા હતા. એ અનુમાન જો સત્ય હોય તો એમજ માનવું પડશે કે: દક્ષિણેશ્વર આવ્યા પછી નરેન્દ્રનાથે પ્રથમજ બે દિવસ પર્યંત એકજ પ્રકારની સમાધિ–સ્થિતિ ભોગવી નથી. પરિણામે એવુંજ જાણવામાં આવ્યું છે કે: પહેલાં બન્ને દિવસે તેને બે જૂદા જૂદા પ્રકારનાં દ્રષ્યો જણાયાં હતાં.

ઉપરોક્ત પ્રમાણે નરેન્દ્રનાથની પરીક્ષા કર્યા પછી પરમહંસદેવ એક રીતે નિશ્ચિંત થયા હતા છતાં પણ તેમના સંબંધી તદ્દન નિશ્ચિંત થયા હતા એમ તો કહી શકાય નહિ. કારણ: તેમણે જાણ્યું હતું કે: જે ગુણ અથવા શક્તિ થવાં જોઇએ તેમાંના એક અથવા બેનાજ અધિકારી થઇ મનુષ્ય, સંસારમાં–જન સમાજમાં–અતિશય પ્રતિભા પ્રસારે છે. પરંતુ નરેન્દ્રનાથના અંતઃકરણમાં એવી અરાડ શક્તિયો સંપૂર્ણમાત્રાએ વિદ્યમાન હતી, પણ ઇશ્વર, જગત્ અને માનવ–જીવનના ઉદ્દેશ્ય સંબંધી કેવળ સત્ય પ્રાપ્ત કરીને શ્રીયુત નરેન્દ્ર તેનો યોગ્યરીતે આધ્યાત્મિક–માર્ગે ઉપયોગ ના કરી શકે તો ફળ વિપરીતજ આવે. પરમહંસદેવ કહેતા કે: "આ પ્રમાણે થવાથી નરેન્દ્ર, અન્ય સર્વ આગેવાનોની પેઠે એક નવીન મત અને ટોળી ઉત્પન્ન કરી જગતમાં ખ્યાતિ મેળવી જશે, પરંતુ વર્તમાન યુગ–પ્રયોજન પૂર્ણ કરવા માટે જે ઉદાર આધ્યાત્મિક તત્વ, જાણવાની અને તેનો પ્રચાર કરવાની આવશ્યક્તા છે તે પ્રાપ્ત કરવાના અને જનસમાજમાં તેની સ્થાપના કરવાનાં કાર્યમાં સહાયતા કરી જગતનું યથાર્થ કલ્યાણ કરવાનું નરેન્દ્રદ્વારા બનવું સંભવિત નથી." તેથી નરેન્દ્ર જે વડે સ્વેચ્છાપૂર્વક સંપૂર્ણ ભાવે તેમનું અનુસરણ કરીને તેમનાજ જેવા સર્વ આધ્યાત્મિક તત્વો સારી પેઠે જાણી લઇ શકે તે માટે અત્યારથી પરમહંસદેવના મનમાં અસીમ ઉત્કંઠા ઉત્પન્ન થઇ હતી. પરમહંસદેવ સર્વદા કહેતા કે: " જે જલાશય પ્રવાહરૂપે નિત્ય વહેતું નથી (પણ જ્યાંનુ પાણી ભરાઇ રહે છે.) તે સ્થળે ગોકળગાય વગેરે પ્રાણીઓનાં ટોળાં અથવા લીલ વગેરે નાના પ્રકારનાં ઉદ્ભિદોની ઉત્પત્તિ જોવામાં આવે છે, તેજ પ્રમાણે આધ્યાત્મિક જગત્માં જે સ્થળે આંશિક સત્યને મનુષ્યો પૂર્ણ

સત્ય માની લઇ નિશ્ચિંત્ થઇ બેસે છે, એવાં સ્થાનમાંજ ટોળાં અથવ સંઘનો ઉદય થાય છે, અર્થાત્ જૂદા જૂદા માણસો આચાર્ય બની બેસી એકાદ પંથ ચલાવી પેટનું પોષણ ચલાવે છે! બીજું કાંઇજ નહિં! અસાધારણ મેધા અને માનસિક ગુણ સમ્પન્ન નરેન્દ્રનાથ ભવિષ્યમાં અવળે રસ્તે ચઢી જાય એ ભયથી પરમહંસદેવે કેટલે પ્રકારે તેને પૂર્ણ સત્યનો અધિકારી બનાવવાનો યત્ન કર્યો હતો તેનો વિચાર કરતાં આપણાથી આશ્ચર્યમાં ગરકજ થઇ જવાય છે!

આપણે જોઇ શકયા છીએ કે: નરેન્દ્રનાથ સાથે સમાગમ થયો તેજ વખતથી પરમહંસદેવ, અનેક કારણોને લીધે તેના તરફ આકર્ષાયલા રહ્યા હતા, અને હવે નરેન્દ્ર પૂર્વોક્ત ભાવનું અવલંબન કરી અવળે માર્ગે ગમન કરે એવો સંભવ નથી, એવું જ્યાં સુધી તેઓ સમજી શકયા નહોતા ત્યાં સુધી ઉક્ત આકર્ષણે તે બેની વચ્ચે સાધારણ ભાવ ધારણ કર્યો નહોતો. એ કારણો તપાસતાં સ્પષ્ટ જણાય છે કે: એમાંનાં કેટલાંક નરેન્દ્રનાથ સંબંધી પરમહંસદેવને થયેલા અદ્દભૂત વિષય-દર્શનમાંથી જન્મ પામ્યાં હતાં અને બાકી રહેલાં, નરેન્દ્ર કદાચ કાળ ધર્મને પ્રભાવે દારૈષણા (સ્ત્રીની ઇચ્છા) વિત્તૈષણા, (દ્રવ્યની ઇચ્છા) લોકૈષણા, (માનની ઇચ્છા) વગેરે કોઇ પ્રકારના બંધનને સ્વેચ્છાપૂર્વક સ્વીકારી લઇ પોતાના મહત્ જીવનના ઉચ્ચ લક્ષ્યસાધનમાંથી કિંચિત્ અંશે પણ ભ્રષ્ટ થાય એ ભયમાંથી ઉત્પન્ન થયાં હતાં.

બહુ કાલ પર્યંત ત્યાગ અને તપસ્યાને પરિણામે તેમની ક્ષુદ્ર "અહં મમ" બુદ્ધિ સંપૂર્ણ રૂપે લોપ પામવાથી, જગત્-કારણ સાથે નિત્ય અદ્વૈત ભાવે રહેતા પરમહંસદેવ, જીવોનાં કલ્યાણ-સાધન રૂપ ઇશ્વરી કર્મને નિરંતર પોતાનુંજ માની લેતા હતા. એને લીધેજ તેમના મનમાં ઠસી ગયું હતું કે: વર્તમાન યુગનું ધર્મ ગ્લાનિ-નાશ-રૂપ મહાન કાર્ય પોતાના શરીર-મનને યન્ત્ર સ્વરૂપ બનાવીને સાધ્ય કરવું એજ વિરાટ ભગવાનની ઇચ્છા છે. વળી તેનેજ પ્રભાવે તેઓ જાણી શકયા હતા કે: ક્ષુદ્ર સ્વાર્થ સુખ-સાધનને માટે નરેન્દ્રે જન્મ ગ્રહણ કર્યો નથી, પરંતુ ઇશ્વર પ્રત્યે તેને અત્યન્ત પ્રેમ હોવાથી પૂર્વોક્ત જન-કલ્યાણ-સાધન રૂપ કર્મમાં પોતાને (પરમહંસદેવને) સહાયતા

કરવા માટેજ તે પૃથિવી પર આવ્યો છે તેથીજ સ્વાર્થ શૂન્ય, નિત્ય-મુક્ત નરેન્દ્રનાથને પોતાનો પરમાત્મીય જાણે અને તેના પ્રત્યે તેઓ પ્રબળ રૂપે આકર્ષાય એમાં આશ્ચર્ય શું? તેમ છતાં પ્રથમ દ્રષ્ટિએ નરેન્દ્રનાથ પ્રત્યે પરમહંસદેવનું આકર્ષણ જોઇ આશ્ચર્ય ઉત્પન્ન થાય તોપણ તે સ્વાભાવિક અને આવશ્યકીય હતું એમ થોડો વિચાર કરતાંજ સમજી શકાશે.

પ્રથમ દર્શન થયાં તે દિવસથીજ પરમહંસદેવ નરેન્દ્રનાથને કેટલો બધો નજીકનો સગો સમજ્યા હતા, અને કેવા તન્મય ભાવથી તેને ચ્હાતા હતા તેનો આભાસ આપવો એ અમને એક પ્રકારે અશકયજ જણાય છે. સંસારી મનુષ્યો જે કારણો દ્વારા અન્યને પોતાનું જાણી હૃદયનો પ્રેમ અર્પણ કરે છે તેમાંનું કાંઇ પણ આ સ્થળે જણાતું ન હતું, તે છતાં નરેન્દ્રના વિરહ સમયે અને મિલન સમયે પરમહંસદેવમાં જે પ્રકારની વ્યાકુળતા અને આનંદ અમે જોયો છે તેમાંનું એક બિંદુ માત્ર પણ અમે અન્યત્ર જોવા ભાગ્યશાળી થયા નથી. વાસ્તવિક કહીશું કેઃ નિઃસ્વાર્થ ભાવે એક મનુષ્ય અન્ય-મનુષ્ય ઉપર આટલો બધો પ્રેમ રાખે છે એવું અમને આ પહેલાં જ્ઞાનજ ન હતું. નરેન્દ્ર ઉપર પરમહંસદેવનો અદ્દભૂત પ્રેમ જોવાથીજ અમે જાણી શકયા છીએ કેઃ ખરેખર, સમય આવતાંજ મનુષ્યો પરસ્પર એ પ્રમાણેજ એક બીજા ઉપર નિઃસ્વાર્થભાવે પ્રેમ કરી કૃતાર્થ થઇ શકે છે.

પરમહંસદેવ સમક્ષ નરેન્દ્રના આવ્યા પછી કેટલાક સમય બાદ સ્વામી પ્રેમાનન્દનું દક્ષિણેશ્વરમાં પ્રથમ આગમન થયું હતું. આ સમયે નરેન્દ્રનાથ આઠેક દિવસ અથવા સહજ વધારે સમય પર્યંત દક્ષિણેશ્વર આવી નહિ શકવાથી પરમહંસદેવ તેને માટે કેટલા બધા ઉત્કંઠિત ચિત્તે રહેતા હતા તે જોઇ સ્વામીજી મોહ પામી અમને અનેક વખત કહેતા કેઃ—

“ એક દિવસ સ્વામી બ્રહ્માનન્દ સાથે હાટખોલાના ઘાટપર નૌકામાં બેસવા જતાં રામદયાલ બાબુને ત્યાં જોવામાં આવ્યા. તેઓ પણ દક્ષિણેશ્વર જતા હતા તેથી અમે એકજ નૌકામાં બેઠા અને સન્ધ્યા સમયે રાસમણિના કાલી-મંદિરમાં પહોંચ્યા. પરમહંસદેવના ઓરડામાં આવી સાંભળ્યું કેઃ તેઓ મંદિરમાં જગદમ્બાનાં દર્શન કરવા ગયા છે. અમને ત્યાંજ

બેસવાનું કહી સ્વામી બ્રહ્માનન્દજી તેમને બોલાવવા મંદિર તરફ ચાલ્યા ગયા, અને થોડીવાર પછી સાવચેતીથી તેમનો હાથ પકડી, " અહિં પગથીઆં ચઢવાનાં છે. અહિં નીચે ઉતરવું પડશે. " વગેરે કહેતા કહેતા તેમને તેડી લાવે છે એવું જોવામાં આવ્યું. તેઓ ભાવાવસ્થામાં તલ્લીન થઈ બાહ્ય સંજ્ઞાહિન થઈ જાય છે, એવું અમે પ્રથમથીજ સાંભળ્યું હતું, તેથી પરમહંસદેવને આ સમયે મદ્યપાન કરનારની પેઠે લથડતા અથડાતા આવતા જોઇ અમે સમજી ગયા કે તેઓ ભાવાવેશમાં છે. એવી સ્થિતિમાં ઓરડામાં આવી તેમણે ન્હાની ગાદી ઉપર આસન લીધું અને થોડીવાર પછી સાવચેત થઇ અમારી ઓળખાણ પૂછ્યા પછી અમારૂં મુખ અને હાથ પગ વગેરેનાં લક્ષણ જોવા લાગ્યા. મ્હારા હાથનું વજન કરવા માટે કોણીથી તે આંગળાં સુધીનો મ્હારો હાથ તેમણે પોતાના હાથમા પકડી રાખ્યો અને બોલ્યા: "ઠીક." એમ કર્યાથી તેઓ શું સમજ્યા તેતો તેઓજ જાણે. ત્યાર પછી રામદયાળ બાબુને નરેન્દ્રના શારીરિક સમાચાર પૂછ્યા, અને તે સારો છે, એવું જાણી બોલ્યા: " તે ઘણા દિવસથી અહિં આવ્યો નથી. તેને જોવાની ઘણી ઇચ્છા થાય છે. એક વખત આવવાનું કહેજો. "

" ધર્મ સંબંધી અનેક વાતો કરતાં કેટલોક સમય વિશેષ આનન્દમાં વીતી ગયો. દશ વાગ્યા પછી અમે આહાર કર્યો અને પરમહંસદેવના ઓરડાની બહાર પૂર્વ દિશાના ઓટલાપર શયન કર્યું. પરમહંસદેવ અને સ્વામી બ્રહ્માનંદને માટે ઓરડામાંજ પથારીઓ કરવામાં આવી. શયન કર્યા પછી એકાદ કલાક વીતતાં પહેલાં તો પહેરેલું વસ્ત્ર બાળકની પેઠે બગલમાં મારી પરમહંસદેવ ઓરડાની બહાર અમારી શય્યા પાસે આવી ઉભા અને " રામદયાળ " કહી બોલ્યા: " જો, નરેન્દ્ર શુદ્ધ સત્વગુણી છે. મ્હેં જોયું છે કે તે અખણ્ડના ઘરનાં ચાર જીવાત્માઓમાંનો એક અને સપ્તર્ષિમાંનો એક છે. તેનામાં એટલા બધા ગુણ છે કે તેનું વર્ણન થાય એમ નથી ! " એમ કહેતા કહેતા પરમહંસદેવ નરેન્દ્રનાથને જોવા માટે એકદમ ચંચળ અસ્થિર થઇ ઉઠયા, અને પુત્રના વિરહમાં માતા જેમ આતુર થઇ જાય છે તેજ પ્રમાણે તેઓ નેત્રમાંથી અનરગળ આંસુ વર્ષાવવા લા-

ગ્યા. ત્યાર પછી કોઇ પણ રીતે પોતાનું મન વશ રાખી શકતા નથી એમ જાણીને અને એમની એવી સ્થિતિ જોઇ અમે કેવો વિચાર કરીશું એની કલ્પના કરી ઓરડાની ઉત્તર દિશાના ઓટલા તરફ ઉતાવળે પગલે ચાલ્યા ગયા, અને "ઓ મા ! હું તેને જોયા વગર રહી શકતો નથી." વગેરે ગળગળે કણ્ઠે બોલતા અતિશય રૂદન કરતાં અમે સાંભળ્યું. થોડીવાર પછી કંઇક સાવધ થઇ મ્હારી પાસે ઓરડામાં આવી બેઠા અને કરૂણસ્વરે બોલવા લાગ્યાઃ "આટલો બધો રડયો તો પણ નરેન્દ્ર તો આવ્યો નહિ ! તેને એક વખત જોવા માટે મ્હારા હૃદયમાં દારૂણ કષ્ટ થાય છે. હૃદયની અંદર જાણે કોઇ થપ્પડો મારે છે, પરંતુ મ્હારા હૃદયની વ્યથા તેને ક્યાં ખબર છે ?" એમ બોલતાં બોલતાં અધીરા થઇ ઓરડાની બહાર ચાલ્યા ગયા. થોડીવાર પછી પુનઃ ઓરડામાં આવી બોલવા લાગ્યાઃ હું વૃદ્ધ માણસ ! એને માટે આટલો બધો વ્યગ્ર થઇ રહ્યો છું, અને રોદન કરૂં છું. એ જોઇ લોકો શું કહેશે કહે જોઉં ! તમે મ્હારા છો. તમારી પાસે લજ્જા થતી નથી ! પરંતુ અન્ય માણસો શો વિચાર કરે કહો જોઉં ! એને જોયા વિના મ્હને કોઇ પણ રીતે શાંતિ વળતી નથી !" નરેન્દ્ર ઉપર પરમહંસદેવનો પ્રેમ જોઇ અમે તો સ્તબ્ધજ થઇ ગયા, અને વિચારવા લાગ્યા કેઃ "નક્કી, નરેન્દ્ર દેવતુલ્ય પુરૂષ હશે, નહિ તો તેના તરફ પરમહંસદેવ આટલા બધા આકર્ષાય કેમ ?" ત્યાર પછી પરમહંસદેવને શાંત કરવા કહ્યુંઃ "તે બહુ અન્યાયી મનુષ્ય છે મહારાજ ! તેને દીઠા વિના આપને આટલું બધું કષ્ટ થાય છે એવું જાણવા છતાંયે તે આવતો નથી." આ બનાવ પછી કેટલેક દિવસે એક દિવસ પરમહંસદેવે નરેન્દ્ર સાથે અમારૂં ઓળખાણ કરાવ્યું હતું. નરેન્દ્રના વિરહમાં પરમહંસદેવને જેવા અધિર અસ્થિર—ચંચળ વૃત્તિના જોયા હતા તેજ પ્રમાણે તેનો મેળાપ થતાં તેમને બહુ આનંદ પામતા અમે જોયા છે. પૂર્વોક્ત બનાવ પછી કેટલેક દિવસે—પરમહંસદેવની જન્મતિથિને દિવસે અમે દક્ષિણેશ્વર ગયા હતા. તે દિવસે ભક્તજનોએ તેમને ચન્દન પુષ્પમાલાદિ સાથે નવાં વસ્ત્રો પહેરાવી ઉત્તમ પ્રકારે સજાવ્યા હતા. તેમના રહેવાના મકાનની બહાર ઓટલા પર—ઉત્તર દિશામાં—કીર્તન થતું હતું. ભક્તજનોથી ઘેરાયેલા પરમહંસ-

દેવ કીર્તન સાંભળતાં સાંભળતાં ક્વચિત્ ક્વચિત્ ભાવાવિષ્ટ થઇ જતા હતા. ક્વચિત્ ક્વચિત્ મધુર આલાપ કરી કીર્તનનો રંગ બરાબર જમાવી આપતા હતા, પરંતુ નરેન્દ્ર નહિ આવેલો હોવાથી તેમના આનન્દમાં વ્યાઘાત થતો હતો. વચમાં વચમાં ચારે દિશાએ જોતા હતા, અને અમને કહેતા કેઃ "ઠીક છે. નરેન્દ્ર આવ્યો નહિ ને?" મધ્યાહ્ન સમયે નરેન્દ્રે સભામાં આવી તેમના ચરણુ આગળ દણ્ડવત્ પ્રણામ કર્યા. તેને જોતાંજ પરમહંસદેવ કુદીને તેને ખભે ચઢી બેઠા અને ગંભીર ભાવાવસ્થ થયા. ત્યાર પછી ચૈતન્ય આવતાં નરેન્દ્રને ખભેથી ઉતરી તેની સાથે વાતો કરવા લાગ્યા, અને આહારાદિ કરવામાં ગુંથાયા, પછી તે દિવસે તેમણે કીર્તન સાંભળ્યું નહિ.

પરમહંસદેવની પાસે આવ્યાથી, શ્રીયુત નરેન્દ્ર કેવા દેવ દુર્લભ પ્રેમના અધિકારી થયા હતા તેનો વિચાર કરતાં બહુ આશ્ચર્ય થાય છે. તેમના પર અવિચળ શ્રદ્ધા રાખી, યથાર્થ સત્ય પ્રાપ્તિની ઇચ્છાથી પરમહંસદેવની પરીક્ષા કરી લેવા તેઓ અગ્રસર થયા હતા, તે ઉપરથી જાણી શકાય છે કે તેમના હૃદયમાં સત્યપ્રેમ કેટલો બધો પ્રબળ હતો, વળી પરમહંસદેવ પણુ નરેન્દ્રનાં એવા આચરણથી ક્રોધે નહિ ભરાતાં શિષ્યના કલ્યાણને માટે પરીક્ષા આપી તેને સર્વ આધ્યાત્મિક વિષયો સમજાવવા અને તેના હૃદયમાં તે ઠસાવવા પરમ આનંદપૂર્વક તત્પર થયા હતા. એ જોતાં—તેમનાં નિરાભિમાનત્વનો અને મહાનુભાવત્વનો વિચાર કરતાં આશ્ચર્યની હદ રહેતી નથી! આ પ્રમાણે નરેન્દ્ર સાથે પરમહંસદેવનો સંબંધ બંધાયો તે કથાની અમે જેમ જેમ આલોચના કરીએ છીએ તેમ તેમ, એક તરફથી પરીક્ષા લેવાનો અને બીજી તરફથી પરીક્ષા આપી (નરેન્દ્રને) ઉચ્ચ આધ્યાત્મિક તત્વોનું જ્ઞાન આપવાનો આગ્રહ જોઇ અમે મુગ્ધજ થઇએ છીએ, અને સમજી શકીએ છીએ કેઃ યથાર્થ ગુરૂ, ઉચ્ચ અધિકારી વ્યક્તિના મનોભાવનું રક્ષણ કરી તેને કેવી રીતે શિક્ષાદાન આપવા અગ્રસર થાય છે અને પરિણામે કેવી રીતે તેના હૃદયમાં ચિરકાલને માટે શ્રદ્ધા અને પૂજાનું સ્થળ અધિકાર કરી લે છે.



## અષ્ટચત્વારિંશ અધ્યાય.

### પરમહંસદેવ અને નરેન્દ્રનાથ.

પાંચ વર્ષ જેટલા દીર્ઘકાલ પર્યંત શ્રીયુત નરેન્દ્રનાથ પરમહંસદેવનો પવિત્ર સહવાસ પ્રાપ્ત કરી ધન્યતા પામ્યો હતો—કહો કે ભાગ્યશાળી થયો હતો. આ ઉપરથી ક્વચિત્ વાંચકો એમ સમજશે કેઃ પાંચ વર્ષ પર્યંત નિરન્તર નરેન્દ્રે પરમહંસદેવનાં ચરણ સમીપ નિવાસ કર્યો હશે પરંતુ અમારા કહેવાનો ભાવાર્થ એવો નથી. કલકત્તા નિવાસી અન્ય ભક્તજનોની પેઠે તેઓ પણ પ્રસંગોપાત પરમહંસદેવ પાસે આવ જા કરતા હતા. તેમ છતાં એટલું તો નક્કીજ કે પરમહંસદેવનો તેમના ઉપર અત્યંત પ્રેમ હોવાથી તેઓ વારંવાર દક્ષિણેશ્વર જતા. દર અઠવાડિયે એક અથવા બે દિવસ ત્યાં જવાનું અને સમય પ્રાપ્ત થતાંજ બેચાર દિવસ અથવા તેથી વધારે દિવસ ત્યાં નિવાસ કરવાનું નરેન્દ્ર–જીવનનું એક મુખ્ય કર્મ થઇ પડયું હતું. પ્રસંગોપાત એ નિયમનું ઉલ્લંઘન ન થતું એમ નહિં, પરંતુ પરમહંસદેવે તેમના ઉપર પ્રથમથીજ વિશેષરૂપે આકર્ષાઇ, ઘણું ખરૂં એ નિયમનો ભંગ થવા દીધો નહોતો. કોઇ કારણસર નરેન્દ્રનાથ એક અઠવાડિયા પર્યંત દક્ષિણેશ્વર આવી શકતો નહિં તો તેઓ એકદમ અધીરા થઇ જતા અને ઉપરા ઉપરી સંદેશા મોકલી તેમને પોતાની પાસે તેડાવી મંગાવતા, અથવા સ્વયં કલકત્તે જઇ તેમની સાથે કેટલાક કલાક–સમય–વ્યતીત કરી આવતા. અમે જ્યાં સુધી જાણીએ છીએ ત્યાં સુધી તો પરમહંસદેવ સાથે પરિચય થયા પછી પ્રથમ બે વર્ષ પર્યંત તો નરેન્દ્રને નિયમિત્ત રીતે દક્ષિણેશ્વર જવા આવવામાં ઘણું ખરૂં વિઘ્ન આવ્યું નહોતું પરંતુ બી. એ. ની પરીક્ષા સમયે ઇ. સ. ૧૮૮૪ ના પ્રથમ ભાગમાં તેમના પિતાનું એકાએક મૃત્યુ થયું અને સંસારનો સમસ્ત ભાર જ્યારે તેમને

શિર આરોપાયો ત્યારે અનેક કારણોને લીધે કેટલાક દિવસ પર્યંત તેમને પૂર્વોક્ત નિયમનો ભંગ કરવાની ફરજ પડી હતી.

તે ગમે તેમ હો, પાંચ વર્ષના અરસામાં પરમહંસદેવ જે ભાવપૂર્વક નરેન્દ્રનાથ સાથે મળતા હતા તેની આલોચના કરતાં તેમાંથી નિચલા પાંચ મુખ્ય વિભાગ દ્રષ્ટિએ પડે છે:—

૧ લું—એ જોવામાં આવે છે કે: પરમહંસદેવ પોતાની અલૌકિક અંતર્દ્રષ્ટિની સહાયતાવડે પ્રથમ સાક્ષાતકાર થતાંજ સમજી શક્યા હતા કે: નરેન્દ્રનાથના જેવો ઉચ્ચ અધિકારી આધ્યાત્મિક રાજ્યમાં વિરલ છે અને ઘણા કાળથી સંચિત કરેલી ગ્લાનિ દૂર કરી સનાતન ધર્મને યુગ-પ્રયોજન સાધનાનુયાયી કરી તેના સંસ્થાપન રૂપ જે કાર્યમાં શ્રી જગદમ્બાએ તેમને નિમ્યા છે તેમાં વિશેષ સહાયતા કરવા માટેજ શ્રીયુત નરેન્દ્રનાથે (સ્વામી વિવેકાનંદે) જન્મ ગ્રહણ કર્યો છે.

૨ જું—અસીમ વિશ્વાસ અને પ્રેમ દર્શાવી તેમણે નરેન્દ્રનાથને ચિરકાલને માટે વશ કરી લીધો હતો.

૩ જું—નાના પ્રકારની પરીક્ષા કરી તેમણે જાણી લીધું હતું કે: પોતાની અંતર્દ્રષ્ટિ, નરેન્દ્રનાથનું મહત્વ અને જીવન-ઉદ્દેશ્ય સંબંધી પોતાને મિથ્યા સાક્ષી આપતી નથી.

૪ થું—તેમણે નરેન્દ્રનાથને નાના ભાવ પૂર્વક શિક્ષા પ્રદાન કરીને ઉક્ત સુમહાન જીવન-ઉદ્દેશ્ય પરિપૂર્ણ કરવાના ઉપયોગી મન્ત્ર સ્વરૂપે તૈયાર કર્યો હતો.

૫ મું—શિક્ષાની સમાપ્તિ થયા પછી અપરોક્ષ-વિજ્ઞાન-સમ્પન્ન નરેન્દ્રનાથને તેમણે, ધર્મ સંસ્થાપના કાર્યમાં કેવી રીતે અગ્રસર થવું તે વિષયનો ઉપદેશ આપ્યો હતો, અને પરિણામે તે કાર્યનો અને પોતાના સંઘનો ભાર તેના હાથમાં નિશ્ચિંત જીવે અર્પણ કર્યો હતો.

અમે પૂર્વે કહ્યું છે કે: નરેન્દ્રનાથના દક્ષિણેશ્વર આવતા પહેલાં થોડા સમય પૂર્વે તેનું મહત્ત્વ દર્શાવે એવાં કેટલાંક અદ્ભુત વિષયોનાં દર્શન, પરમહંસદેવની અંતર્દ્રષ્ટિ સમ્મુખ તાદશ્ય થયાં હતાં. તેને પ્રભાવેજ તેઓએ

નરેન્દ્રનું અસીમ વિશ્વાસ અને પ્રેમની દ્રષ્ટિએ પ્રથમથીજ નિરીક્ષણ કર્યું હતું. એ વિશ્વાસ અને પ્રેમ, તેમના હૃદયમાં જીવન પર્યંત સમાનભાવે પ્રવાહિત થઇ રહેલો હોવાથીજ તેમણે નરેન્દ્રનાથને પોતાના પ્રેમબંધનમાં બાંધી રાખ્યો હતો. એ ઉપરથી સમજી શકાય છે કેઃ વિશ્વાસ અને પ્રેમના પાયા ઉપર સર્વદા ઉભા રહી, પરમહંસદેવ નરેન્દ્રને શિક્ષા આપવા અને પ્રસંગોપાત પરીક્ષા આપવા અગ્રસર થયા હતા.

આ સ્થળે પ્રશ્ન થશે કેઃ યોગદ્રષ્ટિની સહાયતાથી નરેન્દ્રનાથનું મહત્વ અને જીવનનો ઉદ્દેશ્ય જાણવા પામ્યા છતાં પણ પરમહંસદેવ તેમની પરીક્ષા કરવા કેમ તત્પર થયા ? ઉત્તરમાં કહી શકાશે કેઃ માયાના અધિકારમાં પ્રવેશ કરીને દેહ ધારણ કર્યાથી, સાધારણ મનુષ્યોની શી વાત પરંતુ પરમહંસદેવ જેવા દેવ-મનુષ્યોની દ્રષ્ટિ થોડી ઘણી આચ્છાદિત થઇ દ્રષ્ટ-વિષયોમાં ભ્રમનો સમ્ભવ ઉપસ્થિત કરી શકે. તેટલા માટેજ કવચિત્ કવચિત્ એવી રીતે પરીક્ષા લેવાની આવશ્યકતા હોય છે. પરમહંસદેવ અમને એ વિષય સમજાવતી વખતે કહેતા કેઃ “ખાતર ન હોય તો વાવણી થાય નહિં.” અથવા “વિશુદ્ધ સ્વર્ણની સાથે અન્ય ધાતુનું મિશ્રણ ન કરવામાં આવે તો જેમ તે સ્વર્ણવડે અલંકારો બનાવી શકાય નહિં, તેજ પ્રમાણે જ્ઞાનપ્રકાશક શુદ્ધ સત્વગુણની સાથે રજઃ અને તમો ગુણનું કિંચિત્ માત્ર પણ મિશ્રણ ન થાય તો તેમાંથી અવતારી પુરૂષો પેઠે દેહ-મન પણ ઉત્પન્ન થઇ શકે નહિં. પરમહંસદેવની સાધનાવસ્થાનું અવલોકન કરતાં અમે પૂર્વે જોયું છે કેઃ તેમના હૃદયમાં શ્રી જગદમ્બાની કૃપાથી અદ્‌ભૂત જ્ઞાન પ્રકાશ ઉત્પન્ન થતાં તેમણે અલૌકિક અનેક દ્રષ્યો પોતાના જીવનમાં જોયાં હતાં છતાં પણ કેટલીક વખત એ દ્રષ્યો સંબંધી શકાંકિત થઇ પુનઃ પરીક્ષા કર્યા પછીજ તેઓ તે સર્વને નિશ્ચિંત ચિત્તે ગ્રહણ કરવા સમર્થ થયા હતા, તો પછી નરેન્દ્રનાથ સંબંધી તેમણે જે જે અદ્‌ભૂત દ્રષ્યો જોયાં હતાં તે સર્વની પરીક્ષા કર્યા પછી જ ગ્રહણ કરે એમાં આશ્ચર્ય શું ?

નરેન્દ્રનાથ પ્રત્યે પરમહંસદેવનાં આચરણના પાંચ જૂદા વિભાગ ઉપર

લખ્યા પ્રમાણે નિશ્ચિત હોવા છતાં પણ તેમાં વિશ્વાસ, પ્રેમ, પરીક્ષા અને શિક્ષા પ્રદાનરૂપ ત્રણ વિભાગનું કાર્ય યુગ યુગાન્તરથી આરંભાયું હતું તે કબૂલ કરવુંજ પડશે. એ ત્રણ વિભાગમાં પ્રથમ વિભાગનાં કાર્યનો અથવા નરેન્દ્રનાથ ઉપર પરમહંસદેવના સમીપ વિશ્વાસ અને પ્રેમનો પરિચય અમે પૂર્વે વાચકોને સંક્ષેપમાં કહી ગયા છીએ. એ વિષય સંબંધી અનેક વાતો અમારે ભવિષ્યમાં કહેવાની છે. કારણ કેઃ આ સમયથીજ પરમહંસદેવનું જીવન, નરેન્દ્રનાથના જીવન સાથે જે પ્રકારે વિશેષ રૂપે જડિત થયું હતું તેવું તેમના શ્રી ચરણાશ્રિત અન્ય કોઇ ભક્તના જીવન સાથે અત્યાર પહેલાં કદી પણ સંમિલિત નહોતું. કહેવામાં આવે છે કેઃ ભગવાન ઈસુખ્રિસ્તે પોતાના કોઇ પ્રિય શિષ્ય સાથે મિલન થતાંજ કહ્યું હતું કેઃ "પર્વત જેવા અચલ, અટલ શ્રદ્ધા સમ્પન્ન, આ પુરૂષના જીવનને માયા સ્વરૂપ જાણી તેના આધારેજ હું મ્હારૂં આધ્યાત્મિક મંદિર રચી શકીશ !" નરેન્દ્ર સાથે મિલન થતાં પરમહંસદેવના મનમાં પણ પ્રથમથી એવોજ ભાવ, દૈવની પ્રેરણાથી ઉપસ્થિત થયો હતો. પરમહંસદેવે જોયું હતું કેઃ નરેન્દ્ર એ તેમનું બાળક છે, તેમનો સખા છે, તેમનો આદેશ પાલન કરવા માટેજ તેણે સંસારમાં જન્મ ગ્રહણ કર્યો છે, અને ઉભયનું પરસ્પર જીવન પૂર્વથીજ ચિરકાલને માટે પ્રણયિ યુગલની પેઠે અવિચ્છિન્ન પ્રેમ બંધનમાં બંધાઇ રહ્યું છે ! તેમ છતાં પણ એ પ્રેમ, ઉચ્ચ આધ્યાત્મિક પ્રેમ, કે જે પ્રેમ-પાત્રને સર્વ પ્રકારની સ્વાધીનતા આપી દેવા છતાં પણ યુગે યુગે પોતાનો બનાવી રાખે છે, તેઓ પોતાને માટે કંઇપણ નહિ ઇચ્છતાં પરસ્પર પરસ્પરને સર્વસ્વ દાન કરી દેવામાંજ કેવળ સંતોષ માને છે. વાસ્તવિક રીતે જોતાં, પરમહંસદેવ અને નરેન્દ્રનાથ વચ્ચે અમે જેવા પ્રકારનો નિઃસ્વાર્થ પ્રેમસંબંધ જોયો છે તેવો સંસારના કોઇ પણ જીવો વચ્ચે અગાઉ કદી પણ જોયો છે કે નહિ તે માટે સદેહજ છે ! તે અલૌકિક પ્રેમ-નાટકનું યથાર્થ વર્ણન કરી વાંચકોને યોગ્ય રીતે સમજાવવાનું અમારામાં સામર્થ્ય ક્યાં છે ? તથાપિ સત્યતાને ખાતર તેનો કિંચિત્ આભાસ આપવાનો યત્ન કરી અમે નરેન્દ્ર સાથે પરમહંસદેવનાં આચરણો સંબંધી ઉલ્લેખ કરીશું.

પરમહંસદેવની એકનિષ્ઠા, ત્યાગ અને પવિત્રતા જોઇ નરેન્દ્રનાથ તેમના પ્રત્યે જેમ પ્રથમ દિવસથીજ આકર્ષાયા હતા તેજ પ્રમાણે પરમહંસદેવે પણ યુવક નરેન્દ્રનો અસીમ આત્મ-વિશ્વાસ, તેજસ્વિતા અને સત્ય પ્રિયતા જોઇ મુગ્ધ થઇ પ્રથમ દર્શન સમયથીજ તેને પોતાનો કરી લીધો હતો. યોગ-દ્રષ્ટિની સહાયતાથી નરેન્દ્રનાથનું મહત્વ અને તેના ઉજવળ ભવિષ્ય સંબંધી પરમહંસદેવે જે કાંઇ જોઇ લીધું હતું તેની ગણના નહિ કરતાં એ બન્ને મહા પુરૂષોનાં પરસ્પર એકબીજા તરફ અદ્દભૂત આકર્ષણનું કારણ શોધવા અમે તત્પર થઇએ તો ઉપરોક્ત કારણજ સ્પષ્ટ થાય છે. અન્તર્દ્રષ્ટિ શૂન્ય સાધારણ મનુષ્યોએ શ્રીયુત નરેન્દ્રના અદ્દભૂત આત્મવિશ્વાસને દંભ, અસીમ તેજસ્વિતાને ઉદ્ધતતા, અને કઠોર સત્ય પ્રિયતાને મિથ્યા આડંબર અથવા અપક્વ-બીન અનુભવી-બુદ્ધનું પ્રદર્શન માની લીધું હતું! જનસમાજની પ્રશંસા પ્રાપ્ત કરવામાં ઉદાસિનતા, સ્પષ્ટ વાદિતા, સર્વ વિષયોમાં નિઃસંકોચ ભાવે સ્વતંત્ર વ્યવહાર અને તે સર્વ કરતાં પણ પોતાનું કાર્ય કોઇનો પણ ભયથી ગુપ્ત નહિ રાખવું, એ ઉપરથીજ લોકોએ નરેન્દ્ર માટે ઉપર પ્રમાણે ધારણા બાંધી હતી. એતો નિઃસંદેહજ અમારા સ્મરણમાં છે કે: શ્રીયુત નરેન્દ્ર સાથે ઓળખાણ થવા પહેલાં તેમના એક પાડોસીએ તેમની વાત કાઢતાં એક દિવસ અમને કહ્યું હતું કે: "આ ઘરમાં એક છોકરો રહે છે. તેના જેવો વિચિત્ર-ત્રિપાદ છોકરો અમે કદી પણ જોયો નથી! બી. એ માં પાસ થયો છે તે જાણે પૃથિવી પર પગે મૂકતો નથી। બાપદાદાની સ્હામે બેસી તબલા પર તાલ વગાડી ગાન કરવું અને પાડોશના વયોવૃદ્ધ માણસોના દેખતાં ચિરૂટ પીતાં પીતાં ચાલ્યા જવું, એ પ્રમાણે બધાજ વિષયમાં!" એ પછી થોડા દિવસ વીતતાંજ પરમ-હંસદેવનાં શ્રી ચરણ-દર્શન કરવા ગયા ત્યારે એક દિવસ-ઘણું કરીને તે દિવસે અમે બીજી કે ત્રીજી વાર દક્ષિણેશ્વર જઇ તેમના પુણ્ય-પવિત્ર-દર્શન કરી પાવન થયા હતા તે સમયે-અમે નરેન્દ્રનાથના ગુણાનુવાદ નીચે પ્રમાણે સાંભળ્યા હતા.

યદુનાથ મલ્લિકના બગિચાના રત્ન નામક મુખ્ય કર્મચારી સાથે વાત કરતાં કરતાં અમને બતાવીને પરમહંસદેવ બોલ્યા હતા કે: "આ બધા

છોકરાઓ નઠારા નથી. દોઢેક પરીક્ષા પાસ કરી છે. ( અમે તે વર્ષે એફ. એ. નો અભ્યાસ કરતા હતા. ) શિષ્ટ, શાન્ત છે પરંતુ નરેન્દ્રના જેવો તો એકે છોકરો મ્હેં જોયોજ નથી ! તે ગાવા બજાવવામાં જેવો ઉસ્તાદ છે તેવોજ વિદ્યાભ્યાસમાં, તેવોજ બોલવા ચાલવામાં, અને તેવોજ ધર્મ વિષયમાં પણ છે ! તે રાતે ઘણું ધ્યાન કરે છે-અરે, ધ્યાન કરતાં કરતાં સ્હવાર પણ થઇ જાય છે, તેનું તેને ભાન પણ રહેતું નથી. મ્હારા નરેન્દ્રમાં જરાપણ ખોખરાપણું નથી. વગાડી જુવો. ટંગ્ ટંગ્ વાગે છે, અને બીજા બધા છોકરાઓને જોઉં છું તો જાણે આંખ કાન બંધ કરીને કોઇપણ રીતે બે ત્રણ પરીક્ષા પસાર કરી કે બસ, એટલે સુધીજ ! એમ કરવામાંજ તેમની સમસ્ત શક્તિ ખુટી ગઇ જણાય છે, પરંતુ નરેન્દ્રમાં તેમ નથી. તે હસતાં રમતાં સર્વ કામકાજ કરે છે. પરીક્ષા પાસ કરવી એતો એને મનથી જાણે કંઇ બિસાદમાંજ નથી ! જાણે રમતજ ! તે બ્રહ્મ સમાજમાં પણ જાય છે, ત્યાં ભજનો ગાય છે, પરંતુ અન્ય સર્વે બ્રહ્મ સમાજીઓની પેઠે નહિ. તે સાચો બ્રહ્મજ્ઞાની છે. ધ્યાન કરવા બેસે છે તે વખતે તેને જ્યોતિ દર્શન થાય છે. તેથીજ નરેન્દ્ર પર મ્હને આટલો બધો પ્રેમ છે ! ” આ પ્રમાણે સાંભળી મુગ્ધ થઇ નરેન્દ્ર સાથે પરિચય કરવાની ઇચ્છાથી અમે તેમને પૂછ્યું કે: “ પ્રભો ! નરેન્દ્ર ક્યાં રહે છે ? ” ઉત્તરમાં તેમણે કહ્યું: “ નરેન્દ્રએ વિશ્વનાથદત્તનો પુત્ર છે. તે સિમલા રહે છે.” કલકત્તે ગયા પછી તપાસ કરતાં જાણવામાં આવ્યું કે: અમે પેલા એક પાડોશીને મુખથી જેની નિન્દા સાંભળી હતી તે યુવકજ પરમહંસદેવનો પ્રશંસાપાત્ર નરેન્દ્રનાથ હતો ! અમે આશ્ચર્ય પામી વિચાર કર્યો હતો કે: “ કેટલાંક બાહ્ય કાર્ય જોઇનેજ આપણે કોઇ સમયે અન્ય મનુષ્યો માટે કેવા અન્યાય-વિચાર બાંધી બેસીએ છીએ ! ”

ઉપરોક્ત પ્રસંગે એક બીજી વાત પણ આ સ્થળે પ્રસિદ્ધ કરવી અયોગ્ય ગણાશે નહિ. પરમહંસદેવને મુખેથી નરેન્દ્રના ગુણાનુવાદ સાંભળતા પહેલાં કેટલાક મહિના અગાઉ એક બંધુને ત્યાં શ્રીયુત નરેન્દ્રનાથનાં દર્શનનો લાભ થયો હતો. તે દિવસે માત્ર તેમનું દર્શનજ કર્યું હતું. ભ્રમ-ધારણાને વશ થઇ અમે તેમની સાથે વાર્તાલાપ કર્યો નહોતો, પરંતુ તેમની તે દિવસની

ગંભીર વાતો અમારા સ્મરણ પટ ઉપર હજી એટલી બધી તાજી છે કેઃ તેને ઘણો લાંબો સમય થઇ ગયો છે છતાં પણ જાણે તે ગઇ કાલેજ થઇ ન હોય !" એ વાર્તાલાપનું વર્ણન કરતાં પહેલાં અમે જે અવસ્થામાં તે શ્રવણ કરી હતી તે સંબંધી કિંચિદાભાસ વાચકને આપવો એ અમારૂં કર્તવ્ય છે. નહિ તો શ્રીયુત નરેન્દ્ર સંબંધી તે દિવસે અમને કેમ ભ્રમ-ધારણા થઈ હતી તે સમજી શકાશે નહિ.

જે બંધુના ઘરમાં અમે તે દિવસે નરેન્દ્રનાથને દીઠા હતા તેમણે તે સમયે કલકત્તા નજીક સિમલા નામક ગામડામાં ગૌરીમોહન મુખર્જિની લેનમાં નરેન્દ્રના નિવાસભવનની સ્હામેજ એક બે મજલાનું ઘર ભાડે રાખ્યું હતું. સ્કૂલમાં વિદ્યાભ્યાસ કરતી વખતે અમે ચાર પાંચ વર્ષ સુધી સહપાઠી હતા. પ્રવેશિકા પરીક્ષાના બે વર્ષ પહેલાં તેમણે વિલાયત જવા માટે મુંબઇ ગમન કર્યું હતું, પરંતુ અનેક કારણને લીધે સમુદ્રપર ગમન કરવા અસમર્થ થતાં તેઓ એક વર્તમાનપત્રના સમ્પાદક થયા હતા; અને પ્રસંગોપાત બંગાલી લેખો અને કવિતાઓ લખી પુસ્તકો પણ રચતા હતા. કેટલાક સમય પહેલાં તેમણે વિવાહ કર્યો હતો, અને એ બનાવ પછી અનેક લોકોને મુખેથી સાંભળ્યું હતું કેઃ તેમનો સ્વભાવ ઉચ્છૃંખલ થયો છે અને અનેક દુરાચરણ કરીને દ્રવ્યોપાર્જન કરતાં પાછા હઠતા નથી. એ સત્ય છે કે મિથ્યા તે નક્કી કરવા માટે અમે તે દિવસે તેમને ઘેર ગયા હતા.

નોકર જોડે સંદેશો મોકલી અમે બહાર ઓરડામાં ઉભા હતા. એજ સમયે એક યુવકે એકાએક તે ઘરમાં પ્રવેશ કર્યો અને ગૃહસ્વામીનો ઓળખીતો હોય તેમ નિઃસંકોચે, નજીકના એક તકીયા ઉપર અર્ધ શયન કરી એક હિંદી ગાયનનું એક ચરણ ગુણ્ ગુણ્ કરતો ગાવા લાગ્યો. જ્યાં સુધી યાદ છે ત્યાં સુધી કહી શકાશે કેઃ તે ગાયન શ્રીકૃષ્ણ સંબંધી હતું. કારણકે તે ગાયનના "કાનાઇ" અને "બાંસરી" એ બે શબ્દો અમારે કાને સ્પષ્ટ રીતે સંભળાયા હતા. શોખિન નહિ હોવા છતાં પણ યુવકનો પહેરવેશ સ્વચ્છ, વાળનું સુંદર ઓળવું અને ઉન્મત્ત દ્રષ્ટિ સાથે "કાલાર બાંસરી"નું ગાન અને અમારા ઉચ્છૃંખલ બંધુ સાથે ગાઢ સંયોગ કરી લેતાં અમે તેમને

વિશેષ સારી નજરે જોઇ શક્યા નહિ. અમે ત્યાં બેઠા હતા તે તરફ તેણે જરા પણ ધ્યાન નહિ આપતાં નિઃસંકોચે એવી વર્તણુક ચલાવતાં અને પછી બીડી પીતાં જોઇ અમે એવીજ ધારણા કરી લીધી કેઃ આ પણ અમારા ઉચ્છૃંખલ મિત્રનો એક વિશ્વાસુ મિત્ર છે અને આવા યુવકો સાથે મિત્રતા રાખવાને પરિણામેજ તેનું ( અમારા મિત્રનું ) અધઃપતન થયું છે! ગમે તેમ હો, ઓરડામાં અમને બેઠેલા જોવા છતાં પણ તે આ પ્રમાણે વિચિત્ર પ્રકારની ઉદાસીનતા ધારણ કરી અતડા થઇ બેઠા હતા તેથી અમે પણ તેની સાથે વાતચિત કરવાનું ઉચિત જાણ્યું નહિ.

થોડી વાર પછી અમારા બાલ્ય-મિત્ર બહાર આવ્યા, અને ઘણા વખત પછી અમારી સાથે મેલાપ થયેલો હોવા છતાં અમારી સાથે બે ચાર વાતો કર્યા પછી તુર્તજ પેલા નવયુવક સાથે આનંદપૂર્વક અનેક વિષય ઉપર વાતો કરવામાં પ્રવૃત્ત થયા. તેમની આવી વર્તણુક અમને સારી લાગી નહિ. તેમ છતાં તુર્ત રજા લેવી અમને ઉચિત નહિ લાગવાથી સાહિત્યસેવક બંધુ યુવક સાથે અંગ્રેજી અને બંગ સાહિત્ય સંબંધી જે વાતચિત થતી હતી તે અમે સાંભળવા લાગ્યા. ઉચ્ચ પ્રકારનું સાહિત્ય જ યોગ્ય રીતે ભાવપ્રકાશક થશે, એ વિષય ઉપર બન્નેએ ઘણે ભાગે મળતા થઇ વાર્તાનો આરંભ કર્યો હતો છતાં મનુષ્યજીવનની કોઇ પણ પ્રકારની ભાવપ્રકાશક રચનાને સાહિત્ય કહેવું ઉચિત્ છે કે નહિ તે વિષય પરત્વે તેમના વચ્ચે મતભેદ ઉપસ્થિત થયો હતો. જ્યાં સુધી સ્મરણ છે ત્યાં સુધી સર્વ પ્રકારની ભાવપ્રકાશક રચનાને સાહિત્યશ્રેણીમાં ગણવાનો પક્ષ અમારા બંધુએ સ્વીકાર્યો હતો, અને પેલો યુવક તે પક્ષનું ખણ્ડન કરી અમારા મિત્રને સમજાવતો હતો કેઃ સુ અથવા કુ, કોઇ પણ પ્રકારનો ભાવ યથાર્થ રીતે પ્રકટ કરવા છતાં પણ તેની રચના જો સુરૂચિપૂર્ણ અથવા કોઇ પ્રકારના ઉચ્ચ આદર્શની સ્થાપક ના થાય તો તેને કદી પણ ઉચ્ચ અંગના સાહિત્યશ્રેણીમાં ગણી શકાય નહિ! પોતાના પક્ષનું સમર્થન કરતાં યુવકે તે વખતે ચોસર " ( Chaucer )થી આરંભ કરી જેટલા સુવિખ્યાત અંગ્રેજ અને બંગાલી સાહિત્યસેવકોનાં પુસ્તકો હતાં તેનો ઉલ્લેખ કરી એક પછી એક બતાવવા માંડયું કે તેમણે એ પ્રમાણે રચના

કર્યાથીજ તેઓ સાહિત્ય જગતમાં અમરત્વ પ્રાપ્ત કરી ગયા છે. ઉપસંહાર કરતાં યુવકે કહ્યું, કેઃ સુ અથવા કુ, સર્વ પ્રકારના ભાવ જાણવા છતાં પણ મનુષ્ય પોતાના અંતરના મુખ્ય આદર્શોને પ્રકટ કરવાનો યત્ન કરી રહ્યા છે. આદર્શોનું જ્ઞાન પ્રાપ્ત કરી તેને પ્રકટ કરવું, એ માટેજ મનુષ્ય સમાજમાં આટલો બધો મતભેદ થઇ રહ્યો છે. સાધારણ મનુષ્યો, રૂપરસાદિ સર્વ ભોગો-નેજ નિત્ય અને સત્ય માની તેની પ્રાપ્તિનેજ સર્વદા જીવનનો ઉદ્દેશ માની નિશ્ચિંત થઇ બેઠા છે. They idealise what is apparently read. તેમનામાં અને પશુમાં બહુ થોડોજ ભેદ કહી શકાશે. એમના દ્વારા ઉચ્ચ અંગના સાહિત્યની સૃષ્ટિ કદી પણ થઇ શકશે નહિ. વળી બીજા એક પ્રકારનાં મનુષ્યો છે કેઃ જેઓ નિત્ય ભોગ–સુખાદિની પ્રાપ્તિમાં સંતોષ નહિ માનતાં સર્વ ઉચ્ચમાં ઉચ્ચ આદર્શનો અંતરમાં અનુભવ કરી સર્વ બાહ્ય વિષયોને તેજ સાંચામાં ઢાળી તૈયાર કરવાનો વ્યાકુળ ચિત્તે યત્ન કરી રહ્યા છે–They want to realise the ideal–એવા પ્રકારનાં મનુષ્યોજ યથાર્થ સાહિત્યની સૃષ્ટિ રચી શકે છે. તેમનામાં વળી જેઓ સર્વોચ્ચ આદર્શ-અવલમ્બન કરી તે જીવનમાં ઉતારવા મથે છે તેમને સર્વદા સંસારની બહાર જઇ ઉભા રહેવું પડે છે. એવો આદર્શ જીવનમાં પૂર્ણ રીતે ઉતારતાં દક્ષિણે-શ્વરના પરમહંસદેવનેજ મ્હેં કેવળ માત્ર દીઠા છે. તેથીજ હું તેમના ઉપર અતિશય શ્રદ્ધા રાખું છું.”

યુવકનું આવું ગંભીર–ભાવપૂર્ણ વાક્ય અને પાણ્ડિત્ય જોઇ તે દિવસે અમને આશ્ચર્ય ઉત્પન્ન થવા છતાં અમારા મિત્ર સાથે તેનો ગાઢ સંબંધ જોઇ, તેના શબ્દો સાથે તેના કાર્યનું મિલન નહિ જોવાથી અમે દિલગીર થયા હતા. ત્યાર પછી અમે રજા લઇ ત્યાંથી ચાલ્યા ગયા હતા. એ પછી કેટ-લાક દિવસ વીતતાંજ અમે પરમહંસદેવને શ્રીમુખેથી શ્રીયુત નરેન્દ્રના ગુણા-નુવાદ સાંભળી મુગ્ધ થઇ તેની સાથે ઓળખાણ કરવા માટે તેને ઘેર ગય હતા, અને અમારા મિત્રના ઘરમાં અમે ઉચ્છૃંખલ માની લીધેલા, ગાન ગાતા, બીડી ફૂંકતા, અતડા થઇ બેઠેલા યુવકનેજ પરમહંસદેવનો પ્રિય નરેન્દ્ર જાણી અમે વિસ્મય સાગરમાં નિમગ્ન થયા હતા!

વિચિત્ર સ્વભાવ સમ્પન્ન—પરસ્પર કાનો કાન સાંભળેલી વાતોને મહત્વ આપનાર મનુષ્યો, નરેન્દ્રનાથના એ પ્રમાણે બાહ્ય આચરણો જોઇ તેને દાંભિક, ઉદ્ધત અને અનાચારી વગેરે વિશેષણો આપી તેવોજ માની બેસવા છતાં પરમહંસદેવે ભૂલેચૂકે પણ તેને માટે એવો વિચાર કર્યો નહોતો. પ્રથમ દર્શન સમયેજ તેઓ જાણી શકયા હતા કેઃ નરેન્દ્રનો દમ્ભ અને ઉદ્ધતતા, એ તેના અંતઃકરણમાં રહેલી અસાધારણ માનસિક શક્તિયોના ફળ સ્વરૂપ, વિશાળ આત્મ વિશ્વાસમાંથીજ ઉદય પામે છે, તેનું નિરંકુશ સ્વતંત્ર આચરણ એ તેના સ્વાભાવિક આત્મ સંયમનો પરિચય આપે છે, એ સિવાય અન્ય કાંઇજ નથી. લોકો દ્વારા માન મેળવવાની ઉદાસિનતા, એ તેના પવિત્ર સ્વભાવના આત્મ પ્રસાદમાંથીજ ઉત્પન્ન થાય છે. તેમણે જાણ્યું હતું કેઃ સમય આવતાંજ નરેન્દ્રનો અસાધારણ સ્વભાવ, સહસ્ત્ર દળ કમળની પેઠે સંપૂર્ણ વિકસિત થઇ અનુપમ ગૌરવ યુક્ત અને મહિમા યુક્ત થઇ રહેશે. તે સમયે તાપદગ્ધ સંસારના સંઘર્ષમાં આવતાં તેનો એ દમ્ભ અને ઉદ્ધતપણું અસીમ કરૂણાના આકારમાં બદલાઇ જશે. તેનું સ્વતંત્ર આચરણ સંયમરૂપ હદમાં સર્વથા અવસ્થિત રહી યથાર્થ સ્વતંત્રતા પ્રાપ્તિનો તેજ એક માર્ગ છે એવું અન્યને દર્શાવશે.

તેટલા માટેજ જોઇ શકાય છે કેઃ પ્રથમ પારચય થયો તે દિવસથીજ પરમહંસદેવ સર્વ મનુષ્યોના સમક્ષ નરેન્દ્રની શત મુખે પ્રશંસા કરતા હતા. પ્રકટ રીતે સર્વદા પ્રશંસા પ્રાપ્ત કરવાથી દુર્બળ મનમાં અહંકારની વૃદ્ધિ થઇ તેને વિનાશને માર્ગે લઈ જાય છે, એ સૂત્ર પરમહંસદેવ સારી પેઠે જાણતા હતા એમ છતાં તેમણે એ નિયમનો ભંગ કર્યો હતો. તેનું કારણ એ હતું કેઃ તેઓએ નિશ્ચય પૂર્વક જાણી લીધું હતું કેઃ નરેન્દ્રનું હૃદય-મન નિત્ય એ દુર્બળતાથી ઘણે ઉંચે અવસ્થાન કરે છે. એ વિષયક એક દ્રષ્ટાંતનો આ સ્થળે ઉલ્લેખ કરવાથી તે વિષય વાંચકો બરાબર સમજી શકશેઃ—

મહા મનસ્વી શ્રીયુત કેશવચન્દ્રસેન, શ્રીયુત વિજયકૃષ્ણ ગોસ્વામી, વગેરે પ્રતિષ્ઠાવાન બ્રહ્મ સમાજના નેતાઓ પરમહંસદેવ પાસે એક દિવસ આવી બેઠા હતા. યુવક નરેન્દ્ર પણ ત્યાં બેઠો હતો. પરમહંસદેવ ભાવમુખે

( અર્ધ સમાધિ જેવી સ્થિતિમાં ) અવસ્થિત થઇ પ્રસન્ન મનવડે કેશવ અને વિજય તરફ દ્રષ્ટિ કરવા લાગ્યા. ત્યાર પછી નરેન્દ્રનાથ તરફ દ્રષ્ટિ આકર્ષાતાંજ તેના ભાવી જીવનનું ઉજ્જવલ ચિત્ર તેમના માનસ–પટ ઉપર સહસા અંકિત થયું, અને તેની સાથે કેશવ વગેરે વ્યક્તિયોનાં બદલાયલાં જીવનની તુલના કરી તેઓ પરમ સ્નેહપૂર્વક નરેન્દ્રના મન નિરીક્ષણ કરવા લાગ્યા. પરમહંસદેવે કહ્યું કેઃ " મ્હારા જોવામાં આવ્યું છે કેઃ કેશવ જે એક પ્રકારની શક્તિના વિશેષ ઉત્કર્ષથી જગદ્વિખ્યાત થયો છે, તેવીજ અરાડ શક્તિયો નરેન્દ્રના હૃદયમાં પૂર્ણરૂપે વિદ્યમાન છે. વળી જોઈ શકયો છું કેઃ કેશવ અને વિજયનું હૃદય દીપશિખાની પેઠે જ્ઞાનાલોકવડે ઉજ્વલ થઇ રહ્યું છે." પણ ત્યાર પછી નરેન્દ્રના તરફ જોઇ જણાવ્યું કેઃ "તેના હૃદયમાં જ્ઞાન–સૂર્ય ઉદય પામ્યો છે અને તેણે માયા મોહનો સમૂળો નાશ કર્યો છે ! " અંતર્દ્રષ્ટિ શૂન્ય, દુર્બળ મનનાં માનવીઓ પરમહંસદેવના શ્રી-મુખેથી એવી પ્રશંસા સાંભળી અહંકારમાં ફુલી જઇ મૂછે તાવ દે પરંતુ એ સાંભળી નરેન્દ્રના મનમાં ઉલટું સંપૂર્ણ વિપરીત પરિણામ ઉપજ્યું. તેમનું અલૌકિક અંતર્દ્રષ્ટિ સમ્પન્ન મન પોતાનાં હૃદયમાં ડૂબકી મારી શ્રીયુત કેશવ અને વિજયના અશેષ સદ્‌ગુણો સાથે પોતાની તાત્કાલિક માનસિક સ્થિતિની પક્ષપાત રહિત તુલના કરવામાં પ્રવૃત્ત થયું, અને પોતાને એવી પ્રશંસાને માટે અયોગ્ય જાણી પરમહંસદેવના કથનનો તીવ્ર પ્રતિવાદ કરતાં કહ્યું કેઃ "પ્રભો ! આપ એ શું કહો છો ? લોકો આપનું એવું કથન સાંભળી આપને નક્કી ગાંડા કહેશે. કયાં જગદ્ વિખ્યાત કેશવ અને મહામતિ વિજય અને કયાં મ્હારા જેવો એક સ્કૂલનો તુચ્છ વિદ્યાર્થી ! આપ તેમની સાથે મ્હારી તુલના કરી હવે પછી કદી પણ એ શબ્દો બોલશો નહિં. " એ સાંભળી પરમહંસદેવ તેના ઉપર સંતુષ્ટ થઇ બોલ્યા કેઃ " શું કરૂં ભાઇ ! તું એમ જાણે છે કેઃ હું એ પ્રમાણે બોલ્યો છું ? માએ ( શ્રી જગદમ્બાએ ) મ્હને એવું દ્રષ્ય બતાવ્યું તેથી હું એવું બોલ્યો છું. માતા તો મ્હને સત્ય સિવાય અસત્ય દ્રષ્ય કદી પણ બતાવતાં નથી. તેથીજ ત્હને એવું કહ્યું છે."

" માતાજીએ બતાવ્યું છે અને બોલાવ્યું છે. " એમ કહીને પરમ-

હંસદેવ નરેન્દ્રના હાથમાંથી સર્વદા છુટી જવા પામતા એમ નહોતું. તેમનાં એવાં દ્રષ્યોની સત્યતા ઉપર શંકાશીલ થઇ, સ્પષ્ટવાદી નિર્ભય નરેન્દ્ર અનેક સમય બોલી ઉઠતો કેઃ "મા બતાવે છે કે પછી આપના મગજના તરંગો-માંથી એ બધું ઉત્પન્ન થાય છે તે કોણ કહી શકે એમ છે? મ્હને જો એવો અનુભવ થતો હોત તો હું ખાત્રી પૂર્વક કહી શકત કેઃ મ્હારા મગ-જના તરંગોને લીધેજ હું એવું જોઇ શકું છું. પાશ્ચાત્ય વિજ્ઞાન અને દર્શન-શાસ્ત્રે નક્કી કર્યું છે કે, ચક્ષુ–કર્ણાદિ ઇન્દ્રિયો આપણને અનેક સમયે ઠગે છે. તે ઉપરાંત ખાસ કોઇ વિષયોનાં દર્શનની વાસના આપણા મનમાં સતત જાગૃત હોય છે તો પછી પૂછવુંજ શું? તેઓ (ઇન્દ્રિય ગ્રામ) આપણને ડગલે ડગલે ઠગે છે. આપ મ્હારા ઉપર પ્રેમ રાખો છો, અને સર્વ વિષયમાં મ્હને ઉચ્ચ પદે જોવાની ઇચ્છા રાખો છો, તેથીજ કદાચ આપને એવા પ્રકારનાં દ્રષ્યો જણાતાં હશે."

એટલું બોલી શ્રીયુત નરેન્દ્રે પાશ્ચાત્ય–શરીર વિજ્ઞાનમાં સ્વસંવેદ્ય દર્શન-સમૂહ સંબંધી જે અનુસંધાન અને ગવેષણા છે અને જે પ્રકારે તે સર્વને ભ્રમપૂર્ણ પ્રમાણિત કરવામાં આવ્યું છે તે સર્વ વિષયો, જૂદાં જૂદાં દ્રષ્ટાંત દ્વારા પરમહંસદેવને સમજાવવા પ્રસંગોપાત યત્ન કરતા હતા. પરમહંસદેવનું મન જે સમયે ઉચ્ચ–ભાવ–ભૂમિ પર અવસ્થાન કરતું તે સમયે નરેન્દ્રની એવી બાલ–ચેષ્ટાને માત્ર સત્યનિષ્ઠાનો પરિચય આપનાર માની તેઓ તેના ઉપર અધિક પ્રસન્ન થતા, કિંતુ સાધારણ ભાવ–ભૂમિમાં રહેતા તે સમયે નરેન્દ્રની સર્વ તીક્ષ્ણ યુક્તિ, પરમહંસદેવના બાળક જેવા સ્વભાવના સરળ મનને વશ કરી લઇ ક્વચિત્ ક્વચિત્ ઉંડા વિચારમાં નાંખી દેતી. તે સમયે મુગ્ધ મને તેઓ વિચાર કરતા કેઃ "તેથી સ્તો! કાયમનોવાક્ય વડે સત્યપરા-યણ નરેન્દ્ર, અસત્ય બોલે એવો તો માણસજ નથી. વળી તેના જેવા દ્રઢ સત્યનિષ્ઠ મનુષ્યોના મનમાં સત્ય સિવાય મિથ્યા સંકલ્પનો ઉદયજ થાય નહિ એવું શાસ્ત્રમાં છે, ત્યારે શું હું જે અદ્દભૂત દ્રષ્યો જોઉં છું તે ભ્રમણા હોવાનો સંભવ છે?" વળી વિચાર કરતાઃ "મા (શ્રી જગદમ્બા) મ્હને સત્ય સિવાય કદીપણ અસત્ય દ્રષ્ય બતાવતાંજ નથી, અને તેમના શ્રી મુખ-

માંથી મ્હને વારંવાર આશ્વાસન પણ મળ્યું છે. ત્યારે સત્યવક્તા, સત્યનિષ્ઠ નરેન્દ્ર, મ્હને થતાં દ્રષ્ય–દર્શન મગજના તરંગમાંથી ઉત્પન્ન થાય છે એવું શા માટે બોલે છે? શા માટે તેનું મન, એવું બોલતી વખત એ સર્વને સત્ય માની લેતું નથી?",

એવી ભાવના કરતા પરમહંસદેવ મીમાંસાને માટે અંતે શ્રી જગદમ્બાને પૂછતા અને "તેનું (નરેન્દ્રનું) કથન સાંભળે છે શું કરવા! થોડા દિવસ પછી તે (નરેન્દ્ર) બધી વાતોને સત્ય તરીકે માનશે." એવી આશ્વાસન વાણી તેમના શ્રી મુખમાંથી સાંભળતા ત્યારેજ તેઓ નિશ્ચિંત થઈ શકતા. આ સ્થળે દ્રષ્ટાંત સ્વરૂપ એક દિવસના બનાવનો ઉલ્લેખ કરવાથી વાચકોને ઉપરોક્ત વિષય બરાબર સમજાશેઃ—

તે સમયે કુચ બિહાર–વિવાહ પ્રસંગને લીધે મતભેદ થતાં બ્રાહ્મણો બે વિભાગમાં વહેંચાઇ ગયા હતા, અને સાધારણ બ્રાહ્મ સમાજની પ્રતિષ્ઠા કેટલાંક વર્ષથી ઓછી થઈ ગઇ હતી. નરેન્દ્રનાથ શ્રીયુત કેશવ પાસે પ્રસંગોપાત આવ જા કરતા હતા છતાં સાધારણ સમાજમાંજ નિયમિત રીતે ભાગ લેતા અને રવિવારને દિવસે ઉપાસના સમયે ત્યાં ભજન વિગેરે પણ કરતા. કોઇ કારણવશાત્ નરેન્દ્ર આ સમયે બે એક અઠવાડીયાં સુધી દક્ષિણેશ્વર પરમહંસદેવ પાસે જઇ શક્યો નહોતો. તેથી નિરાશ થયા પછી નિશ્ચય કર્યો કેઃ કલકત્તે જઈ નરેન્દ્રને મળી આવવું. પછી લક્ષ્યમાં આવ્યું કેઃ આજે તો રવિવાર છે. નરેન્દ્ર કદાચ કોઇને મળવા બહાર નીકળી ગયો હશે, અને કલકત્તે જવા છતાં પણ તેનો મેળાપ નહિં થાય. એમ ધારી તેમણે નિશ્ચય કર્યો કેઃ સાધારણ બ્રાહ્મ સમાજમાં સન્ધ્યોપાસના સમયે તે ગાયન ગાવા નક્કી આવશે, ત્યાં જવાથી તેનો મેળાપ થશે. વળી વિચાર્યું કેઃ એકાએક સમાજમાં જવાથી બ્રાહ્મ–ભક્તોને અસંતોષનું કારણ તો નહિ થવાય? બીજી ક્ષણે વિચાર્યું કેઃ કેમ વારૂ? કેશવની સમાજમાં કેટલીએ વખત ઉપસ્થિત થતાં તે લોકોમાં તો સંતોષ સિવાય અસંતોષ જોવામાં આવ્યો નથી, અને વિમળ, શિવનાથ વગેરે સાધારણ સમાજના નેતાઓ દક્ષિણેશ્વરમાં એ પ્રમાણે અત્યાર પહેલાં અનેક વખત આવી ગયા છે. પરમહંસદેવનાં સરલ મને એ પ્રમાણે સરલ

વિચાર કરી લીધો તેમ છતાં તેઓ એક વિષયનું સ્મરણ કરતાં ભૂલી ગયા. તેમના સંસર્ગમાં આવ્યા પછી શ્રીયુત કેશવ અને વિજયના ધર્મ સંબંધી મતનું પરિવર્તન ધ્યાનમાં લઇ શિવનાથ વગેરે, સાધારણ બ્રાહ્મ સમાજના અનેક સભાસદોએ પહેલાંની પેઠે તેમની પાસે જવાનું બંધ કર્યું હતું તે વાત પરમ- હંસદેવના મનમાં ક્ષણ વારને માટે પણ ઉદય પામી નહિ. ન થાય એ બનવા જોગજ હતું કારણ, ઇશ્વર પ્રત્યે તીવ્ર પ્રેમ ઉત્પન્ન થતાં માનવ-મન જેટલી ઉચ્ચ ભૂમિકામાં આરોહણ કરી તેનું પૂર્ણ કૃપા-સૌભાગ્ય પ્રાપ્ત કરવાના અધિકારી થશે તેમ તેમ તેના તે પહેલાંના સર્વ ધર્મ સંબંધી વિચારો બદલાઇ જશે. એ વિષયની સત્યતા તેઓએ જીવન પર્યંત અણુએ અણુમાં ઠસાવી લીધી હતી. સત્ય પ્રિય બ્રહ્મસમાજીઓ એ સત્ય સ્થાપનને માટેજ આટલા દિવસથી સંગ્રામ કરતા આવતા હતા. પણ પોતે મેળવેલું-સત્ય-આધ્યાત્મિક જ્ઞાન બતાવવા જતાં તેઓ ભિન્ન માર્ગે ચઢી જાય છે એ તેઓ સમજી શકે શી રીતે ?"

સન્ધ્યાનો સમય થયો હતો. એક સો બ્રાહ્મ ભક્તના પવિત્ર હૃદયોચ્છ્વાસ "**સત્યં જ્ઞાન મનન્તું બ્રહ્મ** ઇત્યાદિ મંત્રની સહાયતાથી ઉર્દ્ધમાં ગાજી શ્રી ભગવાનના શ્રીપાદપદ્મમાં મિલિત થવા લાગ્યો. ક્રમે ઉપાસના અને ધ્યાન સમાપ્ત કરી ઇશ્વરપ્રેમી આધ્યાત્મિક જ્ઞાનની વૃદ્ધિને માટે વેદી આચાર્ય ઉપરથી બ્રહ્મ મંડળીને સંબોધન કરી ઉપદેશ પ્રદાન કરવા લાગ્યા. એ સમયે અર્ધ બાહ્ય સમાધિ સમ્પન્ન પરમહંસદેવ બ્રાહ્મ મંદિરમાં પ્રવેશ કરી વેદિકા ઉપર ઉભા રહેલા આચાર્ય પાસે જવા લાગ્યા. ત્યાં એકત્ર થયેલા મનુષ્યો- માંના અનેકે તેમને પ્રથમ ઘણી વાર જોયા હતા, તેથી તેમના આગમનની વાર્તા ત્યાં બેઠેલા સર્વ મનુષ્યોમાં સત્વર પ્રચાર પામી અને જેઓએ અત્યાર પહેલાં તેમનાં દર્શન કર્યાં નહોતાં તેમાંના કોઇ ઉભા થઇને અને કોઇ બેંચ ઉપર ઉભા થઇને તેમનાં દર્શન કરવા લાગ્યા. આ પ્રમાણે સર્વ સભાસદોમાં ગડબડ મચી રહેવાથી આચાર્ય પોતાનું કાર્ય કરવા અસમર્થ થયા અને ભજન મંડળીમાં બેઠેલો નરેન્દ્રનાથ, પરમહંસદેવ જે કારણને લીધે ત્યાં એકાએક પધાર્યા હતા તે સમજી જઇ તેમની પાસે આવી ઉભો, પરંતુ વેદીપર ઉભેલા

આચાર્ય કિંવા સમાજના અન્ય કોઇ નેતા સભાસદે આવી પરમહંસદેવને આદરપૂર્વક બોલાવવાનું તો દૂર રહ્યું પણ ઉલટું તેમને વિજયકૃષ્ણ વગેરે બ્રાહ્મ નેતાઓ વચ્ચે મતદ્વૈધ ઉપસ્થિત કરવાના કારણરૂપ માની લઇ તેમના તરફ સાધારણ શિષ્ટાચાર બતાવવામાંથી પણ તે દિવસે બ્રાહ્મ સમાજીઓ ઉદાસીન રહ્યા !

પરમહંસદેવ તો કોઇ પણ દિશામાં લક્ષ્ય નહિ આપતાં વેદીની પાસે આવી ઉભા રહ્યા અને સમાધિસ્થ થઇ ગયા. તે સમયે તેમની એ અવસ્થા જોવા માટે ત્યાં હાજર રહેલા મનુષ્યોનો આગ્રહ વૃદ્ધિ પામવાથી પ્રથમની ગડબડમાં વૃદ્ધિ થવા સિવાય તેમાં શાંતિ પ્રસરી નહિ અને તેનું નિવારણ કરવું અસમ્ભવિત જણાયાથી, એકત્ર થયેલા ટોળાંને વિખેરી નાંખવાની ઇચ્છાથી સમાજ મંદિરમાં ગ્યાસના લગભગ સમસ્ત દીપક ઓલવી નાંખવામાં આવ્યા. પરિણામે મંદિરની બહાર જવા માટે એકત્ર થયેલા લોકના ટોળામાં મ્હોટું ધાંધલ ઉપસ્થિત થયું.

સમાજના કોઇ પણ સભાસદે પરમહંસદેવનો આદરસત્કાર કર્યો નહિ એ જોઇ શ્રીયુત નરેન્દ્રનાથ તે સમયથીજ દિલગીર થયા હતા અને અંધકારમાં પરમહંસદેવને બહાર શી રીતે લઇ જવા તેનો વિચાર કરતાં કરતાં તેઓ સ્તબ્ધ બન્યા હતા. પરંતુ સમાધિ ઉતરી કે તુર્તજ તેમણે મંદિરના પાછલા દ્વારમાં થઇને પરમહંસદેવને બહાર લઇ જઇ તેમની સાથે ગાડીમાં બેસી તેમને દક્ષિણેશ્વર પહોંચાડી દીધા. નરેન્દ્ર કહેતા કેઃ " તે દિવસે મ્હારે માટે પરમહંસદેવને અપમાનિત થતા જોઇ મ્હારા મનમાં કેટલું બધું કષ્ટ ઉત્પન્ન થયું હતું તેનું વર્ણન કરવું અશક્યજ છે ! એ કાર્યને માટે તેમને તે દિવસે કેટલો બધો તિરસ્કાર સહન કર્યો હતો, પરંતુ તેમણે પૂર્વોક્ત બનાવથી દિલગીર થવું કે મ્હારા કહેવા તરફ ધ્યાન આપવું, એ બેમાંનું એકે કર્યું નહિ !

" મ્હારા ઉપરના પ્રેમને લીધે તેઓ એ પ્રમાણે પોતાના તરફ કિંચિત્ પણ લક્ષ્ય રાખતા નથી, એ જોઇ તેમના ઉપર કઠોર—કટુ વાક્યનો પ્રયોગ કરવામાં પણ હું પાછો પડતો નહિ ! મ્હેં કહ્યું હતું કેઃ પુરાણોમાં

છે કેઃ ભરત રાજા " હરિણુ " નો વિચાર કરતાં કરતાં મૃત્યુ પામ્યા હતા તેથી " હરિણુ " થયા હતા. એ વાત જો સત્ય હોય તો આપે મ્હારે માટે આટલી બધી ચિન્તા કરતાં પહેલાં તેના પરિણામનો વિચાર કરી સાવચેત રહેવું ઉચિત છે!" મ્હારા શબ્દો સાંભળી બાળકના જેવા સરલ પરમહંસ-દેવ, વિશેષ ચિન્તાતુર બન્યા. તેમણે ઉત્તર દીધોઃ " યોગ્ય કહ્યું પણ તેથી થયું શું? હું તો તને દીઠા વિના રહી શકતો નથી તેનું કેમ?" દારૂણ ક્લેશયુક્ત થઇ પરમહંસદેવ માતાજીને ( શ્રી જગદમ્બાને ) તે વાત જણા-વવા ગયા અને થોડીવાર પછી પાછા આવી બોલ્યાઃ " જા, બેવકુફ! હું ત્હારૂં કથન નહિં સાંભળું. માએ કહ્યું કેઃ તું એને ( નરેન્દ્રને ) સાક્ષાત્ નારાયણ સ્વરૂપ ગાને છે તેથીજ તેના ઉપર ત્હને પ્રેમ આવે છે. જે દિવસે તું એને ( નરેન્દ્રને ) નારાયણ સ્વરૂપ જોઇ શકશે નહિં તે દિવસથી પછી તું એનું મુખ જોઇ શકશો નહિ!"

" આ પ્રમાણે અમે અત્યાર પહેલાં જેટલું સમજાવ્યું હતું તે સર્વ પરમહંસદેવે એકજ દ્રષ્ટાંતમાં તે દિવસે ઉડાવી દીધું હતું. "

નરેન્દ્રનાથનું પવિત્ર હૃદય-મન ઉચ્ચ ભાવ સમૂહનો આશ્રય લઇ કાર્ય કરવા સર્વદા અગ્રસર થતું તે વાત પરમહંસદેવની તીક્ષ્ણ દ્રષ્ટિ પ્રથમ દિવ-સથીજ જાણ કરી શકી હતી. તેટલા માટેજ નરેન્દ્ર સાથે પરમહંસદેવનું નિત્યનું આચરણ અન્ય પ્રકારનું જોવામાં આવતું. ભગવદ્ભક્તિમાં હાનિ થવાનો સંભવ જાણી આહાર, વિહાર, શયન, નિદ્રા, જપ, ધ્યાનાદિ સર્વ પ્રકારના વિષયોમાં પરમહંસદેવ પોતે જૂદા જૂદા નિયમો પાળતા અને પોતાના સર્વ ભક્તોને તેજ પ્રમાણે વર્તવા સર્વદા ઉત્સાહ પ્રેરતા. તેઓ નિઃસંકોચે સર્વના સમક્ષ એ વાત પુનઃ પુનઃ સ્પષ્ટ રીતે બોલતા કેઃ " શ્રીયુત નરેન્દ્ર એ સર્વ નિયમોનું ઉલંઘન કરશે, તોપણ કસી અડચણ નથી! નરેન્દ્ર " નિત્ય-સિદ્ધ, નરેન્દ્ર ધ્યાન સિદ્ધ છે. નરેન્દ્રના હૃદયમાં જ્ઞાનાગ્નિ સર્વદા પ્રજ્વલિત રહેતો હોવાથી સર્વ પ્રકારના આહાર-દોષને તે ભસ્મીભૂત કરી દેછે. તે માટેજ જ્યાં ત્યાં જે મળે તે ભોજન કરવા છતાં પણ તેનું મન કલુષિત અથવા ક્રોધી થશે નહિ. જ્ઞાન-ખડ્ગની સહાયતાથી તે માયામય

સમસ્ત બન્ધનના નિત્ય કટકેકટકા કરી નાખે છે, તેટલા માટેજ મહામાયા કોઇ પણ પ્રકારે, તેને પોતાના સ્વાધિનમાં લાવી શકતી નથી." નરેન્દ્ર સંબંધી આ પ્રમાણે અમે કેટલીએ વાતો પરમહંસદેવને શ્રીમુખેથી નિત્ય સાંભળવા પામતા તે વખતે વિસ્મયસાગરમાં નિમગ્ન થઇ જતા!

મારવાડી ભક્તજનો પરમહંસદેવનાં દર્શન કરવા આવતા તે વખતે મિસરી, પસતાં, બદામ, કિસમિસ, વગેરે નાના પ્રકારનાં નૈવેદ્ય તેમને સમર્પણ કરી જતા. પરમહંસદેવ તેમાંનું કિંચિત્ પણ ગ્રહણ કરતા નહિ. આસપાસ બેઠેલા ભક્તોને પણ આપતા નહિ. તેઓ કહેતા કે: "તેઓ (મારવાડીઓ) નિષ્કામ ભાવે દાન કરવું જાણતા નથી. સાધુને એક પાનની પટ્ટી ખવડાવી દાન કરતી વખતે પણ સોળ પ્રકારની કામના તેની સાથે બાંધીને આપે છે! એ પ્રમાણે સકામ દાતાના અન્નનું ભોજન કરવામાં આવે તો ભક્તિમાં હાનિ પહોંચે!" તે વખતે પ્રશ્ન ઉઠયો કે: "તેમના આપેલા પદાર્થોનું શું કરવું?" પરમહંસદેવે ઉત્તર દીધો: "જાઓ, એ બધું નરેન્દ્રને આપી દો. તે એ બધાનો આહાર કરશે તો પણ તેને કોઇ પ્રકારની હાનિ થશે નહિ."

એક દિવસ નરેન્દ્ર હોટલમાં આહાર લઇ આવ્યા પછી બોલ્યો: "મહારાજ! આજે હૉટલમાં સર્વે લોકો જેને અખાદ્ય બોલે છે તેજ હું ખાઇ આવ્યો છું." પરમહંસદેવે જાણી લીધું કે: બહાદુરી બતાવવા માટે તે આવું બોલતો નથી, પરંતુ તેણે એવું કામ કર્યું છે. એમ જાણી તેનો સ્પર્શ કરવા માટે અથવા તેમના ઘરમાંનાં ઘડો-લોટો વગેરે વાસણોનો ઉપયોગ કરવા આપતાં તેમને જો કોઇ જાતનો વાંધો હોય તો તેમને (ગુરૂદેવને) પ્રથમથીજ સાવધાન કરી શકાય એ હેતુથીજ તે એવું કહે છે. એમ સમજી તેમણે કહ્યું: "તને તેમાં દોષ લાગશે નહિ. માંસાદિનો આહાર કરીને પણ જો કોઇ મનુષ્ય ભગવાનમાં ચિત્ત રાખે તો તે હવિષ્યાન્ન બરાબર છે અને વનસ્પતિનો આહાર કરીને પણ જો કોઇ મનુષ્ય વિષય-વાસનામાં ડૂબ્યો રહે તો તેથી તે માંસાદિકના આહાર કરતાં કોઇ પણ અંશે ન્યૂન નથી. તેં અભક્ષ્ય ભક્ષણ કર્યું છે તેથી મ્હારા મનમાં કાંઇ પણ લાગણી થતી નથી, પરંતુ (બીજા બેઠેલાઓને બતાવી બોલ્યા) આ બધામાંથી કોઇએ આવી એવી વાત કહી હોત તો તેનો સ્પર્શ સુદ્ધાં કરત નહિ!"

આ પ્રમાણે પ્રથમ દર્શન સમયથીજ નરેન્દ્રે, પરમહંસદેવનો જેવો પ્રેમ પ્રશંસા અને સર્વ વિષયમાં સ્વતંત્રતા પ્રાપ્ત કરી હતી તે વાંચકોને યથાસ્થિત રીતે સમજાવવું એ એક પ્રકારે સાધ્યાતીત જણાય છે. મહાનુભવ શિષ્યની આંતરિક શક્તિનું આટલું બધું સન્માન જાળવીને તેની સાથે સર્વ વિષયમાં આચરણ કરવું એ જગદ્ગુરૂઓના જીવન-ઇતિહાસમાં અન્યત્ર ક્યાંય પણ જોઇ શકાશે કે કેમ તેનો સંદેહજ છે. પરમહંસદેવ મનની સર્વ વાતો નરેન્દ્રનાથને કહ્યા વિના નિશ્ચિંત થઇ શકતા નહિ. સર્વ વિષયમાં તેનો મત લેવા તૈયાર થતા, તેની સાથે વાદવિવાદ કરાવીને ત્યાં એકત્ર થયેલા અન્ય મનુષ્યોની બુદ્ધિ, અને વિશ્વાસબળની પરીક્ષા કરી લેતા, અને યોગ્ય રીતે પરીક્ષા કર્યા સિવાય કોઇ પણ વિષયને સત્ય સમજી ગ્રહણ કરવા માટે તેને કદી પણ આગ્રહ કરતા નહિ. કહેવુંજ પડશે કેઃ પરમહંસદેવનાં એવાં આચરણે, શ્રીયુત નરેન્દ્રનો આત્મવિશ્વાસ, પુરૂષાર્થ, સત્યપ્રિયતા, અને શ્રદ્ધાભક્તિને સ્વલ્પ સમયમાંજ સેંકડો ધારાઓ દ્વારા વધારી મૂકી, અને તેમના અસીમ વિશ્વાસ અને પ્રેમે દુર્ભેદ્ય કિલ્લાની પેઠે ચારે દિશામાં ફરી વળી અસીમ સ્વતંત્રતાપ્રિય નરેન્દ્રનાથનું, તેની અજાણતામાંજ સર્વ પ્રકારના ક્ષોભ, અને હીન આચરણના હાથમાંથી સર્વત્ર નિત્ય રક્ષણ કર્યું હતું. આ પ્રમાણે પ્રથમ દર્શનના દિવસ પછી એક વર્ષ જેટલો સમય વ્યતીત થતાં ન થતાંમાં તો શ્રીયુત નરેન્દ્રે, પરમહંસદેવના પ્રેમ માટે ચિરકાલને માટે પોતાનો આત્મા વેચી દીધો હતો, કિન્તુ પરમહંસદેવના નિઃસ્વાર્થ પ્રેમપ્રવાહે તેને ધીમે ધીમે એ માર્ગે કેટલે વેગળે સુધી વધાર્યો હતો તે શું નરેન્દ્ર સંપૂર્ણ રીતે સમજી શક્યો હતો ? કદાચ નહિજ સમજ્યો હોય. કદાચ પરમહંસદેવનો અપાર્થિવ પ્રેમ પ્રાપ્ત કરવાથી પૂર્વે અનુભવેલો નહિ એવા વિશુદ્ધ આનન્દમાં તેનું હૃદય નિરન્તર પૂર્ણ અને પરિતૃપ્ત રહેવા છતાં પણ તે કેટલે દરજ્જે દુર્લભ અને દેવવાંચ્છિત પદાર્થ છે તેની, સ્વાર્થી અને કઠોર સંસારના રગડામાં આવી તુલના કરતાં વિશેષ રૂપે સમજવાનું હજી પણ તેને માટે કિંચિત્ બાકી રહ્યું હતું. ગમે તેમ હો, પણ પૂર્વોક્ત સર્વ વિષય વાચકોને સમજાવવા માટે કેટલાંક દૃષ્ટાંતો લખીશું તો તે અસ્થાને નહિ ગણાયઃ—

પરમહંસદેવ પાસે શ્રીયુત નરેન્દ્રના આવ્યા પછી કેટલાક માસ પછી ઇ. સ. ૧૮૮૨ ના માર્ચ માસમાં "શ્રી રામકૃષ્ણ કથામૃત" ના લેખક શ્રીયુત મ. દક્ષિણેશ્વર આવી પરમહંસદેવના પુણ્ય-પવિત્ર દર્શનનો લાભ લઇ કૃતાર્થ થયા હતા. વરાહનગરમાં નિવાસ હતો તે વખતે તેઓ કેવી રીતે પરમહંસદેવ પાસે કેટલીક વખત ઉપરાછાપરી આવ્યા હતા, પરમહંસદેવનાં એ ચાર જ્ઞાન-ગર્ભ મર્મપૂર્ણ વાક્યોએ તેમનું અભિમાન દૂર કરી કેવી રીતે તેમને ચિરકાલને માટે વિનીત શિક્ષાર્થીના પદ ઉપર સ્થાપ્યા હતા, તે સર્વ વૃતાન્ત તેમણે પોતાના લખેલા ગ્રન્થમાં પોતાને હાથેજ લખ્યું છે. નરેન્દ્રનાથ કહેતા હતા કે: "એ સમયે એક દિવસ દક્ષિણેશ્વરમાં પરમહંસદેવની પાસે મ્હેં રાત્રિ વ્યતીત કરી હતી. પ્રાતઃ સમયે પંચવટીની નીચે કેટલીક ક્ષણ પર્યંત હું સ્થિર થઇને બેઠો હતો. એ સમયે પરમહંસદેવ એકાએક ત્યાં આવી ઉભા રહ્યા અને મ્હારો હાથ પકડી હસતા હસતા બોલવા લાગ્યાઃ "આજે ત્હારી વિદ્યા-બુદ્ધિ સમજી શકાશે. તેં તો કુલ્લે અઢી પરીક્ષાઓ પાસ કરી છે, આજે સાડાત્રણ પરીક્ષા પાસ કરેલો માસ્તર* આવ્યો છે. ચાલ, તેની સાથે વાત કરીએ." તેને પરમહંસદેવની સાથે ગયા વગર છુટકો ન થયો, અને તેમના ઓરડામાં જઇ શ્રીયુત મ-ની સાથે પરિચિત થયા પછી જૂદા જૂદા વિષય ઉપર વાતચિત કરવામાં ગુંથાયો. આ પ્રમાણે પરમહંસદેવ અમને બન્નેને વાતે વળગાડી પોતે ગુપચુપ બેઠા બેઠા અમારો પરસ્પર વાદવિવાદ સાંભળતા અમારા તરફ જોવા લાગ્યા. ત્યાર પછી શ્રીયુત મ-તે દિવસે રજા લઇ ચાલ્યા ગયા પછી પરમહંસદેવે કહ્યું: "પરીક્ષાઓ પાસ કર્યાથી શું વળે? માસ્તરમાં અહંકારીપણું છે. બરાબર વાત પણ કરી શકતો નથી." પરમહંસદેવ મ્હને સર્વની સાથે તર્કે વળગાડી તમાસો જોતા હતા."

શ્રીયુત કેદારનાથ ચટ્ટોપાધ્યાય એ પરમહંસદેવના એક ગૃહસ્થ ભક્ત હતા. ધારવા પ્રમાણે નરેન્દ્રનાથ દક્ષિણેશ્વર આવ્યા તે પહેલાં કેટલાક વખ-

---

* એ સમયે નરેન્દ્ર બી. એ. ક્લાસમાં હતો, અને શ્રીયુત મ—બી. એ.ની પરીક્ષામાં પાસ થઈ કાયદાનો (બી. એ. એલ. એલ. બી. નો) અભ્યાસ કરતો હતો તેથીજ પરમહંસદેવ એ પ્રમાણે બોલ્યા હતા.

તથી તેઓ પરમહંસદેવ પાસે આવજા કરતા હતા, પરંતુ તેમની નોકરી પૂર્વબંગાળાના ઢાકા શહેરમાં હોવાથી પૂજાદિ અવકાશ સિવાય અન્ય સમયે તેઓ પરમહંસદેવ પાસે ઘણું ખરૂં આવી શકતા નહિ. કેદારનાથ 'ભક્ત-સાધક હતા, અને વૈષ્ણવ–તંત્રોક્તભાવ અવલમ્બન કરી સાધન–માર્ગે આગળ વધતા હતા. ભજન–કીર્તનાદિ સાંભળતાંજ તેમનાં બન્ને નેત્રોમાંથી અશ્રુ-ધારા વહેતી. એટલા માટેજ પરમહંસદેવ સર્વ સમક્ષ તેની વિશેષ પ્રશંસા કરતા. કેદારનાથનો ભગવત્–પ્રેમ જોઇ ઢાકાનાં ઘણાં મનુષ્યો તેમના પ્રત્યે શ્રદ્ધા–ભક્તિ દર્શાવતા. અનેક મનુષ્યો તેમના ઉપદેશ પ્રમાણે પોતાનું ધાર્મિક–જીવન રચવા તૈયાર થતા. સાંભળવામાં આવ્યું છે કે: પરમહંસદેવ પાસે જે સમયે અનેક મનુષ્યો આવજા કરતાં હતાં તે સમયે ધર્મ–વિષયની આલોચના કરતાં કરતાં થાકી ભાવાવિષ્ટ થઇ તેઓ એક સમય શ્રી જગન્માતાને પ્રાર્થના હતા કે: " મા! હવે હું એટલું બધું બકી શકતો નથી. તું કેદાર, રામ, ગિરીશ અને વિજયને થોડી થોડી શક્તિ આપ. જેથી લોકો તેમની પાસે જઇ કંઇક શિખ્યા પછી આ સ્થળે ( પરમહંસદેવ પાસે ) આવે અને એક બે વાતો કહેતાંજ ચૈતન્ય પ્રાપ્ત કરે ? " પરંતુ આ તો ઘણા દિવસ પછીની વાત છે.

થોડા દિવસની રજા લઇ શ્રીયુત કેદારે, આ સમયે કલકત્તે નિવાસ કરી પ્રસંગોપાત પરમહંસદેવની પાસે આવવાનો સુયોગ પ્રાપ્ત કર્યો હતો. પરમહંસદેવ પણ સાધક–ભક્તને પોતાની પાસે આવતો જોઇ પરમ ઉત્સા-હથી તેની સાથે ધર્મ–વાર્તા કરતા અને ત્યાં આવતા બીજા ભક્તોનો તેમની સાથે પરિચય કરાવતા હતા. એ સમયે એક દિવસ શ્રીયુત નરેન્દ્ર પરમહંસ-દેવની પાસે આવતાં કેદારનાથને જોવા પામ્યો હતો, અને ભજન ગાતી વખતે તેનો ભાવાવેશ જોઇ શક્યા હતા. ત્યાર પછી પરમહંસદેવે કેદાર સાથે નરેન્દ્રને વાદવિવાદે વળગાડી આપ્યો હતો. કેદાર પોતાના સિદ્ધાંત પ્રમાણે ખોટા વિવાદ કરતા નહોતા, અને નરેન્દ્રના વાક્યની અયુક્તિકતા, સમયે સમયે તીક્ષ્ણ કઠોરવાક્ય પ્રયોગદ્વારા દર્શાવી આપતા હતા. વાદીને તેમણે એક દિવસ જે ઉત્તર દઇને પરાજય પમાડ્યો હતો, તે પરમહંસદેવને સારી

પેઠે યાદ રહેલો હોવાથી કોઇ પુનઃ એવો પ્રશ્ન કરતું તેને તેઓ કહેતા કે: એ પ્રશ્નનો ઉત્તર કેદાર આ પ્રમાણે આપે છે. વાદીએ તે દિવસે પ્રશ્ન કર્યો હતો કેઃ "ભગવાન્ જો ખરેખર દયામયજ હોય તો તેની સૃષ્ટિમાં આટલું બધું દુઃખ, કષ્ટ, અન્યાય અત્યાચારાદિ તેણે કેમ સ્રજ્યાં છે? સમયે સમયે દુર્ભિક્ષ વખતે અન્નજળ વગર હજારો માણસ મૃત્યુને શરણ થાય છે કેમ?" શ્રીયુત કેદારે તેનો ઉત્તર દીધો હતો કેઃ "દયામય હોવા છતાં પણ ઇશ્વરે પોતાની સૃષ્ટિમાં દુઃખકષ્ટ, અકાળમૃત્યુ ઇત્યાદિને સ્થાપવાનો વિચાર કર્યો તે દિવસની મિટિંગમાં ( સભામાં ) મ્હને હાજર રાખ્યો નહોતો, તેથી હું એ સંબંધી ખુલાસો કેવી રીતે કરી શકું?" નરેન્દ્રનાથની તીક્ષ્ણ યુક્તિ સાંભળી સર્વ સમક્ષ કેદારને આ વખતે પરાજય પામવો પડ્યો હતો.

શ્રીયુત કેદાર રજા લઇ વિદાય થયા પછી પરમહંસદેવે નરેન્દ્રનાથને પૂછ્યું હતું કેઃ "કેમરે! કેવો જણાય છે? એની ભક્તિ કેવી કહે જોઇએ. ભગવાનને નામે એકદમ રડી પડે છે! હરિ નામ બોલતાં જેનાં નેત્રમાંથી ચોધાર અશ્રુપાત થાય છે, એતો જીવન્મુક્ત. કેદાર ઉત્તમ પુરૂપ છે. નહિ વારૂં?" પવિત્ર હૃદયી–તેજસ્વી નરેન્દ્રનાથ, ધર્મપ્રાપ્તિ અથવા અન્ય કોઇ પણ કારણથી, જેઓ પુરૂપ શરીર ધારણ કરવા છતાં નારી–સમાન મનોભાવ ધારણ કરે, તેમનો અંતઃકરણપૂર્વક તિરસ્કાર કરતો. દૃઢ સંકલ્પ અને ઉદ્યમની સહાયતા નહિ લેતાં, પુરૂપ રોદનનો આશ્રય ગ્રહણ કરી ઇશ્વર સમક્ષ ઉપસ્થિત થાય તો તેને નરેન્દ્ર સર્વદા પુરૂષાર્થનું અપમાનજ માનતો! ઇશ્વર ઉપર અટલ વિશ્વાસ રાખવા છતાં પુરૂષોએ સર્વદા પુરૂષજ રહેવું અને પુરૂપની પેઠેજ તેને ( ઇશ્વરને ) આત્મસમર્પણ કરવું, એવોજ તેમનો અભિપ્રાય હતો. તેથી પરમહંસદેવનાં પૂર્વોક્ત કથનને સંપૂર્ણ–હૃદયે અનુમોદન નહિ આપતાં તેઓ બોલ્યા કે: "મહારાજ, હું તે કેવી રીતે જાણું? આપ લોકચરિત્ર સમજી શકો છો તેથી આપ કહી શકો છો, નહિ તો રડવું જોઇ સારૂં નઠારૂં સમજી શકાય નહિ. એમ તો એક દ્રષ્ટિએ જોયા કરતાં નેત્રમાંથી કેટલુંએ જળ પડે છે. વળી શ્રીમતી રાધાનાં વિરહસૂચક કીર્તનો સાંભળીને જેઓ અશ્રુપાત કરે છે, તેમાંના અધિક મનુષ્યો પોતપોતાની સ્ત્રી સાથે વિરહવાર્તાનું

સ્મરણ અથવા પોતાનામાં એ અવસ્થાનું આરોપણ કરીને અશ્રુપાત કરે છે, એમાં સંદેહ નથી. એ અવસ્થા સાથે મ્હારા જેવા સંપૂર્ણ અપરિચિત મનુષ્યને, માત્ર કરૂણાજનક કીર્તન સાંભળવા છતાં અન્યની પેઠે જરાવારમાં અશ્રુપાત કરવાની કદી પણ પ્રવૃત્તિ ઉત્પન્ન થશે નહિ."

આ પ્રમાણે નરેન્દ્ર જેને સત્ય તરીકે જાણતો, તે સંબંધી પૂછવામાં આવતાં, તેઓ પરમહંસદેવ સમક્ષ નિર્ભય ચિત્તે નિવેદન કરતા. પરમહંસદેવ પણ તે સાંભળી પ્રસન્નતા સિવાય કદી પણ ક્રોધ કરતા નહિ. કારણ કે: અન્તર્દર્શી પરમહંસદેવે નિશ્ચય જાણ્યું હતું કે: સત્યપ્રાણ નરેન્દ્રના ભાવના-મંદિરમાં જરા પણ ચોરી થતી નથી. અર્થાત્ સત્યને તે કદી સંતાડી રાખતો નથી. સત્યને બદલે અસત્ય બોલી તે એક પ્રકારની ચોરી કરતો નથી.

પરમહંસદેવનાં દર્શન થતાં પહેલાં થોડા સમય આગમચ નરેન્દ્રનાથ બ્રાહ્મસમાજમાં જોડાયા હતા. નિરાકાર અદ્વિતીય ઇશ્વર ઉપર વિશ્વાસવાન્ થઇ કેવળમાત્ર તેનીજ ઉપાસના અને ધ્યાન ધારણા કરશે, એવા આશયની બ્રાહ્મસમાજના અરજીપત્ર ઉપર તેણે સહી કરી હતી. પરંતુ આનુષ્ઠાનિક બ્રાહ્મ થઇ, સમાજમાં પ્રચલિત સામાજિક-આચાર વ્યવહારાદિ અવલંબન કરવાનો સંકલ્પ તેમના મનમાં કદી પણ ઉદય પામ્યો નહોતો. શ્રીયુત રાખાલને, આ સમય પહેલાંથીજ નરેન્દ્રનાથ સાથે ઓળખાણ થઇ હતી, અને તે તેમના સમાગમમાં ઘણો વખત વ્યતીત કરતો હતો. બાળક જેવી કોમળ પ્રકૃતિ સમ્પન્ન વિશ્વાસુ રાખાલચન્દ્ર, નરેન્દ્રનાથના સપ્રેમ વ્યવહારથી મુગ્ધ થઇ, સર્વ વિષયમાં તેમની પ્રબળ ઇચ્છાશક્તિ પ્રમાણે વર્તવા તૈયાર થાય એમાં આશ્ચર્ય શું ? અર્થાત્ નરેન્દ્રનાથની સલાહથી આ સમયે તેણે પણ બ્રાહ્મસમાજમાં પ્રવેશ કરી એક અરજી પત્ર ઉપર સહી કરી આપી. એ બનાવ પછી થોડા સમયમાંજ રાખાલચન્દ્ર, પરમહંસદેવનાં પૂણ્યપવિત્ર દર્શન કરી કૃતાર્થ થયો, અને તેમના ઉપદેશથી સાકાર ઉપાસનાની મંદ પડી ગયેલી પ્રીતિ પુનઃ તેના હૃદયમાં જાગ્રત થઇ ઉઠી. એ પછી કેટલેક મહિને નરેન્દ્રનાથે પરમહંસદેવ પાસે આવવાનું આરંભ કર્યું, પણ રાખાલચન્દ્રને ત્યાં આવતો જોઇ તેઓ બહુ આનંદ પામ્યા. કેટલાક દિવસ પછી નરેન્દ્રનાથના

જોવામાં આવ્યું કે: રાખાલચન્દ્ર પરમહંસદેવની સાથે મંદિરમાં જઇ દેવતાઓની મૂર્તિને પ્રણામ કરે છે. એ જોઇ સત્યપરાયણ નરેન્દ્રે ગુસ્સે થઇ તેને પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવ્યું, અને સખ્ત ઠપકો પણ દીધો. તેમણે કહ્યું: "બ્રાહ્મસમાજના અરજી પત્ર ઉપર સહી કર્યા પછી પુનઃ મંદિરમાં જઇ (દેવતાની મૂર્તિઓને) પ્રણામ કરવાથી ત્હારે મિથ્યાચારના આરોપી થવું પડશે." કોમલ પ્રકૃતિનો રાખાલ, નરેન્દ્રમિત્રના એ શબ્દો સાંભળી ચુપ થઇ ગયો અને ત્યારથી કેટલાક સમય પર્યંત તેની સાથે સાક્ષાત્કાર કરવામાં ભય પામી સંકુચિત થવા લાગ્યો. અંતે પરમહંસદેવ, જ્યારે રાખાલચંદ્રની એવી સ્થિતિનું કારણ જાણવા પામ્યા ત્યારે મિષ્ટ વાક્યો કહી નરેન્દ્રનાથને અનેક રીતે સમજાવવા લાગ્યા કે: "સાંભળ! રાખાલને હવે પછી કંઇ પણ કહેતો નહિ. તે તને જોતાં ભય પામી સજ્જડ થઇ જાય છે. તેને હમણાં સાકાર ઉપર વિશ્વાસ થયો છે, તેનું શું કરવું કહે? સર્વ મનુષ્યો કાંઇ પ્રથમથીજ નિરાકારનું ધ્યાન ધરી શકે છે?" શ્રીયુત નરેન્દ્ર પણ તે સમયથીજ રાખાલ ઉપર દોષારોપ કરતા બંધ પડ્યા.

નરેન્દ્રનાથને ઉત્તમ અધિકારી જાણી, પ્રથમ દિવસથીજ પરમહંસદેવ તેને અદ્વૈત તત્ત્વ ઉપર વિશ્વાસુ બનાવવાનો યત્ન કરતા હતા. દક્ષિણેશ્વર આવતાંજ તેઓ તેને અષ્ટાવક્ર સંહિતાદિ ગ્રન્થો વાંચવા આપતા. નિરાકાર સગુણ બ્રહ્મની દ્વૈતભાવે ઉપાસના કરવામાં ગુંથાયલા નરેન્દ્રનાથની દ્રષ્ટિમાં, એ સર્વ ગ્રન્થો તે સમયે નાસ્તિક-દોષ-પૂર્ણ જણાતા હતા. પરમહંસદેવના આગ્રહથી થોડું ઘણું વાંચ્યા પછી તેઓ સ્પષ્ટ રીતે કહી દેતા કે: "આમાં અને નાસ્તિકતામાં ભેદ શો? સૃષ્ટ જીવ પોતાને સ્રષ્ટા તરીકે કહે અને તેવુંજ ધ્યાન ધરે ખરો? એના કરતાં અધિક પાપ બીજું કયું? "હું ઇશ્વર," (**अहंब्रह्मास्मि**) "તું ઇશ્વર," (**तत्त्वमसि**) "જન્મમરણશીલ સર્વ પદાર્થ માત્ર ઇશ્વર" એવું કહેવાયજ કેમ? એના કરતાં અયુક્તિકર બીજું કયું હોઇ શકે? એવા ગ્રન્થના રચનાર ઋષિ મુનિઓનું મસ્તક નક્કી બગડી ગયેલું હોવું જોઇએ! નહિ તો એવી વાતો લખેજ કેમ? સ્પષ્ટવાદી નરેન્દ્રનાથનું એ કથન સાંભળી પરમહંસદેવ હાસ્ય કરતા અને તેના એવા વિચા-

રમાં એકાએક આઘાત નહિ કરતાં બોલતા કે: " તું એ કથનનો હમણાં સ્વીકાર નહિ કરે તો ભલે પરંતુ મુનિ-ઋષિઓની નિંદા અને ઇશ્વરીય સ્વરૂપની ઇતિ કરે છે શા માટે ? તું સત્યસ્વરૂપ ભગવાનનો સાક્ષાત્કાર કરવા માટે પ્રાર્થના કર્યા કર, ત્યાર પછી તે ( ઇશ્વર ) ત્હારી પાસે જે ભાવે પ્રકટ થશે તેના ઉપરજ ત્હને વિશ્વાસ ઉપજશે." પરંતુ પરમહંસદેવનું એ કથન નરેન્દ્ર ઘણું ખરૂં સાંભળતોજ નહિ, કારણ કે : યુક્તિદ્વારા જેનો નિશ્ચય થઇ શકતો નહિ, તેને તે મિથ્યા તરીકેજ માની લેતો અને સર્વ પ્રકારના મિથ્યાત્વ ( અસત્ય )ની સામે ઉભા રહેવું એતો તેનો સ્વભાવજ હતો. તેથી પરમહંસદેવ સિવાય અન્ય અનેક મનુષ્ય સમક્ષ વાદવિવાદ પ્રસંગે અદ્વૈતવાદની વિરૂદ્ધ અનેક યુક્તિ દર્શાવવામાં અને પ્રસંગોપાત કઠીન વાક્યનો પ્રયોગ કરવામાં પણ તેઓ ચૂકતા નહિ.

પ્રતાપચન્દ્ર હાજરા નામક એક સજ્જન તે વખતે દક્ષિણેશ્વરના ઉદ્યાનમાં નિવાસ કરતા હતા. પ્રતાપની સાંસારિક અવસ્થા અગાઉના જેવી શ્રેષ્ઠ નહતી. ધર્મપ્રાપ્તિ માટે યત્ન કરવા છતાં પણ અર્થકામના તેના હૃદયમાં અનેક સમય આધિપત્ય જમાવતી. તેથી તેમના ધર્માચરણના મૂળમાં ઘણી વખત સકામભાવના વિદ્યમાન રહેતી એ કહેવાની આવશ્યકતા નથી. પરંતુ પ્રકટ રીતે એ કામના સર્વેને જણાવવાનું તો વેગળું રહ્યું પણ તેઓ લોકો સમક્ષ સર્વદા નિષ્કામભાવે ઉપાસના કરવાની મ્હોટી મ્હોટી વાતો કહી પ્રશંસા પ્રાપ્ત કરવાનો યત્ન કરતા, એટલુંજ નહિ પણ ધર્મ-કર્મ કરતી વખતે પગલે પગલે લાભ-નુકસાન તપાસી જોવાનો તેમનો સ્વભાવ હતો; અને કદાચ જપ તપાદિ દ્વારા કોઇ પ્રકારની સિદ્ધિ મેળવી પોતાની અર્થકામના પૂર્ણ કરવાની આશા પણ વચમાં વચમાં તેમના હૃદય મંદિરમાં ડોકિયાં કરતી ! પરમહંસદેવે પ્રથમ દિવસથીજ તેના હૃદયના એવા વિચારો જાણી લીધા હતા, અને તે ત્યાગ કરી યથાર્થ નિષ્કામભાવે ઇશ્વરની પ્રાર્થના કરવાનો તેને ઉપદેશ દીધો હતો. દુર્બલ ચિત્તનો હાજરા, પરમહંસદેવની કલ્યાણકારક શિખામણ માને તો ક્યાંથી પણ ઉલટો ભ્રમ ધારણા, અહંકાર અને સ્વાર્થસિદ્ધિની પ્રેરણાથી, પરમહંસદેવનાં દર્શન કરવા આવનાર મનુષ્યોને અવસર મળતાંજ કહેતા કે:

"તે પોતે (હાજરા) પણ કંઇ ઓછો મહાત્મા નથી." એમ કરવાથી પણ તેના મનમાં સત્ થવાની કદાચ થોડી ઘણી યથાર્થ ઇચ્છા હશે. કારણકે પરમહંસદેવ તેની એવી વર્તણુક નિત્ય જાણતા–જોતા છતાં અને તેના એવા કથનનો ક્વચિત્ તીવ્ર તિરસ્કાર કરતા છતાં પણ તેને ત્યાંથી એકદમ હાંકી કાઢતા નહિ. તેમ છતાં પણ અમારામાંના કોઇ કોઇને તેની સાથે સંબંધ નહિ રાખવાની ચેતવણી આપતા અને કહેતા કેઃ "હાજરા બેટાની ભારે વેપારી બુદ્ધિ છે! તેની વાતો સાંભળશો નહિ."

અન્ય ગુણ–દોષ સાથે હાજરા મહાશયના હૃદયમાં એકાએક કોઇ વિષય ઉપર વિશ્વાસ કરવો નહિં, એવો પણ એક ભાવ વિદ્યમાન હતો. તેના જેવા અલ્પશિક્ષિત મનુષ્યોની તુલનામાં તેની બુદ્ધિ કાંઇ નઠારી નહોતી. તેટલા માટે જ નરેન્દ્રનાથ જેવા અંગ્રેજી ભણેલા મનુષ્યો, જ્યારે પાશ્ચાત્ય સંદેહવાદી દાર્શનિક પણ્ડિતોના અભિપ્રાયની આલોચના કરતા તે વખતે તેમાંનું થોડું ઘણું તે સમજી શકતો તેથીજ બુદ્ધિમાન્ નરેન્દ્ર તેના ઉપર પ્રસન્ન રહેતા, અને દક્ષિણેશ્વર આવતાંજ અવકાશ પ્રમાણે એક બે કલાક હાજરા મહાશય સાથે વાર્તાલાપ કરવામાં વ્યતીત કરતા. નરેન્દ્રનાથની પ્રખર બુદ્ધિ આગળ, હાજરા મહાશય હમેશાં મસ્તક નમાવતા. તેઓ એકાગ્રચિત્તે નરેન્દ્રનું કથન સાંભળતા અને વચમાં તેમને તમાકુ ભરી ચલમ પણ પાતા! હાજરા સાથે નરેન્દ્રનો એવો હૃદય ભાવ જોઇ અમે અનેક ભક્તો હાસ્યમાં કહેતા કેઃ "હાજરા મહાશય નરેન્દ્રના ફ્રેન્ડ (Friend) થાય છે!"

નરેન્દ્ર દક્ષિણેશ્વર આવતા ત્યારે અનેક સમય તેને જોતાંજ પરમહંસદેવ ભાવાવિષ્ટ થઇ જતા ત્યાર પછી અર્ધબાહ્ય દશા પ્રાપ્ત થઇ અનેક ક્ષણપર્યંત પરમ આનન્દપૂર્વક તેમની સાથે ધર્મ વાર્તા કરવામાં ગુંથાતા. આ સમયે તેઓ અનેક વાર્તાઓ કહીને અને યત્ન કરીને, ઉચ્ચ આધ્યાત્મિક દ્રષ્યો તેમના હૃદયમાં પ્રવેશ કરાવવાનો યત્ન કરતા. ક્વચિત્ એ સમયે તેમને ગાયન (ભજન) સાંભળવાની ઇચ્છા થતી, અને નરેન્દ્રનો સુમધુર કોમળ કણ્ઠસ્વર સાંભળતાંજ પુનઃ તેઓ સમાધિસ્થ થઈ જતા. પરંતુ તેમ થવાથી નરેન્દ્રનાથનું ગાયન બંધ થતું નહિં. તેઓ તન્મય બની જઇને, કેટલાક

કલાક સુધી, એક પછી એક ગાયનો ગાતાજ રહેતા. અર્દ્ધબાહ્યદશા પ્રાપ્ત થયા પછી પરમહંસદેવ કવચિત્ નરેન્દ્રનાથને પોતાની પસંદગીનું એકાદ ગાયન ગાવાનો આગ્રહ કરતા કિંતુ અંતે નરેન્દ્રના મુખમાંથી "**जो कुछ हय सो तुंहि हय.**" એ સંગીત સાંભળ્યા વગર તેમને પૂર્ણ તૃપ્તિ વળતી નહિ. ત્યાર પછી અદ્વૈતવાદનાં અનેક રહસ્યો જેવાં કેઃ જીવેશ્વર પ્રભેદ, જીવ અને બ્રહ્મનું સ્વરૂપ, ઇત્યાદિ વાર્તાલાપમાં કેટલોક સમય વીતી જતો. આ પ્રમાણે નરેન્દ્રનાથના આવવાથી દક્ષિણેશ્વરમાં આનન્દનું તોફાન મચી રહેતું.

એક દિવસ પરમહંસદેવે નરેન્દ્રનાથને અદ્વૈત વિજ્ઞાનની જીવ-બ્રહ્મની ઐક્યતાસૂચક અનેક વાતો કહી હતી. તે સર્વ એકચિત્તે સાંભળવા છતાં નરેન્દ્ર સમજી શક્યા નહિ, અને પરમહંસદેવનું કથન સમાપ્ત થતાંજ હાજરા મહાશયની પાસે જઈ તમાકુની ચલમ પીતાં પીતાં પુનઃ એ સર્વ વાતોની ચર્ચા કરતાં કરતાં બોલ્યા કેઃ " એમ તે કંઇ બની શકે ખરું ? ધડો ઇશ્વર, લોટો ઇશ્વર, ઘર ઇશ્વર, બંગલો ઇશ્વર, જે કાંઇ જોવામાં આવે તે અને આપણે પોતે પણ સર્વે ઇશ્વર ?" હાજરા મહાશય પણ નરેન્દ્ર સાથે મળી જઇ મશ્કરી કરવા લાગ્યો. તેથી બન્ને વચ્ચે હાસ્યની ધૂન ઉડી! પરમહંસદેવ હજી પણ અર્ધબાહ્યદશામાં હતા. નરેન્દ્રને હાસ્ય કરતો જોઇ તેઓ બાળકની પેઠે પહેરેલું વસ્ત્ર બગલમાં લઇ બહાર આવ્યા "અને તમે શું કહો છોરે ?" કહેતાં હસતા હસતા તેમની પાસે જઇ નરેન્દ્રનો સ્પર્શ કરી સમાધિસ્થ થઇ ગયા.

નરેન્દ્રનાથ કહેતા કેઃ " પરમહંસદેવે એ દિવસે મ્હને જે અદ્‌ભૂત પ્રકારનો સ્પર્શ કર્યો તેનાથી ક્ષણવારમાં હું અચેતન થઇ ગયો. હું સ્તંભિત થઇ ખરેખર જોવા લાગ્યો કે; ઇશ્વર સિવાય વિશ્વ બ્રહ્માણ્ડમાં અન્ય કશું છેજ નહિ ! એવું જોવા છતાં પણ હું ચુપ રહ્યો. મ્હેં વિચાર્યું કે જોઉં તો ખરો. આ સ્થિતિ કેટલો વખત રહે છે ? પરંતુ તે નિશા તે દિવસે તો ઓછી થઇજ નહિ ! ઘેર ગયો ત્યાં પણ તેવીજ સ્થિતિ. હું જે કાંઇ જોવા લાગ્યો તે સર્વ એવુંજ ( ઇશ્વર રૂપ ) જણાવા લાગ્યું. આહાર કરવા બેઠો ત્યાં પણ જોયું કેઃ અન્ન, થાળી, અને જે સ્થિર થતું હતું તે સર્વ અને હું પોતે પણ તે ( ઇશ્વર ) સિવાય બીજું કાંઇજ નથી ! એક બે કોળિયા

જમ્યા પછી સ્થિર થઇને બેસી રહ્યો. " કેમ બેસી રહ્યો છે ? જમી લેને બાઇ." માતાના આવા શબ્દો સાંભળતાં કંઇક શુદ્ધિ આવી અને પુનઃ જમવા માંડયું. પરંતુ આ પ્રમાણે આહાર કરતાં, શયન કરતાં, કોલેજમાં જતાં, સર્વ સમયે એ પ્રમાણેજ ( સર્વેશ્વરમય ) જોવા લાગ્યો, અને સર્વદા જાણે કોઇ પ્રકારની કેફમાં ઘેરાયો હોઉં તેવી સ્થિતિ અનુભવવા લાગ્યો. રસ્તે ચાલતો હતો, ગાડી આવે છે તે જોઉં છું, પરંતુ અન્ય સમયની પેઠે તે શરીર પર આવી પડવાના ભયથી વેગળે ખસી જવાની આજે પ્રવૃત્તિ થતી નહોતી ! મનમાં એમજ હતું કે: જે તે છે તેજ હું પણ છું. તે સમયે હાથ પગ જડવત્ બની રહેતા, અને આહાર કરવા છતાં કોઇ પણ રીતે તૃપ્તિ થતી નહિં. મનમાં એવુંજ થતું કે શરીરમાંથી જાણે કોઇ બીજુંજ આહાર કરે છે. આહાર કરતાં કરતાં કદાચિત્ સુઇ જતો અને કેટલીક ક્ષણ પછી જાગ્રત થઇ પુનઃ આહાર કરવા માંડતો. કેટલાક દિવસ તો એ પ્રમાણે ઘણો આહાર કરી જતો પરંતુ તેમ થવાથી શરીરને કશુંએ દુઃખ થતું નહિ ! મ્હારી માતા ભય પામી કહેતાં કે: "ત્હને શરીરમાં કોઇ પ્રકારનું ભયંકર દર્દ થયેલું હોય એમ જણાય છે." ક્વચિત્ ક્વચિત્ કહેતાં કે "એ નરેન્દ્ર હવે બચશે નહિ." જ્યારે એ નિશા કંઇક ઓછી થઇ જતી ત્યારે જાગીને હું એક સ્વપ્ન જેવુંજ અનુભવતો ! હેદુયા નામક તળાવને કિનારે ફરવા જતાં તેની ચારે બાજુના લોઢાના કઠેરા ઉપર માથું ઠોકી જોતો કે: જે હું જોઉં છું તે સ્વપ્નનો કઠેરો છે કે "સત્ય કઠેરો છે." હાથ પગની જડતાને માટે મનમાં થતું કે: મ્હને પક્ષાઘાત તો નહિં થાય ? આ પ્રમાણે કેટલાક સમય પર્યંત એવી કેફી સ્થિતિમાંથી મુક્તિ મેળવી શક્યો નહિં. જ્યારે તેવી સ્થિતિ ઉડી ગઇ અને પુનઃ હતો તેવો સારો થયો ત્યારેજ મ્હારા જાણવામાં આવ્યું કે: " એનુંજ નામ અદ્વૈત વિજ્ઞાનનો આભાસ ! ત્યારે તો શાસ્ત્રમાં એ સંબંધી જે કાંઇ લખ્યું છે તે મિથ્યા નથી ! તે સમય પછીથી કોઇ પણ દિવસ હું અદ્વૈત તત્વ ઉપર શંકાશીલ થયો નથી." વાંચક ! આનું નામજ અદ્વૈત જ્ઞાન શિક્ષા, સફળ ગુરૂત્વ, સફળ શિષ્યત્વ, સફળ આચાર્યત્વ, સફળ યુગધર્મ પ્રચાર !

અન્ય એક આશ્ચર્યજનક બનાવ પણ અમે એક સમયે નરેન્દ્રનાથને

મુખેથી સાંભળ્યો હતો. ઇ. સ. ૧૮૮૪. શીતકાળના દિવસોમાં તેમની સાથે અમને વિશેષ પરિચય થયો હતો. તે સમયે તેમણે આ બનાવનું અમારા સમક્ષ વર્ણન કર્યું હતું. પરંતુ અમે અનુમાન કરીએ છીએ કેઃ એ ઘટના આ સમયેજ બની હશે તેથી આ સ્થળેજ અમે તે પ્રકટ કરીએ છીએ. અમને યાદ છે કેઃ તે દિવસે પ્રાતઃ સમયે બે પ્રહર પહેલાં અમે સિમલામાં ગૌરીમોહન મુખર્જિ સ્ટ્રીટમાં નરેન્દ્રનાથને ઘેર ગયા હતા, અને રાત્રિના અગિયાર વાગતા સુધી તેમની સાથે ત્યાંજ રહ્યા હતા. શ્રીયુક્ત રામકૃષ્ણાનન્દ સ્વામીજી પણ તે દિવસે અમારી સાથેજ હતા. પ્રથમ દર્શન થયું તે દિવસથીજ અમે નરેન્દ્ર તરફ જે દિવ્ય આકર્ષણથી આકર્ષાયા હતા તે વિધાતાના વિધાનથી આજે હજારગણે દરજ્જે વૃદ્ધિ પામ્યું હતું. અત્યાર પહેલાં અમે પરમહંસદેવને એક ઈશ્વર જાણનાર વ્યક્તિ અથવા માત્ર સિદ્ધ પુરૂષ તરીકે જાણતા હતા; પરંતુ પરમહંસદેવ સંબંધી નરેન્દ્રનાથને આજે કહેલા પ્રાણ-સ્પર્શી કથનોએ અમારાં નયન સમક્ષ નુતન પ્રકાશ પ્રકટાવ્યો હતો. અમે જાણ્યું હતું કેઃ "મહા મહિમાન્વિત શ્રી ચૈતન્ય અને ઇસુખ્રિસ્ત જેવા જગદ્‌ગુરૂ મહા પુરૂષોના જીવન-ઇતિહાસમાં લખાયલા અલૌકિક બનાવો વાંચતાં અત્યાર સુધી અમને તેના પર અવિશ્વાસ ઉત્પન્ન થતો હતો પરંતુ એવાજ અનેક અલૌકિક બનાવો પરમહંસદેવના જીવનમાં તો નિત્ય બનતા નજરે જણાય છે. જેમકેઃ ઇચ્છા અથવા સ્પર્શ થતાંજ તેઓ શરણાંગત વ્યક્તિના સંસ્કારનું બંધન મોચન કરી તેને ભક્તિ અર્પે છે. સમાધિસ્થ કરી દિવ્યાનન્દના અધિકારી બનાવે છે, અથવા તેની જીવનગતિ, આધ્યાત્મિક માર્ગ એવી રીતે બદલી દે છે કે જેથી તેને સત્વર ઇશ્વરદર્શન થતાં ચિરકાલને માટે તે કૃતાર્થ થાય છે! અમારા સ્મરણમાં છે કેઃ "પરમહંસદેવની કૃપા પ્રાપ્ત કરી તેમણે પોતાના જીવનમાં જે દિવ્ય અનુભવો અનુભવ્યા હતા તે સર્વની વાતો કહેતાં કહેતાં નરેન્દ્રનાથ, તે દિવસે અમને સન્ધ્યા સમયે હેદુયા તળાવને કિનારે ફરવા લઇ ગયા હતા, અને થોડા વખત સુધી પોતાના મનમાંજ મગ્ન રહી, અંતઃકરણના અદ્‌ભૂત આનન્દાવેશમાં તેમણે કિન્નર કણ્ઠે ગાવા માંડયું હતુંઃ—

"પ્રેમ ધન વિલાય ગોરા રાય !
"તોરા કે નિબિરે આય.
"પ્રેમ કલસે કલસે ઢાલે તબુ ના ફુરાય;
"પ્રેમે શાંતિપુર ડુબુ ડુબુ.
"નદે ભેસે જાય !
"ગૌર-પ્રેમેર હિલ્લોલે તે,
"નદે ભેસે જાય !

સંગીત પૂર્ણ થતાંજ નરેન્દ્ર જાણે પોતાના મનનેજ કહેવા લાગ્યો: "સત્ય છે, આપે છેજ! લુંટાવે છેજ! પ્રેમ કહો, ભક્તિ કહો, જ્ઞાન કહો, મુક્તિ કહો, જેને જે ઇચ્છા તેને તે ગોરારાય આપી દે છે! કેવી અદ્‌ભુત શક્તિ! (થોડો વખત સ્થિર થયા પછી) રાત્રે બારણામાં આગળા દઇને હું બિછાનામાં સુતો હતો. એકાએક આકર્ષણ કરી મ્હારા આત્માને દક્ષિણેશ્વર હાજર કર્યો. શરીરમાં જે છે તેનેજ; ત્યાર પછી કેટલીએ કથાવાર્તા અને કેટલોએ ઉપદેશ આપ્યા પછી પાછો આવવા દીધો! તેઓ બધુંએ કરવા શક્તિમાન છે. દક્ષિણેશ્વરના ગોરારાય સર્વ કરવા શક્તિમાન છે!"

સન્ધ્યાનો અંધકાર ગાઢ થઇ કાળી રાત્રિના રૂપમાં બદલાઇ ગયો છે. પરસ્પર એક બીજાને જોઇ શકાતું નથી. પ્રયોજન પણ જણાતું નથી. કારણ, નરેન્દ્રના જવલન્ત ભાવ રાજ્યમાં પ્રવેશ કરવાથી, અંતઃકરણમાં એક એવા પ્રકારની દિવ્ય માદકતા આવી ગઇ છે કેઃ જેથી શરીર લથડે છે, અત્યાર સુધીનું વાસ્તવિક જગત્ જાણે ઘણે વેગળે, સ્વપ્નરાજ્યમાં ચાલ્યું ગયું છે. ગુરૂદેવની નિઃસ્વાર્થ કૃપા પ્રેરણાથી અનાદિ અનન્ત ઇશ્વિર અન્તવત્ થઇ ઉદય થવા રૂપ અને જીવોના સંસ્કારબન્ધન વિનષ્ટ કરી ધર્મચક્ર પ્રવર્તન કરવા રૂપ સત્ય-જે જગતના અધિક મત પ્રમાણે અવાસ્તવિક કલ્પનાત્મક કહેવાય છે તે આ વખતે જીવન્ત સત્ય થઇ અમારા નેત્ર સમ્મુખ ઉભું છે! સમય કેવી રીતે ચાલ્યો ગયો તે જાણી પણ શકાયું નહિ. પરંતુ એકાએક સાંભળ્યું કેઃ રાત્રિના નવ વાગી ગયા છે. ત્યાં રહેવાનું ઘણુંએ મન હતું છતાં-અનિચ્છા હોવા છતાં-અમે રજા લેવાનો સંકલ્પ કરતા હતા એટલામાં નરેન્દ્રે કહ્યુંઃ "ચાલો, તમને

થોડે દૂર સુધી મુકી આવું.” રસ્તામાં ચાલતાં ચાલતાં પણ પ્રથમની પેઠેજ વાર્તા પ્રસંગ ચાલતો હોવાથી અમે તેમાં એટલા બધા તન્મય થઇ ગયા કેઃ ચાંપાતલા નજીક ઘર પાસે આવી પહોંચ્યા પછી મનમાં એવું થયું કેઃ નરેન્દ્રને આટલે બધે વેગળે સુધી આવવા દીધા તે સારૂં કર્યું નહિ. પછી તેમને ઘરમાં બોલાવી કાંઇક નાસ્તોપાણી કરાવી ફરતા ફરતા અમે તેમના ઘર સુધી પહોંચાડી આવ્યા. તે દિવસનો એક વિલક્ષણ બનાવ પણ અમને સારી પેઠે યાદ છે. અમારા ઘરમાં પ્રવેશ કરતાંજ શ્રીયુત નરેન્દ્ર ખચકાઇ ઉભા રહી બોલ્યા હતા કેઃ “આ ઘર તો પ્રથમ જોયું છે! એમાં કયાંથી કયાં જવું, કયાં કયો ઓરડો છે, તે બધું જાણે મ્હારૂં જોયેલું છે. આશ્ચર્ય!” નરેન્દ્ર-નાથના જીવનમાં સમયે સમયે એવો અનુભવ થવાની વાત, અને તેના કારણ સંબંધી તેમણે જે કાંઇ ખુલાસો કર્યો હતો તે અમે વાંચકોને અન્યત્ર નિવે-દન કર્યું છે. તેથીજ તેનો આ સ્થળે પુનઃ ઉલ્લેખ કર્યો નથી.

## નવમચત્વારિંશ અધ્યાય.

### નરેન્દ્રનાથની પરીક્ષા.

અસાધારણ લક્ષણો જોઇ નરેન્દ્રનાથને ઉત્તમ અધિકારી જાણી લઇ, પ્રથમ મિલનના દિવસથીજ પરમહંસદેવે પોતાના અ-દૃષ્ટ પૂર્વ નિઃસ્વાર્થ પ્રેમના બંધનથી તેને બાંધી લીધો હતો, અને ત્યાર પછી સમયે સમયે પરીક્ષા અને આધ્યાત્મિક વિષયોનું શિક્ષાદાન કરવા અગ્રસર થયા હતા. એ સંબંધી અમે વાંચકોને કહ્યુંજ છે. તેથી હવે કેવા ભાવથી, કેવી રીતે પરમહંસદેવે નરેન્દ્રનાથની પરીક્ષા કરી હતી, તે સંબંધી કિંચિત્ આભાસ આપવાની આવશ્યકતા જણાય છે.

કુચબિહાર-લગ્ન પ્રસંગ ઉપરથી મતભેદ ઉપસ્થિત થઇ, બ્રાહ્મ ટોળું વિખરાઇ જવાને સમયે પરમહંસદેવે કેશવચન્દ્રસેનને કહ્યું હતું કેઃ “તું પરીક્ષા કર્યા વગરજ જેને તેને સ્વીકારી લઇ માત્ર ત્હારૂં મંડળ વધાર્યો જાય છે,

તેથી ત્હારૂં મંડળ ભાંગી જાય તેમાં નવાઇ શી? પરીક્ષા કર્યા વગર હું કોઇને પણ સ્વીકારતો નથી.” વાસ્તવિક રીતે જોતાં પરમહંસદેવ, પોતાની પાસે આવતા ભક્તોની, તેમની જાણ કે અજાણતામાં કેટલીએ રીતે પરીક્ષા કરી જોતા તેનો વિચાર કરતાં આશ્ચર્યની હદ રહેતી નથી! મનમાં એવોજ વિચાર આવે છે કે જેઓ નિરક્ષર અભણ તરીકે જેઓ જનસમાજમાં પોતાને ઓળખાવે છે, તે લોકચરિત્ર જાણી લેવાના એવા અદ્રષ્ટ અને કદી ન સાંભળ્યા હોય એવા ઉપાયો ક્યાંથી શીખી આવ્યા હતા? વિચાર થાય છે કે એ શું તેમની પૂર્વ જન્મોપાર્જિત વિદ્યાનો આ જન્મે સ્વયં પ્રકાશ થતો હશે અથવા સાધનના પ્રભાવથી ઋષિ લોકોની પેઠે અતિન્દ્રિયદર્શિત્વ અથવા સર્વજ્ઞત્વ પ્રાપ્તિનું ફળ હશે અથવા, પ્રિયપાત્ર ભક્તો સમ્મુખ તેઓ ઇશ્વરાવતાર તરીકે પોતાનો પરિચય આપે છે તેજ વિશેષત્વના કારણથીજ તેમનામાં આવો જ્ઞાન પ્રકાશ ઉપસ્થિત થયો હશે? આ પ્રમાણે અનેક વિચારો ઉત્પન્ન થવા છતાં પણ એ વિષયની મીમાંસા કરવા માટે અમે હમણાં અગ્રેસર થઇશું નહિં, પરંતુ ઘટનાવલીનું યથાયોગ્ય વર્ણન અને તે યત્ને પ્રકટ કરીને વાચકો ઉપરજ તેનો નિર્ણય કરવાનો ભાર સમર્પણ કરીએ છીએ.

લોક—ચરિત્ર જાણી લેવા માટે પરમહંસદેવને જે ઉપાયો ગ્રહણ કરતા અમે જોયા છે, તે સંબંધી કેટલાક બનાવોનો ઉલ્લેખ કરવાથી તેમાં સમાયલું અદ્દભૂત અલૌકિકત્વ વાંચકોના જાણવામાં આવશે કિંતુ એ પ્રમાણે કરતાં પહેલાં તે સંબંધી કેટલાક વિષયો જાણી લેવા ઉચિત સમજી તે લખવા પ્રવૃત્તિ થઇએ છીએ, અમે જોયું છે કે: કોઇ પણ મનુષ્ય પરમહંસદેવની પાસે આવતાંજ તેઓ તેને મુખથી તે પગ સુધી બારીકાઇથી ધારી ધારીને—અવલોકન કરતા. એ પ્રમાણે કરવાથી જો તેના તરફ તેમનું ચિત્ત જરા પણ આકર્ષાતું તો તેની સાથે તેઓ સાધારણરૂપે ધર્માલાપ શરૂ કરતા, અને તેને પોતાની પાસે આવજા કરવાનું કહેતા. જેમ જેમ દિવસો વ્યતીત થતા અને તે મનુષ્ય તેમની પાસે જ્યારે જ્યારે આવજા કરતો ત્યારે ત્યારે તેઓ તેની અજાણતામાંજ તેના શરીરના અંગ પ્રત્યંગની રચના, તેની માનસિક ભાવનાઓ, તેની કામકાંચનાસક્તિ, તેની ભોગતૃષ્ણાનું પ્રમાણ અને પોતાના તરફ

તેનું મન કેવી ઇચ્છાથી કેટલું આકર્ષાયું છે અને આકર્ષાય છે તે સર્વ, તેની ચાલચલણ અને કથાવાર્તા ઉપરથી પ્રકટ થતા સર્વ વિષયો ઉપર બહુ બારીક લક્ષ્ય રાખી, તેના અંતઃકરણમાં નિદ્રાવશ થયેલી આધ્યાત્મિકભાવના વગેરે સંબધી એક પ્રકારની નિશ્ચય ધારણા કરી લેવામાં તેઓ પ્રવૃત્ત થતા. આ પ્રમાણે બેચાર દિવસ તેની મુલાકાત લીધા પછી પરમહંસદેવ તેના ચરિત્ર સંબંધી તદ્દન સંદેહ રહિત થતા. ત્યારપછી તે મનુષ્યના મનની કોઇ ગુપ્ત વાત જાણવાની અગત્ય જણાતાં તેઓ પોતાની યોગમય સૂક્ષ્મ દૃષ્ટિની સહાયતાથી તે જાણી લેતા. એ સંબંધી તેમણે અમને એક દિવસ કહ્યું હતું કેઃ "પાછલી રાત્રે એકાંત સમયે જ્યારે તમારા કલ્યાણનો વિચાર કરૂં છું ત્યારે મા (જગદમ્બા) મ્હને બધી વાત જણાવે છે અને દર્શાવી આપે છે કે કોણે કેટલી ઉન્નતિ પ્રાપ્ત કરી છે, કોની શા માટે (ધર્મ વિષયમાં) ઉન્નતિ થતી નથી, વગેરે." પરમહંસદેવના એ કથનથી કોઈ વાંચકે એવું જાણી લેવાનું નથી કે તેમની યોગદ્રષ્ટિ એ વખતેજ પ્રકટ થતી હતી. તેમની અન્ય વાતચિત ઉપરથી જાણી શકાતું હતું કેઃ ઇચ્છા થતાંજ તેઓ ઉચ્ચ ભાવનામય ભૂમિમાં આરોહણ કરી એવી યોગ દ્રષ્ટિ પ્રાપ્ત કરવા સમર્થ થતા. જેમ કેઃ કાચના કબાટ તરફ જોતાંજ તેમાંના સર્વ પદાર્થો આપણી દ્રષ્ટિએ પડે છે તેજ પ્રમાણે મનુષ્યના સ્હામે જોતાંજ તેમના હૃદયના વિચારો, સંસ્કાર વગેરે સર્વ વિષયો જોઇ શકું છું." વગેરે તેઓ કહેતા.

પરમહંસદેવ પૂર્વોક્ત રૂપે લોકચરિત્ર જાણી લેવા સાધારણ રીતે યત્ન કરતા હતા છતાં પણ મુખ્ય મુખ્ય ભક્ત જનો સંબંધી એ નિયમમાં ઓછો વત્તો ફેરફાર જોવામાં આવે છે. જોવામાં આવ્યું છે કેઃ તેમણે દૈવની પ્રેરણાથી અતિ ઉચ્ચ ભાવનામય ભૂમિમાં તેમની સ્થિતિ જોઇનેજ તેમની સાથે પ્રથમ સાક્ષાતકાર કર્યો છે. અમે એક સ્થળે કહ્યું છે કેઃ અદૃષ્ટ પૂર્વ સાધનાના બળ વડેજ પરમહંસદેવનું શરીર અને મન એ સૂક્ષ્મ આધ્યાત્મિક શકિતધારક, અને જ્ઞાનસુધાના વિચિત્ર મન્ત્ર સ્વરૂપ થઇ રહ્યું હતું. એ વાકય એક સમયે શબ્દે શબ્દ સત્ય થયું હતું. કારણઃ અમે નિત્ય જોઇ શકતા હતા કેઃ જેના હૃદયમાં જેવો આધ્યાત્મિક ભાવ વર્તમાન જણાતો, તેને જોતાંજ

તેમનું અંતઃકરણ કોઇ એક દિવ્ય પ્રેરણાથી સહસા તેવાજ ભાવથી રંગાઈ ઉઠતું, અને પૂર્વ કર્મ તથા સંસ્કાર બળને લીધે આધ્યાત્મિક રાજ્યમાં જે જેટલે સુધી આરૂઢ થયો હોય તેનું આગમન થતાંજ તેમનું અંતઃકરણ સ્વાભાવિક રીતેજ તે ભૂમિ પર આરોહણ કરી આગંતુકના અંતરની વાત જણાવી દેતા. નરેન્દ્રનાથનું પ્રથમ આગમન થયું તે સમયે પરમહંસદેવને જે કાંઇ જણાયું હતું તે અમે પાછલા વિભાગમાં એક સ્થળે પ્રકટ કર્યું છે, તે વાંચવાથી વાંચકને આ વિષયનું વિશેષ જ્ઞાન થશે.

તે ગમે તેમ હો, લોક ચરિત્રનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પરમહંસદેવ જે વિધિ સાધારણ રીતેજ અવલંબન કરતા તે સંબંધી ઉપર લખવામાં આવ્યુંજ છે. એ વિધિનો તેઓ પોતાના પ્રિય ભક્તોને માટે પ્રયોગ નહોતા કરતા એમ નથી. સાધારણ ભાવ—ભૂમિમાં અવસ્થાન કરતા તે સમયે તેમની ચાલ-ચલણ, કથાવાર્તા, વગેરે તે વિધિની સહાયતાથીજ સમાન ભાવે લક્ષ્યમાં લેતા ત્યાં અન્યની શી વાત? શ્રીયુત નરેન્દ્રનાથની એ પ્રમાણે પરીક્ષા લીધા સિવાય રહ્યા નહોતા, તેથીજ એ વિષય સાથે વાંચકોનો પરિચય કર-વામાં ખાસ પ્રયોજન છે એમ કહેવુંજ પડશે. ભક્તોની પરીક્ષા કરવાને માટે પરમહંસદેવે જે ઉપાયો ગ્રહણ કર્યાં હતા તેના મુખ્ય ચાર વિભાગ નયન-ગોચર થાય છે. અત્યાર પહેલાંજ તે વિષયોનો અમે ઉલ્લેખ કરી દીધો છે, તેથી હવે દ્રષ્ટાંતની સહાયતાથી ચારે વિભાગોનો ઉલ્લેખ કરવાનું ઉચિત સમજીએ છીએઃ—

૧ લું—શારીરિક લક્ષણો જોઇ પરમહંસદેવ, પોતાની પાસે આવતા મનુષ્યોના અંતરના પૂર્વ પ્રબળ સંસ્કારોનો નિર્ણય કરતા.

મનના પ્રત્યેક પ્રબળ વિચારો, ક્રિયા રૂપે બદલાવા સાથેજ અમારા મસ્તક અને શરીરના અમુક એક એક સ્થાન ઉપર એક એક ચિહ્ન અંકિત થાય છે. વર્તમાન યુગનું શરીર અને મનોવિજ્ઞાને, એ વિષય અનેક અંશે પ્રમાણિત કરી આપણને સામ્પ્રત એ સૂપત્યે શ્રદ્ધાવાન્ બનાવ્યા છે. વેદાદિ શાસ્ત્રોએ તો એ વિષયનું સ્પષ્ટીકરણ અનંત કાળથીજ કર્યું છે. હિંદુઓની-શ્રૃતિ, સ્મૃતિ, પુરાણ, અને દર્શનાદિ સર્વ શાસ્ત્રો એકે સ્વરે ગર્જના કરે છે

કે: “મનજ આ શરીરની સૃષ્ટિ સ્રજે છે.” અમુક મનુષ્યોના અંતઃકરણુનો વિચાર–પ્રવાહ કુમાર્ગે અથવા સુમાર્ગે વળવાની સાથેજ તેનું શરીર પણુ બદલાઇ જઇ તેવોજ આકાર ધારણુ કરી શકે છે. તે માટેજ શરીર અને અંગ પ્રત્યંગાદિની બનાવટ જોઇ લોકોનું ચરિત્ર નિર્ણુય કરવા સંબંધી અનેક મતો આપણુામાં પ્રચલિત છે, અને વિવાહ, દીક્ષાદાન વગેરે સ્થળે કન્યા અને શિષ્યના હાથ પગથી આરંભ કરીને શરીરના સર્વ અવયવોની રેખા–ચિહ્નો અને શરીરની રચનાને જોવી એ અત્યાર સુધી બહુ આવશ્યકીય મનાય છે, અર્થાત્ લગ્ન પ્રસંગે વરકન્યાનાં સામુદ્રિક લક્ષણો જોઇને કેટલાક પ્રકારના નિર્ણુયો થાય છે અને ઘણે ભાગે તે સાચા જણુાયા છે. જો કે વર-કન્યાનાં લગ્ન પ્રસંગે અને ગુરૂ શિષ્યને દીક્ષાદાન કરે છે તે સમયે તેમનાં સામુદ્રિક લક્ષણો જોવાનો રિવાજ હાલ આપણુામાંથી મ્હોટે ભાગે ઉડી ગયો છે. એ તો કબૂલ કરવુંજ પડશે.

સર્વ શાસ્ત્ર ઉપર વિશ્વાસુ પરમહંસદેવ, પોતાના શિષ્યમંડળના શરીર અને અવયવ વગેરેની રચના તપાસી જૂવે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી, પરંતુ તેઓ એ વિષય ઉપર વાર્તાના રૂપમાં, પ્રસંગોપાત અમને એટલી બધી વાતો કહી સંભળાવતા કે: જેથી અમે આશ્ચર્ય પામી સ્થિર ચિત્તે વિચાર કરતા કે: તેઓ એ સંબંધી આટલું બધું જ્ઞાન ક્યાંથી પ્રાપ્ત કરી શક્યા હશે વારૂ? પરંતુ અદ્યાપિ સુધી એવો કોઈ ગ્રન્થ નયનગોચર તો દૂર રહ્યું પણુ તેનું નામ સુદ્ધાં અમે નહિ સાંભળેલું હોવાથી એવા વિચારને અમારા મનમાં સ્થાન મળતું નહિ, તેથીજ આશ્ચર્ય પામીને સાંભળ્યા કરતા, અમે સ્ત્રી અથવા પુરૂષ–શરીરના પ્રત્યેક અવયવ અને ઇન્દ્રિયની રચના નિત્ય જણુાતા કેટલાક પદાર્થોની રચનાના જેવી હોય છે, એમ કહી પરમહંસદેવ તેનું વર્ણુન કરી એ પ્રમાણે થવાનું ફળાફળ કહી જતા. જેમ કે: મનુષ્યનાં નેત્રની વાત કાઢી કોઈનાં કમળના પત્ર જેવાં, કોઇનાં બળદનાં જેવાં, કોઇનાં ઉંદર જેવાં, કોઈનાં યોગી અથવા દેવતાનાં જેવાં વર્ણુવી કહેતા કે: કમળના પત્ર જેવાં ચક્ષુ હોય તે મનુષ્યના અંતરમાં સદ્દભાવ અને સાધુભાવ હોય છે. બળદના જેવાં નેત્ર હોય તેનામાં વિષયવાસના પ્રબળ હોય છે. યોગીનાં

ચક્ષુ ઉર્દ્ધ–દ્રષ્ટિ સમ્પન્ન–રતાશ પડતાં હોય છે. દેવતાના ચક્ષુ બહુ મ્હોટાં હોતાં નથી, પરંતુ કાન સુધી લાંબાં–સુંદર–સ્વચ્છ નિર્મળ હોય છે. કોઇની સાથે વાતચિત કરતી વખતે વચમાં જેને આડી નજરે જોવાની અથવા નેત્રના ખુણા તરફથી જોવાની ટેવ પડી હોય તે સાધારણ મનુષ્યોના કરતાં અધિક બુદ્ધિમાન કહી શકાશે.” અથવા શરીરની સાધારણ રચના સંબંધી બોલતા કહેતા કેઃ “ભક્તિમાન મનુષ્યનું શરીર સ્વાભાવિક રીતેજ કોમળ અને તેના હાથપગ વગેરેની ગ્રંથિઓ શિથિલ હોય છે. ( અર્થાત્ સહજમાં ફેરવી શકાય છે. ) કૃશ હોવા છતાં પણ તેનું શરીર, હાડકાં, પેશી વગેરે એવાં હોય છે કે જેથી અધિક કાંઇ જોવું પડતું નથી–બુદ્ધિમાનની પરીક્ષા કરતો વખતે તેની બુદ્ધિમાં રહેલું સત્ કિંવા અસત્ જાણવાથીજ તેની પરીક્ષા થઇ શકે છે. પરમહંસદેવ એવી પરીક્ષા કરતી વખતે તે મનુષ્યની કોણીથી આંગળાં સુધીનો હાથ પોતાના હાથમાં લઇ તેને પોતાનો હાથ શિથિલ કરવા કહેતા અને પછી તે હાથનું ગુરૂત્વ અથવા ભાર જોઇ લેતા. જો સાધારણ મનુષ્ય કરતાં તેના હાથનો ભાર ઓછો જણાતો તો તેને બુદ્ધિમાન કહેતા. શ્રીયુત પ્રેમાનન્દ સ્વામી* દક્ષિણેશ્વર પ્રથમ દિવસે આવ્યા ત્યારે પરમહંસદેવે તેમનો હાથ ઝાલી એ પ્રમાણેજ વજન કરી પરીક્ષા કરી હતી. મનુષ્યોની બુદ્ધિમાં કેટલું સત્ અથવા અસત્ છે તે જાણવા માટે પરમહંસદેવ એ પ્રમાણે કરતા હતા. તેનો પરિચય પણ અમને વળી એક દિવસ મળ્યો હતો. એજ પ્રસંગ ચાલતો હોવાથી તે આ સ્થળે પ્રકટ કરવામાં આવે છેઃ—

ગળાના વ્યાધિને લીધે પરમહંસદેવ જે સમયે કાશીપુરના બગિચામાં નિવાસ કરતા હતા તે સમયે લેખકના પરલોકવાસી કનિષ્ઠ સહોદર શ્રી ચારૂ-ચન્દ્ર ચક્રવર્તી એક દિવસ તેમનાં દર્શન કરવા ગયો હતો, તેને જોઇ પરમ-હંસદેવ વિશેષ પ્રસન્ન થયા હતા, અને તેને પોતાની પાસે બેસાડી તેને અનેક વિષયની પૂછપરછ કરી ધર્મવિષયક ઉપદેશ આપ્યો હતો. એ સમયે લેખક પણ ત્યાંજ હોવાથી પરમહંસદેવે પૂછ્યું કેઃ “ આ છોકરો ત્હારો ભાઇ

* પૂર્વ નામ બાબુરામ.

કે ?" લેખકે હા કહ્યા પછી તેમણે પુછ્યું: "બહુ સારો છે. ત્હારા કરતાં એનામાં વિશેષ બુદ્ધિ છે. લાવ જોઉં, સદ્બુદ્ધિ છે કે અસદ્બુદ્ધિ." એમ કહી તેના જમણા હાથનો કોણીથી આંગળાં સુધીનો વિભાગ પોતાના હાથમાં લઇ વજન કરતા કરતા બોલ્યાઃ" સદ્બુદ્ધિ છે." ત્યાર પછી કનિષ્ઠને બતાવીને લેખકને પુનઃ પ્રશ્ન કર્યો: "આને પણ આકર્ષણ કરીશું કેમ વારૂં ? (અર્થાત્ આનું મન પણ સંસાર ઉપરથી ઉદાસીન કરી ઇશ્વર મુખી કરી દઉં કેમ વારૂં ?) શું કહે છે ?" લેખકે કહ્યું હતું કે: "ઘણું સારૂ મહારાજ. તેમજ કરો." થોડી વાર સુધી વિચાર કર્યા પછી બોલ્યાઃ "ના, હમણાં રહેવા દે. એકને લીધો છે. વળી બીજાને લઇશ તો ત્હારાં માબાપને બહુ કષ્ટ થશે. વિશેષ તો ત્હારી માને કષ્ટ થશે. જીવનમાં અનેક શક્તિને+ ગુસ્સે કરી છે. હવે વિશેષ જરૂર નથી." એમ કહી પરમહંસદેવે તેને સદુપદેશ આપીને અને કિંચિત્ નાસ્તા પાણી કરાવીને વિદાય કર્યો હતો.

પરમહંસદેવ કહેતા કે: "શરીરના અવયવાદિની રચનાની પેઠેજ નિદ્રા, શૌચાદિ શારીરિક સર્વ ક્રિયાઓ પણ જૂદા જૂદા સંસ્કાર સમ્પન્ન મનુષ્યોને ભિન્ન ભિન્ન પ્રકારની થાય છે. બહુદર્શી મનુષ્યોને એવી ક્રિયાઓ પણ મનુષ્ય–ચરિત્ર નિર્ણયનાં સાધન રૂપ થઇ પડે છે. જેમ કે: નિદ્રા કરવાને સમયે સર્વ મનુષ્યોનો નિઃશ્વાસ સમાન ભાવે વહેતો નથી. ભોગી જનોનો શ્વાસ એક રીતે અને રોગી જનોનો એક અન્ય રીતે વહે છે. શૌચાદિ કરતી વખતે ભોગી–જનોની મૂત્ર–ધારા ડાબી બાજુએ અને ત્યાગી જનોની જમણી બાજુએ જઇ પડે છે. યોગી જનોના મળને સુવરો સ્પર્શ કરતા નથી."

પૂર્વોક્ત વિષય સંબંધી એક બીજો બનાવ પણ પરમહંસદેવે અમને કહ્યો હતો. હનુમાનસિંહ નામક એક મનુષ્ય મથુરબાબુના સમયમાં દક્ષિણેશ્વરના મંદિરનું રક્ષણ કાર્ય કરતો હતો. તે દ્વારવાનોમાંનો એક હોવા છતાં પણ હનુમાનસિંહનું માન વિશેષ હતું. કારણ, તે એક પ્રસિદ્ધ પહેલવાન હતો એટલુંજ નહિં પણ તે એક નિષ્ઠાવાન્ ભક્ત–સાધક પણ હતો. મહાવીર મંત્રના ઉપાસક હનુમાનસિંહને મલ્લયુધ્ધમાં પરાજય પમાડી તેની પદવી

+ જગદમ્બાની સૃજની અને પાલની શક્તિની મૂર્તિ થતી સ્વરૂપા નારીઓને.

લેવા માટે અન્ય એક પહેલવાન એક સમયે દક્ષિણેશ્વર આવ્યો હતો. તેનો પ્રકાણ્ડ દેહ, અને શારીરિક બળ વગેરે જોવા છતાં પણ તેની સાથે કુસ્તી કરવામાં હનુમાનસિંહ પાછો હડયો નહિં; કુસ્તી માટે દિવસ નક્કી થયો, અને મથુરબાબુ વગેરે ગ્રહસ્થો, બન્નેમાં કોની હાર જીત થઇ તેનો નિર્ણય કરવા નિમાયા.

કુસ્તી કરવાના દિવસથી અઠવાડીયા પહેલાં નવીન મલ્લે પુષ્કળ પૌષ્ટિક ખોરાક ખાવા માંડયો અને વ્યાયામાદિ અભ્યાસ કરવા લાગ્યો, પરંતુ હનુમાનસિંહે તેમ નહિં કરતાં તે દરરોજ જે પ્રમાણે વ્યાયામાદિ અને ભોજનાદિ કરતો હતો તેમજ કર્યું. તે તો પ્રતિદિન પ્રાતઃ સમયે સ્નાન કરી સમસ્ત દિવસ ઇષ્ટ મન્ત્રનો જપ કરતો અને સાંજે માત્ર એક વખત ભોજન કરતો. એ સાંભળી સર્વેએ ધાર્યું કેઃ હનુમાનસિંહ ભય પામ્યો છે અને તેણે કુસ્તીમાં જય મેળવવાની આશા મૂકી દીધી છે. પરમહંસદેવનો તેના ઉપર પ્રેમ હતો. તેથી તેમણે કુસ્તીને આગલે દિવસે તેને પૂછયું કેઃ " તમે વ્યાયામ અને પુષ્ટિકારક ખોરાક દ્વારા શરીરને કેમ તૈયાર કરી લીધું નહિં ? નવા મલ્લ સાથે કુસ્તી શી રીતે લઢી શકશો ? " હનુમાનસિંહે ભક્તિપૂર્વક પ્રણામ કરી કહ્યું: " આપની કૃપા હશે તો હું નક્કી જય મેળવીશ. કેટલાક પ્રકારના પૌષ્ટિક આહાર કરવાથીજ કાંઇ શરીરમાં બળ આવતું નથી. તે હજમ થવો જોઇએ. મ્હેં નવીન મલ્લનો મળ ગુપ્ત રીતે જોઇને જાણી લીધું છે કે તે તેની પાચનશક્તિ કરતાં વિશેષ આહાર કરે છે." પરમહંસદેવે કહ્યું કેઃ કુસ્તીને દિવસે હનુમાનસિંહનોજ જય થયો હતો. હનુમાને નવીન મલ્લને હરાવી દીધો હતો.

પુરૂષોના શરીરની પેઠેજ સ્ત્રી–શરીરના અવયવોની રચના સંબંધી પણ પરમહંસદેવ અમને અનેક વાતો કહેતા, અને તેનું અવલોકન કરી રમણીઓમાંની કેટલીકને તેઓ દેવીભાવ–સમ્પન્ન, અથવા વિદ્યા શક્તિ અને કેટલીકને આસુરીભાવ–સમ્પન્ન અથવા અવિદ્યા શક્તિ કહેતા. તેઓ કહેતા કે વિદ્યાશક્તિ રમણીઓને ભોજન, નિદ્રા, અને ઇન્દ્રિયાસક્તિ સ્વાભાવિક રીતેજ અલ્પ હોય છે. પતિની સાથે ઇશ્વરીય કથા શ્રવણ, અને તેવીજ વાતો

કરવાથી તેમના પ્રાણુમાં વિશેષ આનંદ ઉપજે છે. પતિને ઉચ્ચ આધ્યાત્મિક જ્ઞાન આપીને તેઓ નીચ પ્રવૃત્તિ અને હીન કાર્ય કરતાં તેને હમેશાં રોકે છે, અને પરિણામે ઇશ્વર પ્રાપ્ત કરી, જે કાર્યોવડે તે ( પતિ ) પોતાનું જીવન સફળ કરી શકે તેવાંજ કાર્યોમાં તેને ( સ્ત્રી ) સર્વ પ્રકારે સહાયતા આપે છે. અવિદ્યાશક્તિનો સ્વભાવ અને કાર્ય એથી સંપૂર્ણ વિપરીત હોય છે. આહાર નિદ્રાદિ સર્વ શારીરિક વ્યાપાર તેનામાં વિશેષજ જોવામાં આવે અને સુખ ભોગવવા સિવાય અન્ય કોઈ વિષયમાં પતિ ચિત્ત ના પરોવે એવોજ તે યત્ન કરતી રહે છે. પતિ જો કોઇ દિવસ કોઇ પારમાર્થિક કે ઇશ્વર સંબંધી વાત કરે તો તેનાથી તે ગુસ્સેજ થાય છે. તેનાથી તે સંતુષ્ટ થતી નથી. જે ઇન્દ્રિયની સહાયતાથી રમણીઓ માતૃત્વ–પદ–ગૌરવ પ્રાપ્ત કરે છે તેના બાહ્ય આકારથીજ તેના અન્તરની ભોગ શક્તિનો પરિચય મળી શકે છે, એવું કવચિત્ કવચિત્ પરમહંસદેવ કહેતા. તેઓ કહેતા કે તે નાના પ્રકારના આકારની હોય છે. તેમાંનો કોઇ કોઇ આકાર પાશવ–પ્રવૃત્તિની સ્વલ્પતાનો વિશેષ પરિચાયક હોય છે. વળી તેઓ કહેતા કેઃ જેનો પાછલો ભાગ કીડીની પેઠે ઉચ્ચ હોય છે તેના અંતરમાં આસક્તિ પ્રબળ હોય છે.

એ પ્રમાણે શરીરની રચના જોઇ માનવની પ્રકૃતિ જાણવા સંબંધી કેટલીએ વાતો પરમહંસદેવ અમને કહેતા. તેની ગણત્રી થાય તેમ નથી. લોક ચરિત્ર–જાણવાના ઉપાયોમાં તેમના કેટલાક નવીન ઉપાયોની સહાયતાવડે નરેન્દ્રનાથ વગેરે સર્વ ભકતોની તેમણે પરીક્ષા કરી લીધી હતી. એ પ્રમાણે પરીક્ષા લઇને સંતોષ પામ્યાથી તેમણે એક દિવસ નરેન્દ્રનાથને કહ્યું હતું કેઃ ત્હારા શરીરનાં સર્વસ્થાન સારાં લક્ષણ યુક્ત છે. કેવળ દોષ એટલોજ છે કેઃ નિદ્રા સમયે નિશ્વાસ–બન્ને નસ્કોરામાંથી–સાથે નીકળે છે. યોગીજનો કહે છે કેઃ બન્ને નસ્કોરાંમાંથી સાથે નિશ્વાસ નીકળે તો અલ્પાયુ થવાય."

૨ જું અને ૩ જું–સામાન્ય કાર્યોમાં જણાતા માનસિક વિચારો અને કામકાંચનાસક્તિ પ્રત્યે લક્ષ્ય રાખવું એજ કેટલાક મનુષ્યોની સ્વાભાવિક પ્રકૃતિ જાણવાનો દ્વિતીય અને તૃતીય ઉપાય પરમહંસદેવ જણાવતા હતા.

કોઈ ચોક્કસ મનુષ્યનું દક્ષિણેશ્વર પ્રથમ આગમન થતાંજ પરમહંસદેવ તેનાં પૂર્વોક્ત લક્ષણો વગેરે કેટલાક સમય પર્યંત ગુપચુપ તપાસ્યા કરતા હતા. ત્યાર પછી તેને પોતાના મંડળમાં ગ્રહણ કરવાનું જે દિવસે નક્કી કરતા તે દિવસથી તેને નાના પ્રકારના ઉપદેશ દઇને અને આવશ્યક જણાતાં ક્વચિત્ ક્વચિત્ મિષ્ટ તિરસ્કાર દ્વારા તેના દોષો ત્યજાવવાનો યત્ન કરતા. મંડળમાં ગ્રહણ કરીને તેને સન્યાસી કિંવા ગૃહસ્થ, કયા આશ્રમને ઉચિત થઇ પડે એવું જીવન રચવાની શિક્ષા આપવી તે સંબંધી પણ તેઓ પ્રથમથીજ નક્કી કરી રાખતા. તેથીજ તેઓ પોતાની પાસે આવનાર મનુષ્યને પ્રથમથી પ્રશ્ન પૂછતા કેઃ તે પરણેલો છે કે ? તેના ઘરમાં રોટલા ખાવાની સગવડ છે કે અડચણ પડે તેમ છે ? અથવા તે સંસાર ત્યાગ કરે તો તેને બદલે ઘર ચલાવે અને કુટુંબ પરિવારનું ભરણ પોષણ કરી શકે એવો કોઇ ઘરમાં છે કે નહિં ?

વિદ્યાલયનાં વિદ્યાર્થીઓ ઉપર પરમહંસદેવની વિશેષ કૃપા જોવામાં આવતી. તેઓ કહેતા કેઃ " આ લોકોનું મન હજી પણ સ્ત્રી, પુત્ર, માન, યશ વગેરેમાં લપટાઇ ગયું નથી, ( યોગ્ય શિક્ષણ મળતાં ) આ લોકો સહજમાં સોળ આના મન ઇશ્વરને અર્પણ કરી શકે. " તેથીજ વિદ્યાર્થીઓના હૃદયમાં ધર્મભાવ પ્રવેશ કરવાનો તેઓ વિશેષ યત્ન કરતા. અનેક દ્રષ્ટાંતો આપીને તેઓ પોતાનો પૂર્વોક્ત મત પ્રકટ કરતા. તેઓ કહેતા કેઃ મન એ તો ખસખસની પોટલી જેવું છે. એક વખત છુટી ગયા પછી તેના સર્વે દાણા એકત્ર કરવાનું કામ એક રીતે અસંભવિત છે. " " કાંટલો આવ્યા પછી પક્ષીને "રાધાકૃષ્ણ" નામ ભણાવવું અશક્ય થઇ પડે છે. " લીલા કાદવના વાસણ ઉપર ગાયની ખરીની છાપ પડે તો તે ભૂસી શકાય છે પણ વાસણ પરિપકવ થયા પછી તે છાપ ભૂસાતી નથી. " " કુમળુ વૃક્ષ જેમ વાળીએ તેમ વળે છે પણ તે મ્હોટું થયા પછી વળતું નથી. " વગેરે વાકયો કહેતા. આ કારણથીજ સંસારના જ્ઞાન વગરના વિદ્યાર્થીઓનેજ તેઓ વિશેષ પ્રેમથી પ્રશ્ન કરી તેમના મનની સ્વાભાવિક ગતિ, પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ સંબંધી જાણી લેતા અને અધિકારી જાણતાંજ તેને યોગ માર્ગે પરિચાલિત કરતા.

આ પ્રમાણે નાના પ્રકારના પ્રશ્ન કરી ચોક્કસ મનુષ્યના મનોભાવ જાણી લઇને તેઓ શાંત થતા નહિ, પરંતુ તે મનુષ્ય કેટલે દરજ્જે સરલ અને સત્યનિષ્ઠ છે, મ્હોંડેથી જે કહે છે તે પ્રમાણે કાર્ય કરી શકે છે કે નહિ, તે પ્રત્યેક કાર્ય વિચારપૂર્વક કરે છે કે નહિ, અને ઉપદેશ પ્રમાણે તે તે વિષયોની ધારણા કેટલે દરજ્જે કેવી રીતે કરી શકે છે, તે વિગેરે અનેક વિષયો સંબંધી તેઓ બારીક તપાસ કરી લેતા. કેટલાંક દષ્ટાંતનો ઉલ્લેખ કરવાથીજ વાંચકોને પૂર્વોક્ત વિષય બરાબર સમજાશે. કેટલાક દિવસ પર્યંત દક્ષિણેશ્વર આવ જા કર્યા પછી એકાએક એક બાળકને તેમણે પ્રશ્ન કર્યો કેઃ “ તું કેમ લગ્ન કરતો નથી ? ” તેણે ઉત્તર દીધોઃ “ પ્રભો ! મન વશ થયું નથી. વિવાહ કરવાથી સ્ત્રી ઉપરની આસક્તિને લીધે હિતાહિત જ્ઞાનશૂન્ય થવું પડે. જો કદી કામજિત થઇ શકીશ તોજ વિવાહ કરીશ.” પરમહંસદેવે જાણી લીધું કેઃ હૃદયમાં પ્રબળ આસક્તિ હોવા છતાં પણ બાળકનું મન નિવૃત્તિ માર્ગે દોરાઇ ગયું છે. ત્યાર પછી તેમણે હસતાં હસતાં પૂછ્યુંઃ “ જ્યારે તું કામજિત થશે ત્યારે તો પછી વિવાહ કરવાની આવશ્યકતાજ રહેશે નહિ. ”

એક બાળક સાથે એક દિવસ દક્ષિણેશ્વરમાં નાના પ્રકારની વાતો કહેતાં કહેતાં તેઓ બોલ્યા કેઃ “ આનો અર્થ શું વારૂ ? મ્હારાથી કમ્મરે કોઇ પણ રીતે (સર્વદા) વસ્ત્ર રાખી શકાતું નથી. અરે ! રહેતુંજ નથી—ક્વચિત્ નીકળી પડી ગયેલું પણ જાણી શકતો નથી ! હું વૃદ્ધ માણસ, નગ્ન થઇને ફરતો ફરૂં છું ! છતાં મ્હને લાજ—શરમ પણ આવતી નથી ! પહેલાં તો કોઈ જૂવે છે કે નથી જોતું તેનું બીલકુલ ભાન પણ રહેતું નહિ. હમણાં તો જેઓ મ્હને જૂવે છે તેમાંના કેટલાકને લજ્જા આવે છે એમ જાણી ખોળામાં લુગડું દાબી રાખું છું. તું મ્હારી પેઠે (નગ્ન) થઇને બધા લોકો સ્હામે ફરી શકીશ ? ” તેણે ઉત્તર દીધો. “પ્રભો ! નક્કી કહી શકતો નથી. આપ આજ્ઞા કરો તો વસ્ત્ર ત્યાગ કરી શકું.” તેમણે કહ્યુંઃ “જા, જોઉં. પહેરેલું ધોતીયું માથે વિંટાળી મંદિરના ચોકમાં એક વખત જઇ આવ તો જોઉં.” બાળકે કહ્યુંઃ “ તેમ કરી સર્વત્ર ફરી શકીશ નહિ, પરંતુ આપની સ્હામે તેમ કરી

શકીશ." પરમહંસદેવે કહ્યું: "એવું તો અનેક માણસો કહે છે. તેઓ પણ કહે છે કે, પહેરેલું વસ્ત્ર તમારી સ્હામે કાઢી નાખતાં અમને શરમ આવતી નથી પરંતુ અન્ય મનુષ્યોની સ્હામે અમને લજ્જા આવે છે."

પરમહંસદેવનો "વસ્ત્ર ત્યાગ" પ્રસંગ લખતી વખત એક દિવસનો બનાવ અમને યાદ આવે છે. સ્નિગ્ધ જ્યોત્સ્નામય સુંદર રજની હતી. ધારવા પ્રમાણે કદાચ તે દિવસે કૃષ્ણપક્ષની બીજ કે ત્રીજ હશે. રાત્રે શયન કર્યા પછી થોડી વારમાંજ ગંગામાં એકદમ રેલ આવી. પરમહંસદેવ શય્યા ત્યાગ કરી તુર્તજ બહાર આવ્યા. "ગંગામાં રેલ આવી છે. આવો, જોઇએ." એમ કહી સર્વને બોલાવતા તેઓ ઉંચા ઓટલા ઉપર ઉભા રહ્યા, અને નદીનો ભરવેગે છુટતો ઉન્મત્તના જેવો જળપ્રવાહ ફીણના મ્હોટા લોચા લઇ વેગપૂર્વક ઉછળતો દોડતો જતો હતો. એ જોઇ તેઓ બાળકની પેઠે આનન્દપૂર્વક નાચવા લાગ્યા. પરમહંસદેવે જે સમયે અમને બુમ પાડી તે સમયે અમને નિદ્રા આવી ગઈ હતી. ઉંઘની ધુનમાં ઉઠી ધોતીયાં સંભાળી અમને તેમની પાછળ જતાં થોડો વિલમ્બ થયો હતો. તેથી અમે ઓટલાપર જઇને ઉભા રહીએ તે પહેલાં તો રેલનો ઘોડો આવીને ચાલ્યો પણ ગયો. તેનો ઘુઘવાટો નરમ પણ પડી ગયો. કોઇ તેનાં સામાન્ય દર્શન કરી શક્યું નહિ. પરમહંસદેવ પોતાના આનન્દમાંજ મગ્ન હતા. રેલનો ઘોડો ચાલ્યા ગયા પછી અમને કહેવા લાગ્યા કે: "કેમરે! ઘોડાનું તોફાન જોયું કેવું હતું?" ત્યાર પછી અમે લુગડાં પહેરીને આવતા હતા એટલામાંજ તોફાન ચાલ્યું ગયું છે. એ સાંભળી બોલ્યા: "જાઓ, જાઓ, મૂર્ખાઓ! તમે લુગડાં પહેરો તેને માટે રેલનો ઘોડો ઉભો રહે કે? મ્હારી પેઠે લુગડાં પડતાં મૂકી કેમ ચાલ્યા આવ્યા નહિ?"

વિવાહ કરવાની ઇચ્છા છે કે નહિ? નોકરી કરશે કે નહિ? પરમહંસ દેવના એવા પ્રશ્નોનો ઉત્તર અમારામાંથી કેટલાક એવો આપતા કે: "વિવાહ કરવાની ઇચ્છા નથી પ્રભો! પરંતુ નોકરી તો કરવી પડશે." અતિશય સ્વતંત્રતા પ્રિય પરમહંસદેવને એ વાત બહુ ત્રાસદાયક લાગતી. તેઓ કહેતા કે: "જ્યારે વિવાહ કરીને સંસાર ધર્મ પાલન કરવો નથી ત્યારે જીવનપર્યંત

અન્યના નોકર થઇ રહેવાની જરૂર શી ? સોળ આના મન ઇશ્વરમાં અર્પણ કરી તેની ઉપાસના કર. સંસારમાં જન્મ ગ્રહણ કર્યા પછી મનુષ્યને માટે એથી મહત્વનું કાર્ય બીજું કોઇજિ નથી, અને એમ કરવું તદ્દન અસમ્ભવિત જણાય તો વિવાહ કરીને ઇશ્વરપ્રાપ્તિનેજ જીવનનો મુખ્ય ઉદ્દેશ્ય સમજી ધર્મ માર્ગનું અવલમ્બન કરી સંસારયાત્રા નિર્વાહ કર." એવોજ તેમનો અભિપ્રાય હતો એમ જણાય છે. તેથીજ આધ્યાત્મિક રાજ્યમાં ઉત્તમ અથવા મધ્યમ અધિકારી તરીકે તેઓ જે મનુષ્યને ધારતા તેમાંનાજ કોઇએ વિવાહ કર્યો છે અથવા વિશેષ કારણ સિવાય ઇતર સાધારણમનુષ્યની પેઠે અર્થોપાર્જનને માટે નોકરી સ્વીકારી અથવા નામ યશની આશા રાખી સંસારનાં અન્ય કોઇ પ્રકારનાં કાર્યમાં જોડાઇ તે પોતાની શક્તિનો ક્ષય કરે છે, એવું સાંભળી પરમહંસદેવના મનમાં બહુ દુઃખ થતું. તેમના બાળક ભક્તોમાંના એકે (નિરંજનાનન્દે) નોકરી સ્વીકારી છે એવું સાંભળી તેમણે તેને એક દિવસ કહ્યું હતું કેઃ "તું ત્હારી વૃદ્ધા માતાના ભરણપોષણને માટેજ નોકરી કરે છે તેથીજ. બાકી ત્હેં નોકરી ગ્રહણ કરી છે એવું સાંભળતાં ત્હારૂં મુખ પણ જોઇ શકત નહિ !" અન્ય એક ભક્ત વિવાહ કરીને કાશીપુરના બગિચામાં તેમનાં દર્શનાર્થે ગયો હતો. તે વખતે તેમને જાણે પુત્રશોક થયો હોય તેવી મુખમુદ્રા કરી તેની દાઢી ઝાલી અનરગળ અશ્રુપાત કરતાં કરતાં તેઓ વારંવાર બોલતા કેઃ "ઇશ્વરને ભૂલી જઇ એકદમ (સંસારમાં) ડૂબી જતો નહિ !"

વિશ્વાસ સિવાય ધર્મમાર્ગે આગળ વધી શકાતું નથી. નવીન પ્રેમની પ્રેરણાને લીધે એ વાક્યનો વિપરીત અર્થ કરી અમારામાંના કેટલાક યુવકો તે સમયે જેને તેને અને જેમાં તેમાં વિશ્વાસ રાખવા તત્પર થતા હતા. પરમહંસદેવની તીક્ષ્ણ દૃષ્ટિ તેમના ઉપર પડતાંજ તેઓ એ વાત જાણી લઇ તેમને સાવચેતી આપતા. વાસ્તવિક રીતે વિશ્વાસ રાખી ધર્મમાર્ગે અગ્રસર થવાનું કહેવા છતાં, તેમણે કોઇને કોઇ દિવસ વિવેક–વિચારનો ત્યાગ કરવાનું કહ્યું નથી. સત્ અસત્ સમ્પન્ન થઇને ધર્મમાર્ગે આગળ વધવું અને ઇષ્ટ અનિષ્ટ વિચાર કર્યા વગર સંસારિક કોઇ પણ કર્મ કરવા તત્પર થવું નહિ, એજ તેમનો મત હતો એવી અમારી ધારણા છે. તેમના આશ્રિતજનોમાંનો

એક ( સ્વામી યોગાનન્દ. પૂર્વાશ્રમનું નામ યોગેન્દ્રનાથરાય ચૌધુરી. ) એક દિવસ કોઇ દુકાનદારને ધર્મનો ભય બતાવી બજારમાંથી એક લોઢાનું કડું ખરીદી ઘેર આવ્યા પછી તેણે જોયું કે; દુકાનદારે તેને ફાટેલું કડું આપ્યું છે! પરમહંસદેવે તે વાત જાણી, એટલે તેને તિરસ્કાર આપી કહ્યું કેઃ “ ( ઇશ્વર ) ભક્ત થવું એટલે શું બેવકુફ બની જવું? દુકાનદાર શું દુકાન લુંટાવી દઇને ધર્મ કરવા બેઠો છે? તું તેના વચન ઉપર વિશ્વાસ રાખી કડું બરાબર તપાસ્યા વિનાજ લઇને ચાલ્યો આવ્યો શા માટે? હવે ફરીથી કદી પણ એ પ્રમાણે કરતો નહિ. કોઈ પણ વસ્તુ ખરીદવી હોય ત્યારે પાંચ દુકાને ફરી ભાવ પૂછ્યા પછીજ ઉચિત મૂલ્ય જાણી લેવું, વસ્તુ લેતી વખતે તેની સારી પેઠે પરીક્ષા કરવી, અને જે વસ્તુઓના નમુના મળે તેના જરા જરા નમુના સુદ્ધાં લીધા વગર ચાલ્યા આવવું નહિ.”

ધર્મ પ્રાપ્ત કરવા આવતાં કોઇ કોઇ મનુષ્યપ્રકૃતિમાં દયાનો ભાવ એટલો બધો અધિક વૃદ્ધિ પામી જાય છે કેઃ જેથી પરિણામે તે ( દયાભાવ ) તેના બંધનનું અને કદાચિત્ ધર્મમાર્ગમાંથી ભ્રષ્ટ થવાનું કારણ થઇ પડે છે. કોમળ હૃદયનાં નરનારીની અનેક સમયે એવીજ દશા થાય છે. તેટલા માટેજ પરમહંસદેવ એવાં નરનારીને કઠોર થવા માટે અને તેનાથી વિપરીત પ્રકૃતિનાં મનુષ્યોને કોમળ થવાનો સર્વદા ઉપદેશ આપતા હતા. અમારામાંના એક (સ્વામી યોગાનંદ)નું હૃદય અતિ કોમળ હતું. ખાસ કોઇ કારણ હોવા છતાં પણ તેનામાં ક્રોધનો ઉદય થતાં અથવા કઠોર શબ્દો બોલતાં અમે તેને કદી પણ જોયો છે કે નહિ એ શંકાજ છે. સંપૂર્ણ પ્રકૃતિ વિરૂદ્ધ હોવા છતાં—બિન્દુ માત્ર પણ ઇચ્છા નહિ હોવા છતાં—માતાના નેત્રમાં અશ્રુ નહિ જોઇ શકવાથી તેમણે સહસા એક દિવસ પોતાનો વિવાહ કરી દીધો—સંસારના બંધનમાં પડયા! પરમહંસદેવના આશ્રય અને આશ્વાસન વાણીએજ તેમના વિવાહ—બન્ધન—પ્રાણુમાં થતા દારૂણ પશ્ચાતાપ અને નિરાશ ભાવનામાંથી તે સમયે તેમનું રક્ષણ કર્યું હતું. એ પ્રમાણે અયોગ્ય કોમળતા અને દયાભાવને વશ રાખી, તે પ્રત્યેક કાર્ય વિચારપૂર્વક કરી શકે તે સંબંધી પરમહંસદેવની વિશેષ દ્રષ્ટિ હતી. સાધારણ વિષયની સહાયતાવડે પરમહંસદેવ તેને કેવી

રીતે શિખામણ આપતા તેનાં એક બે દ્રષ્ટાંત આપવાથી વાચકોના સમજ-વામાં આવશે. પરમહંસદેવનાં વસ્ત્રાદિ જ્યાં રાખવામાં આવતાં ત્યાં એક દિવસ એક વાંદાનો નિવાસ જોવામાં આવ્યો. પરમહંસદેવે કહ્યું: "વાંદાને બહાર લઇ જઇ વેગળે ફેંકી દે." પેલા ભક્તે વાંદાને પકડી બહાર નજીકજ મૂકી દીધો. તેણે તેને વેગળે નાંખ્યો નહિ! ઘરમાં આવતાંજ પરમહંસદેવે પ્રશ્ન કર્યો કે: "કેમ રે! વાંદાને ફેંકી દીધો કે?" તે ચકિત થઇ બોલ્યો: "ના, મહારાજ! મ્હેં તેને પાસે છોડી દીધો છે." તેમણે તેનો તિરસ્કાર કરી કહ્યું: "મ્હેં તને વેગળે ફેંકવાનું કહ્યું અને તેં તેને નજીક છોડી દીધો કેમ? જેમ કરવાનું કહું તેજ પ્રમાણે ભવિષ્યમાં વર્તવું. નહિ તો ભવિષ્યમાં મ્હોટાં કામોમાં ત્હારી પોતાની બુદ્ધિ પ્રમાણે ચાલી પશ્ચાતાપમાં પડશે."

કલકતેથી નોકામાં બેસી દક્ષિણેશ્વર આવતી વખતે શ્રીયુત યોગેન્દ્રે, એક દિવસ અન્ય એક આરોહીના પ્રશ્નનો ઉત્તર દેતાં કહ્યું હતું કે: તે રાણી રાસ-મણીના કાલી–મંદિરમાં પરમહંસદેવ પાસે જાય છે. એ સાંભળતાંજ પેલો માણસ વગર કારણે પરમહંસદેવની નિંદા કરતો કરતો બોલ્યો: "એ પણ ઢોંગજ, બીજું શું? સારૂં સારૂં ખાય છે, સારી ગાદી પણ સુવે છે, અને ધર્મનું બહાનું કરી સ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓનું માથું પકવી નાંખે છે! વગેરે." તેના એ શબ્દો સાંભળી યોગેન્દ્રને ઘણું દુઃખ થયું. તેણે વિચાર કર્યો કે તેને બે ચાર વાત સંભળાવી દેવી પરંતુ બીજી ક્ષણેજ પોતાની શાંત પ્રકૃતિની પ્રેરણાથી તેના મનમાં એવોજ વિચાર થયો કે: "પરમહંસદેવનો ખરો પરિચય મેળવવાનો યત્ન કર્યા વગર કેટલાએ માણસો કેટલા પ્રકારની વિપરીત ધારણાઓ અને નિંદાવાદ કરે છે તે બધાંને હું શું કરી શકીશ." એવો વિચાર કરી તે મનુષ્યને કાંઇ પણ ઉત્તર નહિ આપતાં મુનિવ્રત ધારણ કરી રહ્યા, અને પરમહંસદેવની પાસે ઉપસ્થિત થઇ તે વાત યથાસ્થિત કહી સંભળાવી. યોગેન્દ્રે ધાર્યું હતું કે: નિરાભિમાની પરમહંસદેવ–જેમને સ્તુતિ નિન્દા સાંભળી કોઇએ કદી પણ વિચલિત થતા જોયા નથી તેઓ આ વાત સાંભળી હાસ્યમાં ઉડાવી દેશે પરંતુ પરિણામ બીજુંજ આવ્યું. તેમણે એ બનાવને બીજાજ પ્રકારથી જોયો અને યોગેન્દ્રને એવાં આચરણ સંબંધી કહ્યું

કે: "તેણે ત્હારી ગેરઆજરી નિન્દા કરી અને તું તે નીચું માથું કરી સાંભળી આવ્યો? શાસ્ત્રમાં લખ્યું છે તે તું જાણે છે? ગુરૂ નિન્દા કરનારનું માથું કાપી નાંખવું અથવા તો તે સ્થાનનો ત્યાગ કરવો. મિથ્યા અપવાદનો ત્હેં જરાએ પ્રતિવાદ કર્યો નહિ!"

આવાજ એક બીજા બનાવનું વર્ણન કરતાંજ વાંચકો જાણી જશે કે: પરમહંસદેવની શિક્ષા અધિકારીઓની પ્રકૃતિને અનુસારજ રહેતી. શ્રીયુત નિરંજનનો સ્વભાવ ઉગ્ર પ્રકૃતિ હતો. તે નૌકા કરીને એક દિવસ દક્ષિણેશ્વર આવતો હતો તે સમયે સર્વ ઉતારૂઓને પરમહંસદેવની ઉપર પ્રમાણે અયોગ્ય નિન્દા કરતા સાંભળી પ્રથમ તેણે સખ્ત શબ્દોમાં જવાબ દીધો. તેનાથી તેઓ બંધ પડયા નહિં ત્યારે તે અતિશય ક્રોધાયમાન થઇ ગયો અને નૌકા ડૂબાવી દઇને તેનો બદલો લેવાનો વિચાર કર્યો. નિરંજનનું શરીર હૃષ્ટપુષ્ટ બળવાન હતું. તે તરવામાં એક્કો હતો. તેની ક્રોધભરિત મૂર્તિ જોઇ સર્વે ભય પામી સ્તબ્ધ થઇ ગયા, અને અતિશય કાલાવાલા અને ક્ષમા પ્રાર્થના કરી (નિંદા કરનારા) તેમને હોડી નહિં ડૂબાવવાની વિનતિ કરવા લાગ્યા. પરમહંસદેવે એ વાત જાણી ત્યારે તેનો તિરસ્કાર કરી બોલ્યા: "ક્રોધ એ તો ચાણ્ડાલ છે. ક્રોધને વશ કેમ થવાય? સત્ પુરૂષોનો ક્રોધ જળના ડાઘા જેવો, પડયા પછી સુકાઇ જાય. હીનબુદ્ધિના લોકો કેટલીએ જૂઠી વાતો કહે, તે સાંભળી વાદવિવાદ અને લડાઇ ટંટા કરવામાં જીવન વ્યતીત કરાય? એવે સ્થળે તો વિચાર કરવો કે એ તે લોક કે પોક (કીડા)? તેમની વાતોને તો કાને ધરવીજ નહિં. ક્રોધને વશ થઇ કેવું અન્યાય કર્મ કરવા તું તૈયાર થયો હતો, તેનો જરા વિચાર તો કરી જો. ખારવા—માછીઓએ ત્હારો શો અપરાધ કર્યો હતો? કે જેથી તે ગરીબો ઉપર પણ તું અત્યાચાર કરવા તત્પર થયો હતો?"

પુરૂષ ભક્તોની પેઠેજ સ્ત્રી ભક્તોની પણ સ્વાભાવિક પ્રકૃતિ જાણી લઇને પરમહંસદેવ તેમને ઉપદેશ આપતા. અમને યાદ છે કે: કોમળ સ્વભાવની કોઇ રમણીને તેઓ એક દિવસ નીચે પ્રમાણે સાવચેતી આપતા હતા:—"વિચાર કરો કે: તમારો કોઇ પરિચિત મનુષ્ય, અતિશય મહેનત

કરીને તમને સર્વ કાર્યમાં સહાયતા કરે તો પણ પોતાના દુર્બળ ચિત્તને રૂપ અને મોહના સપાટામાંથી વશ કરી શકે નહિં અને તમારે માટે કષ્ટ ભોગવે તો એ સમયે શું તમારે તેના ઉપર દયા બતાવવી ? ( તમારા રૂપ અને મોહનો તેને અધિકારી બનાવવો ? ) અથવા કઠોર ભાવે તેની છાતીમાં લાત મારી ચાલ્યાં આવી ચિરકાલને માટે તેનાથી દૂર રહેવું ? વિચારવું જોઇએ કે ગમે તે વખતે, ગમે તેના ઉપર દયા કરવી એ અયોગ્યજ છે. દયા બતાવવાની પણ કંઇ હદ હોય છે. દેશ, કાલ, અને પાત્રભેદનો વિચાર કરીને દયા કરવી જોઇએ. ”

પૂર્વોક્ત પ્રસંગે અન્ય એક બનાવ અમને યાદ આવે છે. હરિશ એ બળવાન યુવક હતો. ઘેર સુંદર સ્ત્રી, બાળક, પુત્ર અને સુખે રોટલો ખાય તેવો સુખી પણ હતો. કેટલાક દિવસ દક્ષિણેશ્વર આવજા કરતાં તેના મનમાં વિશેષ ભાવે વૈરાગ્ય–પ્રેમ ઉત્પન્ન થયો. તેનો સરલ સ્વભાવ, એકનિષ્ઠા અને શાન્તભાવ જોઇ પરમહંસદેવે પણ તેના ઉપર પ્રસન્ન થઇ તેને આશ્રય આપ્યો હતો. તે સમયથી પરમહંસદેવની સેવા અને ધ્યાન જપ પરાયણ થઇ હરિશ દક્ષિણેશ્વરમાંજ અધિક સમય વીતાડવા લાગ્યો. સગાં આપ્ત જનોનો ઠપકો, અપમાન, સાસરા તરફથી પ્રેમ પૂર્વક આમંત્રણ, અને સ્ત્રીનું રોદન, એમાંના કોઇથી તેનું મન વિચલિત થયું નહિં. તેણે કોઇની વાત નહિં સાંભળતાં એક પ્રકારનું મુનિવ્રત ધારણ કરી તે પોતાના ઇચ્છિત સ્થાને ગમન કરવા લાગ્યો. પરમહંસદેવ તેની શાન્ત, એક નિષ્ઠ પ્રકૃતિ તરફ અમારૂં ચિત્ત આકર્ષવા માટે પ્રસંગોપાત કહેતા કે: “જેઓ મનુષ્ય છે તેઓ તો જીવતાં મરી જાણે છે, હરિશની પેઠે ! ”

એક દિવસ સમાચાર આવ્યા કે: સંસારનાં સર્વ કર્મો પરિત્યાગ કરી સાધન ભજનમાં ગુંથાઇ રહેવાથી હરિશના ઘરનાં બધાં વિશેષ ગુસ્સે થઇ ઉઠયાં છે અને તેની સ્ત્રીએ ઘણા દિવસથી તેના દર્શન નહિં કરેલાં હોવાથી તેણે અન્ન જળનો ત્યાગ કર્યો છે. એ સાંભળી હરિશ પ્રથમની પેઠે શાંત રહ્યો. પરંતુ તેનું મન જોવા માટે પરમહંસદેવે તેને એકાંતમાં બોલાવી કહ્યું: “ત્હારી સ્ત્રી જ્યારે આટલી બધી વ્યાકુળ થઇ છે ત્યારે એક વખત ઘેર

જઇને તેને મળી આવે તો કેમ ? તેની સંભાળ લેનાર કોઇ નથી તેથીજ કદાચ એમ થતું હશે.* તેના ઉપર જરા દયા કરવામાં અડચણ શી ?" હરિશે અતિ કરૂણ સ્વરે કહ્યું: " પ્રભો ! દયા બતાવવાનું એ સ્થાન નથી. એ સ્થળે દયા બતાવવા જતાં માયા મોહમાં ફસાઇ પડી જીવનનું મુખ્ય કર્તવ્ય ભૂલી જવાનો સંભવ છે. આપ એવી આજ્ઞા ફરમાવશો નહિં." પરમહંસદેવ તેનો એ ઉત્તર સાંભળી પ્રસન્ન થયા હશે એમ ધારવામાં આવે છે. કારણ, ત્યારથી હરિશની વાત પ્રસંગોપાત અમને કહેતા અને તેના વૈરાગ્યની પ્રશંસા કરતા.

આ પ્રમાણે સાધારણ રીતે નિત્ય કર્મો ઉપર લક્ષ્ય રાખી અમારા હૃદયના દોષ--ગુણ જાણવા માટે પરમહંસદેવ સંબંધી ઘણાં દ્રષ્ટાંતો પ્રકટ કરી શકાય એમ છે. નિરંજનને અધિક પ્રમાણમાં ઘી ખાતાં જોઇ તેમણે કહ્યું હતું કે: " આટલું બધુ ઘી ખાય છે ? છેવટે શું લોકોની વહુ દિકરી કાઢી જવી છે કે ?" એક ભક્ત ઘણું ઉંઘતો હોવાથી તે પરમહંસદેવનો અપ્રીતિપાત્ર થઇ પડયો હતો. ચિકિત્સા શાસ્ત્રનું અધ્યયન કરવાની લ્હેમાં પડેલો એક ભક્ત તેમની મનાઇ-આજ્ઞા નહિં માનવાથી તેઓ બોલ્યા હતા કે: "એક પછી એક વાસનાનો ત્યાગ કરવું તો કયાંયે રહ્યું પણ ઉલટો વાસના જાગની વૃદ્ધિ કરે છે. તેમ થવાથી આધ્યાત્મિક ઉન્નતિ શી રીતે મેળવી શકાશે ?" આવા અનેક દ્રષ્ટાંતો અમે વાંચકોને આપી ચૂકયા છીએ તેથી એ સંબંધી અધિક લખવું ઉચિત નથી.

આશ્રિત ભકતોની સ્વાભાવિક પ્રકૃતિ પૂર્વોક્ત ઉપાયોની સહાયતાથી-જાણી લઇ તેમના દોષ ધીમે ધીમે સુધારવાનો યત્ન કરી પરમહંસદેવ સંતોષ પામતા નહિ, પરંતુ પોતાનો ઉદ્દેશ્ય કેટલે દરજ્જે ફળિભૂત થયો છે, તે સંબંધી તેઓ વારંવાર તપાસ કરતા. એ સિવાય તેવા કોઇ ભક્તની આધ્યાત્મિક ઉન્નતિનું પ્રમાણ જોવા માટે તેમને એક ચોક્કસ ઉપાયની સહાયતા લેતાં જોવામાં આવતા. ઉપાય એ છે કે:

---

* હરિશની માતા જીવતી નહોતી તેથીજ કદાચ પરમહંસદેવે એ પ્રમાણે કહ્યું હશે.

૪ થું—અમુક કોઇ ભક્ત તેમની પાસે પ્રથમ આવતી વખતે તો શ્રદ્ધા અને ભક્તિભાવની પ્રેરણાથી આવતો, પરંતુ તેનો તે ભાવ દિવસે દિવસે વૃદ્ધિ પામે છે કે નહિ તેની સર્વદા તપાસ રાખવી એવી પરમહંસદેવને ટેવ હતી. એ વિષય જાણવા માટે તેઓ ક્વચિત્ ક્વચિત્ પોતાની આધ્યાત્મિક અવસ્થા અથવા ખાસ કોઇ આચરણો સંબંધી તે મનુષ્ય કેટલે દરજ્જે સમજી શક્યો છે તે પૂછતા. ક્વચિત્ તે પોતાનાં સર્વ કથન ઉપર વિશ્વાસ રાખે છે કે નહિ તે તરફ ધ્યાન આપતા. વળી ક્વચિત્ પોતાના મંડળના જે મનુષ્યો સાથે ગાઢ સંબંધમાં આવતાં જેમના વિચારો અને બુદ્ધિ પ્રાપ્ત કરવા જેવું હોય તેની સાથે ભક્તનું ઓળખાણ કરાવી દેતા, વગેરે અનેક ઉપાયો યોજી તેમને સહાયતા કરતા. આ પ્રમાણે, જેટલા દિવસ પર્યંત તે મનુષ્ય પોતાના અંતઃકરણની સાધારણ પ્રેરણા વડે પરમહંસદેવને જગતમાં સર્વ શ્રેષ્ઠ આધ્યાત્મિક આદર્શનો પ્રકાશ જાણી ગ્રહણ કરવા સમર્થ થતો તેટલા દિવસ પર્યંત તેઓ તેની ધર્મ પ્રાપ્તિ સંબંધી નિશ્ચિંત થઇ શકતા નહિ.

પૂર્વોક્ત વાર્તા સાંભળી વાંચક આશ્ચર્ય પામશે એમાં સંદેહ નથી; છતાં થોડો વિચાર કરતાં જણાશે કેઃ એમાં આશ્ચર્ય પામવાનું કારણ નથી એમ નહિ, પરંતુ એ પ્રમાણે વર્તવું એ પરમહંસદેવને માટે અત્યંત યુક્તિ યુક્ત અને સ્વાભાવિક હતું. સમજી શકાય છે કેઃ તેઓ પોતાનામાં અદ્રષ્ટ પૂર્વ આધ્યાત્મિકતા પ્રકટ થયાનું ખરેખર જાણી શક્યા હતા. તેથી એવાં આચરણ ધારણ કર્યા સિવાય તેમની બીજી ગતિજ ન હતી. અમે એક સ્થળે વાચકને દર્શાવી ગયા છીએ કેઃ "ઘણા વર્ષ પર્યંતની તપસ્યા અને ભાવ-સમાધિની સહાયતાથી પરમહંસદેવના હૃદયમાં અભિમાન-અહંકાર તદ્દન નષ્ટ થઇ ગયા પછી તેમાં શંકા અને પ્રમાદનો સંભવ ઉડી ગયો ત્યારે જ ત્યાં અખણ્ડ સ્મૃતિ અને અનન્ત જ્ઞાન-પ્રકાશે ઉત્પન્ન થઇ તેનો શરીરના અણુએ અણુમાં અનુભવ કરાવ્યો હતો કેઃ તેમના શરીર અને મનમાં જે પ્રકારનો નવીન આધ્યાત્મિક આદર્શ પ્રકટ થયો છે, તેવો સંસારમાં અન્યત્ર કોઇ પણ સ્થળે થયો નથી. તેથી એ તત્વ હૃદયમાં બરાબર સમજી લઇ, ઉક્ત આદર્શના પ્રકાશમાં જે મનુષ્ય પોતાનું જીવન રચવા પ્રયત્ન કરશે તેનેજ વર્તમાન યુગમાં

આધ્યાત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરવાનું સુગમ અને સહજ સાધ્ય થશે, એ સંબંધી તેમને પોતાને વિશ્વાસ રાખવો પડયો હતો. તેટલા માટેજ તેમની પાસે આવનાર મનુષ્યોને, તેમના સંબંધના પૂર્વોક્ત વિષયો સમજી શક્યા છે કે નહિ અને તેમની દર્શાવેલી મહદ્ ઉદાર ભાવનાઓના આશ્રયમાં પોતપોતાનું જીવન રચવા તેઓ યત્ન કરે છે કે નહિ તે સંબંધી પરમહંસદેવ વિશેષ રૂપે તપાસ કરે એ કાંઇ વિચિત્ર કહેવાશે નહિ.

અંતઃકરણની પૂર્વોક્ત ધારણાઓ પરમહંસદેવ, નાના પ્રકારે અમારા સમક્ષ પ્રકટ કરતા. તેઓ કહેતા કેઃ " નવાબી અમલની મુદ્રા તે બાદશાહી અમલમાં ચાલે નહિ. (બાબાશાહી રૂપિયો કલ્લદારના વખતમાં તેટલીજ કિંમતે ચાલતો નહોતો.) હું જે પ્રમાણે કહું છું તે પ્રમાણે ચાલ્યા જશો તો સીધી રીતે ધારેલે સ્થળે પહોંચાડી આવીશ. " જેનો છેલ્લોજ જન્મ છે, જેનો સંસારમાં પુનઃ પુનઃ આગમનનો અને જન્મ મરણનો અંત આવ્યો છે, તેજ મનુષ્યો આ સ્થાને (મ્હારી પાસે) આવશે અને આ સ્થળની ભાવનાઓ હૃદયમાં ગ્રહણ કરશે." " તમારા ઇષ્ટ (ઉપાસ્ય દેવ), (પોતાને બતાવીને) આની અંદર છે. એનું ધ્યાન ધરવાથી, એનો વિચાર કરવાથી, તેનું ધ્યાન કરવા બરાબર થશે. (અર્થાત્ જેઓ પરમહંસદેવનેજ સર્વસ્વ માનશે તેને બીજા ઇષ્ટ દેવને માનવાની જરૂર રહેશે નહિ.)" વગેરે.

આશ્રિત ભકતોના અન્તઃકરણમાં પૂર્વોક્ત ભાવના ઉદય થઇ દિનપ્રતિદિન તેની દ્રઢ રૂપે પ્રતિષ્ઠા થાય છે કે નહિ, તે સંબંધી પરમહંસદેવ કેવી રીતે તપાસ કરતા તેનાં કેટલાંક દ્રષ્ટાંત લખવાથી વાચકો અમારા કહેવાનું તાત્પર્ય સમજી શકશે.

પરમહંસદેવનાં પુણ્ય પવિત્ર દર્શન અને નિઃસ્વાર્થ કૃપા મેળવવા માટે જેઓ ભાગ્યશાળી થયા હતા તે સર્વ સારી પેઠે જાણે છે કેઃ તેઓ તેમને એકાંતમાં અથવા બેચાર ભકતોના સન્મુખ, પ્રસંગોપાત એકાએક પ્રશ્ન કરી પૂછતા કેઃ "વારૂ, તમે મ્હને મનમાં કયે રૂપે માનો છો કહો જોઉં ?" દક્ષિણેશ્વર આવજા કરતાંજ થોડા સમય પછી તેની સાથે ગાઢ સંબંધ થતાંજ તેઓ એવો પ્રશ્ન પૂછતા. એમ થવાથી પ્રથમ દર્શન સમયેજ કિંવા તેના

પછી થોડે સમયે એવો પ્રશ્ન નહોતા પૂછતા એમ નથી. જે ભક્તોના આગમનની વાત, તેમના આવતા પહેલાં ઘણાં વર્ષ અગાઉ યોગ દ્રષ્ટિની સહાયતાથી તેઓ જાણી શકતા હતા, તેમાંના કોઇ કોઇ તો ત્યાં આવતા કે, તુર્તજ પરમહંસદેવ તેને ઉપર પ્રમાણે પ્રશ્ન પૂછતા. એ અમે જાણીએ છીએ. તેમના પ્રત્યેક આશ્રિત ભક્તો, એ પ્રશ્નના કેટલાએ પ્રકારના ઉત્તર દેતા તે વર્ણવી શકાય એમ નથી. કોઇ કહેતા કે: "આપ એક સાચા સાધુ પુરૂષ છો." કોઇ કહેતા કે: "આપ સાચા ઇશ્વરભક્ત છો." કોઇ કહેતા કે: "આપ મહા પુરૂષ છો." કોઇ કહેતા કે: "આપ સિદ્ધ પુરૂષ છો." કોઈ "ઇશ્વિરાવતાર," કોઇ "સ્વયં શ્રી ચૈતન્ય," કોઇ "સાક્ષાત્ શંકર," કોઇ "ભગવાન," વગેરે ઉત્તર દેતા. બ્રાહ્મસમાજમાંથી નીકળી અત્રે આવેલા ભક્તો કે જેઓને ઇશ્વરના અવતાર ઉપર વિશ્વાસ નહતો તેઓમાંના કોઇ કોઇ બોલ્યા હતા કે: "આપ તો શ્રીકૃષ્ણ, બુદ્ધ, ઇસુખ્રિસ્ત, અને શ્રી ચૈતન્યાદિ ભક્તરાજ સમાન એક મૂખ્ય ઇશ્વર પ્રેમિક છો." વળી ખ્રીસ્તિ ધર્મના વિલિયમ્સ* નામક અંગ્રેજ ભક્તને ઉપર પ્રમાણે પ્રશ્ન પૂછતાં તેણે "તમે નિત્ય ચૈતન્યમય મૂર્તિ, ઇશ્વરપુત્ર ઇસામસીહ છો." એમ કહ્યું હતું. ઉત્તરદાતાઓ પરમહંસ દેવને ગમે તેવા સમજો કે ન સમજો--ઓળખો કે ન ઓળખો, પરંતુ તેમના ઉત્તર—વાક્ય ઉપરથી તેમના સંબંધી અને સાથે સાથે ઇશ્વર સંબંધી પોતપોતાનો મનોભાવ દર્શાવતા એમાં તો સંદેહજ નથી. પરમહંસદેવ પણ તેમના જેવા મનોભાવ તેવા પ્રકારના તેમની સાથે આચરણ કરતા અને ઉપદેશ આપતા. કારણ, ભાવનામય પરમહંસદેવ, કદી પણ કોઇની ભાવના નષ્ટ નહિ કરતા, તેની પુષ્ટિ કરતા અને તે મનુષ્ય દેશકાલને અનુસરી સત્ય સ્વરૂપ શ્રી ભગવાનની પ્રાપ્તિ કરી શકે તે માટે તેને સહાયતા કરતા, તેમ છતાં ઉત્તરદાતા તેમના પ્રશ્નનો ઉત્તર પોતાના હૃદયની ધારણા શક્તિથી આપે છે કે: અન્ય

---

* અમને પાકે પાયે ખબર મળી છે કે: એ પુરૂષે, કેટલોક વખત પરમહંસ દેવની પાસે આવજા કર્યા પછી એ પુરૂષ તેમને ઈશ્વરાવતાર તરીકે માનતા હતા, અને તેમના ઉપદેશથી તેમણે સંસારનો ત્યાગ કરી પંજાબ પ્રદેશની ઉત્તરમાં હિમાલય પર્વતના કોઇ એકાંત સ્થળમાં તપસ્યાદિ કરવામાં સમય નિર્ગમન કરી શરીર ત્યાગ કર્યું હતું.

કોઇ મનુષ્યની શિખવણીથી કહે છે તે વિષય ઉપર તેમનું વિશેષ લક્ષ્ય રહેતું.

પૂર્ણ બાબુ જ્યારે પરમહંસદેવની પાસે પ્રથમજ દર્શને આવ્યો ત્યારે તે તદ્દન બાળક જ જણાતો હતો. તેનું વય તેરેક વર્ષનું હશે એ સમયે પરમ-હંસદેવના પરમ ભક્ત શ્રીયુત મ–( મહેન્દ્ર માસ્તર ), વિદ્યાસાગર મહાશય દ્વારા સંસ્થાપિત શ્યામ બજારના વિદ્યાલયમાં મુખ્ય શિક્ષકના પદ ઉપર હતા અને વિદ્યાભ્યાસ કરતા બાળકોમાં કોઇને પણ સ્વાભાવિક રીતે ઇશ્વર પ્રેમી જોતાંજ તેઓ દક્ષિણેશ્વર પરમહંસદેવ પાસે લઇ જતા હતા. એ પ્રમાણે તેજ–ચન્દ્ર, નારાણ, હરિપદ, ગંગાધર, (સ્વામી અખણ્ડાનન્દ), વિનોદ, (ન્હાનો) નરેન્દ્ર, પ્રમથ (પલટુ), વગેરે બાગ બજાર તરફના અનેક બાળકોને એક પછી એક પરમહંસદેવના આશ્રમમાં તેઓ લઇ આવ્યા હતા, એમ કરવાથી અમા-રામાંના કોઇ કોઇ તેમને હાસ્યમાં " છોકરાં પકડી જનાર મહેતાજી " કહેતા હતા, અને પરમહંસદેવ પણ તે સાંભળી ક્વચિત્ ક્વચિત્ હાસ્ય કરતા કરતા બોલતા કે: " તેનું એ નામ બરાબરજ છે. " વિદ્યાલયમાં ત્રીજું ધોરણ ભણાવતી વખતે તેમનું ચિત્ત એક દિવસ બાળક પૂર્ણચન્દ્રના સુંદર સ્વભાવ અને મધુર વાતચિત તરફ આકર્ષાયું. તે પછી થોડા દિવસમાંજ તેમણે એ બાળકનો પરમહંસદેવ સાથે પરિચય કરાવવાનો બંદોબસ્ત કર્યો. બંદોબસ્ત ગુપ્ત રીતેજ થયો હતો. કારણકે પૂર્ણના પિતા વગેરે બહુ કડક મિજાજનાં હતાં. એ વાત જાણે તો શિક્ષક અને વિદ્યાર્થીને અપમાન પામવાની ખાત્રી હતી. તેથી યોગ્ય સમયે વિદ્યાલયમાં આવી ગાડી ભાડે કરી તેને દક્ષિણેશ્વર લઇ ગયા અને સ્કુલ છુટે તે પહેલાં તો દરરોજની પેઠે તેઓ ઘેર ચાલ્યા ગયા હતા.

તે દિવસે પૂર્ણને જોતાંજ પરમહંસદેવને બહુ આનંદ થયો હતો અને પરમ સ્નેહપૂર્વક તેને ઉપદેશદાન અને નાસ્તો પાણી કરાવી, ઘેર જતી વખતે બોલ્યા હતા કે: " જ્યારે ત્હને સગવડ મળે ત્યારે ચાલ્યો આવજે. ગાડી ભાડે કરીને આવજે. આવવા જવાનું ભાડુ અહિંથી આપવાનો બન્દોબસ્ત કરીશું." ત્યાર પછી અમને કહ્યું હતું કે: " પૂર્ણ તો નારાયણનો અંશ છે. સત્વગુણી પાત્ર છે, આધ્યાત્મિક નરેન્દ્રની ( સ્વામી વિવેકાનંદની ) નીચે પૂર્ણનું સ્થાન

કહી શકાશે! આ સ્થળે આવીને ધર્મ પ્રાપ્તિ કરવા માટે, ઘણા સમય પૂર્વે જેને જેને મ્હેં જોયા છે તેમાં પૂર્ણના આવવાથી એ શ્રેણીના ભક્તજનોનું આગમન પૂર્ણ થયું સમજવું. હવે એવો કોઇ ભક્તજન આ સ્થળે આવશે નહિ.”

પૂર્ણને પણ તે દિવસે અપૂર્વ ભાવાન્તર ઉપસ્થિત થયું હતું. પરમહંસદેવની સાથે પૂર્વનો કંઇક સંબંધ છે એવી પૂર્વ સ્મૃતિએ જાગૃત થઇ તેને એકદમ સ્થિર અને અન્તર્મુખી કરી દીધો હતો, અને તેના બન્ને નેત્રોમાંથી ચોધાર આનન્દાશ્રુ ધારા વર્ષવા લાગી હતી! વડિલોના ભયને લીધે, ઘણે યત્ને પોતાના જીવને સ્થિર કરી તે દિવસે તે ઘેર પાછો ફર્યો હતો. તે સમયથીજ પૂર્ણને જોવા અને તેને મિષ્ટાન્નાદિ ખવડાવવા માટે પરમહંસદેવના મનમાં અતિશય આગ્રહ ઉત્પન્ન થયો હતો. સગવડ પ્રાપ્ત થતાંજ તેઓ અનેક પ્રકારનાં મિષ્ટાન્નો તેને મોકલી દેતા, અને જે મનુષ્ય તે લઇ જતો તેને બહુ આગ્રહ પૂર્વક કહેતા કે તે ગુપ્ત રીતે એટલે ખાવાનું તેનાજ હાથમાં આપવું કારણ, તેના ઘરના વડિલો જાણે તો તેના ઉપર અત્યાચાર થવાનો સંભવ છે!

પૂર્ણને મળવા માટે, પરમહંસદેવને અમે નેત્રમાંથી દડ્દડ્ આંસુ પાડી રડતા જોયા હતા! તેમનાં એવાં આચરણથી અમને આશ્ચર્ય પામતા જોઇ તેઓએ એક દિવસ કહ્યું હતું કે: “ પૂર્ણ તરફ આવું આકર્ષણ જોઈ તમને આશ્ચર્ય થાય છે, પણ નરેન્દ્ર ( વિવેકાનન્દ ) ને માટે પ્રથમ મ્હારા પ્રાણમાં જેવી વ્યાકુળતા થતી હતી અને હુ જેવો તડફડાટ કરતો હતો તે જોવાથી કોણ જાણે તમને શુંયે થાત!” ગમે તેમ હો, પૂર્ણને જોવા માટે વ્યાકુલ થતાંજ, પરમહંસદેવ ત્યાંથી ખરા મધ્યાહ્નને કલકત્તે આવી ઉપસ્થિત થતા અને બાગ બજારમાં બલરામબસુને ઘેર અથવા તે તરફ અન્ય કોઇને ઘેર ઉપસ્થિત થઇ સંદેશો મોકલી તેને વિદ્યાલયમાંથી તેડાવી મંગાવતા! એવા કોઇ સ્થળે પૂર્ણે પરમહંસદેવનાં પૂજ્ય-પવિત્ર દર્શનનો બીજીવાર લાભ લીધો હતો, અને તે દિવસે તો તે તદ્દન આત્મ-જ્ઞાન શૂન્ય થઈ ગયો હતો. પરમહંસદેવે તે દિવસે તેને સ્નેહમયી માતાની પેઠે પોતાને હાથે મિષ્ટાન્ન ખવડાવ્યું હતું, અને પૂછ્યું હતું કે: “ત્હારા મનમાં મ્હને તું ત્હારો કોણ જાણે છે,

કહે વારૂં ?" ભક્તિ ગદ્ ગદ્ હૃદયની અપૂર્વ પ્રેરણાથી અધીરા થઇ પૂર્ણે ઉત્તર દીધો હતો કેઃ "આપ તો ભગવાન્ છો, સાક્ષાત્ ઇશ્વર છો !"

બાળક પૂર્ણ, દર્શન કરતાંજ તેમને સર્વોચ્ચ આધ્યાત્મિક આદર્શ રૂપે ગ્રહણ કરી શકયો હતો એ વાત જાણી પરમહંસદેવને તે દિવસે આશ્ચર્ય અને આનન્દનો અવધિ રહ્યો નહોતો. તેમણે તેને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપી શક્તિદાયક મંત્ર સહિત સાધન-રહસ્યનો ઉપદેશ દીધો હતો, ત્યાર પછી દક્ષિણેશ્વર પાછા આવી અમને વારંવાર કહેતા હતા કેઃ-"વારૂં, પૂર્ણ તો હજી બાળક છે, બુદ્ધિ પરિપકવ થઇ નથી, છતાં તે શી રીતે આ વિષય સમજી શકયો કહો જોઉં?" વળી બીજા કેટલાક ભકતોએ પણ આન્તરિક પ્રેરણાને લીધેજ મ્હારા પ્રશ્નના એવાજ ઉતર દીધા છે! એનેજ પૂર્વ જન્મકૃત સંસ્કાર કહે છે! એમના શુદ્ધ સાત્વિક અંતઃકરણમાં સત્યની છબી સ્વાભાવિક રીતેજ પૂર્ણરૂપે પ્રફુલ્લિત થઇ ઉઠે છે!"

દૈવયોગે પૂર્ણ (પૂર્ણચન્દ્ર ઘોષ) ને લગ્ન કરી સાધારણ મનુષ્યોની પેઠે સંસારયાત્રા નિર્વાહ કરવી પડી હતી, કિન્તુ તેની સાથે જેમનો ગાઢ સંબંધ થયો હતો તે સર્વે તેના અલૌકિક વિશ્વાસ, ઇશ્વરશ્રદ્ધા, સાધનપ્રિયતા, નિરાભિમાનપણું અને સર્વ પ્રકારના આત્મત્યાગ સંબંધી એકે અવાજે સાક્ષી પૂરે છે.

આશ્રિત ભક્તજનોને પૂર્વોક્ત રીતે પ્રશ્ન પૂછવા સંબંધી અમે એક વિશેષ દ્રષ્ટાન્તનો ઉલ્લેખ કરીએ છીએ. દક્ષિણેશ્વર આવ્યા પછી થોડે સમયે અમારા એક ઓળખીતા ભક્તને પરમહંસદેવે એક દિવસ પોતાના ઓરડામાં ટાંગેલી મહાપ્રભુની કીર્તન કરતી છબી બતાવી પૂછ્યું કેઃ "સર્વે કેવા ઇશ્વરી ભાવનામાં તલ્લીન થયા છે તે જોયું કે?"

ભક્તઃ "એ તો બધા ક્ષુદ્ર માણસો છે મહારાજ."

પરમહંસદેવઃ "એમ કેમરે ? એવું શા માટે બોલે છે?"

ભક્તઃ "સાચું છે મહારાજ! હું નદીયા રહું છું. હું જાણું છું કેઃ એવું તો ક્ષુદ્ર મનુષ્યો બોલે છે."

પરમહંસદેવઃ "તું નદીયા રહે છે ત્યારે તો ત્હને પ્રણામ છે.* વારૂં, રામ વગેરે (પોતાને બતાવી) આ શરીરને અવતાર કંહે છે. તું ત્હારા મનમાં શું ધારે છે વારૂં ?"

ભક્તઃ "તેઓ તો ઘણો ક્ષુદ્ર અભિપ્રાય દર્શાવે છે મહારાજ."

પરમહંસદેવઃ "એમ કેમરે ? ભગવાનનો અવતાર કહે છે તેને તું ક્ષુદ્ર અભિપ્રાય કેમ કહે છે ?"

ભક્તઃ "સત્ય છે મહારાજ ! અવતાર તો તેનો (ઇશ્વરનો) એક અંશ કહેવાય છે. હું તો આપને સાક્ષાત્ શંકર જાણું છું."

પરમહંસદેવઃ "કહે છે શું ?"

ભક્ત : "મનમાં એવોજ ભાવ ઉત્પન્ન થાય છે ત્યાં પછી શું કરૂં ? બોલો ? આપે શંકરનું ધ્યાન કરવાનું કહ્યું છે પરંતુ નિત્ય યત્ન કરવા છતાં પણ તે કોઇ રીતે થઇ શકતું નથી ! ધ્યાન ધરવા બેસતાંજ આપનું પ્રસન્ન મુખ નેત્રસન્મુખ ઉજ્વળરૂપે જણાય છે. તેને ખસેડી શિવને મનમાં લાવી શકતો નથી. અરે ! ઇચ્છાજ થતી નથીને ! તેથી આપનેજ શંકર જાણું છું."

પરમહંસદેવઃ (હસતાં હસતાં) "શું કહે છે એ ? પરંતુ હું તો જાણું છું કેઃ હું ત્હારા વાળની એક ન્હાની લટ બરાબર છું. (બન્નેને હાસ્ય) ઠીક થયું. ત્હારે માટે ઘણી ચિન્તા થતી હતી. આજે નિશ્ચિંત થયો."

છેલ્લું વાક્ય પરમહંસદેવ શા માટે બોલ્યા હતા તેનું કારણ એ ભક્ત તે વખતે સમજી શક્યો હતો કે નહિ તે અમે કહી શકતા નથી. અમે જાણુતા હતા કેઃ એવે સમયે પરમહંસદેવ પ્રસન્ન થયા છે એમ જાણી અમારો જીવ પ્રફુલ્લિત થઇ ઉઠતો, અને તેમની એવી વાતો સમજવાની અમને પ્રવૃત્તિજ થતી નહિ ! હમણાં સમજી શકીએ છીએ કેઃ "તેમને સર્વશ્રેષ્ઠ આધ્યાત્મિક આદર્શ સમજી તેણે ગ્રહણ કર્યા છે એમ જાણીનેજ પરમહંસદેવે તે મનુષ્યને તે દિવસે એવાં વાક્યો કહ્યાં હતાં."

---

* કોઇની સાથે સાક્ષાત્કાર થતાં પ્રથમ તેને પ્રણામ કરવાનો પરમહંસદેવનો રિવાજ હતો. એ મનુષ્યને પ્રથમ એક વખત પ્રણામ કર્યા હતા તેથીજ પુનઃ પ્રણામ કરતી વખતે તેમણે એવા શબ્દો કહ્યા હતા.

આશ્રિત ભક્તજનો, તેમનાં સર્વે પ્રકારનાં આચરણો બહુ લક્ષ્યપૂર્વક તપાસી જોઇ સમજ્યા પછીજ તેમને એ પ્રમાણે ગ્રહણ કરે તે માટે પરમહંસદેવ વિશેષ યત્ન કરતા, એવું સમજી શકાય છે. કારણ, તેઓ અમને ઘણી વખત કહેતા કે: "સાધુને દિવસે જોવો, રાત્રે જોવો, ત્યાર પછીજ સાધુ ઉપર વિશ્વાસ રાખવો." સાધુઓ અન્યજનોને જે શિખામણ આપે છે તેનું સ્વયં પોતે પાલન કરે છે કે નહિ તે સંબંધી વિશેષરૂપે તપાસ કરવા માટે પરમહંસદેવે અમને બહુ ઉત્સાહ પ્રેર્યો હતો. તેઓ કહેતા હતા કે: "બોલવામાં અને આચરણ આચરવામાં, મનમાં અને મુખમાં જેનો મેળ નથી, (જે બોલે છે કાંઇ અને વર્તે છે કાંઇ, જેના મનમાં એક અને મોઢામાંથી નીકળતા શબ્દોમાં બીજું હોય છે,) તેવા સાધુઓ ઉપર કદી પણ વિશ્વાસ રાખવો નહિ. આ પ્રસંગે તેઓ એક વાર્તા પણ અમને કહેતા હતા. સાંભળો:—

"કોઇ એક મનુષ્યનો બાળકપુત્ર સર્વદા અજીર્ણના વ્યાધિથી પિડાતો હતો. તેના ઔષધને માટે તેનો પિતા તેને એક દિવસ બીજે ગામ રહેતા એક વિખ્યાત વૈદ્ય પાસે લઇ ગયો. વૈદ્યે બાળકને જોઇ તેની પરીક્ષા કરી રોગનો નિર્ણય કર્યો, પરંતુ ઔષધ તે દિવસે નહિ આપતાં બીજે દિવસે આપવાને બોલાવ્યો. પિતા પુત્રને લઇ બીજે દિવસે વૈદ્યને ઘેર ઉપસ્થિત થતાંજ વૈદ્યે બાળકને કહ્યું: "તું ગોળ ખાવાનું છોડી દે. તેમ કરવાથી રોગ મટી જશે. ઔષધ ખાવાનું પ્રયોજન નથી." એ સાંભળી તેના પિતાએ કહ્યું: "વૈદ્યરાજ! આ પ્રમાણે કાલે કહ્યું હોત તો પણ કામ પતી જાત. તેમ કર્યું હોત તો આટલું બધું કષ્ટ કરીને આટલે બધે વેગળે સુધી આવવું પડત નહિ." વૈદ્યે ઉત્તર દીધો: "તમને ખબર નથી કે ગઇ કાલે તો મ્હારા ઘરમાં ગોળના કેટલાક ઘડા પડેલા હતા. તમે કદાચ તે જોયા પણ હશે. કાલે જો એને ગોળ ખાવાની ના કહી હોત તો બાળક વિચાર કરત કે: વૈદ્યરાજ સારા માણસ નથી. પોતે આટલો બધો ગોળ ખાય છે અને બીજાને ખાવાની ના પાડે છે. એમ ધારી કદાચ તેને મ્હારા કથન ઉપર શ્રદ્ધા તો વેગળી રહી પણ વિશ્વાસ સુદ્ધાં આવત નહિ. તેથીજ ગોળનો ઘડો ખસેડવા પહેલાં તમને એ વાત કહી નહોતી."

પરમહંસદેવની એવી શિક્ષા–પ્રેરણાથી અમે સર્વે પરમહંસદેવનાં આચરણો તરફ વિશેષરૂપે લક્ષ્ય રાખતા. કોઇ કોઇ ભક્ત તો તેમની પરીક્ષા કરવા માટે પણ પછાત પડતા નહિ! પરિણામે જોવામાં આવ્યું છે કે: " પોતપોતાનો વિશ્વાસ અને ભક્તિ વધારવા માટે સરલ અંતઃકરણપૂર્વક અમે તેમના ઉપર જે કાંઇ અત્યાચાર–દુરાગ્રહ કર્યો હતો તે સર્વે તેમણે પ્રસન્ન ચિત્તે સહન કર્યા હતા. નીચે લખેલું દૃષ્ટાંત વાંચવાથી વાચકોને તેનું બરાબર જ્ઞાન થશે.

યોગાનન્દ સ્વામી સંબંધી અમે વાંચકોને પાછલા વિભાગમાં કંઇક દર્શાવ્યું છે. આ બનાવ તેમના સંબંધીજ બન્યો હતો અને પાછળથી તેમને મુખેથીજ અમે સર્વે સાંભળ્યું છે. શ્રીયુત યોગાનન્દનો ટુંક પરિચય પ્રથમ આપ્યા પછી અમે તે બનાવ લખવા પ્રવૃત્ત થઇશું. યોગાનન્દનું પૂર્વ નામ યોગીન્દ્રનાથરાય ચૌધુરી હતું. સુવિખ્યાત સાવર્ન ચૌધુરી વંશમાં તેમનો જન્મ થયો હતો. પિતા નવીનચન્દ્ર એક સમયે ધનાઢ્ય જમીનદાર હતા, અને વંશપરંપરાથી દક્ષિણેશ્વરમાંજ નિવાસ કરતા હતા. યોગીન્દ્રની બાલ્યાવસ્થામાં અને તે પહેલાં ભારત–ભાગવતાદિ ગ્રન્થના અધ્યયનવડે અને પુજા, કીર્તનાદિ દેવકાર્યવડે તેનું નિવાસભવન સર્વદા આનન્દમય જણાતું. પરમહંસદેવ કહેતા કે: સાધન સમયે તેઓ ઘણી વખત એ મકાનમાં હરિકથા સાંભળવા ગયા હતા, ગૃહસ્વામી સાથે તેમને સારૂં ઓળખાણ થયું હતું, પરંતુ યોગીન્દ્ર કિશોરાવસ્થામાંથી યુવાવસ્થામાં આવે તે પહેલાં ગૃહકલહ અને અન્ય કારણોને લીધે તેમની ઘણી ખરી સમ્પત્તિ નષ્ટ થઇ ચૌધરી વંશજો દિવસે દિવસે દરિદ્ર થયા હતા.

યોગીન્દ્ર બાલ્યાવસ્થાથીજ ધીર, વિનયી અને મધુર પ્રકૃતિ સમ્પન્ન હતો. અસાધારણ શુભ સંસ્કારો સહિત તેણે સંસારમાં જન્મ ગૃહણ કર્યો હતો. જ્ઞાનોદય થવાની સાથેજ બાલ્યાવસ્થાથી તેના મનમાં એવો વિચાર થતો કે: તે પૃથિવીનો જીવ નથી. આ સ્થળે તેનો નિવાસ નથી. અતિ દૂરના કોઇ એક નક્ષત્ર પુંજમાંજ તેનો યથાર્થ આવાસ છે, અને તેના પૂર્વ પરિચિત મિત્રો હજી ત્યાંજ રહ્યા છે! અમે તેને ક્રોધ કરતાં કદી પણ દીઠો

નથી. સ્વામી વિવેકાનન્દ કહેતા કે: અમારા સર્વમાં જો કોઇ દ્રઢ કામજિત્ હોય તો તે યોગીનજ છે. સરલભાવે સર્વના ઉપર વિશ્વાસ રાખવા માટે પરમહંસદેવ તેનો ક્વચિત્ તિરસ્કાર કરતા તેમ છતાં પણ શાન્ત પ્રકૃતિનો યોગીન્દ્ર અજ્ઞાન નહતો, તે સર્વદા શાન્તભાવે પોતાના કામમાં ગુંથાયલો રહેતો હતો તેમ છતાં તેનું વિચારશીલ મન, સર્વ ભક્તોના સર્વ કાર્યોનું અવલોકન કરી તેઓ સંબંધી જે અભિપ્રાય નક્કી કરતું તે સત્ય સિવાય અસત્ય ઠરતુંજ નહિ. તેથીજ પોતે બુદ્ધિમાન્ છે, એવો યોગીન્દ્રને અહંકાર હતો એવી કલ્પના કરી શકાય છે.

દક્ષિણેશ્વરમાંજ નિવાસ હોવાથી યુવાવસ્થા પ્રાપ્ત થતા પહેલાંજ યોગીન્દ્રને પરમહંસદેવનાં પુણ્ય–પવિત્ર–દર્શનનો લાભ મળ્યો હતો, કહો કે તે ભાગ્યશાળી થયો હતો. પરમહંસદેવ તેને જોઇને અને તેનું ઓળખાણ જાણીને તે દિવસે વિશેષ આનંદ પામ્યા હતા અને સમજી શક્યા હતા કે: તેમની ( પરમહંસદેવની ) પાસે ધર્મ પ્રાપ્ત કરવા માટે આવનાર જે જે મનુષ્યો શ્રી જગન્માતાએ તેમને ઘણા સમય પહેલાં બતાવ્યા હતા તેમાંનો એક યોગીન્દ્ર હતો એટલુંજ નહિ પણ શ્રી જગદમ્બાએ જે છ મહાપુરૂષોને ઇશ્વર કોટીના જણાવ્યા હતા તેમાંનો પણ તે એક હતો.

અમે અગાઉ કહી ગયા છીએ કે: માતાના કરૂણાજનક રૂદનથી સંપૂર્ણ ઇચ્છા નહિ હોવા છતાં, યોગીન્દ્રે એકાએક લગ્ન કરી દીધું હતું. તે કહેતો કે: "વિવાહ કર્યા પછી મનમાં એવું થયું હતું કે: ઇશ્વર પ્રાપ્તિની આશા હવે આકાશ કુસુમવતજ ! પરમહંસદેવે પ્રથમ શિક્ષણજ કામિની–કાંચન ત્યાગ સંબંધી આપ્યું હતું હવે તેમની પાસે શું મોઢું લઇને જવું ? હૃદયની કોમળતાને લીધે–માતાનું રૂદન જોઇ વિવાહ કર્યો તેથી–જીવનને નષ્ટ કરી દીધું છે, હવે તે પાછું ફરે તેમ નથી. હવે તો મૃત્યુ જેમ નજીક આવે તેમાંજ કલ્યાણ. પ્રથમ તે પરમહંસદેવ પાસે નિત્ય જતો પરંતુ વિવાહ કર્યા પછી ત્યાં જવાનું એકદમ બંધ કરી દીધું, અને દારૂણ પશ્ચાતાપ અને હૃદય વેદનામાં દિવસો નિર્ગમન કરવા લાગ્યો, પરંતુ પરમહંસદેવે તેને છોડયો નહિ. તેને બોલાવવા માટે વારંવાર મનુષ્યો મોકલવા લાગ્યા તેમ છતાં પણ હું

ગયો નહિ; ત્યારે તેમણે એક અપૂર્વ યુક્તિ રચી. કાલીમંદિરના એક મનુષ્યે કંઈક વસ્તુઓ ખરીદવા માટે વિવાહ કરતાં પહેલાં મ્હને થોડાક રૂપિયા આપ્યા હતા. વસ્તુઓ ખરીદતાં બે ચાર આના મ્હારી પાસે બચ્યા હતા. વસ્તુઓ એક માણુસ જોડે મોકલી દઇ મ્હેં કહાવ્યું હતું કે: બચેલા પૈસા સત્વર મોકલી દઇશ. પરમહંસદેવે તે જાણ્યું હતું, તેથી એક દિવસ ક્રોધ કરી મ્હને કહેવડાવ્યું કે: "તું તે કેવો માણુસ છે? લોકો કાંઇ વસ્તુ ખરીદવા પૈસા આપે ત્યારે તેનો હિસાબ આપવો, બચેલા પૈસા પાછા આપવા એ તો દૂર રહ્યું પણ તે પૈસા ક્યારે આપશે તે પણ નક્કી કહાવતો નથી!" આ તેમના શબ્દો મ્હારા હૃદયમાં બાણુની પેઠે વાગ્યાં! અભિમાન જાગી ઉઠયું.

મ્હેં વિચાર્યું કે: "પરમહંસદેવે મ્હને આટલા બધા દિવસ પછી જુઠો, ચોર ધાર્યો! ચિન્તા નહિ, આજે કોઇ પણ રીતે દક્ષિણેશ્વર જઇ ગડબડ પતાવી આવીશ, ત્યાર પછી કાલીમંદિરની દિશા તરફ જોઇશ પણ નહિ! નિરાશા, પશ્ચાતાપ, અભિમાન અને અપમાન વગેરે અનેક વિચારોથી મરણુ-તોલ થઈ હું સાંજે કાલીમંદિર ગયો. મ્હેં વેગળેથીજ જોયું કે: પરમહંસદેવ, બગલમાં પહેરવાનું વસ્ત્ર લઇ, ઓરડા બહાર—ઓટલે—ભાવાવિષ્ટ થઇ ઉભા હતા. મ્હને જોતાંજ ઉતાવળે દોડતા આવી કહેવા લાગ્યા: "વિવાહ કર્યો તેમાં ભય શો છે? અહિંની (મ્હારી) કૃપા હશે તો લાખો વિવાહ કરવા છતાં કશું વિઘ્ન આવશે નહિ. જો સંસારમાં રહીને ઇશ્વર પ્રાપ્ત કરવા ચ્હાતો હોય તો એક દિવસ ત્હારી સ્ત્રીને અહિં લઇ આવજે. તને અને તેને, તે રૂપ કરી દઇશ; અને જો સંસાર ત્યાગ કરીને ઇશ્વર પ્રાપ્ત કરવા ચ્હાતો હશે તો તેમ પણ કરી દઇશ!" અર્ધ બાહ્ય દશાસ્થિત પરમહંસદેવનાં એ આશ્વા-સન વાક્યોએ મ્હારા પ્રાણુને સ્પર્શ કર્યો અને અત્યાર પહેલાંની નિરાશા, અહંકાર વગેરે કોણુ જાણે ક્યાંએ ઉડી ગયાં? જાણે પિતા મ્હને અભયદાન દઇ રહ્યા છે! મ્હારો કણ્ઠ ગદ્દગદ્ થઇ ગયો. હૃદયમાં પિતૃપ્રેમનો ઉભરાકો આવ્યો. મ્હેં આંસુ ભરેલે નેત્રે તેમને પ્રણામ કર્યા. તેઓ પણ સ્નેહપૂર્વક મ્હારો હાથ ઝાલી મ્હને ઓરડામાં લઇ ગયા, પણ જ્યારે મ્હેં બાકી રહેલા પૈસા અને હિસાબની વાત કહી ત્યારે તે તેમણે સાંભળી પણ નહિ!"

ગૃહત્યાગી ઉદાસીનની ભાવના ધારણ કરી યોગીન્દ્ર સંસારમાં જન્મ્યો હતો. વિવાહ કરવા છતાં પણ તેનો એ ભાવ જરા પણ બદલાયો નહતો. તે તો તેવો ને તેવોજ ત્યાગી, સન્યાસી, વૈરાગી જે કહો તે હતો. પ્રથમની પેઠેજ, પરમહંસદેવની સેવામાં અને આશ્રયમાંજ યોગીન્દ્રના દિવસો નિર્ગમન થવા લાગ્યા. પુત્રને ગૃહસ્થાશ્રમનાં કામકાજ અને દ્રવ્યોપાર્જનથી ઉદાસીન જોઇ તેનાં પિતામાતા તેનો તિરસ્કાર કરવા લાગ્યાં. યોગીન્દ્ર કહેતો કે: "તિરસ્કાર કરતી વખતે એક દિવસ માતાએ કહ્યું હતું કે: પૈસા કમાવાની ઇચ્છા નહોતી ત્યારે વિવાહ શામાટે કર્યો ?" મ્હેં ઉત્તર દીધો કે: "તે વખતે મ્હેં તો તમને વિવાહ કરવાની વારંવાર નાજ કહી હતી, તમારૂં રૂદન સહન નહિ થવાથી અંતે એ કાર્યમાં હા કહી છે." માતા ગુસ્સે થઈ બોલી ઉઠયાં કે: "એ કાંઇ ખરા મનની વાત કહેવાય કે? મનમાં ઇચ્છા નહિ હોવા છતાં તેં કાંઇ મ્હારે માટે વિવાહ કર્યો છે ?" માતાના એ શબ્દો સાંભળી હું એકદમ સ્તબ્ધ થઇ વિચારવા લાગ્યો: "ઓ ભગવાન્ ! જેનું કષ્ટ નહિ જોઈ શકવાથી તમારો ત્યાગ કરવા તત્પર થયો, તેજ હવે આજે આવા શબ્દો બોલે છે ! છટ્છટ્ ! સંસારમાં મન અને મુખની ભાવના એ એક માત્ર પરમહંસદેવ સિવાય અન્ય કોઇમાં નથી ! તેજ દિવસથી મ્હને સંસાર ઉપર તદ્દન વૈરાગ્ય આવ્યો. આ બનાવ પછીથી હું ક્વચિત્ ક્વચિત્ પરમહંસદેવ પાસે રાત્રિએ પણ રહેવા લાગ્યો."

પરમહંસદેવની પાસે સમસ્ત દિવસ નિર્ગમન કર્યા પછી યોગીન્દ્રે એક દિવસ જોયું કે: સંધ્યા થતાં પહેલાંજ ત્યાં આવેલા સર્વ ભકતો એક પછી એક રજા લઇ પોતાને ઘેર ચાલ્યા ગયા. કોઇ પ્રયોજન ઉપસ્થિત થતાં રાત્રે માણસની ગેરહાજરીમાં પરમહંસદેવને કષ્ટ થશે, એવો વિચાર કરી તે દિવસે ઘેર જવાનો વિચાર તેણે માંડી વાળ્યો. યોગીન્દ્રની એ વર્તણુંકથી પરમહંસદેવ પણ બહુ પ્રસન્ન થયા. ઇશ્વર સંબંધી વાતો કરવામાં દશ વાગી ગયા. પરમહંસદેવે જરા નાસ્તો કર્યો અને યોગીન્દ્રનું ભોજન થઇ રહ્યા પછી તેને પોતાના ઓરડામાંજ સુવાની આજ્ઞા કરી પોતે શય્યામાં સૂતા. મધ્ય રાત્રિ વિત્યા પછી પરમહંસદેવને ઓરડા બહાર જવાની ઇચ્છા થતાંજ તેમણે યોગી-

ન્દ્રના સ્હામુ જોયું પરંતુ તે શાંતપણે નિદ્રાવશ થઇ રહ્યો હતો. કાચી ઉંઘ-માંથી ઉઠાડતાં કષ્ટ થશે એમ જાણી તેને ઉઠાડયા વગરજ ,તેઓ એકલા પંચવટી તરફ સરૂવૃક્ષના ઝુંડમાં પેસી ગયા.

યોગીન્દ્રને હમેશાં સ્વલ્પ નિદ્રા હતી. પરમહંસદેવના ગયા પછી થોડી-વારે તે જાગ્રત થયો. ઓરડાનું બારણું ઉઘાડું જોઈ શય્યામાં ઉઠી બેઠો થયો અને પરમહંસદેવને તેમની શય્યામાં નહિ જોવાથી વિચાર કરવા લાગ્યો કે: તેઓ આટલી રાત્રે ગયા કયાં ? ઘડો વગેરે જળપાત્રો તેને સ્થળેજ પડયાં હતાં, તે જોઇ તેણે ધાર્યું કે: " કદાચ પરમહંસદેવ ઓટલા પર ટહેલતા હશે. યોગીન્દ્ર બહાર ગયો. ચાંદની પડતી હોવાથી ચારે દિશામાં જોવા લાગ્યો પણ કોઇને દીઠું નહિ ! તેના મનમાં દારૂણ સંદેહ ઉત્પન્ન થયો. ત્યારે શું મહા-રાજ, નોબતખાનામાં પોતાનાં પત્નીની પાસે શયન કરવા ગયા હશે? ત્યારે શું તેઓ પણ મુખેથીજ બોલે છે તેનાથી વિપરીત આચરણ રાખે છે ?"

યોગીન્દ્ર કહેતો હતા કે: "એ વિચાર ઉત્પન્ન થતાંજ સંદેહ, ભય વગેરે અનેક ભાવનાઓ હૃદયમાં ઉત્પન્ન થઇ. ત્યાર પછી નિશ્ચય કર્યો કે: અત્યંત કઠોર અને રૂચિ વિરૂદ્ધ કાર્ય હોવા છતાં જે સત્ય છે તે તો જાણવુંજ જો-ઇએ. ત્યાર પછી નજીકનાં એક સ્થળે ઉભો રહી નોબતખાનાનાં દ્વાર તરફ તે જોવા લાગ્યો. થોડીવાર સુધી આ પ્રમાણે ઉભો હતો એટલામાં પંચવટી તર-ફથી કોઇનાં પગનાં સપાટનો ચટચટ અવાજ સંભળાયો અને ક્ષણવારમાં તો પરમહંસદેવ મ્હારી સમ્મુખ આવી ઉભા રહ્યા. મ્હને જોતાંજ બોલ્યા કે: " કેમરે ! શામાટે અહીં ઉભો છે ? " પરંતુ તેમના ઉપર મિથ્યા સંદેહ કરેલો હોવાથી હું તો લજ્જા અને ભયવડે સજ્જડ થઈ નીચે મોઢે ઉભોજ રહ્યો ! તેમને કાંઇ પણ ઉત્તર આપી શકયો નહિ. પરમહંસદેવે તો મ્હારૂં મુખ જોઇ-નેજ મ્હારા મનોભાવની કલ્પના કરી લીધી હતી, અને મ્હારો અપરાધ ધ્યાનમાં નહિ લેતાં આશ્વાસન આપી કહ્યું: "સારૂં થયું, ઘણું સારૂં થયું. સાધુની રાત્રે પરીક્ષા કરવી, દિવસે પરીક્ષા કરવી, ત્યાર પછી તેના ઉપર વિ-શ્વાસ કરવો." એમ કહી પરમહંસદેવ મ્હને પોતાની સાથે આવવાનું કહી પોતાના મકાન તરફ ચાલવા લાગ્યા. શંકા કરવાની ટેવને લીધે મ્હેં કેવો

ભયાનક અપરાધ કર્યો, એ સંબંધી વિચાર કરતાં તે રાત્રે મ્હને નિદ્રાજ આવી નહિ."

ગુરૂનાં ચરણકમળમાં, સર્વ પ્રકારે આત્મોત્સર્ગ કરી પ્રથમ તેમની અને તેમના અન્તર્ધાન પછી શ્રી માતાજીની સેવામાં પ્રાણ પાથરી સ્વામી યોગાનન્દે, પછીના જીવનમાં ઉપરોક્ત અપરાધનું પ્રાયશ્ચિત સારી પેઠે કર્યું હતું. તેમના જેવા તીવ્ર વૈરાગ્ય સમ્પન્નશાળી અને ભક્તિના સમાન અધિકારી, સમાધિવાન યોગીપુરૂષ શ્રી રામકૃષ્ણ દેવનાં સન્યાસી મંડળમાં વિરલ જોવામાં આવે છે. ઇ. સ. ૧૮૯૯ ના પ્રારંભમાં તેઓ અન્તર્ધાન થઈ પરમપદને પ્રાપ્ત થયા હતા.

દક્ષિણેશ્વર આગમન થયા પછી પરમહંસદેવે નરેન્દ્રનાથના પ્રત્યેક કાર્યનું નિત્ય આરિક અવલોકન કરવા માંડયું હતું તે અમે પાછળ લખી ગયા છીએ. તેને પરિણામે તેઓ જાણી શક્યા હતા કે: "ધર્મપ્રેમ, સાહસ, સંયમ, વીર્ય, અને મહદુદ્દેશ્યને લીધે આત્મોત્સર્ગ કરવો વગેરે સર્વ સદ્‌ગુણો નરેન્દ્રના હૃદયમાં સ્વાભાવિક સતેજ પ્રદીપ્ત થઇ રહ્યા છે. તેમણે જાણ્યું હતું કે: "શુભ સંસ્કારો તેના હૃદયમાં એટલા બધા વિદ્યમાન છે કે વિશેષ પ્રતિકૂળ અવસ્થામાં જઈ પડી, દ્રષ્ટિ સમક્ષ લોભ તાદૃષ્ય થવા છતાં પણ તે (ઇતર) સાધારણ મનુષ્યોની પેઠે તેનાદ્વારા કદી પણ નઠારાં કૃત્ય થશે નહિ. વળી સત્યનિષ્ઠ નરેન્દ્રનું કઠોરરૂપે–સત્યપાલન જોઇ તેઓ તેના પ્રત્યેક કથન ઉપર વિશ્વાસ રાખતા હતા, એટલુંજ નહિં પણ તેમના મનમાં દ્રઢ નિશ્ચય થયો હતો કે: તેને (નરેન્દ્રને) શીઘ્ર એવી અવસ્થા ઉત્પન્ન થશે કે: જ્યારે તેના મુખમાંથી પ્રમાદાવસ્થામાં પણ મિથ્યા વાક્ય નિકળશે નહિ. તે સમયે, તેના મનમાંથી ઇચ્છાનુસાર ઉત્પન્ન થતા સર્વ સંકલ્પ સર્વદા સત્ય થશે! તેથી તેઓ તેને સર્વદા ઉત્સાહ આપી રહેતા કે: "જે મનુષ્ય, કાય, મન, વાક્યથી સત્યને ગ્રહણ કરે છે તે સત્યરૂપ ઇશ્વરના દર્શન પ્રાપ્ત કરી ધન્ય થાય છે–તેના સદ્‌ભાગ્યજ સમજવાં." "બાર વર્ષ પર્યંત કાય–મન–વાક્યોથી સત્યપાલન કરવાથી માનવ સત્ય સંકલ્પવાન થાય છે. (તેના મનમાંથી જે સંકલ્પ ઉઠે છે તે સત્યજ થાય છે. તે કોઇને કલ્યાણાત્મક

આશીર્વાદ આપે છે તો તે ફળે છે, વગેરે.) સત્યનિષ્ઠાને માટે નરેન્દ્રનાથ ઉપર પરમહંસદેવનો કેટલો દૃઢ વિશ્વાસ હતો તે સંબંધી એક હાસ્યજનક બનાવ અમને યાદ આવે છે. એક દિવસ વાર્તા પ્રસંગે પરમહંસદેવ, ભક્તનો સ્વભાવ ચાતક પક્ષીના જેવો હોય છે એમ કહી સમજાવતા હતા કે: "ચાતક જેમ પોતાની તૃષાની શાન્તિને માટે સર્વદા આકાશના સ્હામે ધારી ધારીને જોયા કરે છે અને તેના ઉપરજ તેનો સર્વ આધાર હોય છે તેજ પ્રમાણે ભક્ત પણ પોતાના પ્રાણની તૃષા અને સર્વ પ્રકારનો અભાવ મટાડવા માટે એક માત્ર ઇશ્વર ઉપરજ આધાર રાખે છે." વગેરે. તે સમયે નરેન્દ્રનાથ ત્યાં બેઠો હતો. તે એકાએક બોલી ઉઠયો: "મહારાજ! ચાતક વૃષ્ટિના જળ સિવાય અન્ય કોઇ જળનું પાન કરતું નથી, એવું કહેવામાં આવે છે છતાં એ વાત સત્ય નથી. તે અન્ય પક્ષીઓની પેઠે નદી વગેરે જળાશયોમાં જઇ તૃષા શાંત કરે છે. મ્હેં ચાતક પક્ષીને એ પ્રમાણે જળપાન કરતાં જોયું છે." પરમહંસદેવે કહ્યું: "એમ કેમ વારૂ? ચાતક પક્ષી અન્ય પક્ષીની પેઠે જળપાન કરે છે? ત્યારે તો મ્હારી આટલા બધા વખતની ધારણા મિથ્યા થઇ! જ્યારે તેં નજરે જોયું છે ત્યારે તો એ વિષયમાં સંદેહજ કરી શકતો નથી." બાળકના જેવા સ્વભાવવાળા પરમહંસદેવ એ પ્રમાણે કહી નિશ્ચિંત થયા નહિ. તેઓ વિચારવા લાગ્યા: "આ ધારણા જેમ માત્મીક પ્રમાણે થઇ તેજ પ્રમાણે તેની અન્ય ધારણાઓ પણ એ પ્રમાણે થઈ શકે." તેઓ ખિન્ન મુખે વિચાર કરવા લાગ્યા. એ પછી થોડે દિવસે નરેન્દ્રે એક દિવસ પરમહંસદેવને એકાએક બોલાવી કહ્યું: "જુવો મહારાજ! પેલું ચાતક પક્ષી ગંગાજળપાન કરે છે." પરમહંસદેવ ઉતાવળે ઉઠી જોવા ગયા અને પૂછ્યું: "ક્યાં છેરે?" નરેન્દ્રે તે બતાવ્યું. ત્યારે તેમણે જોયું કે: એક ચામચીડીયું જળપાન કરે છે. પરમહંસદેવે હસતાં હસતાં કહ્યું: "એ તો ચામચીડીઉં છે! ઓ મૂર્ખ! ચામચીડીયાંને તે ચાતક જાણી મ્હને આટલા બધા વિચારમાં નાંખી દીધો! હવે ત્હારા કોઇ પણ કથન ઉપર હું વિશ્વાસ રાખીશ નહિ."

સન્માન, શિષ્ટાચાર, સૌંદર્યાનુભવ વગેરે ભાવ સમૂહની પ્રેરણાથી જ્યાં સુધી

અને ત્યાં સુધી કોમળ થવું જોઇએ, પરંતુ રમણીના સ્હામે સાધારણ માનવનું અન્તર અનેક સમયે તેના કરતાં પણ અધિક મૃદુભાવ અવલંબન કરે છે. હૃદયમાં ગુપ્ત, આચ્છાદિત થઇ રહેલા કેટલાક સંસ્કાર તેને એ પ્રમાણે બનાવે છે એ તો શાસ્ત્રસિદ્ધ વાતજ છે. નરેન્દ્રનાથના હૃદયમાં એવા સંસ્કાર ચિરકાલ બહુ થોડા જણાતા ! એ જોઇ પરમહંસદેવના મનમાં દૃઢ નિશ્ચય થયો હતો કેઃ નરેન્દ્ર રૂપ મોહને લીધે કદી પણ આત્મ વિસ્મૃત થઇ સંયમને માર્ગેથી કદી પણ ભ્રષ્ટ થશે નહિ. વારંવાર ભાવ સમાધિ થવા માટે અમારી સમક્ષ એક સમયે, ઉચ્ચ સન્માન પ્રાપ્ત કોઇ એક ગૃહસ્થ સાથે નરેન્દ્રનાથની ઉપરોક્ત વિષયમાં તુલના કરી પરમહંસદેવે કહ્યું હતું કેઃ “ રમણીઓના આદર સત્કારથી તે મનુષ્ય જાણે તદ્દન ભાનભૂલો થઇ ફસાઇ પડે છે ? પરંતુ નરેન્દ્ર કદી પણ ફસાતો નથી. મ્હેં વિશેષરૂપે અવલોકન કરી જોયું છે કેઃ એવા સ્થળમાં તે મુખેથી કાંઇ પણ બોલતો નથી તેમ છતાં તેના મનોભાવ જોતાં જાણી શકાય છે કેઃ તે વિરક્ત થઇ માથુ ફેરવી બોલે મનમાંજ છે કેઃ આ લોકો (સ્ત્રીઓ) અહિ શા માટે આવ્યા છે ?”

જ્ઞાનનો પ્રકાશ અને પુરૂષોચિતભાવનાઓ તેનામાં પ્રબળ હોવા છતાં નરેન્દ્રનાથના હૃદયમાં કોમળતા અને ભક્તિભાવની ન્યૂનતા નહોતી. એ સંબંધી પરમહંસદેવે અમને અનેક સમય કહ્યું છે કેઃ સાધારણ આચરણોમાં જણાતા તેના કેવળ મનોભાવનું અવલોકન કરી તેમણે એવો સિદ્ધાન્ત કર્યો હતો એમ નહોતું, પરંતુ તેના શારીરિક લક્ષણો જોઇને પણ તેઓ એ નિર્ણયપર આવ્યા હતા. અમને સ્મરણ છે કેઃ એક દિવસ નરેન્દ્રનાથનું મુખ જોતાં જોતાંજ તેમણે કહ્યું હતું કેઃ “ આવાં ચક્ષુ કદી પણ શુષ્ક–જ્ઞાનીનાં હોઇ શકે ? જ્ઞાનની સાથેજ રમણી સમાન ભક્તિભાવ ત્હારા હૃદયમાં વિલક્ષણ રીતે વિદ્યમાન છે. કેવળ માત્ર પુરૂષોચિતભાવનાઓ જેના હૃદયમાં છે તેના સ્તનની ડીંટડીની ચારે દિશામા કાળા રંગનો ડાઘ હોતો નથી. મહાવીર અર્જુનના સ્તનપર એવું ચિહ્ન હતું.”

ઉપર જણાવ્યા પ્રમાણે ચાર પ્રકારના સાધારણ ઉપાયો સિવાય અમારી જાણુ અને અજાણમાં પરમહંસદેવે નરેન્દ્રનાથની અન્ય અનેક પ્રકારની પરીક્ષા

કરી હતી. તેમાંની મુખ્ય એક બે બાબત અમે વાંચકોને હવે પછી જણાવીશું. અમે પૂર્વે કહ્યું છે કેઃ નરેન્દ્રનાથ દક્ષિણેશ્વર આવતા કે તુર્તજ પરમહંસદેવને તેમનીજ ધૂન લાગતી. તેમને વેગળેથી જોતાંજ જાણે પરમહંસદેવનું સંપૂર્ણ હૃદય-શરીરમાંથી નીકળી પ્રબળ વેગે તેને પ્રેમાલિંગન કરી આવતું ! "પેલોન, પેલોન," એમ કહેતાં કહેતાં અમે તેમને કેટલીએ વખત સમાધિસ્થ થતાં જોયા હશે તેની ગણત્રી નથી. એમ હોવા છતાં પણ દક્ષિણેશ્વર કેટલો વખત સુધી આવ જા કર્યા પછી એક દિવસ એવો પણ આવ્યો હતો કેઃ જે દિવસે નરેન્દ્રનાથ પરમહંસદેવની પાસે આવ્યા તે વખતે તેમણે તેની સાથે તદ્દન ઉદાસીનતા બતાવવાનું શરૂ કર્યું હતું ! નરેન્દ્ર આવ્યા. પરમહંસદેવને પ્રણામ કર્યા, રહામે બેસી કેટલોક વખત સુધી તેમના બોલવાની વાટ જોઇ પરંતુ પરમહંસદેવે સન્માન આપવાનું તો દૂર રહ્યું પણ કુશળ વાર્તા સુદ્ધાં પૂછી નહિ ! જાણે તદ્દન અજાણ્યા હોય તેમ તેની સામે દ્રષ્ટિ કરી સ્તબ્ધ બેસીજ રહ્યા. નરેન્દ્રે ધાર્યું કેઃ પરમહંસદેવ ભાવાવિષ્ટ થયા છે તેથી તે થોડીવાર પછી ઓરડાની બહાર જઇ હાજરા મહાશયની સાથે વાર્તાલાપ અને તમાકુ સેવન કરવા લાગ્યા. અન્ય જનોની સાથે વાતચિત કરતા સાંભળી નરેન્દ્ર પુનઃ તેમની પાસે જઇ બેઠો. તે વખતે પણ તેમણે તેમની સાથે કાંઇ પણ વાતચિત નહિ કરતાં તેઓ આડું મ્હોં ફેરવી પથારીમાં સુઇ ગયા. એ પ્રમાણે સમસ્ત દિવસ વીતી ગયો. સન્ધ્યા સમય થયો, છતાં પરમહંસદેવની સ્થિતિ બદલાઇ નહિ ત્યારે તેઓ તેમને પ્રણામ કરી કલકતા ચાલ્યા ગયા !

એક અઠવાડિયું વ્યતીત થતાં ન થતાંમાં તો નરેન્દ્રનાથ પુનઃ દક્ષિણેશ્વર આવ્યા ત્યારે પણ પરમહંસદેવને તેવીજ મનઃ સ્થિતિમાં જોયા. તે દિવસે પણ હાજરા મહાશય અને અન્ય મનુષ્યો સાથે નાના પ્રકારના વાર્તાલાપ કરી સમસ્ત દિવસ નિર્ગમન કરી સન્ધ્યા થતા પહેલાં ઘેર પાછા ફર્યા. એ પ્રમાણે ત્રીજે અને ચોથે દિવસે દક્ષિણેશ્વર જવા છતાં પણ નરેન્દ્રનાથે પોતાના પ્રત્યે પરમહંસદેવના મનની સ્થિતિમાં કશો ફેરફાર જોયો નહિ. તેમ છતાં તેઓ જરા પણ ખિન્ન અથવા ચંચળ નહિ થતાં પ્રથમની

પેઠેજ પ્રસંગોપાત પરમહંસદેવ પાસે આવ જા કરવા લાગ્યા. નરેન્દ્ર ઘેર ગયા પછી તેના કુશળ સમાચાર પુછવા પરમહંસદેવ કોઇ કોઇ વખત કોઇ મનુષ્યને તેમને ઘેર મોકલતા ખરા પરંતુ તે પાસે આવતો કે તુર્તજ તેની સાથે એવોજ વ્યવહાર કેટલાક સમય પર્યંત ચલાવ્યો હતો. એક માસથી અધિક સમય પર્યંત તેમણે એ પ્રમાણે વર્તન ચલાવ્યું હતું તેમ છતાં જ્યારે તેમણે જોયું કે: નરેન્દ્રનાથ દક્ષિણેશ્વર આગમન કરતાં પાછો હઠતો નથી ત્યારે એક દિવસ તેને પોતાની પાસે બોલાવી પરમહંસદેવે કહ્યું કે: " હું તો ત્હારી સાથે એક શબ્દ પણ બોલતો નથી છતાં તું અહિ શા માટે આવે છે કહે જોઉં ? " નરેન્દ્રે શાન્ત ચિત્તે ઉત્તર દીધો: " હું શું આપની વાતો સાંભળવા અહિં આવું છું ? આપના ઉપર મ્હને પ્રેમ છે, આપનાં દર્શનની ઇચ્છા થાય છે, તેથીજ આવું છું." એ સાંભળી પરમહંસદેવ તેમના ઉપર બહુ પ્રસન્ન થઇ બોલ્યા કે: " હું ત્હારી પરીક્ષા કરી જોતો હતો કે તને માન નહિ આપવાથી તું ન્હાસી જાય છે કે નહિ ? ત્હારા જેવું પાત્રજ આવું અપમાન ( ઉદાસીનભાવ ) સહન કરી શકે. અન્ય હોત તો ક્યારનુંએ ન્હાસી ગયું હોત, આ દિશામાં ફરીને તે દ્રષ્ટિ ફેરવત નહિ ! "

અન્ય એક દ્રષ્ટાંતનો ઉલ્લેખ કરી અમે વર્તમાન પ્રસંગનો ઉપસંહાર કરીશું. ઇશ્વિરનાં સાક્ષાત્ દર્શન કરવાનો આગ્રહ નરેન્દ્રનાથના હૃદયમાં કેટલો પ્રબળ હતો તે આ દ્રષ્ટાંતની સહાયતાથી સારી પેઠે સમજાશે. એક સમયે પરમહંસદેવે નરેન્દ્રનાથને પંચવટી નીચે બોલાવી કહ્યું હતું કે: "જો, તપસ્યાના પ્રભાવથી મ્હારામાં અણિમા, લઘુમાદિ સર્વ વિભુતિ અનેક સમયથી ઉપસ્થિત થઇ છે, પરંતુ મ્હારા જેવો મનુષ્ય કે જે પહેરેલું વસ્ત્ર સુદ્ધાં સંભાળી શકતો નથી તેને એ સર્વનો બરાબર ઉપયોગ કરવાનો સમયજ ક્યાં છે ? તેથીજ વિચાર કરૂં છું કે: " માતાજીને કહી તે સર્વે (સિદ્ધિયો) ત્હને અર્પણ કરી દઉં. કારણ, માતાજીએ મ્હને જણાવી દીધું છે કે: ત્હારે ( નરેન્દ્રને ) અનેક કામ કરવાં પડશે. એ બધી શક્તિયો ત્હારા હૃદયમાં સંચાર કરશે તો કાર્ય કરતી વખતે તે સર્વને તું ઉપયોગે વળગાડી શકીશ. કેમ ? શું કહે છે ? " પરમહંસદેવના પવિત્ર દર્શન થયાં ત્યારથી નરેન્દ્ર તેમનામાં દૈવીશક્તિનો અનંત પ્રકાશ જોઇ શક્યો હતો, તેથી તેમના વચન

ઉપર અવિશ્વાસ રાખવાનું તેને કશું કારણ નહોતું. અવિશ્વાસ નહિ રાખ્યા છતાં તેમના હૃદયના સ્વાભાવિક ઇશ્વરપ્રેમે, તેમને એ સર્વ વિભુતિઓ, વિચાર કર્યા વગર ગ્રહણ કરવાની સલાહ આપી નહિ. નરેન્દ્રે ચિન્તાગ્રસ્ત મુખે પૂછ્યું: "મહારાજ! એ સર્વ સિદ્ધિઓ ગ્રહણ કરવાથી મ્હને ઇશ્વર પ્રાપ્ત કરવામાં સહાયતા થશે કે?" પરમહંસદેવે કહ્યું: "તેમાં સહાયતા નહિ થાય તો પણ ઇશ્વર પ્રાપ્ત કરી જ્યારે તેના આદેશ પ્રમાણે કોઇ કાર્ય કરવા પ્રવૃત્ત થશે ત્યારે તે સિદ્ધિઓ ત્હને વિશેષ સહાયતા કરી શકશે." એ સાંભળી નરેન્દ્રે કહ્યું: "મહારાજ! મ્હને તે (સિદ્ધિયો)નું પ્રયોજન નથી. પ્રથમ ઇશ્વર પ્રાપ્ત થવા દો. તે (સિદ્ધિયો) ગ્રહણ કરવી કે નહિ તેનો પછીથી વિચાર થશે. વિચિત્ર વિભુતિયો (સિદ્ધિયો) હમણાં પ્રાપ્ત કરી કદાચ ઉદ્દેશ્ય ભુલી જાઉં અને સ્વાર્થપરતાની પ્રેરણાથી તેમનો ગેરવ્યાજબી ઉપયોગ કરી બેસું તો તેથી સર્વ નાશ થાય!" પરમહંસદેવ નરેન્દ્રને અણિમા, લઘુમાદિ અષ્ટ સિદ્ધિઓ આપવા તૈયાર થયા હતા કે પછી તેનાં હૃદયની પરીક્ષા કરવા માટે એ પ્રમાણે વર્ત્યા હતા તેનો નિર્ણય કરવો એ અમારી શક્તિ બહાર છે, પરંતુ નરેન્દ્રે તે લેવા ના પાડી એ ઉપરથી તેઓ વિશેષ પ્રસન્ન થયા હતા એ તો અમે જાણીએ છીએ.

---

## પંચાશ અધ્યાય.

---

### શિક્ષા અને સંસાર સંઘર્ષ.

પરમહંસદેવ ક્વચિત્ ક્વચિત્ નરેન્દ્રની સાથે પોતાના સ્વભાવની તુલના કરવા અમને કહેતા કે: "આમાં (પોતાના હૃદયમાં) જે છે તેમાં સ્ત્રીઓના જેવી ભાવનાનો અને નરેન્દ્રના હૃદયમાં જે છે તેમાં પુરૂષોચિત્ ભાવનાનો પ્રકાશ વિદ્યમાન છે." એ વાક્ય તેઓ કયા પ્રયોજનથી કહેતા તેનો નિર્ણય કરવો દુષ્કર હતું, તેમ છતાં પણ ઇશ્વર અને શુદ્ધ સત્યની શોધમાં તેઓ બન્ને જે માર્ગે આગળ વધતા હતા અથવા જે ઉપાયો મુખ્ય રીતે ગ્રહણ કર્યા હતા તેની

આલોચના કરવા પ્રવૃત્ત થઇએ તો પૂર્વોક્ત વાક્યનો એક યુક્ત અર્થ પ્રાપ્ત થાય છે ખરો. કારણ, જોવામાં આવે છે કે, ઇશ્વર પ્રાપ્ત કરવા માટે જે સર્વ ઉપાયો અધ્યાત્મશાસ્ત્રોમાં અવલંબન યોગ્ય દર્શાવ્યા છે, તે સર્વ ગુરૂમુખે શ્રવણ કરતાંજ પરમહંસદેવે તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી તે પ્રમાણે ક્રમે ક્રમે વર્તવા માંડયું હતું, પરંતુ એ સ્થળે નરેન્દ્રનાથનાં આચરણ તદ્દન ભિન્ન પ્રકારનાં હતાં. નરેન્દ્ર એ સ્થળે શાસ્ત્ર અને ગુરૂવાક્યમાં ભ્રમ-પ્રમાદનો સંભવ છે કે નહિ તેનો નિર્ણય કરવામાં પોતાની બુદ્ધિવૃત્તિનો પ્રથમ વ્યય કરત, અને તર્ક યુક્તિની સહાયતાથી તે ગ્રહણ કરવા યોગ્ય જણાત તોજ તે ( સિદ્ધિયો )ને પ્રાપ્ત કરવા તત્પર થાત. પૂર્વસંસ્કાર બળને લીધે દૃઢ આસ્તિકબુદ્ધિ-સમ્પન્ન હોવા છતાં પણ નરેન્દ્રના હૃદયમાં-માનવ માત્રના હૃદયમાં-નાના પ્રકારના કુસંસ્કાર અને ભ્રમ-પ્રમાદને વશ થવાથી કોઇની કોઇ પણ શિક્ષા-વિદ્યા-વિચાર કર્યા વગર શામાટે ગ્રહણ કરવી? એવા પ્રકારનો મનોભાવ સર્વત્ર જોવામાં આવે છે; પછી તેનું ફળ ગમે તે મળો, અને એની ઉત્પત્તિ જે સ્થળે જે રૂપમાં થવાની હોય તેવી થાઓ, પણ બુદ્ધિવૃત્તિની સહાયતાથી વિશ્વાસ-ભક્તિને એ પ્રમાણે વશ રાખી આધ્યાત્મિક રાજ્યમાં અને અન્ય સર્વ વિષયોમાં અગ્રેસર થવું એજ વર્તમાનકાળના માનવોમાં પુરૂષોચિત્ ગણાય છે; એ કહેવાની જરૂર નથી.

આસપાસની પરિસ્થતિ, માનવજીવન પર સર્વત્ર સર્વકાલ વિશેષ અધિકાર જમાવી બેસે છે. માત્ર અધિકાર જમાવે છે એટલુંજ નહિ પણ તેજ તેને જવાને માર્ગ-સર્વદા નિયમિત કરી-લઇ જઇ શકે છે; એમ હોવાથી નરેન્દ્રના જીવનમાં તેનો પ્રભાવ અને પ્રેરણા જોવામાં આવે તેમાં નવાઇ નથી. પરમહંસદેવની પાસે જતા પહેલાંજ નરેન્દ્ર પોતાની અસાધારણ બુદ્ધિ-શક્તિને પ્રભાવે અંગ્રેજી કાવ્ય, સાહિત્ય, ઇતિહાસ અને ન્યાયશાસ્ત્રમાં સુપ્રતિષ્ઠિત થઇ પાશ્ચાત્ય ભાવનાપૂર્વક વિશેષરૂપે તેનો અભ્યાસ કરી ગયો હતો. સ્વતંત્ર-વિચારની સહાયતાથી સર્વ વિષયનું અનુસન્ધાન કરવામાં પ્રવૃત્ત થવારૂપ પાશ્ચાત્યોનો મૂળ મંત્ર આ સમયેજ તેના મસ્તકમાં એકતાર થઇ ગયો હતો. તેથી શાસ્ત્રવાક્યો ઉપર તેઓ આ સમયે વિશેષ શંકાશીલ થાય, અનેક સ્થળે તેમને મિથ્યાત્વનું ભાન થાય અને અજ્ઞાની શિક્ષકભાવના સિવાય

અન્ય કોઇ ભાવના વડે–તેઓ કોઇ મનુષ્યને ગુરૂ તરીકે સ્વીકાર કરવાથી વિમુખ રહે તો તેમ થવું સ્વાભાવિક હતું !

પોતાના વડિલોની અને કલકત્તાની તે સમયની સમાજની અવસ્થાએ પણ નરેન્દ્રનાથની ઉપરોક્ત ભાવનાનું પોષણ કરવામાં સહાયતા કરી હતી. જીવનપર્યંત હિન્દુશાસ્ત્ર ઉપર અશેષ આસ્થાસમ્પન્ન રહી પિતામહે મહાસન્યાસ ગ્રહણ કર્યો હતો તેમ છતાં નરેન્દ્રના પિતાએ પાશ્ચાત્ય શિક્ષા અને સ્વતંત્ર વિચારને પરિણામે ઉક્ત વિશ્વાસ ગુમાવી દીધો હતો. ઉર્દુ કવિ હાફેઝની કવિતાઓ અને બાઇબલમાં લખેલાં ઇસુખ્રિસ્તનાં વચનોને તેઓ આધ્યાત્મિક જ્ઞાનનાં સર્વોચ્ચ સૂત્ર માનતા હતા. સંસ્કૃત ભાષામાં અજ્ઞાન હોવાથી ગીતાજી જેવાં હિંદુશાસ્ત્રોનું અધ્યયન નહિ કરી શકવાથીજ આધ્યાત્મિક રસનો ઉપભોગ કરવા માટેજ તેમને હાફેઝ વગેરે ગ્રન્થોને શરણે જવું પડેલું હતું એ તો કહેવાની હવે જરૂર નથી ! અમે સાંભળ્યું છે કેઃ નરેન્દ્રને ધર્માભ્યાસમાં પ્રવૃત્ત થયેલો જોઇ તેમણે તેને એક દિવસ બાઇબલ ખરીદી લાવી ભેટ આપતાં કહ્યું હતું કેઃ "ધર્મ–કર્મ જો કાંઇ પણ હોય તો તે માત્ર આ પુસ્તક (બાઇબલ)માંજ છે !" હાફેઝની કવિતાઓ અને બાઇબલની એ પ્રમાણે પ્રશંસા કરવા છતાં પણ તેમનું જીવન એ ગ્રન્થોમાં લખવા પ્રમાણે આધ્યાત્મિકભાવે વર્તતું હતું તેમ નહોતું ! એ ગ્રન્થોની સહાયતાથી ક્ષણિક રસાનુભવ સિવાય બીજું કાંઇ પણ કરવાનું પ્રયોજન તેમણે કદી પણ અનુભવ્યું હોય એવું જણાયું નથી. દ્રવ્યોપાર્જન કરી સ્વયં ભોગ–સુખમાં રહીશું અને શક્તિ પ્રમાણે દાન કરી દશ મનુષ્યોને સુખી કરીશું. એજ તેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ્ય હતો. એ ઉપરથી અને તેમના નિત્યજીવનની આલોચના કરતાં, ઇશ્વર, આત્મા, પરલોક, વગેરે વિષયો માટે તેમનો વિશ્વાસ કેટલો બધો શિથિલ હતો તે જાણી શકાય છે. વાસ્તવિક રીતે જોતાં પાશ્ચાત્યોનો જડવાદ અને આ "જન્મ એજ સર્વસ્વ છે" એવા વિચાર તે સમયે નરેન્દ્રના પિતાના જેવા મનુષ્યોના મનમાં સંદેહવાદ અને નાસ્તિકતાનો પ્રવેશ કરાવી આપણા પ્રાચીન ઋષિયો અને શાસ્ત્રોમાંથી દુર્બળતા અને કુસંસ્કાર સિવાય અન્ય કશું શિખવા જેવું નથી એવુંજ સાબિત કરતા હતા અને તેને લીધેજ

ધર્મવિશ્વાસ અને નીતિરૂપી તુલાદણ્ડથી વિહિન થઇ તેઓ અંતઃકરણમાં એકરૂપ અને બાહાર અન્યરૂપ ભાવનાઓનું પોષણ કરી દિવસે દિવસે સ્વાર્થી અને કપટાચારી થઇ રહયા હતા! મહામંનસ્વી રાજા રામમોહનરાયે સ્થાપેલી બ્રાહ્મ સમાજે ઉપરોક્ત દર્શાવેલા દેશવ્યાપી સ્રોતની ગતિ ફેરવવાના સ્વલ્પ-કાળ પર્યંત યત્ન કર્યો હતો પરંતુ તેને પરિણામે પરસ્પર કલહ થતાં તેમાંથી બે ફાંટા પડયા. તેઓ ક્ષીણ થઇ ગયા. કારણ, એ બન્ને મંડળના સભાસદોમાં પૂર્વોક્ત સ્રોતમાં સ્નાન કરવાનાં લક્ષણ કંઇક કંઇક જણાતાં હતાં!

ઇ. સ. ૧૮૮૧ માં એફ. એ. ની પરીક્ષા આપ્યા પછી શ્રીયુત નરેન્દ્ર પાશ્ચાત્ય વિજ્ઞાન અને દર્શનશાસ્ત્ર સાથે વિશેષરૂપે પરિચિત્ થયા હતા. મિ. મિલ વગેરે પાશ્ચાત્ય નૈયાયિકોના મતવાદનો તેમણે પરિપૂર્ણ અભ્યાસ કર્યો હતો. હમણાં ડેકાર્ટના અહંવાદ, હ્યુમ અને બેનેની નાસ્તિકતા, સ્પાઇનો જાઇન અદ્વૈત-ચિદ્‌વસ્તુવાદ, ડારવિનનો અભિવ્યક્તિવાદ, કોંતે અને સ્પેન્સરનો અજ્ઞેયવાદ અને આદર્શ સમાજની અભિવ્યક્તિ વગેરે પાશ્ચાત્ય દાર્શનિક પણ્ડિતોનાં સર્વ મતવાદનો અભ્યાસ કરી સત્ય વસ્તુનો નિર્ણય કરવા અતિ ઉત્સાહ તેમના હૃદયમાં પ્રસરી રહ્યો હતો. જર્મનીના સર્વ દાર્શનિક પણ્ડિતોના પ્રશંસાવાદ સાંભળી દર્શનના સર્વ ઇતિહાસની સહાયતાથી તેઓ કૅન્ટ, ફિકટે, હેગલ્, શાપેનહોર વગેરેના મતવાદનો પરિચય લેવા અગ્રસર થયા હતા. વળી સ્નાયુ અને મસ્તકની રચના અને તેની કાર્યપ્રણાલી સાથે પરિચિત્ થવા માટે મિત્રો સાથે તેઓ કોઇ કોઇ વખત મેડિકલ કૉલેજમાં જઇ શારીરવિજ્ઞાન સંબંધી ભાષણો સાંભળતા અને પુસ્તકોનો અભ્યાસ પણ કર્યો હતો. પરિણામે ઇ. સ. ૧૮૮૪ માં બી. એ. ની પરીક્ષામાં પાસ થતાં પહેલાંજ તેમણે પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રનો સારી પેઠે અભ્યાસ કરી લીધો હતો. પરંતુ એ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી નિરપેક્ષ સત્ વસ્તુ ઇશ્વરના સાક્ષાત્કાર કરવાનો નક્કી ઉપાય જાણવાનું અને શાંતિ પ્રાપ્ત કરવાનું તો દૂર રહ્યું પણ ઉલટું માનવ-મન-બુદ્ધિના પ્રચારની સીમા અને એ સીમાનું ઉલ્લંઘન કરી રહેતી સત્ય વસ્તુનો પ્રકાશ કરવાનું તેમનું અસામર્થ્ય સ્પષ્ટ જણાઇ આવ્યું તેથી તેમના મનમાં અશાંતિનો પ્રવાહ ઉલટો અધિક પ્રબળ વેગે વહેવા લાગ્યો!

પાશ્ચાત્યદર્શન અને વિજ્ઞાનની સહાયતાથી નરેન્દ્રે સ્પષ્ટ રીતે જાણ્યું હતું કેઃ ઇન્દ્રિય અને મસ્તકનો ક્ષોભ અથવા ઉત્તેજન, માનવ મન ઉપર ક્ષણે ક્ષણે નાના પ્રકારના વિકાર લાવી તેમાં સુખદુઃખાદિ જ્ઞાનનો પ્રકાશ ઉપસ્થિત કરે છે. એ સર્વ માનસિક વિકારોને લીધેજ દેશકાલાદિની સહાયતાથી મનુષ્ય, સાક્ષાતકાર સંબંધી અનુભવ કરે છે, પરંતુ બહિર્જગત્ અને તેમાં વ્યાપી રહેલી સર્વ વસ્તુઓ જે પૂર્વોક્ત ઉત્તેજના અને વિકાર સમૂહ પોતાના અંદર (મનમાં) ઉપસ્થિત કરે છે, તેનું યથાર્થ સ્વરૂપ ચિરકાલને માટે તેનાથી અજાણ્યું રહ્યું છે. અન્તર્જગત્ અથવા માનવનું નિજ સ્વરૂપ સંબંધી પણ એજ સિદ્ધાંત સમાનભાવે આલેખી શકાશે. ત્યાં પણ જોવામાં આવે છે કેઃ કોઇ કોઇ અપૂર્વ વસ્તુ માટે પોતાની શક્તિ-સામગ્રીના વડે મનમાં આ જ્ઞાન અને નાના પ્રકારની ભાવનાઓના ઉદ્ભવ કરાવે તો પણ તે વસ્તુનું સ્વરૂપ દેશ-કાલની બહાર અવસ્થાન કરતું હોવાથી માનવ તેને જાણી, જોઇ કે સમજી શકતો નથી. એજ પ્રમાણે અંતરમાં અને બહાર જે દિશામાં માનવ-મન વિશુદ્ધ સત્યની શોધ કરવા પ્રયત્ન કરે છે તે દિશામાં તે દેશકાલની દુર્લંઘ દિવાલમાં અથડાઇ પોતાના ક્ષુદ્રત્વનો સર્વથા અનુભવ કરે છે. એ પ્રમાણેજ પંચજ્ઞાનેન્દ્રિય, અને મનબુદ્ધિરૂપ યંત્રની સહાયતા વડે માનવ વિશ્વરહસ્ય પ્રકટ કરવાનો પ્રયત્ન કરે છે પણ વિશ્વનું મૂળ કારણ પ્રકટ કરવાનું તેમનામાં રહેલું અસામર્થ્ય પ્રત્યક્ષ ઇન્દ્રિયો જેના ઉપર પાયો રચી જે વિષયોનું અનુમાન અને મીમાંસા કરવામાં તેઓ મચ્યા છે તેમાં નિરન્તર ભ્રમ-પ્રમાદનું અસ્તિત્વ, શરીર સિવાય આત્માનું પ્રથક્ ગતિત્વ છે કે નહિ તેનું નિરાકરણ કરવામાં પાશ્ચાત્ય વિદ્વાનોના યત્નની નિષ્ફળતા વગેરે અનેક વિષયો નરેન્દ્રનાથ જાણવા પામ્યો હતો. તેજ કારણથી આધાત્મિક તત્વ સંબંધી પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રોની છેલ્લી મીમાંસાને તેઓ યુક્તિયુક્ત ગણતા નહિ. રૂપ-રસાદિ વિષય ભોગમાં નિરન્તર આસક્ત થઇ રહેલાં સાધારણ મનુષ્યોના સર્વ પ્રત્યક્ષને સહજ અને સ્વાભાવિક કબુલ કરી લઇ તેના ઉપર પાયો રચવો, કે પાશ્ચાત્યોની પેઠે દર્શનશાસ્ત્રો સ્થાપન કરવા યોગ્ય કે બુદ્ધ વગેરે જેવા ચરિત્રવાન મહાપુરૂષોની આંતરદષ્ટિથી નજરે જોયેલાં અસાધારણ દ્રષ્ય, ઇતર-સાધારણ માનવ-દ્રષ્યના વિરોધી હોવા

છતાં પણ સત્યરૂપે તેનો સ્વીકાર કરી તેના ઉપરજ પાયો રચી પ્રાચ્યની પ્રથાનુસાર દાર્શનિક તત્વનું અનુસંધાન કરવામાં અગ્રસર થવું એજ કર્તવ્ય છે, એવો સંદેહ પણ નરેન્દ્રનાથના મનમાં ઉદય પામ્યો હતો.

પાશ્ચાત્ય દર્શનમાં લખાયલી આધ્યાત્મિક મીમાંસાનો અધિક અંશ નરેન્દ્રનાથને અયુક્તિકર જણાયો હતો તેમ છતાં જડ વિજ્ઞાનના આવિષ્કારની અને પાશ્ચાત્યોની પ્રથક્કરણ પ્રણાલીની તેઓ અતિશય પ્રશંસા કરતા હતા, અને મનોવિજ્ઞાન તથા આધ્યાત્મિક રાજ્યના સર્વ તત્ત્વોની પરીક્ષા કરતી વખતે તેમની સર્વદા સહાયતા ગ્રહણ કરતા. પરમહંસદેવના જીવનમાં જણાયલાં અસાધારણ દ્રષ્યોનું તેઓ તેનીજ સહાયતાથી પ્રથક્કરણ કરી જોવાનો આ સમયથીજ સદા યત્ન કરતા અને પરીક્ષામાં જે ખરૂં સત્ય જણાતું તે ગ્રહણ કરી નિર્ભય ચિત્તે તે હૃદયમાં ધારણ કરતા. સત્ય પ્રાપ્ત કરવાને તેમના પ્રાણમાં વિષમ અસ્થિરતા ઉત્પન્ન થઇ હતી તેમ છતાં જાણ્યા–સમજ્યા વગર કોઇ પણ સિદ્ધાંત સ્વીકારી લેવો અને કોઇના ઉપર પણ ભય પામી ભક્તિ રાખવી એ તેમની પ્રકૃતિ વિરૂદ્ધ હતું. પોતાના વિચાર–બુદ્ધિની યથાશક્તિ ગતિનું પરિણામ જો નાસ્તિકતામાં આવે તો તે પણ સ્વીકારવા તેઓ તૈયાર હતા, અને સંસારના સુખ ભોગની વાત તો વેગળી રહી પણ પોતાના પ્રાણના બદલામાં જો જીવન રહસ્યનું સમાધાન અને સત્ય–પ્રકાશ પ્રાપ્ત થતાં હોય તો તેમ કરવામાં તેઓ જરા પણ પરાઙ્‌મુખ નહોતા તેથીજ સર્વોચ્ચ સત્યની શોધ માટે નેત્રો મીંચી નિર્ભય ચિત્તે તેઓ આ સમયે પાશ્ચાત્ય-શિક્ષાનું અનુસરણ કરવામાં અને તેમાંનો ગુણજ્ઞ વિભાગ ગ્રહણ કરવામાં ગુંથાઇ ગયા હતા. તેના પ્રભાવથી તેઓ વિશ્વાસ–ભક્તિનો સરલ માર્ગ પરિત્યાગ કરી પ્રસંગોપાત નાના પ્રકારની સન્દેહ જાળમાં જકડાઈ પરાજય પામતા, પરંતુ અંતે તેમનો અસાધારણ અધ્યવસાય અને બુદ્ધિ–શક્તિનો વિજય થતો અને પરિણામે સત્ય પ્રાપ્ત કરી તેઓ કૃતાર્થ થયા હતા; પરંતુ એ સમયે લોકો એવો પણ વિચાર કરતા કેઃ પાશ્ચાત્ય ગ્રંથોમાં જે મત પ્રકટ થાય છે, તે સર્વ નરેન્દ્ર વગર વિચાર્યે ગ્રહણ કરે છે. તેમનું પાશ્ચાત્ય મતનું પક્ષપાતપણું આ સમયે તેમના મિત્ર વર્ગમાં એટલું બધું પ્રસિદ્ધ થઇ રહ્યું હતું

કે: ગીતાનું અધ્યયન કર્યા પછી જ્યારે તેમણે મિત્રોના સન્મુખ તેની મુક્ત કણ્ઠે પ્રશંસા શરૂ કરી ત્યારે તેઓએ વિસ્મય પામી તેમનું એ આચરણ પરમહંસદેવને નિવેદન કર્યું. પરમહંસદેવે પણ પૂછ્યું હતું કે: " સાહેબ લોકોમાં કોઇનો ગીતા સંબંધી એવો અભિપ્રાય જાણ્યા પછી તો તે એવી પ્રશંસા કરતો નથી ? "

પાશ્ચાત્ય શિક્ષાના પ્રભાવથી હૃદયમાં વિશેષ ભાવ પરિવર્તન થાય તે પહેલાંજ નરેન્દ્રનાથ, પરમહંસદેવનાં પુણ્ય-પવિત્ર દર્શન કરી, અસાધારણ દ્રષ્યો જોવાનો અધિકારી થયો હતો, એ સંબંધી અમે પાછળ લખી ગયા છીએ. નરેન્દ્રની આસ્તિક-બુદ્ધિને સુદ્રઢ રાખવામાં તેઓએ આ સમયે વિશેષ સહાયતા કરી હતી એમ જણાય છે નહિ તો પાશ્ચાત્યજ્ઞાનના અજ્ઞેયતવાદ જગત્-કારણ ઇશ્વરને અજ્ઞેય સાબિત કરી તેને (નરેન્દ્રને) કેટલે બધે વેગળે સુધી ઘસડી લઇ જાત તેનો નિર્ણય થઇ શકે એમ નથી. સ્વાભાવિક પુણ્ય-સંસ્કારના બળવડે તેમની આસ્તિક-બુદ્ધિનો એકદમ લોપ થયો નહિં તેમ છતાં પણ તેમાં વિષય શંકાને સ્થાન મળતું એમ જણાય છે, પરંતુ તેમ થવા યોગ્ય નહોતું. નરેન્દ્રનું દેવ-રક્ષિત જીવન, કોઇ એક મુખ્ય કાર્ય પૂર્ણ કરવા માટેજ સંસારમાં ઉપસ્થિત થયું હતું, તો પછી એમ બનેજ કેમ ! દેવની કૃપાથી તેમણે જેનો આશ્રય ગ્રહણ કર્યો હતો તેજ સદ્‌ગુરૂએ તેને વારંવાર કહ્યું હતું કે: " **મનુષ્યની કરૂણાજનક પ્રાર્થના ઇશ્વર સર્વદા શ્રવણ કરે છે, અને હું તથા તું, સ્હામ સ્હામા બેસી જેમ વાર્તાલાપ કરીએ છીએ તેના કરતાં પણ વિશેષ સ્પષ્ટ રીતે તેને ( ઇશ્વરને ) જોઇ શકાય છે, તેની વાણી સાંભળી શકાય છે અને તેને સ્પર્શ કરી શકાય છે. એ હું પ્રતિજ્ઞા પૂર્વક કહેવા તૈયાર છું !** " વળી તેઓ કહેતા કે: **જનસમાજમાં પ્રચલિત થઇ રહેલાં ઇશ્વરનાં સર્વરૂપ ( મૂર્તિયો ) અને ભાવનાઓ, માનવ-કલ્પનામાંથી નીકળેલાં છે એવું જો ન માનો અને જગત્‌નો નિ-યામક એક ઇશ્વર છે, એ વાક્ય ઉપર વિશ્વાસ રાખો તો " હે ઇશ્વર ! તમે કેવા છો એ હું જાણી શકતો નથી, પરંતુ તમે**

**જેવા હો તેવા રૂપમાં અમને દર્શન આપો."** આ પ્રમાણે ગદ્દગદ્દ ચિત્તે પ્રાર્થના કરવાથી પણ તેઓ તે સાંભળીને તમારા ઉપર નિશ્ચય કૃપા કરશે! પરમહંસદેવનાં એ વાક્યોએ નરેન્દ્રનાથને અશેષ આશ્વાસન આપી સાધનકાર્યમાં અધિક અગ્રસર કર્યો હતો, એમાં તો કશો પણ શક નથી.

પાશ્ચાત્ય દાર્શનિક પણ્ડિત હેમિલ્ટને પોતાના દર્શન શાસ્ત્ર ગ્રન્થની સમાપ્તિ સમયે કહ્યું છે કે: " જગતનો નિયામક ઇશ્વર છે, એ સત્યનો માત્ર આભાસ આપીનેજ મનુષ્ય બુદ્ધિ અટકી જાય છે, પરંતુ એ હદ ઓળંગી ઇશ્વરનું સ્વરૂપ કેવું છે ? તે વિષય પ્રકટ કરવાનું તેનામાં સામર્થ્ય હોતું નથી. તેથી દર્શન શાસ્ત્રની આ સ્થળેજ ઇતિ થાય છે, અને જે સ્થળે દર્શન શાસ્ત્રની ઇતિ થાય છે તેજ સ્થળેથી આધ્યાત્મિકતાનો આરંભ થાય છે." હેમિલ્ટનના એ અભિપ્રાય નરેન્દ્રનાથને વિશેષ રૂચિકર થઇ પડ્યો હતો અને સમયે સમયે તેણે તે અમને જણાવ્યો પણ હતો. ગમે તેમ હો, સાધનામાં ચિત્ત પરોવવા છતાં પણ નરેન્દ્રે દર્શન શાસ્ત્રનો અભ્યાસ કરવાનું છોડયું નહોતું. પરિણામે ગ્રન્થનું અધ્યયન, ધ્યાન અને સંગીતમાંજ તેઓ હમણાં સમય વ્યતીત કરતા હતા.

હમણાં તેણે ધ્યાનાભ્યાસનો એક નવીન માર્ગ ગ્રહણ કર્યો હતો. અમે પૂર્વે કહ્યું છે કે: સાકાર અથવા નિરાકાર, ગમે તે રૂપે ઇશ્વરનું ધ્યાન ધરીએ તો પણ ધર્મ-વિભુષિત થઇને તેની પ્રાર્થના* કર્યા સિવાય મનુષ્યની અન્ય ગતિ નથી. હૃદયમાં સત્ય ધારણ કરવા પહેલાં નરેન્દ્રનાથ ધ્યાન કરતી વખતે બ્રહ્મસમાજની પદ્ધતિ પ્રમાણે નિરાકાર સગુણ બ્રહ્મના ધ્યાનમાં મનને પ્રેરતા. ઇશ્વરીય સ્વરૂપની એવી ધારણા સુધી માનવી કલ્પના દુષ્ટ માની તેમણે આ સમયથી ધ્યાનની એ નીતિનો ત્યાગ કર્યો; અને " **હે ઈશ્વર! તમે તમારા સત્ય સ્વરૂપનું દર્શન કરવાના અમને અધિકારી કરો."** આવા ભાવાર્થની પ્રાર્થના કરતા, મનમાંથી સર્વે પ્રકારના વિચારોને દૂર કરી, સ્થિર શાંત-દીપ-શિખાની પેઠે મનને નિશ્ચલ રાખવાનો અભ્યાસ કરવા લાગ્યા. થોડા સમય સુધી એ પ્રાર્થના કરી. તેને પરિણામે નરેન્દ્રનાથનું

* Anthropomorphic idea of God.

સંયમી ચિત્ત તેમાં એટલું બધું મગ્ન થઇ જતું કેઃ જેથી તેને પોતાના શરીરનું અને સમયનું જ્ઞાન સુદ્ધાં ઘણી વખત રહેતું નહિં. ઘરનાં સર્વ મનુષ્યો નિદ્રાવશ થયા પછી પોતાના ઓરડામાં જઈ તેઓ ધ્યાન કરવા બેસતા અને તેમ કરવામાં તેમણે અનેક વખત સમસ્ત રાત્રિ ગાળી હતી.

એ પ્રકારે ધ્યાન ધરવામાં એક વખત નરેન્દ્રનાથને એક દિવ્ય દર્શન થયું હતું. તેનું તેમણે એક સમય નીચે પ્રમાણે વર્ણન અમને કહી સંભળાવ્યું હતું :—

“ વિચાર શૂન્ય થઇ મનને સ્થિર રાખતી વખત એક દિવસ મ્હારા હૃદયમાં એક શાંત આનન્દ–ધારાનો પ્રવાહ વહ્યા કરતો. ધ્યાન ભંગ થયા પછી પણ તેને પ્રભાવે અનેક ક્ષણ પર્યંત કોઈ પ્રકારની નિશાની ઘેન રહી હોય એવો અનુભવ થતો. તેથી કરી એકાએક આસન છોડી ઉઠી જવાની પ્રવૃત્તિ થતી ન હતી. ધ્યાન ભંગ થયા પછી એક દિવસ એ પ્રમાણે બેસી રહ્યો હતો. તે વખતે હું જોઇ શક્યો કેઃ દિવ્ય જ્યોતિ વડે ઓરડો પ્રકાશિત કરી એક સન્યાસી–મૂર્તિ કોણ જાણે ક્યાંથી એકાએક આવી મ્હારી સામે–થોડે વેગળે ઉભી રહી ! તેને શરીરે ભગવાં વસ્ત્ર હાથમાં કમણ્ડલૂ અને મુખ ઉપર એવો સ્થિર, પ્રશાંત અને સર્વ વિષય પર ઉદાસીનતા સૂચક એક અન્તર્મુખી ભાવ જણાતો હતો કે જેથી તેણે મ્હને વિશેષરૂપે આકર્ષણ કરી સ્તંભિત બનાવી દીધો. જાણે મ્હને કાંઈ કહેવાની ઇચ્છાથી મ્હારા સ્હામે દ્રષ્ટિ સ્થાપી, તેઓ ધીમે પગલે મ્હારા તરફ આવવા લાગ્યો. હું એવો તો ભય પામ્યો કે જેથી સ્થિર નહિં રહેતાં આસન ત્યાગ કરી બારણાના આગળા ઉઘાડી ઓરડા બહાર જતો રહ્યો. થોડીવાર પછી વિચાર થયો કેઃ આટલો બધો ભય શા માટે ? સાહસ પર શ્રદ્ધા રાખી સન્યાસીની વાણી સાંભળવા માટે હું પુનઃ ઘરમાં પેંઠો પરંતુ ઘણી વખત સુધી વાટ જોવા છતાં કોઇને દીઠું નહિ ! ત્યારે ખિન્ન હૃદયે વિચારવા લાગ્યો કેઃ “ તેમની વાણી સાંભળ્યા વગરજ ન્હાસી જવાની મ્હને દુર્બુદ્ધિ શાથી ઉત્પન્ન થઇ? સન્યાસી તો ઘણાએ જોયા છે પરંતુ આવો અપૂર્વ મુખ–ભાવ, આવું અપૂર્વ તેજ તો કોઇનામાં જોવામાં આવ્યું નથી. સન્યાસીનું તે મુખ મ્હારા હૃદયમાં ચિરકાલને માટે કોતરાઇ ગયું છે. કદાચ ભ્રમ પણ હોય, કિન્તુ હું

તો મનમાં એવુંજ ધારૂં છું કે: તે દિવસે બુદ્ધ દેવનાં દર્શનથી હું કૃતાર્થ થયો હતો !”.

આ પ્રમાણે એકાંત વાસ, અધ્યયન, તપસ્યા અને દક્ષિણેશ્વર આવ જા કરવામાં નરેન્દ્રનો સમય વ્યતીત થવા લાગ્યો. ભવિષ્યમાં તેમનું કલ્યાણ થવાનો વિચાર કરી તેના પિતાએ તેને કલકત્તાના સુપ્રસિદ્ધ એટર્નિ નિમાઇચરણ બસુની ઑફીસમાં–એટર્નિનો વ્યવસાય–શિખવા મૂકયા. પુત્રને પરણાવી ગૃહસ્થાશ્રમી કરવાના આશયથી શ્રીયુત વિશ્વનાથ યોગ્ય કન્યા શોધવા લાગ્યા હતા, પરંતુ વિવાહ નહિં કરવા માટે નરેન્દ્રનો દ્રઢ આગ્રહ જોઇને અને યોગ્ય કન્યા નહિં મળી આવવાથી તેમની એ આશા સફળ થવામાં વિલંબ થયો.

નરેન્દ્રના રામતનુ બસુની લેનવાળા વિદ્યાભુવનમાં, પરમહંસદેવ કવચિત્ એકાએક આવી ઉપસ્થિત થતા અને સાધન ભજન સંબંધી નાના પ્રકારનો તેને ઉપદેશ આપતા. પિતા માતાના કરૂણાજનક અનુરોધથી કદાચ નરેન્દ્ર વિવાહ બંધનમાં પોતાનું જીવન ચિરકાળને માટે આબદ્ધ અને સંકુચિત કરી બેસે તે માટે આ સમયેજ તેઓ તેને સાવચેતી આપી બ્રહ્મચર્ય પાલન કરવા ઉત્સાહ પ્રેરતા. તેઓ કહેતા કે: “ બાર વર્ષ પર્યંત અખણ્ડ બ્રહ્મચર્ય પાલન કરવાથી મનુષ્યની મેધા–નાડિ ઉઘડી થાય છે. તે વખતે તેની બુદ્ધિ સર્વ સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિષયોમાં પ્રવેશ કરી તેમનું જ્ઞાન મેળવવા શક્તિમાન થાય છે. એવી બુદ્ધિની સહાયતાથીજ સાક્ષાત્ ઇશ્વરનાં દર્શન કરી શકાય છે. તે (ઇશ્વર) કેવળ માત્ર એવી શુદ્ધ બુદ્ધિ વડેજ જાણી શકાય છે. ”

પરમહંસદેવ સાથે ગાઢ સંબંધ થવાથીજ નરેન્દ્ર વિવાહ કરવા ચ્હાતા નથી, એવી ધારણા આ સમયે તેમના ઘરની સ્ત્રીઓમાં ઉત્પન્ન થઇ હતી. નરેન્દ્ર કહેતા હતા કે મ્હારા વિદ્યાભુવનમાં આવી પરમહંસદેવ એક દિવસ મ્હને ઉપર પ્રમાણે બ્રહ્મચર્ય પાલનનો ઉપદેશ દેતા હતા, તે વખતે મ્હારાં માતામહ પરદામાંથી ગુપચુપ બધી વાતો સાંભળતાં હતાં, એવુ તેમણે મ્હારાં માતાપિતાને કહ્યું હતું. સન્યાસી સાથે સમાગમ રાખવાથી કદાચ હું સન્યાસી થઇ જાઉં એ ભયથી તેઓએ તેજ દિવસથી મ્હારો વિવાહ કરવા માટે

વિશેષ યત્ન કરવા માંડયો. પરંતુ તેમ કરવાથી શું વળે ? પરમહંસદેવની પ્રબળ ઇચ્છા સમક્ષ તેમના સર્વ યત્નો ઉડી ગયા હતા ! વિવાહ સંબંધી બધી વાતચિત નક્કી થયા પછી પણ કેટલેક ઠેકાણે સામાન્ય રીત રિવાજ–આપ લે–સંબંધી ઉભય પક્ષમાં મતભેદ થવાથી વિવાહ–સંબંધ સહસા તૂટી ગયો હતો. ”

દક્ષિણેશ્વર પરમહંસ પાસે આવ જા કરવી એ ઘરનાં સર્વ માણસોને રૂચિકર નહિ હોવા છતાં પણ નરેન્દ્રનાથને એ સંબંધી કોઇ કાંઇ કહેવાનું સાહસ કરી શકતું નહિં. કારણ, પિતામાતાનો પરમ પ્રિય–લાડકવાયો પુત્ર–નરેન્દ્ર, બાલ્યાવસ્થાથીજ કોઇનો નિષેધ માનતો નહિં, અને યુવાવસ્થામાં પ્રવેશ કર્યા પછી તો તેણે આહાર–વિહારાદિ વિષયમાં અસીમ સ્વતંત્રતા મેળવી હતી. તથા બાળક અથવા અણસમજુ યુવકને આપણે જે રીતે અટકાવી શકીએ તેજ રીતે પ્રખર બુદ્ધિના–તેજસ્વી યુવક નરેન્દ્રને કોઇ પણ પ્રકારનો અટકાવ કરતાં ફળ વિપરીત આવવાનો સંભવ હતો એવું તે સર્વે સારી પેઠે જાણતાં હતાં. તેથીજ નરેન્દ્ર, પૂર્વની પેઠે સમાન ભાવે દક્ષિણેશ્વર પરમહંસદેવ પાસે આવ જા કરતા હતા.

પરમહંસદેવના પવિત્ર સમાગમમાં શ્રીયુત નરેન્દ્રે આ સમયે દક્ષિણેશ્વરમાં જેટલા દિવસ નિર્ગમન કર્યા હતા તે સર્વની મધુર સ્મૃતિ જીવન પર્યંત તેમના હૃદયમાં અસીમ આનંદપૂર્વક જાગૃત રહી હતી અને તે યાદ કરતાં તેમનું હૃદય એકદમ પ્રફુલ્લિત થઇ જતું. તેઓ કહેતા કેઃ “પરમહંસદેવના સમાગમમાં રહેતી વખત કેવા આનંદમાં દિવસો વ્યતીત થતા તે અન્યને સમજાવવું અસાધ્ય છે. રમત, હાસ્યવિનોદ વગેરે નિત્યના સાધારણ વ્યાપારદ્વારા તેમણે કેવી રીતે નિરંતર ઉચ્ચ શિક્ષા આપી અમારી અજાણતામાંજ અમારૂં આધ્યાત્મિક જીવન રચ્યું છે તેનો વિચાર કરતાં હમણાં બહુજ આશ્ચર્ય થાય છે. બાળકને શિખવતી વખત બળવાન મલ્લ જેમ પોતાની શક્તિ પોતાને વશ રાખી બાળકને ઉચિત થઇ પડે એટલું બળ પ્રકટ કરી ક્વચિત્ તેને જેમ ઘણી મહેનતે પરાજય પમાડે છે અથવા ક્વચિત્ તેના વડે પોતે પરાજય પામી તેના મનમાં તેની વિદ્યા–શક્તિ ઉપર આત્મ–શ્રદ્ધા ઉત્પન્ન કરાવે

છે તેજ પ્રમાણે અમારી સાથે વર્તતી વખતે પણ પરમહંસદેવ અનેક સમયે એવીજ નીતિ ચલાવતા હતા. તેઓ બિન્દુમાં સિન્ધુની વર્તમાનતા નિત્ય પ્રત્યક્ષ કરતા. અમારામાંના પ્રત્યેકમાં નિવાસ કરી રહેલી આધ્યાત્મિકતાનું બીજ, ફુલ-ફળથી ફાલીફુલી એક સમયે જેવો આકાર ધારણ કરવાનું હતું તે તેમણે તેજ સમયથી સમાધિ સ્થિતિમાં જોઇ લઇ અમારી પ્રશંસા કરતા, અમારામાં ઉત્સાહ પ્રેરતા અને ચોક્કસ પ્રકારની વાસનાઓમાં લપટાઇ જઇ ક્વચિત્ અમે જીવનની એ સાફલ્યતા ગુમાવી બેસીએ તે માટે વિશેષ સાવચેતી સાથે અમારા પ્રત્યેક આચરણની તપાસ રાખી અમને ઉપદેશ આપી નિયમિત રાખતા; પરંતુ તેઓ ડગલે ડગલે અમારી તપાસ રાખી અમને નિત્ય નિયમિત બનાવે છે તેમાંનું કશું અમે જાણી શકતા નહિ, એજ તેમનું શિક્ષાપ્રદાન કરવાનું અને જીવન-રચવાનું અપૂર્વ કૌશલ હતું. ધ્યાન-ધારણા સમયે કેટલોક સમય વિત્યા પછી મન અધિક એકાગ્ર થવા સહાયતા મેળવતું નથી એવો અનુભવ થતાંજ હવે શું કરવું એવું અમે તેમને પૂછતા તે સમયે એવા અનુભવ વખતે પોતે શી રીતે વર્ત્યા હતા તે અમને જણાવતા અને એ સંબંધી અનેક યુક્તિયો બતાવતા. અમને યાદ છે કેઃ પાછલી રાત્રે બ્રાહ્મ મુહૂર્તમાં ધ્યાન કરતી વખત આલમ બજારની એક મિલની સીસોટી સાંભળતાંજ અમારૂં મન લક્ષ્યભ્રષ્ટ, ચંચળ થઇ ઉઠતું. એ વાત પરમહંસદેવને નિવેદન કરતાં તેઓએ મીલની સીસોટીના સ્વરમાંજ મન એકાગ્ર કરવા કહ્યું હતું અને એ પ્રમાણે કરવાથી સારૂં પરિણામ અનુભવ્યું હતું. વળી એક બીજે સમયે ધ્યાન કરતી વખતે શરીરને ભૂલી જઇ મનને લક્ષ્યમાં પરોવવામાં વિશેષ અડચણોનો અનુભવ થતાં પરમહંસદેવ પાસે ગયા ત્યારે તેમણે વેદાન્તમાં વર્ણવેલા સમાધિ-સાધન-સમયે શ્રીમત્ તોતાપુરી નામક પોતાના યોગમાર્ગના ગુરૂએ બન્ને ભ્રમરની વચમાં મન એકાગ્ર કરવાની જે ક્રિયા બતાવી હતી તે પુનઃ અમને કહી સંભળાવી પોતાના તીક્ષ્ણ ધારવાળા નખદ્વારા મ્હારી ભ્રમર વચ્ચે સપ્ત આઘાત કરી કહ્યું હતું કેઃ "એ વેદના ઉપર મનને એકાગ્ર કરજે." પરિણામે જોવામાં આવ્યું હતું કેઃ એ પ્રમાણે પેલા આઘાતથી થયેલી વેદનાનો અનુભવ ઇચ્છાનુસાર સમય પર્યંત સમાનભાવે મનમાં ધારણ કરી શકાય છે અને તે સમયે શરીરના અન્ય

કોઇ અવયવ તરફ મન જવાનું તો દૂર રહ્યું પણ તે સર્વ અવયવોનું અસ્તિત્વ શુદ્ધાં તદ્દન ભૂલી શકાય છે. પરમહંસદેવની સાધનાનું સ્થળ પંચવટી એજ અમને ધ્યાન–ધારણા કરવાનું વિશેષ ઉપયોગી સ્થાન થયું હતું. માત્ર ધ્યાન–ધારણાજ નહિ પણ ક્રીડા–કૌતુક કરવાનો અનેક સમય અમે એજ સ્થાને વ્યતીત કરતા. એ સમયે પણ પરમહંસદેવ બને તેટલો વખત અમારી સાથે રહી અમારા આનન્દમાં વૃદ્ધિ કરતા. અમે ત્યાં દોડાદોડી કરતા. વૃક્ષોપર ચઢતા, મજબૂત દોરડાં જેવી લટકતી માધવી લતાની ડાળીઓ પર બેસી હિંચકા ખાતા અને ક્વચિત્ ક્વચિત્ અમે રસોઇ બનાવી તે સ્થળે ભાત શાક રાંધતા. પ્રથમ દિવસે મ્હેં મ્હારે હાથેજ રસોઇ બનાવેલી હોવાથી પરમહંસદેવે પોતે તે અન્ન ગ્રહણ કર્યું હતું. તેઓ બ્રાહ્મણ સિવાય અન્ય કોઇના હાથનું અન્ન ગ્રહણ કરતા નથી, એવું જાણી અમે તેમને માટે કાળી મંદિરમાંથી પ્રસાદિ અન્ન લાવવાની ગોઠવણ કરી હતી પરંતુ તેમણે તેમ કરવાની ના પાડતાં કહ્યું હતું કે: “ત્હારા જેવા શુદ્ધ સત્વગુણીના હાથનો ભાત ખાતાં કોઇ જાતનો દોષ નથી.” મ્હેં તે માટે વારંવાર ના કહી છતાં તેમણે મ્હારૂં કથન નહિ સાંભળતાં મ્હારા હાથનું અન્ન તે દિવસે ગ્રહણ કર્યું હતું !”

શ્રીયુત ભવનાથ ચટ્ટોપાધ્યાય નામક પ્રિયદર્શન ભક્તિમાન યુવક દક્ષિણેશ્વર આવ જા કરતો અને નરેન્દ્ર સાથે ઓળખાણ થતાં તેની સાથે તેમને દૃઢ મૈત્રી થઇ હતી. ભવનાથ વિનય, નમ્રતા સરલતા અને શ્રદ્ધા–ભક્તિ વિશેષ હોવાથી તે પરમહંસદેવનો પ્રીતિપાત્ર થયો હતો. તેનો રમણી જેવો કોમળ સ્વભાવ અને નરેન્દ્રનાથમાં ઉપર અત્યંત પ્રેમ જોઇ પરમહંસદેવ ક્વચિત્ ક્વચિત્ હાસ્યમાં કહેતા કે: “તું કોઇ જન્મે નરેન્દ્રની જીવન–સંગિની (સ્ત્રી)હતો એમ જણાય છે.” “ભવનાથ વરાહનગરનો અવકાશ મળતાંજ તે નરેન્દ્રનાથને પોતાને ઘેર લઇ જઇ આહાર કરાવતો. તેના પાડોશી સાતકડી લાહિડીને નરેન્દ્ર સાથે ગાઢ મૈત્રી થઇ હતી. દાશરથી સાન્યાલ તેનો સહાધ્યાયી મિત્ર હતો. એ બધા નરેન્દ્રને મેળવતાંજ રાત દિવસ તેની સાથે વિતાડતા. આ પ્રમાણે દક્ષિણેશ્વર આવ જા કરતી વખતે ક્વચિત્ ખાસ નિમન્ત્રણ મેળવી, નરેન્દ્રનાથ વરાહનગર નિવાસી મિત્રો સાથે ક્વચિત્ ક્વચિત્ કેટલાક કલાક અથવા એક બે દિવસ વ્યતીત કરતા.



# એકપંચાશ અધ્યાય.

## નરેન્દ્રના પિતાનું મૃત્યુ અને દરિદ્રતા !

ઇ૦ સ૦ ૧૮૮૪ ના પ્રથમ વિભાગમાં બી. એ. ની પરીક્ષાનું પરિણામ જણાતાં પહેલાં, પ્રારબ્ધ બળને લીધે નરેન્દ્રનાથના જીવનમાં વિશેષ પરિવર્તન થવાનો પ્રસંગ આવ્યો. અતિશય પરિશ્રમને લીધે તેના પિતા વિશ્વનાથનું શરીર થોડા વખતથી વ્યાધિગ્રસ્ત થઇ પડ્યું હતું. હમણાં સહસા એક દિવસ રાતના દશેક વાગે તેઓ હૃદય-રોગથી મૃત્યુ પામ્યા. તે દિવસે સાંજે નરેન્દ્ર એક મિત્રના આમંત્રણને માન આપી વરાહનગરના મિત્રને ઘેર ગયા હતા. અને રાતના અગિઆરેક વાગ્યા સુધી ભજન કીર્તનમાં વ્યતીત કરી આહાર કર્યા પછી તેમની સાથે એક ઘરમાં સુતો સુતો નાના પ્રકારનો વાર્તાલાપ કરી રહ્યા હતા. તેમના એક મિત્ર હેમાલીએ રાતના બે વાગ્યાને સુમારે ત્યાં આવી તેમને પિતાના મૃત્યુના ચોકસ સમાચાર નિવેદન કર્યા, અને તેને સાથે લઇ, તત્ક્ષણાત્ કલકત્તે ગયો.

ઘેર આવી નરેન્દ્રે પિતાના દેહને અગ્ની સંસ્કાર કર્યો. ત્યાર પછી તપાસ કરતાં જણાયું કે: પોતાની સાંસારિક અવસ્થા અતિશય શોચનીય થઇ છે. પિતાએ કંઇ પણ દ્રવ્ય રાખ્યું નથી પણ ઉલટું આવક કરતાં ખર્ચ વધારે થતો હોવાથી કેટલુંક ઋણ મૂકી ગયા છે! સગાં સંબંધીઓએ તેના પિતાની સહાયતાથી પોતપોતાની અવસ્થાનું ઉન્નતિ-સાધન કરી લઇ હમણાં વખત વિચારી શત્રતા-સાધન કરવાનો અને ઘરમાંથી તેમને કાઢી મૂકવાનો સુદ્ધાં સંકલ્પ કર્યો હતો. તેમની આવકજ નહોતી એમ કહીએ તો ચાલે. વળી પાંચ સાત જીવોનું નિત્ય ભરણપોષણ તો થવુંજ જોઇએ. નિત્ય સુખમાં ઉછરેલો નરેન્દ્રનાથ સ્તબ્ધ, મૂઢ થઇ, નોકરી માટે અનેક સ્થળે ભટકવા લાગ્યો. પરંતુ જ્યારે મનુષ્યનો અવળો દિવસ આવે છે ત્યારે હજારો

યત્ન કરવા છતાં તેનું કશુંએ વળતું નથી. નરેન્દ્ર સર્વત્ર ભટકવા છતાં તેના મનોરથ નિષ્ફળ થયા. તેની સાંસારિક અવસ્થા દિન પ્રતિદિન અધિક શોચનીય થઈ પડી !

પિતાના મૃત્યુ પછી એક બે કરતાં ત્રણ ચાર માસ વીતી ગયા, કિન્તુ દુઃખી દિવસોનું અવસાન નહિ થતાં આશાનું ક્ષિણ કિરણ પણ નરેન્દ્રનાથના જીવનઆકાશ પર કિંચિત્ માત્ર જણાયું નહિ. વાસ્તવિક રીતે જોતાં તેનું જીવન આવા ઘનઘોર અન્ધકાર વડે પૂર્વે કદી પણ આચ્છાદિત થયું હશે કે કેમ તેની શંકાજ છે. એ સમયની વાત કરતાં કરતાં તેઓ કહેતા કેઃ—

" સૂતક ઉતરે તે પહેલાંથીજ મ્હારે નોકરી મેળવવાનો યત્ન કરવો પડયો હતો. આહાર કર્યા વગર ઉઘાડે પગે નોકરીની અરજી હાથમાં લઈ મધ્યાહ્નના સખ્ત તાપમાં એક ઑફિસમાંથી બીજી ઑફિસમાં અને બીજીથી ત્રીજીમાં એમ અનેક સ્થળે મ્હારે ભટકવું પડયું હતું. ભક્ત મિત્રોમાંના કેટલાક મ્હારે દુઃખે દુઃખી થઇ કોઇ દિવસ મ્હારી સાથે વાત કરતા. તો કોઈ દિવસ મ્હારી સાથે ઉભા પણ રહી શકતા નહિ ! મ્હને સર્વ તરફથી નિરાશા મળી હતી સંસારની સાથે આ વખતેજ પ્રથમ પરિચય થતાં સારી પેઠે જાણી શકાતું હતું કેઃ " સ્વાર્થ શૂન્ય સહાનુભૂતિ આ જગત્માં અતિશય વિરલ હોય છે. દુર્બળોનું, દરિદ્રોનું, આ જગત્માં સ્થાન નથી. અરે ! તેનું કોઇ નથી ! હું જોતો કેઃ બે દિવસ પહેલાં જેઓ મ્હને સહાયતા કરવાની તક મળતાં પોતાને ભાગ્યશાળી માનતા તેઓ મ્હારો હમણાંનો વખત જોઇને મુખ સંતાડી દેતા ! અને શક્તિ હોવા છતાં પણ મ્હને સહાયતા કરવામાં પાછાં પગલાં ભરતા ! એ બધું જોઇ–જાણીને અને અનુભવ કરીને હું ક્વચિત્ ક્વચિત્ સંસારને રાક્ષસોની રચના ધારતો ! તે સમયે એક દિવસ તડકામાં ભટકતાં ભટકતાં મ્હારા પગમાં ફોલ્લા ઉઠયા હતા અને અત્યંત થાક લાગવાથી ખુલ્લા મેદાનમાં એક બાવલાની છાયામાં હું બેસી ગયો હતો. એક બે મિત્રો તે દિવસે સાથે હતા, તેઓ પ્રારબ્ધ યોગે ત્યાં આવી પહોચ્યા હતા. તેમાંના એકે મ્હને સાન્તવન આપવા માટે ગાયું હતું કેઃ " વહે છે કૃપાઘન બ્રહ્મનિશ્વાસ પવને. "–વગેરે.

એ સાંભળતાં મનમાં એવુંજ થતું કે: જાણે તે માથામાં સખ્ત આઘાત કરે છે. માતા અને ભ્રાતાઓની તદ્દન સહાયહીન અવસ્થા મનમાં જાગ્રત થવાથી શોક, નિરાશા અને અભિમાનથી હું બોલી ઉઠયો હતો કે: " નહિ ! નહિ. ચુપ બેસી રહે. " ક્ષુધાની પિડાથી જેના આત્મીય જનોને હાલ કષ્ટ ભોગવવું પડતું નથી, આહારનો અભાવ જેને કદી પણ સહન કરવો પડતો નથી અને નોકરોને હાથે ખેંચાતા પંખાનો પવન ખાતાં ખાતાં આનંદમાં બેઠા હોય તેમને એવાં સંગીતો મધુર લાગે. મ્હને પણ એક દિવસ લાગતાં, પણ કઠોર સત્યની સ્હામે એ હમણાં વિષમ હાસ્યરૂપ જણાય છે.'"

" મ્હારૂં એ કથન સાંભળી મિત્રને ઘણો ગુસ્સો ચઢયો હશે, પરંતુ દરિદ્રતાના કેવા કઠોર ચક્રમાં કચડાતાં મુખમાંથી એ કથન નિકળ્યું હશે તેના તે બિચારાને કલ્પના આવે શી રીતે? પ્રાતઃકાળમાં ઉઠી ગુપ્ત રીતે ઘરમાં તપાસ કરતાં જણાતું કે આજે પુરતો આહાર નથી અને હાથમાં પૈસા પણ નથી તે દિવસે " એક મિત્રને ત્યાં મ્હારે જમવા જવાનું નિમન્ત્રણ છે. " એવું માતાને કહી હું ઘર બહાર ચાલ્યો જતો; અને કોઇ દિવસ તો સામાન્ય કાંઇક નાસ્તો–પાણી કરીને અને કોઇ દિવસ તો અનાહારે પણ વ્યતીત કરી દેતો. સ્વાભિમાનને લીધે ઘરમાં અને બહાર, એ વાત હું કોઇને કહી શકતો નહિ. શ્રીમંત મિત્રોમાંના કેટલાક મ્હને પહેલાંની પેઠેજ પોતાને ઘેર અથવા બગીચામાં લઇ જઇ સંગીતાદિ દ્વારા પોતાની આનન્દ વૃદ્ધિ માટે આગ્રહ કરતા. તેમને તરછોડી નહિ શકવાથી ક્વચિત્ તેમની સાથે જઇ મનોરંજન કરવામાં હું પ્રવૃત્ત થતો, કિંતુ મનની વાત તેમને કહેવાની ઇચ્છા થતી નહિ. તેઓ પણ પોતાની ઇચ્છાથી એ વિષય જાણવાનો કદી પણ યત્ન કરતા નહિ! તેમાંના એક બે મિત્રો ભાગ્યેજ ક્વચિત્ કહેતા કે: " ત્હને આજે આટલો બધો દિલગીર અને દુર્બળ કેમ જોઉં છું, કહે જોઇએ ? " એક મિત્રે તો મ્હારી અજાણમાં અન્ય એક જાણીતા પાસેથી મ્હારી અવસ્થા જાણી લઇ " નનામા " પત્ર સાથે પ્રસંગોપાત મ્હારી માતાને રૂપિયા મોકલી મ્હને જીવન પર્યંત ઋણી કર્યો હતો. "

" યુવાવસ્થામાં પ્રવેશતાં કેટલાક મિત્રો ચરિત્રહીન, બદમાશ બની,

નીચ કૌશલ કરી દ્રવ્ય પ્રાપ્ત કરતા હતા તેમાંના કોઇ કોઇ મ્હારી દરિદ્રાવસ્થા જાણુવા પામતાં, સમય જોઇ મ્હને પોતાની મંડળીમાં ભેળવવાનો યત્ન કરવા લાગ્યા. તેમાંના જે યુવકો મ્હારી પેઠે સ્થિતિ બદલાતાં તેમની મંડળીમાં ભળી એક રીતે દુષ્કર્મ કરી નિર્વાહ કરવાની જેમને ફરજ પડી હતી–નઠારે માર્ગે ચઢ્યા હતા–તેઓ ખરેખર મ્હારી સ્થિતિ જોઇ દિલગીર થતા હતા ! સમય જોઇ અવિદ્યારૂપિણી મહામાયાએ પણુ મ્હારી પૂંઠ છોડી નહોતી. કેટલાક દિવસથી એક યુવતીની મ્હારા ઉપર દૃષ્ટિ પડી હતી. હમણાં સમય જોઇને તેણે કહાવ્યું કે: "મ્હારી સમ્પત્તિ સાથે હું તમારી સાથે સુખ દુઃખમાં દિવસો વ્યતીત કરવા તૈયાર છું !" સખ્ત અપમાન અને કઠોર વાક્ય દ્વારા તેને ધિઃક્કાર આપી મ્હારે પાછી કહાડવી પડી હતી ! અન્ય એક સુંદર યુવતી રમણી પણુ મ્હને એવોજ લોભ બતાવવા આવી હતી. તે વખતે તેને કહેવું પડયું હતું કે: "બ્હેન ! આ ત્હારા માટીના ક્ષણુભંગુર શરીરની તૃપ્તિને માટે આટલા દિવસ તેં ઘણુંએ કર્યું છે. મૃત્યુ સમ્મુખ છે. પરલોકનું સાધન કયું કરી રાખ્યું છે કે ? મૂર્ખતા છોડી દઇ પરમેશ્વરની પ્રાર્થના કર."

---

## દ્વિપંચાશ અધ્યાય.

---

### વિડંબણાગ્રસ્ત નાસ્તિક–નરેન્દ્ર !

"ગમે તેમ થાઓ, આટલું બધું દુઃખ–દરિદ્રતા–કષ્ટ ભોગવવા છતાં પણુ કોઇ દિવસ મ્હારી આસ્તિક–બુદ્ધિનો લોપ થયો નહોતો કિંવા "ઇશ્વર મંગળમય છે." એ સૂત્ર ઉપર મ્હને શંકા થઇ નહોતી. પ્રાતઃકાળને સમયે નિદ્રા ભંગ થતાંજ હું તેનું (ઇશ્વરનું) સ્મરણુ કરતો કરતો શય્યા ત્યાગ કરતો અને હૃદયમાં આશા રાખી દ્રવ્યોપાર્જનનો ઉપાય શોધવા ભટકતો–અથડાતો ! એક દિવસ એ પ્રમાણે શય્યા ત્યાગ કરી હું ભગવાનનું નામ દેતો બેઠો હતો. જોડેના ઓરડામાં બેઠેલાં માતાએ તે સાંભળી કહ્યું: "છાનો રહે છોકરા ! ન્હાનપણુથીજ કેવળ ભગવાન ભગવાન ! ભગવાને કર્યું બધું !" એ સાંભળી

મ્હારા મનમાં અતિશય દુઃખ થયું. સ્તબ્ધ થઇને વિચારવા લાગ્યોઃ "શું ભગવાન્ જગત્માં હશે? જો છે તો તે મનુષ્યના હૃદયની કરૂણ પ્રાર્થના સાંભળતો હશે? જો સાંભળતો હોય તો હું આટલી બધી પ્રાર્થના કરૂં છું તેનો કશો ઉત્તર કેમ દેતો નથી ? તે કલ્યાણકારકના સંસારમાં આટલું બધું અકલ્યાણ ક્યાંથી આવી ગયું ? મંગલમય (ભગવાન)ના રાજ્યમાં આટલું બધું અમંગળ શામાટે ? ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર મહાશયે પરદુઃખે દુઃખી થઇ એક સમયે કહ્યું છે કેઃ "ત્હારો ભગવાન દયામય અને મંગલમય છે તો દુર્ભિક્ષના વિકાળ ડાચામાં ફસાઇ લાખો માણસો એક મુઠી અન્ન વગર મરણ કેમ પામે છે ?" એજ શબ્દો કઠોર હાસ્યરૂપે મ્હારા કાનમાં પ્રતિધ્વનિ થવા લાગ્યા. ઇશ્વિર ઉપરના પ્રચણ્ડ અભિમાન વડે મ્હારૂં હૃદય પૂર્ણ થયું. સમય જોઇ શંકાએ આવી હૃદય ઉપર અધિકાર જમાવ્યો."

"ગુપ્ત રીતે કાંઇ પણ કામ કરવું એ મ્હારા સ્વભાવથી વિરૂદ્ધ હતું. બાલ્યાવસ્થાથી ક્વચિત્ એવું કામ કરવું દૂર રહ્યું પણ હૃદયના વિચારો સુદ્ધાં ભયને લીધે અથવા બીજા કોઇ કારણથી કોઇની પણ પાસે કદી પણ ગુપ્ત રાખવાનો અભ્યાસ કર્યો નહોતો. તેથી "ઇશ્વિર નથી, અથવા જો હોય તો તેનો સાક્ષાત્કાર કરવામાં કાંઇ સફળતા કે પ્રયોજન નથી; એ વાત સપ્રમાણ સાબિત કરવા હું જનસમાજ પાસે ઉઘાડેછોક ગયો હોઉં તો તેમાં આશ્ચર્ય શું ?" એવું કહેવાને પરિણામે થોડા દિવસમાંજ લોકવાયકા ઉડી કેઃ હું નાસ્તિક થયો છું, અને બદમાશ લોકોની સાથે ખાસ મદ્યપાન કરવા અને વેશ્યાને ઘેર જતાં પણ અચકાતો નથી ! તેની સાથેજ મ્હારૂં સ્વતંત્ર હૃદય અયોગ્ય નિન્દાને લીધે કઠિન થઇ ઉઠયું અને કોઇ ન પૂછે તો પણ સર્વે મનુષ્યને કહેતો ફરતો કેઃ "આ દુઃખ-કષ્ટમય સંસારમાં પોતાના અદ્રષ્ટની કર્મકથા, થોડી ક્ષણ ભૂલી જવા માટે જો કોઇ મદ્યપાન કરે, અથવા વેશ્યાને ઘેર જઇ પોતાને સુખી માને તો તેમાં મ્હને કશી અડચણ જણાતી નથી વળી એ પ્રમાણે આચરણ કરી હું પણ તેમની પેઠે ક્ષણિક સુખ ભોગવી શકીશ, એવું જે દિવસે નિઃશંકપણે સમજી શકીશ તે દિવસે હું પણ એ પ્રમાણે વર્તીશ, અને તેમ કરવામાં કોઇના પણ ભયથી પાછળ પગલું ભરીશ નહિ."

"વાત ચાલી કાનોકાન! એકથી હજાર કાને વાત ઉડી. મ્હારા ઉપલા શબ્દોમાં અનેક પ્રકારના સત્ય-મિથ્યા શબ્દોનું મિશ્રણ ભળી તે દક્ષિણેશ્વર પરમહંસદેવની પાસે અને કલકત્તાના તેમના ભક્તોની પાસે પહોંચ્યું. એવા કામમાં વિલંબ ભાગ્યેજ થાય છે. કોઇ કોઇ મનુષ્ય તો મ્હારી પ્રકૃતિનો નિર્ણય કરવા મ્હને મળવા આવ્યા, અને જે લોકવાયકા ઉડી છે તે સંપૂર્ણ સત્ય નહિ હોવા છતાં તેમાંનું કેટલુંક સત્ય માનવા સંબંધી મ્હને ઇસારત કરવા લાગ્યા. મ્હને તેઓ અતિશય હીન-નાસ્તિક-ધારે છે એવું જાણવા છતાં પણ દારૂણ અભિમાનથી છાતી ફુલાવી, દણ્ડ મેળવવાના ભયથી ઇશ્વિર ઉપર વિશ્વાસ રાખવો-ઇશ્વિરનું અસ્તિત્વ સ્વિકારવું-એતો મહાન દુર્બળતા છે એવું કહી હ્યુમ, વેન, મિલ, કોંતે વગેરે પાશ્ચાત્ય દર્શનિક વિદ્વાનોના અભિપ્રાયો કહી સંભળાવી ઇશ્વિરના અસ્તિત્વનું પ્રમાણજ નથી એમ જણાવી તેમની સાથે પ્રચણ્ડ વાદવિવાદ મ્હેં આરંભી દીધો. કોઇ પણ ભલે આવે, તેને હું એમજ કહેતો કે: **ઇશ્વરના અસ્તિત્વનું પ્રમાણ ક્યાં છે? અરે ઇશ્વર છેજ ક્યાં? જોયો હોય તો બતાવો? નહિ તો નકામો વાદવિવાદ કરવામાં વખત ના ગુમાવો.** પરિણામે હું સમજી શક્યો કે: મ્હારૂં અધઃ-પતન થયું છે. વાદવિવાદ કરવા આવનારાઓને પણ એવો દ્રઢ વિશ્વાસ ઉપન્ન થતાં તેઓ મ્હારી પાસેથી ચાલ્યા ગયા. મ્હને તો તેથી આનંદજ થયો; અને વિચારવા લાગ્યો કે: કદાચ આ લોકોને મુખેથી સાંભળી પરમહંસદેવ પણ એવોજ નિશ્ચય કરશે. એવો વિચાર થતાંજ પ્રચણ્ડ અભિમાનથી હૃદય પૂર્ણ થઇ ગયું. નિશ્ચય કર્યો કે: ભલે તેમ કરે. મનુષ્યના સારા નરસા અભિ-પ્રાયનું જ્યારે એટલું અલ્પ મૂલ્ય છે ત્યારે તેમાં આપણું શું જાય છે? પાછળથી સાંભળતાંજ હું સ્તબ્ધ થઇ ગયો કે: તેમને મુખથી ઉપરોક્ત પ્રમાણે વાત સાંભળીને પ્રથમ તો પરમહંસદેવ હા, કે ના, કશું બોલ્યાજ નહિ. પણ ત્યારપછી ભવનાથ રડતો રડતો તેમને કહેવા લાગ્યો કે: "મહારાજ! નરેન્દ્રની આવી સ્થિતિ થશે એ સ્વપ્ને પણ જણાતું નહોતું!" ત્યારે એકદમ ઉશ્કે-રાઇ જઇ તેઓએ તેને કહ્યું કે: "ચુપ રહે મૂર્ખ! મા (કાળીમાતા) એ કહ્યું છે કે: તે કદી પણ એવો થશે નહિ. પુનઃ જો તું એવું બોલશે તો ત્હારૂં મ્હોં જોઇશ નહિ!"

"આ પ્રમાણે અહંકાર અને અભિમાનવડે નાસ્તિકતાનું પોષણ કરવાથી લાભ શો ? ક્ષણુવાર પછી બાલ્યકાલથી, વિશેષતઃ પરમહંસદેવના દર્શન—સમાગમ થયા પછી જીવનમાં જે અનેક અદ્ભૂત અનુભવો મેળવ્યા હતા તે સર્વે એક પછી એક ઉજ્વળરૂપે મનમાં ઉદય થતાં હું વિચાર કરતોઃ **"નક્કી ઇશ્વર છે, અને તેને મેળવવાનો માર્ગ પણુ છે. નહિ તો આ સંસારમાં પ્રાણુ ધારણુ કરવાની આવશ્યક્તાજ નથી. જીવનમાં ગમે તેટલાં દુઃખ અને કષ્ટ આવે તેની ચિન્તા નહિ, તેનાથી ડરીશ નહિ—પણુ તે માર્ગ શોધી કાઢીશ. (ઇશ્વરનો સાક્ષાત્કાર કરીશ.)"** આવા વિચારોમાં દિનપર દિન વ્યતીત થવા લાગ્યા, અને સંશયવડે ચિત્ત નિરંતર દોલાયમાન થવા લાગ્યું. શાંતિ ઘણે વેગળે જઇ પડી! સાંસારિક આવસ્યકતાઓ પણુ કાંઇ ઓછી થઇ નહિ."

---

## ત્રયોપંચાશ અધ્યાય.

---

### ગુરૂકૃપા—ઇશ્વર દર્શન!

"ગ્રીષ્મ પછી વર્ષાઋતુ આવી. હજી પણુ પ્રથમની પેઠે હું નોકરી શોધવા ફરતો અથડાતો હતો. એક દિવસ તો સમસ્ત દિવસ ઉપવાસ કરી વૃષ્ટિમાં ભિંજાતો, થાકીને લોથ થઇ રાત્રે નિરાશ મન લઇ ઘેર આવતો હતો તે વખતે એટલો બધો થાક ચઢયો કેઃ ત્યાંથી એક પણુ પગલું આગળ ભરવાની મ્હારામાં શક્તિ રહી નહિ; અને પાડોશનઃ ઘરને ઓટલે જડપદાર્થની પેઠે પડી રહ્યો. થોડો વખત સુધી ચૈતન્યનો લોપ થયો હતો કે નહિ તે કહી શકતો નથી, પરંતુ એટલું સ્મરણમાં છે કેઃ "મનમાં અનેક પ્રકારના વિચારો અને છબીઓ પોતાની મેળેજ એક પછી એક ઉદય થઈ લય પામતાં, તે સર્વને ખસેડી કોઇ એક ચોક્કસ વિચારમાં મનને પરોવી રાખવાનું સામર્થ્ય રહ્યું નહોતું. પરંતુ એકાએક જાણી શક્યો કેઃ "કોઈ દૈવશક્તિના પ્રભાવવડે મ્હારા હૃદયના અંદરના એક પછી એક અનેક પરદા જાણે ખસેડવામાં આવ્યા." શિવના (કલ્યાણુમય) સંસારમાં

અશિવ (અકલ્યાણમય) કેમ? ઇશ્વરની કઠોર ન્યાયપરતા અને અપાર કરૂણાની સરખામણી વગેરે જે વિષયોનો નિર્ણય નહિ કરી શકવાથી મ્હારૂં મન આટલા દિવસ સુધી નાના પ્રકારના સંદેહવડે આકુલવ્યાકુલ થયું હતું તે સર્વે વિષયોની સ્થિર મીમાંસા અન્તઃકરણના ઉંડા પ્રદેશમાં હું જોઈ શક્યો, અને આનન્દથી પ્રફુલ્લિત થઇ ઉઠયો ત્યાર પછી ઘેર જવાની વખતે જોયું કેઃ "શરીરમાં જરા પણ થાક જણાતો નથી. અતિશય બળ અને શાંતિથી મન પૂર્ણ થઇ ગયું છે અને રાત્રિ પૂરી થવાને હવે થોડો વિલમ્બ છે."

"સંસારની પ્રશંસા અને નિન્દાને માટે આ સમયથીજ હું તદ્દન ઉદાસીન થઈ ગયો, અને ઇતર મનુષ્યોની પેઠે દ્રવ્યોપાર્જન કરી કુટુંબ પરિવારની સેવા અને સુખ-ભોગમાં દિવસો નિર્ગમન કરવાને માટે મ્હારો જન્મ થયો નથી, એ સિદ્ધાંત ઉપર દ્રઢ વિશ્વાસ રાખી પિતામહની પેઠે સંસાર ત્યાગને માટે ગુપ્ત રીતે હું તૈયાર થવા લાગ્યો. ઘરમાંથી ચાલ્યા જવાનો દિવસ નક્કી કર્યા પછી સમાચાર મળ્યા કેઃ પરમહંસદેવ કોઇએક ભક્તને ત્યાં દલદત્તે આવવાના છે. વિચાર કર્યો કેઃ "સારૂંજ થયું. ગુરૂ દર્શન કરીને ચિરકાલને માટે ઘરનો ત્યાગ કરીશ." પરંતુ પરમહંસદેવનાં દર્શન થતાંજ તેમણે મ્હને ઘેરી લીધો. તેમણે કહ્યું. "ત્હારે આજે મ્હારી સાથે દક્ષિણેશ્વર આવવું પડશે." મ્હેં ઘણીએ ના કહી પરંતુ તેમણે માન્યુંજ નહિ. ન છુટકે, તેમની સાથે મ્હારે જવુંજ પડયું. ગાડીમાં તેમની સાથે વિશેષ વાત થઈ નહિ. દક્ષિણેશ્વર પહોંચ્યા પછી તેઓ અન્ય ભક્તો સાથે કેટલોક વખત તેમના ઓરડામાં બેઠા હતા. એટલામાં તેમને સમાધિ પ્રાપ્ત થઈ. જોતજોતામાં તેઓ એકાએક મ્હારી પાસે આવી પ્રેમપૂર્વક મ્હારો હાથ પકડી સજલ નયને ગાવા લાગ્યાઃ

"વાત કહેતાં મ્હને ભય થાયે,
"નવ કહેતાં ભયભીત થવાયે;
"મનમાંહી સતત સંદેહ થાય,
"કદા તું અહિંથી ઝટ ચાલ્યો જાય.

"હૃદયના પ્રબળ વિચારોને અત્યાર સુધી મ્હેં દાબી-રોકી રાખ્યા હતા,

પરંતુ હવે તેનો વેગ રોકી શકાયો નહિ. પરમહંસદેવની પેઠે મ્હારૂં હૃદય પણ નેત્રની આંસુ-ધારાવડે પલળવા લાગ્યું. મ્હારી ખાત્રી થઇ કે: પરમહંસદેવે સર્વ વાત જાણી છે. મ્હારી એવી સ્થિતિ જોઇ અન્ય ભક્તો સ્તંભિત થઇ ગયા ! પરમહંસદેવને જ્યારે ચૈતન્ય આવ્યું અને કોઇ ભક્તે એનું કારણ પૂછ્યું ત્યારે તેમણે સ્મિત હાસ્ય કરી કહ્યું: "મ્હને કંઇક થયું હતું ખરૂં." ત્યાર પછી રાત્રે બધાને વેગળા ખસેડી મ્હને પાસે બોલાવી કહ્યું: " હું જાણું છું કે: તું મા ( કાળીમાતા ) ના કામને માટેજ ( સંસારમાં ) આવ્યો છે. તું કદી પણ સંસારમાં રહી શકશે નહિ કિન્તુ હું જેટલા દિવસ (જીવું) છું તેટલા દિવસ મ્હારે ખાતર રહે ! " એટલું કહીને પરમહંસદેવ ગદ્‌ગદ્ કણ્ઠે પુનઃ આંસુ વિસર્જન કરવા લાગ્યા !

" પરમહંસદેવ પાસેથી રજા લઇ બીજે દિવસે ઘેર ગયો. તે સાથેજ સંસારની હજારો ચિન્તાઓએ આવી મ્હારા હૃદયપર અધિકાર જમાવ્યો. હું પ્રથમની પેઠે પાછો નોકરી માટે રખડવા લાગ્યો. પરિણામે એટર્નિની ઓફીસમાં પરિશ્રમ કરીને અને કેટલાંક પુસ્તકોનો અનુવાદ વગેરે કરીને સામાન્ય દ્રવ્યોપાર્જન કરી કોઇ પણ રીતે દિવસો નિર્ગમન કરવા લાગ્યો, પરંતુ સ્થાયી રૂપે કોઇ કર્મ પ્રાપ્ત થયું નહિ અને માતા તથા ભાઇઓના ભરણપોષણનો સારો બન્દોબસ્ત પણ થયો નહિ. કેટલાક વખત પછી મનમાં વિચાર આવ્યો કે: "પરમહંસદેવની પ્રાર્થના તો ઇશ્વર સાંભળે છે. તેમની પાસે જઇ ઘણો આગ્રહ કરી માતા અને ભાઇઓના ભરણપોષણનું કષ્ટ દૂર થાય એવી માતાજીની પ્રાર્થના કરાવીશ. મ્હારે ખાતર એમ કરવામાં તેઓ કદી પણ ના નહિ કહે. હું તુર્ત દક્ષિણેશ્વર ગયો, અને પરમહંસદેવનો છેડો પકડી બેઠો કે: "મ્હારી માતા અને ભાઇના ભરણપોષણને માટે મા ( કાળીમાતા ) ને પ્રાર્થના કરો. " પરમહંસદેવે કહ્યું: " ભાઇ ! હુ માને કહી શકીશ નહિ. શા માટે તું કહેતો નથી ? માતાજીને માનતો નથી તેથી કે ? " મેં કહ્યું: " હું તો માતાજીને ઓળખતો નથી. તમે મ્હારે માટે માતાજીને પ્રાર્થના કરો. તમારે કહેવુંજ પડશે. હું કોઇ પણ રીતે આપને છોડવાનો નથી." પરમહંસદેવે પ્રેમપૂર્વક કહ્યું: " મ્હેં તો ઘણીએ વખત માતાજીને કહ્યું છે કે:

મા ! નરેન્દ્રનું દુ:ખ દૂર કર. પણ તું માતાને માનતો નથી તેથી તે ત્હારૂં કષ્ટ દૂર કરતાં નથી. ઠીક છે. આજે મંગળવાર છે. હું કહું છું તેમ કર. તું કાલી મંદિરમાં જઇ માતાજીને પ્રણામ કરી એક ચિત્તે તેનું ધ્યાન ધર. તેની પાસે તું માંગજે. તે ત્હને આપશે. મ્હારી માતા એ ચિન્મયી બ્રહ્મ શકિત છે. તેણે સ્વેચ્છાથી જગત્ પ્રસવ કર્યું છે. તેની ઇચ્છા થતાં તે શું નહિ કરી શકે ? તે સર્વ કરવા શકિતવાન છે ?"

"મ્હને દ્રઢ વિશ્વાસ ઉત્પન્ન થયો કે પરમહંસદેવે જ્યારે એ પ્રમાણે કહ્યું છે ત્યારે પ્રાર્થના કરતાંજ મ્હારાં સર્વ દુ:ખ દૂર થશે. એમાં સંદેહજ નહિ. પ્રબળ ઉત્કંઠાથી હું રાત્રિની વાટ જોવા લાગ્યો. ક્રમે રાત્રિની સ્વારી આવી પહોંચી. એક પ્રહર વીતતાંજ પરમહંસદેવે મ્હને કાલી મંદિરમાં જવા કહ્યું. ત્યાં જતાં જતાંમાં તો હું ગાઢ નિશા (કેફ) માં ઘેરાઇ ગયો. પગ લથડવા લાગ્યા, અને "ખરેખર સાક્ષાત માતાજીનાં દર્શન કરી શકીશ અને તેમના શ્રી મુખમાંથી વાણી પણ સાંભળવા પામીશ." એવા દ્રઢ વિશ્વાસથી મન અન્ય વિષયોને ભૂલી જઇ, તદન એકાગ્ર થઇ માતાનાજ વિચારો કરવા લાગ્યું. મંદિરમાં પ્રવેશ કરતાંજ મ્હેં જોયું કે: ખરેખર, મા ચિન્મયી છે. ખરેખર મા જીવિતા છે. તે અનન્ત પ્રેમ તથા સૌંદર્યની પ્રસવ–સ્વરૂપિણી છે. ભકિત અને પ્રેમવડે મ્હારૂં હૃદય ઉછળવા લાગ્યું. વિહ્વળ થઇ મ્હેં વારંવાર પ્રણામ કરતાં કરતાં કહ્યું: "મા ! વિવેક આપ ! વૈરાગ્ય આપ ! જ્ઞાન આપ ! ભક્તિ આપ ! અને ત્હારા દર્શનનો નિત્ય લાભ લઉં, એવો મ્હને બનાવી દે મા !" અહા ! ત્યાંની શાંતિવડે પ્રાણને શીતળતા થઇ ! ચાંતે જગત્ સંસાર અદ્રષ્ય છે, એક માત્ર માતાજ મ્હારાં હૃદયમાં બિરાજી રહ્યાં છે, એવુંજ જ્ઞાન થયું. આ પ્રસંગનું વર્ણન કરવાની મ્હારામાં શક્તિ કયાં છે ?"

થોડીવાર પછી પરમહંસદેવની પાસે જતાંજ તેમણે પૂછયું: "કેમ રે ! માતાજીની પાસે સાંસારિક આવશ્યક્તા પારપૂર્ણ કરવા માટે પ્રાર્થના કરી હતી કે ?" તેમના પ્રશ્નથી ચમકિત થઇ મ્હેં કહ્યું: "ના, મહારાજ ! તે તો ભૂલી ગયો ! અરે રે ! હવે શું કરૂં ?" તેમણે કહ્યું: "જા, જા, ફરીથી જા. એ વાત માને જણાવી આવ." હું પુન: મંદિરમાં ગયો અને માતાજીની

સ્હામે ઉભો રહી પ્રાર્થના કરી, પરંતુ પુનઃ માના દર્શનથી મોહ પામી હું સર્વ વાતો ભૂલી ગયો. હું તો ફક્ત તેમને પુનઃ પુનઃ પ્રણામ કરી જ્ઞાન–ભક્તિ પ્રાપ્ત કરવા માટે પ્રાર્થના કરી પાછો ફર્યો. પરમહંસદેવે હસતાં હસતાં પૂછ્યું: "કેમ રે! આ વખત માને પૂછ્યું હતું કે ?" વળી પાછો હું ચમક્યો. ઉત્તર દીધો: "ના ના, મહારાજ! એ તો તદ્દન ભૂલીજ ગયો. માતાજીનાં દર્શન થતાંજ કોણ જાણે કેવી દૈવી શક્તિના પ્રભાવવડે બીજી વાતો ભૂલી જઇ કેવળ જ્ઞાન–ભક્તિ પ્રાપ્ત કરવાનીજ પ્રાર્થના થઇ જાય છે. હવે શું થશે ?" પરમહંસદેવે કહ્યું: "જા, જા, ભલા માણસ! જરા સાવચેત રહી એટલી પ્રાર્થના કરી શકતો નથી! કરી શકાય તો હજી પણ એક વખત જઇ એ-ટલી વાત જણાવી આવ. ઝટ જા" હું પુનઃ ગયો, પરંતુ મંદિરમાં પ્રવેશ કરતાંજ અતિશય લજ્જાએ હૃદય ઘેરી લીધું. વિચાર કર્યો કે: કેવી તુચ્છ વાત માને કહેવા આવ્યો છું! પરમહંસદેવે કહ્યું હતું કે: ."રાજાની પ્રસન્નતા પ્રાપ્ત કર્યા પછી તેમની પાસે દુધી કે કહોળાની ભિક્ષા માગવી, તેજ પ્રમાણે આજનો પ્રસંગ છે. કેટલી બધી હીન બુદ્ધિનો હું! લજ્જા, તિરસ્કાર પામી પુનઃ પુનઃ પ્રણામ કરતાં કરતાં માને કહેવા લાગ્યો: "મ્હારે અન્ય કશું જોઇતું નથી મા! કેવળ જ્ઞાન અને ભક્તિ આપો!" મંદિરની બહાર આવ્યા પછી મનમાં ખાત્રી થઇ કે નક્કી આ પરમહંસદેવનીજ લીલા છે! નહિ તો ત્રણ ત્રણ વખત માતાજીની પાસે આવવા છતાં જે ધારતો હતો તે બોલાયું કેમ નહિ? હવે તો હું પરમહંસદેવનેજ પકડી બેઠો. મ્હેં કહ્યું: "નક્કી આપેજ મ્હને ભૂલાવામાં નાંખ્યો છે. હવે તો આપનેજ પ્રાર્થના કરૂં છું કે મ્હારી માતા અને ભાઇઓને માટે અન્ન વસ્ત્રાદિની વ્યવસ્થા આપજ કરો. તેમને અડચણ પડે નહિ. આપ સમર્થ છો." તેમણે કહ્યું: "ભાઇ! હું કોઇને માટે માતાને એવી પ્રાર્થના કરી શકતો નથી. મ્હારા મુખમાંથી એવા શબ્દો નીકળશેજ નહિ. ત્હને કહ્યું હતું કે: માની પાસે જઇ જે કાંઇ માંગશે તે ત્હને મળશે. તું ભોગ–સુખ માંગી શક્યો નહિ. ત્હારા ભાગ્યમાં સંસારનું ભોગ–સુખ લખ્યું નથી. તેને હું શું કરૂં ?" મ્હેં કહ્યું: "તેમ બનશે નહિ પ્રભુ! મ્હારે માટે આપને એ પ્રાર્થના માતાજીને કહેવીજ પડશે. મ્હને દ્રઢ વિશ્વાસ છે કે–આપ જેને માટે માની પ્રાર્થના કરશો તેજ ક્ષણે

તેમનાં દુઃખદારિદ્ર દુર થશે, પછી તેમને કાંઇ વાતની અડચણ પડશે નહિ." આ પ્રમાણે મ્હેં જ્યારે તેમને છોડયા નહિ ત્યારે તેમણે કહ્યું: "વારૂ, જા, તેમને અન્નવસ્ત્રની અડચણ પડશે નહિ."

ઉપર જે કાંઇ કહેવામાં આવ્યું છે તે નરેન્દ્રનાથના જીવનનો એક મુખ્ય બનાવ છે. ઇશ્વરની માતૃભાવનાપૂર્વક પ્રાર્થના અને મૂર્તિની પૂજા ઉપાસનાનો ગુઢ મર્મ આટલા દિવસ પર્યંત તેને સમજાયો નહોતો. મંદિરમાં પધરાવેલી દેવદેવીઓની મૂર્તિનો અત્યાર પહેલાં તિરસ્કાર કર્યા સિવાય ભકિતભાવ વડે તે કદી પણ દર્શન કરી શકયો નહોતો! આ વખતથી એવી ઉપાસનાનું ખરૂં રહસ્ય તેના અંતઃકરણમાં સમજાઇ ગયું, તેનાથી તેના આધ્યાત્મિક જીવનમાં અધિક પૂર્ણતા અને વિશાળતા આવી. એ જોઇ પરમહંસદેવને કેટલો બધો આનન્દ થયો હશે તે કહી શકાય એમ નથી. એક વખત જે નરેન્દ્ર ઇશ્વરને નહોતો માનતો તે આજે માનવા લાગ્યો છે. એક વખત જે નરેન્દ્ર દેવદેવીની મૂર્તિઓને નહોતો માનતો તે તેને ચૈતન્યમય–બ્રહ્માંડમય જુવે છે–અરે! તેની સાથે સાક્ષાત્ સ્હામે ઉભો રહી વાર્તાલાપ કરે છે. એક વખત જેના અંતઃકરણમાં દ્રવ્યની લાલસા હતી અને માતા બંધુઓનું પોષણ કરવાની તીવ્ર ઇચ્છા હતી તે આજે માતાજીની સ્હામે ઉભો રહી માત્ર ભક્તિ–જ્ઞાનની યાચના કરે છે! તે આજે પોતાની માતા અને બંધુઓનું ભરણ-પોષણ કરવાની પ્રાર્થના ભૂલી જઇ સમસ્ત વિશ્વના ભરણપોષણની ચિન્તા કરે છે! વાંચક! સદ્‌ગુરૂની કૃપાથી શું નથી થતું? સર્વસ્વ થાય છે. સમ્ભવિત અસમ્ભવિત બને છે અને નૈસર્ગિક અનૈસર્ગિક જણાય છે! એ બધો ઇશ્વર સદૃશ ગુરૂદેવનોજ મહિમા! તેનીજ લીલા! ગુરૂ હોય તો એવાજ જોઇએ. વાંચકબંધુ! તમે ગુરૂ શોધો તો એવાજ શોધજો. અમારો એક મિત્ર શ્રીયુત વૈકુણ્ઠનાથ સાન્યાલ, ઉપરોક્ત બનાવને બીજે દિવસે દક્ષિણેશ્વર જતાં તેણે જે કાંઇ જોયું અને સાંભળ્યું હતું તે આ સ્થળે પ્રકટ કરવામાં આવે છે. તે ઉપરથી વાંચકોની કલ્પનામાં આવશે.

"તારાપદ ઘોષ નામક એક વ્યક્તિ સાથે એકજ ઑફિસમાં નોકરી કરતો હોવાથી મ્હારે પરિચય થયો હતો. તારાપદ સાથે નરેન્દ્રનાથને ગાઢ

મિત્રતા હતી, તેથી ઑફિસમાં પણ કોઇ કોઇ વખત નરેન્દ્રને તારાપદની પાસે આવેલો જોયો હતો. તારાપદે એક દિવસ વાર્તા પ્રસંગે કહ્યું પણ હતું કેઃ "પરમહંસદેવ નરેન્દ્રબાબુ ઉપર બહુ પ્રેમ રાખે છે. તોપણુ નરેન્દ્ર સાથે પરિચિત થવાનો મ્હેં યત્ન કર્યો નથી. આજે મધ્યાહ્ને દક્ષિણેશ્વર આવી જોયું કેઃ "પરમહંસદેવ પોતાના ઓરડામાં એકલા બેઠા છે, અને નરેન્દ્ર એક બાજુમાં પડેલી પથારી પર નિદ્રા લઇ રહ્યો છે. પરમહંસદેવનું મુખ જાણે આનન્દથી પ્રફુલ્લિત થઇ રહ્યું છે. પાસે જઇ તેમને પ્રણામ કર્યા કે તુર્તજ નરેન્દ્રનાથને બતાવી કહ્યું: "જો, જો, આ છોકરો બહુ સારો છે. એનું નામ નરેન્દ્ર. પહેલાં માતાજીને માનતો નહોતો. ગઇ કાલથી માનવા લાગ્યો છે. કષ્ટમાં પડયો ત્યારે માતાજીની પાસે રૂપિયા માગવા, માતાજી પાસે મોકલ્યો હતો પરંતુ તે તો કશું માગ્યું નહિ. "લજ્જા આવી" એમ કહેવા લાગ્યો! મંદિરમાંથી આવી મ્હને કહેવા લાગ્યો કેઃ માતાજીનું ગાયન શીખવો. "માં ત્વંહિ તારા."* એ ગાયન મ્હેં શીખવી દીધું. કાલે સમસ્ત રાત્રિ એણે એજ ગાયન ગાયું છે! તેથીજ આમ નિદ્રા લઇ રહ્યો છે. (આહ્લાદપૂર્વક હસતા હસતા) નરેન્દ્ર કાલી (માતા)ને માને છે. ઘણું સારૂં થયું છે કેમ

---

* (आमार) मा त्वंहि तारा ।
तुमि त्रिगुणधरा परात्परा ।
तोरे जानि मा ओ दीन दयामयी ।
तुमि दुर्गमेते दुख हरा ।
तुमि जले तुमि स्थले । तुमिई
आद्यमूले गो मा ।
आछ सर्वे घटे अक्ष पुटे ।
साकार आकार निराकारा ।
तुमि सन्ध्या तुमि गायत्री ।
तुमिई जगधात्री गो मा ।
तुमि अकुलेर त्राण कर्त्री
सदाशिवेर मनोहरा ।

વારૂ ?" એ વાત કરતાં બાળકની પેઠે તેમનો આનન્દ જોઇ મ્હેં કહ્યું: "હા, મહારાજ ! ઘણું સારૂં થયું છે." થોડી વાર પછી હસતાં હસતાં પુનઃ બોલ્યાઃ "નરેન્દ્ર માતાને માનતો થયો છે. ઘણું સારૂં થયું છે કેમ વારૂ ?" એ પ્રમાણે ઉલટાવી પલટાવીને-ફેરવી ફેરવીને વારંવાર એજ વાત કહાડી આનંદ દર્શાવવા લાગ્યા."

"નિદ્રા ભંગ થતાં ચારેક વાગ્યાને સુમારે નરેન્દ્ર પરમહંસદેવ પાસે ઓરડામાં આવી બેઠો. તેણે ધાર્યું હતું કેઃ તેમની પાસેથી રજા લઇ કલકત્તે જવું. પરંતુ તેને જોતાંજ પરમહંસદેવ સમાધિસ્થ થયા અને તેના શરીરે સ્પર્શ કરતા તેના ખોળામાં આવી બેઠા, અને પોતાનું શરીર તથા નરેન્દ્રનું શરીર વારાફરતી બતાવીને બોલવા લાગ્યાઃ "શું જુવે છે ? આ પણ હું છું અને હું પણ આજ છું. સત્ય કહું છું. કાંઇ પણ ફેરફાર જોઇ શકતો નથી ! જેમ ગંગાજીના જળમાં એક લાકડી ફેંકવાથી બે ભાગ પડેલા જણાય છે. પરંતુ સત્ય રીતે જોતાં તેનાં ભાગ પડતાજ નથી-તે જળ તો એકજ રૂપે હોય છે ! કેમ સમજી શકે છે કે? માતાજી સિવાય બીજું શું છે કહે જોઉં ?" આ પ્રમાણે અનેક કથાવાર્તા કહ્યા પછી ઉઠયા. અને "તમાકુ પીવી છે." એમ કહ્યું. હું ઉતાવળે પગલે ઉઠયો અને તમાકુ ભરી હુકકો તેમના હાથમાં આપ્યો. એક બે દમ ખેંચી હુકકો કાઢી લઇ "ચલમ વડે પીશ." એમ કહી હુકકો નીચે મુકી ચલમ હાથમાં લઇ દમ ખેંચવા લાગ્યા. બે ચાર દમ ખેંચ્યા પછી નરેન્દ્રના મુખ આગળ હાથ ધરી બોલ્યાઃ "લે, પી. મ્હારા હાથમાંથીજ પી." નરેન્દ્રને અતિ સંકોચ પામતો જોઇ તેમણે કહ્યુંઃ "તુ તો ઘણો બુદ્ધિહીન છે. તું અને હું શું જૂદા છીએ ? (નરેન્દ્રને બતાવી) એ પણ હું છું અને આ પણ હું છું." એમ કહી નરેન્દ્રનાથને હુકકો પાવા માટે પુનઃ પોતાના બન્ને હાથ તેના મુખ આગળ ધર્યા. છેવટે નરેન્દ્રે પરમહંસદેવને હાથે મોઢું લગાડી બે ત્રણ દમ ખેંચી મ્હોં ખસેડી લીધું. તેને ખસી ગયેલો જોઇ પરમહંસદેવ પુનઃ તમાકુ સેવન કરવા લાગ્યા. નરેન્દ્રે કહ્યુંઃ "મહારાજ ! હાથ ધોઇને તમાકુ પીઓ." પરંતુ વાત સાંભળે છે કોણ ? "જા, જા, મૂર્ખ ! હજી ત્હારામાં ભેદબુદ્ધિ રહી કે ?" એમ કહી પરમહંસદેવ નરેન્દ્રનું મોઢું અડકયું હતું તેજ (ઉચ્છિષ્ટ) હાથે ચલમ પીવા

લાગ્યા અને અર્ધ બાહ્ય દશામાં અનેક વાતો બોલવા લાગ્યા. ખાદ્ય દ્રવ્યનો અગ્ર ભાગ કોઇને પણ આપવામાં આવતો તો તેને ઉચ્છિષ્ટ સમજી પોતે તેમાંથી ખાતા નહિ, પરંતુ નરેન્દ્રના ઉચ્છિષ્ટ સંબંધી તેમને આજે આવી રીતે વર્તતાં જોઇ હું સ્તબ્ધ થઇ વિચાર કરવા લાગ્યો કે: "અહા! નરેન્દ્ર નાથને તેઓ કેટલે દરજ્જે પોતાનો ગણે છે!"

"વાર્તાલાપમાં રાતના ૮ વાગી ગયા. તે સમયે પરમહંસદેવને ચૈતન્યમાં આવેલા જોઇ નરેન્દ્ર અને હું તેમની પાસેથી રજા લઇ પગ રસ્તે કલકત્તે આવવા નીકળ્યા. એ પછી કેટલેક દિવસે મ્હેં નરેન્દ્રને કહેતાં સાંભળ્યો હતો કે: "માત્ર એકલા પરમહંસદેવજ પ્રથમ દર્શન વખતથી સર્વ સમયે સમાન ભાવે મ્હારા ઉપર વિશ્વાસ રાખતા આવ્યા છે. બીજું કોઇ પણ નહિ. મ્હારી માતા અને ભાઇઓ પણ નહિ. તેમના એવા વિશ્વાસે અને પ્રેમેજ મ્હને ચિરકાલને માટે બાંધી લીધો છે. એકલા તેઓજ પ્રેમ કરી જાણતા અને કરી શકતા. સંસારના અન્ય સર્વ મનુષ્યો સ્વાર્થસિદ્ધિને માટે ઢોંગી પ્રેમ બતાવી વખત આવતાં તે પાછો ખેંચી લે છે! ધન્ય પરમહંસદેવ! ધન્ય તમારો જગદ્વ્યાપી પ્રેમ! ધન્ય તમારી પ્રેમમય લીલા!"

---

## ચતુર્થપંચાશ અધ્યાય.

---

### નરેન્દ્રને સિદ્ધિ-દાન.

"ઇશ્વર પ્રાપ્તીને માટે સ્વામી વિવેકાનંદ (નરેન્દ્રનાથ) નો આકુલ આગ્રહ અમે કાશીપુરમાં અમારી નજરે જોયો હતો. કાયદાની પરીક્ષામાં પાસ થવા માટે ફીના રૂપિયા ભરવા જતાં, તેમને કેવી રીતે ચૈતન્યોદય થયો અને તેની પ્રેરણાથી અસ્થિર-ચંચળ બની કેવી રીતે તેમણે એક વસ્ત્ર ધારણ કરી, ઉઘાડે પગે, જ્ઞાનશૂન્ય-ગાંડાની પેઠે શહેરના ધોરી માર્ગેથી દોડતાં જઇ કાશીપુરમાં શ્રીગુરૂ રામકૃષ્ણ પરમહંસદેવનાં ચરણ સમક્ષ ઉપસ્થિત થયા અને ઉન્મત્તની પેઠે પોતાની મનોવેદના નિવેદન કરી તેમની કૃપા પ્રાપ્ત કરી, એ સમયથીજ કેવી રીતે આહાર-નિદ્રા લગભગ ત્યાગ કરી રાત્રિ દિવસ

ધ્યાન, જપ, ભજન અને ઇશ્વિર ચર્ચામાં કાલ નિર્ગમન કરવા લાગ્યા, સાધન માટે અસીમ ઉત્સાહ ધારણ કરી કેવી રીતે તેમનું કોમળ હૃદય તે સમયે વજ્ર જેવુ કઠોર ભાવસમ્પન્ન થયું અને પોતાની માતા તથા બંધુ વર્ગનું અતિશય દુઃખ જોઇ તદ્દન ઉદાસીન બની ગયા, અને કેવી રીતે શ્રીગુરૂ પ્રદર્શિત સાધન–માર્ગે દ્રઢ નિષ્ઠા સહિત અગ્રસર થઇ તેઓ અનેક પ્રકારનાં દર્શનો કરતા કરતા ત્રણચાર માસમાંજ નિર્વિકલ્પ સમાધિ–સુખનો અનુભવ કરવા લાગ્યા, એ સર્વ અમારાં નેત્ર સમક્ષ બનેલું હોવાથી અમે સ્તબ્ધ બની ગયા હતા. તે સમયે સ્વામી વિવેકાનંદનો એવો અપૂર્વ ઇશ્વર–પ્રેમ, વ્યાકુલતા અને સાધન માટે ઉત્સાહ જોઇ પરમહંસદેવ પણ તેમની અત્યંત પ્રશંસા કરતા હતા. એ સમયે એક દિવસ પરમહંસદેવ પોતાનો ઇશ્વરપ્રેમ, અને સાધનોત્સાહ સાથે સ્વામીજીની એ વિષય સંબંધી તુલના કરી બોલ્યા હતા કેઃ "નરેન્દ્રનો પ્રેમ અને ઉત્સાહ અતિ અદ્દ્ભૂત છે, પરન્તુ (પોતાને બતાવી) આ શરીરમાં તે (સાધન) સમયે જેવો જુસ્સો ઉપજ્યો હતો તેની તુલનામાં એ સામાન્ય માત્ર છે. મ્હારા જુસ્સાનો ચોથો ભાગ પણ એનામાં નથી!" અર્થાત્ હજી ત્રણ વિભાગ જેટલો જુસ્સો બાકી છે તે આવી રહેશે ત્યાર પછી સ્વામી વિવેકાનંદ કેવો પુરૂષ થશે? વાંચક! પરમહંસદેવનું એ કથન સાંભળી અમારા મનમાં તેવોજ ઇશ્વરપ્રેમ પ્રાપ્ત કરવાની કેવી ઇર્ષા ઉત્પન્ન થઇ હશે તેની તમેજ કલ્પના કરી લેશો. ગુરૂના જેવોજ ઇશ્વર–પ્રેમ–ઇર્ષા ઉત્પન્ન થવી જોઇએ, એજ ગુરૂ કરવાનો ઉદ્દેશ્ય છે, અને તેમના જેવા તદ્રૂપ–થવું જોઇએ, એજ ગુરૂદિક્ષાનું મહત્વ છે. નિત્ય નિત્ય ગુરૂને ઘેર ધક્કાખાઇ, મિષ્ટાન્ન પ્રસાદ ઉડાવી, મ્હોટા રાગડા તાણી ભજનો ગાઇ જગતને મોઢેથી "ભક્તરાજ"નું વિશેષણ મેળવવું એમાં તે કેટલું મહત્વ હોય વારૂ?"

"સ્વામી વિવેકાનંદ એક સમયે ધ્યાન કરવા બેઠા હતા તે સમયે તેમના સમ્મુખ એક વિશાળ વિચિત્ર જ્યોતિર્મય ત્રિકોણ આકૃતિ સ્વતઃ ઉત્પન્ન

* (સ્વામી સારદાનંદ જેઓ પરમહંસદેવના પ્રિય શિષ્ય અને વિવેકાનંદના સહાધ્યાયી છે તેમણે એક સ્થળે આ પ્રમાણે લખ્યું છે.)

થતી અને તે ત્રિકોણ જાણે સજીવ-ચેતન્યમય હોય તેમ જણાતું ! એક દિવસ દક્ષિણેશ્વરમાં આવી તેમણે એ વાર્તા પરમહંસ દેવને વિદિત કરી. તેમણે ઉત્તર દીધો કે: "બહુ સારૂં થયું. ત્હને બ્રહ્મ-પ્રસવાયતનનાં દર્શન થયાં છે. બિલ્વ વૃક્ષ નીચે બેસી સાધન કરતી વખતે હું પણ એવુંજ દ્રષ્ય જોઇ શક્યો હતો અને તે આકૃતિ ક્ષણે ક્ષણે અસંખ્ય બ્રહ્માણ્ડ પ્રસવ કરતી હોય એવું મ્હને જણાતું હતું."

"એક દિવસ પરમહંસદેવે સ્વામી વિવેકાનંદને પંચવટીમાં બોલાવી કહ્યું કે: "સાંભળ ! મ્હારામાં યોગસિદ્ધ અષ્ટસિદ્ધિ ઉપસ્થિત થઇ રહી છે; પરંતુ હું તેનો કોઇ પણ સમયે ઉપયોગ કરવાનો નથી એતો મ્હેં ઘણા વખતથી નિશ્ચય કર્યો છે. વળી એનો ઉપયોગ કરવાની મ્હને આવશ્યક્તા પણ જણાતી નથી. ત્હારે ભવિષ્યમાં ધર્મપ્રચારાદિ અનેક કાર્ય કરવાં પડશે. તે સર્વ સિદ્ધિઓ ત્હને અર્પણ કરવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. લે તે ગ્રહણ કર."

એ સાંભળી સ્વામીજીએ ઉત્તર દીધો: "પ્રભો ! એ સિદ્ધિઓ મ્હને ઇશ્વર પ્રાપ્ત કરવાના કાર્યમાં કોઇ પ્રકારની સહાયતા કરશે કે ?" એના ઉત્તરમાં પરમહંસદેવને મુખેથી તેમણે સાંભળ્યું કે: ધર્મપચારાદિ કાર્યમાં કેટલીક સહાયતા કરશે ખરી પરંતુ ઇશ્વર પ્રાપ્તી કાર્યમાં કોઇ પ્રકારની સહાયતા કરી શકશે નહિ, ત્યારે તેમણે તે સિદ્ધિઓ ગ્રહણ કરવાની સાફ ના પાડી હતી. વિવેકાનંદ પોતેજ કહેતા કે: "મ્હારા એ આચરણથી પરમહંસદેવ મ્હારા ઉપર બહુ પ્રસન્ન થયા હતા." કારણ કે: આજે અનેક મનુષ્યો દેવદેવીઓની ઉપાસના કરી પોતાનામાં અમુક પ્રકારની દૈવી શક્તિનો આવિર્ભાવ થાય એવા સતત યત્નો કરે છે. કેટલાક ગુરૂઓ પાસે જઇ પિશાચિણી, યક્ષણી વગેરે તામસિક દેવ, દેવીની ઉપાસના માટે દીક્ષા લે છે અને તે માટે અત્યંત આતુર ચિત્તે આમતેમ ભટકે છે ! જ્યારે વિવેકાનંદના ગુરૂદેવ પ્રસન્ન ચિત્તે તેમને અણિમાં, ગરિમાદિ અષ્ટસિદ્ધિ આપવા છતાં તે લેતા નથી ! એ કેવો સર્વોત્કૃષ્ટ ત્યાગ ! એ કેવી શુદ્ધ સાત્વિક વૃત્તિ !

ઇચ્છા થતાંજ અથવા સ્પર્શ કરતાંજ અન્ય મનુષ્યના શરીર-મનમાં ધર્મ શક્તિનો સંચાર કરવાની શક્તિ, આધ્યાત્મિક જીવનમાં અતિ અલ્પ

સાધકોના ભાગ્યમાં હોય છે, પરંતુ ઇશ્વરાવતાર ગુરૂદેવ પરમહંસદેવની કૃપાથી, સમય આવતાંજ સ્વામી વિવેકાનંદમાં તેવી અદ્‌ભૂત શક્તિ ઉત્પન્ન થઇ હતી. પરમહંસદેવ વારંવાર અમને કહેતા હતા કેઃ "એ શક્તિ દ્વારાંજ નરેન્દ્ર અનેક લોકોનું કલ્યાણ કરશે. તેના જેવો ઉત્તમાધિકારી આ સંસારમાં વિરલજ છે." એ તત્વ સમજી લીધેલું હોવાથી તેમણે વિવેકાનંદને વેદાન્ત કથિત અદ્વૈત જ્ઞાનનો ઉપદેશ આપી તેમનું ચરિત્ર અને ધર્મજીવન ઉત્તમ પ્રકારે રચ્યું હતું. બ્રાહ્મસમાજની પ્રણાલી પ્રમાણે દ્વૈતભાવથી ઇશ્વરોપાસના કરવાની ટેવવાળા સ્વામીજીના મનથી વેદાન્તના સોહંમ્ ભાવની ઉપાસના પાપ રૂપ ગણાતી હોવા છતાં પણ પરમહંસદેવ તેમને તે પ્રમાણે ઉપાસના કરાવવાનો યત્ન કરતા. સ્વામીજી કહેતા કેઃ દક્ષિણેશ્વરમાં ગુરૂદેવ પાસે પ્રવેશ કર્યો ત્યારથી જે પુસ્તકો વાંચવા તેઓ બીજાને ના પાડતા તેજ પુસ્તકો મ્હને અભ્યાસ કરવા આપતા. અન્ય પુસ્તકોની સાથે તેમના ઓરડામાં "અષ્ટાવક્ર–સંહિતા" નામનું એક પુસ્તક હતું. કોઇ તે પુસ્તક વાંચવા લેતું કે તુરતજ પરમહંસદેવ તેને વાચવાની ના કહેતા અને તેને "મુક્તિ અને તેની સાધના." "ભગવદ્‌ગીતા." અથવા કોઇ પુરાણ–ગ્રન્થ વાંચવા કહેતા. પરંતુ જ્યારે જ્યારે હું તેમની પાસે જતો ત્યારે "અષ્ટાવક્રસંહિતા" લાવી મ્હારા હાથમાં મૂકી મ્હને તે વાંચવાનું કહેતા! અથવા અદ્વૈતભાવ પૂર્ણ અધ્યાત્મિક–રામાયણનો કોઇ અધ્યાય વાંચવાની આજ્ઞા ફરમાવતા. ક્વચિત્ હું કહેતો–અરે મ્હેં સ્પષ્ટજ કહ્યું હતું કેઃ "એ પુસ્તક વાંચવાથી ફળ શું? હું ભગવાન છું. એવી મનમાં કલ્પના કરવી એ પણ પાપ ગણાય છે. એવી પાપ-કથા આ પુસ્તકમાં લખી છે. એ પુસ્તક બાળી ભસ્મ કરવું ઉચિત છે." એ સાંભળી પરમહંસદેવ જરા પણ ક્રોધ નહિ કરતાં હસતાં હસતાં ઉત્તર દેતા કેઃ "શું હું તમને વાંચવાનું કહું છું? વાંચીને મ્હને સંભળાવવા કહું છું. થોડું વાંચીને મ્હને સંભળાવની! તેમ કરવાથી ત્હારે તેનો અભ્યાસ કરવો પડશે નહિ કિંવા ત્હારા મન ઉપર તેની છાપ પડશે નહિ કે તુંજ ભગવાન છે." તેમનો એવો ખુલાસો સાંભળી મ્હારે તે પુસ્તક વાંચવુંજ પડતું.

આ પ્રમાણે જેમ પિતા બાળકને સમજાવી, પટાવી, લોભાવી, લલચાવી અમુક કાર્ય કઢાવી લે તેમ સ્વામીજીને તેવાં પુસ્તકોનો અભ્યાસ કરાવી તેમાં સમાયલું અદ્‌ભૂત અધ્યાત્મજ્ઞાન સમજાવી તેમના હૃદય ઉપર તેની સજ્જડ છાપ પાડતા અને તેઓ તથા બ્રહ્માનંદ સ્વામી વગેરે તેમનાં બાળકોમાંથી કોઇને સાકારોપાસના, કોઇને નિરાકાર સગુણ ઇશ્વિરોપાસના, કોઇને શુદ્ધ ભક્તિદ્વારા તો કોઇને જ્ઞાનમિશ્ર ભક્તિદ્વારા, એમ નાના પ્રકારે તેમને ધર્મજીવનમાં અગ્રેસર કરી દેતા હતા. એ પ્રમાણે સ્વામી વિવેકાનન્દ અને અન્ય બાળકભક્તો દક્ષિણેશ્વરમાં નિવાસ કરી પરમહંસદેવની પાસેજ નિવાસ, આહાર, વિહાર, નિદ્રા, શયન, અને ધર્મચર્ચા વગેરે કરવા છતાં પણ પરમહંસદેવ અધિકાર પ્રમાણેજ તેમનું અધ્યાત્મચરિત્ર રચતા.

## ચતુઃપંચાશ અધ્યાય.

### નરેન્દ્રમાં દૈવીશક્તિ.

ઈ. સ. ૧૮૮૬ ના માર્ચ માસમાં પરમહંસદેવ કાશીપુરના એક બગીચામાં નિવાસ કરતા હતા. તે સમયે તેમના ગળામાં મહાન વ્યાધિ થયો હતો. તેઓ દિવસે દિવસે ક્ષિણ થતા જતા હતા. તેમ છતાં તેઓ પૂર્વના કરતાં અતિશય ઉદ્યમ, ઉત્સાહ ધારણ કરી સર્વ ભક્તોનાં ધર્મ-જીવન રચવામાં મન પરોવતા. સ્વામી વિવેકાનન્દ પ્રત્યે તેમનું ચિત્ત વિશેષ રહેતું. સ્વામીજીને સાધન માર્ગનો ઉપદેશ આપીને અને તે પ્રમાણે અનુષ્ઠાન કરવામાં સહાયતા આપીનેજ પરમહંસદેવ શાન્ત થયા નહોતા. પણ નિત્ય સન્ધ્યા સમયે અન્ય મનુષ્યોને વેગળા મોકલી તેમને–વિવેકાનન્દને–પોતાની પાસે બોલાવી બેસાડી બે ત્રણ કલાક પર્યંત અન્ય બાળક ભક્તોને સંસારમાં–ગૃહસ્થાશ્રમમાં પુનઃ નહિ ફરવા દેતાં તેમને કેવી રીતે આચરણ કરતાં શિખવવું અને એકત્ર રાખવા તે સંબંધી વિચાર કરતા અને શિક્ષા આપતા હતા. પરમહંસદેવના ઉપદેશથી સર્વ ભક્તો વિચાર કરતા કેઃ તેઓ એકાદ પંથની સ્થાપના કરવા

માટે ગળાના રોગનું ખોટું બહાનું કરી પડયા છે. પંથ સ્થાપન કર્યા પછી તુર્તજ તેઓ સાજા થઇ જશે, પરંતુ તેમના રોગનું ખરૂં કારણ સ્વામી વિવેકાનન્દે નસેનસમાં જાણી લીધું હતું કેઃ પરમહંસદેવ ભકતો પાસેથી ચિરકાલને માટે વિદાયગિરિ લેવા માટેજ શય્યામાં સૂતા છે, અને તેજ કારણથી ભવિષ્યની ચિન્તા રાખી ધર્મપ્રચારની સર્વે તૈયારી કરી રહ્યા છે! સત્ય છે કેઃ ઉત્તમ અધિકારી સિવાય સામાન્ય મનુષ્ય ઈશ્વરની અદ્દભૂત લીલા શી રીતે સમજી શકે? ઘણા મનુષ્યો, અધિકાર પ્રાપ્ત કર્યા વિના—મનનો સંયમ, તપ, ધ્યાન અને સદ્દગુરૂ પાસે ધર્મશાસ્ત્રાભ્યાસ, તેમજ આત્મસાક્ષાત્કાર કર્યા વિના, ધર્મશાસ્ત્રના ગમે તેવા અર્થ કરી બેસે છે, અને વાંચકોને ભ્રમ જાળમાં નાંખી દે છે, તેજ પ્રમાણે આ પ્રસંગે પણ થયું! અન્ય ભકતોમાંથી માત્ર સ્વામી વિવેકાનન્દ ગુરૂદેવના હૃદયની વાત જાણી શકયા હતા, પરંતુ તે તેમના મનમાં સર્વે સમયે સત્ય પ્રતીત હતી કે કેમ તે માટે અમને સંદેહજ છે.

આ સમયે સાધનાના બળથી સ્વામી વિવેકાનન્દના શરીરમાં સ્પર્શની સહાયતાથી અન્ય મનુષ્યના શરીરમાં ધર્મશક્તિનો સંચાર કરવાની શક્તિ કિંચિત્ ઉત્પન્ન થઇ હતી. તેમણે પોતાનામાં એવી શક્તિનો ઉદય સ્પષ્ટ રૂપે અનુભવ કર્યો હતો પરંતુ કોઇને સ્પર્શ કરી તે વિષયની સત્યાસત્યતાનો નિર્ણય કર્યો નહોતો. તેમ છતાં પણ નાના પ્રકારે તેનું પ્રમાણ મેળવી, વેદાન્તના અદ્દૈત મત ઉપર વિશ્વાસુ બની તેઓ તર્ક—યુક્તિની સહાયતાથી એ મત બાળક અને ગૃહસ્થ ભકતોના શરીરમાં—મન—હૃદયમાં પ્રવેશ કરાવવાનો યત્ન કરતા હતા. એ વિષય સંબંધી ભકતોમાં કેટલીક વખતે મહાન ચર્ચા અને વાદવિવાદ ઉપસ્થિત થતાં. માત્ર સ્પર્શ કરવાથીજ અન્ય મનુષ્યના વિચારો પોતાના જેવાજ કરી શકાય છે, એવું ઘણા ભક્તો માનતા નહોતા અને એને ઇંદ્રજાળ કે નજરબંધીના પ્રયોગ જેવું ધારતા! પાશ્ચાત્ય વિદ્યાને પ્રભાવે એ વિષયને તેઓ અસત્ય જેવોજ માની લેતા! તેમ છતાં સ્વામીજીનો સ્વભાવ એવો હતો કેઃ જે સમયે જે વિષય તેમને સત્ય જણાતો તે તુર્તજ અન્ય જનોને પાસે બોલાવી નિવેદન કરી દેતા, અને તર્ક—યુક્તિવડે,

બળપૂર્વક અન્યને મનાવવાનો યત્ન કરતા. વ્યાવહારિક જગત્માં જે વિષયો સત્ય હોય છે તે અવસ્થા અને અધિકારના ભેદને લીધે નાના આકાર ધારણ કરે છે, તે બાળક સ્વામિજી અદ્યાપિ પર્યંત સમજી શક્યા નહોતા.

આજ મહાશિવરાત્રિનો દિવસ છે. બાળકભક્તોમાંથી ત્રણ ચાર જણાએ સ્વામિજીની સાથે સ્વેચ્છાથી વ્રત-ઉપવાસ કર્યો છે. પૂજા અને જાગરણમાંજ રાત્રિ વિતાડવાની તેમને ઇચ્છા છે. ગડબડ કરવાથી કત્ચિદ્ પરમહંસદેવની શાંતિમાં વિઘ્ન પડે, એટલા માટેજ બંગલાથી થોડે વેગળે, રસોડા ગૃહમાં જઇ પૂજાની તૈયારી કરવા લાગ્યા. સન્ધ્યા સમય પછી વર્ષાદનું એક ઝાપટું પડી ગયું છે. કાળાં વાદળામાંથી પ્રસંગોપાત મહાદેવની જટા જેવી વિજળીના ઝબકારા જોઇ ભક્તો આનન્દ પામે છે.

દશ વાગ્યા પછી પ્રથમ પ્રહરની પૂજા, જપ, અને ધ્યાન કાર્ય પૂર્ણ કરી સ્વામિજી પૂજાના આસન ઉપર બેસી વિશ્રામ અને કથાવાર્તા કરવા લાગ્યા છે. સાથીદારોમાંથી એકને હુક્કો ભરવાનું કહેવાથી તે બહાર ચાલ્યો ગયો છે, અને અન્ય એક ભક્ત મિત્ર કોઇ કામને માટે બંગલા તરફ ચાલ્યો ગયો છે. એ સમયે સ્વામિજીના શરીરમાં એકાએક પૂર્વોક્ત દિવ્ય વિભૂતિનો તીવ્ર અનુભવ ઉદય પામ્યો અને તેઓ પણ તેને હમણાં કાર્યમાં લઇ પરીક્ષા કરવાની વાસનાથી પોતાની સામે બેઠેલા સ્વામી અભેદાનન્દને કહ્યું કે: "તમે મ્હને થોડીવાર પર્યંત સ્પર્શ કરી રહો તો જોઉં." એટલામાં હુક્કો લઈ પેલો ભક્તબાળક આવી પહોંચ્યો. તેણે જોયું કે: સ્વામિજી સ્થિર શરીરે ધ્યાનાવસ્થામાંજ બેઠા છે. અભેદાનન્દ નેત્ર બંધ કરી, જમણા હાથદ્વારા તેમની જમણી જાંગનો સ્પર્શ કરી રહ્યા છે અને તેમનો જમણો હાથ થરથર કમ્પી રહ્યો છે. બે મિનિટ પર્યંત એ પ્રમાણે કર્યા પછી સ્વામિજીએ નેત્ર ઉઘાડી કહ્યું: "બસ. કામ થઇ રહ્યું. કેવો અનુભવ થયો?"

અભિદાનંદે ઉત્તર દીધો: "વિજલીની બૅટરીનો સ્પર્શ કરવાથી જેમ આપણા શરીરમાં ઝમઝમ્ કરતી કોઇ વસ્તુનો સંચાર થતો જણાય છે અને આપણો હાથ કમ્પે છે તેજ પ્રમાણે તમારો સ્પર્શ કરવાથી મ્હને તેવોજ અનુભવ થયો છે. જાણે તમારા શરીરમાંથી કોઇ શક્તિ મ્હારા શરીરમાં પ્રવેશ કરતી હોય એમ જણાયું છે."

અન્ય એક મનુષ્યે અભેદાનન્દને પૂછ્યું: "સ્વામિજીનો સ્પર્શ કર્યાથી તમારો હાથ પોતાની મેળેજ કમ્પતો હતો કે?"

અભેદાનન્દ: "હા, સ્થિર રાખવાનો યત્ન કરવા છતાં પણ તેમ કરી શકયો નહિ."

આ સંબધી અન્ય કાંઇ વાતચિત તે સમયે થઇ નહિ. સ્વામિજીએ હુકકો પીધો. ત્યાર પછી સર્વે બીજા પ્રહરની પૂજા અને ધ્યાનમાં ગુંથાયા. આ સમયે અભેદાનન્દ ઉંડા ધ્યાનમાં પડયા. એ પ્રમાણે ધ્યાન કરતાં અમે તેમને પહેલાં કદી પણ જોયા નથી. તેમનું સર્વ શરીર ટટાર-જડવત્ થઈ ગ્રીવા અને મસ્તક વાંકું થઇ ગયું. અર્થાત્ દાઢીએ છાતીનો સ્પર્શ કર્યો અને થોડા સમયને માટે તેઓ બાહ્યજગતનું ભાનજ ભુલી ગયા. ત્યાં હાજર રહેલા સર્વેએ જાણ્યું કે: સ્વામિજીને સ્પર્શ કરવાથીજ તેમની એવી ધ્યાનાવસ્થ સ્થિતિ થઇ છે, તેમની સ્થિતિ જોઇ સ્વામિજીએ પણ એક ભકત-મિત્રને ઇશારત કરી અભેદાનન્દની ધ્યાનાવસ્થા બતાવી.

રાત્રિના ચાર વાગે ચોથા પ્રહરની પૂજા પૂર્ણ થયા પછી સ્વામી રામકૃષ્ણાનંદે પૂજાગૃહમાં ઉપસ્થિત થઈ સ્વામીજીને કહ્યું કે: "પરમહંસદેવ તમને બોલાવે છે." એ સાંભળતાંજ તુર્ત સ્વામિજી ગુરૂદેવ પાસે બંગલાના મેડાપર ગયા. પરમહંસદેવની સેવા કરવા માટે રામકૃષ્ણાનન્દ પણ તેમની સાથે ગયા.

સ્વામિજીને જોતાંજ પરમહંસદેવે કહ્યું: "કેમ રે? થોડું જમા થતાં ન થતાંમાં તો ખર્ચ કરવા લાગ્યો છે કે? પ્રથમ પોતાનામાં સારી પેઠે જમા (એકત્ર) થવા દે. ત્યાર પછી કયે સ્થળે કેવી રીતે ખર્ચ કરવો તેની ત્હને ખબર પડશે. મા જ ત્હને સમજાવી દેશે. એનામાં ત્હારી ભાવનાઓ પ્રવેશ કરાવવાથી તેના ઉપર કેવો અપકાર કર્યો તે કહે જોઉં? તે આટલા દિવસ પર્યંત એક પ્રકારની ભાવના ધારણ કરી રહ્યો હતો. હવે તે સર્વ નષ્ટ થઈ ગઇ! જાણે છ માસનો ગર્ભપાત થઈ ગયો! જે થવાનું હતું તે થયું છે. આજ પછીથી એકાએક એવું કરવું નહિ. હજી પણ તે છોકરાનું પ્રારબ્ધ સારૂં છે."

સ્વામિજી કહેતા હતા કે: "ગુરૂદેવના ઉપલાં વચનો સાંભળી હું તો

તદ્દન સ્તબ્ધજ થઈ ગયો. તેમના નિવાસ સ્થાનથી ઘણે વેગળે બનેલી બીના તેમણે કેવી રીત્તે જાણી? અને તે માટે મ્હને ઠપકો દેવા લાગ્યા! એ બન્ને આશ્ચર્યજનક! પૂજા સમયે અમે તેમનાથી ઘણે વેગળે રહી જે જે કાર્ય કરતા હતા તે સર્વ તેઓ જાણતા હતા! શું કરવું? તેમનો તિરસ્કાર સાંભળી હું ચુપ બેસી રહ્યો. મ્હેં જાણ્યું હતું કેઃ સાક્ષાત્ ઇશ્વર સ્વરૂપ ગુરૂદેવથી શું અજાણ્યું છે? હવે પછી તેમની અજાણતાં એવું કોઈ કાર્ય કરવું નહિ."

---

## પંચ પંચાશ અધ્યાય.

---

### સ્વામી વિવેકાનંદ અને નાગમહાશય.
### (નાગમહાશયનો અપૂર્વ ભક્તિભાવ.)

સ્વામી વિવેકાનંદનો શિષ્ય એક દિવસ (જાન્યુઆરી ૧૮૯૭) શ્રી રામકૃષ્ણ પરમહંસનો પરમભક્ત દુર્ગાચરણ નાગમહાશયને સાથે લઇને બેલુડ મઠમાં ગયો હતો. તે સમયે બનેલું વૃત્તાંત વાંચવા જેવું હોવાથી અત્રે પ્રકટ કર્યું છે સ્વામી વિવેકાનંદે નાગમહાશયને પ્રણામ કર્યા અને પૂછ્યું કેઃ–આનંદમાં છોને?"

નાગમહાશયઃ–"આપનાં દર્શન થયાં, બહુ આનંદ થયો. જય! શંકર! જય! શંકર! બસ, આજે સાક્ષાત્ શિવનાં દર્શન થયાં." એટલું કહીને બે હાથ જોડી નાગમહાશય ઉભા રહ્યા.

સ્વામીજીએ પૂછ્યુંઃ–"શરીરે કેમ છે?"

નાગમહાશયઃ–"હાડ–માંસ–લોહીની વાત ન પૂછો. આપનાં દર્શનથી આજે કૃતાર્થ થયો. મ્હારાં અહો ભાગ્ય કે આપનાં દર્શન થયાં." એટલું કહેતાં નાગમહાશયે સ્વામીજીને સાષ્ટાંગ પ્રણિપાત કર્યો. સ્વામીજીએ નાગમહાશયનો હાથ પકડી ઉભા કરતાં કહ્યુંઃ "એ શું કરો છો?"

નાગમહાશયઃ–"હું મ્હારી દ્રષ્ટિથી જોઈ શકું છું કે, મ્હને આજે બસ, સાક્ષાત્ શિવનાં દર્શન થયાં. જય ગુરુદેવ! જય રામકૃષ્ણદેવ!"

સ્વામીજીએ શિષ્યની તરફ દ્રષ્ટિ કરીને કહ્યું: "જુવે છે કે? ભક્તિમાન મનુષ્ય કેવા હોય તે કાંઈ સમજાયું? નાગમહાશય આખો દિવસ (ધ્યાનમાં) તન્મયજ રહ્યા કરે છે. એમનામાં દેહબુદ્ધિ બિલકુલ છેજ નહિ, એમ કહીએ તો પણ ચાલે. આવા મહાત્મા ભાગ્યેજ બીજા કોઈ હશે. (પ્રેમાનંદ સ્વામીને ઉદ્દેશીને કહ્યું કે) નાગમહાશયને માટે પ્રસાદ લઈ આવ."

નાગમહાશયઃ–"પ્રસાદ? (સ્વામીજી પ્રતિ બે હાથ જોડી) આપના દર્શનથી મ્હારી ભવક્ષુધા આજે દુર થઈ ગઈ!"

મઠમાં બાળ બ્રહ્મચારીઓ તથા સન્યાસીઓ ઉપનિષદ્‌નો પાઠ કરવા બેઠા હતા. સ્વામીજીએ તેમના તરફ નજર કરીને કહ્યું કે: "આજે ગુરુદેવના એક મહાન ભક્તરાજ પધાર્યા છે. નાગમહાશયના શુભાગમન નિમિત્તે તમારો પાઠ આજે બંધ રહેશે." આથી સર્વ સન્યાસીઓ પોતપોતાનાં પુસ્તકો બંધ કરી નાગમહાશયની આસપાસ ટોળે વળીને બેસી ગયા. સ્વામીજી પોતે પણ નાગમહાશયની સામે આવીને બેઠા.

સ્વામીજીઃ–(સર્વને ઉદ્દેશીને) "જુઓછોને? નાગમહાશય તરફ એકવાર દ્રષ્ટિપાત કરો. તેઓ પોતે ગૃહસ્થ છે, છતાં જગત છે કે નહિ તેનું તેમને જ્ઞાનજ નથી. આખો દિવસ તન્મયતામાં ધ્યાનમાંજ પસાર કરે છે. (નાગમહાશય ભણી નજર કરીને) આ સર્વ બ્રહ્મચારીઓને અને અમને ગુરુદેવ સંબંધી કાંઈક વાર્તા સંભળાવો."

નાગમહાશયઃ–"આપ એ શું કહો છો? હું આપને સંભળાવું? હું તો માત્ર આપને જોવા–દર્શન કરવા આવ્યો છું. ગુરુદેવની લીલામાં જેઓ હનુમાનરૂપે સહાયક છે, તેમનાં (સ્વામીજીનાં) દર્શન કરવા હું તો આવ્યો છું, હવેજ ગુરુદેવની વાતો લોકો સમજી શકશે. જય રામકૃષ્ણ! જય રામકૃષ્ણ!"

સ્વામીજીઃ–"શ્રી રામકૃષ્ણદેવને તો આપજ યથાર્થ રીતે સમજી શક્યા છો, અમે તો ખાલી માથુ પકવીએ એટલુંજ!"

નાગમહાશયઃ–"નહીં–નહીં–છીઃ એ આપ શું બોલ્યા? જેને આંખો છે, તે તો સ્પષ્ટ રીતે જોઈ શકે છે કે આપ તો ગુરુદેવની છાયા સમાનજ છો."

સ્વામીજીઃ–"આ મઠ–ફઠની સ્થાપના કરી તે ઠીક કર્યું ને?"

નાગમહાશયઃ—" મ્હારા જેવો ક્ષુદ્ર મનુષ્ય તેમાં શું સમજી શકે? આપ જે કાંઈ કરશો તેનાથી જગતનું કલ્યાણજ થશે. એમાં કોઈ જાતનો શક નથી. આપનાદ્વારા જગતનું મંગળજ થવું જોઇએ."

અનેક શિષ્યો નાગમહાશયની ચરણુ-રજ લેવા લાગ્યા, તેથી નાગમહાશય ગભરાયા જેવા થઈ આમતેમ નાસવા લાગ્યા.

સ્વામીજીએ સર્વને કહ્યું કેઃ—" એમને કષ્ટ થાય તેવું કામ રહેવા દો" એ સાંભળી સર્વે શિષ્યો ચૂપ થઇ બેસી રહ્યા.

સ્વામીજીઃ—" આપ આ મઠમાંજ આવીને રહો તો? આપનાં દર્શનથી મઠના વિદ્યાર્થીઓને ઘણું શીખવાનું મળશે."

નાગમહાશયઃ—" ગુરુદેવને મેં એકવાર એ વિષે પૂછ્યું હતું તેમણે માત્ર એટલીજ આજ્ઞા કરી કેઃ " ઘરમાંજ રહે " તેથી ઘર બાંધીને રહ્યો છું. વચમાં વચમાં આપનાં દર્શન કરી કૃતાર્થ થાઉં છું."

સ્વામીજીઃ—"એક વખત આપના દેશમાં આવવાનો મ્હારો વિચાર છે."

એ સાંભળી નાગમહાશય આનંદ પામી ઘેલા જેવા બની ગયા, અને કહ્યું કેઃ—" વાહ વાહ! એ અપૂર્વ દિવસ ક્યારે આવશે? તેમ થાય તો અમારો દેશ કાશી સમાન પવિત્ર તીર્થરૂપ બની જાય! આપની ચરણુરજ અમારા દેશમાં પડે એવાં અમારાં સદ્‌ભાગ્ય ક્યાંથી હોય?"

સ્વામીજીઃ—" મ્હારી તો ઇચ્છા છે, પણ માતાજી ( કાલીમાતા ) ની કૃપા થાય ત્યારે ખરી."

નાગમહાશયઃ—" આપને કોણ સમજી શકે? આપનાં યથાર્થ સ્વરૂપને કોણ જાણી શકે? દિવ્ય દ્રષ્ટિ ખુલે નહિ ત્યાં સુધી આપને સંપૂર્ણ રીતે કોઈ ઓળખી શકે નહિ. એક માત્ર ગુરુદેવજ આપને ઓળખી શક્યા હતા. બીજાઓ તો તેમની વાતમાં વિશ્વાસ રાખી માની લેતા હતા એટલુંજ. કોની શક્તિ છે કે આપને ઓળખી શકે?"

## સ્વામીજીની આશિર્વાદ-યાચના.

સ્વામીજીઃ—" મ્હારી એવી ઇચ્છા છે કે સમસ્ત દેશને એક વખત જાગૃત કરવો. મહાવીર ( હનુમાન ) ને અત્યારે પોતાની શક્તિની ખબર નથી.

તેથી જડવત્ ઉંઘમાં ઘોરે છે, તેને જગાડવા માટે મ્હેં કમર કસી છે. સહેજ પણ સનાતન ધર્મભાવ હરકોઈ પ્રકારે જાગૃત કરી શકાશે તો સમજીશ કે ગુરુદેવનો અને મ્હારો અવતાર છેક નિષ્ફળ નથી ગયો. દેશને જાગૃત કરી–પ્રબુદ્ધ કરી–કૃતાર્થ થવું એજ ઇચ્છા અત્યારે તો બળવાનપણે મ્હારા ચિત્તમાં પ્રવર્તે છે. યુક્તિ–મુક્તિ તેની પાસે સરખામણીમાં તુચ્છ જણાય છે. આપ આશીર્વાદ આપો કે મ્હારો ઉદ્દેશ સફળ થાય."

નાગમહાશય: "આપને ગુરુદેવનો આશિર્વાદ છે. આપની ઇચ્છાને કામ કરતી કોણ રોકી શકે તેમ છે? આપનો દરેક મનોરથ સફળજ થવો જોઇએ."

સ્વામીજી: "મ્હારી ઇચ્છા તો કાંઇ સફળ થતી નથી. જે કાંઇ થાય છે તે ગુરુદેવની ઇચ્છા અને કૃપાને આભારી છે.

નાગમહાશય: "તેમની ઇચ્છા અને આપની ઇચ્છા એક બની ગઇ છે. આપની ઇચ્છા, તે ગુરુદેવનીજ ઇચ્છા સમજવી. **જય રામકૃષ્ણ! જય રામકૃષ્ણ!**"

સ્વામીજી: "કામ કરવા માટે શરીર ખૂબ મજબુત જોઇએ. અહિં આ દેશમાં આવ્યા પછી શરીર સારૂં રહેતું નથી. તે દેશમાં (યુરોપ અમેરિકામાં) શરીર બહુ સ્ફૂર્તિમાં રહેતું."

નાગમહાશય: "ગુરુદેવ કહેતા કે: શરીર ધારણ કર્યું એટલે ઘરનો ટેક્સ (ભાડું) આપવોજ જોઇએ. રોગ–શોક એ શરીરના ટેક્સ છે. આપ તો મહોરોની બૉક્સ (પેટી) છો. આપની તો ખૂબ સંભાળ રાખવી જોઇએ, પણ આપને કોણ સમજી શકે? આપની યોગ્ય સંભાળ કોણ રાખે? ગુરુદેવજ માત્ર એક આપને ઓળખતા હતા. જય રામકૃષ્ણ! જય રામકૃષ્ણ!"

સ્વામીજી: "મઠમાં આ લોકો મ્હારી બહુ સારી સંભાળ રાખે છે."

નાગમહાશય: "તેમનું કલ્યાણ થશે, બીજું શું કહીએ? આપને સમજે અથવા ન સમજે, પણ આપની સેવામાં ન્યૂનતા થશે તો આ અમૂલ્ય દેહ રહેવો અશક્ય છે."

સ્વામીજી: "નાગમહાશય! ક્યારે શું કરૂં છું, અને ક્યારે શું નથી

કરતો તેની મ્હને તો કાંઇ સમજણુજ પડતી નથી. કોઇ કોઇ વખત મનનો તરંગ એવો તો પ્રબળ થઇ આવે છે કે કામ કર્યા પછીજ નિરાંતે બેસી શકું છું. મનના વેગને અનુસરી કામ કર્યે જઉં છું. અમુક કામ સારૂં થાય છે કે ખરાબ તેનું ખરૂં પૂછો તો મ્હને કશું ભાનજ નથી !"

નાગમહાશય: "ગુરુદેવ કહેતા તેમ ચાવી અપાઇ ગઇ છે, તેથી તમે ન સમજો એ સ્વાભાવિક છે, કારણકે તમારે તો ગુરુદેવની ભાવનાઓને અનુસરી ગુરુદેવની વતીજ કામ કરવાનું છે. સમજવાની જરૂરજ નથી. જ્યારે સમજતા થશો ત્યારે આ લીલા પણ સંકોચી લેવી પડશે."

સ્વામીજી ઊંડા વિચારમાં ગરક થઇ ગયા. તેજ વખતે સ્વામી પ્રેમાનંદ, ગુરુદેવનો પ્રસાદ લઇને ત્યાં હાજર થયા. નાગમહાશયને તથા બાકીના બીજાઓને પ્રસાદ આપવામાં આવ્યો. નાગમહાશય તો બે હાથમાં પ્રસાદ ગ્રહણ કરી, માથે ચડાવી આનંદથી નૃત્ય કરવા લાગ્યા અને જય રામકૃષ્ણ! જય રામકૃષ્ણના આનંદોદ્ગાર પ્રકટ કરવા લાગ્યા. નાગમહાશયનો આવો ઉત્કટ ભક્તિભાવ જોઇ શિષ્યો તો દિઙ્મૂઢજ બની ગયા. ત્યાર પછી થોડીવારે સૌ બગીચામાં ફરવા બહાર નીકળ્યા. એટલામાં મઠની પૂર્વ તરફના તળાવમાં હાથમાં કોદાળી લઇ સ્વામીજીને માટી ખોદતા સૌએ જોયા. નાગમહાશય એકદમ તેમની પાસે દોડી ગયા અને કહ્યું કે;–"અમારી હાજરીમાં આપ આ શું કરો છો ?" સ્વામીજીએ હાથમાંની કોદાળી નીચે મૂકી દીધી અને ચોગાનમાં વાતો કરતા કરતા ફરવા લાગ્યા. સ્વામીજી (વિવેકાનંદે) એ તે વખતે એક શિષ્યને નીચેની વાત કહી હતી.

## નાગમહાશયની ઇશ્વરદર્શન સંબંધી વ્યાકુળતા.

"ગુરૂદેવના અવસાન પછી એક દિવસ અમે સાંભળ્યું કે;–"નાગમહાશય ચાર–પાંચ દિવસથી ભૂખ્યા–તરસ્યા, કલકત્તાના પોતાના એક ઘરમાં પડયા રહ્યા છે ! હું અને હરિભાઇ તથા બીજા એક બે જણા તુરતજ તેમની પાસે ગયા. અમને જોતાંવારજ નાગમહાશય ફલંગ મારી કુટીરમાંથી બહાર નીકળ્યા. અમે નાગમહાશયને કહ્યું કે આજે અમે અમારી ભીક્ષા અહીંજ લઇશું. તેજ વખતે નાગમહાશય બજાર-

માંથી ચોખા, દાળ, શાક, હાંડી, બળતણ વગેરે લઇ આવ્યા અને રસોઇની શરૂવાત કરી દીધી. અમે આગળથીજ ધારી રાખ્યું હતું કે આજે નાગમહાશયને જમાડીશું, અને અમે પણ જમીશું. રસોઇ પૂરી થઇ એટલે અમે તેમાંથી ભીક્ષા લીધી, અને બાકીનું સઘળું નાગમહાશય માટે રાખી મૂકયું. અમે જમી રહ્યા પછી નાગમહાશયને ખાવાનો આગ્રહ કર્યો, એટલે તેમણે પોતાની પાસે પડેલી ભાતની હાંડી ફોડી નાંખી અને તેને કપાળની સાથે જોરથી પછાડીને કહ્યું કે:-"જે દેહથી ભગવાન પ્રાપ્ત ન થયા તે દેહને વળી આહાર કેવો !" અમે તો આ દેખાવ જોઇ સ્તબ્ધ જ બની ગયા ! અમે તેમને ઘણું ઘણું સમજાવ્યા ત્યારે તેમણે થોડો આહાર કર્યો એટલે અમે સૌ ત્યાંથી પાછા ફર્યા."

સ્વામીજીએ શિષ્યને કહ્યું:-"નાગમહાશય ! આજે તો મઠમાંજ રહેશોને ?"

શિષ્ય:-"જી, ના. આજે કાંઈ કામ છે તેથી તેઓને આજજ જવું પડશે."

સ્વામીજી:-"ત્યારે નૌકા તૈયાર કરાવ. સાંજ પડવા આવી છે." નૌકા આવી પહોંચી એટલે શિષ્ય તથા નાગમહાશય સ્વામીજીને પ્રણામ કરી નૌકામાં બેસી કલકત્તા તરફ રવાના થયા,



## શ્રી રામકૃષ્ણમિશનની મ્હોરનો અર્થ.

ત્યાર પછી સ્વામીજીએ રામકૃષ્ણમિશનની એક મ્હોર (સિક્કો) રણુદા બાબુને બતાવી તે સંબંધી તેમનો અભિપ્રાય જાણવાની ઇચ્છા દર્શાવી.

( આ સિક્કાના છાપ શ્રી રામકૃષ્ણ મિશનદ્વારા પ્રસિદ્ધ થતા પ્રત્યેક ગ્રંથમાં ટાઇટલ, પેજ ઉપર શરૂવાતમાં અને અંતમાં ઘણુંકરીને હોય છે. ) આ મ્હોરનું વર્ણન નીચે પ્રમાણે છે:—

એક સ્વચ્છ સરોવરમાં ચોતરફ કમળપત્રો વિકસી રહ્યાં છે, સરોવરની મધ્યમાં એક હંસ છે, અને હંસની આસપાસ એ સર્પો ફણાવાળીને બેઠા છે. બાળસૂર્યનાં કિરણો હંસ ઉપર પડી તેની શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં છે.

રણદાં બાબુ પ્રથમ તો આ ચિત્રનો અર્થ સમજી શક્યા નહિ, તેથી તેમણે સ્વામીજીને તે સંબંધી ખુલ્લાસો કરવાની વિનતિ કરી. સ્વામીજીએ આ ચિત્રનો–મ્હોરનો અર્થ સમજાવતાં કહ્યું કે:—

ચિત્રોમાં રહેલું તરંગોવાળું પાણી તે કર્મ છે. કમળો તે ભક્તિરૂપ છે, અને બહાર આવવાની તૈયારી કરતો સૂર્ય તે જ્ઞાનનો પ્રકાશક છે. ચિત્રની આસપાસ વીંટલાઇ વળેલા સર્પો તે યોગ, અને જાગૃતિસૂચક છે, અને ચિત્રની મધ્યમાં રહેલો હંસ તે પરમાત્માનો અર્થ સૂચવે છે. મતલબ કે કર્મ, **ભક્તિ અને જ્ઞાન જો યોગની સાથે સંમિલિત થાય તોજ પરમાત્માનાં દર્શનનો લાભ મળે.** ચિત્રનો આશય પણ તેજ છે.

રણદાબાબુ આ ચિંત્રનો આવો અર્થ સાંભળી થોડીવાર વિચારમાં પડી ગયા. પછી કહ્યું કે; " જો આપની પાસે રહીને થોડો વખત શિલ્પકળાનો ઉપદેશ લઉં તો ખરેખર મ્હને પોતાને બહુ લાભ થાય. "

× × × ×

સ્થાન–બેલુડ મઠ ઇ૦ સ૦ ૧૯૦૨.

## કામ કરતાં કરતાં મરવું મ્હને પસંદ છે.

કેટલાએક દિવસ થયાં સ્વામીજી વિવેકાનંદજી પૂર્વ બંગાળ અને આસામમાં ફરી આવી પુનઃ બેલુડ ખાતે પધાર્યા હતા. શરીર બહુ અસ્વસ્થ હતું. પગે સોજા ચડી આવ્યા હતા. શિષ્યે મઠમાં આવી, સ્વામીજી પાસે જઇ પ્રણામ કર્યા. શારીરિક અવસ્થા અત્યંત દુર્બળ હોવા છતાં સ્વામીજીની સ્નેહપૂર્ણ દ્રષ્ટિ તથા તેમનું સહાસ્ય વદન, ગમે તેને પોતાનાં શોક–દુઃખ ભૂલાવી દેવાને સમર્થ તું.

શિષ્યે પૂછયુંઃ " સ્વામીજી, પ્રકૃતિ કેમ છે ? "

સ્વામીજીઃ " બાપુ ! એમાં તે વળી પૂછવા જેવુંજ 'શું છે ? દેહ તો દિવસે દિવસે ક્ષીણુ થતો જાય છે. તેમાં પણુ બંગાળા દેશમાં શરીર ધારણુ કર્યું એટલે શરીરની પાછળ રોગ તો ભમ્યા કરે, એમાં આશ્ચર્યજ શું ? આ દેશના શારીરિક બાંધાઓ ( Physique ) બહુજ નરમ હોય છે. સહેજ-સાજ કઠિન કામ કર્યું કે શરીર તુર્તજ બગડી જાય છે. છતાં **જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી તમારે માટે કામ કરીશ. કામ કરતાં કરતાંજ મરવું મ્હને પસંદ છે.** "

શિષ્યઃ " આપ થોડા દિવસ કામકાજ મૂકી દઇ શાંતિમાં રહો તો પુનઃ શરીર હતું તેવું આરોગ્ય બની જાય. આ દેહનું રક્ષણુ થશે તો તેથી જગતનું કલ્યાણુજ થશે. "

સ્વામીજીઃ " તું છાનામાના બેસી રહેવાનું કહે છે, પણુ એવો વખત કયાં ? ગુરુદેવ " કાલી, કાલી "ના મંત્રોથી જે શક્તિનું આહ્વાન કરતા હતા તેજ શક્તિએ, ગુરુદેવના મૃત્યુના બે ત્રણુ દિવસ પહેલાં આ શરીરમાં પ્રવેશ કર્યો છે. તેજ શક્તિ મ્હને આમતેમ લઇ જઇ કર્મ કરાવ્યા કરે છે. હું સ્થિર થઇ બેસી રહેવાનું મન કરૂં તોપણુ તે શક્તિ મ્હને બેસવા દેતી નથી. મ્હારા સુખનો વિચાર કરી શકું એવો પ્રસંગ પણુ મ્હને મળતો નથી. "

## સ્વામીજીના શરીરમાં કાલી-શક્તિનો પ્રવેશ.

શિષ્યઃ " શક્તિ પ્રવેશની વાત અક્ષરશઃ સત્ય છે કે અલંકાર રૂપે કહો છો ? "

સ્વામીજીઃ " નહિ રે ! ગુરુદેવના મૃત્યુ પહેલાં બે ચાર દિવસ પૂર્વે ગુરુદેવે મ્હને પોતાની પાસે એકાંતમાં બોલાવ્યો, અને મ્હારી સામે બેસી મ્હારી તરફ એકાગ્ર મનથી તાકી રહ્યા ! ધીમે ધીમે તેજ સ્થળે તેઓ સમાધિસ્થ થઇ ગયા ! મ્હને તે વખતે સાક્ષાત્ એવોજ અનુભવ થયો કે જાણે તેમના ( ગુરુદેવના ) શરીરમાંથી એક સૂક્ષ્મ તેજનો પ્રવાહ, વિજળીના ચમકારા ( Electric shock )ની માફક મ્હારી તરફ વહ્યો આવે છે, અને મ્હારા શરીરમાં મળી જાય છે. થોડી વારમાં તો હું પણુ બાહ્ય જ્ઞાન

શૂન્ય થઇ ગયો, અને જડવત્ પડી રહ્યો. આ પ્રમાણે કયાં સુધી ચાલ્યું તેનું મ્હને સ્મરણ રહ્યું નહિ. પણ જ્યારે હું જાગ્યો અને બાહ્ય ચેતનતા આવી ત્યારે મ્હેં જોયું તો જણાયું કે: ગુરુદેવ રડી રહ્યા હતા! મ્હેં ગુરુદેવને રડવાનું કારણ પૂછ્યું ત્યારે તેમણે અતિ સ્નેહપૂર્વક કહ્યું કે: "મ્હારી પાસે જે કાંઇ હતું તે સર્વ આજે હું ત્હને અર્પણ કરી ચૂક્યો છું. તું એ શક્તિના પ્રતાપે જગતનાં અનેક ઉપકારક કર્તવ્યો કરીશ ત્યારેજ ત્હારો છૂટકો થશે." હું ધારું છું કે, ગુરુદેવના કહેવા પ્રમાણે એ શક્તિજ મ્હારી પાસે કામ કરાવ્યા કરે છે! નિરાંતે બેસી રહેવા માટે આ દેહ નથી."

## ગુરુકૃપાનો અર્થ.

શિષ્ય: "શાસ્ત્રમાં ગુરુકૃપા સંબંધે કેમ કાંઇ ઉલ્લેખ નથી?"

સ્વામીજી: "કૃપા એટલે શું તેની ત્હને ખબર છે? જેઓ આત્મ-સાક્ષાત્કાર કરી શક્યા હોય છે તેમનામાં એક પ્રકારની મહાશક્તિ ખીલે છે. તે મહાશક્તિને કેન્દ્રસ્થાન–Centre–બનાવી થોડે દૂર સુધી જે વ્યાસાર્ધ Radius ખેંચાય અને તે વડે જે એક Circle–ગોળાકાર બને તે સર્કલમાં જેઓ એક વખત આવી જાય તેઓ ઉક્ત આત્મજ્ઞાની સાધુ પુરૂષની આધ્યાત્મિક શક્તિથી ચૈતન્યયુક્ત થાય, અર્થાત્ તે સાધુ મહાત્માની તેમને કાંઇક અસર થાય. આ અસરને લઇને સાધન–ભજન નહિ કરવા છતાં પણ તેઓ અપૂર્વ આધ્યાત્મિક ફળના અધિકારી બની શકે છે. આમ થાય તેને જો ગુરૂકૃપા કહી શકાય તો ખુશીથી તેમ કહે."

શિષ્ય: "તે સિવાય કૃપાને માટે બીજો કોઇ માર્ગ નથી?"

સ્વામીજી: "છે. જ્યારે અવતારી પુરૂષો જગતમાં જન્મ ગ્રહણ કરે છે ત્યારે તેમની સાથે મુક્ત અને મુમુક્ષુ પુરૂષો પણ તેમની લીલામાં સહા-યતા આપવા અર્થે શરીર ધારણ કરે છે. કોટિ જન્મના અંધકાર દૂર કરી એકજ જન્મમાં મુક્ત કરી દેવા એ કામ તો કેવળ માત્ર અવતારી મહા-પુરૂષોથીજ થઇ શકે એવું છે. એને પણ ગુરૂકૃપા કહી શકાય છે. સમજાય છે ને?"

શિષ્ય: "જી, હા. પરંતુ જેઓને તેમનાં દર્શન થયાં ન હોય તેમને માટે કાંઇ ઉપાય છે ખરો?"

સ્વામીજી: "તેમને માટે એકજ ઉપાય છે, તે એજ કે તેમને (ગુરુદેવને) હૃદયપૂર્વક સાદ કર્યા કરવો. (પ્રાર્થના કર્યા કરવી.) સાદ કરતાં કરતાં જ્યારે તેઓ પોતે આપણા જેવું શરીર ધારણ કરીને દર્શન આપે (એવાં દર્શન અનેકને થયાં છે) ત્યારે સમજવું કે તેમની કૃપા આપણા ઉપર થઈ ખરી."

શિષ્ય: "મહાશય, ગુરુદેવના દેહત્યાગ પછી આપને એમનાં દર્શન કોઇવાર થયેલાં છે ખરાં?"

## ગુરુદેવનાં દિવ્ય દર્શન.

સ્વામીજી: "ગુરુદેવના દેહાવસાન પછી હું થોડા દિવસ સુધી ગાજીપુરમાં પવહારી બાબા પાસે રહ્યો હતો. પવહારી બાબાના આશ્રમથી થોડે દૂર એક બગીચામાં હું તે વખતે રહેતો હતો. લોકો કહેતા કે આ બગીચામાં બહુ વાર ભૂત દેખાય છે, પણ હું તો તેનાથી ડરી જઉં તેમ નહોતું, તેથી ત્યાંજ રહ્યો. ત્હને તો ખબર છે કે મ્હારા જેવા બ્રહ્માદ્વૈતીને તે વળી ભૂત-કુતનો ભય કેવો? બગીચામાં લીંબુનાં અનેક વૃક્ષો હતાં. મ્હને તે વખતે પેટનું દરદ નિરંતર રહ્યા કરતું, અને અધુરામાં પૂરૂં રોટલી સિવાય બીજી કાંઇ હલકી ભીક્ષા પણ મળી શકતી નહિ. એટલા માટે ખાધેલું અન્ન પચાવવા માટે લીંબુ ખૂબ ખાવાં પડતાં. પવહારી બાબા પાસે અનેકવાર જવું-આવવું થતું તેથી તેમની સાથે બહુ પ્રેમ બંધાયો. તેઓ પણ મ્હને પ્રેમમયી દ્રષ્ટિથી જોવા લાગ્યા. એક દિવસ મ્હને એવો વિચાર થયો કે શ્રી રામકૃષ્ણદેવની પાસે આટલો બધો વખત રહ્યો, પણ આ બીમાર દેહને દ્રઢ કરવાનો તો કાંઇ ઉપાયજ મળ્યો નહિ. પવહારી બાબા, હઠયોગ બહુ સારો જાણતા હતા, તેથી તેમની પાસે જઇ હઠયોગની ક્રિયાઓ શીખવી અને શરીર દ્રઢ કરવા બની શકે તેટલો યત્ન કરવો એવો સંકલ્પ કર્યો. તું જાણે છેજ કે મ્હારા મનમાં એક વિચાર આવ્યો એટલે તે ગમે તે રીતે અમલમાં મૂકાય ત્યારેજ મ્હને સંતોષ થાય. આવતી કાલે પવહારી બાબા પાસે જઇ દીક્ષા લેવી એવો નિશ્ચય કરીને રાત્રે ખાટલામાં સૂતો સૂતો તેજ સંબંધી વિચારો કરતો હતો, એટલામાં મ્હારી દક્ષિણ બાજુએ ગુરુદેવની મૂર્તિ આવીને ઉભી રહી, અને મ્હારી તરફ અનિમેષ નેત્રે જોઇ રહી! તે સમયે

તેઓ બહુ દુઃખિત થયા હોય તેમ સ્પષ્ટ રૂપે જણાઇ આવતું હતું. એક વખત જેમના ખોળામાં માથું મૂકયું છે, ત્યાંથી ઉપાડી લઇ બીજા એક જણને ગુરુ બનાવવાનો મ્હને શું અધિકાર છે, એવો વિચાર મ્હારા મગજમાં આવતાં હું ગભરાયો, અને ગુરુદેવની મૂર્તિ સામે જોઇ રહ્યો. આ પ્રમાણે લગભગ બે કે ત્રણ કલાક પસાર થઇ ગયા. મ્હારા મુખમાંથી એક વાત કે એક શબ્દ પણ બહાર નીકળી શકયો નહિ. ત્યારબાદ તેઓ પણ એકાએક અંતર્ધાન થઇ ગયા! ગુરુદેવનાં દર્શન થયા પછી મનમાં એવું કાંઇક થઇ ગયું કે પછી પવહારી બાબા પાસે આવતી કાલે દીક્ષા લેવાનો વિચારજ માંડી વાળવો પડયો. વળી બે ત્રણ દિવસ પસાર થયા કે પુનઃ પવહારી બાબા પાસે દીક્ષા લેવાનો સંકલ્પ થયો. તે રાત્રિએ પણ આગળની માફકજ ગુરદેવે મ્હને દર્શન આપ્યાં, અને તેઓ મ્હારી સામે જોઇ રહ્યા! આ પ્રમાણે ઉપરાઉપરી બરાબર એકવિશ દિવસ સુધી ગુરુદેવનાં દર્શન થયાં! છેવટે પવહારી બાબા પાસે દીક્ષા લેવાનો વિચાર તદ્દનજ માંડી વાળ્યો. મ્હેં વિચાર કર્યો કે જયારે જયારે દીક્ષા લેવાનો સંકલ્પ કરૂં છું ત્યારે આજ પ્રમાણે દર્શન થયા કરે છે, તેથી પવહારી બાબા પાસેથી મંત્ર લેવામાં મ્હારૂં અનિષ્ટજ હોવું જોઇએ."

શિષ્યઃ "મહાશય, એવા સંયોગોમાં આપને એમની સાથે કોઇ સમયે વાર્તાલાપ થયેલો ખરો?"

શિષ્યના પ્રશ્નનો ઉત્તર આપ્યા વિના સ્વામીજી શાંત રીતે બેસી રહ્યા. થોડી વાર રહીને તેમણે કહ્યું કેઃ "ગુરુદેવનાં જેઓને દર્શન થયાં છે, તેઓ ખરેખર ભાગ્યશાળી હોવા જોઇએ. **कुलं पवित्रम् जननी कृतार्था ॥** તમને પણ તેમનાં દર્શન થઇ શકશે. અહીંયાં આવી ચડયા છો તો અહીંને માટે યોગ્ય છો એમજ માનવું. "રામકૃષ્ણ"નું નામ ધારણ કરી અહીં કોણ આવ્યું હતું તે હજી સુધી કોઇ સમજતું નથી. જેઓ તેમના ભક્ત-શિષ્ય તરીકે લેખાતા તેઓ પણ તેમને સંપૂર્ણ રીતે સમજી શકયા નથી. કોઇ કોઇને તેમના પ્રભાવનો અમુક અંશે પરિચય થયો છે, એટલુંજ માત્ર. સમયના વહેવા સાથે સૌ કોઇ તેમનું યથાર્થ સ્વરૂપ સમજવા લાગશે. આ રખાલ-રાખાલ પણ

તેમને સંપૂર્ણ રીતે ઓળખી શક્યા નથી, તો પછી બીજાની તો વાતજ શી કરવી!"

### ગુરૂકૃપા સફળ ક્યારે લેખાય?

શિષ્યઃ "પરંતુ મહાશય, જેમણે ગુરુદેવની કૃપા પ્રાપ્ત કરી હોય તેમને તે વળી સંસાર જેવું હોયજ શું? તે તો ઘરમાં રહે અથવા સન્યાસ ધારણ કરે–ગમે તે કરે, તેમને માટે તો ઉભય સમાન છે. મ્હને તો લાગે છે કે તેમને માટે કોઇ નિયમજ હોઇ શકે નહિ."

સ્વામીજીઃ "તેમની (રામકૃષ્ણદેવની) કૃપા જેમણે એકવાર પ્રાપ્ત કરી છે તેમના મનમાં કે તેમની બુદ્ધિમાં પણ ક્યાંઇ સંસારની આસક્તિ રહી શકતી નથી. તેમની કૃપા થઇ છે કે નહિ તે જોવું હોય તો તેની માત્ર એકજ પરીક્ષા છે, અને તે એજ કે કામ–કાંચનાદિની આસક્તિ જેટલી દૂર થાય તેટલે અંશેજ ગુરુદેવની તેમના ઉપર કૃપા થએલી છે, એમ ચોક્કસ સમજી લેવું. કામ–કાંચનની આસક્તિથી જે મનુષ્ય મુક્ત થઇ શક્યો નથી, તે ગુરુદેવની કૃપાને પ્રાપ્ત કરી શક્યો હોય એમ માનવાને હું કદાપિ તૈયાર થઇશ નહિ."

### સ્વામીજીની ભાવી આશાઓ.

પૂર્વ પ્રસંગ આ પ્રમાણે સમાપ્ત થયો એટલે શિષ્યે નવા વિષયની શરૂવાત કરવા પ્રશ્ન કર્યો કેઃ "મહાશય! આપે દેશવિદેશમાં આટલો બધો પરિશ્રમ કર્યો તેનું પરિણામ શું આવ્યું?"

સ્વામીજીઃ "શું પરિણામ આવ્યું તે કંઇક અંશે તમે પ્રત્યક્ષ કરી શકશો. વખત જતાં ગુરૂદેવની ઉદાર ભાવનાઓ જગતમાં પ્રચાર પામશે, તેનો હજી સૂત્રપાતજ થાય છે. એક કાળે ઉદાર ભાવનો પ્રવાહ એટલો બધો પ્રબળ થશે કે સર્વને તેમાં તણાવુંજ પડશે."

### ગુરૂદર્શન કરવાં હોય તો તેમનાં સંતાનની સેવા કરો.

શિષ્યઃ–"ગુરૂદેવના સંબંધમાં મ્હને કંઇક વિશેષ સંભળાવો. આપના પવિત્ર મુખથી ગુરૂ–પ્રસંગ સાંભળવાની તીવ્ર આકાંક્ષા રહ્યાં કરે છે."

સ્વામીજીઃ–"રાત્રિ–દિવસ એ સિવાય બીજી વાતજ આપણે ક્યાં કરીએ

છીએ ? તેમને (ગુરૂદેવને) બીજી કોઇ વસ્તુની ઉપમા આપી શકાય તેમ નથી. તેમની ઉપમા તેઓ પોતેજ હતા, એમ કહેવું બસ થઈ પડશે."

શિષ્યઃ "મહાશય ! અમે તેમનાં દર્શનનો લાભ લઈ શક્યા નહીં. અમારે માટે હવે કાંઈ ઉપાય છે ખરો ?"

સ્વામીજીઃ "તેમની સાક્ષાત્ કૃપા મેળવી શક્યા છે તેવા આ સાધુ પુરૂષોનો સત્સંગ તો તને પ્રાપ્ત થઈ ચૂક્યો છે, તો પછી તેમનાં દર્શન તને થયાં નહીં એમ કેવી રીતે કહી શકાય ? તેઓશ્રી પોતે પોતાનાં ત્યાગી સંતાનોમાં સર્વદા વિરાજી રહ્યા છે ! તેમની સેવા–વંદના કરવાથી તેઓ પોતે સમય વીતતાં reveal પ્રકટ થશે. કાળક્રમે મ્હારી આ વાત સમજાશે. અત્યારે નહીં."

શિષ્યઃ "તે તો ઠીક, ગુરૂદેવની કૃપા પ્રાપ્ત કરી હોય એવા સાધુ પુરૂષોના સંબંધમાં તો આપ નિત્ય વાતો કરો છો પણ આપના પોતાના સંબંધમાં તેઓ જે કાંઇ કહેતા તે તો આપે કોઇ દિવસ અમને કહ્યુંજ નહીં !"

સ્વામીજીઃ "મ્હારી વાત વિશેષ શું કહું ? હું તો તેમના દૈત્યો માંહેનોજ કોઇ એક હોઇશ. કોઇ કોઇ વખત તેમની રૂબરૂમાં હું તેમને ગાળો આપતો ! છતાં તેઓ મ્હારી ગાળો સાંભળીને માત્ર હસતા !"

વાત કહેતા કહેતામાં સ્વામીજીનું મુખમંડળ સ્થિર–ગંભીર થઇ ગયું ! ગંગાજી તરફ શૂન્ય મને થોડીવાર સ્થિર ભાવે તેઓ નિહાળી રહ્યા. હવે સાંજ પડી ગઇ અને નૌકા પણ મઠ પાસે આવી પહોંચી. સ્વામીજી મનમાં ને મનમાંજ ગુરૂદેવની સ્તુતિ ગાવા લાગ્યા. ગાનનો મધુર–સૂક્ષ્મ ધ્વનિ સાંભળી શિષ્ય સ્વામીજીના મુખ તરફ એકી ટસે તાકી રહ્યો.

ભાડું ચુકવી દઇ સ્વામીજી નૌકામાંથી નીચે ઉતર્યા; અને ઝભ્ભો ક્હાડી નાખી મઠની પશ્ચિમ ગૅલેરીમાં ગયા. ત્યાં બેઠા ત્યારે શિષ્યે જોયું તો તેને,

• સ્વામી વિવેકાનંદના પત્રોમાં શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ સંબંધી ખાસ જાણવા જેવું હતું તેટલું–થોડાક પત્રો–ઉપર પ્રકટ કર્યા છે. લેખક.

જણાયું કે સ્વામીજીની ગૌર કાંતિએ તથા ગૈરિક વસ્ત્રોએ સંધ્યાના દીપ–પ્રકાશથી એક પ્રકારની અપૂર્વ શોભા ધારણ કરી હતી !

* * * * *

(શ્રીયુત નરેન્દ્રનાથ ઉર્ફે સ્વામી શ્રી વિવેકાનંદજીનું સમગ્ર જીવનચરિત્ર અંગ્રેજીમાં હાલ લખાય છે. તે વાંચવાથી વાંચકોની રસવૃત્તિને વિશેષ પોષણ મળશે. સ્વામીજીને મા કાલીનાં દર્શન થયાં અને તેઓ પરમહંસદેવને ઇશ્વરાવતાર માનવા લાગ્યા તેમજ તેજ સમયથી સન્યસ્ત ધારણ કરી શ્રી ગુરુદેવની ઇચ્છાનુસાર જગતની સેવા કરવાનું મહત્ કાર્ય તેમણે સ્વીકાર્યું ત્યાં સુધીનું તેમનું જીવન અને તેમના કેટલાક પત્રો આ પુસ્તક સાથે વિશેષ સંબંધ ધરાવતા હોવાથી અત્રે પ્રકટ કરવામાં આવ્યા છે.)

# प्रकीर्ण लीला-प्रसंग.

## પંચપંચાશ અધ્યાય.

### પ્રકીર્ણ લીલા-પ્રસંગ.

**શ્રી**રામકૃષ્ણ પરમહંસદેવના જીવન સમયે બનેલા કેટલાક બનાવોનું અત્રે ટુંકમાં વર્ણન આપવામાં આવે છે. જે ઉપરથી વાંચકોને અવશ્ય તેમની અદ્‌ભૂત લીલાનું જ્ઞાન થશે. વખતે કોઇ બનાવ પાછલાં પ્રકરણોમાં પ્રકટ થઇ ગયો હોય અને અત્રે સરત ચુકથી બેવડાઇ જાય તો **अधिकस्य अधिकं फलम्** સમજી વાંચક બંધુઓ તે માટે દરગુજર કરશે. ગુજરાતમાં પણ પરમહંસદેવના અનેક ભક્તો છે. તેમની પરમહંસદેવ ઉપરની ભક્તિ અને અન્ય અનેક અદ્‌ભૂત ચમત્કારો સંબંધી લખવાની ઇચ્છા ભવિષ્યાધિન છે.

**શ્રીરામકૃષ્ણ** પરમહંસદેવ પૂજા કરતી વખત ઘણુંખરૂં એવા બાહ્યજ્ઞાન શૂન્ય થઇ જતા કે જેથી કેટલીક વખત તેમને બાહ્ય જગત્‌નું જ્ઞાનજ રહેતું નહિ. એક દિવસ તેઓ એકાગ્રચિત્તે દેવીની એવી રીતે આરતિ ઉતારતા હતા કે: જેઓ ઝાંઝ વગાડતા હતા તેમના હાથ પણ ભરાઇ આવ્યા. તેમ છતાં પરમહંસદેવની આરતિ પૂર્ણ થઇ નહિ, અન્ય ભક્તોએ તપાસી જોતાં જણાયું કે: તેઓને બાહ્ય જ્ઞાનજ નથી. કળના પૂતળાની પેઠે તેઓ આરતિ ઉતારે છે અને ઘણ્ટ વગાડે છે. ત્યાર પછી તેમનું મુખ રાતુંચોળ થઇ ઉઠયું અને ગાંડાની પેઠે "મા ! મા !" શબ્દોચ્ચાર કરતા તેઓ પૃથ્વીપર પડી ગયા. દર્શકોએ તેમને ઉપાડી મંદિર બહાર આણ્યા. તેમના નેત્રમાંથી પડતી આંસુધારાઓને લીધે તેમની છાતી પલળી ગઇ હતી. તેઓ વિહ્વળ

થઇ પડી રહ્યા. ક્વચિત્ "મા! મા!" કહી બૂમો પાડી ઉઠતા, પરંતુ તે રાત્રિ અને તે પછી બીજે દિવસે તેમને બાહ્યજ્ઞાન આવ્યું નહોતું. બીજે દિવસે તેમના મુખમાં કોળીયા ભરાવવા પડયા હતા. આવા બનાવો તો ઘણી વખત બન્યા હતા.

**વયોવૃદ્ધિની** સાથે સાથેજ બાળક યુવક થાય છે, યુવક વૃદ્ધ થાય છે, મધુર બાલ્યકાળ તો જાણે કવિની કલ્પના જેવો થઇ જાય છે, એવોજ પ્રકૃતિનો નિયમ છે. પરંતુ ભગવાન રામકૃષ્ણની સંપૂર્ણ લીલા એ નિયમ બદ્ધ નહતી. તેઓએ સમસ્ત જીવન બાલ્ય ભાવેજ વ્યતીત કર્યું હતું, જે મનુષ્યોએ તેમને શેષ અવસ્થામાં જોયા હતા તેઓ પણ તેમનો અપૂર્વ બાલ્યભાવ જોઇ કૃતાર્થ થયા હતા. એ સંબંધી અનેક અપૂર્વ બનાવોનો ઉલ્લેખ કરી શકાય એમ છે.

કેટલાંક મનુષ્યો તો તેમનો એવો બાલ્યભાવ સમજી નહિં શકવાથી તેમને અસભ્ય ધારતા હતા, પરંતુ જેમની ભાગ્યદેવી પ્રસન્ન થઈ હતી તેઓ પરમહંસદેવની દિગંબર (નગ્ન) અવસ્થામાં પણ એક અલૌકિક બાલ્યભાવ જોઇ મોહ પામ્યા હતા. બાળકો જેમ બે ઘડી પણ વસ્ત્ર પહેરી રાખતાં નથી. તેમને નગ્ન ફરવાનુંજ પસંદ પડે છે. તેજ પ્રમાણે શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ પણ લાંબા સમય સુધી વસ્ત્ર પહેરી શકતા નહિં. તેમનું ધોતીઉં કમ્મરે હમેશાં ઉઘાડું જ રહેતું-ગાંઠ વળતીજ નહિં. બાળકનું લુગડું નીકળી જતાં જેમ તે તેના તરફ દ્રષ્ટિપાત કરતો નથી તે પ્રમાણે ભગવાન રામકૃષ્ણની સ્હામે મ્હોટા મ્હોટા રાજા મહારાજા, ગુરૂઓ અને જ્ઞાની-હજારો મનુષ્યો બેઠાં હોય તે વખતે તેમનું ધોતીઉં નીકળી પડતું, તેમ છતાં તેઓનું તે તરફ ધ્યાનજ રહેતું નહિ!

**દક્ષિણેશ્વરના** કોઇ એક ઘરમાં તેઓ અધ્યાત્મ રામાયણ સાંભળવા જતા હતા. ત્યાં તેમણે સાંભળ્યું કે: "રામનામનો ઉચ્ચાર કરતાં નિર્મળ થવાય છે." ત્યાર પછી એક દિવસ તેમણે સાંભળ્યું કે: "કથા કરનાર પુરાણી મહારાજ શૌચ જાય છે." ત્યારે તેમના મનમાં સન્દેહ ઉત્પન્ન થયો. તેમણે વ્યાકુળ થઇ એક દિવસ કથા કરનાર પુરાણી મહારાજને પૂછ્યું કે:

"એમ કેમ મહારાજ ! રામનામોચ્ચાર કરવાથી નિર્મળ થવાય છે એવું એક દિવસ આપેજ કહ્યું હતું અને આપ તો નિર્મળ થયેલા જણાતા નથી. આપ શૌચ ( દીર્ઘ શંકા ) જાઓછો એવું મ્હેં સાંભળ્યું છે, એમ કહી બાળકની પેઠે હસવા લાગ્યા. પુરાણી બાવાએ પરમહંસદેવનો બાલ્યભાવ અને સરલ વિશ્વાસ જોઇ રડી દઇ કહ્યું: " ભાઇ ! રામનામનો ઉચ્ચાર કરવાથી મનનો મેલ કપાઇ જાય છે."

બાળકો જેમ ક્ષુધા લાગતાં માગીને આહાર કરે છે તેજ પ્રમાણે પરમહંસદેવ પણ અનેક સ્થાને બાળકની પેઠે માંગીને ક્ષુધા નિવારણ કરતા. બાળકો જેમ એકી વખતે વિશેષ આહાર કરી શકતાં નથી તેજ પ્રમાણે તેઓ પણ એકી વખતે વિશેષ આહાર કરી શકતા નહિ. વળી એક બીજી વાત. જેઓ તેમની સાથે અધિક સમય રહ્યા છે તેઓ જાણે છે કે, પરમહંસદેવ સબળ અને નિરોગી હતા તો પણ બાળકની પેઠેજ થોડું ચાલતાં થાકી જતા.

બાળકો જેમ કોઇ નવીન વસ્તુ જોવા માટે વ્યાકુળ થાય છે અને તે વસ્તુ જોતાં અથવા પ્રાપ્ત થતાંજ બહુ આનંદ પામે છે તેજ પ્રમાણે પરમહંસદેવ પણ નવીન વસ્તુ જોતાંજ વ્યાકુલ થતા. એક દિવસ સ્ટીમરની સીસોટી સાંભળીને તે શબ્દ શી રીતે થાય છે તે જોવા માટે વ્યાકુલ થઇ ઉઠયા હતા અને જ્યારે તેમને સ્ટીમરની અંદર લઇ જઇ સીસોટી વગાડી બતાવી ત્યારેજ તેમને આનંદ થયો હતો.

એક સાધકે કહ્યું હતું કે: ભગવાન શ્રી રામકૃષ્ણ અર્ધ-નારી અને અર્ધ-પુરૂષ અર્થાત્ એ બન્નેની સમષ્ટિવડે બાળકરૂપે લીલા કરી ગયા છે. વાસ્તવિકરૂપે ભગવાન રામકૃષ્ણમાં જેમ બાલક ભાવ પ્રબળ હતો, તેજ પ્રમાણે સ્ત્રીભાવ અને પુરૂષભાવ પણ જણાતો હતો. અતિ બાલ્યાવસ્થામાં બાળક રામકૃષ્ણમાં બાલિકાના ભાવ પણ જોવામાં આવ્યા હતા. તેઓ સ્ત્રીઓના જેવા હાવભાવ અને કટાક્ષ સાથે વાર્તાલાપ કરતા, તેથીજ પુરૂષોમાં અને વિશેષ કરીને સ્ત્રીઓમાં પણ તેઓ બહુ પ્રિય થઇ પડયા હતા.

એક દિવસ બાળક રામકૃષ્ણદેવ ગામમાં એક સ્થળે ફરવા ગયા હતા.

ત્યાં મહોલ્લાના પુરૂષો એકત્ર થઇ અનેક ગપાટા હાંકતા હતા. તેમાંના એક પુરૂષે અહંકાર કરી કહ્યું કે: "આપણા મહોલ્લાનાં સર્વ ઘરની સ્ત્રીઓની વાત કોઇ જાણતું નથી." એ સાંભળી બાળક રામકૃષ્ણુ છોકરીના જેવાં વસ્ત્રો ધારણુ કરી સુંદર છોકરી બની ધીમે ધીમે તેના ઘરની સ્ત્રીઓમાં જઇ બેઠા. નવીન છોકરી જોઇને અને તેની મીઠી મીઠી વાતો સાંભળીને ઘરની સર્વ સ્ત્રીઓ તેને જોવા એકત્ર થઈ અને તેને કેટલીએ પૂછપરછ કરી. છોકરીની મોહિની શક્તિવડે સર્વ મોહ પામી ગયા. તેને માન આપી બેસાડી તેની સાથે અનેક વાર્તાલાપ કરવા લાગ્યાં. બાળક રામકૃષ્ણુ, અનેક ક્ષણુ પર્યંત તેના ઘરમાં બેસી વાતો કરતા હતા એટલામાં અધિક રાત વીતવાથી તેમના પિતા ઉચ્ચ સ્વરે બુમો પાડતા તેમને શોધવા માટે તેજ રસ્તે થઇને પસાર થતા હતા. બાળક ગદાઇએ પેલા ઘરના અંતઃપુરમાંથી ઉત્તર દીધો. એ જોઇ સ્ત્રીઓ સ્તબ્ધ થઇ ગઇ કે: આ સ્ત્રી નથી પણુ બાળક ગદાઇ છે. અમે કોઇ એમને ઓળખી શકયાં નહિ વગેરે વિચાર કરી તેઓ આશ્ચર્ય પામ્યાં! મહોલ્લાના લોકોએ જ્યારે એ વાત જાણી ત્યારે તેઓ પણુ આશ્ચર્ય પામ્યાં!

**યુવાવસ્થામાં** પરમહંસદેવે કેટલાક સમય પર્યંત સખીભાવે લીલા કરી હતી. એ વાત અનેક ભક્તો જાણે છે. તે સમયે તેઓ સ્ત્રીઓની પેઠે વસ્ત્રાલંકાર ધારણુ કરતા અને અધિક ક્ષણુ સ્ત્રીઓની સાથે નિવાસ કરતા, તે પણુ અનેક મનુષ્યો જાણે છે. જે સમયે બંગાલામાં સ્ત્રી સ્વાતંત્ર્યનો અને સ્ત્રી શિક્ષાનો પવન ફુંકાતો હતો તે સમયે પરમહંદેવ સ્ત્રીના જેવાં વસ્ત્રો ધારણ કરી જાનબજારમાં રાણી રાસમણીના જામાત્ર મથુરબાબુના અંતઃપુરમાં નિવાસ કરતા હતા, એ વાત પણુ ઘણા ગૃહસ્થો જાણુતા હશે. તેઓ એ વખતે મથુરબાબુના અંતઃપુરમાં રહેતા. તે સમયે તેઓ કવચિત્ મા દુર્ગા સાથે અને કવચિત્ મા કાળી સાથે સાક્ષાત્ વાતચિત કરતા. એ જોઇ અંતઃપુરની સ્ત્રીઓ તેમના ઉપર મોહિત થઇ અતિ આનન્દ પામતી. વળી મથુરબાબુને ઘેર દુર્ગાપૂજા સમયે પરમહંસદેવ સ્ત્રીવેશ ધારણુ કરી દેવીની સ્હામે શક્તિ વિષયક ગાન કરી ચામરવડે વાયુ ઢોળતા હતા. કેટલોક વખત એ પ્રમાણે કર્યા પછી સમાધિસ્થ થયા હતા.

ત્યાર પછી સ્ત્રીવેશ ત્યાગ કરી સાધારણ ભાવમાં રહેતા. તેઓને છેલ્લી અવસ્થામાં જેમણે જોયા છે તેમને તેમના સ્ત્રીભાવનો વિશેષ પરિચય પ્રાપ્ત થયો છે. સ્ત્રીઓ પુરૂષોને કેવી રીતે વિમોહિત કરે છે તે તેઓ અનેક સમયે સ્ત્રીરૂપે બનીઠની બતાવતા. એક દિવસ તેઓ શ્રીયુત સુરેશચન્દ્ર દત્તની સ્હામે સ્ત્રીનો વેશ ધારણ કરી સ્ત્રી જેવી રીતે સ્વામીને આહાર કરાવે છે તેજ પ્રમાણે હાવભાવ નેત્રકટાક્ષ કરી કાલ્પનિક સ્વામીને આહાર કરાવવા બેઠા હતા! સ્વામી ખાતો નહિ. સ્ત્રી કહેતી કે: "જરા આ ખાઓ-જરા પેલું ખાઓ-બહુ સ્વાદિષ્ટ થયું છે. લો, લો, એક કોળીયો સ્વાદ તો જુવો." આ પ્રમાણે બોલતી સ્વામીનો છેડો ખેંચી મધુરભાવે લાડ કરતી! તે દ્રશ્ય મ્હારાં નેત્રપટ આગળથી હજી પણ અદ્રષ્ય થતું નથી. આહાર કરાવતાં કરાવતાં સ્ત્રી બોલી: "કાલે પેલા પાડોશીએ પોતાની સ્ત્રીને મોહનમાળા કરાવી છે. મ્હને પણ મોહનમાળા પહેરવાની ઇચ્છા થઇ છે. કેમ, લાવી આપશો કે?" એમ કહી લટકો કરી પરમહંસદેવે તે દિવસે જે અદ્ભુત સ્ત્રીભાવ દર્શાવ્યો હતો તે હજી મ્હારા હૃદયમાં ઉજ્વળ ભાવે અંકિત થઇ રહ્યો છે. મ્હારા ઘરની સ્ત્રી જ્યારે જ્યારે એવી હઠ કરે છે ત્યારે મ્હારા હૃદયમાં પરમહંસદેવની તે દિવસની છબી તાદૃષ્ય થાય છે.

**આ સંસારમાં** મુક્તાત્મા બાળક, પાગલ અને પિશાચ, એ ત્રણ ભાવે વિચરણ કરે છે, એવું શાસ્ત્ર વાક્ય છે. ભગવાન શ્રી રામકૃષ્ણ પણ એવા ત્રણ ભાવે આ સંસારમાં લીલા કરી ગયા છે. બાલ્યાવસ્થામાં, યુવાવસ્થામાં અને પ્રૌઢાવસ્થામાં-ત્રણ અવસ્થામાં-લોકો તેમનામાં પાગલ ભાવ જોઇ શક્યા છે. બાળક દાઇ એક તરફથી જેમ પ્રિયદર્શન અને મિષ્ટ ભાષણ કરતો તેજ પ્રમાણે બીજી તરફ વિદ્યાભ્યાસ ઉપર પ્રેમ નહિ હોવાથી અનેક મનુષ્યો કહેતાં કે: "છોકરો ખરેખર ગાંડો છે ગાંડો."

ત્યાર પછી રાણી રાસમણીના કાલીમંદિરમાં જેઓએ તેમને જોયા છે તેમાંના અનેક મનુષ્યો તેમને ગાંડા કહેતા, અને આડિયાદહ તથા દક્ષિણેશ્વર તરફના લોકો તો હજી પણ કેટલાક એવા જીવાત્માઓ જોવામાં આવે છે કે તેઓ તેમને "ગાંડા" કહીનેજ ઓળખાવે છે. ભગવાન રામકૃષ્ણ જે

સમયે ગંગાને કિનારે પડી રહીને "મા! મા!" કહીને ઉચ્ચ બુમો પાડતા ત્યારે અનેક મનુષ્યો તેમનો એવો ભાવ જોઇ કહેતા કેઃ "બાળક-તદ્દન ગાંડો થઈ ગયો છે."

સર્વ મનુષ્યોએ અને તેમાં પણ જેમને પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કાર પડયા છે તેમણે જાણવું ઉચિત છે કેઃ "અસાર ધન માનાદિને માટે એકાગ્ર ચિત્તે વિચાર કરવામાં અને ભાંગ ગાંજાની નિશા કરવામાં ગાંડા બની જાય છે પણ મુક્ત પુરૂષો ગાંડા બને છે તે બન્ને એક અવસ્થા નથી. એ બન્નેમાં આકાશ પાતાળ જેટલું અંતર છે.

સાધનાવસ્થામાં તેઓ હનુમાનની પેઠે, લુગડાંની પૂચ્છડી પહેરી વૃક્ષો ઉપર બેસી ઉચ્ચ સ્વરે "રઘુવીર" "રઘુવીર" કહી બૂમો પાડતા ત્યારે સંસારી નરનારીઓ તેમને ગાંડા ન કહે તો બીજું શું કહે?

તેઓ ક્વચિત્ "અલ્લા, અલ્લા" કહેતા! ક્વચિત્ દેવીના મંદિરમાં જઇ દેવીના ચરણકમળમાં પુષ્પ બિલ્વપત્ર નહિ ચઢાવતાં મંદિરની અન્ય વસ્તુઓની પૂજા કરતા. વળી કોઇ સમયે તેઓ સખ્ય પ્રેમમાં મગ્ન થઇ શ્રી કૃષ્ણના વિરહમાં વ્યાકુલ થઇ છાતી પર હાથ મારી રડતા. વળી ક્વચિત્ શ્રી કૃષ્ણને કહેતા કેઃ "પ્રાણેશ્વર કૃષ્ણ! હવે તને છોડવાની નથી."

શેષ અવસ્થામાં પણ જેઓએ તેમને જોયા હતા તેઓ અનેક સમયે તેમને ગાંડાજ કહેતા. એક વખત પરમહંસદેવને સિંહ જોવાની ઇચ્છા થઈ. પણ્ડિત શિવનાથ શાસ્ત્રીએ તેમને સાથે લઇ અલીપુરના ચીડીયાખાના-મ્યુઝિયમ-(જ્યાં ઘણી જાતનાં જનાવરોનું પ્રદર્શન રહેતું) ત્યાં લઇ જવા કહ્યું. એક દિવસ શિવનાથ શાસ્ત્રીએ જોયું કેઃ ઉન્મત્તભાવ ધારણ કરી તેઓ બોલે છે કેઃ મા! મા! ત્હારૂં વાહન જોવા જાઉં છું મા! "મ્યુઝિઅમમાં આવી પ્રથમ દેવીના વાહન સિંહનાં દર્શન કર્યાં. ત્યાર પછી બીજાં પશુ જોવા જવાનું કહેતાં તેમણે ઉત્તર દીધો કેઃ "પશુના રાજાને જોયા પછી બીજું શું જોવું છે?"

ભગવાન શ્રી રામકૃષ્ણના જીવનમાં બાળક અને પાગલ ભાવની સાથે જ પિશાચ ભાવ પણ જોવામાં આવ્યો છે. એક પ્રસંગ એવો પણ જોવામાં

આવ્યો હતો કે: તે સમયે તેઓ વસ્ત્રમાંજ મળ ત્યાગ કરી બેસી રહ્યા હતા, તેમ છતાં તેમને બાહ્ય જ્ઞાન નહતું.

તેઓ જે સમયે અશુચિ અવસ્થામાં મંદિરમાં જઇ દેવીને સ્પર્શ કરતા તે સમયે મંદિરના પૂજારી વગેરે તેમનો પિશાચ ભાવ જોઇ તેમના ઉપર ક્રોધે ભરાતા !

તેઓ પૂજા કરતા કરતા કોઇ કોઇ વખત એવા આત્મજ્ઞાન શૂન્ય થઇ જતા કે તે વખતે તેમનો સેવકભાવ જતો રહી પોતાને અને સમસ્ત જીવોને દેવી સ્વરૂપ માનતા. એવી અવસ્થામાં એક દિવસ એક બિલાડી મંદિરમાં આવી મ્યાંઉં મ્યાંઉં કરવા લાગી. પરમહંસદેવે બિલાડીને લઇ દેવીનું નૈવેદ્ય ખવડાવવા માંડયું અને કહ્યું: “મા! તું બિલાડી રૂપે મ્યાંઉં મ્યાંઉં કરે છે. ત્યારે તો ખા મા, બિલાડી રૂપે ખા.”

પરમહંસદેવે જે સમયે વિષ્ઠા હાથમાં લઇને સાધના કરી હતી તે સમયે પણ લોકોએ તેમનામાં પિશાચ ભાવ જોયો હતો. વળી જે સમયે તેમણે વિષ્ટાને જીભ વડે સ્પર્શ કર્યો હતો ત્યારે અનેક મનુષ્યોએ પિશાચ કહી તેમનો તિરસ્કાર કર્યો હતો !

**કામ-કાંચનનો** ત્યાગ કર્યા વગર ઇશ્વર પ્રાપ્ત થતા નથી એજ ભગવાન શ્રીરામકૃષ્ણનો મુખ્ય ઉપદેશ હતો અને તે વ્રત તેમણે જીવનપર્યંત પાળ્યું હતું. શંભુચન્દ્ર મલ્લિક, પરમહંસદેવના એક મુખ્ય ભક્ત હતા. તે પરમહંસદેવને પોતાના બગિચામાં લઇ જઇ તેમને ખ્રીસ્તી ધર્મપુસ્તક વાંચી સંભળાવતા. એક દિવસ તેમના બગિચામાં ગયા પછી પરમહંસદેવના પેટમાં દર્દ થવા લાગ્યું. શંભુબાબુએ તેમને જરા અફિણ ખાવા આપ્યું. પરમહંસદેવે તેમાંથી અર્ધું ખાઇ અર્ધું રહેવા દીધું. ઘેર જતી વખતે તેમની ઇચ્છા થઇ કે વધેલું અફીણ સાથે લઇ જવું. જેવું તેમણે તે હાથમાં લીધું કે તુર્તજ તેમના હાથના આંગળાં વાંકા અને જડવત્ થઇ ગયાં. અફીણ ગ્રહણ કરવાની શક્તિ જ રહી નહિ. અફીણ ત્યાંજ પડતું મૂકવું પડયું !

**મથુરબાબુએ** એક વખત પરમહંસદેવને એક સારૂં ઉનનું વસ્ત્ર લાવી આપ્યું હતું. પરમહંસદેવ તે વસ્ત્ર પહેરી ધ્યાન કરવા બેઠા હતા, ધ્યાનપૂર્ણ

થતાં પોતાના ઇષ્ટ દેવને પ્રણામ કરવા જતા હતા તે સમયે તેમના મનમાં વિચાર ઉપજ્યો કે: પ્રણામ કરતી વખતે ઉનના વસ્ત્રને ધૂળ ચ્હોંટશે, તો કદાચ મથુરબાબુનું મન દુ:ખાશે! તેજ ક્ષણે તેમણે વસ્ત્ર ફાડી નાંખી, ફેંકી દઇ પોતાના ઇષ્ટદેવને પ્રણામ કર્યા.

**એક મિત્ર** ક્હેતો હતો કે: એક દિવસ પરમહંસદેવ એક મૂલ્યવાન વસ્ત્ર ઉપર થૂ થૂ કરીને થૂકતા અને તેને પગ વડે ધૂળમાં ઘસતા બોલતા કે: "ત્હને ધારણ કરવાથી ઘણો અહંકાર થતો હતો. હવે તે ક્યાં ગયો?"

**ભગવાન** શ્રીરામકૃષ્ણદેવ સ્ત્રી માત્રને માતૃ રૂપ જાણતા, તેથી પોતાની વિવાહિતા પત્ની સાથે પણ તેમણે કોઇ દિવસ ઐહિક સંબંધ સ્થાપન કર્યો નહતો.

યુવક શ્રીરામકૃષ્ણદેવ પત્નીની પાસે જતા નહોતા તેથી તેમનો ભાણેજ હૃદયનાથ તેમને ઘણો સમય ઉપદેશ આપી ત્યાં જવા કહેતો, પરંતુ તેથી કંઇ ફળ મળ્યું નહિ.

અંતે હૃદયે મંદિરની એક દાસી સાથે મસલત કરી એક યુવતી રમણીને બોલાવી રાત્રિને સમયે પરમહંસદેવના શયનગૃહમાં મોકલી દીધી હતી પરંતુ તેથી પણ કશું વળ્યું નહિ! લાભને બદલે હૃદયને પરમહંસદેવે ઉલટો સખ્ત ઠબકો દીધો હતો.

**રાણી રાસમણીએ** પણ તેમના ઓરડામાં એક રાત્રે એક વેશ્યાને મોકલી દીધી હતી. પરમહંસદેવ તેને "મા! મા!" કહી સમાધિસ્થ થઇ પડયા હતા.

**કામશાસ્ત્રમાં** સુનિપુણ એક સુંદરી વૈષ્ણવીએ કલકત્તે આવી સાંભળ્યું કે દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણ નામક એક પરમહંસ છે. કેશવચન્દ્ર સેન વગેરે સારાં સારાં મનુષ્યો તેમને માન આપે છે. વૈષ્ણવીએ અનેક તીર્થમાં ભ્રમણ કર્યું હતું. અનેક સાધુ સન્તો જોયા હતા, પરંતુ પોતાની સુંદરતાના પ્રભાવથી તે જ્યાં જ્યાં ગઇ હતી ત્યાં થોડા દિવસમાંજ કર્ત્તા હર્તા થઇ પડી હતી. પોતાની સુંદરતા અને ચતુરાઇ ઉપર વિશ્વાસ રાખી વૈષ્ણવી એક દિવસ પરમહંસદેવ પાસે આવી પહોંચી. તે સમયે પરમહંસદેવના ઓ-

રૂડામાં બીજા ભક્તો પણ બેઠા હતા. પરમહંસદેવને પ્રણામ કરી વૈષ્ણવી એક બાજુ ઉભી રહી, એટલામાં પરમહંસદેવને બાજરૂ જવાની ઇચ્છા થતાં તેઓ બહાર ચાલ્યા ગયા. ચતુર વૈષ્ણવી જળ ભરેલો લોટો લઇ તેમની પાછળ પાછળ ગઇ. પરમહંસદેવ બગિચાની ઉત્તર દિશામાં સરૂ-વૃક્ષોનાં ઝુંડમાં એક ખુણે દીર્ઘ શંકા માટે બેઠા. વૈષ્ણવી જળનો લોટો લઇ થોડે વેગળે ઉભી રહી. પરમહંસદેવ દીર્ઘ શંકા કરતા કરતા એક બે પથરા લઇ રમત રમવા લાગ્યા. તેમનો બાળક જેવો સ્વભાવ જોઇ વૈષ્ણવી રૂદન કરતી બોલી: "મ્હેં અનેક સાધુ જોયા છે પરંતુ આવો તો કોઇએ જોયો નહિ. મહારાજ ! મ્હને ક્ષમા કરજો. હું મહા પાપી-અપરાધી છું."

એક દિવસ વૈષ્ણવ ચરણ પરમહંસદેવને કાછિબાગાનમાં એક નવરસિક ( આ નામનો વામ માર્ગીઓના જેવો સંપ્રદાય છે તેના એક ) ભક્ત મંડળમાં લઇ ગયા હતા. ત્યાં સ્ત્રીઓના બિભત્સ દેખાવ જોઇ પરમહંસદેવે વૈષ્ણવચરણને ખુબ ધમકાવ્યો હતો. તામસિ પ્રકૃતિની વાર્તા કરતાં કરતાં પરમહંસદેવ અનેકને તે સ્થળની એક સ્ત્રીની વાર્તા કહી સંભળાવતા, તેણે મ્હોમાં પાનનું બીડું ભરી પરમહંસદેવને શરીરે ઘસડાતાં ઘસડાતાં કહ્યું હતું કે: "મ્હને તો પાન અને પુરૂષનોજ મોહ છે."

સાંભળવામાં આવ્યું છે કે: મથુરબાબુના જાન બજારવાળા ઘરમાં રહેતી વખત પરમહંસદેવ, મથુરબાબુ અને તેની સ્ત્રીની જોડે એકજ બિછાનામાં બાળકની પેઠે શયન કરતા.

સેંકડો મનુષ્યોએ જોયું છે કે: ભગવાન શ્રી રામકૃષ્ણને પ્રથમ કોઈ પ્રણામ કરતું તે પહેલાં તો તેઓ સર્વને પ્રણામ કરી દેતા.

કેવી રીતે અહંકારનો ત્યાગ કરી શકાય અને કેવી રીતે દીનહીન-કંગાલ થઇ શકાય તે પરમહંસદેવે જીવરૂપે જગતમાં અવતાર લઇ અન્ય જીવોને દર્શાવી આપ્યું છે.

તેઓ માતાજીની પાસે જઈ રૂદન કરી પ્રાર્થના કરતા કે: 'મા ! મ્હારો અહંકાર દૂર કરી દે મા ! હું જાણે દીનથી પણ દીન અને હીનથી પણ હીન થઇ જાઉં મા !

અહંકારનો નાશ કરવા માટે તો તેમણે કેટલાક દિવસ પર્યંત હાથમાં સાવરણી લઇ જાજરૂ સાફ કર્યું હતું ! છે કોઇ આચાર્ય એવો નિરહંકારી ? કાલી મંદિરમાં પ્રસાદ લેતા ગરીબ–કંગાલ મનુષ્યોના એંઠા પતરાળાં–પડીયા માથે લઇ તેઓ ગંગાજીમાં ફેંકી આવતા.*

---

* પરમહંસદેવ તદ્દન નિરહંકારી હતા. તેઓ પોતાની સાધક અવસ્થામાં અનેક સાધુ, સન્યાસી અને વિદ્વાન–પંડિતોનો સમાગમ કરતા અને તેમના જ્ઞાનનો લાભ લેતા. જ્યાં જ્યાં કોઇ એવા પુરૂષની ખબર પડતી ત્યાં જતા અથવા તેમને દક્ષિણેશ્વર બોલાવતા. વળી ઘણા સાધુ સન્યાસીઓ તો દક્ષિણેશ્વરમાંજ પડાવ નાંખતા. કારણ કે ત્યાંના કાલી મંદિરમાંથી સાધુ સન્તોને અન્નવસ્ત્રાદિ આપવાની વ્યવસ્થા હતી. વળી ત્યાં ગંગા કિનારે, ખુલ્લા મેદાનમાં સાધુઓને સ્વચ્છંદે રહેવાનું ઠીક પડતું. પરમહંસદેવ સાધુઓના ઝુંડમાં જઇ તેમનાં દર્શન–સમાગમ અને જ્ઞાનનો લાભ લેતા. જૂદા જૂદા સાધુ સન્યાસીઓના પરિચયથી પરમહંસદેવને એક પ્રકારનો આનંદજ થતો. તેઓ પ્રસંગોપાત કોઇ કોઇ સાધુ સન્યાસી સંબંધી પોતાના ભક્તો સાથે વાતચિત કરી તેનો પરિચય પણ આપતા.

એક સમયે આર્યસમાજ નામક સમ્પ્રદાયના પ્રવર્તક સ્વામી દયાનંદ સરસ્વતી બંગાલામાં પ્રવાસ કરતા કલકત્તાની ઉત્તરમાં વરાહ નગરના સિંતિ નામક એક ગામડામાં કોઇએક ગૃહસ્થના બગિચામાં થોડા દિવસ માટે નિવાસ કરી રહ્યા હતા. તેમણે એક પંડિત તરીકે ખ્યાતિ પ્રાપ્ત કરી હતી તેમ છતાં અદ્યાપિ પર્યંત પોતાનો મત પ્રવર્તાવી એકાદ સમ્પ્રદાય–ટોળું–ઉભુ કરી શક્યા નહોતા. તેમનું નામ સાંભળી એક દિવસ પરમહંસદેવ તેમને સ્થાને તેમને જોવા–મળવા–ગયા હતા. સ્વામી દયાનંદ સંબંધી વાત નીકળતાં પરમહંસદેવે એક દિવસ અમને કહ્યું હતું કેઃ "સિંતિના બગિચામાં (દયાનંદને) જોવા ગયો હતો. મ્હેં જોયું કેઃ તેનામાં કંઇક શક્તિ ઉત્પન્ન થઇ છે. તેની છાતી હંમેશાં લાલચોળ રહેતી. વૈખરી અવસ્થા હતી. રાત દિવસ ચોવિશે કલાક (શાસ્ત્ર સંબંધી) બોલબોલજ કરે છે ! અનેક શાસ્ત્ર વાક્યના વ્યાકરણ દ્વારા ઉલટ–પાલટ–આડાઅવળા–અર્થ કરવા લાગ્યો ! પોતે કંઇક કરવું, એકાદ પંથ ચલાવવો એવો અહંકાર તેનામાં વિદ્યમાન થઇ રહ્યો છે !" આદ્ય લેખક.

તેઓ માતાજીની સ્હામે ઉભા રહી કહેતા કે: " મા ! લોકો મ્હને માને કે ન માને, ગણે કે ના ગણે તેની મ્હને જરૂર નથી. તું મ્હારો અહંકાર નાશ કર માં ! મ્હને દીનથી પણ દીન, અને હીનથી પણ હીન કરી દે મા ! "

એક દિવસ એક પાતળા શરીરના મનુષ્યે, પગમાં ધૂળ ભરેલા જોડા સહિત ફદ્ ફદ્ કરતાં આવી; " કેમ રામકૃષ્ણ ! " કહી પરમહંસદેવની ગાદી પર બેઠો. ત્યાર પછી મહારાજને શરીરે હાથનો સ્પર્શ કરી કહ્યું: " જરા ચલમ ભરી લાવતો ભાઇ. " એ સાંભળતાંજ તુર્ત પરમહંસદેવ ઉતાવળા ઉતાવળા તમાકુની ચલમ ભરવા ગયા. ત્યાં બેઠેલા ભક્તોએ તુર્તજ તેમના હાથમાંથી ચલમ લઇ તમાકુ ભરી આપી. તે મનુષ્યે ચલમના ચાર દમ ખેંચી થોડી વાર બેસી " જાઉં છું ભાઇ રામકૃષ્ણ ! " કહી ચાલવા માંડયું. તેના ગયા પછી ભક્તોએ પૂછ્યું: " તમે ચલમ ભરવા શામાટે ગયા હતા ? અમને કહેવામાં શી અડચણ હતી ? " તેમણે ઉત્તર દીધો: " હું શું ધસાઇ જવાનો હતો ? મ્હેં ભરી હોત તો શું થઇ જાત ? મનુષ્યે દરેક કામ જાતેજ કરવુંજ જોઇએ. એમાં નુકશાન શું ? ભક્તોને શામાટે તસ્દી આપવી ? ઘણા આચાર્યો મ્હોટાઇ કરે છે ! એટલી મ્હોટાઇ શામાટે જોઇએ ? મ્હોટાઇ એજ અહંકાર અને અહંકાર એજ નાશનું મૂળ છે."

જે સમયે તેઓ પોતાની વિષ્ટા અને ચન્દનને લઇ ઉભયને સમાનરૂપે–અદ્વૈતરૂપે માનતા હતા, તે સમયે કેટલાંક મનુષ્યો મશ્કરીના રૂપમાં કહેવા લાગ્યાં કે: "પોતાની વિષ્ટાને કોણ સ્પર્શ ના કરે ?" એ સાંભળી પરમહંસદેવ બોલ્યા હતા કે: "સત્ય છે. તેણે જે કહ્યું છે તે સત્ય છે." તેમના મનમાં એ વિચાર ઉત્પન્ન થતાંજ કોણ જાણે કેવો વિચિત્ર ભાવ ઉદય પામ્યો કે જેથી તત્ક્ષણાત્ જઇ બગિચામાં જે સ્થળે અન્ય મનુષ્યોની વિષ્ઠા પડી હતી તે હાથમાં લઇ તેને માટીની પેઠે ઉપયોગમાં લેવા લાગ્યા ! ધન્ય અદ્વૈત ભાવ ! ધન પ્રભો ! મ્હોડેથી અદ્વૈત ભાવની વાતો કરનારા વેદાંતીઓ આટલી ઉચ્ચ ભૂમિકામાં ક્યારે ચડશે ?*

---

* તેમનો અદ્વૈતભાવ કેટલો બધો તીવ્ર થઈ ગયો હતો તેનું એક દૃષ્ટાંત કહેવું ઉચિત થઇ પડશે:—

**ભગવાન** શ્રી રામકૃષ્ણુ આ જગતના મનુષ્ય નહોતા તો પછી શા-માટે તેઓ આ જગતમાં આવી અમારી સાથે લીલા કરી ગયા ? દયા ! દયા ! તેનું કારણુ માત્ર દયા બીજું કાંઇજ નહિ.

**શ્રીરામકૃષ્ણુ** જ્યારે ભગવાન હતા ત્યારે તેમને સાધારણુ જીવાત્માની જોડે કઠોર સાધના કરી સિદ્ધિ મેળવવાની શી જરૂર હતી ? દયા ! દયા ! એક માત્ર દયા એજ તેનું કારણુ !

**દયાના** અવતાર ભગવાન શ્રીરામકૃષ્ણુ દુઃખી જનોના દુઃખ જોઇ શકતા નહિ. તેમની પાસે જે કોઇ દુઃખી દરિદ્રી જતું તેના તેમણે દુઃખ દારિદ્ર ટાળ્યાં છે. એના પ્રમાણુ હજારો ભકતો આપી શકે એમ છે.

* * *

---

એક દિવસ પ્રાતઃકાલને સમયે શ્રી રામકૃષ્ણુદેવ પોતાના મકાનની પશ્ચિમ દિશાના ઓટલાપર ઉભા ઉભા ગંગાજીનાં દર્શન કરતા હતા. થોડે વેગળે બે માછીઓ પરસ્પર તકરાર કરતા કરતા ગંગાજીને કિનારેથી થોડે વેગળે ગયા. ગાળાગાળી થતાં એક જણે બીજાના બરડા પર એટલા બધા જોરથી થપ્પડ મારી કેઃ જેથી તે બિચારાએ મ્હોટી બૂમ પાડી. તેજ સમયે ઓ-ટલે ઉભેલા શ્રી રામકૃષ્ણુદેવ પોતાને બરડે હાથ મૂકી પેલા માછીની પેઠેજ ઉચ્ચ સ્વરે રડતા ઓટલા પર બેસી પડ્યા. તેમનું રડવું સાંભળી હૃદય મા-તાજીના મંદિરમાંથી દોડતો આવી પહોંચ્યો. તેણે જોયું કેઃ તેમના બરડાપર પાંચ આંગળાના મ્હોટા સૉળ ફુલી ઉઠ્યા છે અને તેમાંથી લોહી નીકળ-વાની તૈયારી છે. હૃદયે આશ્ચર્ય પામી આગ્રહ સાથે પૂછ્યું : “મામા ! આ શું ? તમને કોણે માર્યું ? મામા, કહોની, તમને કોણે માર્યું મામા ? હું હમણુાંજ તેનું માથું છુંદી નાંખું છું. તમે કહો તો મામા.” થોડીવાર પછી જરા શાન્ત પડતાં રામકૃષ્ણુદેવે બનેલા બનાવનું વર્ણુન કર્યું. બન્ને માછી ઘણે વેગળે ગયા નહોતા. ઉતાવળે પગલે તેમની પાસે જતાં હૃદયે જોયું કેઃ એક જણુના બરડા પર રામકૃષ્ણુદેવના જેવાજ બરાબર સૉળ પડ્યા હતા. તેમને મુખેથી ઝગડાની વાત સાંભળી ત્યારે હૃદયને બહુ આશ્ચર્ય થયું ! આત્માનું અભેદતત્વ, એક આત્માના સુખ દુઃખથી બીજાને સુખ દુઃખ થવું, એ અભેદ-તત્વ રામકૃષ્ણુદેવમાં હતું.

એક દિવસ કાલીમંદિરમાં એક ગરીબ ભીખારિણી બેચાર દિવસ ભોજન કરવા આવી તે જોઇ દ્વારવાને એક દિવસ તેને હાંકી મૂકી પરમહંસદેવના જાણવામાં આવતાં તેમણે અતિશય અશ્રુપાત કરી કહ્યું: " મા!, આ હારો કેવો ન્યાય! બે મુઠ્ઠી ભાતને ખાતર માર ખાધો ?"

**પરમહંસદેવને** મુખેથી કોઇ એક નવીન આવેલા મનુષ્યની પ્રસંસા સાંભળી કોન્નગર નિવાસી એક પ્રાચીન ભક્તના મનમાં અભિમાન આવ્યું કે: " પરમહંસદેવ આ નવીન મનુષ્યની આટલી બધી પ્રશંસા શા માટે કરતા હશે! અમે આટલા બધા દિવસથી એમની પાસે આવીએ છીએ, છતાં અમારે માટે તો કશુંએ બોલતા નથી. ત્યારે શું અમે એમના ભક્ત નહિં ? વારૂ ત્યારે, હવે અમારે આ સ્થળે આવવાનું કશું પ્રયોજન નથી." ભક્તને અભિમાન ચઢતાં તે મહારાજની પાસે જતો નહિ. કોઇ ઓળખીતો મળતાંજ પરમહંસદેવ તે ભક્તની ખબર પૂછતા અને તેનું શરીર કેમ છે ? તે કેમ આવતો નથી ? તેને એક વખત અહિં આવવાનું કહેજો. વગેરે વગેરે. તેમ છતાં પણ ભક્ત તેમની પાસે જતો નહિ. ત્યાર પછી એક દિવસ પ્રાતઃ સમયે ભક્ત ગંગાજીમાં સ્નાન કરતો હતો. એટલામાં એક નૌકા ત્યાં આવી પહોંચી, પ્રથમ નૌકામાં એક ઓળખીતા મિત્રનો અને ત્યાર પછી પરમહંસદેવનાં દર્શન કરી તે સ્તબ્ધ થઇ ગયો. પરમહંસદેવે તેની સાથે વાર્તાલાપ કર્યા પછી તેને દક્ષિણેશ્વર આવવાનો આગ્રહ કરી ચાલ્યા ગયા. તેમની અપાર દયા જોઇ ભક્ત તેમના પર મોહ પામ્યો. **ધન્ય દયામય ભક્તવત્સલ ભગવાન!**

**કલકત્તેથી** જે લોકો પરમહંસદેવનાં દર્શન કરવા આવતા તેઓ શી રીતે પાછાજશે તેનો દયાળુ શ્રીરામકૃષ્ણદેવને પ્રથમથીજ વિચાર થતો, અને જેઓ વરાહ નગરથી ગાડી કરીને જવાના હોય તેમને થોડા દિવસ રહ્યા હોય ત્યારથીજ કહેતા કે: જાઓ ભાઇ, ઝટ જાઓ નહિં તો ગાડી મળશે નહિ." જેઓ વરાહનગર પર્યંત પગે ચાલી નહિ શકતા તેમને માટે પોતે જાતેજ, દિવસ હોય ત્યારથી નૌકા શોધી રાખતા. જે અસમર્થ ભક્તો પગે ચાલીને આવતા તેમાંના કોઇને રાત્રે ત્યાં રહેવાનું કહેતા, અને કોઇને

ગાડી ભાડાના પૈસા આપતા. વળી કેટલાકને તો શ્રીમંત્ લોકોની ગાડીમાં અથવા બીજા કોઇની સાથે ભાડાની ગાડીમાં અથવા નૌકામાં મફત બેસાડી આવતા. કેવી દયા ?

**કોલુટોલાથી** વિદ્વાનોની એક મંડળી નૌકામાં નિશાન ઉડાવતી કીર્તન કરતી કરતી પરમહંસદેવની પાસે ગમન કરતી હતી. કીર્તનની ઘણી સારી જમાવટ થઇ રહી હતી. તેમણે ધાર્યું હતું કેઃ "ઉત્તરપાડા સુધી ભજન કીર્તન કરતા કરતા ગયા પછી પરમહંસદેવની પાસે જઇશું. દક્ષિણેશ્વર કાલી મંદિરના ઘાટ આગળ થઇને તેઓ ગમન કરતા હતા ત્યારે તેમની નૌકા મધ્ય ગંગામાં હતી. તેમાંના કોઇએ દક્ષિણેશ્વરના રહામે જોતાં જાણે કોઇ તેમને હાથની નિશાનીવડે બોલાવી રહ્યું હોય એવું જણાયું પરંતુ ત્યાં જવાની ધારણાથી તેમાંના કોઇએ તે તરફ વિશેષ લક્ષ્ય આપ્યું નહિ. ત્યાર પછી તેઓ જ્યારે દક્ષિણેશ્વર આવ્યા ત્યારે તેમણે સાંભળ્યું કેઃ " કેશવબાબુએ ગાડી મોકલી હતી તેથી પરમહંસદેવ હમણાંજ કલકત્તે ગયા છે. ત્યારેજ તેમને જ્ઞાન થયું કેઃ "તેથીજ તે સમયે દયામય ભગવાને દયા કરી ગંગા તીરે ઉભા રહી હાથદ્વારા બોલાવ્યા હતા. પરમહંસદેવની દયાની હદ નથી !" બધાંના મનમાં અત્યંત પશ્ચાતાપ થયો હતો.

એક નિષ્ઠાવાન ભક્ત જે દિવસ પરમહંસદેવનાં દર્શન કરવા જતો તે દિવસ મધ્યાહ્ન પર્યંત તે આહાર કરવા પામતો નહિ! સાંજે ઘેર ગયા પછી હાથે રાંધી આહાર કરતો. પરમહંસદેવ કોઇ પ્રસંગે ત્યાં આહાર કરવાનો તેને આગ્રહ કરતા પરંતુ તે આહાર કરતો નહિ. એ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા પછી પરમહંસદેવ સ્વસ્વરૂપમાં વિલિન થઇ જવાના થોડા દિવસ પહેલાં એક દિવસ એકાદસીને દિવસે તે ભક્ત પરમહંસદેવનાં દર્શન માટે આવ્યો. પરમહંસદેવે તેને આહાર કરવાનો અતિશય આગ્રહ કર્યો. ભક્ત ઉભય સંકટમાં પડ્યો. એક તરફ તેને એક દિવસનો ઉપવાસ, બીજી તરફ આહાર કરવા માટે પરમહંસદેવનો અત્યંત આગ્રહ. ભક્ત કાંઇ પણ ઉત્તર દીધા વિના ચુપચુપ બેસી રહ્યો. પરમહંસદેવે રસોઇઆને આજ્ઞા કરી કહ્યું કેઃ આજે અમુક અમુક સ્વાદિષ્ટ ભોજન બનાવી એને આહાર

આહાર કરાવો." સામગ્રી તયાંર થતાંજ આહાર કરવા ભક્તને બોલાવવા આવ્યું. શું કરવું તે ભક્તને સૂજતું નહોતું. તેજ સમયે પરમહંસદેવે એક સેવકને પૂછ્યું કેઃ "બધું તૈયાર છે કે?" તેણે ઉત્તર દીધોઃ "હા, પ્રભુ." પરમહંસદેવે કહ્યુંઃ "ત્યારે તેને લઇ જાઓ." તે ઉઠતો ન હતો, એ જોઈ પરમહંસદેવે તેને કહ્યુંઃ "જા. જા. આહાર કરીને આવ." પરમહંસદેવે એ શબ્દો એવી ખુબીથી કહ્યા હતા કેઃ ભક્ત વિશેષ બોલી શકયો નહિ. તે તુર્તજ ભોજનગૃહ તરફ ગયો. ત્યાં આસન પર બેસી આહાર કરવા સર્વેએ કહ્યું કિંતુ તે આહાર કરતો નહિ. આસન પર બેસીજ રહ્યો. સર્વેએ તેને આહાર કરવા નાના પ્રકારે સમજાવ્યો, પરંતુ તે આહાર કરતો નહિ અને મોઢેથી કાંઇ ઉત્તર પણ દેતો નહિ. સેવકોએ જઇ પરમહંસદેવને સમાચાર આપ્યા કેઃ "તે આહાર કરતો નથી અને વાત પણ કરતો નથી. પરમહંસદેવે કહ્યુંઃ "તે પીરસેલી થાળી લઇને અહિં આવ તો." થાળી તેમની પાસે લઇ ગયા પછી પરમહંસદેવે તેમાંથી કિંચિત્ ગ્રહણ કરી ભક્તને આહાર કરવા કહ્યું. આટલા બધા વખત પછી દયામય ભગવાન શ્રીરામકૃષ્ણદેવનો પ્રસાદ મળતાંજ ભકતે પ્રસન્નતાપૂર્વક આહાર કર્યો.

**ભગવાન** શ્રીરામકૃષ્ણ જીવો ઉપર જેવા પ્રકારનો અદ્વૈત પ્રેમ રાખતા તેવો પ્રેમ અન્ય કોઇ મહાત્માએ, આચાર્યે કે ગુરૂએ રાખ્યો હોય એવાં દ્રષ્ટાંત જોવામાં આવતાં નથી! હજારો મનુષ્યો તેમનાં દર્શન કરી ગયાં છે પરંતુ આશ્ચર્યની વાત એ હતી કે તેમના પ્રેમની પ્રણાલી એવી હતી કેઃ સર્વેનાં મન એમજ માનતાં કેઃ તેઓ અમારા ઉપરજ અતિશય પ્રેમ રાખે છે.

એક બ્રાહ્મ-મિત્ર હમણાં વિલાપ કરી કહે છે કેઃ 'હાય! હાય! મ્હારૂં કેવું દુર્ભાગ્ય કેઃ હું એક પણ દિવસ તેમનાં દર્શન કરી શકયો નહિ! એક દિવસ કલકતાના બેનેટોલાના અધરબાબુને (સ્વ. અધરચન્દ્રસેન ડેપ્યુટી મેજીસ્ટ્રેટ અને ડેપ્યુટી કલેકટર તે પરમહંસદેવના એક પરમ ભક્તને) ઘેર પરમહંસદેવ પધાર્યા હતા. ત્યાં હું તેમના દર્શન કરવા ગયો હતો. મ્હારી સાથે તેમને કશી વાતચિત થઇ નહોતી, તેમ છતાં તેઓ મ્હારા પર પ્રેમ રાખી વિદાય-સમયે મ્હને કહ્યું હતું કેઃ "કેમ ભાઇ! તું તો મ્હારા તરફ

એકે દિવસ આવતો નથી !" મિત્ર જે સમયે આ વાત કરતો હતો, તે સમયે તેનાં બન્ને નેત્રમાંથી આંસુની ધારાઓ પડતી હતી ! તેને બહુ પશ્ચાતાપ થતો હતો !

એક દિવસ પરમહંસદેવ પાસે જઇ અમે જોયું કે: "તેમની પાસે એક યુવક બેઠો બેઠો વાર્તાલાપ કરી રહ્યો છે. થોડીવાર પછી યુવક પેશાબ કરવા ગયો. પરમહંસદેવે અમને પૂછ્યું કે:" આ માણુસ કેવો છે ? એ દેવદેવીને માનતો નથી. સાધુ–સન્યાસીઓને ઢોંગી, જુઠ્ઠા, લુચ્ચા, ચોર જેવા માને છે. મ્હને પણ કપટીજ જાણે છે." એટલામાં યુવક પુનઃ ઓરડામાં આવ્યો. મહારાજે તેનો આદર સત્કાર કરી હસતાં હસતાં તેની સાથે અનેક વાતચિત કરવા માંડી. ત્યાર પછી યુવકે રજા લીધી. મહારાજે તેને કહ્યું: "પુનઃ એક દિવસ આવજે." "પુનઃ એક દિવસ આવજે." એમ કહી તેને વારંવાર આગ્રહ કરવા લાગ્યા. જાણે પોતાનો કોઇ સગોજ ન હોય ! અમે પરમહંસદેવનો નૈસર્ગિક–આત્મીયવત્–પ્રેમ જોઇ મુગ્ધ થઇ ગયા હતા.

**પરમહંસદેવ** પ્રથમ દિવસેજ, ઘડી અર્ધી ઘડીની વાતચિતમાંજ મનુષ્ય ઉપર એટલો બધો પ્રેમ બતાવતા કે: જેઓ તેમના ઘોર શત્રુ હતા તેઓ પણ તેમનો તે ભાવ જોઇ મોહજ પામતા. વિદાય થતી વખતે તેઓ મીઠી મધુર ભાષામાં "આવજો, પુનઃ એક દિવસ આવજો." એવું કહેતા તે વખતે તેમની મીઠાશથી મોહજ ઉત્પન્ન થતો.

**ભગવાન** શ્રી રામકૃષ્ણ જે પ્રમાણે બાળકો ઉપર પ્રેમ રાખતા તેજ પ્રમાણે મધપાન કરનાર, ગંજેરી, ભંગેરી, અફીણી, વેશ્યાસક્ત, અને ધર્મ–સમાજમાંથી હાંકી કાઢેલાઓને શુદ્ધાં તેવાજ નર્મળ પ્રેમથી ચ્હાતા. તેઓ કહેતા કે: "બગડેલાને સુધારવું જોઇએ. સુધરેલાને સુધારવું શું ?" તેઓ નઠારી ટેવોવાળાને સદ્વર્તનશીલ બનાવતા. યુવક અને વૃદ્ધ જનો ઉપર તેમનો પ્રેમ ઓછો નહોતો, તેમ છતાં બાળક તરફ તેમનું આકર્ષણ કંઇક વિશેષ હતું એ કબૂલ કરવુંજ પડશે.

**સાધુ–મહાત્માઓ** પાસે ખાલી હાથે જવું નહિ. શક્તિ પ્રમાણે થોડાં ફળફળાદિ કંઇ પણ લઇ જવું. અન્તે એક સોપારીનો કટકો પણ લઇ

જશે, એવો શાસ્ત્ર લિખિત પ્રાચીન ઉપદેશ આધુનિક શિક્ષિત યુવકો ભાગ્યેજ જાણતા હશે! તેથીજ તેઓ પરમહંસદેવ પાસે ખાલી હાથે જતા. પરમહંસદેવ હમેશાં કોઇનું દાન લેતા નહોતા. તેથી પ્રકટ રીતે એવો ઉપદેશ કોઇને આપી શકતા નહિ, પરંતુ જેને તેઓ ચહાતા અને જેમને ચિરકાલને માટે પોતાના માની લીધા હતા, તેમને કહેતા કે: "કાલે તું મ્હારે માટે એક પૈસાનું કંઇ પણ લાવશે કે?" તેમના દર્શન કરવા જનારને તેઓ કંઇ પણ પ્રસાદનો આહાર કરાવ્યા વિના ઘેર જવા દેતા નહિ. કંઇ ન હોય તો છેવટે એક કટકો સાકર પણ ખાવા આપતા.*

**પરમહંસદેવ** જ્યારે કલકત્તે કોઇ ભક્તને ઘેર જવાના હોય ત્યારે કોઈ માણસ દ્વારા કલકત્તાના ભક્ત યુવકોને ખબર કહાવી દેતા કે: "અમુક દિવસે અમુક ભક્તને ઘેર હું આવવાનો છું. બને તો તમે આવજો." તેઓ ભક્ત છોકરાઓને માટે રૂમાલે બાંધી સારી સારી મિઠાઇ લઇ જતા. તેમાં જેઓ આવવા શક્તિમાન થતા તેમને પોટલી આપી કહેતા કે: "જા, પેલા ખુણામાં બેસી ખાઇ લે." જો કોઇ ભક્ત પાછળથી આવવાનું જાણતા તો તેને માટે થોડું રહેવા દેવાનું પણ કહેતા.

**બેનેટોલાનિવાસી** અધરબાબુએ એક દિવસ પરમહંસદેવને પોતાને

---

* પરમહંસદેવનું જીવનચરિત્ર વાંચનાર પ્રત્યેક કલકત્તાનિવાસી શ્રદ્ધાળુ ગુર્જર વાચક બંધુઓને અમારી એક પ્રાર્થન છે કે: પરમહંસદેવના જન્મોત્સવ પ્રસંગે તેઓએ કલકત્તા નજીકના બેલુડ મઠમાં જઇ ઉત્સવમાં ભાગ લેવો. પરમહંસદેવની સુંદર કલ્યાણકારી છબીનાં દર્શન કરવાં અને તેઓ પોતાની જીવિત અવસ્થામાં જેમ સર્વને આહાર કરાવતા તેજ પ્રમાણે તેમને જીવિત જાણી ત્યાંનો પ્રસાદ માંગીને પણ આહાર કરવો. પ્રસાદ લીધા વિના કોઇએ વિમુખ પાછું ફરવું નહિ. ફાગણ સુદ ૨ ને દિવસે તેમનો જન્મ દિવસ છે એ દિવસ પછી પ્રથમ કિંવા દ્વિતીય રવિવારે બેલુડ મઠમાં એ મહોત્સવ આનન્દ સહિત ઉજવાય છે. કલકત્તાને પ્રવાસે જનાર ગુજરાતી બન્ધુઓને પણ બેલુડ મઠમાં શ્રી રામકૃષ્ણ પરમહંસની મૂર્તિનાં દર્શન કરવા જવાની પ્રાર્થના છે.

લેખક.

ઘેર બોલાવી મ્હોટી ધામધુમ સાથે ઉત્સવ કર્યો હતો. તે સમયે પરમહંસદેવ સાથે અનેક મુખ્ય મુખ્ય ભકતો આવ્યા હતા. કીર્તન–ભજન પછી સર્વને નાના પ્રકારની વસ્તુઓનું ભોજન કરાવવામાં આવ્યું હતું. અધરબાબુ સોની વાણિયા હતા, તેથી એક બ્રાહ્મણ–ભકતે ત્યાં ભોજન લેવા ના પાડી. એ સાંભળી પરમહંસદેવ તો કશું બોલ્યા નહિ પરંતુ પણ્ડિત વિજયકૃષ્ણ ગોસ્વામીએ તેને સમજાવી કહ્યું કે: " જમવામાં દોષ શો છે? સ્નેહ દર્શાવી એક પછી એક સર્વને આપણા કરી લેવા જોઇએ." વિજયબાબુનો ઉત્તર સાંભળી પરમહંસદેવ બહુ પ્રસન્ન થયા હતા અને અમે તેમની પાસે ગયા ત્યારે અમને ઉપરોક્ત બનાવનું વર્ણન કરી ઘણી પ્રશંસા કરતા બોલ્યા કે: " જુવો તો ખરા. વિજય કેવો બુદ્ધિમાન છે? તે સર્વ ઉપર પ્રેમ દર્શાવી સર્વને આત્મીય–સંબંધમાં બાંધવા ચ્હાય છે."

**બાલ્યાવસ્થામાં** યુવાવસ્થામાં, અથવા પ્રૌઢાવસ્થામાં, જેઓએ ભગવાન શ્રીરામકૃષ્ણદેવને જોયા છે તેઓ તેમનામાં અલૌકિક શક્તિનાં દર્શન કરી મોહ પામ્યા છે.

એક સમયે કોઇએક ઉડિષ્યા નિવાસી બ્રાહ્મ ગૃહસ્થે, સ્વપત્નીનો વિયોગ થવાથી પોતાની સર્વ સમ્પતિ વેચી કેટલાક હજાર રૂપિયા લાવી કેશવચન્દ્રસેનને આપ્યા અને તે તેમની મંડળીમાં એક દીનહીન પ્રચારકરૂપે રહેવા લાગ્યો. સર્વ મનુષ્યો તેનો વૈરાગ્ય અને કષ્ટ સહિષ્ણુતા જોઇ આશ્ચર્ય પામ્યા હતા પરંતુ તે મનુષ્ય એક દિવસ કેશવચંદ્ર સાથે પરમહંસદેવના દર્શને ગયો ત્યારે પરમહંસદેવે તેને પૂછ્યું કે: "કેશવ! આ માણુસ ત્હને ક્યાંથી મળ્યો?" કેશવની સાથેના એક મનુષ્યે તેનો પરિચય અને તેના અદ્દભૂત ત્યાગની વાત કહી. તે સાંભળી પરમહંસદેવ બોલ્યા: "હજી એ પુનઃ ખાટા રસનો સ્વાદ ચાખશે." પરિણામે તેવુંજ બન્યું. થોડા દિવસમાંજ તેનો વૈરાગ્ય–નિશો ઉતરી ગયો અને ઓચિંતો એક દિવસ વકીલ પાસે જઇ નોટીસ અપાવી કેશવ પાસેથી પોતાના રૂપિઆ પાછા લઇ બ્રાહ્મસમાજનો ત્યાગ કરી ચાલ્યો ગયો હતો.

**ભગવાન** શ્રી રામકૃષ્ણદેવ કહેતા હતા કે: " મનુષ્યનાં નેત્રો એ એક દુર્બિન જેવું છે. દુર્બિનમાંથી જોતાં જેમ ઘરમાં રહેલી પ્રત્યેક વસ્તુ જોઇ શકાય

છે તેજ પ્રમાણે મનુષ્યનાં ચક્ષુઓ જોતાંજ તેના અંતઃકરણમાં શું છે તે હું જોઇ શકું છું."*

ભગવાન શ્રીરામકૃષ્ણે એક વખત કહ્યું હતું કે: "મનુષ્યનું શરીર એ એક કાચની પેટી જેવું છે. કાચની પેટીમાં જોતાં તેમાં મૂકેલી વસ્તુઓ તુર્ત જાણી શકાય છે તેજ પ્રમાણે હું મનુષ્યનું શરીર જોતાંજ તેના હૃદયમાં શું છે તે જાણી શકું છું.

એક બન્ધુએ કહ્યું છે કે: "એક સમય મ્હારી સ્ત્રી મન્ત્ર ગ્રહણ કરવા માટે વારંવાર મ્હને આગ્રહ કરતી હતી, પરંતુ હું તેનો ઉત્તર દેતો કે: એ સંબંધી એક વખત પરમહંસદેવને પૂછ્યા વગર હું કંઇ કરી શકીશ નહિ. એ સમયે પરમહંસદેવ પણ વ્યાધિગ્રસ્ત હતા, તેથી તેમને એ વિષય એકાએક પૂછી શકયો નહોતો. એટલામાં એક દિવસ ઑફિસમાં પત્ર મળ્યો કે: મ્હારી સ્ત્રીએ મ્હને પુછ્યા વગરજ અમારા કુલપુરોહિત પાસે મન્ત્ર ગ્રહણ કરી લીધો છે. પત્ર વાંચતાંજ મ્હારૂં મન વિચલિત થયું, અને તુર્ત ઑફિસમાંથી રજા લઇ કાશીપુર પરમહંસદેવ પાસે ગયો. એ સમયે પરમ-હંસદેવનો વ્યાધિ ઘણો વધ્યો હતો. ડાકટરોએ તેમના ભકતોને કહ્યું હતું કે: તેમને કોઇ સાથે વિશેષ વાત કરવા દેવી નાહ." તેથી ભકતોએ મ્હને કહ્યું કે: પરમહંસદેવનાં દર્શન કરીનેજ ચાલ્યા આવજો. વાતચિત કરશો નહિ. મ્હેં વિચાર્યું કે: હવે શું કરવું? જ્યારે આટલે આવ્યો છું ત્યારે તો દર્શન કરીને જ ચાલ્યો જઇશ. પ્રણામ કરતાંજ પરમહંસદેવે ઇશારત કરીને કહ્યું: "પવન નાંખ." હું પવન નાંખવા લાગ્યો તે સમયે ઓરડામાં એક બીજા ભકતે પ્રવેશ કર્યો. પરમહંસદેવે તેને કહ્યું: "અમુકની સ્ત્રીની વાત આ ભક્તને કહે. હું કાંઇ સમજી શક્યો નહિ; પરંતુ બહાર આવી તે

---

* ગુજરાતમાં એક સ્થળે રહેતા એક યોગેશ્વર મહાત્મા કહે છે કે: "કોઇ પણ મનુષ્ય મ્હારી પાસે આવે છે કે: તુરતજ હું તેના મસ્તક ઉપર દશ આંગળ ઉંચે જણાતા સૂક્ષ્મ આત્મા સાથે વાતચિત કરી તે મનુષ્યનું સર્વ ભૂત, વર્તમાન, અને ભવિષ્ય જાણી લઉં છું, અને પછી તેજ તે મનુષ્યને કહું છું તેથી તેઓ આશ્ચર્ય પામે છે! આ લેખકના અનુભવમાં એવાં અનેક દ્રષ્ટાંતો આવ્યાં છે કે જેથી મહાત્માશ્રીનું ઉક્ત કથન સત્ય માનવું પડે છે. લેખક.

વાદ જાણવા ઉત્સુક થયો, અને તે ભક્તને વાત કહેવાની પ્રાર્થના કરી. તેણે કહ્યું: "અમુક ભક્તની સ્ત્રીએ તેના પતિની રજા વગર મંત્ર ગ્રહણ કર્યો છે, તેથી પતિ ક્રોધમાં અન્ધ થઇ પરમહંસદેવ પાસે આવ્યો. પરમહંસદેવે તેનું વૃતાન્ત સાંભળી ઉત્તર દીધો:" "ત્હારી સ્ત્રીએ જો નઠારૂં કૃત્ય કર્યું હોત તો તું શું કરી શકત?" તે ભક્ત ચુપ થઇ ગયો. પરમહંસદેવે કહ્યું: "નઠારૂં કૃત્ય કર્યાથી તું ત્હેને કાંઇ કરી શકત નહિ તો પછી તેણે સારૂં કૃત્ય કર્યું છે તેમાં તેને અટકાવે છે શા માટે? ભક્ત સાંભળીને સ્તબ્ધજ થઈ ગયો!

કલકત્તા બાગબજાર નિવાસી બલરામબસુ* મહાશયના મકાનમાં પરમહંસદેવ સર્વદા આવજા કરતા હતા. બલરામ બાબુએ પરીક્ષા કરી જોયું હતું અને અન્ય અનેક મનુષ્યોને બતાવ્યું હતું કે: જે મિષ્ટાન્ન પ્રસાદ પરમહંસદેવને માટે લાવવામાં આવતો તેજ તેઓ ખાતા. બલરામબાબુ પરમહંસદેવને જે પાત્રમાં પ્રસાદ ખાવાને આપતા તેમાં સાથે ઘરના દેવ અને પુત્રોને માટેનો આહાર પણ મેળવીને આપતા, પરંતુ પરમહંસદેવ તેમાંથી પોતાને માટે ખાસ લાવેલો પ્રસાદજ સહજ લેતા. બીજાઓના નિમિત્તનો પ્રસાદ પોતે કદી પણ ગ્રહણ કરતા નહિ!

એક દિવસ પરમહંસદેવે એક ભક્ત બંધુને પૂછ્યું કે: "ત્હારા ઉઘા-

---

* બલરામબસુ શ્યામ બજારસ્થ સુપ્રસિદ્ધ કૃષ્ણબસુના વંશજ હતા. મહાત્મા કૃષ્ણબસુ ધનવાન હતા. કટકથી પૂરી પર્યંત ૫૬ માઇલ પર્યંત બે બાજુએ આમ્રવૃક્ષ યુક્ત પહોળો રસ્તો, માહેશ, કલકત્તા, પુરી, ભદ્રક, કોટાર, વન્દ્રાવન વગેરે સ્થાને સદાવ્રત, મઠ, કુંજ પ્રભૃતિ કીર્તિ અદ્યાપિ પર્યંત તેમની સાત્વિક ભાવનાનો પરિચય આપે છે. એમના વંશમાં જે જે સન્તાનો જન્મ ગ્રહણ કરે છે તે સર્વ સાત્વિક નિષ્ઠાવાન ભક્ત હોય છે. બલરામબાબુ ધનવાનના સન્તાન હોવા છતાં પૂર્વ વંશજોના અનેક સદ્‌ગુણો ગ્રહણ કરી જન્મ લીધો હતો. તેઓ નિરાભિમાની સરલ બાળકવત્, દિવ્યકાન્તિ, લોકરંજન મહાપુરૂષ હતા. એ ભક્ત કુટુંબ પરાપૂર્વથી દેવતા અને ભક્તની સેવા કરતું હતું. ભગવાન અને ભક્તોને તેઓ પોતાના પ્રાણ સ્વરૂપ ગણતા. ધન્ય છે એમની ધર્મનિષ્ઠાને! શ્રીમંતના સન્તાન હોવા છતાં પણ જેમના હૃદયમાં ભક્ત અને ભગવાનને સ્થાન નથી, તેઓને શું કહેવું? પ્રભુ તેમને સદ્‌બુદ્ધિ આપે! લેખક.

નમાં બીલીના વૃક્ષ ઉપર બીલ્વફળ પાકયાં છે કે નહિ ?" તેણે ઉત્તર દીધો: "બિલ્વફળ પાકવાનો હજી સમયજ આવ્યો નથી. હજી તો બે ત્રણ માસનો વિલંબ છે." પરમહંસદેવે કહ્યું: "હા, હા, બનવા જોગ છે, પરંતુ તપાસ તો કરો. કદાચ ૨-૪ પાકયાં હોય તો ?" ભક્તે આશ્ચર્ય પામી કોન્નગર સ્થિત પોતાના ઉદ્યાનમાં બીલીના વૃક્ષ ઉપર સર્વત્ર તપાસ કરી જોયું, પણ એકે પક્વ બીલ્વફળ જણાયું નહિ. વિચાર કરવામાં સમસ્ત રાત્રી નિંદ્રા આવી નહિ. બીજે દિવસે પ્રાતઃકાલે ટપ ટપ કરતા ચાર વખત શબ્દ સંભળાયા. વૃક્ષ પાસે જઇ જોતાં ચાર પક્વ બિલ્વફળ વૃક્ષ નીચે પડેલાં જોયાં. તેને બહુ આશ્ચર્ય થયું. તુર્તજ તે ફળ દક્ષિણેશ્વર પરમહંસદેવને પહોંચાડી દીધાં !

એક બન્ધુએ કહ્યું હતું કે: "એક દિવસ હું પરમહંસદેવનાં દર્શન કરવા ગયો ત્યારે તેમણે મ્હને પવન નાંખવાનું કહ્યું. પવન ખાતાં ખાતાં તેઓ નિદ્રાવશ થઇ ગયા, તો પણ હું તો તેમને પવન નાંખવાજ લાગ્યો. પવન નાંખતાં નાંખતાં મ્હારા હાથ દુખી ગયા. મ્હેં પણ પરમહંસદેવને નિદ્રાવશ થઇ ગયેલા જાણી પવન નાંખવો બંધ કર્યો તેજ ક્ષણે પરમહંસદેવે નેત્ર ઉઘાડી મ્હારા સ્હામે જોયું અને કહ્યું: "બસ, હવે પવન નાંખવાનું રહેવા દે."

**વળી** એક બીજા મિત્રે કહ્યું કે: "એક દિવસ પરમહંસદેવનાં દર્શને ગયો ત્યારે મ્હેં જોયું કે: તેઓ અવ્યવસ્થિત પહેરવેશે ઓટલા નીચેનાં પગથીઆં ઉપર બેસી અવિરલ ધારાએ રડયા કરતા હતા. હું કારણ સમજી શક્યો નહિ. હું તો ધીમે ધીમે તેમની પાસે જઈ ઉભો. થોડીવારે પૂછતાં તેમણે ઉત્તર દીધો કે: "અમુક ભક્તને ભારે વ્યાધિ થયો છે, તેની અવસ્થા જાણવા માટે મ્હેં રામલાલને મોકલ્યો છે. હજી તે પાછો કેમ આવ્યો નથી ?" એમ કહી પુષ્કળ રડવા લાગ્યા, પરંતુ જેને માટે તેઓ રડતા હતા તેજ ભક્ત થોડીવારમાં આવી તેમના સ્હામે ઉભો રહ્યો એ જોઈ હું તો સ્તબ્ધજ થઈ ગયો !

એ ભક્ત બીજા કોઈજ નહિ પણ જગદ્‌વિખ્યાત શ્રી નરેન્દ્રનાથ જેઓ પાછળથી **સ્વામી વિવેકાનંદને** નામે પ્રસિદ્ધ થયા છે તેજ હતા.

એમણેજ એક વખત ચિકાગો (અમેરિકા) ધર્મ-મેળા (Parliament of Religious) માં જઈ હિંદુ ધર્મ સંબંધી ભાષણ આપી પ્રેક્ષકોને મોહ પમાડયો હતો. ત્યાર પછી અમેરિકા નગરમાં હિંદુ ધર્મ પ્રચાર કરી ત્યાંની નર-નારી-પ્રજાને આશ્ચર્ય પમાડી સ્તબ્ધ કર્યા હતા ! ત્રિશ વર્ષની વયના એ હિન્દુ સન્યાસીની અસાધારણ પ્રતિભા, અપરિમેય જ્ઞાન, અસીમ સાહસ, અને સર્વ શાસ્ત્રમાં અસામાન્ય દ્રષ્ટિ જોઇ પાશ્ચાત્ય સભ્ય જગત્ મોહ પામ્યું હતું. પરમહંસદેવના સન્યાસી ભકતોમાં તેઓ એક મૂખ્ય મહાન પ્રતિભાશાળી અને નાના સદ્‌ગુણાલંકૃત હતા.

એક દિવસ પરમહંસદેવના ઓરડામાં અનેક ભકતો બેઠા હતા. એ સમયે તેઓ બોલી ઉઠયા કે: "મ્હને ગરમ ગરમ કચોરિ ખાવાની ઇચ્છા થઇ છે." એક ભકતે કહ્યું કે: "જો આજ્ઞા કરો તો હું હમણાંજ કલકત્તે જઈ લઇ આવું." પરમહંસદેવે કહ્યું કે: "ના, ના, જરૂર નથી. કલકત્તેથી લાવતાં ગરમ રહેશે નહિ." એજ સમયે એક ભક્ત ગરમ ગરમ કચોરિ લઇ ત્યાં આવી પહોંચ્યો. તે ભક્ત પહેલાં પરમહંસદેવ પાસે જતો હતો પરંતુ વચમાં ઘણા દિવસથી જતો નહતો. આજે તેને ઓચિંતો હાથમાં કચોરિ લઇ આવતો જોઇ સર્વે ભકતો વિસ્મય પામ્યા !

દયાળુ ભગવાન પરમહંસદેવ પાસે એક ભક્ત જ્યારે એકલો જતો ત્યારે તેઓ તેને કહેતા કે: "ત્હારૂં ગુજરાન શી રીતે ચાલશે તેનીજ મ્હને ફિકર થાય છે!" આ વખતે શ્રદ્ધાવાન ભક્ત બંધુએ સો રૂપિયા પગારની નોકરી છોડી દીધી હતી. તેમ છતાં તેને અન્ન-વસ્ત્ર માટે કશી ચિન્તા થતી નહોતી. પરમહંસદેવને મુખેથી "ત્હારૂં ગુજરાન શી રીતે થશે? તું ખાશે શું?" વગેરે વાતો સાંભળી તે હાસ્ય કરતો અને સમયે સમયે પરમહંસદેવને પણ ચિન્તા કરવા નિષેધ કરતો. તેમ છતાં તેઓ તે ભક્તને વારંવાર કહેતા કે: "ત્હારૂં ગુજરાન શી રીતે ચાલશે?" દશ વર્ષે પછી ભકતે કહ્યું કે: "પરમહંસદેવની અન્તર્દ્રષ્ટિ જોઈ હું આશ્ચર્ય પામું છું. મ્હારૂં ગુજરાન શી રીતે ચાલશે તે હું હમણાં જોઇ શકું છું. મ્હારા હૃદયમાં ગુપ્ત રીતે તે શક્તિ રહી છે, પરંતુ મ્હારા સંબંધી જે વાત હું આજે દશ વર્ષે જાણવા

પામ્યો છું. તે પરમહંસદેવે દશ વર્ષ પહેલાં જાણ્યું હતું. તે સમગે મ્હેં તેમની વાત હાસ્યમાં ઉડાવી દીધી હતી!

**નેપાલ** રાજપ્રતિનિધિ કર્નલ વિશ્વનાથ ઉપાધ્યાય જે સમયે ધુસડીના સાલ-કાષ્ઠના કારખાનામાં નોકર હતા તે સમગ્રે તેમણે એક રાત્રે સ્વપ્નમાં જોયું હતું કેઃ "એક મહાપુરૂષ તત્વજ્ઞાન આપવા માટે તેને બોલાવી રહ્યા છે. કેટલાક દિવસ પછી પ્રસંગવશાત્ એક દિવસ તેઓ દક્ષિણેશ્વર ગયા ત્યારે સ્વપ્નની વાત યાદ આવી, અને સ્વપ્નમાં જોયેલા મહાપુરૂષ તેજ આ પરમહંસદેવ છે એમ ઓળખી આશ્ચર્ય પામ્યા. પરમહંસદેવ પણ તેમની સાથે ઘણા વખતના જાણે ઓળખીતા ન હોય એમ વાર્તાલાપ કરવા લાગ્યા. ધન પ્રભુ! ધન્ય સદ્ગુરૂ દેવ!

**પરમહંસદેવ** દક્ષિણેશ્વરમાં બેઠા બેઠા દૂર દેશાવરના બનાવો જોતા અને તે યથાસ્થિત કહી સંભળાવતા, મનુષ્યના મનની વાત અને વિચારો કહેતા, એ સિવાય તેમના સ્પર્શ કરવામાં અદ્દ્ભૂત શક્તિ રહી હતી. તેઓ સ્પર્શ કરતા તે સમયે ભક્તના ભ્રયુગલમાં "દ્વિદલ પદ્મ" પ્રસ્ફુટિત થતું અને તેમાં કાલી, દુર્ગા, શિવ, રાધા કૃષ્ણ વગેરે દિવ્ય જ્યોતિર્મય દેવમૂર્તિનાં દર્શન થવાં વગેરે નવીન શક્તિનો સંચાર અને હૃદયમાં ભગવત નામનું સ્ફુરણ થતું. એક શરીર દક્ષિણેશ્વરમાં હતું અને બીજે શરીરે તેમણે ઢાકા જઇ મહાત્મા વિજયકૃષ્ણ ગોસ્વામીને દર્શન આપ્યાં હતાં. મથુરબાબુને શિવમૂર્તિ અને કાલીમૂર્તિનાં દર્શન કરાવ્યાં હતાં. તેમની છબીમાં પણ તેઓ નિત્ય પ્રકાશિત થઇ રહેતા એવો ભકતોને અનુભવ થયો છે વગેરે અનેક અલૌકિક ચમત્કારોની વાર્તાઓ પ્રકટ કરીએ તો એક જૂદોજ મ્હોટો ગ્રંથ લખાય એમ છે.

**અન્ય** ભાવનાઓની પેઠે પરમહંસદેવમાં અવતાર ભાવના પણ બાલ્યાવસ્થાથીજ જોવામાં આવી છે. તેમનો અલૌકિક જન્મ, પિતાને સ્વપ્નદર્શન, માતાને ગર્ભાવસ્થામાં દેવદેવીનાં દર્શન, છ માસના બાલક હતા તે વખતે એક દિવસ સોળ વર્ષના યુવકના જેટલા થઈ માતાને દર્શન આપવાં, વગેરે તેમના જીવનના અનેક બનાવો તેમનું અવતારત્વ સ્પષ્ટ રીતે બતાવી આપે છે.

જેઓ ઉપરોક્ત બનાવોને સત્ય તરીકે માનવા ચહાતા ન હોય તેમણે

વિચાર કરવો જોઇએ કેઃ તેઓ કાંઇ રાજા નહોતા, જમીનદાર નહોતા. એક માત્ર દરિદ્ર બ્રાહ્મણની કુટીરમાં એક ક્ષુદ્ર બાળકે જન્મ લીધો હતો. તેમના સંબંધી આટલી બધી કાલ્પનિક કથાઓ કેમ પ્રચાર પામી હશે? વળી એ બધા બનાવો તેમની પાછળ શિષ્યોએ કલ્પના કરી રચ્યા નથી. તે પણ સમજી શકાય એવું છે. તેમના ગામના પ્રાચીન મનુષ્યો હજી પણ સાક્ષી આપે છે કેઃ તે સર્વે બનાવો સત્ય હો કે મિથ્યા હો, ગમે તેમ પણ અમે તે શ્રી રામકૃષ્ણની બાલ્યાવસ્થાથીજ સાંભળતા આવ્યા છીએ.

**તેમના** ગામના જમીનદાર ગંગાવિષ્ણુ લાહાની માતા ગદાઇ ઉપર ( પરમહંસદેવનું બાલ્યાવસ્થાનું નામ ) અત્યંત પ્રેમ રાખતાં. ખાવાની કાંઇ પણ જણસ એમના હાથમાં આવતાં તે ગદાઇને માટે રાખી મૂકતાં. આહારની સારી સારી વસ્તુઓ તૈયાર કરી ગદાઇને ભોજન કરાવતાં અને વચમાં વચમાં ગદાઇને કહેતાં કેઃ "ભાઇ ! હું ધારૂં છું કેઃ તું માણસ નથી પણ દેવતા છે." એવું પણ સાંભળવામાં આવ્યું છે કેઃ "કામારપુકુરના એક વૃદ્ધ દુકાનદારે ગદાઇની અપૂર્વ બાલ્યચેષ્ટા જોઇને કહ્યું હતું કેઃ "એ મનુષ્ય નથી. એણે લીલા કરવા માટેજ અવતાર લીધો છે." એજ કારણને લીધે તે મનુષ્ય તેમને એક દિવસ ખેતરમાં લઇ જઇ તેમના હાથમાં એક પડીકું મીઠાઇનું આપી દુઃખ પ્રકાશ કરતો બોલ્યો હતો કેઃ "ગદાઇ! ત્હારી અપૂર્વ ભવિષ્ય લીલા હું જોવા પામીશ નહિ."

**મધ્ય** લીલાને સમયે તેમણે એક દિવસ મથુરબાબુને કહ્યું હતું કેઃ "મ્હારા ઘણા ભક્તો છે. માએ કહ્યું છે કેઃ તે બધા આવશે." મથુરબાબુએ એક વખત કહ્યું હતું કેઃ "પ્રભો ! તમારા ભક્તો ક્યારે આવશે ?" વળી તે કોઇ વખત કહેતા કેઃ "પ્રભો! અન્ય ભક્તોનું તમારે શું કામ છે? હું એકલોજ એક સો ભક્ત જેટલો છું. આજ્ઞા કરો તે કામ કરવા હું સદા તત્પર છું."

**આ સમયે** તેઓ ભક્તોને માટે બહુ વ્યાકુળ થયા હતા. લોકલજ્જાના ભયથી તેઓ મ્હોટેથી રડી શકતા નહિ; તેથીજ દેવીના મંદિરમાં આરતિને સમયે જ્યારે પ્રચણ્ડ વાદ્યધ્વનિ થતો તે સમયે તેઓ નિર્જન સ્થાનમાં જઇ તેમને બોલાવવા ઉચ્ચ સ્વરે રડતા !

**એક** વિદ્વાન પણ્ડિત–શિક્ષક સંબંધી સાંભળ્યું છે કે: " તેઓ એક દિવસ ઉત્તરપાડાના કોઇ શ્રીમંતને ઘેર મળવા ગયા હતા. શ્રીમંતના દિવાન-ખાનામાં " **હરિદાસની ગુપ્ત કથા** " નામક શૃંગાર રસિક પુસ્તક વંચાતું હતું. એ જોઇ પંણ્ડિતજી ક્રોધ કરી વૃદ્ધ જમીનદાર બાબુને કહેવા લાગ્યા કે: " મરણ તો આજકાલ માથે ભમે છે. વૃદ્ધાવસ્થામાં પણ આપને આવાં પુસ્તકો. સારાં લાગે છે કે ? " તેની મનોભાવના જોઇ બુદ્ધિમાન જમીનદાર બાબુએ કહ્યું કે: " મહારાજ ! શાસ્ત્રીય ગ્રન્થો તો સેંકડો વખત વાંચ્યા છે, પરંતુ તેનું કશું ફળ મળ્યું નહિ." પણ્ડિતજીએ મનમાંજ વિચાર્યું કે: " મ્હેં પણ આટલી વય સુધી શાસ્ત્રના ગ્રંથો વાંચ્યા પરંતુ તેનું કશું શુભ પરિ-ણામ જણાયું નહિં. મનમાં વિચાર કર્યો કે: "પેલે પાર રાણી રાસમણિના બગિચામા રામકૃષ્ણ નામક એક પરમહંસ નિવાસ કરે છે એવું સાંભળ્યું છે. લાવની, તેમને જોઇ આવું કે થયું છે શું ? " પણ્ડિત મહાશય તુર્તજ શ્રીમંતની રજા લઇ ગંગાને પેલેપાર દક્ષિણેશ્વર ચાલ્યા ગયા. તે દિવસે પરમ-હંસદેવ પાસે અનેક સજ્જન–ગૃહસ્થ–ભક્તો બેઠા હતા. ઉંચી ગાદી પર પરમહંસદેવ બિરાજ્યા હતા. નીચે ચારે બાજુએ અન્ય ગૃહસ્થો બેઠા હતા. એ જોઈ પણ્ડિતજીની અક્કલ ગુમ થઇ ગઇ ! તેમણે કહ્યું: " શું આપ પરમ-હંસ છો ? હોય ! હોય ! " ત્યાર પછી પરમહંસદેવની પથારી સ્હામે જોઇ બોલ્યા કે: " વળી એને મચ્છરદાની પણ છે ! " એ સાંભળી પરમહંસદેવે આંગળીવડે પોતાના વૉર્નિસવાળા સ્લીપર બતાવ્યા. તુર્તજ પણ્ડિતજીએ કહ્યું: " ઓહો ! વાર્નિસના બૂટ પણ છે ને કાંઈ ! હોય, હોય ! " પછી પરમ-હંસદેવે આંગળીવડે અન્ય વસ્તુઓ બતાવી. પણ્ડિતજીએ કહ્યું : " હોય, શા માટે નહિ ? ફલાણું છે ! ઢીંકણું છે ! " વગેરે જેમ તેમ બોલવા લાગ્યા. ત્યાર પછી એક સંસ્કૃત શ્લોક બોલી ત્યાં બેઠેલા સદ્‌ગૃહસ્થોને કહ્યું કે: " તમે બધા ઘણા વિશ્વાસુ, સરળ અને ભોળા લોકો છો, તેથીજ આટલું કષ્ટ વેઠીને કલકત્તાથી આ પરમહંસદેવના દર્શને આવ્યા છો, પરંતુ ખરી રીતે જોતાં તમે ઠગાયા છો ! પરમહંસ આવા ન હોય, પરમહંસાવસ્થા કેવી હોય છે તે તમે જાણો છો ? " એમ કહી પેલા સંસ્કૃત શ્લોકનો અર્થ કરી

બતાવ્યો. સંધ્યાનો સમય થયો એટલે કહ્યું કે: "બહુ થયું હવે! વખત નકામો શામાટે જવા દેવો? મ્હારૂં કામ કરી આવું." પણ્ડિતજી ગંગા કિનારે સંધ્યા કરવા ગયા. ગંગા કિનારે જઇ મ્હો ધોઇ પોતાના ઇષ્ટ દેવના ધ્યાનમાં બેઠા. થોડીવાર પછી તેઓ ઓચિંતા ઉઠયા અને દોડતા પરમહંસદેવના ઓરડામાં ગયા. પ્રવેશ કરતાંજ તેમણે જોયું કે: "પરમહંસદેવ સમાધિસ્થ થયા છે." પણ્ડિતજી બે હાથ જોડી તેમનાં દર્શન કરવા લાગ્યા, અને ત્યાર પછીથી તેમને ભગવાન જાણી સ્તોત્ર મંત્રો ગાવા લાગ્યા!

**બ્રાહ્મ-બંધુઓ** જાણતા હોય કે નહિ પરંતુ અમને પાકે પાયે ખબર મળી છે કે: કેશવચન્દ્રસેન પોતાની ઉત્તર અવસ્થામાં પરમહંસદેવને ઇશ્વરાવતાર જાણી ગુપ્ત રીતે તેમની પૂજા કરતા હતા. એક દિવસ પરમહંસદેવ કેશવબાબુને ઘેર ગયા ત્યારે કેશવબાબુએ તેમને કહ્યું કે: "આપ મ્હારા ઉપાસના ગૃહમાં પધારો, તે પવિત્ર થાય." પરમહંસદેવ તેમના ઉપાસના ગૃહમાં ગયા પછી કેશવબાબુએ પુષ્પ લઈ તેમના ચરણની પૂજા કરી પ્રાર્થના કરી હતી કે: "આ વાત પ્રકટ કરશો નહિ." એ બનાવ પછી એક દિવસ મહાત્મા વિજયકૃષ્ણ ગોસ્વામી મહાશય પરમહંસદેવની પાસે ગયા ત્યારે તેમણે ઉપલા બનાવનું વર્ણન કહી સંભળાવતાં કહ્યું હતું કે: "કેશવે પોતાનું કલ્યાણ કરી લીધું પરંતુ આ વાત ગુપ્ત રાખી જન સમાજનું અમંગલ કર્યું." અમે આ બનાવ ગોસ્વામીને મુખેથીજ સાંભળ્યો છે.

**પરમહંસદેવના** ત્યાગની અદ્ભૂત વાર્તા જ્યારે જ્યારે સાંભળવામાં આવે છે ત્યારે ત્યારે એવોજ વિચાર થઇ આવે છે કે: કયાં છે તે જગદ્ગુરૂનો તીવ્ર ત્યાગ-વૈરાગ્ય અને કયાં આજના વૈભવી-મોજ શૉખમાં પડેલા આચાર્ય! એક દિવસ પરમહંસદેવ પોતાના એક ભક્ત શિષ્યને ત્યાં પધાર્યા હતા. ત્યાં અનેક ભકતો એકત્ર થઇ ઇશ્વર ભજન કીર્તન થયું. સર્વેને ગૃહસ્વામીએ પ્રસાદ આપ્યો. સર્વના મનમાં આનંદની રેલછેલ ઉડી રહી. પરમહંસદેવે પણ પ્રસાદ આરોગ્યો. તે પછી તેમને પાન સોપારી આદિ મુખવાસ આપવામાં આવ્યો. થોડીવારે તે ચાવતાં ચાવતાં પરમહંસદેવ થૂંકવા ઉઠયા. એ જોઇ ગૃહસ્વામીએ ઉતાવળે ઉતાવળે ચાંદીની પિચદાની તેમના મુખ આ-

ગળ ધરી. પરમહંસદેવે તેમાં નહિ થૂંકતાં બારી પાસે જઇ બહાર થૂંક વિસર્જન કર્યું. તેમણે ભક્તને કહ્યું કે: "ભાઇ! હું પિચદાનીમાં થૂંકું એટલે મ્હારા થૂંકને ધાતુનો સ્પર્શ થાય. તે મ્હને રૂચતું નથી. ધાતુને સ્પર્શ નહિ કરવાનો મ્હારો નિયમ છે." એ સાંભળી ત્યાં બેઠેલા સર્વ ભકતો આશ્ચર્ય ચકિત થઇ ગયા. ધાતુનો થૂંક દ્વારા સ્પર્શ થાય અને તેમ થતાં મનોવિકાર જન્મે એટલું પણ તેમને રૂચતું નહિ એ જોઇ ભકતોના અંતરમાં તીવ્ર વૈરાગી ત્યાગી ગુરૂદેવ ઉપર અપૂર્વ ભક્તિભાવ ઉપજ્યો.

**પરમહંસદેવના** ગહન અદ્વૈત જ્ઞાન સંબંધી એક કથા આ સ્થળે લખવાની ઇચ્છા થઇ આવે છે. પરમહંસદેવની પ્રકૃતિ બગડી આવતાં તેઓને કાશીપુરના એક બગિચામાં લઇ જઇ રાખવામાં આવ્યા હતા, અને ત્યાં ઔષધોપચાર થતા હતા એ વાંચકોના જાણવામાંજ છે. પરમહંસદેવની પ્રકૃતિ બગડયાના સમાચાર જાણી શ્રીયુત શશધરતર્કચુડામણિ પોતાની સાથે કેટલાક મિત્રોને લઇ પરમહંસદેવના દર્શને આવ્યા હતા. પણ્ડિતજીએ વાર્તાલાપ કરતાં પરમહંસદેવને કહ્યું કે: "મહારાજ! શાસ્ત્રમાં વાંચ્યું છે કે: આપના જેવા પુરૂષો ઇચ્છા માત્રમાં શારીરિક રોગ મટાડી શકે છે "રોગ મટી જાઓ." એટલુંજ મનમાં ધારી, મન એકાગ્ર કરી જે સ્થળે રોગ હોય તે સ્થળે થોડી ક્ષણ ચિત્ત સ્થાપે તો તત્કાળ રોગ મટી જાય છે. આપ એક વખત એ પ્રમાણે કરો તો કેમ વારૂ?"

પરમહંસદેવે ઉત્તર દીધો: "તમે પંડિત થઇને એમ કેમ બોલો છો? જે મન સચ્ચિદાનંદને સમર્પણ કરી દીધું છે તે ત્યાંથી ખસેડી લાવી આ ભાંગલા હાડ-માંસના પિંજરા ઉપર સ્થાપવાની શું હવે ઇચ્છા થાય કે?"

પણ્ડિતજી તો નિરૂત્તરજ થઇ ગયા, પરંતુ સ્વામી વિવેકાનંદ વગેરે ભકતો ચુપ રહી શકયા નહિ. કેટલીક વાતચિત કર્યા પછી પણ્ડિતજી ચાલ્યા ગયા, એટલે તેમના કહેવા પ્રમાણે કરવા ભકતો પરમહંસદેવને આગ્રહ કરવા લાગ્યા. તેમણે કહ્યું: "આપે રોગ મટાડવોજ પડશે. અમારે ખાતર રોગ મટાડવોજ પડશે."

પરમહંસદેવ: "શું મ્હને રોગ ભોગવવાની ઇચ્છા થાય છે ભાઈ! હું

તો ધારૂં છું કેઃ ઘણાયે રોગ મટે. પરંતુ તે મટે છે ક્યાં? મટવો ના મટવો માતાજીને હાથ."

સ્વામી વિવેકાનન્દઃ "ત્યારે રોગ મટાડવા માતાજીને પ્રાર્થના કરોને મહારાજ. તે તો આપની પ્રાર્થના અવશ્ય સાંભળેજ."

પરમહંસદેવઃ "તમે તો બોલી શકો છો પણ હું તેવી પ્રાર્થના કરવા શક્તિમાન નથી."

વિવેકાનંદઃ "ના, મહારાજ. એમ બનશે નહિ. આપને માતાજીને કહેવુંજ પડશે. અમારે ખાતર કહેવુંજ પડશે."

પરમહંસદેવઃ "વારૂ, પ્રાર્થના કરવા યત્ન કરીશ."

થોડા કલાક પછી વિવેકાનંદ પુનઃ પરમહંસદેવ પાસે જઇ બોલ્યાઃ મહારાજ! માતાજીને પ્રાર્થના કરી કે? માતાજીએ શું કહ્યું?"

પરમહંસદેવઃ "માતાજીને (ગળાનો ક્ષત બતાવી) પ્રાર્થના કરી કેઃ "આ દર્દને લીધે આહાર થઇ શકતો નથી. બે કોળીયા આહાર થાય એવું કરી દે મા. ત્યારે માએ તમને બધાને બતાવી કહ્યું કેઃ "આટલે બધે મુખેથી આહાર કરે છે પછી શું ક્ષુધા રહે છે કે?" એ સાંભળી હું તો લજ્જાને લીધે વિશેષ બોલી શક્યો નહિ.

અહા! કેવો અદ્‌ભુત દેહ-બુદ્ધિનો અભાવ! કેવું અદ્‌ભુત અદ્વૈત જ્ઞાન! તે સમયે છ માસથી પરમહંસદેવ માત્ર નવટાંક જવનો આહાર કરતા હતા. એ અવસ્થામાં જગન્માતાએ તેમને કહ્યું કેઃ "આટલે બધે મુખેથી આહાર કરે છે ને." તેજ સમયે "કેવું કુકર્મ કર્યું? આ એક ક્ષુદ્ર શરીરને "મ્હારૂં" કહ્યું ધારી પરમહંસદેવે લજ્જા પામી મુખ નીચું કરી નિરૂત્તર થયા હતા. વાંચક! શું એ ભાવનાની કિંચિત્ પણ કલ્પના થઇ શકે છે કેઃ આજના મિષ્ટાન્નો ઉડાવી-બુટ સ્ટોકિંગ ધારણ કરનાર અને છત્રપલંગો પર આળોટી ગાડીઘોડામાં મોજ શૉખ કરનાર ગુરૂઓને આવા અદ્વૈત-જ્ઞાનનો કિંચિત્ પણ પરિચય છે? શરીરનું રક્ષણ કરવું એજ જેનો પરમ ધર્મ મનાય છે તેને એવા અદ્વૈત-જ્ઞાનની કલ્પના ક્યાંથી હોય?

**પરમહંસદેવે** પોતાને મુખે પોતાનું અવતારત્વ પ્રકટ કર્યું હતું, એ સંબંધી અનેક દૃષ્ટાંતો જાણવામાં આવ્યાં છે. તેઓ કહેતા કે: "રાજાઓ જેમ કોઇ કોઇ સમય પોતાના રાજ્યમાં ગુપ્ત વેશે ભ્રમણ કરે છે તેમ છતાં તેને કોઇ ઓળખી શકતું નથી તેજ પ્રમાણે હું પણ ગુપ્ત વેશે આવ્યો છું. મ્હને બધાં ઓળખી શકશે નહિ!"

તેઓ કહેતા કે: "અવતાર એ તેનો (ઇશ્વરનો) સેવક છે પરંતુ આ વખતે તો તેઓ (ઇશ્વર) પોતેજ પધાર્યા છે."

અમારા એક મિત્ર પાસે તેઓ ઉપર પ્રમાણે બોલ્યા હતા પરંતુ તેને વિશ્વાસ થતો નહતો. પરમહંસદેવ જ્યારે રોગ શય્યામાં સૂતા હતા ત્યારે તેજ મિત્ર એક દિવસ તેમની પાસે બેસી મનમાં ને મનમાંજ વિચારવા લાગ્યો. કે: "આ કઠિન રોગને સમયે જો તેઓ (પરમહંસદેવ) કહે કે: હું ઇશ્વરાવતાર છું તોજ હું માની શકું" તેજ સમયે પરમહંસદેવ તેના સ્હામે જોઇ બોલ્યા: "જે રામ અને જે કૃષ્ણ હતા તેજ હમણાં આ રામકૃષ્ણ છે." મિત્ર સ્તબ્ધ થઇ ગયો, અને તેજ સમયથી તેણે સંસાર ધર્મનો ત્યાગ કરી સન્યસ્ત ગ્રહણ કર્યું.

**તેઓ** કોઇને કહેતા કે: "મ્હને જે પ્રસાદ ધરાવવાનો હોય તેમાંથી પ્રથમ કોઇને આપશો નહિ." કોઇને કહેતા કે: "મ્હારૂંજ ભજન કર." કોઇને કહેતા કે: "ત્હારો ઇષ્ટ મંત્ર મ્હનેજ અર્પણ કર." અને કોઇને કહેતા કે: "ત્હારે મન્ત્ર ગ્રહણ કરવો પડશે નહિ." વગેરે વાકયો સાંભળતાં ખાત્રી થાય છે તેઓએ પોતાનું અવતારત્વ કહી સંભળાવ્યું હતું.

ક્વચિત્ તેઓ ભક્તોને કહેતા કે: "મ્હને મુખ્ત્યારનામું આપો. મ્હારાપર વિશ્વાસ રાખો તમારૂં કલ્યાણ થશે." આવાં વાકય ભગવાન સિવાય અન્ય કોણ ઉચ્ચારી શકે?

તેઓ કોઇને કહેતા કે: "પ્રાતઃસમયે મ્હારૂં મન જગત્ વ્યાપી હોય છે માટે તે સમયે મ્હારૂં સ્મરણ કરજો."

તેઓ કોઇને એમ પણ કહેતા કે: "શી રીતે ધર્મ પ્રાપ્ત થાય, કેવી રીતે ઇશ્વર પ્રાપ્ત થાય, એવા ઉદ્દેશ્યથી જેઓ મ્હારી પાસે આવશે તેનાજ મનોરથ સફળ થશે.

વળી કોઇક વખત તેઓ કહેતા કે: "આ સ્થળે આવવાથીજ સર્વ કાર્ય સિદ્ધ થશે. તેને બીજું કશું કરવું પડશે નહિ."

પરમહંસદેવ પોતાના ભક્તોને કહ્યું હતું કે: "તમારે અન્ય સાધન ભજન કરવાની આવશ્યકતા નથી. જો મ્હારા ઉપર તમને સોળ આના વિશ્વાસ હશે તો તમારૂં સર્વ કાર્ય સફળ થશે."

તેઓ ભક્તોને કહેતા કે: "પ્રથમ એક સાંચો તૈયાર કરવો એજ કઠીન છે. એક સાંચો તૈયાર કર્યા; પછી તેમાંથી અનેક મૂર્તિઓ બનાવી શકાય છે. મ્હેં (મ્હારા શરીરને) તેવાજ એક સાંચા રૂપ તૈયાર કર્યું છે હવે તમારી સેંકડો મૂર્તિઓ તે દ્વારા તૈયાર કરી શકાશે."

એક દિવસ પરમહંસદેવ દેવીના કમળાસન ઉપર બિરાજ્યા હતા. તેમના પ્રિય ભાણેજ હૃદયનાથે કહ્યું: "મામા! જો તમારી ઇચ્છા હોય તો હું તમને એના કરતાં બહુજ ઉત્તમ આસને બેસાડવા ખુશી છું." એ સાંભળી પરમહંસદેવે ઉત્તર દીધો કે: "ભાઇ રિદુ! એમ કેમ બને ભાઇ!" થોડી વારે બોલ્યા કે: "એક આસનની શી વાત કહે છે? મા (કાલીમાતા)એ કહ્યું છે કે: "ગામેગામ અને ઘેરેઘેર મ્હારૂં આસન થશે, ઘેરેઘેર મ્હારી પૂજા થશે, લોકો મ્હારી છબીની પૂજા કરશે." વગેરે તેઓએ ઘણા વખત પહેલાંથીજ કહ્યું હતું.

ભગવાન શ્રી રામકૃષ્ણુ પરમહંસદેવે એક વખત ભક્ત-શિષ્યો સમ્મુખ કહ્યું હતું કે: "મ્હારો આત્મા અમર છે. હું સર્વ વિશ્વમાં વ્યાપક છું. જ્યાં મ્હારૂં સ્મરણુ થાય છે ત્યાં હું વિદ્યમાનજ હોઉં છું. જે જીવાત્મા મ્હારૂં જે ભાવે સ્મરણુ કરશે તેની તે ભાવના હું પૂર્ણ કરીશ. આ શરીર હોય કે ના હોય તો પણુ મ્હારા આત્માને અમર માની મ્હારૂં સ્મરણુ કરવાથી, મ્હારો આશ્રય ગ્રહણુ કરવાથી હું ભક્તોની મનકામના પરિપૂર્ણ કરીશ." આ વાક્ય સ્મરણુ કરી બંગાલા આદિ પ્રદેશોના અનેક ભક્તો શ્રી રામકૃષ્ણુને પ્રત્યક્ષ પૂજતા અને તેમના સ્વસ્વરૂપમાં લય પામ્યા પછી તેમની છબીનું તેટલાજ માન-શ્રદ્ધા સાથે પૂજન અર્ચન કરી તેમનો આશ્રય ગ્રહણુ કરી રહ્યા છે. ગુજરાતમાં પણુ એમના ઘણા ભક્તો છે અને તે તેમની દૈનિક

છબિનું પૂજન અર્ચન કરે છે, તેમજ તેમનાં ઉપદેશામૃત પ્રમાણે વર્તવાનો યત્ન કરી રહ્યા છે. શ્રદ્ધાનું મૂલ્ય નથી. શ્રદ્ધા-ભક્તિથીજ ભગવાન વશ થાય છે અને તેથીજ મનુષ્ય આલોક પરલોકનું કલ્યાણ સાધી શકે છે.*

**રાતદિવસ** કોઇ પણ વખતે ઇશ્વરના ગુણાનુવાદ કે ભજન કીર્તન થતાંજ શ્રી રામકૃષ્ણદેવ સમાધિસ્થ થઇ જતા. તે અવસ્થામાં તેમના નેત્ર સ્થિર, પુલકશૂન્ય, બન્ને નેત્રમાંથી પ્રેમાશ્રુ ધારા વર્ષતી, મુખ ઉપર સુમધુર હાસ્ય છટા, બાહ્ય ચૈતન્ય શૂન્ય, સર્વાંગ સ્તબ્ધ-નિશ્ચલ-શ્વાસહીન પાષાણના જેવું થઇ જતું. જ્યારે તેમના કાનમાં વારંવાર પ્રણય (ૐકાર) શબ્દનો ઉચ્ચાર થતો ત્યારે ધીમે ધીમે તેમને ચૈતન્ય પ્રાપ્ત થતું.

**પરમહંસદેવે** સ્વમુખે કહ્યું છે કે: "મધ્યાહ્નને સમયે (બપોરે બાર વાગે) ઘડીઆળના બે કાંટા જેમ એકત્ર થાય છે, તેજ પ્રમાણે મ્હારૂં મન પણ સદા સર્વદા ભ્રૂ મધ્યે મગ્ન થવા ચ્હાય છે, પરંતુ જીવાત્માઓના કલ્યાણને માટે જન્મ ગ્રહણ કર્યો છે માટે હું તેને (બન્ને નેત્રોને) બળપૂર્વક પૃથ્વી પર નમાવી રાખું છું." પરમહંસદેવ કહેતા કે: "જ્યારે સમાધિસ્થિતિ પ્રાપ્ત થવાનાં પૂર્વ લક્ષણો મ્હને જણાય છે તેજ વખતે હું બળપૂર્વક એકચિત્તે કહું છું કે: "હુક્કો પીવો છે" "હુક્કો પીવો છે" વગેરે કહી માયામાં-સંસારમાં-ચિત્ત પરોવવા યત્ન કરૂં છું તેમ છતાં પણ સમાધિની ગતિને રોકી શકતો નથી. તે સમયે સમાધિસ્થ થાઉં છું ખરો પરંતુ સમાધિ થતાં પહેલાં "હુક્કો પીવા"ની વાસના કરેલી હોવાથી થોડી વાર પછી સમાધિ ઉતરી જાય છે. એજ પ્રમાણે વિવિધ પ્રકારની વાસના ધારણ કરી હું મનને પૃથ્વી પર નમાવી રાખું છું. "સમાધિસ્થિતિ વખતે મન કેવી ગતિ ધારણ કરે છે?" એવો પ્રશ્ન એક ભક્તે જિજ્ઞાસા કરતાં ભગવાન શ્રીરામકૃષ્ણ કહેતા કે: "મત્સ્યને જળમાં મૂકી દેતાં તેને જેવા પ્રકારનો

---

* જે શ્રદ્ધાળુ-ભાવિક ભક્તને **શ્રી રામકૃષ્ણ પરમહંસદેવની મ્હોટી** ૧૩"×૧૧" ઇંચની છબિ પૂજન કાર્ય માટે જોઇએ તેમણે '**ઉદ્બોધન**' માસિક-પત્રની આફીસ નં. ૧ મુખરજી લેન. બાગ બજાર. કલકત્તા. એ શરનામે અંગ્રેજીમાં પત્ર લખી મંગાવવી. મૂલ્ય ૦-૪-૦ પોષ્ટેજ વધુ.

**આનન્દ થાય છે તેવોજ પરમાનન્દ સમાધિસ્થિતિ વખતે મ્હારા મનને થાય છે."** વાંચકો એ ઉપરથી કિંચિત્ સમજી શકશે કે: સમાધિનિષ્ઠ મહાપુરૂષો સમાધિ-સ્થિતિ કેટલી બધી પસંદ કરતા હશે? એવી અતિ ઉત્કૃષ્ટ, ચિર-વાંચ્છિત સ્થિતિ પરમહંસદેવ જીવાત્માઓના કલ્યાણને માટે ત્યાગ કરવા ચહાતા હતા. જીવો પ્રત્યે તેમની કેટલી બધી નિઃસ્વાર્થ દયા હતી તે એ ઉપરથીજ જણાશે. આપણા જેવા સાધારણ-માયાબદ્ધ-જીવોમાં એવો નિઃસ્વાર્થ ત્યાગ સંભવે છે ખરો? સમાધિસ્થિતિ જેવો આનન્દ છોડી જીવોને ઉપદેશ આપી તેમનું કલ્યાણ સાધન કરવું એ તો અવતારી પુરૂષોનોજ ધર્મ છે. એમના એવા નિઃસ્વાર્થ પ્રેમભાવ માટે આપણે તેમના કેટલા બધા ઋણી છીએ? જેમણે અનેક સાધન દ્વારા પ્રાપ્ત કરેલું અમૂલ્ય ધન-રત્ન આપણને વહેંચી આપવાને માટેજ પોતાનો દેહ અને મનનો ઉપયોગ કર્યો હતો તેમના શ્રીચરણકમળનું ધ્યાન ધરી કૃતાર્થ થવું એથીજ જીવનસાફલ્ય. **જય પ્રભુ રામકૃષ્ણ પરમ-હંસ! જય ભગવાન રામકૃષ્ણ!**

**અનેક** નર-નારીના હૃદયમાં ધર્મભાવ વૃદ્ધિ કરીને, અનેક પાપી પ્રાણીઓનો ઉદ્ધાર-જીવનમુક્ત કરીને, ધર્મનાં ગૂઢ તત્વો જીવાત્માઓને સરલ અને સહજ રીતે સમજાવીને અને પોતાની અસીમ શક્તિ અને અપાર મહિમા, વિશેષ ભાવે પ્રકાશ કરીને બંગ સંવત ૧૨૯૩ શ્રાવણ વદ અમાસ, ઇ. સ. ૧૮૮૬, તા. ૧૬ મી ઑગષ્ટ રવિવારે પ્રતિપદા તિથિએ રાત્રે કલાક ૧-૬ મિનિટને સમયે તેઓ સ્વસ્વરૂપમાં અવસ્થાન કરી ગયા છે, પરંતુ બંગાળા ઉપરાંત મદ્રાસ, પંજાબ, મધ્યહિંદ, રાજપુતાના, કરાંચી અને ગુજરાતમાં અનેક ભાવિક ભક્તો **તેમની છબિનું પૂજન કરી, તેમનાં ઉપદેશા-મૃતને** વેદવાક્ય સમાન માની આચરણમાં ઉતારવાનો યત્ન કરે છે. અનેક ભક્તોના ઘરમાં અને હૃદયમાં તેમનાં ગુણગાન થાય છે અને તેમ કરી તેઓ પોતાને કૃતાર્થ કરી રહ્યા છે.

# ઉપસંહાર.

શ્રી પરમહંસદેવના જીવનવૃતાન્તનો એક પ્રકારે સંક્ષેપમાં અત્રે આભાસ આપવામાં આવ્યો છે. તેઓશ્રીનો માત્ર એક દિવસનો લીલા–પ્રસંગ યોગ્ય રીતે લખી પ્રકટ કરવાનો યત્ન કરીએ તો આ ગ્રન્થ કરતાં એક મ્હોટા વિશાળ ગ્રન્થમાં પણ તે સંપૂર્ણ રૂપે પ્રકટ કરી શકાય કે નહિ તે સંદેહનો વિષય છે. તેમનું ઇતિવૃત્ત અતિશય કઠિન છે, તે વાચકમાંથી અનેક મનુષ્યો સમજી શક્યા હશે. તેમણે એક ન્હાના ગામડામાં સામાન્ય દરિદ્ર બ્રાહ્મણના પરિવારમાં જન્મ ગ્રહણ કર્યો હતો. તેમણે જે પ્રકારનો વિદ્યાભ્યાસ કર્યો હતો કે (જે દ્વારા મનુષ્યો ઉન્નત અને બહુદર્શી થઇ શકે છે) તે વિદ્યાભ્યાસથી વાસ્તવિક રીતે જ્ઞાની થઇ શકાય તેમ નહોતું અને તે રાણી રાસમણિના દેવાલયમાં મહિને સાત રૂપિયાની નોકરી તેમણે કરી હતી તે ઉપરથી ઉપરોક્ત વિદ્યાભ્યાસનો વિષય સ્પષ્ટ રૂપે જણાઇ આવે છે. પરંતુ એ અવસ્થાને આધિન હોવા છતાં પણ તેમના અંતઃકરણના પ્રત્યેક પર્દામાં ધર્મભાવ વિદ્યમાન હતો. તે દ્વારાજ બાલ્યાવસ્થામાં તેઓ આદર પામ્યા હતા અને યુવા તથા પ્રૌઢાવસ્થામાં જનસમાજની ભક્તિ પ્રાપ્ત કરી શક્યા હતા. સામ્પ્રત સમયે કહેવામાં આવે છે કેઃ વિવિધ વિજ્ઞાન–શાસ્ત્રાદિનો અભ્યાસ કરી જ્ઞાની થવું એજ ધર્મોપાર્જ્જન કરવાનો અને જીવન–ગઠન કરવાનો એક માત્ર ઉપાય અને પારલૌકિક પુણ્યધામમાં ગમન કરવાનો મુખ્ય રાજમાર્ગ છે; પરંતુ પરમહંસદેવના જીવનવ્રતાંતનું અવલોકન કરતાં અવલોકનકાર મ્હોટા સંદેહમાં પડે એમ છે. જો કે એમ કહેવામાં આવ્યું છે કેઃ માત્ર કાને સાંભળીને પણ શિક્ષણ મેળવી શકાય છે અને પ્રકટ પણ થયું છે કેઃ શ્રી પરમહંસદેવે પ્રત્યેક સાધન–ભજન ગુરૂ કરીનેજ પરિપૂર્ણ કર્યું હતું, તો પછી આશ્ચર્ય કેવું? તેમણે ગુરૂ કર્યા હતા એમાં તો કશો સંદેહજ નથી. પરંતુ

તેમનામાં પ્રત્યેક ભાવ સ્વયં પ્રકટ થતો અને તેઓ પોતાની મેળેજ તે ભાવની સિદ્ધિ પ્રાપ્ત કરી લેતા. ગુરૂ તો ફક્ત નિમિત્ત માત્રુ ગણાતા. વારૂ, એ વિષય કબુલ કરીએ તોપણુ એક વાંધો ઉપસ્થિત થાય છે. જે જે સાધન-ભજનમાં પૃથ્વીના સૃષ્ટિકાલથી અત્યાર સુધી, એક મનુષ્ય નિર્દિષ્ટ સમયમાં સિદ્ધ થઇ શકયો નથી તે કાર્ય પરમહંસદેવ ત્રણુ દિવસમાં શી રીતે સિદ્ધ કરી શક્યા ? એક બે નથી પણુ સંખ્યાબંધ કાર્યો છે. યોગ્ય સિદ્ધ-ગુરૂ પ્રાપ્ત થતાં અમુક કાર્યો સરલ થઇ પડે છે ખરાં પરંતુ આવા પ્રકારનું દ્રષ્ટાંત તો અમે જ્યાં સુધી જાણીએ છીએ ત્યાં સુધી બીજું કોઇ પણુ અમારા જોવા-જાણુવા કે સાંભળવામાં આવ્યું નથી. પરમહંસદેવનું મસ્તિક સાધારણુ મનુષ્યના જેવું નહોતું. તેમના મસ્તિકને અસાધારણુ કહેવું જોઇએ. સાધારણુ રીતેજ પણ્ડિત, જ્ઞાની અને કર્મકાંણ્ડી જેવા કોઇ પણુ મનુષ્યો તેમની સાથે વાદવિવાદ કરવા શક્તિમાન થતા નહિ. તેમનું પ્રત્યેક કથન અતિ ગંભીર ભાવથી પરિપૂર્ણુ રહેતું. જે સમયે જે પ્રકારનાં મનુષ્ય તેમની પાસે જતાં તે સમયે તેવી ખુબીથી તેની સાથે તેઓ વાત કરતા. જે સમયે અનેક સમ્પ્રદાયનાં મનુષ્યો તેમની પાસે એકત્ર થતાં તે સમયે તેઓ એકજ કથનમાં સર્વની મનેચ્છા પરિપૂર્ણુ કરતા.

અમે સર્વદા જોઇએ છીએ કે: કોઇ પણુ મનુષ્યને કિંચિત્ ભક્તિતત્ત્વ અથવા જ્ઞાન-માર્ગનો એકાદ અંશ પણુ પ્રાપ્ત થાય છે તો પછી તે મ્હોટી મ્હોટી બડાશ મારવાની હદ રાખતો નથી ; તેવા ડંફાસખોર, આડંબરી મનુષ્યો આજે એક સ્થળે વાખ્યાનની ધૂમ મચાવે છે તો કાલે બીજે સ્થળે શાસ્ત્ર-બ્યાખ્યા કરે છે તો પરમ દિવસે પોતે મહાન ઉપદેશક-ગુરૂ થઇ-શિષ્યો મુંડવાની શરૂવાત કરે છે ! તે પછી પોતાના શિષ્યોને અમુક એક પ્રકારનાં ચિહ્નો ધારણુ કરાવી પોતાનો જૂદોજ વાડો બનાવી લે છે ! એ ઉપરાંત તેમને નવીન પ્રકારનાં વસ્ત્રો ધારણુ કરાવી પોતાનું નામ-કીર્તિ વધારવાને જીવતોડ મહેનત કરે છે. તેઓ પોતાના પંથનું એકાદ કલ્પિત નામ પાડી પોતાના શિષ્યોને એકત્ર કરી મ્હોટા મ્હોટા સમારંભો કરે છે ! પોતાની છાપ પાડવા માટે તેઓ મીઠું મીઠું બોલી શિષ્યો જાણે તેને ઇશ્વર માને તેવા

યત્નો કરે છે! તે મનોયત્ન કાંઇ તેટલેથીજ અટકતો નથી પણ કયે પ્રકારે પોતાના મહોત્સવોનાં અને વ્યાખ્યાનોનાં રિપૉર્ટ છપાય તેની તજવીજ કરે છે એટલુંજ નહિ પણ વર્તમાનપત્રના અધિપતિઓ પોતાના પત્રમાં ગુરૂમહારાજનાં સારી પેઠે વખાણ કરે અને વારંવાર તેમનું નામ પ્રકટ કરી વાંચકોની દ્રષ્ટિ ખેંચવા જેવું કરે, તેવી ઇચ્છામાં બારે ઘડી બત્રિશે પહોર તેઓ આતુર થઇ રહે છે!. શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના સ્વભાવ-વર્તનમાં તેવું કશું નહોતું. તેમણે જો એવી ઇચ્છા રાખી હોત તો બંગાળાનેજ નહિ પણ સમસ્ત ભારતવર્ષને તેઓ પોતાની સમક્ષ ખેંચી શકયા હોત. જનસમાજ તેમની અપૂર્વ શક્તિયો -તેમના ચમત્કારો જોઇ કોઇ તેમને યોગેશ્વર-ઇશ્વરાવતાર જાણી જાય તે માટે તેઓ અતિ દીન ભાવે દિવસો વ્યતીત કરતા હતા. તેમનું વર્તન જોઈ તેમની પાસે રહેનાર મનુષ્યોજ ભ્રમમાં પડી જતાં ત્યાં પછી બીજાની તો વાતજ શી? કોઇ સમયે લોકો તેમના આચરણમાં ભક્તિભાવ જોતાં અને કોઇ વખતે તેનાથી વિપરીત ભાવ જોવામાં આવતો. જોનારના મનમાં નાના પ્રકારના સંદેહ ઉત્પન્ન થતા. કોઇ તેમના ખરા સ્વરૂપને જાણી લે-ઓળખી લે-તે માટે તેઓ કોઇ એક પ્રકારના ભેખના ચિહ્ન ધારણ કરતા નહિ. ભગવાં વસ્ત્ર ધારણ કરવાથી પણ મનમાં અહંકાર ઉત્પન્ન થાય છે, એમ જાણી તેઓએ ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં નહોતાં. તેઓ એવા સાધારણ ભાવથી રહેતા કે જેથી તેમને લોકો એક ગૃહસ્થ તરીકે પણ ઓળખી શકતા નહિ. ઘણી વખત તો તેમને કયા આશ્રમના-કયા ધર્મના પુરૂષ જાણવા તે પણ કોઇ નક્કી કરી શકતું નહિ. એક દિવસ તેઓ ગંગા નદીને કિનારે ટહેલતા હતા. કલકત્તાનો એક ડાક્ટર દક્ષિણેશ્વરમાં રોગી જોવા ગયો હતો. ત્યાંથી રાણી રાસમણીએ બંધાવેલું કાલીમાતાનું દેવળ જોવા ગયો. ડાક્ટર સાહેબે પરમહંસદેવને રાસમણીના બગિચાના માળી તરીકે ઓળખી તેમને બગિચામાંથી જાુઇનાં પુષ્પ ચુંટી લાવવાનો હુકમ કર્યો. પરમહંસદેવે તત્ક્ષણાત્ તે હુકમ માથે ચઢાવ્યો હતો. મહારાજશ્રી જ્યારે માંદા પડયા ત્યારે તેજ ડાક્ટરને એક દિવસ જોવા બોલાવ્યા હતા. તેમને જોતાંજ ડાક્ટર અતિશય આશ્ચર્ય પામી બોલ્યાઃ "અરે રામ રામ! મ્હેં તે દિવસે શું કર્યું? આ મહાત્માનેજ મ્હેં પુષ્પ ચુંટી લાવવાનો હુકમ કર્યો હતો!"

અભિમાનનો નાશ ન થાય ત્યાં સુધી હૃદયમંદિર પવિત્ર થતું નથી એમ દ્રઢરૂપે માની પરમહંસદેવે સર્વ પ્રકારે અભિમાનનો નાશ કરવાની સાધના કરી હતી. તેઓ સારી પેઠે જાણતા હતા કે: ઇશ્વરના મંદિરમાં જવા માટે માર્ગમાં અભિમાન રૂપી કાંટા નડે છે. તે કાંટા વેગળા ફેંકી શકાય તોજ ઇશ્વરનાં દર્શન થાય. મહારાજે પોતાના વર્તનમાંથી અભિમાનનો નાશ કરવાની સાધના કરી તેમાં તેમને સિદ્ધિ પ્રાપ્ત થઇ હતી, અર્થાત્ તેઓ અભિમાનશૂન્ય થયા હતા. જો તેમ ન થયું હોત તો પેલા ડાકટરની આજ્ઞા પાલન કરી બગિચામાંથી પુષ્પ ચુંટી લાવત ખરા કે? અથવા બીજા શબ્દોમાં કહીએ તો રૉફધારી ડાકટર સાહેબના તેઓ માળી બનત ખરા કે? પરમહંસદેવના જીવનમાં એવા અનેક બનાવો બની ગયા છે કે જે દ્વારા તેઓ સંપૂર્ણ રૂપે અભિમાનશૂન્ય હતા એવો નિશ્ચય થાય છે. એક દિવસ તેમના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે: "કામ, ક્રોધ, લોભ, મોહાદિ રિપુનો આપણામાંથી નાશ થયો છે. હવે ભય શો?" તે સમયે તેઓ બકુલતલાના ઘાટ ઉપર બેઠા હતા. ઉપરોક્ત વિચાર થતાંજ તેમના મનમાં સંપૂર્ણ રીતે કામવૃત્તિ જાગૃત થઇ હતી. તેઓ કહેતા હતા કે: "તે સમયે કદાચ પ્રૌઢા કિંવા વૃદ્ધા સ્ત્રી તે રસ્તે થઇને ગમન કરતી હોત તો મ્હારૂં ધૈર્ય રહેત કે નહિ તે કહી શકતો નથી." તેટલા માટેજ તેઓ કહેતા હતા કે: "કોઇ પણ વિષય પરત્વે અભિમાન કરવાનો કોઇને અધિકાર નથી. જે આજે છે તે કાલે રહી શકતું નથી, અર્થાત્ આજે જે વિચારો—પ્રતિજ્ઞા—કરીએ છીએ તે કાલે ટકી શકતાં નથી. (મન એવુંજ ચંચળ છે.) મનમાં કયે સમયે કયા વિચારો ઉત્પન્ન થશે તે કોણ કહી શકે એમ છે?"

જીવશિક્ષા અને લોકોનું હિત થાય એવાં કાર્ય, વગેરે સંબંધી તેઓનો મત તદ્દન વિરૂદ્ધ હતો. તેઓ ઇચ્છાપૂર્વક કદી પણ કોઇને કંઇ પણ ઉપદેશ દેતા નહિ. એક સમયે બ્રાહ્મણી તેમને ધર્મપ્રચાર કાર્યમાં પ્રવૃત્ત થવા માટે કેટલો બધો આગ્રહ કરતી અને કહેતી કે: "ભાવાવસ્થામાં (સમાધિવસ્થામાંજ) ઘરમાં બેસી રહેજો." પરમહંસદેવને વારંવાર એ પ્રમાણે કહેવાથી તેઓ ગુસ્સે થઇ બોલી ઉઠતા કે: "કાલી (દેવી) જે કરશે તેજ થશે." તેઓ હમેશાં એવોજ ઉત્તર દેતા.

પરમહંસદેવને અભિમાન નહિ હોવાથી તેઓ સ્વેચ્છાપૂર્વક કિંવા મનમાં કોઇ પણ વિષયનો સંકલ્પ કરીને કોઇ પણ કાર્ય શકતા નહિ. જે સમયે જે કાંઇ કરતા તે સમાધિ સ્થિતિમાંજ થઈ જતું. તેઓ ઉપદેશ દેતાં બોલતા કે: "સર્વે મનુષ્યોએ વંટોળીયાનાં પાંદડાં થવું ઉચિત છે. વંટોળીયાનો પવન વૃક્ષના પાંદડાંને જે દિશામાં ઘસડી જાય છે તે દિશામાં તેઓ જઇ પડે છે. તે સમયે પાંદડાંને અભિમાન થતું નથી કે: અમે મહેનત કરીને અમુક દિશામાં ગમન કરીએ છીએ. વળી તેઓ પવન ઉપર પણ ગુસ્સે થતાં નથી." પરમહંસદેવ, વાસ્તવિક રીતે એવી સ્થીતિમાંજ રહેતા. તેઓ કોઇ પણ પ્રસંગે, કોઇ પણ મનુષ્યને કાલી (માતા) ની ઇચ્છા સિવાય કાંઇ પણ વાત કહેતા નહિ. અનેક સમયે મનુષ્યો જોતાં કે: તેઓ કાંઇ બોલે છે પરંતુ વાસ્તવિક રીતે જોતાં તેઓ કશું બોલતાજ નહિ. એ વિષય સાધારણ મનુષ્યો સમજી શકે એમ નથી, તેમ છતાં તે સમજાવવાનો કંઇક પ્રયત્ન કરવામાં આવે છે. જેમ કામક્રોધાદિ ઉદ્દીપ્ત થતાં મનુષ્યો જે કાર્યો કરી શકે છે, પણ સાધારણ અવસ્થામાં તેવાંજ કાર્યો કદી પણ થઇ શકતાં નથી. અને અનેક મનુષ્યો કામ, ક્રોધાદિ રિપુના પરાક્રમથી કોઇ પણ પ્રકારનું અવૈધ આચરણ કર્યા પછી તેને પોતાનાં તેવાં કૃત્યનો પશ્ચાતાપ થાય છે. આ સ્થળે જેમ તે મનુષ્યોને તે પ્રકારની ભાવના તેવાંજ કાર્યો કરાવી લે છે, તેજ પ્રમાણે પરમહંસદેવ સર્વ કાર્યો ઇશ્વિરની ભાવનાથીજ કરી શકતા હતા. તેઓના પોતાના શરીરમાં ઇશ્વરભાવ ઉદ્દીપ્ત થતો. તેઓ પોતાનેજ ઇશ્વર માનતા. પ્રથમજ કહેવામાં આવ્યું છે કે: આ વાત સમજવી બહુ કઠિન છે. ઇશ્વરની ભાવનાથી ઇશ્વરીકાર્ય તેઓ ન કરી શકે તો અમાનુષિક-દૈવી કાર્યો કરી શકે પણ કોણ વારૂ? બાલ્યાવસ્થામાં, કિશોર અવસ્થામાં, યુવાવસ્થામાં, અને પ્રૌઢાવસ્થામાં તેમણે જે જે કાર્યો કર્યાં છે, તે વર્તમાનકાલમાં તદ્દન અસ્વાભાવિક-અસાધારણ રૂપે જાણી શકાય છે, પરંતુ તે સર્વ બનાવો કલ્પિત નથી. (તેમના જીવનવ્રતમાં કથેલા ચમત્કારો કાંઇ અસત્ય-વાક્-જાળ નથી.) તે સર્વ યથાર્થ બનેલા, અનેક મનુષ્યોએ-ભક્તોએ-નજરે જોયેલા બનાવો છે. જે મનુષ્યમાં અમાનુષિક કાર્યો કરવાની શક્તિ છે તે મનુષ્યની

શક્તિને ઐશ્વરિક શક્તિ કહ્યા વિના ચાલે તેમ નથી–અરે ! બીજો ઉપાયજ નથી. એવી ઐશ્વરિક શક્તિનાં કાર્યો તેમનાદ્વારા પરિપૂર્ણ થતાં હતાં તેથીજ જે અભાવનીય અને અચિન્તનીય વિષયો હતા તે પણ તેમના દ્વારા પરિપૂર્ણ થયા છે.

કહેવામાં આવ્યું છે કે: પરમહંસદેવ વધારે લખી વાંચી જાણતા નહતા, અને તે બંગાલી ભાષા સંબંધી કહેવામાં આવે છે. તેઓ સંસ્કૃત જાણતા નહતા, પરંતુ સર્વ પ્રકારનાં સંસ્કૃત શ્લોકો–તેના ભાવાર્થ તેઓ ઘણી સારી રીતે સમજી શકતા. માત્ર સમજી શકતા એટલુજ નહિ પણ તેમાં સમાયલું ગૂઢ રહસ્ય તેઓ સર્વને સરલ રીતે સમજાવી શકતા. અંગ્રેજી કિંવા અન્ય ભાષા તેઓ જાણતા કે નહિ તેનું કોઇ પ્રમાણ જાણવામાં આવ્યું નથી. તેમનામાં જે પાણ્ડત્ય હતું તે દ્વારા દર્શન, જડવિજ્ઞાન, મનોવિજ્ઞાન ધર્મતત્ત્વ આદિ કોઇ પણ તત્ત્વનો અભાવ નહોતો. જે મનુષ્ય મનોવિજ્ઞાનમાં પણ્ડિત જણાતા તેમની સાથે પરમહંસદેવ બીજા કોઈ વિષયની વાત કરતાજ નહિ, જે મનુષ્ય જડવિજ્ઞાનમાં પણ્ડિત જણાતા તેમને પરમહંસદેવ તે વિષયનોજ ઉપદેશ દેતા. એવી રીતે પાત્રનો વિચાર કરી તેને તેવાજ પ્રકારનો ઉપદેશ દેવો એ મનુષ્ય શક્તિની બહારનો વિષય છે. માત્ર એટલુંજ નહિ પરંતુ તેઓ પ્રસંગોપાત શાસ્ત્રની મીમાંસા પણ કરી શક્યા છે. એક સમયે અધરલાલસેન, કાશીપુરના મહિમાચન્દ્ર ચક્રવર્તિ સાથે તન્ત્ર શાસ્ત્રના કોઈ શ્લોક ઉપર વાદવિવાદ ચલાવી રહ્યા હતા. મહિમબાબુએ તે શ્લોકનો અર્થ એક પ્રકારે કર્યો હતો, અને તેમના મકાનમાં રહેતા એક પણ્ડિતજીએ તેજ શ્લોકનો અર્થ વળી એક જૂદેજ પ્રકારે કર્યો હતો. અધરબાબુએ તે શ્લોકનો અર્થ વળી ત્રીજેજ પ્રકારે કર્યો હતો. એક બીજાના અર્થ મળતા નહિ આવવાથી તે શ્લોકના અર્થનું સ્પષ્ટીકરણ થયું નહિ. ત્યાંથી અધરબાબુ પરમહંસદેવની પાસે ગયા છતાં તેમણે તે શ્લોક બાબત કશી વાતચિત કરી નહિ. કારણ કે: પરમહંસદેવ શાસ્ત્ર ભણ્યા નહોતા. તેથી એ વિષય તેમના અધિકારની બહારનો તેઓ જાણતા હતા. અધરબાબુ બેઠા હતા, એટલામાં પરમહંસદેવને સમાધિ સ્થીતિ પ્રાપ્ત થઇ. તેમણે તેવીજ

સ્થીતિમાં અધરબાબુ સાથે વાત કરી અને પેલા શ્લોકોનો બહુ સારી રીતે અર્થ કહી સંભળાવ્યો. એ સાંભળી અધરબાબુના આશ્ચર્યની સીમા રહી નહિ! ખાસ આવશ્યક્તા નહિ જણાતી ત્યાં સુધી પરમહંસદેવની કથન-શક્તિનો પરિચય પ્રકટ થતો નહિ. એવા પ્રકારની શક્તિનો વિકાશ થતાં તેઓ કહેતા કે: "જેમ અગાસીનું પાણી નળમાંથી અથવા બનાવટી વાઘના મુખમાંથી અથવા બનાવટી કુતરાના અથવા બનાવટી મનુષ્યના મુખમાંથી નીચે પૃથ્વી પર પડે છે, નીચેથી અગાશીમાંનું પાણી જણાતું નથી પણ જે વસ્તુદ્વારા તે પડે છે તે વસ્તુજ જણાય છે. જોનાર લોકો તો એમજ જાણે છે કે: નળ, વાઘ, કિંવા કૂતરા-મનુષ્યના મુખમાંથીજ જળ પડે છે. તેજ પ્રમાણે હરિકથા જે પ્રકટ થાય છે તે સર્વ અંદરથી તો હરિજ બોલે છે. માત્ર તે કથા પ્રકટ થવાના સાધનરૂપે મનુષ્ય, વાઘ, કૂતરાનું મુખ કિંવા નળ જોવામાં આવે છે." પરમહંસદેવનું કહેવું પોતાને માટે તદ્દન સત્યજ હતું, તેમાં જરા સંદેહ નહિ.

પરમહંસદેવ મહાન સન્યાસી, મહાન ગૃહસ્થાશ્રમી, મહાન ભક્ત, અને મહાન જ્ઞાની હતા. તેમને કોઇપણ વસ્તુનું પ્રયોજન નહોતું. સ્ત્રી કહો, પુત્ર કહો, કન્યા કહો, માતા કહો, પિતા કહો, ભાઇ કહો, વસ્ત્ર કહો, અર્થ કહો, કોઇપણ વસ્તુની તેમને આવશ્યકતા જણાતી નહોતી. તેઓ એમાંની કોઇપણ વસ્તુ સાથે સંબંધ રાખતા નહિં, તેમ છતાં જે સર્વ મનુષ્યો એ પ્રકારની વસ્તુઓ સાથે વિવિધ પ્રકારનો સંબંધ સ્થાપન કરીને સંસાર ચલાવી રહ્યા છે, તેમના કરતાં પણ તેઓ સંસારી હતા. પોતાની પરણેલી સ્ત્રી સાથે કોઇપણ પ્રકારનો શરીર-સંબંધ રાખતા નહિં તેમ છતાં તેનો ત્યાગ કર્યો નહોતો. તેને કાળી-સર્પિણી કહીને તેનો તિરસ્કાર કરતા નહિ! તિરોભાવ (પરલોક ગમન)ના દિવસ પર્યંત તેમણે પોતાની સ્ત્રીને-ગમે તે હેતુથી પણ તેને-પોતાની સાથેજ રાખી હતી. તેમને પેટે સંતાન થયાં જણાતાં નહોતાં પરંતુ અમારા જેવા અનેક ભક્તો તેમના સંતાનરૂપે વિદ્યમાન છે. અમારા કલ્યાણને માટે તેઓ જે પ્રકારે વ્યગ્રચિત્ત રહેતા તે પ્રમાણે અમારા માતા-પિતા પણ વ્યગ્ર જણાતાં નહિં. જાણે અમારાં કલ્યાણકારક માતાપિતા તો

તેઓજ હતાં. એક સમયે અમારે ઘેર કૉલેરાનો જન્મ થતાં અલ્પ દિવસમાંજ ત્રણ સંતાન કાળના મુખમાં જઇ પડયાં, તેથી એક રવિવારે અમે તેમની પાસે જઇ શકયા નહોતા. અમારી સ્થીતિ તેમના જાણુવામાં આવતાં તેમણે સુરેન્દ્ર બાબુને પૂછયું હતું કેઃ " તેઓ (અમે આજે રવિવારે) તેમની પાસે જઇ શકયા નહિં તેનું કારણ શું? એ બધા બહુ મ્હોટી વિપદમાં પડયા છે. તમે તેમને ત્યાં જઇ તેમની ખબર લાવજો." તે પછી અમે જયારે તેમનાં દર્શને ગયા ત્યારે અમે તેમને અમારે માટે આકુળ-વ્યાકુળ થતા જોઇ એવુંજ ધાર્યું કેઃ અમારે માટે અમારા માતાપિતા જેટલાં દુઃખી નહોતાં તેના કરતાં કેટલે બધે દરજ્જે વધારે તેઓ વ્યાકુળ અને દુઃખી થયા છે તેની અમને સમજણ પડી નહિં. તેઓ તો સન્યાસી હતા. તેમને એ બધી ઉપાધિ શી? તેમને વળી સુખ-દુઃખ-વ્યગ્રતા કેવી? તેમને માયિક દુઃખ શા માટે થવું જોઇએ? પરંતુ તેમના હૃદયનો ભાવ કોણ સમજી શકે એમ .હતું? ત્યાર પછી તેમણે અમને પણ તેમના જેવાજ ભાવમાં બદલી નાંખ્યા. ભક્ત કે અભક્ત; પ્રત્યેક આત્માનું દુઃખ જોઇ તેઓ અશ્રુપાત કરતા. એક દિવસ કાલીમંદિરમાં એક દરિદ્ર-કંગાલ ભિક્ષુક ત્રણ ચાર દિવસ પ્રસાદ લેવા આવ્યો હતો. તેને ત્રણ દિવસથી વધારે દિવસ પર્યંત પ્રસાદ લેવા આવતો જોઇ દ્વારવાને તેને ધક્કો મારી કાઢી મૂકયો હતો. એ વાત સાંભળી પરમહંસદેવ રોદન કરવા લાગ્યા, અને બોલ્યા કેઃ " માતા! ત્હારો એવોજ ન્યાય? અહા! એ કૉળીઆ અનાજને માટે માર ખાવો પડયો!" મહારાજશ્રીના મુખમાંથી એ વાકય સાંભળતાંજ અમારૂં હૃદય ચિરાઇ જવા લાગ્યું! અમે પણ તેમની સાથે રડવા લાગ્યા! પરમહંસદેવનું હૃદય દયાથી બંધાયું હતું. (કહો કે દયાના પરમાણુઓથી રચાયું હતું.) અથવા બીજા શબ્દોમાં કહીએ તો, જે મહાત્માના હૃદયમાં દયામય (ભગવાન) વિરાજ્યા હતા તે સ્થાનનો ન્યાય કઠોર હોયજ કેમ? તેઓનો આત્મા જેને માટે વ્યગ્રચિત્ત, તેઓનો આત્મા જેને માટે ચિન્તાતુર, જે આત્માને માટે તેમના નેત્રમાંથી જળધારા પડતી તે મનુષ્યોનું કેટલું બધું સૌભાગ્ય? જે મનુષ્યના હૃદયની વ્યથથી પરમહંસદેવનું હૃદય વ્યથિત થયું તેને વળી દુઃખ કેવું? તેજક્ષણે એક મનુષ્યે

આવી સમાચાર નિવેદન કર્યા કેઃ "ત્રૈલોક્ય બાબુએ તે કંગાલ–ભિક્ષુકને એક રૂપિયો દાન આપ્યો છે અને હવે પછી (કાલીમંદિરમાં ભોજન લેવા માટે), તેને કોઇ નિષેધ કરશે નહિ." એ સાંભળતાંજ પરમહંસદેવને અટ્ટ-હાસ્ય આવ્યું. હો હો ધ્વનિથી હસતાં હસતાં તેમના પેટે વળ પડયા! એ હસવું ખાળી શકાયું નહિ. તેઓ અમારી સામાજીક ઉન્નતિ સંબંધી નિત્ય વિચાર કરતા. "આટલા રૂપિયા પગારથી અમુકનું પોષણ થતું નહિં હોય, અમુકને મહિને આટલો ખર્ચ છે, તેને બીજા થોડા રૂપિયાની આવશ્યકતા છે, વગેરે." એવા અનેક વિચારો કરતા. તેઓશ્રી જે મનુષ્યને માટે ચિન્તા કરતા તેનું કાર્ય થતાં વિલંબ કેટલો? એ સંબંધી એક દ્રષ્ટાંત્ અત્રે સાદર કરવામાં આવે છે. તેમના એક ભક્તનો પગાર ઘણો ઓછો હતો. પોતાનો પગાર વધવા માટે તેણે પોતાના ઉપરી અધિકારીને અરજી કરી. એક ભક્તને મુખેથી એ સંબંધી હકિગત સાંભળી પરમહંસદેવે કહ્યુંઃ "અરેરે! એટલા પગારમાં તેનું પૂરૂં થતું નથી. શું તેનો પગાર વધશે ખરો કે?" ભક્તે ઉત્તર દીધોઃ "આપ દયામય જેને માટે ચિન્તા કરી રહ્યા છો–તેને માટે–ત્યાં પછી બાકી શું રહેશે? હા, અવસ્ય વધશે. વધશે શું વધ્યો છે." આશ્ચર્યની વાત! એ સમયે નામદાર સરકારના બજેટમાં પૈસાની ઘણી જરૂર જણાતી હતી. યુદ્ધને માટે સર્વ પ્રકારના ખર્ચમાં ઓછું કરવામાં આવતું હતુ. પરંતુ પેલા ભક્તને પોતાનો પગાર વધવાની જેટલી આશા હતી તેના કરતાં બમણો પગાર વધ્યો! આશ્ચર્ય તો એટલા માટેજ કહેવું પડે છે કેઃ જે કોઇ સરકારી નોકર કોઇપણ કાર્યને માટે જેટલા રૂપિયાની માંગણી કરતા તે તેમના ઉપરી અધિકારીઓ મંજુરજ કરતા નહિ, ઉલ્ટું તેમાં કંઇક ઓછુંજ કરતા. પરંતુ પ્રાર્થના કરતાં કોઇએ બમણું આપ્યું હોય એવું કોઇપણ દિવસ સાંભ-ળ્યું છે કે? ઉપરોક્ત ભક્તના સંબંધમાં ગુરૂ કૃપાથી તેમજ બન્યું હતું. કેવી ગુરૂકૃપા? ભક્તિનો કેવો પ્રતાપ?

જે બાળકો જે વસ્તુને ચ્હાતાં હોય છે તેને માટે તે વસ્તુ તેનાં માતા પિતા સંગ્રહ કરી રાખે છે. જે વસ્તુ જે બાળકને ભાવતી હોય તે પોતે નહિં ખાતાં પોતાનાં બાળકને માટે પૈસા ખર્ચીને પણ લઇ રાખે છે તેમ

પરમહંસદેવ પણ પોતાના ભક્તોને માટે કરતા. જે સેવક મિષ્ટાન્ન ખાઇને રાજી થતો, તેને માટે તેઓ મિષ્ટાન્ન રાખી મુકતા. કોઇ કોઇ ભક્તને ઘેર જઇ બદામ, બેદાના દ્રાક્ષ, આલુ, અંજીર, બડા બજારમાં વેચાતી દુધની સામગ્રી વગેરે પોતે જાતે જઇને આપી આવતા. પોતાનાથી નહિં જવાતું ત્યારે અન્ય મનુષ્યો સાથે તેને ઘેર મોકલી દેતા. તે માટેજ કહેવું પડે છે કે: તેમને પુત્ર કન્યાઓ હતાં. એવું પણ જોવામાં આવ્યું છે કે: એક ભક્ત પોતાનું સન્તાન લઇને મહારાજના દર્શને ગયો હતો. તે વખતે મહારાજે તેની સ્ત્રીને રૂપિયા આપી તેના પુત્રને રમાડવાને માગણી કરી હતી. તેઓ કોઇને રૂપિયા, કોઇને કોટ, અને કોઇને ચાદર, એ પ્રમાણે જેને જે વસ્તુનું પ્રયોજન જણાતું તેને તે વસ્તુ આપતા. એક દિવસ તેમના કોઈ ભક્તને કાંઇ પણ કહ્યા વગર એક ગરમ વસ્ત્ર આપી દીધું હતું. કારણ પૂછતાં તેમણે કહ્યું કે: “બસ, આપી દીધું. તમે ખુશીથી લઇ જાઓ.” પાછળથી સાંભળવામાં આવ્યું કે: તે દિવસે તેમનાં (મહારાજશ્રીનાં) માતાનું એક ગરમ વસ્ત્ર ખોવાઈ ગયેલું હતું. જો કે બરાબર યાદ નથી છતાં જાણવામાં આવ્યું છે કે: તેમની માતાને તેમણે એક ગરમ વસ્ત્ર પૂરૂં પાડયું હતું. અનેક મનુષ્યો કદાચ એમ ધારશે કે: પોતાના ભક્તને એક સામાન્ય વસ્તુ આપી તેનું શું કલ્યાણ કરી નાંખ્યું છે ? પરંતુ મહારાજશ્રીનાં એવાં કાર્યના અંતરમાં પણ કંઇક અર્થ સમાયલો છે. મહારાજશ્રી કહેતા કે: જેને જે વસ્તુની જરૂર છે તેના કરતાં તેને વિશેષ પ્રાપ્ત થતાં અવસ્ય ગડબડાધ્યાય ઉપસ્થિત થશે. ગરનાળા નીચેનું જળ જેમ એક ખેતરમાંથી બીજા ખેતરમાં જઇ શકે છે—ગરનાળાની નીચે ટકી શકતું નથી તેજ પ્રમાણે ભક્તોનું પણ જાણવું. આહાર વિના તેઓ મૃત્યુ પામવાના નથી. તે અધિક પ્રમાણમાં થતાં નષ્ટ પણ થવાશે નહિ. એ દ્વારા રજઃ અને તમોગુણની અધિકતા વૃદ્ધિ પામે છે.

પરમહંસદેવ કોઇની પાસેથી કોઇ પણ વસ્તુ (દક્ષિણા, વસ્ત્ર, આદિ) ગ્રહણ કરતા નહિ. તેઓ તો કહેતા કે: “હું કોઇનું કાંઇ પણ ગ્રહણ કરતો નથી.” પરંતુ એ ઉપર અનેક ચર્ચા થતી. જો કે તેઓ રાણી રાસમણિના દેવાલયમાં નિવાસ કરતા, કિંતુ પોતાના કથન પ્રમાણે ત્યાંથી તેઓ કાંઈ

પણ લેતા નહિ એમ કબુલ કરવુંજ પડશે તેમ છતાં મંદિરની સર્વ આહાર–સામગ્રી ગ્રહણ• કરતા. એ વિષય જાણવામાં આવતાં સર્વ જનસમાજમાં શંકા ઉપસ્થિત થાય એમાં વળી આશ્ચર્ય શું ? એ કારણથીજ તેમને અનેક મનુષ્યો દોષ દેતા અને હજી પણ દે છે, પરંતુ સ્થુલદર્શી મનુષ્યો, મહાપુરૂષોનાં ચરિત્રનો જો સહજે અર્થ કરી (દ્રવ્ય મેળવનારી) વિદ્યા–બુદ્ધિ દ્વારા ભેદ પામી શકત તો ધર્મ કર્મની શ્રેષ્ઠતા રહેતજ નહિ. જો તેમજ હોત તો વર્તમાન શતાબ્દીના, મ્હોટી મ્હોટી પરીક્ષા પાસ કરેલા બાબુઓ, મહારાજશ્રી જેવા નિરક્ષર મનુષ્યના ચરણ આગળ લાંબા થઇ આળોટતા હોત ખરા કે ? જો તેમજ હોત તો મહાન બ્રાહ્મ કેશવચંદ્રસેન જેવા અનેક વિદ્વાનો મહારાજશ્રીની ચરણરજની આશાએ બે હાથ જોડી તેમના સ્હામે આશાતુર મુખે ઉભા રહ્યા હોત ખરા કે ? જો તેમજ હોત–અર્થાત્ મહારાજશ્રી ઢોંગ કરતા હોત તો પ્રતાપબાબુ જેવા પ્રતાપી ગૃહસ્થો તેમનાં ચરણ તળાસવાની યાચના કરતા હોત ખરા કે ? જો તેમજ હોત તો વિજયી વિજયબાબુ "જય ! રામકૃષ્ણનો જય !" એવો ધ્વનિ કરી રાજમાર્ગમાં નૃત્ય કરી શકત ખરા કે ? તે ગમે તેમ હો, પરમહંસદેવ કયા કારણથી "હું કોઇનું કાંઇ પણ ગ્રહણ કરતો નથી." એ શબ્દોનો ઉપયોગ કરતા તે અમે તેમને મુખેથી સાંભળ્યું નથી. એ ખુલાસો પૂછવાનું અમે સાહસ કરી શક્યા નહોતા. અમે જે સમયે સૌથી પ્રથમ તેમની પાસે આવજા કરવાનું શરૂ કર્યું તે સમયે કેટલાક દિવસ પર્યંત શનિવારની રાત્રિ શેષ થતાં પહેલાં અમે કલકત્તાથી પગે ચાલતા દક્ષિણેશ્વર પ્રયાણ કરતા. મધ્યાન્હે ત્યાં પ્રસાદ લેતા. એ પ્રમાણે કેટલાક માસ વીત્યા પછી અમે પરસ્પર કહેવા લાગ્યા કે: "ઠીક મઝા ચાલે છે. પરમહંસદેવ કેટલા બધા પ્રેમથી આપણને માન આપી આહાર કરાવે છે !" આશ્ચર્યનો વિષય કે: તેજ દિવસે સાંજે તેમણે અમને બોલાવી કહ્યું કે: "તમે અહિં શા માટે આહાર કરો છો ? આ સ્થાન કાંઇ તમારે માટે બંધાવ્યું નથી. આ તો સન્યાસી ફકીરોને માટે•છે. અહિનું અન્ન ખાવાથી ગૃહસ્થાશ્રમીઓનું અકલ્યાણ થશે. એક દિવસ એક મનુષ્યે આ સ્થળે એક ચલમ તમાકુ પીધી હતી. તેણે જતી વખતે એક

પૈસો આપ્યો હતો.” અહા ! એ સાંભળી અમારાં નેત્રો સ્થિર થઈ ગયાં ! અમે મનમાં ને મનમાંજ અમને પોતાને હજારો ધિક્કાર દેવા લાગ્યા ! તે દિવસથી અમે ખાવાનું અમારી સાથે લઇ જવા લાગ્યા. દોલપૂર્ણિમાના પહેલા રવિવારે અમે જ્યારે મહારાજશ્રીને પ્રણામ કરી ઘેર જવાની રજા માગી ત્યારે દોલઉત્સવને દિવસે ત્યાં ભોજન લેવાનું તેમણે અમને નિમંત્રણ કર્યું. તેમની આજ્ઞાનું કોણ ઉલ્લંઘન કરી શકે ? તે સમયે તો તેમની આજ્ઞા સ્વીકારી પરંતુ દેવાલયથી બહાર નીકળ્યા પછી અમને વિચારો ઉપજ્યા કે જેમણે એક દિવસ જે કાર્ય કરવાનો નિષેધ કર્યો છે તેમણે પોતેજ પુનઃ આજે તે કાર્ય કરવાની અમને આજ્ઞા ફરમાવી ! એનો નિર્ણય શી રીતે થઇ શકે ? જનસમાજ જે વિષય લઇને ચર્ચા કરતા તેનું આજે અમને પ્રત્યક્ષ પ્રમાણ મળ્યું પરંતુ તે સમયે અમે કંઇ પણ સમજી શક્યા નહિ. કેટલાક દિવસ વીત્યા પછી પરમહંસદેવના કથનનાં બે કારણો સમજવામાં આવ્યાં. પ્રથમ તો એ કેઃ એ દેવાલય ઉપર રાણી રાસમણિનો કશોએ અધિકાર નહોતો. (કારણ કે તેણે તો સર્વ દેવ-દેવીઓને નામે સમર્પણ કરી દીધું હતું) માત્ર કેટલાંક શિવાલયો તેમના નામથી પ્રતિષ્ઠિત થયાં હતાં. તેની સાથે રાસમણિનો સંબંધ હતો ત્યારે તે સાથે પરમહંસદેવનો કશો સંબંધ નહતો. કાલીમાતા અને શ્રીરાધાકૃષ્ણના મંદિરો ગુરૂના નામ ઉપર હોવાથી તેની સાથેનો રાસમણિનો સંબંધ ટૂટી ગયો હતો. એ બન્ને દેવળોમાં જે કાંઇ ભોગ-રાગ થતા તે મહારાજશ્રીને માટેજ, તેથીજ તે મહારાજ ગ્રહણ કરતા. તે પ્રસાદમાંથી કોઇને કમાણી કરવાની નહોતી. તેમ હોવાથી મહારાજશ્રી કહેતા કેઃ “હું કોઇનું કાંઇ ગ્રહણ કરતો નથી.” એ વાક્ય અસત્ય નહોતું-તદ્દન સત્યજ હતું. કારણકેઃ કાલીમાતાના નામ ઉપર જે વિષય સમ્પતિ અર્પણ કરવામાં આવી હતી તે ઉપર રાસમણિનો કશો હક્કજ નહોતો. તે સર્વ વસ્તુઓ કાલીમાતાનીજ હતી. રાસમણિ તદ્દન ખાલી થઈ ગઇ હતી અને દેવીને અર્પણ કર્યું હતું. દાન ગ્રહણ કરવા માટે જો કાંઈ પણ દોષ કે ગુણ થયો હોય તો તે રાસમણિ અને કાલીમાતા પ્રત્યે છે. પરમહંસદેવ શામાટે દેવીને અર્પણ થતી વસ્તુ-વિષય-સમ્પત્તિમાંથી થોડા ઘણાનો પણ ઉપયોગ કરે છે ? તેનો ન્યાય

કરવાનો અધિકાર કાલીમાતાને છે. માતાના સેવક–સંતાનો તેની સમ્પત્તિનો ઉપભોગ કરે એમાં વળી આશ્ચર્ય શું ? જો અન્યની સેવા કરનાર મનુષ્યો તેમાં ભાગ પડાવે તો પછી કાલીના ખાસ સેવકો–નોકરો ક્યાં જાય ? એજ કારણથી મહારાજશ્રી ગૃહસ્થાશ્રમીઓને " નિત્ય ત્યાં ભોજન લેવામાં પાપ છે. " એમ કહેતા.

દ્વિતીય કારણ એ છે કેઃ પરમહંસદેવે કેટલાક દિવસ પર્યંત ત્યાં ( કાલી મંદિરમાં ) નોકરી કરી હતી. જે સમયે નોકરી કરતા તે સમયે નોકરીના બદલામાં પગાર અને ખોરાકી પોષાકી મેળવતા. જ્યાં સુધી તેમનામાં શક્તિ હતી ત્યાં સુધી પરસ્પર વિનિમય થઇ કાર્ય ચાલતું. જ્યારે તેઓ અશક્ત થયા ત્યારે તેમની પૂર્વની શક્તિ દેવીની સેવામાં વ્યય થઇ ગઇ છે એમ જાણી, કાલીના સેવકોએ તેમને તેવીજ સ્થિતિમાં જીવનપર્યંત પાલન પોષણ કરવાની વ્યવસ્થા કરી હતી. જો કે બંગાલીઓને પેન્શન આપવાનો રિવાજ પ્રચલિત નથી, કિંતુ એવાં દ્રષ્ટાંતો એકદમ નષ્ટ પણ થયા નથી. રામપ્રસાદના ઇતિહાસમાં પેન્શન સંબંધી ઉલ્લેખ થયો છે. એટલે " હું કોઇનું કાંઇ પણ ગ્રહણ કરતો નથી. " એવું બોલવાનો પરમહંસદેવનો વિલક્ષણ અધિકાર હતો. પેન્શન મેળવવું એ કાંઇ દાનના લેખામાં નથી. તેટલા માટેજ કહેવું પડે છે કેઃ " પરમહંસદેવ એક વિચિત્ર પ્રકારના સન્યાસી હતા. સન્યાસી પણ હતા અને વળી ગૃહસ્થાશ્રમી પણ હતા."

કહેવામાં આવે છે કેઃ પરમહંસદેવે સર્વ ધર્મ પ્રણાલીઓનું સાધનદ્વારા સંશોધન કરી તેને બે વિભાગમાં વહેંચી દીધી હતી. જેમ કેઃ જ્ઞાન વા આત્મતત્વ અને ભક્તિ અથવા લીલાતત્વ. પરમહંસદેવ જ્ઞાનીના શિરોમણિ બનતા અર્થાત્ જ્યારે જ્ઞાનમાર્ગે ભ્રમણ કરતા તે સમયે સાકારભાવ અને પ્રેમ વગેરે કાંઇ પણ તેમના મનમાં સ્થાન મેળવતું નહિ. તેઓ માત્ર નિર્વિકલ્પ સમાધિમાંજ નિમગ્ન રહેતા. તે સમયે કોઇ પણ પ્રકારે તેમની સમાધિનો ભંગ થઇ શકતો નહિ, એટલુંજ નહિ પણ " ૐ તત્ સત્ " માંના "તત્" વ્યતીત "સત્" શબ્દનો પણ પ્રયોગ કરી શકતા નહિ. તે સમયે તેઓ સર્વ તન્મય જોતા અને તેવુંજ સમજતા. સત્ શબ્દદ્વારા દ્વૈતભાવ

ઉપજે છે, અર્થાત્ સત્ શબ્દ બોલતાં અસત્ શબ્દનું અનુમાન થાય છે. પરંતુ તેમના સાધનમાં તો સત્ અને અસત્નો એકાકાર કરવામાં આવ્યો હતો.

લીલા અથવા ભક્તિભાવ પરત્વે તેમના જ્વલંત દ્રષ્ટાંતના પ્રભાવે આધુનિક નિરાકાર વાદીઓએ પણ સાકારભાવનું અવલંબન કર્યું હતું. તેઓ જે સમયે કાલી માતા સાથે વાતચિત કરતા તે વાતો સાંભળી કોણ કહી શકતું કે તે દેવી ત્યાં સાક્ષાત્ નથી? એક સમયે દોલોત્સવને દિવસે કીર્તન કરતાં કરતાં તેમણે એક ચરણ ગાવા માંડયું. "सब सखीगण तोरा साक्षी थाक, आज फाग् रणे तुमि हार कि आमि ारि!" (અર્થઃ સર્વ સખીઓ તમે સાક્ષી રહેજો. ફાગ રણભૂમિમાં આજે હું હારૂં છું કે તમે હારો છો.) તે સમયે મહારાજશ્રી પોતે જાણે શ્રીરાધા બન્યા અને શ્રીકૃષ્ણને ઉદ્દેશી ઉપરનું ગાન ગાવા લાગ્યા. પ્રસંગોપાત તેઓ દોડતા જઈ જમણા હાથની તર્જની આંગળીદ્વારા શ્રી કૃષ્ણના વક્ષઃ પ્રદેશનો સ્પર્શ કરી "तुमि हार" (તમે હાર્યા) એમ બોલવા લાગ્યા. જાણે તે દ્રષ્ય જોતા મનમાં એવું થતું હતું કે: જગતમાં, રાધાકૃષ્ણના પ્રેમવિહાર કરતાં સર્વોત્કૃષ્ટ ભાવ બીજો કોઇ હશે. અહા! તે દિવસના બનાવનું હજી પણ સ્મરણ થતાં અમે સ્તબ્ધ—આશ્ચર્ય થઈ જઇએ છીએ. ભગવાન્! અમને બળ આપો, અમને કિંચિત્ કૃપાનું દાન કરો, કે જેથી અમે તે અદ્ભૂત શ્રી રામકૃષ્ણ પરમહંસનું જીવન ચરિત્ર કિંચિત્ પ્રમાણમાં પણ લખવા શક્તિમાન થઇએ. અમે સર્વેએ નેત્રવડે—નજરો નજર—જોયું છે, પ્રાણનો અનુભવ થયો છે, પરંતુ અમારામાં શક્તિ આવતી નથી, ભાવ ઉત્પન્ન થતા નથી, શબ્દો જડતા નથી, કે જેથી તેનો કિંચિત્ આભાસ પણ પ્રકટ કરી શકીએ. એક વખત શિવપૂર નિવાસી શ્યામાચરણ પણ્ડિત મહાશયે પરમહંસદેવને પૂછ્યું હતું કે: "મહાશય! ઇશ્વર—દર્શન કરતી વખત આપને કેવો અનુભવ થાય છે? એ વાત સાંભળવાનું મ્હને બહુ મન થાય છે." પરમહંસદેવે સ્મિત હાસ્ય કરી કહ્યું: "સાંભળો! એક દિવસ પાતઃકાલને સમયે બે સમાન વયની યુવતીઓ નદીએથી જળ ભરી આવતી હતી. તે સમયે વાત કરતાં એકે બીજીને પૂછ્યું: બ્હેન! તું તો કાલે રાતે સાસરે ગઇ'તી ખરૂં કે?" બીજીએ ઉત્તર દીધો

"હા." પહેલીએ કહ્યું: "રાતે ત્હેં પતિ સાથે કેવો આનંદ ભોગવ્યો?" "બીજીએ કહ્યું: "બ્હેન! તે સુખ કંઇ મુખેથી વર્ણવી શકાય ખરૂં કે? તે તો તું જ્યારે પતિને ઘેર જઇ રાતે આનંદ ભોગવશે ત્યારેજ ત્હને ખબર પડશે." ઇશ્વરનું રૂપ કેવું છે? ઇશ્વર કેવો છે? તેમનાં દર્શન થતાં કેવા પ્રકારનો આનંદ થાય છે તે શું મ્હોઢેથી કહી શકાય ખરૂં? પણ્ડિતજી! તે તો જેને અનુભવ થાય તેજ જાણે." પરમહંસદેવને મુખેથી એ પ્રમાણે ખુલાસો સાંભળી પણ્ડિતજી શ્યામાચરણ રોદન કરવા લાગ્યા. તે કથનના રહસ્યનું અમને આજે સ્મરણ થાય છે. હવે અમે સમજી શક્યા છીએ કે: ઇશ્વર દર્શનથી કેવું સુખ–કેવો આનંદ પ્રાપ્ત થાય છે. તેને માટે તો અનુભવજ કરવો જોઇએ. તે કાંઇ મોઢેથી વર્ણવી શકાય તેમ નથી.

એ પ્રમાણે પરમહંસદેવ એક તરફ જ્ઞાન અને બીજી તરફ ભક્તિ, ઉભય પ્રકારના મતના હોવા છતાં કયે સમયે કેવા ભાવથી રહેતા તે કોણ જાણી શકે એમ હતું? તેટલા માટેજ તેઓ ક્વચિત્ જ્ઞાની, ક્વચિત્ ભક્ત અને ક્વચિત એ બન્નેના સરખા ભાવથી અવસ્થિત કરતા હતા. તેટલા માટેજ તેઓ ક્વચિત્ ક્વચિત્ બોલતા કે: "વેદ, પુરાણ, તન્ત્રાદિ સમુદાય સત્ય છે." વળી કોઇ સમયે એ સર્વને ઉડાવી દઇ અન્તે સચ્ચિદાનંદમાં ડૂબી બેસીજ રહેતા.

તેઓ કોઇના ઉપર તિરસ્કાર દર્શાવતા નહિ. તેઓ પ્રાણિ માત્ર ઉપર સ્વાત્મા જેટલોજ ભાવ રાખતા. તેઓ ધનવાન અને દરિદ્રીમાં ભેદ માનતા નહિ. કહેવામાં આવ્યું છે કે: તેઓ ધનવાનો સાથે વિશેષ ભળતા નહિ. તેનું કારણ કંઇક જૂદુંજ હતું. તેઓ કહેતા કે: "ધનવાનોએ પૂર્વ જન્મના સંકલ્પાનુસાર દ્રવ્ય પ્રાપ્ત કર્યું છે. તેનો કેટલોક સમય પર્યંત ઉપભોગ કર્યા સિવાય તેઓ હરિ નામ સ્મરણ કરશે નહિ. કારણ કે: પ્રત્યેક મનુષ્ય પોત પોતાના સંકલ્પનો દાસ છે. જ્યારે તેમનો સંકલ્પ પૂર્ણ થવા આવશે ત્યારે તેઓ ઇશ્વર તરફ જવાનો પ્રયત્ન કરશે. ત્યારેજ તેમની ચમક ભાંગશે. તેમણે ઇચ્છાપૂર્વક જે વસ્તુ પ્રાપ્ત કરી છે તેનો ઇચ્છાપૂર્વકજ તેઓ ત્યાગ કરશે. જેમ કાંટો જે માર્ગથી શરીરમાં પ્રવેશ કરે છે તેને તે માર્ગેથીજ બહાર કાઢવો

પડે છે. જેમ કોઇ મનુષ્ય નાટકનો વેશ પહેરી રંગમંચ ઉપર આવે છે પણ તુરત તે વેશકાઢી નાંખતો નથી. જો તેમ કરે તો રસભંગ થાય પરંતુ તેને થોડો વખત સુધી પોતાનો પાઠ ભજવવો પડે છે. થોડા વખત પછી તે પોતાની મેળેજ પર્દામાં ચાલ્યો જઇ પહેરેલાં વસ્ત્રો કાઢી મોઢાનો રંગ ધોઇ નાંખે છે.

પૂર્વે લખવામાં આવ્યું છે કે: તેઓ પાત્ર જોઇનેજ ઉપદેશ આપતા. કોઇ મનુષ્યને તેઓ સન્યાસી થવાનું કહેતા. કોઇને ગૃહસ્થાશ્રમ એજ ધર્મ-શિક્ષાનું સ્થાન જણાવી ઉપદેશ આપતા, અને કોઇને કેટલાક દિવસ પર્યંત અમુક વનસ્પતિ રસ પીધા પછી પોતાની પાસે આવવાનું કહેતા. જે મનુષ્યને સન્યાસીના ભાવપૂર્વક શિક્ષા આપતા તેને સંસાર તદ્દન અપદાર્થ, તિરસ્કાર જનક છે એવું સમજાવતા. તેથી તેના હૃદયમાં એવાજ પ્રકારના સંસ્કાર બંધાઇ ગયા છે. જેઓને ગૃહસ્થાશ્રમમાં રાખી ઘરને એક કિલ્લાની સાથે સરખાવતા તેઓ સંસારમાં રહીનેજ પૂર્ણ શાંતિ પ્રાપ્ત કરી પરમાનન્દથી દિવસો નિર્ગમન કરે છે, અને જેજે મનુષ્યો વનસ્પતિના રસનું પાન કરીને અર્થાત્ સંસાર સુખનો અનુભવ કર્યા પછી સન્યાસી થયા છે તેઓ ઉભય પક્ષના પક્ષપાતી થયા છે. એ પ્રમાણે જેનો જેવો ભાવ. તેઓ સન્યાસી પણ ખરા, ગૃહસ્થાશ્રમી પણ ખરા અને ગૃહસ્થાશ્રમી—સન્યાસી પણ કહેવાય છે.

પરમહંસદેવ, સર્વ ધર્મનું સાધન કરી સર્વ ધર્મ સત્ય છે અને એક સરખા છે એવું સમજ્યા હતા. તેટલા માટેજ તેઓના મનમાં અસામ્પ્રદાયિક ભાવજ વિદ્યમાન હતો. તેથીજ સર્વ ધર્મ સમ્પ્રદાયના લોકો તેમની પાસે જઈ આનંદનો ઉપભોગ કરતા. તે માટેજ પરમહંસદેવે કોઇ સમ્પ્રદાય ચલાવ્યો નહોતો અને હવે તેમ થશે પણ નહિ, તેમ છતાંયે એક રીતે તેમનો સમ્પ્ર-દાય ચાલે છે અને ભવિષ્યમાં પણ ચાલશે એમ કહેવું પડશે. અન્ય અન્ય સમ્પ્રદાયવાળાઓ જેમ પોતાના મતને સર્વથી શ્રેષ્ઠ અને સર્વ કરતાં વિશુદ્ધ માને છે તે પ્રમાણે પરમહંસદેવે કર્યું નથી. તેઓ તો પ્રચલિત સર્વ મત-સમ્પ્રદાયને સત્યજ કહેતા. જેઓ ઇશ્વરને માનતા તેમના મતને તેઓ અભ્રાંત ગણતા. એવું માને ત્યાં તેમનો સમ્પ્રદાય શી રીતે બંધાય વારૂં? પરંતુ

તેમના શિષ્યો, ભિન્ન ભિન્ન મતાવલંબી હોવા છતાં જ્યારે તેઓ એજ સિદ્ધાંતને પુષ્ટિ આપશે ત્યારે પરોક્ષ રીતે એક મતથી-એક ભાવથી-કાર્ય પરિપૂર્ણ માની તેને એક સમ્પ્રદાય કહેવામાં ભૂલ કરશે નહિ. એવા: પ્રકારના સમ્પ્રદાયને સમ્પ્રદાય કહી શકાશે નહિ. તેમાં અન્ય સમ્પ્રદાયોના જેવો ખોટો આડંબર રહેશે નહિં, દ્વેષાદ્વેષી રહેશે નહિં, પરસ્પર તાણાતાણી રહેશે નહિ. સમ્પ્રદાયોમાં વિવાદ થાય છે તેનું કારણ શું? એક મનુષ્ય કહે છે કે: તમારી ધર્મભાવનામાં ભૂલ છે. વિશ્વાસુનો વિશ્વાસ એ કાંઇ સામાન્ય વાત નથી. આવા શબ્દો સાંભળતાંજ તે મનુષ્ય જાણે પૂંછડી કચડાયલા નિદ્રાવશ થયેલા કાળા સર્પની પેઠે ફણા ઉંચી કરી પોતાના દુશ્મનની છાતી પર દંશ કરે છે! અંતે ક્રોધની જ્વાળાથી અને દંશનથી બન્ને ધર્મ સમ્પ્રદાયોવાળાઓ બળીને ભસ્મ થાય છે! બન્નેના હૃદયમાં ઉત્પન્ન થયેલી અશાંતિરૂપી અગ્નિ બન્નેને બાળી રાખ કરે છે. પરંતુ પરમહંસદેવે જે પ્રકારની અસામ્પ્રદાયિક શિક્ષા આપી સ્વસમ્પ્રદાય તૈયાર કરવાનો પાયો રચ્યો છે તેનું જ્યારે સર્વેને નસેનસમાં શિક્ષણ મળશે ત્યારે ત્યાં અલૌકિક પ્રકારનાં સુખ અને શાંતિનું રાજ્ય સ્થાપન થશે, એ વિષયનું સ્મરણ થતાંજ હૃદય નૃત્ય કરી ઉઠે છે! એમાં કાંઇ પણ કઠિન નથી. માત્ર મનુષ્યોએ પોતપોતાનું અભિમાન થોડું ઉતારી નાંખવાથી કામ પૂર્ણ થાય છે. સુખ અને શાંતિ મેળવવા માટે અભિમાનનો નાશ થવો જોઇએ. અભિમાનરૂપી દૈત્ય સુખ-શાંતિને ઉલટ-પાલટ કરી નાંખે છે. તમે અશાંતિના રાજ્યમાં ડોકિયું કરશો તો ત્યાં અભિમાન-દૈત્ય ઉભેલો જણાશે. એ દૈત્યનો નાશ થવો જોઇએ. તેણે અનેક આત્માઓની શાંતિ-સુખનો નાશ કર્યો છે. જેઓ આત્મા માત્રને પોતાના સમાન ગણે છે, તેની લાગણીઓ પોતાના જેવીજ જાણી છે તેમને મનથી પોતાનું અને પારકું એવો ભેદ રહેતો નથી. ત્યાં પછી અહંકાર રહેતો નથી. પણ જેઓ બીજાંને પોતાનાથી હલકાં, ઉતરતાં, નીચ, તિરસ્કારજનક જાણે છે તેમનો અહંકાર તેમના મુકુટ ઉપર બિરાજે છે. અંતે ત્યાંજ અનેક પ્રકારનાં દુઃખ-ક્લેશ જોવામાં આવે છે. ત્યાંજ નાશ જોવામાં આવે છે. ત્યાંથી સુખ-શાંતિ ઉડી ગયેલી હોય છે. અનેક શ્રીમંતો ફક્ત મોટાઇ

બતાવવા ધર્મશાસ્ત્રના ગ્રન્થો વાંચે છે અને સમાહો બેસાડે છે, ભગવાનની મૂર્તિના વરઘોડા કાઢે છે અને લોકમાં ધર્મપ્રાણ કહેવડાવવાના યત્નો કરે છે પણ તેમના મન ઉકેલીને કોઇ જૂવે તો તેમાંથી "ઢાંગ, ઢાંગ, લુચ્ચાઇ, લુચ્ચાઈ, કપટ, કપટ," એવુંજ વાંચવામાં આવશે. ખરી ધર્મપ્રાણુતા ક્યાં છે? આત્મા માત્રને બંધુત્વભાવે જોવામાં, આત્મા માત્ર એક પિતા ઇશ્વરના સન્તાન-એટલે આપણા ભાઇ છે એમ જાણી તેના પ્રત્યેની ફરજો બજાવવામાંજ. કેટલાક ધર્માચાર્યો ભાગવતનાં પારાયણો કરીને અને કેટલાક ગીતાજી, દર્શનશાસ્ત્ર, શ્રુતિ, સ્મૃતિના શ્લોકો બોલી પોતાના કથન પ્રમાણે વર્તવાનો લોકોને ઉપદેશ દે છે એ તો કેવળ હાસ્યજનક છે. તેનું પ્રત્યક્ષ પ્રમાણ આજના અનેક ધર્મસમ્પ્રદાયોના સભાસદોમાં જોઇ શકાય છે. ધર્માચાર્ય અને ધર્મગ્રન્થ જે શિક્ષા-દિક્ષા આપે છે તે પ્રમાણે વર્તે છે કોણ? તેનો એક પણ શબ્દ પ્રમાણે પાળે છે કોણ? કેટલાક ધર્માચાર્યોએ ધર્મ વેચવા માંડ્યો છે. ધર્મનાં કાર્યો માટે ફી ઠરાવી છે. ફી નહિ આપે તે ન્યાત બહાર! કેટલાક ધર્માચાર્યો બીજા ધર્મસમ્પ્રદાયવાળાઓની નિંદાજ લઇ બેઠા છે! સ્વસમ્પ્રદાયનો ત્યાગ કરી અન્ય સમ્પ્રદાય પ્રમાણે વર્તનારને સખ્ત દણ્ડ આપે છે! આ બધું શું? એજ કે સ્વસમ્પ્રદાયમાં ખામી! ભાઇઓ! બીજાના સમ્પ્રદાયનું હાસ્ય કે મશ્કરી કરો છો શામાટે? બીજાના સમ્પ્રદાય ઉપર વાક્-બાણ છોડી તેનો નાશ કરવા કેમ તૈયાર છો? તમે સમ્પૂર્ણ છો તેનો વિચાર કર્યો છે ખરો? સમ્પૂર્ણ એટલે ઇશ્વર પ્રાપ્તિ કરી શકયા છો ખરા? જો તેમ હશે તો પ્રત્યેક મનુષ્યો તમારા તરફ દોડતાં આવશેજ આવશે. તે માટે તમારે ઢોલ નગારાં વગાડી લોકોને બોલાવવાની યુક્તિયો રચવી પડશે નહિ. જે જે મહાત્માઓએ ઇશ્વર પ્રાપ્ત કર્યા છે, તેઓ ગમે તેટલા વેગળા-સંકટ ભરેલાં ધામમાં હોય છે તોપણ શ્રદ્ધાળુ મનુષ્યો ધર્મ પ્રાપ્તિ માટે ત્યાં ગયા છે. તમે જીવન-મરણનો ફેરો ટાળી મુક્ત થયા હો તો ભલે તમે તેમાં આનંદ પામો, અમે બંધનમાં પડી રહીશું, અમે નીચી ગતિ પામીશું તેમાં તમારૂં શું ગયું? પ્રથમ તમે તમારી દશેન્દ્રિયો ઉપર દયા કરો, તેને વિવિધ ગતિ કરતાં રોકી તેને ઇશ્વર પ્રત્યે વાળો, અને તેને ઇશ્વરનાં દર્શન કરાવી કૃતાર્થ કરો, ત્યાર પછી તમે

બીજાને માર્ગ બતાવો. તમે તમારી ઇાન્દ્રયોને વશ કરી શક્યા નથી, તમે પ્રથમ ઇશ્વરને ઓળખ્યો નથી અને તેમ છતાં બીજા ઉપર ટીકાનાં બાણ છોડી ઇશ્વરને પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવવા જાઓ છો એ તમારૂં કયા પ્રકારનું સાહસ? આત્મબંધુઓ! શામાટે વિવાદના કિચડમાં પડી રહ્યા છો? શામાટે ગાળાગાળી કરી રહ્યા છો? શું તમને બીજું કોઇ કામકાજ નથી? સાકારે તમારૂં શું બગાડયું છે? તે નિરાકાર બતાવવાનું પગથિયું છે. છતાં તેણે શું બગાડયું છે? જેની જેવી ભક્તિ, જેની જેવી શક્તિ. તે દ્વારા પણ ઇશ્વરનું ભજનપૂજન થાય છે, તે દ્વારા પણ ઇશ્વર પ્રાપ્તિનો યત્ન થાય છે. અનેક જન્મના સંસ્કારને લીધે તે સાધક સિદ્ધ પુરૂષ થશેજ થશે. **તેને ઈશ્વર પ્રાપ્તિ થશેજ થશે.** તમારી ભ્રાંતિજનક કલ્પનાના ઘોડા કેટલા દોડશે? તે ઘોડા અવશ્ય ભ્રાંતિમાં ભટકાય છે! બૌદ્ધધર્મ એક સમયે બહુ પ્રબળ થઇ ઉઠયો હતો, પરંતુ તે આજે કયાં છે? આજે તો તે ચીન, બર્મા, વગેરે દેશોમાં આશ્રય પામ્યો છે. સામ્પ્રદાયિકતા દ્વારા કોઇ પણ પક્ષને લાભ નથી. તેમ થવાથી પરસ્પર દ્વેષ વધે છે અને સર્વનું અમંગલ થાય છે. ઉભયનો ઉદ્દેસ્ય ધર્મ પ્રાપ્તિજ છે. ઉભય તેમજ કરે છે. ઉભયનો ઉદ્દેસ્ય શાંતિ છે, તે પણ થાય છે. જો તેમ ન થતું હોત, જો વિશ્વાસુ જનોના વિશ્વાસમાં સાચો ઇશ્વસ્વભાવ વિદ્યમાન ન હોત તો આજે પ્રાચીન હિંદુ ધર્મ, હિંદુસ્થાનમાં, અખણ્ડ રૂપે વિરાજ કરી શકત ખરો કે?

સત્ય એ કદીપણુ નષ્ટ થતું નથી. જેમ જડ જગતના જડ પદાર્થો કદી પણ વિનષ્ટ થતા નથી તેમજ સત્યનું પણ સમજવું. કોહિનુર નામક હીરો જોકે અત્યારે બ્રિટિશ-રાજાના મસ્તક ઉપર દેદિપ્યમાન થઇ રહ્યો છે તો પણ તેનો ધર્મ સમાન ભાવે રહ્યો છે. તે હિંદુસ્તાનમાં નથી તેથી શું કોહિનુરનું અસ્તિત્વ લુપ્ત થયું છે કે? હિંદુઓનો ધર્મ-વિશ્વાસ અવિકલ એજ પ્રમાણે સમજવો. હિંદુઓએ વિજાતીય લોકોનું અનુકરણ શીખી પોતાનો નિવાસ, પોતાની રીતિ, પોતાની નીતિ, અને પોતાનો ધર્મ છોડયો ત્યારે તે ભાવના અન્ય સ્થાને જઇ પ્રકટ થઇ. જડ જગતના રૂઢ પદાર્થો જેમ સ્વભાવસિદ્ધ છે, ભાવના-રાજ્યના ભાવ પણ તેજ પ્રમાણે રૂઢ ધર્માક્રાન્ત

છે. અમારા ઘરનું સોનુંરૂપું વેચી દીધું, અમે નિઃસત્વ થઇ ગયા પરંતુ તેથી કાંઈ તે સોનુંરૂપું અદ્રશ્ય થઇ જશે કે? ના, ના, તે તો કોઇ ને કોઇ સ્થળે, કોઇ ને કોઇ પ્રકારે અવશ્ય વિદ્યમાન રહેશેજ. તે માટેજ કહેવું પડે છે કે: હિંદુ, મુસલમાન, ખ્રિસ્તિ, બૌદ્ધ, કિંવા અન્ય મતાવલંબી કોઇપણ મનુષ્યે અન્ય કોઇ મતની નિંદા કરવી કિંવા તેને પોતાના મતમાં લાવવા માટે કટિબદ્ધ થવું નહિ. જેમ સર્વેએ એક જાતીય પદાર્થે સમ્ભૂત થઇને "ભિન્ન આકાર અને ભિન્ન ભાવ" પ્રાપ્ત કર્યો છે, તેજ પ્રમાણે ધર્મભાવ પણ સર્વેને માટે સ્વતંત્રજ જાણવો. દારૂ પીને મસ્ત બનેલો માણસ જેમ સર્વને મદ્યમાં મસ્ત બનાવી શકતો નથી, તેમ જેઓ મદ્યને સ્પર્શ કરતા નથી, તેઓ પણ મદ્યમાં મસ્ત બનેલાને પોતાની ભાવના પ્રમાણે વર્તાવવા શક્તિવાન નથી. સાધુપુરૂષો ચોરને ચોરી કરવાના કાર્યથી નિવૃત્ત કરી શક્તા નથી, અને ચોર લોકો સાધુપુરૂષોને પોતાની પેઠે ચોરી કરતા બનાવી શક્તા નથી, તેજ પ્રમાણે પ્રત્યેક મનુષ્ય સ્વાભાવિક ધર્મ ભાવના લઇને જન્મ સમયથી પૃથ્વી ઉપર અવતરે છે. ઇશ્વર સર્વનો ઉદ્ધારક છે. તેણે તેની વ્યવસ્થા કર્યા વગરજ મનુષ્યને આ સૃષ્ટિ ઉપર મોકલ્યો હશે? અનેક સમયે જોવામાં આવે છે કે: ભાષણના જુસ્સાથી અનેક મનુષ્યો પોતાના ધર્મ-વિશ્વાસની વિરૂદ્ધ કાર્ય કરી અંતે પશ્ચાતાપમાં પડી, પોતાની પૂર્વ ભાવના પ્રમાણે વર્તતા થયા છે. બ્રાહ્મ સમાજ અને આર્ય સમાજમાં એવાં દ્રષ્ટાંતોની ખોટ નથી. અરે! અનેક મનુષ્યો એવાં પણ જોવામાં આવ્યાં છે કે: જેઓ અનેક લાલચોને વશ થઇને પણ સ્વસમ્પ્રદાય છોડી અન્ય સમ્પ્રદાયોમાં પેઠા છે! અને અનેક મનુષ્યો એવાં પણ જોવામાં આવ્યાં છે કે: પોતાને એક અક્ષરનું જ્ઞાન નથી, પોતે સ્વમ્પ્રદાયમાં કહેલી કોઇપણ ધાર્મિક ક્રિયા કરતા નથી તેમ છતાં બહાર નીકળી પોતે ગ્રહણ કરેલા નવીન સમ્પ્રદાયના ડિંડિમ વગાડી રહ્યા છે. મદ્ય માંસનો નિષેધ કરનારા-મ્હોટાં મ્હોટાં ભાષણો કરનારા-મદ્ય-માંસનો ગુપ્ત રીતે ઘણોયે ઉપયોગ કરે છે તેથીજ તેમના ભાષણની અસર થતી નથી અને કોઇ અજાણ્યાને થાય છે, પણ જ્યારે પાછળથી તે ભાષણ કર્તાના ગુણો જાણે છે ત્યારે તેનો પૂર્ણ વિશ્વાસ દ્રઢ થાય છે! પરંતુ આ સ્થળે કહેવુંજ

પડશે કે: શ્રીરામકૃષ્ણ પરમહંસદેવની ધર્મ-ભાવના પ્રાણી માત્રના કલ્યાણ-કારક હતી. અનેક મનુષ્યોને મુખેથી સાંભળીએ છીએ કે: "એક મનુષ્યને ડૂબતો જોઇ અન્ય મનુષ્ય તેનો ઉદ્ધાર નહિં કરી શકે કે? જોવામાં આવે છે કે: સર્વે પ્રમાધ થઇને કેટલાક કુસંસ્કારના ચક્ર ઉપર કર્તવ્ય વિમુખ થઇ ચક્કર ચક્કર ફરતા ફરે છે!" અમે હમણા એ સર્વે વિષયોનું સ્પષ્ટિકરણ કરવા પ્રવૃત્ત થઇશું નહિં. તે અન્ય ગ્રન્થનો વિષય છે. આ સ્થળે તેની આલોચના કરવા જતાં અન્ય એક ગ્રન્થ લખી શકાય. એ જૂદી વાત છે. ગમે તેમ પણ પરમહંસદેવ જે ધર્મ-સિદ્ધાંતોનું કથન કરી ગયા છે તે વિવેકી, બુદ્ધિમાન, અને પરિપકવ મસ્તિષ્ક-સમ્પન્ન મનુષ્ય માત્ર આત આદર સહિત હૃદયમાં ધારણ કરશે એમાં સન્દેહ નથી. અમારા દેશમાં આજકાલ અપરિ-પકવ યુવકોના હાથમાં લેખિની પડવાથી વિભ્રાટનો અન્ય માર્ગ ઉઘડ્યો છે. જેમને અદ્યાપિ ધર્મનું પ્રયોજન જણાયું નથી, જેઓ ધર્મદ્વારા લાભાલાભ શો છે તે તિલ માત્ર પણ જાણી શક્તા નથી, તેઓ ધર્મ લઇને હિલચાલ અને મતામત પ્રકાશ કરવા ચ્હાય છે! જેમણે અનેક ધર્મનો અભ્યાસ કર્યો નથી, જેઓએ ધર્મની સૂક્ષ્મગતિ જોઇ નથી, જાણી નથી-જે ધર્મનો મહિમા સમજતા નથી, તે અલ્પજ્ઞ મનુષ્યોદ્વારા અનેક મનુષ્યો ભ્રમિત્ થઇ રહ્યા છે!

આ સ્થળે પ્રશ્ન એ થશે કે પરમહંસદેવ કઇ શ્રેણીના મહાપુરૂષ હતા?

અનેક મનુષ્યોને એવો વિશ્વાસ હતો અને અમે એવો નિશ્ચય કર્યો છે કે: પરમહંસદેવ સાધારણ પ્રકારના સાધુ અથવા સિદ્ધપુરૂષ નહોતા પરંતુ ચૈતન્ય, હઝરત મહમ્મદ, ઇસુ ખ્રિસ્ત વગેરે જે શ્રેણીના મહાત્માપુરૂષો હતા તેજ શ્રેણીના શ્રીરામકૃષ્ણ પરમહંસ પણ હતા એવો ધર્મ-રાજ્યના પ્રત્યેક મનુષ્યોનો અભિપ્રાય છે. હિંદુધર્મના સાધુસન્તોએ એ કથનનો સ્વીકાર કર્યો છે, એમાં તો આશ્ચર્યજ નથી પરંતુ અન્ય ધર્મના સાધુઓએ જ્યારે તેમને સિદ્ધ પુરૂષો કરતાં પણ ભિન્ન શ્રેણીના મહાત્મા માન્યા છે ત્યારે તો તે વિષય તદ્દન ઉપેક્ષાનો કહી શકાશેજ નહિ. બ્રાહ્મ સમ્પ્રદાયના સુપ્રસિદ્ધ આચાર્ય કેશવચંદ્રસેનના મનોભાવ પાછલા પ્રકરણમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. સાધારણ બ્રાહ્મ સમાજના પ્રચારક પણ્ડિત શિવનાથ શાસ્ત્રી પાસે જઇને અમે

એક દિવસ પરમહંસદેવની ધર્મ ભાવના સંબંધી પ્રશ્ન કર્યો હતો. અહા! તેમનો ઉત્તર સાંભળી પરમહંસદેવ ઉપર અમારી ભક્તિ હજારગણી વૃદ્ધિ પામી હતી! જો તેમનો તે દિવસનો ખુલાસો અમે ન સાંભળ્યો હોત તો કદાચ પરમહંસદેવ ઉપર વિશ્વાસ કરતાં અમને હજી પણ વિલંબ લાગત. તેમણે કહ્યું હતું કે: "પરહંસદેવ જેજે ઉપદેશ આપે છે, તે સર્વે કોઇ કોઇ પુસ્તકોમાં લખેલો હોય છેજ. તેટલા માટેજ કહેવું પડશે કે તેમનું મહત્વ નહિં માનવામાં આવે તો પછી મહત્વ મનાશે કોનું? તેઓ ગંગા તીરે પડયા પડયા જેવા પ્રેમથી મા! મા! કહીને અશ્રુપાત કરતા હતા તેવો પ્રેમ કોનામાં છે? એવો પ્રેમ માત્ર ચૈતન્યદેવમાં હતો. તેઓ કૃષ્ણદર્શનને માટે માથાના વાળ હાથવડે ઉખેડી નાંખતા અને પૃથ્વી સાથે મોઢું ઘસતા! અહા! ધન્ય એ ભગવદ્ પ્રેમ! એવો ભગવદ્ પ્રેમ ઇસુખ્રિસ્તમાં હતો. ભગવાનના દર્શન માટે તેણે ચાલીશ દિવસ પર્યંત્ અન્ન ગ્રહણ કર્યું નહોતું–ભૂખ્યો રહ્યો હતો! એવો ભગવદ્ પ્રેમહ મહમ્મદ સાહેબમાં હતો. તેઓ ભગવદ્ ચિન્તામાં ગુહામાં બેસી રહ્યા હતા. તેમની પત્ની જ્યારે તેમની પાસે ગુહામાં જઇ ભગવદ્ ધ્યાનમાં ખલલ પહોંચાડતી ત્યારે તેઓ તલવાર લઇને તેને કાપી નાંખવા દોડયા હતા. ઇશ્વરને માટે આત્મ–સમર્પણ કરવું અને ઇશ્વરને માટે જગત્–સુખને જલાંજલિ આપવા જેવો પ્રેમ તો કવચિતજ! ઈસુખ્રિસ્તના ઉપાસકો તેને કહેતા હતા કે: "તમે અમારે માટે લવણ (મીઠા) રૂપ છો.' કોઇપણ પદાર્થ મીઠા વગરનો હોય તો તે જેમ સ્વાદ વગરનો લાગે છે તેજ પ્રમાણે ખરો સાધુપુરૂષ સાધારણ જીવોના વિષયાત્મક મનને પ્રેમશિક્ષા આપી તેમના જીવનમાં બળ–પ્રેરી આપે છે. પરમહંસદેવ પણ તેવાજ હતા. એવા ધર્માત્મા ચારસો વર્ષને અંતે જે પ્રદેશમાં જન્મગ્રહણ કરે છે તે દેશમાં ધર્મનો લોપ થતો નથી.

પરમહંસદેવનો એક ભક્ત, ગાજીપુરના પહાડીબાવા (પઓહારી બાબા) નામક એક સિદ્ધયોગીનાં દર્શને ગયો હતો. તેમણે પરમહંસદેવનું નામ સાંભળી કહ્યું હતું કે: "તેઓ તો ઇશ્વરના અવતાર છે!" તે સાધુ પાસે પરમહંસદેવની એક છબી હતી. એટલા માટેજ પરમહંસદેવ હિંદુ શાસ્ત્ર મત પ્રમાણે

ખાસ અવતાર હતા, સાધારણ સાધુ કિંવા ભક્ત નહોતા, અને અન્ય શ્રેણીના ધર્મમત પ્રમાણે તેઓ સાધારણ સાધુ કરતાં ઉચ્ચ શ્રેણીના મહાપુરૂષો પ્રસંગોપાત અવતાર ગ્રહણ કરી ખાસ આચાર્યનું કાર્ય કરી ધર્મભાવનાનાં તરંગો ઉત્પન્ન કરી દે છે તેવીજ શ્રેણીના શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ હતા. પરિણામે તો બન્ને શ્રેણીના ધર્મ મત એકજ પ્રકારના સિદ્ધાંત ઉપર આવે છે. માત્ર શબ્દના અર્થમાં કિંચિત્ ફેરફાર છે એજ. તે ગમે તેમ હો, સૌથી પહેલાં અવતાર કોને કહે છે તેની આલોચના કરવા પ્રવૃત્ત થઇએ છીએ. સાંભળો.

અમારા શાસ્ત્રમાં બે પ્રકારના ઇશ્વર અવતારનું વર્ણન મળે છે. પ્રથમ, વિશેષ ( ખાસ ) અવતાર અને દ્વિતીય, ખણ્ડાવતાર. પ્રથમ શ્રેણીમાં દશ અવતારનો ઉલ્લેખ છે અને દ્વિતીય શ્રેણીમાં અવતારનું પ્રમાણજ કરવામાં આવ્યું નથી–તે સંખ્યાતીત છે. અર્થાત્ ઇશ્વર, પ્રયોજન–અનુસાર નૂતન નૂતન અવતાર ગ્રહણ કરે છે.

ગીતાજીમાં શ્રી કૃષ્ણે કહ્યું છે કે: " શિષ્ટનું પાલન કરવા અને દુષ્ટનું દમન કરવા માટે હું યુગે યુગે જન્મ ગ્રહણ કરૂં છુ. " તે માટેજ કહેવું પડશે કે: નૂતન અવતાર નહિ થવાનું કશું કારણ નથી. અવતાર કોને કહેવો ? જડ જગતમાં સર્વ પ્રકારના પદાર્થ ઉત્પન્ન થાય છે, પરંતુ સાધારણ લોકો તે સર્વને સંપૂર્ણરૂપે જાણી શકતા નથી. જ્યારે કોઇ અજ્ઞાત પદાર્થ કોઇ મનુષ્યદ્વારા પ્રકટ કરવામાં આવે છે ત્યારે તેને તે પદાર્થનો જન્મદાતા, શોધક કહેવામાં આવે છે. જેઓ શોધકના ઉપદેશ પ્રમાણે તે પદાર્થનું શિક્ષણ પ્રાપ્ત કરે છે તેઓને તે વિષયના પણ્ડિત કહેવામાં આવે છે. ચૈતન્ય રાજ્યનું પણ તેમજ સમજવું. અવતારોને શોધક જન્મદાતાના જેવા અને સિદ્ધ પુરૂષોને પણ્ડિતોના જેવા કહી શકાશે. જેમ શોધકોની સંખ્યાની સીમા નથી અને તેમ થવાનો સંભવ પણ નથી, કારણ કે: કયો મનુષ્ય કઇ વખતે કઇ વસ્તુની શોધ કરશે તે કોણ કહી શકે છે ? તેજ પ્રમાણે અવતારોની પણ સીમા જોઈ શકાય નહિ. ભગવાન વિશ્વપતિ, તેમના વિશ્વ સંસારના અનન્ત વ્યાપારમાં અને અનન્ત કાણ્ડ–કારખાનામાં, કયે સ્થળે કેવ

પ્રયોજન અનુસાર કેવાં કાર્ય કરે છે અથવા કરશે તે મનુષ્યો કદી પણ કહી શકશે નહિ, અને તેવો પ્રયાસ કરવા જતાં તેની મૂર્ખતાનોજ પ્રકાશ થશે. તેમ છતાં દૂરદર્શી મનુષ્યો કાર્યની પદ્ધતિ જોઇને આભાસથી કંઇક કહી શકે છે. તે સર્વદા સંપૂર્ણ હોઇ શકે નહિ અને હોય એમ દેખી પણ શકાતું નથી.

દેશ, કાલ, પાત્ર વિચારાનુસારે અવતારનું પ્રયોજન હોઇ શકે છે. જે સમયે અધર્મનું પ્રાબલ્ય અને ધર્મની સંકુચિત અવસ્થા ઉપસ્થિત થાય છે, તે સમયેજ અવતારનું પ્રયોજન હોય છે. જે સમયે ધર્મને નામે અધર્મનાં કાર્યોનો આરંભ થાય છે, જ્યારે લોકો પાપની સીમા ઓલંગી જવા તૈયાર થાય છે, જે સમયે પ્રત્યેક મનુષ્યો ધર્મની વર્ણમાલા નહિ ભણતાં ધર્મોપદેશક થઇ પડે છે, જે સમયે લોકો શાસ્ત્ર વાક્યના મનમાન્યા ખોટા અર્થ કરી પોતાની ઇચ્છાનુસાર અર્થ કરી અનર્થ ફેલાવવાનો આરંભ કરે છે, ત્યારે તે સમયને ધર્મ-વિપ્લવ અર્થાત તેનેજ અધર્મનું રાજ્ય કહેવામાં આવે છે, અને તે અધર્મ-રાજ્યના તરંગોના ધક્કાથી સાચા ધર્મ-પ્રાણ મહાત્મા-મનુષ્યોને અત્યંત ક્લેશ સહન કરવો પડે છે. ધર્મ રાજ્યનું વૃતાંત વાંચતા જોવામાં આવે છે કે: જ્યારે કોઇ પણ અવતારનો જન્મ થાય છે ત્યારે બરાબર ઉપર પ્રમાણેજ દેશની સ્થીતિ થઇ હોય છે. જે સમયે કંસના અધર્માચારથી પૃથ્વી તપ્ત થઇ ઉઠી હતી અને મનુષ્યો દુઃખી દુઃખી થઇ ઉઠયાં હતાં તેજ સમયે ભૂભારહારી શ્રી કૃષ્ણચન્દ્રનો જન્મ થયો હતો અને તેમણે ધર્મનું સ્થાપન કર્યું હતું. રાવણના અધર્માચરણ પ્રસરતાંજ રામચંદ્ર-જીનો જન્મ થયો હતો. યાજ્ઞિક બ્રાહ્મણોના અત્યાચાર થતાં પશુઓની હિંસા થતી અટકાવવા માટેજ બુદ્ધદેવનો જન્મ થયો હતો, અદ્વૈત જ્ઞાન વિલુપ્ત થઇ પૌરાણિક તેત્રિશકરોડદેવ-દેવીની ભાવના વિકૃત થતાંજ શંકરાચાર્ય ભગ-વાનનો જન્મ થયો હતો. તાંત્રિક મતની વામાચાર પદ્ધતિનો મલિન શ્રોત પ્રવાહિત થવાથીજ શ્રી ગૌરાંગદેવ હરિનામ પ્રચાર કરી ગૌરાંગીય પ્રણાલી પ્રચલિત કરી ગયા છે. હમણાંના સમયે જૂદા જૂદા ધર્મની પ્રજાનો આ દેશમાં નિવાસ થવાથી હિંદુ ધર્મભાવનામાં સંકરતા થવાથી ખરો આર્ય

ધર્મ-ભાવ પુનઃ સ્થાપન થવાનું પ્રયોજન હતું તેમાં સંદેહજ નહિ. એટલા માટેજ આ દેશમાં હમણાં અવતારનું પ્રયોજન હતું. અમે પ્રથમ પરમહંસદેવનું એક સાધુપુરૂષ તરીકે નિરીક્ષણ કરવાનો યત્ન કરી જોઇએ છીએ. અમારે કહેવું પડશે કેઃ આપણે જેને સાધુ કહીએ છીએ તેવા પુરૂષ પરમહંસદેવ નહોતા. તેમણે પૂર્વ પ્રચલિત ધર્મ-પ્રણાલીનું સાધન કર્યું હતું પરંતુ તેમાં તેઓ બંધાઇ રહેતા નહોતા. શાક્ત હો, શૈવ હો, વૈદાન્તિક હો, કિંવા અન્ય કોઇ પણ મતાવલંબી હો, તેઓ કોઇ પણ પોતાનો મત કદી પણ ત્યાગ કરી શકતા નથી. કારણ કેઃ મનુષ્ય ખણ્ડ છે પણ ધર્મ-ભાવ અનન્ત છે. તે માટેજ અમારા દેશમાં જે સમયે જે મનુષ્યો-જે ધર્મ-મતના સાધુ કિંવા સિદ્ધ પુરૂષો થયા છે તેમણે તે ધર્મમતના શિષ્યો કર્યા છે. પરમહંસદેવને તેમ નહતું અર્થાત તેમણે કોઇ અમુક મતના શિષ્યો કર્યા નથી. તેથીજ તેમને સિદ્ધ પુરૂષ કહેવામાં આવતા નથી. જો કે સિદ્ધ પુરૂષમાં જેમની ગણના થાય છે તેમાંના તેઓ પણ એક હતા એ તો સત્ય અને જેઓ સિદ્ધ પુરૂષ નથી તેમાંના પણ તેઓ એક હતા અર્થાત સર્વ પ્રકારના ધર્મમત ઉપર તેમનો અધિકાર હતો-તેઓ સર્વ પ્રકારના ધર્મ મત પ્રમાણે સિદ્ધ થયા હતા. જે ધર્મ-મત પ્રમાણે જે કોઇ મનુષ્યે સાધન ભજન કરવાનો ઉપાય પૂછ્યો હતો તેની વાસના તુર્તજ તેમણે પૂર્ણ કરી હતી, અને જે મનુષ્ય સાધનકાર્યમાં પોતાને અશક્ત જણાવતો તેને તેમણે તે કાર્યમાં શક્તિ-સમ્પન્ન કર્યો હતો. એવા પ્રકારના સિદ્ધ પુરૂષ કોઇ પણ સમયે કોઇએ દીઠા નથી અને સાંભળ્યા પણ નથી. એક મહાત્મા પુરૂષ-મુસલમાનને મુસલમાન ધર્મની શિક્ષા આપે છે, તેજ પુરૂષ ખ્રિસ્તીને ઉપદેશ આપે છે, અને તેજ પુરૂષ વળી પાછા હિંદુ ધર્મની શાખા પ્રશાખાના-ધર્મસમ્પ્રદાયના ગુરૂરૂપે બિરાજી રહ્યા છે. એવા પ્રકારના સિદ્ધ પુરૂષ કઇ જાતિમાં અને કયા સમ્પ્રદાયમાં હતા અથવા છે તે કોઈ કહી શકશે? તાત્પર્યઃ શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ સાધારણ સિદ્ધ પુરૂષ નહોતા. તેઓતો સર્વ ધર્મ મતના સિદ્ધ પુરૂષ હતા એમાં સંદેહજ નથી. જે ધર્મસમ્પ્રદાયો પરસ્પર કોઇ પણ સમયે એક-મત થયા નથી અને તેમ થવાનો

સંભવ પણ નથી, જેમ કે શક્તિ અને વૈષ્ણવ, હિંદુ અને મુસલમાન, વગેરેનો ધર્મ–મત પરસ્પર કદી પણ મળતો નથી કિંવા મળવાનો પણ નથી તેમ છતાં તેવા સમ્પ્રદાયના લોકો પણ પરમહંસદેવ પાસે જઈ તૃપ્તિ લાભ કરતા હતા. કેવળ તૃપ્તિ નહિ પણ સાધનોપયોગી વસ્તુ પ્રાપ્ત કરતા. કેવળ એટલુંજ નહિ પણ તેમને તેઓએ તે ધર્મ–મતના અદ્વિતીય ગુરૂરૂપે પ્રત્યક્ષ માન્યા છે. એવા પ્રકારના સિદ્ધ પુરૂષનું વૃત્તાન્ત ઇતિહાસમાંથી મળી આવતું નથી. એમ હોવાથી પ્રશ્ન થશે કે ત્યારે પરમહંસદેવ કોણ હતા? કયી શ્રેણીના વ્યક્તિ હતા? સાધારણ સિદ્ધ પુરૂષ તો ન હતા. તેઓ મનુષ્ય હોવા છતાં આટલી બધી ધર્મપ્રાણતા, આટલાં બધાં ધર્મ–મતનાં સાધન–મનુષ્ય જે સાધનાઓ કરવા કદી પણ શકિતમાન થાય નહિ તે તેમણે સાધ્ય કર્યા શી રીતે? પૂર્વે લખવામાં આવ્યું છે કેઃ તોતાપુરી નામક મહાત્માએ યોગના કુંભકાદિનું સાધન કરી ૪૧ વર્ષે સમાધિની સ્થિતિ પ્રાપ્ત કરી શકયા હતા. પરંતુ પરમહંસદેવે તે કાર્ય ત્રણ દિવસમાં સંપૂર્ણ કરી લીધું હતું. એ કાંઇ સામાન્ય હસવાની વાત નથી! આ વાત સાધુપુરૂષ સિવાય આપણી યુનિવર્સિટીઓના ગ્રેજ્યુએટ પ્રૉફેસરોના અથવા તેમના બી. એ. એમ. એ. શિષ્યોના મસ્તિકમાં ઉતરી શકશે ખરી? અથવા તો સ્વધર્મનેજ શ્રેષ્ઠ માની બેઠેલા કોઇ પણ ધર્મ ઘેલા મનુષ્યની બુદ્ધિવૃત્તિ આ વાતને સત્ય માનવા જેટલી શકિતમાન છે ખરી? હઠયોગનાં એક આસનની સિદ્ધિ કરતાં કરતાં તો દુઃખની સીમા રહેતી નથી, તે તો જેઓ સાધના કરે છે તેનેજ ખબર છે. પ્રાણાયામની ક્રિયા કરી વાયુને ધારણ કરવા જતાં કેટલાએ મનુષ્યોને દમના રોગની ઉત્પત્તિ થઇ ગઇ છે, નેતિ ધૌતિની ક્રિયા કરતાં કેટલાએ સાધકોને આંતરડાંના રોગો થવાથી તેમણે જીંદગી ગુમાવી છે. એ બધી ક્રિયાઓમાં સિદ્ધિ મળે તો પછી મનને વશ કરી શકાય છે, અને એવું વશ થયેલું મન ક્રમે સમાધિ પ્રાપ્ત કરે છે. તાત્પર્ય કેઃ સમાધિસ્થીતિ એ કાંઇ બાળકોની રમત જેવી સહેલી વાત નથી. જેટલા પ્રકારનાં સાધનો છે તે પ્રત્યેક અત્યંત કષ્ટદાયક, કલેશકર છે. સામાન્ય ક, ખ, ગ, શિખતાં બાળકોને કેટલું કષ્ટ થાય છે. સાધારણ રીતે દ્રવ્ય કમાઇ ખાવાની વિદ્યા ભણતાં મનુ-

ષ્યોને કેટલું દુઃખ ભોગવવું પડે છે, ત્યારે પછી ઇશ્વર-સાધના કરવી એ શું કાંઇ મોંઢે બોલવા જેવી-રમતની વાતો છે કે? એક રાજાના પાસે નોકરી કરવા જેટલી વિદ્યા પ્રાપ્ત કરતાં મનુષ્યને કેટલું દુઃખ સહન કરવું પડે છે તો પછી અનેક રાજાઓના રાજા, સમસ્ત વિશ્વને ચલાવનાર મહારાજા-ઇશ્વરને મેળવવા માટે મનુષ્યને કેટલું કષ્ટ વેઠવું અને સહન કરવું પડે તેનો મનુષ્ય માત્રે વિચાર કરવો ઘટે છે. એ રમત નહિ પણ ઉંડા વિચારનો વિષય છે.

પરમહંસદેવ પ્રત્યેક સાધન પ્રણાલીમાં સિદ્ધ હતા તેનાં બીજાં પણ પ્રમાણ છે. જે મનુષ્ય જે વિષયમાં વિચક્ષણ હોય છે તે મનુષ્ય તે વિષયનો ઉપદેશ એટલી બધી સરલતાથી આપી શકે છે કે જેથી તે પાંચ વર્ષનું બાળક પણ સમજી શકે છે અને જે મનુષ્ય જે વિષયમાં પોતે જાતેજ અજ્ઞાન હોય છે તે બીજાને સમજાવવાનો ઘણોએ યત્ન કરે છતાં તે વિષય કોઇપણ રીતે અન્યને સમજાવી શકતો નથી. આ લેખકે કાશી નજરે જોયું નથી. તેથી હું કાશીનું વર્ણન જેવી રીતે કરી શકું તેવીજ રીતે અનુભવ વગરના મનુષ્યદ્વારા ઉપદેશ પણ તેવોજ મળવાનો સંભવ છે. પરહંસદેવે અઘરૂં બ્રહ્મતત્વ, સરલ ભાષામાં સાદા દ્રષ્ટાંતદ્વારા સમજાવી દીધાં છે, તેથીજ તેઓ સિદ્ધપુરૂષ હતા. જે મનુષ્ય સર્વ ધર્મ પરત્વે સિદ્ધ થયો હોય તેને કોણ કહેવો? તેને કયું વિશેષણ આપવું? તેને સાધારણ સાધુ કહી શકાય નહિ. સિદ્ધપુરૂષો માત્ર સાધન ભજન કરે છે. તેમના શિષ્ય થનારને નિયમિત રીતે સાધન ભજન કરવું પડે છે, કિંતુ પરમહંસદેવ તેવું કશું કરતા નહોતા. તેઓ તો તેમની પાસે આવનાર સર્વ મનુષ્યોને સાધન ભજન કર્યા વગરજ તત્વજ્ઞાની કરવા ચહાતા હતા, પરંતુ કાળની કેવી વિચિત્ર ગતિ? તેમની નીતિ-રીતિ સર્વ મનુષ્યોને પસંદ પડતી નહોતી. કેટલાક મનુષ્યોના જપ કરવાની ગૌમુખી પરમહંસદેવે તેમને હાથેથી કાઢી વેગળી ફેંકી દીધી હતી. તેમણે હજારો વખત કહ્યું હતું કેઃ "વિશ્વાસ રાખો. કંઇપણ ચિન્તા કરશો નહિ. મ્હેં જે કહ્યું છે તે કદી પણ મિથ્યા થશે નહિં." પરંતુ આશ્ચર્યની વાત છે કેઃ દુર્ભાગ્યવશાત્ જેમણે પરમહંસદેવનું વાકય કોઇ પણ રીતે ગ્રહણ કરી લીધું નહિં, તેમણે તો પુનઃ સાધન-ભજનનો આરંભ કર્યો. તેમણે ગુસ્સે થઇને કેટલીએ

વખત કહ્યું હતું કેઃ "ગુરૂ તો શ્રી કૃષ્ણ, વૈષ્ણવને તો ત્રણેની દયા હોવી જોઇએ. જો એકની દયા ન હોય તો જીવની સદ્‌ગતિ થાયજ નહિં." તેમ છતાં તેમની વાત ઘણાએ ધ્યાનપર લીધી નહિ. પ્રસંગોપાત તેઓશ્રી કહેતા કેઃ "આવીને (જન્મ ધારણ કરીને) જોખમદારીમાં આવી પડયા છીએ. તે જોખમદારીમાંથી કયારે મુક્ત થઇશું? જેણે જોખમદારી મૂકી છે તેને તેનું જ્ઞાન છે, પારકાં પારકાંની જોખમદારી કેવી રીતે જાણે?" કેટલાક મનુષ્યોને પરમહંસદેવ ઉપર વિશ્વાસ હોવા છતાં તેનો તેમણે લાભ લીધો નહિ. જેમણે વિશ્વાસ રાખ્યો છે તેઓ સુખ દુઃખ સમાન ભાવે સહન કરી જીવન ધારણ કરી રહ્યા છે. તેઓ સમ્પદમાં જેવા હતા તેવાજ વિપદ્‌માં પણ જણાયા છે. સમ્પદમાં તેમને જેમ મંગલમય જોઇ આનન્દ લાભ થાય છે તેજ પ્રમાણે વિપદ્‌માં પણ તેમને મંગલમય રૂપે દર્શન કરી શકાય છે, અર્થાત્ સમ્પદ અને વિપદમાં તેમને સમાન આનંદ ભોક્તા જોવામાં આવે છે. સમ્પદ અને વિપદને તેઓ માત્ર અવસ્થાન્તરજ જાણે છે. સમ્પદથી હર્ષ પામવો કે વિપદથી દિલગીર થવું એ તેમનો ધર્મ જણાતો નથી. એવા વિશ્વાસુ ભક્તો સાધન કે ભજન કરતા નથી તેમ છતાં તેઓ સંપૂર્ણ તત્વજ્ઞાની છે. પરમહંસદેવની કૃપા પ્રસાદથી જે ન થવાનું હતું તે સ્વચ્છંદે થઇ ગયું છે. તેથીજ કહેવું પડે છે કે તેઓ સાધારણ સાધુ કિંવા સિદ્ધપુરૂષ નહોતા. સિદ્ધપુરૂષો સર્વ રીતે પવિત્રતા પાળતાં હોય છે. અપવિત્ર કિંવા દુશ્ચરિત્રવાન પાખંડી, પાપી મનુષ્યોને તેમની પાસે જવાનો અધિકાર નથી. ત્યાં તો કર્મના, કાર્ય અને અકાર્ય નામક બે વિભાગ હોય છે. ત્યાં તો કેટલાંક કાર્ય કરવાથી પુણ્ય થાય છે અને કેટલાંક કાર્ય કરવાથી પાપ થાય છે. ત્યાંતો કેટલાંક કાર્યોનો નિષેધ અને કેટલાંક કાર્યોનું પ્રતિ પાલન કરવું પડે છે, સર્વ સમ્પ્રદાયનાં કર્તવ્ય–કર્મો માટે નિયમ હોય છે. પરમહંસદેવ તેવા નિયમોનું પાલન પણ કરતા હતા, અને તેનાથી વિરૂદ્ધ પણ આચરણ કરતા હતા. સમાજ, ધર્મ, જ્ઞાન, કર્મ, સિવાય પાખંડીઓનાં સંખ્યાબંધ દ્રષ્ટાંતો દ્વારા તે વિષય સિદ્ધ થઇ શકે એમ છે, તેથી એવા પ્રકારની શક્તિ, સાધારણ સાધુ અથવા સિદ્ધપુરૂષમાં હોઇ શકેજ નહિં, તેનું દ્રષ્ટાંત પણ અદ્યાપિ પર્યંત કોઇને પ્રાપ્ત થયું નથી. સિદ્ધ અથવા

સાધુ પુરૂષો અન્તર્યામી હોઈ શકે છે એવું પ્રમાણ જોવામાં આવતું નથી પરંતુ પરમહંસદેવ તો અન્તર્યામી હતા. એનાં પ્રમાણ, તો પાછલાં પરિચ્છેદોમાં દર્શાવવામાં આવ્યાં છે. તેઓ નહિં બની શકે એવા બનાવોની રચના કરી શકતા. ભક્તજનોને વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે તેમણે ક્વચિત્ ક્વચિત્ એવા ચમત્કારો બતાવ્યા હતા, પરંતુ એવી શક્તિ—એવા ચમત્કારો—બતાવવાની તેમની ઇચ્છા નહોતી એ પણ સત્યજ.

આપણાં શાસ્ત્રોમાં લખવામાં આવ્યું છે કેઃ તે વખતના મુનિ ઋષિઓ યોગ વિદ્યાના બળવડે ત્રિભુવન જોઇ શકતા, તેથી તેઓ પ્રત્યેક મનુષ્ય પ્રાણીના મનની વાત જાણી શકતા હતા. મુનિ ઋષિઓ મનુષ્ય હતા તેથી અન્તર્યામી હોવાથી તેમને સિદ્ધ અથવા સાધુ કહી શકાશે નહિ તેનું કારણ શું ? મુનિ ઋષિઓ સાધન કરીને તેવું બળ પ્રાપ્ત કરતા, અને યોગ વિદ્યા જાણતા—યોગનું અવલમ્બન કર્યા સિવાય તેવી શકિત મળે તેમ નહોતું, પરંતુ પરમહંસદેવના મનોભાવ જુદાજ પ્રકારના હતા. તેમની અન્તર્દ્રષ્ટિ સંબંધી કેટલાંક દ્રષ્ટાંતો પાછલાં પરિચ્છેદોમાં લખવામાં આવ્યાં છે તે જોતાં યોગાવલંબન કિંવા કોઇ વિશેષ પ્રક્રિયાદ્વારા અન્યના મનોભાવ તેઓ જાણી લેતા એવા પ્રકારનો કોઈ બનાવ જાણી શકાતો નથી. એટલા માટેજ તેમને સાધારણ સિદ્ધ પુરૂષોની શ્રેણીમાં મૂકી શકાય તેમ નથી. કેટલાંક મનુષ્યો કહે છે કેઃ સિદ્ધ પુરૂષો અન્ય મનુષ્યોના મનની વાત કહી શકે છે અને તે વાત સ્વીકારી લઇએ તો પણ સર્વ શક્તિની સમષ્ટિ પ્રત્યે દ્રષ્ટિ ફેરવતાં ઉદ્દેશ મળતો નથી. સિદ્ધ પુરૂષોના જે શિષ્યો છે તેઓ અન્ય સ્થાને ગમન કર્યા પછી ગુરૂનાં દર્શન પ્રાપ્ત કરી શકતા નથી. એવું પણ કહેવામાં આવે છે કેઃ કોઇ એક શિષ્યને, ભકિતના જોરે તેના ગુરૂનાં દર્શન થયાં હતા, અને તે શિષ્યની મનોવાંચ્છના પૂર્ણ થઇ હતી એ પણ સત્ય પરંતુ તેના ગુરૂ તે સંબંધી કશુંયે જાણતા નહોતા. ભગવાને તેના ગુરૂનું કાર્ય પરિપૂર્ણ કર્યું હતું. પરમહંસદેવ તેવા નહોતા. તેઓ તો ક્વચિત્ ઢાકા જઇ વિજય-બાબુની સમ્મુખ બેઠેલા જણાતા. વળી ક્વચિત્ રાણિગંજના પહાડ ઉપર વિષ્ણુની પાસે વાતો કરતા જણાતા. ક્વચિત્ તેઓ કહેતા કેઃ “ હું સ્વપ્નમાં

જોઉં છું કે: કેટલાયે સાધુ અને ભક્તો મ્હારી પાસે આવેલા હોય છે." વળી કેટલાક સાધુભક્તો કહેતા કે: "પરમહંસદેવ સર્વદા અમારી પાસે આવી અમને કૃતાર્થ કરી જાય છે." તેઓ પોતાનું ત્રણ મણ વજનનું શરીર એક સ્થાને રહેવા દઇ એકી સમયે ચારે દિશામાં ભ્રમણ કરતા ફરતા હતા. એ કાર્ય કાંઇ કોઇ સાધારણ સિદ્ધ પુરૂષની શક્તિથી થઇ શકે તેવું નથી.

સિદ્ધ પુરૂષો ઇશ્વરની ઐશ્વરિક શક્તિ કિંચિત્ પ્રાપ્ત કરે છે તેથી તેઓમાં તે શક્તિનો કવચિત્ કવચિત્ વિકાસ જણાય છે, પરંતુ તેમના અંતરમાં રહેલી જે શક્તિનું કાર્ય જોવામાં આવે છે, તેના કરતાં પરમહંસદેવની શક્તિનું કાર્ય ખાસ જૂદાજ પ્રકારનું હતું. સિદ્ધ પુરૂષો પાસે જઇને જે કોઇ મનુષ્ય જે કાંઇ વસ્તુની પ્રાર્થના કરે છે તે તેઓ પ્રસન્ન થતાં પોતાની શક્તિ અનુસાર ભક્તને આપી શકે છે 'દ્રષ્ટાંત તરીકે: કોઇને પુત્રની ઇચ્છા હોય તો પુત્ર અને ધનની ઇચ્છા હોય તો ધન પ્રાપ્ત કરે છે અને સાધન–ભજન કરવાની પ્રાર્થના કરે તો તે પણ તેને મળી શકે છે પરંતુ તેઓ એક સમયે ઐશ્વર્ય અને સાધન–ભજન એમ બન્ને ભકતને આપી શકતા નથી. પરંતુ શ્રીરામકૃષ્ણ પરમહંસદેવમાં તો તે બન્ને શકિતયો વિદ્યમાન હતી. એ સંબંધી એક દૃષ્ટાંત પણ આપવું ઉચિત્ જણાય છે. પાછલા એક પરિચ્છેદમાં નેપાલના રાજ–પ્રતિનિધિ વિશ્વનાથ સંબંધી ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કે: તેઓ પ્રથમ ધુસુડી નામક ગ્રામના (સાલ) કાષ્ઠના કારખાનામાં માત્ર એક ગુમાસ્તા તરીકે નોકર રહ્યા હતા. પરમહંસદેવ પાસે આવ જા કરવાનું શરૂ કર્યું તે સમય દરમ્યાન એક વખત તેમને સિલિક ઉચાપત કર્યાના અપરાધ માટે નેપાલ–દરબારમાં હાજર થવાની આજ્ઞા મળી હતી. એ આજ્ઞા સાંભળી વિશ્વનાથ ઉપાધ્યાયને માથે જાણે વિજળી પડી હોય તેટલું દુ:ખ થયું હતું. તેમણે જાણી લીધું કે: "હવે સર્વ નાશ થશે." શું કરવું અને કયાં જવું તે તેમને સૂઝયું નહિ. અનેક ચિન્તા કર્યા પછી તેમણે શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના ચરણનું શરણ ગ્રહણ કર્યું. તેમને પગે પડી રડવા માંડયું. પરમહંસદેવને દયા ઉત્પન્ન થઇ. તેમણે કહ્યું: "કાલીમાતાની ઇચ્છાથી તું પાછો (અહિં એજ પદ ઉપર) આવશે. (ત્હારૂં માન–આબરૂ રહેશે.) ચિન્તા

કરવી નહિ." તેઓ કદી પણ કોઇને પોતાની શકિત છે એમ કહી અહંકાર કરતા નહિ. અમુક કાર્ય હું કરૂં છું, મ્હારી શકિતથી થાય છે એવું તેઓએ કદી પણ કોઇને કહ્યુંજ નથી. તેઓ જે કાંઇ કરતા તે દેવી કરે છે એમજ કહેતા. વિશ્વનાથબાબુ નેપાલ-દરબારમાં ગયા. ત્યાં જઇ તેમણે એવી ખુબીથી હિસાબ બતાવ્યો કે જેથી પુનઃ તેમને નેપાલના રાજ-પ્રતિનિધિ તરીકે કલકત્તે મોકલ્યા. આ વખતે ઉપાધ્યાયના આનંદની સીમા નહોતી. તેઓ વિષય કર્મમાં લિપ્ત હોવા છતાં પણ અત્યન્ત ધર્મપરાયણ હતા. આવાં દ્રષ્ટાંતો તો અનેક છે, તેમાંના થોડાંક અન્યત્ર દર્શાવવામાં આવ્યાં છે.

સિદ્ધ પુરૂષો મનમાં ધારણા થતાંજ લોકોનાં મન બદલી નાખી તેને તદ્દન અન્ય પ્રકારના-નવીન પ્રકારના સાંચામાં ઢાળી, તેનું નવીન ગઠન કરી શકતા નથી અને એ વાત કોણ નહિ કબુલ કરે? સિદ્ધ પુરૂષો યત્ન કરીને કદાચિત્ પોતાના મત પ્રમાણે ફક્ત એક મનુષ્યની ચિત્તવૃત્તિ બદલી નાખી શકે પરંતુ પ્રત્યેક મનુષ્યને નૂતન નૂતન ભાવમાં રંગી દેવા એ તેમની શક્તિથી બહારનું કાર્ય છે. પરમહંસદેવમાં તો તેવી શક્તિ હતી. તેમની પાસે આવનાર પ્રત્યેક ભકતોનાં મન તેઓ બદલી નાંખી પોતાની ઇચ્છાનુસાર તેની રચના કરતા. તેથીજ તેમને સાધારણ સિદ્ધપુરૂષ કહીએ તો તે અસત્ય કહેવાશે. તર્ક કરતાં સિદ્ધ પુરૂષોની એવી શક્તિયો માની લઇએ તો પણ તે વાત અમારા હિસાબની વિરૂદ્ધ જાય છે. કોઇ બતાવી શકશે કેઃ કયો સિદ્ધપુરૂષ, સંસારના અનેક પાપી, તાપી, દુઃખી, દરિદ્રી પ્રાણીઓને માટે ચિન્તાતુર થઇ દ્વારે દ્વારે ભ્રમણ કરે છે? કયો સિદ્ધ પુરૂષ ભવસાગરમાં ભટકતાં અજ્ઞાન નરનારીઓનાં જ્ઞાનચક્ષુ ઉઘાડવા માટે, સ્વેચ્છાપૂર્વક શોધીને તેમને ઘેર જઇને તેમનું કલ્યાણ કરી આવે છે? કયા સાધુ પુરૂષના પ્રાણ, અનાથ અનાથિનીઓને માટે અશ્રુપાત કરી રહ્યા હોય છે? પામર અને દુશ્ચરિત્રવાન મનુષ્યોના તિરસ્કારને અંગનું ભૂષણ સમજી જેઓ ઘરમાં પ્રવેશ કરવા દેશે નહિ, પવિત્રતા ગ્રહણ કરશે નહિ-તેમ છતાં બળપૂર્વક કયો સાધુ તેમના ઘરમાં પ્રવેશ કરી તેવા પાપીઓનો ઉદ્ધાર કરે છે? જેઓ સિદ્ધ પુરૂષ છે તેઓ પોતેજ સિદ્ધ છે. તેમાં તમારે કે મ્હારે શું?

જે ધનવાન છે તે પોતાના ઘરના મ્હોટા છે. તેમના દ્રવ્યથી તમારૂં કે અ-મારૂં પેટ ભરાય એમ છે કે ? પરંતુ જે મનુષ્ય મુક્ત હસ્ત, ઉદાર થઇ દીન દરિદ્રીઓના દુઃખ ટાળવા માટે સર્વદા તૈયાર હોય છે તેનેજ દાતા કહેવામાં આવે છે. તેજ જનસમાજનો--પ્રાણીમાત્રનો—સાચો ઉપકારક બંધુ અને તેજ સાચો ધનવાન શ્રીમંત કહેવાશે.

પરમહંસદેવે પોતે જેટલું સાધન—કષ્ટ સહન કર્યું હતું તેનો બદલો તેમને કેટલો ઉત્કૃષ્ટ મળ્યો હતો ? લક્ષ્મીનારાયણ મારવાડી દશહજાર અને મથુર-બાબુ પચાશ હજાર રૂપિયા તેમને અર્પણ કરવા આવ્યા હતા. એટલા બધા રૂપિયા તેમણે સ્વીકાર્યા હોત તો તેઓ પોતાનું જીવન કેટલા બધા સુખ વિભવમાં વ્યતીત કરી શક્યા હોત પરંતુ તેમણે તે રૂપિયાનો તિરસ્કાર કર્યો હતો અને માત્ર સાધારણ સ્થીતિમાં રહી તેમણે અનેક જીવાત્માઓના હિત સાધનમાંજ પોતાનું જીવન ગાળ્યું હતું. એવા પ્રકારના સાધુ અથવા સિદ્ધ પુરૂષો કોઇ પણ સમયે અવતર્યા નથી. ત્યારે હવે કહો કે પરમહંસ-દેવ કઈ શ્રેણીના મહાત્મા હતા ? ગૌરાંગ વગેરે અવતારોનો જેવો સ્વભાવ હતો તેવાજ પ્રકારનો સ્વભાવ પરમહંસદેવનો પણ હતો. ગૌરાંગદેવ જેમ જીવાત્માનાં દુઃખો જોઇ નિત્ય દુઃખી રહેતા તેના કરતાં પરમહંસદેવ કોઇ પણ રીતે ઉતરતા નહોતા. જગાઇ માધાઇ દ્વારા ગૌરાંગદેવને જે કષ્ટ વેઠવું પડયું હતુ તેમ પરમહંસદેવને પણ ઓછું કષ્ટ સહન કરવું નહોતુ. ગૌરાં-ગદેવે જેમ સ્વવિદ્યાના બળવડે સાર્વભૌમ વગેરે પાણ્ડિતોનો પરાજય કરી સ્વમહિમાનો વિસ્તાર કર્યો હતો તેમ પરમહંસદેવ નિરક્ષર હોવા છતાં કેશ-વચંદ્રસેન, વિજયકૃષ્ણ ગોસ્વામી, પ્રોફેસર મહેન્દ્રનાથ ગુપ્ત, અને વિશ્વવિદ્યા-લયના ઉપાધિધારી અનેક યુવકોનો વિચાર—બળવડે પરાજય કરી નાંખ્યો હતો. ગૌરાંગદેવે પોતાનાં અલૌકિક કાર્યદ્વારા અવિશ્વાસુ મનુષ્યોના મનમાં પોતાના ઉપર—ઇશ્વર ઉપર—વિશ્વાસ ઉત્પન્ન કર્યો હતો. પરમહંસદેવમાં તેવી શક્તિ વિ-દ્યમાન હતી તેના સેંકડો દ્રષ્ટાંતો જોવામાં આવ્યાં છે. ગૌરાંગદેવે ષડ્ભૂજાદિ દર્શન કરાવ્યા હતાં. પરમહંસદેવે મથુરબાબુને કાલીમાતારૂપે અને અન્ય મ-નુષ્યોને અન્યરૂપે દર્શન દીધાં હતાં. એવાં સર્વ લક્ષણોમાં ઉભય એક સરખા

હોવાથી સર્વ મનુષ્યો તેમને એકજ શ્રેણીમાં મૂકવા ચહાય છે. તાત્પર્ય એજ કે: અવતારોનાં જે લક્ષણો (૧) જીવમાત્ર ઉપર દયા, (૨) સર્વ ભૂતમાત્ર પરત્વે સમાન જ્ઞાન, (૩) પતિત વ્યક્તિના ઉદ્ધાર કર્ત્તા, (૪) ધર્મ સંબધી સમાનભાવ, (૫) પરમ વૈરાગી, (૬) જૈનધર્મ વિવર્જિત, (૭) અલૌકિક શક્તિ સમ્પન્ન, (૮) આદિષ્ટ ધર્મનો નૂતનભાવ અને (૯) અવતારોને માટે કર્મ રહેતું નથી. પરમહંસદેવમાં એ સર્વ લક્ષણો વિદ્યમાન હતાં, તેથીજ તેમને અવતાર શ્રેણીમાંના એક કહી શકાશે.

હવે આપણે વિચાર કરી જોવું જોઇએ કે: આપણાં શાસ્ત્રોદ્વારા એ અવતારો પ્રમાણિક કહી શકાય કે નહિ ?

ભગવાન શ્રી કૃષ્ણે જન્મ ગ્રહણ કરીને મનુષ્યો સંસારમાં રહીને એક સમયે યોગ ભોગનું સાધન કેવી રીતે કરી શકે, તેનું સવિશેષ દ્રષ્ટાંત પોતાની કૃતિદ્વારા દર્શાવી ગયા છે. સંસારમાં રહેવા માટે ધર્મભાવનાનો આશ્રય લીધા વિના કોઈ પણ મનુષ્યજીવન ધારણ કરી શકશે નહિ. તેથીજ તેમણે વૃન્દાવનમાં, શાન્ત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુરાદિ પંચવિધ ભાવનો પૂર્ણ ભોગ કર્યો અને તેમાંથી એકદમ વિરત થઇ મથુરાદિ સ્થાને લીલા વિસ્તાર કરતી વખતે યોગ અથવા વૈરાગ્યભાવનાનો પરિચય આપ્યો છે. શ્રી કૃષ્ણના સર્વ કાર્યો એ પ્રમાણે યોગ–ભોગના દ્રષ્ટાંત સ્થળ છે. તેમણે પોતે યદુવંશનો વિસ્તાર કર્યા પછી પોતેજ યુક્તિ કૌશલથી તેનો સંહાર પણ કર્યો છે. કુરૂ પાણ્ડવોના યુદ્ધમાં ઉભય કુલ નિર્મ્મૂલ થશે એમ જાણવા છતાં અર્જુનને તત્વોપદેશ આપી તેને તેજ કાર્યમાં પ્રેર્યો હતો. શ્રી કૃષ્ણ અવતારનાં પૂર્વોક્ત ભાવનાં કાર્યનું દર્શન કરવાથી લોકો તેમને પૂર્ણાવતાર કહે છે. માત્ર યોગ–ભોગને માટેજ તેમને પૂર્ણાવતાર કહે છે એમ નથી. જે કોઇ સાધક તેમને જે ભાવે, જે નામે પ્રાર્થના કરશે તેના મનોરથ તે નામે અને તેજ ભાવનાથી સિદ્ધ થશે. એ ઉપરથી શ્રી કૃષ્ણના પૂર્ણ ભાવનો આભાસ પ્રાપ્ત થાય છે.

શ્રી કૃષ્ણ ભગવાન સંસારમાં રહીને જગતને સુંદરરૂપે વૈરાગ્ય–શિક્ષા આપી ગયા છે તે ગીતાજી ઉપરથી જોઇ શકાય છે. શરીર સંબંધી ભોગ

અર્થાત્ પરસ્પર સંબંધ-વિશેષ કાર્ય કરવું એ દેહનો ધર્મ અને ભગવાનમાં યોગદ્વારા ચિત્ત સ્થાપવુ તે મનનો ધર્મ છે. અર્થાત્ મનમાં ઈશ્વર અને દેહમાં સંસાર રાખવો એનેજ પરમહંસદેવ નિર્લિપ્તભાવ કહેતા. દ્રષ્ટાંત સ્વરૂપ જેમ "ઘરની ચાકરડી ગૃહસ્થના ઘરનું સર્વ કામકાજ પોતાના ઘરની પેઠેજ કરે છે, શેઠનાં બાળકો ઉપર પોતાના બાળકો જેટલોજ તે સ્નેહ અને મમતા રાખે છે, શેઠના બાળકો મરતાં ચાકરડી અશ્રુપાત પણ કરે છે, તેમ છતાં તે મનમાં જાણે છે કેઃ "તે મ્હારૂં નથી, એ સર્વ તેનાં છેજ નહિ. તેનો દેશ, ઘર, છોકરાં વગેરે તો જુદાંજ છે."

શ્રીકૃષ્ણ ભગવાને યોગ-ભોગની શિક્ષા આપી સરાટ અને વિરાટ સ્વરૂપનાં દર્શન કરાવ્યા પછી કહ્યું છે કેઃ "જે મનુષ્ય, મ્હારી જે રૂપે ઉપાસના કરે છે તેના હું તે રૂપે મનોરથ પૂર્ણ કરૂં છું. હે અર્જુન! પૃથ્વીના લોકો જો કે નાના પ્રકારના મતાવલંબી છે, તેમ છતાં તે સર્વ મ્હારીજ ઉપાસના કરે છે."

ભગવાન શ્રીકૃષ્ણે જે કહ્યું તે તેમણે કાર્યદ્વારા દર્શાવી આપ્યું નહિ, કારણ તે સમયે યોગ્ય સમય ઉપસ્થિત થયો ન હતો. બહુ મત, બહુ ભાવ અને બહુ સમ્પ્રદાય ન હોય તો એ કથનનું પ્રયોજન જણાય નહિ, પરંતુ તેનું ભવિષ્યમાં પ્રયોજન છે એમ જાણીનેજ તેઓ પ્રસ્તાવના કરી ગયા હતા. પ્રસ્તાવના ન કરી હોત તો અત્યારે લોકોને તે તત્ત્વ સમજવામાં ગડબડ થઇ જાત. તે સમયે શ્રીકૃષ્ણ ભગવાન જો પ્રસ્તાવના રૂપે એવી કથન કહી ગયા ન હોત તો શું આજે અમે પરમહંસદેવના ભાવ ગ્રહણ કરી શકત ખરા કે?

કૃષ્ણાવતાર પછી (બંગાળામાં) ગૌરાંવતાર થયો હતો. કૃષ્ણાવતારમાં તેમણે જે કાંઇ ખાસ કરીને જીવને શિક્ષા આપવાના હેતુથી પ્રદાન કર્યું નહોતું તે દર્શાવી આપવા જન્મ ગ્રહણ કરવો એજ તેમનો દ્વિતીય ઉદ્દેશ્ય હતો. પ્રથમ સાધક થઇને કેવી રીતે નામ-સાધન કરવું જોઇએ અને તેનું ફળ કેવું પ્રાપ્ત થાય છે તેની તેઓ શિક્ષા આપી ગયા છે. તેમની પાસે જાતિભેદ, માન, અપમાન, ધની-નિર્ધન સર્વ સમાન હતા, અને તેના તેઓ અનેક દ્રષ્ટાંતો

મૂકી ગયા છે.. અવતારને માટે સાધન–ભજન કરવાની અગત્ય રહેતી નથી. જે ભાગ્યશાળી વ્યક્તિને એક વખત તેનો સાક્ષાત્કાર થાય છે, તેના સર્વ કાર્યો સિદ્ધ થઇ જાય છે. ગૌરાંગદેવની લીલાદ્વારા તેનું સવિશેષ પ્રમાણ જોવામાં આવે છે. તેઓએ અદ્વૈત, ચૈતન્ય અને નિત્યાનંદ, એ ત્રણ રૂપે માનવોને માટે આધ્યાત્મિક તત્વ શિક્ષાની યોજના કરી છે, અર્થાત્ સાધકોને સાચુ તત્વજ્ઞાન પ્રાપ્ત કરવા માટે જે જે અવસ્થાનું પ્રયોજન છે તે ઉપરોક્ત ત્રણ રૂપદ્વારા બતાવી આપ્યું છે. જીવ, એકમેવાદ્વિતીયં, અર્થાત્ દ્વૈતભાવ વિરહિત થતાંજ તેને સર્વત્ર ચૈતન્યોદય થાય છે. જેને સર્વ ચૈતન્યમય જણાય છે તેજ સમયે તે નિત્યવસ્તુ પ્રાપ્ત કરી શકે છે, અને તેનાજ હૃદયમાં નિત્ય-આનંદનો સંચાર થાય છે. શ્રીગૌરાંગદેવ, નામમહિમા અને જાતિભેદ ચૂર્ણ કરી સર્વ જીવો ઉપર સમાન દયા પ્રેમનો અપૂર્વ ભાવ દર્શાવી, અપવિત્ર પતિત, પાપપરાયણ અને પૂર્ણ પાપિષ્ઠ જનોનો ઉદ્ધાર કરી પતિતપાવન કહેવાયા છે અને અદ્વૈત, ચૈતન્ય અને નિત્યાનન્દદ્વારા જીવને માટે આધ્યાત્મિક–ભાવ પ્રચાર કરી ગયા છે. જેમ વૃન્દાવનમાં રાધાકૃષ્ણની મૂર્તિદ્વારા બ્રહ્મ અને હ્લાદિની શક્તિના કાર્યનો ભાવ દર્શાવી ગયા છે, અર્થાત્ ત્યાં આનંદ સિવાય અન્ય કશું નથી. સખીઓના કાર્યદ્વારા મનોવૃત્તિયોના ભાવ પ્રકટ થયા છે, એજ રીતે ત્રણ રૂપે જીવોના ત્રણ ભાવનો પરિચય આપ્યો છે. જીવને જ્યાં સુધી અદ્વૈત જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી ત્યાં સુધી તેમને ચૈતન્યોદય થઇ શકતો નથી. અદ્વૈતનું જ્ઞાન થતાંજ તે જીવને સર્વત્ર ચૈતન્ય સ્ફૂરે છે, અર્થાત્ "जहां जहां नेत्र पडे, तहां तहां कृष्ण स्फूरे." જેને સર્વત્ર–ચૈતન્ય–જ્ઞાન થાય છે તે નિત્ય સર્વત્ર આનંદનોજ ઉપભોગ કરે છે. નિત્યાનંદદ્વારા જીવનો એવોજ ભાવ પ્રકટ થયો છે, પરંતુ એ સિવાય બીજા જે જે ભાવો બાકી રહ્યા હતા તે તેમણે તે સમયે પ્રકટ કરવા અનુચિત જાણી, પુનઃ બે વખત જન્મ ગ્રહણ કરવા સંબંધી સ્પષ્ટ આભાસ આપ્યો હતો, પરંતુ કયા રૂપમાં અને કયે સમયે તેઓ પ્રકટ થશે તેનું વિશેષ વૃતાન્ત પ્રાપ્ત થઇ શકતું નથી.

પરમહંસદેવે નૂતન બે ભાવ સંપૂર્ણ કર્યા છે. ગીતાજીમાં "**ये यथा मां प्रपद्यन्ते**" શ્લોકનાં તાત્પર્યનું તેમણે પોતે સાધન કરી, વર્તમાન ધર્મ–પ્રલય-

કાલમાં શાંતિ પ્રસારવાનો ઉપાય કરી ગયા છે. તેમણે કહ્યું હતું કે: "જેમ કોઇ તળાવની ચારે બાજુએ ચાર ઘાટ (ઓવારા) બાંધેલા છે, એક ઘાટ પર હિંદુ, એક ઘાટ પર મુસલમાન, અને બીજા ઘાટ પર બીજાં મનુષ્યો જળપાન કરે છે. એકજ જળાશયને ચાર ઘાટ (ઑવારા) બાંધેલા છે, જળ તો એકજ છે, તેમ છતાં ચારે તરફ ચાર જાતિનાં મનુષ્યો જળપાન કરે છે તેમાં કાંઈ પણ દોષ નથી, અને વળી કોઇની તૃષાનું નિવારણ થવામાં વિઘ્ન પડતું નથી. અથવા પવિત્ર ગંગાજીમાં કેટલી બધી જાતિનાં મનુષ્ય સ્નાન કરે છે, અને જળપાન કરે છે, તેમની ઇચ્છાનુસાર ઘાટ (ઑવારા) પણ બંધાય છે. હિંદુનો ઘાટ, મુસલમાનનો ઘાટ, સાહેબ લોકોનો ઘાટ, વગેરે કેટલા બધા ઘાટ બાંધેલા છે, તેથી શું એક–અદ્વિતીય–ગંગાજળમાં કશો ભેદ છે? ના જરાયે નહિ: તે તો સર્વ જાતિને એકજ પ્રકારના જળનું પાન કરાવે છે. હિંદુઓ ગંગાજીને પતિત પાવની ગંગા જાણે છે, તેમના મન–પ્રાણ તેજ ભાવમાં તન્મય થઇ જાય છે. અન્ય જાતિના મનુષ્યો ગંગાને માત્ર એક સુંદર નદીરૂપે જાણે છે. તેમને એજ ભાવમાં આનન્દ થાય છે, અર્થાત્ એકજ પદાર્થના ધ્યાનથી ભિન્ન ભિન્ન ભાવે ભિન્ન પ્રકારનાં કાર્ય થાય છે." જો કે અત્યાર પહેલાં કોઇ કોઇ શાસ્ત્રમાં અને આધુનિક રામપ્રસાદ, તુલસીદાસ, અને કમળાકાન્ત વગેરે સાધકો, તે સર્વે એકનુંજ કાર્ય લખી ગયા છે, પરંતુ ગીતાજીના ભાવ (રહસ્ય) તે પ્રમાણે નથી. ગીતાનું ખરૂં રહસ્ય પરમહંસદેવના પૂર્વે થઇ ગયેલા કોઇ ઋષિ મુનિઓ પણ જાણતા હતા નહિ તે સંદેહનોજ વિષય છે. જો તે જાણતા હોત તો તેમનાં કાર્ય ઉપરથીજ તે સ્પષ્ટ જણાઈ આવતા પરમહંસદેવે, ગીતાજીના પૂર્વોક્ત શ્લોકનું જે રૂપે શિક્ષણ આપ્યું છે તે પ્રકારનું કાર્ય થયું હોતતો શું આ દેશમાં ઘેરેઘેર સ્વતંત્ર ધર્મની સૃષ્ટિ થવા સાથે પરસ્પર કલહ અને વિવાદ થઇ શકત ખરો કે? પરમહંસદેવ કથિત ભાવના કાર્યમાં બદલાઈ જતાં, કેટલા દિવસ વ્યતીત થાય તે હમણાં કહી શકાય નહિ, કારણકે તેમનાજ શિષ્ય–વૃન્દમાંના અનેક શિષ્યો હજી તેમનો ધર્મ–મર્મ યોગ્ય રીતે હૃદયંગમ કરવા શક્તિમાન થયા નથી. તેઓ સામ્પ્રત જે મત પ્રમાણે સાધન કરી રહ્યા છે તેમાં સિદ્ધ થતાંજ

તેમના ભાવમાં રંગાઇ જશે, એ અમે અમારા પોતાનાજ દ્રષ્ટાંન્ત દ્વારા સિ-
દ્ધાંત કર્યું છે. કવિ રામપ્રસાદ વગેરે સિદ્ધ પુરૂષો, સર્વ મૂર્તિ અને ભાવનાને
એકનીજં કબુલ કરી તેને પોતપોતાની ભાવનામાં બદલી ગયા છે. સિદ્ધ
પુરૂષો પાસેથી એથી વિશેષ કંઇ પ્રાપ્ત થઇ શકે એમ નથી. રામપ્રસાદે
કહ્યું છે કેઃ " કાલી હ'લિ મા રાસબિહારી, નટવર વેશે વૃન્દાવને. " ઇ-
ત્યાદિ. એમાં કાલીમાં અર્થાત્ રામપ્રસાદની પોતાની ભાવના દ્વારા તેમાં પણ
તે કૃષ્ણનેજ જૂવે છે.* ભલે ઉપાસના એક દેવ દેવીની હોય પણ સાધક
તેનેજ સર્વ દેવ–દેવીમાં જોઈ સર્વને સમાન માન–ભક્તિ અર્પે તો તે સાધન
સફળ થાય છે. જેમકે અમારો ઓવારો જે નદી પર છે તેજ નદીનું જળ-
પાન થાય છે, પરંતુ ગીતાજીનો ભાવાર્થ તે નથી. કારણ કે ઓવારામાંથી
નદી થતી નથી, પણ નદીમાંથી અનન્ત ઓવારાની ઉત્પત્તિ થઈ શકે છે.
કાલીમાંથી કૃષ્ણ થતા નથી, શિવ થતા નથી, રામ પણ થતા નથી. કા-
રણ કે કાલી કહેતાં એક ખાસ ભાવ સમજી શકાય છે. આદિ શક્તિ એ
એક ખાસ નદી છે. અનન્ત રૂપ આદિ અથવા ભાવ, એને ઓવારાની પેઠે
સમજવા. જેમકે સૂર્ય એક મધ્યબિંદુ છે. તેનાં કિરણો એ બિંદુમાંથી પરિધિ

---

* એકજ ભાવના અનેક મૂર્તિમાં દ્રઢ રૂપે જોવાથી તેમાં સાધકને સિદ્ધિજ
મળે છે. **અમદાવાદમાં દેવિ ઉપાસક સિદ્ધ મહાત્મા (ભટમેવાડા
બ્રાહ્મણ) વલ્લભધોળા ભટ સાહેબ** આસરે ત્રણસો વર્ષ ઉપર થઇ ગયા છે.
તેઓ બહુચરા માતાના ઉપાસક હતા. દેવી તેમની સાથે સાક્ષાત્ વાતચિત ક-
રતાં હતાં એટલુંજ નહિ પણ દેવીએ વલ્લભ ભટનાં ઘણાં કામો કરી જગત્‌ને
ચમત્કાર બતાવ્યા છે. એ સિદ્ધ પુરૂષે માગશર માસમાં અમદાવાદમાં રસરોટલીની
ન્યાત જમાડી હતી. તેઓ જ્યારે શ્રીનાથજીની જાત્રાએ ગયા ત્યારે ત્યાં તેમણે
શ્રીનાથજી બાવામાં પોતાની માતાની ભાવના કરી હતી. મુખીયાજી વગેરેએ
તેમને દેવી ભક્ત જાણી મંદિરમાં પ્રવેશ કરવા દીધો નહોતો. ભટજીએ ત્રણ
દિવસ અપવાસ કર્યા ત્યારે શ્રીનાથજીબાવાએ ચોથે દિવસે તેમને અને મુખીયાજી
વગેરેને દર્શન દઈ પોતે રાજભોગ આરોગ્યા નથી એવું કહ્યું અને ભટજીને દર્શને
આવવાની સર્વને સૂચના આપી. અંતે શ્રીજીબાવાએ નાકે એક નથની ધારણ કરી
જગત્‌ને શિવ–શક્તિ એકજ છે એવું બતાવી આપ્યું છે અને તે વખતથી શ્રીજીને
બદલે શ્રીનાથજીબાવા કહેવાય છે. આ બનાવ ઇતિહાસ પ્રસિદ્ધ છે. **લેખક.**

પર્યંત એક ખાસ સરલ રેખા છે. એ પરિધિ બિંદુથી સરળ રેખા દ્વારા સૂર્ય જોઇ શકાય છે ખરો પરંતુ તે ઉપરથી પરિધિનું બિંદુ, અન્ય બિંદુની ઉત્પત્તિનું કારણ કહી શકાશે નહિ. સૂર્યમાંથીજ સર્વ બિંદુઓની ઉત્પત્તિ થાય છે તેથી સર્વ બિંદુઓ સત્ય. જેમ ગંગામાંથી તરગો ઉત્પન્ન થાય છે પણ તરંગોમાંથી ગંગા ઉત્પન્ન થતી નથી. કિંવા માતામાંથી સન્તાનનો જન્મ થાય છે પરંતુ સન્તાનમાંથી માતા પિતાની ઉત્પત્તિ થતી નથી, તેજ પ્રમાણે એક આદિ સ્થાનમાંથી સર્વ ભાવો અને રૂપ આદિનો જન્મ થાય છે પણ ભાવ અથવા રૂપ આદિમાંથી અન્ય ભાવ અથવા રૂપ આદિનો જન્મ થતો નથી. જેમકે માટીમાંથી વાસણો વગેરે બનાવી શકાય છે. માટીનાં પાત્રો એ કાંઇ અન્ય પાત્રોનું આદિ કારણ નથી.

ઉપર જે દ્રષ્ટાંતો બતાવ્યાં છે તે દ્વારા પરમહંસદેવે એજ બતાવ્યું છે કે ભાવના એ સ્વતંત્રજ છે. પરંતુ જેમાંથી ભાવનાની ઉત્પત્તિ થાય છે તે સ્વતંત્ર નથી. તેજ પ્રમાણે જે કાલી છે તેજ શિવ છે અને તેજ રામ છે ખરાં, પરંતુ કાલી ને શિવ, અથવા રામ કહીએ તો ભાવનામાં ભૂલ થાય છે. એટલા માટેજ રામપ્રસાદે "કાલી હ'લિ મા રાસબિહારી" કહ્યું છે, તે વાક્યમાં ભાવના દોષ થયો છે. જેમકે એક સુવર્ણના કટકામાંથી નાના પ્રકારના અલંકારો થાય છે, તે જેટલા-જે ભાવનાના (રૂપના) અલંકારો હોય તો પણ શું થયું ? તેનું ઉપાદાન કારણ સુવર્ણમાં ભિન્નતા હોતી નથી. આ સ્થળે એકજ સોનું સર્વ અલંકારોનું આદિ કારણ કહેવાય છે પરંતુ કર્ણાભરણ એ કાંઇ કણ્ઠાભરણની ઉત્પત્તિનું કારણ કહી શકાશે નહિ. તેમ કહેતાં ભાવના દોષ થશે. મહાત્મા તુલસીદાસના કથનમાં પણ તેજ પ્રમાણે જોઇ શકાય છે. " ओई राम दशरथका बेटा, ओई राम घट घटमें लेटा, ओई राम सब जगत् पसेरा, ओई राम हय सबसे न्यारा. " આ સ્થળે તુલસીદાસે દશરથાત્મજ રામચંદ્રજીનાં સર્વત્ર દર્શન કર્યાં છે. પરિણામે કર્ણાભરણને કણ્ઠાભરણ કહેવા પ્રમાણે થયું છે. જો એમ કહેવામાં આવે કે રામને આદિ કારણ માનીનેજ તેમ કહ્યું છે તો દશરથાત્મજ શબ્દનો પ્રયોગ કરવાથી ભાવનાદોષ થઇ ગયો છે. દશરથાત્મજ એ પરિધિનું એક ખાસ બિન્દુ સમાન

છે. તે કાંઇ મધ્યબિંદુ સૂર્ય સ્વરૂપ નથી. તે માટેજ કહેવું પડે છે કેઃ પરમ-હંસદેવની ભાવનાનું ગીતાની ભાવના સાથે સંપૂર્ણ ઐક્ય થયું છે. એ ભાવના એક નૂતન છે તેથીજ તેઓ અવતાર હતા.

તેમનો બીજો નૂતનભાવ એ હતો કેઃ તેમણે અદ્વૈત, ચૈતન્ય, અને નિત્યાનંદના ભાવ એકી વખતે સ્વસ્વરૂપમાં દર્શાવી દીધા છે. તેઓ પોતે સર્વત્ર, એકજ જોતા હતા, એકજ જાણુતા અને એક ભાવેજ કાર્ય કરતા. તેમનો ઉપદેશ એવો હતો કેઃ "એક અદ્વૈત જ્ઞાન છેડે બાંધ્યા પછી જે ઇચ્છા હોય તે કરો." અર્થાત્ સાધન કરો કિંવા ભજન કરો, પણ જ્યાં સુધી અદ્વૈત જ્ઞાનની પ્રાપ્તિ નહિ થાય ત્યાં સુધી કોઈ પણ કાર્યની સિદ્ધિ થશે નહિ. ખરૂં તત્વ જ્ઞાન પ્રાપ્ત કરવામાં વિઘ્નજ થશે. ઇશ્વર એક છે તેમ છતાં તેજ બહુ રૂપે છે. એવું જ્ઞાન નાહ હોવાથીજ અમારા દેશમાં આટલું બધું ધાંધલ અને દ્વેષાદ્વેષનો જન્મ થયો છે, પરંતુ પરમહંસદેવે શું કહ્યું છે ? જેવી ઇચ્છા હોય તેવી ધર્મ-સાધના કરો, ભાવથી કરો, રૂપથી કરો, પણ સર્વત્ર એક ઇશ્વરનું જ્ઞાન ધારણ કરીને જે મનુષ્ય ઉપાસના કરશે તેની ઉપાસનાનેજ સાચી ઉપાસના કહેવાશે. તે માટેજ તેઓશ્રી કહેતા કે "એક જ્ઞાન અર્થાત્ એક વ્યતીત દ્વિતીય નથી એવા જ્ઞાનનેજ ખરૂં જ્ઞાન કહેવાશે અને જે સ્થાને (જે મનુષ્યને) બહુ (દ્વૈત) જ્ઞાન રહેશે તે સ્થાને (તે મનુ-ષ્યને) અજ્ઞાનજ કહેવું પડશે. જેમકેઃ પ્રકાશ જોતાંજ એક સૂર્યનું જ્ઞાન થશે, તેજ પ્રમાણે બહુ ( દ્વૈત ) જ્ઞાન હોય તો પણ તેને એક સ્થાને સ્થા-પવું એજ ઉચિત છે. ઇશ્વર તત્વ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ, જે પ્રકારે અદ્વૈત જ્ઞાનની પ્રાપ્તિ થાય એવો યત્ન કરવો અને એજ સર્વનું કર્તવ્ય છે. જ્યાં સુધી "एकमेवाद्वितीयं" જ્ઞાન ધારણ નહિ થાય ત્યાં સુધી તત્વ જ્ઞાન થઇ શકશે નહિ. તેઓ એટલા માટેજ એકનું દ્રષ્ટાંત આપી કહેતા કેઃ "મનુષ્ય જાતિ એક છે, જળ સર્વત્ર એક છે, વાયુ સર્વત્ર એક, સોનું, રૂપુ, લોહ, એ સર્વત્ર એકજ છે. એકના બહુ રૂપક આપતાં કહેતાં કેઃ મનુષ્યજાતિ એક હોવા છતાં કોઇનું કોઇની સાથે સમાનપણું નથી. એકજ માતાના ગર્ભમાંથી ઉત્પન્ન થયેલાં બે સન્તાનો એક સરખાં હોતાં નથી. જળ એકજ પ્રકારનું-એક જાતિનું છે કિંતુ બરફ અને વરાળ એકજ પ્રકારનાં હોતાં નથી.

કુવો, તળાવ, નદી, અને સમુદ્ર, એ સર્વેમાં જળ એકજ જાતિનું હોવા છતાં તે એક પ્રકારનાં નથી. તેજ પ્રમાણે ધર્મ એ એકજ છે. પરંતુ આધારના ભેદ પ્રમાણે તેનું માત્ર રૂપાન્તર જોવામાં આવે છે. તેથીજ જે મનુષ્યને અદ્વૈત જ્ઞાન ઉત્પન્ન થાય છે તે કદી પણ ધર્મના સારા–નરસાપણાનો વિચાર કરતોજ નથી.

ધર્મ જો કે એકજ છે. તેમ છતાં કોઈ સમ્પ્રદાયવાળાઓ અન્ય સમ્પ્રદાયવાળાઓને પોતાના સમ્પ્રદાયમાં મેળવી દેવામાં પોતાના ધર્મની ઉત્તમતાનાં વાજાં વગાડશે અને ઘેર ઘેર ગમે તેટલો ઉપદેશ દેશે તો પણ તેમાં તેને વિશેષ સફળતા મળશે નહિ, કારણ કે સર્વ સમ્પ્રદાયના પૂર્વ પુરૂષોએ સ્વધર્મ માટે અતિશય ઉપદેશ કરી મૂક્યો છે. અન્યની અવસ્થા પરિવર્તન કરવાનો કોઇને અધિકાર નથી એટલુંજ નહિં પણ તેનામાં શક્તિયે નથી, દૃષ્ટાંત તરીકેઃ આજે સો વર્ષથી પણ વધારે સમય વીત્યાં હશે, ખ્રીસ્તિ ધર્મોપદેશકો આ દેશમાં પોતાના ધર્મનો પ્રચાર કરે છે, પરંતુ હિસાબ કરી જૂવો કે તેઓ કેટલા હિંદીવાનોને ખ્રીસ્તિ ધર્મમાં વટલાવી શક્યા છે ? જેમણે પોતાનો ધર્મ ત્યાગ કરી ખ્રીસ્તધર્મમાં પ્રવેશ કર્યો છે અને કરે છે તેમને ધર્મજ્ઞાન હતુંજ નહિ. તેમની એ ભાવના પ્રમાણે પ્રચાર નહિં કરતાં જો તેમણે ખ્રીસ્તિ ધર્મનો ખરો અર્થ સમજાવવાનો યત્ન કર્યો હોત તો તેમ થવાથી વાસ્તવિક કાય કર્યું કહેવાત પરંતુ તે ભાવના લાવે ક્યાંથી ? પરમહંસદેવે જે શિક્ષા આપી છે તેના દ્વારા કોના પ્રાણ ઉત્તેજિત્ નહિ થાય ? કોનું મસ્તક તેમનાં ચરણમાં પોતાની મેળે જઇ પતિત નહિ થાય ? એક ઇશ્વરમાં શક્તિનું વિશેષત્વ સ્વીકારીને જે મનુષ્ય જે કાંઇ કરશે તેનાથીજ તેની મુક્તિ થશે. તેમણે તો એટલે સુધી કર્યું છે કેઃ જો ભાવનામાં કોઇ પ્રકારનો દોષ હશે તો પણ તે નિષ્કપટ અને સરલતાથી પૂર્ણ હશે તો ભગવાન્ પોતે તે દોષ સુધારી લેશે. કારણકે તે સત્ છે. અસત્ નથી. તે અન્તર્યામી છે તેથી તેને મનની ભાવના સાથે કામ છે. ભાવનામાં કપટતા નહિ હોય તો ઇશ્વર પ્રાપ્તિમાં કોઇ પ્રકારની અડચણ નડશે નહિં."

પરમહંસદેવ સર્વત્ર ચૈતન્યમય જોઇ શક્તા હતા; એ તેમના સાધન સમયના વર્ણનમાં કહેવામાં આવ્યું છે. તેમને જે કોઇ મનુષ્યે જ્યારે પણ

જોયા હશે ત્યારે આનન્દ રહિત કદીપણ જોવામાં આવ્યા નથી. તેમ છતાં સાધક અવસ્થામાં કિંવા અન્ય કોઈ સમયે ક્વચિત્ સ્વભાવમાં ભિન્નતા જણાવી હશે તો તે માત્ર જીવ-શિક્ષાને માટે-એક પ્રકારની લીલાજ.

પરમહંસદેવે પોતાના પૂર્વાવતારની અસંપૂર્ણ ભાવનાઓ સંપૂર્ણ કરી દેવા સાથે પોતાની શક્તિ પણ દર્શાવી ગયા છે. તેમણે કહ્યું છે કે: " કોઈ **પણ મનુષ્ય, કયે પ્રકારે ઇશ્વરને ઓળખવા અને કયે પ્રકારે તત્વ-જ્ઞાન થાય એવા ઉદ્દેશ્યથી આ સ્થાનમાં આવશે તેનાજ મનો-રથ પૂર્ણ થશે.** " આવા શબ્દો સ્વયં મુક્તિદાતા સિવાય અન્ય કોઇને બોલવાનો અધિકારજ નથી. મહા સિદ્ધાવસ્થાએ પહોંચવા છતાં પણ કોઇ પોતાને અન્ય મનુષ્યનો ઉત્તરદાતા-જવાબદાર-કરી શકતો નથી. પાપીનાં પાપ ગ્રહણ કરી, એક ભગવાન્ સિવાય જીવાત્માની મુક્તિ બીજું કોણ કરી શકે એમ છે ? સર્વ અવતારી પુરૂષો એકજ પ્રકારના હોય છે. તેઓ જે દેશમાં, જે રૂપમાં અવતાર ગ્રહણ કરે છે તેમની-સર્વની-કાર્ય ધારા જાણે એકજ પ્રકારની જોવામાં આવે છે. ઇસુ ખ્રિસ્તે પાપીઓની મુક્તિને માટે પોતાના રક્તનું દાન કર્યું હતું, પરમહંસદેવના શરીરમાં ઉત્પન્ન થયેલો વ્યાધિ પણ તેવોજ પ્રકાર જણાવી આપે છે, અને આ વાત પરમહંસદેવના શ્રીમુખમાંથીજ અમે સાંભળી છે. ઇશુ ખ્રિસ્તને વધારે વજન આપનારાઓએ પરમહંસદેવના વ્યાધિની તુલના કરવી જોઇએ.

પરહંસદેવે જે સમયે બંગાલામાં જન્મ ગ્રહણ કર્યો હતો તે સમયને વાસ્તવિક રીતે ધર્મ-વિપ્લવ-કાલ કહેવો જોઇએ. ધર્મ કયાં છે ? કયા ધર્મ સમ્પ્રદાયમાં પૂર્ણ ધર્મ-ભાવ વિદ્યમાન છે ? જો કોઇપણ સમ્પ્રદાય તરફ દ્રષ્ટિ-પાત્ કરવામાં આવશે તો તેમાંના અધિક મનુષ્યો (આચાર્યો)ને એક પ્રકારના વ્યાપારી સિવાય અન્ય નામે ઓળખાવી શકાશે નહિં ! જેઓ પોતે ધર્મની વર્ણમાળાને કણ્ઠસ્થ પણ કરી તેઓ દેશને માટે ( સમસ્ત દેશીજનોને સ્વસ-મ્પ્રદાયમાં ભેળવવા માટે ) આતુર થઇ રહ્યા છે ! અમે અનેક સ્થાને જોયું છે કે: તેઓ પોતાના ભ્રાતા ભગિનીને માટે, દેશ વિદેશનાં ન્હાનાં મ્હોટાં નાર-નારીઓને માટે ઉપાસના કરી રહ્યા હોય છે, પરંતુ અન્ય ક્ષણે તેઓ ભિક્ષા પ્રાપ્તિને માટે હાથ લંબાવી ઉભેલા હોય છે ! એ સર્વ અધર્મનાં લક્ષણ

છે. તેઓ પોતેજ અસિદ્ધ, મૂર્ખ છે ત્યાં પછી અન્યને સિદ્ધ બનાવવા માટે, અન્યને પણ્ડિત કરવા માટે યત્ન કરે છે. એનો અર્થ શો ? પોતાનામાં જે નથી તે બીજાને અર્પવા તૈયાર થાય છે તેનો અર્થ શો ? પોતાની પાસે જે નથી તે બીજાને આપવાની વાતો કરવી એની મતલબ શી ?

આ સ્થળે આપણા સંબંધી સર્વ હિંદુભાઇઓને એ વાત કહી આ વિભાગ સમાપ્ત કરીશું. કારણ કેઃ પોતે દ્રષ્ટાન્ત સ્વરૂપ તૈયાર થયા નહોઇએ અને અન્યને બોધ કરવો એ તો અયોગ્યજ કહેવાય છે.

અમારી પોતાની અન્ય વાત શી કહેવી ? પુરાતન કુલિન પરિવાર દુર્દશાગ્રસ્ત થતાં તેની જેવી સ્થીતિ થાય તેવા આપણે થઇ ગયા છીએ. અર્થાત્ ચિત્ત નથી. હિંદુઓના આચારભ્રષ્ટ, વ્યવહારભ્રષ્ટ, ભાવભ્રષ્ટ અને કાર્યભ્રષ્ટ ઉપદેશક થઇ પુરાતન શાસ્ત્રની વાતો બોધી મસ્તક હલાવતા આમતેમ કુદકા મારતા ફરીએ છીએ ! અવસર, સગવડ અને સ્વાર્થ પ્રમાણે પરિચય આપવો એ વર્તમાન હિન્દુઓનો સ્વભાવ થઇ પડ્યો છે. પોતાનામાં આર્યનું એક પરમાણું જેટલું લક્ષણ નથી તેમ છતાં પોતાને " આર્ય, આર્ય, " કહી હજારો માણસની મેદનીને કમ્પાયમાન કરવામાં આવે છે. જે થવાનું નથી તે ગતિમાં લાવવા માટે મ્હોટા મ્હોટા ધાંટા તાણવા અથવા કલમબાજી ચલાવવી એ એક પ્રકારની મૂર્ખતાનુંજ કાર્ય કહેવા જેવુંજ થાય છે. હાલના સમયમાં ધર્મનો ઉદ્દેશ્યજ નથી એમ કહીશું તો તે સત્યજ કહેવાશે. માત્ર બહારની ધામધૂમ—આડંબર—એજ હાલનો કાળ—ધર્મ થઈ પડ્યો છે ! ભાષણો, ભોજનો, વસ્ત્રદાન, અને પૈસા આપીને ભાડુતી વક્તાઓને બોલાવવા એજ ધર્મની હદ થઇ પડી છે ! ધર્મ—સભાઓ એવાજ મર્મથી ઉત્પન્ન થાય છે. બ્રાહ્મસમાજ આદિ કેટલીક સમાજો વિલાયતી ધોરણે રચાઇ ઉભી થઇ છે. ઘણી ધર્મપ્રચારક શાળાઓ તેનીજ નકલ છે. આ સ્થળે એક પ્રશ્ન કરવો પડે છે કેઃ હિંદુઓના કયા શાસ્ત્રમાં કયે સમયે સભા થવાનો ઉલ્લેખ છે ? સભાના અસ્તિત્વનું પ્રયોજન પણ શું છે ? ધર્મ—સાધન કરવું એ કાંઇ સર્વ લોકોને બતાવવા જેવો વિષય નથી. તે તો માત્ર પ્રાણને તૃપ્ત કરવાનો વિષય છે. પ્રાણના આનંદને માટે ધર્મ—સાધન છે. એ કાંઇ નિયમને આધિન નથી.

ગૌરાંગદેવે સભાનો આભાસ આપ્યો નથી. તેમણે માત્ર નામ સંકીર્તન કર્યું હતું. તેમ કેમ થતું નથી ? ભલે તેમ કરો. તે છોડીને માત્ર ભાષણોનો પ્રવાહ વહેવડાવવાનું કારણ શું ? અંગ્રેજી રીત પ્રમાણે, ભગવાનનું નામ સ્મરણ કરવાની સભાઓ–સમાજો ન હોય તો શું ન ચાલે ? અમે એક પ્રસંગે જોયું છે કે: બાર વર્ષના એક બાળકે એક ધર્મ–સમાજમાં ભાષણ આપ્યું હતું. જેના દુધિયા દાંત હજી બદલાયા નથી, જે હજી સ્કુલમાં વિદ્યાભ્યાસ કરે છે,'ધર્મનો મર્મ હજી તેના બાપદાદાનાયે સમજવામાં આવ્યો નથી. હજી જેણે ધર્મનાં એકે પુસ્તકનું અધ્યયન કર્યું નથી, તે બાળકે ભાષણ આપ્યું! તે બાળકે હરિ નામનો મહિમા ગાયો ! સભા–મંડપમાં ચારે તરફથી તાળીઓનો ગડગડાટ થઇ રહ્યો ! દિશાઓ કમ્પી રહી ! સર્વત્ર વાહ વાહ થઇ રહી ! શો કાળનો મહિમા ?

વિદ્યાલયમાં જઇને વિદ્યાભ્યાસ કર્યા સિવાય કોઇ પણ મનુષ્ય કદી પણ કોઇ સભામાં ગમન કરી શકે છે? અથવા શું તેને તે સભામાં કોઇ પણ વિષય માટે પોતાનો અભિપ્રાય પ્રકટ કરવાનો અધિકાર થાય છે કે? ધર્મ સભાદિનું પણ તેમજ સમજવું. ધર્મનું શિક્ષણ મેળવો, ધર્મ શું છે તે સારી પેઠે જાણી લો, ત્યાર પછી જો બાહ્ય આડંબર કરવો યોગ્ય લાગે તો ભલે કરજો પરંતુ વૃથા સમય નષ્ટ કરવો એ કર્તવ્ય નથી. ગણત્રીના દિવસો-દિવસે દિવસે ઓછા થાય છે, એક દિવસ આપણે પણ ચાલ્યા જઇશું. કયે દિવસે જઇશું તે નક્કી નથી. જીવન–ખાતાનું પાનું એક વખત ઉઘાડી તપાસી જુવો. કયા પાનામાં કેટલું જમે અને ખર્ચના ખાતામાં કેટલો ખર્ચ લખવામાં આવ્યો છે ? બાલ્યાવસ્થા રમત રમવામાં, કિશોરાવસ્થા માત્ર દ્રવ્ય પ્રાપ્તિની વિદ્યા મેળવવામાં, યુવાવસ્થા રાસક્રિડા કરવામાં અને અનેક પ્રકારના ભોગવિલાસ કરવામાં, પ્રૌઢાવસ્થા સન્તાન સન્તતિની સ્થાતિની ચિન્તા કરવામાં અને દ્રવ્યઉપાર્જન કરવાની ધાંધળમાં વ્યતીત થઇ ગઇ ! એ બધી અવસ્થાઓ ફોકટ ગઇ, ત્યાર પછી વૃદ્ધાવસ્થા આવીને ઝટ ઉભી રહી. એ સમયે સર્વ શક્તિયો લોપ પામવા લાગી ! વ્યાધિ, દારૂણ ચિન્તાઓ વગેરે નાના પ્રકારના ઉપદ્રવો આવી ભેગા થયા ! એ સમયે શું થશે, એનો વિચાર કરતાં પારજ આવતો નથી. મરણનો સમય તો નજીક આવી પહોંચ્યો!

છે. જીવન ખલાસ થવા આવ્યું છે, છતાં પણ રે મનુષ્ય! તેં એકે દિવસ ધર્મ પ્રાપ્તિની ચિન્તા કરી છે કે? આપણે ઇચ્છાપૂર્વક ક્લેશ પામીએ, ઇચ્છાપૂર્વક ભાવના વિકૃત કરીએ, અને ઇચ્છાપૂર્વક બહારના લોકો પાસેથી ઉપદેશ લઇએ, તો પછી કષ્ટ પામ્યા સિવાય બીજું શું મળે? પ્રત્યેક કુટુંબના કુળગુરૂ હોય છે. વિશ્વાસ રાખીને તેમની પાસેથી દિક્ષા લેવી જોઇએ. **એકચિત્તે પોતાના ઈષ્ટદેવનું ચિન્તન કરો, અન્યાય, અધર્મ, અનીતિ, અસત્યનો ત્યાગ કરો. વિશ્વાસઘાત, કપટ, દુરાચારને તિલાંજલિ આપો અને પછી જુવો કે તમને કેટલો આનંદ, કેટલું સુખ અને કેટલી શાંતિ મળે છે?** અમે ખાત્રીથી કહીએ કે એ પ્રમાણે વર્તવાથી તમારા સુખની સીમા રહેશે નહિ. વારૂ, સાથે સાથે એક પ્રશ્ન પણ સાંભળી લો. જ્યાં સુધી ખ્રીસ્તિઓ આ દેશમાં આવ્યા નહોતા, જ્યાં સુધી બ્રાહ્મસમાજીઓનાં ટોળાં બંધાઇ–મંદિરો સ્થપાયાં નહોતાં, જ્યાં સુધી આજની પેઠે ધર્મનો નવો રૂપક–અર્થ પ્રકટ થયો નહોતો, ધર્માચાર્યને નામે ગમે તેવા મનુષ્યોએ આચાર્યનાં પદ લીધાં નહોતાં, ધર્મ વિસ્તારને નામે ગમે તેવા મનુષ્યોએ ઉપદેશ આપવાનો ઢોંગ કર્યો નહોતો, ગુપ્ત રીતે નઠારાં આચરણ કરનારા મનુષ્યોયે માત્ર લોકોને ધુતી પોતાનાં ઘર ભરવાની ઇચ્છાવાળા મનુષ્યોયે હરિકીર્તન કરવાનો આડંબર કર્યો નહોતો, કહો કે તેવા પ્રકારનો નાટક ભજવ્યો નહોતો ત્યાં સુધી શું આપણા પૂર્વ પુરૂષોની અધોગતિ થઇ હતી કે? આજની બનાવટી શાળાઓના ભાડુતી વક્તાઓના ભાષણો સાંભળ્યા વગર આપણા પૂર્વ પુરૂષો શું અધર્મી, અજ્ઞાની રહ્યા હતા કે? જો તેમનો ધર્મ વિશ્વાસ અને તેમની માનસિક શક્તિનું એકાદ દ્રષ્ટાંત પણ જો કોઇ ધ્યાનમાં ઉતારે તો તેમના જાણવામાં આવે કે તેઓ કેવા હતા અને કયા ગુણને લીધે તેઓ નિરવિચ્છિન્ન સુખે–આનંદે દિવસો નિર્ગમન કરી ગયા છે. આ વાત કહેવાનું પ્રયોજન શું? દ્વેષભાવ નહિ. અમે હિંદુ સન્તાન છીએ. આપણો હિંદુસ્થાનમાં જન્મ થયો છે. હિંદુ રક્તથી, હિંદુ ભાવનાથી જન્મ્યા છીએ, તેથી એ અવસ્થામાં અંગ્રેજી ધર્મ ભાવના આપણે માટે સંપૂર્ણ વિદેશીયજ છે. આપણ શારીરિક કિંવા માનસિક કોઇ પણ ધર્મ સાથે યુરોપીય લોકોની

શારીરિક કિંવા માનસિક તુલના થઇ શકશે કે? જો કે કેટલીક વૃત્તિ અથવા ધર્મ, મનુષ્ય જાતિને હિસાબે સ્થુલભાવે મળી શકશે પરંતુ સૂક્ષ્માદિમાં કંઇપણ મળશે નહિ. તેથીજ હિંદુ સન્તાન થઇને જેઓ યુરોપીય ભાવ ગ્રહણ કરવા તૈયાર થાય છે તેઓનું કાર્ય માત્ર અનુકરણ—નકલજ જણાય છે, બીજું કાંઇજ નાહ. માત્ર તે ગિલિટ ચઢાવેલું સોનું હોય તેમ બનાવટી પકડાઇ જાય છે! પછી ભલે તે ગમે તેટલી બનાવટ કરે તોયે શું થયું! એક વિશુદ્ધ વસ્તુમાં બીજી ભલતાં ભેળંભેળની જાત્રા પકડાઇજ જાય છે! પછી ભલે ભેળનારાઓ પોતાને નિર્મળ માને. જ્યાં સુધી તેમનું વિશુદ્ધ હિંદુ—રક્ત બદલાઇ જશે નહિં, ત્યાં સુધી તેમનામાં યુરોપીય ભાવના કદીપણ દીપી નીકળશે નહિ. હિંદુ—ધર્મ ભાવના વિકૃત થવાના ભયથીજ આટલો વિષય કહેવો પડ્યો છે.

અમે પણ આ જમાનાનાજ માણસ છીએ એ અમે કબુલ કરી ગયા છીએ. અમે પણ જૂદી જૂદી સમાજોમાં—સભાઓમાં—અથડાયા છીએ. અમે વિજ્ઞાન શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે. કહેવાતી શુદ્ધ બુદ્ધિમાંથી નિકળેલી ધર્મ-કથા અમે પણ સાંભળી છે, પરંતુ તે હવે તો તૃણ કરતાં પણ મૂલ્યહીન જાણવામાં આવી છે, એવોજ નિશ્ચય થયો છે.

ઇશ્વર-જ્ઞાનની પ્રાપ્તિ કરવા માટે ઘણી બુદ્ધિ, ઘણીવિદ્યા, અને ઘણા જ્ઞાનનું પ્રયોજન નથી. એ ભગવદાવતાર શ્રીરામકૃષ્ણદેવે બતાવી આપ્યું છે. એ શિક્ષણ આપવા માટેજ તેઓએ જન્મગ્રહણ કર્યો હતો. જોકે અમે તેમને ઇશ્વરાવતાર કહીએ છીએ પરંતુ અન્ય મનુષ્યો તેમને તે પ્રમાણે નહિં પણ કહે, તેમને એક સામાન્ય મનુષ્ય માની લઇને, તેમના જીવનનું સ્વાભાવિક પરિવર્તન કેવા સુંદર ભાવથી રચાયું હતું તેજ જો કોઇ આદર્શ સ્વરૂપ માની લેશે તો તેમ થવાથી પણ તેના કલ્યાણની સીમા રહેશે નહિ. આ ચરિતદ્વારા તેમને એટલું તો સ્પ જણાશે કે: ઇશ્વરને ખોળે પડી રહેવાથી તે અતિ સામાન્ય મનુષ્યને પણ અતિ ઉચ્ચ સ્થાનનું દાન કરી શકે છે. પરમહંસદેવને અમે તેમના કયા ગુણને લીધે ઇશ્વરને સ્થાને બેસાડ્યાં છે? અવશ્ય .તેનું કારણ છે. કારણ ન હોય તો અમે સર્વ જનસમાજ સમક્ષ હાસ્યાસ્પદ થઇએ એ

શું ઓગણીશમી શદિનાં અમે હોવા છતાં જાણી શકતા નથી કે ? અવસ્ય તે અમે જાણીએ છીએ. વારૂ, શું અમે એટલું જાણવા શક્તિમાન નથી કેઃ અમારા એવા આચરણદ્વારા સામાજિક ગૌરવની કિંચિત્ હાનિ થશે? અને અમે એ પણ જાણીએ છીએ કેઃ બન્ધુ બાંધવો અમને મનુષ્યપૂજક માનીને ખડખડાટ હાસ્ય કરવા ચૂકશો નહિ ! પરંતુ અમારા દ્રઢ વિશ્વાસ સમક્ષ, એ બધી વાતો અતિ તુચ્છ–તૃણવતજ અમે માનીએ છીએ. ઉલટું અમે તો એમજ માનીએ છીએ કેઃ અમારૂં હાસ્ય કરનારા જીવાત્માઓ તદ્દન અજ્ઞાન છે. તેઓ ઇશ્વરનો મહિમા જાણતાજ નથી તેમજ તેમને ઇશ્વર સંબંધી સાચું જ્ઞાન થયું નથી એમ માની અમને તેમના ઉપર દયા આવે છે.

જો કોઇ પણ મનુષ્યે ગુરૂ કર્યાં ન હોય અથવા ગુરૂ હોયજ નહિ તો તેણે ગુરૂ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ઇશ્વરની દિશા તરફ તાકીને બેસી રહેવું. તેમ કરવાથી કોઇ એક દિવસ પણ તેને સદ્‌ગુરૂ મળ્યા વગર રહેશે નહિ. અને એ વાત અમે અમારા જીવનમાં પ્રત્યક્ષ કરી છે. ત્રયતાપ કાપીને, જન્મ મરણના ભયંકર દુઃખથી મુક્ત કરનાર ગુરૂની ઇચ્છાવાળાએ દિન પ્રતિદિન તેવા ગુરૂ મેળવવા ઇશ્વર સમક્ષ પ્રાર્થના કરવી. દ્રઢ વિશ્વાસ રાખવો, ધૈર્ય રાખવું પણ અનીતિ, અધર્મ ત્યાગ કરવો. અવસ્ય તેમની મન કામના પૂર્ણ થશે. તેમને શ્રી રામકૃષ્ણ પરમહંસ જેવા યોગી–ઇશ્વરાવતાર–ગુરૂ પ્રાપ્ત થશે, અને તેમને જન્મ મરણના મહાન દુઃખથી મુક્ત કરશે. એવોજ અમારો જાતિ અનુભવ છે પરમદયાળુ, પરમકૃપાળુ, પરદુઃખભંજન, ઇશ્વરનો સાક્ષાત્કાર કરેલો હોય એવા આત્મદર્શી, નિર્લોભી, દાતા, ભયશોકહારી, કલ્પતરૂ સમાન ગુરૂ મળ્યા વિના જન્મ મરણનું મહાન દુઃખ ટળશે નહિ. ગમે તેમ પણ ભાવના સિદ્ધ થાય છે એ સત્યજ છે પરંતુ સાવચેત! અવિશ્વાસુ જનોને–વિદ્યાઓ ભણી દોઢડાહ્યા થયેલા તર્ક–સંકરો માટે ઉપાય નથી–તેમનું કલ્યાણ નથી. પોતાનેજ મહાન માની બેઠેલા ઢોંગાચાર્યોનું શ્રેય થશે નહિ. વિશ્વાસુ જનોનું કલ્યાણ થશે.



॥ श्री गुरुसमर्थ ॥

श्रीरामकृष्ण परमहंसदेव वितरित

# उपदेशामृत



श्रीरामकृष्ण परमहंस.



આવૃત્તિ ૧ લી.
પ્રત ૩૦૦૦.

સને ૧૯૧૮.
સંવત ૧૯૭૪.

लेखक–प्रकाशक

डाह्याभाई रामचन्द्र म्हेता.

सम्पादक–सस्ती वार्तामाळा—अमदावाद.

मूल्य रु.

# પ્રસ્તાવના.

શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનાં વિસ્તૃત જીવનવૃતાંતનું એક પુસ્તક આ લેખક તરફથી પ્રગટ કરવા તૈયાર થયું તેજ વખત પરમહંસદેવનાં ઉપદેશામૃત પણ પુસ્તક સાથેજ પ્રકટ થાય તો ઘણું સારૂં એવી આ પુસ્તકમાં દ્રવ્યની સહાયતા કરનાર ચાંડોદ નિવાસી, ઉદાર અને ધર્મશ્રદ્ધાળુ ભાઇ જગન્નાથ હિમ્મતરામ પાઠકે ઇચ્છા દર્શાવી. કાગળોના ભાવ ચાર પાંચ ગણા વધી ગયેલા છે તેવા વખતમાં "ઉપદેશામૃત"નો સર્વ ખર્ચ ઉક્ત ભાઇએ આપવાની ઉદારતા દર્શાવી. પરિણામે પ્રસ્તુત પુસ્તક પ્રકટ થાય છે અને શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના જીવનવૃતાંતના ગ્રાહકોને વિનામૂલ્યેજ મળે છે. તે માટે ભાઇ જગન્નાથનોજ સર્વે એ ઉપકાર માનવો ઘટે છે.

ઇશ્વરાવતાર પરમહંસદેવનું જીવનચરિત્ર જેટલું ઉત્તમ અને બોધક છે તેટલાંજ "ઉપદેશામૃત" પણ ઉપયોગી છે. એની ઉત્તમતા સંબંધી અમે કંઇ પણ કહીએ તે સોના ઉપર ઢોળ ચઢાવવા જેવું છે. સુપ્રસિદ્ધ પ્રોફેસર મોક્સમુલર જેવા સંસ્કૃતજ્ઞ વિદ્વાન પંડિતે Life and Sayings of Ramkrishna Paramhansa નામક પુસ્તક પ્રકટ કરીને યુરોપમાં હિંદુ ધર્મનો પ્રભાવ વિસ્તારી પાશ્ચાત્ય જગતને તેનો ભ્રમ દર્શાવ્યો છે, અને તેમ કરી હિંદુ ધર્મના મહાત્મ્યનું કીર્તન કરવા સાથે અમારૂં પણ પરમ કલ્યાણ સાધન કર્યું છે. તેમનાજ પુસ્તકનો અનુવાદ બંગ ભાષામાં થયા પછી તેમાં કેટલાક ભક્તોએ સંગ્રહ કરેલાં ઉપદેશામૃત મેળવી પ્રકટ કરેલા પુસ્તકનું આ ભાષાંતર છે. આ પુસ્તકમાં ૭૫૦ ઉપદેશામૃતનો સંગ્રહ છે. વાંચકો ધ્યાનપૂર્વક વાંચી મનન કરી–તેને આચરણમાં ઉતારવાનો યત્ન કરશે તો સહજે તેઓ જીવન–મરણ જેવા મહા દુઃખથી મુક્ત થશે. બંગાલામાં કેટલાક ઉદાર બંગાલી ગૃહસ્થો ઉપદેશામૃતનાં બંગાલી પુસ્તકો વિદ્યાર્થીવર્ગમાં મફત વહેંચે છે, અને તેમ કરી જ્ઞાનની લ્હાણી કરે છે. ગુજરાતમાં ઘણા શ્રીમંતો છે. જો કોઇ સજ્જનને પ્રસ્તુત ઉપદેશામૃતનું પુસ્તક વિના મુલ્યે ભેટ આપવાની ઇચ્છા થાય તો તેમણે અમને લખવાથી યોગ્ય વ્યવસ્થા કરવામાં આવશે.

અમદાવાદ.
માર્ગશીર્ષ. દત્તજયંતિ. ૧૯૭૪ } ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.

श्री रामकृष्ण परमहंसदेव कथित

# उपदेशामृत.

( શ્રી રામકૃષ્ણુ પરમહંસદેવે પોતાના જીવન સમયે પ્રસંગોપાત ભક્તજનો સમક્ષ જે ઉપદેશામૃત વિતરણુ કરેલાં તે અત્ર પ્રકટ કરવામાં આવે છે. આ ઉપદેશામૃતનું પાન કરી પરમહંસદેવના અનેક ભકતો-શિષ્યો-અમર થઇ ગયા છે. ગુર્જર વાંચકવર્ગ એ ઉપદેશામૃતનું પાન કરી અજર-અમર થાય એજ વાંચ્છના છે. )

---

૧. રાત્રિને સમયે આકાશમાં અસંખ્ય તારા જોવામાં આવે છે પરંતુ સૂર્યોદય થયા પછી તારા જોવામાં આવતા નથી તેથી દિવસે આકાશમાં તારા નથી એમ કહી શકાય નહિ. તેજ પ્રમાણે અજ્ઞાન અવસ્થામાં મનુષ્ય ઇશ્વરનાં દર્શન કરી શકતો નથી તેથી ઇશ્વર છેજ નહિ એવું કહી શકાય ખરૂં ?

૨. જેમ જળને કોઇ વારિ કહે છે, કોઇ પાણી કહે છે, કોઇ વૉટર કહે છે, અને કોઇ એકવા કહે છે તેજ પ્રમાણે એક સચ્ચિદાનંદ (ઇશ્વર)ને ભિન્ન ભિન્ન દેશમાં કોઇ અલ્લા કહે છે, કોઇ હરિ કહે છે, કોઇ ગૉડ કહે છે અને કોઇ (બ્રહ્મ) ઇશ્વર કહે છે.

૩. બે મનુષ્યો વચ્ચે મ્હોટો વાદવિવાદ ઉપસ્થિત થયો. એક જણે કહ્યું કે: "અમુક ખજુર વૃક્ષ ઉપર એક સુંદર લાલ રંગનો કાચિંડો ( કાંકીડો ) છે." બીજાએ કહ્યું કે: "ના, ના, ત્હારી ભૂલ છે. તે લાલ રંગનો નથી પણ લીલા રંગનો છે." વાદવિવાદ વધી પડયો. બન્નેથી નિર્ણય થઇ શક્યો નહિ, ત્યારે છેવટે તે બન્ને ખજુર વૃક્ષના રખેવાળ પાસે જઇ એકે પૂછ્યું કે: "તમારા આ વૃક્ષ ઉપર તો લાલ રંગનો કાચિંડો છેને ?"

તેણે ઉત્તર દીધો: "જી, હા." બીજાએ પૂછ્યું: "તમે શું કહો છો ? તે તો લાલ રંગનો નહિ પણ લીલા રંગનો છેને ?" રખેવાળે કહ્યું: "જી હા." રખેવાળ જાણતો હતો કે કાચિંડો વારંવાર રંગ બદલે છે. તે બહુ રૂપી છે તેથી જેણે જે રંગનો જણાવ્યો તેને હા કહી. સચ્ચિદાનંદ હરિ પણ તેજ પ્રમાણે બહુરૂપી છે. જે સાધક ભક્ત શ્રી હરિ (ઇશ્વરને) રૂપે જૂવે છે, તે તેને તેજ રૂપનો માને છે. પરંતુ જેણે તે (ઇશ્વર)નાં બહુ-રૂપ જોયાં છે તેજ કેવળ કહી શકે છે કે: એ સર્વે રૂપ તે શ્રી હરિનાં જ છે. તે એક શ્રી હરિ (ઇશ્વર)જ બહુરૂપી છે. તે સાકાર છે, તે નિરાકાર છે. તેના બીજા કેટલાએ આકાર છે તે હું જાણી શકતો નથી."

૪. ગ્યાસનો દીપક જૂદા જૂદા સ્થાનમાં જૂદે જૂદે રૂપે પ્રકટે છે. (કોઇ એક ચીમનીમાં અને કોઇ અનેક ચીમનીમાં પ્રકટી રહે છે ત્યારે કોઇ લાલ લીલા રંગનાં ઝુંમરોમાં પ્રકાશી રહે છે.) પરંતુ તે એકજ મૂખ્ય મ્હોટા પીપમાં થઇને અનેક સ્થળે આવે છે. તેજ પ્રમાણે જૂદા જૂદા દેશના જૂદી જૂદી જાતિના ધાર્મિક મહાપુરૂષો તેજ એક પરમેશ્વરમાંથી છે.

૫. સંતાકુકડી રમતાં ઓટલે બેઠેલા ભિલ્લુનો (છોકરાનો) સ્પર્શ કરતાંજ પકડનારથી પકડાવા છતાં ચોર થઇ શકાતું નથી, તેજ પ્રમાણે ઇશ્વરનો સ્પર્શ કર્યા પછી (ઇશ્વરનાં ચરણ ગૃહણ કર્યા પછી) સંસારમાં બદ્ધ થઇ શકાતું નથી. તેને સંસારના બંધન અડચણ કરતાં નથી. જે ઓટલે બેઠેલા છોકરાનો (ભિલ્લુનો) સ્પર્શ કરે છે તે પછી ગમે ત્યાં વિચરણ કરે તો પણ તેને ચોર બનાવી શકાતો નથી. સંસારમાં પણ તેજ પ્રમાણે ઇશ્વરનો સ્પર્શ કરવા શક્તિમાન થવાય તો પછી તે મનુષ્યને બીજા કશાનો ભય રહેતો નથી. જેણે ઇશ્વરનો સ્પર્શ કર્યો છે, તે સંસારની સર્વે અવસ્થામાં નિરાપદ રહી શકે છે. કોઇ પણ અવસ્થા તેને બંધન કર્તા થઇ શકતી નથી.

૬. લોહ એક વખત મણિનો સ્પર્શ કરી સોનું બને છે પછી તેને કાદવમાં રાખી મુકો કે ગમે તો બીજા કોઇ મલિન સ્થાનમાં રાખો પણ તે સોનું ને સોનુંજ રહેશે. તે પુનઃ કદી પણ લોહ થશેજ નહિ. જેણે ઇશ્વર

પ્રાપ્ત કર્યાં છે તેની અવસ્થા તેવીજ છે. જે મનુષ્યને ઇશ્વર-પ્રાપ્ત થયા છે અર્થાત્ જેને ઇશ્વર દર્શન થયાં છે તે સંસારમાં રહો કે પછી વનમાં રહો, ગમે ત્યાં રહો પણ તેના શરીરે કશાનો ડાઘ પડશે નહિ. તેના મન ઉપર સંસારની મોહ-માયાનો રંગ લાગશેજ નહિ.

૭. લોહની તરવારને પારસમણિનો સ્પર્શ થતાંજ તે સોનાની તરવાર થઇ જાય છે પરંતુ તેની આકૃતિ તો પ્રથમના જેવીજ રહે છે પરંતુ તે-નાથી હિંસા-કાર્ય થતું નથી અર્થાત્ તેના વડે કોઈનું શરીર કપાઇ શકતું નથી. તેજ પ્રમાણે ઇશ્વર-પ્રાપ્ત કર્યાથી મનુષ્યની આકૃતિમાં ફેરફાર થતો નથી. તે તો પૂર્વવતજ રહે છે પણ તેનાદ્વારા કોઇ અન્યાય-કાર્ય થતું નથી. તે મનુષ્ય કાંઇ પ્રકારનોં અધર્મ કરી શકતો નથી.

૮. સમુદ્રમાં ગુપ્ત-રહેલું લોહ-ચુંબક જેમ એકાએક વહાણમાં રહેલાં લોહને પોતાના તરફ આકર્ષી લઇ, લોહ-બંધ ઉકેલી નાંખી વહાણના કટકે કટકા કરી તેને ડૂબાવી દે છે, તેજ પ્રમાણે જ્ઞાન-ચૈતન્યનો ઉદય થતાંજ તે અહંકાર અને સ્વાર્થપૂર્ણ જીવનના ક્ષણવારમાં કટકે કટકા કરી મનુષ્યને ઇશ્વર-પ્રેમ-સાગરમાં ડૂબાવી દે છે.

૯. દૂધ અને જળને એક સાથે રાખવાથી તે એકત્ર થઇ જાય છે, પરંતુ દૂધનું માખણ કરી જળ સાથે રાખીએ તો તે પછી જળની સાથે મળી શકતું નથી. ઇશ્વર-પ્રાપ્ત કરી શકાય તો પછી હજારો સંસારી બદ્ધ જીવોની સાથે રહેવા છતાં મનુષ્યને કોઇ પણ બંધન બદ્ધ કરી શકતું નથી.

૧૦. ગૃહસ્થના ઘરની પત્ની અનેક પ્રકારનાં સાંસારિક કાર્યોમાં સર્વદા વ્યસ્ત થઇ રહે છે પરંતુ સન્તાન થવાને ( ગર્ભ ) સમયે સમસ્ત કામકા-જનો તે ત્યાગ કરે છે. પ્રસવ થયા પછી તેને અન્ય કામકાજ સારૂં લાગતું નથી. તે સમયે તો સમસ્ત દિવસ તે કેવળ પોતાના બાળકનું લાલનપાલન કરી અને તેનું મુખ-ચુમ્બન કરી આનંદ પામે છે. તેજ પ્રમાણે મનુષ્ય પણ અજ્ઞાન અવસ્થામાં નાના પ્રકારના વિષય-કર્મ કરે છે, પરંતુ ઇશ્વર દર્શન થયા પછી તેને તે વિષય-કર્મ ઉપર પ્રીતિ રહેતી નથી. તે સમયે તેને ઇશ્વર-દર્શનના કાર્ય સિવાય અન્ય કામકાજમાં સુખ પ્રાપ્ત થતું નથી, અને તે

( ઇશ્વર ) ને એક ક્ષણુ પણુ તે છોડી શકતો નથી. તે ઇશ્વર સિવાય રહી શકતોજ નથી.

૧૧. પરિપક્વ થતાં કેવી અવસ્થા થાય છે? જેમ બટાકા, વેંગણુ, ( રિંગણાં ) દૂધી વગેરે ચૂલા ઉપર રંધાતાં ( પરિપક્વ થતાં ) નરમ થઇ જાય છે તેજ પ્રમાણે મનુષ્ય જ્ઞાનથી પરિપક્વ થતાંજ નરમ થઇ જાય છે. તેના અહંકાર આદિ ષટદોષ કપાઇ જાય છે.

૧૨. જગતમાં ચાર પ્રકારના સિદ્ધ-પુરૂષો જોવામાં આવે છે. (૧) સ્વપ્ન-સિદ્ધ, (૨) મન્ત્ર-સિદ્ધ, (૩) અકસ્માત*સિદ્ધ અને (૪) નિત્ય-સિદ્ધ. અકસ્માત-સિદ્ધનું દ્રષ્ટાંત એ છે કે: જેમ કોઇ એક ગરીબ માણસને અકસ્માત્ પૃથ્વીના ગર્ભમાંથી અથવા કોઇ અન્યરૂપે પુષ્કળ રૂપિયા મળતાં તે શ્રીમંત થઇ જાય છે તેજ પ્રમાણે અનેક પાપી મનુષ્યોની ચિત્તવૃત્તિ અકસ્માત બદલાઇ ઇશ્વર-રાજ્ય તરફ વળી જાય છે. શ્રી રામકૃષ્ણુ પરમહંસદેવના ભક્ત લાલાબાબુ વગેરે એ સમ્પ્રદાયનાજ કહી શકાશે.

જગતમાં ચાર પ્રકારનાજ સિદ્ધ-પુરૂષો નથી પણુ એક મિત્ર કહે છે કે: પરમહંસદેવ કહેતા હતા કે: પાંચ પ્રકારના સિદ્ધ-પુરૂષો જોવામાં આવે છે. જેમ કે: (૧) સ્વપ્ન-સિદ્ધ. (૨) મંત્ર-સિદ્ધ. (૩) અકસ્માત્-સિદ્ધ. (૪) કૃપા-સિદ્ધ. અને (૫) નિત્ય-સિદ્ધ.

૧૩. જેમ અનેક મનુષ્યો વન જંગલ સાફ કરતાં કરતાં તળાવ, મકાનો ઇત્યાદિ પ્રાપ્ત કરે છે. તેમને જંગલ સાફ કરતી વખત તળાવ-ઘર વગેરે તૈયાર કરવામાં કષ્ટ પડતું નથી. તેજ પ્રમાણે અનેક મનુષ્યો સામાન્ય સાધના કરતાં સિદ્ધ થઇ જાય છે. ( તેમને વિશેષ કષ્ટ સહન કરવું પડતું નથી. )

૧૪. તુમડી અને કહોળાના વેલા પર પ્રથમ ફળ આવે છે તે પછી પુષ્પ આવે છે. ( તેજ પ્રમાણે ) નિત્ય-સિદ્ધ મહાપુરૂષો પ્રથમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે ત્યાર પછી તેઓ સાધના કરે છે.

૧૫. બજારથી વેગળે ઉભા રહેવાથી બજારમાંથી નીકળતો માત્ર "હો,

* એને દૈવ-સિદ્ધ કહે છે

હો" ધ્વનિ સંભળાય છે, પરંતુ બજારમાં પ્રવેશ કરવાથી તે શબ્દ સંભળાતો નથી. તે વખતે તો સ્પષ્ટ સંભળાય છે કે, કોઇ બટાટા વેચે છે અને લે છે, કોઇ રિંગણાં વેચે છે અને લે છે, ( તેજ પ્રમાણે ) મનુષ્ય ઇશ્વરથી વેગળો રહે છે ત્યારે માત્ર તર્ક–યુક્તિ મીમાંસાની ગડબડમાંજ પડી રહે છે. પરંતુ તે ( ઇશ્વર )ની સ્હામે જઇ શકાય તો પછી તર્ક–મીમાંસાની ગડબડ રહેતી નથી. તે સમયે તો સર્વ સ્પષ્ટ રીતે જણાય છે.

૧૬. ઇસુખ્રિસ્તના શત્રુઓએ તેમને શરીરે અણીદાર ખીલા ખોસ્યા ત્યારે તેમણે ( ઇસુખ્રિસ્તે ) તેમના કલ્યાણની પ્રાર્થના કરી હતી. તેનું કારણ શું ? સાધારણ નારિયેળમાં અણીદાર ખીલો ખોસતાં તે અંદરના રેસા સુધી ઉતરી જાય છે, પરંતુ બીજા એક પ્રકારના નારિયેળનાં રેસા અને છોડું જૂદા જૂદા હોય છે. તેથી તેમાં ખીલો ખોસતાં તે રેસામાં પ્રવેશ કરી શકતો નથી. ઇસુખ્રિસ્ત તે બીજા પ્રકારના નારિયેળ જેવા હતા તેથી તેઓ દેહથી ભિન્ન હતા. તેથી તેમને કષ્ટ થઈ શક્યું નહિ. તે માટેજ તેમના દેહમાં ગમે તેટલા અણીદાર ખીલા ખોસવા છતાં પણ તેઓ આનંદ ભરેલે ચિત્તે શત્રુઓ માટે કલ્યાણ–પ્રાર્થના કરવા લાગ્યા.

૧૭. દાદર, નિસરણી, દોરડાં, વાંસ, વગેરે નાના પ્રકારના ઉપાય વડે જેમ ઘરના માળ ઉપર ચઢી શકાય છે તેજ પ્રમાણે ઇશ્વર પાસે પહોંચવા માટે પણ અનેક ઉપાયો યોજાયા છે. તેમાં પ્રત્યેક ધર્મ પણ (ઇશ્વર સમ્મુખ પહોંચવાનો ) એક એક ઉપાય જોવામાં આવે છે.

૧૮. એક માતાને પાંચ છોકરાં હોય. તેમાંથી કોઇને રમકડું, કોઇને ખાવાનું અને કોઇને કાંઈ રમતમાં રાખી માતા નિશ્ચિંત જીવે પોતાનું ગૃહ–કાર્ય કરે છે. એ બધાંમાંથી જે છોકરૂં રમકડું ફેંકી દઈ " મા, મા, " કહી રડી ઉઠે છે તેનેજ માતા ખોળામાં લઇ રડતું છાનું રાખે છે. હે મનુષ્ય ! તું પણ એ પ્રમાણેજ અન્ય વસ્તુઓ લઇને ભૂલાવામાં પડી રહ્યો છે. એ બધું ત્યાગ કરી જે સમયે તું ઇશ્વરને માટે અશ્રુપાત કરશે તેજ સમયે તે ( ઇશ્વર ) આવી તને પોતાના ખોળામાં ( શરણમાં ) લેશે.

આ સંસાર તો ઇશ્વરની રંગભૂમિ ( નાટકશાળા ) છે. લીલા રસમય

શ્રી હરિ નાના પ્રકારે એ સ્થળે સદા લીલા કરી રહ્યા છે. માતા જેમ બાળકના હાથમાં રમકડું આપી ભ્રમણામાં નાંખી મૂકે છે તેજ પ્રમાણે ઇશ્વરે પણ નાના પ્રકારના પદાર્થો (સુખ-ભોગ-વિલાસ) આપીને આપણને ભ્રમણામાં રાખી મૂક્યા છે. સન્તાન હાથમાંનું રમકડું ફેંકી દઇ "મા, મા," કહીને બુમો પાડે છે તેજ વખતે માતા જેમ પોતાનાં બાળકની પાસે ઉપસ્થિત થાય છે તેમ આપણે પણ ક્ષણભંગુર પદાર્થો ઉપરથી મમતા-મોહ ઉઠાવી લઇ વ્યાકુળ ચિત્તે ઇશ્વર પ્રાપ્તિને માટે રાત દિવસ અશ્રુપાત કરીશું-તેને શોધવા યત્ન કરીશું-ત્યારેજ તે તત્ક્ષણાત આપણી પાસે આવી ઉપસ્થિત થશે.

૧૯ ઇશ્વરનાં અનંત નામ અને તેના અનન્ત ભાવ છે. જેને જે નામ અને જે ભાવનાથી પ્રાર્થના કરવાની ઇચ્છા થાય તેણે તે નામે અને તે ભાવનાથી (ઇશ્વરની) પ્રાર્થના કરવી જેથી તેને ઇશ્વર પ્રાપ્ત થશે.

૨૦ ઇશ્વર જયારે સર્વત્ર વિદ્યમાન છે-અણુંઅણુંમાં વ્યાપી રહ્યો છે-ત્યારે તેને અમે જોઇ શકતા નથી તેનું કારણ શું? પણ ભાઇ! પાંદડાં વડે ઢંકાયલા તળાવની સ્હામે ઉભા રહી તમે પ્રશ્ન કરો છો કે તળાવમાં જળ નથી. જો જળનાં દર્શન કરવાની ઇચ્છા થાય તો તેના ઉપરનાં પાંદડાં ખસેડી દો. માયા વડે નેત્ર ઉપર પડળ બંધાયાં છે. તે નેત્ર વડે તમે જોઇને કહો છો કે ઇશ્વરને અમે દેખી શકતા નથી કેમ? પણ ભાઇ! ઇશ્વરનાં દર્શન કરવાની ઇચ્છાજ હોય તો માયાને વેગળી ખસેડી મૂકો.

૨૧. મા આનન્દમયી (કાલીમાતા)નાં અમે સાક્ષાત્ દર્શન કરી શકતા નથી તેનું કારણ શું? પણ ભાઇ રે! જેમ શ્રીમંતની કન્યા ચકની (પર્દાની) અંદર રહે છે તેમ એ પણ ચકની (પર્દાની) અંદર છે. ભક્ત સન્તાનો માયારૂપ ચક (પર્દા)ની અંદર જઇને તેનાં (કાલીમાતાનાં) દર્શન કરી શકે છે.

૨૨. તર્ક કરવો નહિ. તમે જેમ તમારા અભિપ્રાય ઉપર વિશ્વાસ રાખો છો તેજ પ્રમાણે બીજાઓને પણ તેમના અભિપ્રાય ઉપર વિશ્વાસ રાખવા દો. મિથ્યા તર્ક કરી કોઇને પણ તેની ભૂલ સમજાવી શકશો નહિ.

ઇશ્વરની કૃપા થતાંજ સર્વે મનુષ્યો પોતપોતાની ભૂલ પોતાની મેળેજ સમજી શકશે.

૨૩. હજાર વર્ષનાં અંધારા ઘરમાં મસાલ બાળતાં તુર્તજ પ્રકાશ થાય છે. તેજ પ્રમાણે હજાર જન્મનાં પાપ હોય તો પણ તેની (ઇશ્વરની) કૃપા દ્રષ્ટિ થતાં તે તુર્તજ દૂર થાય છે.

૨૪. મલયનો પવન વાતાં જે વૃક્ષમાં શ્રેષ્ઠાંશ છે તે વૃક્ષમાં ચન્દન ઉત્પન્ન થાય છે પરંતુ અશ્રેષ્ઠાંશી વાંસ, કેળાં, પપૈયા, જેવાં વૃક્ષમાં તેમ થતું નથી. ભગવત્ કૃપા થતાંજ જે મનુષ્યમાં શ્રેષ્ઠાંશ (સત્વગુણ) હોય છે તેઓ ક્ષણ વારમાં બદલાઇ પવિત્ર થઇ ઇશ્વરની ભાવનામાં લીન થઇ જાય છે, પરંતુ અશ્રેષ્ઠાંશી–અસાર–વિષયાસક્ત મનુષ્યોનાં મન બદલાતાંજ નથી.

૨૫. બાળકે કહ્યું: "મા! મ્હને જાજરૂ જવા તમે બૂમ પાડજો." માતાએ કહ્યું: જાજરૂ જવાની તૈયારી થતાં તું ત્હારી મેળેજ જાજરૂ જશે. તેજ ત્હને ફરજ પાડશે.

૨૬. પ્રશ્નઃ "અન્નને માટે કયા પ્રકારની સાધના કરવી તેનો વિચાર કરવો પડે છે?"

ઉત્તરઃ "જેની નોકરી કરો છો તેજ અન્ન આપશે. જેણે મોકલ્યા છે (જન્મ આપ્યો છે) તેણે અગાઉથીજ ખોરાકીનો બન્દોબસ્ત કરી રાખ્યો છે."

કોઇ એક બન્ધુ કહેતા હતા કે: એ પ્રમાણે ઉપદેશ આપી પરમહંસદેવ નિચે લખેલું દ્રષ્ટાન્ત કહેતા હતા. તેઓ કહેતા કે: "કોઈ એક ગૃહસ્થને ઘેર એક તરૂણ સાધુ ભિક્ષા કરવા ગયો હતો. ગૃહસ્થની યુવતી કન્યા સાધુને ભિક્ષા પિરસવા આવી. યુવતી કન્યાના હૃદય ઉપર બે ઉન્નત સ્તન જોઇ સાધુ સ્તબ્ધ ચિત્તે કન્યાના મુખ સ્હામે જોઇ રહ્યો. કન્યાએ ભિક્ષા આપવા માંડી પણ સાધુની તેવી ઇચ્છા દીઠી નહિં તેથી તે ઘરમાં ચાલી ગઇ અને પોતાની માતાને જણાવ્યું કે: "સાધુ ભિક્ષા લેતો નથી. તેતો એકી નજરે મ્હારા મુખ સ્હામે જોઇ રહ્યો છે." માતાએ સાધુની પાસે આવી તેમ કરવાનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે: "માતા! તમારી કન્યાની છાતી ઉપર આવા મ્હોટા બે ફોલ્લા થયા છે તેમ છતાં તેને કાંઇ વેદના થતી નથી?

તે શી રીતે શાંત રહી શકે છે? એકાદ ન્હાની ફોલ્લી થતાં મનુષ્ય અશ્રુપાત કરી મુકે છે તેને બદલે આ તો ઘણા મ્હોટા ફોલ્લા થયા છે! એ બિચારી શી રીતે દુઃખ સહન કરે છે?" માતાએ કહ્યું: "મહારાજ! એ ફોલ્લા નથી. એનું નામ તો સ્તન કહેવાય છે. મ્હારી પુત્રીને સન્તાન થવાનો સમય આવે છે, તેથી ભગવાને આગળથીજ તેની છાતી ઉપર સ્તન બનાવી રાખ્યાં છે. એ સ્તનમાં દુધ ઉત્પન્ન થશે અને તે દુધનું પાન કરી બાળક જીવન-ધારણ કરશે." એ સાંભળી સાધુએ કહ્યું: "હેં! શું એને સંતાન થવાનું છે તેને માટે ભગવાને આગળથીજ દુધની વ્યવસ્થા કરી રાખી છે?" એમ કહી સાધુ ભિક્ષા લીધા વિનાજ ચાલ્યો ગયો. તેણે વિચાર કર્યો કે: "ભગવાન જ્યારે આટલો બધો દયામય છે ત્યારે તો તેણે અવસ્ય મ્હારે માટે પણ અન્નની વ્યવસ્થા કરી રાખી હશે. બસ, હવે હું શા માટે ઘેરે ઘેર ભીખ માંગતો ફરૂં?"

૨૭. જો કોઇ પણ મનુષ્યને સાધનાની આવસ્યકતા હશે તો તે (ઇશ્વર) તેને સદ્‌ગુરૂ મેળવી આપશે. ગુરૂને માટે સાધકે અથડાવાની જરૂર નથી.

૨૮. એક સમયે માર્ગમાં જતાં જતાં એક સાધુનો પગ એકાએક કોઇ એક દુષ્ટ મનુષ્યને શરીરે અડકયો હતો. તે દુષ્ટે ગુસ્સામાં અંધ બની-જઈ સાધુને ભયંકર રીતે માર માર્યો. સાધુ અજ્ઞાન થઇ પડયો. તેના શિષ્યોએ અનેક પ્રકારે સેવા કરી ત્યારે સાધુને કંઇક ચૈતન્ય આવ્યું. શિષ્યોએ સાધુને પૂછ્યું કે: "મહારાજ! કહો જોઇએ. કોણે આપની સેવા કરી?" સાધુએ ઉત્તર દીધો કે: "જેણે મ્હને માર્યો હતો તેણે."

૨૯. મનુષ્ય તકીયાના ગલેફ જેવો છે. તકીયા ઉપર ચઢાવેલા ગલેફનો રંગ લાલ, લીલો, પીળો હોય છે પરંતુ અંદર તો બધામાં રૂ ભરેલું હોય છે. તેજ પ્રમાણે મનુષ્યો પણ કોઈ સુંદર, કોઇ કાળું, કોઇ ઉજળું, કોઇ સાધુ અને કોઇ ચોર જણાય છે પરંતુ સર્વમાં તે એક ઇશ્વરજ વિરાજી રહ્યો છે.

૩૦. સર્વ જળને નારાયણનું રૂપ કહેવામાં આવે છે ખરૂં પરન્તુ સર્વ જળનું પાન થઇ શકતું નથી. સર્વ સ્થળે ઇશ્વર છે ખરો પરંતુ સર્વ સ્થળે તે જોઇ શકાતો નથી. જેમ કોઇ જળવડે પગ ધોઇ શકાય છે અને કોઇ જળને

તો સ્પર્શ પણ થઇ શકતો નથી. તેજ પ્રમાણે કોઇ સ્થળની નજીક જઇ શકાય છે, કોઇ સ્થળની અંદર પ્રવેશ કરી શકાય છે ત્યારે વળી કોઇ સ્થળને વેગળેથી જોતાંજ ન્હાસી જવાનું મન થાય છે.

૩૧. વાઘમાં પણ ઇશ્વર છે એ સત્ય પરંતુ તેની સમ્મુખ જવું ઉચિત નથી. તેમ દુષ્ટ મનુષ્યોમાં પણ ઇશ્વર છે ખરો પરંતુ દુષ્ટ મનુષ્યોની સંગતિ કરવી ઉચિત નથી.

૩૨. ગુરૂએ કહ્યું કેઃ " સર્વ પદાર્થ નારાયણરૂપ છે. " શિષ્યે એ ગુરૂ-વાક્ય કબૂલ કર્યું. માર્ગમાં જતાં શિષ્યને એક હાથી જણાયો. હાથી ઉપર બેઠેલા મહાવતે કહ્યું કેઃ " ખસી જાઓ. ખસી જાઓ. " શિષ્યે વિચાર કર્યો કેઃ " શા માટે ખસી જવું ? હું નારાયણ છું. હાથી પણ નારાયણ છે. નારાયણની પાસે નારાયણને ભય કેવો ? " શિષ્ય ત્યાંથી ખસ્યો નહિં. અંતે હાથીએ શુંડ વડે શિષ્યને ઉંચકી વેગળે ફેંકી દીધો. તેને ઘણું વાગ્યું. તેણે ગુરૂ પાસે જઇ સમસ્ત બનાવ કહી સંભળાવ્યો. ગુરૂએ કહ્યું ! " તું કહે છે કે તું અને હાથી નારાયણ છે એ સત્ય પરંતુ મહાવત્ રૂપી એક બીજા નારાયણે ત્હને સત્વચેત્ કર્યો હતો તેનું કથન ત્હેં કેમ સાંભળ્યું નહિં ? "

૩૩. એક ખેડુત સમસ્ત દિન ખેડેલા ખેતરમાં જળ સિંચન કરતો હતો તેણે અંતે જોયું કેઃ જળનું એક પણ ટીપું ખેતરમાં ગયું નથી પણ વેગળે કેટલાક ઉંડા ખાડા હતા તેમાં સમસ્ત જળ વહી ગયું છે. એજ પ્રમાણે જેઓ વિષય-વાસના, સાંસારિક માનસ-શ્રમ અને સુખ-સ્વચ્છન્દતા તરફ મન રાખી ઇશ્વરની ઉપાસના કરે છે તેઓ પણ સમસ્ત જીવન પર્યંત્ ઉપાસના કર્યા પછી જોઇ શકશે કેઃ સર્વ વાસના રૂપી ઉંડા ખાડામાં થઇને તેમની સર્વ ઉપાસના વ્યર્થ ગઇ છે ! તે પ્રથમ જેવો મનુષ્ય હતો તેવોજ અદ્યાપિ પર્યંત પડી રહ્યો છે. તે પોતાની કિંચિત્ અંશે પણ ઉન્નતિ કરી શકયો નથી. ( ઇશ્વરની ઉપાસના કરનાર મનુષ્યે વિષયોમાંથી ચિત્ત ખસેડીને એક ચિત્તે-ઉપાસના કરવી જોઇએ, તોજ તે સફળ થશે. )

૩૪. ઉપાસના કરતી વખતે જો કોઇ મનુષ્ય મશ્કરી કરે, ધર્મ અને ધાર્મિકની નિન્દા કરે તો સાધના સમયે સાધકે તેમનાથી તદ્દન દૂર રહેવું.

૩૫. જળ અને દુધને એક સાથે રાખવાથી તે એકત્ર થઇ જાય છે. પુનઃ તે પ્રથક (જૂદું) થઇ શકતું નથી. ધર્મ–પિપાસુ નવીન સાધક, સંસારના સર્વ પ્રકારનાં મનુષ્યોની સાથે ભળવાથી તે પોતાનો ધર્મ ત્યજી બેસે છે. તેનો પ્રથમનો વિશ્વાસ, ભક્તિ અને ઉત્સાહ કોણ જાણે ક્યાંયે ચાલ્યાં જાય છે. તેનો પત્તો લાગતો નથી.

૩૬. ટોળું બાંધવું એ શું સારૂં છે કે? પ્રવાહી જળનું ટોળું બંધાતું નથી. કાદવ, કીચડવાળું જળ તળાવ કે ખાબોચીયાના રૂપમાં ટોળું બંધાઇ રહે છે. જેનું મન ઇશ્વર પ્રાપ્ત કરવા તરફ ધસી રહ્યું છે તે અન્ય કોઇ દિશા તરફ જોતુંજ નથી. જેઓ માન–યશની દિશા તરફ જોઇ રહ્યા છે તેજ ટોળું બાંધવા ચ્હાય છે.

૩૭. વેદ, તન્ત્ર, પુરાણ, સર્વ ઉચ્છિષ્ટ થઇ ગયાં છે, કારણ કે તે વારંવાર મનુષ્યના મુખમાંથી નિકળ્યાં છે, પરંતુ અદ્યાપિ પર્યત્ બ્રહ્મ ઉચ્છિષ્ટ થયો નથી. કારણ કે હજી સુધી કોઇ તેને સ્વમુખમાંથી ઉચ્ચારી શક્યું નથી.

૩૮. વાદળાં વડે જેમ સૂર્ય ઢંકાઇ જાય છે તેજ પ્રમાણે માયા વડે ઇશ્વર ઢંકાઇ રહ્યા છે. વાદળું દૂર ખસી જતાં જેમ સૂર્યનાં દર્શન થાય છે તેજ પ્રમાણે માયા દૂર જતાં ઇશ્વરનાં દર્શન થશે.

૩૯. માયાને ઓળખવામાં આવે તો તે તુર્તજ દૂર થઇ જાય છે. કોઇ ગામમાં એક ગુરૂ પોતાના શિષ્યને ઘેર જતા હતા. સાથે કોઇ નોકર નહતો. માર્ગમાં એક મોચીને જતો જોઇ ગુરૂએ કહ્યું: "તું મ્હારી સાથે આવશે કે? મિષ્ટાન્ન ખાવાનાં મળશે. સુખમાં રહેવાનું મળશે. ચાલ તો ખરો." મોચીએ કહ્યું: "મહારાજ! હું અતિ નીચ જાતિ છું. શી રીતે આપનો નોકર થઇ આવી શકું?" ગુરૂએ કહ્યું: "તેની ત્હારે ચિન્તા કરવી નહિં. તું કોઇને ત્હારી જાતિ કહેતો નહિ. કોઇની સાથે વાતચિત પણ કરતો નહિં." મોચી ખુશી થયો. બન્ને સાથે ચાલ્યા. સન્ધ્યાને સમયે શિષ્યને ઘેર જઇ ગુરૂ સન્ધ્યા કરવા બેઠા. એ સમયે અન્ય એક બ્રાહ્મણે તો આવી પેલા નોકરને કહ્યું કે: "અમુક જગ્યાએથી મ્હારો જોડો લઇ આવ." નોકર કંઇ પણ બોલ્યો નહિ. બ્રાહ્મણે પુનઃ એ પ્રમાણે કહ્યું. તેમ છતાં નોકરે કંઇપણ જવાબ

આપ્યો નહિ. બ્રાહ્મણે ત્રણ ચાર વખત કહ્યું છતાં નોકરે ગણકાર્યું નહિં ત્યારે તે ગુસ્સે ભરાઇ બોલ્યો: “ઓ મૂર્ખ! બ્રાહ્મણની આજ્ઞા સાંભળતો નથી કેજ તું કઇ જાત છે? મોચી છે કે?” એ સાંભળી મોચી નોકર થર થર કમ્પતો ગુરૂની પાસે જઇ બોલ્યો: “ગુરૂ મહારાજ! ગુરૂ મહારાજ! મ્હારી જાતિ ઓળખાઇ ગઈ છે! હું હવે ન્હાસી જાઉંછું.” મોચી નોકર તે વખતેજ ન્હાસી ગયો. માયા પણ ઓળખાઇ જતાં એ પ્રમાણેજ ન્હાસી જશે.

૪૦. હરિદાસ નામનો એક માણસ મ્હોઢે વાઘનો મુખવટો પહેરી એક બાળકને ભય બતાવતો હતો. એટલામાં બાળકની માએ આવી બાળકને શાંત પાડવા માટે કહ્યું કે: “એનો ભય કેવો? એ તો આપણો હરિદાસ છે. એણે કાગળનું મોઢું પહેર્યું છે.” બાળકને તેથી સંતોષ થયો નહિ, પરંતુ જ્યારે હરિદાસે વાઘનો મુખવટો મ્હોઢેથી ખસેડી નાંખ્યો અને પૂર્વે હતું તેવું મોઢું બતાવ્યું અને વાઘનો મુખવટો પેલા બાળકના હાથમાં આપ્યો ત્યારેજ બાળક શાંત થયો અને બધું સમજવા પામ્યો. એ પછીથી તે મુખવટાથી ભય પામતો નહિં. તેજ પ્રમાણે જેઓ માયાની અંદર (રચ્યા પચ્યા) છે તે માયાને ઓળખી શકે તો માયાનો ભય લાગે નહિં.

૪૧. પ્રશ્ન: “જીવાત્મા અને પરમાત્મામાં ભેદ શો?”

ઉત્તર: “જેમ પ્રવાહી જળમાં એક લાકડી અથવા કાચનો કટકો આડો રાખવાથી બે ભાગ દેખાય છે, તેજ પ્રમાણે અખણ્ડ પરમાત્મા માયારૂપ ઉપાધિ દ્વારા જીવાત્મા રૂપે જણાય છે.”

૪૨. જળ અને જળનો પરપોટો એ બન્ને એકજ છે. પરપોટો જેમ જળમાંથી ઉત્પન્ન થાય છે, જળમાંજ રહે છે અને જળમાંજ સમાઇ જાય છે તેજ પ્રમાણે જીવાત્મા અને પરમાત્મા એ બન્ને એકજ છે. ભેદ માત્ર એટલોજ કે: એક ન્હાનો, બીજો મ્હોટો. એક આશ્રય બીજો આશ્રિત.

૪૩. સમુદ્રનું જળ વેગળેથી કાળા રંગનું જણાય છે. પાસે જવાથી તેવું જણાતું નથી પણ સ્વચ્છ નિર્મળ જળ જણાય છે. શ્રીકૃષ્ણનું રૂપ વેગળેથી જોતાં કાળારંગનું જણાય છે પરંતુ તેની પાસે જતાં તેવું જણાતું નથી. પાસે જવાથી તે સ્વચ્છ નિર્મળ—તેજસ્વી જણાય છે.

૪૪. વરાળયંત્રથી ચાલતી સ્ટીમરો અનાયાસે જળ ઉપર ચાલી જાય અને તે બીજાં મ્હોટાં મ્હોટાં વહાણોને પણ પોતાની સાથે તાણી જાય છે. તેજ પ્રમાણે મહાપુરૂષોનો જ્યારે જન્મ થાય છે ત્યારે તે અનાયાસે બદ્ધજીવોને તાણી પોતાની સાથે લઇ જાય છે. (કિંવા તેમને જીવન-મુક્ત બનાવી દે છે.)

૪૫. જ્યારે રેલ આવે છે ત્યારે તળાવ, ખાબોચિયાં વગેરેને ભરી દે છે, અને તેમાંના જળને પોતાની સાથે ખેંચી જાય છે. અર્થાત્ તેને સાગર રૂપ બનાવી દે છે. રેલ વખતે તળાવ કે ખાબોચિયાંનાં નામ રહેતાં નથી. વૃષ્ટિ થતાં તો માત્ર સામાન્ય નાળામાંથી પણ જળ ચાલ્યું જાય છે. જે સમયે મહાપુરૂષોનો જન્મ થાય છે તે સમયે સર્વ તેમની કૃપાથી ભવ-પાર તરી જાય છે. જ્યારે સિદ્ધ પુરૂષો અનેક કષ્ટે પોતેજ ઇશ્વર પ્રાપ્ત કરી જગત્માંથી ચાલ્યા જાય છે. તેઓ અન્યજીવોનો ઉદ્ધાર કરવા શક્તિમાન હોતા નથી. મહાપુરૂષોજ અનેક જીવોનો ઉદ્ધાર કરીશકે છે.

૪૬. જ્યારે મ્હોટાં મ્હોટાં ભારે કાષ્ટ તણાઇ જાય છે ત્યારે કેટલાંએ માણસો તેના ઉપર ચઢી બેસી, કોઇ તેને વળગી પડી, નદી કે સાગર તરી જાય છે. તેના આશ્રયથી આશ્રિત મનુષ્યો ડૂબતાં નથી. સામાન્ય એક લાકડી તણાતાં તેના ઉપર બેઠેલો કાગડો પણ ડુબી જાય છે. તેજ પ્રમાણે જ્યારે મહાપુરૂષ જન્મે છે ત્યારે કેટલાંએ મનુષ્યો તેમનો આશ્રય ગ્રહણ કરી ભવ-સાગર તરી જાય છે. સિદ્ધ પુરૂષો પોતે મહા કષ્ટે પરલોક જાય છે એટલુંજ.

૪૭. રેલ્વેનું ઇન્જીન પોતે ચાલ્યું જાય છે અને તે સાથે કેટલાંએ માલનાં ભરેલાં ગાડાં ખેંચી લઇ જાય છે. અવતારી મહાપુરૂષો પણ એજ પ્રમાણે પાપથી ભરેલા સંસારી લોકોને ઇશ્વર સન્મુખ લઇ જાય છે.

૪૮. પ્રશ્નઃ " સાધુ મહાજનોને નિકટનાં આત્મીય સ્વજનો અગ્રાહ્ય કરે છે અર્થાત તેઓ તેનો સંગ કરતા નથી પણ વેગળેનાં મનુષ્યો તે સાધુ મહાજનોનો આદર સત્કાર કરે છે તેનું કારણ શું ?

ઉત્તરઃ " બાજીગરની બાજીની રચના તેના આત્મીય સ્વજનો જોતાં

નથી. વેગળેન માણસો બાજીગરની ખુબી જોઇ આશ્ચર્ય પામે છે માટેજ તેઓ તેનો આદર સત્કાર કરે છે."

૪૯. એક પ્રકારનાં વૃક્ષ બીજ તે વૃક્ષની નીચે નહિ પડતાં ઉડીને વેગળે જઇ પડે છે અને ત્યાં વૃક્ષ ઉગે છે. તેજ પ્રમાણે ધર્મ પ્રચારકોના ઉપદેશનું ફળ દૂરથીજ ફળેલું જણાય છે અને લોકો તેનો આદર સત્કાર કરે છે.

૫૦. ચીમનીની નીચે અંધકારજ હોય છે. તેનો પ્રકાશ તો ત્યાંથી વેગળેજ પડે છે. એજ પ્રમાણે મહાપુરૂષની નજીક રહેનારા મનુષ્યો તેમને બરાબર ઓળખી શકતાં નથી. વેગળે રહેનારા મનુષ્યો તેમની ભાવના ઉ-પર મુગ્ધ થઇ જાય છે.

૫૧. પ્રશ્નઃ "જેની પાસેથી જે પ્રકારની શિક્ષા પ્રાપ્ત કરીએ છીએ તેને ગુરૂ નહિ કહેતાં અમુક એક વ્યક્તિનેજ ગુરૂ કહેવાનું પ્રયોજન શું?"

ઉત્તરઃ "વ્યાકુલ ચિત્તે જે મનુષ્ય ઇશ્વરની પ્રાર્થના કરે છે તેને ક-શાની દરકાર રહેતી નથી, કિન્તુ સચરાચર તેવી વ્યાકુલતા જોવામાં આ-વતી નથી માટેજ ગુરૂની આવશ્યકતા હોય છે. ગુરૂ તો એકજ હોય છે પરંતુ ઉપગુરૂ અનેક હોઇ શકે છે. જેની પાસેથી જે પ્રકારની શિક્ષા પ્રાપ્ત કરીએ તે ઉપગુરૂ કહેવાય. દત્તાત્રય અવધૂતે ચોવિશ ઉપગુરૂ કર્યા હતા*

૫૨. જેમ કોઇ અજાણ્યા સ્થાનમાં જવું હોય ત્યારે જાણીતા એક ભોમિયાના કહેવા પ્રમાણે વર્તવું પડે છે. અનેકને પૂછવા જતાં રસ્તાનું બ-રાબર જ્ઞાન થતું નથી તેજ પ્રમાણે ઇશ્વરની સમ્મુખ જવા માટે સદ્દગુરૂના કથન પ્રમાણે વર્તવું પડે છે. એટલા માટેજ મનુષ્ય માત્રને એક એક ગુરૂની આવશ્યક્તા છે. સદ્દગુરૂ વગર ઇશ્વર સમ્મુખ જવાનો માર્ગ કોણ બતાવે? ઇશ્વરના સમ્મુખ જવાની ઇચ્છાવાળાએજ સદ્દગુરૂ કરવા જોઇએ.

૫૩. એક દિવસ એક ખેતરમાંથી પસાર થતાં થતાં દત્તાત્રયે જોયું કેઃ સમ્મુખ વાજીંત્રના નાદ સાથે મ્હોટા ઠાઠ માઠથી એક વરરાજા આવે છે. એક બાજુએ એક પારધી એક ચિત્તે પોતાના શિકારની સ્હામે તાકીને

---

* ભાગવતના ૧૧ મા સ્કંધના ૭ મા અધ્યાયના ૩૨ મા શ્લોકથી ૮ મો અને ૯ અધ્યાય જુવો. તેમાં દત્તાત્રય ભગવાનની કથા છે.

બેઠો છે. અતિ મ્હોટા ઠાઠમાઠથી વરરાજાનો વરઘોડો આવે છે તે તરફ પારધિ જરા પણ નજર ફેરવતો નથી. તે તો જાણે કાને કશું સાંભળતોજ નથી, આંખે કશું દેખતોજ નથી! માત્ર પોતાના શિકારનેજ તાકી રહ્યો છે. દત્તાત્રયે પારધિને નમસ્કાર કરી કહ્યું: "પ્રભુ! તમેજ મ્હારા ગુરૂ છો. હું જે સમયે (ઇશ્વરના) ધ્યાનમાં બેસીશ તે સમયે તમારી પેઠેજ એકાગ્ર ચિત્ત રાખીશ."

૫૪. એક મનુષ્ય માછલાં પકડતો હતો. તેની પાસે જઇ દત્તાત્રય અવધૂતે પૂછ્યું: "ભાઇ! અમુક સ્થળે જવાનો માર્ગ કયો?" આ સમયે તેના ગલમાં માછલું લોટ ખાતું હતું—કહો કે સપડાયું હતું. તેથી તેણે કંઇ પણ ઉત્તર નહિ આપતાં માછલું પકડવામાંજ ધ્યાન રોક્યું. પોતાનું કામ પુરૂં થયા પછી અર્થાત માછલું બરાબર પકડાઇ ગયા પછી તેણે પાછું ફરી જવાબ દીધો કે: "તમે શું કહેતા હતા?" અવધૂતે તેને પ્રણામ કરી કહ્યું: "ભાઇ! તમે મ્હારા ગુરૂ છો. હું જે સમયે પરમાત્માના ધ્યાનમાં બેસીશ તે સમયે મ્હારૂં કાર્ય પૂર્ણ થયા સિવાય અન્ય કાર્યમાં ચિત્ત પરોવીશ નહિ."

૫૫. એક બગલું ધીમે ધીમે એક માછલું પકડવા જતું હતું. પાછળ એક શિકારી બગલાનો શિકાર કરવા તાકી રહ્યો હતો પરંતુ બગલું તે જાણવા છતાં પણ તે તરફ નજર ફેરવતું નહિ. અવધૂતે પેલા બગલાને નમસ્કાર કરી કહ્યું: "હું જે સમયે ધ્યાનમાં બેસીશ તે સમયે ત્હારી પેઠેજ પાછળ ફરીને જોઇશ નહિ."

૫૬. એક સમડી મ્હોમાં માછલું પકડી જતી હતી. સેંકડો સમડીઓ અને કાગડા તેની પૂઠે પડી તેને ચાંચો મારી તેના મ્હોંમાંનું માછલું કાઢી લેવા યત્નો કરવા લાગ્યા. તે સમડી જે દિશામાં ઉડતી તે તરફ સર્વ કાગડા સમડીઓ તેની પૂઠે ઉડતાં, સોરબકોર કરી મુકતાં. અંતે તેણે મ્હોંમાંનું માછલું ફેંકી દીધું એટલે અન્ય એક સમડીએ તે માછલું પકડી લીધું. એટલે પેલા સર્વ કાગડા–સમડીઓ તેની પૂઠે દોડયાં. પ્રથમની સમડી નિશ્ચિંત થઇ એક વૃક્ષ ઉપર બેસી રહી. અવધૂતે તે સમડીની નિરાપદ અવસ્થા જોઇ તેને પ્રણામ કરી કહ્યું: "હું સમજ્યો છું કે સંસારનો ભાર ફેંકી

દેવાથીજ શાન્તિ થાય છે. તેમ ન કરીએ તો મહાવિપદ આવી પડે છે. હારી પ્રથમ અવસ્થામાં હને કેટલી બધી વિપદ્ વેઠવી પડી? તેં માછલું ફેંકી દઇ પીડા પતાવી. સંસારનો ભાર પણ એવોજ પીડારૂપ છે. હને નમસ્કાર હો."

૫૭. " યદ્યપિ અમારા ગુરૂ મદ્ય–ગૃહે પિઠે જાય,
તથાપિ અમારા ગુરૂ નિત્યાનંદ રાય. "

શિષ્યે ગુરૂનાં કોઇ કાર્ય તરફ લક્ષ્ય રાખવું નહિ. (ગુરૂ દારૂના પિઠામાં જાય તો પણ શિષ્યે તે તરફ ધ્યાન આપવું નહિ.) માત્ર ગુરૂ જે આજ્ઞા કરે તે મસ્તક નમાવી પાલન કરવી.

૫૮. મનુષ્ય–ગુરૂ મન્ત્રજ દેય કાને,
જગત્-ગુરૂ મન્ત્રજ દેય પ્રાણે.

૫૯. ત્રણ ચાર આંધળા મનુષ્યો હાથી જોવા ગયા. તેમાંથી એકે હાથીને પગે હાથ ફેરવી કહ્યું કેઃ હાથી તો થાંભલા જેવો છે. એકે હાથીની શુંઢ ઉપર હાથ ફેરવી કહ્યું કેઃ " હાથી તો જાડી લાકડી જેવો છે. એકે હાથીને પેટે હાથ ફેરવી કહ્યુંઃ " હાથી કોઠી જેવો છે." એકે હાથીને કાને હાથ ફેરવી કહ્યુંઃ " હાથી સુપડા જેવો છે." આ પ્રમાણે સર્વ આંધળા હાથીના વ્હેરા માટે વિવાદ કરવા લાગ્યા. એ ગડબડ જોઈ એક મનુષ્યે આવી કહ્યુંઃ " ભાઇઓ! તમે શા માટે વિવાદ કરી રહ્યા છો?" સર્વ આંધળાએ તેને મધ્યસ્થ બનાવી પોતપોતાની હકીગત નિવેદન કરી. મધ્યસ્થે ઉત્તર દીધોઃ " ભાઇઓ! તમે કોઇએ હાથી બરાબર જોયો નથી. હાથી થાંભલા જેવો નથી પણ તેના પગ થાંભલા જેવા છે. તે જાડી લાકડી જેવો નથી, પણ તેની શુંડ તેવી છે. તે સુપડા જેવો નથી પણ તેના કાન તેવા છે. તે કોઠી જેવો નથી પણ તેનું પેટ કોઠી જેવું છે. એ સર્વ એકત્ર કરવાથી જેવું સ્વરૂપ થાય તેવું સ્વરૂપ હાથીનું છે. એ પ્રમાણે જેણે ઇશ્વરને એક દિશામાંથી જોયો છે તેઓજ પરસ્પર લડાઇ ઝગડો કરે છે. જેણે સંપૂર્ણ રૂપે જોયો છે તે તો તેનું યથાર્થ સ્વરૂપ જાણે છેજ.

૬૦ ન્હાની દેડકીની પૂછડી ખરી પડે છે ત્યારેજ તે દેડકું કહેવાય છે. દેડકું થયા પછી તેની અવસ્થા પણ બદલાય છે. દેડકું થયા પછી તે જળમાં

અને પૃથ્વી ઉપર, એમ બન્ને સ્થળે રહી શકે છે. તેજ પ્રમાણે અવિદ્યારૂપ પૂછડી ખરી પડતાં મનુષ્ય મુક્ત થઈ શકે છે. મુક્ત થતાં તે સચ્ચિદાનંદમાં પણ રહી શકે છે અને સંસારમાં પણ રહી શકે છે.

૬૧. પ્રશ્નઃ "ઉપવીત જેવું બાહ્ય ચિહ્ન ધારણ કરવું ઉચિત છે કે નહિ?"

ઉત્તરઃ "આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી અન્ય કોઇ બન્ધન રહેતું નથી. તે સમયે મનુષ્યનાં સર્વ બન્ધનો પોતાની મેળેજ દૂર થઇ જાય છે. તે સમયે બ્રાહ્મણ-શુદ્રનો ભેદ રહેતો નથી. એવી અવસ્થામાં જનોઇ એની મેળેજ નીકળી પડે છે! જે સમયે તેનું જ્ઞાન ન હોય તે સમયે તેનો બળપૂર્વક ત્યાગ કરવો ઉચિત નથી. (અર્થાત્ ઉપવીતની આવશ્યકતા જણાય ત્યાં સુધી તેનો ત્યાગ કરવો નહિ.)

૬૨. હંસની ચાંચ ઉપર એક પ્રકારનો એવો રસ હોય છે કે તે, જળ-મિશ્ર દુધનું પાન કરતી વખતે જળને પડતું મુકી માત્ર દુધનું પાન કરી જાય છે. અન્ય પક્ષીઓ તેમ કરી શકતાં નથી. તેજ પ્રમાણે ઇશ્વર માયા મિશ્ર છે. અન્ય મનુષ્યો તેને વિખુટી કરી જોઇ શકતાં નથી. જેઓ પરમ-હંસ હોય છે તેઓજ માયાને દૂર ફેંકી દઇ ઇશ્વરને પ્રાપ્ત કરે છે.

૬૩. પ્ર. "આ દેહ જ્યારે અસાર અને અનિત્ય છે ત્યારે સાધુ ભકતો એ દેહની આટલી બધી સંભાળ રાખે છે શા માટે કરે છે?" ઉ. "ખાલી પેટીની કોઇ સંભાળ લેતું નથી. તે ગમે ત્યાં પડી રહે છે તો તેને માટે કોઇને કાળજી હોતી નથી પણ જે પેટીમાં મોહોરો, રૂપિયા, કિંવા કિંમતી અલંકારો વગેરે હોય છે તેનીજ ઘણી સંભાળ લેવાય છે, અને તેનુંજ રક્ષણ કરવામાં આવે છે. જે ભક્ત-સાધુના હૃદયમાં તે પરમાત્મા વિરાજી રહ્યા છે, જે સ્થળે તે પરમાત્માની લીલા નિત્ય પકાશી રહે છે, તે દેહનું રક્ષણ કર્યા વિના સાધુ-ભકતો કેમ રહે? સાધુ ભકતોના શરીરમાં પરમાત્મારૂપી અમુલ્ય મોહોરો, રૂપિયા વગેરે ભરેલા છે માટેજ તેઓ પોતાના દેહનું સંરક્ષણ કરે છે."

૬૪. રાત્રે પતિ સાથે શી વાતચિત થઇ તે સ્ત્રીઓ કોઇપણ મનુષ્યને કહેતી નથી-તેને એવી વાતો કહેવાની ઇચ્છા પણ થતી નથી. તે વાત કોઇ

પણ પ્રકારે પ્રકટ થતાં તેમને અત્યંત લજ્જા થાય છે, પરંતુ પોતાની એક-સરખી વયની બ્હેનપણીઓને મ્હોડે રાત્રિએ બનેલી સર્વ વાત કહે છે. રાતની વાત કહેવાને માટે વ્યાકુલ થઇ જાય છે અને એ વાત જ્યારે (બ્હેનપ-ણીને) કહે છે ત્યારેજ તે સ્ત્રીને આનન્દ થાય છે. ઇશ્વરના ભક્તો પણ ઇશ્વર સાથે જે વાર્તાલાપ કરે છે અને વાર્તાલાપ કર્યાથી મન-પ્રાણમાં જે ભાવના ઉત્પન્ન થાય છે, તે પોતાની પાસે આવનાર દરેક મનુષ્યને મ્હોડે કહેવા ઇચ્છતા નથી. તેવો વાર્તાલાપ ગમે તેને કહેવામાં તેમને સુખ પ્રાપ્ત થતું નથી, અને કહેવા જાય તો પણ હૃદયમાં આનંદ ઉપજતો નથી, પરંતુ કોઇ અન્ય ઇશ્વર-ભક્ત મળતાં તેને ઇશ્વર સાથે થયેલી સર્વ વાતો કહે છે-કહેવામાં તેમને આનંદ થાય છે અને કહેવા માટે તેઓ વ્યાકુલ પણ હોય છે. ઇશ્વર-ભક્ત સિવાય અન્યના મ્હોં આગળ ઇશ્વર સંબંધી વાતો કહેવાથી ફળ શું? તેઓ એક કાને સાંભળી બીજે કાને કાઢી નાંખે એજ કે બીજું?

૬૫. પ્રશ્નઃ "ભક્ત લોકો ભગવાનને માટે સર્વસ્વનો ત્યાગ કરે છે તેનું કારણ શું?

ઉત્તરઃ "પતંગીઉં એક વખત દીપકનો પ્રકાશ જુવે છે પછી તે અંધકારમાં જતું નથી. ગોળ ઉપર બેઠેલી કીડીનો પ્રાણ જાય છે પરંતુ તે ત્યાંથી પાછી ખસતી નથી. ભક્તજનો પણ એ પ્રમાણે ભગવાનને માટે પ્રાણ આપે છે પરંતુ અન્ય કોઇ વસ્તુને ચહાતા નથી. જેને જેનો સ્વાદ લાગે છે તેને તે પ્રાણ જતાં સુધી ત્યજતું નથી. ભક્તજનોને ઇશ્વરનો સ્વાદ લાગી ગયો હોય છે.

૬૬. પ્રશ્નઃ "માતાનું નામ દેતી વખતે ભક્તો આટલા બધા મદગસ્ત કેમ બની જાય છે?"

ઉત્તર. "માતા પાસે પ્રાર્થના કરવાની વિશેષ સગવડ હોય છે માટે."

૬૭. પ્રશ્નઃ "ભક્ત એકલા નિવાસ કરવાનું પસંદ કરતા નથી તેનું કારણું શું?"

ઉત્તરઃ "ગાંજાખોરને એકલા બેસી ગાંજો પીવાથી સુખ થતું નથી.

ભક્ત પણ ગાંજાખોરની પેઠે એકલો હરિ નામ સ્મરણ કરી જોઈએ તેવો આનન્દ પ્રાપ્ત કરી શકતો નથી."

૬૮. યોગી–સન્યાસીઓ સાપના જેવા હોય છે. સાપ પોતાને માટે કદી પણ રાફડો ખોદતો નથી. ઉંદરો રાફડા બનાવે છે. એક રાફડો ભાંગી જતાં તે બીજામાં જઇ રહે છે. તેજ પ્રમાણે યોગી–સન્યાસીઓ પણ પોતાને માટે ઘર બનાવતા નથી. તેઓ નિત્ય પારકાના ઘરમાં નિવાસ કરે છે. આજે અહિં તો કાલે અન્ય સ્થળે, એમ દિવસો વ્યતીત કરે છે.

૬૯. જેમ ગાયના ટોળામાં અન્ય પ્રાણી ભળતાં ગાયો ભેગી થઇ તેને ન્હસાડી મૂકે છે, પરંતુ કોઇ ગાય આવી તેમાં પ્રવેશ કરે છે તો સર્વ તેનું શરીર ચાટી પ્રેમ બતાવે છે તેજ પ્રમાણે જ્યારે ભક્તને અન્ય કોઈ ભક્તનાં દર્શન થાય છે ત્યારે ઉભયને આનંદ થાય છે, અને એક બીજાનો સંગ ત્યજવા ઇચ્છિતો નથી, પરંતુ ભક્તિહીન દુષ્ટ મનુષ્યની સાથે મેળાપ થતાં તેની સાથે વાત કરવા પણ ઇચ્છિતા નથી.

૭૦. સાધુ હોય છે તેજ સાધુને ઓળખી શકે છે. જેમ સૂતરના વેપારી સૂતરને જોતાંજ તે કયા નંબરનું સૂતર છે તે તુર્તજ કહી દે છે.

૭૧. એક મહાત્મા–સાધુ સમાધિસ્થ થઇ રસ્તાની એક બાજુએ પડી રહ્યા હતા. એટલામાં એક ચોરે તેમને જોઇ પોતાના મનમાંજ કહ્યું કેઃ "આ નક્કી કોઇ ચોર છે. આખી રાત ચોરી કરી અત્યારે નિદ્રા લઇ રહ્યો છે. હમણાં પોલિસ આવી એને પકડી લઇ જશે. ચાલ, હું ન્હાસી જાઉં." એક દારૂડીયો મહાત્માને જોઇ બોલ્યોઃ "આખી રાત દારૂ પીને પડી રહ્યો છે. હું હજી લથડ્યો નથી એ સદ્‌ભાગ્ય." અન્તે એક સાધુએ મહાત્માને ઓળખ્યા, તેણે કહ્યુંઃ "આ તો એક મહાત્મા યોગી સમાધિસ્થ થઇ પડી રહ્યા છે." એમ કહી તે તેમનાં ચરણની સેવા કરવા લાગ્યો.

૭૨. અન્યને મારવા માટે ઢાલ તરવારની આવશ્યક્તા જણાય છે પરંતુ પોતાને મારવા માટે સામાન્ય (હજામની) એક નરેણી બસ છે. જનસમાજને ઉપદેશ આપવા માટે મનુષ્યને અનેક શાસ્ત્રનો અભ્યાસ કરવાની

આવશ્યકતા હોય છે પરંતુ પોતાને ધર્મ પ્રાપ્તિ કરવી હોય તો માત્ર એકજ ધર્મ—વાક્ય ઉપર વિશ્વાસ રાખવાથી તેમ થઇ શકે છે.

૭૩. જે તળાવમાં અલ્પ જળ હોય છે તેમાંથી ધીમે ધીમે ઉપર ઉપરથી જળ પીવું જોઇએ. તેને હલાવવું નહિ. તે જળને હલાવવાથી તેની નીચેનો કાદવ—કચરો જળ સાથે મળી જાય છે. જો પવિત્ર થવાની ઇચ્છા હોય, તો ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી સાધના કર્યા જાઓ. મિથ્યા શાસ્ત્ર—વિચાર કિંવા તર્કવિતર્ક—વાદવિવાદ કરશો નહિ. તેમ થવાથી ક્ષુદ્ર મન ડોળાઇ મલિન થઈ જશે.

૭૪. બે મનુષ્યો એક બગિચામાં ફરવા ગયા હતા. તેમાં જે મનુષ્યનું મન વિશેષ વિષયવાળું હતું તેણે બગિચામાં પ્રવેશ કરતાંજ બગિચામાં કેટલાં આમ વૃક્ષ છે? કયા વૃક્ષ ઉપર કેટલી કેરીઓ આવી છે? બગિચાની કિંમત કેટલી હશે? આ પ્રમાણે અનેક પ્રકારના વિચારો કરવા લાગ્યો, અને બીજો મનુષ્ય બગિચાના માલિક પાસે જઇ કેરીનો ભાવ પૂછી એક વૃક્ષની છાયામાં બેસી એક કેરી પાડી તે ખાવા લાગ્યો. કહો જોઇએ બેમાંથી કોણ બુદ્ધિવાન? કેરી ખાવાથી પેટ ભરાય છે. માત્ર વૃક્ષો કિંવા હિસાબ ગણવાથી લાભ શો? જેઓ જ્ઞાનાભિમાની છે તેઓ માત્ર શાસ્ત્રીય મીમાંસા, અને તર્ક—યુક્તિમાંજ ગુંથાયલા રહે છે. બુદ્ધિવાન મનુષ્યો ઇશ્વર સાથે સંબંધ જોડી આ સંસારમાં પરમાનંદ ભોગવે છે.

૭૫. કાચો લોટ ઉન્હા ઘીમાં નાંખતાં સડ્ સડ્ શબ્દ કરે છે, પરંતુ જેમ જેમ લોટ સેકાય છે તેમ તેમ સડ સડાટ ઓછો થઇ જાય છે. સેકાઇ રહ્યા પછી બીલકુલ સડસડાટ કે અન્ય કોઇ શબ્દ થતો નથી. તેજ પ્રમાણે અલ્પજ્ઞાન પ્રાપ્ત કર્યાથી મનુષ્યો ભાષણો આપે છે અને બાહ્યાડંબર કરે છે પરંતુ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી આડંબર કરવાનું મન થતું નથી.

૭૬. સંસારમાં નિવાસ કરીને જેઓ (ઇશ્વરની) સાધના કરી શકે છે તેઓજ સાચા વીર સાધક કહેવાશે.

૭૭. પ્રશ્ન: "સંસાર અને ઇશ્વર, એ ઉભય કાર્ય એકત્ર શી રીતે કરી શકાય?"

ઉત્તરઃ " એક ભાડભૂજણ* એક હાથે ખાંડણીયામાં ચોખા નાંખતી અને હલાવતી જાય છે, અને બીજે હાથે બાળકને સ્તન પાન કરાવતી જાય છે. તે સાથે વળી મોઢેથી કોઇ ઘરાકની સાથે ધાણી, મમરા, સેવ, પૌંવાનો ભાવ પણ ઠરાવતી જાય છે. માલ આપી હિસાબ કરી પૈસા પણ લેતી જાય છે. ભાડભૂંજણુ અનેક કામ એક સાથેજ કરતી જાય છે ખરી પરંતુ પૌંવા ખાંડતો હાથો પોતાના હાથ ઉપર ના પડે તે તરફજ તેનું લક્ષ્ય હોય છે. સંસારમાં રહીને અનેક કામ કરવું પરંતુ ધ્યાન રાખવું કેઃ ઇશ્વર પ્રાપ્તીનો માર્ગ ચુકાય નહિં. તે માર્ગ ત્યજવો નહિં.

૭૮. મગરને જળ ઉપર તરવું બહુ પ્રિય હોય છે પરંતુ તે શું કરે? મનુષ્યો તેના પ્રત્યે અત્યાચાર કરતા હોવાથી તેને પ્રાણના ભયથી જળની અંદરજ ભરાઇ રહેવું પડે છે. તે જળ ઉપર તરી શકતો નથી, તેમ છતાં લાગ મળતાંજ પ્રસંગોપાત તે એકાએક જળ ઉપર આવી તરે છે. હે સંસારી જીવો! સચ્ચિદાનંદ-સાગરમાં તરવાની તમને પણ ઇચ્છા થાય છે તે હું જાણું છું પરંતુ શું કરવું? સ્ત્રી, પુત્ર, મિત્ર, બાંધવ આદિનાં કામકાજે તમોને તદ્દન ડુબાવી રાખ્યા છે તો પણ પ્રસંગોપાત-વખત મળતાંજ ઇશ્વરનું નામ સ્મરણ કરો. તે (ઇશ્વર)ની પાસે વ્યાકુળ ચિત્તે પ્રાર્થના કરો. તે (ઇશ્વર) નેજ તમારાં દુઃખ દર્દ જણાવો. તે અવશ્ય વખતસર તમને મુક્તિ આપશે.

૭૯. શબનું સાધન કરતી વખતે સાધકે પોતાની પાસે ચણાના બાકળા અને મદ્ય (દારૂ) તૈયાર રાખવું પડે છે. સાધન સમયે ક્વચિદ્ તે શબ જાગૃત થાય તો તે ચણાના બાકળા અને મદ્ય તેના મુખમાં આપવાથી તે શાંત થાય છે. તે ન મળે તો શબ સાધનમાં વિઘ્ન નાંખે છે. સંસારના મધ્યમાં રહી ઇશ્વર-સાધના કરવા ચ્હાતા હો તો પ્રથમ સંસારના ખર્ચ-નિર્વાહની જોગવાઇ કરી રાખવી જોઇએ, નહિં તો તમારી સાધનામાં વિઘ્ન પડશે. (ઘણા માણસો દ્રવ્ય સંપાદન કર્યા વિનાજ પરમેશ્વરનું ધ્યાન ધરવા

*મૂળમાં માછણ અને મત્સ્ય સંબંધી છે. અમે તે ફેરવ્યું છે, કારણ કે ગુજરાતમાં મત્સ્ય સંબંધી લખવું ઠીક લાગ્યું નથી. ભાડભૂંજણનું દ્રષ્ટાંત તુર્ત નજરે જોઇ શકાય છે. લેખક.

બેસી જાય છે પણ પાછળ સ્ત્રી–પુત્રાદિકના ખર્ચ માટે કશું મૂકી જતા નથી તેથી તેમની અને લોકોની અનેક ગાળો ખાવી પડે છે. માટેજ પ્રથમ ઘર–ખર્ચ જેટલું દ્રવ્ય સંપાદન કર્યા પછીજ ઇશ્વર ભજનમાં ચિત્ત પરોવવું.)

૮૦. *બાઉલ ભકતો જેમ બે જાતનાં વાજીંત્રો બે હાથમાં વગાડી મુખે ગાન કરી શકે છે, તેજ પ્રમાણે હે સંસારી જીવ! તમે પણ હાથ વડે કામ–કાજ કરો અને મુખેથી સર્વદા ઇશ્વરનું નામ સ્મરણ કરવું ભૂલશો નહિં.

૮૧. વ્યભિચારિણી સ્ત્રી માતાપિતા અને સમસ્ત પરિવાર સાથે રહી સંસારનાં સર્વ કામકાજ કરે છે પરંતુ તેનું મન સર્વદા ઉપપતિ (રાખેલા પતિ) તરફજ હોય છે. હે સંસારી જીવ! તમે પણ તમારૂં મન ઇશ્વર તરફ રાખી માતા, પિતા આદિ કુટુંબ પરિવારનાં કામકાજ કરજો.

૮૨. શ્રીમંત ગૃહસ્થોને ત્યાં દાસીઓ પોતાના શેઠનાં બાળકોનું માતાની પેઠે લાલન પાલન કરે છે, પરંતુ તેઓ મનમાં નક્કી જાણે છે કેઃ એ સર્વ બાળકો ઉપર તેનો કશો હક્ક નથી. તેજ પ્રમાણે તમે પણ તમારાં બાળકોનું સંભાળથી લાલન પાલન કરો પરંતુ મનમાં નક્કી સમજજો કે તેના ઉપર તમારો કશો અધિકાર નથી.

૮૩. વિવેક, વૈરાગ્ય ધારણ કર્યા સિવાય શાસ્ત્રનો વિદ્યાભ્યાસ કરેલો મિથ્યા થાય છે, વિવેક, વૈરાગ્ય ધારણ કર્યા સિવાય ધર્મ–પ્રાપ્ત થતો નથી. (સદ્દસતનો વિચાર તથા દેહથી આત્માને પૃથક જાણવાની સત્તા અને પ્રકૃતિ પુરૂષના ભેદ–જ્ઞાનને વિવેક અને વિષય–તૃષ્ણા અથવા કામિની–કાંચ· નના ત્યાગને વૈરાગ્ય કહે છે.)

૮૪. મનુષ્ય પોતાનેજ જો ઓળખી શકે તો તે અન્યને અને ઇશ્વરને ઓળખી શકે છે. હું કોણ? હાથ, પગ રક્ત, માંસ, આત્મા, વગેરેમાંથી હું કોણ? બરાબર વિચાર કરવાથી જણાઇ આવશે કે શરીરમાં "હું" એવી કોઇ વસ્તુજ નથી. કાંદાનાં છોડાં ઉખેડતાં ઉખેડતાં જેમ છેવટે અંદરથી કાંઇ

---

*આ નામનો બંગાળામાં એક સમ્પ્રદાય છે. ગુજરાતમાં પણ કાઠીયાવાડી એકતારા વાજીંત્ર ઉપર ભજન કરનારા ભિક્ષુકો બે હાથે મંજીરાં વગાડી મુખેથી ભજનો ગાય છે. લેખક.

જેવી કોઇ વસ્તુજ નીકળતી નથી. બધાંજ છોડાં નીકળે છે તેજ પ્રમાણે "હું કોણ ?" એ સંબંધી વિચાર કરતાં "હું" જેવી કોઇ વસ્તુ પ્રાપ્ત થશે નહિં. અંતે જે રહે છે તેજ ઇશ્વર પરંતુ "અહં, મમત્વ" "હું અને મ્હારૂં" એ જ્ઞાન દૂર થતાં ઇશ્વર દર્શન દે છે.

૮૫. કલિ કાલમાં ઇશ્વિરનું નામ સ્મરણ કરવું એજ એક માત્ર સાધન છે.

૮૬. ઇશ્વિરનાં દર્શન કરવાની ઇચ્છા હોય તો તેના નામ ઉપર વિશ્વાસ રાખવો અને સદ્સતનો વિચાર કરવો જોઇએ.

૮૭. હાથીને છૂટો મૂકતાં તે ચારે દિશાનાં વૃક્ષો ઉખેડતો ભાંગતો ચાલ્યો જાય છે, પરંતુ તેના માથામાં અંકુશ મારતાં તે શાંત થઇ જાય છે. તેજ પ્રમાણે મનને પણ છુટું મુકવાથી તે અનેક પ્રકારના વિચારો કરે છે પરંતુ વિવેકરૂપ અંકુશ મારવાથી તે સ્થિર થઇ જાય છે.

૮૮. ગુફામાં, વનમાં (એકાંતમાં) અને મનપૂર્વક (એક ચિત્તે) ઇશ્વરનું ધ્યાન ધરવું.

૮૯. મનને એકાગ્ર કરવા માટે ધ્યાન ધરવા બેસતાં પહેલાં હાથવડે તાળીઓ વગાડી "જયહરિ, જયહરિ." કહી શબ્દોચ્ચાર કરવા. વૃક્ષની નીચે ઉભાં રહી હાથ-તાળી વગાડવાથી જેમ વૃક્ષ ઉપર બેઠેલાં પક્ષીઓ ઉડી જાય છે, તેજ પ્રમાણે. "જયહરિ, જયહરિ." શબ્દોચ્ચાર કરવાથી મન માંથી નઠારા વિચારો ઉડી જાય છે.

૯૦. પ્રશ્નઃ "ઉપાસનાની કેટલી ક્ષણ પર્યંત આવશ્યકતા છે ?" ઉત્તરઃ "ઇશ્વિરનું નામ સ્મરણ કરતાં કરતાં અશ્રુપાત ન થાય ત્યાં સુધી. ઇશ્વરનું નામ સાંભળતાંજ જેના નેત્રમાંથી આંસુ સરી પડે છે તેને પછી ઉપાસના કરવાની આવશ્યકતા નથી. ઇશ્વર ઉપરનો અત્યંત પ્રેમ ભક્તાના નેત્રમાં આંસુ લાવે છે.

૯૧. એક ડુબકી મારતાં સાગરમાંથી રત્નો ના મળે તો તેથી કાંઇ રત્નાકર-સાગરને રત્ન-હીન કહી શકાય નહિં. ડુબકીઓ મારતાં મારતાં એક દિવસ રત્ન અવશ્ય મળશે. અલ્પ સાધના કરવાથી ઇશ્વર-દર્શન ન થાય તો તેથી ઇશ્વિર નથી એમ જાણી નિરાશ થવું નહિં. ધૈર્ય રાખી ઇશ્વર-સાધન

કર્યા જવું. સમય આવતાંજ તમારા ઉપર ઇશ્વર-કૃપા અવશ્ય થશે.

૯૨. એક કઠિયારો વનમાંથી કાષ્ટ કાપી લાવી દુઃખ કષ્ટ સહન કરી દિવસો વ્યતીત કરતો હતો. એક દિવસ કઠિયારો કાષ્ટ કાપતો હતો તે માર્ગે થઇને એક બ્રાહ્મણ વિચરતો હતો. તેણે કઠિયારાનું દુઃખ જોઇ કહ્યુંઃ "ભાઇ, હજી આગળ જઇ કાષ્ટ કાપી લાવ." બ્રાહ્મણનું કથન સાંભળી કઠિયારો વનમાં આગળ વધ્યો, ત્યાં ચન્દન-વન હતું, તેથી ત્યાંથી ચન્દન-કાષ્ઠ કાપી લાવી બજારમાં વેચી ઘણા રૂપિયા કમાયો. બીજે દિવસે તે વિચારવા લાગ્યો કેઃ "બ્રાહ્મણે મ્હને ચંદન કાષ્ટની વાત તો કહીજ નહોતી. માત્ર "આગળ જા." એટલુંજ કહ્યું હતું, લાવને, હજી પણ આગળ જાઉં." તે વિશેષ આગળ ગયો. ત્યાં તેણે ત્રાંબાની ખાણ દીઠી. તેમાંથી શક્તિ અનુસાર ત્રાંબુ લાવી બજારમાં વેચી ગઇ કાલ કરતાં વિશેષ રૂપિયા પ્રાપ્ત કર્યા. એટલાથી સંતોષ નહિં માનતા તે નિત્ય નિત્ય આગળ વધ્યો, તેમ તેમ ક્રમે ક્રમે રૂપું, સોનું, હીરા, માણેકની ખાણો તેને મળી. અંતે તે મહા ધનવાન થઇ ગયો. ધર્મના રાજ્યમાં પણ એવુંજ છે. જો જ્ઞાની થવાની ઇચ્છા હોય તો "આગળ વધો." સાધન કરતાં કરતાં "અષ્ટ સિદ્ધિ" વગેરે અવસ્થા પ્રાપ્ત થાય તો પણ આનંદ પામી ભૂલાવામાં પડશો નહિ. આગળ વધ્યાંજ જજો. અંતે ઇશ્વર રૂપી અમુલ્ય ધન પ્રાપ્ત કરી સાચા શ્રીમંત બનશો.

૯૩. સાધુની સંગતિને ધર્મ-સાધનનું એક મુખ્ય અંગ જાણવું.

૯૪. ન્હાના વૃક્ષની આસપાસ પ્રથમ વાડ ભરી લઇ તેનું રક્ષણ કરવું પડે છે. કારણ કે તે અવસ્થામાં ગાય, બકરાં વગેરે ઢોર તેને ખાઇ જઈ બગાડી નાંખવાનો સંભવ હોય છે. પરંતુ વૃક્ષ મ્હોટું થઇ ગયા પછી તેવો ભય રહેતો નથી. તે વખતે તો સેંકડો ઢોરો આવી તેની શીતળ છાંયા નીચે આશ્રય લે છે અને તેનાં પાંદડાં ખાઇ પેટ ભરે છે. ઇશ્વર-સાધનની પ્રથમ અવસ્થામાં મનુષ્યે કુસંગતિ, વિષય બુદ્ધિ, અને સંસાર ઇત્યાદિથી પોતાનું રક્ષણ કરવું જોઇએ. તેમ નહિં કરવાથી સાધકનો સર્વ-ધર્મ નષ્ટ થઇ જાય છે, પરંતુ એક વખત સિદ્ધ પુરૂષ થયા કે પછી કશો ભય રહેતો નથી-હજારો સંસાર કિંવા કુસંગતિ કિંવા વિષયો સાધકને નષ્ટ કરી શકતા

નથી. ઉલટું અનેક મનુષ્યો સાધકની પાસે આવી શાંતિ-પ્રાપ્ત કરે છે.

૯૫. રસ્તામાં ફરતા હાથીનું શરીર સ્વચ્છ કર્યું કે તુર્તજ તે શરીર ઉપર ધૂળ નાંખી મલીન કરી નાંખે છે, પરંતુ તેનું શરીર સ્વચ્છ કરી તેને એક ઘરમાં બાંધી રાખવામાં આવે તો તે પોતાનું શરીર મલીન કરી શકતો નથી. સંસારમાં ગમે તેટલી પવિત્રતા પ્રાપ્ત કરો પરંતુ પુનઃ અપવિત્ર થઈ જવાશે. મનને પવિત્ર કરી ઇશ્વર ઉપર બદ્ધ કરી રાખવાથીજ તે પવિત્ર રહેશે. મનને સંસારમાં છોડી દેવાથી (હાથીની પેઠે) તે પુનઃ મલીન થઇ જશે.

૯૬. મરતી વખતે મનમાં જે વિચારો ઉપજે છે તેવીજ પુનઃ જન્મે ગતિ થાય છે, તે માટેજ સાધનની આવસ્યકતા છે. નિત્યના અભ્યાસને લીધે મરતી વખતે અન્ય કોઇ વિષયમાં ચિત્ત ચોટતું નથી. તે વખતે માત્ર ઇશ્વરમાંજ મન પરોવાય છે.

૯૭. પ્રશ્નઃ "શું અહં, મમત્વ, સંપૂર્ણ દૂર થઇ શકશે નહિં?"

ઉત્તરઃ "કમળની પાંખડીઓ ખરી પડે છે પરંતુ તેનો ડાઘ જતો નથી. તે પ્રમાણે અહં, મમત્વ દૂર થાય છે પરંતુ તેનો કિંચિત્ ડાઘ રહી જાય છે. તે ડાઘને લીધેજ કોઇ કાર્ય થતું નથી.

૯૮. પ્રશ્નઃ "સાધકનું બળ કેટલું?"

ઉત્તરઃ "બાળકની પેઠે (ઇશ્વર પ્રાપ્તી માટે) અશ્રુપાત કરવો એજ સાધકનું બળ."

૯૯. પ્રશ્નઃ "ઇશ્વર ઉપર કેવી રીતે મન રાખવું?"

ઉત્તરઃ "સતીનું જેમ પતી ઉપર મન હોય છે, અને કૃપણનું જેમ ધન ઉપર મન હોય છે તે પ્રમાણે સાધકે ઇશ્વર ઉપર મન (ચિત્ત) રાખવું."

૧૦૦. પ્રશ્નઃ "મનુષ્ય-ભાવના કેવી રીતે દૂર થાય?"

ઉત્તરઃ "ફળ મ્હોટું થતાં કુસુમ પોતાની મેળેજ ખરી પડે છે તેજ પ્રમાણે મનુષ્યમાં દેવત્વની વૃદ્ધિ થતાં નરત્વ (મનુષ્યત્વ) રહી શકતું નથી.

૧૦૧. પ્રશ્નઃ પુસ્તકોનો અભ્યાસ કર્યાથી ભક્તિ પ્રાપ્ત થાય છે કે?"

ઉત્તરઃ "પંચાંગમાં ૨૦ વસા જળ લખેલું હોય છે પરંતુ પંચાગને

નિચોવતાં તેમાંથી એક ટીપું જળ પણ પડતું નથી. તેજ પ્રમાણે પુસ્તકોમાં તો અનેક ધર્મ–વાર્તા લખેલી હોય છે છતાં માત્ર તેના અભ્યાસથીજ ધર્મ પ્રાપ્ત થતો નથી. ઇશ્વર પ્રાપ્તી માટે સાધન કરવું જોઇએ.

૧૦૨. દશ વખત "ગીતા" શબ્દોચ્ચાર કરવાથીજ ગીતાનો ખરો અર્થ સમજવામાં આવશે. જેમ કે: ગીતા–ગી–તાગી–તાગી–તાગી અર્થાત્ હે બદ્ધજીવ! સમુદાય ત્યાગ કરી ઇશ્વરમાં ચિત્ત પરોવ. (એજ ગીતાનો ઉપદેશ સમજવો.)

૧૦૩. જે મુસલમાન અલ્લાહો, અલ્લાહો શબ્દધ્વનિ કરી રહ્યો છે તેણે અલ્લાને મેળવ્યા નથી એમ સમજવું. જેણે અલ્લાને મેળવ્યા છે તે તો ગુપચુપ બેસી રહ્યા છે. (અર્થાત્ જેણે જે વસ્તુ પ્રાપ્ત કરી નથી તે વસ્તુને માટેજ તે બુમો પાડી–પ્રાર્થના કરી રહ્યા છે. જેને ઇચ્છિત વસ્તુ મળી છે તે તો તેને મેળવી આનંદભરિત ચિત્તે શાંત રીતે બેસી રહ્યા છે.)

૧૦૪. મધમાખી જ્યાં સુધી પુષ્પની આસપાસ ગણગણાટ કરતી ફરે છે ત્યાં સુધી તેને મધ મળતું નથી. મધ પ્રાપ્ત થતાં તે ગણગણાટ કરતી નથી. તે સમયે તો તે ગુપચુપ પુષ્પ ઉપર બેસી મધનું પાન કરી રહે છે. મનુષ્ય જ્યાં સુધી ધર્મ પ્રાપ્તીને માટે ધાંધલ કરી રહ્યો હોય છે ત્યાં સુધી તેને ધર્મનો ખરો સ્વાદ પ્રાપ્ત થયો નથી એમજ સમજવું. ધર્મની પ્રાપ્તી થતાંજ તે શાંત–ચુપ થઇ જશે.

૧૦૫. વહાણના હોકાયંત્રનો કાંટો ઉત્તર દિશામાં રહે છે તેથી વહાણને ગમન કરતાં દિશાની ભૂલ થતી નથી. (તેજ પ્રમાણે) મનુષ્યનું મન પણ જો ઇશ્વર સન્મુખ રહેવા પામે તો તેને કોઇ પ્રકારનો ભય રહેતો નથી.

૧૦૬. વાંદરાંનાં બચ્ચાં પોતાની માને પેટે વળગી રહે છે, પરંતુ બિલાડીનાં બચ્ચાં કેવળ પડયાં પડયાં મ્યાંઉ મ્યાંઉ કર્યા કરે છે. વાંદરાંના બચ્ચાં જો માતાને છોડી દે તો તે પડી જાય કારણ કે તેણે બે હાથે માતાને પકડી રાખી છે. બિલાડીના બચ્ચાંને તેની માતા (બિલાડી) પોતાના મ્હોંમાં પકડી ગમન કરે છે, તેથી તેને પડવાનો ભય રહેતો નથી. વાંદરાંનાં બચ્ચાં સ્વ–પુરૂષાર્થી છે. બિલાડીનાં બચ્ચાં પારકા પર આધાર રાખનારાં છે.

૧૦૭. હિંદુસ્તાનની સ્ત્રીઓ માથા પર જળ ભરેલા બે ત્રણ ઘડા-દેગડા લઇ જઇ શકે છે. માર્ગમાં બ્હેનપણીઓ સાથે સુખદુઃખની વાતો પણ કરે છે, પરંતુ તેમનું મન માથા ઉપરનાં જળ ભરેલાં જળપાત્રો તરફ હોય છે કે રખે તે પડી ન જાય. તેજ પ્રમાણે ધર્મ-માર્ગમાં પ્રયાણ કરનારા પ્રવાસીઓએ પણ સર્વ અવસ્થા સમયે એજ પ્રમાણે દ્રષ્ટિ રાખવી જોઇએ કે જેથી મન તે માર્ગમાંથી વેગળું ખસી જાય નહિ.

૧૦૮. હાથે તેલ ચોપડી ફણસને સુધારવાથી હાથને ચિકાસ લાગતો નથી, તેજ પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કરી સંસારમાં નિવાસ કરવાથી કામિની-કાંચનનો ડાઘ (ચિકાસ) લાગતો નથી.

૧૦૯. તરતાં શીખનાર મનુષ્યને કેટલાક દિવસ પર્યંત જળમાં પડી હાથ પગ અફાળવા પડે છે. એકદમ તરતાં શીખાતું નથી. તેજ પ્રમાણે બ્રહ્મસાગરમાં તરતાં શીખવાની ઇચ્છા રાખનારને પણ અનેક વખત પડવા આખડવાનો ભય રહે છે. એકદમ આવડી જતું નથી.

✓ ૧૧૦. રાસલીલા કરનાર મંડળીમાં જોયું તો હશેજ કે: જ્યાં સુધી પખવાજ વાગે છે અને "કૃષ્ણ આવે છે, કૃષ્ણ આવે છે." કહીને ગાન ગાવામાં આવે છે તે વખતે કૃષ્ણ ત્યાં હાજર હોતા નથી. તે વખતે તો કૃષ્ણ બનનાર છોકરો શૃંગાર-ભુવનમાં (ડ્રેસ રૂમમાં) કાં તો પાન તંબાકુ ખાતો હોય છે. વાતો કરતો હોય છે જ્યારે બહાર બધું શાંત પડે છે અને નારદ ઋષિ મૃદુસ્વરે પ્રેમભર્યું ગાન ગાય છે તે સમયે કૃષ્ણ શૃંગારભુવનમાં બેસી રહેતા નથી. તે વખતે તો હાજર થવાનો સમય થયો જાણી ઉતાવળે પગલે કૃષ્ણ રંગ-ભૂમિ ઉપર હાજર થઇ જાય છે. સાધકના મનનું પણ તેમજ જાણવું. જ્યાં સુધી તે "પ્રભુ, આવો ! પ્રભુ, આવો." કહીને બુમો પાડે છે ત્યાં સુધી પ્રભુ ત્યાં આવતા નથી. પરંતુ સાધક જે સમયે તેમની ગદ્‌ગદ્‌ કણ્ઠે પ્રાર્થના કરે છે-તે તેના ધ્યાનમાં લીન થઇ આત્મજ્ઞાન ભૂલી જાય છે ત્યારે પ્રભુ વિલંબ કરતા નથી. તે વખતે તો તે સાધકના હૃદયમાં આવી સત્વર ઉપસ્થિત થાય છે. પ્રભુ આવે છે તે વખતે સાધક ધ્યાનમાં ગદ્‌ગદ્‌ થઇ જાય છે. પછી તે બુમો પાડી પ્રાર્થના કરતો નથી.

૧૧૧. જે વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય તે માટે યોગ્ય પ્રકારે સાધના કરો. સાધના કર્યા સિવાય ઇચ્છિત વસ્તુ શી રીતે પ્રાપ્ત થશે? દુધમાં માખણ છે, એમ કહી બુમો પાડવાથી કશું વળશે નહિ—માખણ મળશે નહિ. જો માખણ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો દુધનું દહીં કરો, તેને વલોવો, ત્યારેજ માખણ થશે. તેજ પ્રમાણે જો ઇશ્વર પ્રાપ્ત કરવા ચ્હાતા હો તો તે માટે યોગ્ય માર્ગ ગ્રહણ કરી સાધના કરો. તોજ ઇશ્વર–દર્શન થશે. માત્ર "ઇશ્વર, ઇશ્વર" કહીને ધાંધલ કરવાથી તમારૂં કશું વળશે નહિ.

૧૧૨. "ભાંગ, ભાંગ,"નો શબ્દોચ્ચાર કરવાથી ભાંગની નિશા ચઢશે નહિ પણ ભાંગને લાવી તેને વાટીને તે પીવી જોઇએ તોજ તેની નિશા ચઢશે. તેજ પ્રમાણે માત્ર "ઇશ્વિર, ઇશ્વિર" મ્હોઢેથી કહેવાથી શું વળશે? ઇશ્વર પ્રાપ્તી નિયમિત્ત માટે સાધના કરો, તો નિશ્ચય આનન્દ પ્રાપ્ત થશે.

૧૧૩. પ્રશ્નઃ "મુક્તિ ક્યારે થશે?"

ઉત્તરઃ "અહં, મમત્વ જશે ત્યારે. મનુષ્યમાંથી જ્યારે "હું" અને "મ્હારૂં" એ ભાવ નષ્ટ થશે ત્યારેજ તે મુક્ત થશે.

૧૧૪. પગમાં કાંટો વાગતાં જેમ એક બીજો કાંટો લઇને તે વડે પગનો કાંટો કાઢયા પછી અંતે બન્ને કાંટા ફેંકી દેવામાં આવે છે તેજ પ્રમાણે અવિદ્યાનો નાશ કરવા માટે વિદ્યા-માયાની આવશ્યકતા હોય છે. અંતે જ્ઞાન પ્રાપ્ત થયા પછી વિદ્યા અને અવિદ્યા એ બન્ને ચાલ્યાં જાય છે.

૧૧૫. પ્રશ્નઃ "માયાની જાળમાંથી બચવા માટે અમારે કયા પ્રકારની સાધના કરવા પ્રવૃત્ત થવું જોઇએ?"

ઉત્તરઃ "માયાની જાળમાંથી બચવાને જે મનુષ્ય વ્યાકુળ થાય છે તેને ભગવાન પોતેજ ઉપાય બતાવી દે છે. માત્ર વ્યાકુલતાનીજ આવશ્યકતા છે."

૧૧૬. જેમ ચોર ઘરમાં ભરાયો છે એવી ઘરધણીને ખબર થયાનું જાણતાંજ ચોર ન્હાસી જાય છે તેમ માયાને ઓળખતાંજ તે પોતાની મેળે ન્હાસી જાય છે.

૧૧૭. સચ્ચિદાનંદરૂપી સાગરમાં ડુબકી મારવી જોઇએ. કદાચ તમે કહેશો કે તેવી ડુબકી મારતાં કામ, ક્રોધ, રૂપી મગરો પકડી લેશે તો? તેનો

ઉત્તર એ છે કે: શરીરે વિવેક વૈરાગ્યરૂપી હલદર ચોપડીને ડુબકી મારો.

૧૧૮. જ્યારે કોઇ નઠારે સ્થળે જાઓ ત્યારે મા આનન્દમયીને સાથે લઇ જજો. તેમ કરવાથી અનેક નઠારાં કામ કરવાની ઇચ્છા થવા છતાં પણ તેમ કરી શકશો નહિ. માતાની સાથે રહેવાથી શરમને લીધે નઠારાં કામ કરી શકશો નહિ.

૧૧૯. પ્રશ્ન: "તે (ઇશ્વર) ની ઉચ્ચ સ્વરે પ્રાર્થના કરવાની આવશ્યકતા છે કે?"

ઉત્તર: "તે (ઇશ્વર) તો કીડીનો પગરવ સુદ્ધાં સાંભળે છે. તમારી ઇચ્છા હોય તે પ્રમાણે તેની પ્રાર્થના કરો. તે સાંભળી શકશે."

૧૨૦. પ્રશ્ન: "શરીર ઉપરથી આસક્તિ શી રીતે ઓછી થાય?"

ઉત્તર: "મનુષ્ય હાડ–માંસ સાથે લગ્ન કરે છે. આ દેહ કેવળ હાડ, માંસ, પરૂ, રકત મળ અને મુત્રનો આધાર છે. એવો વિચાર કરવાથી તે (શરીર) ના ઉપર આસક્તિ રહેશે નહિ."

૧૨૧. પ્રશ્ન: "સાધકે કોઇ પ્રકારનો ભેખ લેવો ઉચિત છે કે?"

ઉત્તર: "ભેખ ધારણ કરવો એ સારૂં તો ખરૂં પણ ગેરૂવાં પહેરી હાથમાં ખંજરી, કરતાલ લઇને મ્હોડેથી ખ્યાલ ટપ્પા ગાવા ઉચિત નથી. કાળી કોરની ધોતિ પહેરી, વાંકો સેંથો પાડી, હાથમાં લાકડી લઇ ફરવાથી નિધુના ટપ્પા ગાવાની ઇચ્છા થાય છે. (બંગાલામાં આવા પણ ભેખધારી હોય છે.)

૧૨૨. પ્રશ્ન: "કોઇ પ્રસંગે મનમાં ઉત્તમ વિચારો આવે છે પણ તે ચિરસ્થાયી થતા નથી તેનું કારણ શું હશે?"

ઉત્તર: "ઢંકાયલો અગ્નિ ઓલવાઇ જાય છે. તેને તો ફુંકી ફુંકીને જાગ્રત રાખવો જોઇએ. તોજ તે પ્રજ્વલિત રહે છે. તેજ પ્રમાણે ઉત્તમ વિચારો ટકાવી રાખવા માટે સાધનાની આવશ્યક્તા છે.

૧૨૩. પ્રશ્ન: "હરિનું આગમન શી રીતે થાય છે?"

ઉત્તર: "(ક) સૂર્ય ઉગતાં પહેલાં પહેલાં જેમ અરૂણોદય (રાતું બિંબ) થાય છે તેમ."

૧૨૪. (ખ) જેમ કોઇ રાજા પોતાના કોઇ સેવકને ઘેર પધારતાં પ-હેલાં તે પોતાના ભંડારમાંથી સેવકના ઘરને શણગારવાની વસ્તુઓ, અને બેસવાનું આસન, આહારની વસ્તુઓ ઇત્યાદિ મોકલી આપે છે, તેજ પ્રમાણે હરિ ( ઇશ્વર ) આવતાં પહેલાં પોતાને આવસ્યક સર્વ વસ્તુઓ ભક્તને ઘેર અગાઉથી મોકલી દે છે. પ્રેમ, ભક્તિ, વિશ્વાસ અને વ્યાકુલતા, એ ચાર સાધક ભક્તના હૃદયમાં અગાઉથી ભરી દે છે.

'૧૨૫. પ્રશ્ન. " વિષય-લાલસા કેવી રીતે દૂર કરી શકાય ?"

ઉત્તરઃ "અખણ્ડ સચ્ચિદાનંદ એ કોટી કોટી સુખ એકત્રિત થયેલી વસ્તુ છે. જે મનુષ્યો તેનો સંભોગ કરશે તેને અન્ય વિષય-સુખ સારાં લાગશે નહિ.

૧૨૬. પ્રશ્નઃ " હૃદયની કેવી અવસ્થા થતાં ઇશ્વર દર્શન થાય છે ?"

ઉત્તરઃ " હૃદય સ્થિર થતાંજ ઇશ્વરદર્શન થાય છે. હૃદયરૂપી સરોવર જ્યારે કામનારૂપી વાયુ વડે ચંચળ થાય છે ત્યારે ઇશ્વર-દર્શન થવાં અસંભવિત છે.

૧૨૭. પ્રશ્નઃ " કયે પ્રકારે ઇશ્વર-પ્રાપ્તી થાય ?"

ઉત્તરઃ " માછલાં પકડવા માટે જેમ ગલ નાંખી એક ચિત્તે ધૈર્યધારી બેસી રહેવું પડે છે તેજ પ્રમાણે ધૈર્ય ધારણ કરી સાધન કરવું જોઇએ."

૧૨૮. વાછરડું ત્રિશ વખત પડે છે અને ત્રિશ વખત ઉઠે છે. ત્યારે તે ઉભું રહી શકે છે. તેજ પ્રમાણે ( ઇશ્વર ) સાધન કરતી વખત પણ અનેક વખત પડવું પડે છે. ( અર્થાત્ નિષ્ફળ થવું પડે છે. ) ત્યાર પછીજ સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

૧૨૯. બે સાધકો શબ-સાધના કરવા જતાં એક સાધક ગાંડો થઇ ગયો અને બીજા સાધકને પાછલી રાત્રે માતાનાં દર્શન થતાં તેણે માતાને પૂછ્યું કેઃ " મા, પેલો સાધક ગાંડો કેમ થઇ ગયો વારૂ ?" માતાજીએ ઉત્તર દીધો કેઃ " તું પણ એની પેઠે કેટલાએ જન્મ પર્યંત ગાંડો બન્યો હતો ત્યાર પછી ( આ જન્મે ) ત્હને મ્હારાં દર્શન થયાં છે."

૧૩૦. પ્રશ્નઃ " હિન્દુઓમાં અનેક મત પ્રચલિત થઇ રહ્યા છે, તે-માંનો કયો મત અમારે ગ્રહણ કરવો ?"

ઉત્તરઃ "પાર્વતીજીએ મહાદેવજીને પૂછ્યું હતું કેઃ મહારાજ! સચ્ચિદાનંદનું મૂળ ક્યાં?" મહાદેવજીએ ઉત્તર દીધો કેઃ "વિશ્વાસ." મત ગમે તે હોય તેમાં શું થયું? જેની ઇચ્છામાં આવે તે મત ગ્રહણ કરવો પણ વિશ્વાસ પૂર્વક તે (ઇશ્વર) ની સાધના કરવી જોઇએ."

૧૩૧. સમુદ્રમાં એક પ્રકારનાં માછલાં હોય છે. તેઓ સદા-સર્વદા મ્હોં પહોળાં કરી જળ ઉપર તરતાં હોય છે. પરંતુ સ્વાતિ નક્ષત્રનું એક જળ-બિન્દુ તેમના મુખમાં પડે છે કે તુર્તજ તેઓ મુખ બન્ધ કરી જળની અંદર ડુબકી મારી દે છે. તે પછી ઉપર આવતાં નથી. તેજ પ્રમાણે તત્વ-પિપાસુ વિશ્વાસુ સાધકો પણ ગુરૂ મંત્રરૂપી એક બિન્દુ જળ પ્રાપ્ત થતાંજ સાધનાના અગાધ જળમાં એકદમ ડુબી જાય છે, પછી તેઓ અન્ય દિશામાં દૃષ્ટિ ફેરવતાં નથી.

૧૩૨. ચકમક નામનો પત્થર સો વર્ષ પર્યંત જળમાં પડવા છતાં પણ તેમાંનો અગ્નિ ઓલવાઇ જતો નથી. તેને જળમાંથી બહાર કાઢી લોઢાનો આઘાત કરતાંજ તેમાંથી અગ્નિ ઝરે છે. (ઇશ્વર) વિશ્વાસુ ભક્તો પણ એવાજ હોય છે. તેઓ પણ હજારો અપવિત્ર સંસારી જનોની મધ્યમાં પડી રહે છતાં તેમની (ઇશ્વર) ભક્તિ અને વિશ્વાસ (ઇશ્વર શ્રદ્ધા) કોઇ પણ પ્રકારે ઓછાં થતાં નથી. ભગવતકથા શ્રવણ કરતાંજ તે ઉન્મત્ત બની જાય છે.

૧૩૩. પ્રવાહનું જળ વહેતાં વહેતાં કોઇ કોઇ સ્થળે ગોળાકાર ફરતું જણાય છે, પરન્તુ તે ક્ષણ વારમાંજ પુનઃ સીધી રીતે વેગપૂર્વક વહી જાય છે. પવિત્ર આત્મા ધાર્મિક-ભક્તોનાં મન ઉપર પણ એ પ્રમાણે કવચિત્ ક્વચિત્ અવિશ્વાસ, નિરાશા અને દુઃખ વગેરેની છાંયા પડે છે ખરી છતાં તે અધિક ક્ષણ રહી શકતી નથી. તે સત્વર ઉડી જાય છે અને ભક્તનું મન પુનઃ પ્રભુ પ્રત્યે દોડે છે.

૧૩૪. એક મનુષ્ય કુવો ખોદવા બેઠો. બે હાથ માટી ખોદતાંજ એક મનુષ્યે કહ્યું કેઃ "ભાઇ! તું મિથ્યા પરિશ્રમ શામાટે કરે છે? એ સ્થળેથી જળ નીકળશે નહિ. માત્ર રેતીજ "જણાશે." તેણે તેની વાત સાચી માની તે સ્થળ છોડી દઇ અન્ય એક સ્થળે કુવો ખોદવાનો યત્ન કર્યો. ત્યાં તેણે

થોડી માટી ખોટી એટલે એક મનુષ્યે આવી કહ્યું કે: "ભાઇ! આ સ્થળે તો પ્રથમ એક કુવો હતો. મિથ્યા કષ્ટ કરે છે શામાટે? દક્ષિણ દિશામાં જરા વેગળે જઇ કુવો ખોદતાં સુન્દર જળ નીકળશે." તેણે તુર્તજ તેમ કર્યું. તે સ્થળે વળી અન્ય એક મનુષ્યે આવી ના પાડી. એ પ્રમાણે તે જ્યાં જ્યાં કુવો ખોદવા લાગ્યો ત્યાં ત્યાં વિઘ્ન આવ્યું. તેનાથી કુવો ખોદી શકાયોજ નહિ. ધર્મ–માર્ગમાં પણ એ પ્રમાણે અનેક મનુષ્યોએ સર્વસ્વ ગુમાવ્યું છે. આજે જે વસ્તુ ઉપર વિશ્વાસ ઉપજ્યો તેને કાલે વિઘ્ન કે વિપદ–કષ્ટ આવતાં છોડી દેવામાં આવે છે. છેવટે કાં તો તે મનુષ્ય તદ્દન નાસ્તિક થઇ જાય છે કિંવા સિદ્ધાંત કરે છે કે: "આ જીવનમાં ધર્મ પ્રાપ્ત થવો અસમ્ભવિત છે. (એક વસ્તુ ઉપર વિશ્વાસ રાખી પડયા રહેવું જોઇએ. તોજ ધર્મ પ્રાપ્તિ થાય છે.)

૧૩૫. પત્થર હજાર વર્ષ પર્યંત જળમાં પડી રહે તો પણ તેની અંદર જળ પ્રવેશ કરી શકતું નથી, પરંતુ માટીને જળનો સ્પર્શ થતાં તુર્ત તે ગળી જાય છે. ઇશ્વિર ઉપર વિશ્વાસુ બનેલું હૃદય હજારો પરીક્ષામાંથી પસાર થવા છતાં તે નિરાશ થતું નથી. પરંતુ અવિશ્વાસુ મનુષ્યને સામાન્ય કારણ મળતાંજ તેનું હૃદય ફેરવાઇ જાય છે. (અર્થાત્ એક બે વખત તેની ઇચ્છાનુસાર કાર્ય નહિ થતાં તે ઇશ્વરને માનતો નથી.)

૧૩૬. રેલ્વે આગગાડી ભારેમાં ભારે વજન સહેલાઇથી ખેંચી જાય છે. વિશ્વાસુ ભક્ત–સન્તાનો પણ આ સંસારનો (અસહ્ય) ભાર મસ્તક ઉપર લઇ તે (ઇશ્વર)ના ઉપર ભક્તિ–વિશ્વાસ રાખી સહેલાઇથી ચાલ્યો જાય છે. તેને કશું કષ્ટજ જણાતું નથી.

૧૩૭. બાળકોનો સ્વભાવ જેમ રૂપિયા પૈસા છોડી પુતળાને ચહાય છે તેજ પ્રમાણે (ઇશ્વર) વિશ્વાસુ ભક્તો પણ સંસારનું ધન–માન છોડી ઇશ્વર સિવાય અન્ય કોઇને લેવા ચ્હાતા નથી.

૧૩૮. બાળક જેમ લાકડાની ખુંટી ઝાલી ગણગણાટ કરતું તેની આસપાસ ફરે છે–પડી જવાનો ભય રાખતું નથી–તેજ પ્રમાણે સંસારમાં ઇશ્વરને સમ્મુખ રાખી (અર્થાત્ મનમાં પકડી રાખી) સર્વ કામકાજ કરવાથી નિરાપદે રહી શકાય છે.

૧૩૯. ખેતરોમાં પડેલા જળનો કોઇ ઉપયોગ કરતું નથી તેમ છતાં તડકાથી તે સુકાઇ જાય છે તેજ પ્રમાણે પાપી મનુષ્યો પણ જો ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી સંસારમાં પડયા રહે તો તેની દયાને લીધે તેઓ પોતાની મેળેજ પવિત્ર થઇ જાય.

૧૪૦. આત્મ સમર્પણ કરતાં બીજી કોઇ વિશેષ ( ઇશ્વર ) સાધના નથી. આત્મ સમર્પણ એટલે મનમાં કોઇ પણ પ્રકારનો અહંકાર ન રહે એજ.

૧૪૧. પ્રશ્નઃ " ( ઇશ્વર ) વિશ્વાસ કેવો હોવો જોઇએ ? "

ઉત્તરઃ "અત્યન્ત પરિશ્રમ કર્યા પછી જેમ તકીયે અઢેલીને બેસી પાન-તમાકુનું સેવન કરીએ છીએ તેમ. ( અર્થાત્ તે વખતે કોઇ પ્રકારનો વિચાર ગતો નથી. જે થવાનું હશે તે ભગવાન કરશે. )

૧૪૨. પાકેલું સુકુ પાંદડું જેમ પવન આવતાં ઉડતું ફરે છે, તે કોઇ પ્રકારનો યત્ન કરતું નથી તેજ પ્રમાણે ભક્ત ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખે છે તેને તો ઇશ્વર જેમ પ્રેરણા કરે છે તેજ પ્રમાણે તે વર્તે છે. તે પોતે કોઇ કાર્ય માટે યત્ન કરતો નથી.

૧૪૩. પાકેલી કેરી ઠાકોરજીની સેવામાં તેમજ અન્ય સર્વ ઉપયોગમાં આવે છે. પરંતુ તેને એક વખત કાગડો ચાંચ મારે છે તો પછી તે કોઇપણ કામમાં આવતી નથી. દેવ સેવામાં તે કેરી લેવાતી નથી, બ્રાહ્મણને તે દાનમાં અપાતી નથી તેમજ મનુષ્યો પણ તેનો ઉપયોગ કરતા નથી. પવિત્ર હૃદયનાં બાળક અને યુવકોને ધર્મ માર્ગે ચઢાવી દેવાનો યત્ન કરવો અતિ આવશ્યક છે. કારણકે તેમના હૃદયમાં વિષય-બુદ્ધિનો પ્રવેશ થયલો હોતો નથી. તેના હૃદયમાં એક વખત ય બુદ્ધિનો પ્રવેશ થતાં કિંવા સ્ત્રી-રાક્ષસીએ ( હૃદયમાં ) અગ ભરતાં તે તે ( ધર્મ ) માર્ગે લઇજવું મુશ્કેલ થઇ પડે છે.

૧૪૪. પ્રશ્નઃ " ગેરૂવાં વસ્ત્રો પહેરવાનું કારણ શું ?

ઉત્તરઃ " ગેરૂવાં વસ્ત્રો પહેરતાંજ મનમાં પવિત્ર ભાવ ઉત્પન્ન થાય છે. જેમ સપાટીયા જોડા અને ફાટેલાં વસ્ત્રો પહેરી રસ્તામાં ફરતાં મનમાં દીન ભાવના ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે બુટ અને પાટલુન પહેરવાથી સ્વાભાવિક રીતેજ મનમાં અહંકાર ઉત્પન્ન થાય છે. કાળીકોરનું ધોતિયું અને સુગંધીદાર ફુલોની માળા પહેરવાથી નિધુ બાબુના ટપ્પા યાદ આવે છે !

૧૪૫. પિતાએ એક બાળકને હાથ ઉપર લીધું છે અને બીજા એક બાળકને આંગળીએ વળગાડી ખેતરમાં થઇને ચાલ્યો જાય છે. જતાં જતાં એક સમડી જોઇ જે બાળકે પિતાની આંગળી પકડી હતી તેણે હાથ છોડી દઈ આનંદ પામી તાળીઓ વગાડી અને "પિતાજી! કેવું સારૂં પક્ષી?" કહી બુમો પાડી પરંતુ હાથ છોડી દેવાથી ઠોકર વાગતાં તે નીચે પડી ગયો, અને જે બાળક પિતાના હાથ ઉપર બેઠું હતું તે પણ પક્ષી જોઇ આનંદ પામી તાળીઓ વગાડવા લાગ્યો પરંતુ પડી ગયો નહિ કારણ કે પિતાએ તેને પકડી રાખ્યો હતો. પ્રથમ બાળક પુરૂષાર્થી (સ્વતંત્ર) અને બીજું આશ્રિત હતું. (એજ પ્રમાણે જે ઇશ્વરને આશ્રયે રહે છે તેને ઠોકરો ખાવાનો ભય રહેતો નથી.)

૧૪૬. "ગુરૂ મળે છે લાખે લાખ, પણ ચેલો મળે ના એક." ઉપદેશકો તો અનેક જોવામાં આવે છે પણ ઉપદેશ પાલન કરે એવા શ્રોતાઓ ઘણાજ ઓછા જણાય છે. (અરે! ઉપદેશકો પોતેજ પોતાના ઉપદેશ પ્રમાણે વર્તતા નથી, ત્યાં પછી તેમનો ઉપદેશ માને કોણ? ઉપદેશ કરનારાઓજ જો ઉપદેશ પ્રમાણે વર્તતા હોય તો શ્રોતા જનોમાં તેની સજ્જડ છાપ પડે.)

૧૪૭. સૂર્યનાં કિરણો સર્વ સ્થળે સમાન હોવા છતાં પણ જળ ઉપર, આરસીમાં અને સર્વ પ્રકારની સ્વચ્છ વસ્તુઓ ઉપર અતિ ઉજ્વળ જણાય છે. તેજ પ્રમાણે ઇશ્વરનો પ્રકાશ પણ સર્વ માનવ–હૃદયમાં સમાન હોવા છતાં સાધુ પુરૂષોના હૃદયમાં વિશેષ રૂપે ઉજ્વળ જણાય છે.

૧૪૮. લોટમાંથી ધારવા પ્રમાણે આહાર–સામગ્રી બની શકે છે પરંતુ તેમાં જેટલું મોણ તથા મસાલા વગેરે નાંખવામાં આવે તેવી વસ્તુઓ તૈયાર થાય છે. તેજ પ્રમાણે સર્વ મનુષ્યોનું શરીર એક વસ્તુ વડે રચાયું છે ખરૂં પરંતુ હૃદયની પવિત્રતા અનુસાર તે સારા નરસા બને છે.

૧૪૯. પ્રશ્નઃ "ધર્મ એ વિકૃત ભાવ કેમ ધારણ કરતો હશે?"

ઉત્તરઃ "આકાશનું જળ નિર્મળ હોવા છતાં તે જેમ છાપરાંમાંથી અને નળમાંથી બહાર પડતાં મેલું જણાય છે તેજ પ્રમાણે મનુષ્યના હૃદય–ભેદને લીધે તે વિકૃત જણાય છે."

૧૫૦. મીઠાનું પુતળું, લુગડાંનં પુતળું અને પત્થરનું પુતળું, એ ત્રણેને સમુદ્રમાં ફેંકી દેઇએ તો મીઠાનું પુતળું તુર્તજ ગળી જાય છે. તેનું અસ્તિત્વ સુદ્ધાં રહેતું નથી. લુગડાના પુતળામાં જળ પ્રવેશ કરે છે ખરૂં પણ તે જળ સાથે તદ્દન મળી જતું નથી. આપણે ધારીએ તે સમયે તેને જળથી ભિન્ન કરી શકીએ છીએ. પત્થરના પુતળામાં તો જળનો જરા પણ પ્રવેશ થતોજ નથી. મુક્ત જીવો મીઠાના પુતળા જેવા, સંસારી જીવો લુગડાંના પુતળા જેવા અને બદ્ધ જીવો પત્થરના પુતળા જેવા સમજવા.

૧૫૧. સત્વ, રજ અને તમઃ એ ત્રણ પ્રકારની પ્રકૃતિથી મનુષ્યોનો ભિન્ન ભિન્ન પ્રકારનો સ્વભાવ રચાય છે.*

૧૫૨. કરોળિયો જેમ પોતાના ઘરમાં ( જાળમાં) પોતેજ સપડાય છે તેજ પ્રમાણે સંસારી જીવો પોતાના ઘરમાં પોતેજ સપડાય છે. પતંગીયું થતાંજ કરોળીયો ઘર (જાળ) કાપીને ઉડી જઇ શકે છે તેજ પ્રમાણે વિવેક વૈરાગ્ય થતાંજ સંસારી બદ્ધ જીવ ઘરમાંથી ચાલ્યો જાય છે, પછી તેને કોઇ બંધન બાંધી શકતાં નથી.

૧૫૩. પ્રેમ ત્રણ પ્રકારનો હોય છે, સામર્થા, સામંજસ્ય, સાધારણી, ઉચ્ચ, મધ્યમ અને નીચ. ઉચ્ચ પ્રેમી કહે છે કેઃ "તું સારી સ્થિતિમાં રહે, હું કષ્ટ સહન કરીશ. તેમાં અડચણ નથી." મધ્યમ કહે છે કેઃ "તું અને હું બન્ને સારી સ્થિતિમાં રહીએ તેજ યોગ્ય." નીચ કહે છે કેઃ "હું શા માટે કષ્ટ વેઠું ? ગમે તેમ કરીને પણ તું મ્હને અમુક વસ્તુ આપ."

૧૫૪. આ સંસારમાં એવાં ઘણાં મનુષ્યો છે કેઃ જેમણે બરફનું નામ માત્ર સાંભળ્યું છે. તેમણે બરફ નજરે કદી જોયો નથી. તેજ પ્રમાણે અનેક ધર્મ પ્રચારકો એવા છે કેઃ જેમણે ઇશ્વરનું તત્વ માત્ર શાસ્ત્ર ગ્રન્થોમાં વાંચ્યું છે. ઈશ્વરને જીવનમાં કદી પણ પ્રત્યક્ષ જોયો નથી. કેટલાંક મનુષ્યો એવાં છે કે જેમણે બરફને નજરે જોયો છે, પણ તેનો આહાર કદી કર્યો

* ભગવત ગીતા અધ્યાય ૧૪, શ્લોક ૫-૧૯, અધ્યાય ૧૬, શ્લોક ૧-૨૪, અધ્યાય ૧૭, શ્લોક ૧-૨૨ અધ્યાય ૨૮, શ્લોક ૭, ૯, ૧૮, ૪૦ માં સત્વ, રજ અને તમઃ એ ત્રણ પ્રકૃતિનું વર્ણન છે.

નથી. તેજ પ્રમાણે એવા પણ અનેક ધર્મ પ્રચારકો છે કે જેમણે ઇશ્વરનો દૂરથી આભાસ માત્ર જોયો છે, પરંતુ સત્ય રીતે તે શી વસ્તુ છે તેનો મર્મ તેઓ સમજી શકયા નથી. બરફ જેણે ખાધો છે તેજ બરફના ગુણનું વર્ણન કરવા શક્તિમાન હોય છે તેજ પ્રમાણે ઇશ્વરને જેણે શાન્ત, દાસ્યાદિ ભાવે પ્રાપ્ત કર્યા છે, ( અર્થાત્ તેના જેણે દર્શન કર્યા છે,) તેજ તે (ઇશ્વર)ના ગુણનું યથાર્થ વર્ણન કરવા શક્તિમાન હોય છે. ( આજે ઘણા ઉપદેશકો એવા જોવામાં આવે છે કે જેને ઇશ્વરનાં દર્શન થયાં નથી—અરે ! ઇશ્વર, ઇશ્વર, મ્હોડેથી બોલવા છતાં ઇશ્વરને માનતાજ નથી છતાં તે ઇશ્વરના ગુણગાન ગાવા મંડી જાય છે ! )

૧૫૫. સર્વ જીવો સમાન હોવા છતાં અવસ્થા ભેદને લીધે જીવો ચાર પ્રકારના કહી શકાય છે. ૧—બદ્ધ જીવ. ૨—મુમુક્ષુ જીવ. ૩—મુક્ત જીવ અને ૪—નિત્ય જીવ.

૧૫૬. ઇશ્વર તો સાકરના પહાડ જેવો છે. સાકરના પહાડ પાસે જઇ ક્ષુદ્ર કીડી એક ન્હાનો દાણો લઇ જાય છે. મંકોડો તેના કરતાં કંઇક મ્હોટો દાણો લઇ જાય છે તેમ છતાં પહાડ તો તેમનો તેમજ રહે છે તેજ પ્રમાણે ભક્તો પણ ઇશ્વરની એકાદ ભાવના લઇ મસ્ત બની જાય છે. કોઇ તેનો સંપૂર્ણ ભાવ ગ્રહણ કરી શકતું નથી.

૧૫૭. કોઇ મદ્યપાન કરનાર પાશેર દારૂ પીતાંજ મસ્ત બની જાય છે અને કોઇ ૨—૪ બાટલી પીતાં મસ્ત બની જાય છે. બન્નેને કેફ ચઢે છે. બન્નેને પૂર્ણ આનન્દ પ્રાપ્ત થાય છે.

૧૫૮. સાધુની સંગતિ એ ચોખાના ધોવણ જેવી છે. ચોખાનું ધોવણ પીવાથી નિસા ઉતરી જાય છે. જેને અત્યન્ત નિસા ( કેફ ) થઇ હોય તેને ચોખાનું ધોવણ પીવડાવી જોશો તો દારૂડીયાની નિસા ઉતરી ગયેલી જણાશે. સંસારરૂપી દારૂની નિસામાં મસ્ત બનેલા જીવની નિસા ઉતારવાનો એક માત્ર ઉપાય સાધુ સંગ છે.

૧૫૯. ગામડામાં ગુમાસ્તાઓ ખેડુતો ઉપર કેટલોયે અત્યાચાર કરે છે પરંતુ જમીનદાર—માલિકની પાસે આવ્યા પછી ગુમાસ્તો સવાર સાંજ

સંધ્યા પૂજા-જપ-તપ કરે છે. ખેડુતો સાથે સદ્વ્યવહાર કરે છે. કોઇ પ્રકારની ફરિયાદ ઉપસ્થિત થતાં વિશેષ રૂપે તેની તપાસ કરે છે અને તેને ન્યાય આપવાનો યત્ન કરે છે. સંગતિને લીધે અને જમીનદાર (માલિક)ના ભયને લીધે અત્યાચારી ગુમાસ્તાઓ પણ સુધરી જાય છે.

૧૬૦. લીલાં લાકડાંને ચુલા ઉપર મૂકતાં તાપ લાગવાથી લાકડામાંનું જળ સુકાઇ જઇ તે બળવા માંડે છે. તેજ પ્રમાણે સાધુ-સંગ થતાં સંસારી જીવોના હૃદયમાંથી કામિની-કાંચનરૂપ જળ સુકાઇ જઇ વિવેકરૂપ અગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠે છે.

૧૬૧. પ્રશ્નઃ " કેવી રીતે જીવન વ્યતીત કરવું ઉચિત છે ? "

ઉત્તરઃ " જેમ ચુલામાં મૂકેલાં લાકડાં થોડી થોડીવારે ખંખેરી અંદરના ભાગમાં મૂકતાં થોડો થોડો અગ્નિ સતેજ રહે છે તેજ પ્રમાણે સાધુ-સંગ કરી મનને સતેજ રાખવું ઉચિત છે. "

૧૬૨. લુહારખાનાનો અગ્નિ વચમાં વચમાં જેમ ધમણવડે ઉત્તેજિત સતેજ-કરી ખાય છે તેજ પ્રમાણે સાધુ-સંગ કરી મનને ઉત્તેજિત-સતેજ-કરી રાખવું ઉચિત છે.

૧૬૩. પ્રશ્નઃ " સમાધિ અવસ્થામાં આપના મનમાં કેવી ભાવના થાય છે ? "

ઉત્તરઃ " જીવતા માછલાંને જળમાં છોડી મૂકવાથી તેને જેવો આનન્દ થાય છે તેવોજ મ્હને આનન્દ થાય છે. "

૧૬૪. માનુષ-માનહુંસ, અર્થાત્ જેને હુંસ ( હોશ-જ્ઞાન ) ઉત્પન્ન થયું છે તેને મનુષ્ય કહેવું જોઇએ. (હુંસ-હોંશ અર્થાત્ જ્ઞાન પ્રાપ્તિ. )

૧૬૫. મનુષ્યના અંતરમાં બે જાતિનાં "હું" કામ કરી રહ્યાં છે. એક પકવ હું અને એક કાચુ ( અપકવ ) હું. મ્હારૂં ઘર, મ્હારાં છોકરાં, મ્હારી પૂત્રી, મ્હારૂં શરીર, વગેરે જ્ઞાન તે " અપકવ હું " કહેવાય અને જે કાંઇ દ્રષ્ટિવડે જોવામાં આવે છે, અથવા જે કાંઇ સાંભળવામાં આવે છે તેમાંનું કાંઇ પણ મ્હારૂં નથી, આ શરીર સુદ્ધાં મ્હારૂં નથી, હું નિત્ય મુક્ત જ્ઞાન સ્વરૂપ છું, એ જ્ઞાન તે "પકવ હું" જાણવું.

૧૬૬. એક જ્ઞાની અને એક પ્રેમી સાધક વનમાં થઇને ચાલ્યા જતા હતા. માર્ગમાં એક વાઘ જોવામાં આવ્યો. જ્ઞાની સાધકે કહ્યું: આપણે ન્હાસવાનું કંઇ પણ કારણ નથી. સર્વ શક્તિમાન પરમેશ્વર નક્કી આપણું રક્ષણ કરશે." પ્રેમી સાધકે કહ્યું: "ભાઇ! ચાલો, આપણે ન્હાસી જઇએ. આપણા દ્વારા જે કાર્ય થઇ શકતું હોય તે માટે ભગવાનને શા માટે પરિશ્રમ કરાવવો?"

૧૬૭. જ્ઞાન એ પુરૂષ ( રૂપ ) છે. ભક્તિ એ સ્ત્રી ( રૂપ ) છે. ઇશ્વરના મંદિરમાં જ્ઞાન દ્વાર આગળ ઉભું રહેવા પામે છે, પણ અંતઃપુરમાં તો ભક્તિ સિવાય અન્ય કોઇ પ્રવેશ કરી શકતું નથી.

૧૬૮. સમડી ( પક્ષી ) ઉંચે ઉડતું હોય છે કિન્તુ તેની દ્રષ્ટિ (પૃથ્વી પર) માંસના કટકા તરફ હોય છે. ગ્રન્થ-ભણેલા પણ્ડિતો અતિ ઉચ્ચ જ્ઞાનની વાર્તાઓ કહે છે ખરા પરંતુ તેમનું મન તો અસાર દાલ, ભાત, પકવાન, સુંદર વસ્ત્રો, ધન, માન વગેરે તરફ હોય છે!

૧૬૯. શાસ્ત્રાભ્યાસ કરી લોકોને ઇશ્વરનું જ્ઞાન આપવું અને છબીમાં કાશી ક્ષેત્રનાં દર્શન કરી લોકોને કાશી ક્ષેત્રનું જ્ઞાન આપવું એ બન્ને એક સરખાં છે.

૧૭૦. મ્હોઢેથી બોલવું સહેલું છે પણ તેજ પ્રમાણે કામ કરી બતાવવું કઠિન છે. ધર્મની કથાઓ કહેવી સહેલી છે પરંતુ તે પ્રમાણે વર્તવું બહુ કઠિન છે.

૧૭૧. જેમ હાથીના મ્હોમાં દાંત ( ચાવવાના ) જૂદા જૂદા હોય છે તેજ પ્રમાણે કપટી ધાર્મિક ઉપદેશકોના મનોભાવ જૂદા જૂદા હોય છે. તેમને મ્હોઢેથી ઇશ્વર અને ધર્મ સંબંધી ( ડાહી ડાહી વાર્તા ) સાંભળવામાં આવે છે પણ હૃદયમાં કાંઈ જૂદુંજ હોય છે.

૧૭૨. પ્રશ્ન: " તેઓ ( ઢોંગી ધર્મોત્પદેશકો ) ભાષણ કરવામાં બહુ ચતુર-વાક્-પટુ-હોય છે. તેઓ પોતાનું જીવન બહુ ઠાઠ માઠથી વ્યતીત કરે છે, તેને આપ કેવા પ્રકારના જાણો છો?"

ઉત્તરઃ "તેઓ પરોપદેશ કરવામાં શૂરા પણ પારકું ધન ઉચાપત્ કરવામાં પૂરા હોય છે!"

૧૭૩. પાર્થિવ-લાભને માટે સંસારી જીવો અનેક પ્રકારનાં ધર્મ કર્મ કરે છે પરંતુ વિપદ્, દુઃખ, દરિદ્રતા, અને મૃત્યુ આવતાં તે બધું ભૂલી જાય છે. પક્ષી સમસ્ત દિવસ "રાધાકૃષ્ણ" નામોચ્ચાર કરે છે ખરૂં પણ બિલાડું તેને મ્હોંમા પકડે છે ત્યારે તે બધું ભૂલી જઈ માત્ર "ચીં, ચીં," કરવા મંડી જાય છે.

૧૭૪. ધાણી શેકતી વખત જેટલા દાણા કઢાઇની બહાર ઉડી પડે છે તે ડાઘ વગરની ધાણી થાય છે, અને જે દાણા કઢાઇમાં રહે છે તેની ધાણી થાય છે ખરી પરંતુ તેને જરા જરા કાળા ડાઘા પડે છે. સાધના કરતાં જેઓ સંસારની બહાર જઇ પડે છે તેઓજ પૂર્ણસિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. સંસારમાં રહીને સિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે ખરી પરંતુ તેમને કાંઇ ને કાંઇ ડાઘ લાગી જાય છે.

૧૭૫. માખણ તૈયાર થયા પછી તેને જળ ભરેલી હાંલ્લીની વચમાં રાખવાથી તે સારૂં રહે છે. બગડતું નથી. કિંતુ છાસની હાંલ્લીમાં-વચમાં-રાખવાથી તે બગડી જાય છે. સિદ્ધ થઇ સંસારમાં રહેવાથી કંઇક મલિનતા વળગી જાય છે, પરંતુ બહાર રહેવાથી નિર્મળ રહેવાય છે.

૧૭૬. " कज्जलके घरमें कितना सियाना क्यों न हो,
थोडा बूंद लगेहि लगे ।
युवती के साथमें कितना सियाना क्यो न हो,
थोडा काम जगेहि जगे । "

કાજળની કોટડીમાં પ્રવેશ કરતાં ગમે તેટલી સાવચેતી રાખવા છતાં શરીરે કિંચિત્ પણ કાળો ડાઘ પડે છે. યુવતીની સાથે રહેતાં ગમે તેટલી સાવચેતી રાખવા છતાં કિંચિત્ અંશે પણ કામવૃત્તિ જાગૃત થયા વિના રહેતી નથી.

૧૭૭. એક સન્યાસી સાથે એક બ્રાહ્મણનો મેળાપ થયો. સંસાર અને ધર્મ સંબંધી નાના પ્રકારનો વાર્તાલાપ થયા પછી સંન્યાસીએ બ્રાહ્મણને કહ્યું: "જો ભાઇ, સંસારમાં સ્ત્રી, પુત્ર, માતા, એ કોઇનું નથી." પરંતુ બ્રાહ્મણને તે વાક્ય ઉપર વિશ્વાસ ઉપજ્યો નહિં. જે સુપુત્રો માતાપિતાની સેવા માટે રાતદિવસ પરિશ્રમ કરે છે તેને "કોઇ કોઇનું નથી" એમ કહેવું એ વાક્ય ઉપર વિશ્વાસ કેમ ઉપજે? બ્રાહ્મણે કહ્યું: "મહારાજ! મ્હારૂં સામાન્ય માથું દુઃખતાં મ્હારી માતાનો જીવ ઉથલપાથલ થઇ જાય છે, અને મ્હને આરામ થાય તે માટે–મ્હને સુખી રાખવા માટે–તે પ્રાણ આપવા રાજી થાય છે. તે શું "કોઇ કોઇનું નથી" એમ કહેવાય!" સન્યાસીએ કહ્યું: "એવી વખતે તેઓ ત્હારાં જણાય છે ખરાં, પરંતુ સત્ય કહેતાં તું ભૂલે છે. ત્હારી સ્ત્રી, ત્હારી માતા કિંવા ત્હારા પુત્રો, એ કોઇપણ ત્હારે માટે પ્રાણ આપશે એવું માનતો નહિં. સત્ય–મિથ્યાની એક દિવસ પરીક્ષા કરી જો. આજે ઘેર જઇને જાણે શરીરમાં દુઃખ થયું હોય તેમ બૂમો પાડજે. ત્યાર પછી હું આવી ત્હને તમાશો બતાવીશ." બ્રાહ્મણે તેજ પ્રમાણે કર્યું. કેટલાએ ડાકટર અને કેટલાએ વૈદ્યરાજ આવ્યા પણ તેનું દુઃખ મટયું નહિં! તેની માતાએ અશ્રુપાત કરી રમખાણ મચાવી મૂકયું. પુત્ર–પત્ની પણ કલ્પાંત કરી રહ્યાં છે. એ સમયે સન્યાસી ત્યાં જઇ પહોંચ્યા. સન્યાસીએ કહ્યું: "ભાઇને વેદના બહુ સખ્ત થાય છે. કોઇ પણ ઉપાયે એ બચે એમ લાગતું નથી. પરંતુ જો એને માટે કોઇ પ્રાણ આપવા તૈયાર થાય તો એનો જીવ બચે." એ સાંભળી સર્વ આશ્ચર્ય પામ્યા. સન્યાસીએ બ્રાહ્મણના વૃદ્ધ માતાને બોલાવી કહ્યું: "મા! આ વૃદ્ધ વયે ઉત્તમ પુત્રને ગુમાવી તમારે જીવતાં રહીને શું કરવું છે? પછી તો તમે જીવ્યાં ને નજીવ્યાં સરખુંજ છે. માટે એને બદલે તમે જીવ આપોતો હું તમારા પુત્રને બચાવી દઉં. વળી તમે માતા થઇને તમારા પુત્રને માટે પ્રાણ નહિં આપો તો પછી સંસારમાં એને માટે બીજું કોણ પ્રાણ આપશે?" ડોસીએ રડતાં રડતાં કહ્યું: "મહારાજ! એને માટે તમે કહો તે બીજું કામ કરૂં. જો કે આવા પુત્રને માટે મ્હારા પ્રાણને તુચ્છ માનું છું પરંતુ જીવ આપતાં અચકાઉં છું. કારણ કે હું નહોઉં તો

આ બધાં ન્હાનાં બચ્ચાં કચ્ચાંની શી દશા થાય ? મ્હારૂં દુર્ભાગ્ય મહારાજ ! નહિં તો આટલાં બધાં છોકરાં-બચ્ચાં પેટે પડત શા માટે ? " એ સાંભળી સ્ત્રી રડતી બુમો પાડવા લાગી: " ઓ મારે ! ઓ બાપરે ! તમને દગ્ધા દઇને શી રીતે પ્રાણ આપી શકુ રે ! " સન્યાસીએ કહ્યું: " સાંભળ બાઇ ! ત્હારી સાસુ તો પ્રાણ આપી શકી નહિં પણ હવે તું શું કહે છે ? ત્હારા પતિના પ્રાણ બચાવવા એ ત્હારો ધર્મ છે. " સ્ત્રીએ ઉત્તર દીધો: " મહારાજ ! જે થવાનું છે તે તો થશેજ પછી હું મ્હારાં માતા-પિતાને શું કરવાં રડતાં મુકું ? હું તો મ્હારા માતા-પિતાને પુત્ર સમાન છું. " એ પ્રમાણે બ્રાહ્મણનાં ઘરનાં સર્વે મનુષ્યો ખસી ગયાં. કોઇ તેને માટે પ્રાણ આપવા રાજી થયું નહિ. એ સમયે રોગી બની શય્યામાં પડેલા બ્રાહ્મણને સન્યાસીએ કહ્યું: " કેમ ભાઈ ! કોઇ કોઇનું છે કે ? ત્હારે માટે પ્રાણ આપે એવું કોણ છે ? હવે જ્ઞાન થયું ? " એ જોઈ સંસારનો ત્યાગ કરી બ્રાહ્મણ સન્યાસીની સાથે ચાલ્યો ગયો.

૧૭૮. મન કુપ્રવૃત્તિમાં પ્રવેશે ત્યારે જાણે તેણે હાડકાંની વખારમાં પ્રવેશ કર્યો.

૧૭૯. પત્થરમાં જેમ જળનો પ્રવેશ થઈ શકતો નથી તેજ પ્રમાણે બદ્ધ ( માયાવી ) જીવ ધર્મનો બોધ માનતો નથી.

૧૮૦. પત્થરમાં જેમ ખીલો ઠોકી શકાતો નથી તેજ પ્રમાણે સાધુનો ઉપદેશ બદ્ધ (માયાવી) જીવના હૃદયમાં પ્રવેશ કરતો નથી. ઇશ્વર ઉપર વિશ્વાસુ હોય એવા હૃદયમાં સહજે પ્રવેશ કરી શકે છે.

૧૮૧. જેમ નરમ માટીમાં છાપ પડે છે તેજ પ્રમાણે ભક્તના હૃદયમાં ઇશ્વર સંબંધી કથા પ્રવેશ કરે છે. બદ્ધ (માયાવી) જીવને બ્રહ્માનંદ સમજાવી શકાતો નથી. ( તેનામાં સમજવાની શક્તિજ નથી. )

૧૮૨. જેમ બાળકને સ્ત્રી-સંયોગ સુખ સમજાવી શકાતું નથી તેજ પ્રમાણે વિષયાસક્ત, માયામુગ્ધ, સંસારી જીવને બ્રહ્માનંદ સમજાવી શકાતો નથી.

૧૮૩. જેમ આરસી ઉપર ધૂળ પડયાથી તેમાં મુખ જોઇ શકાતું

નથી તેજ પ્રમાણે હૃદયમાં મલિનતા થયાથી તેમાં ઇશ્વરની મૂર્તિ ઉદય પામતી નથી. ધુળ—મલિનતા લુછી નાંખી—સાફ કરવાથી—જેમ આરસીમાં મુખ જોઇ શકાય છે તેજ પ્રમાણે હૃદય નિર્મળ થતાં ત્યાં ઇશ્વરનાં દર્શન થાય છે.

૧૮૪. સ્પ્રીંગની ગાદી ઉપર બેસતાં ગાદી અંદર પેસી જાય છે અને ઉઠતાંજ ગાદી પાછી ટટાર થાય છે તેજ પ્રમાણે સંસારી જીવો ધર્મ—કથા સાંભળે છે તે વખતે તેમનામાં ધર્મભાવ જાગ્રત થાય છે કિંતુ સંસારમાં પ્રવેશ કરતાંજ તે સર્વ ભૂલી જઇ પ્રથમ હતા તેવાજ પુનઃ થઇ જાય છે.

૧૮૫. લુહારની દુકાનમાં લોઢું ભઠ્ઠીમાં હોય છે ત્યાં સુધી લાલ હોય છે. ભઠ્ઠીમાંથી બહાર કાઢતાંજ તે કાળુ પડી જાય છે. તેજ પ્રમાણે સંસારી મનુષ્ય જ્યાં સુધી ધર્મ—મંદિરમાં (દેવાલયમાં) અથવા ધાર્મિક—મહાપુરૂષોની પાસે હોય છે ત્યાં સુધી તેમનું મન ધર્મભાવ—પૂર્ણ હોય છે. બહાર નીકળતાંજ તે ભાવના ઉડી જાય છે.

૧૮૬. માયાવી—બદ્ધ—જીવો પોતે હરિનામ સાંભળતા નથી અને અન્ય જનોને સાંભળવા પણ દેતા નથી. ધર્મ સમાજ અને ધાર્મિક—મહાપુરૂષોની તેઓ નિન્દા કરે છે અને ઉપાસના કરનારાઓની મશ્કરી કરે છે.

૧૮૭. મગરના શરીર પર હથિઆર મારવાથી હથિઆર બુઠ્ઠું થઇ જાય છે. મગરને વાગતું નથી. તેજ પ્રમાણે માયાવી—બદ્ધ—જીવો સમક્ષ ગમે તેટલી ધર્મ—વાર્તા કહો પણ તે તેના મનમાં પ્રવેશ કરશે નહિ.

૧૮૮. નઠારાં માણસોનું મન કૂતરાંની પૂછડી જેવું છે. કૂતરાંની પૂછડી ગમે તેટલી ખેંચી રાખો તો પણ તે સીધી થશે નહિ. તેજ પ્રમાણે નઠારાં માણસોનું મન કોઇ પણ યત્ને બદલી શકાશે નહિ.

૧૮૯. માર્ગમાં જતાં જતાં રાત પડી જવાથી એક માછણે એક બગિચામાં પ્રવેશ કર્યો. માળીએ તેની યથાયોગ્ય સેવા કરી તેમ છતાં તેને નિદ્રા આવી નહિ. અંતે માછણે જાણ્યું કે બગિચાનાં ફુલની સુગંધીને લીધેજ પોતાને નિદ્રા આવતી નથી એટલે તુર્તજ તેણે પોતાના માછલાંના ખાલી ટોપલામાં થોડું પાણી છાંટી ટોપલો નાક આગળ રહેવા દઈ તે નિદ્રા

વશ થઇ. વિષયી–માયાવી–બદ્ધજીવો પણ માછણ જેવા સમજવા. સંસારની સડેલી દુર્ગંધ સિવાય તેમને અન્ય વસ્તુ સારી લાગતી નથી.

૧૯૦. ન્હાનાં બાળકો ઘરમાં એકલાં બેસી પોતાની ઇચ્છાપૂર્વક રમકડાં રમ્યાં કરે છે, તે વખતે તેમને બીજો કશો વિચાર થતો નથી પરંતુ માતાને નજીક આવેલી જોતાંજ રમકડાં ફેંકી દઈ "મા, મા," કહી તેની પાસે દોડી જાય છે. તમે પણ હમણાં ધન, માન, યશરૂપી પૂતળાં લઇ સંસારમાં નિશ્ચિંત થઇ સુખે રમત રમી રહ્યા છો. હમણાં તમને કશો ભય કે વિચાર જણાતો નથી, પરંતુ જો માતા આનંદમયી (કાલી માતા) નાં તમને એક વખત દર્શન થાય તો પછી ધન, માન, યશ સારાં લાગશે નહિં. એ બધું પડતું મૂકી તમને તે (માતા) ની પાસે દોડી જવાનુંજ મન થશે.

૧૯૧. પ્રશ્ન: "મ્હારો પુત્ર હરિશ મ્હોટો થાય તો તેનાં લગ્ન કરી સંસારનો ભાર તેના ઉપર મૂકી હું યોગ સાધન કરૂં. એ સંબંધી આપનો શો અભિપ્રાય છે ?"

ઉત્તર: "તું કદી પણ સાધના કરી શકશે નહિં. હરિશ ગિરિશની માયા તને કદી પણ છોડશે નહિં. લગ્ન કર્યા પછી તુ કહેશે કે હવે એને છોકરાં બચ્ચાં થવા દો, અને ત્યાર પછી વળી તેના લગ્ન કરવાની ઇચ્છા થશે !"

૧૯૨. એક જ્ઞાન તેજ જ્ઞાન, બહુ જ્ઞાન તે અજ્ઞાન.

૧૯૩. નહેરનું જળ જેમ એક દિશામાંથી આવી બીજી દિશામાં વહી જાય છે. સંસારી–માયાવી–બદ્ધ જીવો માટે ધર્મ કથા પ્રસંગ તેવોજ સમજવો. તેઓ એક કાને સાંભળી બીજે કાને કાઢી નાંખે છે.

૧૯૪. કબુતરનાં બચ્ચાંને ગળે પંપાળતાં તે જેમ ગટરગું ગટરગું શબ્દ કરે છે તેજ પ્રમાણે બદ્ધ–માયાવી–જીવો સાથે વાર્તાલાપ કરતાં તુર્તજ સમજી શકાય છે કે તેમના મનમાં વિષય–વાસના શબ્દ નાદ કરી રહી છે. તેમને વિષયજ સારો લાગે છે. ધર્મ–વાર્તા ઉપર તેમને પ્રેમ થતો નથી.

૧૯૫. ફળ પક્વ થઇને ખરી પડે છે ત્યારે તે બહુ મિષ્ટ લાગે છે. પરંતુ અપક્વ ફળ પાડવાથી તે મિષ્ટ લાગતું નથી. ખાટું, તુરૂં કે કડવું

લાગે છે, તેજ પ્રમાણે જ્ઞાન–ચૈતન્ય થતાં જાતિભેદ રહેતો નથી, પરન્તુ અજ્ઞાની જીવોને માટે જાતિ ભેદની અતિ આવશ્યકતા છે.

૧૯૬. વા વંટોળિયો થાય છે તે વખતે ( એટલી બધી ધૂળ ઉડે છે કે જેથી ) વડ કે પીપળાનું ઝાડ ઓળખી શકાતું નથી. જ્ઞાન–ચૈતન્યનો ઉદય થતાં જાતિ ભેદ રહેતો નથી.

૧૯૭. કાચુ હાંલ્લું ભાંગી જતાં કુંભાર ફરીથી તેને હાથમાં લઇ તેનું બીજું હાંલ્લું તૈયાર કરે છે, પરંતુ પાકું હાંલ્લું ભાંગતાં કુંભાર તેને ફરીથી હાથમાં લેતો નથી. તેજ પ્રમાણે અજ્ઞાન અવસ્થામાં મરણુ પામતાં તે જીવને પુનઃ જન્મ લેવો પડે છે, પરંતુ જ્ઞાન–ચૈતન્ય ઉદય થયા પછી મરણુ પામનાર જીવને પુનઃ જન્મ ધારણુ કરવો પડતો નથી.

૧૯૮. સેકેલું ( પકવ ) અનાજ વાવવાથી તેનું વૃક્ષ થતું નથી. કાચું અનાજ વાવવાથીજ વૃક્ષ ઉગે છે. તેજ પ્રમાણે સિદ્ધ (પકવ) થઇને મરણુ પામનાર મનુષ્યનો જન્મ થતો નથી. પરંતુ અસિધ્ધ ( અપકવ ) અવસ્થામાં મરણુ પામવાથી પુનઃ જન્મ ધારણુ કરવો પડે છે.

૧૯૯. પ્રશ્નઃ "એક સચ્ચિદાનન્દ સત્ય છે. તો પછી શાસ્ત્રાદિ કથિત બાહ્ય આચાર વ્યવહારનું પ્રયોજન શું ?"

ઉત્તરઃ "ચોખાની આવશ્યકતા છે, પરંતુ ચોખા વાવવાથી વૃક્ષ (ડાંગર) થતાં નથી. ચોખાનાં છોડાંની આવશ્યકતા નથી એ ખરૂં છે છતાં ચોખાના શરીરે છોડાં વળગેલાં નહિં હોય તો ચોખાનાં વૃક્ષ ઉગતાં નથી. ડાંગર વાવવાથીજ વૃક્ષ થાય છે, તેજ પ્રમાણે શાસ્ત્રાદિની સમસ્ત વિધિનું પાલન નહિં કરવાથી ધર્મ–પ્રાપ્તી થતી નથી.

૨૦૦. પ્રશ્નઃ " આપ બાળકોને આટલા બધા વ્હાઓ છો તેનું કારણુ શું ? "

ઉત્તરઃ " બાળકનું મન સોળ આની જેટલું પોતાના સ્વાધિનમાં હોય છે. લગ્ન થયા પછી આઠ આની જેટલું સ્રી તરફ વળે છે, બાળ બચ્ચાં થવાથી બાર આની જેટલું મન તેમના તરફ જતું રહે છે. બાકી રહેલું ચાર આની જેટલું મન માતાપિતા, માન, યશ, અહંકાર, વસ્રાભુષણુ વગેરે

તરફ વળે છે, એટલા માટેજ બાલ્યાવસ્થામાં જેનું મન ઇશ્વર પ્રત્યે વળે છે, તેને સહજમાં ઇશ્વિર—પ્રાપ્ત થાય છે. વૃધ્ધને ઇશ્વર પ્રાપ્ત થવા બહુ કઠિન છે.

૨૦૧. પોપટને ગળે કાંટલો ઉગ્યા પછી તે ભણતો નથી. બચ્ચું હોય ત્યારે તેને જે શિખવીએ તે શીખે છે. વૃદ્ધ થયે મનુષ્યનું મન સહજ રીતે ઇશ્વર તરફ વળતું નથી. બાલ્યાવસ્થામાંજ તેનું મન ઇશ્વર તરફ વળે છે.

૨૦૨. કાચો વાંસ સહજ યત્ન કરતાં વળી જાય છે. પાકો વાંસ વાળવા જતાં ભાંગી જાય છે. બાળકનું મન સહજ રીતે ઇશ્વર તરફ વાળી શકાય છે, પરંતુ વૃદ્ધાવસ્થામાં તેમ કરવા જતાં તે બીજી દિશામાં ન્હાસી જાય છે.

૨૦૩. એક શેર દુધમાં નવટાંક જળ હોય તો થોડી અગ્નિની આંચ દેતાં તેનો દુધપાક બનવી શકાય છે પરંતુ એક શેર દુધમાં પોણોશેર જળ હોય તો સહજ દુધપાક થતો નથી. તેમાંનાં જળને બાળવા માટે લાંબો વખત સુધી અગ્નિનો તાપ દેવો પડે છે. કેમે કર્યું જળ બળી રહેતું નથી. તેજ પ્રમાણે બાળકના મનમાં વિષયવાસના અતિશય ઓછી હોય છે, તેથી સહજ યત્ન કરતાંજ તેનું મન ઇશ્વર તરફ વાળી શકાય છે, પરંતુ વૃદ્ધના મનમાં અનેક વિષય—વાસના ગુંજારવ કરી રહી હોય છે તેથી તેનું મન સહજ યત્નમાં વાળી શકાતું નથી.

૨૦૪. મનુષ્યનું મન ખસખસની પોટલી જેવું છે. ખસખસની પોટલી છુટી જતાં પુનઃ તે એકત્ર કરતાં ઘણું કઠિન થઇ પડે છે તેજ પ્રમાણે મનુષ્યનું મન સંસારમાં લીપાઇ જતાં સ્થિર થવું બહુ કઠિન થઇ પડે છે. બાળકનું મન લીપાઇ જતું નથી તેથી તે સહજ યત્ન કરતાંજ સ્થિર થઇ શકે છે, પરંતુ વૃદ્ધનું સમસ્ત મન સંસારમાં લીપાઇ ગયું હોય છે તેથી તે સ્થિર થવું કઠિન છે.

૨૦૫. પ્રશ્નઃ "શું સર્વ મનુષ્યો ભગવાનનાં દર્શન કરી શકશે?"

ઉત્તરઃ "કોઇ પણ મનુષ્ય સમસ્ત દિવસ ભૂખ્યું રહેતું નથી. કોઇને સવારે નવ વાગે, કોઇને મધ્યાહ્નને બે વાગે અને કોઇને સન્ધ્યા સમયે આ-

હાર મળે છે. તેજ પ્રમાણે કોઇને આ જન્મે તો કોઇને અન્ય જન્મ–જન્માન્તરે કોઇ એક સમયે પણ સર્વ મનુષ્યોને ભગવાનનાં દર્શન થશે."

૨૦૬. પ્રશ્નઃ "ઇશ્વરદર્શન માટે કયો માર્ગ ગ્રહણ કરવો ?"

ઉત્તરઃ "તમારે માટે આર્ય ઋષિયોનો માર્ગ સનાતન પક્ષ શ્રેયસ્કર છે."

(પરમહંસદેવ પાસે સર્વ ધર્મ સમ્પ્રદાયનાં મનુષ્યો નિત્ય સમાનભાવે સત્કાર પામતાં. તેઓ હિંદુઓને માટે હિંદુધર્મ શ્રેયસ્કર કહેતા તેથી તેમને કોઇએ કોઈ પણ એક સમ્પ્રદાયના માની લેવા નહિ. સર્વ ધર્મ સમ્પ્રદાયનાં મનુષ્યોને તેઓ સ્વ-ધર્મનું પાલન કરવાનો ઉપદેશ આપતા.)

૨૦૭. પશ્ચાતાપનાં આંસુ અને આનન્દનાં આંસુ નેત્રના જૂદા જૂદા બે ખુણામાંથી વહે છે. પશ્ચાતાપનાં આંસુ નેત્ર અને નાકની વચમાંના ખુણામાંથી પડે છે અને આનંદનાં આંસુ નાક અને કાન તરફના ખુણામાંથી વહે છે.

૨૦૮. પ્રશ્નઃ "વર્તમાન સમયે જે ધર્મ પ્રચાર થાય છે તેને આપ કેવા પ્રકારનો માનો છો ?"

ઉત્તરઃ "એક મનુષ્યની આવશ્યકતા માટે એકસો મનુષ્યને નિમન્ત્રણ થાય છે. અલ્પ સાધના કરી ગુરૂગિરિ કરવા માંડે છે.

૨૦૯. પ્રશ્નઃ "સાચો ધર્મપ્રચાર કેવા પ્રકારનો હોઇ શકે ?"

ઉત્તરઃ "લોકોને ઉપદેશ કરતાં પહેલાં પોતેજ (ઇશ્વર) સાધના કરવાથી યથેષ્ટ ધર્મપ્રચાર થશે. જે મનુષ્ય પોતેજ મુક્ત થવાનો યત્ન કરે છે તેજ સાચો ધર્મ–પ્રચાર કરે છે, જે મુક્ત પુરૂષ છે તેની પાસે સેંકડો, હજારો મનુષ્યો કોણ જાણે ક્યાંથીએ જઇ પહોંચી શિક્ષા પ્રાપ્ત કરે છે. (તેને ધર્મ–પ્રચાર કરવા માટે હજારો માણસો ભેગાં કરી ધર્મોપદેશક બનવાની જરૂર રહેતી નથી, અથવા તેને મ્હોટાં મ્હોટાં વિશેષણો કે ચાંદ મેળવવાની આવશ્યકતા નથી.

પરમહંસદેવ દૃષ્ટાંતમાં કહેતા કેઃ ગુલાબનું પુષ્પ વિકસે છે એટલે તેની સુગંધ લેવા ભ્રમરો એની મેળેજ ત્યાં એકત્ર થાય છે.

૨૧૦. સ્મશાનમાં હાડકાં પડી રહ્યાં હોય છે છતાં કોઇ સમડીઓને બોલાવવા જતું નથી છતાં કોણુ જાણે ક્યાંથી સેંકડો સમડીઓ આવી ત્યાં ભેગી થાય છે.

૨૧૧. અગ્નિ બળતો જોઇ કોણ જાણે ક્યાંથી સેંકડો પતંગીઆં આવી તેના ઉપર પ્રાણ આપી દે છે. અગ્નિ કોઇ દિવસ પતંગીઆંને બોલાવવા જતો નથી. સિદ્ધ મહાત્મા પુરૂષોનો ધર્મ-પ્રચાર પણ તેવોજ સમજવો. તેઓ કોઇને બોલાવવા જતા નથી, તેમ છતાં કોણ જાણે ક્યાંથી સેંકડો, હજારો મનુષ્યો તેમની પાસે જઇ ધર્મ-શિક્ષા પ્રાપ્ત કરે છે.

૨૧૨. " કલિ કાલે બહુ લોક કીર્તન કરિબે
નાચિયે ગાહિયે શેષે નરકે જાઇબે. "

( કલિ કાલમાં ઘણાં મનુષ્યો ઇશ્વર-કીર્તન કરશે. તેઓ નાચશે, ગાશે અને અન્તે નરકમાં જશે. )

૨૧૪. જાગ્રત રહેવાથી ઘરમાં ચોરી થતી નથી.

૨૧૫. પિંજરામાંથી પક્ષી ઉડી ગયા પછી કોઇ પિંજરા ઉપર પ્રેમ રાખતું નથી. તેજ પ્રમાણે આ દેહરૂપી પિંજરામાંથી આત્મારૂપી પક્ષી ઉડી ગયા પછી કોઇ એ પિંજરા ઉપર પ્રેમ રાખશે નહિ.

૨૧૬. તેલ વિના જેમ દીપક બળતો નથી તેજ પ્રમાણે ઇશ્વર વિના મનુષ્ય જીવી શકતો નથી.

૨૧૭. વાંદરાં જેમ મદારીના ચરણ આગળ પ્રાણ સમર્પણ કરે છે તેજ પ્રમાણે મનુષ્યં સુંદરી-સ્ત્રીઓના ચરણ આગળ પ્રાણ સમર્પણ કરે છે.

૨૧૮. अमल करके करे ध्यान,
गृहि होके बताय ज्ञान;
जोगि होके कुटे भग,
तुलसि कहे ए तिनई कलिका ठग.

અર્થાત ભાંગ ગાંજા આદિની કેફ કરીને ધ્યાન ધરવું, સંસારી થઇને જગત મિથ્યા કહેવું અને યોગી થઇને સ્ત્રી-સંગ કરવો, એ ત્રણે આત્મ-પ્રવંચનાજ કહેવાય.

૨૧૯. પ્રશ્નઃ " ( ઇશ્વર ) સાધકને જ્યારે કોઇ સ્ત્રી ઘેરી લે ત્યારે શું કરવું ? "

ઉત્તરઃ " જેમ કેરીને પકડતાંજ–દબાવતાંજ–તેમાંનો ગોટલો અને છોડાં જુદાં જુદાં થઇ જાય છે તેજ પ્રમાણે ( સ્ત્રીના સપાટામાં સપડાતાં ) સાધકનું મન ઇશ્વરમાં દોડી જાય છે. માત્ર શરીર પડી રહે છે.

૨૨૦. રૂપિયા પૈસાથી દાળ, ભાત પ્રાપ્ત કરી શકાય છે; તેથી તેને શરીરનાં રક્ત, માંસ કે સ્ટેટ માની લેશો નહિ.

૨૨૧. પવન એ ચન્દન અને વિષ્ટા બન્નેની સુગંધ–દુર્ગંધને વહન કરી લઇ જાય છે, પરંતુ તેમાંના કોઇની સાથે તે મળી જતો નથી. મુક્ત પુરૂષો પણ એ પ્રમાણેજ સંસારમાં નિવાસ કરે છે, તેમ છતાં તેઓ સંસાર સાથે એકત્ર થતા નથી.

૨૨૨. સૉયમાં સૂતરનો દોરો પરોવવો હોય તો તેનો છેડો નરમ કરવો જોઇએ. મનને ઇશ્વરમાં નિમગ્ન કરવું હોય તો દીન, હીન, કંગાલ બની જાઓ.

૨૨૩. ગુરૂ ઉપદેશ પ્રાપ્ત કરી એક સાપ ઇશ્વર–પરાયણ થયો હતો. તે કોઇને કરડતો નહિ, તેમજ ભય પણ બતાવતો નહિ. તેમ થવાથી આસપાસનાં છોકરાંઓ તેને પથરા મારવા લાગ્યાં, પરંતુ ભક્ત–સાપ કોઇને કરડતો નહિં. પથરા વાગવાથી તેનું શરીર લોહીલુહાણ–અધમુવા જેવું થઇ ગયું, તેમ છતાં તેણે કોઇને કરડવાનો યત્ન કર્યો નહિ. કેટલાક દિવસ પછી ગુરૂએ આવી સાપની દુર્દશા જોઇ કહ્યું: " ભાઇ ! જ્યારે કોઇ મારવા આવે ત્યારે કરડવું નહિં પણ ફુંફાડો તો રાખવો. "

૨૨૪. જે વૃક્ષ ઉપર ફળ આવે છે તે નીચે નમી જાય છે. મ્હોટા થવાની ઇચ્છા હોય તો પ્રથમ ન્હાના થાઓ.

૨૨૫. જે ત્રાજવાનું પલ્લું ભારે વજનદાર હોય છે તે નમી જાય છે. જે પલ્લું હલકું હોય છે તે ઉંચે જાય છે. ( હલકી પ્રકૃતિના મનુષ્યોનું પણ એમજ સમજવું. )

૨૨૬. ઇશ્વર કોટીના જીવો અન્તરંગી હોય છે. જીવ કોટીનાં જીવો બાહ્યરંગી હોય છે.

૨૨૭. અમારા ચિન્તામણિના નૃત્ય–મંદિરમાં અન્ય કેટલાંએ રત્નો પડી રહ્યાં છે.

૨૨૮. સાધનાવસ્થામાં પરમહંસદેવ માતાજી પાસે પ્રાર્થના કરતા કેઃ "મા ! તું મ્હને અચલ ભક્તિ અને અટલ વિશ્વાસ (શ્રદ્ધા) આપ મા !"

૨૨૯. દિવસ તો વીતી ગયો છતાં કંઇ કર્યું નહિ. (ઇશ્વર સાધના થઇ નહિ.)

૨૩૦. ચુલે ચડાવેલી તપેલીમાં એક કાણું હોય તો તેમાંનું સર્વ જળ બહાર નીકળી જાય છે. તેજ પ્રમાણે સાધકના હૃદયમાં કિંચિત પણ આસક્તિ હોય તો સર્વ સાધના વ્યર્થ થઇ જાય છે.

૨૩૧. સાપ થઇને કરડું હું, ભૂવો થઇને ધૂણું;
અધિકારી થઇ આજ્ઞા કરૂં, સિપાઇ થઇને મ્હારૂં.

૨૩૨. તે (ઇશ્વર) ચોરને ચોરી કરવાનું કહે છે અને તેજ ગૃહસ્થને સાવચેત થવાનું કહે છે અર્થાત ઇશ્વરજ સર્વ કાર્ય કરી રહ્યો છે.

૨૩૩. સાત મનુષ્યોએ ભગવાનને માટે ગુરૂની આજ્ઞા ઉલંઘન કરી હતી. (૧) ભરત. (૨) પ્રહ્લાદ, (૩) શુકદેવ. (૪) વિભીષણ. (૫) પરશુરામ. (૬) બલિ અને (૭) ગોપીઓ.

૨૩૪. નાટકમાં બનાવટી મૃગ જણાય છે પરંતુ તેની અંદર તો મનુષ્ય હોય છે, તેજ પ્રમાણે આ સંસારમાં પણ મનુષ્યનું ખોળીઉં (શરીર) લઇ બધાં આવ્યાં છે પરંતુ કોઇની અંદર વાઘ, કોઇની અંદર રીંછ, અને કોઇની અંદર સાપ છે. (સ્વભાવને લીધેજ તેને એવી ઉપમા અપાય છે.)

૨૩૫. પ્રશ્નઃ "સન્યસ્ત ગ્રહણ કરવા માટે યોગ્ય અધિકારી કોણ કહી શકાય ?"

ઉત્તરઃ "તાડના વૃક્ષ ઉપર ચઢી હાથ પગ પહોળા કરી જે મનુષ્ય નીચે પડવા રાજી હોય તેજ મનુષ્ય સન્યસ્ત લેવા યોગ્ય."

૨૩૬. હાથમાં તેલ ચોપડી ફણુસને સુધારવું જોઇએ [ તો તેનો ચિકાશ હાથે વળગે નહિ ] તેજ પ્રમાણે જ્ઞાન-ભક્તિરૂપી તેલ ચોપડી સંસારનાં કાર્ય કરવાં.

૨૩૭. લોકોની સારી માઠી વાતોને "કાગડાના ક્રંદન સમાન" ગણવી.

૨૩૮. એક સમયે પરમહંસદેવે કહ્યું હતું કેઃ "હું સચ્ચિદાનંદરૂપ સાગરમાં જાણે મત્સ્ય હોય તેમ નિવાસ કરી રહ્યો છું."

૨૩૯. "સાપ સમ્મુખે દેડકું નાચે, તે શું નહિ પકડે તેને?
અમૃત સાગરમાં સ્નાન કરો ભાઇ, શું નહિ કેશ તમ ભીંજે?"

૨૪૦. એક સાધુ રાતદિવસ એક કાચનો કટકો હાથમાં લઇ તેને સૂર્ય સ્હામું ધરી જોતો અને હસતો. તે કાચના કટકામાંથી લાલ લીલાપીળા રંગ જોવામાં આવતા, પરંતુ તે સર્વે મિથ્યા છે તેજ પ્રમાણે આ જગત સત્ય જણાય છે ખરૂં પરંતુ તેમાંનું સર્વ મિથ્યા–ક્ષણભંગુર છે, એમ જાણીનેજ તે સાધુ હસતો.

૨૪૧. એક મનુષ્યે કહ્યું: "સ્વભાવ કદી બદલાતો નથી."

બીજાએ કહ્યું: "અગ્નિનો પ્રવેશ થતાં કોયલાનો મેલ જતો રહે છે."

પરમહંસદેવે કહ્યું: "અંગારો થતાં તેમાં કોયલાપણું રહેતું નથી. છેવટે તેની ભસ્મ થઇ જાય છે."

૨૪૨. જે વાસણમાં લસણને ઘૂંટવામાં આવે છે તે વાસણને સેંકડો વખત માંજવા છતાં લસણની દુર્ગંધ જતી નથી. "અહં, મમત્વ" પણ એવી દુષ્ટ–પાજી વસ્તુ છે. હજારો યત્ન કરવા છતાં જતું નથી.

૨૪૩. બાજીનું સોગઠું સર્વ ઘર ફરી રહ્યા વગર વચલા ખાડામાં પડતુ નથી. તમામ ઘર ફરી રહ્યા પછી જ્યારે તેની ફરજ પૂરી થઇ વચલા ખાડામાં મૂકવામાં આવે છે, ત્યારે તેને કોઇ મારી શકતું નથી. તે સોગઠું પાકુ–મુક્ત–થયું ગણાય છે. કાચું સોગઠું પાકું થતાં પહેલાં મારી શકાય છે. સંસારમાં પણ તેજ પ્રમાણે ઇશ્વર સાથે યોગ કરીને જેઓ નિવાસ કરી શકે છે તે નિરાપદ રહી શકે છે. બાકી સર્વ જીવને સર્વ સમયે વિપદની આશંકા રહે છે.

૨૪૪. પ્રશ્નઃ "અહંકાર કેવી રીતે દૂર થઇ શકે?"

ઉત્તરઃ (૧) "ડાંગર છડી ચોખા કાઢતી વખત વચમાં વચમાં લેને જોવા પડે છે કે તે તૈયાર થયા કે નાહ. જો છોડાં ફુખડી ન ગયાં હોય તો પુનઃ તેને ખાંડવા પડે છે. બરાબર ખંડાઇ રહે છે ત્યારે ચોખા તૈયાર થાય છે.

(૨) કાંટામાં વજન કરતી વખત તેનાં બન્ને પલ્લાં બરાબર છે કે નહિ તે તપાસવું પડે છે. જ્યાં સુધી બન્ને પલ્લાં બરાબર થાય નહિ ત્યાં સુધી વારંવાર તપાસ રાખવી પડે છે. (તેને સુધારવું પડે છે.)

(૩) પરમહંસદેવ પોતે પોતાની જાતને ગાળો દઇને તપાસતા કે પોતાનામાં અહંકાર ઉત્પન્ન થાય છે કે નહિ? અને વિચાર કરતા કે આ શરીર એ શું છે? હાડકાંનું પિંજરૂ અને ચામડું એમાં તો રક્ત, માંસ, પરૂ, ઇત્યાદિ અનેક નઠારી વસ્તુઓ ભરેલી છે! એને માટે આટલો બધો અહંકાર શો? ભંગી લોકો એક વખત વિષ્ટા લઇ જાય છે, પરંતુ જે શરીરમાં તેજ વિષ્ટા રાત દિવસ ભરાઇ રહે છે તે શરીરને માટે આટલો બધો અહંકાર?

૨૪૫. રાણી રાસમણિના કાલીમંદિરમાં એક સમય એક ગાંડો સાધુ આવ્યો હતો. તેને એક દિવસ આહાર મળ્યો નહિ તેમ છતાં તેણે કોઇની પાસે ખાવાનું માગ્યું નહિ. અંતે એક કૂતરાને એક એંઠી પતરાળીમાં ખાતો જોઇ તેનો કાન આગળી તે બોલ્યો કે: "તુંમ ખાતા, ઔર હમકું નહિ દેતા?" એમ કહી તેની સાથે ખાવા બેસી ગયો. ખાઇ રહ્યા પછી કાલી માતાના મંદિરમાં જઇ એવી રીતે સ્તુતિ કરી કે જેથી મંદિર કમ્પી ઉઠયું. ત્યાર પછી તે ત્યાંથી ચાલ્યો જતો હતો તે વખતે પરમહંસદેવે હૃદય મુખોપાધ્યાયને કહ્યું કે: "એની સાથે સાથે જા." હૃદય તેની સાથે દૂર ગયો એટલે સાધુએ કહ્યું: "કયોં આતા હૈ?" હૃદયે કહ્યું: "કુછ ઉપદેશ માંગતા હું." સાધુએ કહ્યું કે: "જબ એ ખાળકુંડીકા જળ ઔર ગંગાજલ એક હૈ ઐસા જ્ઞાન હોગા ઔર સરનાઇકા શબ્દ ઔર ઔર શબ્દ એક હૈ ઐસા જ્ઞાન હોગા તબ સત્ય જ્ઞાન હોગા." તેઓ કહેતા કે: એની જ્ઞાનોન્માદ અવસ્થા થઇ છે. સિદ્ધ પુરૂષો સંસારમાં બાળકવત, પિશાચવત્ અને ઉન્માદવત્ વિચરણ કરે છે.

૨૪૬. બદ્ધ-માયાવી જીવ હજારો લાત-માર ખાવા છતાં કામિની-કાંચનનો લોભ સહસા થોભાવી ભગવાનમાં મન પરોવી શકતા નથી.

૨૪૭. ગુરૂ, કૃષ્ણ અને વૈષ્ણવ, એ ત્રણની દયા-કૃપા થવી જોઇએ.

એ ત્રણમાંથી ફક્ત એકની દયા-કૃપા થાય તો જીવનું કલ્યાણ થાય નહિ.

અર્થાત્: મન ચંચળ હોય કિંવા વિષયાસક્ત હોય તો સદુપદેશ સાધુ સંગતિ વગેરે સર્વ નિષ્ફળ જાય છે.

૨૪૮. પરમહંસદેવે એક વખત એક ભક્તને "ભક્તમાળ" ગ્રન્થમાંથી અતિશયોક્તિ ભરેલાં વચનો બાદ કરી મૂળમુદ્દાનો વિષય વાંચવા કહ્યું. સાર્વભૌમિક ઉદારતાની સાકાર મૂર્તિ સ્વરૂપ ભગવાન પરમહંસદેવ સર્વ ધર્મ-સમ્પ્રદાયને ઇશ્વર પ્રાપ્તિનો એક એક માર્ગ કહી તેને માન આપતા. અને જે મનુષ્યો અથવા ગ્રન્થો પોતાના ધર્મ-સમ્પ્રદાયને શ્રેષ્ઠ કહી અન્ય ધર્મ-સમ્પ્રદાયોની નિંદા કરતા તેના ઉપર (પરમહંસદેવ) અતિ ગુસ્સે થઇ જતા.

૨૪૯. પ્રતિમા-સાકાર મૂર્તિઓમાં ઇશ્વરની ભાવના રાખવામાં આવે તોજ ઇશ્વર-પ્રાપ્તિ થશે, પણ તેને કાષ્ટ, પાષાણ, માટી વગેરે જાણવાથી કંઈ પણ ફળ મળશે નહિ.

૨૫૦. એક તાર્કિક પુરૂષે પરમહંસદેવને પૂછ્યું કે: "જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેય કોને કહેવું?" તેમણે ઉતર દીધો: "હું એટલું બધું અસંખ્ય જાણતો નથી બાપ. હું તો એક મા કાલીનેજ જાણું છું. (અર્થાત્ તેનેજ ઓળખું છું.)

૨૫૧. ભગવાન, ભક્ત અને ભાગવત એ ત્રણે એક રૂપજ છે.

૨૫૨. સર્વ મનુષ્યો પોતાની જમીનની આસપાસ ભીંતો ચણી લઇ ભાગ પાડી લે છે પરંતુ કોઇ આકાશના ભાગ પાડી શકતું નથી. એક અખણ્ડ આકાશ સર્વને મસ્તકે વિરાજી રહ્યું છે. અજ્ઞાનતાને લીધેજ પોતાના ધર્મને શ્રેષ્ઠ અને સત્ય કહે છે પણ જ્ઞાન થતાં સર્વ ધર્મની ઉપર એક અખણ્ડ સચ્ચિદાનન્દને વિરાજેલો જોઇ શકાશે.

૨૫૩. રામ, સીતા અને લક્ષ્મણ વનમાં ચાલ્યાં જતાં હતાં. રામ પ્રથમ, તેની પાછળ સીતા અને તેની પાછળ લક્ષ્મણ ચાલતા હતા. લક્ષ્મણ રામને જોવા અત્યંત વ્યાકુળ થઇ રહ્યા હતા, તેથી લક્ષ્મણે સીતાજીની પ્રાર્થના કરી. સીતાજી જરા વેગળાં ખસી ગયાં કે તુર્તજ લક્ષ્મણને રામનાં

દર્શન થયાં. તેજ પ્રમાણે બ્રહ્મ, માયા અને જીવનું સમજવું. માયા વેગળી ખસી ન જાય તો જીવ બ્રહ્મનાં દર્શન કરી શકે નહિ, અર્થાત્ બ્રહ્મ (ઇશ્વર) નાં દર્શન કરવાની ઇચ્છાવાળા મનુષ્યે પ્રથમ માયાને દૂર કરવાનો યત્ન કરવો.

૨૫૪. પ્રશ્નઃ " પ્રેમભક્તિ શી રીતે સ્થાયી થાય ? "

ઉત્તરઃ " ઘડામાં જળ ભરી તે સિંકાપર મૂકી રાખવાથી તેમાંનું જળ સુકાઇ જાય છે પરંતુ ગંગાના જળમાં તે ઘડો ડુબાવી રાખવાથી કદી પણ તેમાંનું જળ સુકાતું નથી. તેજ પ્રમાણે જે મનુષ્ય ઇશ્વરમાં નિત્ય ડુબી રહે છે તેની પ્રેમ–ભક્તિ કદી પણ સુકાતી નથી, પરંતુ એક બે દિવસ પ્રેમ–ભક્તિ કરી નિશ્ચિંત થઇ બેસી રહે છે તેની પ્રેમભક્તિ, સિંકે ટંગાવેલા જળના ઘડાની પેઠે બેચાર દિવસમાંજ સુકાઇ જાય છે."

૨૫૫. પ્રશ્નઃ " અમારૂં મન ઇશ્વરમાં સ્થિર થતું નથી તેનું કારણ શું ? "

ઉત્તરઃ " નરક ઉપર બેસનાર માખી ક્વચિત્ મિઠાઇવાળાની દુકાને તેના પેંડા બરફી ઉપર જઇ બેસે છે, પરંતુ જો કોઇ ભંગી નરકનો ટોપલો લઇને ત્યાંથી જતો જણાય છે તો તે માખી પેંડા બરફીનો ત્યાગ કરી પુનઃ તે ટોપલામાંના નરક ઉપર જઇને બેસે છે. મધમાખી મધનું પાન કરવામાંજ મસ્ત બની રહે છે તે કદી પણ બીજી વસ્તુ ઉપર જઇ બેસતી નથી.

૨૫૬. વિષયી મનુષ્યનું મન છાણના કીડા જેવું હોય છે. છાણનો કીડો હમેશાં છાણમાંજ રહે છે. છાણ સિવાય તેને બીજુ સારૂં લાગતું નથી. કોઇ તેને બળપૂર્વક કમળ પુષ્પમાં મૂકી આપે તો તે તડફડાટ કરી મરણ પામે. તેજ પ્રમાણે વિષયી મનુષ્યોના મનને વિષય સિવાય અન્ય કશું સારૂં લાગતું નથી.

૨૫૭. પ્રશ્નઃ " સાધનાની ગતિના પ્રકાર કેટલા ? "

ઉત્તરઃ " સાધનાની ગતિના ત્રણ પ્રકાર છે. (૧) પક્ષિગતિ. (૨) વાનર ગતિ અને (૩) પિપીલિકા ગતિ.

પક્ષિગતિઃ વૃક્ષ ઉપર ફળ ઝુલતાં તે નીચે પડી જાય છે. પક્ષી તેને ચાંચમાં લઇ ઉડી શકતું નથી.

વાનર ગતિઃ વાનર મુખમાં ફળ લઇ કુદવા જતાંજ તેના મુખમાંથી ફળ પડી જાય છે. પિપીલિકાગતિઃ ( એટલે કીડીના જેવી ગતિ. ) કીડી આહારની વસ્તુ પાસે ધીમે ધીમે જાય છે, અને તે મ્હોમાં લઇ ધીમે ધીમે તેનો ઉપભોગ કરે છે. કીડીના જેવી સાધના શ્રેષ્ઠ કહેવાય છે. તેમ કરવાથી લાભ અને ઉપભોગનો નિશ્ચય થાય છે.

૨૫૮. પ્રશ્નઃ " નિર્લિપ્ત સંસારી ( ગ્રહસ્થાશ્રમી ) કેવા પ્રકારનો હોય છે ? "

ઉત્તરઃ " જેમ કમળ પત્ર ઉપર જળબિંદુ અને કાદવમાંનું માછલું. "

૨૫૯. પ્રશ્નઃ " ધર્મ ખરાબ થઇ જવાનું કારણ શું ? "

ઉત્તરઃ " જેમ વર્ષાદનું જળ સ્વચ્છ અને નિર્મળ હોય છે છતાં નેવાં અને નળમાં થઇને પૃથ્વી ઉપર પડતાં તે મેલું અને અસ્વચ્છ થાય છે તેમ.

૨૬૦. પ્રશ્નઃ " જીવાત્મા અને પરમાત્માનો યોગ કેવે પ્રકારે થાય ? "

ઉત્તરઃ " જેમ મધ્યાહ્ન સમયે ઘડીઆળના બે કાંટા એક સરખા થાય છે તેજ પ્રમાણે. "

૧. પ્રશ્નઃ " વૈરાગ્ય–સાધના કેવી રીતે કરવી ? "

ઉત્તરઃ " એક સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કેઃ " મ્હારો ભાઇ સન્યાસી થવાનો છે. ઘણા દિવસથી તે સન્યાસી થવા માટેની તૈયારી કરી રહ્યો છે. " પતિએ ઉત્તર દીધોઃ " જા, જા, ગાંડી ! તે કદીપણ સન્યાસી થઇ શકશે નહિ. અગાડીથી તૈયારી કરી રાખવાથી સન્યાસી થવાતું નથી. " સ્ત્રીએ કહ્યુંઃ " ત્યારે કેવી રીતે થઇ શકાય ? " પતિએ કહ્યુંઃ " ત્હારે જોવું છે ? " એમ કહી તુર્તજ વસ્ત્રો દૂર ફેંકી દઇ તેને "માતા" કહી ઘરમાંથી ચાલ્યો ગયો. તે પુનઃ પાછો ફર્યો નહિં.

૨૬૨. પ્રશ્નઃ " વૈરાગ્ય કેટલા પ્રકારનો છે ? "

ઉત્તરઃ " સાધારણ રીતે બે પ્રકારનો. એક તીવ્ર અને બીજો મધ્યમ. તીવ્ર વૈરાગ્ય એને કહે છે કે જેમ રાતોરાત નહેર ખોદી તળાવમાં જળ લાવવામાં આવે તેમ. મધ્યમ વૈરાગ્ય એને કહે છે કેઃ થાય છે. બને છે. ક્યારે ત્યાગી થવાશે તેનો નિશ્ચયજ નહિ. "

૨૬૩. પ્રશ્નઃ "સંસારાસક્ત લોકોને કેવા પ્રકારના કહી શકાય?"

ઉત્તરઃ "સંસારાસક્ત લોકોને "પાળેલા નોળિયા" જેવા કહી શકાય. જે લોકો નોળિયો પાળે છે તેઓ ભીંત ઉપર એક લુગડાની કોથળી અથવા ઘડો ટંગાળી રાખે છે, અને નોળિયાના ગળામાં એક દોરી બાંધી તે દોરીને છેડે એક ઇંટ બાંધી રાખે છે. નોળિયો ઘડીમાં કોથળીમાં કિંવા ઘડામાં ભરાઇ જાય છે અને વળી પાછો બહાર નીકળી આમ તેમ ફરતો ફરે છે, પરંતુ ભય પામતાં કિંવા કોઇએ ડચકારો કરતાં તે દોડનો વાસણમાં કિંવા ઘડામાં ભરાઇ જાય છે, તેમ છતાં તેમાં તે લાંબો વખત રહી શકતો નથી. તેના ગળાની દોરી સાથે ઇંટ બાંધેલી હોય છે તેના વજનને લીધે તે પુનઃ બહાર આવતો રહે છે. સંસારી લોકો પણ એજ પ્રમાણે દુઃખ કષ્ટમાં પડતાંજ અનેક સમય ઉચ્ચ (ઇશ્વર)નો આશ્રય લે છે, પરંતુ અધિક ક્ષણ તે પ્રમાણે રહી શકતા નથી. સંસાર (ગૃહસ્થાશ્રમ) રૂપી ઇંટના ભારથી તેઓ પુનઃ માયામાં આવી પડે છે, અને સંસારમાં લિપ્ત થઇ જાય છે.

૨૬૪. જેમ કેટલીક જાતના માછલાં જાળમાં સપડાયા પછી ન્હાસી જવાનો યત્ન કરતા નથી, તે જાળમાં પડ્યાંજ રહે છે, કેટલીક જાતનાં માછલાં જાળમાંથી ન્હાસી જવાને માટે તડફડાટ કરી મૂકે છે પરંતુ ન્હાસી જઇ શક્તાં નથી. પણ કેટલીક જાતનાં માછલાં તો જાળને કરડી તોડી તેમાંથી ન્હાસી જાય છે. તેજ પ્રમાણે આ સંસારમાં ત્રણ પ્રકારના જીવાત્માઓ હોય છે. બદ્ધ, મુમુક્ષુ અને મુક્ત.

૨૬૫. ધ્રુવ અને પ્રહ્‌લાદ એ બન્ને ભક્તો, પ્રાતઃકાળમાં વલોવેલા માખણ જેવા ઉત્કૃષ્ટ હતા. મધ્યાહ્‌ને કે સાયંકાલે વલોવેલું માખણ તેવું ઉત્તમ હોતું નથી. તેજ પ્રમાણે મ્હોટી વયે સાધના કરવાથી અતિ પવિત્ર થઇ શકાતું નથી.

૨૬૬. પ્રશ્નઃ "ઇશ્વર ક્યાં છે? તે શી રીતે પ્રાપ્ત થઇ શકે?"

ઉત્તરઃ "સમુદ્રમાં રત્ન છે. યત્ન કરવો જોઇએ. યત્ન કરવાથી રત્ન મળે છે. સંસારમાં ઇશ્વર છે. તેને પ્રાપ્ત કરવા સાધના કરવી જોઇએ.

૨૬૭. પ્રશ્ન "આ દેહમાં ઇશ્વર કેવી રીતે રહે છે?"

ઉત્તરઃ "પિચકારીની વચમાં દાંડો હોય છે તે પ્રમાણે, આ દેહમાં તે

નિરાળોજ (જૂદોજ) રહે છે.”

૨૬૮. ભગવાનનું નામ સ્મરણ થતાંજ જેને શરીરે રોમાંચ થાય અને જેના નેત્રમાંથી આંસુની ધારા પડે તેજ પોતાનો છેલ્લો જન્મ સમજી શકશે.

૨૬૯. પતંગ લડાવતાં ભાગ્યેજ કોઇનો કપાય છે. જેટલા માણસો સાધના કરે છે તે બધાજ કાંઇ સિદ્ધ થતા નથી.

૨૭૦. પ્રશ્ન: “પ્રેમ ભક્તિનું સ્વરૂપ શું?”

ઉત્તર: “પ્રેમ ભક્તિ કરનાર સાધક ઇશ્વરને પોતાના પ્રિય-આત્મીય-જેવા જાણે છે. જેમ ગોપીકાઓ શ્રીકૃષ્ણને ગોપીનાથ કહેતી. જગન્નાથ કહેતી નથી.

૨૭૧. પ્રશ્ન: “ઘણીએ ધર્મકથા સાંભળી પરંતુ (અમારા મન ઉપર તેની) કશી અસર થઇ નહિં તેનું કારણ શું?”

ઉત્તર: “વહેળાનું જળ એક દિશામાંથી આવી બીજી દિશામાં વહી જાય છે તેજ પ્રમાણે એક કાને ધર્મકથા સાંભળી અને બીજે કાને નીકળી ગઇ.”

૨૭૨. પ્રશ્ન: “સાત્ત્વિક, રાજસિક અને તામસિક પૂજાના પ્રકાર કહો.”

ઉત્તર: “એક મનુષ્ય અંતઃકરણ પૂર્વક દેવી પૂજા કરે છે. પરંતુ તે લોકોને બતાવવા ધામધૂમ કરતો નથી, અને બીજો એક મનુષ્ય, મકાન રંગાવી હાંડી તખ્તા ટંકાવી ખુબ ધામધૂમથી દેવી પૂજા કરે છે. તે નાચ કરાવે છે, વાજાં વગડાવે છે, પ્રસાદ પણ ખુબ ધરાવે છે, અને વળી એક ત્રીજો મનુષ્ય બકરાનું બલિદાન આપે છે, મદ્યમાંસ અને નાચ-ગાનમાં મસ્ત રહે છે. પ્રથમ મનુષ્યની પૂજા સાત્વિક, બીજાની રાજસિક અને ત્રીજાની તામસિક કહેવાશે.”

૨૭૩. પ્રશ્ન: “વિરક્ત-વૈરાગી પુરૂષો કેવા હોય છે?”

ઉત્તર: “જે મનુષ્ય માતા, પિતા કિંવા સ્ત્રી સાથે તકરાર-ટંટો કરી ઘર છોડી ન્હાસી જાય તે વિરક્ત-વૈરાગી કહેવાય. તે માત્ર બે દિવસનો વૈરાગી જાણવો. દૂર દેશાવરમાં નોકરી મળતાંજ તેનો વૈરાગ્ય ન્હાસી જાય છે. નોકરી કરતાં કરતાં તે ધીમે ધીમે ઘરમાં નિવાસ કરવા પાછો આવે છે,

૨૭૪. પ્રશ્ન: “એકાએક કંઇક સિદ્ધિ મળે કે નહિં?”

ઉત્તર: " જે નિત્ય ઘેર ઉચ્ચ વિદ્યા ભણે તે હાઇકૉર્ટનો જડજ દ્વારિક મિત્ર થઇ શકે, તે નહિં તો અનાહારી મેજીસ્ટ્રેટ, પણ કોઇ એકદમ હાઇ-કૉર્ટનો જડજ થઈ શકતો નથી. અનેક પરિશ્રમ કર્યા પછી દ્વારિક મિત્ર થઇ શકે છે.

૨૭૫. પ્રશ્ન: "ઉત્તમ ભક્તિ કોને કહે ?"

ઉત્તર: " હાથ ઉંચા કરી પ્રભુનામ સ્મરણ કરતાં નૃત્ય કરવું એજ ઉત્તમ ભક્તિ."

૨૭૬. જેવી ભાવના તેવી પ્રાપ્તિ. ભગવાન કલ્પતરૂ છે. જે મનુષ્ય તેની પાસે જે વસ્તુની પ્રાર્થના કરશે તેને તે વસ્તુ પ્રાપ્ત થશે. ગરીબનો પુત્ર વિદ્યા ભણી હાઇ કૉર્ટનો જડજ બની કહે છે: "હું અતિ આનંદમાં છું." ભગવાન પણ તે વખતે કહે છે કે: "તું અતિ આનંદમાંજ રહે છે." પણ જ્યારે પેન્સન લઇ ઘેર આવે છે ત્યારે તે સમજી શકે છે કે: " મ્હેં આ જીવનમાં શું કર્યું ?" તે વખતે ભગવાન પણ કહે છે કે: " સત્ય છે. ત્હેં શું કર્યું છે ?"

૨૭૭. પ્રશ્ન: " આપની સ્ત્રી સાથે ઘર–સંસાર કેમ માંડતા નથી ?"

ઉત્તર: " કાર્તિકે એક દિવસ બિલાડીને આંગળાનાં નખ વડેજ પકડી રાખી હતી. બીજે દિવસે તેણે પોતાની માતાને ગાલે નખનો ડાઘ જોઇ કહ્યું: " મા ! તમારે ગાલે નખનો ડાઘ કેવો ?" જગજ્જનનીએ કહ્યું: " ભાઇ ! એ ત્હારા નખનોજ ડાઘ છે !" કાર્તિકે પૂછ્યું " મ્હારા નખનો ડાઘ તમારે ગાલે શી રીતે પડયો ?" માએ કહ્યું: " ભાઇ ! કાલે તેં એક બિલાડીને નખવડે પકડી હતી, તે શું તું ભૂલી ગયો ?" કાર્તિકે કહ્યું: " બિલાડીને પકડી તેમાં તમારે ગાલે ડાઘ શા માટે ?" માએ કહ્યું: " ભાઇ ! આ જગત્માં મ્હારા વિનાનો કોઈ જીવ–જન્તુ છેજ નહિ. તું ગમે તેને આઘાત કરશે તો પણ તેથી મ્હનેજ આઘાત્ થશે." એ સાંભળી કાર્તિક વિસ્મય પામ્યો અને પ્રતિજ્ઞા કરી કે: " આ જીવનમાં લગ્ન કરવું નહિ." તે કોની સાથે લગ્ન કરે ? જે કન્યા સાથે લગ્ન કરવાનાં હોય તે તો તેની "માતા" થાય. સર્વત્ર માતૃજ્ઞાન થવાથી તે લગ્ન કરી શક્યો નહિ. ( પરમહંસદેવે

પ્રશ્ન કરનારને કહ્યું: ) "મ્હારી પણ એવીજ દશા છે. હું સ્ત્રી માત્રને માતા જાણું છું."

૨૭૮. જેને માછલાં પકડવાનું ગમે છે તે સાંભળે છે કે અમુક તળાવમાં મ્હોટાં મ્હોટાં માછલાં છે ત્યારે જે માણસોએ તે તળાવમાંથી મ્હોટાં માછલાં પકડેલાં હોય છે તેની પાસે પ્રથમ જાય છે, અને તેને પૂછે છે કે તે તળાવમાં મ્હોટાં માછલાં છે કે નહિ ? જો હોય તો તેને કેવું ખાવાનું મૂકવું પડે છે તથા ગલ કયા પ્રકારનો હોવો જોઇએ વગેરે. પછી તેટલી વસ્તુઓ લઇ જઈ મ્હોટાં માછલાં પકડવા જાય છે. માછલાં પકડવા જતાં તુર્તજ કાંઇ માછલું પકડી શકાતું નથી. તલાવમાં ગલ નાંખી થોડીવાર બેસી રહેવું પડે છે, ત્યાર પછી દોરી હાલતી જણાય છે. લાકડી ઉંચી કરી જોતાં ગલમાં કંઈ ભરાયું હોય તેમ વજન જણાય છે, ત્યાર પછી માછલું પકડાય છે. ધર્મ–રાજ્યમાં પણ એવુંજ છે. મહાત્માઓના વચન ઉપર વિશ્વાસ રાખી, ભક્તિરૂપી આહાર નાંખી,મનરૂપી દોરડીમાં પ્રાણરૂપી ગલ મૂકી પ્રભુ નામ સ્મરણરૂપી કાંટા તરફ ધ્યાન રાખી બેસી રહેવું.

૨૭૯. માછલાં ગમે તેટલાં વેગળાં કેમ ન હોય, સારો સારો આહાર નાંખતાંજ તેઓ જેમ દોડી આવે છે, તેજ પ્રમાણે ભગવાન પણ વિશ્વાસુ ભક્તોના હૃદયમાં સત્વર પ્રકટ થાય છે.

૨૮૦. જેને ભૂત વળગ્યું હોય છે તે જો જાણવા પામે કે મ્હને ભૂત વળગ્યું છે તો ભૂત તેનાથી ન્હાસી જાય છે. તેજ પ્રમાણે માયાવડે સપડાયલા જીવો જાણવા પામે કે અમને માયાએ સપડાવી રાખ્યા છે તો તેમની પાસેથી માયા ન્હાસી જાય.

૨૮૧. દરાજને જેમ જેમ ખંજવાળશો તેમ તેમ વિશેષ ખંજવાળવાનું મન થશે, અને તેમાંજ સુખ જણાશે. તેજ પ્રમાણે ભક્તો પણ ભગવાનના ગુણકીર્તન કરી કદી પણ પરિતૃપ્ત થતા નથી.

૨૮૨. દરાજને વિશેષ ખંજવાળવાથી સુખ જણાય છે ખરૂં પણ પાછલથી તેમાં લાહ્ય બળે છે, તે વખતે મનુષ્ય અસ્થિર થઇ જાય છે. સંસાર પણ તેવોજ છે. [ વિષયી લોકોને ] પ્રથમ ઘણું સુખ જણાય છે, પણ પાછળથી તે અનેક પ્રકારની દુઃખની જ્વાળાઓવડે જીવને અસ્થિર કરી મુકે છે.

૨૮૩. જે સરસવના દાણા લઇને ભૂત કાઢવામાં આવે છે તે દાણામાંજ તુરત ભરાઇ જાય છે તેમાંથી ભૂત નીકળે શી રીતે? અર્થાત્ જે મનવડે સાધના કરવાની છે તેજ મન જો વિષયાસક્ત થઇ પડે તો પછી સાધના થવી અસમ્ભવ. મનમાંથી વિષયાસક્તિરૂપી ભૂત નીકળવું જોઇએ.

૨૮૪. જળમાં નૌકા રહે તેની ચિન્તા નહિ, પણ નૌકામાં જળ ન રહેવું જોઇએ. સાધક સંસારમાં રહે તેની ચિન્તા નહિ પણ સાધકના મનમાં સંસાર ન રહેવો જોઇએ.

૨૮૫. ગુરૂને જે સાધારણ મનુષ્ય જેવા જાણે છે તેનું સાધન—ભજન શું કરી શકશે?

૨૮૭. મન અને મુખને એક કરવું એજ સાચું સાધન છે. નહિ તો મુખેથી કહીએ કે: તમે (ઇશ્વર) જ મ્હારૂં સર્વસ્વ છો પરંતુ મન તો વિષયનેજ સર્વસ્વ માની બેઠું હોય છે. એવા મનુષ્યોની સર્વ સાધના નિષ્ફળ સમજવી.

૨૮૭. એક સ્થાનની આસપાસ ભીંતો ચણી લેવામાં આવી હતી. તેથી તેમાંની વસ્તુ બહારનું કોઇ જોઇ શકતું નહિ. એક દિવસ ચાર મનુષ્યોએ નિશ્ચય કર્યો કે: નિસરણી મુકી ભીંત ઉપર ચઢી વચલી જગ્યામાં શું છે તે જોઈ લેવું; એક જણે નિસરણી ઉપર ચઢી જગ્યામાં જોયું કે તુર્તજ તે ખડખડાટ હસતો હસતો અંદરની જગ્યામાં કુદી પડ્યો. બીજાએ નિસરણી પર ચઢ્યા પછી જગ્યામાં જોયું ખરૂં પણ કાંઇ સમજણ પડી નહિ, તેથી તે પણ હસતો હસતો જગ્યામાં કુદી પડ્યો. ત્યાર પછી ત્રીજો પણ નિસરણી ઉપર ચઢ્યા પછી કાંઇ પણ સમજ્યા વગરજ હસતો હસતો અંદર કૂદી પડ્યો. ચોથા મનુષ્યે નિસરણી ઉપર ચઢી વચમાં ઉગેલા સુંદર બગિચાની અપૂર્વ શોભા જોઇ અને સર્વના ઉપભોગની દિવ્ય વસ્તુઓ જોઇ. તે પછી તે વસ્તુઓનો પોતે એકલા ઉપભોગ નહિ કરતાં ચારે જણે સાથે મળી ઉપભોગ કરવાની ઇચ્છાથી અંદર ઉતરી પ્રથમ ઉતરેલા ત્રણમાંથી જેને દીઠો તેને તે સ્થળની ઉત્તમતા અને ફળોની ઉપભોગિતા જણાવવા લાગ્યો. બ્રહ્મ એ પણ એવીજ વસ્તુ છે. તેને જેઓ જોઇ શકે છે તે આનંદ ભરેલે ચિત્તે, હસતાં

હસતાં તેમાં લીન થઇ જાય છે, પરંતુ જેઓ ત્યાંથી પાછા આવી અન્ય જનોને ખબર આપે છે અને બીજા પાંચ માણસોને સાથે લઇ જઇ બ્રહ્મ-સાગરમાં નિમગ્ન થાય છે તેઓજ વિશેષ શક્તિમાન મહાપુરૂષ કહી શકાશે.

૨૮૮. શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ભક્તિ એ બન્ને એકજ.

૨૮૯. બાળકો જેમ પૈસાને માટે માતાની પાસે હઠ કરે છે, તે ક્વચિત્ રડે છે, ક્વચિત્ મારે છે, તેજ પ્રમાણે ઇશ્વરને પોતાનોજ (પિતા) જાણી તેનાં દર્શન કરવા માટે જેઓ સરલ બાળકની પેઠે વ્યાકુળ ચિતવડે અશ્રુપાત કરશે તેને ભગવાન દર્શન દીધા વિના રહેશે નહિ.

૨૯૦. પ્રાર્થના કરવાની રીત પ્રમાણે પ્રાર્થના કરો. તેમ કર્યાથી ભગવાન દર્શન દીધા વિના રહેશે નહિ.

૨૯૧. જમીનદાર ગમે તેવો મ્હોટો શ્રીમંત હશે તોપણ તેનો ખેડુત તેને સામાન્ય વસ્તુની ભેટ આપે છે તે જેમ પ્રેમપૂર્વક ગ્રહણ કરે છે તેજ પ્રમાણે ઇશ્વર મહાન હોવા છતાં પણ મનુષ્યની તુચ્છ–સામાન્ય–કિંચિત્ ભેટ પણ તે પ્રેમપૂર્વક ગ્રહણ કરશે.

૨૯૨. જે સમયે શ્રીરામચન્દ્રજીનો જન્મ થયો હતો તે વખતે માત્ર સાત ઋષિયો તેમને ઓળખી શક્યા હતા. તેજ પ્રમાણે ભગવાન જ્યારે અવતાર ગ્રહણ કરે છે (જન્મે છે) ત્યારે સર્વ મનુષ્યો તેમને ઓળખી શકતાં નથી.

૨૯૩. જેમ ઘણ્ટનો સ્વર જેટલી ક્ષણ પર્યંત સંભળાય છે ત્યાં સુધી તે સાકાર અને ત્યાર પછી તે નિરાકાર થાય છે, તેજ પ્રમાણે બ્રહ્મ પણ સાકાર અને નિરાકાર છે.

૨૯૪. જેમ લાકડાનું સીતાફળ અને માટીનો હાથી જોતાં સાચા હાથીની અને સાચાં સીતાફળની કલ્પના થાય છે, તેજ પ્રમાણે મૂર્તિનાં દર્શન કરવાથી ઇશ્વરનું જ્ઞાન થાય છે.

૨૯૫. એક સમયે પરમહંસદેવે કેશવચન્દ્રસેનને (જેઓ બ્રાહ્મ ધર્મના નેતા હતા તેમને) કહ્યું હતું કેઃ "મૂર્તિ જોતાં તમારા મનમાં માટી, કાષ્ટની

ધારણા શામાટે થાય છે? શામાટે તમારા મનમાં સચ્ચિદાનન્દમયી માતા (કાળી)ની ધારણા થતી નથી?"

૨૯૬. જેમ પ્રથમ મ્હોટા અક્ષરો ઘૂંટવાનો અભ્યાસ થયા પછી આગળ જતાં ઝીણા અક્ષરો કાઢી શકાય છે તેજ પ્રમાણે પ્રથમ સાકારમાં ચિત્ત ચોંટે તો પછી નિરાકારનું સહેલાઇથી ધ્યાન થઇ શકે છે.

૨૯૭. જેમ બાણ મારતાં શીખતી વખત પ્રથમ મ્હોટી વસ્તુ ઉપર બાણ મારવાનો અભ્યાસ કરવો પડે છે ત્યાર પછી સૂક્ષ્મ વસ્તુ ઉપર પણ બાણ મારી શકાય છે. તેજ પ્રમાણે પ્રથમ સાકાર મૂર્તિ ઉપર મન સ્થિર થયા પછી નિરાકાર મૂર્તિ ઉપર સહજે મન સ્થિર કરી શકાય છે.

૨૯૮. જેમ એકજ સાકરની ભિન્ન ભિન્ન મિષ્ટાન્ન તૈયાર થઇ શકે છે તેજ પ્રમાણે એક ઇશ્વર ભિન્ન ભિન્ન રૂપે ભિન્ન ભિન્ન દેશમાં પૂજાય છે.

૨૯૯. જેમ (કલકત્તામાં) કાલીઘાટસ્થિત કાલીમંદિરમાં પ્રવેશ કરવા માટે અનેક માર્ગ છે તેજ પ્રમાણે ભગવાનના મંદિરમાં પણ અનેક માર્ગે થઇને પ્રવેશ કરી શકાય છે. પ્રત્યેક ધર્મે ભગવાનના મંદિરમાં (ઘરમાં) પ્રવેશ કરવાનો એક એક માર્ગ બતાવ્યો છે.

૩૦૦. જેમ એકજ સોનાની લગડીમાંથી અનેક પ્રકારનાં ઘરેણાં ઘડાવી શકાય છે. જોકે ઘરેણાં જૂદા જૂદા પ્રકારનાં હોવા છતાં પણ સોનું તો એકજ હોય છે તેજ પ્રમાણે ઇશ્વર ભિન્ન પ્રકારે (મૂર્તિયો દ્વારા) ભિન્ન ભિન્ન દેશમાં ભિન્ન ભિન્ન નામથી અને ભાવનાથી પૂજાય છે છતાં સર્વ (મૂર્તિયો)ની અંદર તેજ એક ઇશ્વર વિદ્યમાન છે.

૩૦૧. એક શિષ્યની કાપડની દુકાન હતી. ગુરૂજીને એક પુસ્તક બાંધવા માટે છીંટના એક કટકાની આવશ્યકતા પડી. ગુરૂએ શિષ્યની પાસે જઇ પોતાની ઇચ્છા જણાવી. શિષ્યે ઉત્તર દીધોઃ "જો થોડા દિવસ પહેલાં કહ્યું હોતતો કેવું સારૂં થાત. એક કટકો છીંટ હતી તે અમુક માણસને આપી દીધી. હવે શું કરવું?" વગેરે નાના પ્રકારનાં બ્હાનાં કાઢવા લાગ્યો. છેવટે બોલ્યો કેઃ "હવેથી કટકો પડતાં આપને માટે રાખી મુકીશ. આપ પ્રસંગોપાત આવી ખબર કાઢતા રહેજો." શિષ્યના ઉત્તરથી ગુરૂ રાજી થઇ ગયા.

શિષ્યની પત્ની ઘરમાં બેઠી બેઠી બધું સાંભળતી હતી. ગુરૂ દેવને પાછા જતા જોઇ તેમણે નોકર દ્વારા ગુરૂને ઘરમાં બોલાવી મંગાવ્યા. ગુરૂએ ઘરમાં પ્રવેશ કર્યો. સ્ત્રીએ કહ્યું: " શેઠની પાસે આપ શી વસ્તુ માંગતા હતા ?" ગુરૂએ સર્વ વાત કહી સંભળાવી. સ્ત્રીએ કહ્યું: " હમણાં તો આપ પધારો. આવતી-કાલે આપને ઘેર છીંટ મોકલી દઇશ." ગુરૂ તથાસ્તુ કહી વિદાય થયા. રાત્રે શિષ્ય કાન બંધ કરી ઘેર આવ્યો ત્યારે સ્ત્રીએ કહ્યું: "તમે દુકાન બંધ કરીને આવ્યા છો કે ?" શિષ્યે કહ્યું: " હા, કેમ ? સ્ત્રીએ કહ્યું: " તમે હમણાંજ દુકાને જાઇ મ્હારે માટે બે કટકા સારી છીંટ લઇ આવો." શિષ્યે ઉત્તર દીધો: " આવતી કાલે બહુ સારી છીંટ લાવી આપીશ." સ્ત્રીએ કહ્યું: " ના, ના, હમણાંજ જઇને લઇ આવો. " શિષ્યે કહ્યું." હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે: "કાલે જરૂર સારી છીંટલને લાવી આપીશ." સ્ત્રીએ કહ્યું: "ના, ના, મ્હને હમણાં ને હમણાંજ જોઇએ છે. લાવી આપો." શિષ્ય બિચારો શું કરે ? આ કાંઇ ગુરૂ મહારાજ નથી કે પ્રસંગોપાત આવી દુકાને ખબર કાઢી જાય. એ તો ગુરૂનો ગુરૂ મહાગુરૂ (સ્ત્રી) હતી. એની માંગણી પાછી ઠેલાય તેમ નહતું. તેથી બિચારો રાત્રેજ દુકાને જઇ બે મ્હોટા કટકા છીંટના લઈ આવ્યો. સ્ત્રીએ બિજે દિવસે ગુરૂ મહારાજને છીંટના કટકા મોકલી આપ્યા અને કહાવ્યું કે: "આપને જે કાંઇ વસ્તુ જોઇએ તે મ્હને કહેજો."

૩૦૨, એક બ્રાહ્મણ એક બગિચો તૈયાર કરતો હતો. તે રાત દિવસ બગિચાનાં વૃક્ષોની સંભાળ રાખતો. એક દિવસ એક ગાય આવી બ્રાહ્મણનું એક વૃક્ષ ખાવા લાગી. તે જોઇ બ્રાહ્મણે ક્રોધાંધ થઇ ગાયને મુકકો માર માર્યો, તેથી ગાય મરણ પામી, સર્વ મનુષ્યો તેને ગોહત્યાનું પાપ લાગ્યું એમ કહેવા લાગ્યાં પરન્તુ બ્રાહ્મણ પોતાનો દોષ કબુલ કરતો નહતો. તે કહેતો કે: " મ્હારો દોષ શો ? મ્હેં ગોહત્યા કરી નથી. મ્હારા હાથે તેને મારી છે. તેથી હાથના દેવતા ઇન્દ્રે એ કાર્ય કર્યું છે. તેથી ગોહત્યાને માટે જો કાંઈ પાપ થયું હોય તો તે ઈન્દ્રને લાગવું જોઇએ. મ્હારો દોષ શો ?" ઇન્દ્રે જાણ્યું કે: આ તો મહા વિપતિ ! તેમણે બ્રાહ્મણને શિખામણ આપવા માટે બ્રાહ્મણનો વેશ ધારણ કરી બગિચામાં ગયા. બ્રાહ્મણને કહ્યું: " આ બગિચો કોનો છે ભાઇ ?"

બ્રાહ્મણ: "મ્હારો."

ઇન્દ્ર: "બગિચો બહુ સારો છે. માળી પણ ઘણો સારો હોવો જોઇએ. જૂવોની! વૃક્ષલત્તાની કેવી સુન્દર ગોઠવણુ કરી છે?"

બ્રાહ્મણ: "મહારાજ! એ બધાં વૃક્ષ મ્હેં જાતે ઉભા રહી રોપાવ્યાં છે."

ઇન્દ્ર: "આપ કહો છો તે સત્ય હશે. બગિચાના રસ્તા પણ બહુ સુન્દર બનાવ્યા છે. તે બધા કોણે બનાવ્યા વારૂં?"

બ્રાહ્મણ: "તે પણ મ્હારા બનાવેલા છે મહારાજ."

ઇન્દ્ર: "આપ કહો છો તે સત્ય હશે. આ બધી આપની રચના છે પણ માત્ર ગાય મારવા માટેજ ઇન્દ્રદેવ અહિ પધાર્યા હશે ખરૂં કે?"

૩૦૩. એક ચોર રાજમહેલમાં ચોરી કરવા ગયો હતો. રાજા રાણીને કહેતો હતો કે: કાલે ગંગા કિનારે જેટલા સાધુ બેઠા છે તેમાંથી એક સાધુને બોલાવી લાવી તેની સાથે રાજકન્યાનાં લગ્ન કરી દઇશ. એ સાંભળી ચોર વિચારવા લાગ્યો કે: "હું પણ ત્યાં જઇ સાધુ બની બેસું તો કેમ? મ્હને કહેશે તો રાજકન્યા સાથે પરણવા તૈયાર થઈ જઇશ." બીજે દિવસે તે ગંગા કિનારે જઈ સાધુ બની ગયો. એક દિવસ રાજાનાં માણસોએ આવી ત્યાં બેઠેલા સાધુઓને રાજકન્યા પરણવાની પ્રાર્થના કરી પણ સર્વેએ ના કહી. છેવટે રાજાનાં માણસોએ પેલા વેશધારી ચોર સાધુને પુછ્યું. તેણે એકદમ હા નહી નહિ પણ ગુપચુપ બેસી રહ્યો. રાજાનાં માણસોએ જઇ રાજાને કહ્યું કે: "એક યુવક સાધુ છે તે રાજી હોવા છતાં પણ હા કહેતો નથી. બીજા સાધુઓ તો પરણવાની ના પાડે છે." એ સાંભળી રાજા ચોર–યુવક પાસે ગયો. તેણે અનેક પ્રકારે તેને મનાવવા માંડયો; પરંતુ રાજાને સ્હામે બેઠેલો જોઇ ચોરનું મન બદલાઇ ગયું. તેણે વિચાર્યું કે: "મ્હેં ફકત સાધુનો વેશ કર્યો છે એટલામાં મ્હારી પાસે આવી રાજા આટલા બધા કાલાવાલા કરે છે તો પછી હું કદાચ સાચો સાધુ બની જઇશ તો મ્હારી કેવી ઉચ્ચ સ્થિતિ થશે?" અને રાજકન્યા સાથે લગ્ન નહિં કરતાં સાચો સાધુ શી રીતે થવાય તે માટે યત્ન કરવા લાગ્યો. થોડી ક્ષણ સુધી સાધુઓની સંગતિમાં બેસવાથી ચોરનું મન આ પ્રમાણે બદલાઇ ગયું. સત્સંગનો મહિમા વર્ણવી શકાય એમ નથી.

૩૦૪. એક સમય નારદજીના મનમાં અભિમાન થયું કેઃ મ્હારા સમાન ( ભગવાનનો ) ભક્ત બીજો કોઇ છેજ નહિ. ભગવાન તે જાણી શક્યા તેથી એક દિવસ નારદજીને સાથે લઇ ફરવા નિકળ્યા. થોડે દૂર ગયા પછી નારદે જોયું કેઃ એક બ્રાહ્મણની કમ્મરે તલવાર લટકે છે છતાં તે સુકું ઘાસ ખાય છે. નારદ સમજી શક્યા કેઃ તે પરમ વૈષ્ણવ છે. અહિંસા એજ તેનો ધર્મ છે માટેજ તે લીલા ઘાસમાં જીવાત્મા હોવાથી સુકું ઘાસ ખાય છે. પરંતુ એવા વૈષ્ણવની કમ્મરે તરવાર કેવી ? તેની સમજણ નહિ પડવાથી નારદે ભગવાનને પૂછ્યું: " આ શું મહારાજ ? એક તરફ ઘોર અહિંસા ને બીજી તરફ ઘોર હિંસા ? કંઈ સમજી શકતો નથી. " ભગવાને ઉત્તર દીધોઃ " તમે તેનેજ પૂછી જુવો. " નારદજીએ બ્રાહ્મણની પાસે જઇ પૂછ્યું: " તમે જીવ હિંસા કરતા નથી, સુકું ખાસ ખાઓ છો તો પછી તમારી કમ્મરે તરવાર કેવી ?" બ્રાહ્મણે ઉત્તર દીધોઃ " ત્રણ જણને કાપવા માટે મ્હેં તરવાર રાખી છે. " નારદે પૂછ્યું: " કોને કોને ? " બ્રાહ્મણે કહ્યું: " પ્રથમ દુષ્ટ અર્જુનને. " નારદે પૂછ્યું: " કેમ ? " બ્રાહ્મણે કહ્યું: "એ દુષ્ટને એટલો બધો અહંકાર કે મ્હારા ભગવાન ( શ્રી કૃષ્ણ ) ને તે પોતાના રથનો સારથી બનાવે ? " નારદે કહ્યું: " બીજા કોને ? " બ્રાહ્મણે કહ્યું: " દ્રૌપદીને. " નારદે પૂછ્યું: " કેમ ? " બ્રાહ્મણે ઉત્તર દીધોઃ " તે પાપિણીને એટલો બધો અહંકાર કે મ્હારા ભગવાનને એઁઠી પત્રાળીમાં જમાડે ? " નારદે પૂછ્યું: " ત્રીજા કોને ? " બ્રાહ્મણે કહ્યું: " પાપિષ્ઠ નારદને. " નારદે કહ્યું: "કેમ ?" બ્રાહ્મણે ઉત્તર દીધોઃ " તે પાપીને એટલો બધો અહંકાર કે તે રાત દિવસ જોતોજ નથી ? જ્યારે ત્યારે મ્હારા ભગવાનને જાગ્રત રાખે છે. તેમને નિદ્રા લેવા દેતો નથી. " નારદ સ્તબ્ધ થઈ ગયા અને બ્રાહ્મણની ભક્તિ જોઈ તેમણે અભિમાન ત્યાગ કર્યું.

૩૦૫. એક ગામમાં એક સાધ્વી સતી નિવાસ કરતી હતી. અનેક વર્ષ પછી એક દિવસ તેનો મરણ દિવસ આવી પહોંચ્યો. તે દિવસે તેને કપાળે ચાંલ્લો, હાથમાં ચુડીઓ અને રાતું વસ્ત્ર ઓરાડી ગંગા કિનારે લઇ જતા હતા. તે જોઇ ગામના એક માણસે કહ્યું: " હરિ ! હરિ ! આટલાં

બધાં વર્ષ પછી અમારૂં ગામ સતી-શૂન્ય થયું." એ સાંભળી સાધ્વી સતીએ તેના રડ્ડામે જોઇ કહ્યું: "પ્રથમ પરલોક ગમન કરવા દો પછી એવું બોલજો."

૩૦૬. પરમહંસદેવ કોઇ કોઇને કહેતા કે: "હું જે પ્રમાણે કરવા કહું તે પ્રમાણે તમે કરી શકશો? સોળ આના કહું તેમાંથી એક આના જેટલું કરશો તોયે બસ છે."

૩૦૭. બાલ્યાવસ્થામાં પરમહંસદેવે કેટલાક બ્રાહ્મણને દાલ, ચોખાનું સીધું બાંધી લાવતાં જોયા હતા. તે જોઈ તેમણે કહ્યું હતું કે: "જે વિદ્યાથી કેવળ દાળ, ચોખા પ્રાપ્ત કરી શકાય તે વિદ્યાની મ્હને આવશ્યકતા નથી."

૩૦૮. એક હજામે માર્ગમાં જતાં જતાં સાંભળ્યું કે: "સાત ઘડા રૂપિયા જોઇએ છે?" હજામે આશ્ચર્ય પામી ચારે દિશામાં જોયું પણ કોઇને દીઠું નહિ. "સાત ઘડા રૂપિયા" નું નામ સાંભળી લોભને વશ થયેલા હજામે ઉચ્ચ સ્વરે કહ્યું કે: "હા, જોઇએ છે." તેજ ક્ષણે તેણે સાંભળ્યું કે: "ત્હારે ઘેર આપી આવ્યો છું. જા, લઇ લેજે" હજામે ઉતાવળે ઘેર જઇ જોયું તો ઘરમાં સાત ઘડા ભરેલા રૂપિયા દીઠા. તેણે તેને આમ તેમ હલાવી જોતાં જણાયું કે: ૭ ઘડામાં રૂપિયા હતા, અને એક ઘડો ખાલી હતો. ખાલી ઘડો ભરવાની તેને તીવ્ર ઇચ્છા થઈ, તેથી તેના ઘરમાં જેટલું સોનું રૂપું હતું તે ખાલી ઘડામાં નાંખ્યું પણ ઘડો ભરાયો નહિ. હજામે દરરોજનો ઘર ખર્ચ ઓછો કરી થોડા થોડા પૈસા ઘડામાં નાંખવા માંડયા. અન્તે રાજાને કહ્યું કે: મ્હને પગાર મળે છે તેથી મ્હારૂં પોષણ બરાબર થતું નથી." રાજાએ તેનો પગાર વધારી દીધો, તેમ છતાં તેની દશા સુધરી નહિ. તે લોભને વશ થઇ લોકો પાસેથી માંગી લાવીને અન્ન આહાર કરતો અને જેટલા પૈસા મળતા તેટલા ખાલી ઘડામાં નાંખતો! એક દિવસ રાજાએ તેની દુર્દશા જોઇ કહ્યું: "કેમ રે! પ્રથમ ત્હને થોડો પગાર મળતો હતો તે વખતે તો તું બહુ સારી રીતે રહેતો હતો, સારાં વસ્ત્રો પહેરતો હતો અને હમણાં ત્હને બમણો પગાર મળે છે છતાં ત્હારાં ફાટલાં લુંગડાં અને ચીંથરાં પહેરે કેમ? શું તેં સાત ઘડા ધન મેળવ્યું છે કે?" હજામ સ્તબ્ધ થઇ બોલ્યો:

"જી, આપને કોણે કહ્યું ?" રાજા બોલ્યોઃ "અરે ! તે તો યક્ષનું ધન છે. યક્ષ મ્હારી પાસે આવી સાત ઘડા ધન આપવાની માગણી કરતો હતો. મ્હેં તેને પૂછ્યું કેઃ "એ રૂપિયા ફક્ત જમા રાખવાના છે કેઃ મ્હારા કામ માટે ખર્ચ કરી શકાય એમ છે ?" એ સાંભળી યક્ષ તુર્ત ન્હાસી ગયો. એ રૂપિયા લઇ શકાય કે ? એ રૂપિયા ખર્ચ કરી શકાય નહિ. તે તો માત્ર જમા રહેવા દેવાના છે. જા, સત્વર જઇને તેને પાછા આપી આવ." એ સાંભળી હજામ તુર્તજ યક્ષને સ્થળે જઇ બોલ્યોઃ "તમારા રૂપિયા તમે પાછા લઇ જાઓ. મ્હને જરૂર નથીઃ" યક્ષે કહ્યુંઃ "બહુ સારૂ." હજામે ઘેર આવી જોતાં જણાયું કેઃ રૂપિયા ભરેલા સાત ઘડા કોઇ લઇ ગયું છે. લાભ એ થયો કેઃ આટલા દિવસ પર્યંત છ ભરેલા ઘડા સાથે ખાલી ઘડામાં પોતાના ઘરના જેટલા પૈસા ટકા નાંખ્યા હતા તે પણ યક્ષ લઇ ગયો હતો ! ધર્મ-રાજ્યમાં પણ એ પ્રમાણેજ સમજવું. જમા ખર્ચનું જ્ઞાન ન હોય તો સર્વસ્વ ગુમાવવું પડે છે.

૩૦૯. ધૂળમાં ફરવું એજ બાળકોનો સ્વભાવ છે, પરંતુ તેની માતા બાળકને શરીરે ધૂળ રહેવા દેતી નથી. માતા વખતોવખત બાળકનું શરીર લુછી સ્વચ્છ કરે છે. તેજ પ્રમાણે મનુષ્ય ગમે તેટલાં પાપ કરે તો પણ ભગવાન અવશ્ય તેના ઉદ્ધારનો માર્ગ કરી આપે છે.

૩૧૦. બ્રાહ્મસમાજના કોઇ કોઇ સભાસદો ઉપર પ્રેમ ઉત્પન્ન થતાં પરમહંસદેવ કહેતા કેઃ "ભાઇ ! બગિચો બનાવ્યાથી લાભ શો ? બે ચાર કેરીઓ ખાઓ તો શરીર શીતળ થશે." અર્થાત્ ધર્મ સંબંધી મિથ્યા તર્ક કરશો નહિ. બે ચાર ઉપદેશ સાંભળી તેનું પાલન કરો, તેથીજ સુખી થશો."

૩૧૧. પારકાની વાતો કરવાથી આત્મ અને પરમાત્મ-ચર્ચા-અન્ને ભૂલી જવાય છે.

૩૧૨. "તામસિક ધર્મ કેવો હોય ?" એ પ્રશ્ન સાંભળી પરમહંસદેવે એક મનુષ્યને પૂછ્યુંઃ "કેમ ભાઇ ! તમે કાલી-પૂજા શા માટે બંધ કરી ?" તેણે ઉત્તર દીધોઃ "મ્હારા મ્હોમાં દાંત નથી." અર્થાત્ દાંત પડી ગયા છે તેથી કાલી-પૂજા કરવામાં આનંદ નથી. (ખાવા પિવાની મજાહ પડી નહિ તેથી !) એનું નામ તામસિક ધર્મ."

૩૧૩. પરમહંસદેવ કહેતા કેઃ " સર્વ વસ્તુઓ નારાયણરૂપ છે. મનુષ્ય નારાયણુ, હાથી નારાયણુ, ઘોડો નારાયણુ, ચોર-વિષયી નારાયણુ અને સાધુ પણુ નારાયણુજ છે."

૩૧૪. પરમહંસદેવ પોતાના હૃદય-પ્રદેશપર હાથ મુકી કહેતા કેઃ જેને આ સ્થળે (ઇશ્વિર) છે તેને તે સ્થળે એટલે (તીર્થસ્થળના દેવ-દેવાદિમાં પણુ ઇશ્વર) છે. જેને આ સ્થળે (હૃદયમાં ઇશ્વર) નથી તેને તે સ્થળે (તીર્થયાત્રના-દેવ દેવાદિમાં ) પણુ ( ઇશ્વર ) નથી. અર્થાત્ ઇશ્વિર હૃદયમાં હોવા જોઇએ

૩૧૫. કોઇ કોઇનો ગુરૂ નથી. ઇશ્વર સર્વનો ગુરૂ છે.

૩૧૬. જેની જેવી ભાવના તેને તેવી સિદ્ધિ-લાભ થાય છે. બે મિત્રોએ ફરતાં ફરતાં જોયું કેઃ એક સ્થળે ભાગવતની કથા થાય છે. એકે કહ્યુંઃ " ચાલ, ભાઇ, થોડીવાર બેસી ભાગવત સાંભળીએ. " બીજાએ કહ્યુંઃ " ના, ભાઇ, ભાગવત સાંભળવાથી શો લાભ ? ચાલ, તેટલીવાર વેશ્યાને ઘેર જઇ આનંદ ઉપભોગ કરીએ. " પહેલો બંધુ તેથી રાજી થયો નહિ. તે ભાગવત સાંભળવા લાગ્યો. બીજો બંધુ વેશ્યાને ત્યાં ગયો, પરંતુ વેશ્યાને ત્યાં તેને આનંદ પ્રાપ્ત થયો નાહ. તે વિચારવા લાગ્યો કેઃ " હરિ ! હરિ ! હું આ સ્થળે શા માટે આવ્યો ? મ્હારો મિત્ર કથામાં બેસી કેટલાંએ હરિ ગુણુગાન સાંભળતો હશે ? " બીજો મિત્ર ભાગવત સાંભળતો હતો છતાં તેને તે સારૂં લાગતું નહિ. તે ત્યાં બેસી વિચાર કરતો હતો કેઃ " હરિ ! હરિ ! હું મ્હારા મિત્રની સાથે ગયો હોત તો કેવું સારૂં થાત ? વેશ્યાને ઘેર તે કેટલો બધો આનંદ ભોગવી રહ્યો હશે ? " પરિણામે જે મનુષ્ય ભાગવતની કથા સાંભળવા બેઠો હતો તેને વેશ્યાને ઘેર જવાનું ફળ મળ્યું, અને જે વેશ્યાને ઘેર ગયો હતો તેને ભાગવત સાંભળવાનું ફળ મળ્યું.

૩૧૭. એક શિવાલયની નજીક એક સન્યાસી રહેતો હતો. સન્યાસીની સ્હામે એક વેશ્યાનું ઘર હતું. વેશ્યાને ઘેર રાત દિવસ અનેક લોકોને આવતા જોઈ સન્યાસીને બહુ શોચ થયો. એક દિવસ વેશ્યાને બોલાવી સન્યાસીએ બહુ તિરસ્કાર કરી કહ્યુંઃ " અરેરે ! તું બહુ પાપી છે. રાત દિવસ તું પાપ કરે છે. ત્હારી શી દશા થશે ? " એ સાંભળી વેશ્યાના મનને બહુ દુઃખ

થયું. તેણે મનમાંજ પોતાને અનેક ધિક્કાર આપી ઇશ્વરની અનેક પ્રકારે પ્રાર્થના કરી, અને તે દિવસથી પેટનું પોષણ કરવા માટે પાપ કરવું પડતું તે વખતે તે ઇશ્વરની પ્રાર્થના કરી ક્ષમા યાચતી. બીજે દિવસથી સન્યાસીએ વિચાર કર્યો કે: " એ વેશ્યા કેટલું પાપ કરે છે તેની તપાસ કરવા માટે એના ઘર સ્હામે જોવું. પછી જેમ જેમ લોકો આવતા તેમ તેમ સન્યાસી એક એક પત્થર મૂકતો. ક્રમે પત્થરનો મ્હોટો ઢગલો થઇ ગયો. થોડા દિવસ પછી એક દિવસ સન્યાસીએ પુનઃ તે વેશ્યાને બોલાવી પત્થરનો ઢગલો બતાવી કહ્યું: " જો પાપિણી ! ત્હારાં કેટલાં બધાં પાપ એકત્ર થયાં છે ? આ ઢગલા સ્હામે જો." વેશ્યાએ પાપનો (પત્થરનો) ઢગલો જોઇ ભગવાન પાસે ક્ષમા પ્રાર્થના કરી કહ્યું: " હે ભગવાન ! મ્હને પાપ-મુક્ત કરો." કેટલાક દિવસ પછી સન્યાસી અને વેશ્યાનું એકે દિવસ મૃત્યુ થયું. યમરાજના દૂત આવી સન્યાસીને અને વિષ્ણુના દૂત આવી વેશ્યાને લઇ ગયા. વિષ્ણુના દૂતો વેશ્યાને લઇ જાય છે અને યમના દૂતો પોતાને લેવા આવે છે એ જોઇ સન્યાસીને બહુ કષ્ટ થયું. તેણે યમદૂતને કહ્યું: " તમારી ભૂલ થાય છે. વિષ્ણુદૂત મ્હને અને તમે વેશ્યાને લેવા આવ્યા હશો." યમદૂતે કહ્યું: "ના, ના, અમારી ભૂલ થતી નથી, જે થાય છે તે વ્યાજબીજ થાય છે." સન્યાસીએ ગુસ્સે ભરાઇ કહ્યું: " મ્હેં જીવન પર્યંત ભગવાનનું નામ સ્મરણ કર્યું છે અને પેલી પાપિણીએ વેશ્યાવૃત્તિ કરી છે. અંતે હવે તમે મ્હને અને એને વિષ્ણુદૂત લેવા આવે એ શું કહેવાય ?" યમદૂતે ઉત્તર દીધો: " એણે વેશ્યાવૃત્તિ કરી નથી. વેશ્યાવૃત્તિ તો તમે કરી છે. તમે ભગવાનનું નામ ક્યારે દીધું છે ? વેશ્યાએ ક્ષણે ક્ષણે તેનું નામ સ્મરણ કર્યું છે અને માત્ર પેટના પોષણ માટેજ પાપ કરવું પડતું તેની તેણે ક્ષમા માગી છે. તમે સન્યાસીનાં વસ્ત્રો પહેર્યાં છતાં જાગૃત દશામાં વેશ્યાના ઘર સ્હામે બેસી તેના ઘરમાં કેટલાં માણસો આવે છે તેની ગણત્રી રાખી છે ! જરા વિચાર કરી જુવો. શું તમે જાણતા નથી કે જેની જેવી ભાવના તેને તેવી સિદ્ધિ-લાભ થાય છે ?"

૩૧૮. એક મનુષ્યે શરીરે તેલ ચોળી સ્નાન કરવા જતાં માર્ગમાં

સાંભળ્યું કેઃ " અમુક મનુષ્ય સન્યાસી થવાનો છે. તે કેટલાક દિવસથી સન્યાસ્ત ગ્રહણુ કરવાની તૈયારી કરી રહ્યો છે. " સ્નાન કરવા જનાર મનુષ્યને જ્ઞાન થયું. તેણે જાણ્યું કેઃ " જગતમાં સન્યાસી થવું એજ શ્રેષ્ઠ છે. તેથીજ જીવન સફળ થાય છે. " તે મનુષ્ય તેલવાળે શરીરેજ સન્યાસી થવા ચાલ્યો ગયો. પુનઃ તે ઘેર આવ્યો નહિ. એનુંજ નામ તીવ્ર-વૈરાગ્ય કહેવાય.

૩૧૯. એક સમય બ્રાહ્મ-સમાજના એક યુવકનો પરમહંસદેવ ઉપર અતિશય પ્રેમ જોઇ સમાજના એક વિદ્વાન-સભાસદે યુવક સમક્ષ પરમહંસદેવની પુષ્કળ નિન્દા કરી. તેણે કહ્યું: " પરમહંસદેવ તો ગાંડા છે. એમની બુદ્ધિ ઠેકાણે નથી. અનેક દિવસથી એકજ વિષયનો વિચાર કરતાં કરતાં એમનું ચિત્ત ભમી ગયું છે. વિલાયતમાં પણુ એવા ઘણા પણ્ડિતો જોવામાં આવે છે કે જેઓ અનેક દિવસ પર્યંત એકજ વિષયનું ચિન્તન કરતાં કરતાં અન્તે ગાંડા બની ગયા છે! પરમહંસદેવની સ્થિતિ પણુ એવીજ છે. " ધીમે ધીમે આ વાત પરમહંસદેવને કાને પહોંચી. તેમણે તે વિદ્વાન-સભાસદને તેડાવી મંગાવ્યા. તે વિદ્વાને અમુક દિવસે આવવાનું કહાવી મોકલ્યું, પરંતુ અન્ય કાર્યના રોકાણુને લીધે પણ્ડિતજી તે દિવસે પરમહંસદેવને મળી શક્યા નહિ, તેથી તેમણે વળી એક બાજો દિવસ નક્કી કરી તે દિવસે મળવાનું કહાવી મોકલ્યું. પ્રારબ્ધવશાત્ તે દિવસે પણુ પણ્ડિતજી કોઈ કામમાં રોકાયા તેથી તે દિવસે પણુ પરમહંસદેવનો સાક્ષાત્કાર કરી શક્યા નહિ. કેટલાક દિવસ વીતી ગયા પછી પણ્ડિતજી પરમહંસદેવ પાસે ગયા. તેને જોતાંજ પરમહંસદેવે કહ્યું કેઃ " કેમ રે! તેં કહ્યું હતું કે, મ્હારૂં માથું બગડી ગયું છે? પણુ સાંભળ, મ્હારૂં માથું બગડયું હશે કે નહિ તે કોણુ જાણે છે? પરંતુ જે દિવસે જેને મળવાનું મ્હેં વચન આપ્યું હશે તેને મળ્યા વગર હું રહ્યો નથી! હજાર કામ મુકીને હું પ્રથમ તેને મળ્યો છું, અને તેં તો બે વખત દિવસ નક્કી કર્યો છતાં તું કેમ આવ્યો નહિ? " પણ્ડિતજી સ્તબ્ધ થઇ ગયા! પરમહંસદેવે પુનઃ કહ્યું: " તું જે વિલાયતી પણ્ડિતોની વાત કહે છે તે કયા વિષયનું ચિન્તન કરતાં કરતાં ગાંડા થઇ ગયા છે? જડ કે ચૈતન્ય? જડ વિષયનું ચિન્તન કરતાં કરતાં લોકો ગાંડા થઇ જાય એમાં આશ્ચર્ય શું? પરંતુ જે

ચૈતન્ય વડે જગત્ ચૈતન્યમય થઇ રહ્યું છે તેજ ચૈતન્યનું ચિન્તન કરતાં શું કોઇ માણસ ગાંડો થાય ખરો કે ? તમારા શાસ્ત્રમાં શું એવોજ ઉપદેશ છે કે ? ” પણ્ડિતજી ઉત્તર આપી શક્યા નહિ !

૩૨૦. ચોર-ફાનસ હાથમાં રાખવાથી સિપાહીઓ અન્ય મનુષ્યને જોઇ શકે છે પણ અન્ય મનુષ્યો ફાનસ પકડનારને જોઇ શકતાં નથી. જો સિપાહી તે ફાનસ પોતાના મુખ સ્હામે ફેરવે તોજ અન્ય મનુષ્યો તેને જોઇ શકે છે. તેજ પ્રમાણે ભગવાન પણ સર્વ જીવાત્માઓને જોઇ શકે છે પરંતુ જીવાત્માઓ તેને જોઈ શકતા નથી, પરંતુ દયા કરીને જો પોતે પ્રકટ થાય તોજ લોકો તેમનાં દર્શન કરી શકે છે.

૩૨૧. કેશવચંદ્રસેનનો ( સુધારક ) સમ્પ્રદાય ભાંગી જઇ જ્યારે તે સાધારણ સમાજ રૂપે થયો ત્યારે પરમહંસદેવે કેશવબાબુને કહ્યું હતું કે: “ ત્હેં ગમે તેવા માણસને ત્હારી ટોળીમાં ભેળવ્યા શામાટે ? તેથીજ ત્હારી ટોળી વિખરાઇ ગઇ ! ખાસ પસંદ કરીને સભાસદો ચૂંટયા હોત તો સારૂં થાત. ” શિષ્યના સ્વભાવની બરાબર પરીક્ષા કર્યા પછી તેને ગ્રહણ કરવો એજ ગુરૂનું કર્તવ્ય છે.

૩૨૨. કુચબિહારમાં મ્હોટી ઉમ્મરે લગ્ન કરવાના પસાર થયેલા કાયદા સંબંધી વાત કહાડી કોઇ કોઇ બ્રાહ્મસમાજી પરમહંસદેવ સમક્ષ કેશવબાબુની નિન્દા કરતા; પરંતુ પરમહંસદેવ તે સંબંધી પોતાનો અભિપ્રાય દર્શાવતા નહિ. પણ એક દિવસ કેશવચંદ્રસેનને તેમણે કહ્યું હતું કે: “ તું એવો કાયદો પસાર કરાવવા ગયો શામાટે ? જન્મ, મૃત્યુ અને લગ્ન ઉપર શું કાયદાનું બળ ચાલે કે ? ”

૩૨૩. પરમહંસદેવને સ્ટીમરમાં બેસાડી ફરવા લઇ જવાની ઇચ્છાથી કેશવબાબુએ દક્ષિણેશ્વર, રાણી રાસમણીના કાલીમંદિર-ઘાટ આગળ સ્ટીમર થોભાવી, પરમહંસદેવને બોલાવવા માટે એક બાબુને મોકલ્યો, પરંતુ પરમ-હંસદેવના બારણા આગળ વિજયકૃષ્ણ ગોસ્વામીને જોતાંજ તે ગભરાયો ? તે ઘરમાં પ્રવેશ કરી શક્યો નહિ. પરમહંસદેવ બાબુના મનોવિચાર જાણી શક્યા હતા તેથી તેમણે વિજયકૃષ્ણને કહ્યું કે: “ કેશવબાબુ મ્હને સ્ટીમરમાં ફરવા

લઇ જવા આવ્યો છે પરંતુ તમને જોઇ તેનો માણસ અંદર પ્રવેશ કરી શકતો નથી." બાબુએ બહારથીજ ઉત્તર દીધો કે: "આપ તો સર્વ જાણો છો, માટે સત્વર પધારો." પરમહંસદેવ ગોસ્વામીજીને સાથે લઇ સ્ટીમરમાં બેઠા. કેશવબાબુ અને ગોસ્વામી ઘણે દિવસે મળેલા હોવાથી તેમના વચ્ચે જરા અતડાપણું રહ્યું પરંતુ પરમહંસદેવની સંગતિથી થોડી વારમાંજ તેઓ બન્ને મિત્રો હોય તેમ વર્તવા લાગ્યા. બન્ને વચ્ચે પ્રેમ બંધાયો. તેમ છતાં સ્ટીમરના ઉપલા માળ ઉપર એક બ્રાહ્મસમાજી સાથે વાદવિવાદ ચાલતો હતો, તે સાંભળી પરમહંસદેવે ગોસ્વામીજીને કહ્યું કે: "વાંદરાં અને ભૂતો વચ્ચે રામ અને શિવને માટે યુદ્ધ થયું હતું. રામ અને શિવને લડાઇ થઇ હતી તેથી રામના અનુચર વાંદરાં અને શિવનાં અનુચર ભૂત વચ્ચે વૈર બંધાઇ ગયું, પરંતુ કેટલાક વખત પછી રામ અને શિવ બન્ને મિત્ર રૂપે થઇ ગયા છતાં વાંદરાં અને ભૂત વચ્ચે મિત્રભાવ બંધાયો નહિ. તેજ પ્રમાણે તમે અને કેશવ બન્ને વચ્ચે મિત્રતા થઇ પરંતુ અન્ય બ્રાહ્મસમાજીઓ સાથે તમારૂં કિંવા તમારા અનુયાયીઓનું મિલન થવું સહજ નથી.

૩૨૪. ઉત્તર–પશ્ચિમ પ્રદેશમાં જૂદાં જૂદાં તીર્થ સ્થળોમાં પ્રવાસ કરી આવ્યા પછી કોઇ એક સાધુ પરમહંસદેવનાં દર્શને આવતાં તેમણે તેને પ્રશ્ન પૂછ્યો કે: "તે દેશમાં અને આ દેશમાં ફેર શો ?" સાધુએ ઉત્તર દીધો: "સ્વભાવ સંબંધી તો તે દેશમાં અને આ દેશમાં કશો ભેદ જોયો નથી. માત્ર પહેરવેશ વગેરે સામાન્ય વિષયનો ભેદ છે." પરમહંસદેવે કહ્યું: "પશ્ચિમમાં બડ–મુચ્છિયા માણસો જોયાં હતાં કે ?" સાધુએ હસીને ઉત્તર દીધો: "હા, દીઠા છે. જેને જન્મથી મુચ્છ ઉગતી નથી એવાં કેટલાંક માણસો જોયાં છે ?" પરમહંસદેવે કહ્યું: "એક દેશની સાથે અન્ય દેશનો ભેદ એટલોજ અર્થાત્ તુચ્છ વિષય સંબંધી ભેદ હોય. પ્રકૃતિ–સ્વભાવ તો સર્વત્ર એક સરખીજ."

૩૨૫. એક બ્રાહ્મ સમાજી–સાધુએ પરમહંસદેવને પ્રશ્ન પૂછ્યો કે: "બ્રાહ્મ ધર્મ અને હિંદુ ધર્મમાં ભેદ શો ?" તેમણે ઉત્તર દીધો: "એકજ પ્રકારનો જાડો સ્વર કાઢી ફક્ત " ભૌં " કરવું અને અનેક પ્રકારના ઝીણા સ્વર વગાડવા

એટલો બ્રાહ્મ ધર્મ માત્ર એક બ્રહ્મનો ભ્રૌં" સ્વર પકડી બેઠો છે. હિંદુ ધર્મ અનેક પ્રકારના તાન, સુર, લય કાઢી રહ્યો છે. અર્થાત્ હિંદુ ધર્મમાં બ્રાહ્મ-ધર્મ વાળાઓના નિરાકાર સગુણ બ્રહ્મની ઉપાસના વિધિ પણ છે અને તે ઉપરાંત જુદી જુદી ભાવનાપૂર્વક અનેક પ્રકારની ઉપાસના કરવાનું પણ છે.

૩૨૬. માથા ઉપર બગલું બેસે તે વખતેજ બરાબર ધ્યાન થશે. અર્થાત્ જે મનુષ્યના માથા ઉપર પક્ષી બેસવા છતાં તેની ધ્યાનાવસ્થામાં તેને પક્ષીની ખબરજ ન પડે તેનું ધ્યાન યથાર્થ કહેવાશે.

૩૨૭. કામ સંબંધી અનેક વાર્તાલાપ કરતાં કરતાં એક સાધકે પરહંસદેવને પૂછ્યું હતું કે: "હું ઘણાં ધર્મ-શાસ્ત્ર વાંચું છું છતાં મ્હારા મનમાં નઠારા વિચારો શા માટે ઉત્પન્ન થાય છે?"

પરમહંસદેવે ઉત્તર દીધો: "એક માણસે કૂતરો પાળ્યો હતો. તે રાત દિવસ તેને સાથે લઇનેજ ફરતો હતો. ક્વચિત્ તે કૂતરાને ખોળામાં બેસાડતો, ક્વચિત્ તેના મુખ ઉપર મુખ રાખી બેસતો. એ જોઇ એક ડાહ્યા માણસે તેને શિખામણ દીધી કે: કૂતરાંને આટલાં બધાં લાડ લડાવવા ઠીક નહિ. એ તો પશુની જાત, લાડ કરતાં કરતાં ક્યારે બચકું ભરશે તે કોણ જાણે છે?" ડાહ્યા માણસની શિખામણ માની તેણે કૂતરાને પોતાના ખોળામાંથી વેગળું કાઢી મૂક્યું. પુનઃ તેણે કદીપણ કૂતરાને ખોળામાં નહિં લેવાની પ્રતિજ્ઞા કરી, પરંતુ કૂતરૂં તે સમજતું નહિ. તે તો પોતાના માલિકને જોતાંજ દોડતું, તેના ખોળામાં બેસવા જતું. તેનો માલિક તેને હાંકી મૂકતો, પણ એક દિવસ કૂતરૂં ખોળામાં બેસવા આવતાંજ તેના માલિકે તેને એક લાત ચોંઢી કાઢી, ત્યારેજ તે વેગળું રહ્યું. તમારી પણ એવીજ દશા છે. અનેક દિવસથી જે કામ-કૂતરાને લાડ કરી ખોળામાં બેસાડતા આવ્યા છો તે હવે તમે નિવૃત થયા છતાં તમને છોડે કેમ? તેમ છતાં એનો દોષ નથી! કૂતરૂ ખોળામાં બેસવા આવે કે તુર્તજ તમે તેને ખુબ લાતો મારજો. તેને ખોળામાં બેસવા દેશો નહિ, તેમ થવાથી થોડા દિવસમાંજ તે ન્હાસી જશે. અર્થાત્ મન કૂતરારૂપ છે. તેજ નઠારા વિષયો પ્રતિ દોડે છે. મનને વારંવાર તે વિષયો તરફથી પાછું વાળવું, તેમ થવાથી મન તે વિષયો તરફ જશે નહિ.

૩૨૮. કોઈ આધુનિક—સુધારકે પોતાને નિર્લિપ્ત સંસારી જણાવ્યો તે સાંભળી પરમહંસદેવે કહ્યું: " તમારા નિર્લિપ્ત સંસારી કેવા હોય છે તે તમે જાણો છો ? બારણા આગળ એક ગરીબ બ્રાહ્મણ ભિક્ષા માંગવા આવ્યે". ઘરનો માલિક નિર્લિપ્ત સંસારી અર્થાત્ પોતાની પાસે એક પાઇ પણ રાખતો નહતો. સર્વ ધન સ્ત્રીની પાસેજ રાખતો ! બાબુએ કહ્યું: " મહારાજ ! હું તો પૈસા ટકાને સ્પર્શ પણ કરતો નથી. મ્હને કહેશો તે નિરર્થક છે." બ્રાહ્મણ તેને છોડે તેવો નહતો. અનેક પ્રકારના કાલાવાલા અને વિનતિ કરી. બાબુએ ધાર્યું કે: એકાદ રૂપિયો આપ્યા વિના ચાલશે નહિ. તેણે કહ્યું: "મહારાજ, કાલે આવજો. પછી જોઇ લઇશું." ઘરમાં જઈ બાબુએ સ્ત્રીને કહ્યું: "એક ગરીબ બ્રાહ્મણ મ્હોટી વિપતિમાં પડ્યો છે. તેને એક રૂપિયો આપવોજ પડશે." રૂપિયાની વાત સાંભળી સ્ત્રી લાલ પીળી થઇ ગઇ ! તે બોલી: "જોયા, મ્હોટા દાતારના બેટા છો તે ! રૂપિયા તે કંઇ ઝાડ પરથી પડે છે કે ?" બાબુ ગભરાતાં ગભરાતાં બોલ્યા: "બિચારો ગરીબ બ્રાહ્મણ બહુ કષ્ટમાં છે. એક રૂપિયો આપ્યા વગર ચાલે તેમ નથી." સ્ત્રીએ મોઢું ચઢાવી ઉત્તર દીધો: "રૂપિયાની વાત કરશો નહિ. હું આપી શકીશ નહિ." બાબુએ ઘણી હઠ કરી ત્યારે સ્ત્રીએ કહ્યું: " લો, આ બે આની છે. લઇ જાઓ." બાબુજી કેવા નિર્લિપ્ત સંસારી ! સ્ત્રીએ પોતાને હાથે જે આપ્યું તે લઈ તેમણે બ્રાહ્મણને આપ્યું !"

૩૨૯. જાણતાં—અજાણતાં અથવા ભ્રાન્ત અવસ્થામાં, જે પ્રકારે તેનું (ઇશ્વરનું) નામ સ્મરણ કરવાથી તેનું ફળ અવશ્ય મળશેજ. જેમ કોઇ શરીરે તેલ ચોળી સ્નાન કરવા જાય છે તેને પણ સ્નાન થાય છે અને કોઇને હડસેલો મારી જળમાં ફેંકી દેવાથી પણ સ્નાન થાય છે, અને વળી કોઈ સૂતો હોય તેના શરીર ઉપર જળ રેડી દેવાથી પણ તે સ્નાન કરી શકે છે તેજ પ્રમાણે ઇશ્વરનું નામ સ્મરણ ગમે તે વખતે, ગમે તેવી સ્થિતિમાં થતાં તેનું ફળ મળશેજ.

૩૩૦. મનુષ્યનું શરીર તે જાણે હાંલ્લું અને મન—બુદ્ધિ વગેરે ઇન્દ્રિયો જાણે જળ, ચોખા, બટાટા. હાંલ્લામાં જળ, ચોખા અને બટાટા નાંખી

નીચે અગ્નિનો તાપ કરવાથી જેમ તે જળ, ચોખા અને બટાટા ગરમ થઇ જાય છે, અને તેને હાથમાં લેતાં જેમ હાથ દાઝે છે પરંતુ તે શક્તિ જળ, ચોખા કે બટાટાની નહિ પણ અગ્નિની છે તેજ પ્રમાણે જેટલી ક્ષણ પર્યંત મનુષ્યના હૃદયમાં બ્રહ્મ શક્તિ જાગૃત રહે છે તેટલી ક્ષણ મનુષ્યનું મન, બુદ્ધિ વગેરે કાર્ય કરે છે અને તે શક્તિનો અભાવ થતાંજ તેનાં ચક્ષુ, કર્ણ, નાસિકા વગેરે કાર્ય કરી શક્તાં નથી.

૩૩૧. ઘરની અગાસીનું જળ જેમ વાઘના મુખમાંથી અથવા અન્ય પ્રકારના નળમાં થઇને ભોંયપર પડે છે પરંતુ તે જળ તેનું નથી. તે તો આકાશનું છે. તેજ પ્રમાણે સાધુ ભક્તાના મુખમાંથી જે સત્ય અને સ્વર્ગીય તત્ત્વ—ઉપદેશ પ્રચાર પામે છે તે સર્વ તેનો પોતાનો નથી, પરંતુ ઇશ્વરનો છે.

૩૩૨. કોઇની પણ હાજરી નહિં હોય એવા એકાંત સ્થાનમાં જે મનુષ્ય “ભગવાન જુવે છે” એમ જાણી અધર્મ્માચરણ કરતો નથી તેજ સાચો સાધક કહેવાય. જન શૂન્ય ખેતરમાં યુવતી સુંદરીને જોવા છતાં, ધર્મ-ભયથી બ્હી જઈ જે તેના તરફ કુદ્રષ્ટિ કરતો નથી તેજ સાચો ધાર્મિક પુરૂષ કહી શકાશે, અને જે માત્ર લોકોને દેખાડવા માટેજ ધર્માનુષ્ઠાન કરે છે તે સાચા ધાર્મિક કહેવાશે નહિ. અંધકારમાં (જે સ્થળે કોઇ દેખતું નથી તે સ્થળે) કરેલો ધર્મ તેજ ખરો ધર્મ કહેવાય. પ્રકાશમાં (સર્વના દેખતાં,) કરેલો ધર્મ એ વાસ્તવિક ધર્મ નથી.

૩૩૩. શ્રી બંગદેશમાં એક અશિક્ષિત બ્રાહ્મણ હતો. નિત્ય ગીતાજીનો અષ્ટાદશ અધ્યાય વાંચતો અને અતિશય અશ્રુપાત કરતો. ગીતાના સર્વ શબ્દો તે શુદ્ધરૂપે બોલી શકતો નહિં, અને તેના અર્થ પણ જાણતો નહિ; તેથી સર્વ મનુષ્યો તેની મશ્કરી કરતાં! પરંતુ તે લોકોના હસવા કે નિન્દા તરફ લક્ષ્ય આપતો નહિ. તે તો એક ચિત્તે પોતાનું અધ્યયન અને અતિશય અશ્રુ-પાત કર્યો જતો. એક દિવસ શ્રીગૌરાંગદેવે તેની પાસે જઇ પૂછયું: “ભાઇ! તને આટલો બધો આનંદ થાય છે તેનું કારણ શું?” તેણે ઉત્તર દીધો: “હું ગુરૂજીની આજ્ઞા પ્રમાણે ગીતાજીનો પાઠ કરૂં છું અને તેટલી ક્ષણ પર્યંત સાક્ષાત્ શ્રીકૃષ્ણને અર્જુનના રથ ઉપર બેસી ઉપદેશ કરતા જોઉં છું,

તેથીજ મ્હને આનંદ થાય છે." શ્રી ગૌરાંગદેવે તેને આલિંગન દઇ કહ્યું: "ગીતાનો સાર–ઉપદેશ તુંજ સમજ્યો છે."

૩૩૪. કેશવચન્દ્રસેને એક દિવસ પરમહંસદેવને કમલ–કુટીરમાં (પોતાને ઘેર) લઇ જઇ નાના પ્રકારનો સત્સંગ કર્યા પછી પૂછ્યું કે: "આપ કહી શકો છો કે કાંચનનો આપ યથાર્થ ત્યાગ કરી શકો છો?" પરમહંસદેવે બાળકની પેઠે સરલ ચિત્તે ઉત્તર દીધો: "ના ભાઇ, હું તે કહી શકતો નથી." તેમણે આ શબ્દો એવી ખુબીથી કહ્યા હતા કે જેથી તે કેશવ બાબુની નસેનસમાં વ્યાપી ગયા હતા. કેશવબાબુએ તેમની પ્રશંસા કરી કોઇને કહ્યું હતું કે: મહા પુરૂષોની કેવી અદ્દ્ભૂત નમ્રતા હોય છે! જેમના હાથમાં કોઇ પણ ધાતુ આપતાં હાથ વાંકો વળી જાય છે તેજ મહાત્મા કહે છે કે: "હું તે કહી શકતો નથી."

૩૩૫. જાળમાંથી ચળકાટ મારતું જળ વહેતું જોઇ ઝીણાં માછલાં આનન્દ પૂર્વક તેમાં પ્રવેશ કરે છે, પરન્તુ તે પુનઃ બહાર નીકળવાં પામતાં નથી. જાળમાંજ તે મરણ પામે છે. તેજ પ્રમાણે સંસારના બાહ્યાડંબર જોઇ લોકો અનેક પ્રકારના વિષય મોહમાં પડી જઇ નાશ પામે છે! માછલાંની જાળ પેઠે સંસારમાં પ્રવેશ કરવો સહેલું છે પરન્તુ બહાર નીકળવું મુશ્કિલ છે.

૪૩૬. પલળેલી દિવાસળી હજાર વખત ઘસવા છતાં તે સળગતી નથી, માત્ર તેમાંથી ધુમાડો નીકળે છે. પરન્તુ સુકી દિવાસળી ઘસતાં તુર્તજ સળગી ઉઠે છે. ભક્તને સુકી દિવાસલી જેવો જાણવો. હરિનામ સ્મરણ કરતાંજ તેના હૃદયનો પ્રેમાગ્નિ પ્રજવલિત થઇ ઉઠે છે, પરંતુ કામિની કાંચન પર આસક્ત રહેલા મનુષ્યના પ્રાણ પલળેલી દિવાસલી જેવા જાણવા! હજાર વખત હરિકથા સાંભળવા છતાં તેમાંથી પ્રેમાગ્નિ પ્રકટતો નથી.

૩૩૭. ઇશ્વર નિત્ય અને લીલામય છે. અખણ્ડ સચ્ચિદાનંદ-સાગરમાં પડવાથી મ્હને તેનો કિનારો જણાતો નથી. હું તેમાં ગોથાં ખાઉં છું પરંતુ જે સમયે લીલામય શ્રીહરિનાં દર્શન કરૂં છું તે વખતેજ જાણે કિનારો મળ્યો હોય તેટલો સંતોષ થાય છે.

૩૩૮. પ્રશ્ન: "ભક્તની ભાવનાનો અંત કેમ થતો નથી?"

ઉત્તર: "અનાજના વેપારીની ખળીમાં જે વખતે અનાજ જોખવામાં આવે છે તે વખતે મજુરો ધમાધમ કરી માલ લાવી નાંખે છે. તેજ પ્રમાણે ભક્તના હૃદયમાં તે ભાવના ઉત્પન્ન કર્યા જાય છે, માટેજ તે ખુટી પડતી નથી. પરંતુ પુસ્તકો ભણી જ્ઞાની બનેલા મનુષ્યનું જ્ઞાન બે ચાર દિવસમાંજ ખુટી જાય છે, અર્થાત્ તેની ભક્તિ-ભાવનાનો સત્વર અંત આવે છે.

૩૩૯. પ્રત્યેક સ્ત્રી એ ભગવતી (જગદંબા)નો અંશ છે તેથી તેને માતૃસ્થાને સ્થાપવી જોઇએ. અર્થાત્ સ્ત્રી માત્રને માતા સમાન જાણવી જોઇએ.

૩૪૦. માયા અને સ્ત્રી, એ સર્વનો આહાર કરી જાય છે.

૩૪૧. જેમ એક પતિ ઉપર પ્રેમ રાખવાથી સ્ત્રી સતી કહેવાય છે તેજ પ્રમાણે પોતાના ઇષ્ટ દેવમાં પ્રેમ-નિષ્ઠા રાખવાથી સાધકને ઇશ્વર પ્રાપ્ત થાય છે.

૩૪૨. વિદ્યાવડે બુદ્ધિની શુદ્ધિ થાય છે.

૩૪૩. શ્રીમંત લોકોની પત્ની-કન્યા પર્દામાં રહે છે. તેઓ બહારનાં સર્વને જોઈ શકે છે પરંતુ તેમને કોઇ જોઈ શકતું નથી. ભગવાન પણ તેવાજ છે. તે સર્વને જોઈ શકે છે પણ તેમને કોઈ જોઇ શકતું નથી.

૩૪૪. કાલીમાતા એવાં સાત્વિક છે કે તેમને મત્સ્ય-માંસની ગંધ પણ ગમતી નથી.

૩૪૫. જેમ સમુદ્રનો વાયુ લાગતાં વૃક્ષાદિ સર્વ વસ્તુઓ ગળી જાય છે. પ્રમાણે બ્રહ્મ સાગરનો વાયુ લાગતાં મનુષ્ય પણ ગળી જાય છે. (અર્થાત્ અહંકારાદિ હૃદય-ગ્રન્થી નાશ પામે છે.) એ બ્રહ્મવાયુ લાગતાં સનન્દ સનત્કુમાર ગળી ગયા, નારદે વેગળેથીજ બ્રહ્મસાગરનાં દર્શન કર્યાં એટલે પોતાનું અસ્તિત્વ ભૂલી જઇ હરિ ગુણગાનમાં ઉન્મત્તવત્ થઇ પૃથિવીનું પર્યટન કરવા લાગ્યા. શુકદેવ કિનારે જઇ ત્રણ વખત હાથવડે સમુદ્રજળને સ્પર્શ કરી બ્રહ્મ-ભાવનામાં લીન થઇ જડવત્ વિચરણ કરવા લાગ્યા. જગત્ ગુરૂ મહાદેવ તેની ત્રણ અંજલિ પાન કરતાંજ શબવત્ પડી રહ્યા. બ્રહ્મસાગરનું મહત્વ કોણ જાણી શકે એમ છે?

૩૪૬. જ્યોતિર્મય વૃક્ષ ઉપર રામફળ અને કૃષ્ણફળના ઝુમખા હોય છે. તેમાંથી એક એક (આ જગતમાં) આવી અનુપમ (લીલા) કાર્ય કરી જાય છે.

૩૪૭. સચ્ચિદાનંદ-સાગરને કિનારે ઉભાં રહીનેજ જળપાન કરશો કે તેમાં ડુબકી મારીને? જો સાંસારિક ભોગવાસના હોય તો જળમાં ઉતરશો નહિ. એ સાગરનું માપ કાઢવા તેમાં ઉતરનાર કોઇ મનુષ્ય આ સંસારમાં પાછાં ફર્યાં નથી.

૩૪૮. પ્રશ્નઃ "જીવને સોહં ભાવ થવો સંભવે છે ખરૂં? અને તે કેવી રીતે?"

ઉત્તરઃ "જેમ કોઇ શ્રીમંતના ઘરનો ઘણો જુનો નોકર ઘરના કુટુંબ પરિવાર જેવોજ ગણાય છે અને ઘરધણી કોઈ એક દિવસ તેમનાં કોઇ કાર્ય ઉપર પ્રસન્ન થઇ તેનો હાથ ઝાલી તેને પોતાની ગાદી ઉપર બેસાડી સર્વને કહે છે કેઃ "આજથી આ (નોકર) માં અને મ્હારામાં કશો ભિન્નભાવ નથી. એ છે તેજ હું છું. એની આજ્ઞા મ્હારી આજ્ઞા પ્રમાણેજ માનવી. જે નહિ માને તેને દણ્ડ થશે." નોકરનું મન સંકોચ પામે છે છતાં શેઠ તેને બળપૂર્વક ગાદીપર બેસાડે છે. જીવાત્માનો સોહંભાવ પણ તેવોજ સમજવો. બહુકાલ પર્યંત ઇશ્વરની સેવા-વંદના કરતાં તે ભક્ત ઉપર પ્રસન્ન થઇ કોઇને પોતાના સમાન વિભૂતિ-સમ્પન્ન બનાવી પોતાના આસન ઉપર બેસાડી દે છે."

૩૪૯. પૂલની નીચેથી જળની આવજા સરળતાથી થાય છે. ત્યાં જળ એકત્ર થઇ શકતું નથી. તેજ પ્રમાણે મુક્ત પુરૂષોના હાથમાં જે પૈસા આવે છે તે ખર્ચાઇ જાય છે. તે જમા થતા નથી.

૩૫૦. અવતાર એ ઇશ્વરનો સેવક છે. જેમ જમીનદાર અને તેનો મુખ્ય કારભારી. જમીનદારના કોઇ ગામમાં ગડબડ થતાંજ શેઠ ત્યાં મુનિમને મોકલી બંદોબસ્ત કરાવે છે તેજ પ્રમાણે જગતના જે કોઇ સ્થાનમાં ધર્મની ગ્લાનિ થાય છે તે સ્થાનમાં અવતારને જન્મ ગ્રહણ કરવો પડે છે.

૩૫૧. તે એકજ ઇશ્વરાવતાર જાણે ડૂબકી મારી ભારતવર્ષમાં બહાર-નીકળી કૃષ્ણ થયા અને યુરોપમાં નીકળી ખ્રિસ્ત થયા.

૩૫૨. એક હિંદુ ધર્મ–પ્રચારકને પરમહંસદેવે પુછ્યું કે: "ત્હને પટો મળ્યો છે ?" તેણે ઉત્તર દીધો: "પટો એટલે શું મહારાજ ?" પરમહંસ દેવે કહ્યું: "સિપાહીઓને કમ્મરે પટો હોય છે ત્યારેજ લોકો તેને ઓળખે છે, અને માન આપે છે, તેજ પ્રમાણે તમે તે ( ઇશ્વર ) ની પાસેથી પટો ( આદેશ ) મેળવ્યો છે કે ?" તેણે કહ્યું: "ના, મહારાજ." ત્યારે તમારો ઉપદેશ કોઇ માનશે નહિ. મિથ્યા બકબકાટ કરો છો શા માટે ?"

૩૫૩. હરિ નામ જાણે ડી. ગુપ્ત. (જેમ ડી. ગુપ્ત માર્કાની દવા ખાવાથી મેલેરિયા જ્વર નાશ પામે છે તેજ પ્રમાણે, હરિ નામ સ્મરણ કરવાથી સંસાર–વ્યાધિ નાશ પામે છે.)

૩૫૪. હરિનો અર્થ જે મનને હરણ કરે છે તે.

૩૫૫. હરિ નામ કહે એટલે હરિ રૂપ સામર્થ્ય પ્રાપ્ત કર.

૩૫૬. સત્ય ત્રેતાની યોગ–તપસ્યા સંબંધી પ્રશ્ન પૂછતાં પરમહંસદેવ કહેતા કે: જેમ બાદશાહી રાજઅમલ વખતના રૂપિયા હમણાં ચાલતા નથી; કારણકે હમણાં તેમનું રાજ નથી. હમણાં જે રાજાની સત્તા છે તેનાજ રૂપિયા ચાલે છે, તેમ હમણાંના અવતારી પુરૂષોના આદેશ પ્રમાણે વર્તવું જોઇએ.

૩૫૭. અત્યારે લાંબી લાંબી ઉપદેશની વાતોની જરૂર નથી. લોકો ટુંકા ઉપદેશ ઝટ ગ્રહણ કરશે. આજની પ્રજાને તો સારતત્ત્વ જોઇએ છે.

૩૫૮. એક જાતનાં (હોમા) પક્ષી આકાશમાં અદ્ધર ઇંડાં મુકે છે, તે ઇંડાં આકાશમાંજ ફુટે છે. અને ત્યાંજ તેમાંથી બચ્ચાં થઈ ઉડી જાય છે. નિત્ય સિદ્ધ પુરૂષો તેવાજ સમજવા.

૩૫૯. એક સમયે પરમહંસદેવની એવી અવસ્થા હતી કે તે સમયે તેઓ કહેતા કે: "મ્હને પુષ્પની આવશ્યકતા નથી. મ્હારે તો ( માળો ગુંથવાનો ) દોરો જોઇએ છે. અર્થાત્ મ્હારે ભક્તની આવશ્યકતા નથી. મ્હારે તો ભગવાન જોઇએ છે."

૩૬૦. પ્રકાશ આપવો દીપકનો સ્વભાવ છે. કોઈ તેના વડે રસોઇ કરે છે, કોઇ તેના વડે પાણી ઉન્હુ કરે છે, કોઇ તેના વડે ભાગવતનું અધ્યયન કરે છે. તેમાં દીપકનો દોષ શો ? અર્થાત્ કોઇ ભાગવતનું સ્મરણ કરી મુક્તિ પામવાનો યત્ન કરે છે અને કોઇ ચોરી કરવાનો યત્ન કરે છે, તેમાં ભગવાનનો દોષ શો ?

૩૬૧. નાગાબાવા તોતાપૂરીએ કહ્યું કેઃ રોજ લોટો ન અજવાળીયે તો તેના પર ડાઘા પડી જાય. અર્થાત્ નિત્ય ( ભગવાનનું ) ધ્યાન ન ધરીએ તો ચિત્ત અશુદ્ધ થાય." પરમહંસદેવે ઉત્તર દીધો કેઃ "લોટો સોનાનો હોય તો તેને રોજ અજવાળવાની જરૂર નથી. તેના ઉપર ડાઘ પડતા નથી અર્થાત્ ઇશ્વર પ્રાપ્ત કર્યા પછી સાધનાની આવશ્યકતા રહેતી નથી.

૩૬૨. દોરીનો છેડો જાડો હોય તો તે સોયના કાણાંમાં પરોવાઇ શકાતી નથી તેમ વાસનાનો અંશ હોય તો ભગવાન પ્રાપ્ત થતા નથી.

૩૬૩. "સત્યનો ક્રોધ અને જળનો ડાઘ." એ બે સરખાં. અર્થાત્ તે થોડી વારજ રહે છે.

૩૬૪. મુખેથી ઢોલની વાતો કહે પણુ એક શબ્દ વગાડી શકે નહિ. અર્થાત્ મ્હોડેથી લાંબી લાંબી ( ઉપદેશની ) વાતો કહે ખરા પણ તેવાં માણસો પોતાનું એકે કથન આચરણમાં મુકી શકતા નથી.

૩૬૫. બધા વ્યંજનો એક એક હોય છે પણ "શ" ત્રણ પ્રકારના "શ, સ, ષ." હોય છે. ત્રણે શ કહે છે કેઃ જેમ બને તેમ સહન કરો. આ દુઃખદ સંસારમાં સહ્યગુણની એટલી બધી આવશ્યકતા છે કે જાણે મનુષ્યને પ્રથમથીજ સહ્યગુણની શિક્ષા આપવા માટેજ વર્ણમાળામાં ત્રણ શ, સ, ષની રચના થઇ છે.

૩૬૬. क्षमा रुप तपास्विनां.

૩૬૭. મુક્તિ ક્યારે થશે ? હું જઇશ ત્યારે. જો હું જીવન ધારણ કરીશ તો તે ( ઇશ્વર )નો દાસ થઇને રહીશ.

૩૬૮. માયા અને બ્રહ્મની ગતિ કેવી ? જેમ સાપ ચાલે અને સ્થિર રહી જાય તેવી. અર્થાત્ શક્તિનો પ્રકાશ માયા અને બ્રહ્મ સ્થિર.

૩૬૯. સમુદ્રમાં જળ જેમ સ્થિર અને તરંગમય છે તેજ પ્રમાણે બ્રહ્મ અને માયાનું સમજવું.

૩૭૦. બ્રહ્મ અને શક્તિ ( માયા ) એટલે શું? જેમ અગ્નિ અને તેની દાહિકા શક્તિ હોય છે તેમ.

૩૭૧. કાંદા ( ડુંગળી ) નાં છોડાં ઉખેડતાં છેવટે કશું રહેતું નથી. તેજ પ્રમાણે નેતિ નેતિ શબ્દોચ્ચારનો અર્થ સમજ્યા પછી કશુંજ રહેતું નથી. અર્થાત્ આ સર્વ જગત્ કંઇજ નથી. કાંઇ ન રહે તેજ બ્રહ્મ. બ્રહ્માવસ્થા.

૩૭૨. સર્પ જ્યારે કાંચળી ઉતારે છે ત્યારે તે તેનાથી ભિન્ન રહે છે તેજ પ્રમાણે આત્માને શરીરથી ભિન્ન સમજવો.

૩૭૩. કાચ ઉપર પારો ચોપડેલો હોય છે ત્યારેજ તે( આરસી )માં મ્હોં જોઈ શકાય છે તેજ પ્રમાણે વીર્ય ધારણ કરવાથી બ્રહ્મ દર્શન થાય છે. ( અર્થાત્ મનુષ્યે વીર્યરૂપી અમૂલ્ય વસ્તુને નિરર્થક ગુમાવી દેવી નાહ પણ તેનો સંગ્રહજ કરી રાખવો. જેમ બને તેમ વીર્ય સાચવો. વીર્ય સાચવો. )

૩૭૪. ભગવાન બે વખત હાસ્ય કરે છે. એક તો જ્યારે બે ભાઇઓ દોરી નાખી જમીનોના ભાગ વહેંચી લેતાં કહે છે કે આટલી પૃથ્વી મ્હારી અને પેલી પૃથ્વી ત્હારી એમ કહે છે ત્યારે અને બીજું જ્યારે રોગી મરવાની અણી પર હોય છે છતાં વૈદ્ય-ડૉક્ટર કહે છે કે હું એને બચાવીશ, ત્યારે.

૩૭૫. સાપ જ્યારે પોતાને કરડે છે ત્યારે તેને વિષ ચ્હડતું નથી પણ તે અન્યને કરડે છે ત્યારે તેને વિષ ચડે છે. તેજ પ્રમાણે ભગવાનમાં માયાનું અસ્તિત્વ છે ખરૂં પરંતુ તે તેમને મુગ્ધ કરી શકતું નથી. તે માયા તો અન્ય જીવોનેજ મુગ્ધ કરી શકે છે.

૩૭૬. બિલાડી પોતાનાં બચ્ચાંને દાંત વડે પકડે છે ખરી પરંતુ બચ્ચાંને દાંત વાગતા નથી પરંતુ જ્યારે તે ઉંદર પકડે છે ત્યારે તેજ દાંત વડે તેના પ્રાણ જાય છે. તેજ પ્રમાણે માયા ભક્તને નષ્ટ કરી શકતી નથી. અન્ય જનોને નષ્ટ કરી શકે છે.

૩૭૭. દોરડી બળી જતાં તેનો આકાર રહે છે ખરો પરંતુ તેના વડે કોઈ વસ્તુ બાંધી શકાતી નથી. અહંકાર પણ તેવોજ સમજવો.

૩૭૮. ઘા સુકાઇ જતાં ત્યાંની ચામડી પોતાની મેળેજ ઉખડી જાય છે. છતાં ત્યાં જરા આઘાત લાગતાંજ લોહી નીકળે છે. તેજ પ્રમાણે જ્ઞાન ચૈતન્ય ઉદય પામતાંજ જાતિનું જ્ઞાન રહેતું નથી. અજ્ઞાની જનોને માટે જાતિ ભેદ નષ્ટ કરવો એ દોષાવહ છે.

૩૭૯. મનને માથાના વાળ જેવું જણાવું. વાળને ખેંચી રાખીએ ત્યારે સીધા રહે છે પણ તેને છોડી દેવાથી તે વાંકા વળી જાય છે તેજ પ્રમાણે મનને બળપૂર્વક ખેંચી ન રાખવાથી ( અર્થાત્ વિષય ભોગાદિ તરફ જતાં રોકવાથી તે ) સીધું રહે છે. પણ તેને છોડી મૂકવાથી ( ગમે ત્યાં જવા દેવાથી ) ધાંધળ મચાવી દે છે.

૩૮૦. દૂધ જ્યાં સુધી દેવતા ઉપર હોય છે ત્યાં સુધી ઉકળ્યા કરે છે–ઉભરા પણ આવે છે. દેવતા ખેંચી લેવાથી પ્રથમના જેવુંજ શાંત થઇ જાય છે. સાધનાવસ્થા પણ એવીજ સમજવી.

૩૮૧. કાચી માટી વડે વાસણો બનાવી શકાય છે. પાકી ( બળેલી ) માટીનાં વાસણો બનાવી શકાતાં નથી. ( અર્થાત્ જેનું હૃદય વિષય–બુદ્ધિ વડે દગ્ધ થઇ ગયું છે તેમાં અન્ય ભાવનાનો પ્રવેશ થઈ શકતો નથી.

૩૮૨. પાકું હાંલ્લું ભાંગી જતાં તે પુનઃ સાંધી શકાતું નથી. કાચું હાંલ્લું ભાંગી જતાં તે સાંધી શકાય છે. ( અર્થાત્ જેનામાં પાપ અને વિષય બુદ્ધિ આધક નથી તેનું મન સહજે ઇશ્વર પ્રત્યે જોડી શકાય છે અને જેનું મન પાપ અને વિષય બુદ્ધિમાંજ પચી ગયું છે તેનું મન કોઇ પણ પ્રકારે ઇશ્વર તરફ વાળી શકાતું નથી. )

૩૮૩. અનેક માછલાંના શરીરમાં ઘણા કાંટા હોય છે. તે બધા કાઢી નાંખવા પડે છે. કેટલાંક એવાં પણ માછલાં છે કે જેના શરીરમાં ફક્ત એકજ કાંટો હોય છે. ( અર્થાત્ અનેક માણસો એવાં છે કે જેમણે અનેક પાપ કરેલાં હોય છે. કેટલાંક માણસો એવાં પણ હોય છે કે જેમણે એક બે સામાન્ય પાપજ કરેલાં હોય છે.)

૩૮૪. પ્રાતઃકાલમાંજ માખણુ વલોવી ( કાઢી ) શકાય છે. બપોર થઇ ગયા પછી માખણુ નીકળી શકતું નથી. ( અર્થાત્ ) બાલ્યાવસ્થામાં મન સહેલાઇથી ઇશ્વર પ્રત્યે જોડી શકાય છે. વૃદ્ધાવસ્થામાં તેમ બની શકતું નથી.

૩૮૫. સફેદ વસ્ત્ર ઉપર કાળી શાહીનો એકાદ દાઘ પડતાં તે તુર્તજ નજરે પડે છે, તેમ પવિત્ર મનુષ્યમાં એકાદ દોષ હોય તો પણુ તે ઘણો ભારે જણાય છે.

૩૮૬. શ્રી કૃષ્ણુનો રંગ ઘાસ-ફુલના જેવો હોય છે. ( એક પ્રકારની નીલ-આભાયુક્ત ઘાસ-પુષ્પ થાય છે. )

૩૮૭. તે (ઇશ્વર) માં એકદમ મળી જાઓ ( અર્થાત્ બ્રહ્મ-સાગરમાં એક રૂપ થઇ જાઓ. )

૩૮૮. રાજાનો સાક્ષાત્કાર કરવા જતાં સિપાહી-સન્ત્રીઓની અનેક ખુશામદ કરવી પડે છે. તેજ પ્રમાણે ઇશ્વરનો સાક્ષાતકાર કરવા જતાં નાના પ્રકારનાં સાધન, ભજન અને સાધુ સંગતિ કરવી જોઇએ.

૩૮૯. હિંગ એ કાંઇ મસાલાની ગણુત્રીમાં નહિ, સાકર એ મિષ્ટાન્નની ગણુત્રીમાં નહિં, પ્રણુવ એ વર્ણુની ગણુત્રીમાં નહિ. અને ભક્તિ-કામના એ કામનાની ગણુત્રીમાં નહિ. ( અર્થાત્ એ સર્વના સેવનથી ઉપકારજ થાય છે. અપકાર થતો નથી. અન્ય વડે અપકાર થાય છે. )

૩૯૦. કમળ જળમાં રહે છે છતાં તેના પર જળ ઠરતું નથી. મુક્ત પુરૂષો પણુ તેવાજ સમજવા.

૩૯૧. તળાવનાં માછલાં કાદવમાં રહે છે ખરાં પરંતુ તેને શરીરે કાદવ રહેતો નથી. મુક્ત પુરૂષો પણુ તેવાજ સમજવા.

૩૯૨. ખાંડ અને રેતી એકત્ર થતાં કીડીઓ તેમાથી માત્ર ખાંડ લઈ જાય છે અને રેતી પડતી મૂકે છે. પરમહંસ અને સત્પુરૂષોનાં લક્ષણુ પણુ એવાંજ હોય છે.

૩૯૩. ગ્રન્થ એટલે પુસ્તક નહિ પણુ ગ્રન્થ એટલે ગાંઠ-બંધન સમજવું.

૩૯૪. ચાલણીનો ધર્મ છે કે સારી વસ્તુ કાઢી નાંખવી અને નિરૂપયોગી ( થુલું ) રહેવા દેવું. ( અસત્ મનુષ્યોનો સ્વભાવ પણ એવોજ હોય છે. )

૩૯૫. સુપડાનો ધર્મ છે કે સારૂં રાખી નઠારૂં ઉડાવી દેવું. ( સત્ પુરૂષોનો સ્વભાવ પણ એવોજ હોય છે. )

૩૯૬. એક સમયે અકસ્માત્ વાદળાં ચઢી આવ્યાં, પણ એકાએક પવને આવી વાદળાંને વેગળે ઉડાવી દીધાં. આ જોઇ એક પરમહંસ લંગોટી ફેંકી દઇ નગ્ન થઈ આનંદમાં આવી ખુબ નાચવા લાગ્યા અને બોલ્યા કે: " માયા પણ આ પ્રમાણે પ્રથમ નહોતી. વચમાંજ તે ઉત્પન્ન થઇ હતી. હમણાં તે પુનઃ ઉડી ચાલી ગઇ."

૩૯૭. કોઇ સાધુ પાસે એક માણસ પોતાના બાળકને લઈ ઔષધ લેવા ગયો. સાધુએ કહ્યું: કાલે આવજો. પુનઃ તે બીજે દિવસે સાધુ પાસે ગયો. સાધુએ કહ્યું: ગોળ ખવાડશો નહિ; એટલે રોગ મટી જશે. પેલા માણસે કહ્યું: કાલે કહ્યું હોત તો આજે ધક્કો પડત નહિં. સાધુએ કહ્યું: કાલે મ્હારા ઘરમાં ગોળ પડયો હતો. જો મ્હેં કાલે એ પ્રમાણે કહ્યું હોત તો બાળક કહેત કે સાધુ પાસે ગોળ પડયો છે તો પછી હું શા માટે ના ખાઉં ? અર્થાત્ સાધુ લોકો જેવાં કર્મ કરે છે તેજ પ્રમાણે સર્વ મનુષ્યો વર્તવા ચ્હાય છે.

૩૯૮. જેને રાજા સાથે મૈત્રિ છે તેને એક મજુર સાથે મૈત્રિ કરવામાં આનંદ પ્રાપ્ત થાય ખરો કે ? અર્થાત્ જેને ભગવાન પ્રાપ્ત કર્યા છે તેનું મન સામાન્ય વસ્તુઓ તરફ આકર્ષાય ખરૂં કે ?

૩૯૯. જે સાકરના શરબતનું સેવન કરતો હોય તેને ખારા ગોળનું પાણી ભાવે ખરૂં કે ?

૪૦૦. પાપ અને પારો, બન્ને છુપ્યાં રહે ખરાં કે ?

૪૦૧. મૂળો ખાવાથી મૂળાના ઓડકાર આવે છે અને માંસ ખાવાથી માંસનો ઓડકાર આવે છે. અર્થાત્ જેના મનમાં જેવી ભાવના હોય છે તેવાજ વિચારો તે પ્રકટ કરે છે. ( જેવું અન્ન તેવો ઓડકાર ને જેવી વિદ્યા તેવી બુદ્ધિ. )

૪૦૨. જેમ વકીલને જોતાંજ મુકદ્દમા ( કેસ ) નું સ્મરણ થાય છે તેજ પ્રમાણે ભક્તને જોતાંજ ભગવાનનો વિષય મનમાં સ્ફુરે છે.

૪૦૩. વેદ, પુરાણ સાંભળવાં ખરાં પણ તન્ત્ર શાસ્ત્ર પ્રમાણે કર્મ કરવું. હરિ નામ મુખેથી બોલવું અને કાને સાંભળવું. જેમ કોઇ કોઇ વ્યાધિમાં ખાવાનું અને ચોળવાનું-એમ બે ઔષધનો ઉપયોગ કરવો પડે છે તેમ.

૪૦૪. અન્તર ( હૃદય ) શાક્ત, બાહ્ય શૈવ, અને મુખેથી હરિ શબ્દોચ્ચાર કરવો. નારદના હૃદયમાં એવી ભાવના હતી.

૪૦૫. વૃક્ષ ઉપરનું પાંદડું ખસેડી દેતાં પુનઃ તે તેજ સ્થાને આવે છે. તેજ પ્રમાણે માયાને મનમાંથી ઠેલી મૂકવા છતાં પુનઃ તે મનમાં ઉત્પન્ન થાય છે. પાંદડાંને ખસેડી એક વાંસ જોડે બાંધી દેવાય તો ત્યાંથી હાલી શકતું નથી. તેજ પ્રમાણે માયાને ઠેલી મૂકી મનની આસપાસ જ્ઞાન-ભકિતની વાડ ભરી લેવામાં આવે તો માયા તેમાં પ્રવેશ કરી શકતી નથી. ત્યાં ઇશ્વરનો પ્રકાશ રહે છે.

૪૦૬. જે ઘરમાં હરિનું નામ-કીર્તન થાય છે તે ઘરમાં કલિનો પ્રવેશ થઇ શકતો નથી.

૪૦૭. એક કુવામાં એક દેડકો હતો. સમુદ્રમાંથી બીજો એક દેડકો એક વખત તે કુવામાં આવી ચડ્યો. કુવાના દેડકાએ તેને પૂછ્યું: " તું જે સ્થળે રહે છે તે સ્થળ કેટલું મ્હોટું છે ? " સમુદ્રના દેડકાએ ઉત્તર દીધો: " તે તો બહુ મ્હોટું છે. " કુવાના દેડકાએ પગ પ્હોળા કરી કહ્યું: " આટલું મ્હોટું ? મ્હારા પગ કરતાંયે મ્હોટું ? " સમુદ્રના દેડકાએ કહ્યું: " એના કરતાં તો ઘણુંજ મ્હોટું." કુવાનો દેડકો એક કિનારેથી કુદી બીજે કિનારે જઇ બોલ્યો: " આટલું મ્હોટું ? " સાગરના દેડકાએ કહ્યું: " ના, એના કરતાંયે મ્હોટું. " કુવાના દેડકાએ કહ્યું: " તું જૂઠું બોલે છે. કુવા કરતાં મ્હોટું કોઇ સ્થળજ નથી." ( ટુંકી બુદ્ધિનાં માણસો એમજ સમજે છે કે: અમે કહીએ છીએ તે સત્ય. બીજું બધું જૂઠું. )

૪૦૮. જેને (ઇશ્વર ઉપર) વિશ્વાસ છે તેનું સર્વ છે. જેને ( ઇશ્વર

ઉપર ) વિશ્વાસ નથી તેનું કાંઇ નથી. ( અર્થાત્ જેને ઇશ્વર ઉપર વિશ્વાસ છે તેનાં સર્વ કામ સિદ્ધ થાય છે. )

૪૦૯. ના, ના, કહેવાથી કાંઇ મળતું નથી. જે મનુષ્ય સર્વ વિષયમાં ના, ના કહ્યા કરે છે તે સારૂં માણસ નથી.

૪૧૦. કલ્પતરૂના મૂળમાં બેસી એક માણસે ધાર્યું કેઃ " હું રાજા થાઉં તો ? " તુર્તજ તે રાજા થયો. વળી તેણે ધાર્યું કેઃ " એક સુંદર સ્ત્રી મળે તો ? " તુર્તજ તેની સેવામાં એક સુંદર સ્ત્રી આવી હાજર થઇ. થોડી વાર પછી તેણે ધાર્યું કેઃ " વાઘ આવીને મ્હને ખાઇ જાય તો ? તત્ક્ષણાત્ વાઘ આવી તેને ખાઇ ગયો. " ભગવાને કશું આપ્યું નહિ. એવું વારંવાર બોલવું નહિ. ( તે તો ભક્તવત્સલ છે. દીનબંધુ છે. ભીડભંજન છે.)

૪૧૧. ઉંચી અગાસીમાં ઉભા રહ્યાથી નીચે ઉભેલાં સર્વ સમાન જણાય છે. તેમ ઇશ્વર પ્રાપ્ત થયા પછી સર્વ સમાન જણાય છે. સારા નઠારાંનો ભેદ રહેતો નથી.

૪૧૨. પહાડ ઉપર ચઢતાં મ્હોટાં મ્હોટાં શાલવૃક્ષ અને ઝીણી ઝીણી ઘાસ નજરે પડે છે તે વખતે એવીજ ધારણા થાય છે કેઃ ઘાસ કેટલી ઝીણી અને શાલવૃક્ષ કેવાં મ્હોટાં છે ? પરંતુ જ્યારે પહાડ ઉપર ચઢી ગયા પછી નીચે નજર કરતાં ઘાસ અને શાલવૃક્ષ, એ બન્ને સમાન જણાય છે. તેજ પ્રમાણે પાર્થિવ દ્રષ્ટિએ જોતાં માતા, પિતા મ્હોટાં જણાય છે. તેના પ્રત્યે વિશેષ આદર ઉત્પન્ન થાય છે અને અન્યજનો પ્રત્યે તેવી આદર–બુદ્ધિ રહેતી નથી. પરન્તુ ઇશ્વર તરફ દ્રષ્ટિ વળ્યા પછી સર્વ જીવાત્મા સમાન જણાય છે. તે વખતે તો તે સર્વની સેવા કરવી એજ કર્તવ્યકર્મ ( duty ) સમજવામાં આવે છે.

૪૧૩. વાછરડું " હંમ્મા, હંમ્મા. " કરી માતાને બુમો પાડે છે. ( અર્થાત્ હમ્, હમ્–અહં, અહં ( હું, હું ) કહે છે. ) પરંતુ મરણ પામ્યા પછી ઢોલનું ચામડું બને છે અને અમુક વ્યક્તિના હાથમાં જતાં પિંજારાની તાંત બને છે. એ તાંતવડે રૂ પિંજવામાં આવે છે તે વખતે તે "તુંહું–તુંહું શબ્દનાદ કરે છે. ( અર્થાત્ જ્યારે અહંકાર હોય છે ત્યારે તેને હું–હું

કહે છે પરંતુ તેનો અહંકાર નાશ પામતાં તે "તું—તું" એમ કહે છે. ( અહંકાર નાશ પામતાંજ તેને સત્ય વસ્તુની પ્રાપ્તિ થાય છે. )

૪૧૪. "હુંપણું" બે પ્રકારનું હોય છે. એક પક્વ અને એક અપરિપક્વ. ( અર્થાત્ કાચું. ) હું અમુકનો પુત્ર, મ્હારૂં ઘર, મ્હારૂં નામ ફલાણું, એ સર્વ અપક્વ અર્થાત કાચું "હું" પણું પરંતુ ભગવાનની પાસેથી જે "હું" પણું પ્રાપ્ત થાય છે ( અર્થાત્ ભગવાનને જાણ્યા પછી જે "હું પણું" ઉત્પન્ન થાય છે તેજ પક્વ "હું પણું" સમજવું.) (અર્થાત્ હું તે (ભગવાન)નો પુત્ર છું. આ સર્વ મ્હારૂં નથી. આ દેહ સુદ્ધાં મ્હારો નથી. એને 'પક્વ" હુંપણું કહે છે. )

૪૧૫. એક સમય અર્જુનના મનમાં અહંકાર થયો કે: હું સૌથી શ્રેષ્ઠ ભક્ત છું. અર્જુનનો એ અહંકાર નાશ કરવાની ઇચ્છાથી ભગવાન તેને પોતાની સાથે લઇ ફરવા ગયા. માર્ગમાં તેમણે જોયું કે: એક માણસ બગલમાં તરવાર લઇ સુકું ,ઘાસ ઉખેડતો હતો. એ જોઇ અર્જુને શ્રી કૃષ્ણને પૂછ્યું કે: "આ માણસની બગલમાં તરવાર છે તેનું કારણ શું?" શ્રીકૃષ્ણે કહ્યું: "તું એનેજ પૂછ." અર્જુને તેને પ્રશ્ન કર્યો. તેણે ઉત્તર દીધો કે: "ત્રણ માણસને કાપી નાંખવા માટે મ્હેં તરવાર ધારણ કરી છે." અર્જુને પૂછ્યું: "ત્રણ જણનાં નામ કહેશો?" ઘાસ કાપનારે કહ્યું: "પ્રલ્હાદ, દ્રૌપદી અને અર્જુન." અર્જુને પૂછ્યું: "શા માટે?" તેણે કહ્યું: "પ્રલ્હાદ એવો દુષ્ટ કે માખણ કરતાં પણ વિશેષ કોમળ શરીરવાળા ભગવાનને અતિ કઠીન સ્ફટિકના થાંભલામાંથી એણે પ્રકટ કર્યા, અને દ્રૌપદીએ ભગવાનને ભોજન કરવા બેઠા હતા તેજ સમયે તેમને પ્રાર્થના કરી બોલાવ્યા હતા, અને અર્જુને તેમને કૌરવ—પાણ્ડવના યુદ્ધમાં અઢાર વખત બોલાવી રથના સારથિ બનાવ્યા હતા." ભક્તિની અનેક ભાવના છે. ઘાસ કાપનારની અલૌકિક પ્રેમભાવના જોઇ અર્જુનનો અહંકાર ચૂર્ણ થઇ ગયો.

૪૧૬. તે ( ઇશ્વર) સોયના નાકામાં હાથીનો પ્રવેશ કરાવી શકે છે. ( અર્થાત્ ભગવાનની ઇચ્છા થતાં સર્વ કાર્ય થઇ શકે છે. )

૪૧૭. એક મનુષ્ય એક સાધુ પાસે જઇ અતિ દીનભાવે બોલ્યો કે:

"હું અતિ અધમ-પાપી છું. આપને કંઇ દાન કરવાની મ્હને ઇચ્છા છે." સાધુએ કહ્યું: "વારૂ, જે વસ્તુને તું ઘણી નઠારી માનતો હોય તે લઇ આવ." એ સાંભળી પેલા માણસે બહુ વિચાર કરી વિષ્ઠાને અતિશય નઠારી જાણી હાથમાં લીધી. તેજ ક્ષણે વિષ્ઠાને વાચા થઈ. તેણે કહ્યુંઃ "ભાઇ! મ્હને સ્પર્શ કરતો ના. હું દેવતાઓના ઉપભોગની વસ્તુ મિષ્ટાન્ન પકવાન્ન વગેરે હતી પરંતુ ત્હારો સ્પર્શ કર્યાથી મ્હારી આવી સ્થિતિ થઇ છે. (અર્થાત્ ત્હારા પેટમાં ગયા પછી હું નિરર્થક-દુર્ગંધમય થઇ છું.) જેથી કોઇ પણ મ્હારી પાસે આવતાંજ નાકે લુગડું દઇ મ્હોડું ફેરવી ચાલ્યું જાય છે. તુંજ એકલો મ્હને સ્પર્શ કરવા આવ્યો છે, પરંતુ ત્હારા સ્પર્શથી હવે પછી મ્હારી કેવી હીન અવસ્થા થશે તે કહી શકાતું નથી. મ્હને સ્પર્શ કરતો ના." એ સાંભળી સ્પર્શ કરનાર માણસ સ્તબ્ધ થઇ ગયો. તેના સમજવામાં આવ્યું કે: મનુષ્ય-શરીર એજ નઠારી વસ્તુ બનાવવાનો સાંચો છે. તેણે વિષ્ઠાના કરતાં પણ પોતાને નઠારો-અધમ માની અતિશય દીનભાવ ધારણ કર્યો છે. (એનું નામજ સાચો દીનભાવ છે.)

૪૧૮. એક જન્મમાંજ ઇશ્વર પ્રાપ્ત કરીશ. ત્રણ દિવસમાંજ ઈશ્વર-પ્રાપ્ત કરીશ. અરે! એક વખત ઈશ્વર-નામોચ્ચાર કરતાંજ તેને પ્રાપ્ત કરી શકીશ. એવી ઉત્કૃષ્ટ ભક્તિનેજ ભગવાન ચ્હાય છે. ઢીલી ભક્તિ તે(ઇશ્વર)ને પસંદ નથી.

૪૧૯. જળમાં ડૂબકી મારતાં જેમ પ્રાણ આકુળવ્યાકુલ થાય છે તેજ પ્રમાણે ભગવાનને માટે પ્રાણ આકુળ-વ્યાકુળ થશે ત્યારેજ તેનાં દર્શન થશે.

૪૨૦. એક માણસ એક પછી એક વસ્તુનો ત્યાગ કરતો હતો. એ સાંભળી એક માણસ તેની પાસે જઇ બોલ્યો કે: "શું એ પ્રમાણે ત્યાગ થઈ શકે? જો, આમ થાય." એમ કહી પહેરેલાં વસ્ત્ર વેગળાં ફેંકી દઇ લંગોટી મારી તે સાધુ થઇ ગયો. તે પુનઃ સંસારમાં પાછો ફર્યો નહિ.

૪૨૧. આબરૂદાર ખેડુતે ૧૨ વર્ષ પર્યંત વૃષ્ટિ ન થાય તો પણ ખેતર ખેડ્યાં વગર રહે નહિ, તેજ પ્રમાણે (ઇશ્વર પ્રત્યે) વિશ્વાસુ મનુષ્ય સમસ્ત જીવન પર્યંત તે (ભગવાન)નાં દર્શન ન થાય તો પણ તેનું નામ સ્મરણ ત્યાગ કરતો નથી.

૪૨૨. સન્યાસીને સારાં-સ્વાદિષ્ટ-મિષ્ટાન્ન આદિનું ભોજન કરાવવું નહિ. કારણ કેઃ તેમ કરવાથી તેની ભોગેન્દ્રિયો ચંચળ થઇ જાય છે.

૪૨૩. અદ્વૈત જ્ઞાન છેડે ( હૃદયમાં ) ધારણ કર્યા પછી ઇચ્છામાં આવે તેમ વર્તવું. અર્થાત્ જેનું અદ્વૈત જ્ઞાન પરિપક્વ થયું છે તેનામાં કશો દોષ રહેશે નહિં અને તેના દ્વારા કોઇ દુષ્ટ કાર્ય થશે નહિં.

૪૨૪. એક સમય પિતા અને પુત્ર બન્ને સાધુ થઇ દક્ષિણેશ્વર (પરમહંસદેવ પાસે ) આવ્યા હતા. પુત્રને જ્ઞાન ઉત્પન્ન થયું હતું. પિતાને થયું નહતું. પરમહંસદેવ જે ઓરડામાં રહેતા હતા ત્યાં બેસી બન્ને તેમની સાથે વાર્તા લાપ કરી રહ્યા હતા. ઓરડામાં ઉંદરનુ દર હતું. તેમાંથી એક સાપે આવી પુત્રને દંશ દીધો. એ જોઇ તેનો પિતા ગભરાઇ બુમો પાડવા લાગ્યો. પુત્ર સ્થિર ચિત્તે બેસીજ રહ્યો. એ જોઇ પિતાએ તેમ કરવાનું કારણ પૂછતાં પુત્ર હસવા લાગ્યો. એ જોઇ પિતા ગમે તેમ બોલવા લાગ્યો. પુત્રને હસવાનું કારણ પૂછતાં તે બોલ્યોઃ "સાપ કેવો અને કોને કરડયો છે?" એ સમયે પુત્રના મનમાં અભેદ ભાવના ઉત્પન્ન થઇ હતી. તે મનુષ્ય અને સાપમાં ભેદ જાણતો નહતો. પરમહંસદેવને મુખેથી સાંભળ્યું છે કેઃ સાપ કરડવાથી પુત્રને કશી ઇજા થઇ નહતી! એનુંજ નામ સાચી અભેદ-ભાવના.

૪૨૫. પરમહંસદેવ કહેતા કેઃ દિવસે સારી પેઠે-પેટ ભરીને-આહાર કરવો પરંતુ રાતે તો થોડું ભોજન કરવું. ( સાધક રાતે વિશેષ આહાર કરે તો તેની કામ વૃત્તિ જાગૃત થાય છે. )

૪૨૬. કર્ત્તાભજા લોકો "મન્ત્ર" ન "મન-તોર" ( એટલે ત્હારૂં મન ) એમ કહે છે. અર્થાત્ મન એ ત્હારૂંજ છે. તેને તું જેવું કરવા ધારશે તેવું કરી શકશે.

૪૨૭. મહા પ્રભુએ નિત્યાનન્દને કહ્યું હતું કેઃ "ભાઇ! હું આટલા બધા જીવો ઉપર પ્રેમ રાખું છું છતાં તેમનું કલ્યાણ થતું નથી તેનું કારણ શું?" નિત્યાનન્દે ઉત્તર દીધો કેઃ "એ લોકો સ્ત્રી સંગ કરે છે તેથી તેમનામાં કશું રહેતું નથી." મહા પ્રભુએ કહ્યુંઃ "ભાઇ નિત્યાનંદ સાંભળો! સંસારી જીવોની કોઇ કાળે સદ્ગતિ થશે નહિં."

૪૨૮. વિષયી મનુષ્યોને બ્રહ્માનન્દ કરતાં વિષયાનન્દજ સારો લાગે

છે. મથુરબાબુએ પરમહંસદેવ પાસે સમાધિ-સ્થીતિ માટે. પ્રાર્થના કરતાં તેને સમાધિ-સ્થીતિ પ્રાપ્ત થઇ હતી. કોઇ ડાકટરથી તે સ્થીતિ ફેરવી શકાઇ નહોતી. કોઇ કોઇ કહેતું કેઃ પરમહંસદેવના જેવી તેની સ્થીતિ થઇ છે. એવી સ્થીતિ ૯૫ દિવસ પર્યંત રહી હતી. પરમહંસદેવે મથુરબાબુને ઘેર જઇ તેને શરીરે હાથ ફેરવ્યો ત્યારે તેની તે સ્થીતિ અદ્રષ્ય થઈ સાધારણ સ્થીતિમાં તે આવ્યા હતા. એ સમયે મથુરબાબુએ પરમહંસદેવને કહ્યું હતું કેઃ "હમણાં એ (સમાધિ) અવસ્થાની મ્હને આવશ્યક્તા નથી. પુત્રો મ્હારૂં કામકાજ સંભાળી શકે એવા નથી." ( કૂતરાને ગમે તેટલાં મિષ્ટાન્ન મળે તો પણ વિષ્ટા દેખતાંજ તેના તરફ તેનું ચિત્ત ખેંચાય છે તેમ વિષયી મથુરબાબુને બ્રહ્માનન્દ પ્રાપ્ત થયો તે છતાં વિષયાનન્દ તરફ તેનું ચિત્ત વળ્યું ! )

૪૨૯, કોઇ ગુરૂનો એક રાજા શિષ્ય હતો. રાજાને ગુરૂએ ઉપદેશ દીધો કેઃ "સર્વ ભૂત માત્ર સમાન છે." ઘેર આવતાંજ કન્યા સાથે ભોગ કરવાની રાજાને ઇચ્છા થઇ. તેણે વિચાર્યું કેઃ જેવી રાણી તેવીજ કન્યા. સર્વ ભૂત-જીવ માત્ર-સમાન છે. રાજાની ઇચ્છા જાણી રાણી તુર્તજ ગુરૂ પાસે ગઇ. ગુરૂએ કહ્યુંઃ રાજા જમવા બેસે તે વખતે તેની થાળીમાં બીજા પદાર્થો સાથે થોડી વિષ્ટા પણ પિરસજે. રાણીએ તેમજ કર્યું. રાજાએ તેનો આહાર નહિં કરતાં ગુરૂ પાસે આવી કહ્યુંઃ "તમે વિષ્ટાનું ભોજન કરો જોઉં." રાજાએ તળાવમાં ડુબકી મારી ભુંડનું રૂપ ધારણ કર્યું, અને વિષ્ટાનો આહાર કર્યા પછી તુર્તજ તળાવમાં ડુબકી મારી પુનઃ મનુષ્ય રૂપ થયા. રાજાએ કહ્યુંઃ "તમે વિષ્ટાનો આહાર કેમ કર્યો નહિં ?" ગુરૂએ કહ્યુંઃ "કેમ ? ભુંડનું રૂપ ધારણ કરી મ્હેં વિષ્ટાનો આહાર કર્યો તે તેં ન જોયું ?" એ સમયે રાજાને જ્ઞાન ઉત્પન્ન થયું.

૪૩૦. શ્રી રામચન્દ્રજીને સેતુ બાંધી સમુદ્ર પાર જવું પડયું હતું અને હનુમાન તો ફક્ત "જય રામ" એટલુંજ બોલી સમજમાં સમુદ્ર ઓળંગી ગયા હતા. ( વિશ્વાસનું ફળ એવુંજ. )

૪૩૧. એક સમયે એક મનુષ્ય વહાણમાં બેસી યાત્રા કરતો હતો. એટલામાં વહાણ ભાંગી ગયું. તે તરતો લંકા તરફ ગયો. રાક્ષસો તેને પકડી બિભીષણની પાસે લઇ ગયા. બિભીષણે તેને જોઇ "શ્રી રામચન્દ્રજીએ આવોજ

મનુષ્યાવતાર લીધો હતો." એમ કહી તેની પૂજા-આરતી કરી. એનું નામજ સાચી ભક્તિ.

• ૪૩૨. રાવણુને કોઇએ કહ્યું કેઃ "તમે અનેક સ્વરૂપ ધારણુ કરી શકો છો, તો પછી રામચન્દ્રજીનું રૂપ ધારણુ કરી સીતા પાસે કેમ જતા નથી?" રાવણે કહ્યુંઃ " જ્યારે હું રામચન્દ્રજીના રૂપનું સ્મરણુ કરૂં છું ત્યારે " तुच्छं ब्रह्मपदं परवधुसंगः कुतः અર્થાત્ જ્યારે રામરૂપનું સ્મરણુ કરૂં છું ત્યારે બ્રહ્મપદ સુદ્ધાં મ્હને તુચ્છ જણુાય છે ત્યાં પછી પરસ્ત્રીની તો વાતજ શી ?"

૪૩૩. સીતાની અગ્નિ પરીક્ષા થઇ તે વખતે હનુમાને ક્રોધને વશ થઇ કહ્યું હતુ કેઃ "को रामः" અર્થાત્ રામને હું ઓળખતો નથી. સીતાને જે આવી સ્થીતિમાં મૂકે તે મ્હારા રામજ નહિ.

૪૩૪. એક મનુષ્યને સમુદ્ર પાર જવાની ઇચ્છા થઇ. એક સાધુએ તેને એક કાગળનો કટકો આપી કહ્યું કેઃ " આ કાગળને લીધે તું પાર જઇ શકશે." પેલો મનુષ્ય કાગળ પાસે રાખી સમુદ્ર ઉપરથી પસાર થવા લાગ્યો. મધ્યમાં જતાંજ કાગળમાં શું લખ્યું છે તે જોવાની તેને ઇચ્છા થઇ. કાગળ ઉઘાડી જોતાં તેમાં કેવળ "રામ" શબ્દ લખ્યો હતો. તેણે મનમાં કહ્યું. " બસ, આટલુંજ છે કે ? " કાગળમાં લખેલા શબ્દનું મહત્વ તેના મનમાં ઓછું થતાંજ તે સમુદ્રમાં ડૂબી ગયો." સાધુ મહાત્માઓના વાક્ય ઉપર સંશય લાવનારની એવી સ્થીતિ થાય છે.

૪૩૫. એક રાજા બ્રહ્મહત્યા કર્યા પછી પ્રાયશ્ચિત્ત વિધાન જાણુવા માટે કોઇ એક ઋષિ પાસે ગયો. ઋષિ તે સમયે સ્નાન કરવા ગયા હતા. પર્ણ-કૂટીમાં તેમનો પુત્ર હતો. તેણે રાજાને કહ્યુંઃ "ત્રણુ વખત રામ નામોચ્ચાર કરજો." ઋષિએ આવી તે સાંભળતાંજ પુત્રને કહ્યુંઃ "એકજ વખત રામ નામોચ્ચાર કરવાથી કોટી જન્મનાં પાપ નાશ પામે છે તે નામોચ્ચાર ત્હેં ત્રણુ વખત કરવા કહ્યું ? તું ચણ્ડાલ થશે." ઋષિનો શાપ થવાથી તે ગુહક ચણ્ડાલ થયો હતો. ઇશ્વર નામોચ્ચાર ઉપર આટલી બધી-તીવ્ર શ્રદ્ધા જોઇએ.

૪૩૬. લજ્જા, તિરસ્કાર અને ભય, એ ત્રણુ રહેવા ન જોઇએ. અ-ર્થાત્ એ ત્રણુ નષ્ટ થાય ત્યાં સુધી ઇશ્વર પ્રાપ્ત થતા નથી.

૪૩૭. ( માયા ) પાશબદ્ધ હોય તે જીવ અને ( માયા ) પાશમુક્ત હોય તે શિવ કહેવાય.

૪૩૮. પંચભૂતના ફંદામાં ફસાયાથી બ્રહ્મને અશ્રુપાત કરવો પડે છે.

૪૩૯. જ્યારે ( ઇશ્વર ) અવતારનો જન્મ થાય છે ત્યારે તે જળની રેલ પેઠે આવે છે. તે સમયે ઘરને આંગણે જળ આવી પહોંચે છે. (અર્થાત ઇશ્વર અવતાર ગ્રહણ કરે છે ત્યારે રેલના જળની પેઠે થાય છે. રેલ આવતાં જેમ એકાએક ઘરને આંગણે જળ આવે અને જળનું દુઃખ ક્ષણ વારમાં મટી જાય છે તેજ પ્રમાણે અવતારી પુરૂષ જન્મતાં મુક્તિ સહજ—સમાન થઇ પડે છે.)

૪૪૦. જળની આવશ્યકતા થતાં કૂવો ખોદવાથી જળ મળે છે પરંતુ રેલ આવે છે ત્યારે સર્વત્ર જળ જળાકાર થઇ રહે છે. તેજ પ્રમાણે અન્ય સમયે અતિ કષ્ટ સહન કરી [ ઇશ્વર ] સાધન—ભજન કરી ઇશ્વર પ્રાપ્ત કરી શકાય છે. પરંતુ જ્યારે [ ઇશ્વર ] અવતારનો જન્મ થાય છે ત્યારે સવત્ર તેમનાંજ દર્શન થાય છે.

૪૪૧. ભગવાન સાથે જીવાત્માનો અતિ નિકટનો સંબધ છે. લોહું અને લોહચુંબકની પેઠેજ, તેમ છતાં જીવ તરફ ઇશ્વરનું આકર્ષણ થતું નથી તેનું કારણ જાણો છો ? જેમ લોહ ઉપર કચરો ઠરેલો હોય તો ચુંબક તેના તરફ આકર્ષાતું નથી તેજ પ્રમાણે જીવાત્મા સાથે માયારૂપી કાદવ વળગેલો હોવાથી તેના તરપ ઇશ્વરનું આકર્ષણ થતું નથી. કચરો દૂર થતાંજ ચુંબક જેમ લોહ તરફ આકર્ષાય છે તેજ પ્રમાણે ઇશ્વર માટે અશ્રુપાત કરી જીવનો માયારૂપી કાદવ ધોવાઇ જાય છે ત્યારેજ ભગવાનનું તેના તરફ આકર્ષણ થાય છે. [ ત્યારેજ જીવ ઉપર ભગવાન પ્રસન્ન થઇ તેના હૃદયમાં નિવાસ કરે છે. ]

૪૪૨. સિદ્ધ પુરૂષને કેવા જાણવા ? જેમ કુવો હોય પણ તે પુરાઇ ગયો હોય અને તેને દુરસ્ત કર્યા પછીજ તેનો ઉપયોગ કરી શકાય છે તેવા. અવતારી પુરૂષને કેવા જાણવા ? જેમ કોઇ સ્થળે કૂવો ન હોય તે સ્થળે કુવો ખોદતાં જળનું સુખ થઇ જાય છે તેવા.

૪૪૩. ગુરૂં જાણે કુટણો [ દલાલ ] હોય તેવા સમજવા. કુટણો [ દલાલ ]•જેમ સ્ત્રી–પુરૂષનું મિલન કરાવે છે તેજ પ્રમાણે ગુરૂ પણ મનુ-ષ્યને ઇશ્વર સાથે મિલન કરાવે છે.

૪૪૪. એક મનુષ્ય ગુરૂ સંબંધી તર્કવિતર્ક કરતો હતો. તેને પરમહં-સદેવે કહ્યું: " ત્હારે એટલી બધી પંચાત કરવાની જરૂર શી ? ત્હારે મુકતા-ફળની દરકાર છે. મુકતાફળ [ મોતી ] લઇ છીપને ફેંકી દે એટલે પત્યુ." [ અર્થાત્ ત્હારે ઉત્તમ જ્ઞાનની આવશ્યકતા છે. તે પ્રાપ્ત કર એટલે બસ ગુરૂનાં આચરણ જોવાની શી જરૂર ? ]

૪૪૫. કાગળ ઉપર તેલ ઢોળાયું હોય તો તેના ઉપર લખી શકાતું નથી તેજ પ્રમાણે જીવાત્માને કામિની કાંચનરૂપી તેલ લાગતાં તેનાથી [ઇશ્વર] સાધના થઇ શકતી નથી. તેલવાળા કાગળ ઉપર ખડિ [ સપેતો ] ચોપડી સ્વચ્છ સાફ કર્યા પછી લખી શકાય છે તેજ પ્રમાણે જીવાત્માને " કામિની કાંચન " ની માયારૂપી તેલ ચોપડાતાં ત્યાગરૂપી ખડિ ચોપડી સાફ કર્યા પછી તેનાથી [ ઇશ્વર ] સાધના થઇ શકે છે.

૪૪૬. વૈદો કહે છે કે: એક પ્રકારના ઝેરી જંતુ એવા હોય છે કે તે કરડે ત્યારે પ્રથમ હળદર ચોપડી વિષ ખેંચી લીધા પછી તેના ઉપર ઔષધ ચોપડવાથી દરદીને ફાયદો થાય છે. તેજ પ્રમાણે " કામિની–કાંચન " રૂપી ઝેરી જંતુ જીવને કરડે ત્યારે પ્રથમ ત્યાગરૂપી હલદર લગાડી માયારૂપી વિષ ખેંચી લેવું જોઇએ. ત્યાર પછી તેનાથી [ ઇશ્વર ] સાધન કરી શકાય છે.

૪૪૭. મન એ સફેત વસ્ત્ર જેવું છે. તેના ઉપર જેવા રંગની છાપ પાડવી હશે તેવી પાડી શકાશે.

૪૪૮. એક શ્રીમંત મારવાડીએ આવી પરમહંસદેવને કહ્યું કે: " મ્હેં સર્વનો ત્યાગ કર્યો છે છતાં હજી શા માટે મ્હને ભગવાનનાં દર્શન થતાં નથી ? " પરમહંસદેવે ઉત્તર દીધો કે: " તમે તેલની બરણી જેવા છો. બરણીમાંથી તેલ બહાર કાઢી લેવા છતા પણ બરણીમાં સહજ પણ તેલ ચોપડાઇ રહે છે અને ગંધ આવે છે તેજ પ્રમાણે તમારામાંથી હજી પણ વિષય–કર્મની ગંધ નીકળે છે. ( અર્થાત્ હજી પણ તમારૂં ચિત્ત થોડે ઘણે દરજ્જે પણ વિષયોમાં ભટકે છે ! )

૪૪૯. એક ભક્ત પુષ્કળ જપ કરતો. તેને પરમહંસદેવે કહ્યું: "એકજ સ્થળે રાત દિવસ બેસી રહો છો. બીજે સ્થળે ચાલ્યા જાઓ." ભક્તે કહ્યું: "તે ( ઇશ્વર ) ની કૃપા થયા વિના તેમ બનશે નહિ." પરમહંસદેવે કહ્યું: "તે (ઇશ્વર) ની કૃપાથીજ પવન રાત દિવસ વહે છે. વહાણુનો સઢ ઉઘાડી નાંખો તોજ તેને પવન લાગશે." ( અને વહાણ બીજે સ્થળે ગમન કરશે. )

૪૫૦. નૈસર્ગિક હવા આવતાંજ પાંખો પહોળી કરી દેવી જોઇએ. ( પક્ષીઓ જેમ હવામાં પાંખ હલાવ્યા વિના તરે છે તેમ. ) ઇશ્વરની કૃપા થયા પછી સાધન ભજનની દરકાર રહેતી નથી.

૪૫૧. પરમહંસ દેવ કહેતા કે: "કલિયુગમાં હઠયોગ સિદ્ધ થવો બહુ કઠિન છે." એક જણે પૂછ્યું: "કેમ ? તેનો ઉદ્દેશ્ય પણ ભગવાન પ્રાપ્ત કરવાનોજ છે." પરમહંસદેવે ઉત્તર દીધો: "અન્તે શરીર ઉપરજ મન ચોંટે છે. કર્તાભજા ( આ નામનો બંગાલામાં એક સમ્પ્રદાય છે તે ) લોકો સાધના કરવા જતાં અંતે સ્ત્રી-સંગમાં તેમનું મન ચોંટે છે તેમ. ( હઠયોગના સાધકોને નેતિ, ધોતિ, બસ્તી આદિ ક્રિયાદ્વારા શરીરને નિર્મળ રાખવું પડે છે એટલે શરીર ઉપરજ તેમનું મન ચોંટયું રહે છે. )

૪૫૨. કર્તાભજા-સમ્પ્રદાયનો ઉદ્દેય ઉત્તમ છે ખરો પરંતુ તેમણે તે બગાડી નાંખ્યો છે. તેમનો ઉદ્દેષ્ય એવો છે કે: "સ્ત્રીયો હિજડા અને પુરૂષો ખોજા, ( બને ) તોજ થઇ શકાય કર્તાભજા." અર્થાત્ સ્ત્રી અને પુરૂષ બન્નેએ કામજિત થવું જોઇએ. તોજ સાચા કર્તાભજા થઇ શકાય. ( તેને બદલે તેઓ સ્ત્રી-સંગમાંજ આનંદ માને છે. જેમ વામમાર્ગીઓ પંચમકારમાંજ આનંદ માને છે તેમ. )

૪૫૩. જીવતાં મરી જાણે તેજ મનુષ્ય મ્હારા હરિપની પેઠે ( આ નામનો એક શિષ્ય. )

૪૫૪. દત્તાત્ર અવધૂતનો એક ગુરૂ તો મધમાખી પણ હતી. મધમાખીઓ કષ્ટ સહન કરી મધનો સંચય કરતી હતી. એટલામાં કોઇ એક માણુસ આવી મધપૂડો નીચવી મધ પી ગયો. તેના સંચયનું ધન તે ઉપભોગ કરી શકી નહિ. એ જોઇ ભગવાન દત્તાત્રયે મધમાખીને કહ્યું

કે: "મહારાજ તમે મ્હારા ગુરૂ છો. સંચય કરવાથી કેવું પરિણામ થાય છે તે હું તમારી પાસેથી શીખ્યો છું."

૪૫૫. એક ભક્ત પરમહંસદેવ પાસે બેસી કર્તાભજા સમ્પ્રદાયની નિન્દા કરવા લાગ્યો. પરમહંસ દેવે કહ્યું: "ભાઇ ! એની નિન્દા કરવાથી ફળ શું ? એવા સમ્પ્રદાયમાં પણ અનેક સિદ્ધ પુરૂષો થઇ ગયા છે. સાંભળ ભાઇ ! જેમ ઘરમાં પ્રવેશ કરવા માટે અનેક માર્ગ હોય છે અને વળી જાજરૂમાં થઇને પણ ઘરમાં પ્રવેશ કરી શકાય છે તેમ એ પણ (ઇશ્વર-મંદિરમાં પ્રવેશ કરવાનો) એક માર્ગ છે ખરો પરંતુ કાદવકીચડવાળો-દુર્ગંધમય થઇ ગયો છે."

૪૫૬. સ્ત્રી ભક્તિ-ગદ્ગદ થઇ અશ્રુપાત કરી આળોટે તો પણ તેના ઉપર વિશ્વાસ રાખવો નહિ.

૪૫૭. કલકત્તામાં પ્રવેશ કરવા માટે અનેક માર્ગ છે. એક અજાણ્યા પ્રવાસીએ આવી કલકત્તામાં પ્રવેશ કરવાનો માર્ગ પૂછ્યો. એક જણે કહ્યું કે: "આ રસ્તે થઇને જાઓ." થોડે વેગળે ગયા પછી બીજા માણસને પૂછતાં તેણે એક બીજો રસ્તો બતાવ્યો. એજ પ્રમાણે અનેક માણસોએ અનેક માર્ગ બતાવ્યા. તે બિચારો પ્રવાસી આમ તેમ અથડાવા લાગ્યો. તે કલકત્તે જઈ શક્યો નહિ. કલકત્તે જવાની ઇચ્છા હોય તો કલકત્તે જઇ આવ્યો હોય તેવા એક ભોમિયાના કથન પ્રમાણે વર્તવું જોઈએ. તેજ પ્રમાણે ઇશ્વરની પાસે જવું હોય (ઇશ્વર પ્રાપ્ત કરવા હોય) તો જે પુરૂષ ઇશ્વરના મંદિરમાં જઇ આવ્યો હોય (અર્થાત્ જેણે ઇશ્વર-દર્શન કર્યા છે.) તેના કથન પ્રમાણે વર્તવું જોઇએ નહિ તો ફોકટ અથડાઇ મરવું પડશે.

૪૫૮. જે મનુષ્ય થોડું અંગ્રેજી ભણેલો હોય છે તે વાત વાતમાં અંગ્રેજી બોલે છે, અને જે સંપૂર્ણ અંગ્રેજી શિખ્યા છે તેના મુખમાંથી એકા એક અંગ્રેજી ભાષા નીકળતી નથી. ધર્મ-શાસ્ત્ર કથા સંબંધી પણ એમજ સમજવું.

૪૫૯. ખાલી ઘડામાં જળ ભરવા જતાં તેમાં ભગ્ ભગ્ શબ્દ સંભળાય છે. ભરેલા ઘડામાંથી એવો શબ્દ સંભળાય છે. જેણે ભગવાન પ્રાપ્ત

કર્યા નથી તે ભગવાન સંબંધી અનેક ધાંધલ કરી મૂકે છે, પરંતુ જેણે તે (ભગવાન)નાં દર્શન કર્યાં છે તે તો સ્થિર ચિત્તે ઇશ્વરાનન્દનો ઉપભોગ કરે છે.

૪૯૦ સદસત્‌ના વિચારનેજ વિવેક કહે છે. વિષય તૃષ્ણા અથવા કામિની કાંચન ત્યાગને વૈરાગ્ય કહે છે.

૪૯૧. કામિની–કાંચનનો ત્યાગ કર્યા સિવાય ઇશ્વર દર્શન થતાં નથી.

૪૯૨. એક ભક્તને એક ધોબીએ માર્યો. તે “ નારાયણ, નારાયણ ” કહી રડવા લાગ્યો. નારાયણ વૈકુણ્ઠમાં લક્ષ્મીજીની પાસે બેઠા હતાં ત્યાંથી ત્વરિત ગતિએ ઉઠી ભક્તને બચાવવા ગયા, પરન્તુ થોડે ગયા પછી તેઓ પાછા આવ્યા. લક્ષ્મીજીએ કારણ પૂછ્યું. નારાયણે ઉત્તર દીધો કેઃ “ હવે મ્હારે જવાનું પ્રયોજન નથી. ભક્ત પણ ધોબી બન્યો છે. ધોબીએ ભક્તને માર્યો હતો. થોડીવાર પછી ભકતે પણ ધોબીને માર્યો. બન્ને એક સરખા થયા. ભકતે પોતાનું રક્ષણ પોતાની મેળેજ કરી લીધું છે. હવે મ્હારે જવાનું કારણ નથી. ઇશ્વર ઉપરજ રક્ષણનો સંપૂર્ણ ભાર સોંપી દીધા વિના તે ભક્તનું રક્ષણ કરતા નથી.

૪૯૩. ત્રાજવાનું જે પલ્લું ભારે હોય છે તે નમી પડે છે. જે પલ્લું હલકું હોય છે તે ઉંચે જાય છે. તેજ પ્રમાણે જેના શિર પર સંશય, માન, યશ, પૈસા ટકા વગેરેનો ભાર છે તે નીચે પડી રહે છે. પણ જેને શિર એવો કોઇ ભાર નથી તે ઉર્ધ્વમાં–ઇશ્વરના રાજ્યમાં–પહોંચી જાય છે.

૪૯૪. ઇશ્વિર કોટી અન્તરંગ ( આત્મીય, ) અને જીવ કોટી બહિરંગ અર્થાત્ ઇશ્વર કોટીનાં મનુષ્યો અવતારની સાથેજ શરીર ધારણ કરે છે, અને તેની લીલા સંપૂર્ણ થતાં પુનઃ તે ભગવાનની પાસેજ નિવાસ કરે છે. એમની મુક્તિ નથી, તેમજ તેઓ કદી બૈદ્ધ પણ નથી. તેઓ અવતારનાં આત્મીય મિત્ર જેવાજ હોય છે. પરંતુ જીવ કોટી ( મનુષ્યો ) કે જે સાધન ભજન કરી ભગવાન પ્રાપ્ત કરે છે તેઓને બહિરંગ ( સાધારણ મનુષ્ય જેવાઃ ] જાણવા.

. ૪૯૫. નાગકન્યા, દેવકન્યા પણ લેશે અને રામને પણ લેશે ?*

* પરમહંસદેવે પોતાના એક ભકતને કહ્યું હતું કેઃ રાવણે નાગકન્યા, દેવકન્યાને પણ લીધી અને રામને પણ લીધા.

૪૬૬. દીપકને જોતાંજ તેના ઉપર પડવું, તેમ કરતાં પ્રાણ જાય તેની ફિકર નહિં, એવોજ પતંગીઆનો સ્વભાવ છે. તેમ છતાં દીપકને અભિમાન થઇ જાય છે. તેમ કરતાં તેનો પ્રાણ જાય કે રહે તેની તેને ચિંતા થતી નથી, ભક્તનાં એવાં આચરણથી ઇશ્વરને અભિમાન થતું નથી. જે ભક્ત તેની પાસે જશે તેને તે ગ્રહણ કરશે (અર્થાત્ તેની જે ભક્તિ કરશે તેના ઉપર તે કૃપા કરશે.)

૪૬૭. બીજ એ વૃક્ષ અને વૃક્ષ એજ બીજ. (અર્થાત્ બીજમાં વૃક્ષ અને વૃક્ષમાં બીજ છે.) તેજ પ્રમાણે બ્રહ્મ એજ જગત્ અને જગત્ એજ બ્રહ્મ.

૪૬૮. ગાંડો, દારૂડીઓ અને બાલક–બાલિકાના મુખમાંથી અનેક સમય દૈવવાણી નીકળે છે.

૪૬૯. પરમહંસદેવ પોતાના ભક્તોમાંનાં કોઇ કોઇને પૂછતા કે: “તને અહિંનું કંઈ સ્વપ્ન આવે છે કે?” જો કોઇ ઉત્તરમાં દેવદેવીનાં સ્વપ્ન–દર્શન થયાની વાત કહેતા તો તેઓ કહેતા કે: “બહુ સારૂં. એવાં દર્શન થાય એજ ઉત્તમ, પરંતુ એ સંબંધી કોઇને કાંઇ કહેવું નહિ.”

૪૭૦. પરમહંસદેવ પોતાના ભક્તોમાંના કોઇ કોઇને કહી ગયા છે કે: “શ્રાદ્ધ થતું હોય તે ઘરમાં અને યજમાનિયા–બ્રાહ્મણના ઘરમાં કદી પણ આહાર કરશો નહિ.”

૪૭૧. યજમાનિયા–બ્રાહ્મણ સંબંધી તેઓ કહેતા કે. “શ્રીગૌરાંગ પ્રભુ સમાધિમાં મગ્ન થઈ સમુદ્રમાં પડી ગયા તે સમયે જે માછીઓએ પોતાની જાળદ્વારા તેમને બહાર કાઢ્યા હતા તે માછીઓએ જાળને સ્પર્શ કર્યો તેથી તે બધા સમાધિમગ્ન થયા હતા. તે સર્વ “જય હરિ! જય હરિ!” કેવળ એજ શબ્દોચ્ચાર કરતા સર્વત્ર વિચરતા હતા. તેઓ કંઇ કામકાજ કરતા નહિ. ઘરનાં માણસો પણ તેમને પૂર્વવત્ કરી શક્યાં નહિ. અંતે માછીઓનાં ઘરના માણસોએ શ્રી ચૈતન્ય પાસે આવી પોતાનું દુઃખ નિવેદન કર્યું. મહાપ્રભુએ કહ્યું: “તમે કોઇ યજમાનિયા બ્રાહ્મણને ઘેર જઇ ત્યાંથી થોડું અન્ન લાવી એ બધાના મુખમાં ખવડાવો. તેમ કરવાથી એ (સમાધિસ્થ)

માછીઓ સારા (પૂર્વવત્) થઇ જશે." તેમણે તેમજ કર્યું તેથી સમાધિમાં પડેલા માછીઓ પૂર્વવત્ કામકાજ કરવા લાગ્યા.

૪૭૨. કોઇ પણ યત્ને અમૃત કુણ્ડમાં પડતાંજ મનુષ્ય અમર થઇ જાય છે. તેજ પ્રમાણે કોઇ પણ પ્રકારે ભગવાનનું નામ સ્મરણ કરતાંજ તેનું ફળ અવશ્ય પ્રાપ્ત થશે.

૪૭૩. પરમહંસદેવ પ્રસંગોપાત "ચૈતન્ય, ચૈતન્ય" એવો શબ્દોચ્ચાર કરતા. કેટલીક વખત તેમને "ચૈતન્ય, ચૈતન્ય" બોલતા સાંભળી એકજણે પૂછ્યું: "આપ ચૈતન્ય ચૈતન્ય બોલી કોનું સ્મરણ કરો છો?" તેમણે ઉત્તર દીધો: "જે ચૈતન્યવડે જગત્ ચૈતન્યમય બની રહ્યું છે તેજ ચૈતન્યનું હું સ્મરણ કરૂં છું."

૪૭૪. કલકત્તામાં કોઇ એક શ્રીમંતના દિવાનખાનામાં અનેક પ્રકારની વિલાયતી સારી સારી છબીઓ જોઈ પરમહંસદેવે પૂછ્યું કે: "તમારા ઘરમાં એક દેવ–દેવીની છબી કેમ જણાતી નથી?" તે સ્થળે ઉભેલા એક બાળકે ઉત્તર દીધો કે: "તેવી બધી છબીઓ તો અંતઃપુરમાં છે." બાળકનો ઉત્તર સાંભળી પરમહંસદેવને બહુ આનન્દ થયો હતો.

૪૭૫. કાગડો અતિશય બુદ્ધિમાન હોય છે. તે ઉડવામાં, બેસવામાં અને કોઇ વસ્તુ લઇને ન્હાસી જવામાં સાવચેત હોય છે, પરન્તુ તે નરકનો આહાર કરે છે! અતિશય બુદ્ધિનું અથવા વ્યવસાયી બુદ્ધિની એવીજ દશા થાય છે.

૪૭૬. જે સમયે પરમહંસદેવ ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરને મળવા ગયા તે સમયે વિદ્યાસાગર એક ન્હાના બાળક સાથે સરલ ભાવે રમતા હતા, એ જોઇ પરમહંસદેવે કહ્યું કે: "તમે સિદ્ધ થયા છો." તેમણે ઉત્તર દીધો: "હું સિદ્ધ થયો છું ખરો પરંતુ ઘરખુણીયો થઇ રહ્યો છું." પરમહંસદેવે કહ્યું: "સિદ્ધનો અર્થ પરિપક્વ (નરમ) સમજવો."

૪૭૭. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર સાથે વાર્તાલાપ કરતાં પરમહંસદેવે કહ્યું કે: "આટલા દિવસ સુધી હું નદી, નાળાના સમાગમમાં આવ્યો હતો. આજે સાગરનો સમાગમ થયો." વિદ્યાસાગરે ઉત્તર દીધો: "પરંતુ સાગ-

રમાં તો મગરમચ્છ આદિ હિંસક જંતુઓ અને ખારૂં જળ છે." પરમહંસદેવે કહ્યું: "તે તો અવિદ્યાનો સાગર પણ તમે તો વિદ્યાના સાગર છો."

૪૭૮. વાસનાનો અંશ હશે ત્યાં સુધી ઇશ્વર દર્શન થશે નહિં, તેથી ન્હાની ન્હાની વાસનાઓ પૂર્ણ કરી લેવી અને મ્હોટી વાસનાઓનો વિચાર કરી ત્યાગ કરવો.

૪૭૯. શક્તિ વિના માત્ર શિવથી કાંઈ પણ કાર્ય થઇ શકતું નથી. જેમ માત્ર માટીથી કોઇ વાસણ બનતું નથી, પણ તેમાં જળ મેળવવાથીજ વાસણો બને છે.

૪૮૦. "શ્રી કૃષ્ણ, શ્રી રાધા અને અર્જુન આદિ ઐતિહાસિક સત્ય નથી પરંતુ માત્ર રૂપક વર્ણન છે અને શાસ્ત્રાદિની વ્યાખ્યાનો માત્ર આધ્યાત્મિક ભાવેજ ઉપયોગ થયો છે." આ વાક્યનું પરમહંસદે સમર્થન કરતા નહિં.

૪૮૧. સાધુ અને દેવ–દેવીઓનાં દર્શને ખાલી હાથે જવું નહિ. છેવટે કાંઇ ન મળે તો એક ન્હાની હરડે કે સોપારીનો કટકો પણ લઇ જવો. ( અર્થાત્ સાધુ–મહાત્મા અને દેવ દર્શને જતાં ફળફળાદિ કિંવા અનાજ કે પૈ પેસો લઇ જવામાં ગૃહસ્થનું શ્રેય સમાયલું છે. )

૪૮૨. જેમ માખી કવચિત્ પરૂ ઉપર બેસે છે અને કવચિત્ દેવતાના નૈવેદ્ય ઉપર પણ બેસે છે તે પ્રમાણે સંસારી મનુષ્યોનું મન કવચિત્ ધર્મ-કથા સાંભળે છે અને કવચિત્ કામિનીકાંચન ઉપર આસક્ત પણ થઇ જાય છે.

૪૮૩. દક્ષિણેશ્વરના રાણી રાસમણિના દેવાલયસ્થિત મા કાલી સંબંધી પરમહંસદેવ કહેતા કે: "મા કાલી ખાય છે, પીયે છે કાલી ઘાટે ( એટલે કાલીઘાટ નામક ગંગાકિનારે ) અને વિશ્રાંતિ આ સ્થળે (એટલે કાલી મંદિરમાં) આવીને લે છે."

૪૮૪. પ્રશ્ન: "કઇ વસ્તુ અર્પણ કરવાથી ઇશ્વર–પ્રાપ્ત થઇ શકે?"

ઉત્તર: "તન, મન અને ધન એ ત્રણ અર્પણ કર્યા સિવાય કાંઇ વળશે નહિ."

૪૮૫. એક સાધક એક સમયે યોગ સાધન કરવા અત્યન્ત વ્યસ્ત થયો હતો. એજ સમયે એક દિવસ પરમહંસદેવે તેને ઘેર જઈ એક ન્હાના

બાળકને જોઇ બોલ્યા કેઃ "આ છોકરી કોની ?" સાધકે નમ્રતાપૂર્વક ઉત્તર દીધોઃ "મહારાજ ! એ મ્હારીજ છે." પરમહંસદેવે કહ્યુંઃ "ઠીક, ત્હારે એ સારો યોગ્ય થયો છે, (અર્થાત હજી કામિની ઉપરનો મોહ ઓછો થતો નથી ) તો પછી "યોગ, યોગ." કહી શા માટે ધાંધલ મચવે છે ?" સાંભળવામાં આવ્યું છે કેઃ તેજ દિવસથી તે સાધકે સ્ત્રી-સંગનો તદ્દન ત્યાગ કર્યો છે.

૪૮૬. જીવ (ભાવના) મરણ પામ્યા સિવાય શિવ (રૂપ) થઇ શકાતું નથી, અને શિવ રૂપી શબ્દ થયા વિના મા આનન્દમયી તેના વક્ષઃ સ્થળ ઉપર નૃત્ય કરી શકતી નથી.

૪૮૭. એક શાંત સ્વભાવના યુવક પાસે બેઠેલા કેટલાક સારા માણુસો પરમહંસદેવની અનેક પ્રકારે નિન્દા કરવા લાગ્યા. યુવક પરમહંસદેવનો પરમ ભક્ત હતો. પરમહંસદેવની નિંદા સાંભળી તેના હૃદયમાં અત્યંત દુઃખ થયું, પરંતુ તે શાંત સ્વભાવનો હોવાથી નિંદા કરનારાઓ સાથે વાદવિવાદ કર્યા વિના ચુપ ચુપ સર્વ સહન કરી રહ્યો અને પરમહંસદેવની પાસે ગયો ત્યારે તે વાત તેમને નિવેદન કરી. પરમહંસદેવે પૂછ્યું કેઃ "તેમણે મ્હારી એટલી બધી નિંદા કરી ત્યારે ત્હેં શું કર્યું ?" યુવકે કહ્યુંઃ "હું શું કરૂં ? મ્હેં ચુપ ચુપ સાંભળ્યા કર્યું." પરમહંસદેવે કહ્યુંઃ "કદાચ તેમણે ત્હારાં માતાપિતાની નિંદા કરી હોત તો .પણ તું ચુપચુપ સાંભળ્યાજ કરત કે ?" અંતે કહ્યુંઃ "જે સ્થળે ગુરૂ નિંદા થતી હોય તે સ્થળેથી દૂર ન્હાસી જવું."

૪૮૮. વળી એક દિવસ એક તેજસ્વી યુવક નોકામાં બેસી દક્ષિણેશ્વર આવતો હતો. તે સમયે પણ કેટલાંક મનુષ્યો પરમહંસદેવની નિંદા કરવા લાગ્યાં. એ સાંભળી યુવકનો મિજાજ જતો રહ્યો. તેણે તેમને અનેક કડવાં વચનો કહ્યાં અને છેવટે તે હોડી ડૂબાવી દેવા તૈયાર થયો. સર્વ મનુષ્યોએ ગભરાઇ તેને ઘણું સમજાવ્યો ત્યારે તે કંઇક શાંત થયો. પરમહંસદેવની પાસે જઇ તેણે એ વાત નિવેદન કરી ત્યારે તેમણે તેને ઠપકો દઇ કહ્યુંઃ "મૂર્ખ ! એટલો બધો ગરમ શા માટે થયો ? લોકો નિંદા કરે તેથી શું થયું ? ગંગામાં કેટલુંએ નરક પડે છે તેથી શું ગંગાનું મહાત્મ્ય ઓછું થાય છે ?"

૪૮૯. જેનો પ્રેમ અથવા એકાગ્રતા અધિક તે સહજે ઇશ્વર–પ્રાપ્ત કરી શકે છે.

૪૯૦. પ્રશ્નઃ “ સંસારને કેવો જાણવો ? ” ઉત્તરઃ “આંબલીના જેવો.” આંબલી ખાવાથી અમ્બલ શૂલ થાય છે તેમ સંસારના ઉપભોગથી અનેક પ્રકારનાં દુઃખજ ઉત્પન્ન થાય છે.

૪૯૧. જે સ્થળે ગુરૂ શિષ્યનું મિલન થાય નહિં અર્થાત્ ગુરૂ સાથે શિષ્ય પુત્રવત્ વાર્તાલાપ કરી ઉપદેશ પ્રાપ્ત કરી શકે નહિં તે તો બહુ ભયંકર (ગુરૂ) સ્થાન જાણવું.

૪૯૨. પ્રશ્નઃ “ જ્યારે સર્વ ધર્મ શાસ્ત્રમાં એક ઇશ્વર સંબંધીજ ઉલ્લેખ જોવામાં આવે છે ત્યારે પછી પ્રત્યેક ધર્મમાં ઇશ્વરનાં ભિન્ન ભિન્ન રૂપ કેમ જણાય છે ? ”

ઉત્તરઃ “ ઇશ્વર એક છે પરંતુ તેની ભાવના અનેક છે. જેમ ઘરનો મૂખ્ય મનુષ્ય એકજ હોય છે પરંતુ તે કોઇનો પિતા, કોઇનો ભ્રાતા અને કોઇનો પતિ થતો હોય છે. એમાં ભાવના જૂદી હોય છે પરંતુ વ્યક્તિ તો એકજ હોય છે. ઇશ્વરનું પણ એમજ સમજવું.

૪૯૩. જેમ કુંભારને ત્યાં હાંલ્લાં, ચડવા, બટેરાં, કોડીયાં વગેરે ભિન્ન ભિન્ન વસ્તુઓ હોય છે પરંતુ તે સર્વમાં માટીજ હોય છે તેજ પ્રમાણે ઇશ્વર એક હોવા છતાં દેશ ભેદ વડે ભિન્ન ભાવે તેજ પ્રકાશી રહ્યા છે.

૪૯૪. અદ્વૈત જ્ઞાન શ્રેષ્ઠ હોવા છતાં સેવ્ય સેવક અને ઉપાસ્ય–ઉપાસક ભાવે તે ભગવાનની સાધના કરજો. તેમ કરવાથી સહજે તે જ્ઞાન પ્રાપ્ત કરી શકાશે.

૪૯૫. કૂતરાં અને શિયાળનો પુરૂષાર્થ તે કાંઇ પુરૂષાર્થ કહેવાય નહિ. સાચો પુરૂષાર્થ તો અર્જુનનો કહેવાય. કર્તવ્ય–કર્મ માની જે કાર્ય કરવા નિશ્ચય કરતો તે કાર્ય કર્યા સિવાય તે રહેતો નહિ.

૪૯૬. કમળનાં પાંદડાં ખરી પડે છે પરંતુ તેના ડાઘા રહી જાય છે. એજ પ્રમાણે અહંકાર પણ લોપ પામવા છતાં તદ્દન નાશ પામતો નથી. તે કિંચિત્ અંશે પણ મનુષ્યમાં રહે છે ખરો.

૪૯૭. સિદ્ધાઈ* ઉપર પરમહંસદેવને બહુ ક્રોધ થતો. કોઇ સાધકને કોઇ સિદ્ધ પુરૂષ પાસે આવજા કરતો સાંભળતા તો તેને તેમ કરવાને તેઓ નિષેધ કરતા. તેઓ કહેતા કે: "એવાની પાસે જવું નહિ. ત્યાં જવાથી સચ્ચિદાનંદ સ્વરૂપ ભગવદ્ પાપ-પદ્મ પાસેથી પાછું હઠી જઇ સામાન્ય શક્તિ પ્રાપ્ત કરવાની વાસનામાં મન આબદ્ધ થઇ પડે છે."

૪૯૮. જીવન્મુક્ત પુરૂષોમાં પણ માયાનો કંઇક અંશ હોય છે. પૂર્ણ બ્રહ્મનું જ્ઞાન થયા પછી ૨૧ દિવસથી અધિક સાધકનું જીવન ટકતું નથી.

૪૯૯. ચોખાની વખારોમાં ઉંદરનાં પિંજરાં ગોઠવી તેમાં સેકેલા ચોખાની ધાણી મૂકવામાં આવે છે. ઉંદરો ચોખા પડતા મૂકી પિંજરામાં પેસી ચોખાની ધાણી ખાય છે અને તેમાં સપડાઇ જાય છે. જીવાત્માની પણ એવીજ દશા સમજવી. કોટી કોટી રમણ સુખના સમુદ્ર સ્વરૂપ બ્રહ્માનન્દનો ત્યાગ કરી ક્ષણ માત્રનો આનન્દ ભોગવવા તુચ્છ વિષયાદિનો સંગ્રહ કરે છે અને માયામાં આબદ્ધ થાય છે.

૫૦૦ એક સમયે હૃદયનાથ મુખોપાધ્યાયે કહ્યું કે: "મામા ! તમે તો માતાનાં દર્શન કરી શકો છો તો પછી તેમની પાસેથી એકાદ સિદ્ધિ માંગી લો તો કેવું સારૂં ?" શ્રીરામકૃષ્ણદેવ બાળક જેવા સરલ હતા. હૃદયનાથે જે કહ્યું તે સાચું માની માતાજી પાસે જઇ સિદ્ધિની પ્રાર્થના કરી. એટલામાં તેઓ સમાધિસ્થ થયા. તે અવસ્થામાં તેમણે જોયું કે: "એક મનુષ્ય વિષ્ટા બતાવી કહે છે કે: "આનું નામ સિદ્ધિ છે. કેમ, લેવી છે કે ?" એ જોઇ પરમહંસદેવ બોલી ઉઠયા કે: "ના મા ! મ્હને અષ્ટસિદ્ધિ જોઇતી નથી મા."

૫૦૧. એક મનુષ્યે ઘરનો ત્યાગ કરી ૧૪ વર્ષ પર્યંત્ નિર્જન સ્થાનમાં સાધન કરી કંઇક શક્તિ પ્રાપ્ત કરી. ત્યાર પછી તેણે ઘેર આવી પોતાના ભાઇને આનંદ દર્શાવી કહ્યું કે: "ભાઇ ! મ્હને સિદ્ધિ પ્રાપ્ત થઇ છે." ભાઇએ પૂછયું: "કયા પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થઇ છે ?" તેણે કહ્યું: "હું

*સિદ્ધાઈ એટલે કેટલાક મનુષ્યો પિશાચસિદ્ધ, યોગિનીસિદ્ધ, વેતાલસિદ્ધ વગેરે પ્રકારના સિદ્ધ હોય છે. સિદ્ધાઇ શબ્દનો અન્યસ્થાને પણ એવોજ અર્થ માનવો.

ગંગાજી ઉપરથી પગે ચાલીને પેલે પાર જઇ શકું છું." ભાઇએ કહ્યું: "છટ્ છટ્! ૧૪ વર્ષ તપસ્યા કરી છેવટે ૦ાા પૈસાનો વ્યાપાર કરતાં શિખ્યો. તું ૧૪ વર્ષ તપસ્યા કરીને વિદ્યા શિખી આવ્યો છે તે કામ અન્ય લોકો ૦ાા પૈસામાં શકે છે. (અર્થાત્ ગંગાપાર જવા માટે હોડીવાળા લોકો પણ ૦ાા પૈસો આપી પેલે પાર ઉતરે છે.

૫૦૨. એક યુવક સાધકે એક મનુષ્યના ભવિષ્યમાં ધાર્યું હતું તેવુંજ બન્યું. એ જોઇ યુવકે વિચાર્યું કે: "ત્યારે તો મ્હને સિદ્ધિ પ્રાપ્ત થઇ છે." તેણે આનંદ પામી પરમહંસદેવ પાસે આવી પેલા મનુષ્ય સંબંધી બનેલી બીના કહી સંભળાવી. પરમહંસદેવે કહ્યું: "છટ્ છટ્! એ (સિદ્ધિ) તરફ ધ્યાન આપતો ના."

૫૦૩. કલાલની દુકાનમાં પુષ્કળ દારૂ ભરેલો હોય છે પરંતુ કોઇ મનુષ્ય તેમાંથી ૦। શેર કે ૦ાા શેર દારૂ પીને મસ્ત બની જાય છે. તેમ સચ્ચિદાનંદ પણ અપાર આનંદનો સાગર છે, પરંતુ ભકતો અલ્પાધિક પ્રમાણમાં તેનો ઉપભોગ કરી તૃપ્ત થાય છે.

૫૦૪. અખણ્ડ સચ્ચિદાનંદ એ સાકરની પર્વતના પેઠે નિત્ય વિદ્યમાન છે. સાધુ ભક્તરૂપી કીડીની હાર તેમાંથી યથાશક્તિ એક એક દાણો લઇને સંતોષ પામે છે. પરંતુ શુકદેવ નારદાદિ મહાશક્તિમાન ભકતો તેમાંથી મંકોડાની પેઠે મ્હોટા મ્હોટા ગાંગડા લઇને સંતોષ પામ્યા છે. અન્ય જંતુઓ ન્હાના ન્હાના દાણા લઇને સંતોષ પામે છે પરંતુ તે અસીમ, અનન્ત, અચલ પર્વતનો સંપૂર્ણ ઉપભોગ કરે એવી શક્તિ કોનામાં છે?

૫૦૫. જે સાધુ ઔષધ આપે અને કેફ કરે તે સાચો સાધુ નથી. તેની સંગતિ કરવી ઉચિત નથી.

૫૦૬. નાળિયેરીનાં પાંદડાં ખરી પડે છે પરંતુ તેના ડાઘ રહી જાય છે. તેજ પ્રમાણે શરીર વિદ્યમાન હોય ત્યાં સુધી "અહંત્વ" પણ તદ્દન લોપ પામતું નથી. તે કંઇક અંશે પણ રહેછેજ. પરંતુ એ કિંચિત્ અંશે રહેલું "અહંત્વ" જીવન્મુક્ત પુરૂષોને પુનઃ સંસારમાં આબદ્ધ કરી શકતું નથી.

૫૦૭. દુર્લભ માનવ જન્મ પ્રાપ્ત કરી જે મનુષ્ય ઇશ્વર પ્રાપ્ત કરવાનો યત્ન કરતો નથી તેનો જન્મ વૃથા સમજવો.

૫૦૮. જે મનુષ્યને દશ મનુષ્યો ઓળખે, તેનું માન રાખે અને તેનું કહ્યું માને તેના હૃદયમાં ભગવાનની વિભૂતિનું અધિક પ્રમાણ છે એમ સમજવું.

૫૦૯. એક સમય નારદજીના મનમાં અભિમાન થયું હતું કેઃ "મ્હારા સમાન અન્ય ભગવદ્ ભક્તજ નથી." નારદના મનોગત વિચાર જાણી લઇ ભગવાને તેમને કહ્યું કેઃ "નારદ, અમુક સ્થળે મ્હારો એક ભકત છે. તેના સમાચાર લઇ આવો તો." નારદે તે સ્થળે જઇ જોયું કેઃ "એક ખેડુત પ્રાતઃકાળમાં ઉઠી હરિનામોચ્ચાર કરી હળ લઇ ખેતરમાં ચાલ્યો ગયો. સમસ્ત દિવસ ત્યાં કામકાજ કર્યા પછી સાંજે ઘેર આવ્યો અને રાત્રે એક વખત હરિનામોચ્ચાર કરી નિદ્રા વશ થયો. નારદે વિચાર્યું કેઃ "અહા! આ ખેડુતને ભગવાન પોતાનો ભકત કહે છે? એનામાં ભકતનાં કાંઇ લક્ષણ તો જણાતાં નથી!" નારદજીએ ભગવાનની પાસે જઇ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. ભગવાને કહ્યુંઃ "નારદજી! આ તેલની થાળી હાથમાં લઇ ગોલોકનો પ્રવાસ કરી આવો, પરંતુ યાદ રાખજો કે એમાંથી એક બિંદુ તેલ ઢળે નહિ." ભગવાનની આજ્ઞા પ્રમાણે તેલ ભરેલી થાળી હાથમાં લઇ નારદજી ગોલોકનો પ્રવાસ કરી આવ્યા. ભગવાને પૂછ્યુંઃ "નારદજી! ગોલોકમાં ભ્રમણ કરતી વખત તમે કેટલી વખત મ્હારૂં સ્મરણ કર્યું હતું?" નારદે ઉત્તર દીધોઃ "મહારાજ! એક પણ વખત આપનું સ્મરણ કરી શકયો નથી. સ્મરણ શી રીતે કરૂં? આપે થાળીના કાના સુધી–ટોચ પર્યંત તેલ ભરી આપ્યું હતું. ચાલતાં ચાલતાં ઢોળાઇ જવાનો ભય હતો. તેથીજ મ્હેં તો તેના તરફજ લક્ષ્ય રાખ્યું હતું. આજે આપનું સ્મરણ કરી શકયો નથી." ભગવાને કહ્યુંઃ "નારદજી! એક થાળી ભરેલા તેલના ભયથી તમારા જેવો ભકત મ્હને ભૂલી ગયો તો પછી પેલા ખેડુતને મ્હારે કેવો મ્હોટો ભકત કહેવો! તેણે પ્રચંડ ગૃહસંસારનો ભાર મસ્તકે લીધો છે તેમ છતાં દિવસમાં બે વખત તે મ્હારૂં સ્મરણ કરે છે."

૫૧૦. યદુનાથ મલ્લિકનું મકાન કયાં છે? તેનો બગિચો કયાં છે?

તેની પાસે કેટલા રૂપિયાની પુંજી છે? એવું અનેક મનુષ્યો પૂછે છે ખરા પરંતુ યદુનાથ મલ્લિકને મળવા કેટલાં મનુષ્યો જાય છે? કેટલાં મનુષ્યો તેની સાથે વાર્તાલાપ કરે છે? અનેક મનુષ્યો ધર્મશાસ્ત્રની કથા સાંભળે છે અને તેની ચર્ચા કરે છે પરંતું ઇશ્વરનાં દર્શન કરવા કેટલાં મનુષ્યો તૈયાર થાય છે અને કેટલાં મનુષ્યો યત્ન કરી તેની પાસે જવા ચ્હાય છે?

૫૧૧. એક મનુષ્ય ગર્વ કરી કહેવા લાગ્યો કેઃ "૧૪ વર્ષથી એ કાર્યની પૂંઠે પડયો છું, જેણે જે કહ્યું તે કર્યું છે, કેટલાંએ તીર્થ ભ્રમણ કર્યાં છે, કેટલાંએ સાધુ મહાત્માનો સંગ કર્યો છે. હમણાં ૫૫ વર્ષ થયાં છે, પરંતુ કશું વળ્યું નથી." (અર્થાત્ ઇશ્વરનાં દર્શન થયાં નથી.) એ સાંભળી પરમહંસદેવે કિંચિત્ પવિત્ર ગર્વ સહિત કહ્યું કેઃ "માતાજી કહે છે કે જે ત્હેને ચ્હાય છે તેનેજ તેનાં દર્શન થાય છે."

૫૧૨. "સંતાન થતાં નથી." એમ કહીને લોકો બે કલાક પર્યંત અશ્રુપાત કરે છે. "વિષયભોગ ભોગવ્યા નહિં." કહીને લોકો નિરાશ થાય છે, પરંતુ ઇશ્વરનાં દર્શન કરવા માટે કેટલાં મનુષ્યો વ્યાકુળ થાય છે? જે ચ્હાય છે તેને દર્શન થાય છે.

૫૧૩. એક સમય પરમહંસદેવે કહ્યું છે કેઃ "જે તે (ઇશ્વર) ને ચ્હાય છે તેને તેનાં દર્શન થાય છે. થાય છે કે નહિં તેની ખાત્રી કરી જૂવો. વિશેષ નહિં પણ માત્ર ત્રણ દિવસજ યત્ન કરી જૂવો.

૫૧૪. વળી એક સમય પરમહંસદેવે કહ્યું છે કેઃ "આ કલિકાલમાં ત્રણ દિવસમાંજ મનુષ્ય સિદ્ધ (પુરૂષ) થઇ જાય છે. જે મનુષ્ય રાત દિવસ તે (ઇશ્વર) ને માટે વ્યાકુલ થઇ અશ્રુપાત કરે છે તેનું કામ સિદ્ધ થાય છે. (અર્થાત્ તેને ઇશ્વરનાં દર્શન થાય છે.)

૫૧૫. એક સાધકે પરમહંસદેવને પૂછ્યું હતું કેઃ "મ્હારા મનમાં હજી પણ નઠારા વિચારો કેમ ઉત્પન્ન થાય છે?" ઉત્તરમાં તેમણે કહ્યું કેઃ "વિચારો ઉત્પન્ન થાય તેની અડચણ નહિં પણ નઠારૂં કાર્ય કરવું નહિં એટલે બસ."

૫૧૬. ભગવાનની પ્રાપ્તિને માટે વડિલોની આજ્ઞા ઉલંઘન કરવાથી પાપ થતું નથી.

૫૧૭. એક ખસી કરેલા બળદને બીજા એક ખસી કરેલા બળદ ઉપર ચઢતાં જોઇ અનુસંધાન કરતાં જણાયું કે: બળદ મ્હોટો થયા પછી સંયોગ થયા પછીજ તેને ખસી કરવામાં આવી હતી, તેથીજ તેનામાં પુર્વ સંસ્કાર હજી વિદ્યમાન છે. ( અર્થાત્ સ્ત્રી સંગાદિ વિષયભોગ ભોગવ્યા પછી જેઓ ઇશ્વર ચિંતન કરવા બેસે છે તેનામાં તેના પૂર્વ સંસ્કાર વિદ્યમાન હોય છે.)

૫૧૮. બકરાનું મસ્તક કાપ્યા પછી તે મસ્તક–ધડ થોડીવાર સુધી ફડફડાટ કરે છે. તેજ પ્રમાણે અહંકારનો નાશ કરવા છતાં તે સંપૂર્ણ જતો નથી. જીવન્મુકત પુરૂષો જે પ્રકારના અહંકાર સહિત સંસારમાં વિચરણ કરે છે તે એવાજ પ્રકારનો અર્થાત જીવન શુન્ય સમજવો. તે અહંકારથી તેઓને કામ–કાંચન પર આસકિત થતી નથી.

૫૧૯. જે મનુષ્ય પોતાને જીવરૂપ ધારે છે તે જીવજ રહે છે. પરંતુ જે પોતાને શિવરૂપ ધારે છે તે શિવ થઇ જાય છે.

૫૨૦. અનેક મનુષ્યો વિનય દર્શાવવા માટે કહે છે કે: ' હું કીટ છું." પરંતુ પોતાને કીટ, કીટ, કહેતાં કહેતાં કેટલાક દિવસમાંજ તે વાસ્તવિક કીડવત્ બની જાય છે. મનમાં કદી પણ નિરાશ–ભાવનાને પ્રવેશ કરવા દેશો નહિં. નિરાશ–ભાવના થવાથી મનુષ્ય ધર્મ માર્ગે અગ્રસર થઇ શકતો નથી. જેની જેવી ભાવના તેને તેવી સિદ્ધિ થાય છે.

૫૨૧. એક દેવાદાર જમીનદાર લ્હેણુદારોને રડાવવા માટે ગાંડો બની ફરવા લાગ્યો. કોઇ વૈદ્ય ડાકટરો તેને સારો (ડાહ્યો) કરી શકયા નહિં. અંતે એક બુદ્ધિમાન વૈદ્યે તેને કહ્યું કે: " ભલા માણસ, આ શું કરે છે? નકલ કરતાં કરતાં અંતે અસલ ( સાચો ગાંડો ) થઈ જશે. થોડા દિવસમાંજ ત્હારામાં ગાંડાનાં કેટલાંક લક્ષણ જણાય છે." વૈદ્યની શિખામણ સાંભળી જમીનદારને જ્ઞાન થયું. તેણે ગાંડા ચાળા બંધ કર્યા. સર્વદા કોઇ પ્રકારની નકલ કરતાં કરતાં મન ધીમે ધીમે તેવાજ ભાવ પ્રાપ્ત કરે છે.

૫૨૨. કોના હ્રદયમાં શું છે તે કોણ જાણી શકે છે ? લોકો જેમને દુશ્ચરિત્રવાન, જડબુદ્ધિના અથવા ગાંડા ધારે છે. તેમાં પણ કોઇ કોઇ સાધુ

મહાત્માઓ હોય છે. લોકોનું માન એજ યથાર્થ સાધુનો પરિચય નથી.

૫૨૩. હે મન ! કામિનીનો ઉપભોગ કરશે ? કામિની કોને કહે છે તે પ્રથમ સમજી લે. તે માત્ર એક હાડકાંનું પિંજરૂં છે. માંસ ઉપર ચામડી દ્વારા તેને આચ્છાદન કર્યું છે. કવિઓ કામિનીના મુખની ચન્દ્ર સાથે તુલના કરે છે, પરંતુ તેવી જ્યોતિ કોનામાં છે? શરીર ઉપરથી ચામડી કાઢી લઇએ તો તે જ્યોતિ પ્રકટ થશે કે ? કામિની દ્વારા આલોક પરલોક તદ્દન વિનષ્ટ થઇ જાય છે. તેનાથી મસ્તક દુર્બલ થઇ જાય છે. તેનો સહવાસ કરવાથી પણ મન વિચ્છિન્ન થવાનો સંભવ છે. કામિની એ ઇશ્વર-પ્રાપ્તિના કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત કરે છે.

૫૨૪. ઇશ્વર સર્વમાં વિદ્યમાન છે, પરંતુ સર્વ તેનામાં નથી માટેજ જીવોને આટલું બધું કષ્ટ સહન કરવું પડે છે.

૫૨૫. પરમહંસદેવ કહેતા કે: " તેમના દેશમાં એક મનુષ્ય એવો હતો કે: તે કોઇ દિવસ ધર્મ-કર્મ કરતો નહિં. સર્વ મનુષ્યો તેને બદમાશ ધારતાં પરંતુ મૃત્યુ સમયે તે બોલ્યો હતો કે: " મા ! ત્હારા નાકની વાળી ત્હને કોણે આપી મા ? " વગેરે અનેક શબ્દોચ્ચાર કરતો કરતો મરણ પામ્યો હતો.

૫૨૬. હું ગૃહસ્થની સ્ત્રીઓને જોતાં એમજ જાણું છું કે: " મ્હારી સચ્ચિદાનંદમયી મા ઘુમટો તાણી સતી સ્વરૂપ થઇ રહી છે, અને મછુવા બજારની સ્ત્રીયોને ઉઘાડે માથે, અલંકાર ધારણ કરી ઓટલાપર હુકકો પીતાં ઉભેલી જોઉં છું ત્યારે એમજ જાણું છું કે: " મ્હારી સચ્ચિદાનંદમયી માતાજ, વારાંગના બની એક પ્રકારની રમત રમી રહી છે. "

૫૨૭. એકડાની આગળ મિંડાં મૂકતાં મુકતાં સંખ્યા વધી જાય છે, પરંતુ એકડો લૂછી નાંખતાં જેમ મિંડાની કિંમત રહેતી નથી તેજ પ્રમાણે ઇશ્વરરૂપ એકડાને ગૃહણ કર્યા સિવાય જીવાત્માનાં સર્વ કર્મ વ્યર્થ થાય છે.

૫૨૮. તળાવના જળની મધ્યમાં જેમ મત્સ્ય આનંદપૂર્વક વિચરણ કરે છે તેજ પ્રમાણે પ્રત્યેક મનુષ્ય-શરીરમાં સચ્ચિદાનંદ ઇશ્વર પણ લીલા કરી રહ્યો છે.

૫૨૯. ગુરૂએ બે આંગળી ઉંચી કરી શિષ્યને કહ્યું કેઃ "બ્રહ્મ અને માયા" સચરાચર વ્યાપી રહી છે. ત્યાર પછી એક આંગળી નમાવી ફક્ત એકજ આંગળી બતાવી કહ્યું કેઃ માયાનો લોપ થતાંજ બ્રહ્મમય જગત બને છે."

૫૩૦. સૂર્ય જગતને તાપ દ્વારા અતિશય ઉષ્ણ કરી શકે છે. પરંતુ વાદળાં સૂર્યને ઢાંકે છે છતાં સૂર્ય તેને કાંઇ પણ કરી શક્તો નથી. તેજ પ્રમાણે મનમાં અહં-મમત્વ" વિદ્યમાન હશે તો ઇશ્વર કંઈ પણ કરી શકશે નહિં.

૫૩૧. લગ્ન સમયે વરરાજાના હાથમાં ખાંડુ (તલવાર) આપે છે તેનું કારણ શું? માયાનો નાશ કરવા માટે.

૫૩૨. ઋષિયો કહે છે કેઃ "હે રામ! અમે તમારા અવતારીરૂપનાં દર્શન કરવા ચ્હાતા નથી. તમે અમને તમારાં નિત્ય-રૂપ (બ્રહ્મરૂપ) નાં દર્શન કરાવો."

૫૩૩. જેના દ્વારા આનંદ પ્રાપ્ત થાય તેનામાં સચ્ચિદાનંદનો અંશ છે. કોઇનામાં અલ્પ તો કોઇનામાં વિશેષ. જેમ ગોળ અને સાકર બન્નેમાં ગળપણ તો છેજ, પણ એકમાં ઓછું. બીજામાં વત્તુ.

૫૩૪. પરમહંસદેવ કહેતા કેઃ "મનુષ્યની પ્રકૃતિ બે પ્રકારની છે. ગુરૂ ઉપદેશ દેતાં કહે છે કેઃ "બાઇ! આ (ગુરૂ ઉપદેશ) અમુલ્ય રત્ન છે. એ કોઇને કહીશ નહિં." એક પ્રકારનાં મનુષ્યો ગુરૂ વાક્ય સાંભળી હૃદયમાં ઉપદેશ ધારણ કરી રાખે છે પણ બીજા પ્રકારના (પ્રકૃતિના) મનુષ્યો એવાં હોય છે કેઃ ગુરૂ વાક્ય સાભળી તુર્તજ છાપરે ચઢી ઉચ્ચ સ્વરે બોલે છે કેઃ "આવો! આવો! કોને અમુલ્ય રત્ન જોઇએ છે?"

૫૩૫. મત એ પથ છે અર્થાત જેટલા પ્રકારના ધર્મ સમ્પ્રદાય છે તે સર્વ ધર્મના માર્ગજ છે.

૫૩૬. પરમહંસદેવ કહેતા હતા કેઃ "એક વાક્યમાંજ સમજી શકો તોજ મ્હારી પાસે આવજો. પણ લક્ષ વાક્યમાં સમજવા ચ્હાતા હો તો કેશવચંદ્રસેનની પાસે જજો. એ સાંભળી એક મનુષ્યે તેમને કહ્યું કેઃ

" મ્હને એક વાક્યમાં જ્ઞાન આપો. " તેમણે કહ્યું: " જગત્ મિથ્યા. બ્રહ્મ સત્ય. "

૫૩૭. પરમહંસદેવ પ્રસંગોપાત કહેતા કે: "જે કાર્ય માટે જન્મ્યો છું તે પૂર્ણ કર્યા સિવાય કેમ જવાય? જેને શિરે ભાર છે તેજ તે જાણે છે, અન્ય જનો તેમાં શું સમજે?"

૫૩૮. લુહારની એરણ ઉપર કેટલાએ આઘાત (હથોડા પડે છે તેમ છતાં તેની સ્થિતિ પૂર્વવતજ રહે છે. મનુષ્યે પણ એવીજ સહન શક્તિ ધારણ કરવી જોઇએ.

૫૩૯. જેમ હું કોઇ સમયે નગ્ન અને કોઈ સમયે વસ્ત્ર ધારણ કરૂં છું તેજ પ્રમાણે બ્રહ્મ પણ કોઇ સમય સગુણ અને કોઇ સમય નિર્ગુણ હોય છે.

૫૪૦. મુક્ત પુરૂષોમાં માયા હોય છે કે? શુદ્ધ સોનાના અલંકારો બની શકતા નથી. અલંકાર બનાવવા માટે તેમાં થોડી બીજી ધાતુનું મિશ્રણ કરવું પડે છે. તેજ પ્રમાણે માયાહીન મનુષ્યનો દેહ રહી શકતો નથી. દેહધારી ( મનુષ્યો ) માં કંઇક અંશે પણ માયા હોય છેજ.

૫૪૧. પરમહંસદેવ જે સમયે ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરની પ્રશંસા કરવા લાગ્યા તે સમયે પણ્ડિતજી સામ્યવાદિયોની પેઠે બોલ્યા કે: " મહારાજ! સર્વ મનુષ્યો સમાન છે. મ્હારામાં વિશેષ શું છે? " પરમહંસદેવે કહ્યું: " સર્વ મનુષ્યો સમાન છે ત્યારે હું તમને મળવા શા માટે આવ્યો છું? શું તમને એ શિંગડાં ઉગ્યાં છે? સર્વ મનુષ્યો સમાન છે ખરાં પરંતુ પ્રત્યેકની શક્તિમાં ન્યુનાધિકતા છે. "

૫૪૨. મહાત્મા કૃષ્ણદાસપાલે પરમહંસદેવને કહ્યું કે: " મહાશય! વૈરાગ્યનો પ્રચાર કરવાથી દેશ રસાતળ પહોંચ્યો છે. જગતનું હિત થાય એવું કર્તવ્ય કરવા માટે આપ લોકોને ઉપદેશ આપજો. " પરમહંસદેવે ઉત્તર દીધો: " બાબુ! ગંગાજીમાં માછલાંનાં અનેક બચ્ચાં જોયાં છે કે? આ અનન્ત બ્રહ્માણ્ડમાં મનુષ્યો પણ એક એક ક્ષુદ્ર માછલાના બચ્ચાં જેવો છે, તો પછી તેને વળી અભિમાન કેવું? જેનામાં એક વાળ દુરસ્ત કરવાનું સામર્થ્ય નથી

તેઓ જગતનું હિત કરવાનું અભિમાન શા માટે કરતા હશે ? જેનું આ જગત્ છે અર્થાત જગતનો જે કર્તા છે તે જગતનું હિત કરવાનું ભૂલ્યો નથી. જગતના હિત માટે જે કર્તવ્ય છે તે તે કરે છે અને ભવિષ્યમાં પણ તે કરશેજ. ”

૫૪૩. પરમહંસદેવ કહેતા કે: “ સંસારી મનુષ્યો જે કાંઇ કરે છે તે બધુ ઠીક છે. પરંતુ તેમાં કેવળ એક ભૂલ થાય છે. ” એક જણે પૂછ્યું હતું કે: “ તે ભૂલ કઇ ? ” પરમહંસદેવે ઉત્તર દીધો હતો કે: “ મનુષ્યો જો અસાર ધન માનને માટે સર્વ નહિ કરતાં ભગવાનને માટેજ કરે છે એવી વિદ્યાબુદ્ધિ, યત્ન પરિશ્રમ, ત્યાગ સ્વીકાર અને કષ્ટ સહન કરે તોજ તેમનું કલ્યાણ થાય. ”

૫૪૪. જે સ્થળે દશ મનુષ્ય નિવાસ કરે તે સ્થળે તું પણ ઘર બાંધજે. તેમ કરવાથીજ તમારૂં કલ્યાણ થશે. (અર્થાત બહુ મતથી જે કાર્ય થતું હોય તેજ કરવું. મનસ્વીપણે વર્તવું નહિ.)

૫૪૫. લોકોનાં મલિન લુગડાં મેળવી ધોબી ભંડારિ બને છે. ધોવાઇ રહ્યા પછી લોકો પોતપોતાનાં લુગડાં ધોબીને ત્યાંથી લઇ જાય છે તે વખતે તેનો ભંડાર ખાલી થઇ જાય છે તેટલા માટે પરમહંસદેવ કહેતા કે: “ ધોબી ભંડારિ થશે નહિ. ”

૫૪૬. એક બ્રાહ્મણે એક રાજા પાસે જઇ કહ્યું: “મહારાજ ! હું ભાગવતનું પારાયણ કરૂં તે આપ શ્રવણ કરો. ” રાજાએ કહ્યું: “ મહારાજ ! હજી તમે ભાગવતનું અધ્યયન બરાબર કર્યું નથી માટે પુનઃ શીખી આવો.” બ્રાહ્મણ ગુસ્સે થઇ ચાલ્યો ગયો. તે મનમાંજ વિચારવા લાગ્યો કે: “ કેવો અજ્ઞાન છે ? મ્હેં આટલાં બધાં વર્ષ પર્યંત ભાગવતનું અધ્યયન કર્યું છે છતાં તે પુનઃ અધ્યયન કરી આવવાનું કહે છે ! રાજાને ઉત્તર દેવો યોગ્ય નહિ જાણી બ્રાહ્મણ ઘેર આવી પુનઃ ભાગવતનું અધયન કરવા લાગ્યો. તે ભાગવત વાંચતો અને હસતો. મનમાંજ વિચારતો કે: “ રાજા કેવો અજ્ઞાન ? ભાગગવત શીખવામાં હવે મ્હારે શું બાકી રહ્યું છે ? પાને પાનાં, લીટીએ લીટી અને શબ્દેશબ્દ મ્હારે કણ્ઠસ્થ છે. સંસ્કૃતની ટીકા કરવી એ તો મ્હારે

મનથી સામાન્ય થઇ પડયું છે. તે પુનઃ રાજા પાસે જઇ બોલ્યોઃ "મહારાજ! હું ભાગવતનું પારાયણ કરૂં તે આપ શ્રવણ કરો." રાજાએ કહ્યુંઃ "મહારાજ! તમે બરાબર અધ્યયન કરી આવો પછી હું સાંભળીશ." બ્રાહ્મણ રાજાને કશો ઉત્તર દઇ શકયો નહિ. પરંતુ મનમાં તો તે અતિશય ક્રોધે ભરાઇ ચાલ્યો ગયો. ઘેર આવી વિચારવા લાગ્યો કેઃ "રાજા મ્હને વારંવાર એમ કહે છે તેનું કારણ શું? એમ કહેવાનું અવશ્ય કાંઇ કારણ હોવું જોઇએ." બ્રાહ્મણે પુનઃ ભાગવતનાં પાના ઉઘાડી વાંચવાનું શરૂ કર્યું. તેણે એક ચિત્તે અધ્યયન કરવા માંડયું, તેમ તેમ તેના હૃદયમાં નવા નવા અર્થ અને વિચાર ઉદય પામવા લાગ્યા. નવા વિચારોમાં તલ્લીન થઇ તે ઘેર બેઠો બેઠો ભાગવતનું અધ્યયન કરવા લાગ્યો. સંસ્કૃત શ્લોકના નવા નવા અર્થ કરી વિચારી નિત્ય અશ્રુપાત કરવા લાગ્યો. તે રાજા પાસે જતો નહિ. અનેક દિવસ વીતી ગયા પછી રાજાના મનમાં વિચાર થયો કેઃ "બ્રાહ્મણ અહિં આવતો નથી તેનું કારણ શું?" એક દિવસ રાજા બ્રાહ્મણને ઘેર જઇ ચઢયા. તેમણે જોયું કેઃ બ્રાહ્મણ ચોધાર આંસુએ રડી રહ્યો છે. એ જોઇ રાજાએ બ્રાહ્મણને કહ્યુંઃ "મહારાજ! હવે તમારૂં ભાગવત–અધ્યયન બરાબર થયું છે." અર્થાત તત્ત્વ ગ્રહણ કર્યા વિનાનું અધ્યયન શા કામનું?"

૫૪૭. ઇશ્વર એક છે પરંતુ ભાવનાનુસાર તે અનેક છે. મત્સ્ય એક હોય છે પરંતુ (મત્સ્યાહારીજનો) તેનાં અનેક પ્રકારનાં શાક બનાવે છે. તેજ પ્રમાણે ભગવાન એક હોવા છતાં સાધકો તેનો ભિન્ન ભિન્ન પ્રકારે ઉપભોગ કરે છે.

૫૪૮. પરમહંસદેવના જન્મ સ્થાન તરફ એક ગામમાં એક દરિદ્ર પણ નિષ્ઠાવાન બ્રાહ્મણ રહેતો હતો. તે લોકોને ત્યાં ચણ્ડી પાઠ કરી ગુજરાન ચલાવતો હતો. સર્વમંગલા નામક તેને એક પુત્રી હતી. તેનું સુંદર સ્વરૂપ જોઇ એક જમીનદારે તેની સાથે પોતાનાં પુત્રના લગ્ન કરી પોતાને ઘેર લઇ ગયો. બ્રાહ્મણે એક દિવસ ચણ્ડી પાઠ કરતાં કરતાં મનમાં વિચાર્યું કેઃ "મા! હું ગરીબ માણસ છું તેથી ત્હારી પૂજા નહિં કરી શકું કે? કેવળ મ્હોટા

લોકોજ ત્હારી પૂજા કરવા શક્તિમાન છે કે ?" બ્રાહ્મણે પ્રતિજ્ઞા કરી કેઃ ગમે તેમ થાય તો પણ એક વખત માતાજીની પૂજા કરવીજ જોઇએ. બ્રાહ્મણ પત્નીએ પતિના મનોભાવ જાણી સમ્મતિ દર્શાવી. બન્નેજણે અનેક યત્ન કરી બાર રૂપિયા એકત્ર કર્યા. પૂજાના દિવસે, નજીક આવી પહોંચ્યા.× અર્ધો રૂપિયો લઇ બ્રાહ્મણ કુંભારને ઘેર જઇ કહેવા લાગ્યોઃ " ભાઇ! આ અર્ધો રૂપિયો લઇ એક દુર્ગા–પ્રતિમા બનાવી આપ." કુંભારે કહ્યુંઃ "મહારાજ! તમે ગાંડા થયા છો કે શું ? દુર્ગા પૂજા કરવાનું આપનામાં સામર્થ્ય ક્યાં છે ?" બ્રાહ્મણે કહ્યુંઃ " ભાઇ! એક વર્ષથી માતાજીની પૂજા કરી તેમનાં ચરણકમળમાં ગંગાજળ અને બિલ્વપત્ર ચઢાવવાનું ધાર્યું છે. તેમાં સામર્થ અને અસામર્થ કેવું ? તમે અર્ધો રૂપિયો લઇ જેવી બને તેવી એક મૂર્તિ બનાવી આપો." કુંભારે કહ્યુંઃ "વારૂ, તમે અર્ધો રૂપિયો પાછો લઇ જાઓ. હું તમને એક મૂર્તિ બનાવી આપીશ." બ્રાહ્મણે કહ્યુંઃ " ના, ભાઇ, એમ બનશે નહિ. આઠ આનામાં બને તેવી એક મૂર્તિ બનાવી આપ." બ્રાહ્મણે આઠ આના પાછા લીધા નહિ. તેથી કુંભારે લાચાર થઇ આઠઆના લઇ એક સારી જેવી મૂર્તિ બનાવી આપી. બ્રાહ્મણીએ સર્વમંગલાને તેડાવવાનું પતિને કહ્યું પરંતુ તેણે તે વાતકાને ધરી નહિ. બ્રાહ્મણે મનમાંજ વિચાર્યું કેઃ " હું કાંઇ મ્હોટી ધામ ધૂમથી પૂજા કરતો નથી કે જેથી તેને સાસરે નિમંત્રણ કરૂં. વળી તેઓ મ્હોટા લોક ! તેમને ઘેર પણ પૂજાની ધામધૂમ છે. એવે સમયે તેઓ કન્યાને મોકલે પણ કેમ ? આસો સુદ પંચમીને દિવસે બ્રાહ્મણે પ્રતિમા લાવી પોતાના ઘરમાં સ્થાપન કર્યું. તેજ સમયે બ્રાહ્મણીએ આવી કહ્યુંઃ " હરિ ! હરિ ! હવે શું કરવું ? મ્હારો હાથ ચોખ્ખો નથી ! માતાજીનું કામકાજ કોણ કરશે ?" એ સાંભળતાંજ બ્રાહ્મણ નિરાશ થયો. શું કરવું તે નક્કી કરી શકયો નહિ. બ્રાહ્મણીએ કહ્યુંઃ "તમે સર્વમંગલાને તેડી લાવો."

---

× કલકત્તા ( બંગાલા )માં ઘણા લોકો દુર્ગા પૂજા કરે છે. નવરાત્રિના નવ દિવસ પર્યંત તેઓ શક્તિ પ્રમાણે માતાની દશભૂજા પ્રતિમા તૈયાર કરાવી મ્હોટી ધામધૂમથી પોતાને ઘેર તેનું પૂજન કરે છે. બંગાલાઓમાં પૂજાના તહેવારોને મ્હોટો ઉત્સવ માનવામાં આવે છે. લેખક.

બ્રાહ્મણને તેમ કરવાની અકસ્માત્ ફરજ પડી. સર્વમંગલાનાં સાસુ–સસરા તેને મોકલવા રાજી નહોતાં. તેમણે કહ્યું: "અમારે ઘેર પૂજા થાય છે. અમારે એકજ પુત્ર વધુ છે. તેને પિયર મોકલાય ખરી કે ?" બ્રાહ્મણ સર્વમંગલાને મળ્યો. પિતાની વિપદ્ સાંભળી કન્યા અશ્રુપાત કરવા લાગી, પરંતુ તે બિચારી શું કરે? સાસુ–સસરાની આજ્ઞા વિના તે પિતાને ઘેર જઇ શકે નહિ. બ્રાહ્મણ તેને શાન્ત્વન આપી ઘેર આવવા નીકળ્યો. થોડે આવ્યા પછી તેણે સાંભળ્યું કે: પાછળથી "પિતાજી ! પિતાજી" કહીને કોઇ સર્વમંગળાની પેઠેજ બૂમો પાડે છે. તેણે પાછું ફરીને જોયું તો સર્વમંગળાને હાંફતી હાંફતી દોડતી આવતી જણાઇ. તે ત્યાંજ ઉભો રહ્યો. સર્વમંગળાએ નજીક આવી કહ્યું: "પિતાજી ! હું તમારી સાથે આવું છું." બ્રાહ્મણ અતિશય આનંદ પામી પૂછવા લાગ્યો: "ઘરમાં કોઈને કહ્યા વગર આવી પણ પાછળથી કંઇ વિપદ્ આવશે તો ?" સર્વમંગલા બોલી: "ના પિતાજી ! તેની તમારે ચિન્તા કરવી નહિ." બ્રાહ્મણ સર્વમંગળાને ઘેર તેડી લાવ્યો. કન્યાને જોઇ બ્રાહ્મણીને પણ બહુ આનંદ થયો. સપ્તમી અષ્ટમીને દિવસે માતાજીની પૂજા થઇ ગઇ. નવમીને દિવસે સ્હવારે સર્વમંગલાએ પિતાને પૂછ્યું: "પિતાજી ! પૂજા નિમિત્ત બ્રાહ્મણ ભોજન કરાવશો કે ?" બ્રાહ્મણે ઉત્તર દીધો: "નિયમ તો છે પરંતુ પૈસા ક્યાંથી લાવું ? માતાજીની કૃપા હશે તો આવતે વર્ષે જોઇ લેવાશે." સર્વમંગલાએ કહ્યું: "એમ છે ત્યારે તો હું પાડોસીઓને નિમંત્રણ કરી આવું છું." પિતાએ ઘણીયે ના કહી છતાં સર્વમંગલાએ માન્યું નહિ. તે તો પાડોસીઓને પ્રસાદ લેવાનું નિમંત્રણ કરી આવી. ફળાહારનું નામ સાંભળી સાયંકાળનો વખત થતાંજ પાડોસીઓનાં ટોળેટોળાં બ્રાહ્મણના ઘર આગળ આવી પહોંચ્યાં. લોકોની ભીડ જોઇ બ્રાહ્મણ ભય પામ્યો, અને સર્વમંગલાને અનેક પ્રકારના તિરસ્કાર વચન કહેવા લાગ્યો. સર્વમંગલાએ ઉત્તર દીધો; "પિતાજી ! ભય શો છે ? હું સર્વને પ્રસાદનું ભોજન આપી વિદાય કરીશ. તમે ચિન્તા કરશો નહિ ! જે મા–જગદંબા–જગદ્ધાત્રી–જગતને આહાર આપે છે તેજ આજે તમારે ઘેર પધાર્યાં છે. તમને ભય શો છે ? તે મા આટલાં થોડાં મનુષ્યોને પ્રસાદ જમાડી

શકશે નહિ ?" સર્વમંગલા ઘર બહાર આવી પાડોસીઓને કહેવા લાગીઃ "મ્હારા પિતા દીન-દુઃખી છે. તેઓ તમને ષોડશોપચારપૂર્વક ભોજન કરાવવા અશક્ત છે પરંતુ આવો, સર્વ મનુષ્યો મહાપ્રસાદ ગ્રહણ કરો." સર્વમંગલા મહાપ્રસાદની થાળી લઇ બહાર ચાલી. તેજ ક્ષણે તેમાંથી એક પ્રકારની એવી સૌગંધ પ્રસરવા લાગી કે જેથી સર્વ મનુષ્યો મોહ પામી ગયાં! પ્રસાદમાંથી આવી સુગંધ નીકળેલી કોઇએ કદી પણ અનુભવી નહોતી. સર્વમંગલાએ થોડો થોડો પ્રસાદ સર્વને આપ્યો. એટલાથીજ સર્વનાં પેટ ભરાઈ ગયાં! પાડોસીઓ પ્રસાદ લઇ આશ્ચર્ય પામી ઘેર ચાલ્યાં ગયાં. અત્યાર સુધી બ્રાહ્મણ એક ચિત્તે મા જગદમ્બાનું સ્મરણ કરી રહ્યો હતો. પાડોસીઓના વિદાય થયા પછી નેત્ર ઉઘાડી સર્વમંગલાને કહેવા લાગ્યો કેઃ "હું તો ધારૂં છું કેઃ બધાં મ્હને શ્રાપ દઈને ગયાં હશે?" સર્વમંગલાએ ઉત્તર દીધો. "શા માટે તમને શ્રાપ દે? સર્વ પ્રસાદ લઇ તૃપ્ત થઇનેજ ગયાં છે. જૂવો. હજી પણ આટલો પ્રસાદ વધ્યો છે. એટલાથી તો આખા ગામને જમાડી શકાય એમ છે." બ્રાહ્મણે આનંદ પામી સર્વમંગલાની અતિશય પ્રશંસા કરી. બીજે દિવસે વિજયાદશમી હતી. બ્રાહ્મણ માતાની મૂર્ત્તિ સમ્મુખ દહિં ભાત નૈવેદ્ય કરી નેત્ર ઉઘાડી જૂવે છે તો સર્વમંગલા તે ભોજન કરી રહી હતી. માતાજીનો પ્રસાદ ખાતાં જોઈ ગુસ્સે ભરાઇ બ્રાહ્મણે પત્નીને કહ્યું કેઃ "જો તો ખરી, આ ત્હારી છોકરી કેવી દુષ્ટ છે? ગઈ કાલે તો જગદંબાના બ્રહ્મ શ્રાપમાંથી જેમ તેમ છુટકો થયો, અને આજે એણે પાછું શું કર્યું?" એ સાંભળી સર્વમંગલા રડવા લાગી. તેણે કશો ઉત્તર દીધો નહિ. સર્વમંગલાનું રૂદન જોઇ બ્રાહ્મણ બ્રાહ્મણીએ પુનઃ મૂર્તિ સમક્ષ દહિં ભાતનું નૈવેદ્ય ધર્યું. આ વખતે પણ સર્વમંગલાએ નૈવેદ્ય ઉચ્છિષ્ટ કર્યું. બ્રાહ્મણીએ બીજી વખત દહિં-ભાતનું નૈવેદ્ય તયાર કરી મૂર્તિ સમક્ષ ધર્યું. આ વખતે પણ સર્વમંગલાએ તે નૈવેદ્ય ઉચ્છિષ્ટ કરી દીધું. એ જોઈ બ્રાહ્મણનો ક્રોધ ઉશ્કેરાઇ ગયો. તેણે સર્વમંગલાને ઘરમાંથી ચાલી જવાનું કહ્યું સર્વમંગલા રડતી રડતી માતાની પાસે જઇ કહેવા લાગી કેઃ "પિતાજીએ મ્હને ચાલ્યા જવાનું કહ્યું છે. તેથી હું ચાલી જાઉં છું. મ્હેં ત્રણ દિવસથી કશું ખાધું નથી. હજી ઘણે વેગળે જવાનું છે તેથી તેમજ ઘણી ભૂખ લાગી હતી તેથી

સર્વ પ્રસાદ મ્હેં ખાધો પણ પિતાજી ગુસ્સે થઇ ગયા છે. માતાજી ! હું હવે રજા લુઉં છું." બ્રાહ્મણી પુનઃ દહિં ભાત તૈયાર કરતી હતી. પાછું ફરીને જોતાં તેણે કન્યાને દીઠી નહિ. બ્રાહ્મણીએ ઉચ્ચ સ્વરે સર્વમંગલાને બુમો પાડી પણ સાંભળે કોણ ? તેણે પતિદેવને હકીકત કહી સંભળાવી. બ્રાહ્મણ આશ્ચર્ય પામી અશ્રુપાત કરવા લાગ્યો. સર્વમંગલાને સાસરે જઇ પોતાને ઘેર આવવા પ્રાર્થના કરવા લાગ્યો અને પોતાને ઘેર બનેલી સર્વ હકીકત સર્વેને કહી સંભળાવી. બ્રાહ્મણને મુખેથી વૃતાન્ત સાંભળી સર્વમંગલા અને તેના સાસરાનાં સર્વ માણસો આશ્ચર્યચકિત થઇ ગયાં ! કન્યાએ કહ્યું: " પિતાજી ! ત્હમે શું કહો છો ? હું તો તમારે ઘેર આવીજ નથી. મ્હેં દહિં-ભાત ખાધો નથી તમે મ્હને કાઢી મૂકી નથી. મ્હને કશી સમજણ પડતી નથી. હું તો અહિં ને અહિં જ છું." કન્યાનો ઉત્તર સાંભળી બ્રાહ્મણ પણ આશ્ચર્ય પામ્યો અને હવેજ તે સર્વ રહસ્ય સમજી શક્યો. તે છાતી પર હાથ મારી પૃથ્વીપર અચેતન થઇ પડ્યો. થોડી વારે ચૈતન્ય આવતાં તે પોતાને ધિઃક્કાર દઇ બોલવા લાગ્યો: " અરેરે ! મ્હેં શું કર્યું? પરમપદાર્થ-જગતજનની મ્હારે ઘેર આવ્યાં તેને હું ઓળખી શક્યો નહિ ! ઓ મા જગદંબા ! મ્હને સર્વમંગલાના રૂપમાં ઠગ્યો શા માટે ? મ્હારા જેવા અધમ ઉપર દયા કરી ત્હમે મ્હારે ઘેર પધાર્યાં અને મ્હને " પિતા, પિતા " કરી બોલાવ્યો, ત્યારે મ્હારાં જ્ઞાન-ચક્ષુ કેમ ન ઉઘાડયાં ? હું તમારૂં નિત્ય-રૂપ જોઈ કૃતાર્થ થાત. " આ પ્રમાણે વિલાપ કરતો કરતો બ્રાહ્મણ પોતાતાને ઘેર આવ્યો. તેણે સર્વ હકીકત પત્નીને કહી સંભળાવી. તે ઉપરથી બ્રાહ્મણીના શોકની સીમા રહી નહિ! સર્વ પ્રાણીમાં સમાન જાણે ઇશ્વરનાં દર્શન કરવાથી શ્રદ્ધાનું ફળ મળે છે.

૫૪૯. પરમહંસદેવે પોતાના એક ભક્તને કહ્યું હતું કેઃ-" ત્હારી અવસ્થા મ્હેં કેવી કરી છે તે તું જાણે છે કે ? જેમ ઝાડને થડ ઉપરથી કાપી ઘણે દૂર તાણી લઇ ગયા પછી પુનઃ તાણી લાવી તેને થડ ઉપર વળગાડયું હોય તેમ કર્યું છે."

૫૫૦. માયા નજરે જોઇ શકાય છે ખરી કે ? એક સમય દેવર્ષિ નારદે

કહ્યું કે: "ભગવાન! મ્હને આપની અઘટન ઘટન પટીયસી માયા બતાવો." ભગવાને કહ્યું: "તથાસ્તુ." એક દિવસ ભગવાન નારદને લઈ ફરવા ગયા. ઘણે વેગળે ગયા પછી ભગવાનને તૃષા લાગી. તૃષાને લીધે તેઓ ત્યાંજ બેસી પડયા અને બોલ્યા કે: "નારદ! ગમે ત્યાંથી થોડું જળ લાવી મ્હારા પ્રાણ બચાવો." નારદ ઉતાવળે પગલે જળની શોધ કરવા ગયા. થોડે વેગળે ગયા પછી એક નદીના જેવું કંઇક જણાયું. તેઓ નદીની પાસે ગયા. ત્યાં એક પરમ સુંદરી બેઠેલી જણાઇ. તેનું રૂપ જોઈ નારદજી મોહ પામ્યા. નારદજી તેની પાસે ગયા એટલે તે સ્ત્રી તેમની સાથે મધુર સંભાષણ કરવા લાગી. થોડીવારમાંજ બન્ને વચ્ચે પ્રેમ બંધાઇ ગયો. નારદે તેની સાથે લગ્ન કરી ત્યાંજ ગૃહસ્થાશ્રમ માંડયો. નારદની સ્ત્રીને પેટ સન્તાન સન્તતિ પણ થઇ. નારદજી સ્ત્રી-સન્તતિનું સુખપૂર્વક લાલન પાલન કરવા લાગ્યા. એટલામાં એકાએક ત્યાં મરકીનો ઉપદ્રવ થઈ લોકો મરવા લાગ્યા. નારદે તે દેશનો ત્યાગ કરી બાળકો સહિત અન્ય પ્રદેશ તરફ જવાનો વિચાર કર્યો. સ્ત્રીએ પણ તેમાં સંમતિ આપી. પતિ પત્ની સન્તાનોને લઇ નદીના પૂલ ઉપરથી પસાર થતાં હતાં એટલામાં પૂલ તૂટી પડતાં એક પછી એક બાળકો જળમાં ડૂબી મરણ પામ્યાં એટલુંજ નહિં પણ તેમની સ્ત્રી પણ ડૂબી ગઇ! નારદજી ચોધાર આંસુ પાડી રડવા લાગ્યા. તેજ સમયે ભગવાને તેમને દર્શન દઇ કહ્યું: "કેમ નારદ! તું તો મ્હારે માટે જળ લેવા ગયો છે ને? શા માટે રડે છે વારૂં?" ભગવાનનાં દર્શન થતાંજ નારદજી આશ્ચર્ય પામ્યા અને બોલ્યા: "મહારાજ! તમને નમસ્કાર અને તમારી માયાને પણ નમસ્કાર!"

૫૫૧. પતંગીઉં દીપક જોતાંજ તેના ઉપર જઈ પડી પ્રાણ આપે છે. તેજ પ્રમાણે ભક્ત પણ ભગવાનને માટે સર્વસ્વનો ત્યાગ કરી શકે છે.

૫૫૨. માયા જોવાની પરમહંસદેવને પણ એક વખત ઇચ્છા થઇ હતી અને તે માટે તેમણે પણ મા કાળી પાસે પ્રાર્થના કરી હતી. પરમહંસદેવ કહેતા હતા કે: "માયા જોવા માટે પ્રાર્થના કરતાં કરતાંજ એક દિવસ જોવામાં આવ્યું કે એક ક્ષુદ્ર બિન્દુમાંથી ધીમે ધીમે એક કન્યા

ઉત્પન્ન થઇ. ધીમે ધીમે તે મ્હોટી થઇ. તત્ક્ષણાત્ તેણે ગર્ભ ધારણ કર્યો, અને ગર્ભમાંથી બાળકનો જન્મ થતાંજ તેણે તેનો ગ્રાસ કર્યો. એ પ્રમાણે વારંવાર તેને બાળકો થતાં અને તત્ક્ષણાત્ તે તેમનો ગ્રાસ કરી જતી. એ જોઈ હું સમજ્યો કે એનું નામજ માયા.

૫૫૩. શ્રી શંકરાચાર્યનો એક શિષ્ય ઘણા દિવસથી તેમની સેવા કરતો હતો પરંતુ આચાર્યશ્રીએ તેને એકે દિવસ એક પણ ઉપદેશ આપ્યો નહિ. એક દિવસ શંકરાચાર્ય પોતાના આસન પર બેઠા હતા એટલામાં કોઇના આગમનનો શબ્દ સંભળાયો. શંકરાચાર્યે કહ્યું: " કોણ છે રે ? " શિષ્યે કહ્યું: " હું. " આચાર્યશ્રીએ કહ્યું કે: "હું શબ્દ જો ત્હને પ્રિય છે તો તેમાં વૃદ્ધિ કર. અર્થાત્ સમસ્ત જગત્ રૂપેજ હું છું એવી ધારણા કર અથવા હું નો તદ્દન ત્યાગ કર. "

૫૫૪. એક ભકતે પૂછ્યું કે: " બ્રહ્મ દર્શનનું વર્ણન કરો. " પરમહંસદેવે ઉત્તર દીધો કે: " તેનું વર્ણન કરી શકાય એમ નથી. કોઈ મનુષ્ય સમુદ્રમાં પ્રવેશ કરે અને અન્ય મનુષ્ય તેને પૂછે કે: " સમુદ્ર કેવો છે ? તેનું વર્ણન કરો તો તે શો ઉત્તર દેશે ? તે કેવળ એમજ કહેશે કે: " સર્વત્ર જળ છે, સર્વત્ર જળ છે. " તેજ પ્રમાણે બ્રહ્મ દર્શનનું સમજવું.

૫૫૪. ભાવનામાં અશ્રદ્ધા સેવવાથી કશું ફળ મળશે નહિ.

૫૫૬. માતા જેમ પોતાનાં કોઇ બાળકને માટે ભાત, દાળ અને કોઇને માટે કાંજી, રાબડી આપવાની વ્યવસ્થા કરે છે તેજ પ્રમાણે ભગવાન પણ પ્રત્યેક મનુષ્યને ઉપયોગી થઇ પડે એવી સાધનાની વ્યવસ્થા કરે છે.

૫૫૭. જેણે એક વખત સાકરનો સ્વાદ ચાખ્યો છે તેને ગોળનો સ્વાદ સારો લાગે ? જેણે એક વખત સ્વચ્છ સ્થળમાં શયન કર્યું છે તેને કચરા પુંજાવાળા મલિન સ્થાનમાં નિદ્રા આવે ખરી ? જેણે બ્રહ્માનંદનો સ્વાદ ચાખ્યો છે તેને વિષયાનંદ પસંદ પડે ખરો કે !

૫૫૮. મનુષ્યોને સારૂં કહેતા જેટલી ક્ષણ લાગે છે તેટલીજ ક્ષણ નઠારૂં કહેતાં પણ લાગે છે. અર્થાત્ લોકોનાં કથન તરફ ધ્યાન ન આપવું એજ કર્તવ્ય છે ( લોકને મ્હોડે ઢાંકણું નથી. )

૫૫૯. કોઇ સ્થળે એક શંકર ભક્ત રહેતો હતો. તેની ભક્તિના બળથી ભગવાન શંકર શૂળપાણિએ દર્શન દઇ તેને કહ્યું કે: “ સાંભળ વત્સ! ત્હારી ભક્તિના બળ વડે તું મ્હારાં દર્શન કરી શક્યો છે ખરો. પરંતુ જ્યાં સુધી કમળાપતિ શ્રી વિષ્ણુ તરફ ત્હારી દ્વેષ બુદ્ધિ છે ત્યાં સુધી હું ત્હારા ઉપર પ્રસન્ન થઇશ નહિ. ” એ સાંભળી શંકર ભક્ત નીચું માથું કરી ઉભો રહ્યો. ભગવાન ત્યાંથી અંતર્ધાન થઇ ગયા. ભક્તે પુનઃ સાધના કરી શંકર ભગવાનને અકળાવી નાંખ્યા. શંકર ભગવાને તેને પુનઃ દર્શન દીધાં પરંતુ આ વખત તેમના અર્ધા શરીરમાં શંકર અને અર્ધા શરીરમાં શ્રી વિષ્ણુનું સ્વરૂપ હતું. ભક્તને શંકરની અર્ધી મૂર્તિનાં દર્શન થતાં અર્ધો આનંદ થયો પરંતુ શ્રી વિષ્ણુની અર્ધી મૂર્તિ જોઇ અર્ધ દિલગીરી થઇ. તેણે ઇષ્ટ દેવતાની પૂજા કરવા માંડી. તેમાં પ્રથમ અર્ધ શંકર ચરણને સ્નાન કરાવ્યું પણ અર્ધ વિષ્ણુના ચરણ સ્હામે તેણે દષ્ટિપાત સુદ્ધાં કર્યો નહિ! ભગવાન શંકરે કહ્યું: “ સાંભળ! ત્હારી મનકામના પૂર્ણ થશે પરંતુ વિષ્ણુ પ્રત્યેના દ્વેષને લીધે ત્હારે અનેક કષ્ટ સહન કરવું પડશે. ત્હારા ઉપર કૃપા કરી મ્હેં ત્હને હરિ-હરની યુગલ મૂર્તિનાં દર્શન કરાવ્યાં, અને હરિ-હર અભિન્ન છે તે સમજાવવાનો યત્ન કર્યો પરંતુ તું સમજી શક્યો નહિ. “ ભક્ત ત્યાંથી અન્ય ગામમાં જઇ નિવાસ કરવા લાગ્યો. ધીમે ધીમે સર્વેએ તેને ઓળખ્યો. અંતે ગામનાં સર્વ બાળકો તેની પૂંઠે તાળીઓ પાડી “ હરિ, હરિ. ” કહેવા લાગ્યાં. ભક્તે નિરૂપાયે પોતાને બે કાને બે ઘણ્ટ બાંધ્યા અને બાળકો “ હરિ, હરિ ” બોલતાં તે વખતે તે પણ જોરથી કાને બાંધેલા ઘણ્ટ વગાડવા લાગ્યો. ઘણ્ટા ધ્વનિને લીધે તે “ હરિ ” નામ સાંભળી શકતો નહિં. એતુંજ નામ ઘણ્ટાકરણ પડયું. પોતાના ઇષ્ટ દેવતા ઉપર વિશેષ શ્રદ્ધા રાખવી પરંતુ અન્ય દેવ-દેવીઓને પણ તે મૂર્તિનું અન્ય રૂપજ માની તેના ઉપર શ્રદ્ધા રાખવી. તેનો તિરસ્કાર કરવો નહિ. દ્વેષ ભાવનો તદ્દન ત્યાગ કરવો.

૫૬૦. લોક લજ્જાના ભયથી જેઓ ધર્મ કર્મ કરવા બ્હીતાં તેમને પરમહંસદેવ કહેતા કે: “ લોકોને કેવી નજરે જોવા તે જાણે છે? લોકો તે જાણે ક્ષુદ્ર જંતુ ન હોય. ”

૫૬૧. એક મનુષ્ય સ્ત્રી-સહિત વૈરાગી થઇ અનેક તીર્થ ક્ષેત્રમાં ભ્રમણ કરતો હતો. યાત્રામાં ગમન કરતાં એક સ્થળે પતિએ કેટલાક હીરા દીઠા. તેણે વિચાર્યું કે: હીરાને ધૂળમાં દબાવી દેવા જોઇએ. મ્હારી સ્ત્રીના જોવામાં આવશે તો કદાચ તેને લોભ ઉત્પન્ન થશે! પતિ હીરા ઉપર ધૂળ નાંખતો હતો એટલામાં તેની સ્ત્રીના જોવામાં આવ્યું. તેણે પુછ્યું: " શું કરો છો!" પતિ ઉત્તર દેતાં અચકાયો, એટલે પત્નીએ તેના પગ નીચેની ધૂળ ખસેડતાં હીરા જોવામાં આવ્યા. પત્નીએ કહ્યું: "હજી સુધી હીરા અને માટીમાં ભેદ-ભાવ રહ્યો છે ત્યારે પછી વનમાં આવવાનું પ્રયોજન શું?" ( પતિ કરતાં પત્નીને શ્રેષ્ઠ વૈરાગ્ય ઉપજ્યો હતો. )

૫૬૨. એક સમય વર્દ્ધમાનના મહારાજાની સભામાં પ્રશ્ન ઉત્પન્ન થયો કે: " શિવ મ્હોટા કે વિષ્ણુ ? " સભામાં બેઠેલા પણ્ડિતોમાંથી કોઇએ શિવ મ્હોટા કહ્યા અને કોઇએ વિષ્ણુ. બન્ને પક્ષ વચ્ચે મ્હોટો વાદવિવાદ ઉપસ્થિત થયો. અન્તે એક બુદ્ધિમાન પણ્ડિતે આવી રાજાને કહ્યું: " મહારાજ! મ્હેં શિવનાં દર્શન કર્યાં નથી અને વિષ્ણુનાંયે દર્શન કર્યાં નથી. તેથી કોણ મ્હોટું કે કોણ ન્હાનું તે શી રીતે કહી શકાય ? " ( આજ કાલના ધર્મ-દ્વેષી વાક્-પણ્ડિતો કંઇ શિખશે ? )

૫૬૩. જળ ઠરી જતાં જેમ બરફ થાય છે તેજ પ્રમાણે સાકાર મૂર્તિને સચ્ચિદાનંદઘન જાણવી.

૫૬૪. ચિન્મયનામ, ચિન્મયધામ, ચિન્મય શ્યામ.

૫૬૫. જેને તૃષા લાગે છે તે શું ગંગાજળને ડહોળું જાણી કુવો ખોદી નિર્મળ જળપાન કરે છે? જેને તૃષા ઉત્પન્ન થતી નથી તેજ હિંદુ ધર્મને અનિષ્ટકર માની નૂતન ધર્મ-સમ્પ્રદાય બાંધી તેમાં નિવાસ કરે છે. તૃષા લાગે તેને એટલો બધો વિચાર થતોજ નથી.

૫૬૬. જે સમયે કલકત્તામાં એક તરફ પણ્ડિત શશધર તર્ક ચુડામણિ અને બીજી તરફ પણ્ડિત શિવનાથ શાસ્ત્રી હિંદુધર્મ અને બ્રાહ્મણધર્મ સંબંધી ચર્ચા ચલાવી રહ્યા હતા તે સમયે કેટલાંક માણસોએ પરમહંસદેવ પાસે જઇ કોઈ હિંદુધર્મની અને કોઇ બ્રાહ્મધર્મની પ્રશંસા કરવા લાગ્યા. એ સાં-

ભળી પરમહંસદેવે કહ્યું કે: "મ્હારી માતા ઉભય માર્ગદ્વારા પોતાનું કામ કાઢી લે છે, એમજ હું તો જાણું છું."

૫૬૭. અમુક વ્યક્તિને દાન કરવાથી પુણ્ય થાય છે અને અમુક વ્યક્તિને પાપ થાય છે. એક કસાઇ એક ગાયને હત્યા કરવા લઈ જતો હતો. ગાય જીવ લઇને ન્હાસવાનો યત્ન કરતી હતી. ગાયને લઇ જવામાં કસાઇને બહુ કષ્ટ થતું હતું. એટલામાં માર્ગમાં એક અતિથિશાળા તેના જોવામાં આવતાંજ તે તેમાં જઇ પેટ ભરી ભોજન કરી આવ્યો. ભોજન કર્યાથી તેના શરીરમાં બળ આવ્યું, તેથી તે ગાયને બળપૂર્વક ખેંચીને લઈ ગયો. ગાયનો વધ કર્યાનું ચાર આના જેટલું પાપ કસાઇને અને બાર આના જેટલું અતિથિશાળાના માલિકને લાગ્યું. કારણ કે તેનું અન્ન ભોજન કર્યાથીજ કસાઇના શરીરમાં બળ આવ્યું, નહિ તો તે ગાયને લઇ જઇ શકત નહિ.

૫૬૮. લીલાનાં દર્શન કરી નિત્ય વસ્તુની પ્રાપ્તિ કરી લેવી જોઇએ.

૫૬૯. જે મનુષ્ય હવિષ્યાન્ન ભક્ષણ કરે પરંતુ ઇશ્વર પ્રાપ્ત કરવા ચ્હાય નહિ તેનુ હવિષ્યાન્ન ગોમાંસ તુલ્ય સમજવું, અને જે ગોમાંસ ભક્ષણ કરે પરંતુ ભગવાનનાં દર્શન કરવાનો યત્ન કરે તેનું ગોમાંસ ભક્ષણ હવિષ્યાન્ન બરાબર સમજવું.

૫૭૦. સંસારમાં નિવાસ કરીનેજ ઇશ્વર–સાધન કરવું એને પરમહંસદેવ કિલ્લામાં રહીનેજ લડાઇ કરવા જેવું કહેતા. કિલ્લામાં રહીને યુદ્ધ કરવાથી જોઇતી સર્વ સામગ્રી મળી શકે છે અને સત્વર બળ ક્ષય થતું નથી. તેજ પ્રમાણે સંસારમાં રહીને ઇશ્વર–સાધન કરવાથી અનેક પ્રકારની સગવડ મળી આવે છે.

૫૭૧. સંસારીજનો સર્વસ્વનો ત્યાગ કરી ભગવાન તરફ આકર્ષાતા નથી તેનું કારણ શું? રંગભૂમિ ઉપર વેશ ધારણ કરી આવતાંજ વેશ કાઢી નંખાય છે કે? થોડો વખત રમત રમવી જોઇએ (પાર્ટ ભજવવો જોઇએ) ત્યાર પછી એની મેળે વેશ કાઢી નાંખવો પડશે.

૫૭૨. ગંગા કિનારે નિવાસ કરનાર સર્વ પુણ્યશાળી જીવાત્મા છે.

૫૭૩. જેમ ચાંદા મામા એ સર્વના મામા કહેવાય છે તેમ એક ભગવાન એજ સર્વના ગુરૂ છે.

" ૫૭૪. એક રાણી સોનાનાં ઘરેણાં પહેરતી નહોતી. હાથે માત્ર લાકડાની બે સાદી ચુડીઓ પહેરી રાખતી. પ્રજાજનો તેની કેટલીએ નિન્દા કરતા, કેટલાક તેને ઠપકો દેતા પરંતુ કોઇનું કહેવું તે માનતી નહિ. જ્યારે રાજાનું મૃત્યુ થયું ત્યારે તેણે હાથે પહેરેલી ચુડીઓ ભાંગી નાંખી સોનાની બંગડીઓ પહેરી દીધી. એ જોઇ સર્વને આશ્ચર્ય થયું. સોનાની બંગડીઓ પહેરવાનું કારણ કોઇ સમજી શક્યું નહિ. કેટલાક દિવસ પછી એક ગૃહસ્થની સ્ત્રીએ રાણીને બંગડીઓ પહેરવાનું કારણ પૂછતાં તેણે ઉત્તર દીધો કેઃ " આટલા દિવસ મ્હારા પતિ નશ્વર ( ક્ષણભંગુર ) હતા તેથી મ્હેં પણ નશ્વર પદાર્થ ( ચુડો ) ધારણ કર્યો હતો. હવે મ્હારા પતિ અક્ષય, અમર અને અજર થયા છે તેથી મ્હેં પણ અક્ષય સોનાની બંગડીઓ ધારણ કરી છે. "

૫૭૫. એક દિવસ ગોપાળ ( શ્રી કૃષ્ણ ) ના સમાચાર નહિ મળવાથી યશોદા માતા પ્રેમમયી રાધા પાસે જઇ પૂછવા લાગ્યાં કેઃ " બ્હેન ! મ્હારો ગોપાળ ક્યાં છે તે તું જાણે છે ? " રાધાજી તે સમયે સમાધિ સ્થીતિમાં ( કૃષ્ણ ભાવનામાં ) તલ્લીન હતાં તેથી યશોદાનું કથન તેમણે સાંભળ્યું નહિ. સમાધિ ઉતરતાં તેમણે નંદ રાણીને પોતાની સમ્મુખ બેઠેલાં જોઇ તેમને પ્રણામ કરી પૂછ્યું કેઃ " આપ કેમ પધાર્યા છો ? " યશોદાએ પુનઃ ગોપાલના સમાચાર પૂછ્યા. રાધાજીએ ઉત્તર દીધો કેઃ " માતાજી ! તમે નેત્રો બંધ કરી ગોપાલના રૂપનું ધ્યાન ધરો એટલે ગોપાલનાં દર્શન થશે. " યશોદાએ નેત્રો બંધ કર્યાં કે તુર્તજ મહાસમાધિસિદ્ધ રાધાજીએ તેમને સમાધિસ્થ બનાવ્યાં. તેથી તેઓ સમાધિમાંજ ગોપાળનાં દર્શન કરી આનંદ પામ્યાં. ત્યાર પછી તેમણે શ્રી રાધાજી પાસે એવુંજ વરદાન માગ્યું કેઃ " બ્હેન ! હું નેત્ર મિંચું કે તુર્તજ ગોપાળનાં દર્શન કરી શકું " એવી શક્તિ આપો. "

૫૭૬. ભાવના અને ભેખને માન આપવું.

૫૭૭. જેવી ભાવના તેવી સિદ્ધિ, એ વચન ઉપર દૃઢ વિશ્વાસ રાખવો.

૫૭૮. શક્તિ રૂપિણી મહામાયાની દયા પ્રાપ્ત કર્યા સિવાય મનવાંચ્છિત ફળ મળશે નહિ.

૫૭૯. એક સમય કેશવચંદ્રસેને પરમહંસદેવને પૂછયું કેઃ "વિરાટરૂપી ભગવાનની ન્હાનકડી મૂર્તિ બનાવવાનું કારણ શું?" પરમહંસદેવે ઉત્તર દીધો કેઃ "સૂર્ય પૃથિવીથી ઘણો મ્હોટો છે પરંતુ ઘણે વેગળે હોવાથી આપણે તેને એક ન્હાની થાળી જેટલો જોઈ શકીએ છીએ. તેજ પ્રમાણે ભગવાન પણ ન્હાનો નથી પરંતુ આપણાથી તે ઘણો દૂર હોવાથી તે ન્હાનો જણાય છે."

૫૮૦. નિર્ગુણ બ્રહ્મનાં રામ, કૃષ્ણ વગેરે રૂપને કેવાં જાણવાં? જેમ સમુદ્ર અને તેનાં તરંગો તેજ પ્રમાણે.

૫૮૧. એક ભક્ત પરમહંસદેવ પાસે અનેક દિવસથી આવતો હતો. તેને તેમણે એક દિવસ કહ્યું હતું કેઃ "સાંભળ! કાલે ત્હારો કેશવ (બ્રહ્મ સમાજનો નેતા) આવ્યો હતો. તેની સાથે અનેક મનુષ્યો હતાં. પેલા બટ-તલામાં બેસી અનેક વાર્તાલાપ કર્યો છે. કામિની–કાંચન ત્યાગ કર્યા સિવાય કશું વળશે નહિ." એ સાંભળી તેના એક શિષ્યે કહ્યુંઃ "કેમ મહારાજ! જનક રાજાએ તો (કામિની–કાંચનનો) ત્યાગ કર્યો ન હતો." પરમહંસદેવે કહ્યું ભાઇ! યુગ યુગાંતરથી એક જનક રાજાનું નામ રહી ગયું છે. તેમણે નિર્લિપ્ત ભાવે સંસાર નિર્વાહ કર્યો હતો. પરંતુ તમારા લોકો (બ્રહ્મ–સમાજીઓ)ના પ્રત્યેક ઘરમાં જનકરાજા જણાય છે!"

૫૮૨. સખિ! જ્યાં સુધી જીવન ધારણ કરીશ ત્યાં સુધી તે (શ્રી કૃષ્ણ)ના ઉપર પ્રેમ કરતાં શિખીશ.

૫૮૩. એક સમય એક યુવક પરમહંસદેવને જાણે ઉપદેશ દેતો હોય તેવી ઢબે કંઇક કહેવા લાગ્યો. એ સાંભળી પરમહંસદેવે કહ્યુંઃ "ઠીક કહે છે! બોલ, તું શુ કહે તો હતો? ફરીથી બોલ જોઉં. ત્હારી પાસેથી પણ કંઇક શિખવાનું મળશે."

૫૮૪. એક સમય પરમહંસદેવે એક હિંદુને ગંભીરતાપૂર્વક હિંદુ ધર્મનો

ઉપદેશ દીધો. તે સમયે ત્યાં એક ચુસ્ત બ્રહ્મસમાજી બેઠો હતો. બ્રાહ્મ બંધુએ હિંદુ ધર્મનો ઉપદેશ, પ્રશંસા સાંભળી અશ્રુપાત કરી કહ્યું: "મહારાજ! ત્યારે શું અમારૂં કલ્યાણ નહિ થાય?" તેનો અશ્રુપાત જોઇ પરમહંસદેવે દયા લાવી કહ્યું: "તમારૂં પણ કલ્યાણ થશે. તમે જે (ઇશ્વર) ની ઉપાસના કરો છો તેજ તમને માર્ગ દર્સાવશે. ક્વચિત્ તમે આડાઅવળા જશો તો પણ તે (ઇશ્વર) તમને સીધે માર્ગે દોરી લઇ જશે. આ જગત્માં કોઇ ઉપવાસી (ભૂખ્યું) રહેશે નહિ. કોઇને વેહેલું તો કોઇને મોડું (પણ ભોજન) મળશે ખરૂં."

૫૮૬. એક મનુષ્યે પરમહંસદેવને કહ્યું કે: "મહારાજ! મ્હને કંઇક કરી દોની?" પરમહંસદેવે ઉત્તર દીધો કે: "ભાઇ! ત્હને હું કંઇ પણ કરી શકુ એમ નથી. ત્હારી નસેનસમાં કામ-કાંચન વિદ્યમાન છે. તે સહજે નીકળે તેમ નથી. ત્હને હું શું કરી શકુ?" તેણે ઘણો આગ્રહ કર્યો ત્યારે તેમણે ઉત્તર દીધો કે: "વારૂ, તું આ સ્થળે આવ જા કરતો રહેજે. એટલે સૌ થઇ રહેશે. બીજું કંઈ કરી શકાય તેમ નથી."

૫૮૭. એક શિષ્ય "ગુરૂ, ગુરૂ" એવો શબ્દોચ્ચાર કરતો નદી પાર ઉતરી ગયો. એ સાંભળી ગુરૂએ મનમાંજ વિચાર્યું કે: "અહો! એમ પણ થઈ શકે છે એવું હું અગાઉ જાણતો નહતો." બીજે દિવસે ગુરૂએ "હું, હું" એવો શબ્દોચ્ચાર કરી નદી પાર જવાનો વિચાર કર્યો. પરંતુ બે ચાર વખત શબ્દોચ્ચાર કરતાંમાંજ ગુરૂ નદીના અગાધ જળમાં ડૂબી ગયા! તે પોતાને બચાવી શક્યા નહિ તેથી તેમના પ્રાણ ગયા! (શ્રદ્ધાનું ફળ છે. અહંકારનું ફળ નથી.)

૫૮૮. શ્રી શંકરાચાર્યનો એક શિષ્ય પ્રમાદી હતો. શંકરાચાર્ય "શિવોહં" બોલતા ત્યારે તે પણ "શિવોહં" શબ્દોચ્ચાર કરતો. શંકરાચાર્ય જે કરવા તત્પર થતાં તે પ્રમાણે કરવા શિષ્ય પણ તત્પર થતો. તેનામાં મ્હોટો ગુણ એ હતો કે તે મહાન ગુરૂભક્ત હતો, અને અતિ યત્નપૂર્વક ગુરૂની સેવા કરતો, અને ગુરૂના આહાર કર્યા પછી તેમના પત્રાળામાં તે ભોજન કરતો. તેનામાં દોષ માત્ર એ હતો કે: તે ભગવાન શંકરાચાર્યની પેઠે

પોતાને મુક્ત પુરૂષ માનતો. તેને જ્ઞાન આપવા માટે શંકરાચાર્યે તેને સાથે લઇ એક દિવસ એક લુહારની દુકાનમાં ગયા, અને ભઠ્ઠીમાં તપી લાલચોળ થયેલો એક લોઢાનો સળીયો લઇ પોતે ચાવવા લાગ્યા. તેમાંનો એક ટુકડો શિષ્યને પ્રસાદ તરીકે આપ્યો. એ જોઇ શિષ્ય તો સ્તબ્ધ થઇ ગયો! ઉન્હો ધગધગતો લોઢાનો સળીયો ખવાય શી રીતે? તે ખાઇ શક્યો નહિ. તેજ દિવસથી તેને જ્ઞાન થયું કે: "શિવોહં" કહેવું એ માત્ર મોઢાની વાત નથી. (ગુરૂ કહે તેમ કરવું. ગુરૂ કરે તેમ ન કરવું.) "

૫૮૯. સમુદ્રનું જળપાન કરનાર બુદ્ધિમાન મનુષ્ય તે જળમાંથી મીઠાનું અસ્તિત્વ સમજી શકે છે તેજ પ્રમાણે બ્રહ્માણ્ડ જોઇને બ્રહ્માણ્ડપતિનું અસ્તિત્વ નિશ્ચયરૂપે સમજી શકાય છે.

૫૯૦. સ્વપ્નાવસ્થા અને જાગ્રતાવસ્થા સંબંધી અભિપ્રાય દર્શાવતાં પરમહંસદેવ એક વાર્તા કહેતા. તેઓ કહેતા કે: "એક માણસને નોકરી ચાકરી નહતી. તેથી તેની સ્ત્રી તેનો સર્વદા તિરસ્કાર કરતી. એક દિવસ તેનું એક બાળક વ્યાધિગ્રસ્ત થઇ મરણ પામ્યું. ઘરનાં સર્વે રડવા લાગ્યાં. તે સમયે બાળકનો પિતા લુગડાં પહેરી બહાર ચાલ્યો ગયો. ઘરનાં સર્વ મનુષ્યો બાળકના શોકમાં હોવાથી કોઇએ તેના તરફ લક્ષ્ય આપ્યું નહિ. સર્વનો શોક સમ્યો ત્યારે તેમણે તેની શોધ કરી, પરંતુ તેનો પત્તો લાગ્યો નહિ તેથી સરવે ચિન્તાતુર થયાં. થોડો વખત ગયા પછી તે માણસ કમ્મરે ઓફીસનો પટો પહેરીને ઘેર આવ્યો. સ્ત્રીએ ગુસ્સે થઇ પૂછ્યું: "તમે ક્યાં ગયા હતા?" પતિએ કહ્યું: "નોકરી શોધવા." તેની સ્ત્રીએ કહ્યું: "અરે રે! તમારા હૃદયમાં જરાયે દયા–માયા નથી. સોનાના પુતળા જેવું બાળક મરણ પામ્યું છતાં તમારા મનમાં જરાયે દુઃખ થયું નહિ. ઉલ્ટા આજેજ નોકરી શોધવા ગયા!" પતિએ હસતાં હસતાં ઉત્તર દીધો: "સાંભળ! એક દિવસ મ્હેં સ્વપ્નમાં જોયું કે: મ્હારે ત્યાં સાત પુત્ર થયા છે. તેમને લઇ મ્હેં કેટલોએ આનંદ ઉપભોગ કર્યો. પરંતુ જાગ્રત થતાંજ તેમાંનું કશુંયે દીઠું નહિ, તેમ છતાં મ્હને કશોયે શોક થયો ન હતો" (અર્થાત્ જાગ્રતાવસ્થા તે સ્વપ્નાવસ્થા જેવી અને સ્વપ્નાવસ્થા તેજ જા-

પ્રતાવસ્થા જેવીજં મિથ્યા જાણવી. બ્રહ્મજ્ઞાની એ બન્ને અવસ્થામાં હર્ષ કે શોક પામતા નથી. )

૫૯૧. પરમહંસદેવને વ્યાધિ થયો ત્યારે એક મનુષ્યે કહ્યું કેઃ "તમે સમાધિસ્થ થાઓ છો તે વખતે માતાજીને કહી રોગ મટાડી દો તો બહુ સારૂ." તેમણે ઉત્તર દીધો કેઃ "છટ છટ! લોહી, પરૂથી ભરેલા શરીરને માટે માતાજીની પ્રાર્થના કરવી? છટ છટ! એના ઉપર તે વળી મોહ કેવો?"

૫૯૨. રોગ-શોક સંબંધી તેઓ કહેતા કેઃ "જેમ ઘરમાં નિવાસ કરતાં ઘરનો ટેકસ આપવો પડે છે તેજ પ્રમાણે આ ( શરીર ) માં નિવાસ કરવા માટે એનો પણ ટેકસ આપવો જોઇએ. રોગ-શોક એ બધા શરીરના ટેકસ સમજવા.

૫૯૩. એક ભક્તને તેમણે કહ્યું હતું કેઃ "પ્રથમ સંસારમાં પડયા પછી ભગવાન પ્રાપ્ત કરવા આવ્યો છે, તેમ નહિ કરતાં પ્રથમ ભગવાન પ્રાપ્ત કરી સંસારમાં પડ્યો હોત તો અતિશય સુખનો ભોક્તા થાત."

૫૯૪. પરમહંસદેવ કહેતા કેઃ "સમસ્ત દિવસ મ્હારી પાસે સેંકડો સંસારી ( ગૃહસ્થાશ્રમી ) મનુષ્યો આવે છે. પરંતુ તેમનાથી મ્હને વિશેષ આનંદ થતો નથી. પણ એક ભક્ત પુરૂષ આવે છે ત્યારે મ્હને તેનાથી અત્યંત આનંદ થાય છે.

૫૯૫. પ્રશ્નઃ "સાધકપુરૂષે ભિન્ન ધર્મ પ્રત્યે કેવી ભાવના રાખવી?"

ઉત્તરઃ "શ્રેષ્ઠ સાધક તો પોતાના ધર્મના જેવોજ અન્ય ધર્મને સમજશે."

૫૯૬. પ્રશ્નઃ "એક મન શી રીતે થાય?

ઉત્તરઃ "૪૦ શેરનો એક-મણ થાય છે. ( અર્થાત્ ૪૦ દિશામાં વહેંચાયલા વિચારોને એક ચિત્ત કરી શકાય તો એક-મણ ( એક-મન-એક-ચિત્ત ) થાય."

૫૯૭. પૂર્વ જન્મે જે રાજા હતો અને જેના સર્વ ભોગો અવસાન પામ્યા છે તે આ જન્મે મુક્ત પુરૂષ થઇ શકે છે.

૫૯૮. કોટી પારસમણિ મ્હારી સમ્મુખ હોય તોપણ તેને હું ચિતા-ભસ્મ સમાન સમજું છું. તિલોત્તમા જેવી સુંદર સુંદરી મ્હારું મન છળવા આવે તો પણ શ્રી કૃષ્ણ ભગવાનની કૃપાથી મ્હારૂં મન જરા પણ ડગે એમ નથી.

૫૯૯, ગૃહસ્થાશ્રમનું અભિમાન ઘાસના છોડ જેવું. તે સહજવારમાં ઉખેડી શકાય છે, પણ સંન્યાસીનું અભિમાન પિપળાના વૃક્ષ જેવું. તે કોઇ પણ રીતે ઉખેડી શકાય નહિ.

૬૦૦. પ્રશ્ન: " સત્વ ગુણીજનો કેવી રીતે ( ઇશ્વરનું ) ધ્યાન ધરે છે ? "

ઉત્તર: " તેઓ રાત્રે મચ્છરદાનિની વચમાં બેસી ધ્યાન ધરે છે. લોકો જાણે કે તે નિદ્રાવશ થઇ રહ્યા છે. તેઓ લોકોને બતાવવા માટે બાહ્ય ભાવ ધારણ કરતા નથી. "

૬૦૧. પરમહંસદેવ કહેતા કે: " મહા પુરૂષના શેષ અવતારનો આરંભ થયો છે."

૬૦૨. ધ્યાનસિદ્ધ પુરૂષોને માટે મુક્તિ વાટજ જોઈ રહે છે. ધ્યાન સિદ્ધ કોને કહેવો ? તેના ઉત્તરમાં પરમહંસદેવ કહેતા કે: ધ્યાનમાં બેસતાં જે મનુષ્ય એક ચિત્ત–સમાધિ–મગ્ન થઈ જાય તેને ધ્યાન–સિદ્ધ કહેવો. "

૬૦૩. " ૧૨૦૦ ચેલા, ૧૩૦૦ ચેલી, તેની સાક્ષી હાથહથેલી. " કહેવામાં આવે છે કે: નિત્યાનંદ ગોસ્વામીના પુત્ર વીરભદ્રને ૧૩૦૦ નગ્ન ચેલા હતા. તેઓ જ્યારે સિદ્ધ–પુરૂષ થયા ત્યારે વીરભદ્રને ભય ઉત્પન્ન થયો. તે વિચારવા લાગ્યો કે: આ બધા સિદ્ધ થયા. હવે તેઓ જેને જે વચન આપશે તે પ્રમાણે ફળ મળશે. તેઓ જે દિશામાં જશે તે દિશામાં ભય ઉત્પન્ન થશે. કારણ કે અજ્ઞાની જનો એ પુરૂષોનો કાંઇ અપરાધ કરશે તો તેઓ શાપ દઇ તેમનું અનિષ્ટ કરશે. આ પ્રમાણે વીરભદ્રે નાના પ્રકારની ચિન્તા કર્યા પછી તે સર્વને બોલાવી કહ્યું કે: " તમે ગંગા કિનારે જઇ સન્ધ્યા–આહ્નિક કરી આવો. "કહે છે કે તે નાગા–સિદ્ધ પુરૂષો એવા

તેજસ્વી હતા કે જેથી ધ્યાન કરવા બેસતાં તેમને સમાધિ પ્રાપ્ત થતી. ગં-ગામાં ભરતીનાં પાણી આવ્યાં તે પણ તેમના માથા ઉપર ફરી વળ્યાં, તેમ છતાં તેમણે કાંઇ જાણ્યું નહિ. ભરતીનાં પાણી ઓસરી ગયાં. તેમ છતાં તેમનું ધ્યાન ભંગ થયું નહિ. ધ્યાન કરતાં કરતાં ૧૦૦ શિષ્યોએ ગુરૂ વીરભદ્રની મનેચ્છા જાણી લીધી. ગુરૂની આજ્ઞાનું ઉલંઘન કરવામાં પાપ જાણી તેમણે ગુરૂ સાથે મેળાપ કર્યો નહિ. શેષ રહેલા ૧૨૦૦ શિષ્યો ધ્યા-નાન્તે ગુરૂ સમક્ષ હાજર થયા. વીરભદ્રે ૧૩૦૦ શિષ્યાઓ—સ્ત્રીયો—તૈયાર રાખી હતી. શિષ્યો આવતાંજ તેમણે કહ્યું કે: " આ ૧૩૦૦ શિષ્યાઓ તમારી સેવા કરશે. માટે તમે એમની સાથે લગ્ન કરો, " તેમણે કહ્યું: " પ્રભુ ! અમારામાથી ૧૦૦ કોણ જાણે ક્યાંયે ચાલ્યા ગયા છે. " ૧૨૦૦ શિષ્યોએ લગ્ન કર્યાં, પરંતુ તેમનું પૂર્વ તેજ ઓછું થઇ ગયું.

૬૦૪. જે મૂઢ મનુષ્યને વાસના હોવા છતાં ભગવાં વસ્ત્રો પહેરે છે તેનો આલોક અને પરલોક બન્ને નષ્ટ થાય છે.

૬૦૫. વીર પુરૂષો માથા પર ભાર હોવા છતાં પણ અન્ય દિશામાં નિશાન તાકી શકે છે. તેજ પ્રમાણે વીર—સાધકો સંસારનો ભાર પોતાને શિર હોવા છતાં ભગવાન તરફજ જોઇ શકે છે.

૬૦૬. ઘરનાં એક છિદ્રમાંથી પ્રકાશનું એકજ કિરણ ઘરમાં બેઠેલો મનુષ્ય જોઇ શકે છે પણ જેના ઘરમાં અનેક છિદ્ર છે તે વિશેષ પ્રમાણમાં પ્રકાશને જોઇ શકે છે, અને બારી, બારણાં ઉઘાડી દેવાથી વિશેષ પ્રકાશ જોવામાં આવે છે, પરંતુ જેઓ ખેતરોમાં નિવાસ કરે છે તેમને તો ચારે તરફ પ્રકાશજ વ્યાપી રહ્યો હોય છે. તે પ્રમાણે ભગવાન પણ જીવાત્માઓની માનસિક અવસ્થાનુસાર પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે. તે વિરાટ પુરૂષની પાસે જે મનુષ્ય જેટલે દરજ્જે પહોંચશે તેટલે દરજ્જે તેની નૂતન નૂતન ભાવના અનુભવ કરી ક્રમે ક્રમે પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી તે ( જ્યોતિર્મય ઇશ્વર ) ની સાથે મળી જશે અર્થાત્ પ્રકાશમાં પ્રકાશ રૂપ થઇ જશે.

૬૦૭. કોઈ પરાણે ધર્માચરણ આચરી શકશે નહિ. ધર્મ પિપાસા ઉત્પન્ન થતાંજ જીવાત્મા પોતાની મેળેજ વ્યાકુલ થઇ ધર્મની શોધ કરે છે અને તેવાંજ

આચરણ કરે છે. ધર્મ સાધન એ કર્તવ્યજ છે. એનું તે જીવને સ્મરણ કરાવી આપવાની આવશ્યકતા નથી. ( જેમ ક્ષુધા લાગતાં મનુષ્ય આહાર શોધી લે છે, અને તૃષા લાગતાં જળ શોધી લેછે તેમ ધર્મ માટે પણ સમજવું. પરાણે આપેલાં ધર્મ જ્ઞાન પ્રમાણે કેટલાં મનુષ્યો વર્તે છે ? )

૬૦૮. કોઈ ભક્તને ધ્યાન ધરતી વખતે કૂતરૂં, બિલાડું, વાંદરૂં, વેશ્યા, ચોર, રાક્ષસ, પિશાચ અને દાનવની મૂર્તિ હૃદયમાં જણાતાં તે પરમહંસદેવને એ સંબંધી ખુલાસો પૂછતો. પરમહંસદેવ ઉત્તર દેતા કેઃ "તેની મૂર્તિયો જોઇ ભય પામવો નહિ, અને ધ્યાન કરતાં બંધ પડવું નહિં. ત્હારે તો તે મૂર્તિયો જોઇ એમજ માનવું કેઃ જાણે તું બહુ રૂપી ઇશ્વરની મૂર્તિનાંજ એક રૂપે દર્શન કરી રહ્યો છે. પરંતુ મનમાં જો કોઇ વાસના ઉપસ્થિત થાય તો તારા ધ્યાનમાં મહાવિઘ્ન ઉપસ્થિત થયું જાણવું. તે સમયે ધ્યાન ભંગ કરી ભગવાનની પ્રાર્થના કર જે કેઃ હે ભગવાન ! મ્હારી વાસના પૂર્ણ કરશો નહિ."

૬૦૯. સો વર્ષથી બંધ પડેલા અંધકારપૂર્ણ ઘરમાં એક દીપક પ્રકટાવતાં સર્વત્ર અજવાળું થઈ રહે છે તેજ પ્રમાણે ઇશ્વરની કૃપા થતાં મનુષ્ય જીવનનાં સર્વ પાપ એક ક્ષણમાં દૂર થઇ જાય છે. જેના હૃદયમાં વિષય વાસનાનું રાજ્ય પ્રવર્તિ રહ્યું છે, જેને આંબળીનું ખાટીયું ખાવાની ( કામિની કાંચનની ) હજી પણ ઇચ્છા છે, તે મનુષ્ય સ્વજીવનમાં પરિવર્તન કરવાનો યત્ન નહિં કરતાં નિશ્ચિત હૃદયે પ્રતિદિન ઉપાસના કર્યો જાય છે. પરંતુ સાચો મુમુક્ષુ જીવ કહે છે કેઃ "ઇશ્વરની કૃપાથી હું આ ક્ષણેજ પવિત્ર થઇ જઇશ."

૬૧૦. અમૃતના કુણ્ડમાં કોઇ પણ યત્ને એક વખત પડવાથી અમર થઇ જવાય છે. જે મનુષ્ય સ્તવ સ્તુતિ કરીને પડશે તે પણ અમર થશે, અને કોઇને બળ પૂર્વક તેમાં ફેંકવાથી પણ તે અમર થશે. તેજ પ્રમાણે ગમે તે પ્રકારે, ભગવાનનું નામ સ્મરણ કરતાંજ તેનું શુભ ફળ મળ્યા વિના રહેશે નહિં. અવશ્ય મળશે.

૬૧૧. તરંગપૂર્ણ મલિન જળમાં ચંદ્રનું પ્રતિબિંબ જેમ કટકા-કટકા

જણાય છે, તેજ પ્રમાણે માયાથી ભરેલા સંસારી મનુષ્યના હૃદયમાં ઇશ્વરનો કિંચિત્ પ્રકાશ માત્ર જોવામાં આવે છે.

૬૧૨. જેટલા ધર્મ સંપ્રદાય તેટલા ઇશ્વર–પ્રાપ્તિના માર્ગ જાણવા. પોતાનો ધર્મ ઉપર શ્રદ્ધા રાખવી પણ બીજા ધર્મ પ્રત્યે દ્વેષ કિંવા નિંદા કરવી નહિં.

૬૧૩. જ્યારે અલ્પ વૃષ્ટિ થાય છે ત્યારે થોડું થોડું જળ ટપ્ ટપ્ કરતું તળાવમાં પડે છે પરંતુ અધિક વૃષ્ટિ થતાં તેવો શબ્દ થતો નથી. તે સમયે તો તળાવ અને ખાબોચિયાં સર્વ એકાકાર થઇ જાય છે. અલ્પ વિદ્યા, બુદ્ધિ અથવા ધર્મ પ્રાપ્ત થતાં મનુષ્ય બાહ્યાડંબર કરવામાં પ્રવૃત્ત થાય છે, પરંતુ ગહન જ્ઞાન બુદ્ધિ, વિદ્યા, ધર્મ પ્રાપ્ત કરતાંજ મનુષ્યને બાહ્યાડંબર પ્રિય લાગતો નથી. ( તે તેમ કરતો નથી. )

૬૧૪. પૂર્વ કાળમાં સાધારણ જ્વર ઉત્પન્ન થતાં તે સમયે પાચક ચૂર્ણાદિનું સેવન કરવાથી તાવ મટી જતો, પરંતુ હમણા તો મેલેરિયા જેવા ઝેરી જ્વરની ઉત્પત્તિ થઇ છે ત્યારે તેને યોગ્ય ડી. ગુપ્ત જેવાનું સખ્ત ઔષધ નિર્માણ થયું છે. પૂર્વ કાળમાં લોકો યજ્ઞ–યાગ અને તપસ્યાદિ આચરણ કરતા. હાલના કલિ કાલના જીવો અન્નગત પ્રાણ અને દુર્બળ મનવાળા છે. આ કાળમાં તો માત્ર હરિ નામ એજ સાધન છે. એક ચિત્તે હરિ નામ સ્મર્ણ કરતાંજ સંસાર રૂપિ વ્યાધિ ( જન્મ–મરણ ) નાશ પામશે.

૬૧૫. મલિન દર્પણ ( આરસી ) માં સૂર્યનો પ્રકાશ બરાબર જણાતો નથી, પરંતુ તે સ્વચ્છ હોય તોજ જણાય છે. તેજ પ્રમાણે માયા–મુગ્ધ મલિન અને અપવિત્ર હૃદયમાં ઇશ્વરનો પ્રકાશ જણાતો નથી, પરંતુ વિશુદ્ધ આત્માનેજ તે જણાય છે. હે મનુષ્ય ! ઇશ્વરનો અનંત પ્રકાશ જોવાની ઇચ્છા હોય તો વિશુદ્ધ પવિત્ર થવાનો યત્ન કર.

૬૧૬. વિષયાસક્તિ જેમ જેમ ઓછી થશે તેમ તેમ ઇશ્વર તરફ મતિ ગતિ વૃદ્ધિ પામશે.

૬૧૭. દેહ ધારણ કરવાથી સુખ દુઃખ ભોગવવું પડે છે. કવિ ક. કણે ચણ્ડીમાં લખ્યું છે કે કાલુવીર કેદખાનામાં ગયો હતો, તેના હૃદય સાથે

પત્થર બાંધી રાખ્યો હતો તેમ છતાં કાલુવીર એ ભગવતીનો વરપુત્ર હતો.

૬૧૮. શ્રીમન્ત મ્હોટો ભક્ત હતો અને તેની માતા ભગવતી તેના ઉપર અતિશય પ્રેમ રાખતી હતી પરંતુ તેજ પ્રિય પુત્ર શ્રીમન્તને, તેની માતા સ્મશાનમાં કાપવા લઇ ગઇ હતી!

૬૧૯. એક પરમભક્ત કઠિયારો ભગવતી ( માતાજી ) નાં દર્શન કરવા ભાગ્યશાળી થયો હતો. માતાજી તેનાં ઉપર અતિશય કૃપા રાખતાં, તેને ઘણું ચ્હાતાં તેમ છતાં તેની કઠિયારા વૃત્તિનો લોપ થયો નહિ. તે તો નિત્યની પેઠે કાષ્ટ કાપી લાવી તે વેચીનેજ જીવન વ્યતીત કરતો હતો.

૬૨૦. દેવકીજીને કેદખાંનામાંજ ચતુર્ભૂજ ચક્ર શંખ-ચક્ર-ગદા પદ્મ ધારી ભગવાનનાં દર્શન થયાં હતાં તેમ છતાં તેમને કેદખાનું સેવવું પડયું હતું. ”

૬૨૧. એક કાણા મનુષ્યે ગંગા સ્નાન કર્યું તેથી તેનાં સમસ્ત પાપ નષ્ટ થયાં પરંતુ તેની કાણી આંખ દેખતી થઈ નહિં.

૬૨૨. દેહને ગમે તેટલું સુખ દુઃખ હોય તો પણ ભકતને તો જ્ઞાન-ભક્તિ એજ તેનું ઐશ્વર્ય છે. તે ઐશ્વર્ય કદી પણ નાશ પામતું નથી. જુવોની! પાણ્ડવોને અતિશય વિપદ હતી તો પણ તેઓએ જરા પણ ધૈર્ય ત્યજ્યું નહોતું.

૬૨૩. સાધનનું ફળ મળતાંજ મનુષ્ય નિરાભિમાની થાય છે. (સાચો ઇશ્વર ભક્ત તદ્દન નિરાભિમાની હોવો જોઇએ.)

૬૨૪. ગુણવાન મનુષ્યો નમ્ર હોય છે પરંતુ હીન બુદ્ધિના મનુષ્યો અહંકારને વશ થઇ પોતાનેજ સર્વથી ઉત્તમ માને છે. ( અહંકારી જનો કોઇને પોતાથી શ્રેષ્ઠ માનતા નથી. )

૬૨૫. તત્વજ્ઞાન પ્રાપ્ત થતાંજ મનુષ્યનો પૂર્વ-સ્વભાવ બદલાઇ જાય છે.

૬૨૬. જનક રાજાનું નામ દેવાથીજ કાંઇ જનક થઇ જવાતું નથી. જનકરાજાએ નિર્જનમાં નિવાસ કરી નિચે મસ્તકે કેટલીયે તપસ્યા કરી હતી.

૬૨૭. મૃત્યુ થતાંજ જંજાળ નાશ પામે છે. ( આપ મૂવા પછી ડૂબ ગઈ દુનિયાં. )

૬૨૮. બાળક ગર્ભમાંથી બહાર નીકળતાંજ રડે છે તેનું કારણ શું?

કારણ એજ કે તે ગર્ભમાં હતું તે વખત યોગાભ્યાસમાં હતું. બહાર નીકળતાંજ કહે છે કે: " હું આં, તું તાં. " ( હે હરિ ! હું અહિં ક્યાં આવ્યો. તું ત્યાં રહ્યો ને હું પૃથિવીપર આવ્યો. ) તેથીજ બાળક રડે છે. તે કહે છે કે: ગર્ભમાં ઇશ્વરનાં ચરણ કમળનું ધ્યાન ધરતો હતો ત્યાંથી હું અહિં ક્યાં આવ્યો ? "

૫૨૯. કાલી માતાના ભકત જીવો, મુકત નિત્યાનંદમયજ છે.

૫૩૦. ઇશ્વરના વર્ણનનો અંતજ નથી. તે તો ક્ષણે ક્ષણે વૃદ્ધિજ પામે છે.

૫૩૧. પ્રશ્ન: " ભગવાનની કૃપા કોઈ ઉપર ઓછી અને કોઇ ઉપર વધતી છે તેનું કારણ શું ? "

ઉત્તર: " જે (ઇશ્વર) ઘોડામાં છે તેજ કીડીમાં પણ છે. આત્મારૂપે તે સર્વમાં સમાનરૂપે બિરાજી રહ્યો છે. તે જેમ મ્હારામાં છે તેજ પ્રમાણે એક માખીમાં પણ છે, પરંતુ શક્તિ પ્રમાણે ભેદ જોવામાં આવે છે. કેટલાંક એવાં પણ મનુષ્યો છે કે જે એકસો એકસો માણસોને હરાવી શકે છે. કેશવચન્દ્રસેનને લોકો વિશેષ માન આપતાં તેનું કારણ શું ?

૫૩૨. શ્રીમતી રાધાજી હજાર કાણાંવાળો જળથી ભરેલો ઘડો મસ્તકે લઇ ગયાં હતાં છતાં તેમાંનું એક પણ બિંદુ જળ ઘડામાંથી બહાર નીકળવા પામ્યું નહોતું. એ જોઇ સર્વે તેને કહેવા લાગ્યાં કે: " આવી સતી બીજી કોઇ નથી." એ સાંભળી રાધાજીએ કહ્યું કે: " તમે મ્હારી પ્રશંસા શા માટે કરો છો ? કહો શ્રીકૃષ્ણનો જય, જય શ્રીકૃષ્ણ જય. "

૫૩૩. અહલ્યાએ કહ્યું હતું કે: " હે રામ ! જો ભુંડમાં જન્મ થશે તો તેમાં પણ આનંદ માનીશ, પરંતુ આપનાં ચરણકમળમાં મ્હને શ્રદ્ધા–ભકિત રહે એજ પ્રાર્થના છે. એ સિવાય હું બીજું કશું માંગતી નથી."

૫૩૪ રાજમહેલમાં ભિક્ષા માટે ગયા પછી જે ભિક્ષુક દુધી કહોળું જેવી તુચ્છ વસ્તુ માંગે તેના જેવો મૂર્ખ બીજો કોણ હોય ? રાજાધિરાજ ભગવાનને દ્વારે ( ભગવાનની મૂર્તિસમક્ષ. ) જઇ જ્ઞાનભકિત ઇત્યાદિ રત્નોના પ્રાર્થના નહિં કરતાં અષ્ટ સિદ્ધિ વગેરે તુચ્છ વસ્તુની જે સાધક પ્રાર્થના

કરે છે તે કેવા મૂર્ખ ? ( જેમ ચોરી કરવા જતાં પહેલાં ચોર લોકો મા કાલીની પૂજા કરી મ્હોટો જય બોલાવી અહંકાર કરે છે, અર્થાત્ તે માતાજી પાસે ચોરીમાં સારી રકમ મળે તેવી પ્રાર્થના કરે છે પણ જ્ઞાનભક્તિ આદિ માંગતા નથી તેમ. )

૬૩૫. શ્રીમતિ રાધાજી જેમ જેમ શ્રી કૃષ્ણની નજીક જાય છે તેમ તેમ તેમને શ્રીકૃષ્ણના દેહમાંથી ઉત્તમ પ્રકારની સુગંધ આવે છે. જેમ જેમ ઇશ્વરની સમીપ જવાશે તેમ તેમ તેમના ઉપર વિશેષ ભાવ-ભકિત ઉત્પન્ન થાય છે.

૬૩૬. નદી જેમ જેમ સાગરની નજીક જાય છે તેમ તેમ ભરતી-ઓટને જોઇ શકે છે. જેમ જેમ ઇશ્વરની નજીક જઇ શકાશે તેમ તેમ તેમના પ્રત્યે રતિ મતિ ઉત્પન્ન થશે. ( અર્થાત્ જેમ જેમ ભક્તિ વૃદ્ધિ પામશે તેમ તેમ ઇશ્વર પ્રત્યે તમને વિશેષ પ્રેમ ઉપજશે. )

૬૩૭. સંસારમાં રહીનેજ ઇશ્વર પ્રાપ્તિ કેમ ન થાય ? જનક રાજાને ઇશ્વરનાં દર્શન થયાં હતાં. કવિ વરરામ પ્રસાદે કહ્યું છે કે: "આ સંસાર તો ધોખાની ટટ્ટી જેવો છે. પરંતુ હરિ-પાદ-પદ્મમાં ભક્તિ રાખી શકાય તો તે આનંદ-મંદિર થઇ રહે છે. તેમાંજ હું ભોગ-વિલાસ કરૂં ને મજાહ લૂંટું. જનકરાજા મહા તેજસ્વી પુરૂષ હતા. તેમને શી ખોટ હતી ? તેમણે આલોક અને પરલોક બન્નેનું સાધન કર્યું હતું."

૬૩૮. પ્રશ્નઃ મા કાલી કેટલે રૂપે લીલા કરી રહી છે ? "

ઉત્તરઃ " તે નાના રૂપે લીલા કરે છે. મહાકાલી તેજ છે, નૃત્યકાલી તેજ છે, સ્મશાનકાલી તેજ છે, રક્ષાકાલી તેજ છે, શ્યામાકાલી પણ તેજ છે. મહાકાલી અને નૃત્યકાલી સંબંધી તન્ત્ર શાસ્ત્રમાં ઉલ્લેખ છે કે જે સૃષ્ટિ ઉત્પન્ન થઇ નહોતી, જ્યારે ચન્દ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, આદિ કાંઇ પણ નહોતું, સર્વત્ર ઘનઘોર અંધકાર પ્રસરી રહ્યો હતો તે સમયે કેવળ મા નિરાકારા, મહાકાલી મહાકાલની સાથે વિરાજ કરી રહી હતી. મા શ્યામાકાલી વિશેષ અંશે કોમળ સ્વભાવની, વરાભયદાયિની છે તેથી ગ્રહસ્થને ઘેર તેનું પૂજન થાય છે, જે સમયે મહામારી, ધરતી કમ્પ, અતિવૃષ્ટિ,

અને અનાવૃષ્ટિ થાય છે તે સમયે મા રક્ષાકાલીનું પૂજન કરવામાં આવે છે. મા શ્મશાનકાલીની મૂર્તિ, શબ, શિવા, ડાકિની અને યોગિનીની મધ્યમાં શ્મશાનમાંજ વિરાજ કરે છે, તેના ગણ્ડ સ્થળ ઉપર રૂધિરની ધારા, ગળામાં મુણ્ડમાળા, અને કટીમાં નર હસ્તનું કટી બંધન છે.

૬૩૯. પ્રથમાવસ્થામાં ધર્મ જાણે શરત્ ઋતુનાં વાદળાં હોય તેમ જણાય છે. એ ઋતુમાં ક્વચિત્ વાદળાં ચઢી આવે છે, અને ક્વચિત્ આકાશ સ્વચ્છ હોય છે.

૬૪૦. ઘર બાંધતી વખત પ્રથમ પાલક ( નિસરણીયો ) બાંધવાની જરૂર પડે છે. પરંતુ ઘર બંધાઇ રહ્યા પછી તેની આવશ્યકતા રહેતી નથી. તેજ પ્રમાણે નિરાકારનું જ્ઞાન થતાં પહેલાં મૂર્તિપૂજાની આવશ્યકતા છે. જ્ઞાન થયા પછી તેની આવશ્યકતા નથી.

૬૪૧. પતિ જીવતો હોવા છતાં જે સ્ત્રી બ્રહ્મચર્ય ધારણ કરે તે સ્ત્રી નહિં પણ સાક્ષાત્ દેવી–ભગવતી જાણવી.

૬૪૨. બી. એ. એલ, એલ, બી, વગેરે જેટલી પરીક્ષાઓ પાસ કરવામાં આવશે તેને બંધન (પાસ) પણ તેટલું વિશેષ સમજવું.

૬૪૩. સંસારનો ત્યાગ કરવાની આવશ્યકતા છે ખરી ? સંસારમાં રહીને સાધના કરતાં કરતાં સંસારજ પોતાની મેળે ન્હાસી જશે.

૬૪૪. પરમહંસદેવ કહેતા હતા કે: “ મનુષ્ય કાણો થઇને જન્મે છે તે મુક્ત થઇ શકશે નહિં. તે સાધન ભજન કરવાથી બીજે જન્મે બે ચક્ષુ પ્રાપ્ત કરીને જન્મ ગ્રહણ કરશે.

૬૪૫. હનુમાનજીને એક જણે પુછ્યું કે: “ આજે કઇ તિથિ ? ” હનુમાનજીએ ઉત્તર દીધો કે: “ હું તિથિ નક્ષત્ર વગેરે કશું જાણતો નથી. હું તો કેવળ એક રામનેજ જાણું છું. ”

૬૪૬. લક્ષ્મણે કહ્યું કે: “ ભાઇ રામ ! આશ્ચર્યની વાત છે કે: વસિષ્ઠ દેવ જેવા ઋષિ પુત્ર–શોકને લીધે અસ્થિર થઇ અત્યંત રોદન કરી રહ્યા છે ! ” રામચંદ્રજીએ ઉત્તર દીધો કે: “ જેને પ્રકાશનું જ્ઞાન છે તેને અંધકારનું પણ જ્ઞાન હોય છે. જેનામાં જ્ઞાન છે તેનામાં અજ્ઞાન પણ છે.

પરંતુ તે (વસિષ્ઠ) જ્ઞાન અજ્ઞાનથી પર છે. પાપ પુણ્યથી પર છે, ધર્મ અધર્મથી પર છે, અને શુચિ અશુચિથી પણ પર છે."

૬૪૭. ક્રોધ એ તમો ગુણનું એક લક્ષણ છે. ક્રોધમાં કોઇ દિશાનું જ્ઞાન રહેતું નથી. ક્રોધને વશ થઈ હનુમાનજીએ લંકા બાળી મૂકી, પણ તેમને એટલુંયે જ્ઞાન રહ્યું નહિં કે; લંકામાં સીતા દેવીનું નિવાસ સ્થાન છે તે પણ બળી ભસ્મ થઇ જશે!

૬૪૮. કૃષ્ણ કિશોર એ પરમ હિંદુ, સદાચારી અને નિષ્ટાવાન બ્રાહ્મણ હતા. તેઓ એક વખત વૃન્દાવન ગયા હતા. ત્યાં ભ્રમણ કરતાં કરતાં એક દિવસ, તેમને જળની તૃષા ઉત્પન્ન થઇ. એક કૂવા પાસે જતાંજ તેમણે ત્યાં એક માણસને ઉભેલો જોયો. તેમણે તેને પુછ્યું: "ભાઇ! એક ઘડો જળ આપી શકશે કે?" તેણે ઉત્તર દીધો: "મહારાજ! હું અતિ હીન જાતિ, મોચી છું." કૃષ્ણકિશોરે કહ્યું: "તું શિવ શિવ કહે. (અને મને જળ આપ.)" અર્થાત્ ભગવાનનું નામ સ્મરણ કરતાંજ મનુષ્યનું દેહ–મન સર્વ શુદ્ધ–પવિત્ર થઇ જાય છે.

૬૪૯. ભગવાન ઉપર પ્રેમ થવો એ તો બહુ મુશ્કિલ છે. ચૈતન્ય દેવને પ્રેમ ઉત્પન્ન થયો હતો. ઇશ્વર ઉપર પ્રેમ ઉત્પન્ન થતાં મનુષ્ય બહારનું સર્વસ્વ ભૂલી જાય છે. તે જગતને સુદ્ધાં ભૂલી જાય છે. અરે! પોતાનો દેહ કે જે અતિશય પ્રિય છે તે પણ ભૂલી જાય છે. તેના શરીરમાં સર્વત્ર ઇશ્વર, ઇશ્વરજ થઇ રહે છે.

૬૫૦. મનને (ઇશ્વર ઉપર વિશ્વાસ–શ્રદ્ધા નથી માટેજ મનુષ્યને આટલાં બધાં કર્મ ભોગવવાં પડે છે. લોકો કહે છે કે ગંગાજીમાં સ્નાન કરવા જતી વખત તેમનાં સર્વ પાપ ગંગા કિનારે ઉગેલાં વૃક્ષો ઉપર બેસી રહે છે. યાત્રાળુઓ સ્નાન કરી બહાર નીકળે છે તેજ ક્ષણે તેના પાપ વૃક્ષ ઉપરથી ઉતરી પુનઃ તેના શરીરમાં પ્રવેશ કરે છે.

૬૫૧. જેઓ ગ્રન્થો વાંચીનેજ પણ્ડિત બન્યા છે પરંતુ ભગવાનના તત્વથી સંપૂર્ણ અજાણ છે તેઓના કથનમાં ઘોટાળો સમજવો. સામધ્યાયી નામક એક પણ્ડિત કહેતો હતો કે: "ઇશ્વર નિરસ છે પણ તમે પ્રત્યેક

સાધક તમારી પ્રેમભક્તિદ્વારા તેને સરસ કરી લ્યો." અહા ! કેવું આશ્ચર્ય ! વેદમાં જે ( ઇશ્વર ) ને રસ સ્વરૂપ કહ્યા છે તેને પણ્ડિતજી નિરસ કહે છે ! આ ઉપરથી અનુમાન થાય છે કે પણ્ડિતજી ઇશ્વર સંબંધી કશું જાણુતાજ નથી તેથીજ એવો ઘોટાળો કર્યો છે.

૬૫૨. લક્ષ્મીનો અહંકાર કરવો નહિ. ધનવાન કહે કે અમેજ શ્રીમંત –લક્ષ્મીવાન છીએ તો યાદ રાખવું કે તેનો અહંકાર ઉતારનાર તેનાથી અધિક ધનવાન બીજા ઘણાયે મળી આવશે. સાચા ધનવાન–લક્ષ્મીવાન તો લક્ષ્મીપતિ વિષ્ણુ ભગવાન સમજવા. સન્ધ્યા સમયે આગિયાં પતંગિયાં કહે કે અમેજ જગતને પ્રકાશ આપીએ છીએ પરંતુ જ્યારે આકાશમાં ગૃહ નક્ષત્ર ( તારામંડળ ) નો ઉદય થતાંજ તેમનો અહંકાર ઉતરી જાય છે. તે સમયે જો ગૃહ–નક્ષત્ર ( તારાઓ) કહે કેઃ અમેજ જગતને પ્રકાશ આપીએ છીએ તો થોડી વાર પછી ચન્દ્ર ઉદય થતાજ તેમનો અહંકાર ઉતરી જાય છે. ચન્દ્ર જો કહે કેઃ હુંજ જગતને પ્રકાશ આપું છું તો જોત જોતામાં અરૂણોદય થાય છે તે સમયે ચન્દ્ર મલિન થઇ જાય છે ! સૂર્યોદય સમયે તેનાં દર્શન પણ થતાં નથી. ધનવાનો જો એ કથન લક્ષ્યમાં લે તો તેમને ધનનો અહંકાર થાય નહિ.

૬૫૩. ઉંટ કાંટાવાળું ઘાસ ખાય છે તેને તેજ ખાસ ખાવાનું સારૂં લાગે છે, પરંતુ જેમ જેમ તે ઘાસ ખાય છે તેમ તેમ તેના મ્હોમાંથી લોહી નીકળે છે, તેમ છતાં તે તેજ કાંટાળુ ઘાસજ ખાશે. કોઇ પણ રીતે તેનો ત્યાગ કરશે નહિ. માયાબદ્ધ જીવોના પણ એવીજ દશા સમજવી. મનુષ્યો આ સંસારમાં કેટલાંયે શોક–તાપ દુઃખ વ્યાધિ ભોગવે છે છતાં તે થોડા દિવસ પશ્ચાતાપ કર્યા પછી પાછો પૂર્વ જેવો હતો તેવોજ પાપકર્મ કરનાર મનુષ્ય જેવો મનુષ્ય થઇ રહે છે ! સ્ત્રી મરણ પામી કિંવા ન્હાસી ગઇ કે તુરતજ તેનો પતિ બીજી પત્ની કરશે. સન્તાનો મરણ પામ્યાથી કેટલાયે શોક થાય છે પરંતુ થોડા દિવસ વિત્યા કે તે બધું ભૂલી જઇ પૂર્વના જેવોજ સંતાનને માટે આતુર થઈ રહે છે !

૬૫૪. માયાબદ્ધ જીવ તીર્થયાત્રા જશે તો પણ તેને ઇશ્વરભજન કર·

વાનો અવસર મળશે નહિ. માત્ર કુટુંબ પરિવારનાં પોટલાં વહન કરી ફરી-નેજ સમય વ્યતીત કરશે. દેવ–દેવીનાં મંદિરમાં જશે તો ત્યાં બાળકોને તેમનાં ચરણ આગળ આળોટાવી ( તેનાં દીર્ઘાયુ વગેરેની ) પ્રાર્થના કરશે, અને ચરણામૃતનું પાન કરવામાંજ સાર્થક્ય માનશે.

૬૫૫. એક જણે કહ્યું કે: " अवांग मनसा गोचरं । " તે (ઇશ્વર) મનથી અગોચર છે. તેની ધારણા કેવી રીતે કરી શકું ? " શુદ્ધ મનથી ગોચર છે. બુદ્ધથી ગોચર નથી. કિંતુ શુદ્ધ બુદ્ધિથી ગોચર છે.

૬૫૬. અન્નની ચિન્તા તો ચમત્કાર બહુ જબરો છે. તેને માટે કાલિ-દાસ નામક કવિની બુદ્ધિ નાશ પામી હતી !

૬૫૭. નૌકામાં બેઠેલો મનુષ્ય, સ્હામેથી આવતા ભયંકર જળપ્રવાહને જોઇ ભય પામી કરૂણ સ્વરે ભગવાનની પ્રાર્થના કરે છે કે: " અમારૂં રક્ષણ કરો. અમારૂં રક્ષણ કરો. " પરંતુ પ્રવાહ આવી તેના મુખ આગળથી વહન થઇ જાય છે ત્યારે તે પણ " જા, દુષ્ટ. " કહી નિશ્ચિંત થાય છે. માયા–બદ્ધ જીવોની પણ એવીજ સ્થિતિ છે. તેમને જ્યારે વિપદ પડે છે ત્યારે તે ભગવાનની અતિશય પ્રાર્થના કરે છે પરંતુ વિપદ્‌માંથી મુક્ત થતાંજ તે સર્વ ( ઇશ્વર )ને ભૂલી જાય છે.

૬૫૮. જયપૂરમાં ગોવિંદજીનું મંદિર છે. તેના પૂજારીઓ પૂર્વે લગ્ન કરતા નહોતા. ( બ્રહ્મચારીજ રહેતા. ) તે સમયે તેઓ અતિશય તેજસ્વી જણાતા. એક સમયે રાજાએ તેમને બોલાવવા મોકલ્યું ત્યારે તેમણે રાજા સમક્ષ નહિં જતાં સિપાહીને કહ્યું કે: " રાજા કો યહાં આનેકુ બોલો. " તેમનામાં બ્રહ્મચર્યનું એટલું બધું બ્રહ્મ–તેજ હતું, પણ રાજાથી તે સહન થયું નહિ. કેટલાક સમય પછી રાજાએ અને અન્ય જનોએ તેમને પરણાવી દીધા, ત્યાર પછી તેમનો સાક્ષાત્કાર કરવા માટે તેમને બોલાવવાની રાજાને જરૂર રહી નહિ. તેઓ સર્વ રાજા પાસે જઇ " મહારાજ ! આશીર્વાદ દેવા આવ્યો છું. નિર્માલ્ય લાવ્યો છું. ગ્રહણ કરો. " તેમને એમ કરવાનું કારણ એ હતું કે: " આજ લગ્ન કર્યાં છે તો કાલે ઘર સંસાર માંડવો પડશે. વળી પ્રસંગ આવતાં સંતાન સંતતિને ઉપવિત–લગ્નાદિ સંસ્કાર કરાવતાં પૈસાની જરૂર પડશે. " તેથીજ રાજાને ત્યાં જવાની આવસ્યક્તા.

૬૫૯. માયા-બદ્ધ-જીવને હરિ સ્મરણ કરવું પ્રિય લાગતું નથી. તેઓ કહે છે કે: હરિ સ્મરણ કરવાના દિવસો આવશે ત્યારે થઇ રહેશે. અત્યારથી છે શું ? મૃત્યુની શય્યામાં સૂતાં સૂતાં પણ તેઓ પુત્રને કહે છે કે: " ભાઇ! દિવાની દિવેટ જરા સંકોરો. તેલ ઓછું બળશે. " મરણ પથારીમાં પણ માયા છોડતી નથી !

૬૬૦. જે ઇશ્વરનું શરણ લે છે તેનો પગ બેતાલ-પડતો નથી.

૬૬૧. રાણી રાસમણિના દેવાલય-સ્થિત શ્રીરાધાકાન્તદેવના મંદિરમાંથી ઘરેણાંની ચોરી થઇ ત્યારે રાણી રાસમણિના વચલા જમાઇએ ઠાકોરજીને કહ્યું છે: " છટ્ છટ્ મહારાજ ! તમે તમારાં ઘરેણાં સંભાળી શકયા નહિં ! " એ સાંભળી પરમહંસદેવે તેને કહ્યું હતું કે: " અહા ! કેવી તુચ્છ બુદ્ધિ ! સ્વયંલક્ષ્મી જેની દાસી છે તેને ઐશ્વર્યની શી ખોટ છે? એટલાં ઘરેણાં તમારે મનથી કિમાત જણાય છે પણ ઇશ્વરને મનથી તો એ બધાં તુચ્છજ છે! છિઃ એવી જ્ઞાનબુદ્ધિ પુનઃ બતાવશો નહિ. "

૬૬૨. ઘરમાં એક પુરૂપ નિવાસ કરી રહ્યો છે. બહારથી કોઇ તેને દાદા, કોઇ તેને મામા, કોઇ તેને કાકા વગેરે કહી બુમો પાડે છે. પરંતુ ઘરમાંથી તો તે એમજ જાણે છે કે બહાર ઉભેલા સર્વે તેનેજ બોલાવે છે. તેજ પ્રમાણે ભગવાનને પણ જીવાત્માઓ ઇચ્છાનુસાર બોલાવે ( પ્રાર્થના કરે ) છે પરંતુ તે જાણી શકે છે કે તે સર્વ તેનીજ પ્રાર્થના કરી રહ્યા છે.

૬૬૩. રાવણનો વધ કર્યા પછી શ્રી રામચંદ્રજીએ રાવણપુરી (લંકા)માં પ્રવેશ કર્યો તે સમયે વૃદ્ધા નિકષા દોડી ન્હાસવા લાગી. એ જોઇ લક્ષ્મણે કહ્યું કે: " કેવું આશ્ચર્ય! નિકષા ઘણી વૃદ્ધ થઇ છે, તેને પુત્ર શોક થયો છે તેમ છતાં પણ તે જીવ બચાવવા ન્હાસવા લાગી છે. " રામચંદ્રજીએ નિકષાને અભયદાન આપી ન્હાસવાનું કારણ પૂછ્યું: તેણે કહ્યું: " રામચંદ્રજી ! આટલા દિવસ જીવતી રહી તો તમારી લીલાનાં દર્શન કરી શકી તેથીજ હજી જીવવાની ઇચ્છા થઇ છે. જીવતી રહીશ તો હજી તમારી કેટલીએ લીલાનાં દર્શન થશે. "

૬૬૪. ભીષ્મપિતામહે દેહ ત્યાગ કરવાને સમયે બાણ-શય્યાપર શયન

કર્યું હતું. તે સમયે તેમના નેત્રમાંથી અશ્રુજળ વહેતાં હતાં. એ જોઇ અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કેઃ " કેવું આશ્ચર્ય! પિતામહ જેવા જિતેન્દ્રિય, સત્યવાદી, જ્ઞાની અને અષ્ટ વસુના એક વસુ છે, તેઓ પણ દેહત્યાગ કરવાને સમયે માયાને વશ થઈ અશ્રુપાત કરી રહ્યા છે." શ્રીકૃષ્ણે એ સંબંધી ભીષ્મ-પિતાને પૂછ્યું. તેમણે ઉત્તર દીધો કેઃ " કૃષ્ણ ભગવાન ! તમે તો સારી પેઠે જાણો છો કે હું એ કારણને લીધે રડતો નથી. હું તો એટલા માટે રડુ છું કે તમારા જેવા સાક્ષાત્ ભગવાન્ પાણ્ડવોના સારથી છે, તે પાણ્ડવોના દુઃખની પણ સીમા નથી. હું એ જોઇને રડું છું કે ભગવાનની અસીમ લીલા સમજી શક્યો નથી."

૬૬૫. અહંકાર કરવો વ્યર્થ છે. ધન, માન, જીવન યૌવન વગેરે કોઇ પણ વસ્તુ ચિરકાલ ટકી શકશે નહિ. એક દારૂડિયો નવરાત્રિ સમયે દુર્ગા-માતાની પ્રતિમાનું રૂપ અને વસ્ત્રાલંકારો જોઇ બોલતો હતો કેઃ " મા ! તમે ગમે તેટલા વસ્ત્રાલંકાર ધારણ કરશો પણ ત્રણ દિવસ પછી ( એટલે દશરાને દિવસે ) તમને લઇ જઈ ગંગાજીમાં પધરાવશે." તેથીજ કહેવું પડે છે કે તમે ગમે તો મ્હોટા જડજ હો કે બારિસ્ટર, ગમે તે હો, પણ એ બધું ચાર દિવસની ચાંદની જેવું સમજવું. પદવિનો અહંકાર શો ? અહંકાર તો એ દિવસમાંજ ઉતરી જશે !

૬૬૬. સચ્ચિદાનન્દ કિંવા બ્રહ્મસાગરનો વાયુ વાતાંજ ગળી જવાશે. (અર્થાત્ અહંકારાદિ સર્વ ગ્રન્થિયો નાશ પામશે. શંકર ભગવાન એક અંજ-લિનું પાન કરતાંજ અચેતન થયા હતા અને શુકદેવે માત્ર તેનો સ્પર્શ કર્યે હતો એટલામાંજ ગાંડા બની ગયા હતા.)

૬૬૭. એક સમય પરમહંસદેવે શાસ્ત્રી શશધર તર્ક ચુડામણિને પ્રશ્ન કર્યો કેઃ "તમે વિદ્યાર્થિઓને કેવું શિક્ષણ આપો છો ?" તેમણે ઉત્તર દીધોઃ "આપણા શાસ્ત્રોનાં પૂજા, ધ્યાન, તપસ્યા છપાયલાં છે તેનું શિક્ષણ અપાય છે." પરમહંસદેવે કહ્યુંઃ " આજે તો બધાજ ઇંગ્લિશમેન બની ગયા છે. તેઓ એટલું બધું શીખી શકે ખરાકે ? અત્યારે તો લાંબુ લાંબુ મૂકી [illegible] ક્ત મૂખ્ય શિક્ષણ આપવું જોઇએ. માત્ર હરિ-ભક્તિનું શિક્ષણ આપવું એજ આ સમયને અનુકૂળ છે."

૬૬૮. પરમહંસદેવ કહેતા કે: " માતા ઉપર જોર ચાલશે પણ પિતા ઉપર નહિ.", ત્ર્યૈલોક્ય ( રાણી રાસમણિના દૌહિત્ર )ની માતાની જમીનદારીમાંથી ગાડાઓ ભરાઇ રૂપિયા આવતા હતા. ગાડાંની સાથે કેટલાએ લાલ પાઘડી-વાળા સિપાહીઓ હાથમાં હથિઆર લઇ ચાલતા. એક દિવસ ત્ર્યૈલોક રસ્તામાં કેટલાંક માણસો લઇ ઉભો હતો તેણે બળપૂર્વક સર્વ ધન હરણ કરી લીધું. માતાના ધન ઉપર જોર ચાલે. માતા બાળક ઉપર ફરીઆદ કરી શકતી નથી, તેથીજ ભક્તે ભગવાનની માતૃભાવના પૂર્વક સાધના કરવી. પિતૃભાવે નહિ.

૬૬૯. એક બાળકે પતંગ લેવા માટે માતાનો છેડો પકડી એક પૈસો માંગ્યો. એ સમયે માતા બીજા એક બાળકને લઇ વાર્તાલાપ કરતી હતી. પ્રથમ માતાએ તેની માંગણી ગણકારી નહિં. તેણે કહ્યું: "ત્હારા પિતા ના કહી ગયા છે. તે આવશે તો કહી દઇશ." પરંતુ બાળકે હઠ લીધી. તે કોઇપણ પ્રકારે પાછો હઠયો નહિં. તેણે રડવાનું શરૂ કર્યું. તે સમયે માતાએ અન્ય સન્તાનોને રહેવા દઇ તેને એક પૈસો આપ્યો. જે હઠ કરી માતા પાસે રડી જાણે છે તેનેજ મા ઇચ્છિત વસ્તુ આપે છે.

૬૭૦. ઇશ્વરની સર્વ પ્રકારની ધારણાઓ કોણ ધારણ કરી શકે એમ છે ? તે (ઇશ્વર)ની વિશાળ ભાવના ધારણ કરી શકાય એમ નથી તેમજ સ્વરૂપ ધારણા પણ થઇ શકે એમ નથી. સર્વ પ્રકારની સાધના કરવાની આવશ્યકતા શી ? તેનો સાક્ષાત્કાર થતાંજ કર્તવ્યપૂર્ણ થયું માનવું. ઇશ્વ-રના અવતારનાં દર્શન કરવાથી તે ( ઇશ્વર )નાંજ સાક્ષાત્ દર્શન થયાં એમ માની લેવું.

૬૭૧. ગંગાજીની પાસે જઇ ગંગાજળનો સ્પર્શ કરી આવી કહો કે: " ગંગાનાં દર્શન અને સ્પર્શ કરી આવ્યો તો બસ છે. "હરિદ્વારથી ગંગા-સાગર પર્યંત સર્વત્ર ગંગાજીનો સ્પર્શ કરવાની જરૂર નથી. "

૬૭૨. સાગરની પાસે જઇ કિંચિત્ જળનો સ્પર્શ કર્યાથી સાગરનો સ્પર્શ કર્યો એમજ કહેવાશે. તેજ પ્રમાણે અવતારનાં દર્શન કર્યાથી ઇશ્વરનાંજ દર્શન થયાં એમ માની લેવું.

૬૭૩. અગ્નિની દાહિકા શક્તિ સર્વ સ્થળે હોવા તાં કાષ્ઠમાં વિશેષ

અંશ છે. ભગવાન સર્વ સ્થળે વ્યાપી રહ્યા છે પરંતુ તેમની શક્તિ કોઇ મનુષ્યમાં વિશેષ અને કોઇ મનુષ્યમાં ઓછી જણાય છે, અવતારી પુરૂષોમાં ઇશ્વરની શક્તિનો વિશેષ પ્રકાશ હોય છે.

૬૭૪. એક મિત્રે બીજા મિત્રને પત્ર લખ્યો કે: "મ્હારે માટે પાંચશેર મિઠાઇ અને એક ધોતી જોટા મોકલજો." મિત્રે પત્ર વાંચી પાંચશેર મિઠાઇ અને એક ધોતી જોટા મનને એક ખુણે રહેવા દીધો. (મોકલ્યું નહિં.) તેણે પત્ર વાંચી ફાડી ફેંકી દીધો. શાસ્ત્રાદિનું અધ્યયન પણ એવુંજ સમજવું.

૬૭૫. માત્ર ઇશ્વિર છે, એમ જાણી બેસી રહેવાથી શો ફાયદો? અમુક તળાવમાં મ્હોટા મ્હોટા મત્સ્ય છે કિન્તુ તળાવને કિનારે બેસી રહેવાથી મત્સ્ય મળે એમ છે? જાળ તૈયાર કરો, તેમાં ખાવાનું મૂકો, જાળ નાંખો, થોડી વાર વાટ જૂવો. તોજ ઉંડા જળમાંથી મત્સ્ય આવી ગલના કાંટામાં ભેરવેલો આહાર ખાશે. જળ હાલશે ત્યારેજ આનંદ થશે. ક્વચિત મત્સ્યનો કિંચિત્ ભાગ જોવામાં આવશે ત્યારે વળી વિશેષ આનંદ થશે, અને ગલ ખેંચી લેતાં મત્સ્ય હાથમાં આવશે ત્યારે તેનાથી પણ વિશેષ આનંદ થશે. ભક્તિ કરતાં કરતાં ભગવાનનાં દર્શન અવશ્ય થશે, ત્યારેજ તમને અપાર આનંદ થશે.

૬૭૬. એક કાણા પુરૂષે તપસ્યા કરતાં મા જગદંબા તેના પર પ્રસન્ન થયાં હતાં. જગદંબાએ સંતુષ્ટ થઇ કહ્યું:—"માંગ! વર માંગ!" તેણે કહ્યું: "મા! વરદાન આપવાની ઇચ્છા હોય તો મ્હારા જ્યેષ્ટ પૌત્ર સાથે સોનાની થાળીમાં હું આહાર કરૂં." અર્થાત્ તેણે એક સમયેજ સ્ત્રી, પુત્ર, પૌત્ર, ઐશ્વર્ય, સોનાની થાળ, અને ચક્ષુ વગેરે સર્વ માંગી લીધું. એનુંજ નામ વ્યાપારી બુદ્ધિ."

૬૭૭. અર્થ (દ્રવ્ય) જેનો દાસ તેજ મનુષ્ય કહેવાય. જેઓ દ્રવ્યનો ઉપયોગ કરી જાણતા નથી તેઓ મનુષ્ય હોવા છતાં મનુષ્ય નથી. તેમની આકૃતિ મનુષ્યની જોવામાં આવે છે પરંતુ તેમનો વ્યવહાર પશુવતજ જાણવો.

૬૭૮. જ્ઞાનોન્માદ થયા પછી કર્તવ્ય રહેતુંજ નથી. તે સમયે ભગવાન

ભક્તનો સર્વ ભાર પોતાને શિર લઈ લે છે. જેમ કોઇ ધનવાન જમીનદાર બાળક સંતતિ મુકી મરણ પામતાં તેની માતા બાળકની સર્વ દેખરેખ રાખે છે, તેમ.

૫૭૯. નદીની ગતિ સાગરની દિશામાં થાય છે પરંતુ મનુષ્ય નહેર ખોદી તેમાંનું પાણી અન્ય દિશામાં લઈ જાય છે તેજ પ્રમાણે આત્માની ગતિ ભગવાનની દિશામાં હોય છે પરંતુ જીવ કામ-કાંચનરૂપ નહેર ખોદી તેને અન્ય દિશામાં લઇ જાય છે.

૫૮૦. પરમહંસદેવે એક યુવકને એકાંતમાં લઇ જઇ કહ્યું હતું કે: "ઇશ્વર છે એવો જેને દ્રઢ વિશ્વાસ છે તે આ સંસારમાં રહી શકતોજ નથી."

૫૮૧. "જો કુછ હય સો તૂંહિ હય." અર્થાત્ સર્વત્ર ઇશ્વરજ વ્યાપી રહ્યો છે.

૫૮૨. દેવર્ષિ નારદ એક વખત રાવણ વધનું સ્મરણ કરાવવા માટે અયોધ્યા જઇ સીતા રામનાં દર્શન કરી તેમની સ્તુતિ વંદન કરવા લાગ્યા. તેથી પ્રસન્ન થઇ રામચંદ્રજીએ તેમને વર માંગવા કહ્યું. નારદજીએ કહ્યું: "રામ! જો મ્હને વરદાન આપવાનીજ ઇચ્છા હોય તો મ્હને એવું વરદાન આપો કે જેથી આપનાં ચરણકમળમાં મ્હને શ્રદ્ધા-ભક્તિ રહે અને આપની ભુવન મોહિની માયામાં હું કદી પણ મુગ્ધ ન થાઉં. " રામચંદ્રજીએ કહ્યું: "એ સિવાય બીજું કાંઇ માંગો." નારદજીએ કહ્યું: "મ્હને બીજું કાંઇ જોઇતું નથી. માત્ર આપનાં ચરણ-કમળમાં શુદ્ધ ભક્તિ રહે એજ પ્રાર્થના!"

૫૮૩. કામ કાંચનનો ત્યાગ કર્યા સિવાય ઇશ્વર દર્શન થતાં નથી.

૫૮૪. પરમહંસદેવ કહેતા કે: "બ્રહસ્પતિને અંતે કોઇ કાર્ય કરવું પડશે નહિ."

૫૮૫. રાધાકૃષ્ણની અને ગીતાજીની આધુનિક પ્રકારની આધ્યાત્મિક વ્યાખ્યા સાંભળી પરમહંસદેવે કહ્યું હતું કે: "એમાં આધ્યાત્મિક જેવું કશું છેજ નહિ. જે છે તે બધું ઠીકે ઠીકજ!"

૫૮૬. પરમહંસદેવે એક દિવસ પોતાના એક બાળક શિષ્યને કહ્યું

હતું કેઃ "ત્હારા શરીર ઉપર જે લક્ષણો જોઉં છું તે ઉપરથી ત્હને પુષ્કળ ધન મળે તો બહુ સારૂં થાય. તું તેનો સદ્ઉપયોગજ કરશે. કેમ! ધનવાન થવું છે?"

એ સાંભળી બાળક વ્યાકુળ થયો. તે પરમહંસદેવનાં બે ચરણ ગ્રહણ કરી પ્રાર્થના કરવા લાગ્યો. "ભગવાન! મ્હારૂં રક્ષણ કરો." (અર્થાત્ લક્ષ્મી કરતાં તેને પરમહંસદેવનાં દર્શનનીજ વિશેષ ઇચ્છા હતી.)

૬૮૭. પાણિહાટિના ચિંડા મહોત્સવ પ્રસંગે એક ભક્ત ગોસ્વામી સાથે વાર્તાલાપ કરતાં પરમહંસદેવે તેને કહ્યું હતું કેઃ "તું ભોગ પણ કરજે, અને યોગ પણ કરજે."

૬૮૮. એક ભાગવત-કથાકારને પરમહંસદેવે કહ્યું હતું કેઃ "તું હજી પણ આંબલીનો સ્વાદ ગ્રહણ કરશે (અર્થાત્ તું હજી પણ કામિની-કાંચનમાં મદમસ્ત બનશે.)

૬૮૯, એક સિદ્ધ પુરૂષે પોતાનું સૂક્ષ્મ-શરીર શિષ્યના ચક્રમાં લાવી મૂક્યું હતું. પરમહંસદેવ તે સ્થળે હાજર હતા. તે બનાવનું વર્ણન કરતાં કરતાં તેમણે સિદ્ધ પુરૂષના સૂક્ષ્મ શરીર સંબંધી કહ્યું હતું કેઃ "તે મૂર્ખ એક કીડા જેવો થઈ પડ્યો છે." સિદ્ધાઇનું મૂલ્ય એટલુંજ!

૬૯૦. એક સિદ્ધ પુરૂષે પરમહંસદેવ પાસે જઇ તેમને કોઇ એક કાર્ય કરવાની આજ્ઞા કરી હતી. તેમણે ઉત્તર દીધો હતો કેઃ "ના ભાઇ! એ કામ હું કરી શકીશ નહિ." થોડા દિવસ પછી સિદ્ધ પુરૂષે કોઈ માણસ સાથે પરમહંસદેવને કહાવ્યું કેઃ "હું એક સિદ્ધ મહાત્મા છું! મ્હારી આજ્ઞા ઉલ્લંઘન કરવાથી તમારૂં અનિષ્ટ થશે." એ સાંભળી પરમહંસદેવે કહ્યું કેઃ "તેને કહેજો કે હું ત્હારા સિદ્ધપણાને માનતોજ નથી."

૬૯૧. હજારો પુસ્તકો વાંચો, મ્હોડેથી હજારો શ્લોકો બોલો, પરંતુ વ્યાકુલ થઇ તે (સચ્ચિદાનંદ સાગર) માં ડુબકી માર્યા સિવાય તે (ઇશ્વર) નાં દર્શન થઇ શકશે નહિ.

૬૯૨. પરમહંસદેવ કહેતા કેઃ "ગુરૂ, પ્રભુ અને મહારાજ, એ ત્રણ સંબોધન સાંભળી મ્હારે શરીરે જાણે કાંટા વાગે છે! ઇશ્વર એજ પ્રભુ,

એજ ગુરૂ, અને એજ મહારાજ. હું અકર્તા, તે (ઇશ્વર) યન્ત્રી છે, હું તો યન્ત્ર છું."

૬૯૩. તે (ઇશ્વર) ની કૃપા વિના કંઈ પણ (સાધન–ભજન) થશે નહિ.

૬૯૪. પરમહંસદેવ કહેતા કે: "કોઇ મ્હને ગુરૂ કહે છે ત્યારે હું તેને કહું છું: "દૂર જા, મૂર્ખ! ગુરૂ કોણ? એક સચ્ચિદાનંદ સિવાય કોઇ કોઈનો ગુરૂ નથી. હું તો મા કાલીની પ્રાર્થના કરૂં છું કે: મા! હું યન્ત્ર છું. તું યન્ત્રી છે. તું જેમ ચલાવે છે તેમ હું ચાલું છું. (વર્તું છું.) તું જેમ બોલાવે છે તેમ હું બોલું છું."

૬૯૫. સૂક્ષ્મ કથનનો સાર કેટલાં મનુષ્યો સમજી શકે છે? લોકો જેઓને દુશ્ચરિત્રવાન માને છે તેમનામાં પણ કોઇ સાધુપુરૂષો હોય છે.

૬૯૬. વિષયી પુરૂષોના ઇશ્વર કેવા? બાળકોમાં પરસ્પર તકરાર ટંટો થતાં તેઓ ઇશ્વરની પ્રતિજ્ઞા કરે છે અને ક્ષણ પછી તે પ્રતિજ્ઞા ભૂલી જાય છે. જેમ કેટલાક સુધરેલા શ્રીમંતો કોટ પાટલુન અને હાથમાં લાકડી ધારણ કરી એક ફુલ હાથમાં લઇ કહે છે કે: ઇશ્વરે કેવું સુંદર ફુલ બનાવ્યું છે? પણ તેમના એ મનોભાવ ક્ષણિકજ રહે છે. તપેલા લોઢા ઉપર જળબિંદુ જેટલી ક્ષણ ટકે છે તેટલી ક્ષણ તેમના મનમાં ઇશ્વરનું નામ ટકે છે. તેથીજ કહું છું કે: તેની પ્રાર્થના કરવી જોઇએ. હે મન! તું સચ્ચિદાનંદ–સાગરમાં ડૂબી જા. તે (ઇશ્વરને) માટે સચ્ચિદાનંદ–સાગરમાં ડૂબી જવું જોઇએ. (સાગરમાં ડૂબકી મારતાં રત્ન મળે છે. તેમ સચ્ચિદાનંદ સાગરમાં ડૂબકી મારતાં સચ્ચિદાનંદ પ્રાપ્ત થાય છે.)

૬૯૭. શ્રી મહેન્દ્ર કહેતા કે: "પરમહંસદેવનાં કાલી માતાનો અર્થ કંઇક જૂદોજ છે. અર્થાત્ વેદમાં જેને પરબ્રહ્મ કહે છે તેનેજ તેઓ કાલી માતા કહે છે. મુસલમાનો જેને અલ્લા કહે છે, ખ્રીસ્તિઓ જેને ગૉડ કહે છે, તેનેજ તેઓ કાલી માતા કહે છે. તેઓ અનેક ઇશ્વરનાં નહિં પણ સર્વત્ર એકજ ઇશ્વરનાં દર્શન કરતા હતા. પુરાતન બ્રહ્મજ્ઞાનીઓ જેને બ્રહ્મ કહે છે, યોગીઓ જેને આત્મા કહે છે, ભક્તો જેને ભગવાન કહે છે, તેનેજ

પરમહંસદેવ કાલી–માતા કહે છે. તેમને મુખેથી સાંભળ્યું છે કે: " એક રંગરેજ પાસે રંગની એક માટલી હતી. જે માણુસ તેની પાસે કાપડ રંગાવવા આવતો તેને તે રંગરેજ પૂછતો કે: તમારે કેવા રંગમાં કાપડ રંગાવવું છે ? રંગાવવા આવનાર કહેતો કે: લાલ રંગમાં તો રંગરેજ તેનું લુંગડું પોતાની માટલીમાં બોળી આપી કહેતો કે: " લો, આ લાલ રંગ થયો. " કોઇ કહેતું કે: મ્હારે વાદળી રંગ છપાવવો છે તો પણ તે રંગરેજ પેલી એકજ માટલીમાં તેનું લુગડું બોળી આપી કહેતો કે: લો, આ વાદળી રંગ થયો. તે દરેકને એકજ માટલીમાં તેમના લુગડાં બોળી આપતો. એ અદ્દભૂત વ્યાપાર જોઇ એક રંગાવવા આવનારે કહ્યું કે: " તમે જે રંગમાં રંગાયા છો તેવો રંગ મ્હને ચઢાવી આપો. " તેજ પ્રમાણે પરમહંસદેવ અનેક પ્રકારની ભાવના ધારણુ કરતા. સર્વ સમ્પ્રદાયના મનુષ્યો તેમની પાસે આવી શાંતિ અને આનંદ પ્રાપ્ત કરતા તેમની ગહન ભાવના અને અવસ્થા કોણુ સમજી શકે એમ હતું ?

૬૯૮. જયાં સુધી બે–જ્ઞાન (અર્થાત્ હું--તું એવું દ્વૈત જ્ઞાન) છે ત્યાં સુધી માયાનું અસ્તિત્વ સમજવું. જ્યારે બે થઇ એક જ્ઞાન રહેશે ( અર્થાત્ દ્વૈત જઈ અદ્વૈત જ્ઞાન થશે) ત્યારેજ વાસ્તવિક જ્ઞાન અથવા બ્રહ્મમાં અવસ્થાન થયું છે એમ સમજવું.

૬૯૯. જેમ કોઇ કેરી ખાઇ રૂમાલવડે મ્હોં લુંછી ગુપચુપ બેસી રહે છે, કોઈ જાણે નહિં તે માટે. વળી કોઇ માણુસ એવો પણુ હોય છે કે એક કેરી મળતાં તેના અનેક કટકા કરી સર્વને એક એક કટકો આપ્યા પછી પોતે ખાય છે. તેમ ભક્તો પણુ બે પ્રકારના હોય છે.

૭૦૦. જેઓ શિષ્ય કરતા ફરે છે તેઓ હલકા પ્રકારના મનુષ્યો સમજવા અને જેઓ સિદ્ધ પુરૂષો અર્થાત્ પોતાનામાં અનેક પ્રકારની શક્તિ છે એમ કહેતા ફરે છે, તેઓ પણુ હલકા પ્રકારના મનુષ્યો છે.

૭૦૧. ઘોડાની બન્ને આંખે અંધારી પહેરાવ્યા વિના તે આગળ ચાલી શકતો નથી. ષડ્રિપુઓ પણુ એવાજ પ્રકારના સમજવા. પ્રથમ તેને વશ કર્યા સિવાય મનરૂપ ઘોડો ઇશ્વરની દિશા તરફ અગ્રસર થઇ શકતો નથી.

૭૦૨. કેટલાં, શાસ્ત્રોનું અધ્યયન કરશો ? કેવળ ઇશ્વર સંબંધી વિચાર કરવાથી શું વળશે ? પ્રથમ ઇશ્વર પ્રાપ્ત કરવાનો યત્ન કરો. ગુરૂ વાક્ય ઉપર વિશ્વાસ રાખી કંઇ કર્મ કરો. ગુરૂ ન ( કર્યા ) હોય તો ઇશ્વર પાસે વ્યાકુલ ચિત્તે પ્રાર્થના કરો. તેનું સ્વરૂપ કેવું છે તે તે ( ઇશ્વર ) જ તમને જણાવી દેશે.

૭૦૩. જો સદ્‌ગુરૂ પ્રાપ્ત કરી શકશો તો ત્રણ વખત પ્રાર્થના કરતાંજ તમારો અહંકાર દૂર થઇ જશે. કાચો ગુરૂ મળ્યો હશે તો ગુરૂને પણ દુઃખ અને શિષ્યને પણ દુઃખજ થશે. કાચા ગુરૂને પલ્લે પડતાં શિષ્યને મુક્તિ મળતી નથી.

૭૦૪. પરમહંસદેવ કહેતા કેઃ " મ્હારો કોઇ શિષ્ય જ નથી. હુંજ સર્વનો શિષ્ય છું. સર્વ જીવો ઇશ્વરનાં સન્તાન અને ઇશ્વરના દાસ છે. જેમ ચાંદા મામા સર્વના મામા છે તેમ ઇશ્વર સર્વના પિતા છે. "

૭૦૫. કલકત્તામાં ચિત્‌પુર રોડના પૂલ નીચે એક પીરની કબ્ર છે. કલકત્તા બ્રાહ્મ સમાજ અને લૅાગ સાહેબના ખ્રીસ્તિ-મંદિર સ્હામે થઇને પરમહંસદેવ જ્યારે જ્યારે ગમન કરતા ત્યારે તેઓ તે કબ્રને નમન કરતા.

૭૦૬. એક યુવક ભક્ત લગ્ન કરી આવી પરમહંસદેવ પાસે ગયો. તે સમયે તેમણે કહ્યું કેઃ વૃક્ષ મ્હોટું થતાં પહેલાં તો કાંટાળાં વૃક્ષે તેને ઘેરી લીધું.

૭૦૭. પરમહંસદેવ કહેતા કેઃ " હું સર્વને ગ્રહણ કરૂં છું. તુરીય, જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, બ્રહ્મ, જીવ, જગત, સર્વને ગ્રહણ કરૂં છું. સર્વને ગ્રહણ કર્યા સિવાય વજનમાં તે ઓછાં થઇ જાય, તેથીજ હું નિત્ય-લીલા પૂર્વક સર્વને ગ્રહણ કરૂં છું. "

૭૦૮. તેઓશ્રી કહેતા કેઃ " રોગ જાણે અને દેહ જાણે. હે મન ! તું તો આનંદમાંજ રહે. "

૭૦૯. એક નિષ્ઠાવાન માનવંતા સદ્‌ગૃહસ્થે પરમહંસદેવને કહ્યું કેઃ " આપ કેશવચન્દ્રસેનને ઘેર જશો નહિં, કારણ કે તે મ્લેચ્છાહારી છે. " પરમહંસદેવે ઉત્તર દીધો કેઃ " તમે દ્રવ્ય-પ્રાપ્તિ માટે લાટ સાહેબને બંગલે જઇ શકો અને હું કેશવને ઘેર જાઉં નહિં તેનું કારણ ? તે ઇશ્વર-ચિન્તવન

કરે છે, તે હરિનામ સ્મરણ કરે છે."

૭૧૦. એક સજ્જને પરમહંસદેવને પૂછ્યું હતું કેઃ "મહારાજ! થિયોસોફિકલ સોસાયટી જે જે મહાત્માઓ સંબંધી કહે છે તે સર્વ સત્ય છે કે?" તેમણે ઉત્તર દીધો હતો કેઃ "મ્હારા વચન ઉપર વિશ્વાસ રાખતા હો તો હું કહું છું કેઃ તે સર્વ મહાત્માઓ વિદ્યમાન છે."

૭૧૧. જે સમયે પંચવટીની પવિત્ર ભૂમિમાં આળોટી પરમહંસદેવ માતાજીની પ્રાર્થના કરતા તે વખતે તેમણે કહ્યું હતું કેઃ "મા! કર્મ કરનારાને કર્મ કરતાં જે પ્રાપ્ત થયું છે તે મ્હને બતાવો. યોગીઓને યોગ સાધના કરતાં જે પ્રાપ્ત થયું છે તે મ્હને બતાવો, અને જ્ઞાનીઓને જ્ઞાન–ચર્ચા કરતાં જે પ્રાપ્ત થયું છે તે મ્હને બતાવો મા!" એ ઉપરાંત બીજી કેટલીએ પ્રાર્થના કરતા.

૭૧૨. સર્વ અંગમાં ઘા પડવાથી રક્તની ધારાઓ નીકળતી હતી એવો એક કૂતરો એક કૂતરીની પાછળ પાછળ તેની ગુદા સુંઘતો સુંઘતો જતો હતો. કૂતરી તેને લાતો મારતી હતી તેમ છતાં કૂતરો તેની પૂંઠ છોડતો નહિં. એ દ્રષ્ય જોઈ પરમહંસદેવે કહ્યું હતું કેઃ "સંસારી (માયાવી) જીવોની અવસ્થા પણ બરાબર આ કૂતરાના જેવી છે. સેંકડો દુઃખ, શોક અને પશ્ચાતાપ સહન કરવા છતાં તેઓ આસક્તિ રહિત થતા નથી."

૭૧૩. જે અહંકાર વડે આત્મ–સ્વરૂપ પ્રકટ થાય, તે અહંકાર કહેવાય નહિં. જે વિનય વડે આત્મહીન થાય તે વિનય કહેવાય નહિં.

૭૧૪. એક ભક્તને વ્યાધિ થયો તે સમયે પરમહંસદેવે કહ્યું હતું કેઃ "તું બસરાઇ ગુલાબ છે તેથી માતાજી ત્હારાં ઉંડા મૂળ રોપી આપે છે."

૭૧૫. એક ભક્તના મરણ પ્રસંગે તેમણે કહ્યું હતું કેઃ "પુષ્પ ઉત્તમ રૂપે વિકસતાંજ બગિચાનો માલિક (ઈશ્વર) તેને ચુંટી લે છે."

૭૧૬. "માંગનેસેં છોટા હો જાતા." સ્વયં ભગવાન જે સમયે ભિક્ષા લેવા ગયા હતા તે સમયે તેમને વામનરૂપ ધારણ કરવું પડયું હતું. અર્થાત્ અન્યની પાસે કોઇ વિષયની યાચના કરવા જતાં લઘુતા ધારણ કરવી પડે છે.

૭૧૭. શીતકાળને સમયે વાંદરાઓ અરણ્યમાં રાતી ચણોઠીનો ઢગલો કરી જાણે અગ્નિ તાપતા હોય તેમ તેની આસપાસ બેસે છે. ચણોઠીના લાલ રંગને તેઓ અગ્નિનો તાપ સમજે છે, અને તેના તાપથી પોતાના શરીરને તપાવવાની આશા રાખે છે; પરંતુ તેમની આશા પરિપૂર્ણ થતી નથી. સંસારી માનવીઓ પણ તેવાજ છે. તેઓ અસાર ધન, માન, વિષયાદિનો સંગ્રહ કરી સુખ પ્રાપ્ત કરવાની આશા રાખે છે પરંતુ તે વસ્તુઓ તેમને કોઇ પણ પ્રકારનું સુખ આપી શકતી નથી.

૭૧૮. એક પ્રકારના એવા કરોળીઆ થાય છે કે તેમાંથી અસંખ્ય બચ્ચાં ઉત્પન્ન થાય છે. બચ્ચાં માટે પૂરતો આહાર મેળવી શકાતો નહિં હોવાથી તે પોતાના શરીરનો તેમને આહાર કરાવે છે, તેમ છતાં પણ તેમનું પેટ નહિ ભરાતું હોવાથી તેમાંના અનેક મરણ શરણ થાય છે. તેજ પ્રમાણે અસંખ્ય મનુષ્યો પણ પોતાના સંન્તાનોનું લાલનપાલન કરવામાં પોતાના શરીરનું લોહી સુકવી નાંખવા છતાં પણ તેમનો છૂટકો થતો નથી. અંતે તેઓ અનેક પ્રકારનાં દુઃખ ભોગવી મરણ શરણ થાય છે.

૭૧૯. એક ખાડામાં એક દેડકાએ એક રૂપિયો મૂકી રાખ્યો હતો. એક હાથીને આવતો જોઇ દેડકો ન્હાસી ગયો, પણ હાથીનો પગ પડવાથી ખાડો પૂરાઇ ગયો. દેડકાનો રૂપિયો દટાઇ જવાથી તે હાથીનું નામ દઇ ખાડા પર માથું પછાડી બોલવા લાગ્યો કેઃ " ત્હારા માથામાં એટલો બધો પવન ભરાયો છે કે જેથી તું મ્હારો રૂપિયો પૂરી દે ! " દ્રવ્ય હોય ત્યારે આ પ્રમાણે અહંકાર થાય.

૭૨૦. "કોઇ સાધુની પાસે પોટલાં પોટલીયો હોય, ગાંસડા ગાંસડીઓ હોય ત્યારે તેના ઉપર જરાયે વિશ્વાસ રાખવો નહિં. મ્હેં પંચવટીમાં એવા ઘણા સાધુઓ જોયા છે. બે ત્રણ સાધુઓ બેઠા બેઠા દાળ વિણે છે, કોઇ લુગડાં સીવે છે, અને મ્હોટા લોકોના ભણ્ડારા સંબંધી વાતોના તડાકા મારતાં કહે છે કેઃ " અરે ! ઓ બાબુને લાખો રૂપયા ખર્ચ કરકે સાધુ લોકકો બહુત ખિલાયા. પુરી, જલેબી, પેંડા, બરફી, માલપૂવા, બહુત ચિજ તૈયાર કિયા થા."

૭૨૧. વિધવાની એકાદશી વખતે દુધમાં મત્સ્ય ભિંજાવી રાખવામાં આવે છે, અર્થાત્ એકાદશી કરતાં પહેલાં દશમીની રાત્રિએ ઉત્તમ પ્રકારના ભોજન કરવાની ઇચ્છાથી દિવસને વખતેજ મત્સ્ય દુધમાં ભિંજાવી રાખવામાં આવે છે, એનું નામ તામસિક ભાવ. ( બંગાલામાં મત્સ્યનો આહાર સામાન્ય ગણાય છે. )

૭૨૨. બ્રાહ્મસમાજના એક સભાસદને સંકીર્તન કરતી વખત ઢોંગ કરી હાથ ઉંચા કરી નૃત્ય કરતાં જોઇ પરમહંસદેવે કહ્યું હતું કેઃ " એનું નામ કીર્તનનો તમ. (અંધકાર.)"

૭૨૩. બ્રાહ્મસમાજના એક સભાસદને પરમહંસદેવ ચ્હાતા હોવાથી તેને કહ્યું હતું કેઃ " પિતા કહીને ત્હેં તે ( ઇશ્વર )ની ઘણીએ પ્રાર્થના કરી છે પરંતુ માતા કહી એક વખત તેની પ્રાર્થના કર જોઉં. પ્રાણ કેવા શીતળ થાય છે તે જણાશે."

૭૨૪. પાર્થિવ માતા યથા સમયે સન્તાનને બોલાવી આહાર કરાવે છે. મા આનન્દમયી પણ યથા સમયે સ્વર્ગનું અમૃતપાન કરાવવા માટે ( ભક્તોને ) બોલાવે છે. હે માનવ ! ચક્ષુ ઉઘાડી જરા વિચાર કર.

૭૨૫. ભગવત કૃપાથી જેઓ સ્વપ્નમાં મંત્ર પ્રાપ્ત કરી થોડા સમયમાંજ સિદ્ધિ મેળવે છે તેઓને સ્વપ્નસિદ્ધ કહેવામાં આવે છે.

૭૨૬. ગુરૂને મુખેથી મન્ત્રોપદેશ પ્રાપ્ત કરી તે મન્ત્ર–જપ દ્વારા ધીમે ધીમે ચિત્ત શુદ્ધિ થઇ જેઓ સિદ્ધિ મેળવે છે તેઓને મન્ત્રસિદ્ધ કહેવામાં આવે છે.

૭૨૭. સાધકને ધ્યાન કરતી વખત પ્રસંગોપાત એક પ્રકારની નિદ્રા જેવો અનુભવ થાય છે. તેને યોગ–નિદ્રા કહે છે. એ અવસ્થા સમયે કેટલાક સાધકોને ભગવાનના સ્વરૂપનાં દર્શન થાય છે.

૭૨૮. શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કેઃ " કોઇમાં આઠ સિદ્ધિમાંની એક પણ સિદ્ધિ જોવામાં આવે તો જાણજે કે તે મનુષ્ય મ્હને મેળવી શકશે નહિં. "

૭૨૯. બ્રાહ્મસમાજી લોકો જ્યારે સામ્ય ભાવના પ્રચાર કરતા તે

સમયે પરમહંસદેવ તેમને કહેતા કે: " તમારૂં કહેવું સત્ય છે પરંતુ તમારો ઉપદેશ કેટલા મનુષ્યો કાને ધરે છે અને કેશવના ઉપદેશ પ્રમાણે પણ કેટલાં મનુષ્યો આચરણ રાખે છે ? "

૭૩૦. ભગવાન રામકૃષ્ણદેવને નાના પ્રકારની ભાવના અને સમાધિસ્થિતિ થતાં. કોઇ સમય સમાધિ ભંગ થયા પછી તેઓ તેવી સ્થિતિમાં કેવા પ્રકારનો આનંદ ભોગવતા હતા તે સંબંધી પૂછતાં કહેતા કે: "સચ્ચિદાનંદ-સાગરમાં હું જાણે મત્સ્યની પેઠે તરતો હતો."

૭૩૧. શિવ–અંશ પૂર્વક જન્મ ગ્રહણ કરવાથી જ્ઞાની થવાય છે અને બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા, એ ઉપદેશ તરફજ સદા સર્વદા મન આકર્ષાય છે. વિષ્ણુ–અંશ પૂર્વક જન્મ ગ્રહણ કરવાથી પ્રેમભક્તિ ઓછી થશે નહિ. જ્ઞાન–ચર્ચા કર્યા પછી એ પ્રેમભક્તિ જો કદાચિત્ ઓછી થઇ જશે તો યદુવંશ–ધ્વંશકારી મૂષળની પેઠે સમય આવતાંજ હુંકાર ધ્વનિ કરતી વૃદ્ધિ પામશે.

૭૩૨. વેદાંતવાદિયો કહે છે કે: " આત્મા નિર્લિપ્ત છે. સુખ દુઃખ, પાપ પુણ્ય ઇત્યાદિ આત્માને કંઇ પણ અસર કરી શકતાં નથી. તેમ છતાં દેહાભિમાની મનુષ્યોને તે કષ્ટ આપી શકે છે. જેમ ધુમાડો ભીંતને મલિન કરી શકે છે પણ આકાશને તે મલિન કરી શકતો નથી."

૭૩૩. માયા કોને કહે છે તે જાણો છો ? પિતા, માતા, ભાઇ, ભગિની, પુત્ર, ભાણેજ, ભત્રિજો, ભત્રિજી વગેરે આત્મીયજનો પ્રત્યે પ્રેમ–જ્ઞાન તેને માયા કહે છે, અને સર્વ ભૂત માત્ર ઉપર સમાન પ્રેમ–જ્ઞાન તેનું નામ દયા.

૭૩૪. કેશવસેનને પરમહંસદેવે કહ્યું હતું કે: " નિર્જન–નિવાસ કર્યા સિવાય કઠિન રોગ મટે શી રીતે? રોગ–વિકારી મનુષ્ય જે ઘરમાં નિવાસ કરતો હોય તેજ ઘરમાં આંબલીનું અથાણું અને ન્હાવાનો ઉન્હામણો અનિષ્ટ કર્ત્તાજ સમજવો. સ્ત્રી એ પુરૂષને માટે આંબલીના અથાણા જેવી–કામ વાસના એ જળના ઉન્હામણા જેવી એટલે ધુમાડો નીકળતાંજ અકળાવી નાંખે તેવી હોય છે. તેનાથી શું રોગ મટે કે ? કેટલાક દિવસ સ્થાન–

ફેર કરવું જોઇએ. નિરોગી થઇ પુનઃ તેજ ઘરમાં નિવાસ કરવાથી ભય રહેશે નહિં.

૭૩૫. કેવે પ્રકારે જીવન વ્યતીત કરવું જોઇએ ? એ પ્રશ્નના ઉત્તરમાં પરમહંસદેવે કહ્યું કેઃ " પ્રસંગોપાત ન્હાનાં ન્હાનાં છોડિયાં મૂકી જેમ ચુલ્હો સંકોરી આપવામાં આવે અને તેમ કરવાથી જોઇતો અગ્નિ સળગ્યા કરે છે તેજ પ્રમાણે વારંવાર સાધુ-સંગ કરી મનને (ભગવદ્ ભક્તિમાં) સતેજ કરવું જોઇએ.

૭૩૬. સામ્પ્રત કાળમાં મેલેરિયા જેવા ઝેરી જ્વરની ઉત્પત્તિ થઇ છે તેના પ્રમાણમાંજ "મેલેરિયા નાશક" ઔષધિઓ પણ પ્રકટ કરવામાં આવી છે. તેજ પ્રમાણે હમણાં ઘોર કલિયુગ પ્રવર્તે છે તેના પ્રમાણમાંજ હરિનામ સંકીર્તનરૂપ સુગમ માર્ગ પણ ભગવાને તૈયાર કર્યો છે. હમણા તો હરિનામ કીર્તનથીજ સર્વસ્વ ( ઇશ્વર ) પ્રાપ્ત થાય છે. ઇશ્વર પ્રાપ્તિ માટે કોઇ પ્રકારની કષ્ટ-સાધના કરવી પડતી નથી.

૭૩૭. કોઇ એક અલ્પ બુદ્ધિનો બાળક, સર્વદા શ્રીરામકૃષ્ણદેવ સમ્મુખ શાસ્ત્રની નિન્દા કરતો હતો, પરંતુ તેણે એક દિવસ ગીતાજીની પ્રશંસા કરી. એ સાંભળી શ્રીરામકૃષ્ણદેવે કહ્યું કેઃ " કોઇ અંગ્રેજ વિદ્વાને ગીતાજીની સારી પેઠે પ્રશંસા કરી હોય એમ ધારૂં છું, તેથીજ તું તેની પ્રશંસા કરે છે. " ( હતું પણ એમજ. અંગ્રેજ વિદ્વાનો જે હિંદુ શાસ્ત્રની પ્રશંસા કરે છે તેનેજ આજકાલ ઘણા ગ્રેજ્યુએટો માન આપે છે ! )

૭૩૮. જેમ નિમન્ત્રણ કરેલો પુત્ર અને ઘરધણીનો પુત્ર. વાસ્તવિક રીતે છે તો બન્ને પુત્ર પરંતુ બન્નેની મનોભાવનામાં ફેર હોય છે. તેજ પ્રમાણે શુદ્ધ-જ્ઞાન અને શુદ્ધ-ભક્તિ એ બન્ને એક હોવા છતાં જ્ઞાની જાણે નિમન્ત્રણ કરેલો પુત્ર અને ભક્ત જાણે ઘરના માલિકનો પુત્ર હોય તેમ માનવું.

૭૩૯. બાળકની પેઠે વિચાર કરવામાં ન આવે તો ઇશ્વર-દર્શન થઇ શકે નહિં. બાળકની માતા કહે છે કેઃ " ફલાણો માણસ ત્હારો ભાઇ થાય છે. " તેજ ક્ષણે બાળકને માતાના વચન ઉપર વિશ્વાસ થાય છે અને તે

અમુક માણસને સંપૂર્ણ રીતે પોતાનો ભાઇ માની લે છે." માતા કહે છે કે:, "ફલાણે ઠેકાણે બાવો બેઠો છે." તેજ ક્ષણે બાળકને વિશ્વાસ ઉત્પન્ન થાય છે અને તે માને છે કે: "અમુક સ્થળે બાવો બેઠો છે." એ પ્રમાણેજ બાળકના જેવો વિશ્વાસ જોવામાં આવતાંજ ઇશ્વરની દયા થાય છે, અને તેવા સરલ-નિષ્કપટી ભક્તનેજ ઇશ્વર દર્શન દે છે. ગૃહસ્થાશ્રમી મનુષ્યો ઇશ્વર પ્રાપ્ત કરી શકશે નહિં.

૭૪૦. એક માણસે પરમહંસદેવને કહ્યું હતું કે: "ઇશ્વર દયામય છે." પરમહંસદેવે તેને પૂછ્યું કે: "શા કારણથી તમે તેને દયામય કહો છો ?" તેણે ઉત્તર દીધો: "મહારાજ ! તે સર્વદા આપણી સંભાળ રાખે છે. આપણે માટે આહારની વસ્તુઓ ઉત્પન્ન કરે છે, આપણને ધર્મ અર્થ વગેરે સર્વ આપે છે." પરમહંસદેવે કહ્યું કે: "સન્તાનની સંભાળ અને તેને માટે આહારનો બંદોબસ્ત તેનો પિતા નહિ કરે તો શું કોઇ પાડોશી કરશે ?" એ સાંભળી બીજા એક જણે પ્રશ્ન કર્યો: "મહારાજ ! ત્યારે શું તે ( ઇશ્વર ) દયામય નથી ?" પરમહંસદેવે કહ્યું: "એમ કેમ વારૂ? દયામય તો ખરોજ પરંતુ તે આપણો પિતા છે. તેના ઉપર આપણું જોર ચાલે છે. આપણાં માણસને તો એ ઠબકાના શબ્દ પણ કહી શકાય, તેને "આપણો" પોતાનો જાણવો જોઇએ."

૭૪૧. પૂર્વ દિશામાં જેમ જેમ ગમન કરશો તેમ તેમ પશ્ચિમ દિશા દૂર જશે. એજ પ્રમાણે ધર્મ-માર્ગમાં જેમ જેમ આગળ વધશો તેમ તેમ સંસાર દૂર થતો જશે.

૭૪૨. કલિ કાલમાં નારદના જેવી ભક્તિ રાખવી એજ શ્રેષ્ઠ અને સાર વસ્તુ છે.

૭૪૩. ઇશ્વર અનન્ત હો કે ગમે તેટલો મ્હોટો હો પણ તેની ઇચ્છા થતાંજ તેનામાં રહેલી સાર વસ્તુ મનુષ્યના હૃદયમાં પ્રવેશવા દે છે, અને પ્રકાશ કરે છે. તે ( ઇશ્વર ) અવતાર ગ્રહણ કરે તો તેને ઉપમા દ્વારા સમજાવી શકાય એમ નથી. તેનો અનુભવ થવો જોઇએ. તેનો સાક્ષાત્કાર કરવો જોઇએ. ઉપમાદ્વારા તો માત્ર તેનો કેટલોક આભાસજ થાય છે. ગાયના

શિંગડાંને સ્પર્શ કરવાથી ગાયનો સ્પર્શ કર્યા બરાબરજ કહેવાશે. પગ અથવા પૂછડાને સ્પર્શ કરવાથી પણ તે ગાયને સ્પર્શ કર્યો એમજ કહેવાશે. પરંતુ ગાયમાં સાર પદાર્થ દુધ કહેવાય છે, અને તે દુધ આંચળમાં થઇને બહાર આવે છે. તેજ પ્રમાણે પ્રેમ-ભક્તિનું શિક્ષણ આપવા માટે ઇશ્વર દેહ ધારણ કરી સમયે સમયે પૃથ્વી ઉપર અવતરણ કરે છે.

૭૪૪. સંસારમાં બે પ્રકારનાં મનુષ્યો જોવામાં આવે છે. કેટલાંક સુપડા જેવાં સ્વભાવવાળાં અને કેટલાંક ચાલણી જેવા સ્વભાવવાળાં હોય છે. સુપડું જેમ થુલું, છોડાં વગેરે નિરર્થક વસ્તુનો ત્યાગ કરી અનાજ વગેરે વસ્તુ પોતાનામાંજ રહેવા દે છે તેજ પ્રમાણે એક પ્રકાર ( સ્વભાવ ) નાં મનુષ્યો સંસારમાં અસાર વસ્તુ ( કામિની-કાંચનાદિ ) નો ત્યાગ કરી સાર વસ્તુ ભગવાનનેજ ગ્રહણ કરી બેસે છે અને ચાલણી સાર વસ્તુનો ત્યાગ કરી અસાર વસ્તુને પોતાનામાં રહેવા દે છે તેજ પ્રમાણે બીજા પ્રકારનાં મનુષ્યો સાર વસ્તુ ઇશ્વરનો ત્યાગ કરી અસાર વસ્તુ કામિની કાંચનાદિ ગ્રહણ કરે છે.

૭૪૫. પરમહંસદેવ સર્વને બ્રહ્મ-વારી (ગંગાજળ)નું પાન કરવા કહેતા. કોઇનું મન વિકૃત થતાં તેઓ કહેતા કે: " થોડું ગંગાજળ પાન કરો. સૌ સારૂ થશે. "

૭૪૬. પરમહંસદેવના ઓરડામાં બેસી એક મનુષ્ય એક પુસ્તક લઇ રાજા રામમોહનરાયે એક બ્રાહ્મણની મશ્કરી કરી હતી તે પ્રકરણ અન્ય એક મનુષ્યને સંભળાવતો હતો. એ સમયે પરમહંસદેવ પથારીમાં સૂતા હતા. રાજા રામમોહને બ્રાહ્મણની ફુલ મૂકવાની છાબડી સંતાડી દીધી હતી. ત્યાર પછી તેમણે બ્રાહ્મણને ઉપદેશ દીધો કે: ઇશ્વર નિરાકાર છે, પણ પુષ્પ તો સાકાર છે. સાકાર વસ્તુ દ્વારા નિરાકારની પૂજા થઇ શકે નહિં. તેને તો મન વડેજ પૂજવો જોઇએ. બ્રાહ્મણે બિચારાએ તે કથન સાચુ માની લીધું. એ સાંભળી પરમહંસદેવ બોલી ઉઠયા કે: " બન્નેની સ્થૂળ બુદ્ધિ ! મન સાકાર કે નિરાકાર ? "

૭૪૭. એક સમયે પરમહંસદેવ પાસે એક બ્રાહ્મણ આવતો અને અતિ

વિનીત ભાવથી વાર્તાલાપ કરતો. થોડા વખત પછી તે આવતો બંધ થયો. એક દિવસ પરમહંસદેવ કોન્નગર ગયા ત્યારે તેજ બ્રાહ્મણ ગંગા કિનારે બેસી હવા ખાતો જણાયો. પરમહંસદેવને જોઇ બ્રાહ્મણે કહ્યું કે: " કેમ છે મહારાજ ? સારા તો છો ? " પરમહંસદેવે તેનો સ્વર સાંભળી હૃદયને કહ્યું કે: " ભાઇ હૃદુ ! આ માણસ પાસે રૂપિયા એકઠા થયા છે તેથીજ આ પ્રમાણે બોલે છે. " હૃદય હસવા લાગ્યો. વાસ્તવિક રીતે જોતાં દ્રવ્ય પ્રાપ્ત થતાંજ મનુષ્યની બુદ્ધિમાં ફેર થાય છે. દ્રવ્ય નહોતું ત્યાં સુધી બ્રાહ્મણ પરમહંસદેવ પાસે આવી વિનયપૂર્વક વાર્તાલાપ કરતો પણ પૈસા એકઠા થતાંજ તેનું મન બદલાઇ ગયું !

૭૪૮. એક મનુષ્યના ઘરમાં એક મનુષ્યને બહુ સખ્ત દર્દ થયું હતું. રોગી મરવાની તૈયારીમાં હતો. એ સમયે એક જણે કહ્યું કે: " અમુક નક્ષત્રમાં વર્ષાદ થાય તેનું જળ મરેલાં માણસની ખોપરીમાં પડે, તે સમયે એક સર્પ એક દેડકાને પકડવા જાય, દેડકાને બચકું ભરતી વખતે દેડકું ખોપરી કુદી જાય, સર્પનું વિષ ખોપરીમાં પડે, એ વિષનું ઔષધ બનાવી રોગીને સેવન કરાવવામાં આવે તો રોગી બચી જાય." જેના ઘરમાં રોગી પડયો હતો તેણે અમુક નક્ષત્રને દિવસે ઘર બ્હાર ગમન કર્યું અને વ્યાકુળ ચિત્તે સર્વ વસ્તુઓ શોધવા લાગ્યો. મનમાંજ ઇશ્વરની પ્રાર્થના કરતાં બોલ્યો કે: " હે પ્રભુ ! તમે કૃપા કરી સર્વ વસ્તુઓ મેળવી આપો તોજ મ્હારૂં કાર્ય સિદ્ધ થશે." માર્ગમાં જતાં તેને એક ખોપરી મળી. જોત જોતામાં વર્ષાદનું એક ઝાપટું પડયું. તે માણસે કહ્યું: " હે ગુરૂદેવ ! ખોપરી મળી અને નક્ષત્ર પ્રમાણે વૃષ્ટિ પણ થઇ. ખોપરીમાં વૃષ્ટિનુ જળ ભરાયું. હવે કૃપા કરી બીજી વસ્તુઓનો યોગાયોગ મેળવી આપો." થોડી વારમાંજ ત્યાં એક વિષધર સર્પ આવ્યો. એ જોઈ તે માણસને બહુ આનંદ થયો, અને વ્યાકુળ થતાં તેનું હૃદય થર્ થર્ કમ્પવા લાગ્યું. તે બોલવા લાગ્યો: " હે ગુરૂદેવ ! આપની કૃપાથી અનેક વસ્તુઓ મળી ગઇ છે. હવે કૃપા કરી બાકી રહેલી વસ્તુઓ મેળવી આપો. " થોડી વારમાંજ એક દેડકો ત્યાં આવી પહોંચ્યો. સર્પે દેડકાને પકડવાનો પ્રયત્ન કર્યો તેજ ક્ષણે દેડકો ખોપરી

ઓળંગી પેલી પાર જતો રહ્યો અને સર્પનું વિષ ખોપરીમાં પડયું. આકુળ વ્યાકુળ ચિત્તે ભગવાન પાસે જે વસ્તુની પ્રાર્થના કરશો તે તમને અવશ્ય મળશે.

૭૪૯. શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના ગુરૂદેવ તોતાપૂરી મહાત્મા સર્વ સમયે ધુણી સળગતીજ રાખતા. એક દિવસ તેઓ અગ્નિ નજીક બેસી પરમહંસદેવ સાથે વાર્તાલાપ કરી રહ્યા હતા. એટલામાં એક માણસે આવી ચલમ પિવા માટે ધુણીમાંથી થોડો દેવતા લીધો. એ જોઇ તોતાપૂરી ક્રોધાંધ થઇ ઉઠયા પરંતુ પરમહંસદેવે તેમનો તિરસ્કાર કરી કહ્યું: "આવુંજ તમારૂં બ્રહ્મમય જગત્ કે! આ માણસ બ્રહ્મ છે કે નહિ અને આ અગ્નિ પણ બ્રહ્મ ખરો કે નહિં? જ્ઞાનીના નેત્રમાં વળી કોઇ ન્હાનો મ્હોટો કેવો? જ્ઞાનીને તો સર્વ સમાનજ હોય છે." એ સાંભળી તોતાપૂરી શાન્ત થઇ ગયા અને બોલ્યા કે: "ભાઇ! તમે સત્ય કહો છો. હવે આજથી તમે મ્હને કોઇ પણ દિવસ ક્રોધે ભરાયલો જોશો નહિં." એ દિવસથીજ તોતાપૂરીએ ક્રોધનો ત્યાગ કર્યો હતો. પુનઃ કદી પણ તેમને કોઇએ ક્રોધે ભરાયલા દીઠા નથી. મહાત્મા પુરૂષો પોતાનો દોષ જણાતાં તુર્તજ તેનો ત્યાગ કરે છે. તેમના દોષ દર્શાવનાર ઉપર તેઓ રોષે ભરાતા નથી પણ તેનો ઉપકારજ માને છે.

૭૫૦. એક ગામમાં એક વણકર નિવાસ કરતો હતો. તેને ધાર્મિક જાણી સર્વ તેના ઉપર વિશ્વાસ-શ્રદ્ધા અને પ્રેમ રાખતાં. વણકર લુગડાં વેચવાનો વ્યવસાય કરતો. ખરીદ કરનાર માણસ તેને લુગડાંનો ભાવ પૂછતાં તે ઉત્તર દેતો કે: "રામની ઇચ્છાથી સૂતરની કિંમત એક રૂપિયો, રામની ઇચ્છાથી મહેનતના ચાર આના અને રામની ઇચ્છાથી નફો બે આના. ભાઇ! રામની ઇચ્છાથી લુગડાની કિંમત રૂ. ૧-૬-૦ ખરીદનાર તેના ઉપર વિશ્વાસ રાખી તેના કહેવા પ્રમાણે કિંમત આપી લુગડાં લઇ જતા. વણકર વાળુ પાણી કર્યા પછી મધ્ય રાત્રે ઓટલે બેસી ઇશ્વર-પ્રાર્થના કરતો. એક દિવસ મોડી રાત વિતવા છતાં તેને નદ્રા આવતી નહિં, તેથી તે બેઠો બેઠો ચલમ પીતો હતો, એટલામાં તે રસ્તેથી ચોરોની એક ટોળી ચોરી કરવા જતી હતી. તેમને એક મજુરની જરૂર હતી. તેથી તેમણે પેલા વણકરનો હાથ

પકડી પોતાની સાથે લીધો અને ચોરી કર્યા પછી ચોરીના માલનું પોટલું તેને માથે ચઢાવ્યું. થોડે વેગળે જતાંજ પોલિસના સિપાહીઓ આવી પહોંચ્યા તેથી ચોરો ન્હાસી ગયા અને વણુકર–મજુર–મુદ્દા માલ સાથે પકડાઈ ગયો. બીજે દિવસે ગામમાં એ વાત પ્રસરતાંજ ગામના લોકો અધિકારી પાસે જઇ કહેવા લાગ્યા કેઃ " એ ( વણુકર ) ચોર નથી. તે બહુ ધર્મ–પ્રાણ છે." અધિકારીએ વણુકરને સમસ્ત બીના કહી સંભળાવવા આજ્ઞા ફરમાવી. વણુકરે કહ્યુંઃ " મહેરબાન ! રામની ઇચ્છાથી મ્હેં રાત્રે વાળુ કર્યું. રામની ઇચ્છાથી ત્યાર પછી ઓટલે બેસી ઇશ્વર ભજન કરતો હતો. રામની ઇચ્છાથી ઘણી રાત વીતી ગઇ. એ સમયે રામની ઇચ્છાથી ચોરોની એક ટોળીએ આવી મ્હારો હાથ ઝાલી મ્હને લઈ ગયા. ત્યાર પછી રામની ઇચ્છાથી તેમણે એક ઘરમાં ચોરી કરી. રામની ઇચ્છાથી તેમણે ચોરીના માલનું પોટલું મ્હારે માથે ચઢાવ્યું. થોડીવારમાંજ રામની ઇચ્છાથી પોલિસના સિપાહીઓ આવી પહોંચ્યા. રામની ઇચ્છાથી બધા ચોર ન્હાસી ગયા અને રામની ઇચ્છાથી હું એકલો પકડાઇ ગયો. રામની ઇચ્છાથી ગઇ કાલે રાતે કેદખાનામાં રહ્યો હતો અને રામની ઇચ્છાથી આજે સવારે આપની સ્હામે હાજર થયો છું." એ સાંભળી અધિકારીએ વણુકરને છોડી દીધો. રસ્તામાં જતાં જતાં વણુકરે એક મિત્રને કહ્યું કેઃ "રામની ઇચ્છાથી હું છૂટી ગયો છું." રામની ઇચ્છાને મહત્ત્વ આપનારને એ પ્રમાણે આલોક પરલોકમાં મુક્તિજ મળે છે.*

## ॥ ॐ तत्सत् श्री रामकृष्णर्पणऽमस्तु ॥

---

* શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનાં બીજાં ઉપદેશામૃત હજી મળી આવે એમ છે. પ્રભુઇચ્છા તો હવે પછી ૧૦૦૧ ઉપદેશામૃત પ્રકટ કરવામાં આવશે. પ્રૉ. મોકસમુલરકૃત અંગ્રેજી ઉપદેશામૃતમાં અને આ ઉપદેશામૃતમાં બે ચાર ઠેકાણે પાઠાફેર જણાય છે પણ ભાવાર્થ તો એકજ છે. લેખક.

" મા ! હું ત્હારે શરણે છું. ત્હારા પાદપદ્મમાં શરણુ લઉં છું. દેહ સુખની ઈચ્છા નથી. મા ! લોક–માનની ઇચ્છા નથી. (અણિમા-આદિ ) અષ્ટસિદ્ધિની ઈચ્છા નથી. કેવળ એટલી કૃપા કર કે જેથી ત્હારા શ્રી પાદપદ્મમાં શુદ્ધ ભક્તિ રહે. નિષ્કામ, અચલ, અહૈતુકી ભક્તિ રહે. ત્હારી ભૂવન મોહિની માયાથી હું મુગ્ધ ન થાઉં એવી કૃપા કર. મા! ત્હારા માયાવી સંસારનાં, કામિનીકાંચન ઉપર મ્હને પ્રેમ ઉપજે નહિ ! મા ! ત્હારા સિવાય મ્હારૂં બીજું કોઈ નથી. હું ભજનહીન, સાધનહીન, જ્ઞાનહીન, ભક્તિહીન છું. ત્હારાં શ્રી પાદ-પદ્મમાં મ્હને ભક્તિ ઉપજે એવી કૃપા કર."

શ્રી રામકૃષ્ણ પરમહંસ.

सद्गुरुदेव भगवान

# श्री रामकृष्ण परमहंसदेवनी आरति.

---

જય જય જય ગુરૂદેવ, જય જય દીન બંધુ, પ્રભુ જય જય દિનબંધુ.
કરૂણાળુ દયાળુ, જય અમૃત સિંધુ—જય જય જય ગુરૂદેવ. ૧
ભવ ભયહારક નાથ, તારક તમ ત્રાતા, (પ્રભુ. ૨)
ષડ્રિપુ સંહારક પ્રભુ, અભય વચન દાતા. જય જય. ૨
ત્રિગુણાતીત તમ દેવ, જય જય ભગવન્તા, (પ્રભુ. ૨)
શિષ્ય જનો પ્રતિ પાલક, ટાલક દુઃખ દન્તા. જય જય. ૩
ભક્ત વત્સલ ભગવાન, કલ્પતરૂ જાણું, (પ્રભુ. ૨)
કોટિક કિલ્વિષ કાપો, ચિન્તામણિ માનુ. જય જય. ૪
ચૌદ લોકમાં નાથ, પૂજનયા પ્રિતે, (પ્રભુ. ૨)
એ કીર્તિની જ્યોતિ, ચોંટી અમ ચિત્તે. જય જય. ૫
માયાતીત મહેષ સત્ ચિદ્દ આનંદા, (પ્રભુ. ૨)
યોગ ભોગના ભોક્તા, પૂર્ણ બ્રહ્મ કંદા. જય જય. ૬
બ્રહ્મ સ્વરૂપ બ્રહ્માત્મા, બ્રહ્માંડે વ્યાપ્યા, (પ્રભુ. ૨)
બ્રહ્મ ધ્યાન છે જેનું અમ હૃદયે સ્થાપ્યા. જય જય. ૭
માયાવી અમ જીવ, માયામાં રમીએ, (પ્રભુ. ૨)
માયા જાળો ટાળો, બ્રહ્મ રૂપે ભમીએ. જય જય. ૮
દોષ ન જોશો નાથ, કર ગ્રહીને તારો, (પ્રભુ. ૨)
રોમ રોમમાં વ્યાપો, પતીત ઉદ્ધારો. જય જય. ૯
ભવસાગરથી પાર, ઊતારો દેવા, (પભુ. ૨)
ચરણ શરણમાં આવ્યાં, કરીએ નીત સેવા. જય જય. ૧૦

# પુષ્પાંજલિ.

રે રે પ્રભો પરમ શાંતિ સ્થાપનારા, રે રે પ્રભો હૃદય ભ્રાંતિ કાપનારા;
રે રે પ્રભો અભય પદને આપનારા, એવા પ્રભો અમ ઉરે નિત વ્યાપનારા. ૧

હે દીનબંધુ કરૂણાળુ દયાળુ સ્વામિ, સહઅષ્ટઅંગ નમીએ અમ શિષ્ય નામી,
દુસ્તર ભવાબ્ધિ મધ્યે ભય જાળ જામી, ઘો ભક્તિ નાવ સબળુ દઇએજ વામી. ૨

થાતાં કૃપા તમ પ્રભુ ષટ્ ચક્ર જાગે, આઠે પહોર પ્રભુ ચરણે ચિત્ત લાગે;
માયા અને મમત મોહ તમામ ભાગે, ને જીવ થાય શિવ રૂપજ અન્ય ત્યાગે. ૩

અંજન કરો કૃપાનું અમ નેત્ર માંહી, ગ્રહી છે અમોએ નિર્બળે પ્રભુ તમ બાંહી,
થાતાંજ દિવ્ય દ્રષ્ટિ દીસે દિવ્ય આંહી, પ્રવેશીએ દિવ્ય પ્રદેશ વસ્યો છે જ્યાંહી. ૪

છો ભીડ ભંજન ભવભય દુઃખહારી, છો ભક્તજન મન રંજન સુખકારી,
છો શાંત કાંત પ્રતિમા ઉરમાં ઉતારી, શ્રી રામકૃષ્ણ ગુરૂદેવ સહાયકારી. ૫

આશા મહાન હૃદયેભરી આજ આવ્યા, પુષ્પાંજલિ ચરણ અર્પણ માટ લાવ્યાં;
લેજો પ્રભુ વિનય પૂર્વક તે સ્વિકારી, દારિદ્ર દુઃખ સર્વે દેજો વિદારી. ૬

* * * * *

જેની કૃપાથી ટળતાં ત્રય તાપ ભારી, જેની કૃપાથી મળતાં સુખશાંતિસારી,
જેની કૃપાથી બળતાંજ અમાપ પાપો, એવા શ્રીરામચરણે અમ ચિત્તસ્થાપો. ૭

જે છે સદા સુખદ ને સદ્જ્ઞાન દાતા, જે છે સદા સકળના પિતુ માત ભ્રાતા,
જે છે સદા સૌ સંહારનાર આપો, એવા શ્રીરામચરણે અમ ચિત્તસ્થાપો. ૮

લાગેજ વાણી મુખ જેની સુમિષ્ટ મેવા, ભાગે દુઃખો ભવ તણાં કરવાથી સેવા,
જાગેજ જ્યોતિ ઉરની જપવાથી જાપો, એવા શ્રીરામચરણે અમચિત્તસ્થાપો. ૯

જેના ગુણોની ગણના જનથી ન થાય, ના શેષ નાગ જીભથી ગણતાં ગણાય,
જોડી દ્વિ હસ્ત શરણું સદાય માગું, શ્રી રામકૃષ્ણ ગુરૂદેવજ પાય લાગું. ૧૦

# સદ્ગુરુદેવનાં ચરણ કમળમાં ચિત્તવૃત્તિ જોડવા પ્રાર્થના.

———

( દાસ પરે દયા લાવોરે–દયાળુ દેવા–દાસ પરે દયા લાવો—એ રાગ. )

ચરણ કમળે ચિત્ત જોડોરે, સદ્ગુરૂ દેવા, ચરણ કમળે ચિત્ત જોડો. (૨)

નિરંકુશ વૃત્તિ ધારી, હર્યો ફર્યો પૃથ્વી સારી, (૨)
મળી નહિ શાંતિ–ભ્રાંતિ તોડોરે... ... ... (૨) સદ્ગુરૂ. ૧

જુવાની દિવાની આવી, અનેક ઉપાધિ લાવી, (૨)
ભમાવિ દમાવિ, કાઢયો ખોડોરે... ... ... (૨) સદ્ગુરૂ. ૨

કિધાં બહુ પાપ પ્રિતે, રાખ્યું નહિ માપ ચિત્તે, (૨)
વિત્તેથી વિંખાયો ના કાંઇ થોડો રે ... ... (૨) સદ્ગુરૂ. ૩

તનડુ તપાવી નાંખ્યું, મનડુ ભમાવી નાંખ્યું, (૨)
અંતરના પડદા આપ મરોડો રે... ... ... (૨) સદ્ગુરૂ. ૪

વિષયોપભોગો ભોગી, બન્યો રૂંવે રૂંવે રોગી, (૨)
યોગી જન તાપ તનના તોડોરે... ... ... (૨) સદ્ગુરૂ. ૫

દ્રષ્ટિથી દીઠા જ્યારે, વૃષ્ટિ થઇ અમૃત ત્યારે, (૨)
વૃત્તિનો સોંપ્યો નાથ અછોડો રે... ... ... (૨) સદ્ગુરૂ. ૬

મન ને વચન કર્મ, સોંપ્યા તમ હાથ ધર્મ,
મર્મો સમજાવી જાળ વછોડો રે... ... ... (૨) સદ્ગુરૂ. ૭

જીવ શિવ રૂપ થાયે, ભેદ અભેદ જણાયે,
**સોહમ્ સોહમ્** ની ધુન છોડો રે ... ... (૨) સદ્ગુરૂ. ૮

———